# વસન્ત

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૧. [ માસિક ] માઘ, સંવત ૧૯૭૨

## ગ્રન્થાવલોકન.

ઉષાનન્દિની*—દક્ખણ કૉલેજના ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર પ્રિન્સિપાલ બેઇન પોતાના અધ્યાપનના વિષયમાં નિષ્ણાત હોવા ઉપરાંત એક સુન્દર-વાર્તા-લેખક છે. એમની વાર્તાઓ સંસ્કારી વાચક વર્ગમાં—ખાસ કરીને અમેરિકામાં બહુ વંચાય છે, અને તેમ થવાનું કારણ એના સુન્દર કલાવિધાન કરતાં પણ વિશેષ ભાગે એનું અપૂર્વ 'વાતાવરણ' છે. પ્રોફેસર બેઇને, પ્રાચીન સંસ્કૃત સાહિત્યનાં પોતાને અમુક હસ્તલિખિત પુસ્તકો મળ્યાં છે અને તેનું પોતે ભાષાન્તર કરે છે એમ આ વાર્તાઓ સંબન્ધે કલ્પના કરી છે—અને એ કલ્પના રસિક ભ્રાન્તિ ઉપજાવવામાં એવી તો સફળ થઈ છે કે કેટલાક વાચકો આ પ્રાચીનતાના આરોપને યથાર્થ માનીને પૂછે છે કે—'પ્રોફેસર બેઇન આ હસ્તલિખિત પુસ્તકો કેમ છપાવતા નથી?'!

ઉષાનન્દિનીનું 'વાતાવરણ' આપણને બૃહત્કથા દશકુમારચરિત વગેરે કથાઓના દેશકાળનું સ્મરણ કરાવે છે, પણ એ કથાઓ કરતાં આ અત્યન્ત સાદી છે—અને એ સાદાઈમાં જ એની મનોહરતા છે. જાણે હિન્દુસ્થાનનો પાષાણ લઈ ગ્રીક ટાંકણાવૃત્તી એમાંથી હિન્દુસ્થાનનાં રાજવંશી બે સ્ત્રી-પુરુષનું જોડું કોતરી કાઢ્યું હોય—એવાં બે પાત્રોની આ

* ભાષાન્તર કરનાર સ્વ. સૌ. ઊર્મિલા દયારામ ગિડુમલ, પ્રસિદ્ધ કરનાર ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ.

આખી વાર્તા બનેલી છે: અને આ નિર્જીવ ઉપમા અને દેશદેશની અને રાજરંકની કેટલેક અંશે કલ્પિત વિશિષ્ટતા છોડી દઈને બોલીએ. તો—પ્રાચીન હિન્દુસ્થાનની મનોહર રંગભૂમિ ઉપર બે મનુષ્યહૃદયો સંલાપ કરતાં,—એક હૃદય બીજા હૃદયની—ઊંડી ઊંડી ગૂંચો ઉકેલતું આપણે જોઈએ છીએ, સાંભળીએ છીએ.

વાર્તાનું વસ્તુ ટૂંકામાં આવું છે:—એક રાજા એના બળવાન શત્રુ રાજાને મેળવી લેવાના હેતુથી પોતાની કુંવરી એને આપવા ઇચ્છે છે. તે માટે એ એક એલચીને એને ત્યાં મોકલે છે, પણ એલચી હકીકત લાવે છે કે એ રાજા તો પોતાની એક રાણીની વર્તણુકથી નિર્વેદ પામી વનમાં જઇને બેઠો છે અને તે હવેથી સ્ત્રીજાતિ સાથે સંબન્ધ રાખવા માગતો નથી. છતાં આટલું કહે છે કે "તમારા રાજાને જઇને કહો કે મ્હારા અને તમારા રાજ્યના હિત ખાતર હું તમારી માગણી સ્વીકારૂં છું...અને રાણીને યોગ્ય સન્માનથી રાખીશ, પરંતુ મ્હારી પત્ની તરીકે નહિં રાખું, સપ્તપદી ફર્યા પછી હેણે મ્હારી હયાતી જ ભૂલી જઇને જુદા મેહેલમાં રહેવું." રાજા આ હકીકત સાંભળી નિરાશ થાય છે, પણ કુંવરી—જેણે પોતાનાં ખાનગી માણસો મોકલીને આ હકીકત જાણી હતી—એ આ શર્ત કબૂલ રાખવા પોતાના પિતાને કહે છે, અને એના નૈરાશ્યને અકારણ જણાવી હસી કાઢે છે. પછી કુંવરી એલચી મારફત પેલા રાજાને સન્દેશો કહાવે છે કે: "મ્હારા ભવિષ્યના પતિને કહેજો કે તમારી દાસી બીજને દિવસે તમારે ત્હાં આવવાનો સમય પોતાની દાસી દ્વારા કહેવડાવશે, પણ જ્હાં લગી આપ પોતાની ઇચ્છાથી નહિં બોલાવો ત્હાં લગી એ આપની સમક્ષ આવીને આપને [illegible] નહિં." રાજા આ કબૂલ કરે છે, અને કુંવરી રાજાના વગડાના મન્દિરની પાસે જઇને વસે છે. પ્રતિદિન પ્રાતઃકાળમાં 'ચેટી' રાજાને, રાત્રિએ સુખે નિદ્રા આવી હતી કે કેમ એમ કુશળપ્રશ્ન પૂછવા જાય છે, એને કુંવરી (રાણી) તરફથી હમેશ એક પુષ્પ—આંબામૉર, માલતી, ચંપક વગેરે રાજાને અર્પે છે—પ્રસંગોપાત્ત એકાદ વાત કરી પોતાને મુકામે ચાલી આવે છે. પણ એ વાતમાં રાજાનો સ્ત્રીજાતિ સામેનો વ્હેમ અને વિદ્વેષ નષ્ટ કરવાનો યત્ન હોય છે. ક્રમે ક્રમે એ વ્હેમ અને વિદ્વેષ નષ્ટ થઇ જાય છે, એનો પ્રેમ બંધાતો જાય છે, અને આખરે એ પ્રેમને વશ થાય છે–'ચેટી' એ વસ્તુતઃ રાણી જ છે એમ એના જાણવામાં આવે છે! બન્ને સરોવરને કાંઠે ગયાં. "ત્હાં ત્હેના કિનારા આગળ કમળ ખીલેલું હેમણે દીઠું તે જોઇ રાજા બોલ્યો: 'હવે આ કમળનું ફૂલ તું તોડય, અને સરોવરમાં તું પડી ન જાય માટે હું ત્હને ઝાલી રાખીશ.' એમ કહી હેણે ત્હેને ભુજયુગલમાં ઝાલી રાખી, અને બંને જણાં સરોવરના તટ ઉપર રહી વાંકાં વળ્યાં. મધુપમંજરી(રાણી)એ કમળ તોડવાને પોતાનો હાથ લંબાવ્યો. પછી રાજાએ નીચે સ્વરે ત્હેના કાનમાં કહ્યું:—'ત્હને સરોવર આગળ આણવાની મ્હારી મતલબ તું હવે સમજી? જો ત્હારી એક કાન્તિને બદલે હવે બે દેખાય છે. હવે એ બેમાંથી કી કાન્તિ ઉપર હું ચુમ્બન કરૂં? અને મ્હને ચુમ્બન કોણ કરશે? ચેટી કે રાણી?' મધુપમંજરીએ કમળ તોડયું. અને રાજા તરફ મુખ ફેરવીને બોલી—'બંને.'"

આવા મધુર ચિત્રથી આ રસિક વાર્તા પૂરી થાય છે. આ વાર્તા, હાલમાં પ્રચલિત

એવી "short story"ના પ્રકારની છે. 'short story' યાને 'ટૂંકી વાર્તા' છેક કોઇક રૂપે તો બહુ પ્રાચીનકાળથી સર્વ દેશોમાં જાણીતી છે, પણ વર્તમાન સમયમાં, વલકથામાંથી રૂપાન્તર થઇને જે એક સાહિત્યનો નવો પ્રકાર "short story" નામનો થયો છે એ એના વિશેષ રૂપમાં અમેરિકામાં જ જન્મ્યો છે એમ કહીએ તો ચાલે. એડગર ઍલન પો એનું લક્ષણ આ પ્રમાણે આપે છે: A short story is a prose narrative 'requiring from half an hour to one or two hours in its perusal. અર્થાત્—અડધા કલાકથી એક બે કલાકમાં વંચાઇ રહે એવી કથા. પ્રોફેસર હડસન એને બીજા શબ્દોમાં ઊતારીને કહે છે કે "A short story is a story that can be easily read at a single sitting."-એકી બેઠકે વંચાઇ શકે એવી વાર્તા એ લઘુ વાર્તા. પણ આ લઘુ વાર્તા રસશાસ્ત્રના નિયમની બહાર નથી—લાંબી વાતનો ટૂંકામાં સાર આપવો એ રસશાસ્ત્રની પરિભાષામાં 'લઘુ વાર્તા' નથી. 'લઘુ વાર્તા' માં એકાગ્રતા (concentration) અને એકતા(unity)ના નિયમો પળાએલા હોવા જોઇએ. જેમ સંગીતકલ્પ કાવ્ય(Lyric)માં એક જ હૃદયની ઊર્મિ વા વિચાર ઉપર આખું કાવ્ય રચાએલું હોય છે, તેમ આ લઘુ વાર્તામાં પણ એક જ પ્રધાન વિચારને મૂર્તિમન્ત કરવા પૂરતી વાર્તાની રચના હોય છે. અર્થાત્, નકામી અને શોભા માત્ર એવી એક પણ રેખા આ લઘુ વાર્તામાં હોવી ન જોઇએ, અને એ દોષમાંથી મુક્ત રહેવું એમાં જ લઘુ વાર્તાનું મુખ્ય કલાવિધાન રહેલું હોય છે. પરંતુ એથી એમ સમજવાનું નથી કે લઘુવાર્તાનો પ્રધાન રસ તે માત્ર વાર્તારસ જ હોવો જોઇએ—સુન્દર ચિત્રો, વર્ણનો, અને સંવાદો વા વિચારોને પણ એમાં અવકાશ છે. માત્ર એટલું કે એ માપસર એટલે કે લઘુ વાર્તાની સાદાઇને બાધ ન કરે એવાં હોવાં જોઇએ. આ કસોટીએ તપાસતાં પ્રો. બેઇનની કૃતિ એક ઊંચા પ્રકારની લઘુ વાર્તા ('short-story') છે, અને તેના અવાન્તર પ્રકારનો વિચાર કરીએ તો જેને 'A tale of ratiocination' કહીએ છે તે છે—અર્થાત્ એમાં અમુક સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાનો આશય છે. એ સિદ્ધાન્ત તે એ કે નિર્વેદ નહિ પણ પ્રેમ એ જ જીવનનું પરમ સત્ય છે. અને તદનુસાર, સ્ત્રીત્વના અંગભૂત સૌન્દર્ય માધુર્ય ચાતુર્ય ધૈર્ય વગેરે ગુણોએ સંસારના પ્રથમ પણ અધૂરા અનુભવથી શોષાઇ ગએલા એક પુરુષહૃદયને—એમાં નવીન રસ સીંચીને—તાજું કરે છે. મધુપમંજરીએ રાજાને છેવટે પૂછેલા પ્રશ્નમાં આખી વાર્તાનો સિદ્ધાન્ત સમાએલો છે. મધુમંજરી પૂછે છે, "ત્હમે કેટલા ભોળા છો? એક સ્ત્રી તૃણ જેવી હલકી તે છુછરી નીવડી તે ઉપરથી ત્હમે શું એમ ધાર્યું હતું કે સ્ત્રીના પ્રેમના ખમૃત વગર ત્હમે ત્હમારૂં આખું જીવન ગાળી સકત?"—પુરુષને સ્ત્રીની નિસર્ગ સિદ્ધ અપેક્ષા છે, અને નિર્વેદનો સિદ્ધાન્ત અધૂરા અનુભવ ઉપર રચાએલો છે એ આ લઘુ વાર્તાનો ફલિતાર્થ છે.

મુખ્ય વાર્તાના અંગમાં ન્હાની ન્હાની વાતો દૃષ્ટાન્ત રૂપે આવી સિદ્ધાન્તને ક્રમશઃ સ્થાપતી જાય છે. એક બે અત્રે ઊતારીશું તો તેથી પ્રોફેસર બેઇનની તર્ક અને કલ્પના શક્તિનો વાચકને ખ્યાલ આવશે.

(૧) પૂર્વે એક આપના જેવો જ યુવાન અને સંસારના અનુભવ વિનાનો રાજા હતો, ત્હેણે આપની પેઠે જ એક સ્ત્રીને પોતાનો પ્રેમ અર્પણ કર્યો હતો, પરંતુ તે સ્ત્રી થોડા સમયમાં મરણ પામી, એટલે એ આપની પેઠે જ રાજ્યકારભાર, વૈભવ અને સંસારનો ત્યાગ કરીને, આપની પેઠે જ એકાન્તમાં હાવા જ વનમાં, અને એક હાવા જ જૂના મંદિરમાં રહીને શોક અને નિરાશામાં સમય ગાળતો હતો. હેને રાજ્યકારભાર ચલાવવાને તથા પોતાની પદવી પ્રમાણે રહેવાને અને નગરમાં આવવાને ઘણાએ સમજાવ્યો, પરંતુ કોઈ પણ સફળ નીવડ્યું નહિ. ત્હારે મ્હારા જેવી યુવાન અને ચુલબુલી દાસી નહિં પણ એક વૃદ્ધ કરચોલિયો પડેલો ઋષિ, આપે જેવાં વલ્કલ પ્હેર્યાં છે ત્હેવાં વલ્કલ પ્હેરેલો રાજાના કુળનો ગુરુ આવ્યો. એ રાજાએ પણ આપના જેવાં જ વલ્કલ પ્હેર્યાં હતાં હેની પાસે જઇને ઋષિ એક શબ્દ પણ બોલ્યા વગર ઊભો રહ્યો. થોડો સમય બંને જણા નિઃશબ્દ ઊભા રહ્યા. એટલામાં એકાએક, જેવું પેલું પીળું પાંદડું ઊડીને સરોવરના શાન્ત પાણીમાં હમણાં પડ્યું, તેમ એક વાંસનું સૂકું પાંદડું ભોંય ઉપર પડ્યું. એ પાંદડું પડતું જોઈને ઋષિયે મ્હોટે સ્વરે રુદન કરવા માંડ્યું, અને ભૂમ ઉપર આળોટી જઇને પોતાનાં વસ્ત્ર ફાડવા માંડ્યાં, વાળ પીંદી નાંખ્યા, અને બંને હાથ વડે પોતાના માથામાં ધૂળ નાંખવા માંડી. આ જોઇને પેલા રાજાએ પૂછ્યું 'ઋષિ મહારાજ! આમ એકાએક શોક કરવાનું કારણ શું?' ઋષિએ કહ્યું 'મહા વિપત્તિ પડી છે! વૃક્ષ ઉપરથી પાંદડું પડ્યું તે ત્હમે ના જોયું?' રાજાએ આશ્ચર્ય પામીને પૂછ્યું 'ગુરુદેવ, આ શું? ત્હમે કાંઇ મૂર્ખાઇ તો નથી કરતા ને? વૃક્ષ ઉપરથી એક પાંદડું પડ્યા માટે હાવો અસાધારણ શોક કરવો?' વૃદ્ધ ઋષિએ ઉત્તર દીધો 'અરે! રાજા મૂર્ખાઇ તો ત્હારી જ; એક સ્ત્રીના મરણમાટે આટલો બધો શોક કરવો, તે એક પાંદડું પડ્યા માટે અસાધારણ શોક કરવા જેવું જ છે, કારણ એક માનવ સ્ત્રીના મરણ માટે આટલો બધો શોક શેનો કરવો? મનુષ્યદેહ મૃત્યુ પામે છે, તે એક સૂકા પાંદડાના ખરવા જેવું જ છે, અને રાજા! શી ત્હારી મૂર્ખાઇ! અસ્થિર સ્ત્રીજાતિ માટે સર્વ વસ્તુનો ત્યાગ કરવો? સ્ત્રીઓ વાંસના પાંદડા કરતાં પણ શું વધારે અસ્થિર નથી? પ્રકૃતિના નિયમ પ્રમાણે વાંસનું સૂકું પાંદડું ખરી પડે તેટલા માટે દુઃખના સમુદ્રમાં ડૂબવું શું યોગ્ય છે?' આટલું કહીને ચેટીએ આંબાનો મોર રાજાના ચરણ આંગળ મૂક્યો, અને પાછી ફરીને ત્વરાથી વન ભણી ગઇ અને વૃક્ષની ઘટામાં ઢંકાઇ ગઇ, પરંતુ રાજા આશ્ચર્ય પામીને એના ભણી જોતો મૂઢ જેવો ઊભો રહ્યો. અને પાણીમાં હંસ જેવી સુન્દરતાથી તરે છે ત્હેવી હંસની ગતિથી જતી ચેટીના લાલિત્યને પોતાની ઇચ્છાવિરુદ્ધ જોઇ રહ્યો."

(૨) વળી એક બીજે પ્રભાતે ચેટી રાજાને કહે છે: "મહારાજ! આપ કેટલા બધા ભોળા છો? પ્રભુએ સર્વ પુષ્પને પણ એક જાતનાં કરીને પ્રત્યેકનામાં જુદી વિલક્ષણતા આપી છે, તો દરેક સ્ત્રીઓને કાંઇ એક જ ગુણસ્વભાવની કરી હશે? પ્રભુ કાંઇ હેનો વિચિત્ર છે? ખરેખર આપ ન્યાયાધીશ થવાને અયોગ્ય છો, કારણ કેટલીક સ્ત્રીઓ પાટલીપુષ્પ જેવી સુશોભિત છે, તો કેટલીક કાશના આંબામોર જેવી સુગન્ધમય છે. સાંભળો, એક સ્ત્રીનો પતિ એક સમયે યાત્રાએ ગયો, તે ઘણા

સમય સુધી પાછો આવ્યો નહિં, વર્ષોનાં વર્ષ વીતી ગયાં, છતાં તે આવ્યો નહિં, તે
સ્ત્રીને પ્રત્યેક દિવસે અનેક પુરુષોનાં માગાં આવીને તે હેને હેરાન કરતા હતા. જેમ પુષ્પ
મધમાખીઓને આકર્ષે છે તેમ હેનું સૌન્દર્ય પુરુષોને આકર્ષતું હતું, અને જેમ જેમ એ
પુરુષોને કાઢી મૂકતી હતી તેમ તે પુરુષો વધારે આવતા હતા. એક રાત્રિયે હેણે દીવામાં
તેલ પૂર્યું અને વાટ્ય મૂકી, એ દીવો લઈને ગંગા નદીની તીરે ગઈ અને મનમાં વિચાર્યું
કે 'હું આ દીવો સળગાવીને પાણીમાં તરતો મૂકીશ. આ દીવાની જ્યોત મ્હારા સ્વામીનો
આત્મા છે, તેથી જો દીવો હોલવાઇ જશે અથવા તો ડૂબી જશે તો મ્હારા સ્વામી મૃત્યુ
પામ્યા છે એમ જાણીને હું મ્હારા જીવનનો અંત આણીશ પરંતુ જો આ દીવો વગર
હોલવાયે તર્યા કરશે તો મ્હારા સ્વામી ઘેર પાછા આવશે એમ જાણીને હું દુઃખ સહન
કરતી પણ વાટ્ય જોઇશ. આ પ્રમાણે વિચાર કર્યો તે સમયે પવન ઘણા જોરથી સુસવાટા
કરતો આવતો હતો, અને ગંગાનદીનું પાણી સમુદ્રની છોળોની પેઠે ઊછળતું હતું. છતાં હેણે
દીવો સળગાવીને ગંગાનદીના પાણીમાં મૂક્યો, કારણ હેની પતિભક્તિ ઘણી પ્રબલ હતી. આ
સમયે આકાશ પોતાના તારારૂપી અસંખ્ય ચક્ષુઓવડે એ સ્ત્રી સ્હામું જોતું હતું. એ સ્ત્રીનો
ન્હાનો દીવો જોઇને તિરસ્કારથી હસીને બોલ્યું:—'જો પેલી મૂર્ખ સ્ત્રીએ અણગારી મશા-
ગાવી છે ને હેને દીવો કહે છે!' મહેશ્વરે આકાશની આવી ગર્વિષ્ઠ વાણી સાંભળીને પોતાની
શક્તિથી સર્વ શાન્ત કર્યું, ગંગાનદીની ઊછળતી છોળો બંધ થઇ, અને શાન્ત પાણી ઉપર
ન્હાનો દીવો લગારે ઝબકયા વગર તરવા માંડ્યો, ગંગાના આરસા જેવા નિર્મળ પાણીમાં
બીજું એક આકાશ અને તારાઓ ઉપરના આકાશનું અનુકરણ કરતું હોય તેમ દેખાયું.
તે જોઇ મહેશ્વરે કહ્યું, 'ઓ આકાશ! પેલું નીચેનું આકાશ અને તારા જોયા?' આકાશે
હસીને કહ્યું 'હા, પણ એ આકાશ અને તારા તો માત્ર માયા છે.' મહેશ્વરે કહ્યું 'ઓ મૂર્ખ
આકાશ! તું અને ત્હારા તારાઓ પણ પેલા નીચેના આકાશની પેઠે જ માયા છે. ઉપર
અને નીચેની અનન્તતાની વચમાં પેલો ન્હાનો દીવો તરે છે તે જ સત્ય અસ્તિત્વ છે, કારણ
તે સતી સ્ત્રીના પતિવ્રતની સાખીની કરે છે."

(૩) વળી પ્રેમનું સ્વરૂપ શાં શાં તત્ત્વો મળીને બનેલું છે એનું નિરૂપણ પણ વાંચવા
લાયક છે:

"મેરીએ કહ્યું:—સંપૂર્ણ અને શુદ્ધ પ્રેમ પ્રાપ્ત કરવાને ત્રણ પ્રકારના પ્રેમ એકત્ર થવા
જોઇયે, શારીરિક, માનસિક અને આત્મિક. આ પ્રકારના પ્રેમ માત્ર પુરુષ અને સ્ત્રી વચ્ચે
જ હોઇ શકે છે. કારણ પુરુષ સ્ત્રીના સૌન્દર્યથી અને સ્ત્રી પુરુષના કેટલાક ગુણથી સ્વા-
ભાવિક રીત્યે આકર્ષાય છે, અને પોતાના ગુણ કે સૌન્દર્યનું ભાન હોતું નથી. જો માન-
વીમાં જાતિભેદ ન હોત તો શારીરિક આકર્ષણ હોઇ શકત નહિં, અને તેથી એક ગુણની
ખોટ્ય આવત. જે સ્ત્રીને પોતાના પ્રિય પુરુષનો પ્રેમ અચળ રાખવાની ઇચ્છા હોય, હેનું
પોતાનું શરીરસૌન્દર્ય ખામી વગરનું હોવું જોઇયે. નહિં તો તે પુરુષના વિચાર અન્ય સ્ત્રી
પ્રત્યે દોડશે. કારણ પુરુષ સ્વભાવથી જ પોતાને ઉચિત વસ્તુની શોધમાં હોય છે. બીજો
ગુણ બુદ્ધિ છે. તે ન હોય તો પુરુષનો સંમાનભાવ ઊઠી જઇને અન્ય સ્થળે વળશે. ત્રીજો

ગુણ સદાચાર છે; જો સ્ત્રીઓ સદાચારી ન હોય તો પુરુષોનાં હૃદયને ઘણું કષ્ટ થાય છે, અને આ ત્રીજા ગુણ વગર પ્હેલા બંને ગુણો ક્ષણભર અસર કરશે પણ અંતે તો વ્યર્થ છે. આ ગુણની ખામી હોય તો પુરુષનો અંતરાત્મા સ્ત્રીનો ત્યાગ કરશે, અને જે ગુણ વિના ચાલતું નથી ત્હેની શોધમાં જશે. આ ગુણો સ્ત્રીઓ તથા પુરુષો બંનેમાં હોવા જોઇયે, માત્ર ફેર એટલો જ હોય છે કે પુરુષ અને સ્ત્રીનાં શરીર, બુદ્ધિ અને આત્મા તદ્દન એક બીજાથી જુદાં હોય છે, કારણ સ્ત્રીમાં જે કેટલાક સદ્‌ગુણ ગણાય છે તે જ ગુણ જો પુરુષમાં હોય તો નિર્બળતા ગણાય છે, અને પુરુષમાં ગણાતી નિર્બળતા સ્ત્રીઓનું બળ અને શોભા ગણાય છે."

ઉપરના ઊતારા અને વિવેચનથી આ લઘુ વાર્તાના સુન્દર સ્વરૂપ અને એના ઉચ્ચ ઉપદેશનો વાચકને ખ્યાલ આવી ગયો હશે, એટલે આ અવલોકનને અધિક વિસ્તરવા દેવાની જરૂર નથી. તથાપિ પ્રો. બેઇને સંસ્કૃત વર્ણનશૈલીનું કેવું યથાર્થ અનુકરણ કર્યું છે, અને છતાં કોઇક વિરલ સ્થળે પરદેશી હાથ કેવો જણાઇ આવે છે એ દર્શાવનારાં બે અવતરણો વધારે પડતાં નહિ ગણાયઃ—

(૧) "જ્યહાં વૃક્ષોને નિરંતર પુષ્પ આવે છે, ઉન્મત્ત મધમાખીઓ ગુંજારવ કરતી હોય છે, દિવસે સૂર્યનાં સખત કિરણો પ્રવેશ કરી સકતાં નથી, રાત્રિએ કપૂરથી સુગન્ધમય થયેલાં ચન્દ્રકિરણો પડ્યાથી ચન્દ્રમણિમાંથી અમી ઝરે છે, પીરોજી સરોવર શ્વેત રૂપેરી હંસની હાર્યેથી ભરપૂર છે, નીલમણિનાં પગથિયાં ઉપર મયૂરો ગર્જના સાંભળીને ઉશ્કેરાઇને કળા કરીને નૃત્ય કરે છે, રાત્રિને સમયે યુવતીઓ પોતાના પ્રેમી પુરુષોને મળવાને ગુપ્ત રીતે જાય છે, હેમને અંધકારમાં માર્ગ દર્શાવવાને વીજળીના ચમકારા થાય છે, અને શ્યામ વાદળાં ઉપર લસણિયા મણિના જેવું ઇન્દ્રધનુષ્ય નિરંતર ઝળકી રહે છે, સ્ફટિકમણિની અગાશીઓ ઉપર પ્રેમી યુગલો એક બીજાની પ્રેમપૂર્ણ મુખમુદ્રાનું પ્રતિબિમ્બ રાતા દ્રાક્ષારસના પ્યાલામાં જોઇને હાસ્ય કરે છે, દક્ષિણમાંથી ચંદનના વનમાંથી સુગન્ધમય થઇને આવતા પવનનો એ યુગલો શ્વાસ લે છે, સમુદ્ર વ્હલોવીને કાઢેલાં રત્ન એક બીજા ઉપર ફેંકીને રમે છે, નદીઓના કિનારાની રેતી સુવર્ણરજની બનેલી છે, રૂપેરી માછલીઓ પકડવાને કિનારા ઉપર બેઠેલાં શાન્ત બગલાંની હાર્યપાસે થઇને નદી ધીમી ધીમી વ્હેછે."

(૨) "રાજાને આમ બોલતો સાંભળીને હેની પાસે બેઠેલી હેની પુત્રી હસવા મંડી, અને બોલી " પિતાજી ! એમ કેમ છે કે **ત્હમારા ધોળા વાળ થયા છતાં,** પુરુષો, સ્ત્રીઓ, રાજનીતિ, કે મ્હારો સ્વભાવ પણ ત્હમે સમજી સક્યા નથી ?"

આ સાંભળીને હેની પુત્રી ઊભી થઈ અને એટલા **જોરથી તાળીઓ પાડી** કે હેનાં કંકણોનો પુષ્કળ ખખડાટ થયો અને પોતાના ન્હાના **પગ એટલા જોરથી જમીન ઉપર પછાડ્યા** કે ભૂમિ ઉપર અળતાનાં પગલાં પડી રહ્યાં, અને ઝાંઝરાંનો ઝણઝણાટ થઈ રહ્યો."

મેં મ્હોટા અક્ષરે છપાવેલા શબ્દો ઉપરથી પરદેશી કલમ પકડાઇ આવે છે.

હવે છેવટે, ભાષાન્તર પરત્વે બે શબ્દો કહી આ અવલોકન સમાપ્ત કરીએ. સ્વ. સૌ. ઊર્મિલાએ કરેલું આ ભાષાન્તર શુદ્ધ અને સરલ છે, અને શબ્દો બહુ કાળજીથી યોજ્યા છે: જેમકે—જ્યાં અન્ય ભાષાન્તરકારે 'કોમળ સોનેરી સૂર્ય' કહ્યો હોત ત્યાં 'કૂણો સોનેરી સૂર્ય' કહીને આ ભાષાન્તરકારે ગૂજરાતી ભાષાની પ્રતિષ્ઠા સાચવી છે. પણ આ કરતાં પણ વિશેષ પ્રશંસાનું કારણ સૌ. ઊર્મિલાની રસજ્ઞતા છે. આજકાલ અંગ્રેજીમાંથી અસંખ્ય વાર્તાઓનો આપણી ભાષામાં અનુવાદ થાય છે, પણ ઉચ્ચરસજ્ઞ વૃત્તિથી એક નવીન જ પ્રકારનું સાહિત્ય શોધી કાઢી ગૂજરાતી વાચકને એની દિશા દેખાડવી એ કાર્યનું વિરલ માન સ્વ. સૌ. ઊર્મિલાએ પ્રાપ્ત કર્યું છે. આ પુસ્તક વાંચીને એટલું થયા વિના નથી રહેતું કે સૌ. ઊર્મિલાના સ્વર્ગવાસથી ગૂજરાતી સાહિત્યસેવાની એક મધુરી સેર વિરમી છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# સ્નેહના સફલ ભાવ.

## ૧

( વસન્તતિલકા. )

સંસારમાં સુભગ સપ્તપદે પ્રવેશ્યાં,
 ત્યારે થતાં જીવિત દર્શન, આણ, કેવાં!
બન્ને તરુણ સુકુમાર લીલા ભરેલાં:
 સ્નેહાળ સૌ ગુરુજનો રીઝવી રહેલાં:

આનન્દથી ઉછળતાં નયનો હસાવે:
 ને પ્રાણની મધુરતા હૃદયો ઝીલાવે:
ત્યારે સખિ! સરલનિર્મલ ભાવઘેલાં—
 સૌન્દર્યનાં પૂજન તો હઠ આદરેલાં!

## ૨

આજે અહા! નયનને પથ વિસ્તરેલી—
 સંસાર નન્દન સમૃદ્ધિ જુઓ લચેલી:
જ્યાં ત્યાં ઉભાં અચલ આ ગૃહ આશ્રમો તે:
 એકાંત શાંત ઉર ઉજ્જ્વલ સ્વર્ગ હો એ!

કલ્યાણદષ્ટ ભરતાં સખિ! કલ્પવૃક્ષો!
 ને કામધેનુ અમીદાનથી મ્હાલતાં જો!
આ વત્સ તો વીંટીવળ્યાં કિલકારતાં: લ્યો!
 વાત્સલ્યનાં સખિ! ઉપાસન આજ આદો!

૩

સંસારના પુનિત સાગ્મપદેથી વ્હેતાં–
 ન્હે આ સખિ! જગતજાહ્નવી રહોય કેવાં !
તેને પ્રવાહ વહિયે સકુટુમ્બ સંગે:
 આરાધિયે પ્રભુવિભૂતિ સુયોગમર્મ !

આદર્શમન્દિર મહાત્મ પ્રકાશનોનાં–
 આત્મા, શરીર, ગૃહ, ગંથન નીવડેલાં:
એને પરિચરણ, પ્રાણ! સદા હવે હો–
 ઉલ્લાસિયે પ્રભુજીનાં રસકીર્તને તો !

સંક્રાંતિ વિ. ૧૯૭૧
સંતકુંજ–સાંતાક્રૂઝ. }

લલિત.

---

## વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે.

( ગઝલ )

ગુંચાયેલા હૃદયની ગુંચ છોડવવા કહીં જઇએ ?
મુંઝાયેલા હૃદયની મુંઝ કહોને ક્યાં જઇ કહીએ ?

હૃદયનાં ગૂઢ યુદ્ધોને શમવવાને કહીં જઇએ ?
હૃદયની હારજીતોને કહોને ક્યાં જઇ કહીએ ?

હૃદયના ગુપ્ત ભડકાને બુઝવવાને કહીં જઇએ ?
હૃદયનાં દોહ્યલાં દુઃખો કહોને ક્યાં જઇ કહીએ ?

હૃદયના ગુહ્ય મેલોને અમ્હેં ધોવા કહીં જઇએ ?
હૃદયના શ્યામ અપરાધો કહોને ક્યાં જઇ કહીએ ?

વિષમ યાત્રા જીવનની આ–કહો ક્યાં થાક દૂર થાશે ?
–"વિના સમભાવ સ્નેહીના વિસામો વિશ્વમાં ના છે."

મોરારજી ગોકુળદાસ બિલ્ડિંગ,
ગિરગામ, મુંબાઇ,
તા. ૨૧–૨–૧૯૧૫ }

ચ. ન. પંડ્યા.

---

# આપણો ઉપદેશક વર્ગ અને તેનું કર્તવ્ય.

૧ આજથી સો વર્ષ અગાઉ આપણા પૂર્વજોની રહેણીકરણી કેવી હતી તે તપાસીશું તો ખબર પડશે કે ગુરૂ ( જેનો અપભ્રંશ ગોર પણ જાણીતો શબ્દ થઈ ગયો છે ) વગરનું કુટુંબ કે ન્યાતી શોધતાં ન જડે એવી તે વેળાની સંસારીક વ્યવસ્થા હતી અને સૌથી નજીવી બાબતથી શરૂ કરી સૌથી મહત્વના વિષય પર્યંત સર્વમાં તેની સલાહ ( સલાહને બદલે આજ્ઞા શબ્દ જ લખવો જોઇએ ) વગર કાંઈ પણ કાર્ય કરવામાં આવતું નહતું. હાલમાં તેમ બનતું નથી એ હકીકત ઉપર લક્ષ ખેંચી તેનાં સંભવીત કારણો સુચવે એવાં ત્રણ દૃષ્ટાંત અત્રે રજુ કરૂં છું:—(૧) સર્વ કાર્ય માટે વખત મુહુર્ત નક્કી કરવાનું કામ જ ગુરૂનું હતું. શૌચ કાર્યને માટે પાછલી રાત અને સંધ્યાવંદન માટે સુર્યોદય તથા સુર્યાસ્તનાં મુહૂર્ત એ ગુરૂઓએ કાયમને માટે નક્કી કર્યાં હતાં અને અન્ય સર્વ કાર્યમાં એજ પ્રમાણે મુહૂર્ત નક્કી કરવા માટેના નિયમો ધર્મશાસ્ત્રો અને જ્યોતિઃશાસ્ત્રોમાં સ્થળે સ્થળે નજરે પડશે. પણ દીવસે દીવસે આપણી રહેણી કરણીને અન્ય માર્ગે વાળનારા સંયોગો ઉપસ્થિત થયા અને ગ્રહો તથા નક્ષત્રોની ગતી શીવાય બીજા કશાનો વિચાર નહીં એવાં મુહૂર્તો અપ્રિય થઈ પડયાં એટલે તે સાથે એ મુહૂર્ત નક્કી કરી આપનાર ગુરૂ ઉપરની આસ્થા પણ ઘટતી ગઈ. (૨) કર્તવ્ય સંબંધી સર્વ પ્રશ્નો એજ પ્રકારનો ઇતીહાસ બતાવશે. બાલ વર્ગને પિતાના ગૃહેથી છુટો પાડી ગુરૂને ગૃહે મોકલવાનું હોય તે વેળા સાત વર્ષની ઓછામાં ઓછી મર્યાદા હોવી જોઇએ એવી માન્યતા તે વેળાના સંયોગો જોતાં વાસ્તવીક જ ગણાય અને એવા બ્રહ્મચારીએ નિત્ય પ્રાતઃસ્નાન વગેરે જે જે નિયમો પાળવા જોઇએ તે યોગ્ય રીતે નક્કી થયા છે; પણ ગુરૂ ગૃહે ન જતાં પિતાને જ ગૃહે રહી કેળવણી લેનારનો વિદ્યાભ્યાસ ચાર વર્ષની ઉમરે પણ શરૂ કરી શકાય અને તેમને માટે કડક નિયમો રાખવા અયોગ્ય જ થઈ પડે આથી ગુરૂગૃહવાસની પ્રથા બંધ પડવાનું પરિણામ એ આવ્યું કે વિદ્યાભ્યાસ વહેલો શરૂ કરાવવાનો રીવાજ ચાલુ થયો અને તે પૂર્વે કરવામાં આવતી યજ્ઞોપવીતના સંસ્કારની વિધિ મુલતવી રાખવામાં આવી. હવે એ સંસ્કાર ન કરીયે તો પણ ચાલે એવું કહેનાર ઘણા મળી આવે છે અને તેમની દલીલ હાસ્યાસ્પદ તો નથી જ. (૩) નોકરી ધંધા માટે વારંવાર સ્થળાંતર કરનારની રહેણીકરણીથી તેનાં સગાં વહાલાં કે મિત્રો સારી રીતે વાકેફ રહી શકતાં નથી તેવા હાલના સંયોગોમાં માતા પિતાની પાછળ શ્રાદ્ધ કરવાં એ નવાં ધોરણે કેળવણી લીધી હોય તેને નિરર્થક લાગે છે અને દેવપૂજા વિધિ દરમ્યાન જ્યારે સામગ્રી હાજર ન હોય ત્યારે તેના મનથી કલ્પના કરી તે વડે પૂજા કરવી એવી વિધિ જેમ કેટલીકવાર નજરે પડે છે તેમ શ્રાદ્ધના સંબંધમાં પણ પૂજ્ય પિતૃગણ સંબંધી ઇતીહાસની ગેરહાજરીમાં કલ્પનાથી ઇતીહાસ ઉપજાવી કાઢવા કરતાં વધારે સહેલા માર્ગ એવા લેવામાં આવ્યા છે કે તેમાં એવા ઇતિહાસનું શ્રાદ્ધ વિધિમાંથી સ્થાન જ નષ્ટ કરવું અથવા એવા ઇતીહાસને સ્થાને શુન્ય કલ્પવું, જેથી તેમાં ગમે ત્યારે ગમે તે વિગત મુકી પણ શકાય અને પાછી કહાડી પણ શકાય. આ ઉપાયો ગમે તેવા સારા હો પણ શ્રાદ્ધ

જેવી મનોવેધક વિધિનું મહત્વ એવા ઉપાયોથી જતું રહ્યું છે અને હવે ઉપદેશોથી ભરપુર જીવનચરીત્રોનો જેને અભ્યાસ ન હોય એવા બ્રાહ્મણોને શ્રાદ્ધમાં જમાડવાના કાર્યમાંથી નવા યુગના લોકોની શ્રદ્ધા ઘટતી જાય તો આશ્ચર્ય શું છે! પૂર્વે ગુરૂઓ જે ઉપદેશ આપતા તે કેવો હતો અને સંજોગો બદલાતાં તેમાં યોગ્ય ફેરફાર ન કરવાથી ગુરૂ વર્ગ પ્રત્યેની શ્રદ્ધા કેમ ઘટી ગઈ તે દેખાડનારાં દ્રષ્ટાંતરૂપે આટલી ત્રણ વાતો રજુ કરી છે. એમાં વીગત અધુરી અથવા ક્વચિત અન્ય દોષયુક્ત પણ હશે, છતાં તે વીશે ચર્ચામાં ન ઉતરતાં મારો કહેવાનો ભાવાર્થ વાંચક સમજી શકશે તો બસ છે. મારે જે કહેવું છે તેનું તાત્પર્ય એ છે કે આપણા સંજોગો બદલાયા છે તેના પ્રમાણમાં ધર્મોપદેશની વ્યવસ્થામાં ફેરફાર થયો નથી અને તેથી જ એ વ્યવસ્થા નષ્ટ થતી ગઈ છે.

૨ ઇંગ્લંડ વગેરે દેશોમાં ગુરૂ વર્ગનું સ્થાન શું છે? આ લેખમાં સર્વ સ્થળે ગુરૂ શબ્દ વિદ્યાગુરૂ નહીં પણ ધર્મ ગુરૂના અર્થમાં વાપર્યો છે. એવા ધર્મ ગુરૂઓનો એ દેશોમાં એક સુવ્યવસ્થીત વર્ગ છે. બ્રાહ્મણ તરીકે તેમને આપણે ઓળખી શકીયે; પણ અત્રે જેમ બ્રાહ્મણ જ્ઞાતીમાં જન્મેલો હોય તેજ બ્રાહ્મણ થઇ શકે અને એવા જન્મવાળા સર્વને બ્રાહ્મણ જ ગણવા જોઇએ તેવું એ દેશોમાં નથી. ત્યાંના લોકો સારી રીતે જાણે છે કે ગરમી તેમ જ પ્રકાશ આપનાર દેવતા નષ્ટ થતાં પાછળ કોયલા જ રહે છે. પ્રચંડ સત્તાવાન દેવતાના પુત્ર કોયલા હોય તો મનુષ્ય બ્રાહ્મણ ગમે તેટલા વિદ્વાન હોય તોપણ તેમના પુત્ર પણ વિદ્વાન જ નીકળે એવી શી ખાતરી? ઉલટું એવી ખાતરી—શ્રદ્ધા હોય તેને પણ અભિપ્રાય બદલવાની ફરજ પાડનારાં દ્રષ્ટાંત તો આપણામાંથી સેંકડો મળી આવશે. છતાં વંશ પરંપરા ચારીત્ર્યના અંશો કેટલા પ્રમાણમાં ઉતરી શકે તે એક મહાન પ્રશ્ન છે અને એ વીશે વિદ્વાનો હજી એકમત થયા નથી એટલે તે વીશે વધારે ચર્ચા ન કરતાં એટલું જ લક્ષ ખેંચવું બસ થશે કે આપણે બ્રાહ્મણ શીવાય અન્ય વર્ણમાં જન્મ લેનારને ધર્મગુરૂના અધિકાર માટે નાલાયક ઠરાવ્યા છે ત્યારે પાશ્ચાત્ય દેશોએ તેમનો એ અધિકાર સ્વીકાર્યો છે. આ રીતે ત્યાં એક વર્ણનો વ્યક્તિ બીજી વર્ણમાં જઈ શકે છે અને "જન્મના જાયતે શુદ્ર, સંસ્કારાદ્ દ્વિજ ઉચ્યતે" એ આપણાં શાસ્ત્રોનું સુત્ર એ દેશોના લોકો પાળે છે ત્યારે આપણે જાણે "જન્મના જાયતે બ્રહ્મ સંસ્કારાભાવાત્ વ્રાત્ય ઉચ્યતે" એવું આપણું સુત્ર હોય તેમ બ્રાહ્મણનાં બાલકોને બ્રાહ્મણ તરીકે પ્રથમ સ્વીકારી પછી સંસ્કાર વિનાના, અધિકાર વગરના વ્રાત્ય કહી તેમનું અપમાન કરવા લાગ્યા છીયે. પરિણામ એ આવ્યું છે કે અત્રે જનસમાજને સન્માર્ગે વાળવાની તેમની વૃત્તિ તથા શક્તિ હ્રાસ પામ્યાં છે—ઘટી ગયાં છે. ઇંગ્લંડ વગેરે દેશોમાં ઉપર કહ્યું છે તેમ તેથી જુદી જ પદ્ધતીએ કામ લેવાયું છે અને ત્યાંનો ધર્મ ગુરૂ વર્ગ જનસમાજને યોગ્ય માર્ગે દોરવાની પોતાની જોખમદારી દિન પ્રતિદિન સવિશેષ સ્વીકારતો નજરે પડે છે. આપણી અને તે દેશોની વ્યવસ્થામાં રહેલો તફાવત આ કરતાં પણ વધારે છે. આપણા લોકોએ બ્રાહ્મણ વર્ગને અપાતી મદદ ઘટાડી એવી કરી નાંખી છે કે બ્રાહ્મણોને ઉદર નિર્વાહ માટે કાંઈ બીજો ઉદ્યોગ શોધવાની જરૂર પડે છે. જ્યાં ગુરૂ તરીકે તેમને સ્વીકારવામાં આવે છે ત્યાં પણ પરચુરણ કાર્યોમાં તેમની પાસે એટલી મદદની

આશા રાખવામાં આવે છે કે તેમાં તેઓ સંતોષ આપી શકે તો તેમનું સદ્ભાગ્ય ગણાય. ઈગ્લંડ વગેરે દેશોમાં તેમને આવી નજીવી ખટપટોમાંથી મુક્ત રાખી વિદ્યોપાર્જન અને સમાજને ઉપદેશ આપવાની સેવાના કાર્યમાં યોજવામાં આવે છે તેઓ કઈ પદ્ધતીએ પોતાનું કાર્ય કરે છે કેવું જીવન ગાળે છે તે જાણવાની ઇચ્છા રાખનારને અહીં આવેલા ખ્રીસ્તી ધર્મના મીશનરીઓનાં જીવનમાંથી ઘણું શીખવાનું મળશે. સંસારની ઉન્નતિના માર્ગમાં મોખરે ધસનાર વ્યક્તિઓને સર્વત્ર, અને ખાસ કરીને પરમુલકમાં, જે વિપત્તીઓ ભોગવવી પડે છે તેનું ઘણું જ આબેહુ ચીત્ર આ મીશનરીઓનાં જીવનમાંથી મળી શકશે કેમકે અત્રે રાજ્યસત્તાનો તેમને કેટલોક આશ્રય મળે છે; પણ એવી જે કાંઇ મુશ્કેલીઓ પડે તે ભોગવીને પણ કર્તવ્ય પરાયણ રહેવાની તેમની વૃત્તી એજ શુદ્ધ બ્રાહ્મણોની ખરી કર્તવ્ય વૃત્તીનું આદર્શ સ્વરૂપ છે. જેમ એ મીશનરીઓમાંથી કેટલાક જ્ઞાતા પુરૂષો સ્વીકારે છે તેમ આપણા બ્રાહ્મણ વર્ગે પણ સ્વીકારવાનું છે કે સમાજના દોષ માટે પ્રભુના દરબારમાં બ્રાહ્મણો જવાબદાર છે કારણ કે જો બ્રાહ્મણો સમાજને યોગ્ય રસ્તે દોરવાની પોતાની ફરજ બજાવવામાં પ્રમાદ ન કરે તો તેઓ સમાજના દોષ દૂર કરવાની મહાન શક્તિ ધરાવે છે. આ અતી ગંભીર જોખમદારી કર્મકાણ્ડી કે વેદપાઠી બ્રાહ્મણથી માથે લઈ શકાય તેમ નથી. ઇતિર વર્ગ સાથે સર્વ સામાન્ય કેળવણીમાં વિશેશ આગળ વધવાથી પણ આવી પ્રચંડ જોખમદારી માટેની યોગ્ય કેળવણી પુર્ણાંશે મળી શકતી નથી. આપણો ઇતીહાસ, આપણું સંસ્કૃત તેમ જ ગુજરાતી સાહીત્ય, અને ચાલુ જમાનામાં પૂર વેગે થતા સુધારાને યથાસ્થીત સમજવે એટલે અંશે ઇતિર દેશોનાં સાહિત્ય, ઇતીહાસ તથા ભૌતીકશાસ્ત્ર રસાયણશાસ્ત્ર વગેરે શાસ્ત્રો—આ સર્વ વીશે બહુ જ સારો અભ્યાસ અને તે ઉપરાંત ધર્મ તથા નીતિ સંબંધી પ્રશ્નોની ચર્ચા કરનારાં શાસ્ત્રોનો ખાસઉત્કૃષ્ટ અભ્યાસ આ બે ધર્મોપદેશક થનાર માટે બહુ જરૂરનાં છે અને ગુરુ કે આચાર્યની દેખરેખ હેઠળ ધર્મોપદેશનાં કાર્યમાં પળોટાઈ વ્યવહારીક અનુભવ પણ મેળવવાની તેમને માટે જરૂર જ છે. " સ્વાધ્યાય પ્રવચનાભ્યાંમ્ ન પ્રદીતવ્યમ " ધર્મનું ખરૂં રહસ્ય સમજવા માટે યોગ્ય સતત અભ્યાસની જેમ જરૂર છે તેમ જ ઉપદેશકે વ્યવહારથી દુર ન જતા રહેવાય તેની સંભાળ રાખવા કાજે અને પોતે જે ઉપદેશ આપે તે અસરકારક નીવડે એવી શક્તિ મેળવવા માટે ઉપદેશક તરીકેના પ્રવચન કાર્યનો પણ સતત અભ્યાસ રાખવાની જરૂર છે. અન્ય દેશોમાં ઉપદેશક વર્ગની જેવી વ્યવસ્થા છે તેવી અત્રે નથી. આ દેશમાં અગાઉ જેવી હતી તેવી પણ હવે રહી નથી. તેનો જીર્ણોદ્ધાર કરવાનો પ્રયત્ન થાય તો વ્યવસ્થાનું અસલ રૂપ દ્દષ્ટિ થશે એમ હાલના સંજોગો ધ્યાનમાં લેતાં સંભવીત લાગતું નથી. અન્ય દેશોની વ્યવસ્થાને અનુસરી અત્રે પણ તેવીજ પ્રણાલિકા બાંધવાનો પ્રયત્ન આર્યસમાજ, બ્રહ્મસમાજ, થીયોસોફીકલ સોસાયટી વગેરે કરે છે પણ તે પ્રત્યેક પ્રયત્નમાં મુખ્ય અડચણો તરીકે એટલું જોવામાં આવે છે કે સમાજના મંતવ્યથી ઉપદેશકના કાર્ય ઉપર અનીશય અંકુશ પડે છે અથવા કાર્યનો બોજો તેની શક્તી કરતાં વધી જાય છે અથવા ટુંકા પગારમાં યોગ્ય ઉપદેશકો મળી શકતા નથી અથવા તેમનો સર્વ સમય એકની એક વાત કે કાર્ય ફરીફરીથી કરવાને લીધે નીરસ થઇ પડે છે અને ઉપદેશક પોતે અન્ય અથવા વધારે મહત્વના પ્રશ્નો વીચારવા માટે અવકાશ મેળવી શકતો નથી. આ સર્વ મુશ્કે-

લીઓ દુર કરવાનો ઇલાજ એક એ છે કે ઉપદેશકોની સંખ્યા વધારવી એટલે તે વર્ગમાં જ યોગ્યતાના પ્રમાણમાં અધિકારનો કાંઇક ક્રમ બંધાશે. જનસમાજે માત્ર એક જ કાર્ય કરવાનું છે કે બની શકે તે પ્રમાણે ઉપદેશ સાંભળવો અને તે એવા વ્યક્તીપાસેથી સાંભળવો કે જે હાલ નહીં તો જ્યારે લાગ મળે ત્યારે અથવા ઉત્તર અવસ્થામાં કે વાનપ્રસ્થ કે સન્યસ્તાશ્રમમાં ઉપદેશકનું કાર્ય કરવાની ઇચ્છા રાખતા હોય. એક કરતાં વધારે ઉપદેશક મળી શકે તે વેળા તેઓમાં કોણ વધારે માનપાત્ર છે તેનો વિવેક કરવો અને એક ગુરૂ સ્વીકારવો એટલાથી આ કર્તવ્ય પૂર્ણ નહીં થાય. ઉપદેશ સાંભળવાના પ્રસંગ જેમ બને તેમ વધારે રાખવા તેમ તે આપનારની સંખ્યા પણ જેમ બને તેમ વધારે રાખવાની સંભાળ લેવી એ બેઉ અત્યારે આવશ્યક છે.

૩ પહેલા પેરેગ્રાફમાં આપણે આપણા ઉપદેશકનાં કર્તવ્યની વ્યવસ્થા વીશે આપણા જ દેશના પૂર્વકાળ સાથે સરખામણી કરી વિવેચન કર્યું. બીજા પેરેગ્રાફમાં એજ પ્રમાણે અન્ય દેશો સાથે સરખામણી કરી કાંઇક બોધ મેળવ્યો. હવે અનન્ય સાપેક્ષ દ્રષ્ટીએ ઉપદેશકોનું કર્તવ્ય તપાસીએ. કયો દેશ, કયો વર્ગ, કયો કાળ, દોષરહીત છે? કયો ગુણરહીત છે? કયો એવો નીર્બળ છે કે ધારીએ તે પ્રમાણે બદલી શકીએ? જ્યારે સર્વમાં કાંઇક ગુણ કાંઇક દોષ, કાંઇક જડતા, કાંઇક ચૈતન્ય અને કાંઇક સ્થીતિ સ્થાપકતા છે ત્યારે તેમાંથી સારૂં સારૂં નીભાવી રાખવું, ખરાબ હોય તે દુર કરવું, વ્યવસ્થા જાળવી રાખવી અને છતાં ઉન્નતીના માર્ગમાં અવરોધ કરે એવી જડ ન થવા દેવી, નવા ફેરફારોની અસર ચાર દિવસ રહી પછી નષ્ટ થાય એવી નહીં પણ કાયમની નીવડે તે કાજે તેની સ્થીતીસ્થાપકતાનાં તત્વો તથા વ્યવસ્થાના મુળ પાયારૂપ સીદ્ધાંતો ઐતીહાસીક દ્દષ્ટીએ જોવાં—આ સર્વ કલ્યાણના ખરા માર્ગ છે. એવા ઐતિહાસિક જ્ઞાનને અભાવે જેટલું જુનું તેટલું સારૂં, કે જેટલું નવું તેટલું સારૂં, એવા ખોટા મમત્વ બંધાય છે અથવા મહાન પ્રવૃતીઓ છતાં તેની અસર દીર્ઘકાળ નભતી નથી આ વ્યવસ્થાનો ધ્યાનમાં રાખી કામ કરનાર ઉપદેશકને માટે કર્તવ્ય ક્ષેત્ર ઘણું જ વિશાળ છે. સેંકડો ઉપદેશકો હજારો વર્ષ કાર્ય કરે તોપણ પુરૂં ન થાય એટલું કાર્ય છે. ગરીબાઇ અને કુટેવોનો કોઇપણ દેશમા પાર પામી શકાય તેમ નથી. તેઓમાંથી કયું સુધારવું ને કયું મટાડવું વધારે અગત્યનું તે કહી શકાય તેમ નથી કોઇને ચોરી કરતાં અટકાવવો અને જુઠું બોલતાં અટકાવવો એ બેમાંથી કયું સારૂં તે નક્કી કરવું મુશ્કેલ છે. છતાં ઉપર દર્શાવેલાં વ્યવસ્થાનોની મર્યાદા ધ્યાનમાં લઇએ તો આટલાં કાર્ય ખાસ કરવા જેવાં લાગે છેઃ—

(૧) નીરૂદ્યોગીને ઉદ્યોગી બનાવવો—તેની પ્રવૃત્તિઓ વધારે ફળદાયી થાય એવી વ્યવસ્થા કરવી. હરેક જનસમાજમાં સ્વભાવ દોષથી અથવા સંજોગવશાત્ નિરૂદ્યોગી અથવા જેનો ઉદ્યોગ નિષ્ફળ હોય એવા સેંકડો જન હોય છે. તેમની દયાજનક સ્થિતિ જુઓ. તેઓ યોગ્ય માર્ગે શક્તિ વાપરે તો સમાજનું કેટલું કલ્યાણ કરી શકે? હાલ કેટલાક ભુખે મરે છે. શું તેમને મદદ આપવાની આપણી ફરજ નથી?

(૨) પુરૂષ અને સ્ત્રી જાતિ પ્રભુએ જુદી કરી છે છતાં તેએ વચ્ચેના ભેદ ભાવ ભુલાવે એવી પ્રવૃત્તિઓ થાય છે અને એ બે વર્ગ વચ્ચેના નૈતિક તેમજ ઔદ્યોગિક સંબંધ જેવા જોઇએ તેવા રાખવામાં આવતા નથી. તે સુધારી યોગ્ય વ્યવસ્થા કરવી. હાલની અવ્યવસ્થાથી કેટલાં લાખો જન કષ્ટું અને કેટલું દુખ ભોગવે છે? જ્યાં વ્યવસ્થા વધારે સારી હોય છે ત્યાં અન્ય મુશ્કેલીઓ છતાં લોકો કેટલા સુખી હોય છે? સ્ત્રીઓ એ પુરૂષોની ગુલામ નથી. બાળકો પ્રભુએ આપેલો અમુલ્ય આશીર્વાદ છે. આ બે વાત ભુલવી ન જોઇએ.

(૩) દારૂ વગેરેના સેવનથી સુખનું સ્વર્ગ બદલાઇને દુઃખદાઈ નરક બનતાં શી વાર લાગે છે? છતાં ગાફેલ જનો ભુલા પડે છે તેમને બચાવવા અને ધોરી અભય માર્ગે લાવવા એ પણ મહાન કર્તવ્ય છે.

(૪) ઉન્નતીના માર્ગમાં પછાત પડેલા વર્ગોને આગળ લાવવા એ પણ એવી જ ઉન્નત ફરજ છે. આ વર્ગોની સ્થીતી સ્વભાવીક રીતે આપણને તેમનાથી દૂર જવા પ્રેરે એવી હોય છે છતાં તેમને પોતાની સાથે ખેંચવાને સમાજના નેતારૂપે ઉપદેશકો પ્રયત્ન નહીં કરે તો સમાજના સર્વ કાર્યોમાં તેઓ વિઘ્નરૂપ થયા વિના નહીં રહે. ઉન્નતીના માર્ગમાં આગળ વધનારાઓને નડતી મુશ્કેલીઓનું મુળ આ વર્ગમાં જ જોશો.

(૫) દેશ પરદેશ વચ્ચેની લડાઇઓનાં મુળમાં લોભ કે અજ્ઞાન નજરે પડશે. લાખો જનની ખુવારી અને કરોડો જનની આપત્તી હાલ ચાલે છે તેવી લડાઇમાંથી ઉદ્ભવે છે. છતાં એ થવામાં અજ્ઞાન કે લોભ શીવાય કાંઈ પણ કારણ રહેતું નથી. ઇંગ્લંડ, ફ્રાન્સ તથા રશીયાનાં બળ અને તે જલદી એકત્ર કરી શકે એવી વ્યવસ્થા તથા બેલજ્યમ ઉપર ધસારો લઈ જવામાં આવે તો ઇંગ્લંડ લડાઇમાં ઉતર્યા વગર ન રહે એવું ઇંગ્લંડની પ્રજાના ચારિત્ર્યનું બંધારણ—આ સર્વથી જર્મનીની પ્રજા વાકેફ હોત અને બીજાને ભોગે સ્વાર્થ સાધવાનો તેને લોભ ન હોત તો પણ તેણે આ લડાઈ શરૂ કરી હોત એમ કોઈ કહી શકશે નહીં. જનસમસ્તને ખરી હકીકતથી વાકેફ રાખી તેના રાગદ્વેષ, લોભ, ક્રોધ વગેરેને યોગ્ય માર્ગે વાળવાથી કેટલા અનર્થ અટકાવી શકાય છે અને કેટલું જન કલ્યાણ સાધી શકાય છે તે આટલાથી સમજાય એવું છે. આ દિશામાં કાર્ય કરવામાં શ્રમ વ્યર્થ જતો લાગે તોપણ તેના લાભ અદષ્ટ છતાં ચોક્કસ અને ચિરસ્થાયી છે એવું માની શકાય છે માટે તે કાજે બનતો પ્રયત્ન કરવો જોઇએ.

(૬) જુગાર, સોરટી, લોટરી, શરતો આ સર્વથી નિરંકુશ લોભને ઉત્તેજન મળે છે અને બીજાને ભોગે પોતે લાભ મેળવવાની નિંદ્યવૃત્તિ બળવાન થાય છે. એની જાળમાં સપડાતાં જનોને અટકાવવાં અને સપડાયાં હોય તેમને છોડવવાં એ પરોપકાર ઉપદેશકે કરવો ઘટે છે.

(૭) આવા માર્ગો અનેક હોવાથી ગણી શકાય એમ નથી—ગણતાં પાર આવે તેમ નથી; પણ સર્વ પ્રકારના સંસારી, રાજકીય, ઔદ્યોગિક, ધાર્મીક તેમ જ નૈતિક સુધારા માટેની પ્રવૃત્તિઓ ઉપદેશકના કર્તવ્ય ક્ષેત્રમાં સમાઈ જાય છે. કેળવણીનો ફેલાવો, આરોગ્ય

સંરક્ષણની વ્યવસ્થા એ આપણા દેશ પરત્વે તો ખાસ જરૂરનાં અંગ છે. વિદ્યાનો વધારો સુધારો હમેશાં પ્રશંસનીય ગણાય છે. આરોગ્યના લાભ કોઇને સમજાવવા પડે તેમ નથી. આ સર્વ બાબદો પર ઉપદેશકે ધ્યાન આપવાનું છે અને પોતાની શક્તિ તથા દેશકાલ ધ્યાનમાં રાખી વર્તવાનું છે.

૪ દેશકાળ પ્રમાણે વિચારતાં બ્રાહ્મણો સંબંધે એક જ વાત અત્રે કહેવાની જરૂર લાગે છે. યજ્ઞ કરવા અને કરાવવા એ કર્તવ્ય બ્રાહ્મણોનું ગણાતું હતું તેને આપણે જુદા જ શબ્દોમાં ઉપર વર્ણવ્યું છે. અધ્યયન અને અધ્યાપન માટે એજ કહેવાનું છે કે જેમનો અધિકાર અથવા વૃત્તિ ઉપદેશકના કર્તવ્યને અનુકુળ ન હોય તેઓ આ બે કાર્ય અધ્યયન અને અધ્યાપન એ ઉપર ધ્યાન આપી શકશે અને તે રીતે કર્તવ્ય કરી શકશે. ન્યાયાધીશનું કામ કરવા માટે અગાઉ અમુક લાયકાતવાળા બ્રાહ્મણ વ્યક્તીઓની કાયમ માટે યોજના થતી હતી અને હાલ પણ એ કાર્ય બ્રાહ્મણના કર્તવ્ય ક્ષેત્રમાં જ ગણાવું જોઇએ. વર્તમાનપત્રોમાં લખવું અથવા તેની વ્યવસ્થા કરવી એ પણ ઉપદેશકના કાર્યનો માત્ર નવો પ્રકાર છે. એક વાત ભુલવી ઘટતી નથી કે ગમે તેવી વિદ્યા આપતો હોય તોપણ વિદ્યાગુરૂનું કાર્ય એ બ્રાહ્મણના કાર્યમાં સમાઈ જાય છે. ઢેડને પણ તેના ધંધાનું કાર્ય વધારે સારી રીતે કરતાં શીખવવાના જ કામ પર યોજાયલો પુરૂષ બ્રાહ્મણનું કાર્ય કરતો ગણાવો જોઇએ. આથી જુદી રીતે જોઇએ તો રાજ્ય કે સમાજની આજ્ઞારૂપ ન હોય એવી રીતે ઇતર જનોની નોકરી એ કહી ઉપર ગણાવેલાં કામોમાં અંતર્ગત ન હોય તો બ્રાહ્મણોના કર્તવ્ય તરીકે ગણી શકાય નહીં. કોઈ ધંધો પ્રમાણીક હોય તોપણ તે વૈસ્યનો છે, બ્રાહ્મણનો નહીં. કૃષી, ગોરક્ષ, વાણીજ્ય આ ત્રણ ધંધાતો સ્પષ્ટ રીતે વૈસ્યના જ છે એમ ધર્મશાસ્ત્રોએ સર્વત્ર કહ્યું છે અને કોઇપણ સ્થળે એથી વીરૂદ્ધ જ, વાક્ય સીદ્ધાંતરૂપે નજરે નહીં પડે. અધ્યયન અને અધ્યાપન વીશે આટલી વીવેચના કર્યા પછી દાન અને પ્રતિગ્રહ વીશે કાંઇક જણાવવું જરૂરનું છે. બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યાર્થીને દ્રવ્ય સંગ્રહનો અધિકાર નથી. યોગ્યવય પ્રાપ્ત થયા પછી ગુરૂ પાસે પરવાનગી લઇને એ આશ્રમ સમાપ્ત કર્યાબાદ જ્યારે દ્રવ્ય પ્રાપ્તિનો અધિકાર એને મળે છે ત્યારે એ સ્વાર્થ રહીત અને પરોપકારની વાસનાથી પ્રેરીત હોય છે એમ માની લેવામાં આવ્યું છે. એવી વાસના જેને અગ્નિહોત્રના અગ્નિરૂપે કલ્પી વર્ણવવામાં આવ્યો છે તે પ્રત્યેક વ્યક્તિનો જુદો હોય છે અને માત્ર દંપતી રૂપે જ બે વ્યાક્તા એક અગ્નીહોત્રમાં પુજા કરી શકે છે. સ્ત્રી વર્ગની સહાયતા વગર જેમ આ અગ્નીની સ્થાપના નથી તેમ એ વગર ગૃહસ્થાશ્રમની શરૂઆત પણ નથી અને એનો અર્થ મને લાગે છે કે એ વગર દ્રવ્ય સંચયનો અધિકાર પણ નથી. ગૃહસ્થાશ્રમ શરૂ કર્યાથી જ્યારે એ અધિકાર પ્રાપ્ત થાય ત્યારે તેનો ઉપયોગ માત્ર એ અગ્નીની શાંતી માટે અર્થાત પરોપકારની સિદ્ધિ માટે જ થઈ શકે. તેથી જ દાન લેવાની બ્રાહ્મણોને રજા અપાઈ છે. ઇતિર વ્યવહારમાં પડનારે પોતાના નિર્વાહનાં તથા ઇતિર કાર્યોનાં સાધનો પોતાની મેળે પ્રાપ્ત કરી લેવાનાં છે. માત્ર બ્રાહ્મણ જ એ પ્રમાણે કરી શકે તેમ નથી કારણ કે તેની ફરજો જુદા જ પ્રકારની છે આથી તેને દાન લેવાનો અધિકાર યોગ્ય છે. બ્રાહ્મણ તરીકેની ફરજ સમજીને પાળનાર માટે સમાજ એવી ખાતરી અને

શ્રદ્ધા રાખે છે કે તેને આપેલું દાન તે પોતાના અંગત સ્વાર્થ માટે નહીં પણ જગકલ્યાણમાં સહાયભુત થાય એવી જ કોઈક પ્રવૃતિમાં વાપરશે. આ શ્રદ્ધા સ્થાને હોય ત્યાં સુધી જ તે બ્રાહ્મણ છે અન્યથા તેનો સર્વ અધિકાર બદલાઈ જાય છે. આવી તીવ્ર સ્વાર્થત્યાગની ફરજો બજાવી ન શકે તેવાને પોતાના રાજ્યમાં યજ્ઞ પણ ન કરવા દેવો એવી રાજ્યધર્મમાં એક કલમ છે. આ સર્વ સંજોગો ધ્યાનમાં રાખવા છતાં કોણ કહી શકશે બ્રાહ્મણ તરીકેનું જે કર્તવ્ય ઉપર દર્શાવ્યું તે યથાશક્તી કરનારો હોય તેને પણ દાન લેવાનો અધિકાર નથી? બીજી રીતે જુઓ તો જે બ્રાહ્મણ વર્ણના ગૃહસ્થો દ્રવ્યનું દાન લઇ લેવાથી જ દૂર રહે છે તેઓ અજાણતાં પણ પાપભાગી થાય છે કારણકે તેમની આત્મસંતુષ્ટ વૃત્તિ એ ઉન્નતિના માર્ગમાં અવરોધ કરનાર છે અને જગકલ્યાણની અસંખ્ય પ્રવૃત્તિઓ એમની દ્વારા દ્રવ્યની મદદ મેળવવામાં અશક્ત થવાથી ઉદ્‌ભવ પામતી નથી અથવા ઉદ્‌ભવ પામી નીષ્ફળ જાય છે. વ્યવહારમાં રહેવા છતાં વેદાંતનો પાઠ કરતા, જગને મિથ્યા માનતા અને સર્વ શુભ પ્રવૃત્તિઓ પણ પ્રભુને સોંપી આત્મસંતુષ્ટ રહેનારા આવા બ્રાહ્મણ ગૃહસ્થો જ્યારે બીજા પાત્ર બ્રાહ્મણોને દાન લેતા દેખી તેમની હાંસી કરે ત્યારે તેઓ વીશે શું કહેવું તે મને સુઝતું નથી.

૫ આવું નિર્દોષ ઉન્નત બ્રહ્મજીવન ગાળવાની ઇચ્છા રાખનારાઓમાં હું એક છું મને મારાં કાર્યમાં નડતી મુશ્કેલીઓ અંગત હોવાથી અત્રે વર્ણવવી યોગ્ય નથી પણ તે જાણવાની ઇચ્છા ધરાવનાર સાથે પત્ર વ્યવહાર કરવા હું તૈયાર છું અને તેજ પ્રમાણે અન્ય જનો આવું બ્રહ્મજીવન ગાળતા હોય અથવા ગાળવા ઇચ્છતા હોય તેમના અનુભવો વગેરે જાણવાને પણ હું સદા ઉત્સુક રહીશ.

કલ્યાણ મોતીની ચાલ નં. ૪.<br>કાંદાવાડી, ગીરગામ, મુંબઈ<br>તા. ૨૩—૨—૧૯૧૫.

શંભુલાલ બેહેચરલાલ

# પાટણનો શિલાલેખ.

રા. રા. "વસન્ત" ના માનનીય તંત્રી,

સાહેબ,

આપના વિદ્વત્પ્રિય માસિકમાં રા. રા. નરસિંહરાવ અને રા. બ. હરગોવિન્દદાસ વચ્ચે ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંબંધી જે વાદ ઉપસ્થિત થયો છે, તેમાં પાટણનો એક શિલાલેખ જરા ચર્ચાસ્પદ થયો છે, તે સંબંધમાં ખુલાસો કરવાની રજા લઉં છું.

પ્રસ્તુત શિલાલેખનું યથાસ્થિત સ્વરૂપ નીચે પ્રમાણે છે. રા. બ. હરગોવિન્દદાસે લખેલા લેખમાં સ્હેજ પાઠભેદ છે, પરન્તુ રા. રા. નરસિંહરાવે મરહૂમ ડૉ. હ. હ. ધ્રુવના ઉતારેલા લેખ જેટલો મોટો તફાવત નથી. આ લેખ ઉમા અને માહેશ્વરની મૂર્તિ નીચે કોતરેલો છે. જોડે, ગણપતિની પણ એક મૂર્તિ છે, તેના નીચે પણ એક લેખ છે, પરન્તુ તેના ઘણાખરા શબ્દો ઘસાઈ જવાથી કોઈ કોઈ જ સ્પષ્ટ ઉકલે છે. કદાચ ડૉ. ધ્રુવે આ લેખ ઉતાર્યો હોય! ચર્ચાસ્પદ લેખ—ઉમા—માહેશ્વરની મૂર્તિ નીચેનો—આ પ્રમાણે છેઃ—

संवत ८०२ वर्षे चैत्र सुद शुक्रे अणहिल वाडइ
पाटणि तण राउनी स्थापना उमा माहश्वरजयः।

આ લેખની મૂર્તિ અત્યારે તો એક આધુનિક ઢબના નાના ઓરડા જેવા મકાનમાં છે. ત્યાં મૂળથી જ સ્થાપિત કરેલી હોય તેમ જણાતું નથી.

પ્રસ્તુત લેખ પ્રથમ મેં જ્યારે જોયો ત્યારે જ, તેની લિપિ જોતાં, તે વિષે શંકા થઈ હતી. હાલમાં ફરી જોવાથી પણ મને એમ જણાય છે કે, તે એટલો જૂનો ન હોવો જોઇએ. અહિંના વિદ્વદ્વર જૈનાચાર્ય શ્રીમન્ કાન્તિવિજયજી, કે જેઓ હાલમાં આહિંના જૈન ભંડારના હસ્તલિખિત ગ્રન્થોનો સારોદ્ધાર કરવાના કાર્યમાં રોકાયેલા છે, તેમની સાથે પણ પ્રસંગવશાત્ એ લેખ સંબંધમાં વાત થઈ હતી; તેમના મતે પણ તે લેખ કૃત્રિમ છે.

પાટણ, તા. ૧-૧૧-૧૦.

લી. સેવક,
રામલાલ ચુનીલાલ મોદી.

# " માનવજીવનનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન."

"Society is indeed a contract. Subordinate contracts for objects of mere occasional interest may be dissolved at pleasure; but the state ought not to be considered as nothing better than a partnership agreement in a trade of pepper or coffee, calico or tobacco, or some other such low concern, to be taken up for a little temporary interest and to be dissolved by the fancy of the parties. It is to be looked on with other reverence; because it is not a partnership in things subservient only to the gross animal existence of a temporary and perishable nature. It is partnership in all science, a partnership in all art, a partnership in every virtue and in all perfection. As the ends of such a partnership cannot be obtained in many generations, it becomes a partnership not only between those who are living but between those who are dead and those who are to be born. Each contract of each particular state is but a clause in the great primeval contract of eternal society, linking the lower with the higher natures, connecting the visible and the invisible world, according to a fixed compact sanctioned by the inviolable oath which holds all physical and moral natures in their appointed place."

Burke's Reflections on the French Revolution.

" There is a mystery (with whom relation
Durst never meddle) in the soul of state;
Which hath an operation more divine
Than breath or pen can give expression to"

Shakespeare.

ઇ. સ. ૧૮૧૫માં નેપોલિયનની જર્મનિ અને ઇંગ્લંડનાં સૈન્યને હાથે વૉટર્લુ પાસે જ્યારે હાર થઇ ત્યારે યુરોપમાં એક નવીન યુગનો પ્રારંભ થયો. ત્યાર પછી તુરતજ વિએનામાં યુરોપના બધા દેશોના પ્રતિનિધિઓની સમીતિ મળી; અને નેપોલિયને ઉપજાવેલ યુરોપની અને કંઇક અંશે આફ્રીકાની છિન્ન છિન્ન અવસ્થાનો અંત આણી ફરીથી શાંતિ સુખ અને સ્વતંત્રતાના નિયમોને યુરોપના રાજ્યતંત્રમાં દાખલ કરવાનું અને બનતાં સુધી પુનઃ એવી યાદવાસ્થલી યુરોપમાં પ્રકટી નીકળે નહિ તેની યોજના કરવાનું ભગીરથ કાર્ય તે પરિષદે ધ્યાનમાં લીધું.

આ વખતે યુરોપી રાજ્યો એશીઆ આફ્રીકામાં પોતાનાં રાજ્યોનો વિસ્તાર કરતાં હતાં. અમેરીકામાં યુરોપનાં સંતાનોનું જ બળ હતું. એશીઆની પ્રજાઓનું વીરત્વ અને તેમનું

પ્રજાકીયત્વ એ વેળા દૃષ્ટિગોચર થતું નહતું. માત્ર ભારતવર્ષમાં જ કંઈક શીખ લોકોનું બળ અને પેશ્વાઈનું સડેલું રાજ્ય, એ બે અસ્તિત્વ ધરાવતાં હતાં.

નેપોલિયન પ્રથમ પ્રજાસત્તાક રાજ્યોનો ઝુંડો લઈ પ્રકાશમાં આવવા પામ્યો હતો પણ પછી તેનો અહંભાવ ધીમે ધીમે પ્રકટ થતો ગયો. યુરોપનાં નાનાં મોટાં રાજ્યો છતી તે રાજ્યોની પોતાના સગા સંબંધીઓમાં છુટા હાથથી વ્હેંચણી કરવા માંડી-જેમ નાનાં બાળકોને મીઠાઈ વેંચે-તેમ આ કારણે લોકો-પ્રજાઓ-તેની વિરૂદ્ધ પડયા. આ લાગણીને વ્યવહારમાં મુકવાનું કાર્ય જ વીએનામાં મળેલી પરિષદ્‌ને કરવાનું હતું. પ્રજાકીય તત્ત્વને આદર આપી. તેની પ્રજાઓને એકત્ર કરી તેમનો રાજ્યવહિવટ તેમને સોંપવો એ કાર્ય કરવાનું હતું. પણ તે વિષમ હતું.

ઑસ્ટ્રિઆનું રાજ્ય અત્યારના જેવી જ દારૂણ અવસ્થામાં હતું. જર્મન, રૂમૅનિઅન, ઑસ્ટ્રિઅન, માગ્યાર, સ્લાવ, ઇટાલિઅન, એ સર્વ જાતિઓનું બનેલું આ રાજ્ય તે વેળા જર્મનીમાં અને ઇટલિમાં સાર્વભૌમ સત્તા ભોગવતું હતું. મેટર્નિક નામના તે રાજ્યના પ્રધાનના દાવ પેચથી વીએનાની પરિષદ્ યથાશક્તિ પ્રજાકીય તત્ત્વને આદર આપી શકી નહિ. સ્વાર્થ બહુ ભાગે વિજયી નીવડયો એ કારણે ૧૮૫૦ થી ૧૮૭૧ સુધી ઇટાલી અને જર્મનીનાં રાજ્યોમાં પરતંત્રતા વિરૂદ્ધ જબરો પોકાર ઉઠયો: જેના પરિણામે તે બંને દેશો સ્વતંત્ર અને એક રાજ્ય વહિવટવાળા થઈ ગયા. પણ ઇટલિઅન પ્રજાનો થોડો ભાગ ઑસ્ટ્રિઆની નીચે હજી સુધી રહ્યો છે. ત્યારે ૧૮૭૦-૭૧ના ફ્રાન્સ સાથેના વિગ્રહમાં જર્મનીએ તેના બે પ્રાંતો લીધા એટલે ફ્રેંચ પ્રજાનો એક મહત્ત્વનો ભાગ જર્મન રાજ્ય નીચે આવ્યો. આમ યુરોપીય કલહનું બીજ અને તેથી માનુષિક પ્રગતિના અવરોધનું બીજ-જેમને તેમ જ રહ્યું.

મેઝિની કહેતો કે યુરોપમાં કંઈપણ ખળભળાટ થશે તો તેનું મૂળ કારણ બાલ્કનનાં નાનાં રાજ્યો-બલ્ગેરિઆ, સર્વીઆ, રૂમાનિઆ, મોન્ટિનિગ્રો, એલ્બેનીઆ, ગ્રીસ-ની રાજકીય પારસ્થિતિમાં શોધવા જવું પડશે. આ અર્થને વિશેષ વિસ્તારીએ તો એમ કહેવું જોઇએ કે યુરોપમાં જો કંઇ પણ ખળભળાટ થશે તો તેનું કારણ માત્ર નાની પણ પરતંત્રતાની બેડીમાં સપડાએલ પ્રજાઓને કાબુ નીચે સદા રાખવાની ઑસ્ટ્રીઆની અને રશીઆની સ્વાર્થી નીતિમાં શોધવા જવું પડશે અથવા નાનાં રાજ્યોની સ્વતંત્રતા ઉપર અભિઘાત કરવાવાળાં મોટાં રાજ્યોની ઉચ્છૃંખલતામાં શોધવા જવું પડશે અને આ અભિપ્રાયને પણ જો આપણે વિસ્તૃત કરીએ તો એમ કહેવાય કે યુરોપ, અમેરિકા, એશીઆ અને આફ્રીકામાં જ્યાં સુધી પ્રજાકીય લાગણીને આદર નથી અપાયો ત્યાં સુધી અંતર્વૈર અથવા પ્રચંડ યુદ્ધનાં બીજનો નાશ થવાનો નથી.

આનાં કારણો સ્પષ્ટ છે. સાંપ્રત સ્થિતિમાં છુટી છવાએલી નાની કોમ એકત્ર પ્રજા બનવા માગે છે. એકપ્રજા બનેલું રાજ્ય મહારાજ્ય બનવા માગે છે. મહારાજ્યના અંતર્ભાગો રાજ્યકાર્યમાં સ્વતંત્રતાની દૂર આશા રાખે છે.

જેમકે ભારતવર્ષની 'ધર્મે ભિન્ન પણ લાગણીએ એક એવી કોમો એક ગણાવા માગે છે. "સંયુક્ત રાજ્ય" નો એક ભાગ આયર્લંડ સ્વરાજ્ય માગે છે. જર્મની પ્રજા થયું એટલે હવે એક મહારાજ્ય બને તો ઠીક એમ ધારે છે.

ફ્રાંસે ઉત્તર આફ્રીકામાં પોતાની સત્તા પ્રજા થયા પછી જમાવી. જપાને પ્રજા થયા પછી રશીઆને ભુજપરાક્રમ ચખાડી કોરીઆ જોડી દીધું. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોએ ફીલિપ્પાઇનિમાં એમ કર્યું. ઇટલિએ ટ્રિપોલિમાં એમ કર્યું. આ મહારાજ્યોમાં કેટલાંક જિતાએલ પ્રાંતોમાં પ્રજાકીય મત કેમ વિકસે તેમ પ્રયાસ કરતાં આવે છે. ફિલિપ્પાઇન, ભારતવર્ષ, ઇજીપ્ટ, વિગેરેમાં એમ બન્યું છે. હમણા યુદ્ધના પ્રસંગને વશ થઇ રૂશીઆએ પોલંડને પણ એવું વચન આપ્યું છે. નાનાં રાજ્યોની સ્વતંત્રતા જાળવવા મોટાં રાજ્યો સંધિ કરે છે. બેલજિયમ, સ્વિટ્ઝરલંડ વિગેરે સંધિને આધારે ટકી રહેલ છે. તે સંધિના અનાદર કરનાર સામે બીજાં રાજ્યો વિગ્રહ પણ કરે છે. પણ જો તેજ રાજ્યો એશીઆની લડાયક પણ માયાળુ પ્રજાઓ તરફ પણ એવી જ ધારણા રાખે તો જગતમાં કંઇક શાંતિ થાય; ત્યારે જ મનુષ્યત્વનો વિકાસ કરવાને જે આરંભ જગતની પ્રજાઓને કરવાનો છે અને જેનાં સાધનો બુદ્ધ ક્રાઇસ્ટ અને મહમદ સોંપી ગયા છે તે આરંભ સર્વે કરી શકે. પણ જો જર્મની અને ઑસ્ટ્રિઆ તરવારના બલે બીજી પ્રજાઓને પરતંત્ર કરવા ધારે તો ઇગ્લંડ અને ફ્રાંસ જેવી સ્વતંત્રતાની જન્મભૂમીઓ તેનો નીતિનો આદર માત્ર તરવારથી જ કરે તો તેમાં કંઈ આશ્ચર્ય નથી.

યુરોપની પ્રજાઓને પોતાનું વાણિજ્ય વધારવાનો લોભ બહુ લાગ્યો છે. કેટલીક વાર વાણિજ્ય માટે લડાઇમાં ઉતરવાનું સુસવાય છે. વાણિજ્યના વિસ્તારથી લક્ષ્મી વધે અને તેથી પ્રજાકીય સાધનો બહોળાં થાય. એ કારણે વાણિજ્યને ઉત્તેજન આપવું એ રાજ્યનું કર્તવ્ય છે. પણ તે માટે યુદ્ધને પ્રસંગોપાત્ત અવશ્ય ગણવું એમ પણ સાથે કોઇ રાજ્યો સ્વીકારે છે. કોઇવાર પરદેશ ઉપર વિજય પ્રાપ્ત કરવાનું બીજું કારણ પણ અપાય છે. આફ્રીકાના ઉજ્જડ પ્રદેશોને હસ્તગત કરી પ્રજાના વધેલા ભાગને ત્યાં વસાવવો એ હેતુથી મોટાં નૌકાસૈન્ય અને પાયદળ ઘોડેસ્વાર વિમાન વિગેરેનું ગંજાવર ખર્ચ માથે વેરાય છે.

યુદ્ધ પ્રસંગે વેપાર મંદ પડી જાય છે. યુદ્ધ માટે પ્રજાને મોટું દેવું કરવું પડે છે તે સિવાય માણસો અને કુટુંબોની પાયમાલી અને તેમની નિરાધારતાનો સવાલ વિષમ થાય છે. મોળો પડેલો વેપાર શાંતિના સમયમાં પણ ઘણા વર્ષે ખીલી શકે છે. વળી જે વધેલા પ્રજાના ભાગના વસવાટ માટે નૌકાસૈન્ય ઇત્યાદિ રખાય છે તે તો લગભગ સર્વાંશે યુદ્ધના મેદાનમાં આહુતિ રૂપે અપાય છે. પ્રજાકીય અસ્તિત્વ અને પ્રજાકીય લાગવગ જાળવવા માટે મોટાં સૈન્યના દમદમાટથી અન્ય રાજ્યોને ભયભીત રાખવામાં આવે છે.

મધ્ય યુગમાં યુરોપનાં રાજ્યો ઘણીવાર ધર્મ માટે ક્લેશમાં ઉતરતાં અને તેવા વિગ્રહોમાં વિવેકશીલ મનુષ્યો પણ બલિદાન આપતા. રાજાઓ, અમીર ઉમરાવો, નાના જીવાઇદારો,

પ્રાકૃત સમાજ પણ-બધા યોગ્ય ભોગ આપી પોતાને કૃતકૃત્ય ગણતા અને ઇશ્વરને નામે પ્રચંડ યુદ્ધ કરતા : પરસ્પર લડતા અને મુસ્લીમ વિરૂદ્ધ પણ લડતા. પ્રસિદ્ધ ઇતિહાસલેખક ગીબન કહે છે કે સ્કોટલૅંડના ઠેઠ ઉત્તર પ્રદેશમાંથી અને જર્મનીના ઉજ્જડ પ્રદેશમાંથી **મનુષ્યાહાર કરવાવાળા** લોકો મુસલ્માન વિરૂદ્ધ એસિરિઆ અને જેરૂસલેમ જેટલે દૂર માત્ર **ઇશ્વરની ખાતર યુદ્ધ કરવા** આવ્યા હતા." આપણો સમાજ આવી ધર્મભાવનાને ભ્રમરૂપ ગણે છે. યુરોપીઓ પણ તેમજ ગણે છે. ધર્મ સંબંધી સહનશીલ થવું, અન્ય દર્શન પ્રતિ ક્ષંતવ્ય બુદ્ધિ રાખવી-મતમતાંતર પ્રત્યે ક્ષમા ધારવી-એ હવે પ્રત્યેક રાજ્યનું અતિ ઉપયોગી નીતિસત્ર ગણાય છે, ને યુરોપી રાજ્યો એશીઆના વતનીઓ ઉપર રાજ્ય ચલાવતાં તે સત્રનું કંઠમાળા રૂપે ધારણ કરે છે. પણ મધ્ય યુગમાં-૧૮મી સદી પહેલાં-એમ ન હતું. મધ્ય યુગનો યુરોપીય સમાજ ધર્મભાવના સંબદ્ધ રાખવા યુદ્ધ કરવું એ ભ્રમરૂપ ન ગણતો. આપણો વર્તમાન સમાજ ઉપર બતાવેલ પ્રજાકીય ભાવનાને ભ્રમરૂપ નથી ગણતો. જર્મનીમાં નથી ગણવામાં આવતું. આપણાં સંતાનો એમ જ ગણશે એમ આપણે કહી શકીશું ? જેમ આપણે ધર્મ સંબંધી ક્ષમા રાખીએ છીએ અને અન્યમતાવલંબીઓને નરકની ગતિ સોંપનાર શાસ્ત્રને-શસ્ત્રને-ભ્રમરૂપ માનીએ છીએ તેમ આપણાં બાળકો-આપણાથી સહજ આગળ વધી બીજી પ્રજાઓના હકને આદર આપશે અને તેની નિર્બળ પ્રજાઓમાં જીવનની દોરીને કુંઠી કરનાર સ્વાર્થી નીતિસત્રને નીતિશાસ્ત્ર નહિ પણ નીતિશસ્ત્ર તરીકે સ્વીકારશે.

અર્જુને કૌરવોનાં દંભ અરાજકત્વ અને અનીતિને દૂર કરવા યુદ્ધ કર્યું હતું. તેનો પ્રેરક શુદ્ધ ચૈતન્યમય સ્વભાવ હતો. તે પછી પરમ શાંતિ, દયા, સત્ય અને પરોપકારનો વિજય નીવડ્યો હતો. યુરોપના મોટાં રાજ્યોના વતનીઓના મોટા ભાગમાં જ્યાં સુધી સરલતા, દયા અને પરોપકારનો પાઠ ભણાતો નહિ થાય ત્યાં સુધી પોતાની સંસ્કૃતિનો ઓપ એશીઆની સત્યશીલ પ્રજાઓને ચડાવવાનો તેમનો દાવો રદ જ રહેશે. તેમની વાણિજ્ય વિષયક સંસ્કૃતિદંભનો એમના અને બીજી પ્રજાઓમાં રહેલા એક જ ચૈતન્યના આવિર્ભાવથી સમગ્ર વિનાશ થશે.

ટુંકામાં રાજ્યનું કર્તવ્ય મનુષ્યત્વનો વિકાસ કરવામાં સમાએલ છે. વાણિજ્ય, રાજ્યતંત્રવિદ્યા, પંડિતાઇ, એ સર્વ માત્ર સાધનરૂપે છે. સાધ્યરૂપે નહિ. એ સાધ્ય મનુષ્યત્વનો વિકાસ શાંતિથી જેટલો થાય છે તેટલો બળથી થતો નથી. ભારતવર્ષના વીર પુરૂષોએ આ સત્ર બધે શીખવ્યું છે. રણક્ષેત્રમાં સહન કરાતાં કષ્ટો શાંતિના અવસરમાં વેઠાતાં કષ્ટો પાસે તુચ્છ છે. ક્રાઇસ્ટનું નામ ઑગસ્ટસ સીઝર કરતાં, અથવા, એરિસ્ટોટલનું નામ સિકંદર કરતાં વિશેષ પૂજનીય છે. વેલિંગ્ટન જેવા શૂરવીર ઘણા નીવડશે. પણ મોહનલાલ ગાંધી જેવા વીરરત્નો કવચિત્ જ મળી શકશે. એ વીરત્વ કેમ દર્શાવવું એ એશીઆ અને વિશેષતઃ ભારત ...તન કાળથી યુરોપને ચીંધાડતું આવ્યું છે. યુરોપ તે પાઠને અંતરથી વશ થઈ તેનો જાપ જપે એ જ ઇષ્ટ છે.

માનુષિક જીવનના વિકાસમાં હજી કેટલું સાધ્ય છે તે ઉપરથી જણાઇ આવશે. ક્રાઇસ્ટ

પછી ૧૯૧૫ વર્ષે અને અત્યારે અથવા યુદ્ધ પહેલાંની યુરોપની દશા જુઓ. બુદ્ધ પછી અઢી હજાર વર્ષે અને ભારતવર્ષ જુઓ. મહમદ પછી ૧૩૦૦ વર્ષે અને મુસલમાનોની પરિસ્થિતિ જુઓ. ઉપદેશ ક્યાં અને શા માટે આપવો ? એશીઆમાં તેનું અજ્ઞાન દૂર કરવા; તેની અંધશ્રદ્ધાનાં પડળ ખોલવા; તેનો વ્હેમ-ધર્મભ્રમણા-નિર્મૂળ કરવા; યુરોપમાં તેના જીવનનો શ્રમ કાઢવા; તેના જીવનની વિકલતા છેદવા-તેનો જડવાદ ફેંધવા: સર્વત્ર એકત્વ-ચૈતન્ય-નો રસ રેલવવા.

મુંબઈ. "શરચ્ચંદ્ર"

# તક્ષશિલા.

આર્યાવર્ત્તના ઉત્તર પ્રદેશમાં ભ્રમણ કરતાં શરદ ઋતુની એક રમણીય પ્રભાતે અશ્વનલાકારવાને અર્દ્ધચંદ્રકારની ગિરિ શૃંખલાના મૂખ આગળ પૂર્વેથી પશ્ચિમ પ્રતિ નિર્મળ જળથી મૃદુસ્વરે ખળખળતા વ્હેળા કિનારે પથિકનું આગમન અત્યંત આહ્લાદક નિવડયું. આ વ્હેળું તે ગુજરાત કે કાઠીયાવાડની અંદર વર્ષાઋતુમાં વ્હેતાં ઝરણાંઓ જેવું કે અન્ય ઋતુમાં શુષ્ક થનારૂં મૃત નહોતું પરંતુ તે કાઠીયાવાડની મ્હોટામાં મ્હોટી નદીઓના કરતાં પણ વિશેપ રમણીય, ચીર વહનીય અને સજીવન હતું. આટલું છતાં તે ઉત્તર પ્રદેશની ગંગા, યમુના, સતલજ, રાવી, ચિનાબ, જેલમ ને સિંધુ કરતાં પ્રમાણમાં ન્હાનું નાન્યતર જાતિવાચક નામ ધારણ કરતું હતું. સપાટ પ્રદેશમાં જેમ ઉપરોક્ત નદીઓ માટીવાળા ભાગમાંથી વહેતાં પોતાનું મૃત્તિકા મિશ્રિત જળે ધારણ કરી રહે છે તેમ આ ઝરણાનું જળ આંખને અપ્રિય થનારૂં નહોતુ પરંતુ પહાડીની ખીણમાં જ શુદ્ધ સ્ફટીકવત જળ ધારણ કરતું હોઈ આર્ય ઋષિમુનિયોની સમત્તિથી મહાભારતમાં વિખ્યાત થયેલા જનમેજય રાજાએ તેને શંકરની જટાનું એક સેરૂં સમજી હરિૐ નામ આધાન કરાવ્યું હતું. ( તેનું પ્રાકૃત નામ હરઓ બદલાયું અને કલિ મધ્યે આધૂનિક નામ હરોં થઈ રહ્યું. ) ભૂગર્ભોપસ્થિત હિમાચલની શિખા વાને ભૂદેવશંકરની શિખા વિલસીત ગંગા જ્યાં રૂષિકુળની ઉત્તરે ત્રણ માઈલ ઉપર આર્યાવર્ત્તના ભૂમિ-પ્રદેશમાં પ્રવેશ કરે છે ત્યાંની રમણીયતા તો તે મૂખ્ય શિરો ભાગ હોઈ અવર્ણનીય જ છે પરંતુ તેનો કાંઈક આભાસ, શિવ જટાની એક લટની માફક, અંહી પ્રતિધ્વિનિત છે, અને તે અર્દ્ધ ચંદ્રાકાર ગિરિ શૃંખલાની મધ્યમાં રહેલી સપાટ ખીણને આ વ્હેળાના વહનની લીટી આર્યાવર્ત્તથી અલગ પ્રદર્શિત કરતી હોઈ રમણીયતામાં વિશેપવૃદ્ધિ કરે છે. હર ૐના દક્ષિણ કિનારે આધૂનિક રાજ્ય સત્તા દ્વારા Scientific research ખાતાના Asst: Director Dr. Marshallનેં રહેવાનો બંગલો, ઓફીસનો તંબુ તથા મકાન, બીજી રાવટીઓ અને ન્હાનું સરખું પ્રાચીન વસ્તુઓનું સંગ્રહસ્થાન સુંદર બગિચાથી વિંટાયલું હોઈ એ બધું કુદરતની સૌંદર્યતાની ખરી ખૂબી સમજાવતું હતું. Dr. Marshallની ત્યાં સ્થિતિનું કારણ જાણવાની જીજ્ઞાસા પથિકને થતાં તત્ સંબંધે પૃચ્છા કરાઈ ને વિશેપ જીજ્ઞાસાથી તેમની

મુલાકાત પણ લેવાઈ. તેઓ હરઉંના ઉત્તર કિનારાના પ્રદેશમાંથી જમીનમાંથી એક શહેર આબાદ બહાર કાઢતા હતા તથા તેમાંથી મળી આવતી ન્હાની મ્હોટી ગૃહોપયોગી,' વસ્તુઓ, મૂર્ત્તિઓ અને શિક્કાઓ વગેરે વગેરે બાજુના સંગ્રહસ્થાનમાં એકત્રીત કરતા હતા, તેમ જ તેમને સમારી, તૂટેલી હોય તેને જેમ બને તેમ અસલ રૂપમાં ગોઠવી સંભાળથી પેક કરી રાખતા હતા. કેટલાક શિલાલેખો કે જેઓ પ્રાચીન સંસ્કૃતમાં તેમ જ પાલીભાષામાં લખાયલા છે તેમને મારી તેમના પર શાહી લગાડી તેમની કાગળ ઉપર નકલો ઉતારી તેમના આધૂનીક ભાષાના ઉતારા થવા ટ્રાન્સલેટરો પ્રતિ મોકલતા હતા. જે શહેરમાંથી આટલી બધી આબાદ વસ્તુઓ મળી આવે છે તે શહેર જોવાની ઇચ્છા Dr. Marshallને જણાવતાં તે કામના એસીસ્ટંટ સાથે પથિકનું આગમન હર ઉંના ઉત્તર કિનારે તક્ષશિલા નગરીમાં થયું. હજારો વર્ષ પૂર્વેના નગરની મધ્યમાં ઉભા રહી તે વખતનાં દેવાલયો, મહાલયો ને રાજ્યાલયો આદિ નિહાળતાં કોનું મન આનંદની અનેક ઉર્મિઓથી ઉભરાયા વગર રહે ! આ નગરનો વિસ્તાર ઉત્તર દક્ષિણ ચાર માઇલ અને પૂર્વે પશ્ચિમ નવ માઇલ એટલે ૩૬ ચોરસ માઇલનો ગણુવામાં આવે છે. દક્ષિણે હરઉંની સિધિ લિટીથી ઉત્તર, પૂર્વ, પશ્ચિમની ગિરિશૃંખલા મધ્યનો તમામ ભાગ આ શહેરથી વિસ્તરાયલો મનાય છે. પશ્ચિમે છેડાની એક પહાડી ઉપર આબાદ એક બૌદ્ધ સ્તૂપ Domo તથા પૂર્વની પહાડી ઉપરનાં ઘણાંક બૌદ્ધ સ્તૂપો નગરની પૂર્વ પશ્ચિમ સિમા સૂચવે છે. હાલ તુરત શહેરને બહાર કાઢવાનું કામ ત્રણ વર્ષથી ચાલુ છે અને તે ત્રણ જૂદા જૂદા સ્થળે કરવામાં આવે છે. ૧ મુખ્ય બજાર તથા આજુબાજુના લત્તાઓ, ૨ મુખ્ય રાજગઢ વાને રાજાઓને રહેવાનાં ખાસ મકાનો, કચેરીઓ વગેરે તથા ૩. બૌદ્ધનાં સ્તૂપો અને દેવળોનો સમૂહ. પ્રત્યેક સ્થળે અનુક્રમે ૪૦૦, ૩૦૦ તથા ૨૦૦ માણસો કામે લાગેલાં છે. બજારના મધ્ય ભાગમાં શરીયામ રસ્તો આબાદ સિધિ લિટીમાં છે અને એમ મનાય છે કે શહેરની લંબાઈ જેટલા વિસ્તારમાં આ રસ્તો સિધો જ હશે અને તે વખતનું બજાર હાલના જયપુર શહેરના બજારની જેમ એક છેડે ઉભા રહી જોતાં બીજે છેડે દેખી શકાય તેવું હશે. રસ્તો વીશથી પચીસ ફુટ પહોળો છે. બજારમાં ન્હાની ન્હાની ૧૫'૨૦' ની દુકાનોની લાઈન દુકાનની પાછળની તેવડી જ ખીછ કોટડીયો મધ્યમાં બારણાના રસ્તા શીખે આબાદ છે. આબાદ છે એટલે તે વખતની તેમની જમીનથી પાંચથી સાત ફુટ સુધીની દીવાલો જ માત્ર આબાદ છે. મકાનો ઉપરનું માળણુ લાકડકામ વગેરેનો કાળે નાશ કરેલો છે પણ ધરતીકંપ કહો કે પાણીના કોઈ પ્રલયને લઈ કહો સર્વ શહેરની ઉપર જમીનનું પડ ફરી વળતાં નિચેનો ભાગ આબાદ રહી જઈ ઉપરના ભાગનો નાશ થયેલો છે. કોઈ કોઈ સ્થળે દીવાલ ઉપરનાં ચુનાનાં પ્લાસ્ટર પણ મોજૂદ છે. પથ્થર તો પાસેના પહાડોમાંથી જ વગર ઘડેલો વપરાયલો છે. માત્ર દેવાલયો અને મહાલયોમાં જ ચોરસ ઘડાયલો અને દૂર દેશાવરનો પથ્થર નજરે પડે છે. બજારમાં કોઈ કોઈ ઠેકાણે બૌદ્ધ મંદીરો આવેલાં છે તેના ઉપર Roman Architecture રોમની કારીગરી કરાયલી છે. જેમ હાલના જયપૂરમાં બજારમાં વચ્ચે વચ્ચે દેવાલયો છે ને જેવો દેખાવ આપે છે તેવો જ દેખાવ આ શહેરમાં પણ નજરે પડે છે.

ઘરોમાંથી તે વખતની માટીની ત્રણથી ચાર ફુટની કોઠીયો મળી આવે છે તે અનાજ

કે પાણી ભરી રાખવાની હશે. બચ્ચાંઓને રમવાનાં ઠીકરાનાં રમકડાં ચકલી, પોપટ, કૂતરાં વગેરે ઘસાઈ ગયેલી હાલતમાં જડે છે. ખરલો, ખાંડણીઆ વગેરે ઘરવખરીની પરચુરણ ચીજો પણ દેખાય છે પણ તે બધાના આકાર હાલની ચીજોથી ઘણા જ જુદા પ્રકારના છે. તે વખતે લોકો ન્હાની ન્હાની કુલડીયો ( માટીના ન્હાનાં વાસણમાં ) પોતાનું દ્રવ્ય તથા ઘરેણાંઓ ભરી દીવાલની અંદરનાં ટાંકાઓમાં કે જમીનમાં રાખી મૂકતા તે અત્યારે કોઈ કોઈ ઘરમાંથી હાથ લાગે છે. તે વખતે ઝાઝે ભાગે કાંસા નાણું હતું પણ તે એ તેઓએ સાથની મૂક્યું છે. અરે ઓ દ્રવ્ય ભરી મૂકી જનાર આત્માઓ! તમે જાણતા હતા કે તમારી જાહોજલાલીની આવી સ્થિતિ થશે? અરે તમારામાંનો એક અત્યારે મ્હારી સાથે આ શહેરમાં હોત તો તેના હૃદયમાં શું શું વિચારો આવત ? અરે ઓ કાળચક્ર તારી બલિહારી છે !

બજારની સિધિ લીટીમાં શરીયામ રસ્તા ઉપર લગભગ શહેરના કેંદ્રસ્થાનમાં રાજ્ય મહેલ આવેલો છે તે એક સળંગ મકાન ઓછામાં ઓછા ૨૫૦૦ ચોરસ વારના વિસ્તારનું છે તેમાં કોઈ દિવાને આમ તો કોઈ દિવાને ખાસ, કોઈ શૃંગાર ગૃહ તો કોઈ શયન ગૃહ વગેરે વગેરે માટે અનેક ઓરડાઓ છે. એકમાંથી બીજામાં જવાનાં બારણાંઓ તથા અંતર ગૃહમાંથી સભાસ્થાન આદિ સ્થળોએ જવાના એકેક વારના બે દિવાલો વચ્ચેના ગુહ્ય રસ્તાઓ છે. કોઈ કોઈ ગુહ્ય રસ્તાઓ મુખ્ય રસ્તાઓમાં પણ પડે છે. આ મહેલને જોઈ મોગલાઈ વખતનો દિલ્હીનો કિલ્લો, પાંડવોનો ઇંદ્રપ્રસ્થનો કિલ્લો તથા આમેરનો કિલ્લો વગેરેનું સ્મરણ આવે છે. મોગલ બાદશાહનાં દીવાને આમ, દીવાને ખાસ ને હમામખાનું વગેરે આકર્ષક છે જ પરંતુ આ મહેલના જેવી મકાનની ગોઠવણ નથી. દીલ્હીના મ્હેલો માત્ર મ્હોટાં મકાનો જ છે ને તેમાં આરસ તથા કોતર કામ ઉંચા પ્રકારનું છે જ્યારે આમાં ન્હાના મકાનોનો સંબંધ એક બીજાથી સંચીલીત છે તે ખાસ ધ્યાન આપવા જેવું છે. પાંડવોના ઇંદ્રપ્રસ્થના કિલ્લામાં પણ આવી તરેહની રચના અને અનુસંધાન નથી. આમેરના રાજ્યગઢમાં આવો કાંઈક ભાસ છે પણ તે સર્વનાં ન્યૂનતા જ છે કારણ કે આ મહેલમાં રાજા પોતે ગમે તે સ્થળેથી પોતાને ધારેલે સ્થળે ગુહ્ય રસ્તેથી બહુ જલ્દીથી પહોંચી શકે તેવી ગોઠવણ રાખવામાં આવી છે. પાંડવનો કિલ્લો જો કે માળણ સાથે મોજૂદ છે છતાં બહુ જ જીર્ણ અવસ્થામાં હોઈ તેનું બોયતળીયું નિરખી શકાતું નથી જ્યારે આ મહેલનું તળીયું જમીનથી સચવાઈ રહેલું હોઈ બહુ સચોટ દર્શન આપી શકે છે. તેમાં કોઈ કોઈ સ્થળે ચોક છે. કોઈ સ્થળે સ્નાન ગૃહો છે તેમ સ્નાનને માટે ન્હાની હોજો બનાવેલી છે. હોજોનાં પાણી મહેલને તળિયે થઈ શરીયામ રસ્તા ઉપર જાય છે એટલે તે વખતે ગટરો પણ અવશ્ય હશે જ. મહેલના તળિયે થઈ પાણી કાઢવાને માટે માટીનાં ભૂંગળાંઓ ઉપયોગમાં લીધાં છે. એક ચોકની વચમાં યજ્ઞ કુંડની વેદી છે તેથી એમ અનુમાન થાય છે કે આપણા પ્રાચીન આર્ય રાજાઓ અવશ્ય નિત્ય હોમ કરતા હશે. અરે ઓ મહાન પ્રાચીન આર્યપુત્રો તમોને શું એ વિચાર સરખોએ કોઈ વખત આવતો કે હજારો વર્ષ બાદ તમારાં સંતાનો તમારાં વિહાર સ્થાન જોઈ અશ્રુઓ ટપકાવશે અથવા તો અમારા પૂર્વજો આટલા ધર્મનિષ્ટ હતા તેનું સ્મરણ કરી પોતાની ધર્મહિન પ્રવૃત્તિને માટે ગ્લાનિ ઉપજાવશે !

આ ઉપરાંત નગરના પૂર્વ ભાગમાં બૌદ્ધ દેવળો અને સ્તૂપો છે તે હિસ્સાનું નામ ચિર-સ્તૂપ છે એટલે કે ત્યાં એક ચિરસ્થાઈ સ્તૂપ હોવાનું કલ્પાય છે. તેનું પ્રાકૃત નામ ચિરસ્તોપ થયું અને આધુનિક તેને ચિરટોપ કહે છે. અંહી બૌદ્ધ ધર્મની અનેકાનક મૂર્ત્તિઓ છે તેમાંની કેટલીક ખંડીત વા અખંડીત હાલતમાં ખોદી કાઢવામાં આવે છે અને તેને સમારી તૂટેલા ભાગો મળી આવે તો સાથે ચોંટાડી સંગ્રહસ્થાનમાં મોકલવામાં આવે છે. નગરના તથા નહેરો વગેરેના નકશાઓ તૈયાર કરવામાં આવે છે તે સંપૂર્ણપણે આપણા હસ્તકમાં આવતાં વધારે સ્ફૂટ થશે. હજુ એમ ધારવામાં આવે છે કે આ કામ બીજાં સાત વર્ષ પર્યંત ચાલશે.

ઇતિહાસની દષ્ટિથી જોતાં જનમેજય રાજાએ જે મહાયજ્ઞ આરંભેલો તે આજ તક્ષ-શિલા નગરી છે અને અહીં જ બૌદ્ધના મહાન દેવોએ દિગવિજય કરી વિહાર કર્યો છે, ને આ સ્થળ આર્યાવર્ત્તની છેક ઉત્તરમાં છેલ્લામાં છેલ્લું નગર હોઈ ઉત્તર આર્યાવર્ત્તના ઘણા-ખરા રાજાઓની રાજ્યધાની ઘણાં વર્ષો પર્યંત અહીં અંહી રહેલી છે તેમ જ ગ્રીક રાજા-ઓના રાજ્યાક્રમણ પ્રસંગે તેમના ગવર્નરો પણ અંહી જ આવી રહેતા જ્યારે તે નગરીનું નામ Tokschula કહેવાતું ને ત્યાંના વતનીઓ Toksilioes કહેવાતા જે નામો શિલા લેખો તથા ઇતિહાસ ગ્રંથો ઉપરથી સિદ્ધ થાય છે. વળી ભારતવર્ષના મહાન રાજાઓના સુબાઓ પણ અંહી વસેલા છે અને છેલ્લી તવારીખ પ્રમાણે શ્રીરુપ રાજાએ આ નગરમાં છેલ્લામાં છેલ્લું રાજ્ય કર્યાનું સમજાય છે જે ત્યાંની આજુબાજુના વતનીયો વંશપરંપરાથી સાંભળતા આવ્યા છે. શું કારણથી અને ક્યારે આ નગરીએ ભૂપ્રવેશ કર્યો તે જો કે હજુ સ્પષ્ટ રીતે સમજાયું નથી તો પણ આશા છે કે વિશેષ તપાસથી વધારે અજવાળું એ વિષય ઉપર સમય જતાં પડશે. સમય પોતાનું કાર્ય કર્યે જાય છે. કાર્ય કરતાં સૌ થાકી જાય છે, કોઇની ગતી અંદત્તરિત થઈ જાય છે પણ એ કાળ તું કદી શ્રાંત થતો નથી, શ્રમીત જણાતો નથી! ઓ ભૂદેવી તારા ઉપર કાળે અનેક ચક્રો ફેરવાવ્યાં છે. કદી કોઈ તો કદી કોઈ એમ અનેકાનેક રાજાઓએ તારા પર રાજ્ય કર્યું. પોતાના સુખને માટે અનેક ઉપાયો ને પ્રયત્નો કરી ઉપભોગની વસ્તુઓ અને મહાલયો બંધાવ્યાં પણ તેમાંનું કોઈ કે કાંઈ સમયે રહેવા દીધું નહીં ને દેશે પણ નહીં. ખરે આર્યપુત્ર આથી જ તું હારી જાય છે, તું સર્વથી શ્રેષ્ટ છતાં કાળ આગળ તું નિર્બળ છે અને એટલા માટે જ તું શાંત છે પણ કાળ તને સુચન કરે છે કે શાન્ત થકો પણ પ્રયત્ન કરવો તે તારી ફરજ છે ને પ્રયત્ન નહીં કરીશ તો પણ હું તને ખાઈશ ને કરીશ તો પણ તને ખાઈશ માટે તારી ફરજ નહીં બજાવી પાપનો ભાગી નાહક થઈશ નહીં.

પથિકના પથનો શ્રમ આ રમ્ય પ્રભાતે. મંગળસ્થળમાં આવવાથી ભૂલાઈ જવાયો અને તેનો સર્વ આભાર Dr. Marshall તથા તેના મદદનીય ઉપર મૂકાઈ વિશ્રાંત સ્થળે આવતાં લીખીની દ્વારા આ લેખ વિશ્વ નિયંતાની ઘટમાળના બંધુ પથિકો પ્રતિ સાદર થયો તે સર્વને પોતાના પૂર્વજોના આશ્રમોનું સ્મરણ આપી દુઃખી તેમ જ સુખી કરો એમ ઇચ્છિ વૃત્તિ વિરમે છે.

Quetta. ( Baluchistan )
1-12-14

J. R. VIAS.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

સંવતનો ૧૭મો શતક.

જૈન શૈલી.

સંવત ૧૬૭૮ માં રચાયેલા શ્રી શાલિભદ્ર રાસમાંથી.[1]

अंतरजामी उपरइं, जओ तन धन उवारिजइंरे;
तओ कंचळनुं स्युं अछइ, पणि मुज वात सुणीजइंरे.
नारी कुंजरनी वमू, पहिरयां सायळ वासइंरे ।
ते तो मारु घावला, पहिरइ केम तमासइंरे.
पेपि सिलायट उपरइं, पेंख्यो पुत्र रतन्न;
ए वडइ विरहइ विहसतो, जतन करइ लप कोडि.
इतला दिन हुं जाणतीरे हां, मिलस्यइं वार विच्यार;
हिवइ वच्छमेलो दोहिलोरे हां, जीवन प्राण आधार.

સંવત ૧૬૮૯માં રચાયલા પ્રેમલા લચ્છી[2] રાસમાંથી.

ते वयण सुणी निं, दूत चाल्यो तनकाल,
हेमालय पुहुतो जइ, भेटिओ भूपाल;
सवि वात कही ते, वीरमतीनी वाणी,
निसुणी उदकीओ, नारी अबला जाणी.
जिम अगनि संयोगिं. लूण उछलइ एम,
राजा हेमरथ उछलीओ वली तेम;
करी कटक सजाइ हय गय गयरथ पाखरीआ,
बहु झुझे सजाइ भार ते भरीआ.

---

૧ શ્રી આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૧ અસલ પ્રત પ્રમાણે.

૨ સદર.

संवत् १६१६मां रचायेल [३]माधवानळमांथी.

इम जे उत्तम नारि नर, पालइ निरमल सील ।
इण भवि सुष जस संपजइ, परमवि संपति लील ॥
सीलइ सवि सुप संपजइ, सीलइ सव सिधि होइ ।
कामकंदला तणी परइ, वंछित पामइं सोइ ॥
घणा दिवस सुख भोगवी, असण धर्म आराधि ।
दान पुण्य बहुल करी, पामी परमं समाधि ॥

संवत् १६१८मां रचेल प्रद्युम्न प्रबंधमांथी[१].

हय गय रथ पायक परिवार, ते कहतां किम आवइ पार ।
वासुदेव पदवी भोगवइ, बलबल करी अरीयण जोगवइ ॥
रुकमणिनइ घणु कृष्णनउ मांन; पणि भामानइ साल समान ।
भामा रुकमणि पाए पडी, ते दुख सालइ घडीयन घडी ॥
एक दिवसइ मत्त उजती, निमित्त मकासइ तउ पिणवति ।
रुकमणि घरि विहरण आवीयउ, आदरमान घणउ ति दीयउ ॥

आजणी शैली.

नाकर कृत ओखाहरण ( रच्या साल संवत १६०४ ) मांथी.[२]

वीर वकारो भोगल लीधी, कोप करीने जाय;
मारी कटक कडका कीधु, आपेपे घेर जाय.
अंग घुने कांइ नव्य सुजे, आव्या रायने पास;
शुं बाणासुर बेसी रयो छुं, कटक थयु सर्व नास.
एक छोकरो को आव्यो छे, तेना टाला पाण;
त्रण भागनु कटक मारु, एक रयु नीरवाण.
मळतो बाणासुर एणी पेरे बोल्या, तम्यो सुं मों लइ आव्या;
जे को तांथी पाछा वळी, ततक्षण प्राण छंडाव्या.

हाथि सुत सेवक रचित-हनुमान चरित्र ( संवत् १६४७ )[३] मांथी.

---

३ मारी पासे छे अने जे साहित्य मासिकमां छपाय छे ते.
१ मूळ प्रत मारी पासे छे. २ ३ गु. व. सोसाइटीनी प्रतोमांथी.

अंगद कहे शत जोजन अरणव । ओलंगु एकी थापजी ॥
त्रिकुटाचल हुधो लेइ मारु । पद श्री राम प्रतापजी ॥
पण जीवतां मे न अवाय तांहांथी । जाय माहारा प्राणजी ॥
वानर रीछ के पलवंग । नीस्ये दलना प्राणजी ॥
हनुमंतने मोकलीए लंकामां । जास्ये जोध सुजाणजी ॥
शर्वे वीसवासे रहो आवी । हु जाउ नीरवाणजी ॥
शर्वे जोद्ध कपी आगल आवी । रह्यो ते नामि सीशजी ॥
तु वीना शाहेर को नही तलपे । एकादशमा ईशजी ॥

શિવદાસ કૃત નરકાસુર આખ્યાન (રચ્યા સાલ ૧૬૭૦)[૪]માંથી

कवी केहे हु अलपदास । बालपणे कीधो अभ्यास ॥
श्री गुरू चरण कमलने वंदी । कृष्णचरीत्र कहु आनदी ॥
जे कथा सांभले ने गाह्य । तेहेनां जन्म तणां दुख जाह्य ॥
संवत सोलसीतेरा सार । कृष्ण जन्माअष्टमी गरूवार ॥
नक्षत्र मघा महुरत सुभ जोग । ब्रह्मकाल रव उनंम भोग ॥
ते दन पुरण हवुं आख्यांन । सदा जस आपो भगवांन ॥
पद त्रणसे एने त्रीस सार । कडुवां अढार वीखे विस्तार ॥
अक्षर वेद न जाणुं जोख । कृपा करो तमे श्री रणछोड ॥
बालपणे कीधां प्रतीबंध । दखण देश वीजापुर मध ॥
कवि नागर स्थंभतीरथमां वास । राम नामजन केहे सीवदास ॥

સંવત્ ૧૬૫૫ ના અકબર બાદશાહના વખતના લેખ ઉપરથી.[૫]

भोमि कता २ बे । विइना नदावा कीधा वेचाती आपी तेह जण ४ हजूर सेठ गाम लोक नातीला समस्त सानिधि भोमि घर माहेली तथा वाडाना पासानी मजमल कता २ नी हती ते वेची सही तेह जण ४-नां नाम दीसावाल ज्ञाती लघूशाखा वखारीआ श्रेष्ट कूअ-रजी मुकंद जण १ गूजर ज्ञाती लघू शाखा महं मूलजी मंगल जण २ द्विजराज श्रीगुड ज्ञाती त्रवाडी मेघजी देवजी जण ३ खडाइता ज्ञाती लघू शाखा कहुरा देवजी * * *

૪ મારી પાસે છે.

भोमि वेची कत २ नी खत नदावाना लिखानी सवली विगिति सारंगपूरूर मधे रायणनी पोलि मुधे मुहं मुकंदजी लालानी पोलि माहि दीक्षित भाणसुत पुत्र २. ४.

संवतने। १८भे। शत्तः

જૈન શૈલી.

મુનિ શ્રી ગંગવિજયના કુસુમશ્રી રાસ (સં. ૧૭૧૭માં રચેલ)[1] માંથી

सूडो कहे दुःख शुं करो, ल्हीये दुःख निदान;
जइ आवुं सघळे फरी, कहेजो को अहि नाण.
इम कही शुक उडीयो, जोवे वन गिरि खोह;
खोन किसी पामी नहीं, आव्यो करत अंदोह.
रे सूडा किहां देखीया, रयण आपणा दोय;
सूडो कहे आशा टळी, जोइ आव्यो हुं सोय.
तो हवे कहो केम कीजीये, अटवी शून्य मझार,
पाळा हवे केम चालशुं, सकोमळ सांथे नार.
केम करी अटवी उलंघशुं, केम जाशुं निजगाम;
अश्व पलंग विना हवे, नावे सुझे मुज काम.

શ્રી જ્ઞાનવિમલ સૂરિ કૃત અશોકચંદ્ર તથા રોહિણી રાસ (રચ્યા સાલ સં. ૧૭૭૨)[2] માંથી

वयण सुणी इम कंतनां, चित्तमां धरी विषाद;
कहे रोहिणी राणी हवे, पतिस्युं किस्यो विवाद.
पणि स्वामी जे तुमे कयुं, ते ते सर्व प्रमाण;
अबलानुं जाते कहो, शास्त्र तणे परमाण.
तुह्मथी नें जीन धर्मथी, सहुथी अधिको आज;
पणि माहरे मन गर्वनो, लेश नथी महाराज.
प्राहें हुं जाणुं नहीं, रोदन केरी वात;
राग कुण कुण नित्य छें, थाइं केम किण भ्रांत.
इंद्रिय सुख बल उपरें, करें गर्व अज्ञान;
पर दुःख देखी वळी जे हसें, दूर भवे तेह निदान.

---

१ २ આનંદકાવ્ય મહોદધિમાંથી.

સુમતી હંસકૃત કરમ પચીસીની સઝાયમાંથી[૩].

अवळे सबळो जाणीने, सुती कंत विमासीरे;
रात्री मांही मूकी करी, नळराजा गयो नासीरे.
सतीय शिरोमणी द्रौपदी, नाम थकी निस्तारोरे;
करम वशे तेणे सही, पंच सर्‍या जार तारोरे.
सहस पचीश सेवा करे, सुर लखमी, विण पारोरे;
सुभुम चक्री नरकें गयो, ब्रह्मदत्त ए अधिकारोरे.
वस्तुपाळ तेजपाळने, करण अने वळी मोजोरे;
विक्रम विक्रम पूरिओ, करमतणी ए मोजोरे.
संवत सत्तर तेरोतेरे, श्री सुमति हंस उवझायोरे;
करम पचीसी एणे भणी, भणतां आणंद थाय (यो)रे.

ઉદય રત્નની કવિતામાંથી[૧].

तप गच्छ गयण दिणंद, मन वंछित फल दाता हो;
श्री हरिरत्न सुरीश्वरू, पामी तास पसाय.
वाहो एम वखाणी हो, शीयलनी मनोहरू.
खंभात रही चोमास, सत्तर्से त्रेशठे हो,
श्रावण वदि बीज, बुध भणे;
उदय रत्न कहे कर जोड, शियलवंत नरनारी हो.
तेहने जाउं भामणे.

બ્રાહ્મણી શૈલી.

પ્રેમાનંદ.

એક ઓખાહરણુ માન ૩૬ કડવાનું મારી પાસે છે તેમાંથી, કડવા ૩૩ માં માતા દીકરીને વળાવતાં શીખામણુ દે છે તેઃ—

शीखांमण देउछु दाकरी । माहारी ताहारी लाज वधारजो ॥
जो प्रीते पती आज्ञा आपे तो । पीहेर वेहेलां पधारजो ॥ ८

૩ રા. ગોકળદાસે આપ્યા પ્રમાણે.
૧ રા. ગોકળદાસે આપ્યા પ્રમાણે.

स्वसूर जेठनी लाज करीये । नां बोलीये उंचे स्वरें ॥
आघु ओढी हीडीये । द्रष्ट रापीये भुमीनी उपरे ॥ ९
रूडी भुडी सांभलीये नही । कोहोनु कांइ नव चोरीये ॥
उघाडा केश मुकीये नही । घणु झीणु वस्त्र न पेहेरीये ॥ १०
भाइ समांन को पुरूष साथे । गोठडी कीजे नही ॥
सासु नणद रीश करे तो । सांहांमो उत्तर दीजे नही ॥ ११
पारके घेर जइए नही । न कीजीये अहरू परू ॥
पुछा पुठे उत्तर दीजे । यथार्थ बोलीये परू ॥ १२

અખા કૃત અખેગીતા ( સંવત ૧૭૦૫ ) જેનાં ઘણાં જીર્ણ કાટાં તૂટાં સુંદર બાળબોધ લિપિમાં લખેલાં પૃષ્ઠ મારી પાસે છે તેમાંથી.

ग्रंथनो महिमा मोटो । सांभलतांमां सद्य फले ॥
मनसा वाचा कर्मनाएं । जे सूर्त्वे दइने सांभले ॥ २
राम तारक मंत्र छे । अपे गीतानो भाव ॥
जन्म छेहेलो होए जेहने । तेहने मले प्रस्ताव ॥ ३
संसार रुपणि मोहनि साने । निवृत* वा काज ।
दिनमणि छे अपे गिता । पामे सदा सदोदित ज ॥ ४
एहमां ज्ञान भक्ति वैराठय छे । मांहि माया [illegible] क्षण दृष्ट ॥
जिवन मुक्त ने महामुक्त । पुरुषोत्तम पद सु[illegible]ष्ट ॥ ५
पद द्वादश अडतालिस कडवां छे । पर्म पदनी वाट ।
संसार सागर उपरे । भाइ संते बाध्यो घाट ॥ ६
एणे घाटे जे आवी चडसे । ते सूखे पांमसे पार ॥
नहि बुडे वृद् बाधो । कहे अपो निरघार ॥ ७

સંવત્ ૧૭૭૫માં ગોપાલદાસ* રચિત શ્રી ગોપાલ ગીતાબંધ અથવા જ્ઞાન દર્પણમાંથી

वचन गुणी सत गुरु केरां । हरख्यां मुनि जंन मंनजी ॥
करी प्रदक्षणा चरणे लाग्यो । विनवे विवेक वचंनजी ॥ १
सुप सागर गुण आगर अभीवन । नीरमळ अनुभव ज्ञानजी ॥
वांणी विलास सांभळतां श्रवने । मुर्षने वळे सांनजी ॥ २

---

* અસલ પ્રત મારી પાસે છ,

माहा सीध दाता सन शीरोमण । गुणनीधी दीन दयाळजी ॥
परमारथ मत्य गन परी पुरन । प्रौढां वचन विशाळजी ॥ २
ब्रह्मादीक सनकादिक संसार । ए अनुभव नव्य जांणेजी ॥
आळ पंपाळ आरोपी लक्षण । गडबड वेद वखांणेजी ॥ ४
संसे अनंन समाहवे स्वामी । अंतरजामी याच्योजी ॥
पर्म अलोकीक अजर अमर रस । रुदे कमळ + (પાનું ફાટેલું છે)

જૂનાગઢના વડનગરા શ્રી નાથ ભવાને ગીતાનું ગદ્યમાં કરેલું ભાષાંતર.*

मारे समरणे करी मारी क्रीया थको । समस्त जंन्म मरणादीक। क्लेश छुटीश । मीत्र जो हुं अहंकार माटे पडीताभीमांन करतो मारूं वचन नही सांभळतो नाश पांमीश ॥

जे अहंकारने अनुसरतो । एम मान छ जे हुं युध नही करू । ऐ फोगट कां तारो जे क्षात्र स्वभाव छे ते तुजने युधने वीषे प्रेरशे ॥

हे मीत्र स्वभावथी उपनुं जे कर्म । तेणे पुरुष बांध्या छे ॥

अर्जुन ईश्वर सर्व भुतना हरदेयने वीषे वसे छे । पोतानी मायाये समस्त लोकने मोहो उपजावतो थको रेहेछे । ए केहेवो छे ए लोक जंत्र जे काल चक्र ते उपरे रहा थका जंन्म मरंण रूपीयुं भ्रमण करे छे ॥

ઔરંગઝેબના વખતના સં. ૧૭૩૩ ની સાલના દસ્તાવેજમાંથી+

घर एक खडकी वध नेरती सहा सामदास मोटां हस्ते वई जसोदा वई श्री रामनी पुत्री ए घर ग्रोहिणे आपु तेहे घरनु माडु नहीं ग्रंथनु वाज नही तथा घरनी अमारत पडे आखडे ते तथा नलीआनी खोट धरना धणी पुरे वगि करावी आपि तथा घरनी संचरामणी सहा. सामदास मोटां आपे तथा सहा. सामदास मोटां घर मधे वसे वसावे उपर्स्कर मेरे अरथ पडे अडाण मुके तारे घडी एकनो अमर नही तथा घरनी बंधी मुल्गा रूपैईआ एकसो नो पचास पुरा तथा खरच वीग्रसू (?) एक मुठी सहा. सामदास मोटांने वई जसोदा वद

*મારી પાસે છે.

श्री रामनी पुत्री आपे तारे घर ग्रेहिणेथी छूटे तथा वलन भाड़ु वरस एके दोकडा छुट त्रांबाना ग्रथ मधे वली सही.

સંવત ૧૭૭૧ના દસ્તાવેજમાંથી.×

ए पुट च्यार मध्येनुं घर बाई नोहनीने भाग आवु छे तथा घर मध्ये बाई नांहनी तथा नांहनीना पौत्र पुत्रादिक वसे वसावे तथा घर घेरणे भाडे आपे तथा ए घर पाईआथी मांडीने सतमाल परज्यंत करे करावे तथा घर वीक्रीत करे तथा क्रष्णारपण करे तथा स्वेछा उपजे ते करे त्याहरे बाई सपरना तथा मे०। नंदलालनी ए माशीमांणेज जण २ तथा ए जण २ ना पुत्र पुत्रादिकनो तथा ओलादनो (અહીં થોડું ફાટેલું હોવાથી અક્ષરો ગયા છે) बंध नहि कुल अमरांम नदावा ई.

સં. ૧૯૦૦મો શતક.

જૈન શૈલી.

મુનિ ક્ષમા કલ્યાણ કૃત.

श्री महावीर जिनेसरु, त्रिभुवन गुरुजी<br>
तसु अलम पटधार, श्रीयूलि भद्र नमो.<br>
पाडलीपुर सोहामणुं, महिमंडणुंजी;<br>
तिहां पामो अवतार, श्री यूलि भद्र नमो.

* * *

वसुयुग चंद्र वत्सरे (१८२८) पाडानी पुरेजी,<br>
जसु पद थापना कीध श्री थूलि भद्र नमो.<br>
वाचक अमृत धर्मनो, शुणे शुभयनोजी<br>
शिष्य क्षमा कल्याण, श्री थूलि भद्र नमो.

મુનિ સૌભાગ્ય સાગરકૃત જંબુકુમારના ચોઢાળીઆમાંથી.[२]

---

× મારી પાસે છે.

૧ રા. ગોકુળદાસે આપેલા ઉતારા.

૨ રા. ગોકુળદાસે આપેલા ઉતારા.

वीरथी श्रीशमे वरसे, थया युग प्रधानोरे;
चौद पूर्व अवगाहीने, पाम्या केवळ ज्ञानोरे.
वरस चोसठ पदवी भोगवी, स्यापी प्रमत्र स्वामीरे;
अष्ट करमनो क्षय करी, थया शिवगत गामीरे.
संवत अढार तेरोतरे, रह्या पाटण चोमासरे,
चरम केवळीने गावतां, होए लील विलासरे.
महिमा सागर सद्गुरू, तासनणे सुपसाएरे;
जंबु स्वामी गुणे गाइआ, सोभाग्ये धरी उत्साहरे.

ભાલણી શૈલી.

વસાવડનો કાળીદાસ જે સંવત ૧૮૧૭માં હયાત હતો તેના પ્રહ્લાદ આખ્યાનમાંથી.
આ આખ્યાન ૧૮૩૪માં જૂનાગઢના વડનગરા નાગર અંદરજી વિ. સામળજીના હાથનું લખેલું
મારી પાસે છે.

ए पुन तीरथ गये करतां मरजन दांन ॥
ते पुन वेहेर बेठां मले भजतां श्री भगवांन ॥१॥
प्राग मधे मरजन करे कोटी फल जन कोय ॥
तोपण ते पुन तोलतां हरी नाम शमोवड नोह ॥२॥
गया श्राध प्रभाश ने प्राची, पित्रने पंड दान ॥
तेणे गत थाए प्रतनी, हरी भजन वश विमांन ॥३॥
जेणे शमरा श्रीहरी नीत, भाव आंणी मन ॥
तेहेनां पुर्वज्य मोक्ष पांमी, पोहोंत्ते स्वर्ग भुवन ॥४॥
वैकुंठमां पोते वशे, शायुज पदवी होए ॥
तेहेना कूलमां जन्म जंतु, नरक न पडे कोए ॥५॥

દયારામ કૃત રૂકમણીજીના વિવાહમાંથી.

मोहोटो मंडप रचोरे शोहामणो वाजां वाजे अपार ॥
मंगल गान करे शरवे मांननी ॥ थइ रहो येइ कार ॥ जे जे बोलो श्री
रुकम्णी नामनी ॥ २४

वर कन्याने पींठी चोलाअ छे ॥ गोत्रज देव पुजाय ॥
ग्रध श्राध कीधु वसुदेवजी ॥ देवकी हरख न माय ॥ २५
वर वधुने मंडपमां पधरावीआं ॥ वीप्र करे वेद गांन ॥
कोइ एक कन्यानां मात पीता थआं ॥ तेणे दीधु कंन्या दांन ॥ जे जे० २६
हस्त मेलाप थओने मंगल फेरा फरां ॥ कीधा शरव प्रकार ॥
लाड कोड रीत्ये भाते श्री हरी ॥ आरोगां छे कंशार ॥ जे जे० २७.
शहुने कंशार भोजन करावीआं ॥ शंतोक्या शहु जंन ॥
बेन भाणेज पुजने पोखीआं ॥ हरखु शहुकोनु मंन ॥ जे जे० २८
कुलनी रीते छोडाय छे दोरडा ॥ आणंद वरतो अपार ॥
रांणी रुकमणी परणां श्री क्रश्णने ॥ थेइ रहो जे जे कार ॥ जे जे० २९

જે ગ્રંથમાંથી ઉપલી કવિતા ઉતારી છે તેના મધ્ય ભાગમાં કેટલીક ગણિતની રીતો ગદ્યમાં લખી છે, તેમાંની ગોળ લાકડાં માપવાની રીત આ પ્રમાણે આપી છે (ગદ્ય ભાષા બતાવવા ઉતારો કર્યો છે.)

लाकडां मापनो गज शवला गांमोमां लांबो शरखो नथी हतो पण ते गज उपर तेना वीश तसु करेला होय छे तेथी मापे छे.

वेहेपारीमां हीशाव गणवानो चाल छे तेहेनी रीत.

२० वशवाशीनो १ वशो.
२० वशानो १ गज.

प्रथम लाकडाने गज वते लांबु भरवुं ने पछो ते लंबांणनी भधे एटले ते लाकडाना बे छेडानी वचे दोरीथी जाडु फरमां भरवुं ते दोरी लइने गज उपर मांडी भरी जोवुं जेटला तसु थआ तेने एकवडी दोरी केहे छे ने तेहेना अडधने बेवडी दोरी केहे छे.

हीशाव गणवानी रीत—बेवडी दोरी होअ तेनुं अध करवु ते अरधनो वरग करवो एटले ते अडधे अडध अरश परश करवो गुणाकार करवो ते वशवाशी थाअ अने ते एक गज लंबांण लाकडाने माथे वशवाशी थइ " ૬૦.

સંવત્ ૧૮૩૦નો લેખ અમદાવાદનો કાપડી કાગળ ઉપર મારી પાસે છે તેમાંથી.

तेहनो आकार रूपैआ १२७ अंके रूपैआ एकशो ने सतावीस एह महेता राजारांमे

सा० प्राणजीवन पासेथी लेइने एह मेडी पोताना बाकी मरमत्त करावीने सोच कराविने घरेणे लिखि आपी ते सही रुपैआ नवी २॥ ना मासा ११॥ ना आकरा कोरा सहेर चलणी या. शकाई पुरा रूपैआना नीमे ६३॥ थी बिमणा (१२७) एह साहा प्राणजीवने एह मेहेता राजारामनु मन मनावीने एह मेडी वचली चालनी घरेणे लिधी ते सही एह मेहेता रांजाराम पासेथी आपत लिखावी लीधु ते सही.

ચાલુ એટલે વીશમા શતકની શરૂઆતની અથવા અંગ્રેજી પદ્ધતિનું શિક્ષણ શરૂ થયું તે અગાઉની કવિતાના નમુના આપ્યા નથી; કેમકે તે ૧૯મા શતકની કવિતા જેવા જ છે.

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

---

# યૂરોપમાં વસતી જાતો.

( ૨ )

( અનુસંધાન, વર્ષ ૧૩. અંક ૧૧ પૃષ્ઠ ૭૧૦ થી. )

ગયા અંકમાં યૂરોપના કુદરતી વિભાગ, તેને જ અનુસરતી આબોહવા અને વનસ્પતિની વહેંચણી, અને તે ઉપરાંત મનુષ્યજાતિશાસ્ત્ર સંબંધી કાંઇક થોડુંક, એ વિશે થોડું ઘણું વિચાર્યું.

હવે આપણે ખુદ યૂરોપમાં જ પૂર્વે વસેલી જાતો વિશે વિવેચન કરીશું:—

પ્રો. સર્જી ( Prof. Sergi ) એમ માને છે કે યૂરોપની અંદર પ્રથમ મનુષ્ય ક્યારે થયો હશે, અને કયું સ્થળ તેની આદિ જન્મભૂમિ હતી, તે ચોક્કસ રીતે કહેવાનું આપણી પાસે અત્યારે કંઈ પણ સબળ સાધન નથી, તોપણ એટલી અટકળ કરી સકાશે કે 'પેલીઓલિથિક' કે 'પૂર્વ પાષાણયુગ'માં ભૂમધ્ય સમુદ્રના કિનારાપર આફ્રિકાના ઉત્તર ભાગમાં એક જાત વસતી હતી. તે જાત ' ડૉલિકો-સિફાલિક ' કે ' લાંબી ખોપરી વાળી ' હતી. તેમની ચામડીનો વર્ણ કંઇક તપખીરીયો ( brown ), આંખ્યો અને વાળનો વર્ણ શ્યામ, કદ મધ્યમ, બાંધો પાતળો, અને નાક કંઇક પહોળું; એ તેમનું વિશિષ્ટ લક્ષણ હતું. આ જાતના ચાર મોટા ભાગ પડયા. એક ભાગ આફ્રિકામાં રહ્યો; તેમાંથી પ્રાચીન મિસરી પ્રજા, લિબિયાની પ્રજા, અને બર્બર પ્રજાઓ ઉત્પન્ન થઈ; અને બીજા ત્રણ ભાગો યૂરોપની અંદર ત્રણ જુદે જુદે માર્ગે થઇને પેઠા. એ ત્રણ માર્ગો કુદરતે જ અનુકૂળતાવાળા કરી

મુકેલા હતા: એ ત્રણે માર્ગે થઇને ભૂમધ્ય સમુદ્ર સહેલાઇથી ઓળંગી સકાય તેમ હતો. (૧) એક ભાગ, પશ્ચિમમાં જિબ્રાલ્ટરની સામુદ્રધુનિ ઓળંગીને સ્પેન પોર્ટુગલમાં જઈ વસી. તે આઇબિરિયનના નામથી ઓળખાઈ, ને તે દેશને આઇબિરિયાનો દ્વીપકલ્પ એવું નામ મળ્યું. (૨) બીજો ભાગ, મધ્યમાં સિસિલિ ટાપુઓ આગળ થઇને ઇટલિમાં પેઠો તે લાઇગૂરિયન કહેવાયો. તે ભાગ ઇટલિમાં છેક ઉત્તર તરફ આગળ વધીને આલ્પ્સ પર્વત આગળ ઉત્તર તરફ જતાં થોભ્યો, અને પશ્ચિમે ફ્રાન્સની દક્ષિણે સમુદ્રને કિનારે કિનારે, જે પ્રદેશને 'રિવ્હિરા' (Riviera) કહે છે ત્યાં સુધી જઈ પુગ્યો. ત્યાં તેમને સ્પેનમાંથી પિરિનીઝ પર્વતની પાસે થઇને ઉત્તર તરફ વધતા આઇબિરિયન ભાગ સાથે મેળ થયો. (૩) ત્રીજો ભાગ, પૂર્વમાં ગ્રીસના ટાપુઓ સૈક્લેડિઝ (the cyclades) 'વર્તુ ટાપુઓનો સમૂહ' ત્યાં થઇને ગ્રીસમાં પેઠો તે 'પેલાસ્જીયન' કહેવાયો. કેટલાક ધારે છે કે આ ત્રણે વર્ગો—આઇબિરિયન, લાઇગૂરિયન, પૈલાસ્જીક—બધા આફ્રિકામાં વસતા ત્યારે 'પેલીઓલિથિક' યુગ ત્યાં હતો, અને તેમાંથી પૂર્વોક્ત ત્રણે વર્ગો 'નિઓલિથિક' યુગમાં યૂરોપમાં પેઠા હશે. તે 'નિઓલિથિક' યુગની જાત આફ્રિકામાંથી યૂરોપમાં પેઠી તે અગાઉ યૂરોપના એ દક્ષિણ ભાગમાં—ભૂમધ્ય સમુદ્રના કિનારે 'પેલીઓલિથિક' યુગમાં પેઠી ત્રણ વર્ગની જ સજાતીય જાત જ આવી વસેલી હતી? અને તેમને 'નિઓલિથિક' યુગમાં યૂરોપમાં પેઠેલા સજાતીય આ ત્રણે વર્ગોએ હાંકી કાઢ્યા હોશે? કે 'નિઓલિથિક યુગમાં આફ્રિકામાંથી યૂરોપમાં એ જાત વસી તે અગાઉ યૂરોપમાં 'પેલીઓલિથિક' યુગમાં કોઈ અન્ય—નિરાળી જ જાત વસતી હતી? અને તેને આફ્રિકામાંથી આવેલી જાતે હરાવીને હાંકી કાઢી હશે? એ બેમાંથી કયો બનાવ સત્ય હશે તે અત્યારે ચોક્કસ રીતે કહી સકાય તેમ નથી. તોપણ એટલું તો નિર્વિવાદ જ છે કે યૂરોપમાં સંખ્યાબંધ દાખલ થયેલી જાત તો ભૂમધ્ય સમુદ્રની આફ્રિકાને કાંઠેથી આવેલી હતી. આ જાત પ્રથમ તો મોટા સમુદ્રના કાંઠા પર વસેલી અને પોતાની નવી પરિસ્થિતિને અનુકૂળ જીવન નિર્ગમન કરવા લાગી; અને પાછળથી તેમની વસ્તીમાં જેમ જેમ વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ તે જાત યૂરોપના વાયવ્ય કોણ તરફની વધારે કુણી (Mild) અને વરસાદવાળી હવાથી લલચાઈ તે તરફ આગળ વધતી ગઈ. યૂરોપમાં વાયવ્ય કોણનો આ પ્રદેશ જેની અંદર ઇંગ્લંડ, ફ્રાન્સ અને સ્પેન પોર્ટુગાલના દેશો આવેલા છે અને જેને વિજ્ઞાનશાસ્ત્રીઓ (physiographers) "wintor-gulf of warmth" 'ઉષ્ણતા અને શીતતા વચ્ચેનો અંતરપટ' કહે છે, તે દેશોમાં આ ભૂમધ્ય સમુદ્રની જાતના લોકો ખાસ કરીને આઈબિરિયન વર્ગ જઈ વસ્યો.

એ અનુમાન બાંધવા માટે આપણી કને નીચેનાં કારણો છે:—

ગ્રેટબ્રિટનની પશ્ચિમ તરફ અને ત્યાંથી ઉત્તરમાં છેક ઑર્કની ટાપુઓ સુધી, જે જે દખરો હાથ લાગી છે તેમાં—તેની અંદર જે બખોલો કે બોડો (Cairns, tumuli or burrows) માલમ પડી છે તે બોડોના લાંબા આકાર ઉપરથી * અને તેમની અંદર જે

* "Long burrows, long skulls" anthropologist (એન્થ્રોપોલોજીસ્ટ) મનુષ્યજાતિશાસ્ત્રજ્ઞના સૂત્રાનુસાર.

હાડપિંજરો રાખી મુક્યાં છે તેમની ખોપરીઓના ઘાટ ઉપરથી, તે લોકો "ડૉલિકોસિફાલિક" (લાંબી ખોપરીવાળી) જાતના હશે અને તેમની સાથે દાટેલાં હથિઆરો ઉપરથી, તેઓ 'નિઓલિથિક' (નવીન પાષાણ) યુગના હશે એવું અનુમાન સહજ થાય છે; અને ગ્રેટ બ્રિટન, સ્કૉટલંડ અને પશ્ચિમ યૂરોપમાં ફ્રાન્સમાં, સ્કૅન્ડિનેવીયામાં, જર્મનીમાં પૂર્વે વર્ણવી તેવી કબરો માલમ પડે છે, તે કબરો સિસિલિ ટાપુમાં, ભૂમધ્ય સમુદ્રના જળાશયમાં અને છેક મિસરમાં જડતી કબરોને બરાબર અનુસરતી જ છે, તે ઉપરથી એવું અનુમાન થઈ સકશે કે ઉત્તર આફ્રિકામાં ભૂમધ્ય સમુદ્રને કાંઠે વસતી પ્રજા જ કાલાન્વયે પશ્ચિમ યૂરોપમાં છેક સ્કૉટ્લંડના ઉત્તર ભાગ સુધી, અને સ્વિડન નૉર્વે અને જર્મનીમાં ગયલી હશે. વળી એ સંબંધી બીજી મનોરંજક બાબત એ નોંધવા લાયક છે, કે તે બોડોમાં જે હાડપિંજરો હાથ લાગ્યાં છે તે બેવડી સ્થિતિમાં વળી ગયલાં છે. આવી સ્થિતિ મનુષ્યની પ્રસૂતિ પહેલાં માતાના ગર્ભસ્થાનમાં જોવામાં આવે છે; અને એવી સ્થિતિમાં મનુષ્યને દાટવાનો રિવાજ પડ્યો હશે તેનું કારણ કદાચ એમ હશે કે મૃત્યુ પછી જીવાત્માને પુનર્જન્મ લેવો પડે છે, એવી એ સમયના લોકોની માન્યતા હશે—કબરમાં એવી સ્થિતિમાં દાટીશું તો એનો એ જ મનુષ્ય ફરીથી ગર્ભસ્થાનમાં એની એ જ સ્થિતિમાં સ્હેલાઇથી અવતાર–પુનર્જન્મ–લેઈ સકશે એમ તેઓનું સમજવું હશે.

આટલું ભૂમધ્ય સમુદ્રની લાંબી ખોપરી વાળી જાત સંબંધી. એ લોકોનું મૂળ વતન ઉત્તર આફ્રિકાનો ભૂમધ્ય સમુદ્રના કાંઠાનો પ્રદેશ હતો; ત્યાંથી ત્રણ માર્ગે તેઓ દક્ષિણ યૂરોપમાં પેઠા, તોપણ યૂરોપમાંય તેઓ ભૂમધ્ય સમુદ્રના કાંઠે કાંઠે જ વસ્યા; ત્યાંથી કાલાન્વયે વધારે સારી આબોહવાથી આકર્ષાઈ પશ્ચિમ યૂરોપમાં, વાયવ્ય કોણમાં છેક સ્કૉટ્લંડ સુધી અને તેથી આગળ નૉર્વે સ્વીડન, ડેનમાર્કમાં પણ અને થોડે અંશે જર્મનિમાં પણ જઈ વસેલી. તેમની લાંબી બોડોવાળી કબરો, તેમાં રહેલી લાંબી ખોપરીઓ અને નવીન પાષાણયુગનાં શસ્ત્રો, તેમની પુનર્જન્મમાં શ્રદ્ધા વગેરે આપણે જાણ્યું.

હવે તે લાંબી કબરોની પાડોશમાં જ બીજી ગોળ બોડો વાળી કબરો માલમ પડે છે. તે ઉપરથી અનુમાન થાય છે કે તેમના આવી ગયા પછી અગર પહેલાં યૂરોપના તે તે પ્રદેશોમાં જ અર્થાત્ પશ્ચિમ અને મધ્ય યૂરોપમાં 'બ્રૅકીસીફાલિક' કે ગોળ ખોપરીવાળી જુદી જાત વસતી હશે; અને તેમની ગોળ બોડોની અંદર માટીનાં કામ, ઘરેણાં, શણગાર આભૂષણ માલમ પડે છે તે ઉપરથી, તેમ જ કાંસાના હથિયારો માલમ પડે છે તે ઉપરથી[1] તે લોકો ભૂમધ્ય સમુદ્રની જાતના આવી ગયા પછી આવેલી જુદી જ જાતના હશે. વળી આ બોડોની અંદર અગ્નિદાહનાં ચિહ્નો માલમ પડે છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એ સમયમાં અગ્નિદાહનો રિવાજ પ્રચલિત હશે. આ બોડો યૂરોપની બીજી જાત જેને જુદા જુદા

આલ્પાઇન જાત.

[1] પત્થરનાં હથિયારો પછી કાંસાના હથિયારોનો ઉપયોગ થયો હશે, તેથી તે Bronze યુગ–'કાંસા યુગ'ના લોકો હશે.

એન્થ્રોપોલોજીસ્ટ " આલ્પાઇન, '‡ ' સેલ્ટિક,' ' યુરેશિઆટિક, ' કે ' સેલ્ટો-સ્લૅવિક ' ના જુદા જુદા નામથી ઓળખે છે, તેમની છે. તેમના શરીરની ઉંચાઈ મધ્યમ છે, ને બાંધો ભૂમધ્ય સમુદ્રની જાત કરતાં જરા વધારે મજબૂત છે; જો કે વાળ અને આંખ્યોનો રંગ તેમને મળતો જ છે, તોપણ શ્યામતા કંઈક આછી છે, ને વાળ ચેસ્ટનટ બદામી ( rodish-brown ) લાલાશપર-બદામી રંગ તરફ વળે છે અને આંખ્યો આછા બદામી ( hazel grey-light brown ) રંગની છે, ( ભૂમધ્ય સમુદ્રની જાતની આંખ્યો ને વાળ બન્ને શ્યામ છે). તેમનું નાક પહોળું, મ્હેરો પણ પહોળો અને માથું બરાબર ગોળ છે. કેટલાક મનુષ્યજાતિશાસ્ત્રજ્ઞો આ જાતને એશિઆમાંથી આવેલી ધારે છે. અને જે સ્થળે લાંબી કબરોની નજદીક જ ગોળ કબરો માલમ પડે છે ત્યાં એમ સમજવું કે નવી વસીયાત જાતે જુની વસીયાત જાત ઉપર ચઢાઈ કરીને તેમનો દેશ પચાવી પાડયો હશે તેટલું જ નહિ, પણ તેમણે પોતાના રીત રિવાજ અને ભાષા પણ જીતાયલી જાત પર સ્થાપિત કરી હશે. કાંસા ( bronzo ) નાં હથિઆરોનો ઉપયોગ જોતાં આ જાત પાષાણયુગની જાત કરતાં સુધારાની વધારે ઊંચી કોટિયે જઈ પુગેલી હોવી જોઇએ, એટલું જ નહિ પણ આત્મસંરક્ષણના યુદ્ધમાં પાષાણ યુગની જાત કરતાં વધારે વિજયી નીવડેલી હોવી જોઇએ. પ્રો. સર્જી એમ માને છે કે કાંસાના ઉપયોગનું જ્ઞાન આ જાત એશિઆમાંથી લેતી આવી નહિ હોય પણ જે સમયે તે યુરોપમાં પેઠેલી તે જ સમયે યુરોપમાં વસતી ભૂમધ્ય સમુદ્રની જાતે પણ કાંસાનો ઉપયોગ કરવા માંડયો હશે એમ કેમ ન સંભવે ? અર્થાત્ એ વિદ્વાન્ પ્રોફેસરના મત પ્રમાણે તે કાંસાનો ઉપયોગ અને એ નવીન જાતનું યુરોપમાં આવવું એ ' કાકતાલીય ન્યાય ' લાગે છે. વિદ્વાન્ પ્રોફેસરની આવી માન્યતા ખરી હશે વા ખોટી હશે તે પ્રશ્નનો નિર્ણય કરવો એ કઠિન કાર્ય છે, કારણ કે એ વિશે ચોક્કસ જાણવાનું કે કહેવાનું આપણી કને હાલમાં કંઈ જ સાધન નથી; અને તે પ્રશ્ન કંઈ વધારે અગત્યનો પણ નથી. અત્યારે આપણે નિશ્ચયપૂર્વક કહી સકીયે તો તે એટલું જ કે ભૂમધ્ય સમુદ્રના કાંઠા સિવાય બીજે બધે સ્થળેથી આ નવી આલ્પાઇન જાતે જુની ભૂમધ્ય સમુદ્રની જાતને હાંકી કે ધકેલી કાઢેલી, કાંતો તે સુલેહના હુન્નરથી હો વા લડાઇના બળથી હો; અને ભૂમધ્ય સમુદ્રના કાંઠે પણ આલ્પાઇન જાતે જુની જાતની ભાષાને પણ ઊખેડી–નિર્મૂળ–ઉચ્છિન્ન કીધી હતી. આ આલ્પાઇન જાતે મધ્ય યુરોપનાં મેદાનોવાળો પ્રદેશ કબજે કીધો અને ભૂમધ્ય સમુદ્રને કાંઠે ઉચ્ચ પ્રદેશો ( કે જેમાં ઘાસચારો સારો નીપજતો હતો કારણ કે ભૂમધ્ય સમુદ્રના પ્રદેશમાં વરસાદની તાણ હોવાથી, ત્યાં નીચાં મેદાનોમાં ઘાસ ચારાની પણ તાણ રહેતી અને માત્ર ઉચ્ચ પ્રદેશોપર જ પર્વત ઉપરથી પીગળી આવેલા બરફનાં પાણીનું પોષણ પામતી વનસ્પતી ઊગતી હતી )–તેવા ઉચ્ચ પ્રદેશોમાં જ આવી વસ્યા. અને ત્યાં સમુદ્રના કાંઠાના મેદાનવાળા પ્રદેશમાંથી પણ જૂની જાતને નવી જાત તે ઉત્થાપિત કરી સકી નહિ તેનું એક કારણ પૂર્વે કહ્યું તેમ ત્યાં ઘાસચારાનો અભાવ હતું તે, અને બીજું, એમની

---

‡ આ જાતને ' આલ્પાઇન ' નામ આપેલું છે તે બરાબર નથી, કારણ કે યુરોપના પૂર્વના મેદાનવાળા પ્રદેશોમાં તેમ જ ફ્રાન્સના ઉચ્ચ પ્રદેશોમાં પણ આ જાત વસતી હતી.

મૂળ જન્મ ભૂમિ ઉત્તર આફ્રિકા બહુ જ સમીપ નજદીક આવેલી હોવાથી ત્યાંથી તે જગોએ એ જૂની જાતનો જથ્થાબંધ પેસારો થયાં કીધો.

ભૂમધ્ય સમુદ્રને કાંઠે આ બે જાતો આ પ્રમાણે ઉપર નીચે વસી રહી. પણ તેથી દૂરના બીજા પ્રદેશોમાં આ જાતે થોડી ઘણી હારજીત જોઈ; અને બ્રિટનમાં અને વાયવ્ય ફ્રાન્સમાં આ આલ્પાઈનિ જાત બરાબર ટકી સકી નહિ. તોપણ તેમની ભાષાનું સેલ્ટિક તત્ત્વ તો ત્યાં બરાબર સ્થાપિત કીધું હતું. સ્વીડન, નૉર્વે, ડેન્માર્ક અને ઉત્તર જર્મનિમાં તો તેમણે પોતાનો બરાબર જમાવ કીધો હતો; અને બેલજીયમમાં, દક્ષિણ જર્મનીમાં ઑસ્ટ્રિઆમાં રશિઆમાં અને બાલ્કન દેશોમાં તો ઊંચા તેમ જ નીચા પ્રદેશોમાં સર્વત્ર વસેલી હતી, આ આલ્પાઈનિ જાતની સંખ્યા યૂરોપમાં જેમ જેમ પૂર્વમાં જઈએ છીએ તેમ તેમ વધારે માલમ પડતી જાય છે, તે ઉપરથી કેટલાક મનુષ્યજાતિશાસ્ત્રજ્ઞો એવું અનુમાન બાંધે છે કે એ આલ્પાઇન જાત યૂરોપમાંથી આવેલી હશે. એશિયામાંથી યૂરોપમાં આવેલી આ આૅલ્પાઇન જાત વિશે કેટલાક રસિક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. તેમાં નીચેના મુખ્ય છે:—

(૧) આલ્પાઇનિ નામની જાત યૂરોપમાં આવેલી તે એશિઆમાંથી જ આવેલી હશે.

(૨) એશિઆમાં જે આર્યન જાત હિન્દુસ્તાનમાં અને ઈરાનમાં ગયલી તેમના જ જાત ભાઇઓ તે જ આ આલ્પાઇન નામથી ઓળખાવા લાગી હશે.

(૩) એમણે એશિઆમાંથી યૂરોપમાં જઇને યૂરોપમાં તે સમયે વસતી જાતની અંદર પોતાનો સુધારો દાખલ કીધેલો. આ ત્રીજી બાબતમાં દર્શાવેલા મતને કેટલાક યૂરોપી વિદ્વાનો જુનો, પુરાણો અને નાકબુલ થયલો માને છે; અને કહે છે કે જ્યારે-જે સમયે-યૂરોપીય જાતો વિશે ઊભા થયલા ગુંચવાડાના ખુલાસા-સાચા ખુલાસા-થયા નહોતા તે સમયની અગાઉ પૂર્વે એવા વિકટ પ્રશ્ન ( complex problem ) ના ગુંચવાડા દૂર કરવાના હેતુથી જ એઓએ એવો મત-એશિઆની આર્યન પ્રજાએ યૂરોપમાં જઇને ત્યાંની ઓછી સુધરેલી જાતોની અંદર પોતાનો સુધારો દાખલ કર્યાનો મત-પ્રતિપાદન કર્યો હશે.

(૪) ભૂમધ્ય સમુદ્રની જાત જે જુદી જુદી ભાષાઓ બોલતી હતી તે ભાષાઓની ઉપર આલ્પાઇન જાતે પોતાની ભાષાઓની છાપ પાડી. આલ્પાઇન કે સેલ્ટિક ભાષા અદ્યાપિ ભૂમધ્ય સમુદ્રની જાતની ભાષા છે.

(૫) આલ્પાઇન કે સેલ્ટિક જાતે ભૂમધ્ય સમુદ્રની જાત પર અને ભાષાઓ પર પોતાનું તત્ત્વ સચોટ રીતે સ્થાપ્યું અને ગ્રેટબ્રિટનમાં મૂળ જાતની ભાષાઓ ઉપર પોતાની છાપ પાડી સકી તોપણ એ જાતની અંદર પોતાનો પગ જાળવી રાખવા શક્તિમાન થઇ નહિ એ પણ એક વિચિત્ર વાત છે. એવું મનાય છે કે આ આલ્પાઇન કે સેલ્ટિક જાત બ્રિટનમાં વસી ત્યારે અમીરાઇ ધરાવતી હતી અને ત્યાંની મૂળ જાત સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇને એકાકાર થઇ ગઇ. ઘણાં વર્ષો સુધી તેમના પર રાજ્યસત્તા ભોગવીને પછી

એ નવી જાત અદૃશ્ય થઇ ગઇ. અને આ આલ્પાઇન જાત જેણે બ્રિટનની જ અન્ય જાતોની સાથે અન્યત્ર સંસર્ગમાં આવીને પૂર્વે ફલો-ફુલ્યો-એવો હઠીલો સ્વભ.. દેખાડયો છે તેવી હઠીલી જાત બ્રિટનમાં પોતાનું અસ્તિત્વ આ રીતે ગુમાવી દે એ વિચિત્ર વાત કહેવાય-કદાચ અસંભવિત વાત પણ હોય એવું બીજા કેટલાક માને છે; અને બીજું આશ્ચર્યજનક એ છે કે જે આલ્પાઇન જાત દક્ષિણમાં ભૂમધ્ય સમુદ્રના કાંઠે ઉચ્ચ પ્રદેશોમાં વસવું પસંદ કરેલું તે પશ્ચિમ યૂરોપમાં નીચાણના પ્રદેશોમાં વસી રહે અને પોતે અમીરાઇ ધરાવતી છતાં ઉચ્ચ પ્રદેશોમાં વસવું પસંદ ન કરે એ વાત પરસ્પર વિરોધસૂચક લાગે છે. જર્મનિમાં પણ આ આલ્પાઇન જાત રાજ્યકર્તા નથી, પણ ઉતરતો દરજ્જો ધરાવે છે એ પણ નવાઈ જેવું છે.—આવો મત કેટલાક વિદ્વાનોનો છે.

હવે આપણે યૂરોપની ત્રીજી જાત વિશે વિવેચન કરીશું. એ જાતને કેટલાક મનુષ્યજાતિશાસ્ત્રજ્ઞો 'નૉર્ડિક' કહે છે, કેટલાક તેને 'ટ્યૂટૉનિક' કહે છે અને બીજા કેટલાક તેને જર્મૅનિક પણ કહે છે. જો કે હાલમાં જર્મન નામથી ઓળખાતા ઘણા જર્મનો આગળ કહ્યું તેમ આલ્પાઇન જાતના

નૉર્ડિક જાત.

છે અને તેઓ 'નૉર્ડિક' જાતને હાથે હાર ખાઇને ઉતરતો રાજ્ય દરજ્જો ભોગવે છે. અને ઉત્તર જર્મનિના અને પ્રશીયાના 'જર્મનો' જેઓ ઊંચા બાંધાના ('Prussian Guards') ને જુસ્સાદાર છે તેઓ નૉર્ડિક કે ટ્યૂટૉનિક જાતના છે, અને જર્મનિમાં રાજ્યસત્તાધીશ છે. આ નૉર્ડિક-જર્મનિક-કે ટ્યૂટૉનિક જાત લાંબી ખોપરીવાળા, લાંબા મોં વાળા, અને ઊંચા કદના છે. તેમની આંખો માંજરી છે, ચહેરો ઉજળો આછા રંગનો છે. નાક અણીદાર છે. તેમની લાંબી ખોપરીપરથી આ જાતને કેટલાક મનુષ્યજાતિશાસ્ત્રજ્ઞો ભૂમધ્ય સમુદ્રની જાતની ઓલાદની હશે એમ ધારે છે તે વાસ્તવિક નથી; પણ તે ભૂમધ્ય સમુદ્રની જાત પેઠે આફ્રિકામાં ઉત્પન્ન થયલી નથી, તેમ જ આલ્પાઇન જાતની પેઠે એશિઆમાંથી આવેલી નથી, પણ ખુદ યૂરોપમાં જ થયલી છે. તે યૂરોપમાં કયે સ્થળે અને કયે સમયે પ્રથમ ઉદ્ભૂત થઈ તે અદ્યાપિ નક્કી થયું નથી. બીજા મનુષ્યજાતિશાસ્ત્રજ્ઞો એમ માને છે કે આ નૉર્ડિક જાત ભૂમધ્ય સમુદ્રની ઘણી જ જૂની ઓલાદમાંથી ઉત્પન્ન થયલી હોવી જોઇએ, કારણ કે લાંબી ખોપરી ભૂમધ્ય સમુદ્રની જાતની જ છે. રિપ્લિ એમ માને છે કે એ જાત સ્કૅન્ડિનેવિઆમાં કદાચ પ્રથમ ઉત્પન્ન થયલી; આમાંથી કયો મત વધારે સાચો કે સંભવિત છે તે અત્યારે કહી સકાશે નહિ. ગમે તેમ હો, પણ એટલું તો ખરૂં છે કે આલ્પાઇન જાત આ ઉત્તરની નૉર્ડિક અને દક્ષિણની ભૂમધ્ય સમુદ્રની એ બે જાતોની વચ્ચે ફાચરની પેઠે આવેલી છે તેથી અગાઉ કોઈ એક જ જાત-બહુ અંશે લાંબી ખોપરી વાળી ભૂમધ્ય સમુદ્રની જ જાત, આલ્પાઇનના આવવા પહેલાં આખા યૂરોપમાં પ્રસરી રહેલી હશે, તેની અંદર પાછળથી એશિયામાંથી આવેલી આ આલ્પાઇન નામની નવી જાતે પેસીને ફાચર જેવી સ્થિતિ પકડેલી હશે; તેમ છતાં જેમ દક્ષિણની ભૂમધ્ય સમુદ્રની જાત કાલાન્તરે વાયવ્ય કોણમાં આગળ ગઈ તેમ ઉત્તરની આ નૉર્ડિક જાત પોતાની અને ભૂમધ્ય

સમુદ્રની જાતની વચ્ચે ફાચર સમ આવેલી પેલી આલ્પાઇન જાતને તેમ જ આલ્પ્સ પર્વત ભેદીને છેક દક્ષિણમાં ભૂમધ્ય સમુદ્રની જાતના લોકોના પ્રદેશમાં આવ્યાનાં પણ ચિહ્ન મળ્યાં છે. જેમ કાળાવાળ વાળા વેલ્સના અને સ્કૉટલૅંડના હાઇલેન્ડરોના પરાક્રમ ઉપરથી ભૂમધ્ય સમુદ્રની જાતના પ્રાચીન સમયના પરાક્રમની આપણને પ્રતીતિ થાય છે તેમ જ શ્વેત વાળવાળા, ને ઊંચા બાંધાવાળા લૉંબાર્ડી (ખરી રીતે-'લૉંગબીયર્ડ'-લાંબી દાઢીવાળા) (ઇટલિનો એક ભાગ અદ્યાપિ તેમના નામથી 'લૉમ્બાર્ડી' તરીકે પ્રસિદ્ધ છે),-તે ઉપરથી નૉર્ડિક જાતના પ્રાચીન સમયના પરાક્રમની આપણને પ્રતીતિ થાય છે. નૉર્ડિક જાત જંગલમાં વસી તેથી આત્મસંરક્ષણ માટે તેમને ઘણાં સંકટો વેઠવાં પડયાં, તેથી તેમનામાં શૌર્યનાં બીજ રોપાયાં; અને તેમને કુટુંબનાં ગોળ બાંધવાની જરૂર પડી, તેથી તેમનો નાનામાં નાનો સમુદાય 'કુટુંબ' થયો. અને ભમધ્ય સમુદ્રના પ્રદેશમાં વરસાદની તંગી કે તાણ પડતી હોવાથી ત્યાં નહેરોનો ઉદ્યોગ અને ઉપયોગ કરવો પડયો તેથી ત્યાં કુટુંબ કરતાં પણ વધારે મોટો સમુદાય Unit તરીકે થયો, કારણ એક જ નહેર સાથે એક કરતાં વધારે કુટુંબોનો સ્વાર્થ ગુંથાયો. આ કારણથી ભૂમધ્ય સમુદ્રની જાતોમાં રાજ્યવ્યવસ્થા (Political organization) નો જન્મ ઉત્તર તરફની નૉર્ડિક જાત કરતાં વહેલો થયો; આવો મત પ્રો. પેન્ક (Prof Penck) ધરાવે છે. બીજી બાબત એ છે કે ભૂમધ્ય સમુદ્રમાં વસતી જાતને ફેફસાંનો રોગ વહેલો લાગુ પડી સકે છે અને નૉર્ડિક જાતને વ્યાધિથી વધારે અંશે મુક્ત છે, તેથી ભૂમધ્ય સમુદ્રની જાત ભેજ વિનાના પ્રદેશમાં રહી અને નૉર્ડિક જાત ઉત્તરના ઠંડા ભાગમાં રહી સકી. વળી, નૉર્ડિક જાતમાં કુટુંબજીવન વધારે જબરૂં હતું તેથી તેમ જ ઘાસચારાની છૂટ હોવાથી તેમનામાં બાળમૃત્યુનું પ્રમાણ કમતી હતું તેથી નૉર્ડિક જાતની બહુ વૃદ્ધિ થવા પામી. જો કે પ્રો. માયર્સ (Prof. Myres) માને છે કે નૉર્ડિક જાતમાં જંગલના શ્રમ સંકટોથી વૃદ્ધોનું મૃત્યુ પ્રમાણ વધારે હતું. અને ભૂમધ્ય સમુદ્રના પ્રદેશોમાં વરસાદની તાણને લીધે પાણીની તંગી ને તેથી સ્વચ્છતાની ખામી, તેથી ને ઘાસ ઓછું તેથી ઢોર ઓછાં, તેથી દૂધ ઓછું ને ફળ બહુ તેથી, છોકરાંનાં મૃત્યુનું પ્રમાણ ત્યાં જાસ્તી હતું. પણ જંગલના નૉર્ડિકોના કરતાં આ ભૂમધ્ય સમુદ્રની જાતમાં વૃદ્ધોનાં મૃત્યુનું પ્રમાણ કમતી હતું. તેથી વધઘટમાં તફાવત ઝાઝો પડતો નહોતો. આ બે જાતો ભૂમધ્ય સમુદ્રની અને નૉર્ડિક,-પોતપોતાના અનુકૂળતાવાળા અને તેથી આંકી દીધેલા પ્રદેશોમાં સુખી જીવન નિર્ગમન કરવા લાગી, તેથી અરસપરસના મુલકો બથાવી પડવાની તેમની વૃત્તિ વધારે તીવ્ર થઇ નહી. આ બધું એ બે જાતોનું પ્રાચીન સમયના બળ વિશે કહ્યું. અર્વાચીન સમયમાં, નૉર્ડિક જાત જીવનની લડતમાં ભૂમધ્ય સમુદ્રની જાત કરતાં વધારે આગળ પડી લાગે છે તો તેનું મુખ્ય કારણ એ હશે કે તેમના દેશોમાં હાલમાં અભ્યુદય માટે જરૂરની, જે. ચીજો-કોયલો ને લોઢું-તે જથ્થાબંધ નીપજવા માંડયું છે. એ બે ચીજોની નીપજ સારી તેથી તેમની આર્થિક સ્થિતિ પણ સારી, તેથી અભ્યુદય ને ચડતી પણ સારી થયલી જણાય છે.

(અપૂર્ણ.)

"જ્ઞાનભક્તિ."

# ઈ. સ. ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો.

## (૪)

## (क)

( અનુસન્ધાન ગત વર્ષ પૃષ્ઠ ૭૨૮ થી. )

આ નાટકની મુખ્ય ઉચ્ચ ભાવનાની ચર્ચામાંથી અધિકારના પ્રશ્નમાં અને હેનાંથી ઉત્પન્ન થતા ગૌણ પ્રશ્નોમાં આપણે બહુ ઊતર્યા; માટે હવે બસ. હવે મુખ્ય ભાવનાની સ્થાપના કરવાને માટે કલાવિધાયક તરીકે કવિયે શી યોજના કરીછે તે તપાસિયે. લગ્નની ઉચ્ચોચ્ચ ભાવના તે તો નૈતિક આત્મલગ્ન, જે જયા અને જયન્તના સ્પર્શદ્રોહી સંબન્ધમાં મૂર્ત કરાયુંછે. હેનું સૌન્દર્ય પૂર્ણ રીતે દીપાવવા માટે પડદામાં મૂકવાનાં બે ત્રણ લગ્નસ્વરૂપો રા. ન્હાનાલાલ આ નાટકમાં રજૂ કરેછે. આત્મલગ્નથી ઊતરતા ક્રમનું લગ્ન સંસારી બ્રહ્મચારીનું લગ્ન છે; ત્હેનું મૂર્ત સ્વરૂપ કોઇ પાત્રો સરજીને કર્યું નથી; તેમ કર્યું હોત તો કલામાં વિશેષ ઉમેરો થાત અને નાટકની આકર્ષકતા વધત; પરંતુ તે માટે ઉપાય નથી; એ લગ્નના ગુણ તો સંસારીના બ્રહ્મચર્ય વિશે આપણે ઉપર સ્થળે સ્થળે ઉતારા જોઈ ગયા તે ઉપરથી જણાઈ આવે એમ છે; એ ભાવના ખરું જોતાં એટલી ઉત્તમ છે, અવિશિષ્ટ આત્મલગ્નમાં રહેલી ગૂઢ ઊનતા હેમાં હોવી તો પૂરાયછે, કે એ ભાવનાને પ્રતિબિમ્બિત કરનારું પાત્રનું જોડું સરજાયું નહિ તેથી આપણને ખેદ વિશેષ થાયછે; પરંતુ કવિને નહિ થાય, કેમકે એ જોડાના પડછામાં જયા અને જયન્તનું જોડું અને હેમના આત્મલગ્નની ભાવના કાંઈક ઝાંખ પામી જવાનો ભય રહેત.

અસ્તુ. પાત્રરૂપ અવતાર આપેલાં લગ્નસ્વરૂપો, આત્મલગ્નની ભાવનાને પોતાની ઊનતાથી, મલિનતાથી, દીપાવનારાં બે નમૂનાનાં આવ્યાંછેઃ (૧) કાશીરાજ અને શેવતીનું અર્ધગાન્ધર્વ લગ્ન ( આ લગ્નને અર્ધગાન્ધર્વલગ્ન કહેવાનું કારણ થોડી વાર પછી જણાવવામાં આવશે ); અને (૨) નૃત્યદાસી અને તીર્થગોર વચ્ચેના, તેમ જ વામમન્દિરના વામીઓના પાપસંબન્ધ. ( આ સંબન્ધને લગ્નનું પવિત્ર નામ આપી સકાશે નહિ તેથી સંબન્ધ શબ્દ જ વાપર્યો છે ). આ બેમાંનો પ્રથમ નમૂનો તપાસવાને લઇયે. એ જોડાની વાર્તા આ નાટકમાં આડકાંટારૂપે જોડાયલીછે તે ઝડપથી જોઈ જવી પડશે. કાશીરાજને જયાની મા તરફથી લગ્નોત્રી મળી એટલે જયાને પરણવા માટે કાશીરાજ નીકળેછે; હિમાલય સુધી પ્હોંચતા પ્હેલાં જ, કાશીનગરીની બ્હારના વનમાં ગંગાતટના તીર્થગોરની † 'બ્રહ્મકન્યા' શેવતી જોડે કાશી-

† આ 'બ્રહ્મકન્યા' એટલે શું? God-daughter? તો તે માટે તો 'ધર્મકન્યા' શબ્દ વધારે વિશદતાવાળો અને ઉચિત હતો; આ તો અંગ્રેજીનું શબ્દશઃ રૂપાન્તર—પારસીઓ પારસી ગુજરાતીમાં કરેછે ત્હેવું જ કાંઈક—થયુંછે, તે સંસ્કારી શ્રવણને ઠીક નથી લાગતું.

રાજનો મેળાપ થાયછે. પરસ્પર આકર્ષણ થાયછે, અને એક બીજાંને જોતાંવાંત પ્રેમબન્ધમાં બંધાયછે, જે'ને તારામૈત્રક કરીને કહેછે તે બન્ધન બંધાયછે; અને પરિણામે એ ગાન્ધર્વ-લગ્નથી જોડાયછે. જયાની જોડે લગ્નથી જોડાવાને માટે જતે જતે આમ રસ્તામાં એક ગાન્ધર્વલગ્નનો શિકાર પણ કરી લઈને કાશીરાજ જયાના પિતાને ત્હાં જાયછે; જયા તો ગુમ થઈ ગઈ એટલે એક માસમાં જયાને મ્હારી જોડે નહિં પરણાવો તો હું રાજપાટ છીનવી લઈશ એમ ધમકી આપેછે; અને છેવટે રાજપાટ છીનવી લઈને પાછો કાશી તરફ જતે ફરીથી શેવતીને હેની ફૂલવાડીમાં મળેછે; શેવતીને પોતે 'ગિરિરાજ'નું રાજ્ય હસ્તગત કર્યાની વાત કહેછે. શેવતી પૂછેછે—"ક્હાં માંડશો એ આપણાં રાજસિંહાસન? ગિરિદેશમાં કે વારાણસીમાં?" કાશીરાજ કહેછેઃ—"જ્યહાં જગતશોભના આદેશ દેશે ત્હાં." શેવતી મોઘમ સૂચવેછે—ગિરિદેશ. કાશીરાજ વારાણસી તરફ રુચિ બતાવેછે. શેવતી કહેછેઃ—"તો રાજેન્દ્ર! ચાલો ત્હારે, જઈશું ત્હાંનાં રાજભવનોમાં?" કાશીરાજઃ—"આજ નહિં, અક્ષયતતીયાએ." (આમ વાયદો શા માટે કરેછે? સમઝાતું નથી. કાંઇક તર્ક કરાયછે તે આગળ ઉપર અન્યવિભાગની ચર્ચા વખતે સૂચવાશે). આ પછી પ્રેમવાર્તા અને પ્રેમલાલનો થયા પછી બંને છૂટાં પડેછે—(એમ આપણે માનીશું, કેમકે પ્રવેશને અંતે પાત્રોનું વિસર્જન કરાવવાનો રિવાજ રા. ન્હાનાલાલનો જણાતો નથી). આ પછી અક્ષયતૃતીયાને દિવસે શેવતી અને કાશીરાજ ગંગાતટે આવેલાં નજરે પડેછે, અને ગંગાના પટમાંથી શેવતીને છેવટે ઉપાડી લઈને કાશીરાજ વારાણસી તરફ ચાલ્યા જાયછે; આ વખતે શેવતી સગર્ભા હતી એમ એક હેના વચનમાંથી ઇશારો જણાયછે. કાશીમાં આવીને તરત જ કાશીરાજ જયન્તના આશ્રમમાં દર્શનાર્થે જાયછે; જયન્તને પરિજનમાંનો એક કહેછે તેથી ખબર પડેછે કે—"સ્નેહને આણે પધાર્યા હતા રાજેન્દ્ર". જયન્ત આશિષ દેછે કે પૂન્યમને દિવસે પુત્ર પ્રસવશે. આ આશિષ ફળેછે અને પૂન્યમને દિવસે શેવતીને પુત્ર પ્રસવેછે. આ નિમિત્તે ઉત્સવના દરબારમાં આપણે શેવતીને રાજમહિષીડ઼ તરીકે રાજકુમારને ખોળામાં લઈને બેઠેલી દેખિયે છિયે.

---

§ રા. ન્હાનાલાલ તો સ્થળે સ્થળે મહિષી શબ્દનો છેવટનો અક્ષર હ્રસ્વ અજ્જૂ વડે જ દર્શાવેછે; પરંતુ હું સંસ્કૃત ભાષાના આદિ પાઠનું પણ અજ્ઞાન જણાય હેવી જોડણી વાપરું નહિં, તો એઓ ક્ષમા કરશે એમ આશા છે. ('તૃતીયા'ને બદલે 'તૃતિયા' એમ (પૃષ્ઠ ૮૦,૮૨,૯૧,૯૬,૯૮,૧૦૫ મે-એમ) છ ઠેકાણે કર્યુંછે તે ના અનુસરતાં મ્હેં થોડીવાર ઉપર હેમનું વચન ઊતારતે 'તૃતીયા' એમ દીર્ઘ રાખ્યુંછે તે માટે પણ આ જ ખુલાસો બસ છે. હ્રસ્વ ઇ લખ્યાથી સંસ્કૃત બનતું હશે?)

શેવતી તે જ એ રાજદરબારવાળા પ્રવેશમાં અને તે પછી મહિષી તરીકે પ્રગટ કરાઇછે એ વાચકના અનુમાન માટે રા. ન્હાનાલાલે શા માટે રાખ્યું હશે તે સમઝાતું નથી. (પ્રથમ જે મહિષી તરીકે એ આવેછે ત્હાં શેવતીનું નામ પણ કોઇ સ્થળે સૂચવ્યું નથી). આ ગૂઢતામાં કશું કલાવિધાનનું તત્ત્વ સમાયું નથી, ઉલટા કલાવિધાનની દૃષ્ટિયે દોષ જ ઉત્પન્ન

આટલી આ ઉપકથા છે.

આ લગ્નને અર્ધગાન્ધર્વ લગ્ન કેમ હું કહું છું? વાચકને તરત જણાશે કે યદ્યપિ પ્રથમ પ્રસંગે શૈવતી જોડે કાશીરાજનો સંબન્ધ ગાન્ધર્વલગ્ન જેવો સૂચવાયોછે, તથાપિ કાશીરાજ,

---

થાયછે. શૈવતી જોડેનો કાશીરાજનો સંબન્ધ કાંઇક દોષાંશવાળો હતો, અને શૈવતીને મહિષી તરીકે સ્વીકારવામાં કવિ પોતે પણ પોપનું અનુચિત પ્રમાર્જન કરેછે, એમ ભય લાગ્યો હશે તથા આમ 'મહિષી' અને 'શૈવતી' એ બે નામો વચ્ચે પડદો રાખ્યો હશે કે શું? મહિષી તે શૈવતી જ એમ અનુમાન કરવા માટે નીચેના આધારો નાટકમાંથી જડેછેઃ—

(૧) પાત્રોની યાદીમાં શૈવતીનું નામ છે; રાજમહિષીને ગણાવી જ નથી;

(૨) શૈવતીનું હરણ અક્ષયતતીયાને દિવસે કાશીરાજે કર્યું તે વખતે શૈવતી બોલેછેઃ—

> " આજે ઊગી મ્હારી એ અક્ષયતૃતીયા.
> રાજેન્દ્ર! કુમારે આનન્દેછે આપનો
> આ તમ દયિતાને દેહ. " (પૃ૪ ૧૦૫)

અર્થાત્ એ તે વખતે સગર્ભા હતી;

(૩) શૈવતીને મહેલમાં લાવીને તરત જ કાશીરાજ જયન્તના આશ્રમમાં જાયછે, ત્હારે જયન્ત પૂછેછેઃ—" કાંઇ વાર લાગી આજે?"; પરિજનમાંથી એક ઉત્તર દેછેઃ—

> " સ્નેહયાત્રાનો શ્રમ હતો
> દિલમાં ને દેહે ય તે.
> સ્નેહને આશે પધાર્યા હતા રાજેન્દ્ર. " (પૃ૪ ૧૧૨)

જયન્ત આશીર્વાદ દેછે—પૂન્યમે પુત્ર પ્રસવશે કરીને;

(૪) પુત્ર જન્મના ઉત્સવના દરબારમાં પુત્ર જન્મને લક્ષીને કાશીરાજ કહેછેઃ—

> " બ્રહ્મર્ષિનાં આશીર્વચન
> અવતર્યાં મ્હારે મહેલ. " (પૃ૪ ૧૩૭)

આ સર્વ પ્રમાણશૃઙ્ખલા જોતાં સંદેહ રહે એમ તો નથી.

શૈવતીને મહિષીપદ રા. ન્હાનાલાલે આપ્યુંછે તે પણ ઉચિત નથી લાગતું; છત્રાભિષેક હોય, જેને રાજાની સાથે રાજ્યાભિષેક થયો હોય, તે જ મહિષી કહેવાય. ('અમરકોશ' તથા 'મેદિનીકોશ' વગેરે પ્રમાણ આપશે).

તે લગ્નના બળે પ્રમાણિકપણે શૈવતીને પોતાના મહેલમાં દાખલ કરવાને બદલે, અક્ષયતૃતીયાને દિવસે ગંગાના પટમાંથી શૈવતીનું હરણ કરીને હેને લઈ જાયછે. ગ્રામ્ય શબ્દો વાપરિયે તો આ હરણને બીજું જ નામ અપાય. આ ગ્રામ્ય કૃતિને એ ગ્રામ્ય શબ્દો જ ઉચિત છે; કેમકે આ હરણમાં નથી કોઇ બીજા ઉમેદવાર જોડે યુદ્ધપ્રસંગ, નથી કશો ક્ષત્રિયોચિત પરાક્રમપ્રસંગ અથવા અનાથના રક્ષણનો પ્રસંગ, નથી કાંઇ પણ ઉદાત્ત અંશ. સૌજન્યનો સંકોચ એ ગ્રામ્ય શબ્દથી એ ગ્રામ્ય આચારને મુદ્રિત કરતાં અટકાવેછે.

કાશીરાજ અને શૈવતીના ચારિત્ર્યસ્વરૂપની પરીક્ષા પછીથી યોગ્ય સ્થળે કરીશું. હાલ તો જયા અને જયન્તના આત્મલગ્નના પડછામાં આ લગ્નસ્વરૂપ કેવું જણાયછે તે જ જોવાનુંછે. એ બેનો કામપ્રધાન પ્રેમસંબન્ધ થયો તે સમયના પ્રસંગ વખતે શૈવતીની ફૂલવાડીમાં ગિરિદેશથી પાછા વળતે કાશીરાજ આવ્યાછે ત્હારે અનેક રસિક સંલાપ અને વેણુસંગીત પછી કાશીરાજ કહેછેઃ—

" બોલાવો હવે બ્રહ્મનાદ, દેવિ ! "

ત્હારે શૈવતી ઉત્તર શો દેછે ?

" નથી—નથી આવડતો એ હજી.<br>
કાશીમાં પવિત્ર થઇશ.<br>
ત્હારે ભણીશ કો તપેશ્વરીજી પાસે.<br>
આજ તો ઉચ્ચારીશ<br>
પ્રેમનો પરમ ટહુકાર. " ( પૃષ્ઠ ૮૧ )

કાશીરાજ બ્રહ્મનાદ બોલાવવાની માગણી કરે એ હેના સ્વભાવને અનુરૂપ હતું કે નહિં તે આ સ્થળે તપાસવાની જરૂર નથી; તે પછીથી થશે. અહિં તો શૈવતીનો ઉત્તર આપણા પરીક્ષાવિષય પ્રશ્નને અંગે ધ્યાન ખેંચનારો છે. કાશીમાં રાણીપદ મેળવવા માટે વળી બાર દઈને એ વાત આગળ આણવાનો શૈવતીનો હેતુ હો કે ગમે તેમ હો, પણ એ તો સ્પષ્ટ જ છે કે શૈવતીને તો પ્રેમનો પરમ ટહુકાર જ આવડેછે, હેનો પ્રેમનાદ તે બ્રહ્મનાદ જોડે એકતાન એકસ્વર થાય હેવો જણાતો નથી. ( એ પ્રેમનું સ્વરૂપ કેવું કામપ્રધાન છે કે પોતાથી પણ અજાણતાં હેનાથી બોલી જવાયછે કે ' કાશીમાં પવિત્ર થઇશ ત્હારે ', અને એ વચનમાં પોતાના પ્રેમની કામપક્ષના પ્રાબલ્યને લીધે પવિત્રતામાં ઊનતા પ્રગટ થાયછે.) જયા અને જયન્તના આત્મલગ્નની ભાવનાએ દિવ્યકક્ષાએ ચઢાવેલો પ્રેમ અને આ કામલિપ્ત પ્રેમ—એ બે વચ્ચે કેટલું બધું અન્તર !

આ જોડાનું લગ્ન તે સામાન્ય સંસારલગ્નની ઉચ્ચ ભાવનાના વર્ગથી નિઃસંશય ઊતરતું છે. પ્રથમ કામવૃત્તિને આત્મા અને દેહ સમર્પી દીધાં, પછી સંજોગોના દબાણથી લગ્નની

છાપથી પવિત્રતા સમર્પાઈ—અને તે છાપ પણ છાપી જણાતી નથી—એ સ્થિતિમાં પાપનું પ્રમાર્જન તો છે જ. રા. ન્હાનાલાલને મતે ( અથવા તો જયા અને જયન્તની ભાવનાની દૃષ્ટિયે ) વિશુદ્ધ સંસારલગ્નની ભાવનાનો પ્રેમ પણ પાપરૂપ છે, તો આ વસ્તુને તો રા. ન્હાનાલાલ પાપ તરીકે સબલતર રીતે સ્વીકારશે. હેવા પાપનું પ્રમાર્જન કરવું તે રા. ન્હાનાલાલની આ નાટકની ઉચ્ચ ભાવના જોડે વિરોધમાં આવેછે. આ નાટક જગતનાં ઉચ્ચોચ્ચ પાપપુણ્યનું પ્રતિબિમ્બ આપનારું ચિત્ર સર્વાંશે નથી, તેથી આ પાપપ્રમાર્જન અસ્થાને આવેછે. અતિ પાપી તીર્થગોર, નૃત્યદાસી, ઇત્યાદિથી થતી વિવિધતા છે તે જુદી વાત છે. એ ચિત્રોનાં ચેતવણીચિહ્નો તે ભડકાથી ભભકતી દીવાદાંડીના જેવાં જ્વલંત છે; પરંતુ આ શેવતી અને કાશીરાજનો પ્રસંગ તે અધવચલો—પાપ અને પુણ્યની વચ્ચે ડગમગતો—હોવાથી જોખમ ભરેલી નીતિનો છે. ગાન્ધર્વલગ્ન હતું એ બચાવની અયોગ્યતા આપણે ઉપર જોઈ ગયા છિયે. શકુન્તલાનું દૃષ્ટાન્ત આ પ્રસંગમાં અનેકવાર આપ્યુંછે છતાં શકુન્તલાના ગાન્ધર્વલગ્નની ઉચ્ચતા આ લગ્નમાં ઉતારાઈ નથી. આ ઉપરાંત, રા. ન્હાનાલાલની ભાવનામાં ગાન્ધર્વલગ્નને સ્થાન પણ નથી. એ ભાવનાના પડછા રૂપે આ લગ્નસ્વરૂપ આપ્યુંછે એટલું જ ક્ષમાસ્થાન છે. પરંતુ §રાજકુમારના જન્મના ઉત્સવનિમિત્ત દરબારવાળા પ્રવેશમાં કુમાર, મહિષી,

---

§ રાજકુમાર નવા જન્મેલાને રા. ન્હાનાલાલ ઠેર ઠેર ' યુવરાજ ' નામ આપેછેઃ—

" પૂર્ણિમાના ચન્દ્ર સમોવડ
સોળે પાંખડીએ પ્રકાશતો યુવરાજ
અજવાળશે રાજમહેલને. " ( પૃષ્ઠ ૧૧૨ )

( જન્મતાની સાથે જ અહિં યુવરાજ થાયછે ).

" યુવરાજના જન્મોત્સવનો
આનન્દનિધિ ઊછળેછે. " ( પૃષ્ઠ ૧૩૬ )

( આ પણ તાજો જન્મેલો કુમાર જ છે. )

( એ જ પ્રમાણે પૃષ્ઠ ૧૩૯મે પ્રથમ દસ પંક્તિમાં ચાર વાર ' યુવરાજ ' શબ્દ એ કુમાર વિષે વાપર્યોછે );

આ અનુચિત છે. ' રઘુવંશ ', સર્ગ ૩, શ્લોક ૩૫માં થી જણાશે કે પિતાની રાજ્યધુરા હલકી કરશે હેવા અને વિજયશીલ કુમારને 'યુવરાજ'પદ અપાયછે; એ ગુણલક્ષણથી સાધ્ય પદવી છે, જન્મસિદ્ધ વિશેષણ નથી. ' રઘુવંશ ' ના એ શ્લોકની ટીકામાં મલ્લિનાથે કામન્દકનું વચન ઉતાર્યુંછેઃ—

विनीतमौरसं पुत्रं यौवराज्येऽभिषेचयेत् ।

અને રાજા, એ ત્રણેને ઉમદા ઉમદા પ્રશંસાનાં વિશેષણો રા. ન્હાનાલાલે અપાવ્યાંછે ત્હેવા પાપપ્રમાર્જનને એ ક્ષમાસ્થાનમાં પ્રવેશ વાજબી રીતે અપાય એમ નથી.

આ દૃષ્ટિથી જોતાં, અંક ૧, પ્રવેશ ૫ માં કાશીરાજનો શેવતી જોડે પ્રથમ મેળાપ થયો તે આખું ચિત્ર કલાચાતુર્યથી ચીતરાયહુંછે છતાં, પાછળના પ્રમાર્જનને બળે કવિ હેને પાપ તરીકે જોતા નથી તેથી, નાટકની ઉચ્ચ ભાવનાને આડકતરી રીતે ક્ષોભ જ આપતું જણાયછે; ખાસ એ કારણથી કે સમર્થ લેખનીસ્પર્શે વડે પાપને એક ઊંચા પ્રકારની ભાવનાદીપ્તિના તેજનો ઢોળ એ ચિત્રમાં ચઢાવાયોછે. એક ઉદાહરણ લઇયેઃ—

કાશીરાજઃ " આજનો જ અતિથિ છું
બ્રહ્મબાલે ! ત્હમારો.
પ્રભાતે પંખી ઊડી જશે.
દેશો આતિથ્યનાં એંધાણ ? "

આ વચનમાં કેવળ ક્ષણભોગીની ભૃઙ્ગવૃત્તિ સ્પષ્ટ સૂચવાઈ છે; લગ્નના સંમાન્ય હેતુથી પ્રેરાયલો એક પણ શબ્દ હેમાં નથી; જે છે તે એ શુદ્ધ હેતુથી વિરુદ્ધ જ છે. કાશીરાજ શેવતીના સદાચારની પરીક્ષા કરવાને આમ પૂછતો હશે કે કેમ તે જણાતું નથી. પણ કામપ્રધાન પ્રેમની પૂજનારી છતાં સાવધ શેવતી કાશીરાજને લગામ ખેંચીને રોકેછેઃ—

" દીઠાં હશે દિલનાં કમળો,
તો પધારશે પાછા રાજહંસ.
સર્જનની સહવાઞ્છના જ હોય.
શું ઇચ્છોછો ? રાજેન્દ્ર ! "

આમ સર્જનપણાની સહવાઞ્છનાનું સ્મરણ આપતાંની સાથે કાશીરાજ પણ અચકાયછે, અને 'આજનો જ અતિથિ' મટી કાયમનો સંબન્ધી થવાની ઇચ્છા દર્શાવેછેઃ—

" દેહ છે દેહનો ભૂખ્યો,
આત્મા છે આત્માનો તરસ્યો.‡
એક જ છે અભિલાષ, કુમારિ !
ક્ષત્રિરાજના યશ મુગટે

---

યુવરાજપદ મળે તે વખત તે પદાભિષેકનો વિધિ થાયછે—એ પણ આ ઉપરથી સૂચિત થશે. 'કવિ બનાવ્યાં બનતા નથી, પણ જન્મેછે'—એ ન્યાય'યુવરાજ'ને લગાડાય એમ નથી.

‡ આ વચનમાં ખાસ ધ્યાન ખેંચનારું સ્વરૂપ દેહ અને આત્માની ભૂખતરશને પરસ્પર અસંબદ્ધ મૂક્યાંછે તે છે. લગ્નની ઉચ્ચ ભાવનામાં સમાયલી આત્મા અને દેહની વિલક્ષણ ગૂંથણી સુધી કાશીરાજની ભાવના ચડી સકી નથી.

†બ્રહ્મજ્યોતની કલગી થાવ.
સુન્દરીકુલશોભન મુજ શકુન્તલા—"

શકુન્તલાના દૃષ્ટાન્તમાં અસ્વીકારનો ભય જોઈ શેવતી કહેછે:—

"આતિથ્ય લઈ આતિથ્ય ન વાળ્યાં
એ પુરાણકીર્તિ દુષ્યન્તરાજ."

કાશીરાજનો બચાવ તૈયાર છેઃ—

---

† ક્ષત્રિય જોડે બ્રાહ્મણકન્યાનું લગ્ન ? આ પ્રતિલોમલગ્ન જાણી જોઈને કરાવવુંછે ? પૃષ્ઠ ૮૦ મે પણ

" તે પુણ્યોજ્જ્વળ દિવસે
અવનીની ઉપર ગૂંથાશે
બ્રહ્મજ્યોતમાં ક્ષત્રિયજ્યોત,
ને જન્મશે ઉદ્ધાર આર્યાવર્તના.

એ વચનમાં આ પ્રતિલોમલગ્નની પ્રશંસા જ બતાવાઈ છે.

શેવતીને રાજમહેલમાં સ્થાપ્યા પછી, મહિષી તરીકે એ પ્રગટ થઈછે તે પછી પણ, જયા કને હેને " બ્રાહ્મરાણીજી " કહેવડાવીછે; અહિં 'બ્રહ્મ'ને બદલે 'બ્રાહ્મ' એ છાપવાની ભૂલ હો કે ન હો, અર્થ તો શેવતી ( મહિષી ) બ્રાહ્મણની પુત્રી હતી તે જ ઉદ્દિષ્ટ લાગેછે, નહિં તો આ અસ્પષ્ટાર્થ અને વિચિત્ર શબ્દયોજનાનો અર્થ જ જડે એમ નથી. પૃષ્ઠ ૩૭-મે પણ 'બ્રહ્મબાલે' એમ છે.

જે દેશકાલમાં આ નાટ્યવાર્તા મૂકીછે ત્હેને આ પ્રતિલોમસંબન્ધ અનુરૂપ નથી. દુષ્યન્ત અને શકુન્તલાના ગાન્ધર્વલગ્નની નકલ કરવાનો આ પ્રયત્ન હશે; પરંતુ એ પ્રતિલોમ-લગ્ન ન્હોતું; શકુન્તલા કણ્વ ઋષિની માત્ર પાલિત કન્યા હતી, અને વિશ્વામિત્ર અને મેનકાની પુત્રી હતી. શેવતીને તીર્થગોર—બ્રાહ્મણ—ની 'બ્રહ્મકન્યા' કહીછે ખરી; ( ધર્મકન્યા—એ અર્થ લઈશું ); પરંતુ હેનું જાતિ સંબન્ધે મૂળ અજ્ઞાત જ છે. ઉલટું ઉપરનાં વચનોમાં હેને બ્રહ્મજ્યોતિ શબ્દથી બ્રાહ્મણની જ પુત્રી તરીકે ગણીછે, અને શેવતી તે વાતનો નિષેધ પણ નથી કરતી.

શેવતીનું જાતિપરત્વે મૂળ હેની પોતાની પાસેથી તો બ્રાહ્મણી હોવાનું જ આપણે જાણ્યુંછે. કાશીરાજને કહેછે:—" જે દેવકન્યા નથી, હું બ્રહ્મકન્યા છું. " ( પૃષ્ઠ ૩૪ ). ( અહિં 'બ્રહ્મકન્યા' શબ્દનો અર્થ God-daughter 'ધર્મકન્યા' નહિં બંધ બેસે, બ્રાહ્મણની પુત્રી એમ જ બંધ બેસશે. 'તીર્થગોરની બ્રહ્મકન્યા' એ વચનમાં એથી ઉલટી સ્થિતિ થાયછે ).

"એ તો *આપનાં વિસ્મરણ.
ત્હમારી તો બ્રહ્મગાંઠે !
આશીર્વાદની સ્મૃતિયો,
અસ્તિત્વના થાળમાં જડેલી."

આ વચનોથી શૈવતીને પ્રતીતિ થઈ જાયછે, અને ઇચ્છાયુક્ત મનની દોરાયલી શરણ થવા તત્પર થાયછે:—

"તો ત્હમારાં જ છે, રાજેન્દ્ર !
પ્રાણનાં મન્દિર ને દેહના મ્હેલ,
નવલખ તારાઓની સાખે."

આ ચિત્રની ચારુતા બગાડવાનું મન થતું નથી; પરંતુ વિશુદ્ધિની ભાવનાની પરીક્ષાનો પ્રસંગ છે ત્ય્હાં કહેવું જોઇયે કે આ બનાવને પરિણામે થયેલા ગાન્ધર્વલગ્નને પણ કવિયે પાછળથી ઉમેરેલા અપહરણ ઇત્યાદિથી દૂષિત કરી નાંખ્યુંછે.

આ અપહરણની દૂષિતતા, એટલું જ નહિં પણ પાપિતા, કવિના મનમાં પણ અજ્ઞાન રૂપે રહેલીછે એમ લાગેછે. હરણ થયાની વાત જાણતાં જ "મ્હારી શૈવતી ! મ્હારું રત્ન !" એમ તીર્થગોર બોલી ઉઠેછે ત્હેને તેજબા કહેછે:—

"મા વીસર કે સર્વ સુન્દરી
કોઇક પિતાનું કન્યારત્ન છે.
ત્હારા કન્યારત્નને પુણ્યોદ્યવળ વાગ્છે,
તો કોકના કન્યારત્નને મા અભડાવ."

(પૃષ્ઠ ૧૦૫-૧૦૬).

એ વચનમાં આ અપહરણની દૂષિતતા અંશતઃ અને આડકતરી રીતે સૂચવાઈ જાયછે.

પ્રથમ નમૂના માટે આટલું બહુ થયું. કલાદૃષ્ટિયે નિર્દોષ પરંતુ તરીકે તો બીજા નમૂનામાં બતાવેલાં સ્પષ્ટ પાપસ્વરૂપો જ છે. તે તપાસવામાં અયોગ્ય કાલક્ષેપ નહિં કરિયે. નૃત્યદાસી અને તીર્થગોરનો ક્ષણિક સંબન્ધ, વામમાર્ગીઓમાંનાં જોડાંના ક્ષણિક સંબન્ધ, ઇત્યાદિ પાપસ્વરૂપો હેવાં ઉત્કટ છે કે ત્હેને વિશે વિશેષ ચર્ચાની જરૂર નથી. માત્ર એ વર્ણનોને વિશે અશ્લીલતાનો આરોપ કેટલાક અવલોકનકારો મૂકેછે ત્હેના વાજબીપણા વિશે તપાસ કરીશું, અને પછી એ સ્વરૂપોની અન્તર્દૃષ્ટિથી પરીક્ષા કરીશું.

---

* સંસ્કારી ભાષા બોલનાર કાશીરાજના મુખમાં 'શાપ' ને બદલે 'આપ' એ પ્રયોગની અસંસ્કારિતા છાજતી નથી. (રા. ન્હાનાલાલ 'શાપ' શબ્દ શુદ્ધ જાણેછે એમ માનીને આ બોલુંછું).

અંક ૨ પ્રવેશ ૭ માં નૃત્યદાસી અને પાપમન્દિરના તીર્થંગોર વચ્ચે સંભાષણમાં પાપપ્રકૃતિની વડાઈ, ધૃષ્ટતા, વગેરે કહ્યા તે છે; પરંતુ એક શબ્દ પણ અશ્લીલતાના દોષને પાત્ર જડતો નથી. માત્ર પડદા પાછળના બનાવની અતિ ગૂઢ સૂચના છે તે વિશે આ આરોપ હોય, તો કહેવું પડશે કે સભ્યતાનો પડદો બને તેટલો જાડો ઢાંકીને સૂચન થયુંછે, અને તે વિના વાર્તાક્રમનો ભંગ થઈ કલામાં ક્ષતિ જ થાય એમ છે. નૃત્યદાસીની આચારશિથિલતાથી તરત પછી આવેલી જયાને વિશે પણ, પાપીજનો ઘણી વાર મૂર્ખતાથી કલ્પેછે તે રીતે, ત્હેવી જ સ્હેલાઈની અપેક્ષા તીર્થંગોરે રાખેલી એ સૂચવવા માટે તેમ જ તીર્થંગોરના તથા નૃત્યદાસીના ધૃષ્ટ પાપનો ઇશારો કરવા માટે, આટલું આડપડદાનું અદસ્ય ચિત્ર કલાવિધાન માગી જ લેછે. અંક ૨, પ્રવેશ ૧ વામીઓના ઉત્સવવાળો વાંચી જોઉછું, તો ત્હાં પણ **અશ્લીલતા** તો જડતી નથી, પાપની પ્રશંસાછે, અને પાપીના મુખમાં બીજું હોય શું? પરંતુ તે પ્રશંસાવચનોમાં અશ્લીલતાનો સ્પર્શ નથી. ઉલટું, સભ્ય કલાવિધાનની મર્યાદાનાં ગૂઢ બન્ધનોથી બંધાયલું જ એ ચિત્ર છે.

આ ચિત્રમાં પાપના પૂજકોનાં કેટલાંક વચનો ખાસ ધ્યાન ખેંચનારાં છે;—એ વચનોમાં પૂરેલા જોસ વગેરે ગુણોને લીધે, તેમ જ, તે જ કારણથી, નાટકની પૂજ્ય ભાવનાનું તેજ દીપાવનાર પ્રતિચ્છાયા તરીકે આવવાને લીધે. તો એ તરફ નજર કરિયે. જયા પુણ્યના, નીતિના, સદાચારના બોધ કરેછે ત્હેના ઉત્તરમાં નૃત્યદાસી (વામમન્દિરની દેવીને સ્થાને સ્થપાયલી) આવેશથી બોલેછે:—

" પુણ્ય ? નીતિ ? સદાચાર ?
છે કોઇ માનવી માનવલોકમાં
મનમાં એ ન ઇચ્છ્યાં હોય
પાપ કે અનાચાર જે'ણે ?
જન્મ્યોછે કો સદાચરણી સર્વ કાલમાં
ફરકી એ ન હોય જે'ના આત્માની પાંદડી
કદીએ અનીતિના અનિલથી ?
શીલનાં તો વસ્ત્રો જ છે સૌનાં,
શયતાનનાં છે શરીર. "
(પૃ૪, ૬૭)

આ બહુ હિમ્મતથી ફેંકેલો, ક્ષણભર પુણ્યપંથીનાં મુખ મ્લાન કરનારો ભાસતો, પ્રશ્ન છે; પાપના પૂર્ણ આવેશથી ધગધગતો પ્રશ્ન છે; સત્યાંશનો બળવાળો, સત્યાંશનો દુરુપયોગ ક્ષણભર અદસ્ય રાખનારો, તર્કાભાસવાળો આ પ્રશ્ન દૂષિત વ્યાપ્તિ ઉપર ભાર મૂકેછે, હેમાંના ઊનસત્તને વ્યાપક રૂપ આપેછે; અને એ વ્યાપ્તિને વળી હેતુ તરીકે લેનારા બીજા અનુમાનમાં અનૈકાન્તિક અથવા સવ્યભિચાર હેતુ જે'ને કહેછે તે દોષવાળું અનુમાન ઉપસ્થિત કરેછે. માનવમાત્ર પાપથી અસ્પૃષ્ટ નથી—એમ અનપવાદ વ્યાપ્તિ માની લેવામાં પ્રથમ કહેલું દૂષણ

આવેછે; અને માનવમાત્ર એ રીતે પાપસ્પૃષ્ટ છે એ વાતને હેતુરૂપ લઈને એમ સ્થાપેછે કે 'તે માટે પાપસેવન તે ઇષ્ટ છે અને પુણ્યપ્રવાસ વ્યર્થ છે.' પરંતુ એ અવશ્ય ફલિત થતું પરિણામ નથી, કેમકે એ જ હેતુથી એમ પણ સિદ્ધ કરાય કે—'માણસે પાપથી ડરી દૂર રહેવું ઇષ્ટ છે અને પુણ્ય તરફ પગલાં ભરવાના પ્રયાસ કરવા એ કર્તવ્ય છે.' આ રીતે એ હેતુ બંને પક્ષમાં લાગૂ પડેછે.

એ દેવી બનેલી દાસીનું બીજું જોસભરેલું વચન જુવો:

> " ક્રિયા સંસારમાં છે, ઓ કુમારી !
> કામ વિનાનો પ્રેમ ?
> હમારાં એ લગ્ન છે, તમ જેવાં;
> હમારાં જીવન જીવનનાં,
> હમારાં દિવસ દિવસનાં.
> મટી, વટાવી, ફરી ગઈ
> પત્નીધર્મનાં ખાબોચિયાંની પાળો.
> ઝીલુંછું મહાજલમાં હવે.
> હું સહુની પત્ની,
> ને સહુ મ્હારા પતિ.†
> સૌન્દર્ય ને યૌવનનો આ અમ નન્દન:
> વસો એ અલબેલાં અમરોમાં,
> ને શીખો માણતાં અપ્સરાજીવન."
>
> (પૃ૯ ૬૯)

અહિં પણ ઉપર પ્રમાણે તર્કદોષ તરવરેછે, છતાં ક્ષણભર ગૂઢ રહેછે; પાપસમુદ્રના પાણીની સપાટી નીચે ખડકોનાં શિખરો ઢંકાઈ રહ્યાંછે, તે સાચા નાવિકથી તો ગૂઢ ના જ રહેવાનાં. પ્રેમ અને કામનો સંબન્ધ પાછળ મ્હેં બતાવ્યો તે દષ્ટિ દાબી દઈને કામમાં પ્રેમને લુપ્ત જ કરી નાંખી, પ્રેમનો ઉચ્છેદ કરીને કામને જ સ્થાપીને, આ તર્કદોષ ઉપજ થયોછે.' પાપની દલીલો અર્ધસત્યની ઊંધી મૂકેલી ઈંટો ઉપર જ ચણાયછે.

નૃત્યદાસીના આ વિરૂપ સિદ્ધાન્તોનું બીજ હેના આરમ્ભકાળના જીવનમાં જ વવાયલુંછે; જયાની તહેનાતમાંથી એ ન્હાસી ગઈ તે સમયે, તે પૂર્વે થોડીવાર ઉપર જ, હેણે જયાને કહ્યુંછે:—

---

† આ વાક્યયુગલમાં પુનરુક્તિ દોષ છે; એ જોઈને એક હરદાસનું રમુજી દષ્ટાન્ત યાદ આવેછે: એ હરદાસ જોડે હેમનો એક પુત્ર હતો; કોઇયે પૂછ્યું:—" બુવા ! આ કોણ ?" ઉત્તર મળ્યો:—" હા મ્હટલેં મ્હણજે હમારા દીકરા છે, आणि आम्हीं म्हटलें म्हणजे હેના બાપ છે." શૈલીની છટા સાધવા જતાં ઉલટું પરિણામ આમ આવ્યુંછે.

"આત્માને માણવાની છે અનન્તતા,
દેહને માણવાની છે અવધો.
આત્મા અમ્મર છે, જયાબા!
માટે જ પછી:
દેહ તશ્વર છે, જયાબા!
માટે જ પ્હેલો.
મૃત્યુ પછી ક્યહાંથી માણીશું દેહને?"

( પૃષ્ઠ ૨૨ )

આમ પાપપક્ષની વકાલત જે રૂપમાં મૂકાઈ છે તે કવિના અદ્ભુત પ્રતિભાદર્શનનું તથા અસાધારણ કલાસામર્થ્યનું સૂચન કરેછે. નાટકની પૂજ્ય ભાવનાની સાથે આ પાપભાવનાનો પડછો જયન્તના પ્રેમસૂત્ર અને નૃત્યદાસીના કામસૂત્રને જોડાજોડ મૂકવાથી સબળરૂપે જણાશેઃ—

" પ્રેમ ત્હાં ન હોય કામવાસના. "

( જયન્તનો સિદ્ધાન્ત ).

" કિયા સંસારમાં છે કામ વિનાનો પ્રેમ? "

( નૃત્યદાસીનો સિદ્ધાન્ત ).

આ બેમાંથી જયન્તનો સિદ્ધાન્ત પુણ્યપથે દોરનારો છે એ કહેવાની જરૂર જ નથી. તો પણ જેમ નૃત્યદાસીના પાપસૂત્રમાં અર્ધસત્ય લઈ ત્હેને મચડવાનો તર્કદોષ થયોછે, તેમ જયન્તના પુણ્યસૂત્રમાં પણ અન્યદિશામાં તર્કદોષનું પરિણામ થાયછેઃ કામવાસનાનો નિષેધ કરતે કરતે કામ અંશનો પણ નિતાન્ત નિષેધ કરીને માનવજીવનમાં પ્રેમ અને કામના સંબન્ધનો કેવળ લોપ કરવાથી ભ્રમનું પરિણામ થાયછે. પાછળ પ્રેમપૃષ્ઠ અને કામપૃષ્ઠવાળા માનવજીવનના એક પાનાની ચર્ચા મ્હેં કરીછે§ તે વાચક સ્મરણમાં આણશે એટલે અહિં પુનરુક્તિની જરૂર નહિં રહે. રા. ન્હાનાલાલ જયન્તના સૂત્રના આવેશથી આવિષ્ટ થઈ ગયા જણાયછે. હેમના આ નાટકનો બોધ જ એ એકદેશી ભાવનાને પૂજ્ય ગણનારો છે. શેકસ્પીઅર જેવો ફિલસુફ-કવિ હોત તો આ બંને પરાકાષ્ઠાનો ત્યાગ કરીને વિશુદ્ધ સંસારલગ્નનો golden mean ( સુવર્ણના મૂલ્યનો મધ્યમમાર્ગ ) નાટકના બોધરૂપે સ્વીકારત. રા. ન્હાનાલાલ વકીલ છે, અને તેથી એક પરાકાષ્ઠાની ભાવનાનો પક્ષપાત હેમને દોરેછે; ફિલસુફ-કવિ તટસ્થ રહી ન્યાયતુલા હાથમાં રાખી કલાવિધાનની દ્વારા નિર્ણયની ઝાંખી કરાવત. પરંતુ શેકસ્પીઅર તો જગતમાં એક જ થયોછે. પક્ષવાદી કવિની કૃતિ તરીકે આ નાટકના ગુણ કાંઈ ઓછા નથી. પોતાના પક્ષના મોહથી દોરાઈને સ્હામા પક્ષનું અત્યુક્તિ ભરેલું ચિત્ર આપવાનો દોષ

§ ગત વર્ષના 'વસન્ત'નું પૃષ્ઠ ૬૮૨ જુવો (માર્ગશીર્ષનો અંક).

રા. ન્હાનાલાલે કર્યો નથી એ તો છે જ, પણ તે ઉપરાંત સ્હામા પક્ષનું ચિત્ર આપવામાં અસાધારણ કલાચાતુર્ય અને સામર્થ્ય પ્રગટ કર્યાંછે; એ આપણે ઉપરનાં ઉદાહરણોમાં જોઈ સક્યા છિયે. વિશેષમાં, પાપના તર્કશાસ્ત્રનું વક્ર સ્વરૂપ રા. ન્હાનાલાલે કુશલતાથી બતાવ્યુંછે ત્હેના બીજા એક બે નમૂના જોયા વિના રહેવાતું નથી. વામમાર્ગીઓના મન્દિરમાં પંડિતરાજ પ્રવેશ કરતે દેવી કહેછેઃ—

" પધારો પંડિતરાજ!
ખોટાને પણ સાચું કરવું
તે પાંડિત્યનું પરમ ભૂષણ."

પંડિતરાજઃ
" સાચું તો સાચું છે જ,
હેમાં સિદ્ધ શું છે કરવાનું?
સાચું સિદ્ધ કરવા શાસ્ત્રો નથી,
હેમાં તો પુનરુક્તિદોષ આવે.
અવનવો અર્થ કાઢિયે હમેં
ત્હારે જ પંડિતોનું પાંડિત્ય."

(પૃ૪ ૬૧).

શાસ્ત્રના સાધનથી કાળાને ધોળું સિદ્ધ કરી બતાવવાની કૃતિયો તો બહુવાર આપણા અનુભવમાં આવી હશે, પરંતુ એ પદ્ધતિના તરફમાં આ પંડિતરાજની નવીન દલીલ ખરેખરી અપૂર્વ અને તર્કદોષના ચાતુર્યથી ભરેલી છે. શાસ્ત્રનો દુરુપયોગ વામમાર્ગી શિવાય અનેક બીજા પણ કરેછે તે સ્મરણમાં રાખીશું તો આ ચતુર વચન વિશાળ ક્ષેત્રમાં લાગૂ પડશે એમ જણાશે. કવિની ચતુરાઈનો આ ન્હાનો પણ મ્હોટો નમૂનો છે.§

પાપના તર્કશાસ્ત્રનો બીજો નમૂનો વામાચાર્યના એક વચનમાં છેઃ—

" શરીર એ જ છે સાચું,
આત્મા દીઠો હોય તે દાખવે.

---

§ ખોટાને સાચું કરવાના ચમત્કારનું હાસ્યરસમાં રૂપાન્તર કવિ દલપતરામે આપ્યુંછે તે યાદ આવેછેઃ—

" પોલું તે તો બોલ્યું હેમાં શી કરી નવાઈ? જો તું
સાંબેલું વગાડે તો હું જાણું સાચો શાણો છે.'"

તંબૂરા, સતાર, ઇત્યાદિ વાદ્ય વગાડનારને કહેલું આ વચન છે. સાંબેલામાંથી સંગીતના સ્વર કાઢવા ત્હેના જેવું જ શાસ્ત્ર વડે ખોટાનું સાચું કરવું તે છે. હેવાં સાંબેલા-સંગીત હાલના સમયમાં કેટકેટલાં વગાડાયછે અને તે સાંભળીને સમજુગણાતા લોકો કેટલા બધા છેતરાય પણ છે!

‡महाजनाः येन गताः स पन्थः

ચાર્વાકાદિ મહાજનો ગયા
એ જ આપણો રાજમાર્ગ."

(પૃષ્ઠ ૬૪).

(આ સ્થળે પ્રસંગવશાત્ કહેવું જોઇયે કે શરીર જ સાચું—આત્મા છે જ નહિ—હેનો સિદ્ધાન્ત વામમાર્ગનો જાણવામાં આવ્યો નથી. ચાર્વાક અને વામી એ ભિન્ન માર્ગના છે.ચાર્વાક સ્પષ્ટ નાસ્તિક છે; भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः એ મત વામીનો નથી. વામી ઈશ્વરના અસ્તિત્વની વિરુદ્ધ નથી; શક્તિને દેવીરૂપે પૂજનાર વામમાર્ગ છે; તે નાસ્તિક ચાર્વાકનું પ્રમાણ સ્વીકારે એ આ ઠેકાણે ઉપપત્તિવિરુદ્ધ જ બનેછે.)

પાપપંથનું તર્કશાસ્ત્ર દૂષિત જ હોય તે બતાવવાને માટે જ રા. ન્હાનાલાલે આચાર્યનું આ વચન નૃત્યદાસીના પૂર્વ કાળના એક ઉદ્‌ગારનાથી વિરુદ્ધ રૂપમાં મૂક્યું હશે કે શું? થોડીક ચર્ચા ઉપર જ પૃષ્ઠ ૨૨ માનું દાસીનું વચન ઉતાર્યુંછે* હેમાં તો આત્મા અમર, દેહનશ્વર, આત્માને અનન્તતા માણવાની છે, ઇત્યાદિ મત છે; આહિં તો આત્મા દેખાતો નથી માટે છે જ નહિં એમ પક્ષ છે. આ વિરોધાદિક બાદ કરતાં પાપપંથની વક્ર તર્કકોટિયોનો આ નમૂનો નોંધવા લાયક છે, જો કે પાછળના નમૂના જેટલું સામર્થ્ય હામાં નથી, એ ખરું.

આમ વક્ર તર્ક કરનારો આચાર્ય આલેખ્યોછે તે યોગ્ય જ છે. પણ આખરે મરતે મરતે હેના મુખમાંથી પણ જે પંથનો, જે પાપવાસનાનો, એ પ્રતિનિધિ છે તે વિષનો ખરો ઉતાર દર્શાવનારાં વચન નીકળતાં બતાવ્યાંછે, અને એમ રચના કરવામાં કશો કલાતત્ત્વનો દોષ, વિરોધના અંશને લીધે, આવતો ગણવાને કારણ નથી.

"આવ્યું, આવ્યું યમનું બાણ,
માર્યો મ્હને, કુમારી!
પણ વામ માર્ગ નહિં મરે.
મનમાંના શયતાનને મારશો,
તો જ મરશે આ પાપ પંથ."

---

‡ महाजनो येन गतः स पन्थाः એ પંક્તિમાં महाजनाः એમ બહુવચન તો જાણે હેતુપુરઃસર કર્યું હશે એમ ધારિયે; અને जनाः નો વિસર્ગ અલુપ્ત રાખવાનો સન્ધિ-દોષ પણ ક્ષમ્ય ગણિયે; પરંતુ पन्थाः ને બદલે पन्थः એ અશુદ્ધિ માટે તો—છાપનારની ભૂલ્ય શિવાય—કશો બચાવ જડશે નહિં.

* પાછળ પૃષ્ઠ ૨૭ જુવો.

ત્હાં સુધી અનેક રૂપે અવતરશે એ
ભવિષ્યની ભૂમિયોને એ ભરી ભરી. "

(પૃ૪ ૭૧.)

આ વચનમાં ગમ્ભીર અર્થ ભર્યોછે. પાપમાર્ગના અમુક બાહ્ય સ્વરૂપનો નાશ કર્યાથી, અથવા તે માર્ગાનુસારી માણસનો નાશ કર્યાથી, મૂલ પાપવાસનાનો જગત્માંથી નાશ નથી થતો; એક સ્વરૂપની પાપયોજના દબાવશો, તો અન્ય સ્વરૂપે અન્ય કાળમાં તે દેખા દેશે; વામમાર્ગ શમશે, Bacchus ની પૂજા દબાઈ જશે, તો free love ને માનનારી મંડળી ઊભી થશે, લગ્નની ભાવનાનો લોપ કરનાર નવા નવા 'સુધરેલા' પ્રકારો પ્રગટ થશે; માટે પાપપંથ કોઇ પણ રૂપનાને આશ્રો હોય તો માનવહૃદયમાં રાજ્ય ચલાવતા પાપવાસનારૂપ શયતાનને જ મારવાની જરૂર છે. પાપના જન્તુ bacilli નું મૃત્યુ થાય એ જ ખરો ઉપાય છે.

(અપૂર્ણ.)

વાંદરા, તા. ૧૭-૧-૧૫.

નરસિંહરાવ ભોળાનાથ.

---

# માનવ મન્દિરો.

## (એક સ્વપ્ન.)

પ્રાચીન ગ્રીસની રાજધાની ઍથેન્સમાં એક વૃદ્ધ પુરુષ, તેની પુત્રી સમાન દિસતી એક બાલકી અને હું ખરા મધ્યાન્હમાં એક ભવ્ય અને સુંદર મન્દિરમાં દાખલ થયાં. આ મન્દિર જગત્વિખ્યાત પાર્થેનનનું હતું. અમે એકાએક રંગભૂમિ આગળ થઇને ચાલી ગયાં અને તે ભવ્ય મંદિરના દક્ષિણ ભાગનાં ખંડેરોની પથ્થરની કમાનોનો વિચૂર્ણ થઈ ગયેલો એકાંત ભાગ શોધતાં શોધતાં અમે એક પડી ગયેલા પથ્થરના થાંભલા આગળ આવ્યાં. આશપાસના સુંદર દશ્યો વિષે ઉંડો વિચાર કરતાં હું અને તેઓ બન્ને અન્યોન્યના હાથ પકડી ત્યાં બેઠાં. પરંતુ તે બાલકી, તેના બાપના હોઠ અને અતિ હર્ષિત અને સુકોમળ—પણ જાણે કોઈ મહા સમર્થ કવિની શાંત અને ગંભીર મૂર્તિ ન હોય તેમ સ્તબ્ધ—વદન બાહ્ય દશ્યથી અલિપ્ત રહેલા વાતાવરણને આનંદથી ઉલ્લાસિત કરતું હતું, તેના તરફ એક દષ્ટિથી જોઈ રહી હતી.

ધાર્મિક પુનરુત્થાનનો આજ મોટો ઉત્સવ હતો. ગ્રીસની સ્વજાતિય સર્વ પ્રજા ઉપરાંત

દુનિયાના ભિન્ન ભિન્ન વિભાગથી આ જયંતિમાં ઉત્સાહભર્યો ભાગ લેવા આવનાર વિદેશીઓ પણ એકત્ર થયા હતા. તે આખી દુનિયાનો એક પ્રૌઢ ધર્મ ક્ષણિક મહત્તાના શૃંગારથી પરિવૃત્ત થયેલો હતો અને માનવજાતિ પોતાની જ કૃતિ આગળ આશ્ચર્યથી પોતાનું શિર નમાવવા એકત્ર થઈ હતી. આ ઉત્સવની પૂર્ણાહુતિ પછી સર્વ સ્ત્રીપુરુષો વિખરાઈ ગયાં. તે વૃદ્ધ પુરૂષ, બાલકી અને હું ત્રણ જ ત્યાં બેઠાં. જે મનોહર લીલોતરીવાળે રસ્તે શહેરમાંથી તે ભવ્ય મન્દિરમાં જવાતું હતું ત્યાં કોઈ પણ મુસાફરને જોવામાં આવતો ન હતો. અમે ત્રણે જણું આવીને અહીં બેઠાં હતાં.

એક જ આકૃતિ જે ગ્રીસમાં રાત્રે જ અથવા એકાંતમાં દૃશ્યમાન થતી અને પછી ઉદ્ધસ્ત મન્દિરોમાં અને તેની આસપાસ નિદાણવાળી અટારીઓમાં આંટા મારતી તે તેમના રસ્તામાં આવી. તેની આકૃતિ જો કે કૃશ અને નિસ્તેજ થઇ ગયેલી હતી છતાં પણ ઉત્કૃષ્ટ લાવણ્યની અમિશ્રિત રેખાઓ તેના ઉપર તરતી હતી. તેણે પોતાનું શરિર જીર્ણ અને જર્જરીભૂત થઈ ગયેલાં વસ્ત્રથી ઢાંક્યું હતું. તેના સુકોમળ પગમાં સ્ત્રીની આકૃતિના જેવી ઘણી બારીકીથી કોતરાયલી હાથીદાંતની બે પાદુકાઓ હતી. તેની પાંખો છેક પગ સુધી પહોંચતી હતી અને તેના આતુર અને અર્ધવ્યક્ત હોઠ ધ્રુજતા હોય એમ લાગતું હતું. એક ફેરો જોયા પછી કદી વિસ્મૃત થાય નહિ એવું તેનું સ્વરૂપ હતું. મોઢું અને હડપચીનો આકાર ભગવાન બુદ્ધદેવની મૂર્તિની ઉત્સુક અને આવેશભરી મૃદુતા અને સૌમ્યતાને અનુરૂપ હતો. પરંતુ આંખની સ્ત્રીજાતિય ઉદાસીનતા અને લલાટની અપ્રશસ્ત સરલતાથી વિપરિત ગંભિર અને હૃદયભેદક વિચારોથી તે આકૃતિ તેજોમય લાગતી હતી. તેની ભ્રકુટિ સ્પષ્ટ અને વ્યક્ત દિસતી હતી. તેની આકૃતિ અને ચેષ્ટામાં ઉપર તરી આવતા નિર્ભય અને શુદ્ધ ચારિત્ર્યથી વિરૂદ્ધ છતાં વિચિત્ર રીતે સંયુક્ત થયેલી સ્ત્રીજાતિય ભિરૂતા, કોમલતા અને અનિશ્ચિતતા જણાઈ આવતી હતી. તેણે દુનિયાની પ્રજા જોડેનો વ્યહવાર ઘણા લાંબા વખતથી ત્યજી દીધો હતો. અમારી ભાષા તે ભાગ્યે જ જાણતો હોય એમ લાગતું હતું. પરંતુ પ્રસંગવશાત્ કોઈ નિપુણ વિદેશી—જેની આકૃતિ અને ચેષ્ટા તેની એકાંત મુસાફરીમાં તેનું ધ્યાન આકર્ષતી તેની સાથે વાત કરતો માલુમ પડતો. મૂખ્યત્વે કરીને ઇંગ્રેજી અને ગ્રીક ભાષા ઘણી ત્વરાથી પણ સુમધુર ઉચ્ચારથી બોલતો. તેનો વેશ વિચિત્ર છતાં સુશોભિત અને ગંભિર લાગતો. તે હમેશાં એકલો રહેતો. દુનિયાના વિદ્વાન મનુષ્યો તેને એક વિચિત્ર વસ્તુ તરીકે ઓળખતા. પણ બુદ્ધિથી અગમ્ય છતાં આકર્ષક એવી તેની વર્તણુક હતી.

આવી આ વ્યક્તિએ અસંસ્કારી છતાં સાદી ભાષામાં અમને સંબોધી અમારાં ગંભિર અને ઊંડા વિચારમાંથી જાગ્રત કર્યાં.

"તમે ત્રણે પરદેશી જણાવ છો, અને આ મોટા મન્દિરમાં ચોથો હું—જેને એકલાને જ આ મહાન ખંડેરોના દૃશ્યો સામાન્ય વ્હેમી અને વ્યર્થ વિધાતક પ્રયત્નો કરનાર વ્યક્તિઓની કૃતિ કરતાં વધારે આલ્હાદક અને મોહક જણાય છે."

"હું એમાંનું કશું જોઈ શકતો નથી." તે વૃદ્ધ પુરૂષે કહ્યું.

"ત્યારે તું સાંભળે છે શું?"

"પક્ષીઓના સુમધુર કલરવ અને આ મ્હારી પુત્રીનો શ્વાસોશ્વાસ પાણીના કલકલ સમાન મ્હારા આત્માને સ્વસ્થ રાખે છે તે હું સાંભળું છું,—અને આ ઉન્હો પવન મ્હારા દેહને સ્પર્શ કરે છે—અને મને આનંદ આપે છે."

"દુરાત્મન્ વૃદ્ધ જાણતો નથી કે આ મહાન, ભવ્ય મંદિર પાર્થેનનના પુરાણા ખંડેરો છે?"

"અફસોસ! મુસાફીર! એવું ન બોલો. એ મ્હારા વડીલ છે—અંધ છે." તે બાલકીએ ખિન્ન હૃદયે કહ્યું."

તે મુસાફરની આંખો આ સાંભળી આંસુથી ભરાઈઆવી, અને તેનું મોઢું ઉતરી ગયું. પોતાનો દોષ કબુલ કરી ક્ષમા યાચવા કરતાં પણ વધારે માર્મિક અવાજમાં તે બોલી ઉઠ્યોઃ "અંધ છે!?" પછી તે વૃદ્ધ અંધ પુરૂષ અને વિધાતાની વિચિત્ર કૃતિ ઉપર વિચાર કરતો દૂર જઈ ભાગ્યા તુટ્યા પગથીઆ ઉપર બેઠો.

તે વૃદ્ધ પુરૂષે કહ્યું: "મ્હારી બ્હાલી પુત્રી, આ પાર્થેનનનું મંદિર છે એવું તેં મને જણાવ્યું નહતું."

"પિતાજી, જે વસ્તુ હું જ જાણતી ન હઉં તે હું કેવી રીતે કહી શકું? આપણે આ વિશાળ ખંડેરો આગળ આવ્યાં કે તરત જ તેમાં પ્રવેશ કરવાનો માર્ગ પૂછવાનો મ્હારો વિચાર હતો પરંતુ કોને પુછું? જ્યાં સુધી તે વિદેશી આપણને પ્રથમ મળ્યો ત્યાં સુધી આ ખંડેરોની ભવ્યતા નિહાળતી હું શાંત રહી."

"મધુર બાલક, એ તો ત્હારી રીત જ છે કે જે કોઈ વસ્તુ ત્હારા આત્માને સુખ આપે તે મ્હને વિસ્તારથી નિવેદન કરવી. તું તેને ત્હારા મૃદુ અને પ્રભાવશાળી શબ્દોમાં વ્યવસ્થીત કરે છે અને જ્યારે તે તું નિવેદન કરે છે ત્યારે માત્ર સુખદ પરાધીનતાથી મ્હારૂં મન દુર્બલ થતું હોય એમ લાગે છે. વળી કેમ શાંત પડી ગઈ?"

"મને સમજણ નથી પડતી—પ્રથમ તો આ અદ્ભૂત અને મનોરંજક દૃશ્યોની, અને વળી પેલા મુસાફરના શબ્દોની ત્હેણે જે જે કહ્યું અને તેણે આ માનવ મંદિરોના ખંડેરો કઈ દૃષ્ટિથી અવલોક્યાં છે—અને પિતાજી, ત્હમારા પોતાના શબ્દો વિગેરે વિશે વિચાર કરતી બેઠી છું."

હું તો માત્ર માનવ કૃતિની ક્ષણિકતાનો વિચાર કરતો બેઠો હતો.

"ઠીક, હવે મને કહે તું શું જુએ છે?" વૃદ્ધ પુરૂષે પોતાની પુત્રીને પુચ્છ્યું.

"પથ્થરની ગંભીર કમાનોની એક હાર ઉપર બીજી હાર અને મજબુત દીવાલોના પડી ગયેલા આમ તેમ વેરાયલા પથ્થરો હું જોઉં છું. તે ખંડેરોની મોટી ચીરાડોમાં અને

ઘુમ્મટાકાર છાપરાંઓમાં નાનાં ઝાડવાં મેંદીના છોડવાઓ અને સ્વચ્છન્દે ઉગેલાં કાંટાવાળાં ઝાંડ, નિદણ, અને જંગલી છોડવાઓ પૂર્વે મ્હેં કદી જોયા ન હતા. તે પથ્થરો પ્રમાણમાં ઘણા વિશાળ અને કદમાં ઘણા મોટા હતા, અને બ્હાર ધશી પડયા હતા. તેમાંથી અને મોટી બારીઓમાંથી આકાશ અને લીલોતરીવાળાં ખેતરો દૃષ્ટિગોચર થાય છે. અહીંઆં હજારો પથ્થરની કમાનો છે—કેટલીક ખંડીત થઇ છે—કેટલીક સંપૂર્ણ દેખાય છે. તે સ ઘણી વિશાળ અને ભવ્ય છે. કેટલીક ચૂર્ણ વિચૂર્ણ થઈ ગઈ છે અને પથ્થરના ઢગલાની માફક ક્ષીતપ્રાયઃ થઈ ગઈ છે. દીવાલોનાં લાકડાં શળીને પાયમાલ થઈ ગયાં છે. આ આપણી આસપાસ મોટા જંગી પથ્થરના થાંભલાઓ પડીને ચૂરેચૂરા થઈ ગયા છે.—અને સ્તમ્ભ શિર્ષ અને ખુણાઓની શિલાઓનું કોતર કામ હવે નષ્ટપ્રાયઃ થઈ ગયું છે."

"ઉપરથી આકાશ ખુલ્લું દેખાય છે?" તે વૃદ્ધ પુરૂષે પુછ્યું.

"હા, પિતાજી, અમે એ ખંડેરોની મોટી ચીરાડ અને બારીઓમાં જલ સમાન દ્રવતા આકાશની ઉંડાઈ જોઈ શકીએ છીએ. વળી તે ઉપરાંત તેમાંથી કોઈ વિરલ સષ્ટાની કૃતિ હું જોઉં છું. આસમાની આકાશ—વિશાળ, ઉજ્વલ અને આસ્માની આકાશ ઉંચે મોટા ચિરામાં થઇને, આરસના કોતરી કાઢેલા દ્રાક્ષના વેલાઓમાં થઇને, નકામા છોડવાઓના પુષ્પ અને પત્રમાં થઇને પથ્થરની કમાનોની અંધારી હારમાં વહે છે. હું જોઉં છું કે—અને લાગે છે કે તેના સ્વચ્છ અને તિવ્ર કિરણો આખા વિશ્વને અજવાળે છે. અને ચારે તરફના વાતાવરણમાં આનંદ અને ઉત્સાહ પ્રેરે છે—આસપાસની સર્વ વસ્તુઓમાં અને મ્હારામાં પણ કંઈ અનેરી મોહિની લગાડે છે. અલબત્ અને આ ઉંચા ચિરામાં ખરા બપોરનો ક્ષીણ થતો ચંદ્ર જાણે નક્કર આકાશમાંથી નીચે લટકતો ન હોય એમ દેખાય છે. આજ બતાવી આપે છે કે આસપાસની હવા શુદ્ધ છે અને તમને લાગતું જ હશે કે તે મ્હારામાં કંઈ અજબ ચેતન પ્રેરે છે."

"બીજું તું શું જુએ છે?"

"કાંઈ પણ નહિ."

"કાંઈ નહિ?"

"પથ્થરની ભાગેલી કમાનોની ચીરાડમાં અને તે ખંડેરોના એકાંત શિખરો ઉપર ખુલ્લા લીલા રંગની લીલવાળા જગ્યા દેખાય છે."

"પર્વતના ઉંચા ઢોળાવ અને સપાટ મેદાનમાં આડા અવળા જતા તાજાં લીલા ઘાસથી ભરપૂર ખેતરો જેવું જણાય છે?" તે વૃદ્ધે કહ્યું.

"ખરેખર, પિતાજી તમારી દૃષ્ટિ મ્હારા કરતાં ઘણી પ્રબલ છે."

"જંગલનાં ઝાડવાંઓથી ભરપૂર આ જમીન દોસ્ત થઈ ગયેલી મોટી પથ્થરની કમાનો

અને અધઃક્ષેપિત ગંજાવર પથ્થરો માનવ કૃતિના ચિન્હ નાહ પણ જાણે ધરતીકંપથી મોટા પર્વતોમાં ચિરાડ પડી ન હોય એમ દેખાય છે—એમ નહિ હોય ?"

"હા, કેવી અદ્દભૂત અને ભવ્ય કૃતિ." તે બાળકી બોલી.

"એમ પણ એમ બન્યું ન હોય કે આખી પૃથ્વી ઉપર સમુદ્રે ઉદ્દક્રાંતિ કરી હોય અને સમુદ્રના મોટા દૈત્યોએ પોતાના વિશાળ મંદિરો ત્યજી દીધાં હોય."

"પિતાજી, હમારા શબ્દો મ્હારી આગળ આખો ચિતાર ઉભો કરી દે છે. હું તે તમને કહેવાની હતી—પણ હાય ! હું તે સમજવા પણ અશક્તિમાન છું."

"હું પાંદડાઓ અને પાણીના ધોધનો અવાજ સાંભળું છું, પણ વરસાદ વરસતો નથી—જાણે કે જંગલમાં કોક ઝરાનું પાણી ત્વરાથી વ્હેતું ન હોય." તે બાળકીએ કહ્યું: "હું ધારૂં છું કે આ ખંડેરોમાં ભરાઈ રહેલું પાણી ટપકે છે—વરસાદ વખતે દીવાલની ચીરાડમાં તે ભરાઈ રહ્યું હશે."

"માનવ કલાની કૃતિ, પૂર્ણકાળજી છતાં ત્યજાયલી અને પ્રકૃતિની અદ્દભૂતતાથી જાણે પોતાનીજ કૃતિ ન હોય એમ સ્વરૂપાન્તર પામી, સનાતન થવાને નિર્મિત થઈ છે ! આડા અવળા તરૂ ગહન માર્ગમાં ધસી આવી અને વિચૂર્ણ થઈગયેલા અને ઉંડી ભયંકર ખિણોથી છિન્ન થયેલા પર્વતો જેવાં તે બદલાઈ ગયાં હતાં. વાદળાં પણ તે ખંડેરોની ખડબચડી ભેખડોથી અવરોધ પામતાં ત્યાં વરસી તેના સનાતન ઝરાઓને પોષતાં. એક વખત આ સ્થળો મોટાં મંદિરો અને ભવ્ય મહેલોથી શોભતાં હતાં અને કોઈ પર્વને દીવસે અસંખ્ય યાત્રાળુ તેના આડકત્રા રસ્તાઓમાં થઈને ત્યાંના સુંદર દશ્યો જોવા અને પરમેશ્વરને બલિદાન અર્પવા આવતા—આનો એ જ ઉપયોગ થતો. વ્હાલી પુત્રી, આ શાનો અવાજ આવે છે ?"

"જંગલી કબુતરો પોતાના માળામાં પાછાં ફરે છે. તેમના માળામાં શાંત બેશી ઘુઘુ કરતાં સંભળાતાં નથી ?"

"હા એ જ એમના આનન્દના ઉદ્દગાર છે. પુત્રી, તેઓ આપણા જેટલાં જ સુખી છે પણ જુદા પ્રકારમાં. આ ભવ્ય ખંડેરો આપણામાં જે અજબ લાગણી પ્રેરે છે તેનું તેમને ભાન પણ નથી. છતાં તેમાં રહેવાનો તેમને ઘણો આનંદ પડે છે. જ્યારે તેઓ આ ખંડેરોમાં થઈ ઉડતાં ઉડતાં જાય છે ત્યારે તેનો અનુક્રમ હરરોજના પવિત્ર સહવાસથી આપણી પેઠે તેમના મનમાં રહી જાય છે. પ્રત્યેક વ્યક્તિનું અંતર પોતાના સાથીઓથી અભેદ્ય વર્તુલથી પરિવૃત્ત થયેલું હોય છે. આ પ્રત્યાકર્ષણથી જ જીવનમાં વિપત્તિ ઉપરથીત થાય છે. પણ અન્ય એવું જ વર્તુલ જે કોઈ વસ્તુ માટે આપણે લાગણી ધરાવીએ છીએ તેનો સમાવેશ કરે છે, અને સાથે સાથે તેનો પ્રતિકાર કરે છે. માનવજાતિનો વિચાર કરતાં માલૂમ પડે છે કે તેનું જાહેર અને ખાનગી સુખ પ્રથમ જાતના જ બીજા વર્તુલ સમાન ધીમે ધીમે સંકુચિત કરે—જ્યાં સુધી તેઓ અને તે એકવત્—સાદશ થઈ જાય, કારણ કે આથી જ

આપણે આપણાં કરતાં ભિન્ન વસ્તુની કૃતિ અને તેની અવધિ વિષે વિચાર કરી શકીએ છીએ. આથી જ માનવ મંદિરોના ખંડેરો આપણામાં સૌંદર્ય અને ભવ્યતાની લાગણી ઉત્પન્ન કરે છે. આથી જ સમુદ્ર, પર્વતો, પાણીના મોટા ધોધ, સમુદ્રના મોટાં તોફાન, જ્વાળામુખી પર્વતો સૂર્યના ઉદયાસ્તના વિવિધ દશ્યો, લીલાં કુંજાર ક્ષેત્રો વિગેરેમાં એવું ચૈતન્ય છે કે જે જોયાથી શરિરના રૂવેરૂવાંમાં કંઈ અનેરૂ ચેતન અનુભવાય છે. આથી જ પક્ષીઓનો કીલકીલાટ, પાંદડાનો ફડફડાટ અને નિચે જમીન ઉપર કંઈક અવનવો સુવાસ અને ચેતન પ્રેરક અનીલની પરાગ આપણને આનંદ પ્રેરક લાગે છે. આ જ એક આકર્ષણ—પ્રેમ છે. એ જ સનાતન ધર્મ છે; અને તેના ઉપાસકોને અસંખ્ય મનુષ્યમાંથી બહિષ્કૃત કરવામાં આવે છે.

"ઓ, સર્વ શક્તિમાન," તે અંધ વૃદ્ધ નિરતેજ સૂર્ય પ્રતિ પોતાની તેજવિહિન આંખો ઉંચી કરી બોલ્યો:—"સર્વ વસ્તુઓનો મર્મગ્રાહક તું છું, અને ત્હારા વિના આ આખલ વિશ્વ નિશ્ચેતન અને અસ્તવ્યસ્ત જાત. સ્નેહમૂર્તિ, શ્રેયકર્તા, પરમાત્મન્, વિશ્વેશ્વર, આ ત્હારા ભક્તોની વ્હારે ધાનાર, આ બે એકલવાયાં હૈયાં ત્હારી પ્રાર્થના કરે છે કે હે, પ્રભો અમને હરહમેશ અવિયુક્ત રાખ! જો કંકાસ અને કલહ એ જ દુઃખનું કારણ હોય, જો સનાતન સુખ—જેનો તું આત્મા છું—તે શોધવું અને આપવું એ જ માનવબાલની ભાવિ ઇચ્છા અને સિદ્ધિ હોય, જો ન્યાય, સ્વાધીનતા, રમણીયતા, સત્યતા, એ જ ત્હારા માર્ગના પગલાં તેઓએ શોધી કાઢયા હોય તો તેમને અવિભક્ત રાખજે. કોઈ પણ વસ્તુને સંયુક્ત કરવી અથવા તેને સનાતન કરવી એ શક્તિ ત્હારી છે, અને મૃત્યુની અવધિ પછી પણ ત્હારાં સ્મરણો આ દુનિયામાં ચિરંજીવ મૂકી જનારને જીવાડવું એ પણ ત્હારા હાથમાં છે. આ દેહ શાશ્વત્ નિશ્ચેતન થઈ જાય ત્યારે આ મ્હારી પુત્રીની ચેતન પ્રેરક ઇચ્છાઓ અભિલાષાઓ અને વિનોદો કદી પણ નષ્ટ થાય નહિ એ મ્હારી પ્રાર્થના છે. અને તેના મર્ણ પછી તેના નામ રહિત સાત્વિક ગુણો મ્હારૂં એક લીખિત સ્મારક થઈ રહે."

તે વૃદ્ધ પુરૂષનો ચ્હેરો અને અંગચેષ્ટા આવેશભર્યા શબ્દપ્રભાવથી તેજોમય બન્યાં. અને થોડીવારમાં શાંતિમાં પડતાં નરમ થઈ ગયાં કારણ કે તેણે પોતાની પુત્રીના નિશ્વાસના અવાજ સાંભળ્યા અને સંભારી કાઢયું કે તેણે મૃત્યુ વિષે વાત કરી હતી.

"પૂજ્ય પિતાજી, હું કેવી રીતે ત્હમારા મર્ણ પછી જીવી શકું?" દયામણે સ્વરે તે પુત્રીએ કહ્યું:

તે વૃદ્ધ પુરૂષે પોતાનો સ્વર એકદમ બદલી તે બોલ્યો, "આપણે મૃત્યુની—નાશની વાત પડતી મૂકો. આપણી પાડોશમાં રહેનાર પેલો વેપારી અલબત્ મ્હારી ઉમ્મરે જ વિદેહ થયો અને જો મ્હારો સ્વભાવ તેના જેવો નિદડીઓ હોય તો જ બયને અવકાશ છે. પરંતુ આપણી પાસેના ગામમાં રહેનાર પેલો વૃદ્ધ માળી માત્ર આનંદી અને સ્વતંત્ર મિજાજથી એકસો ચોવીસ વર્ષ જીવ્યો. તે અંતે મરણ પામ્યો તેનું કારણ એ હતું કે ત્યારે સ્ત્રી કે જેના ઉપર હું જીવી આનંદ મેળવી શકું છું તેવી વિનમ્ર અને વ્હાલી વ્યક્તિ તેની પાસે ન હતો."

તે વૃદ્ધ પુરૂષ પોતાની પુત્રીનું ઉપકાર દર્શક હાસ્ય જોઈ શક્યો નહતો પરંતુ આનંદના ઉમળકામાં હેનો હાથ દબાયાંથી તેને ખબર પડી હતી. તેણે આગળ જણાવ્યું કે "વસ્તુતઃ તે ગહનતા—મૃત્યુ, આપણે માટે કે અન્ય માટે આશા અથવા ભયનું કારણ નથી પણ માત્ર એક વસ્તુમાંથી અન્ય વસ્તુમાં ફેરફાર છે. તે ઇષ્ટ છે કે અનિષ્ટ છે તે આપણને અજ્ઞાત છે પરંતુ આપણે એટલું જ જાણીએ છીએ કે મૃત્યુ અનિવાર્ય છે—નિર્માણ છે. આ બાલ, વૃદ્ધ એક સરખી રીતે મરણ પામે છે. તે સર્વે જાણે છે કે મૃત્યુ સર્વ માટે સમાન છે. કાલ, સ્થલ, વય, પ્રજ્ઞા, બુદ્ધિ કે કોઈ પણ વસ્તુ તેના ક્રમમાં અવરોધ કરી શકતું નથી. આપણને ખબર નથી કે મૃત્યુ એ ભાગ્યવાન સ્થીતિ પ્રાપ્ત કરવાની અગમ્યચેતીના તિવ્ર મનોભાવ છે, મૃત્યુ વિષે વિચાર જ કરીશમાં, તે સર્વે સામાન્ય છે એટલું જ ધ્યાનમાં રાખવું." થોડીવાર પછી ગળગળા થઈ ભારે અવાજથી તે વૃદ્ધે કહ્યું: "એવું પણ બન્યું છે કે મનુષ્યોએ પોતાના બાળકોને વિદેહ થતાં જોયા છે."

"અફસોસ પિતાજી, મ્હને ત્હમારી દયા આવે છે હવે આપણે બંધ રાખીએ."

તેઓ તે ખંડેરોમાંથી જવા ઉભા થયાં એટલામાં પેલી વિચિત્ર આકૃતિ પ્રથમ જે તેમને મળી હતી તે તેમના માર્ગમાં આવી અને બોલી—"હે, સ્ત્રી જો દીલગીરી એ જ દોષનું પ્રાયશ્ચિત હોય તો મ્હેં જે શબ્દો ત્હારા આ-વૃદ્ધ પિતાને કહ્યા હતા તે માટે મને ઉંડો શોક થાય છે. જે મનુષ્યો પૂર્વકાલમાં આ સ્થળે વસતા હતા અને જેમની પાસેથી તેમણે જ્ઞાન અને ડહાપણ પ્રાપ્ત કર્યું હતું તેઓ વય અને અશક્તિ તરફ માનની લાગણીથી જોતા હતા. મ્હેં સાહસથી તે માનનીય વ્યક્તિ—કે જે એક વખતે પ્રૌઢ અને સ્વતંત્ર હતી તેનું અપમાન કર્યું હોય તો મને ક્ષમા આપ."

તેણે ઉત્તર આપ્યો "તમારો દોષ તમને દુઃખ આપે છે એ જોઈ મને ઘણું લાગે છે. જો તું તે ભૂલી જાઉ તો નિશ્ચિત રહેજે કે અમે તને ક્ષમા આપી છે."

તે વૃદ્ધે કહ્યું. "હ્હેં ધાર્યું હશે કે કોઈ પણ મનુષ્યને છાજે એવો ધીક્કારવા લાયક મ્હારો આત્મા પણ અંધ હશે. પરંતુ નિઃસંદેહ આ મ્હારી પુત્રીના નેત્ર દર્પણમાં હું આ મહાન્ ખંડેરોની ભવ્યતા જોઈ મ્હારા મનમાં આનંદ અને ઓર જ લાગણી અનુભવું છું અને ગત યુગની વ્યક્તિઓનું સ્મરણ મ્હારા અવયવોમાં અનેરૂ ચેતન પ્રેરે છે અને મ્હારા આખા દેહમાં રૂવે રૂવે પ્રસરે છે. ઓ, મુસાફીર, મ્હારી આ લાગણીઓ ત્હારી અનુરૂપ હોય તો આપણને વધારે ને વધારે ગાઢા પરિચયમાં આવવા દે."

તે વ્યક્તિએ જવાબ આપ્યો. "ત્હારા સ્વરનો અવાજ અને ત્હારા વિચારની એકરૂપતા મને મઝા આપે છે અને આ ત્હારી પુત્રી—જે સુંદરતા અને ભલાઈની મૂર્તિ છે તે જોઈ મને ઘણો આનંદ થાય છે. મ્હારા દોષના બદલામાં જો તું મ્હને ત્હારૂં અભિજ્ઞાન કરાવું તો તેને મ્હારા દોષનું પ્રાયશ્ચિત સમજીશ, અને તમે મ્હારા દોષ કોઈ પણ દીવસ સંભારશો નહિ. હું એકાંતવાસી છું—પ્રવાસી છું. મ્હારા એકાંત પ્રવાસમાં મ્હને આનંદ

આપે એવી વ્યક્તિ મ્હને ક્વચિત જ મળે છે. હું તેની દરકાર પણ કરતો નથી. કારણ મ્હારો જીવન ક્રમ જુદા જ પ્રકારનો છે. આ દુનિયાની રંગભૂમિ ઉપર કલાના ઉત્કૃષ્ટ નમુના જોવા—નિહાળવા અને તેમાંથી ગત યુગના મનુષ્યોના જીવનવિધિ સમજવા હું દેશ દેશ અને શહેરે શહેર અટકું છું. સર્વ ઉત્કૃષ્ટ કળાઓમાં સ્થાપત્યકલા—માનવ મન્દિરોએ મ્હારૂં વિશેષ ધ્યાન ખેંચ્યું છે. ઇજીપ્તના પુરાણા રાજાઓની સમાધ—પિરામીડની ભવ્યતા અનુભવી. ત્યાંથી રોમના પેન્થીયનનાં ભવ્ય ખંડેરો જોયાં. ત્યાંથી હું કોન્સ્ટાંન્ટીનોપલ ગયો અને સન્ટ સોફાયાનું સુંદર મંદિર જોયું. જાણે આલ્પ્સપાઇનના પ્રચંડ સિખરો દેખાતાં ન હોય એવી માનવ કલાની અદ્દભૂત કૃતિ—સેન્ટ પૉલ્સ અવલોકી કંઈ વિચિત્ર લાગણી અનુભવી, અને ફરતો ફરતો આ પાર્થેનનના મંદિરમાં આવ્યો છું. હજુ ઘણા ઘણા પ્રદેશો જોવા છે. ઇટાલી, વેનીસ, સ્પેન, અમેરીકા, બેબીલોનીયા, હિન્દુસ્થાન વિગેરે પ્રદેશોમાં જઈ ત્યાંના મંદિરો જોવાં છે. આટલા ટુંકા અનુભવથી તો મને એમ લાગે છે કે સર્વ ભક્ષીકાલનો અનિવાર્ય પ્રવાહ આ બધાં મંદિરો ઉપરથી વહ્યો છે. તેની પ્રતિસ્પર્ધામાં માનવ બાલોના પ્રયત્નો વ્યર્થ છે.

મનુષ્ય એ પરમેશ્વરની કેવી વિચિત્ર કૃતિ છે? તે પોતે જ પોતાની સૃષ્ટિના મૂલગામી અને સર્વ વ્યાપી સિદ્ધાન્તથી તેમને અજ્ઞાત રાખે છે. આથી મનુષ્યનું આખું જીવન ભ્રમમય છે. માનવ બાલને આ નિયમનું જ્ઞાન નથી તે જ તેમના સુખનું કારણ છે." આમ બોલતા બોલતો તે પાસે આવ્યો અને મ્હારી આંખ ઉઘડી ગઈ.

નાગરવાડા,<br>નડીઆદ.<br>૨૬-૯-૧૪ } સવાઈલાલ ચુનિલાલ યાજ્ઞિક.

---

# ઓમર ખય્યામની રૂબાઈઆત.

( અનુસન્ધાન ગત વર્ષ પૃષ્ઠ ૭૩૭ થી. )

૫૭. ( ૧૦૨ )

પ્રભુ જો તું દયાળુ હો, દયા ઉદાર તુજ હોયે,<br>
અરે તેં આદમને શાને નીકાલ્યો સ્વર્ગની બહારે?<br>
અમારી ભક્તિથી દે તો, ન તારી એ કરીમી છે,<br>
પ્રભુ ઉદ્ધાર પાપીને! કરીમી એ ખરી તારી,

## ૫૮ ( ૧૦૩ )

સંભાળજે તું ભાઈ, ઓ ! આ રોઝગાર ફીસાદનો;
તું ચેતજે કે આ જમાનાની કટારી તેજ છે.
તુજ કાર્યમાં જો આ જમાનો લાલચો નાખેય. તો
સંભાળજે, ના થાપ ખાજે, ઝેર એમાં છે ભર્યું.

## ૫૯ ( ૧૦૪ )

જ્યાં જ્યાં ફૂલોને જામની લાલી પડે તુજ દષ્ટિએ,
ત્યાં કેટલાએ શાહનાં એ ખૂન રેડાયાં હશે.
આ ખાકમાંથી જે ફૂલો ખીલે અંહિયા વિશ્વમાં,
માશુકના એ ગાલનું છે અજબ રંગી છૂંદણું.

## ૬૦ ( ૧૦૫ )

આએ શરાબી રત્ન છે ને જામ તેની ખાણ છે,
આ જામ એ જ શરીર છે વ શરાબ તેનો જાન છે;
આ જામ નવરંગીય જે હસતું શરાબીથી અહો,
એ કોઈ જખ્મીના હૃદયના ખૂનનું ટીપું જ છે.

## ૬૧ ( ૧૦૭ )

પી જામ લે કે ગોરમાં તારે સુવું પડશે સદા,
ત્યાં કોઈ ના તુજ મિત્ર, માશુક કે હરિફ કોઈ છે,
આ વિશ્વની સૌ ખાનગી તું કોઈને કહેજે નહિ,
કરમાઈ ગયેલાં ફૂલ પાછાં કોઈ દી ખીલતાં નથી.

## ૬૨ ( ૧૦૮ )

કોઈ હૂરની સાથે નિકા પઢવા મુબારક કો ગણે,
પણ દ્રાક્ષનું પ્યાલું અને એ ખૂબ મીઠું લાગતું;
તું આ નગદ લઈ લે અને રહે દૂર ખાલી વસ્તુથી,
એ બાંગ સુણવી દૂરથી એ તો મુબારક છે અંહિ.

૬૩ ( ૧૦૯ )*

દિલ બોધતું મુજને ય કે ઇલમ નવાઈ વિશ્વમાં,
જો તું શીખાવી એ શકે તો હોંશથી શીખાવજે;
તેને કહ્યું મેં કે "અલફ" તું શીખજે પૂરેપૂરો,
જો આદમી એ હોય તો તેને હરફ એ પૂર્ણ છે.

૬૪ ( ૧૧૦ )

જો હું અંહિ આવ્યો નથી મારી જ ઇચ્છાથી અરે,
ને હું અંહિથી જાઉં ના મારી જ ઇચ્છાથી અરે,
સાકી કમર કસી લે અને તું સાવચેત થઇ રહે,
હું વિશ્વના દુઃખો શરાબીથી સહ્યા ય કરીશ એ.

૬૫ ( ૧૧૨ )

નવરોઝની લ્હેરો અહો એ ફૂલને મીઠી જ છે,
ને આ મધુર વિશ્વે મનોહર મૂખ મુબારક અહો;
જે જે બની ગયું છે અરે તે કાંઇએ સારૂં નથી
થાજે ખુશી બાપુ ય તું કે આજનો દી ખૂશ છે.

---

*Once and again my soul did me implore,
To teach her, if I might, the heavenly lore;
I bade her learn the Alif well by heart,
Who knows that letter well need learn no more.

(*Whinefield*

દિલ ગુફ્ત મરા ઇલ્મ લદની હુસ અસ્ત,
તઅલીમ બ કુન અગર તુરા દસ્તરસ અસ્ત.
ગુફ્તમ કે અલફ ગુફ્ત દીગર હીચ મ ગો,
દર ખાને અગર કસ અસ્ત યક હરફ બસ અસ્ત.

( ઓમર ખય્યામ.)

૬૬ ( ૧૧૩ )

તું ઉઠ માશૂક જામ દે ! કેવા મઝાના શબ્દ એ,
તારા મધુર ઓષ્ઠો અહોહો એક દી મારા થશે;
તારા ગુલાબી ગાલ જેવો પા શરાબી એ મને,
મારૂં મગજ તારા વિખાયેલ વાળ સમ અસ્થિર છે.

૬૭ ( ૧૧૪ )

મેં વિશ્વની એ પાર પેલી એ અનન્ત સીડી પરે,
બેહિસ્ત ને જહનમ, કલમ ને નોંધ ને ઢૂંઢયા જ છે;
મારા ગુરૂએ એ પછી દિક્ષા મને દીધી અંહિ,
"આ એ નરકને સ્વર્ગ સૌ તારી જ સાથે છે અરે."

૬૮ ( ૧૧૫ )

આ વિશ્વમાં જે સત્યનાં ફૂલો ચૂંટી જ શકે નહિ,
એ આ મઝાના રાહમાં હજીએ ભળ્યો બાપુ નથી;
સૌ માણસો એ સુસ્તીથી ડાળી હલાવી એ જ છે,
છે "આજ" એ જ્ઞાનીઅને એ "કાલ" પહેલો દિન છે.

૬૯ ( ૧૧૬ )

જો વિશ્વને સમજી શકે તું એ ખુશીથી તો ભલા,
સૌ માણસોને એ દશામાં એ નવાઈ લાગતી;
સૌ કૂમળી ને ખીલતી ડાળે મુસાનો હાથ છે,
સૌ એ પદાર્થો, આત્મમાં ઇસુ પ્રભુનો આત્મ છે.

૭૦ ( ૧૧૭ )

જેના હૃદયમાં ના રહમ તેને લઆનત લાખ છે;
રે ! આ દુઃખી દિલનો દયાળુ કોઈ પેગમ્બર નથી;
જ્યારે થઈ બેધડક તું એ એક દીએ ગાળશે,
એ દિન જેવો કોઈ દીએ તેં ગૂમાવ્યોએ નથી.

૭૧ ( ૧૨૬ )

પ્રભુએ આ પદાર્થોને અંહિ શણગારીને રાખ્યાં,
મગર તેણે અરે શાને ફગાવી તેમને દીધાં ?
બરાબર જો હતું એ તો હતું શું ભાંગવું એને ?
બરાબર જો હતં ના તો. અરે એ ભલ કોની છે ?

### ૭૨ ( ૧૩૪ )

જો ઝીન્દગી આ વહી ગઈ તો શું નિશાપુર, બલ્ખ છે !
પ્યાલી ભરાઈ જો ગઈ તો મિષ્ટ, ખારૂં શું જ છે ?
પી જામ લે કે આપણે અંહિથી જશું એની પછી
શશિ ઉગશે ને અસ્ત થાશે કેટલીએ વાર અંહિ.

### ૭૩ ( ૧૩૬ )§

આ ઝીન્દગીનો કાફલો વહી જાય છે જલદી અરે !
આએ ઘડી આનંન્દની વહી જાય છે, તું મ્હાણી લે !
સાકી હમારી કાલની ચિંતા અરે તું શું કરે ?
તું લાવ પ્યાલી જલદી કે આ રાત એ વહી જાય છે.

### ૭૪ ( ૧૩૭ )

જેણે ભૂમી, આસમાન ને ભૂમંડળો પેદા કર્યાં,
તેણે દુઃખી દિલને જખમ પૂરા કર્યા છે એ અરે;
કઇએ ગુલાબી ઓષ્ટને કસ્તુરી જેવા જામ એ,
તેણે જમીનના ગાઢ પડ નીચે છૂપાવ્યાં છે અરે.

### ૭૫ ( ૧૩૯ )

ભાઇ, તમે સૈઓ મને પોષો શરાબીથી અહો !
ને આ મવાલી મૂખને દો રત્ન જેવો ઓપ એ
જ્યારે મરી હું જાઉં તવ ધોજો શરાબીથી મને,
મારૂં કફન એ દ્રાક્ષનાએ કાષ્ટનું જ બનાવજો.

---

§ Life's caravan is hastening on its way;
Brood not on troubles of the coming day,
But fill the wine cup, ere sweet night be gone,
And snatch a pleasant moment, while you may.

(Whinefield.)

ઇન કાફલે ઉમર અજબ મી ગુઝરદ,
દરયાબ દમીકે અઝ તરબ મી ગુઝરદ;
સાકી ગમ ફરદાઈ હરિફાન ચે ખુરી,
પીશ આંર પ્યાલેરા કે શબ મી ગુઝરદ.

( ઓમર ખય્યામ )

૭૬ (૧૪૦)

જ્યારે પ્રભુએ સૂર્યના રથને કર્યો તૈયાર ને,
તેને અમોલાં મોતી ને પરવાળથી સોહાવીઓ,
ત્યારે અમારૂં કીસ્મતે નિજ મ્હેલમાં આવ્યું હતું.
શાને અમારા કીસ્મતે અમને સૃજ્યા આવા હશે ?

૭૭ (૧૪૨)*

આ ઝીન્દગીમાં એક પળ પણ ના નિરાશાની ગઈ,
એવી હતી ના ખાનગી કે જે અમે સમજ્યા નહી.
જ્યાં હું અનુભવથી ભલાઇને નીહાળું છું બધે,
આ ઝીન્દગાની વહી ગઈ ને કંઈ ખબર નાએ પડી.

૭૮ (૧૪૫)

તેણે મને આપી હયાતી ને નવાઈ એ અહો !
પણ ઝીન્દગીમાં એ નવાઈ વિણ કાંઈ ના હતું.
સો આપણે ચાલ્યા ગયા હેતુ કંઈ જાણ્યા વિના,
આ આમ જાવું, આવવું ને જીવવું શાને હશે ?

૭૯ (૧૪૭)

જેની અક્કલની સામને દુનિઆ વકાસી એ રહી,
જેના વિચારો બ્રહ્મજ્ઞાની ખુરાક જેવા છે અહો !
તેઓ તને એ જાણવાને વ્યર્થ ફાંફા મારતા,
રે તેમનું માથું ભમે છે એ દીવાનીમાં અરે.

---

§ Wisdom, ere youth's conceit had waned, methought
*Answers to all life's problems I had wraught;*
But now, grown old and wise, too late I see,
My life is spent, and all my lore is naught.

(Whinefield.)

અક્લુ ન કે દમ ઝ ઉમર મહરૂમ નશુદ,
કમ બુદ ઝ અસરાર કે મફહુમ નશુદ;
ચુન નેક હમી બ નગરમ અઝ રૂઇએ ખરદ,
ઉમરમબ ગુઝસ્ત વ હીચ માલૂમ નશુદ.

( ઔમર ખય્યામ)

## ૯૦ (૧૫૧)*

જેના કદમ નીચે જગત બાપુ વહી આ જાય છે,
ને જેમના હુકમે અહો બ્રહ્માંડની ચાવી ફરે,
તેઓ અરે આ હાલથી વાકેફ કાંઈ ના હતા,
તેથી જ હું ડાહ્યો નથી થાતો અરે આ વિશ્વમાં.

## ૯૧ (૧૫૨)

અફસોસ છે કે આ બધી મિલ્કત વહી ગઈ હાથથી,
ને મોતના હાથે જીગર આજે ચીરાયું છે અરે!
કોઈ ન આવ્યું સ્વર્ગથી કે એમને પૂછી લઉં,
"આ વિશ્વના મુસાફરોની શું દશા થઈ છે તહિં ?"

## ૯૨ (૧૫૪)

આ જૂલ્મના ચક્રો બધાં પ્રભુએ બનાવ્યાં છે, અને
તેણે અરે આ જાળમાંથી કોઈને છોડ્યા નથી;
જ્યાં જ્યાં ભલા તેણે નીહાળ્યું દાગ વાળું દિલ એ
તેણે તહિં એ દાગ પર દાગે અવર મૂક્યો અરે !

## ૯૩ (૧૫૫)

અફસોસ છે કે આ યુવાનીએ વહી ગઇ છે અરે,
આનન્દની તાજી ઘડી એ પણ વહી ગઈ છે અરે;
આનન્દના જે પંખીનું એ નામ જન્મ્યું એ હતું,
હું જાણતો ના કેમ આવ્યું, શું થયું એનું અરે !

---

§ The sages who have compassed sea and land,
Their secret to search out and understand,
My mind misgives me if they ever solve,
The scheme on which this universe is planned.

(Whinefield.)

આનહા કે જહાન ઝીર કદમ ફરસુદન્દ,
વ અંદર તલબશ હર દો જહાન પયમુદન્દ;
આગાહ નમી શવમ કે ઇશાન હરગીઝ,
ઝીન હાલ ચુનાનકે હસ્ત આગે બુદન્દ.

( ઓમર ખય્યામ )

૮૪ ( ૧૫૬ )

આ મૂર્ખ લોકો એમના એ એકલાં અજ્ઞાનથી,
બાપુ ગણે નિજ જાતને સૌ સજ્જનોથી શ્રેષ્ટ એ;
જે જે મનુષ્યો તેમની જેવા અકલહીન એ નથી,
તેમને તેઓ અરે રે કાફીર ગણી ધિક્કારતા.

૮૫ ( ૧૫૯ )

અહિં જ્યાં સુધી મુજ યાર મીઠા જામ એ દેશે નહિ,
રે! ત્યાં સુધી માલીક મને એક ચુમી દેશે નહિ;
લોકો કહે "તું એ સમય જોઈ રડી લેજે ભલા."
તોબા પૂકારૂં હોય માલીક કંઈ મને આપે નહિ.

૮૬ ( ૧૬૦ )

જ્યારે મરી હું જાઉં ત્યારે એ મને બહુ પીસજો,
મારી દશા આ સૌ તમે જાહેર કરજો સર્વને;
મારા શરીરની ખાકને મીલાવજો ય શરાબથી,
ને આ શરીર ને એ શીશાનું ઢાંકણું કરજો તમે.

૮૭ ( ૧૬૧ )

ખય્યાંમ, જો આકાશ આ તંબુ ય નાંખીને અરે,
આ જીભ ને આ કાનના સૌ બારણાં બંધે કરે;
તો આ અમર, અનન્ત જીવનના સુનેરી જામમાં,
એ દેવદૂતે લાખ ખય્યામો બતાવ્યા છે મને.

૮૮ ( ૧૬૫ )

દો જામ વિણુ શરાબખાનામાં વજુ પઢી ના શકે,
વા દાગવાળા નામને કોઈ સુધારી ના શકે;
દે ને શરાબી કે અમારા કીમતી ઝબ્બા સહુ!
એવા અરે ફાટી ગયા છે કે ન કો સીવી શકે.

---

આ રૂબાઇ ઉપરોક્ત રૂબાઈ સાથે મળતી આવતી નથી એટલે એમ અનુમાન થાય છે કે વખતે ઔમરના બીજા પુસ્તકમાંની કોઈ બીજી રૂબાઈ એને બદલે મૂકી દીધી હોય. પરન્તુ ઔમરના આ પુસ્તકમાં એવી કોઈ રૂબાઈ જ નથી.

ભાષાન્તર કર્તા.

૮૯ ( ૧૬૮ )

દુનિઆ મંહિ જેને મળે છે કાંઈ રોઝી એ અહો,
વા જેમને અંહિ કોઈ આરામ સ્થાને છે ભલા,
એ કોઈના ગુલામના, વા કોઈના માલીક નથી;
બાઈ ખુશી થાઓ તમો તેને મુબારક વિશ્વ છે.

૯૦ ( ૧૬૯ )×

મુજ ભક્તિથી તુજ રાજ્યમાં કાંઈ વધ્યું છે કે નહિ ?
વા મેં ગુન્હા કીધાજ તેથી શું થઈ હાની તને ?
તું જા અને ના લે કંઈ કે સૌ ખબર એ છે મને,
રે તેમણે મોડા લઈ જલદી ત્યજ્યા છે સર્વેને.

૯૧ ( ૧૭૦ )

જે હાથ મારી જેમ બાપુ જામ મીના લે જ છે,
ધિક્કાર છે કે દફતરો ને ખુરશી એ લઈ જાય છે;
તું શુષ્ક સાધુ હો અને હું જામમાં ચકચુર છું,
મેં સાંભળ્યું એવું નથી કે આગ લાગે ભેજમાં.

૯૨ ( ૧૭૨ )

આ હાથમાં મ્હારા હમેશાં જામ મીનું હો અંહિ !
ને આ હૃદય માશુકને માટે સદા હો ઝંખતું !
લોકો કહે "ખુદા તને તોબા કરાવે ખલ્કમાં !"
માલીક તોબા જો કરાવે ત્હોય હું કરીશે નહિ.

(અપૂર્ણ.)

અમરેલી, } હરિલાલ દ્વારકાંદાસ સંઘવી.

---

× What adds my service to thy majesty?
Or how can sin of mine dishonour Thee?
O, pardon, then and punish not I know
Thou art slow to wrath, and prone to clemency
(Whincfield.)

દર મલક તુ અઝ તાઅત મન હીચ ફ્રુદ,
વ ઝ મઅસતી કે રફ્ત નુકસાની બુદ:
બગુઝાર વ મગીર ચુનકે માલૂમ નસુદ,
ગીરન્દે દેરી વ ગુઝારન્દે ઝુદ:

( ઔમર ખય્યામ )

# સમાજ ઋણ.

આપણા હિંદુ ધર્મમાં અનેક પ્રકારનાં ઋણ વિષે વિવેચન કરવામાં આવ્યું છે. દેવ ઋણ, પિતૃ ઋણ, લોક ઋણ વગેરેના વિચાર આપણામાં ઘણા જ જુના છે. અને આ બધા ઋણ વાળી શકવાને માટે આપણા ધર્મમાં દરેકને માથે જુદી જુદી ફરજો નાંખેલી છે. પરંતુ હાલમાં કમનસીબે આપણા ધર્મની દરેક શાખામાં થયું છે, તેમ આમાં પણ એમ થયું છે કે, જે ફરજો, જે કર્તવ્યો, આ ઋણની તૃપ્તિ અર્થે આપણે કરવાનાં છે, અને કરીયે પણ છીએ, તેનો મૂળ હેતુ આપણે ભૂલી ગયા છીએ; તે શા માટે કરવામાં આવે છે તેથી હિંદુઓનો મોટો ભાગ અજાણ થઈ ગયો છે અને તે બધું ફક્ત ચાલતી આવેલી રૂઢીને લીધે જ, અથવા તો લોકલાજથી કે માનસિક વ્હેમને લઇને કરવામાં આવે છે અને આ કારણને લીધે, બધા ઋણ વાળવા પ્રયત્ન કર્યા છતાં એ, આપણો આત્મા ઉચ્ચ થવો જોઇએ, ઉદાત્ત થવો જોઇયે, તેટલો થતો નથી. અને લોકો વગર સ્હમજ્યે, ફક્ત બાહ્ય કારણોને લીધે જ આ બધું કર્યા કરે છે, તેમનું કર્યું કારવ્યું છુટી પડે છે, એટલું જ નહિ પણ વખતના વહેવા સાથે, જમાનાના બદલાવાથી, નવીન સુધારાના પ્રસારથી, જે નવા ઋણ આપણે માથે આવ્યા છે, તે આપણે સમજી શક્યાં નથી. અને પરિણામે આ ઋણના બદલા તરિખે, જે નવી જવાબદારીયો આપણે શીર આવેલી છે, તેથી આપણે અજાણ રહ્યા છીયે અને તેના બદલામાં આપણે જે કર્તવ્ય કરવાનાં છે તેથી પણ વિમુખ થયા છીયે.

આ બધાં ઋણનો અને તેને અંગે ઉભાં થતાં કર્તવ્યોનો વિચાર આપણે હવે ચાલુ જમાનાને અનુસરીને અને નવા સંજોગો ધ્યાનમાં રાખીને કરવાનો છે. દેવ ઋણ અને પિતૃ ઋણની ભાવના તો હજી આપણા લોકોમાં જોવામાં આવે છે. દેવે આપણને આત્મા અને જીવન વગેરે આપ્યા. પિતૃઓએ આપણને શરીર, શરીરનું રૂપ, મનનાં વલણ અને સ્વભાવ વગેરે આપ્યાં, એટલું તો ઘણા ખરા સમજે છે. પરંતુ એ ઉપરાંતના બીજાં ઋણ છે તે ઉપર જોઇયે તેવું લક્ષ દેવાતું હોય તેમ લાગતું નથી. આવું એક ઋણ તે સમાજ ઋણ છે. આપણા સમાજના સમગ્રે આપણા ઉપર કેવા અને કેટલા ઉપકાર છે, અને તેને લીધે આપણને કેવા કેવા શુભ સંજોગો મળ્યા છે, અને પરિણામે આપણને જે લાભ થયો છે તેનો પૂરો ખ્યાલ નથી; અને તે કારણથી જ આ સમાજ ઋણ પાછું વાળવા માટે આપણે માથે જે કર્તવ્યો રહેલાં છે તેનો વિચાર કરવામાં આવતો નથી. આપણે જે સંજોગોની વચ્ચે અને જે સમાજની અંદર જન્મ ધારણ કર્યો છે, તેને લીધે આપણને ઘણા જ લાભ થયા છે આ લાભને આપણે આપણો સામાજિક વારસો કહી શકીયે. જમાનાની પ્રગતિના વિચારોના વ્હેણની અને એવી બીજી અનેક છાપો આપણા ઉપર પડે છે તે સ્હેલાઇથી જોઇ શકાય તેમ નથી. જો આપણે એક સુધરેલા માબાપના છોકરાને જન્મથી જ જંગલી લોકોના સહવાસમાં મુકી દઇયે તો, આપણને ખબર પડે કે તેના માબાપ તરફથી મળેલા ઉત્તમ વારસા છતાંય તે બાળક લગભગ જંગલી જેવું જ થવાનું. આવો કૂર બનાવ આ જમાનામાં થયેલો તો ધ્યાનમાં નથી. આ જમાનામાં આનાથી વિરૂદ્ધ પ્રકારના દાખલા તો

બનેલા છે. એટલે કે જંગલી આફ્રીકન માબાપના એક બાળકને અમેરીકા લઇ જવામાં આવ્યું હતું, અને ત્યાંની હારવર્ડ પાઠશાળામાં ભણાવીને કેળવ્યું હતું. અભ્યાસ પૂરો કર્યા પછી તેણે પોતાના લોકોનો ઉદ્ધાર કરવા ઘણી મહેનત કરી હતી. એને એની પોતાની કેળવણી, એના સંસ્કારી વિચાર અને એની સેવા બુદ્ધિ, એ બધું હેને પશ્ચિમના સમાજ તરફથી મળ્યું. અને એ સમાજનો તે માટે તે ઋણી થયો.

યુનાઇટેડ સ્ટેટ્સના હબસીઓ આ પ્રકારે જ આગળ વધેલા છે. પચાસ વર્ષ ઉપર તેઓ તદ્દન અભણ અને પછાત સ્થિતિમાં હતા. પરંતુ ત્યાંની સમાજની અસરને લીધે, તે સામાજિક વારસાને લીધે, અને ત્યાંના પરોપકારી સજ્જનોની મહેનતથી ફક્ત પચાસ જ વર્ષની ટુંકી મુદતમાં આ હબસીઓ કેળવાઇને ઘણા આગળ વધ્યા છે અને હાલમાં તેઓ એક સત્તાવાન પ્રજા તરિખે લેખી શકાય તેમ છે. ( આ સંબંધી સવિસ્તર હકીકત માટે સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી બ્હાર પડેલી "બુકરટી-વૉશીંગ્ટન" નામની ચોપડી તરફ બધાંનું ધ્યાન ખેંચીયે છીયે. ) જે ઉત્કર્ષ, જે સુધારો, આ હબસી જાતમાં હજારો વર્ષે પણ ના થઈ શક્યો, તે ફક્ત પચાસ જ વર્ષમાં, અમેરિકાની સમાજના સંસર્ગમાં રહેવાથી હેમણે મેળવ્યો, આનું નામ તે સામાજિક વારસો અને આ તેમનું સામાજિક ઋણ.

આ પ્રકારનું ઋણ સમજ્યા પછી આપણે આપણો પોતાનો વિચાર કરીયે. આપણા સમાજની અને કેળવાયલા હિંદુની અનેક રીતે પ્રગતિ થયેલી જોવામાં આવે છે. આ પ્રગતિને માટે દરેક કેળવાયલા હિંદ પુત્રે તેના વડવાઓની મહેનતનો, દેશના આગેવાનોના કામનો, કાંઇક પોતાની જાત મહેનતનો, અને સૌથી વધારે સામાજિક વારસાનો ઉપકાર માનવો ઘટે છે. અનેક પ્રકારના લાભ અને સગવડો આપણે ભોગવીયે છીયે, રાજકીય હક, પ્રજા તરિખેની ગણના, વિદ્યા પ્રાપ્તિની સગવડો, વ્યાપારનો વધારો, સ્થાનિક સ્વરાજ્યોની પ્રાપ્તિ, ગામડામાં થતા સુધારા, નહેરોમાં થતા વધારા, વગેરે દરેક જાતના લાભ માટે આપણે સમાજના ઋણી છીયે. આપણે માથે સમાજનું તે બધું દેવું છે. આ ઋણ, આ દેવું, આ કરજ પાછું વાળવાની આપણી મુખ્ય ફરજ છે. કોઈ માણસના આપણે ફક્ત થોડાક જ રૂપિઆ ઉછીના લઇયે છીયે તો આપણું મન એ દેવાના ભારને લીધે કેટલું ચિંતામાં રહે છે, અને તે દેવું પાછું વાળવાને માટે આપણે કેટલા આતુર હોઇયે છીયે ? તો આપણા સમાજનું આપણા ઉપરનું આ મહાન ઋણ વાળવા માટે આપણે કેટલા આતુર અને કેવા ચિંતાતુર રહેવું જોઇયે ? પણ આ ઋણ પાછું શી રીતે વાળવું તે પ્રશ્ન ઘણાના મનમાં ઉભો થશે. આ "સામાજિક વારસા"નું ઋણ અદા કરવાનો ' ફક્ત એક મુખ્ય રસ્તો "સમાજ સેવા" કરવાનો છે. સ્વાર્થનો ત્યાગ કરી, ફક્ત ધર્મ વૃત્તિથી સમાજની સેવા કરવાથી જ આ ઋણ આપણે પાછું વાળી શકીયે તેમ છે. માટે દરેક કેળવાયલા અને સમજુ હિંદીએ આવી સેવા કરવા સદા તત્પર રહેવું. અને સેવાના માર્ગની હમેશ શોધ કરવી આ સંબંધમાં રા. ડાહ્યાભાઇ લક્ષ્મણકૃત "સામાજિક સેવાના સન્માર્ગ" નામના પુસ્તક તરફ સર્વેનું ધ્યાન દોરીયે છીયે.

કોઇના મનમાં કદાચ એમ પણ આવશે કે આ બધી સમાજ ઋણની વાતો કરી તે તો અદ્ધર છે; અને આટલું દેવું અને આટલો ઉપકાર એ તો બધું ગોળ ગોળ રીતે કહેવામાં આવ્યું છે. આવા કોઈ શંકા શીલને જવાબ આપવા માટે કેળવણીની બાબતમાં રૂ. આ. પાઇમાં સમાજના આપણે કેટલા દેવાદાર છીયે તે મૉડર્નરીવ્યુના એક આગલા અંકમાં આપવામાં આવ્યું હતું તેનો આધાર લઇને આ સ્થળે આપણે જોઇશું. હિંદી સરકારના ૧૯૦૭ થી ૧૨ સુધીના પાંચ વર્ષના કેલવણીના રીપોર્ટમાં જણાવ્યું છે કે આર્ટ કૉલેજમાં સરેરાશ દરવિદ્યાર્થી દીઠ દર વર્ષે રૂ. ૧૭૫ ખરચ થાય છે. આમાંથી વિદ્યાર્થી ફી તરિખે રૂ. ૬૮.૩ ભરે છે એટલે દરેક વિદ્યાર્થી કૉલેજમાં ભણે છે ત્યાં સુધી દર વર્ષે રૂ. ૧૦૬.૭ કોઇનો દેવાદાર બને છે. આ દેવાની રકમ સરકારમાંથી અથવા તો લોકલબૉર્ડ કે લૉકલફંડમાંથી વિશેષ કરીને ભરવામાં આવે છે. અને સરકારનો કે લોકલબૉર્ડ કે લોકલ ફંડનો પૈસો તે લોકોમાંથી લીધેલા વેરામાંથી જ આવે છે. આ વેરો ભરનાર મૂખ્યત્વે કરીને ખેડુત તથા ખેતીની ઉપજનો વ્હેપાર કરનાર છે. આ પ્રમાણે કૉલેજમાં ભણતો દરેક વિદ્યાર્થી દર વર્ષે આ ગરીબ લોકોની ખરા પરસેવાથી પેદા કરેલી રકમમાંથી માથા દીઠ રૂ. ૧૦૬–૭ પોતાના ભણતર માટે ઉડાવે છે. આજ પ્રમાણે હાઇસ્કુલોની અંદર માથા દીઠ ખરચ રૂ. ૨૬ આવે છે તેમાંથી વિદ્યાર્થી રૂ. ૧૪ આપે છે અને બાકીના રૂ. ૧૨ ઉપર પ્રમાણે વેરામાંથી પૂરા કરવામાં આવે છે. તે જ પ્રમાણે પ્રાથમિક શાળામાં પણ વિદ્યાર્થી દીઠ ખર્ચ રૂ. ૪–૨ નું છે તેમાંથી ફીના રૂ. ૦–૧૪–૬ આવે છે ને બાકીના રૂ. ૩–૪–૮ ઉપર મુજબ સરકાર મારફતે વેરામાંથી ભરવામાં આવે છે. આ પ્રમાણે જોઇ શકાશે કે આપણા ભણેલા ગણેલા વિદ્વાનો, ગ્રેજ્યુએટો અને એમ. એ પણ કેળવણીની બાબતમાં દેવાદાર છે–ઋણી છે. અને તેમનો લેણદાર સદાયે ગંદકીમાં રહેતો, અર્ધ નગ્ન સ્થિતિમાં ફરતો, સદા ભુખમરો વેઠતો ગરીબ ખેડુત કે મજુરીઓ છે. આ ઋણ ભણેલાં માણસોએ ધ્યાનમાં રાખી અનેક પ્રકારે પાછું વાળવું જોઇએ.

આ દેવું કેવી રીતે પાછું વાળવું જોઇયે તે સંબંધમાં લખતાં મૉડર્નરીવ્યુમાં જણાવ્યું હતું કે હિંદુસ્તાનમાં સરેરાશ આવક માથાદિઠ દરવર્ષે રૂ. ૩૦ની છે. એટલે એક જણ કૉલેજમાં એક વર્ષ રહે છે તેટલામાં એક હિંદીની સાડાત્રણ વર્ષની આવકનો તે ઉપયોગ કરે છે. એ રીતે ગણતાં એક બી. એ. સરેરાશ ચૌદ માણસની વાર્ષિક ઉપજનો પોતાના કૉલેજના ભણતરમાં જ ઉપયોગ કરે છે અને તેથી તેણે અને ડબલ ગ્રેજ્યુએટોએ તેથી વધુ પ્રમાણમાં આ ઋણ પાછું વાળવા પ્રયત્ન કરવો જોઇયે. એટલે કે દરેક ગ્રેજ્યુએટે કાંઇપણ બદલો લીધા વગર એક વર્ષ ચૌદ અભણ માણસોને જ્ઞાન આપવા પાછળ ગાળવું જોઇએ. કોઇને આ રીત ફાવતી ન આવ, અનુકુળ ના લાગે તો જો ત્હેનામાં કાંઈ પણ સ્વમાન કે ટેક હોય તો જેટલા પૈસા પોતે આ રીતે વાપર્યા હોય, તેટલા તો ત્હેણે કોઈ પણ પ્રકારે પાછા વાળવા જ જોઇયે. આ રીતે દરેક જણ જોઇ શકશે કે આ કાંઇ ગોળ ગોળ અથવા ભાષા લાલિત્યથી દર્શાવેલું ઋણ નથી, પણ ખરેખર રૂ. આ. પાઇનું દેવું છે અને તે પાછું વાળવું જ જોઇયે.

દરેક જણુ ખરેખર ધ્યાનમાં લે તે માટે ઉપરનો દાખલો જરા લંબાણથી આપ્યો છે. તે ઉપરથી બીજા પણ સમાજનાં અનેક ઋણ છે તે ધ્યાનમાં લઇ યથાશક્તિ પાછાં વાળવાં આપણે પ્રયત્ન કરવો જ જોઇયે. આતો આપણે કેળવણીની બાબત તપાસી, પણ તે ઉપરાંત બીજી પણ અનેક રીતે આપણે માથે ઋણ ચઢ્યા કરે છે. આખા દિવસનું કામ કાજ કર્યા પછી સાંજરે મનને તાજું કરવા કોઈ જાહેર બગીચામાં આપણે જઇયે ત્યારે વિચાર કરવો જોઇયે કે આ જાહેર બગીચો ક્યાંથી થયો? કોના પૈસાથી થયો છે? અને શી રીતે નિભાવાય છે? તે બધું કાંઇ આપણા પૈસાથી તો થતું નથી જ. માટે તે સારૂ આપણે કોઇના, કોઈ નહિ તો સમાજ સમસ્તના, ઋણી થયા. તેજ પ્રમાણે જ્યારે મુસાફરી કરતા કોઈ ધર્મ શાળામાં ઉતરીયે છીયે ત્યારે પણ કોઇના ઋણી થઇયે છીયે. કોઈ જાહેર પુસ્તકશાળામાં જઈ જ્ઞાન મેળવીયે છીયે અથવા વાંચન ગૃહમાં જઈ મફત છાપું વાંચીયે છીયે, ત્યારે પણ કોઇના ઋણી થઇયે છીયે. નિશાળ, કૉલેજ કે કોઇ પણ બીજે સ્થળે ઇનામ કે સ્કૉલરશીપ મેળવીયે છીયે ત્યારે કોઇના ઋણી થઇયે છીયે. કોઈ ઇસ્પિતાલ કે આરોગ્ય ગૃહનો લાભ લઇયે છીયે ત્યારે પણ કોઇના ઋણી થઇયે છીયે. કારણ કે આ બધી સંસ્થાનું મૂળ તપાસીશું તો જણાઇ આવશે કે અમુક સદ્‌ગૃહસ્થે ધર્માદા ખાતર આટલી રકમ કાઢી હતી અને તેમાંથી આ ઇસ્પિતાલ કે લાઇબ્રેરી કે બગીચો કરવામાં આવ્યાં હતાં. એટલે કે જ્યારે આપણે તે બધાંનો લાભ લઇયે છીયે, ત્યારે આપણે કોઇક "ધર્માદા" સંસ્થાનો ઉપયોગ કરીએ છીયે તે વાત સદાયે ધ્યાનમાં રાખવી. આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એમ નથી કે આ સંસ્થાઓનો ઉપયોગ જ ન કરવો. દુનિયામાં એટલી બધી આ કાઇ ચાલી શકે તેમ નથી. કલાપી કહે છે તેમઃ—

> "બ્રહ્માંડ આતો ગૃહતાતનું છે, આધાર સૌને સૌનો રહ્યો છે.
> "લે છે સહુ કૈં, સહુને દઈ કૈં; આભાર સૌને સૌ ઉપરે છે."

પરંતુ તે બધાનો ઉપયોગ કરતી વખતે, આધાર લેતી વખતે આપણે કોઇના ઋણમાં આવીયે છીયે તે વાત વિસરવી નહિ. અને કોઇ પણ વખતે, કોઇ પણ રીતે યથા શક્તિ એ ઋણ સમાજને પાછું વાળી આપવા તત્પર રહેવું.

વળી આ સંબંધમાં બીજી પણ એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. કોઇ વાર પરોપકારના કાર્ય કરતા—લોક સેવા બજાવતા—તે કરનારને ઘણી અડચણો પડે છે, લોકો તરફથી તે ધિક્કારાય છે. અધીકારીયો તેને પજવે છે. આવી વખતે કેટલાએક હિમ્મત હારી જાય છે. એટલું જ નહિ પણ તેમાંના કોઇ તો અકળાઇ જાય છે. અને તેના મનમાં સમાજ તરફ એક જાતનો તિરસ્કાર પેદા થાય છે. અને તે કહે છે કે સમાજને મ્હારી કદર નથી તો મ્હારે શા માટે હેની દરકાર કરવી જોઇયે. મ્હારે શા માટે નિસ્સ્વાર્થ સેવા કર્યા પછી પણ ધિક્કારને પાત્ર થવું જોઇયે. અકળાઇને આવા વિચાર કરવા તે યોગ્ય નથી. આવે વખતે શાંતિ ધારણ કરવી જોઇયે. સ્વસ્થ મનથી, શુદ્ધ આશયથી, નિસ્સ્વાર્થ વૃત્તિથી, આપણી બુદ્ધિ પ્રમાણે આપણે કર્તવ્ય કરતા હોઇયે ત્હેમાં આવા કોઇ વિક્ષેપ આવે તો

નિરાશ ન થવું. આ વખતે આપણે સમાજ ઉપર ઉપકાર કરવા નિકળ્યા છીયે તેવું અભિમાન મનમાંથી કાઢી નાખવું. અને મનમાં એમ જ જાણવું કે આગળના જમાનાના નેતાઓ અને દેશ સેવકો જે જે ઉપકાર સમાજ ઉપર કરી ગયા છે, તેનું સમાજના એક અંગ તરિકે ઋણ પાછું વાળવાનું મ્હારૂં કર્તવ્ય જ છે અને તે માટે આપણું કામ કર્યે જ જવું. ધાર્મિક, સાંસારિક કે રાજકીય સુધારા જે આપણે અનુભવીયે છીયે તે માટે કેટલાએ લોકોએ દુઃખ વેઠ્યા હશે. આપણા થઇ ગયેલા અને હાલના નેતાઓએ આવા વિચાર કર્યા હોત તો આપણે કેવી સ્થિતિમાં હોત તેનો વિચાર કરવો પણ મુશ્કેલ છે. માટે કોઇ પણ પ્રસંગે નિરાશ ન થતાં આપણું ઋણ પાછું વાળવા સતત્ પ્રયત્ન કર્યા જ કરવો.

પરંતુ આ ઋણ પાછું વાળતી વખતે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ કાંઇ ગમે તેવું દેવું નથી. અને તે પાછું વાળતા ગમે તેમ કરીને વેઠ કાઢવાની નથી. આપણી માંદગી વખતે આપણી માતા ચાકરી કરે છે તેનો બદલો આપણે કોઇ નર્સને પગાર આપીએ તે રીતે પાછો વાળતા નથી. પણ પ્રેમ અને વાત્સલ્યથા તે પાછો વાળીયે છીયે. તેજ પ્રમાણે આ ઋણ પણ આપણે પ્રેમ અને વાત્સલ્યથી પાછું વાળવાનું છે.

છેવટે ફરીથી દરેક જણને આ બાબતો ઉપર ગંભિરાઇથી વિચાર કરવા આગ્રહ પૂર્વક વિનંતિ છે. આપણે આર્ય ભૂમીમાં વસનારા આર્ય સંતાન છીયે. દેવા વિષે આપણી લાગણી તીવ્ર છે. પેઢી ધરનું દેવું, પુત્રો પૌત્રો અને પ્રપૌત્રો પણ મુદતનો જરાપણ બાધ આવ્યા શીવાય આપવા બંધાયલા છે એવી આપણા ધર્મ પુસ્તકોની ભાવના છે તો સમાજનું આપણી પાસેનું આ લ્હેણું આપણે શી રીતે વિસારે પાડી શકીયે? આ લોક ઋણ–સમાજ ઋણ હરકોઇ પ્રકારે પણ પાછું વાળવા આપણામાંનાં દરેક જણે સમાજ સેવાનો કોઇપણ માર્ગ નિસ્સ્વાર્થે અંગિકાર કરવો જોઇયે. વળી આપણે કાંઇ લોક સેવાનું કાર્ય કરતા હોઇયે ત્યારે "અમે પરોપકાર કરીએ છીયે" "ધર્માદા કરીયે છીયે" એમ મનમાં અભિમાન આણવું નહિ. પરંતુ જે વૃત્તિથી એક ઓશીંગણ દેવાદાર પોતાનું દેવું ચુકવે છે તેવી વૃત્તિથી લોક સેવા કરવી અને પ્રભુનો ઉપકાર માનવો કે ઋણમુક્ત થવાનો અવસર એણે આપણને આપ્યો.

કેશવપ્રસાદ દેસાઈ.

---

# અવતરણકલા તથા અપસરણકલા.

"રા. નરસિંહરાવ લખે છે કે—'નરસિંહમહેતાનાં કાવ્યોની અસલ ભાષા લહિયાઓએ પાછળથી બહુ બદલી નાંખી છતાં ત્હેમાં હજી ચો અને આ હેવા છટ્ઠી વિભક્તિના પ્રત્યય માલમ પડે છે, તે આ જૂની મરાઠીની સાખ પૂરે છે.'"

રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ માર્ગશીર્ષ સંવત્ ૧૯૭૧ ના 'વસન્ત'-

માં પૃષ્ઠ ૬૯૯ મે આ પ્રમાણે મ્હારું કરીને વચન ઉતાર્યું છે; અને હેમાં ચો અને ચા પ્રત્યય વિશેના વચનમાં દોષ દર્શાવવાને કેટલીક ચર્ચા ચલવી છે.

વસ્તુસ્થિતિ શી છે? 'વસન્ત' સંવત્ ૧૯૭૦, પૌષ ને પૃષ્ઠ ૬૪૫ મે પ્રસ્તુત ઉતારો મ્હારા લેખમાં છે; તે મ્હારું વચન નથી, પરંતુ 'ગુજરાતી ભાષાનો આરમ્ભ' એ વિષયના રા. બ. રમણભાઇના લેખમાંથી ઉતારેલું વચન છે, અને તે **ચો**–**ચા** પ્રત્યય વિશેના અભિપ્રાયમાં સંમતિ દર્શાવવા માટે નહિં પણ લહિયાઓએ ભાષા બદલી નાંખીછે એ મત મ્હારા મત જોડે મળતો છે તે બતાવવા માટે ઉતારો કર્યો છે–તે એ પૃષ્ઠમાંની ચર્ચા વાંચી જોનારને જણાય એમ છે. (આમ મ્હને પ્રહાર કરવા જતાં રા. બ. રમણભાઇને પ્રહાર થઇ ગયો છે, હેમાં જવાબદારી મ્હારી નથી. **ચો** પ્રત્યય વિશે રા. બ. રમણભાઇનું વક્તવ્ય રા. બ. હરગોવિન્દદાસ સમઝ્યા નથી તે વાતને તો છેડવાની જરૂર જ નથી.)—આ અવતરણકલા.

હવે અપસરણકલા.—

દિરઇ, મરઇ, ઇત્યાદિ અને ઘઈ, ધીઈ એ બેમાં રાવબહાદુરે સામ્ય જોયેલું તે વિશે મ્હેં 'સુચિહ્ન'† નામના લેખમાં દર્શાવેલું કે એ આભાસ સામ્ય છે: દિરઇ, મરઇ, ઇત્યાદિમાં સંસ્કૃત **તિ** પ્રત્યયનું પ્રાકૃત ભાષાના નિયમાનુસાર રૂપાન્તર થયું છે, ત્હારે ઘઇ, ધીઇ એ કેવળ હાલના નિરક્ષરવત્ વાણિયાનાં નામાંની વિચિત્રતા છે. મ્હેં આ તત્ત્વ બતાવ્યું હતું. આ આક્ષેપના ઉત્તરમાં 'વસન્ત' સંવત્ ૧૯૭૧, માર્ગશીર્ષ, પૃષ્ઠ ૭૦૩—૪ માં રાવબહાદુર જણાવે છે કે **તિ** પ્રત્યયમાંથી ઇ નું રૂપ નીકળે છે તેમ અન્ય પ્રસંગે પણ ત્હેવું રૂપ ઉત્પન્ન થાયછે; એમ કહી ઘરઇ (=ઘરમાં), ચાડઇ, ઇત્યાદિ રૂપો દર્શાવ્યાંછે. પરંતુ મૂળ મુદ્દો છોડી દઇને આમ અન્ય પ્રકારોના દર્શનથી ઉપર કહેલા સામ્યનું ખોટાપણું જતું શી રીતે રહેશે? રાવ બહાદુર હવે આમ કહે છેઃ—"જેમ તીના તઇ તેમ ધીના ધઇ;"§ તો દિરઇ, મરઇ, નું સામ્ય તો ગયું જ?

પણ વિશેષ ચમત્કાર હજી બાકી છે: અઇનાં ઉદાહરણોમાં '**બેઠી** ને હામે **બઇઠી**' બતાવ્યું છે. **બઇઠી**ની વ્યુત્પત્તિ તદ્દન જુદા જ પ્રકારની છે અને હેમાંના **अ इ** નું કારણ અત્યન્ત ભિન્ન છે તે હજી રાવ બહાદુરને શીખવવું પડશે? સંસ્કૃત (**उप+विश**=બેસવું)-**उपविष्ट** (ભૂતકૃદન્ત), પ્રાકૃત—**उवइट्ठो**, અવાન્તર રૂપો—**वइट्ठो, बइट्ठो, बइठो**, (નારી જાતિ—**बइठी**). અલબત, આ બધું પણ એઓ જાણતા જ હતા.

---

† સંવત્ ૧૯૭૦ ના માઘનું 'વસન્ત' જુવો.

§ આ "તીના તઇ તેમ ધીના ધઇ"—એ વાંચીને **यथा इस्वाकूणां तथा अस्माकूनां तयोयिकूनां। यथा मातरि पितरि तथा मर्थरि शब्दरि** એ નૈયાયિકોનો ભાષાશુદ્ધિ સંબન્ધે ઉપહાસ યાદ આવે છે.

હેમણે 'આપેલા 'અહ'ના અન્ય પ્રકારોની તપાસ કરવા બેશિયે તો તાગ નાહ્ં આવે. આ તો દૂરના છેડાનો પ્રકાર લીધો છે.

પરંતુ એમ થાય છે કે અવતરણકલા અને અપસરણકલાના પ્રકાર 'અહિ' જોવામાં રાવ બહાદુરને હું જોઇયે તે કરતાં વધારે ન્યાય તો આપતો નહિ હોઉં.?

વાંદરા.
તા. ૨૧-૧-૧૫.

નરસિંહરાવ ભોળાનાથ.

---

# "અતિથિ સત્કાર-ગૃહ" નો અસત્કાર !!

કૃપાવન્ત "વસન્ત" ના તંત્રી મહાશય !

"પ્રેમાનંદનાં નાટકો—સંભાવાસંભવનો વિચાર" એ વિષયમાં પ્રસંગપરત્વે "સમાલોચક" માં 'રા. **નરસિંહરાવની તપાસની ખામી છે, ભ્રમ છે.**' એમ મેં જણાવ્યું ત્યારે, રા. નરસિંહરાવભાઈએ, *જાણે મેં કોઇ અયોગ્ય વિવેકભંગ કીધો હોય તેમ સંક્રુદ્ધ થઈ*, મારા ઉપર જે અનુચિત વાગ્પ્રહાર કીધો હતો, તેથી "વસન્ત" ના વાચકો સારી રીતે પરિચિત છે. "Critical accuracy"—વિવેચકને આવસ્યક ચોક્સપણાનો તેમનો દાવો ઘણે અંશે માન્ય કરવા યોગ્ય છે ખરો, પરંતુ '*મનુષ્ય ભૂલને પાત્ર છે*' એ લોક કથન અનુસાર વખતે તપાસ કે વિચારણામાં કંઈક ગલતી રહી જાય, એ પણ નિઃશંક સ્વાભાવિક છે. "અર્થવિપર્યાસ (!) ના આક્ષેપનો પરિહાર" એ ચર્ચાપત્રમાં જેમ મેં રા. નરસિંહરાવભાઇની એક ગલતી પ્રકટ કરી હતી, તેમ **આવી અનેકમાંની એક અન્ય સંગીન ગલતી** મને મળી આવી છે. પોતાના સિદ્ધાન્તને હરેક રીતે જકારપૂર્વક સત્ય ઠરાવવા જતાં તથા રા. કેશવલાલભાઇની અચોક્સતા સાબીત કરવા જતાં, પોતે જ "ઠોકર ખાઈ ગયા" ના એક નવા સચોટ દૃષ્ટાન્તથી "વસન્ત" ના વાચકોને વાકેફ કરવા હું પ્રેરાયો છું.

"કવિ પ્રેમાનંદનાં નાટકો" (પાનું ૧૭) એ વિષયમાં રા. નરસિંહરાવભાઈ લખે છે કે,—

"પણ એક મહત્વની શંકા છે. 'અતિથિસત્કારગૃહ' એ શબ્દ આ (સત્યભામા રોષદર્શિકાખ્યાન) નાટકમાં છે, એમ રા. કેશવલાલની ખાતરી છે? મેં **બહુ શોધ્યો પણ એ જડતો નથી.** (?) મારી શરતચુક થતી હશે, પરંતુ એ નાટકના ૨૦૬ મા પૃષ્ઠમાં પ્રથમ પંક્તિમાં 'અતિથિનું વિશ્રામસ્થાન' એમ વચન છે; અને માત્ર **ખોટું સ્મરણ** રહી જઇને 'અતિથિસત્કારગૃહ' એ શબ્દ **ધાર્યો** હોય તો તો તેમની એ શબ્દ ઉપર રચેલી દલીલ ભાગી પડશે"!![1]

---

૧. આ લેખમાં જાડા અક્ષર મેં કરાવેલા છે, તથા વલ્લામાં ઉમેરણના શબ્દો ચિહ્નો આદિ મૂકાવેલાં છે.

મારે 'નિધડક' કહેવું પડે છે કે, રા. નરસિંહરાવભાઇએ એ શબ્દ બહુ શોધ્યો છતાં જડ્યો નહીં, એ ખરેખર મહદાશ્ચર્યની જ વાત છે!! મેં તો એજ ૨૦૬ મું પાનું ઉઘાડ્યું તો કેવળ અનાયાસે જ, તેજ અને પાછો ૨૦૭ મે પાને, એમ એક નહીં પણ બે સ્થળે, અને તેય માત્ર **૧૩** અને ૯ પંક્તિઓના જ નાના અંતરે મને '**અતિથિ-સત્કારસ્થાન**' શબ્દ જડ્યો!! એટલે એ તો ચોક્કસ છે કે, 'સ્થાન' ને બદલે 'ગૃહ' એ શબ્દની શરતચૂક, રા. કેશવલાલભાઈની ખરી, પરંતુ "ખોટા સ્મરણે" થયેલી બિલકુલ ભૂલ કે ભ્રાન્તિ તો નથી જ. તો પછી 'માત્ર ખોટું સ્મરણ રહી જઇને', 'ધાર્યો હોય તો દલીલ ભાગી પડશે' એવાં બહારની શંકા દર્શાવનારાં વચનો તો રા. નરસિંહરાવભાઈની અચોક્કસતા, અધીર મતાગ્રહિતા જ સિદ્ધ કરે છે.

આ સિદ્ધ થતાં, તેમની 'આધુનિક સંસ્કૃતમય ગુજરાતીની અતિભક્તિમાં ઉત્પન્ન થયલા કૃત્રિમ પ્રયોગો' ની ચતુષ્પાદ દલીલ ત્રિપાદ થાય છે અને "ખાટલે મોટી ખોડ કે ચોથો પાયો નથી" એ ઉક્તિનું સ્મરણ કરાવે છે. પોતે ચોક્કસાઈથી એ શબ્દ બહુ બહુ શોધ્યો છતાં ન જડ્યો એટલે જાણે પોતાનો સિદ્ધાંત ખરો ઠરી ગયો, એમ માની લઈ, તેથી આગળ વધી તેઓ, આ બીજો શંકાશીલ સિદ્ધાંત જકારપૂર્વક નિદર્શનપદ્ધતિ પ્રમાણે ધરે છે

"પરંતુ પ્રેમાનંદે ગમે એટલી સંસ્કૃતમય ભાષા લખવા ખાતર જ લખી હોય, તોપણ આ 'અતિથિસત્કારગૃહ' જેવી ભાષા લખવાનું વાતાવરણ તો આધુનિક સમયમાં જ ઉત્પન્ન થયલું છે. (!!) મનઃસુખરામભાઇના સમયથી અને એમની પદ્ધતિની જે શબ્દયોજનાઓનો ઉદ્દ્ભવ થયો હતો તે નમૂનાનો જ આ શબ્દ છે. 'લેખનીનૃત્યાલય' શબ્દ વાપરવો પ્રેમાનંદને બાકી રહ્યો લાગે છે...**ભ્રાન્તિથી** રા. કેશવલાલે **માન્યું** છે એ ખરૂં હોય તો આ શબ્દ વિષેની આટલી ટીકા બાતલ કરવાની છે!"

હતભાગી હવે તેમના આ જકારપૂર્વક **નિદર્શનને** ખોટું ઠરાવ્યું છે, અને રા. કેશવલાલભાઈની ભ્રાન્તિ નહીં પણ રા. નરસિંહરાવભાઈની પંડની **અચોક્કસતા** જ તેમને "આ શબ્દ વિષેની આટલી (લાંબી) ટીકા બાતલ કરવાની" ફરજ પાડશે, એમ મને લાગે છે.

આ ચર્ચાપત્ર ધાર્યા કરતાં લાંબુ થવાથી, હવે પછી રા. નરસિંહરાવભાઈની ફરજ હશે, અને "વસન્ત" ના વાચકોને રૂચશે, તો આવી જ બીજી કેટલીક ગલતીઓ—"સંસ્કૃત વૃત્તાનો નવો ઉદય આધુનિક કવિતામાં જ—પાછલાં પચાસ વર્ષની અંદર થયો છે?" "મરાઠી ભાષાના સંસ્કાર પ્રેમાનંદનાં કાવ્યમાં નથી!" "પ્રેમાનંદનાં જાણીતાં આખ્યાનોમાં ફારસી શબ્દોનું મિશ્રણ અપરિચિત છે!" "આધુનિક ઢબ સંસ્કારવાળા શબ્દો અને પ્રયોગો પ્રેમાનંદમાં નથી" ઇત્યાદિ હવે, પછી બતાવવા ઉદ્યુક્ત થઇશ.

સમાલોચક ઓફીસ,
મુંબાઇ.
સોમવાર તા. ૨૫-૧-૧૫

અંબાલાલ બુલાખીરામ જાની.

# ચર્ચાપત્ર.

"વસન્ત" ના મહેરબાન તંત્રી સાહેબ,

કેટલોક વખત થયાં "વસન્ત"માં "ઑમર ખય્યામની રૂબાઇઆંત"નું ભાષાંતર પ્રસિદ્ધ થતું ચાલ્યું આવે છે, તેમાં કેટલીએક ભૂલો તો એવી આવે છે, કે ફારસીના સહજ પણ જ્ઞાનવાળા માણસને એમ થાય કે આવી ભૂલો તેમાં શી રીતે રહી ગઇ હશે.

ખરો શબ્દ "ઉમર" છે, "ઉમર ખય્યામ" એ એનું પૂરૂં નામ છે, લેખક "ઑમર" ક્યાંથી લાવ્યા તે સમજાતું નથી. ફારસીથી અજ્ઞાન માણસો પણ એ શબ્દનો ઉચ્ચાર "ઉમર" કરે છે.

વળી અંગ્રેજીમાં ભાષાંતરકારનું નામ Whinfield છે, Whinofield નહિ.

ફૂટનોટમાં ગુજરાતી લિપિમાં ફારસી બેતો આપી છે, તેમાં પહેલે પાને ( મેં પોષ, સંવત ૧૯૭૧ નો અંક લીધો છે ) એટલે ૭૨૯મે પહેલી મુજ રૂબાઇનો પહેલો શબ્દ, "ાસર્ૂર" છે; તેનો અર્થ "a secret", "કાંઈ છૂપી વાત," એવો થાય છે, ભાષાંતર-કારે "સર" એટલે "શરૂઆત," "માથું," વગેરે લખ્યો છે.

વળી દરેક જગાએ "ઈઝાફત" એટલે ફારસીમાં જે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય, "એ" છે, તેને તો તિલાંજલિ જ આપી છે, દાખલા તરીકે, પૃષ્ઠ ૭૩૦પર, "બીદારીએ દૌલત" જોઇએ ત્યાં "બીદારી દૌલત" "આતશે જવાની" જોઇએ ત્યાં "આતશ જુવાની," પૃષ્ઠ ૭૩૧પર, "ખુર્દને મન" જોઇએ ત્યાં "ખુર્દન મન," પૃષ્ઠ ૭૩૩પર, "ફર્રાશે અ-જલ" જોઇએ ત્યાં "ફરાશ અજલ," પૃષ્ઠ ૭૩૪પર, "ફસ્લે બહાર" જોઇએ ત્યાં "ફઝલ બહાર," ને "લબે કિસ્ત" જોઇએ ત્યાં "લબ કસ્ત" લખ્યું છે.

"મય" નો અર્થ "દારૂ" "શરાબ" થાય છે, પણ "શરાબી" એ શબ્દ ક્યાંથી આવ્યો. "પીવી શરાબી" એમાં શરાબી એટલે શું? "શરાબબાઝી" એવો શબ્દ છે, પણ "શરાબી" એવો નથી. પૃષ્ઠ ૭૩૦ની ૩૫(૫૯)વાળી રૂબાઇના છેલ્લા ચરણમાં "કાબીન" નો અર્થ અંગ્રેજી તરજુમામાં બરાબર છે. "કાબીન" એટલે સ્ત્રીનું પલ્લું, અંગ્રેજીમાં dower, do-wry; ગુજરાતીમાં તેનો અર્થ "લગ્નના કરાર" કર્યો છે, તે બરાબર નથી. ખરૂં જોતાં તો એ આખી બેતનો અર્થ અંગ્રેજી તથા ગુજરાતીમાં :ખોટો થયો છે. એ બેતમાં કવિ 'દહર" એટલે "જમાનો," "દુનીઆ" ( times, the world ) જે અનિત્ય ગણાય છે, તેને પ્રશ્ન પૂછે છે કે "હે, :જમાના રૂપી કન્યા( માશૂક ), તારૂં પલ્લું શું છે," ત્યારે તે

જવાબ આપે છે કે, "તારૂં મન રાજી, તેજ મારૂં પરણું", મતલબ કે દુનીઆરૂપી માશુકને પરણી મઝા મારવી, એવું એ માશુક કહે છે.

પૃષ્ઠ ૭૩૩પર રૂબાઈ ૪૪ (૭૯) માં ફારસી બીજા ચરણનો અર્થ બરાબર નથી. ત્યાં ખરો શબ્દ "કિસ્તી" છે, પણ તેનો અર્થ "હોડી" નહિ, પણ "ખેતર," "ફુલવાડી" એવો થાય છે, ઇરાની કવિઓને વિલાસ માટે ત્રણ ચાર ચીજ જોઇએ છે, મય (દારૂ), મુતરેબ (ગવૈયો), સાકી (દારૂનો પ્યાલો આપનાર), કિસ્ત (એટલે ખેતર યા વાડી યા બાગ, નદી અથવા ઝરાને કિનારે); તેમાંની એક જરૂરીઆત ચિજ એ "કિસ્ત" છે. આગળનો શબ્દ "આબેરવાન્" વહેતું પાણી યા ઝરો, હોવાને લીધે લેખકે "કિસ્તી"નો અર્થ હોડી કર્યો લાગે છે. એનો એજ શબ્દ પાછો પૃષ્ઠ ૭૩૬ માં છે, "લબે કિ.ત" એટલે ખેતર યા વાડીની એક બાજૂ, કે જ્યાં કવિ, દારૂના પ્યાલા, સંગીત વગેરે સાથે મઝા મારવાની વાત કરે છે, ત્યાં અંગ્રેજી અને ગુજરાતી બંને ભાષાંતરકારોએ એ શબ્દ જ છોડી દીધો છે, અને વાડી યા બાગની મઝાનો ભાવ સરખો પણ તરજુમામાં આણ્યો નથી. "લબે કસ્તી" નો અર્થ તેમાંના એક શબ્દ "લબ"નો અર્થ "હોઠ" એવો થતો હોવાથી ગુજરાતી લેખક તો વળી "ચૂમવા દે હેતથી" એવો અનર્થ કરવા દોરાઈ જાય છે. પૃષ્ઠ ૭૩૩પર અંગ્રેજી ભાષાં તરકારે એજ શબ્દ "લબે કિસ્ત" નો અર્થ "a grassy bank" કર્યો છે, તે બરાબર છે, ગુજરાતીમાં વિલાસના એ મુખ્ય અંગને ભૂલી જવાયું છે.

આતો ફક્ત પોષ માસના અંકમાંથી નમૂના રૂપે જ થોડો ભાગ લઈ તેનું દર્શન કરાવ્યું છે, આગલા અંકો જોવાનો મને વખત મળ્યો નથી.

એ વાત ખરી છે, કે, અંગ્રેજીમાં મુખ્ય ભાષાંતરકાર ફીટ્ઝજરાલ્ડે પણ અક્ષરશઃ [illegible]ષાંતર કર્યું નથી, પરંતુ પોતાની કવિત્વ શક્તિના જોર વડે ઉમર ખય્યામની દરેક રૂબાઇની તલબ જો તે ફારસી કવિએ અંગ્રેજીમાં પોતાની કવિતા લખી હોત તો તે શી [illegible] બતાવત, [illegible] બતાવી આપ્યું છે, પરંતુ એક ઉછરતા ગુજરાતી લેખક અને એક અનુભવી અંગ્રેજી લેખક વચ્ચે મુકાબલો થઈ શકે નહિ.

મુંબઈ,
તા. ૨૫-૨-૧૯૧૫

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૭૨

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા.બ.રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્.એલ્.બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.



---

ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું,
ટંકશાળ-કાળુપુર—અમદાવાદ.

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે. )

મળવાનું ઠેકાણુંઃ—વસન્ત ઑફિસ.—અમદાવાદ.


---

Reg. No. B. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यथा- यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત ૧૯૭૨

## સન્ત ને વસન્ત.

( નજરિયાં મિલાઈ જાવ રે મોરી સૈયાં : એ ગીતની ધુન. )

સન્ત ને વસન્ત ઘૂમે હો અશોક કુંજમાં!
હો અશોક કુંજમાં:
નવ પલ્લવ પુંજમાં:
સન્ત ને વસન્ત ઝૂમે નવ પલ્લવ પુંજમાં!

એને નયન, સ્વર્ગદ્વાર:
લલિત લીલો સંસાર!
સન્ત ને વસન્ત ગમે ઉર યૌવન રંગમાં!
ઉર યૌવન રંગમાં:
સુન્દર સ્વચ્છન્દમાં:
સન્ત ને વસન્ત રમે સુન્દર સ્વચ્છન્દમાં!

એને ઉર ઉછાળ હાસ્ય,
જગતના વિમલ વિલાસ:

સન્ત ને વસન્ત ઝૂમે આત્મયોગ ગુંજમાં!
આત્મયોગ ગુંજમાં!
આંતર રોમાંચમાં:
સન્ત ને વસન્ત નમે આંતર રોમાંચમાં!

વડોદરાને રાજવડલે, વસન્ત પર્વ, વિ. ૧૯૭૧ } લલિત.

---

# "હું ચાહું છું."*

૧.

શિખરિણી.

તરંગો સિન્ધુના ઉદધિ તટની ઉપર સદા,
ઉછાળીને નાંખે અગણિત વળી શંખ જ બધા;
વળી તેજસ્વી આ દિનકર પ્રકાશે ઉદધિમાં,
વસન્તે ગાયેછે મધુર ગીત આ લાવરી પ્હણે;
ઉડંતી આકાશે, ફરતી જહિં આનંદરસમાં,
તરંગો પ્રીતીના મમ ઉછળતા જો તુજ ભણી.

૨.

ખંડ હરિગીત.

પ્રાસાદના કો બુર્જને વેલ જ્યમ વળગી રહે,
પુષ્પના ઉંડાણમાં તુષાર બિન્દુ જ્યમ રહે;
તેજને જ્યમ તિમિર છે, દિવસને જ્યમ રાત્રિ છે,
તુજને સદા મુજ પ્રેમઘેલું હૃદય ત્યમ વળગી રહે.

૩.

ખંડ હરિગીત.

મેઘ ગૂંથ્યા આસને વ્યોમમાં ચમકી રહે,
ચન્દ્ર જો કંઈ એકલો ત્યજી પૃથ્વિ ને નિસ્નેહથી;

---

* Marie Corelli કૃત Romane of Two Worldsમાંના એક કાવ્યનું ભાષાન્તર

વિષમ ખડકોની ગુહા મોજ પાછાં વાળતી,
ત્યમ ક્રોધ તુજ કંઈ વાળતો પાછો મ્હને નિષ્ઠુર થઈ.

૪.

શિખરિણી.

નિશાનાં ટાઢાં ને ક્ષયકર હિમો નિર્દય મહીં,
કરે છે આઘાતો બહુ કરી, મૃદુ પુષ્પ ઉપરે;
કટારીના ઘાતે જયમ નૃપ પડે પૃથ્વિ ઉપરે,
કરે ત્હેવી રીત્યે મુજ હનન તું નિર્દય બની.

૫.

હરિગીત.

રાત્રિને અનુરૂપ તુજ અવમાન દીસે તે છતાં,
મુજ પ્રેમ ને મુજ દુઃખથી કંઈ મ્લાન તું બહુ થાયછે;
વ્હાલી આ મુજ પ્રાણ જાશે ત્હાં સુધી તુજ શ્રવણમાં;
હું ચાહું છું, હું ચાહું છું એ શબ્દ અહનિશ આવશે.

વાંદરા, જૂન, ૧૯૧૪. — નલિનકાન્ત નરસિંહરાવ.

---

§ રા. નરસિંહરાવના પુત્ર આ યુવાન સાહિત્યપ્રેમી લેખકનો થોડાક દિવસ ઉપર સ્વર્ગવાસ થયો સાંભળી અમને અમારા ખાનગી સંબંધથી તેમ જ ગૂજરાતી સાહિત્ય ખાતે ઘણો શોક થયો છે. રા. નરસિંહરાવનાં પુત્રી સૌ. ઊર્મિલાના અવસાનને એક જ વર્ષ થયું છે ત્યાં આ બીજું દુઃખ પિતા ઉપર આવી પડયું ! પણ જ્ઞાની અને ભક્ત હૃદયને સંસારનું સ્વરૂપ સમજાવવું પડે એમ નથી: રા. નરસિંહરાવ પ્રભુપરાયણતાથી આ દુઃખો સહન કરી લઇ ગૂજરાત પ્રત્યે પોતાની સેવા કરવામાં અસ્ખલિત રહે એમ આપણે ઇચ્છીએ પણ તે જ સાથે દુઃખ ધરવું એ મનુષ્યહૃદયનો હક છે એ ભૂલીશું નહિ.—તન્ત્રી.

# મૃત્યુ પછી કંઈ છે ખરૂં કે?

આપણા ભારતવર્ષના લોકોના બહુ ભાગને તો ઉપરનો પ્રશ્ન ઉદ્‌ભવતો જ નથી, કેમકે પ્રાચીન કાળથી આપણા પૂર્વજો પુનર્જન્મ માનતા જ આવ્યા છે; તેમને તો એ માન્યતામાં સંદેહ જ નથી; પણ અંગ્રેજી સાહિત્યની કેળવણીમાં એ વાત નથી; કેમકે તેમના ખ્રિસ્તિ ધર્મમાં માણસ મરી ગયા પછી ફરી જન્મે છે, એવો સ્વીકાર કર્યો નથી; સેમેટિક ધર્મના ત્રણ મોટા સંપ્રદાયો–યાહુદી, ખ્રિસ્તિ અને ઇસ્લામીમાં મનુષ્ય 'કેયામત'ને દિવસે એટલે છેલ્લા ઇન્સાફને દિવસે કબરમાંથી ઉઠશે અને તેના કર્તા આગળ તેનાં પુણ્ય–પાપનો છેવટનો હુકમ સાંભળવા ખડો થશે, અને તેનાં કૃત્ય પ્રમાણે તેને સદાકાળને માટે સ્વર્ગ અથવા નરકમાં જવાનું અને રહેવાનું થશે; પણ આપણામાં તો શરીરથી આત્મા મૃત્યુ પછી જુદો પડીને તેના કર્મ પ્રમાણે તે અનેક જન્મ ધારણ કરે છે, એમ મનાતું આવ્યું છે, તે એટલે સુધી કે અભણ અને અજ્ઞાન વર્ગમાં પણ તે સિદ્ધાન્તને અનુસરતી અનેક કહેવતો ચાલે છે. 'કરો તેવું ભોગવો,' 'વાવો તેવું લણો,' 'પેલા ભવનાં કરેલાં તે આ ભવ ભોગવવાં,' 'આ અવતાર તો ભોગવો છો માટે હવે તો સમજો,' 'કરશો તેવું જન્મોજન્મ ભોગવશો,' વગેરે; એટલે આપણા દેશમાં તો પુનર્જન્મ એક જુનો સિદ્ધાન્ત છે, પણ આજ કાલ કાળને લઇને ઉપાધિ બહુ વધી પડયો છે તેથી તથા અંગ્રેજી ભાષાના પ્રસારથી અને તેની સાથે આપણો શાસ્ત્રાભ્યાસ છિન્નભિન્ન થતો જાય છે, તેથી જન્મજન્માન્તરના આપણા મૂળ સંસ્કાર એટલા બધા મંદ પડી ગયા સમજાય છે કે તેનું નામ માત્ર–માત્ર આભાસ જ રહેલ છે; તેને સતેજ કરવાના હેતુથી તથા પશ્ચિમથી પશ્ચિમની ભાષામાં પશ્ચિમના પંડિતો જે કહે તે આપણે અનાયાસે સ્વીકારતા અને સંઘરતા જઇએ છીએ, માટે જગત્ જાણીતા વિજ્ઞાન–શાસ્ત્રી સર ઑલિવર લૉજે તા. ૨૨–૧૧–૧૪ને દિવસે બર્મિંગામ યુનિવર્સિટીમાં જે ભાષણ આપ્યું તે ગયા ડિસેમ્બરના 'રેવ્યૂ ઑફ રેવ્યૂઝ'ના પ્રસિદ્ધ માસિકમાં પ્રકટ થયું છે, તેનો નીચે અનુવાદ કર્યો છે, તે ઉપર શિક્ષણ લેતી આપણી ઉછરતી જુવાન પ્રજા ઘટતા માનની દૃષ્ટિથી જોશે, એવી આશા રાખવામાં આવે છે.

'હું આજ તમારા આગળ મારા **અનુભવ**ની વાત કહું તેની સાથે તમે દરેક જણ મળતા આવો એવી હું આશા રાખતો નથી. તમે મારા વિચારને મળતા આવો કે મારા વિચારથી જુદા પડો, તે તમારી મરજીની વાત છે પણ એટલું તો માગી લઉંછું, કે હું જે કહું, તે તમારે કાન દઇને–ધ્યાન આપીને સાંભળવું; કેમકે હું પણ તમારી પેઠે સત્યનો ખરી વાત શી છે, તેનો શોધવાવાળો છું; સત્ય વસ્તુ મેળવવા માટે આપણે આતુરતા રાખવી જોઇએ. આપણે ગમે તેટલી દલીલો કરીએ, પણ જે ખરી વસ્તુ છે, તેને આપણે ફેરવી શકતા નથી; ખરૂં શું છે, તે નક્કી કરવાને આપણે મહેનત કરીએ છીએ. એટલા માટે જ આપણે સઘળી માથાફોડ કરીએ છીએ. આપણામાંથી કેટલાએક તો પદાર્થોનો એક રીતે અભ્યાસ કરે છે તો બીજા કેટલાએક તે પદાર્થોને બીજી રીતે તપાસે છે અને ત્રીજા ત્રીજી રીતે તેનું સંશોધન કરે છે. એ પ્રમાણે આપણે સર્વે ભિન્ન ભિન્ન વસ્તુઓનો ભિન્ન

ભિન્ન પદ્ધતિથી શોધ ચલાવીએ છીએ. તે ઉપરથી આપણે અજમાએશી અનુમાન ઉપર આવીએ છીએ. તેમાંથી એક પણ અનુમાન પૂરેપૂરું સત્ય કહેતું નથી, કેમકે તે તો આપણા ગજા ઉપરાંતની વાત છે; આપણે માત્ર સત્ય ભણી પહોંચવાને ફાંફાં મારીએ છીએ; અથવા સર આઈઝાક ન્યૂટનનાં શબ્દોમાં બોલીએ, તો આપણે તત્ત્વ શોધકો હજુ તો સત્યના અજ્ઞેય અને અનવધિ સાગરના તટ ઉપર ઉભા છીએ અને કિનારા ઉપરની સુવર્ણ-રેતીના કંઈ કંઈ કણ વીણી લઈએ છીએ. એ શોધમાં કોઈ કોઈ ભાગ્યશાળી શોધકો કંઈક આગળ વધ્યા હોય છે અને અમુક શોધકો તેમનાથી કંઈક પાછળ હોય છે. આપણે તો આપણાથી બને તેટલું કરી બતાવવું એ આપણું કર્તવ્ય છે; પદાર્થોનો એક ચિત્તે ગંભીર અભ્યાસ કરવો જોઇએ, એટલું જ નહિ પણ ઘણાં વરસ સુધી તેનું શોધન અનંતરાયે ચલાવવું જોઇએ, એ જરૂરતી વાત છે.

આગળના વખતમાં દિવ્ય વસ્તુનાં દર્શન કરવા ઋષિ મુનિઓ અરણ્યમાં વાસ કરતા અને એકાંતમાં ચિન્તન કરતા; સ્વરૂપ-સ્થિતિ સમજવાને તત્ત્વજ્ઞ પુરુષો ગુફામાં ભરાઈને આ ગૂઢ પ્રશ્નનો ઉકેલ કરવાને ચિત્તને એકાગ્ર કરીને તે ઉપર મનન કરતા અને એ પ્રમાણે ઉંડા ઉતરી જઈને વસ્તુ-સ્વરૂપને ઓળખતા અને તલસ્પર્શી કરતા. જે ખરેખરૂં સત્ય છે તે તો છે જ; આપણા અજ્ઞાનથી કે આપણા અંધાપાથી તે નષ્ટ પામતું નથી. તે આપણને ન દેખાય તેથી શું? જે વસ્તુ છે, તે તો છે જ. તે આપણને ન દેખાવાથી નથી એમ થવાની નથી અને જે છે જ નહિ, તેની હા કહેવાથી તે થવાની નથી. કોઈ પણ વિજ્ઞાન શાસ્ત્રી સત્ય સિવાય બીજા કશાની ઇચ્છા ન જ રાખતો હોવો જોઇએ.

* * * * *

કેટલાએક તો વળી એમ જ માની બેઠા હોય છે કે મનુષ્યપ્રાણી જ સર્વોપરિ છે અને આખા વિશ્વમાં માણસથી મોટું કોઈ નથી. જે લોકો એ પ્રમાણે માની રહ્યા છે, તેમને ખબર નથી કે તેઓ હજી જંગલી અવસ્થામાં છે એક વખત એવો હતો કે વસ્તુ માત્રનું-અખિલ વિશ્વનું મધ્યબિંદુ આ પૃથ્વી છે એમ ગણવામાં આવતું. જ્યારે આ પૃથ્વી એ જ વિશ્વ છે એમ મનાતું અને આકાશ તથા સૂર્યાદિને અલ્પ મહત્ત્વનાં ગણીને તેમને પૃથ્વીના અનુચરો જેવા માનવામાં આવતા, તે અજ્ઞાનકાળની માન્યતાની સાથે તેમની ઉપર જણાવેલી માન્યતા મૂકવા યોગ્ય ગણાય; પણ એ બધી વાતો વિજ્ઞાનશાસ્ત્રના જન્મ પહેલાંની-આગળની છે, કેમકે વિજ્ઞાનશાસ્ત્રે તો એ બધું ઉડાવી દીધું છે અને તેમને બુદ્ધિની બહારની ઠરાવી છે. માણસને મોટામાં મોટા માનવો એ વગર વિચારનું બોલવું છે. હવે તો સૌ સમજે છે કે આકાશમાં આ પૃથ્વી જેવી બીજી દુનિયાઓ છે અને તેમાં પ્રાણીઓ પણ વસતાં હશે, તો હવે આપણાથી કેમ કહેવાય કે એટલા જ જીવો છે?! વળી, આપણાથી એમ પણ કેમ કહી શકાય કે વિશ્વમાંનું પ્રત્યેક સત્ત્વ આપણા જેવું જ હોવું જોઇએ?! આપણા જેવાં જ જડ પંચ મહાભૂતનાં તેમનાં શરીરો બનેલાં હોવાં જોઇએ?! આવી મર્યાદાનો સંભવ નથી તેમ એવી મર્યાદા છે, એમ નક્કી પણ થયું નથી.

વિજ્ઞાનશાસ્ત્ર વળી આ વિશ્વના નિયમોનો અને કુદરતના અચળ કાયદાઓનો એક ભવ્ય દેખાવ રજુ કરે છે. સૃષ્ટિ પર સૃષ્ટિ અને તેના ઉપર અનન્ત આકાશમાં સૃષ્ટિની ઉપરાઉપરિ રચના અને ઘટના જોઇ માણસ છક થઇ જાય છે અને વિજ્ઞાનશાસ્ત્રી તેની અનન્તતા નિહાળી થાકી જાય છે! પણ એકલી આંખ જ હોત અને દૂરબીન વગેરે દૂરદર્શક યંત્રો માણસે પોતાના બુદ્ધિ–બળવડે શોધીને આંખને વધારે–અપાર સામર્થ્યવાળી ન બનાવી હોત તો તે શું જોઇ શકત? વિશ્વના અનન્ત ગોળાઓનો તેને ખ્યાલ પણ ક્યાંથી-શી રીતે આવત? વળી, ધારો કે જે વાતાવરણ આપણી પૃથ્વીની આસપાસ અને ઉપર નીચે બધે જ વીંટાઇ વળ્યું છે, તે અપારદર્શક હોત તો આપણી આંખ અને અજવાળું આપણને શી મદદ કરી શકત? ખગોળવિદ્યાના અદ્ભુત શોધોથી જે સત્યો પ્રકટ થયાં છે તે ઉપરથી અદશ્ય સૃષ્ટિનું અનવધિપણું અને દેખીતી નિરાલંબ સ્થિતિ આપણને ચકિત કરે છે. એ પ્રમાણે ગણતરી ન થઇ શકે અને તોલ કે માપ લઇ શકાય નહિ એવી સૃષ્ટિઓનું એક મહા વિશ્વ આપણી દુર્બળ આંખ આગળ પ્રત્યક્ષ થાય છે; તેને ચલાવનાર રાજ્યકર્તા શું દુર્બળ માનવી હોઇ શકે? તેની શી મગદૂર? તેની શી શક્તિ? વળી જો વાસ્તવિક વિચાર ચલાવીએ તો આપણને–મનુષ્ય પ્રાણીને આ પૃથ્વી ઉપર પેદા થયાને પણ ઝાઝાં વર્ષ થયાં નથી–માત્ર થોડાં હજાર વર્ષનું તે બાળક છે. તેના આવતા પહેલાં આ ગ્રહ ઉપર કેમ ચાલતું? તેના વિના શું વિશ્વનું ગાડું અટકી પડયું હતું? ‘ શકટનો ભાર જેમ શ્વાન તાણે ’ તેવું મિથ્યા અભિમાન અને મિથ્યા ગર્વ કરીએ, તો તે ટકી શકે એમ નથી.

આ વિશ્વ ઉપર માણસનું જડિયું નહોતું, ત્યારે આ વિશ્વ કેમ ચાલતું હતું? આપણે તો માત્ર ‘ઉત્ક્રાન્તિ’ના અચળ નિયમનું પરિણામ છીએ. આપણે આ પૃથ્વી નામક ગ્રહ ઉપર ઉત્ક્રાન્તિના ક્રમથી પ્રકટી નીકળ્યા છીએ: જેમ કળી વીકસીને–ઉઘડીને તેનું ફૂલ ખીલે છે, જેમ ખસખસ જેટલા બીજમાંથી કબીર–વડ પેદા થાય છે, તેમ આપણે પણ ક્રમે ક્રમે થયા છીએ; તેમ જ આ ગ્રહ અને બીજા ગ્રહો–અનન્ત વિશ્વ પણ એ ઉત્ક્રાન્તિના નિયમને તાબે થઇને ક્રમે ક્રમે થએલ છે. વિજ્ઞાનશાસ્ત્ર તો માત્ર તેના ઉદ્ભવ અને વિકાસના નિયમો ખોળી કાઢવાનું કામ કરે છે. આપણે તો માત્ર જડ પદાર્થો ખોળીએ છીએ અને તેના શોધમાં એટલા બધા તે રૂપ બની જઇએ છીએ કે તે વિના બીજું કંઇ છે જ નહિ, એમ માની લઇએ છીએ. તે જોયા તપાસ્યા વિના તે છે જ નહિ, એમ માની બેસીએ છીએ, એ મોટી ભૂલ થાય છે. તે તમારા લક્ષ બહાર રહી ગયું તેથી તે વિશ્વમાં છે જ નહિ, એમ કહેવાય નહિ. તમે તે શોધી કાઢયું નથી–તે ઉપર તમે ધ્યાન આપ્યું નથી; તે ખોળી કાઢયું નથી, તેથી તે છે જ નહિ, એમ ઠરતું નથી.

હું આગળ વધીને કહું છું કે માણસ વિશ્વ ઉપર અમલ કરતો નથી, એટલું જ નહિ, પણ તે તેને સમજતો પણ નથી. તે તેને સમજવાને રસ્તો શોધ્યા કરે છે અને તેને માટે ફાંફાં મારી રહ્યો છે. એક્સ–રેઇઝ હાથ લાગવાથી તે બાપડો હરખાઇ જાય છે, રેડિયમની શોધથી તે રાજી રાજી થઇ જાય છે અને આર્ગન તથા વીજળીના વેગવાળા કાર્યથી તે

રેતકણ બની જાય છે; પણ જાણનાર જાણે છે અને સમજનાર સમજે છે કે હજુ પરમાણુની રચના અને બનતર આપણે સમજી શક્યા નથી. ઉપર કહેલી વસ્તુઓમાંની કોઈ વસ્તુ નવી નથી; બધું જ છે અને તે પૂર્વે પણ હતું જ; માત્ર આપણે તેને હવે જોયું અને હવે જાણ્યું. પરમાણુ જેવી વસ્તુ સૂર્યમંડળ જેવી મહાન છે અને પ્રત્યેક પરમાણુની આસપાસ ઈલેક્ટ્રૉન્સ, જેમ સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે તેમ ફરે છે.

કીડીઓનો આખો મુલક—તેમનાં આખાં સંસ્થાનો આપણા પગ નીચેથી જાય છે અને આવે છે. તે બિચારાં આપણા વિચારને જાણતાં નથી, આપણી શોધ ખોળની તેમને ખબર નથી, આપણી શક્તિને સમજતાં નથી અને આપણા હેતુથી તેઓ વાકેફ નથી; તેવી જ રીતે આપણે પણ આપણા કરતાં વધારે ઉંચી બુદ્ધિની વ્યક્તિઓ આગળ—ઉચ્ચતર યોનિ આગળ કીડીઓ જેવા છીએ. આપણે તે વર્ગની વ્યક્તિઓને જોઇ શકતા નથી અને જાણતા પણ નથી, કેમકે આપણી પાસે જે ઇંદ્રિયો છે, તેટલા વડે જ આપણે સમગ્ર વિશ્વને શોધવા અશક્ત છીએ. દૂરબીન, સૂક્ષ્મદર્શક યંત્ર, વગેરેને આપણી મદદમાં લઈએ છીએ ત્યારે આપણે કંઇક વધારે જાણવા પામીએ છીએ, તોપણ બીજી હજારો હજાર ચીજો છે, તે વિષે આપણે કશું જ જાણતા નથી. આપણે કેવળ અજ્ઞાન છીએ. એટલું છતાં આપણી ઇંદ્રિયોની આપણને વિશેષ મદદ ન છતાં આપણે કેટલીક વસ્તુઓના સંપર્કમાં આવી શકીએ છીએ, કેમકે આપણે એકલા જડ દેહના જ બનેલા નથી; આપણને મન છે, આપણને ભાન અને જ્ઞાન થાય છે અને આપણને આત્મા છે. આપણામાં મન, બુદ્ધિ, ચિત્ત અને આત્મા છે, એમ વિચાર કરતાં સમજાય છે—જણાય છે અને તેથી તે ઉચ્ચતર બુદ્ધિ—વ્યક્તિઓ સાથે શરીર સાથેની સ્થૂળ ઇંદ્રિયોની સહાયતા વિના પણ આપણે તેમના સંબંધમાં અને તેમની સાથે વ્યવહારમાં આવી શકીએ છીએ; અને સ્થૂળ દેહના પદાર્થોના વ્યવહાર કરતાં આ સૂક્ષ્મ વ્યક્તિઓના સંબંધમાં આપણને વધારે સુખ અને મોજ આવે છે. આપણી માણસ જાતના મહાન પુરુષોને—એવા અંતર પ્રેરિત આત્માઓને તેમાં અધિક આનંદ મળે છે......આપણને કંઈ કંઈ ઝાંખી થાય છે. એ વસ્તુને એટલે આપણામાં ગુપ્ત રહેલી શક્તિઓને મહેનત લઈ—તેમાં મંડયા રહીને વધારે કેળવીએ—વિકસાવીએ તો આપણને અધિક અધિક દિવ્ય દર્શન થતાં જાય છે; અને તેવી નિગૂઢ પ્રેરણાને મનોનિગ્રહના અભ્યાસબળથી વેગ આપીએ તો તેમાં આપણને વધારે મદદ મળતી જાય છે. એ પ્રમાણે સંયમ ન કરીએ તો જે વસ્તુઓ આપણી મર્યાદાની બહાર છે, તે આપણે કદી પણ સમજી શકીએ નહિ. પ્રાચીન—અર્વાચીન સઘળા કાળમાં અને સઘળા દેશમાં એવી મહાન અને પ્રેરિત વ્યક્તિઓને એવાં ખ્વાબ કહો કે સ્વપ્ન કહો કે અંતઃપ્રેરણા કહો, તે સ્ફુરી આવે છે અને તેના પ્રકાશથી તેઓ સત્ય વસ્તુઓ ને જોઇ શકે છે અને જાણી શકે છે; અને તે સઘળું આપણા હિતને માટે તેઓ નોંધતા ગયા છે અને લખી લખીને જણાવતા રહ્યા છે.

આ માર્ગ તે ધર્મનો મહા માર્ગ છે—ધર્મ—પથ છે. એ રીતે આપણે આપણો શોધ ચલાવવો જોઇએ. એ માર્ગ કદાચ મને જડયો નથી, પણ વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિએ ચાલી શોધ કરતાં હું એવા જ અનુમાનો ઉપર આવી ઉભો છું એમ કહેવાય

આપણે સર્વે સમજીએ છીએ કે દુનિયામાં 'સંપત્તિ' અથવા 'શક્તિ' બે જાતની છે. સારી અને નઠારી અથવા દૈવી અને આસુરી. હાલ યૂરપમાં સળગી ઉઠેલો દાવાનળરૂપ વિગ્રહ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. પિશાચ-બળની સામો 'ઇશ્વિરના દૂત' પવિત્ર ભાવનાથી પ્રેરાઇને સત્યને માટે સ્વાર્થ તથા લોભની સામા લડી રહ્યા છે.

આ પૃથ્વી ગ્રહ ઉપર માણસ ઘણું કરી શકે એમ છે, તેથી આપણે આપણી સઘળી દૈવી શક્તિ અસુરો-દૈત્યો અને દાનવોની સામા વાપરવી જોઇએ.

શરીરના પડવાની સાથે આત્માનો પણ વિલય થઇ જાય છે, એ ધારવું બુદ્ધિને અનુસરતું નથી. આ પૃથ્વી ઉપર જે થોડાં વરસ આપણે રહીએ છીએ, તેમાં જ તેનો છેડો આવી જાય છે, એમ નથી. આ શરીરના પડવા પછી આપણે નક્કી જ રહેવાના એમ જે હું કહું છું તે વિજ્ઞાનશાસ્ત્રના આધારે કહું છું. મારા કેટલાએક મિત્રો અહિં મરી ગયા છે પણ તેઓ હજુ છે એમ હું જાણું છું, કેમકે મેં તેમની સાથે તેમના મરી ગયા પછી વાતચીત કરી છે. આપણે તેમ કરવાને સમર્થ થતું હોય તો તે માટેના તેની સાથે નિસ્બત રાખતા નિયમોને આપણે પાળવા જોઇએ. એ નિયમો સહેલા નથી, પણ આપણે પાળવા હોય તો તે પળાય એવા છે. મારા તે મિત્રો અહિં જેવા વિજ્ઞાનશાસ્ત્રીઓ હતા, તેમ જ તેઓ છે એવી તેમણે ખાત્રી કરી આપી છે. શેખસલીના તરંગથી અથવા સ્વપ્નની સૃષ્ટિની પેઠે તેઓ મારા મનથી ઉદ્‌ભવેલા છે, એમ સમજશો નહિ જ. તેમણે ચોકસ પુરાવા આપેલા છે, તેમાંના કેટલાક જાહેર થતા જાય છે અને બીજા પુરાવા અમુક વખત સુધી મુલતવી રાખવા પડ્યા છે પણ છેવટે અનુકૂળ સમય આવેથી તે પણ જાહેર કરવામાં આવશે. આ ખરી જ વાત છે, મારાથી બની શકે તેટલા સઘળા જોરથી હું કહેવા માગું છું કે એ સત્ય વાર્તા છે. તેઓ આપણા કરતાં ઘણું વધારે જાણે છે.

હું સમજું છું કે આવી જાહેરાત કરવી એ મોટી જોખમદારીની બાબત છે; પણ મને કહેવા દો કે બીજા વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ મારી માફક એ જ પ્રમાણે વિચારો દર્શાવે છે, અને ઘણા વિજ્ઞાન શાસ્ત્રીઓ મારા વિચાર સાથે મળતા નથી એ વાત પણ ખરી છે. ઘણા એવા છે કે તેમણે એ બાબતનો વિચાર કે શોધ જ કર્યો નથી કેમકે પ્રત્યેક વિજ્ઞાન શાસ્ત્રી એમ શોધન કરતા નથી; પણ કોઇ વિજ્ઞાનશાસ્ત્રી પોતાની જિંદગીનાં ૩૦ ૪૦ વર્ષએ શોધમાં જ અર્પણ કરે તો તે જે પરિણામ ઉપર આવે, તે જાહેર કરવાનો તેનો હક આપ કબૂલ કરશો. પુરાવાને માટે અમારી પેઠે તેમણે ગંભીર અભ્યાસ કરવો જોઇએ. જેઓ એવો અભ્યાસ એટલા લાંબા વખત સુધી કરે છે તેઓ અમારી પેઠે જ કહેતા આવે છે; પુરાવા ચોકસ આવતા જાય છે. મારા મનમાં તો જરાએ સંદેહ નથી. આમ કેમ થાય છે, તે સમજવાને-તે શોધી કાઢવાને ઘણા ઘણા રસ્તા તપાસી જોયા. પણ છેવટે આ એક જ રસ્તો ઉભો રહે છે કે જે માણસો મુઆ પછી વ્યવહાર ચલાવે છે તે તેઓ જ છે. વિજ્ઞાનશાસ્ત્રના શોધથી શાસ્ત્રીય રીતે એ જ સિદ્ધ થાય છે કે શેષમાં સ્તિત્વ હોવાપણું તો રહે છે જ; અને તે પ્રમાણે અસંખ્ય વ્યક્તિઓને મૂકી આગળ વધતાં વધતાં પરમેશ્વર સુધી પહોંચાય છે અને ત્યાં જ અટકવાનું આવે છે.

ગણપતરામ અનુપરામ ત્રવાડી.

# સમાજશાસ્ત્ર અને ધર્મ.

પદાર્થ વિદ્યા અને એના જેવાં બીજાં ભૌતિક સાધનો વડે ચાલુ જમાનાનું માનવી ભવિષ્યની દુનીઆ માટે ન ધારેલી ધારણાઓ ઉભી કરે છે; પરન્તુ ખરેખરી રીતે એ ધારણાના પ્રદેશની શોધ માટે પદાર્થવિદ્યા અને ભૌતિક સાધનો તો માત્ર નિમિત્તરૂપ છે. ભવિષ્યના બનાવોનાં ચિત્ર આલેખવા માટે તો વાજબી સાધન ભૂતકાલ જ છે. ભૂતકાલમાંજ મનુષ્યની બુદ્ધિ તથા તેના વિચારો સર્વાંશે સમાઈ જાય છે. ભૂતકાલ, આશ્ચર્યજનક અનુમાનોની ઇમારત ઉભી કરે છે. ભૂતકાલ, માનવસૃષ્ટિ સમક્ષ નવનવાં કોકડાં ગુંચવીને મૂકી તેને ઉકેલવાની આજ્ઞા કરે છે. અથવા બીજી રીતે કહીએ તો વિશ્વની અનન્તતામાં નિમિત્ત રૂપે ગણાતું માનવી જે આટલું બધું મગરૂબીમાં કરી જુનામાંથી નવું અને નવામાંથી જુનું ઉત્પન્ન કરે છે, તેનું ખરૂં માન માનવીને નથી પણ તેના શિક્ષા ગુરૂ ભૂતકાલને છે.

આટલા માત્રથી જ કોઈ પણ વિચારને અપવાદ રૂપે મુક્યા સિવાય માન્ય થઈ જાય છે, કે જીવનમાં મનુષ્યને જો કોઈપણ અભ્યાસની અગત્ય હોય તો તે ભૂતકાલનો અભ્યાસ છે. એક ધ્યાનમા રાખવા જેવી બાબત છે. તે એ કે અત્યારે તત્ત્વજ્ઞાન–આત્માનું સિદ્ધત્વના વિષય સંબંધે નથી કહેવાનું. જે ચર્ચવાનું છે, તે મનુજનું જીવન, તેના બનાવો અર્થાત્ જીવનને અંગે થતા ક્રિયાભેદો એ છે.

અગર જો અત્યારનું તત્વજ્ઞાન છેક નિરૂપયોગી નથી, છતાં પણ નિરપેક્ષવાદથી એટલું સત્ય છે, કે પ્રત્યેક માણસે માણસાઈ કે મનુષ્ય મેળવવું અને જાણવું જરૂરનું છે. તેના અભ્યાસ માટે બહાર જવાની કે દ્રવ્ય વ્યય કરવાની બિલકુલ જરૂર નથી. અભ્યાસ સ્થાન અને અભ્યાસ મનુષ્ય પોતે છે. મનુષ્યે, મનુષ્યને જ ઓળખતાં શીખવું જોઇએ. અર્થાત્ મનુષ્ય જીવન, મનુષ્ય કર્તવ્ય, તેની ઉપયોગીતા, તેનો ક્રમ અને તેના બંધારણને ઓળખવું એ, તે અભ્યાસ.

જ્યાં સુધી માણસજાત પોતે સર્વાંશે અથવા યથાશક્તિ તૈયાર ન થાય, ત્યાં સુધી તે વ્યક્તિ તરીકે સમાજના ક્ષેત્રમાં નિશ્ચિન્ત રીતે પગભર રહેવા માટે બિલકુલ વાજબી નથી. અલબત્ત મનુષ્ય, સમાજ ક્ષેત્રમાં ઉભો રહેવા માટે મનુષ્ય સ્વભાવના પ્રત્યેક ગુણથી ભરેલો હોવો જોઇએ, એ દરેકને અનુકૂળ ન હોઈ શકે. પરન્તુ પ્રત્યેક માનવી મનુષ્ય સ્વભાવનું જ્ઞાન તો ચોક્કસ રીતે મેળવે અને તેને અનુભવમાં મૂકવા પ્રયત્ન કરે એવું તો ઇચ્છી શકાય ખરૂં. અત્યારે તો સમાજમાં આવાં મનુષ્યોની પણ અગત્ય છે.

આ પ્રમાણે સમાજશાસ્ત્રનું અધ્યયન કરવામાં પ્રથમ કે મુખ્ય સાધન ભૂતકાલ એટલે આ દૃશ્ય જગત્ યંત્ર છે. દૃશ્ય જગતનું પ્રથમ પ્રકરણ મનુષ્ય સ્વભાવ એ ધારી લીધું. ત્યારપછી મનુષ્ય સ્વભાવના અંગે થતા ક્રિયાભેદોનો અભ્યાસ ધારવો એ યોગ્ય છે. આ ક્રિયાભેદોમાં સામાન્યતઃ મનુષ્ય એ મનુષ્ય સાથે અને બીજા ભૌતિક પદાર્થો સાથે સંબંધમાં આવે

છે. આ વિષયમાં મનુષ્યનો સ્વજાતિ સાથે પરસ્પર સંબંધ તથા તેમાં જોવામાં આવતી લીલી સૂકી અને તે ઉપરથી અપવાદ રહિત થતાં નિશ્ચિત અનુમાનો બહાર નીકળી આવે છે. બીજું, મનુષ્યનો ભૌતિક પદાર્થો સાથેનો સંબંધ ઉત્પન્ન થએ તે ઉપરથી ભૌતિક પદાર્થના લાક્ષણિક ગુણો અને તે ગુણોની મનુષ્ય સ્વભાવ સાથે વાજબી રીતે થઇ પડતી સમાનતા તથા વિરોધતાનું જ્ઞાન સર્વાંશે હાથ લાગી આવે છે. આટલું જોયા પછી સમાજશાસ્ત્રનો અંગીભૂત બીજો ખંડ ધર્મ: તેમાં પ્રવેશવું જોઇએ. ધર્મ એ સમાજને અંગે છે એજ નિયમ અગત્યનો છે. ક્ષણભર એમ સ્વીકારીએ કે સમાજ એવું કોઇ છે જ નહીં. તો ધર્મની કલ્પના જ આપવી અસંભવિત છે. જેમ ભાષા ઉપરથી વ્યાકરણ રચાય છે, તેમ જ સમાજ ઉપરથી ધર્મ રચાય છે. ધર્મ એ સમાજને અનુકૂળ હોવો જોઇએ. અર્થાત્ ધર્મનાં સાહજિક તત્વો અને સામાજિક તત્વોનું એકીકરણ હોવું જરૂરનું છે. સમાજનું બંધારણ હમેશના માટે જેવું ને તેવું નથી રહી શકતું. પરન્તુ સામાજિક તત્વો તો તત્વો રૂપે સ્થિર જ રહે છે. ખરૂં છે, કે તેમાં ક્ષણે ક્ષણે મિશ્રિતરૂપે વ્યુત્ક્રમ થતો આવે છે. જે વ્યુત્ક્રમ એવો છે, કે જે જમાનામાં માનવી ઉછરતો હોય તે, તેજ જમાનામાં થતા વ્યુત્ક્રમને એ ઓળખી શકતો નથી. પરન્તુ પછીના જમાનાનો માનવી ભૂતકાલના સાધનને લઇ ફરતા જમાનાની સક્રમતાને વધારે સારી રીતે ઓળખી શકે છે. સમાજ એ જમાનાને અધીન છે. જમાનો એ જગતના પ્રવાહને અધીન છે. એટલે તેના સંબંધમાં વિશાલતાનાં તાત્વિક અનુમાનો જ બાંધી શકાય. જે અનુમાનો કોઇપણ ફેરફારના માટે અયોગ્ય જ છે. પરન્તુ ધર્મ તો સમાજના નિયમોનું સાંકળીયું હોવાથી, તે તો સમાજની સાથે જ ચાલવો જોઇએ. સમાજની ગતિ સાથે ધર્મની ગતિની શિથિલતા ન જોઇએ. ધર્મની જો પ્રગતિ કરવી હોય, તો તે સમાજની ગતિ, સ્થિતિ અને કાર્ય દર્શાવનાર સૂત્રરૂપે હોવો જોઇએ. એ સૂત્રોની ટીકા પણ સમાજ શાસ્ત્રના નિશ્ચિત કેંદ્રમાં એક થતી હોવી જોઇએ. એટલું જ નહીં પણ સમાજના નિયમોમાં પરસ્પર એકતા કરવાને તેનાં ધાર્મિક સૂત્રો જ્યારે જરૂર પડે ત્યારે પગભર રહી શકે. આ પ્રમાણે સમાજશાસ્ત્ર અને ધર્મને પરસ્પર સંબંધ છે. અનુક્રમે લખાયલી તેની વિગત ઉપર પ્રમાણે.

જયન્તિલાલ મોરારજી મહેતા.

---

# एकमेवाद्वितीयं ब्रह्म.

( વધતાં પરમેશ્વર સુધી પરોંચાઇ'શું અને તેની કન્યા દિલારાનો વાર્તાલાપ )

— દુઃખના દિવસો ક્યારે વ્યતીત થશે; કદી નિશ્ચિન્ત
ને ગભરાટમાં રાત્રીઓ પસાર થશે. ઔરંગજેબ કાશ

પણને કેમ સતાવે છે? ઇશ્વર પણ આપણને સહાય નથી કરતા; એમણે પણ શું ન્યાય તજી દીધો છે! આખો દેશ જાણે છે કે સિંહાસન આપનું છે અને મુકુટ પણ આપનો જ છે. ધર્માનુસાર આપ જ સિંહાસન અને મુકુટના યથાર્થ સ્વામી છો.

આપણી સફલતાનું કંઈપણ લક્ષણ દેખાતું નથી. આખો સંસાર આપણા વિરૂદ્ધ છે. રાજ્યપાટ તજી નિરાશ્રિત આપણે જંગલોમાં ભટકીએ છીએ. ખાવાને પેટ પુરતું અન્ન પણ મળતું નથી તોપણ લોકો જંપવા નથી દેતા અને જડમુળથી આપણો નાશ કરવાને ઉપાય યોજે છે.

દારાઃ—પ્યારી દિલારા, સંધ્યાકાળે કહેલી વાત તું વિસરી ગઈ હોય તેમ લાગે છે. પુત્રી? આ પરતંત્રતા અને સ્વતંત્રતા એનું નામ જ સંસાર છે. નિષ્ફળતાના અને સફળતાના ચક્રને સમસ્ત વિશ્વ આધિન રહી ભ્રમણ કરી રહ્યું છે. જો આમ નહોત તો આ સંસાર અત્યંત કંટાળામય થઈ જાત અને આ ચક્રના ઉલટ-ફેર વિના સંસારના કાર્યો ચાલત નહિ. ઔરંગજેબ ભાઇનો કાંઈ દોષ નથી. ઇશ્વિર અને સમય પણ નિંદવાને યોગ્ય નથી. પ્રકૃતિનો નિયમ જ એવો છે કે એકને સિંહાસન પર બેસાડવામાં આવે છે અને અને બીજાને સુળી પર ચઢાવવામાં આવે છે. એક નિશ્ચિતતાથી સુવે છે ત્યારે બીજો એક ઘડી નિશ્ચિત ઉંઘને માટે તલસે છે; પરન્તુ એકની પ્રસન્નતા અને બીજાની અપ્રસન્નતા એ બેમાંથી એક પણ સ્થાયી નથી. પુત્રી? વિચાર કરીશ તો માલુમ પડશે કે પ્રસન્નતા અને અપ્રસન્નતા કેવળ કલ્પિત છે. વિચારશીલ અને વિવેકી માણસ પર ગમે તેવું કષ્ટ પડે તોપણ તે તુચ્છ સમજે છે,–મિથ્યા સમજે છે તેથી તેમને શોક થતો નથી.

જે આજકાલ આપણા પર કષ્ટ પડે છે તે પણ એક પ્રકારની સેવા છે. આવી સેવા પરમેશ્વરની આજ્ઞાથી મનુષ્યોને આપવામાં આવે છે. જેવી રીતે એક મનુષ્યને મહારાજા બનાવવામાં આવે છે અને તેથી રાજ્યના સર્વે કામો માટે ઉત્તરદાતા ઠરાવવામાં આવે છે તે પ્રમાણે એક રંકને પણ દીનસેવા આપવામાં આવે છે. મહારાજાને તે સેવા પોતાના વૈભવાનુસાર રાજકીય રીતથી કરવી પડે છે અને રંકને પોતાની દીનતાનુસાર. પણ આ ઇશ્વિરી સેવા તો કરવી જ જોઇએ.

ઔરંગજેબ ભાઈ સાથે જે મેં યુદ્ધ આરંભ્યુ હતું તે હું ન આરંભત; પણ પ્રકૃતિએ તેનું રાજત્વ સ્વીકાર્યું છે કે નહિ તેજ મારે જોવું હતું. હવે નિશ્ચિય થઈ ગયો છે કે ઇશ્વિર તેને રાજા અને મને પ્રજા બનાવવાને ચાહે છે. આ પ્રમાણે છે તોપણ હું સર્વ પ્રકારે પ્રસન્ન છું. જેટલું ઔરંગજેબે મને કષ્ટ આપવું હોય તેટલું ભલે આપે. તેને માટે એજ માર્ગ ઉચિત છે કે મને દુઃખ દેવું-અને જડમુળથી મારો નાશ કરવો, કારણ તેને રાજકીય રીતે સેવા કરવાની છે અને મારે વિપત્તિઓ સહન કરવાની છે. પ્રિય દિલારા? આપણી સેવામાં દીનતા, પરતંત્રતા, સહનશીલતા અને સર્વ પ્રકારના દુઃખ છે તેથી, બેટા, આપણી ફરજ છે કે આપણે તે સહન કરવું.

દારાઃ—પિતા, આવી વાતોથી તો મારૂં મન વધારે ગુંચવાય છે. તમે મને હરરોજ સમજાવો છો પણ હું મૂર્ખાની સમજમાં તમારી વાતો આવતી નથી. પરમદહાડે તમે મને કહ્યું હતું કે,—"एकमेवाद्वितीयम् ब्रह्म"—જે વસ્તુઓ આંખથી દેખાય છે અને જેનો વિચાર કર્યાથી મનમાં તેના આકારનો ભાસ થાય છે તે સર્વેનું મુળ એક જ છે. ફક્ત તેના આકાર ભિન્ન છે. જેવી રીતે માટીનું પાત્ર કુલડી છે તેવી જ રીતે ઘડો પણ છે. કુંડાં અને રકાબી પણ માટીનાં પાત્ર છે; માત્ર નામ જ ભિન્ન છે. જો કે તેમનાં કામ અને આકાર ભિન્ન છે પણ તે બધી માટી જ છે. "અજ ફૂટ સબ માટી હોઇ". અથવા એકાદ સુતરના તાંતણામાં ગાંઠ પડી હોય પણ વિચાર કર્યાથી માલુમ પડશે કે તે ફક્ત ઉપસેલા આકારનું જ નામ છે પણ યથાર્થ તો તે સુતરનો તાંતણો છે.

પ્રથમ વાક્ય, જે મુસલમાન બાળકને શિખવવામાં આવે છે, તે, આ છે:—લા ઈલાહ ઈલ્લિલ્લાહ મુહમ્મદ ઉર્ રસુલિલ્લાહ". તેનો અર્થ સાધારણ રીતે એમ સમજાવવામાં આવે છે કે એક ઈશ્વર સિવાય બીજું કોઈ નથી, અને મુહમ્મદ તેનો પ્રતિનિધિ છે. જો તેનો અર્થ આ પ્રકારે સમજાવવામાં આવે કે એક ઈશ્વરથી બીજું કોઈ નથી અથવા તેનો જો આ અક્ષરાર્થ કરવામાં આવે કે કંઈ પણ નથી, ફક્ત ખુદા અને મુહમ્મદ તેનો પ્રતિનિધિ છે તો યથાર્થ રીતે આજ વાક્ય આ લોક અને પરલોકના સુખનું સુચક થાય છે.

પિતા! હમારો આપેલો આ ઉપદેશ મેં આપણા મૌલવી સાહેબને કહ્યો ત્યારે તે સાંભળી બહુ નાખુશ થયા ને કહેવા લાગ્યા કે આતો નાસ્તિકોની વાતો છે. આવો ઉપદેશ સાંભળવાથી મનુષ્ય નાસ્તિક થઈ જાય છે. સ્વતંત્ર વિચારના દારાએ હિંદુઓની સંગત કર્યાથી અને તેમના પુસ્તકોનો અભ્યાસ કર્યાથી આવું જ્ઞાન સંપાદન કર્યું છે. મુસલમાની ધર્મને આ સાથે કંઈ પણ સંબંધ નથી. મુસલમાની ધર્મતો એમ શિખવે છે કે ઈશ્વર એક છે અને સર્વ સૃષ્ટિ તેણે જ બનાવી છે. પણ તમારી શિખવેલી બાબતોથી તો એમ જણાય છે કે ઈશ્વર જ બધું છે. ઝાડ પણ ઇશ્વર, પશુ પક્ષી પણ ઈશ્વર, આકાશ અને પૃથ્વી પણ ઇશ્વર! અરે ખુદા! ત્યારે તો આ પૂર્ણ નાસ્તિકતાના જ વિચારો છે.

હે પિતા, મને તો પહેલેથી જ પરમદહાડાની વાતોમાં શંકા હતી. આજ વળી એક નવી વાત કહી, કે દીનતા પણ એક સેવા છે જે પ્રસન્નતા પૂર્વક કરવી જોઇએ. પરમદહાડાની વાતોની બાબતમાં મૌલવી સાહેબ કહેતા હતા કે કુરાનમાં તેવું કંઈ આવતું નથી; એ તો હિન્દુઓનો વેદાંત–શાસ્ત્રનો મત છે. આપણા મુસલમાનોમાં પણ સૂફી લોક હિન્દુઓની દેખાદેખી આ સિદ્ધાન્ત માને છે. આજનો ઉપદેશ તો મુસલમાની ધર્મથી બિલકુલ વિરૂદ્ધ છે એમ તેઓ કહેશે. સત્ય કહું તો મને મૌલવી સાહેબનું કથન સત્ય લાગે છે. ભલા! જે વાત કુરાનમાં નથી તે કેવી રીતે મનાય? હમણાં વળી કહોછો કે સર્વ ઈશ્વરમય જ છે.

દિલારાની આવી બભીત વાતો સાંભળી દારાને ક્રોધ થયો, પરન્તુ એ ક્રોધ ભય અથવા અસંતુષ્ટતાજનિત નહોતો. કોઇ પરિચિત વસ્તુની અભાવ સુચક ઉક્તિ કોઈ અલ્પબુદ્ધિવાળા

મનુષ્ય પાસેથી સાંભળવાથી જેમ કોઈ પશ્ચાત્તાપ પૂર્વક ક્રોધ કરે છે તેમ દારાના મુખ મંડલ પર આવેશનાં ચિન્હ દેખાયાં.

દારાઃ—મન્દ-બુદ્ધિ ! તું એવી વસ્તુનો સંદેહ કરે છે કે જે સૂર્યની પેઠે પ્રકાશીત છે. મૌલવી સાહેબની અજ્ઞાનતા છે કે તે કુરાનને આ વાતોથી વંચિત કહે છે. અવિવેકી! કુરાન તો આ વાતોનો ભંડાર છે. તે આવી વાતોથી ભરપુર છે. તેના શબ્દોનો ઉપલક અર્થ કરી તે પ્રમાણે અનુસરવું વ્યર્થ છે. મુખ્ય ભાવાર્થનો વિચાર કરવો જોઇએ. કુરાનમાં ઠેકાણે ઠેકાણે લખ્યું છે કે તે સર્વમાં વ્યાપ્ત છે, તેજ આદિ છે, તેજ અન્ત છે, તેજ પ્રકટ છે, તેજ ગુપ્ત છે, તેજ ઉપર છે અને તેજ નીચે છે; અર્થાત તે સર્વ પદાર્થોમાં ઉપસ્થિત છે. કુરાનમાં પ્રથમ જ એ આજ્ઞા છે કે ઉપદેશ તેને માટે છે કે જે વિચાર કરે છે. પણ હું કહુંછું કે લોક વિચારતા નથી. વેદાન્તનો પણ નિર્સંદેહ એજ સિદ્ધાન્ત છે. જો મુહમ્મદનો ઉપદેશ આના જેવો જ હોય તો તેમાં હાનિ શું છે? મેં ક્યારે કહ્યું કે દરેક પદાર્થને ઇશ્વિર કહેવો જોઇએ? મારા પૂર્વોક્ત દૃષ્ટાંતથી ખરૂં તત્ત્વ સમજાય છે. જ્યાં સુધી કુલડી પોતાના અને ઘડો પોતાના આકારમાં છે ત્યાં સુધી તેને માટી એમ નહી કહીશું. જ્યાં સુધી તાંતણામાં ગાંઠ છે તે ગાંઠ જ કહેવાશે તન્તુ નહીં. પરન્તુ એમ સમજવું જોઇએ કે ખરી રીતે તે માટી અને તાંતણો છે.

બીજી વાત એ રહી કે સુખ અથવા દુઃખ સહન કરવું તે મનુષ્યને માટે એક નિર્દિષ્ટ સેવા છે, તે કંઈ આશ્ચર્યની વાત નથી ! કારણ આપણે નિશ્ચય કર્યો છે કે "**एकमेवाद्वितीयं ब्रह्म**" અર્થાત્ જે કંઈ છે તે સર્વ ઇશ્વિરનો જ પ્રકાશ છે. કોઈ ઠેકાણે તેનું સ્વરૂપ પ્રેમમય હોયછે અને કોઇ ઠેકાણે ક્રોધ-મય હોય છે. જો એક કાંટાવાળુ વૃક્ષ, જેને ફળ ફૂલ ન થતાં હોય, તે, ઇર્ષ્યા કરે કે અન્ય વૃક્ષ પર ફૂલ મનોહર થાય છે અને ફળ પણ સ્વાદિષ્ટ થાય છે, મને શામાટે તેથી રહિત રાખ્યું હશે? તો હું કહીશ કે તને તે વસ્તુઓ પ્રાપ્ત છે કે જે ફૂલ અથવા ફળવાળાં વૃક્ષને નથી. જે ગુણ ત્હારામાં છે તે એનામાં નથી અને જે તેનામાં છે તે તારામાં નથી, તેથી ઇર્ષ્યા કરવી વ્યર્થ છે.

પ્રિય પુત્રી દિલારા ? આ એવો ઉત્તમ ઉપદેશ છે કે જો મનુષ્ય તેને સારી રીતે વિચાર પૂર્વક હૃદયંગમ કરી લે તો આ સંસારના મોહ, શોક, ક્લેશ અને કષ્ટપ્રદ સર્વ કલહથી મુક્ત થઇ જાય; આનું નામ સંસારનો ત્યાગ. સાંસારિક ઉતાર–ચઢાવ, અસ્ત અને ઉદયના કષ્ટનું જ્ઞાન જો ના સંપાદન કર્યું તો સમજવું કે સંસારની શાંતિ અને પ્રેમ નષ્ટ થઇ ગયો. સંસાર ત્યાગથી એમ ન સમજતી કે ગૃહ, સ્ત્રી, પુત્રરૂપી સંસારને તજી દેવું. તેથી પુત્રી? મારી દિલારા ! હું મારા ભાઇના આચરણો માટે ઇર્ષ્યાળુ નથી તો તું શા માટે ઇર્ષ્યા કરે છે? બસ તું હરવખ્ત આ વિચારમાં નિમગ્ન રહે કે "**एकमेवाद्वितीयं ब्रह्म**".

મણીલાલ છગનલાલ રાવળ.

# બોહીમીયા અને પોલેન્ડમાં રાષ્ટ્રીયત્વ.‡

યૂરોપની રાજકીય વ્યવસ્થા વિષે ભવિષ્ય વાણી ભાગ્યે જ ભાખી શકાય. છતાં એમ લાગે છે કે પ્રજાઓના હાલના જ મિત્રભાવો અને વિરોધો ભવિષ્યમાં પણ રહેશે, તેમ જ જે કેટલીક મૂલગામી માનસિક દશાઓને લીધે આ યુદ્ધ અનિવાર્ય બન્યું તે, ત્હેની જરૂરીયાતો સંતોષાશે નહિ ત્યાં સુધી અશાન્તિનું કારણ વારંવાર બનશે. જર્મન અને સ્લાવ એ બે પ્રજાઓના શત્રુત્વનું પરિણામ આ વિગ્રહ ગણાય છે. પણ ત્હેમની વચ્ચે વિરોધ જાતિનો નથી તેમ આર્થિક પણ નથી. તે માનસિક છે—અમે ત્હેને રાષ્ટ્રીયત્વ કહીશું.

રાષ્ટ્રીયત્વ એ કોઇ પણ જનસમૂહની, પોતાના વ્યક્તિત્વના રક્ષણ માટે હરીફાઇની લડત છે. ત્હેનો જુસ્સો ધર્મ કરતાં પણ વધારે ઉંડો છે. જુના વખતમાં ખ્રીસ્તી ધર્મની માફક આ ભાવનાનો વિકાસ રાજ્યકર્તાઓના મૂર્ખાઇભરેલા જુલમથી થયો છે—તેઓ જોઇ શક્યા નહિ કે ત્હેને દબાવવાનો પ્રયત્ન કરવો એ ત્હેને પ્રસારવાનો એક માર્ગ છે. ત્હેનું મૂળ બુદ્ધિ કરતાં પણ લાગણીમાં વધારે છે. ટુંકમાં પોતાના ઐક્યના ભાનવાળા લોકોનો, તે ઐક્યભાવને છુંદનાર સત્તાઓ સ્હામે બળવો એ જ રાષ્ટ્રીય ચેતના. "આઇરીશ હોમરૂલ" ની દારૂણ લડત, આ ભાવનાનો તરતનો દાખલો છે. રાષ્ટ્રીય ભાવના કેવલ રાજકીય પરતંત્રતાની જ નહિ, પણ સર્વ વિજાતીય સંસ્કારો અને મુખ્યત્વે કરીને વિજાતીય ભાષાની શત્રુ છે.

છેલ્લા અડધા સૈકામાં અને ખાસ કરીને છેલ્લાં દશ વર્ષમાં આખી દુનીયાએ પરતંત્રતા સ્હામે બળવો ઉઠાવ્યો છે, અને રાષ્ટ્રીય ઉત્સાહ સર્વત્ર જામ્યો છે. રાષ્ટ્રીયત્વ—ત્હેના હાલના સ્વરૂપમાં—એટલા વેગથી વાધ્યું છે કે જગતે એક સામાજીક બળ તરીકે ત્હેનું સામ્રાજ્ય હજી સ્વીકાર્યું નથી. નૉર્વેને સ્વીડનની સત્તા ઘણા વખતથી ખુંચતી હતી; તેથી ઉંવટે તે દશ વર્ષ ઉપર ઘણી શાન્ત રીતે ત્હેનાથી છુટું પડયું. જર્મનોએ પોતાના રાજ્યમાં તેમ જ ઑસ્ટ્રીયામાં સર્વ પ્રજા ઉપર પોતાની ભાષા અને સંસ્કારોનું દબાણ કરવા ઘણો ક્રુર પ્રયત્ન કર્યો છે, તેથી હાલ યૂરોપના બધા લોકો ત્હેમનાથી બ્હીએ છે અને ત્હેમને ધિક્કારે છે.

યૂરોપના પૂર્વ-દક્ષિણ ભાગમાં જર્મન ભાષા અને સંસ્કૃતિ સ્હામે રાષ્ટ્રીય ભાવના ઉભરાવાથી આજનો વિગ્રહ ઉત્પન્ન થયો છે. આજ સુધી યૂરોપની રાજનીતિ ઘણી વિભિન્ન પ્રજાઓ ઉપર થોડાં મહારાજ્યોનું રાજ્ય ચલાવવાની છે. પણ આ કૃત્રિમ પરિસ્થિતિ સ્હામે લોકમતનું તોફાન ઘણા સમયથી વધ્યે જતું હતું તે હવે પૂર જોસમાં ફાટી નીકળ્યું છે. ઑસ્ટ્રીયાએ પોતાની ધુંસરી જર્મન, પોલ, બોહીમીયન વગેરે ઘણા વિજાતીય લોકો ઉપર બેસાડી છે; પણ રાષ્ટ્રીય જુસ્સાના પ્રતાપથી આ રાજ્યના બધા ભાગમાં એકતા કેવલ નામની

---

‡ નૉર્થ અમેરીકન રીવ્યુના ડીસેમ્બરના અંકમાં હર્બર્ટ એડોલ્ફસ મીલરના ઇંગ્રેજી લેખ ઉપરથી.

જ છે. ઘણા વખતથી એમ ચોક્કસ જણાયું છે કે રાજ્યોના ભાગલાથી તેમ ત્હેની નવી રચનાથી યૂરોપનો નકશો ભવિષ્યમાં બદલાઇ જશે. દરેક સ્લાવ પ્રજામાં રાષ્ટ્રીય જુસ્સો વધે છે તેમ સમસ્ત સ્લાવ જાતિનું અભિમાન પણ જામે છે. અને સ્લાવ હીલચાલની ગંભીર ધાસ્તી સમજીને જ જર્મન ચાન્સેલરે એ વર્ષ ઉપર લડાઇનો કર ખૂબ વધાર્યો અને તેથી ઇંગ્લંડ તથા ફ્રાંસને પણ તેમ કરવાની ફરજ પડી.

રાષ્ટ્રીય ભાવના વધારેમાં વધારે કેળવનાર અને જર્મનો સ્હામે તીવ્ર લાગણી ઉત્પન્ન કરનાર બે મ્હોટી સ્લાવ પ્રજાઓ બોહીમીયન અને પોલ છે. બોહીમીયાની હાલની સ્થિતિ કાઉન્ટ લટ્ઝોએ સન ૧૯૧૧માં પ્રેગમાં આપેલા ભાષણમાં સારી રીતે વર્ણવેલી છેઃ—

"ઓગણીસમા સૈકાની શરૂઆતથી બોહીમીયામાં અને ખાસ કરીને પ્રેગમાં જે બાબતો દૃષ્ટિગોચર થાય છે તે રાષ્ટ્રીય લાગણીનો વિકાસ અને બોહીમીયન ભાષાનો પુનર્જન્મ છે. બોહીમીયાના જે મ્હોટા ભાગને જર્મનીનો ઘણો પાસ લાગ્યો હતો તે હવે તદ્દન સ્લાવ થયો છે. દેશી ભાષા જે પહેલા દૂરના પ્રદેશોમાં ફક્ત ગામડીયા બોલતા હતા તે હવે કેળવાએલા વર્ગમાં ઘણી છૂટથી બોલાય છે........રાષ્ટ્રીય સાહિત્ય, જેનો લગભગ લોપ થયો હતો તે હવે, ખાસ કરીને રાષ્ટ્રીય યુનિવર્સિટીની સ્થાપના પછી ઘણું સમૃદ્ધ બન્યું છે. બીજે કોઈ વખતે બોહીમીયન ભાષામાં આટલી સારી ચોપડીઓ લખાઇ નથી."

આશરે પચાસ વર્ષ ઉપર કેટલાક બોહીમીયન લેખકોએ જર્મનને બદલે દેશી ભાષામાં લખવા માંડયું. ત્યાર પછી બોહીમીયન જુસ્સો એટલો બધો વધી ગયો છે કે જર્મનનો તિરસ્કાર જોસબંધ ઉશ્કેરાયો છે. બોહીમીયાનાં ઘણાં ઉપહારગૃહોમાં "નિશાળોની માતા"—કેળવણીની એક સંસ્થા—માટે પૈસા નાંખવાની પેટી ફેરવવામાં આવે છે; તે ફંડમાંથી જર્મન વસ્તીવાળા પ્રદેશોમાં બોહીમીયન ભાષા શીખવવાને નિશાળો સ્થપાય છે. જર્મન શીખેલા પિતાઓ પોતાનાં સંતાનોને બોહીમીયન ભાષા શીખવે છે; અને વેપારીઓ જર્મન જાણ્યા શિવાય ધંધામાં ફતેહમંદ થવામાં મગરૂબી સમજે છે, અને આમ સાબીત કરી આપે છે કે બોહીમીયા પોતાના પગ ઉપર ઉભું રહેવાની શક્તિ ધરાવે છે. આમ સીત્તેર લાખ માણસો જર્મન ભાષા, વિદ્યા, વેપાર વગેરેથી તદ્દન અલગ રહે એથી ત્હેમને ઘણું નુકસાન થાય એ દેખીતું છે. છતાં જેઓ આ વાત વધારેમાં વધારે સ્પષ્ટ રીતે સમજે છે તેઓ પોતાની જાતિનાં—આત્માના સ્વાતંત્ર્ય માટે હસતે મ્હેરે આ ગેરલાભ ખમે છે. જો આપણે ધ્યાનમાં લઇશું કે જર્મન તત્વોને જ ખરી પ્રતિષ્ઠા અને માન મળે છે તો આપણા ખ્યાલમાં આવશે કે ધાર્મિક ઉત્સાહ જેટલો સંસારી સ્વાર્થવૃત્તિનો લોપ આ હીલચાલમાં પણ રહેલો છે. અગીયાર રાજકીય પક્ષો તેમ જ કેથોલીક અને ત્હેમના પ્રતિપક્ષીઓના તીક્ષ્ણ વિરોધ હોવા છતાં રાષ્ટ્રીય ભાવના બોહીમીયાની પ્રજાનું એકીકરણ વધારે ને વધારે દૃઢ કર્યે જાય છે.

સ્લાવ રાષ્ટ્રીયત્વનું વધારેમાં વધારે વિશાળ સ્વરૂપ સમસ્ત સ્લાવ કોમની હીલચાલ છે. સન ૧૯૧૨માં પ્રેગમાં સર્વ સ્લાવ દેશોએ એક જંગી કસરતી સમારંભ રચી પોતાની

એકતા મૂર્તિમન્ત કરવાને ઉપયોગી પગલું ભર્યું હતું. વીસ હજારથી વધારે માણસોએ એ મેળામાં ભાગ લીધો હતો; જુદી જુદી ભાષાઓ બોલનાર તેમ જ થોડા વખતમાં શત્રુ બનનાર બલ્ગેરીયનો અને સર્વીયનો–સર્વેએ સાથે સાથે ત્યાં કસરતો કરી હતી. પોલ લોકો હાજર રહ્યા ન હતા કારણ કે હેમના શત્રુ રૂશીયનોને ત્યાં આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે શિવાય સ્લાવ જાતિની બધી પ્રજાઓ હાજર હતી. "સ્લાવી; સ્લાવી"–એ દરેક બાપણનો જાદુઈ મંત્ર હતો અને એ મંત્રના ઉચ્ચારથી લોકોમાં અજબ ઉત્સાહ ઉશ્કેરાતો. આ મેળો ભરાયો તે જ વખતે સ્ટૉકહોમમાં ઑલીમ્પીક રમતો થઇ હતી. રમતોમાં બધા દેશોએ ઘણો રસ લીધો હતો, પણ જે સંમેલન આ વિગ્રહના દાવાનલને ચેતાવતું હતું તે સ્લાવ શિવાય બીજાને અજાણ્યું રહ્યું. પ્રેગનાં જર્મન પત્રોએ સ્ટૉકહોમની રમતોનાં લાંબા વૃત્તાન્ત આપ્યા હતા પણ હેમાં આ ગંજાવર મેળા વિષે એક અક્ષર પણ ન હતો. શહેરના રસ્તા વિવિધ વાવટાઓથી ઝળકતા હતા પણ ઑસ્ટ્રીયાનો વાવટો હેમાં નજરે ન જ પડતો.

બાલ્કન યુદ્ધમાં સર્વીયાને ધમકી આપવાથી ઑસ્ટ્રીયાનો વિનાશ થાત કારણ કે તેથી સ્લાવ લોકોમાં ચોક્કસ બળવો થાત. જ્યારે બોહીમીયન સીપાઇઓને સર્વીઆની હદ ઉપર લડાઇ માટે એકઠા કરવામાં આવ્યા ત્યારે "હેજ-સ્લેવોન" નામનું સ્લાવ જાતિનું ગીત હેમણે ગાવા માંડયું. એ ગીત બધી સ્લાવ પ્રજાઓનું હૃદયભેદક રાષ્ટ્રીય ગીત છે અને ઑસ્ટ્રીયન સીપાઇઓને તે ગાવાની મના છે. હેનો ભાવાર્થ એવો છે કે જર્મનોની સંખ્યા નરકમાં સડતા જીવોના જેટલી હોય તો પણ સ્લાવ લોકો કે હેની ભાષા નષ્ટ થશે નહિ. એવો આશરો કાઢવામાં આવ્યો છે કે સીત્તેર હજારથી વધારે યુવકો, ગયા યુદ્ધ વખતે, લશ્કરમાં જોડાવાનો હુકમ જોતાં ઑસ્ટ્રીયા છોડીને ગયા હતા; અને માનવાને કારણ છે કે, હાલના યુદ્ધમાં પણ ઑસ્ટ્રીયામાં વસતા સ્લાવોનું હૃદય સ્હામા પક્ષ તરફ છે.

પોલેન્ડ એ બીજો મ્હોટો સ્લાવ દેશ છે કે જેમાં રાષ્ટ્રીય જુસ્સો વધારેમાં વધારે વાધ્યો છે. ઇતિહાસમાં કદિ પણ ન પ્રસિદ્ધ થએલો આ દેશ સો વર્ષ પહેલાં સ્વતંત્ર હતો. પછી જર્મની, ઑસ્ટ્રીયા અને રૂશીયાએ હેના ભાગલા પાડયા અને સામાજીક નિયમોની સંપૂર્ણ અવગણના કરી હેને પોતાનાં રાજ્યોમાં ભેળવી દેવા પ્રયત્નો કર્યા. રાષ્ટ્રીય વ્યક્તિત્વ ભૂંસી નાંખવાને આથી વધારે સખ્ત ઉપાયો સતત રીતે ભાગ્યે જ યોજવામાં આવ્યા હશે. છતાં જો કોઈ પ્રસંગે રાજકીય અજીર્ણનો દાખલો બન્યો હોય તો પોલેન્ડના ત્રણે ભાગે આ રોગ ત્રણે રાજ્યોને ઉપજાવ્યો છે. પોલીશ ભાષાનો નિષેધ કરી હેને બદલે જર્મન ભાષા દાખલ કરવાનો બીસ્માર્કનો મૂર્ખાઇભરેલો પ્રયત્ન અને રૂશીયાનો રૂશીયન પોલેન્ડમાં હેવો જ પ્રયત્ન–એ યૂરોપની હાલની અશાન્તિનાં મૂલ કારણ કહી શકાય; કારણ કે તેથી ભાષાનું રક્ષણ એક ધર્મ બન્યો છે અને હેને માટે આત્મભોગ વીરતા ગણાય છે. પોલ લોકો એમ સમજે છે કે ચર્ચ તરફ પોતાની લાગણી એ ખરી ઈશ્વરભક્તિ છે. પણ ખરી રીતે તેઓ સારા કૅથોલીક છે કારણ કે હેમનો ધર્મ પોલેન્ડ જ છે અને હેમનો કૅથોલીક જુસ્સો એ રૂઢિપૂજક રૂશીયા અને પ્રોટેસ્ટન્ટ પ્રુશીયા સ્હામે બળવા રૂપ છે. રૂશીયા કે પ્રુશીયાનું

દરેક ચિહ્ન દરેક ચાલને ચુસ્ત કૅથોલીક થવા પ્રેરે છે—પરજાતિનો તિરસ્કાર સ્વજાતિનું અભિમાન ઉત્કટ બતાવે છે. ખરૂં જોતાં કોઇ પણ ધર્મનો ઉત્સાહ, રાષ્ટ્રીય જુસ્સા જેટલો વેગવાળો હોઇ શકે જ નહિ; રાષ્ટ્રના મહા ચિહ્ન રૂપે જ ધર્મ ઉપયોગી બની શકે. પોલ લોકોનો ખરો પ્રયત્ન, ત્હેમના ઉપર રાજ્ય કરનાર સત્તાઓની યોજનાઓ તોડવાનો જ હમેશાં હોય છે. સમસ્ત સ્લાવ જાતિની હીલચાલ ત્હેમનામાં બહુ પ્રસરી નથી કારણ કે રૂશીયા તરફ તિરસ્કારને લીધે તે બન્નેની એકતા અશક્ય છે. રૂશીયનોને બાદ કરીએ તો બધી સ્લાવ પ્રજાઓમાં ત્હેમની સંખ્યા જે ચાર કરોડની છે તે વધારેમાં વધારે છે, અને ત્હેમનું રાષ્ટ્રીયત્વ ઘણું ઉછળતું છે; તેથી રૂશીયા અને જર્મની મ્હોટાં લસ્કર રાખે છે. જો ત્હેમની રાજ્યભક્તિના બદલામાં ત્હેમને સ્વરાજ્ય આપવાનું વચન રૂશીયાએ પ્રમાણિક પણે આપ્યું હોય તો જે પગલું ડહાપણથી ઘણા વખત ઉપર ભરવું જોઇતું હતું તે હવે સંયોગોમાં દબાણથી તે લેશે. આને પરિણામે પોલેન્ડમાં કેવા ફેરફાર થશે એ હાલ કલ્પવું અશક્ય છે, પણ સ્લાવ કોમની મ્હોટી હીલચાલ ઉપર ત્હેની ગંભીર અસર થશે એ નિઃસંશયછે.

લીથ્યુનીઆ, ફીન્લેન્ડ વગેરે બીજા સ્લાવ દેશોમાં પણ રાષ્ટ્રીય ચેતનના પ્રસારના દાખલા આપી શકાય. પણ ઉપરનો વૃત્તાન્ત એટલું સાબીત કરવાને બસ થશે કે યુરોપની લડાઇ એક સાદો બનાવ નથી પણ સામાજીક ભાવનાઓના અટપટા વિરોધનું પરિણામ છે. અને યુદ્ધનું ગમે તે પરિણામ આવે પણ એ નક્કી જ છે કે ત્હેને ઉપજાવનાર રાષ્ટ્રીય ભાવો સિદ્ધ થશે નહિ ત્યાં સુધી તે કાયમ રહેવાના જ. એકત્રિત સ્લાવ જાતિ એ એકત્રિત જર્મન પ્રજા જેટલી જ અનિષ્ટ છે. લોકસમૂહન્ત—રાષ્ટ્રની સ્વતંત્રતા મનુષ્યના આત્માના વિકાસ માટે આવશ્યક છે અને તે સર્વને પ્રાપ્ત થવી જ જોઇએ. યુરોપના રણજંગથી આ સામાજીક સિદ્ધાન્ત સર્વેએ સમજવો જોઇએ; નહિ તો સુલેહ સ્થિર કે ચોક્કસ કદિ પણ થશે નહિ

ઇન્દુલાલ ક. યાજ્ઞિક.

---

# પ્રેમાનન્દના સમયની ભાષા.

રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા સંવત્ ૧૯૭૧ ના માર્ગશીર્ષ માસનો "વસન્ત" ના અંકમાં લખે છે કે,

"ભાલણકૃત સપ્તસતીની અસલ ત્રણ નકલો મને મળી હતી, તેમાંની એક તો સં. ૧૭૩૯ અથવા આજથી સવાબસેં વર્ષ ઉપર લખાએલી હતી; તે છતાં, તેમાં કાદંબરી જેવી ભાષા નથી તેનું શું કારણ હશે? અહીં એક બીજી વાતનું સૂચન થાય છે,' તે એ કે કદાપિ

એવી જૂની પ્રત લખતાં લહિયાએ ફેરફાર કર્યો હશે એમ માનીએ, તો તેમાં લખેલી ભાષા તે સંવત્ ૧૭૩૬ ની ભાષા એમ તો કબુલ કરવું જ પડશે, અને તેથી એ સિદ્ધ થશે કે સંવત્ ૧૭૩૬ એટલે કવિ પ્રેમાનન્દની ભર જુવાનીના સમયમાં જે ભાષા વપરાતી હતી તે હાલ ચાલતી ભાષા જેવી છે, એટલે રા. નરસિંહરાવે આ બાબતમાં લીધેલો આક્ષેપ પણ દૂર થાય છે."

પ્રેમાનન્દનાં જેવાં સ્વરૂપમાં કાવ્યો પ્રકટ થયેલાં છે, તે કાવ્યોની ભાષા ઉપરથી કેટલાકનો એવો અભિપ્રાય થયેલો છે કે પ્રેમાનન્દના સમયમાં હાલના જેવી જ ભાષા વપરાતી હશે. તે સમયના અપ્રકટ ગ્રન્થો નહિ જોવાને લીધે, સાધારણ રીતે ઘણાનો આવો અભિપ્રાય થયેલો છે. રા. રા. કેશવલાલભાઇ પણ વિક્રમના અરાઢમા શતકથી અર્વાચીન ભાષાનો યુગ ગણે છે.* જો કે રા. નરસિંહરાવે હાલ વપરાતી ભાષા કરતાં પ્રેમાનન્દના સમયની ભાષા ભિન્ન ગણેલી છે, તો પણ તેઓ પોતાનું કથન સપ્રમાણ સિદ્ધ કરી શક્યા નથી. તેઓ પ્રેમાનન્દનાં નાટકો વિષેના પોતાના પ્રથમ નિબંધના પૃષ્ઠ ૧૮ ઉપર લખે છે કે,

"આ નાટકોની ભાષા જ આધુનિક છે. એ ઉપરથી હું આ નાટક પ્રેમાનન્દની કૃતિ હોવા બાબત સંશય રાખું છું. ×××××× પરંતુ ૨૦૦ વર્ષના અન્તરમાં ભાષામાં કાંઇ પણ ફરક ના પડે એ કેટલું અસંભવિત છે! ગુજરાતી ભાષામાં પાછલાં ૨૦૦ વર્ષમાં રૂપાન્તર થયેલાં અન્ય માર્ગથી જણાઇ આવે એમ લાગે છે."

પરન્તુ, ગુજરાતી ભાષામાં તે ૨૦૦ વર્ષમાં કેવાં રૂપાન્તરો થયાં છે અને પ્રેમાનન્દના સમયની ભાષાનું સ્વરૂપ કેવું હતું, તે તેમણે દૃષ્ટાન્તોથી બતાવ્યું હોત તો ઠીક થાત. કદાચ તે નક્કી કરવાનાં તેમને સાધનો પણ ન મળ્યાં હોય. હું નીચે જે પ્રમાણો આપું છું, તે ઉપરથી જણાશે કે રા. નરસિંહરાવનું અનુમાન સત્ય છે.

ગુજરાતી પ્રાચીન કાવ્યો બહુધા આખ્યાન રૂપે હોય છે. અને આખ્યાનો લખવાનો ઉદ્દેશ લોકોમાં તેને ગાઇને કથા કરવાનો હોવાથી, દરેક કાવ્યની જેમ જેમ નકલ થયેલી તેમ તેમ તે કાળની ભાષાના અનુરૂપ તેમાં ફેરફાર થયેલો. આ બાબત પ્રાચીન કાવ્યોના અભ્યાસકોને સારી રીતે વિદિત છે.× તેથી અમુક કાવ્યની ભાષાના સમયનું તોલ, તે કાવ્ય

---

* તેમનું બીજી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ જુઓ.

× પ્રાચીન કાવ્યોના હસ્તલેખોના અભ્યાસી રા. અંબાલાલ બુલાખીરામ જાનીનો પણ આવો જ અભિપ્રાય છે:—

"આથી જે જે કાલમાં પ્રાચીન આખ્યાનો લખાયાં છે, તે તે કાલની જ ભાષામાં ગ્રન્થોમાં પ્રતિબિમ્બિત થવી જોઇએ, એવું અનુમાન એ આખ્યાનોના અવલોકનથી ફલિત થાય છે. એના એ આખ્યાનની જૂદે જૂદે સમયે જૂદે જૂદે સ્થળે લખાએલી

**ક્યારે રચાયું** તે ઉપરથી કરવાનું નથી, પણ તે કાવ્યની પ્રાપ્ત પ્રત **ક્યારે લખાયેલી** છે તે ઉપરથી કરવાનું છે. એકજ કાવ્યની જૂદે જૂદે સમયે લખાએલી પ્રતો મેળવતાં તેમની ભાષામાં ફેર જણાય છે. માટે અમુક સમયની ભાષાના સમયનો નિર્ણય કરતી વખતે, તે કાવ્યની **રચ્યા સાલ** કરતાં **લખ્યા સાલ** વિશેષ ઉપયોગી સમજવી જોઇએ.

ઘણું કરીને પ્રેમાનન્દનાં કાવ્યોની પ્રતો તેના જ સમયમાં લખાએલી કોઇને હાથ લાગી હોય તેવું જણાયું નથી. પરન્તુ, ઘણુંખરૂં સંવત્ ૧૮૦૦ ની સાલ પછી જ લખાએલાં તેનાં કાવ્યો મળી આવ્યાં છે. તે પહેલાનાં લખાએલાં કદાચ કોઇને મળી આવ્યાં હોય, તોપણ તેની મૂળ ભાષા કાયમ રાખી, પ્રકટ થયેલાં નથી. પરન્તુ, તેમાં મન ગમતો ફેરફાર કરી, તેને હાલની ભાષાનું સ્વરૂપ આપી, પ્રકટ કરેલાં જણાય છે. પ્રાચીન કાવ્યોના પ્રકટીકરણ બાબત ઘણાની વ્યાજબી ફરિયાદ છે. કેટલાક પ્રકટકર્તાઓએ પ્રાચીન ભાષાનાં રૂપોને અશુદ્ધ ગણી, કેટલાકે તે સમયની ભાષાના સ્વરૂપને તે સમયની લેખનપદ્ધતિનું રૂપ સમજી,† કેટલાકે તેને જૈનશૈલી ધારી, અને ઘણાકે પ્રાચીન ભાષા સામાન્ય વર્ગથી નહિ સમજી શકાય તેમ વિચારી, પ્રાચીન કાવ્યોમાં ફેરફાર કરી તે પ્રસિદ્ધ કરેલાં છે. તેથી પ્રેમાનન્દ કે અન્ય કવિનાં પ્રકટ થયેલાં કાવ્યો ઉપરથી, તેના સમયની ભાષા નક્કી થઈ શકે નહિ, પરન્તુ તે સમયે લખાએલા ગ્રન્થો ઉપરથી જ નક્કી થઈ શકે.

પ્રેમાનન્દનો લાંબામાં લાંબો જીવનકાળ સં. ૧૬૯૨ થી ૧૭૯૦ સુધીનો મનાય છે— જો કે તે ૧૭૯૦ સુધી હયાત હોય તે બાબત બહુ સંશયગ્રસ્ત છે. જો કે આ સમયમાં લખાએલી પ્રેમાનન્દનાં કાવ્યોની પ્રતો મળતી નથી, તો પણ પ્રેમાનન્દના પુરોગામી કવિઓનાં કાવ્યોની પ્રેમાનન્દના સમયમાં લખાએલી અનેક પ્રતો મળી શકે એમ છે. તે પ્રતોની ભાષા હાલની ભાષા કરતાં નિઃશંક રીતે ભિન્ન હોય છે. તો, પ્રશ્ન એ થાય છે કે પ્રેમાનન્દના સમયમાં લખાએલા અન્ય ગ્રન્થોની ભાષા પ્રાચીન હોય અને પ્રેમાનન્દની ભાષા અર્વાચીન હોય એવું સંભવિત છે ખરૂં ? ખરૂં અનુમાન તો એજ સંભવે કે પ્રેમાનન્દનાં કાવ્યોની પણ તેવી જ ભાષા હોવી જોઇએ, પણ તેના સમયમાં જ લખાએલા તેના ગ્રન્થો નહિ મળી

---

પ્રતિઓમાં થયેલો ભાષા ફેર આ અનુમાનને સબળ ટેકો આપે છે."

(બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ માની પ્રસ્તાવના—પૃ૦ ૫૩.)

† દાખલા તરીકે પ્રાચીન કાવ્યમાળાના ૩૨ મા ગ્રન્થમાં પ્રકટ થયેલ નરહરિ કૃત શ્રીમદ્ ભગવદ્ગીતાની પ્રસ્તાવના જુઓઃ—

"આ ગ્રન્થની ભાષા શૈલી વિલક્ષણ લાગવાનું બીજું કારણ એવું પણ હશે કે તે વખતે જે ગ્રન્થો લખાતા તેની જોડણી જૂની ગુજરાતીને અનુસરી કરવામાં આવતી હશે. અમે વાંચનારની સુગમતા સારૂ તે તે જગોએ શબ્દના ચાલુ ઉચ્ચારને અનુસરી જોડણીમાં કંઈક ફેરફાર કર્યો છે."

આવવાથી તેનું સ્વરૂપ એટલું પ્રાચીન લાગતું નથી. કારણ કે, તેમાં તેના સમયની ભાષાનું નહિ પણ તે ગ્રન્થોની પ્રતો જ્યારે લખાઈ હોય તે સમયની ભાષાનું પ્રતિબિમ્બ હોય છે. પ્રેમાનન્દના સમયમાં જ લખાએલી તેના કોઈ કાવ્યની નકલ મળી આવે તો, તેનાં કાવ્યોની મૂળ ભાષા કેવી હતી તે ચોક્કસપણે કહી શકાય.*

પ્રેમાનન્દના પુરોગામી કવિઓની પ્રેમાનન્દના સમયમાં લખાએલી પ્રતોમાંથી તેના સમયની ભાષાનું દર્શન થઈ શકે એમ છે, એમ ઉપર જણાવ્યું છે, તો તેમાંથી હવે કેટલાક નમૂના જોઇએ. બૃહત્ કાવ્યદોહન ભાગ ૮ માની પ્રસ્તાવનામાં નાકરના ચરિત્રમાં પ્રાચીન કાવ્યરસિક રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ સંવત્ ૧૭૫૮ માં લખાએલા નાકરકૃત લવકુશાખ્યાનમાંથી તેમજ સંવત્ ૧૭૩૨ માં લખાએલા વિષ્ણુદાસકૃત ચન્દ્રહાસાખ્યાન અને નાકરકૃત સુધન્વાખ્યાનમાંથી ઉતારા આપ્યા છે, તે ઉપરથી તે સમયની ભાષાનું સ્વરૂપ જણાય છે.

" અરે ભુંડા મંદ મતિના ઈ, મત્ય કુંણિ તિની આપીજી,
હસતાં મિં હરખીં મિં માગ્યૂં તિં વચન મેહેલૂં થાપીજી,
વૈદેહીના છ સમૈયા તિં કાં સાર વિસારીજી ? ટેક.
અરે ઉર્ઝીં તિં એ શૂં માગ્યું ? તુજનિ મહેલૂં કાપીજી. ચૈં૦

એ ઉર્ઝીં તિનિ ફિરી પિરિ કાપૂં, માહારિ એ શું કામજી ?
ગહર નિશાગે માહારી જપવાનિ, નિર્મલ રાઘવ રામજી. " ચૈં૦

( નાકરકૃત લવકુશાખ્યાન, લખ્યા સં. ૧૭૫૮ )

આ ભાષા હાલ વપરાતી ભાષા કરતાં સ્પષ્ટ રીતે પ્રાચીન છે, એમ સહજ જણાય એવું છે. જો કે તેમાં સત્તરમા શતકની કંઇક છાયા છે ખરી, પરન્તુ એકંદર સ્વરૂપ તો અઢારમા શતકનું જ જણાય છે. વળી નીચે આપેલા ઉતારામાંતો સત્તરમા શતકની કંઇ પણ છાયા જણાતી નથી, તેથી તેમાંઅઢારમા શતકની ભાષાનું સ્વરૂપ યથાસ્થિત જોઇ શકાશે.

" રાજા જનમેજિ કિહિ છિ, જૈમુન્યને તું માહા મોહોટા મુન્ય;
વિદ્યાર્થી તું વ્યાસ તણો રે, જીવિતવ્ય તારૂં ધન્ય.
પુરાણ અવર તાં મિં સાંભલિયાં, વાંણી વેદ વ્યાસ;

---

* આવી પ્રત કોઈ ગૃહસ્થ પાસે હોય તો તેનાં દર્શન કરાવવાની કે તેને અસલ સ્વરૂપે પ્રકટ કરવાની તેઓ કૃપા કરશે ? ગુજરાતી ભાષાના તેમજ સાહિત્યના યથાર્થ ઇતિહાસના અભ્યાસ માટે પ્રાચીન ગ્રન્થોની હસ્તલિખિત પ્રતો એકઠી રથશે—સાહિત્ય પરિષદના નવા થનાર મંદિરમાં—સંગ્રહિત થવી જોઇએ.

ઉત્તમ કથા તાં છિ ભારથની; આનંદિ અતિ હાસ.
કુંણ દેશથી ઘોડો આણ્યો, કયમ કરી પ્રાક્રમ;
કિણિ બાંધ્યો કયમ સુકાવ્યો, મુંને કહોને ધર્માધર્મ."

( વિષ્ણુદાસકૃત ચન્દ્રહાસાખ્યાન, લખ્યા સં. ૧૭૩૨ )

" વાણી તાં કિહિ ઋષી અમરીત વાંણી તે શુચિ,
બહુ પક્ષે તે પાંડવ પૂરા સહીરે.
બાહુ પક્ષે તે પાંડવ પૂરા સહીરે જનમેજિ અવિધારિ,
ઇણિ પિરિ હંસધ્વજ બાહારિં નિસર્યા સંગ્રામ કરવા સાર.
શસ્ત્ર કટક તાં સાથેં લીધું અનિ રાજા નિસર્યૂ બાહારિ;
પડહો વજડાવ્યો સાદ પડાવ્યો અરિ યોધ અવિધારિ.

( નાકરકૃત સુધન્વાખ્યાન, લખ્યા સાલ સં. ૧૭૩૨ )

આ બે ઉતારાની ભાષા સત્તરમા શતકની ભાષા કરતાં અર્વાચીન છે, પરન્તુ હાલની ભાષા કરતાં તો તે સ્પષ્ટ રીતે પ્રાચીન છે એમાં સંશય નથી.

જે સાલમાં રા. બા. કાંટાવાળા પોતાની પાસેની ભાલણકૃત સપ્તશતીની પ્રત લખાએલી જણાવે છે, તે જ સાલમાં એટલે વિ. સં. ૧૭૩૬ માં ઉતારેલી મારી પાસે વિષ્ણુદાસકૃત રામાયણના " યુદ્ધકાંડની કથા " ની એક પ્રત છે. તેમાંથી તેના અન્તની ફલશ્રુતિની પંક્તિઓ નીચે ઉદ્ધૃત કરૂં છું. તે ઉપરથી પણ તે સમયની ભાષાનું સ્વરૂપ જોઇ શકાય છે.

" યુદ્ધકાંડ તણી કથા સાંભલિ યે નરનાર ।
તે ફરીનિ નાવિ કહીએ માતના જઠર મુઝારિ ॥ ૪૦ ॥

ગોમતી ગંગા સરસ્વતી વસુધા દેખિયે હોય ।
રઘુનાથ યશ સાંભલિ તેહનિં તીર્થનાં ફલ હોય ॥ ૪૧ ॥

યગન યાગાદિક કરી સંતોષિ શ્રી ભગવાન ।
તે પુણ્ય હોઇ શ્રવ સાંભલિં રઘુનાથનું યશ ગાંન ॥ ૪૨ ॥

રઘુનાથનું યશ ગાંન ચેકો ભાવસું ચિતમાં ધરિ ।
વિષ્ણુદાસ કહિ તેહનિં રઘુવીર પૂર્ણ કૃપા કરિ ॥ ૪૩ ॥ "

આ પંક્તિઓ અસલ જોડણી બરોબર કાયમ રાખી તેના મૂળ સ્વરૂપમાં જ અહિં લખી છે. માત્ર, મૂળમાં લિપિ બાળબોધ છે પણ અત્ર તે ગુજરાતી લિપિમાં લખી છે. પ્રત

બહુ શુદ્ધ છે અને અક્ષરો પણ સુન્દર મરોડદાર છે. આ ઉતારો પણ તે વખતની ભાષા હાલની ભાષા કરતાં પ્રાચીન હોવાના કથનને પુષ્ટિ આપે છે.

અહિં એક શંકા આવશ્યક છે. નાકર અને વિષ્ણુદાસ વિક્રમના અરાઢમા નહિ પણ સત્તરમા શતકમાં થયેલા છે* તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ ગ્રન્થોના લહીઆઓએ કવિઓની ભાષા મૂળ સ્વરૂપે કાયમ રાખી હોય ( જેમ ઉપર ટાંકવામાં આવેલા નાકરકૃત લવકુશાખ્યાનમાં સહેજ બન્યું છે ) તો તેને અરાઢમા શતકની એટલે પ્રેમાનન્દના સમયની ભાષા શી રીતે ગણી શકાય? આ પ્રશ્ન યોગ્ય છે, પરન્તુ ઉપરના ત્રણ ઉતારામાં આવેલી ભાષા સત્તરમા શતકની નહિ હોતાં અરાઢમા શતકની જ છે, એ નીચેના ગદ્ય વાક્યની ભાષા સાથે મેળવતાં જણાશે. આ વાક્યો ઉક્ત " યુદ્ધકાંડની કથા " ની સમાપ્તિ પછી છે.

"સંવત્ ૧૭૩૬ વર્ષે આષાઢ શુદિ ૧૪ બુધે લખીતં અમદાવાદ મધ્યે શકરપોર મધ્યે વૈષ્ણવ૦ વીરજી લાલજીની પોથીથી લખુ છિ ॥ રા૦† કાસીદાસની પોથી છિ ॥ રાયપુરમાં ગીગુપોરમાં રિહેછિ ॥ "‡

આ વાક્યો સંવત્ ૧૭૩૬ નાં જ છે, એમાં કંઈ સંશય નથી. એ ઉપરથી જણાશે કે એ કાવ્યની અને આ વાક્યોની ભાષા એક છે. તેથી તેની ભાષા પણ સત્તરમા શતકની નહિ ગણતાં અરાઢમા શતકની ગણવી જોઇએ.

વળી, આ કાવ્યો કોઈ જૈન કવિનાં નથી અથવા તો તેની પ્રતો જૈન લહીઆઓ ના હાથે લખેલી નથી, એટલે જૈન શૈલીનો પ્રશ્ન પણ અહિં આડો આવતો નથી.

આટલા વિવેચન ઉપરથી સહજ સમજાયું હશે કે, પ્રેમાનન્દના સમયની ભાષામાં અને હાલની ભાષામાં ભેદ ન હોવાનું કેટલાક તરફથી જે જણાવવામાં આવે છે, તે સાધાર નથી. તે સમયે લખાએલા ગ્રન્થોની ભાષા જોતાં, તેમાં અને હાલની ભાષામાં સ્પષ્ટ અને મોટો ભેદ જણાય છે જ. પ્રેમાનન્દનાં કાવ્યોની ભાષામાં કેમ ભેદ નથી જણાતો, તેનાં કારણો ઉપર જણાવ્યાં છે.

---

* શતકની ગણુતી પાશ્ચાત્ય પદ્ધતિએ એટલે સં. ૧૬૦૦ થી ૧૬૯૯ સુધી સત્તરમું શતક અને ૧૭૦૦ થી ૧૭૯૯ સુધી અરાઢમું શતક એમ કરેલી છે.

† રાવળ કે રાજેશ્રી?

‡ આ ગદ્ય વાક્યોની ભાષા પ્રેમાનન્દનાં નાટકોના ગદ્યની ભાષા સાથે મેળવતાં શું અનુમાન નીકળશે? પ્રેમાનન્દનું એક નાટક તો તેના સમયમાં જ એટલે વીરજીના હાથનું લખેલું મળી આવ્યાનું જણાવવામાં આવ્યું છે. એટલે તેમાં તો તે વખતની ભાષા જ સચવાએલી હોવી જોઇએ.

હવે, જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે, તો રા. બા. કાંટાવાળા પાસેની સં. ૧૭૩૬ ની સાલમાં લખાએલી, સપ્તશતીની ભાષા 'હાલ ચાલતી ભાષા'. જેવી શી રીતે હોઈ શકે, તેની સમજણ પડતી નથી. રા. બા. કાંટાવાળાએ તેમાંથી યથાવત્ ઉતારા આપી પોતાનું કથન સિદ્ધ કર્યું હોત તો, યોગ્ય કહેવાત; તેના અભાવમાં તેમનો પક્ષ સબળ ઠરતા નથી.‡

સ્વ. નારાયણ ભારતીએ ચતુર્ભુજ કૃત 'મોક્ષમહાત્મ્ય' અને ભીમકૃત "પ્રબોધ ચન્દ્રોદય' માંથી 'કવિતાના અસલ રૂપ પ્રમાણે'* આપેલા ઉતારા રા. બા. કાંટાવાળાએ ટાંક્યા છે, પરન્તુ તે ગ્રન્થોની પ્રતો કઈ સાલમાં લખાએલી છે, તે નહિ જણાવેલું હોવાથી, તે સમયની ભાષાના નિર્ણય સંબંધી કંઈ ઉપયોગમાં આવી શકે નહિ. સ્વ. નારાયણ ભારતીએ તે ગ્રન્થોની લખ્યા સાલ તો આપી નથી, પરન્તુ રચ્યા સાલ પણ આપી નથી ! વળી, ચતુર્ભુજ ભાલણનો પુત્ર હતો તે સંબંધમાં સ્વ. નારાયણ ભારતીએ કંઈ પુરાવો આપ્યો જ નથી. ભીમ§ કવિ ભાલણના અથવા તેના ભાઇના વંશમાં થવાની અટકળ કરી છે, પરન્તુ તે ક્યારે થયો હતો તે જણાવવામાં આવ્યું નથી. તો, તેના ગ્રન્થનો પુરાવો ભાલણના સમયની ભાષા નક્કી કરવામાં કેમ ટાંકવામાં આવ્યો હશે ? વળી, સ્વ. ભારતીએ ભાલણના પુત્રોના ગ્રન્થોની ભાષા વિષે તો ભાલણના 'કવિ ચરિત્ર' ના પૃષ્ઠ ૧૮ ઉપર આ પ્રમાણે લખ્યું છેઃ—

" તે ભાલણને આજ કોઈ જાણતું નથી. ત્યારે તેના વંશની ખબર કોને હોય, તો પણ તેના ત્રણ પુત્રો નક્કી થાય છે. તેમણે કવિતામાં ગ્રંથો કર્યા છે, તે ગ્રંથોની કવિતા ભાલણની કવિતા સાથે મળતી આવે છે. પૂર્વે 'જ' ને ઠેકાણે 'ય' વપરાતા હતા 'ઓ' ઠેકાણે 'ઉ' 'અ' સ્થાને 'ઇ' અને 'વ' જોઈએ ત્યાં 'બ' લખતા હતા."

‡ આ લેખ લખ્યા પછી "વસન્ત"ના પોષના અંકમાં 'સપ્તશતી'માંથી રા. બ. કાંટાવાળાએ આપેલો ઉતારો વાંચવામાં આવ્યો. પરન્તુ, તે વિરૂદ્ધ જણાવવાનું કે તે ઉતારો તો પ્રા. કા. ત્રિમાસિકમાં છપાએલા કાવ્યને અક્ષરશઃ અનુસરે છે; અને તે કાવ્ય પ્રકટ કરવામાં તો ૧૮૩૦ની પ્રતનો મુખ્ય આધાર લીધેલો હતો, એમ "પ્રત પાઠાંતર" ઉપરથી જણાય છે. માટે એ ઉતારો મારા કથનની વિરૂદ્ધ જાય એમ નથી. તા. ૧૧–૩–૧૯૧૫.

* 'કવિતાના અસલ રૂપ પ્રમાણે' એનો અર્થ ભાષામાં ફેરફાર કર્યા સિવાય થઈ શકે ?

§ સંવત્ ૧૬૮૭ માં રામાયણની કથા સંસ્કૃતમાંથી કવિ મધુસૂદનને સંભળાવનાર 'ભીમજી વ્યાસ,' કે જેને ભાલણના વંશનો ધારવામાં આવે છે, તે તો અન્ય પુરૂષ છે એમ તપાસ કરતાં મને જણાયું છે. ઉદ્ધવકૃત રામાયણમાં પ્રકટ થયેલો 'યુદ્ધકાંડ' તે 'ભીમજી' ની કૃતિ ધારવામાં સ્વ. નારાયણ ભારતીએ ભૂલ કરી છે. તેનો પૂર્વાપર સંબંધ મેળવતાં તે તો મધુસૂદનની કૃતિ નિશ્ચિત થાય છે. ભીમજીએ તો તેને માત્ર રામાયણની કથા સંભાળેલી, હોય તેમ લાગે છે. 'હરિલીલા' વાળો સિદ્ધપુરનો ભીમ પણ જૂદો છે. 'પ્રબોધ ચન્દ્રોદય' વાળો ભીમ કયો, તે કોઇ જણાવશે ?

આ ઉપર રા. બા. કાંટાવાળાનું કેમ ધ્યાન નહિ ગયું હોય ? સ્વ. ભારતીએ ઉતારાની જોડણી ફેરવીને તો નહિ આપ્યા હોય? તેઓ પણ પ્રાચીન સમયનાં રૂપો ને તે સમયની લખવાની પદ્ધતિ સમજવાની ભૂલ કરે છે! તેમણે આપેલા ઉતારામાંથી પણ 'ઇકસાં,' 'ઉપરિ,' 'ભણિ,' એ રૂપો તો નીકળે છે જ.

છૂટક કાગળોના ટૂકડા ઉપરથી બાદરાયણ સંબંધ મેળવી, સ્વ. નારાયણ ભારતીએ ભાલણનું તેમજ તેના વંશનું જે અદ્ભુત ચરિત્ર ઉપજાવી કાઢયું છે, તેમાંની ઘણીક હકીકત તેમાંનાં આન્તર પ્રમાણોથી જ ખોટી હોય તેમ જણાય છે. ભાલણનો કહેવાતો કાગળ ભાલણના જ હાથનો લખેલો છે, એની શી ખાત્રી ? તેની તદ્દન આધુનિક ભાષા જોતાં, તે વિષે મજબુત વહેમ રાખવાનું કારણ છે. તે કાગળ બીજા જ કોઈ 'પુરુષોત્તમ' ના હાથનો કેમ ન હોય ? ભાલણનું ઘર મૂળથી અત્યાર સુધી, ભાલણના જ વંશના કબજામાં રહેલું નથી. સ્વ. ભારતી જાતે જ લખે છે કે "તે કવિના ભાણેજ પછી અમદાવાદના એક ત્રિવેદી મોઢને ઘરનો વારસો પ્રાપ્ત થયો છે. પણ, જ્યાં સુધી ભાણેજ નહોતો ત્યાં સુધી ભાલણના ઘરનું માલકીપણું પાટણનો શ્રીમાળી બ્રાહ્મણ ભાણા નામનો કરતો હતો" હવે, આ કાગળો તે શ્રીમાળીના પૂર્વજોના હશે તો ? આમ હોય તો તેમાં ભાલણના વંશની હકીકત શી રીતે નીકળે ? સૌથી આશ્ચર્ય જેવું તો એ છે કે આમ જ્યારે ભાલણના હસ્તાક્ષર જેવી અમૂલ્યની પ્રાચીન વસ્તુ મળી આવી, ત્યારે તે સાચવી રાખવાનો સ્વ. નારાયણ ભારતીને કે અન્ય કોઇને વિચાર સરખો પણ ન થયો !!

આટલું વિવેચન બસ છે. સમય અને સાધનોના અભાવે આ પ્રશ્નમાં ઝીણવટથી ઉતરી, સંવતના સત્તરમા અને અઢારમા શતકની ભાષાનું ચોક્કસ સ્વરૂપ નિર્ણીત કરવાનું અત્યારે મારાથી બની શક્યું નથી. પરન્તુ, એટલું તો કહી શકાય કે અઢારમા શતકના પૂર્વાર્દ્ધની ભાષા હાલ વપરાતી ભાષા કરતાં ભિન્ન હતી. સત્તરમા અને અઢારમા શતકમાં લખાએલા ગ્રંથોમાંથી ઉતારા કોઇ ગૃહસ્થ મને મોકલી આપશે તો હું બહુ ઉપકૃત થઇશ.

પાટણ,
તા. ૯-૨-૧૯૧૫.

રામલાલ ચુનીલાલ મોદી.

# ઔમર ખય્યામની રૂબાઈઆત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૭૦ થી. )

૯૩ ( ૧૭૪ )

આજે મઝાનો દિન છે ને છે હવા સારી બધી,
ને વાદળાંએ આ ચમનને ધોઈ નાંખ્યો છે અરે !
બુલબુલ બીચારૂં ગીત ગાતું એ ગીલા કરતું અરે,
" ઓ શુષ્ક ફૂલો ! આપને એ જામ પીવો કંઇ ઘટે ! "

૯૪ ( ૧૭૫ )

તું દુઃખના પંજા મંહિ સપડાય એ પહેલાં અરે,
ફરમાન કર કે તે શરાબી કેટલી લાવે અંહિ;
નાદાન ઓ, ગાફેલ ! તું કાંઇ સુવર્ણ નથી અરે ?
કે સૌ તને આ ખાકમાંથી ખોદીને એ લાવશે.

૯૫ ( ૧૭૬ )

મારા અંહિઆ આવવાથી વિશ્વને સુખ કંઈ નથી;
મારા વદાયે વિશ્વની જાહોજલાલી ના વધી;
મેં કોઈ પાસેથી અરેરે સાંભળ્યું કાંઈ નથી
કે આ અંહિઆ આવવું, જવું, અરે શાને હતું ?

૯૬ ( ૧૭૭ )

આ વિશ્વના ડાહ્યા જનો તારૂં સરૂ જાણે અહો,
તેણે તમારા શિરના વાળો, રગે રગ છે ગણી.
બાપુ તમે આ વિશ્વને દેશો ફરેબી એ અરે
પણ સર્વજ્ઞ એ પ્રભુને તમે દેશો ફરેબી કઈ રીતે ?

૯૭ ( ૧૭૮ )

ગમગીન દિલને જામ આ બાપુ સુખાવહ છે, અહો,
ને જામ આ માશુકના એ ગાલનું છે ઢુંઢણું !
સ્મશાનમાં મેં જામનું એકે ટીપું પીધું નથી,
મેં એ શવાલની રાત્રિને આનન્દથી પોંખી હતી.

## ૯૮ (૧૮૦)

જ્યારે મને રોઝા અને નિમાઝની ઇચ્છા થતી,
ત્યારે જ મેં ખાહેશ મારી પાર પાડી છે અહો;
અફસોસ છે કે મેં વઝુ એ જામથી તોડી અરે!
ને મેં બધા રોઝા અરે એ જામથી તોડયા જ છે.

## ૯૯ (૧૮૩)

તારૂં જીવન શું ઢોંગમાં ખાલી વહ્યું એ જાય છે?
વા નાસ્તિ ને અસ્તિ પછાડી શુંય ચાલ્યું જાય છે?
જો આ જીવનની પાછળે મૃત્યુ ભમે છે તો અરે,
આ ઝીન્દગી વહી જાય મસ્તી, સ્વપ્નમાં, સારૂં જ એ.

## ૧૦૦ (૧૮૪)×

લોકો કંઈ મૂર્ખાઇથી અભિમાનમાં પડી જાય છે;
માશૂકના હુકમો અને વિચારમાં પડી જાય છે;
જ્યારે બધા ભેદો ખૂલે ત્યારે ખબર પડતી અરે,
કે સૌ **તમારાથી** અરેરે કેટલાએ દૂર છે.

## ૧૦૧ (૧૮૫)*

લોકો કહે કે સ્વર્ગમાં એ અપ્સરા સૌએ વસે,
ને ત્યાં શહદ ને એ શરાબીના શીશા સૌએ હશે;

---

× Some hanker after that vain phantasy
Of Houris feigned in Paradise to be;
But, when the veil is lifted, they will find
How far they are from Thee, how far from Thee.
(Whinefield.)

કોમી ઝ ગઝાફ દર ગરૂર ઉફ્તાદન્દ,
વ અન્દર તલબે હૂર વ કસુર ઉફ્તાદન્દ;
માલુમ સવદ ચુ પેરદહા બરદારન્દ
કઝ કુઈ તુ દૂર વ દૂર વ દૂર ઉફ્તાદન્દ.
( ઓમર ખય્યામ )

* In Paradise, they tell us, Houris dwell,
And fountains run with wine and oxymel;

જો જામ ને માશૂકને આ ચાહવું વાજેબ છે,
તો અંત સુધી કામ આનું એ થયું જાશે અહો.

## ૧૦૨ ( ૧૮૬ )×

જો આ શરાબી પર્વતોને એ નચાવે તો અરે,
આ જામને ધિક્કારનારો શખ્સ બાપુ નીચ છે
તું એ શરાબીથી મને તોબા કરાવે શીદને
આ જામ - મીઆએ આદમીને સ્ફૂરનારૂં રૂહ છે.

## ૧૦૩ ( ૧૮૭ )

સમયે સમે મુજ જાન આએ પીંજરે પીડાય છે,
આ દેહના તત્વો બધાંએ દુ:ખથી પીડાય છે,
હું જો કદી આ સાંકળો તોડી શકું તો બાપલા
મુજ પૈર દીનને પાગડેથી પત્થરે આવે અરે!

---

If these be lawful in the world to come,
Surely it is right to love them as well.
(Whinefield.)

ચુયન્દ વ બેહિશ્ત વ હુર વ ઐન ખાહદ બુદ,
વ આનજા મયે નાબ વ અંગબીન ખાહદ બુદ;
ગર માયે વ માશૂક પરસ્તીમ રવા અસ્ત
ચુને આકેબત કાર હમીન ખાહદ બુદ.

( ઓમર ખય્યામ )

× Wine is a soul our bodies to inspire
A truce to this vain talk of temperance.

(Whinefield.)

અઝ બાદે મરા-તોબા મે મી ફરમાઈ
રૂહીસ્ત કે ઉ તરબીય તે શખ્સ કુનદ.

( ઓમર ખય્યામ )

છેલી બે લીટીમાં જ તફાવત છે.

૧૦૪ ( ૧૯૦ )

કોઈ આદમીએ એ અઝલની ખાનગી ખોલી નથી,
વા કોઇએ આ વિશ્વ બ્હાર એકે કદમ મૂક્યું નથી;
હું છેક શિષ્યોથી ગુરૂ સુધી નીહાળું છું અંહિ
આ વિશ્વનાં સૌ જીવને હું એ નિરાશ્રીત જોઉં છું.

૧૦૫ ( ૧૯૧ )

સંસારની જંજાળ છોડી તું રહે- સંતોષમાં!
સારી, નઠારી, હો દશા પણ શાંતિથી નીભાવજે!
તું આસમાન સમું જ નિર્મળ દિલ બાપુ રાખજે!
સૌ આમ ચાલ્યું જાય ને સમયે ફરીએ જાય છે.

૧૦૬ ( ૧૯૨ )

આ જો નસીબના ભેદનો રસ્તો ન સુઝયો કોઇને;
વા વિશ્વની આ ખાનગી કોઈ ઉકેલી ના શક્યું;
મેં આ વિચારોમાં જ બ્હોંતેર વર્ષ ગાળ્યાં છે જગે
પણ કાંઈ વાત મળી નહી, ટૂંકા અરે કંઈ થઈ નહિ.

૧૦૭ ( ૧૯૩ )

લોકો કહે જ કયામતે વાતો અંહિની સૌ થશે;
ને આપના સ્નેહી જ ન્યાયાધીશ કાંઈ ત્યાં થશે;
અંહિ ભલાઇનો કંઈ નહો ભલાઈ છે અહો,
થા તું ખુશી-કે અંતના દિવસો બધા સારા થશે.

૧૦૮ ( ૧૯૪ )

સૌ વ્યાધિઓને દૂર કરવાને શરાબી પીઈ લે;
વા ધર્મ ભેદો ટાળવાને જામ મીઠો પીઈ લે:
તું એ અજાયબ કીમીયાગરને નહી અટકાવજે
તે લોહનું સુવર્ણ કરીને લાખ દર્દ સુધારશે.

૧૦૯ ( ૧૯૫ )

જો કે શરાબી હરામ છે, તો ચેતજે પીનાં તમે,
ને કેટલીએ વાર ને શાને તમે પીધી અરે;
જ્યારે તને આ સૌ શરત રૂચે જ ત્યારે બોલજે
જો સજ્જનો પીશે નહિં તો જામ કોણ અપી જશે.

૧૧૦ ( ૧૯૬ )

હું એ શરાબીના કરોડો જામ દીચી જઇશ એ,
વા હું ગટાવી જામ એ સંતોષ પામીશ આસમે.
હું તો પહેલાં અક્કલને ને ધર્મને તલાક દઇશ
હું એ પછી મય સાથ નેકા એ પઢીશ દંઇ અહો.

૧૧૧ ( ૧૯૭ )

હું સજ્જનોની જેમ ખાપુ એ શરાબી પીઉં છું,
કે તેમની ઉપર ખુદા ગુસ્સો કદી કરતો નથી;
આલીક જાણેછે અઝલથી હું શરાબી પીઉં છું,
જો હું ન પીઉં તો ખુદાના જ્ઞાનથી અજ્ઞાન રહું.

૧૧૨ ( ૨૦૦ )

જ્યારે નશે જૂઠું પ્રભાત મવર્ણુ છાયા આપતું
ત્યારે મઝાથી જામ મીઠા કાંઇએ પીવા ઘટે
લોકો કહે કે સત્ય ખાપુ વિષમ છે કૈં સ્વાદમાં;
મતલબ કહી એ સૂચવે કે "જામ" એ પણ "સત્ય" છે.

( અપૂર્ણ. )

અમરેલી, } હરિલાલ હારકાદાસ સંઘવી.

---

# પ્રયાણ.

બન્ધુ ! ગયો ! ક્યહાં ગયો !
વિશ્વ છોડી વૈકુંઠમાં,
દેહના આવાસ ત્યાગી આત્માના નિવાસમાં
જંજાળ નિવારી એવ શાન્તિસ્થાનમાં. ૧

બન્ધુ ! ગયો ! કેમ ગયો ?
આધિ વ્યાધિ ઉપાધિથી મુક્ત થવા ?

પ્રભુભક્ત દાદાજીને મળવા ?
દૂર થયેલી બ્હેનીને ભેટવા ?
પિતાજીને બંધનમુક્ત કરવા ?
પ્રાચીન કાળમાં ગાયું હતું
નાગરરત્ન નૃસિંહે
"ભલું થયું ભાગી જંજાળ
સુખે ભજીશું શ્રી ગોપાળ."
હેવું ગવડાવવું ગમ્યું
અર્વાચીન નૃસિંહ પાસે ? ૨

મધ્યાહ્ને આકાશ નિર્મળ હતું.
ઈશ્વરઆજ્ઞાની વાટય જોતો
તું શાન્ત ચિત્તે સુતો હતો;
મુખ મુદ્રા ગંભીર હતી;
ઉપર મૃદુ હાસ્ય ફરકતું.
શરીર ઉપર ફરતો હતો
માતાનો વ્હાલસોયો હસ્ત.
પ્રભુનો બોલ સાંભળ્યો;
આજ્ઞાપાલક પુત્ર
મહાન્ પિતાને આજ્ઞાધીન થયો.
અસ્થિરનો સ્થિર થયો;
"છે" નો "હતો" થયો.
ચૈતન્ય દિવ્ય ભૂમિમાં ગયું;
શરીર જડવત્ રહ્યું.
તું પડ્યો. ૩

ધીરે ધીરે આકાશ ઘેરાવા લાગ્યું,
વાદળાંએ સૂર્ય તેજ ઝાંખું કર્યું,
આકાશે અશ્રુ ઢાળ્યાં.
સૃષ્ટિસૌન્દર્ય વિલોપ્યું;
વિશ્વ શોકગ્રસ્ત થયું;
છવાયેલા તિમિરથી. ૪

ત્હારા પવિત્ર દેહને શુદ્ધ કર્યો;
કુંકુમ પુષ્પે વધાવ્યો;
ફૂલહારે શણગાર્યો
ચિર વિદાય આપવા.
વિદાય ! વ્હાલાંની વિદાય વસમી છે હો !
પણ પ્રભુને ગમ્યું તે હમને પણ ગમ્યુંજ ! ૫

સંધ્યા વીતી;
રાત્રિનું સામ્રાજ્ય જામ્યું
બન્ધુજનોએ પ્રભુનાં ગાન ગાયાં,
ત્હારો આત્મા પ્રભુ પાદામ્બુજે
શાન્તીથી ઠરે તે સારૂ. ૬

ત્હેં પ્રયાણ આદર્યું
સ્થૂલ ગૃહ છોડી પરમ પવિત્ર પ્રભુ ગૃહે.
પિતાજીએ નમસ્કાર કર્યા
"જ્હાં મળીએ ત્હાં સુધી...એહ '"
ત્હાં એટલે ક્યાં !
આત્માના અમર લોકમાં
માતાથી વિયોગ ના સ્હેવાયો
ભગિની બન્ધુપ્રયાણ નિહાળી રહી.
હું સાથે આવ્યો
છેવટની વિદાયગીરી આપવા. ૭

કુદરતથી ના સ્હેવાયો આ વિયોગ,
કુદરતપ્રિય સાહિત્ય પ્રેમીનો.
વર્ષાદને મોકલ્યો ચિતાજ્વાળા છાંટવા.
પણ પ્રભુએ સમજાવી દેને
અને ઇચ્છાધીન થઇ એ.
પ્રભુની ઇચ્છાને કોણ આધીન ના થાય ! ૮

શેષ અગ્નિને મેઘરાજે શીતળ કર્યો
ચંદ્રપ્રકાશ થયો
હમારા આત્મસાન્ત્વન માટે.
જડ શરીર ભસ્મીભૂત થયું;
સુકર્મો જગતમાં રહ્યાં,
ત્હારાં તો સઘળાં સુકર્મોજ છે.
આત્મા પ્રભુ ચરણે વિરામ્યો. ૯

પ્રભુનાં ચરણારવિંદે રહી
વિનવજે એ દીનાનાથને, બન્ધુ !
કે હમને સત્કર્મે પ્રેરે
વિશ્વમાંથી હમારૂં પ્રયાણ સુખમય કરે
અને પ્રયાણાન્તે મળીશે ત્હાં સુધી ૧૦

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

# જ્ઞાતિ ભેદ.

જેઓ હિંદની સામાજીક સ્થિતિ તરફ દૃષ્ટિ રાખી બેઠા છે, તેમનું ધ્યાન દુનિઆના ઇતિહાસના કેટલાક સમયોથી ખાસ ખેંચાય છે. આવો ધ્યાન ખેંચતો એક સમય ગ્રીસમાં સૉક્રેટીસ અને સોફિસ્ટનો જમાનો હતો. જેવી હાલ હિંદુસ્થાનમાં સ્થિતિ છે, તેમજ ગ્રીસમાં પણ તે વખતે પુરાણોક્ત પ્રમાણોમાં આસ્થા તુટતી જતી હતી. સામાજીક તથા નૈતિક ધારાકાનુનો માટે રીતરીવાજ તથા પ્રાચીન સિદ્ધાંતો આધારભૂત પ્રમાણ તરીકે માન્ય રાખવામાં આવતાં નહોતાં. ટુંકામાં, તાર્કિક વિવેકબુદ્ધિની તપાસનો તથા ગુણદોષના નિરૂપણનો જુસ્સો બાલિશ આસ્થા ઉપર ચડી બેસવો લાગ્યો હતો. આને મળતો એક પ્રસંગ ઇંગ્લંડમાં જ્ઞાનોદ્ધાર ( Revival of learning ) નો જમાનો હતો. અત્રે પણ પ્રમાણો સામે વિવેક તથા ન્યાયબુદ્ધિનો બળવો થતો જોઇએ છીએ. હિંદનું માનસતંત્ર અંગ્રેજી વિચાર તથા જ્ઞાનની નૂતનતાથી આકર્ષાણું છે તથા મોહિત બન્યું છે. જેમ ગ્રીસમાં બન્યું તેમ અત્રે પણ પ્રાચીન મતોના ઉન્મૂલનને અનુગામી અત્યંત સંશયાત્મકતા આકાશે ઉગી નીસરતી દૃષ્ટિગોચર થાય છે. રૂઢ થએલ દરેક વસ્તુમાં અવિશ્વાસ તથા વિચારમાં અયોગ્ય સત્વરતા એટલાં બધાં વધી ગયાં છે કે તે માત્ર કાળ તથા અનુભવથી જ સુધરી શકશે. જૂના

જમાનાના બીજા પ્રમાણે જેમના મનનો ઘાટ પડેલો છે તેવા વૃદ્ધોના વિચાર, પાશ્ચાત્ય કેળવણીની માદક અસરથી મત્ત બનેલા યુવકોના વિચાર કરતાં અસલની રૂઢીઓને કાંઈક વિશેષ વળગી રહે છે. પરિણામ એ આવ્યું છે કે વૃદ્ધ તથા યુવાનની વચ્ચે એક મોટી ફાટ પડી ગઈ છે, અને દરેક જ્ઞાતિમાં ભંગાણ પડયાં છે.

નૂતન સત્યો ઉપર આક્ષેપ કરવાનો ભયંકર આરોપ યુવાનો વૃદ્ધો ઉપર મૂકે છે. વૃદ્ધો કે જેઓ જેમ માથે મુકવાની પાઘડીની સારાસારની તુલના રીતરીવાજ પ્રમાણે થાય તેમ વિચારોની સારાસારની તુલના ચાલતી આવતી પ્રથા પ્રમાણે કરે છે, તેઓ રૂઢ થએલા સત્યો શિવાય અન્ય સત્યોનો અનાદર કરે છે, અને તેને માટે કોઇપણ ન્યાયપુરઃસર કારણ આપ્યા વિના માત્ર "સુધરેલા થઈ ગયા" વગેરે શબ્દો કહે છે. જો કોઈ આતુર યુવક સુધારકે તેની જીંદગીમાં ભુલ કરી હોય, તો જો કે તે નજીવી તથા ક્ષામ્ય હોય અને તેના નિશાળના દિવસો જેટલી જુના વખતની હોય—એટલું જ નહિ પણ છેટેના તેના કોઇ સગાએ પાપ કર્યું હોય—તો પણ તે શોધી કાઢવામાં આવે છે, અને તેને વિસ્તૃત કરી પ્રદર્શિત કરવામાં આવે છે, અંતે તે બિચારાનો પરાજય થાય છે. તેની સામે કહેવામાં આવે છે કેઃ—"કોણ આવડો આ સુધારક કે? બે દીવસ પહેલાં તો તે નાગો ફરતો હતો. નિશાળમાં તો જૂઠું બોલતો. મેટ્રિકમાં તો ના પાસ થયો છે. એના દાદાના પાંચમી પેઢીના બાપાતની વહુનો ભાઈ તો ફાંસીએ ગયો હતો. એ એકવાર પોતાને તથા પોતાના ઘરને તો સુધારે!" આવી જાતની ખોટી દલીલો કરી ફાવવું એ ન્યાય નથી. એમ છતાં તેનો અંતર્ગત ભાર કાંઈ ખોટો નથી. કારણ કે એ શીખામણ જો બધા માને અને સુધરે તો આખો સમાજ સહુથી સહેલામાં સહેલી રીતે સુધરે. પરંતુ વાદવિવાદનું રૂપ આવું ન હોવું જોઇએ. અંગ્રેજી ન્યાય પ્રમાણે એવી દલીલને આર્ગ્યુમેન્ટમ્ ઍડ હોમીનમની ભુલ કહે છે. બીજાઓ કે જેઓ જરા વિશેષ સરળ તથા વિનયી હોય છે, તેઓ વ્યાસ તથા મનુનાં નામ આપી શરમાવી દે છે. કહેશે કે "તમે તેમનાથી પણ વધુ ડાહ્યા?" વગેરે વગેરે. એ દલીલ પણ મ્હને તો ખોટી જ લાગે છે. તેને બદલે તેઓ એ પ્રમાણે શા માટે લખે છે તે સાથે સાથે કારણસહિત સમજાવે તે ન્યાય કહેવાય. નહિં તો અમે ફરીથી આર્ગ્યુમેન્ટમ્ ઍડ્ વીરેકુંડીઅમ્ નામની ભુલ કરીએ છીએ. આવી દલીલો અમે કઇંકાઇ કરતા. આપણે તેનું કાંઇ કામ નથી.

બીજી બાજુ જોઇશું ત્યાં જુવાનીઆઓ ઉછાંછળા થઇને જે કાંઈ જુનું તેટલું ખોટું અને નવું તેટલું સાચું માની બેઠા છે, અને સમાજને સુધારવાની વિચિત્ર વિચિત્ર રચનાઓ કરે છે. તેમાંની ઘણી ખરી તો યુરોપીઆને જ શોભે એવી હોય છે. તેઓ વૃદ્ધોને અજાણ માને છે અને તેમને ગાડરીઆ પ્રવાહની ઉપમા આપે છે.

આ મતમતાન્તરનો કલહ અશિક્ષિત વર્ગથી વૃદ્ધિંગત થાય છે. કારણ કે અલેક્ઝાન્ડર પોપ લખે છે કે 'There never was a faction or a sect in which the most ignorant were not the most violent; for a bee is not a

busier animal than a blockhead. અદ્યાપિ પર્યંત કોઈ એવો પક્ષ અથવા જ્ઞાતિ જોવામાં આવ્યાં નથી કે જેમાં અજ્ઞાતતમ મનુષ્યો પ્રચંડતમ હોતા નથી. કારણ કે અવિનીતના કરતાં મધમાખ પણ વિશેષ પ્રવૃત્તિશીલ હોતી નથી.

વળી આવા માણસોની જ સંખ્યા કમનસીબે હિંદુસ્થાનમાં પ્રાધાન્ય ભોગવે છે. એટલે તે સંખ્યાનો ધસારો કઇ દિશા તરફ વળે છે એ ધ્યાન આપવા જેવું છે. તે ધસારો તદ્દન હાનિકારક ન નીવડે તેને માટે એ જરૂરનું છે કે તેઓનું વલણ શિક્ષણથી નિયમમાં આવે.

હિંદુસ્થાનમાં જ્ઞાતિભેદનો સવાલ ઐતિહાસિક કરતાં કાંઇક વિશેષ મહત્ત્વનો છે. રૉબર્ટસન તથા ડ્યુબર્સના જેવા લેખકો તેને સામાજીક શાંતિના એક મોટા રક્ષક તરીકે ગણે છે; અને તેટલા માટે કેટલીક કળા તથા હુન્નરમાં પ્રગતિ કરવામાં તે આવશ્યક છે, કે જે પ્રગતિ બેશક હિંદુઓએ કરી છે. બીજાઓ કે જેમાંનો જેમ્સ મિલ એક છે, તેઓ તેને છેવટ હાલને માટે તો ખરેખર એક રાજનૈતિક ભૂલ તરીકે ધિક્કારી કાઢે છે, કે જેને લીધે વ્યક્તિગત સુખ નષ્ટપ્રાય થાય છે. એમ મનાય છે કે હિંદુઓમાં એકપ્રજાપણું ન આવી શક્યું, અને અંતે સદાને માટે પરતંત્રતા જ આવીને વસી તેનું કારણ માત્ર આ જ્ઞાતિભેદ જ છે. રૉબર્ટસન અને ડ્યુબર્સના પક્ષમાં વળી એમ પણ કહી શકાય કે જો આર્યો આર્યો તરીકે અત્યાર સુધી ટકી રહ્યા હોય તો તે માત્ર આ વર્ણાશ્રમના મજબુત કિલ્લાનું જ પરિણામ છે. ગ્રીસ એક વખત એટલા જબરા હતા પણ અત્યારે ગ્રીક લોહી ક્યાં ગયું ? રૉમન લોકોએ આખું યુરોપ જીત્યું તથા તે વખતનું એસીઆ જીત્યું, પણ અત્યારે રૉમમાં કે ઇટલીમાં ક્યાંઇ રૉમન લોહી જોવામાં આવતું નથી. જ્યારે તેટલા જ બલ્કે વિશેષ પ્રાચીન કાળનું આર્યાવર્ત હજી આર્યોથી વિભૂષિત થાય છે. અને મુસલમાન વગેરે બીજી પ્રજાથી મિશ્ર થયા વિના રહ્યું છે. રૉમન તથા ગ્રીક લોકોનો પૅગન ધર્મ ક્યાં ગયો ? ઑડીનિઝમ ક્યાં ગયો ? માત્ર નામ રહ્યાં. એ ધર્મો માનનારા ક્યાંઇ નથી. જ્યારે આપણો વેદધર્મ કે જે તેમનાથી પણ જૂનો છે છતાં હજી સુધી ટકી રહ્યો છે. તેને માનનારા હજી જેટલા હતા તેટલા જ છે. અને આસ્થા પણ તેવી જ છે. બુદ્ધ ધર્મે પેસવા મથ્યો પણ કાંઇ ફાવ્યું નહિ. મુસલમાનોનું પણ તેમ જ થયું. અત્યારે ખ્રીસ્તિ ધર્મ પણ છાની રીતે ફોસલાવી પેસવા માગે છે, પણ માત્ર હલકી જાતિ જ ઉદરાર્થે તેમાં જાય છે, કે જે તે ધર્મને પણ હાણું પાડનાર છે. આ બધું જ્ઞાતિ ભેદની વ્યૂહરચના સિવાય ટકી રહ્યું ન હોત.

આર્યજ્ઞાતિભેદને મનુના કાનુનોમાં બ્રહ્માની સૃષ્ટિ કહેલી છે. જે મત પ્લેટોએ પોતાના રાજ્યબંધારણમાં ધાતુઓની, વાર્તાથી સ્થાપવા માગ્યો હતો તે આર્યોમાં સંપૂર્ણ રીતે સ્થપાયો છે. બ્રાહ્મણોની ઉચ્ચતમ જ્ઞાતિ કે જેમાં આર્યબીજ, જો કે તદ્દન બીજા વિયોગથી અદૂષિત તો નહિં તો પણ શુદ્ધમાં શુદ્ધ રહ્યું, તે ઇશ્વરના મુખમાંથી ઉદ્ભવી. તેથી તેઓ જાણે કે પ્રભુનો સજીવ શબ્દ હોય, શુદ્ધ અને સંપૂર્ણ ઇશ્વરી સત્તાનો પડછો હોય તેવા મનાણા. જ્ઞાન, ધર્મ અને કાયદો એ ત્રણ એમની મુખ્ય પ્રવૃત્તિ થઇ. બ્રાહ્મણ તરીકે હલકામાં હલકો બ્રાહ્મણ રાજા કરતાં ચડતી પાયરીનો મનાતો. તેમનો સ્વભાવ ઉચ્ચ રીતે ધાર્મિક

અને જો કે તેઓને માટે વ્યાવહારિક કાર્યોમાં જોડાવાનું નિષિદ્ધ નહોતું તોપણ તેઓની સાત્વિકતા સાંસારિક સ્થૂલ વિષયોમાં વિમુખતાને લીધે દીપી નીકળતી. મનુના કાનુનોમાં નીચે પ્રમાણે અર્થવાળું લખ્યું છે. "બ્રાહ્મણ વિષસમ સાંસારિક માનને લજે તથા મનુષ્યના તિરસ્કાર માટે અમૃતસમ તલસે." જે માણસ બ્રાહ્મણને ઘાડની સળી સરખી પણ મારે તે નર્કવાસી થાય છે.

ક્ષત્રિયની બીજી જ્ઞાતિ કે જેમાંથી રાજા ઉત્પન્ન થાય છે તે ઈશ્વરના બાહુમાંથી ઉદ્‌ભવી. તેઓ બળ તથા સત્તાનું સ્વરૂપ છે. જો કે વેપાર કરવાની તેમને મનાઈ નથી તો પણ તેમનો મુખ્ય ધંધો હથીઆર બાંધવાનો છે.

ત્રીજી વૈશ્ય જ્ઞાતિ ઈશ્વરની જંઘામાંથી ઉદ્‌ભવી. તેઓનો મુખ્ય ધંધો ખેતી, ઢોર ચારવાં તથા વેપાર કરવાનો હતો.

ચોથી શુદ્ર જાતિ ઈશ્વરના પગમાંથી નીકળી. તેઓ ગુલામગિરી કરનારી વસ્તી છે. તેઓને પવિત્ર પુસ્તકો વાંચવા દેવાનો નિષેધ છે.

ઘણા પ્રાચીન કાળમાં જ્ઞાતિની સ્થિતિ આવા પ્રકારની હતી. એક જ્ઞાતિમાંથી બીજી જ્ઞાતિમાં જવું ઘણું મુશ્કેલ હતું, અને એક ક્ષત્રિય બ્રાહ્મણની પદવીને પામે તે ઘણા પ્રયાસ તથા તપ પછી બની શકતું.

આ જગ્યાએ મ્હારે એક એટલું કહેવું જોઈએ કે આ જ્ઞાતિભેદની ઉત્પત્તિ માત્ર બ્રહ્માથી જ થઈ એ માન્યતા ભૂલ ભરેલી છે. ત્રણ ઉચ્ચ જ્ઞાતિઓ અને શુદ્રની અધમ જ્ઞાતિ વચ્ચેનો વિરોધ મૂળ જાતના તફાવતને લીધે ઉદ્‌ભવે છે. શ્વેત રંગના આર્યોએ શ્યામ વર્ણના શુદ્રની જમીન જીતી લીધી, અને જેમ યુરોપની ગોરી વસ્તી જઈને અમેરીકામાં રક્ત વર્ણના લોકોમાં વસી તેવી રીતે તેઓ ત્યાં આગળ તેમના રાજા તરીકે વસ્યા. જ્ઞાતિને માટે વપરાતો જુનો શબ્દ "વર્ણ" કે જેનો અર્થ રંગ થાય છે તે પણ માત્ર શ્વેત તથા શ્યામ એ બે વર્ણનો તફાવત સૂચવે છે. વળી બ્રાહ્મણોએ ક્ષત્રિય તથા વૈશ્ય ઉપર પ્રાધાન્ય શી રીતે મેળવ્યું તેનાં કારણ નીચે પ્રમાણે છે. બ્રાહ્મણ શબ્દ બ્રહ્મ શબ્દને મળતો છે. બ્રહ્મના અદ્વૈતવાદે કુદરતના જુદા જુદા સૂર્ય, ચંદ્ર, અગ્નિ, જલ વગેરે બહુદેવપૂજનના મત ઉપર જય મેળવ્યો; અને તે જય મળવામાં સાધનભૂત બ્રહ્મવાદ માનનારા બ્રાહ્મણ ઋષિ મુનિઓ જ હતા, કે જેઓમાં ઈશ્વરની સત્તાનું ઉચ્ચત્તમ જ્ઞાન હતું, કે જેઓ તેમના ધાર્મિક ધંધામાં જુસ્સાભેર મંડયા રહેતા, અને જેઓએ સ્વેચ્છાથી પૃથ્વીનું રાજ્ય ક્ષત્રીઓને આપી દીધું. આવી ઉત્તમતા આ બ્રાહ્મણ ઋષિમુનિઓમાં દૃષ્ટિગોચર થતાં લોકોએ ઉપર કહ્યા પ્રમાણે તેમને બ્રાહ્મણો કહ્યા, અને તેમને પવિત્ર માન્યા.

આ પ્રમાણે જ્ઞાતિઓ ઐતિહાસિક ફેરફારથી બંધાણી હોવી જોઈએ. પણ પાછળથી તેમના ઉપર ધાર્મિક બળોએ અસર કરી તથા સદાને માટે તેઓ દૃઢ થઈ ગઈ.

આવા વર્ગો દરેક જમાનાની દરેક પ્રજામાં જોવામાં આવે છે. રોમમાં પણ પૅટ્રિસીઅન્સ, પ્લીબીઅન્સ, ક્લાઅન્ટસ વગેરે વર્ગો હતા. પરંતુ આ પાશ્ચાત્ય પ્રજાના વર્ગોમાં તથા આપણી આર્ય જ્ઞાતિઓમાં ફેર એટલો જ છે—અને તે કાંઈ ન્હાનો સૂનો નથી—કે જે રાજ્યનું બંધારણ તે વર્ગો બાંધતા જાય છે તે રાજ્યના ઐતિહાસિક ફેરફારની તે વર્ગો ઉપર અસર થાય છે, જ્યારે આપણી જ્ઞાતિઓ કોઈ રાજ્યતંત્રની સંસ્થા નથી એટલું જ નહિ પણ રાજ્યતંત્રમાં કાંઈ ભાગ જ લેતી નથી. પાશ્ચાત્ય પ્રજાના વર્ગો રાજ્યના હકના તફાવતે પ્રમાણે પડેલા છે. પૅટ્રિસીઅન્સ, પ્લીબીઅન્સ અને ક્લાઅન્ટસના રાજ્યહકોમાં ઘણો તફાવત હતો. અને એ જ તફાવત ઉપર તે વર્ગો બંધાયા હતા. ઇંગ્લંડમાં પણ અત્યારે જુદા જુદા વર્ગોના મ્યુનીસીપાલીટી વગેરેના હકોમાં ઘણો તફાવત હોય છે. તેને લીધે, જેમ આપણી જ્ઞાતિઓમાં જ્ઞાતિ સંબંધી રીત રીવાજની ચર્ચાઓ ચાલે છે, તેમ તે વર્ગોમાં રાજ્યની સત્તા તથા હકો સંબંધી ચર્ચાઓ ચાલતી. પરિણામ એ આવ્યું કે ત્યાં આગળ એ ચર્ચાના મંથનથી મજબુત રાજ્યતંત્રો બંધાણાં, જ્યારે આપણે સારા રાજ્યતંત્રની ઘણી જ ખામી આવી ગઈ. તે વર્ગોના વિચારોના તથા અરસપરસના સંબંધોના અંતર્ગત શુભ ફેરફારોનો સાક્ષાત્કાર રાજ્યતંત્રના પરિવર્તનમાં થતો, અને તે પરિવર્તનની અસર વળતી તે વર્ગો ઉપર પણ થતી. આર્ય જ્ઞાતિઓની સત્તા જુદી છે. આર્ય જ્ઞાતિઓની રચના એક એવી છે કે તેને રાજ્યતંત્ર ઉલટું બંધ બેસતું કરવું પડે છે, અને તેને સદાને માટે તે વશ રહે છે. રાજ્ય જ્યાં સુધી જ્ઞાતિબંધારણના બંધનને વશ હોય ત્યાં સુધી તેનો વિકાસ અસંભવિત છે. રાજ્યના ધારાકાનુનોથી પર અન્ય ધારાકાનુનોથી ભિન્ન રહેલ તથા બદ્ધ થઈ ગએલા, સચોટ રીતે ફરી ન શકે તેવા, માણસોના જથ્થા સામે રાજ્યનો કોઈ પણ મનોરથ પૂર્ણ થઈ શકવો મુશ્કેલ છે.

જ્ઞાતિની તમામ સંસ્થાઓથી સુલેહ સચવાઇ રહે તેવી ગોઠવણ છે. પણ તેમાંની કોઇ પણ સંસ્થા જીવનમાં પ્રગતિ કરવાની ઉમેદ રાખતી નથી. જીવન એક અપરિમેય પુનરૌક્ત બન્યું છે, એક ચક્ર કે જે એકની એક ધરી ઉપર પરિવર્તન કર્યા કરે છે. ખરેખર પરિણામ એ આવ્યું છે કે આર્યો કોઇ સારૂં મજબુત રાજ્ય બાંધી શક્યા નથી, અને એક પછી એક એમ ઘણા જેતાઓના ભોગ થઇ પડયા છે. આપણે જો આપણો ઇતિહાસ તપાસશું તો માલુમ પડશે કે ઘણા સારા ઋષિ મુનિઓ, સાક્ષરો, હુન્નરકળા જાણનારા થઇ ગયા છે પણ કોઇ સારા રાજ્યનેતા અથવા રાજ્યનીતિજ્ઞ થઇ ગયા નથી. ચાણક્ય એક કહેવાય, તો પણ બીજી પ્રજાના ચાણક્યો પાસે આ ચાણક્ય મહાન્ ન કહેવાય.

આ પ્રમાણે પહેલાં તો ચાર જ્ઞાતિઓ હતી. આ વખતે લોકો એક સાચી દિશામાં પગલું ભરતા હતા. દરેક કળા તથા હુન્નરના બાહોશ માણસો ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી આ જ્ઞાતિ બંધારણ બાંધવામાં આવ્યું હતું. કારણ કે લોકોએ વિચાર્યું કે જે ધંધો તેનાં માબાપ કરતાં હોય તે ધંધો જો દીકરો લે તો તે તેમાં સારી રીતે કુશળ થાય. કારણ, ધારો કે બે સરખી શક્તિવાળા સાથે અભ્યાસ શરૂ કરે છે તેમાંથી જેનાં માતાપિતા શિક્ષિત હશે તે અશિક્ષિત માતાપિતાવાળા બીજાના કરતાં વિશેષ વિદ્વાન્ નીકળી આવશે. પેલાએ તો વારસામાં જ્ઞાન મેળવ્યું હોય છે. આવા કારણથી જ જ્ઞાતિભેદ ઘણે અંશે ટકી રહ્યો લાગે

છે. જ્ઞાતિભેદ આ પ્રમાણે રૂઢ થયો તો પણ શરૂઆતમાં એવો રીવાજ ચાલતો જણાય છે કે નીચેની જ્ઞાતિનો કોઇ માણસ જો લાયક ગણાય તો ઉપલી જ્ઞાતિમાં લેવામાં આવતો. જેમકે વિશ્વામિત્ર. પણ કોઇ એવો દાખલો નહિ હોય કે એક જ્ઞાતિનો માણસ બીજી જ્ઞાતિના માણસની સાથે એક વખતે ભોજનવ્યવહાર કરવાથી સદાને માટે ભ્રષ્ટ થતો હોય. ખરેખર લગ્ન સંબંધ તો નહોતો જ, પણ શૂદ્રો બ્રાહ્મણને ત્યાં રાંધતા જણાય છે.

આ જ્ઞાતિભેદથી થતા ફાયદા ઘણો વખત કાયમ રહ્યા. પણ મ્હેં ઉપર જણાવ્યું તેમ તેમાં રાજ્ય મજબુત કરવાની શક્તિ નહિ હોવાથી, અને ઉલટી રાજ્ય નબળું પાડવાની જ માત્ર શક્તિ હોવાથી આર્યો મુસલમાનોથી છતાયા, અને તેમના જુલમી રાજ્યમાં હીંદુઓ અસલની જંગલી સ્થિતિએ પહોંચ્યો હોત. આ જુલમ નીચે લોકો જુદા જુદા ભાગલામાં વ્હેંચાઇ ગયા, કારણ કે એમ વ્હેંચાઇ જવાથી ન્હાની ન્હાની સંખ્યામાં સહુ સહુનું સારી રીતે સાચવી શકે. પરંતુ લાંબે કાળે ઔષધ રોગ કરતાં વિશેષ હાનિકારક નીવડયું. જ્ઞાતિની સ્થાપનાનો હેતુ સ્મૃતિપથમાંથી ચાલ્યો ગયો, અને બહિષ્કારનો જુસ્સો, જે અંતર્ગત હતો, તે આવિર્ભૂત થયો. અમીર ધંધો કરવાવાળી જ્ઞાતિઓ નીચ જ્ઞાતિઓ ઉપર તિરસ્કારથી જોવા લાગી. પરિણામે જ્ઞાતિઓની સંખ્યા વધતી ચાલી. અત્યારે હિંદુસ્થાનમાં અસંખ્ય જ્ઞાતિઓ છે, કે જેમાંની દરેક બીજી જ્ઞાતિઓને જુદી પ્રજા તરીકે જ ઓળખે છે.

આ પ્રમાણે જેમ જેમ કાળ વ્યતીત થતો ગયો તેમ તેમ તિરસ્કારની લાગણી જ્ઞાતિઓ વચ્ચે વધતી ગઈ, કે જે હીંદુસ્થાનના સંપના નાશનું મોટું સબળ કારણ થઇ પડયું છે. અને જો હીંદુસ્થાન કોઈ દીવસ પણ ખોયેલી જગા મેળવવા ધારતું હોય તો જ્ઞાતિઓ વચ્ચેનો તિરસ્કારનો સમૂળ પ્રધ્વંસ થવો જોઇએ છે.

આમ છતાં પણ ધારો કે તિરસ્કાર છોડી દઇને સઘળી જ્ઞાતિઓ એકત્ર થાય તો પણ તેમના જ્ઞાતિના ધારાઓ ઘડીએ પળે તેમને કાર્યોમાં આડા આવશે. જો હિન્દુસ્થાનને કોઇ શત્રુ સાથે યુદ્ધ થાય, અને એક લશ્કર ચુંટી કાઢયું હોય તો, તે લશ્કરના કેમ્પમાં કેટલાં રસોડાં જોઇએ તેનો ખ્યાલ કરવાનું હું સર્વેને માટે મુકું છું. નાગર પ્રશ્નોરા સાથે નહિ જમે, પ્રશ્નોરા ઔદીચ્ય સાથે નહિ જમે, અને ઔદીચ્ય તેમનાથી બીજા હલકા બ્રાહ્મણો સાથે નહિં જમે. આવા લશ્કરની વ્યવસ્થા કેવી રીતે કરવી? માટે જો કે જ્ઞાતિઓમાં માનસિક સંપ થાય તો પણ તે સંપને કાર્યમાં મુકવામાં બહુ અડચણ આવે એવું છે.

હવે હું વ્યક્તિગત અને તેને લીધે સામાજીક શ્રેયના ઉપર આવું છું. દરેક માણસ પોતાની જ્ઞાતિના ધારાઓથી બદ્ધહસ્ત થઇ ગયેલ છે, કે જે ધારાઓમાં રાજ્યના ધારાઓ જેટલી વિવેકબુદ્ધિ જોવામાં આવતી નથી. જ્ઞાતિના ધારાઓ ઘણાને જુલમી લાગે છે પણ ઘણા ખરાને એ જુલમ જણાતો નથી, કારણ કે તેઓ તેને ટેવાઇ ગયા હોય છે. એટલું જ નહિં પણ જન્મથી જૂના રીતરીવાજના ગુલામ જન્મેલા કેટલાકને તો, જે બેડીઓ તેમના પગમાં ખખડતી હોય છે તે બેડીઓ સાચવવા યુદ્ધમાં મચેલા આપણે જોઇએ છીએ. રડયા ખડયા જો કોઇ ધોડાની ચક્ષુઓ ખુલે છે તો પણ તેઓ કાંઇ બોલી શકતા નથી.

કારણ કે તેઓ

.................. grow pale
Lest their judgments should become too bright
And their free thoughts be crimes, and earth have too much light

(Byron.)

"રખેને તેમના વિચારો નિઃસીમ તેજસ્વી થશે અને તેમના સ્વતંત્ર વિચારો ગુન્હાઓ ગણાશે અને પૃથ્વીને નિઃસીમ તેજ મળશે એવી દહેશતથી ફીક્કા પડી જાય છે." બાયરન.

અત્યારે જ્યારે હીંદુસ્થાન તંદ્રામાંથી ઉભું થવા લાગ્યું છે, અને ઉન્નતિને પથે ચાલ્યું છે ત્યારે જ્ઞાતિના રીત રીવાજો પ્રગતિને ઘણા બાધક નીવડ્યા છે. હીંદુસ્થાનમાં દાખલ કરવા માટે કોઇ નવી હુન્નરકળા શીખવા પરદેશગમન કરનારને તે વિરોધી છે. આ સમય પૃથ્વી જેટલા વિસ્તારવાળા વ્યાપારનો સમય છે, અને આપણે ફરતા જતા જગની સાથે ફરતા જવાની ચતુરાઇ રાખવી જોઇએ.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે જ્ઞાતિઓની આધુનિક સ્થિતિ જ્ઞાતિજનોની બદલાતી જતી જરૂરીઆતોની સાથે વિસંવાદ ધરાવે છે, અને વિશેષ દોષો જ્ઞાતિઓમાં ન પેસે તેને માટે આતુર પગલાં લેવાં આવશ્યક છે.

સત્યનો જય તેના નૂતન દર્શનને સહગામી થતો નથી. નવા વિચારોમાં તથા પ્રયોગોમાં હમેશાં શક લાવવામાં આવે છે; ફક્ત બીજું કાંઇ કારણ નહિં પણ એટલું જ કે તે નવા છે. પણ સમજવું જોઇએ કે સોનું તે સોનું જ છે—ભલે તે નવું ખાણમાંથી કાઢ્યું હોય.

બાઇબલમાં લખ્યું છે કેઃ—

અને એટલું જ નહિં પણ તેમાં કેટલાક રક્ષણસાધક ગુણો પણ છે. માટે ઉપાય એવો શોધવો જોઇએ કે જેથી દોષોનો પરિત્યાગ કરવા જતાં ગુણોનું પણ સાથે સાથે સંમાર્જન ન થઇ જાય.

ત્રણ જાતના સુધારકો જોવામાં આવે છે. અંતરમાંથી મંદ પણ ધ્રુવ ગતિથી વિકસતો, શાખા તથા મૂળ સુધી પહોંચી વળતો સુધારો કરવા મથતા સુધારકને પહેલી તથા શ્રેષ્ઠ પંક્તિમાં મુકવો જોઇએ. આપણામાં ઘણા સૈકાથી ઉંડાં મૂળ ઘાલી રહેલા જૂના રીવાજોના પ્રધ્વંસને માટે વિનાશકારી યુક્તિઓ નિર્દિષ્ટ કરવાને અધીરા બની જતા સુધારકને એથી બીજી હલકી પંક્તમાં મુકી શકાય. કોઇ પણ પથ્ય સુધારા કર્યા સિવાય અથવા કોઇ પણ કાર્યમાં મુકી શકાય એવી યુક્તિઓ દર્શાવ્યા વિના જે સુધારક જુના જમાનાના રીવાજો સામે અપશબ્દો બોલે છે તેને ત્રીજી તથા અધમમાં અધમ જગા મળે છે.

ઈ. સ. ૧૯૧૨ ના નવેમ્બરના અરસામાં મુંબઇમાં આર્યન બ્રધરહુડ નામનો એક સમાજ ભેગો થયો હતો, કે જેમાં દરેક જ્ઞાતિના માણસોએ સાથે બેસી ભોજન કર્યું હતું. અને તેમાં કાંઇ ન્હાના સૂના માણસો નહોતા. એવી જાતના એકદમ શરૂઆત કરતા સુધારાને કઇ જગા આપવી એ સવાલ થાય છે. મ્હારા મત પ્રમાણે ઉપર દર્શાવેલ ત્રણમાંથી મધ્યમ પદવીને લાયક આર્યન બ્રધરહુડ થાય છે. જુના રીતરીવાજને વળગી રહેતાં માણસોની સંખ્યા ઘણી ઝાઝી છે. અને તેમની સાથે આવા સુધારકોને ઝઘડો થાય છે, કે જેમાં મોટી સંખ્યા સદૈવ જયવંત નીકળે છે. માટે આવી રીતે કામ કરવાથી સુધારો સુલેહ તથા શાન્તિથી થઇ શકશે નહિં.

મ્હેં ઉપર દર્શાવેલ દોષો ખરેખર જ્ઞાતિ ભેદની સંસ્થામાં છે, અને તે કાઢી નાંખવા જોઇએ. પણ કામ કરવાની રીત પણ જુદી જોઇએ. દુનીઆનો ઇતિહાસ આપણને શીખવે છે કે જ્યારે જ્યારે ચિરસ્થાપિત પ્રથાઓનો નાશ કરનારી યુક્તિઓથી પ્રયોજેલા પ્રચંડ સુધારા કરવા લોકો મથ્યા છે ત્યારે ત્યારે પરિણામ એ આવ્યું છે, કે તેઓએ તેમની આશાઓનો જ નાશ કર્યો છે. દરેક સમાજમાં દોષો રહેલા છે, અને તે દોષો દૂર કરવામાં વિચારની ઉગ્રતા ઉપયોગિતા રહિત છે. આપણે માત્ર અંતરમાંથી મંદ પણ ધ્રુવ ગતિથી વિકસતનો મૂળ તથા શાખા સુધી પહોંચી વળતો સુધારો જોઇએ છીએ. જેટલું અન્ન બાળક ખાતું હોય તેના કરતાં વિશેષ અન્ન પાચન કરવાની અશક્તિ માટે બાળકને મારી નાખવું એ ડહાપણ નથી. જ્ઞાતિની હાલની સ્થિતિમાં જે જોઇએ, તે એ છે કે માણસોના મનમાં કેળવણીને લીધે મજબુત બહોળા તથા ઉદાર વિચાર બંધાય. આપણી પહેલી ફરજ જ્ઞાતિમાંથી અજ્ઞાનનો પ્રધ્વંસ કરવાની છે. એકવાર જ્ઞાતિમાં બહોળા શિક્ષણનો પ્રચાર થવા દો, અને પછી સમયની પક્વતાની વાટ જુવો. તે પછી જ કોઇ પણ સત્ય સુધારો બની શકશે. જુના વિચારના માણસોની વિચિત્રતા ઉપર આક્ષેપ કરવાથી કાંઇ લાભ નથી. એકવાર માણસોના મત કેળવણીથી વિશાળ બનશે, પછી જ્ઞાતિના એકત્ર થવાનો તથા આર્યાવર્તના સંપનો સવાલ સહજ રીતે નાશ પામે છે. ત્યારે જ લોકોને પોતાની જ્ઞાતિના ધારાની ભૂલો દષ્ટિએ

આવશે અને તેને સુધારશે. જેઓ જ્ઞાતિના ધારાઓનો ભંગ માત્ર મનસ્વીપણે જ કરે, તેમનો જ જ્ઞાતિ બહિષ્કાર કરતાં શીખશે. જેઓને આવશ્યકતાને લીધે એમ કરવું પડે, તેઓને કેટલીક શુદ્ધિની તથા સ્નાનની ક્રિયાઓ કરાવ્યા પછી જ્ઞાતિમાં લેવા જોઇએ એમ સમજાશે. યુદ્ધ વગેરે પ્રસંગોએ તેમના જ્ઞાતિભેદનું બંધન કાંઇ ઢીલું મુકતાં અચકાશે નહિ અને આ પ્રમાણે જ્ઞાતિભેદ કાયમ રહેશે, અને વળી જ્ઞાતિભેદ કાયમ ન રાખવાથી થતાં ફાયદા પણ મળી રહેશે. આપણે જે કાંઇ કરવાનું છે, તે ઉદાર વિચાર તથા કેળવણીના બહોળા પ્રસાર માટે યત્ન કરવાનો છે, તથા જ્યાં સુધી કાળ પોતાનું કામ કરી રહે ત્યાં સુધી વખત જાળવી જવાનો છે. બેકન કહે છે કે:—

Time "which indeed innovateth greatly but quietly and by degrees scarce to be perceived."

કાળ ખરેખર ઘણો સુધારો તથા ફેરફાર કરે છે; પણ તે શાન્તિથી અને ભાગ્યે જ દેખી શકાય એવે ધીરે ધીરે પગલે.

પ્રશ્નોરા બોર્ડિંગ હાઉસ.
ભાવનગર તા. ૬-૨-૧૫. } લક્ષ્મીશંકર વિ. નર્મદાશંકર ભટ્ટ.

---

# હારમાળાનો કર્તા કોણ ?

—શંકાઓ—

ગુજરાતના ભક્ત આદ્ય કવિ નરસિંહ મેહેતાને શ્રી કૃષ્ણ ભગવાને અનેક વખત વ્યાવહારિક મુસીબતોમાંથી પરોક્ષ યા અપરોક્ષ રહી મદદ આપી બચાવી લીધાનું ગુર્જર પ્રજામાં જાણીતું છે; અને તેવા પ્રસંગોની એક યાદી પંડિત ભગવાનદાસે સંગ્રહીત કર્યાનું વાંચવામાં પણ આવ્યું હશે.[1] આ પ્રસંગોમાં "હારમાળા" નો પરચો ખાસ ધ્યાન ખેંચનારો છે કારણ કે ભક્ત શ્રીની જાત સાથે સંબંધ ધરાવનાર પરચાઓમાં તે મુખ્ય મનાયેલ છે.[2]

---

૧ બુદ્ધિપ્રકાશ. પુ. ૫૦ અં. ૭ પૃ. ૨૨૩. ૨ "હારમાળા તથા તેનો લેખક" પૃ. ૫.

" હારમાળા "—મહેતા નરસૈંની હારમાળાનો પ્રસંગ હાલ નિર્મિત થયેલા ગુજરાતમાં નહીં પણ પ્રાચીન ગુજરાતમાં સુવિદિત હતો એમ તે વિષયની રજપુતાનામાં કોટા, જેપુરાદિ સ્થળોમાં તથા દક્ષિણમાં પંઢરપુર વિગેરે સ્થાનોમાં માહેતી હતી અને છે તે ઉપરથી માની શકાય છે. આ માહેતી માત્ર દંતકથા તરીકેની નથી જણાતી—તે સંબંધી કાવ્યો કોઈ કોઈ વખત જોવામાં આવે છે અને તે પણ જુદા જુદા લેખકોએ જુદી જુદી હકીકત આપી લખેલાં. હિન્દી—વ્રજ ભાષામાં નરસિંહ મહેતાનાં માયરાને નામે "મીરાંમિથુલાસંવાદ" તથા રતનાખાતીની પ્રતો આ વાતની સાક્ષી પૂરે છે. મરાઠીમાં પણ તેવાંજ પુસ્તકો હોવાનું મારા સાંભળવામાં આવ્યું છે.

" હારમાળાનો કર્તા કોણ ? " એ પ્રશ્નના ઉત્તરમાં વિવેચન હાલ તરતમાં મારા વાંચવામાં આવ્યું.* જુના લેખ અગર કાવ્યની પ્રાચીનતા સંબંધી શંકા રાખનારા સાક્ષરો કેવી રીતે પોતાના પૂરાવા રજુ કરી દલીલ કરે છે તે બતાવવા તેમાં પ્રયાસ થયો છે. આ પ્રતિના લેખો જે હેતુ પાર પાડવા માટે લખાયા હોય છે તે હેતુ પાર પડે તો વખતે તેટલા પુરતો લાભ થાય ખરો પણ તે લાભના પ્રમાણમાં તેવા લેખોને ઉપહાસ તરીકે યોજાયેલ ન માની કોઈ વસ્તુતઃ પૂર્વ પક્ષની દલીલ જ સમજે અને મૂલ પ્રસંગ—લેખ—ચર્ચાના જ્ઞાનને અભાવે તેના ઉપરથી જ પોતાનું જ્ઞાન મેળવે તો તેથી સાહિત્યને ગેર લાભ થવા—અન્યાય મળવા વિશેષ અવકાશ રહેશે એમ અમારૂં માનવું છે.† પ્રસ્તુત વિષય સાથે આ ચર્ચાને સંબંધ ન હોવાથી આટલો ઈશારો જ બસ થશે. સદરહુ લેખે મને " હારમાળા " ના લેખક સંબંધે જાણવા—તેવા સ્ફુરણા કરી એટલો મારા પ્રત્યે તો તે લેખકનો ઉપકાર થયો છે; અને તે સ્ફુરણાનાં પરિણામ તરીકે રા. ભાઈ હરિરાય ભગવંતરાય બુચનો " હારમાળા અને તેનો લેખક " સંબંધી લેખ તથા પાછલી સાલોનાં બુદ્ધિપ્રકાશના અંકોમાંથી તે સંબંધી જે કાંઈ જાણવામાં આવ્યું તે જ્ઞાનને માટે પણ તેમનો આભાર માનવો અનુચિત નથી.

ભાગ્યજોગે, કોટામાં સંવત્ ૧૮૮૪ માં નકલ થયેલી " હારમાળા " ની હસ્તલિખિત પ્રત, મળી આવતાં, તેને રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાએ કૃપા કરી વાંચવા મોકલેલી ત્રિમાસિક પ્રાચીન કાવ્યમાળાની પ્રત તથા બૃહત્ કાવ્યદોહનમાં છપાયેલી પ્રત સાથે રાખી વાંચી જોતાં કાવ્યના વસ્તુનું જ્ઞાન મળવા સાથે તેના લેખક સંબંધી થયેલ ચર્ચા સર્વાંશે સંપૂર્ણ ન જણાઈ; અભ્યાસી તરીકે આ અપૂર્ણતા જણાઈ હોય તો તે બનવા જેવું છે અને તેટલા માટે અભ્યાસી તરીકે જ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ માટે શંકાઓ રજુ કરવી ઉચિત અને જરૂરનું માન્યું છે.

હારમાળાના કર્તા સંબંધી ચર્ચાનો ઇતિહાસ દિગ્દર્શનની અપેક્ષા રાખે છે; મૂળ કવિ શ્રી નર્મદાશંકર તથા દલપતરામભાઇનો આ વિષયમાં મતભેદ હતો. ત્યારબાદ ઈ. સ. ૧૮૮૫ થી લઈ આજ સુધી તે ચર્ચા જેવી ને તેવી જોરથી ચાલી રહી છે તેજ બતાવી આપે

---

* બુદ્ધિપ્રકાશ પુ. ૫૯ અં. ૬ પૃ. ૧૬૧–૧૬૯. † મારા એક સાહિત્યપ્રેમી મિત્રે આ લેખ મને એમ કહી બતાવેલ કે હારમાળા તો ઘણીજ આધુનિક જણાય છે.

છે કે નિર્ણય પર આવી શકાય તેવાં સાધનો મળ્યાં નથી કે મળ્યા છતાં જેવી રીતે જોઇએ તેવી રીતે રજુ થયાં નથી કે વસ્તુતઃ છે જ નહીં. ઈ. સ. ૧૮૮૫ માં જ્યારે ત્રિમાસિક પ્રાચીન કાવ્યમાળામાં પ્રેમાનંદનાં કાવ્ય તરીકે હારમાળા ગુજરાતી વાચકવૃંદ સમક્ષ રજુ થઈ ત્યારે હારમાળાના લેખક સંબંધી ફરી સવાલ ઉત્પન્ન થયો જણાય છે. તે સાલનાં "ગુજરાતી" મને મલી શક્યાં નથી તેથી તે વિવેચનનો સાર હું રા. હરિકૃષ્ણ ફ. ભટના શબ્દોમાં જ આંહી ઉતારવો યોગ્ય માનું છું. તેઓ લખે છે કેઃ—*

"બૃ. કા. દો. ૬ માં હારમાળા વાંચતાં પ્રસ્તાવનામાંથી માલમ પડ્યું કે હારમાળાના કર્તૃત્વ વિષે તકરાર છે. વધારે શોધથી ખબર મળી કે એ વિષય પર આગળ ભારે વિવાદ થએલો છે. ગુજરાતીની ફાઇલો ઉથલાવતાં ૧૮૮૫ ની સાલમાં રા. ઇચ્છારામ ('તમારો વિવેચન કર્તા' જે હું રા. ઇચ્છારામ માનું છું; અને તે એમાંની ભાષા પરથી તથા મી. હરગોવિંદદાસે સારોદ્ધાર કરી બતાવવા કહેવાથી બૃ. કા. નો જન્મ થયેલો જણાય છે તેથી) અને રા. હરગોવિંદદાસ વચ્ચે થયેલા વાક્‌યુદ્ધનું દર્શન થયું. રા. હરગોવિંદદાસનો અશ્વ રા. ઇચ્છારામે બાંધ્યો; તુમુલ યુદ્ધ થયું; પણ મી. હરગોવિંદદાસને ઘોડો પાછો મળશે નહીં એમ જાણી મી. ધ્રુવે તે રા. ઇચ્છારામ પાસેથી મેળવ્યો, અને પોતેજ આ અશ્વમેધ યજ્ઞની પૂર્ણાહુતિ કરી–નવેંબર ૧૮૮૫.

મી. હરગોવિંદદાસ, હારમાળા પ્રેમાનંદની છે એનાં કારણોમાં મુખ્ય આ પ્રમાણે આપે છેઃ—(૧) પ્રેમાનંદપુત્ર વલ્લભે પદ્યબંધ પ્રેમાનંદનું ચરિત્ર લખ્યું છે તેમાં

> " નામ વિણ તેના ગ્રંથોરે, ન ગુપ્ત રહે જેમ રેણુંમાં રવિ
> તેવાં પ્રાકૃતે ત્રણ આખ્યાન છે રે, જેમાં કર્તાનું નહી નામ."
> " હારમાળા તેનું નામ ધરિયુંરે, પણ નહિ માળા પુરી
> ચોરાશી પદે ચોરાશી કોટિરે, જીવ ઉધારવા માળા અધુરી."

(૨) હારમાળામાં નરસિંહનું નામ ત્રીજા પુરુષમાં વાપર્યું છે.

રા. ઇચ્છારામે વલ્લભ પ્રેમાનંદસુત હોય કે નહી;—વલ્લભે પોતે જ લખી બાપનું નામ કેમ આપ્યું ન હોય; કોઇ બીજોજ પ્રેમાનંદ કાં નહીં હોય; અમુક અમુક કારણોથી નૃસિંહની શી રીતે હોઇ શકે; વગેરે વિચિત્ર તરંગો ઉઠાવી કેટલાંક વિચારવા યોગ્ય કારણો આપ્યાંઃ—

(૧) કાવ્ય નીરસ છે; (૨) કાવ્યશક્તિ તથા વાદમાં ઉતરતું છે; (૩) પ્રેમાનંદે કોઇ જગ્યાએ ગાંભીર્ય છોડયું નથી, અને આ કાવ્યમાં સંન્યાસીઓ ધર્મતત્ત્વના સવાલ પુછે છે ત્યારે નૃસિંહને મ્હોડે પુષ્કળ હલકા શબ્દો નીકળે છે; (૪) સાત પ્રત નામ આપતી નથી ત્યારે એક પ્રત પરથી પ્રેમાનંદનો નિશ્ચય કેમ થાય; (૫) વલ્લભ ૮૪ પદનું લખે છે ત્યારે ૧૬૨ પદની હારમાળા મી. હરગોવિંદદાસે કયે આધારે બહાર પાડી—વગેરે વગેરે.

---

૧ બુદ્ધિપ્રકાશ ૧૯૦૩ પુ. ૫૦ અંક ૯ મો. પૃ. ૨૬૮–૨૭૧.

આનું નિરાકરણ મી. હરગોવિંદદાસ આ પ્રમાણે કરે છેઃ—

(૧) શાંતરસ જાતે જ નીરસ છે; (૨) પ્રેમાનંદનું આ પ્રથમ કાવ્યોમાંનું એક હોય અને તેથી બીજા કાવ્યો કરતાં ઉતરતું હોય; (૩) તે વખતની વાદની પદ્ધતિ હોય; (૪) બાકીનાં પદો ક્ષેપક હોય.

'હોય' અથવા 'ન હોય' એ ગળે ઉતરી જાય એમ બતાવવું એ બુદ્ધિનું એક સાધારણ કામ છે.

× × × × ×

અને તેથી 'હોય' અથવા 'ન હોય' એ સંબંધે ( degrees of probability ) ના કાનુન વિવાદ પહેલાં જ બાંધવામાં ન આવે ત્યાં સુધી આવી તકરારોનું પરિણામ કદી આવે જ નહીં. × × × ×

મી. ધ્રુવ, હારમાળા પ્રેમાનંદની નહી (અ) પણ નૃસિંહની છે (બ) એમ માનવાને નીચે મુજબ કારણો આપે છેઃ—

(અ) ૧. પ્રારંભે મંગળાચરણ નહીં;

૨. ભાષામાં ફેર;

૩. કાવ્યની ભાષા વિશેષ પ્રાચીન;

૪. નામ નહીં; ખાસ કરીને મામેરૂં, હુંડી ઇ. માં આવ્યું છે તે છતાં.

(બ) ૧. ભાષા નૃસિંહના સમયની.

૨. ચા શબ્દનો પ્રયોગ.

૩. 'કરાં' 'આયાં' નાં જેવાં રૂપ; તેમ જ 'તરવાં' તે બદલે 'તરેવાં.'

૪. નૃસિંહનાં બીજાં કાવ્યો તથા પદોના પ્રતિબિંબરૂપ આ કાવ્ય;

૫. લોકવાયકા.

૬. "અદ્યપિ દીન છું, જન્મ લે લીન છું, જનજે ગાય પદ હાર તોહેરા"

અને આખરે જૂદી જૂદી પ્રતોના તિથિવાર આપી જ્યોતિષ શાસ્ત્રની મદદથી તિથિવાર નિશ્ચિત કરી, કઈ પ્રત ખરી છે તે આ પ્રમાણે ઠેરવી—તેની રૂએ કર્તાની ખોળ કરવાથી મી. ધ્રુવ આશા રાખતા હતા કે જે કંઈ સ્હેજ સંશય રહી ગયો હોય તે દૂર થાય.

× × × × ×

રા. ભટ્ટ પોતા તરફથી નીચે મુજબ પ્રસ્તુત પ્રશ્ન પરત્વે વિવેચન કરે છેઃ—

"હારમાળા નૃસિંહની છે એ સંબંધે મી. ધ્રુવે જે કારણો આપ્યાં છે તેમાં નીચેનાં ઉમેરાય તો પક્ષ વધારે સબળ થાયઃ—

A. સામાન્ય વિચાર અને સામાન્ય ભાષા—

નૃસિંહનાં બીજા કાવ્યોની સાથે સરખાવતાં—

દીપક ધરાવ્યો મારે હાથ પદ ૪ બૃ. કા. ૬ હારમાળા.
નરસૈયાચા સ્વામીની સગે રમતાં પદ ૮, ૧૨૨
હરિ મારો ( તારો, તાર્યો ? ) હાથિયો, કાળનાગ નાથિયો પદ ૧૦
પ્રેમરસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક યોગીરે
એક જાણે છે વ્રજની નારી, બીજો જાણે નરસૈંયો ભોગી. પદ ૨૬
શામળીયા સંગ સાંઇડાં લઇશ, નહીં લાગે કઈ વારરે
ભલપતા મડપમાં આવો હરજી. પદ ૮૩
અડસઠ તીરથ મારા સંતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશીરે. ઈ. ઈ

B. મરાઠી પ્રયોગો મેહેતાના વખતની ફેશન—
દેવા અભયીવર કાં એદલ હોયવા પદ ૫૩
દેવા તું રે નાચે ૧૩૮
આપુલા ભક્તને લાડ લડાવવા ૧૨૯
દેવા ટેક તુજ. ઈ. ઈ.

C. મુગટ સહિત મુને આપ્યો હાર. ૧૪૧

D. મેહેતાની પુનરુક્તિ—મેહેતાના પ્રેમભક્તિ વગેરેનાં પદો જોશો તો ઘણા ખ વિચાર તેના તે દરેક પદમાં માલમ પડશે. અહીં પણ હાર આપ્યો એ વા પદ ૧૩૩, ૧૩૪, ૧૩૬, ૧૩૯, ૧૪૧, તથા ૧૪૨ માં કહેવામાં આવે છે, તે જ મેહેતાની વડાઈ પદ ૧૩૬–૭ મા જોવામા આવે છે.

E જો હારમાળા પ્રેમાનંદે લખી હોય તો
"અસુર તણે હાથ મરણ પામજે, જાર
જાતના તનજી"—પદ ૧૩૨

એ ભૂલ કરત નહીં. મડળીક અસુરને હાથે વટલાયો, મરણ પામ્યો નથી. વળી જાર જાત તન એ મેહેતાના સમયનું દર્શન કરાવે છે. **यः पुमान् श्रीहरि द्वेष्टि तं विद्यादंत्‍ रेतसम्** એ એ વખતનો એક સાધારણ આક્ષેપ જણાય છે વળી મંડળીક માને પૂછ જાય, અને હિંદુ-રજપુતાણી મા વ્યભિચાર કબુલ કરે—

( × × × × )

એ તો આ મંસાર બહાર રહેલા ભક્ત નૃસિંહના મગજમાંથી નીકળે.

F. હારમાળા જો પ્રેમાનંદે લખી હોય તો મહેતાની ભાષા અને વિચારનું અ

આણુશુદ્ધ અનુકરણ પ્રેમાનંદના પ્રથમ પ્રયાસ તરીકે સંભવતું નથી; અને આવી અનુકરણશક્તિ આવ્યા પછી પ્રેમાનંદને નનામું, યા પારકાને નામે લખવું પડે અથવા લખવું વધારે ઉચિત ધારે એ પણ સંભવતું નથી.

ઉપર જોયું તે પ્રમાણે કવિશ્રી નર્મદાશંકર, દલપતરામભાઈ, રા. હરગોવિંદદાસ, રા. ઇચ્છારામ આદિ સાક્ષરોની પક્ષાપક્ષીનો મતાંતર ડા. ધ્રુવે તોડી નૃસિંહ મેહેતાને હારમાળાનું કર્તૃત્વ અર્પણ કરવા સબળ દલીલો આપી અને મૂળ પક્ષકારો તો કહેલું ન કહેલું ન થાય તેટલા ખાતર મૂળ પક્ષને વળગી રહેવા મથ્યા, છતાં પાછળના સાહિત્યપ્રેમીઓએ ડા. ધ્રુવના મત તરફ પક્ષપાત બતાવ્યો એમ રા. ભટ્ટનાં વિવેચનથી અનુમાન કરવા કારણ મળ્યું. તે જ પ્રમાણે ફરી તે જ વિચારો જોઈ અગર ન જોઈ મૂળ પ્રશ્નને પુનઃ સજીવન કરી રા. જયસુખરામ જોશીપરાએ મી. ભટ્ટની પેઠે હારમાળાના લેખક તરીકેની માળા નૃસિંહ મેહેતાને બક્ષી. તેમનો લેખ જોતાં ઉપર ઉતારેલ વિવેચનમાં વિશેષ ઉમેરવા જેવું કાંઈ પ્રાપ્ત થયું નથી; પણ તેમના જ મિત્ર રા. હરિરાયે "હારમાળા તથા તેના લેખક"નો સ્વતંત્ર લેખ લખી તેમના મતથી ભિન્ન મત, જેને આપણે પ્રેમાનંદીય કહેશું તેની પુષ્ટિમાં, સબળ દલિલો સાથે સરળ ભાષામાં સાહિત્યપ્રેમીઓ સમક્ષ મૂક્યો છે તેમાંથી જે કાંઈ મળે તેનો જ આંહી ઉલ્લેખ કરીશ.

રા. હરિરામના લેખનું બીજ તેમના કહેવા પ્રમાણે જુનાગઢમાં તેમના મિત્રોએ "યુનીયન" નામે સ્થાપેલી મંડળની ચર્ચામાં ઉદ્ભવ્યું હતું. પરીક્ષાના કેન્દ્રને પહોંચવાને જરૂરી તૈયારીઓની આવશ્યકતાનો અભાવ થયા છતાં તેમણે પ્રસ્તુત વિષય ઉપર પોતાનો અભ્યાસ જારી રાખી એક સારો-સરલ નિબંધ લખવાનો પ્રસંગ લીધો છે તેજ તેમના સાહિત્યપ્રેમનો પુરતો પુરાવો છે. તેમણે પોતાના વિષય માટે પુરતી સામગ્રી એકઠી કરી, તેનો સારી પેઠે અભ્યાસ કરી, તે પર પુરતો વિચાર કરી, પક્ષાપક્ષીની, અન્ય પક્ષ તરફની અશ્રદ્ધાજન્ય, અંધતાનો ત્યાગ કરાવવા બન્ને પક્ષનો ઊહાપોહ કરી, બન્ને પક્ષનું સમાધાન થાય તેવી રીતે પ્રકાશ પાડવા-સંપૂર્ણ પ્રકાશ પાડવા પ્રયત્ન કર્યો છે. હાલમાં કેટલાએક વિવાદગ્રસ્ત વિષયોમાં સ્થાપિત સાક્ષરો પણ મનના વિવાદ કરતાં પક્ષકારોને અરૂચે તેવી અંગત ટીકાઓ કરી જાય છે તેવી એકપણ ટીકા તેમાં જોવામાં આવતી નથી તે સાહિત્યના મનાયેલા નેતાઓનાં અનુકરણમાંથી હંસની માફક માત્ર ક્ષીરની પસંદગી કરવાની તેમની વૃત્તિનું ભાન કરાવે છે, અને તેને માટે તેમને ધન્યવાદ દેવો અયોગ્ય નહીં ગણાય. આપણે તેમના લેખમાંથી નમુના દાખલ પ્રેમાનંદ તથા નરસિંહ મહેતાની સરખામણી તેમણે કરી છે તે અત્ર ઉતારી તેમનો નાનો પણ ગાંભીર્ય સાથે રસપૂર્ણ લેખ સર્વને વાંચવા ભલામણ કરી માત્ર લેખક સંબંધી શંકાઓ જ આંહી રજુ કરીશું.

"§ મહેતાજીની કવિતા ભક્તની હૃદયોર્મિ છે; પ્રેમાનંદની કવિતા કોઈ ભક્તની હૃદયોર્મિનું ભવ્ય સ્વરૂપમાં ચિત્ર છે. મહેતાજી ગાવું એવા આશયથી જ ગાય છે; પ્રેમાનંદ ગવ-

§ હારમાળા અને તેનો લેખક પૃ. ૨૯-૩૦.

શાવવું એવા આશયથી ગાય છે. મહેતાજીની ભાષા સાદાઇથી સૌંદર્ય પામેલી, શાંત અને સાત્વિક રસથી ગૌરવ પામેલી, અને કલ્પનાની કૃત્રિમતાના બાહ્ય ચળકાટ વિનાની, અનિયમિત પ્રવાહથી વહેલી વાંકી ચુકી ન્યૂનાધિક જળવાળી સરિતાના જેવી છે; પ્રેમાનંદની કવિતા ભવ્યતાથી સૌંદર્ય પામેલી, યથાઉચિત રસાલંકારોથી દેદીપ્યમાન થયેલી,– કલ્પનાની કૃત્રિમતાના બાહ્ય ચળકાટથી શોભતી અને અસ્ખલિત પ્રવાહથી વહેતી મહાન સરિતાના જેવી છે. મહેતાજીની ભાષામાં ક્રોધ અને ક્ષમાનું સત્યમય મિશ્રણ શાન્ત રસથી આવિર્ભૂત થાય છે; અને પ્રેમાનંદની ભાષામાં સમયોચિત રસ ઉછળતો ધડકતો પ્રકટ દેખાય છે. મહેતાજીનાં કટાક્ષ તીવ્ર, દાહક, અને સ્પષ્ટાર્થવાળાં છે; પ્રેમાનંદનાં કટાક્ષ હાસ્યોત્પાદક અને ચર્ચાળ છે. મહેતાજી જ્યાં સડસડાટ બળતા શબ્દોથી હૃદયમાં વ્યાપેલી અન્તર્જ્વાળના ઉદ્ગારો કાઢે છે ત્યાં પ્રેમાનંદ પોતાના હૃદયના ગૂઢાગ્નિને હાસ્યરસદ્વારા બહાર કાઢી તેનું બળ અજમાવે છે. મહેતાજીને વર્ણન બહુ પ્રિય નથી, પ્રેમાનંદનાં કાવ્યો મનહર, લાંબાં, છટાદાર, અને ભવ્ય વર્ણનોથી ભરપૂર છે. મહેતાજી ભક્તિ અર્થે કવિ છે; પ્રેમાનંદ કવિતા અર્થે કવિ છે. મહેતાજી ગાયુ પુનઃ ગાયા જ કરે છે, અને કવિ પ્રેમાનદની કલ્પનાશક્તિનો વિસ્તાર અપરિમિત છે; તેને નવીનતા અતિપ્રિય છે. મહેતાજીનાં કાવ્યોનો નાયક મુખ્યત્વે શ્રી કૃષ્ણ છે અને પ્રેમાનંદનાં કાવ્યોના નાયક શ્રી કૃષ્ણના ભક્તો છે. મહેતાજીની વિદ્વત્તા પોતાના જ્ઞાન તેજના પરિબળથી સર્વથા જનસમાજને આંજી નાખે તેવી નથી; પ્રેમાનંદની પંડિતાઈ સર્વત્ર ઝળકી રહે છે અને વાંચકવૃન્દને છક કરી નાંખે છે. મહેતાજી કરતાં પ્રેમાનંદની કવિતામાં શાસ્ત્ર અને પુરાણનાં દૃષ્ટાંતો વિશેષ દૃષ્ટિગોચર થાય છે. મહેતાજીને પાત્રરચના બહુ પ્રિય નથી. છતાં જરૂરીયાત રચનામાં વિવેકભંગ કે અસંગતિદોષ થતો નથી; પ્રેમાનંદને પાત્રરચના બહુ પ્રિય છે; વાદાત્મક સંવાદ– પ્રશ્નોત્તર પદ્ધતિ–તેને વિશેષ અનુકૂળ છે, છતાં ઘણી વખતે તેમાં પણ સારાસાર કે યોગ્યાયોગ્યનું ભાન કવિત્વ રસમાં બૂડ થઈ જવાથી તેને રહેતું દેખાતુ નથી. આ પ્રમાણે ભક્ત કવિ મહેતાજી અને કવિરત્ન પ્રેમાનંદની કવિત્વશક્તિનું અને તેમની કવિતાઓનું સામાન્ય સ્વરૂપ છે."

બીજાં કારણો સાથે આ મુજબની તુલનાને પરિણામે રા. હરિરાય હારમાળા "કાવ્યનું કર્તાપદ ભક્ત કવિ મહેતાજી કરતાં કવિવર પ્રેમાનંદને આપવું તે વધારે ઉચિત અને ન્યાય ભરેલું" ગણે છે. તેમના આવા સારી રીતે બારીક નજરથી ચર્ચેલા લેખમાં પણ નીચેની મારી શંકાઓ કે તેમના સમાધાનને સ્થાન મળ્યું નથી. તેથી આંહી સાક્ષરસમાજ સન્મુખ તે શંકાઓ રજુ કરી તે સંબંધી શિક્ષણની અપેક્ષા રાખું તો આશા છે કે ઉદ્દેશપર ખ્યાલ રહી કાંઈ દોષ હશે તો ક્ષંતવ્ય મનાશે.

૧ મ્હારી પાસેની હસ્તલિખિત હારમાળાની પ્રતમાં નીચેની પંક્તિઓ મળી આવે છેઃ—

(૧) "હાંરે જેણું નાંમાનૂ છાપરું છાઈ આપૂ ॥
રુખીરુજીની અવિચળ વાંણીરે" પદ. ૫–૩.

બૃ. કા. પદ ૨. ત્રિ. પ્રા. કા. પદ ૫

(૨) અસૂર માંહે કબીરજી ઉધારીયા ॥
નામાનું છાપરૂં આપ્યું છાઈ ॥ પદ ૫૧-૨.
બૃ. કા. પદ ૫૩. ત્રિ. પ્રા. કા. પદ ૫૫

(૩) માવદી નારી કીરતન કરી ઉગરી ॥
મીરાંનું વિષ અમૃત કીધું ॥ પદ ૬૨-૩
બૃ. કા. નથી. ત્રિ. પ્રા. કા. નથી.

(૪) અમરીષ વિભીષણ પરમ વિચક્ષણ ॥
અંજનીસુત તુલસીદાસ ॥ પદ ૩૬-૩
બૃ. કા. પદ ૧૫. ત્રિ. પ્રા. કા. પદ ૧૯.

આ પંક્તિઓમાં "કબીરજી" "મીરાંબાઈ" તથા "તુલસીદાસ"નાં નામો ખાસ ધ્યાન ખેંચે છે. ભક્ત કવિ નરસિંહ મહેતાનો [1]સમય સં. ૧૪૭૧ થી સં. ૧૫૩૭ સુધીનો અંકિત થયો છે. કબીરજીનો સમય તેવી સ્ફુટ રીતે નિશ્ચિત થયો નથી પણ લાંબામાં લાંબો તેમને અર્પાતો સમય[§] સં. ૧૪૫૫ થી સં. ૧૫૭૫ સુધીનો છે અને જો તે ખરો હોય તો મહેતાજીના લેખમાં તેમનું નામ આવે તો બની શકે તેમ છે. તેવી જ રીતે [×]મીરાંબાઈ સં. ૧૪૫૯ થી સં. ૧૫૨૬ સુધી થઇ ગયાનું હવે લગભગ નિશ્ચિત થયું માનવું જોઇએ એમ તત્સંબંધી ઉલ્લેખ પણ અસંભવનું કારણ નથી: પણ જ્યારે "તુલસીદાસ"જીનું નામ આપણને હારમાળામાં મળી આવે ત્યારે મહેતાજીના કર્તૃત્વ સંબંધે વિરૂદ્ધ અનુમાન થાય તે સ્વાભાવિક જ છે. તુલસીકૃત રામાયણમાં ગોસાંઇજી (તુલસીદાસ)નું જન્મવૃત્તાંત છે તે જોતાં તેમનો સમય સં. ૧૫૮૯ થી ૧૬૮૦ સુધીનો નકી થયો જણાય છે એટલે તેમના સંબંધી કોઇપણ તરેહનું સૂચન નરસિંહ મહેતાના લેખમાં સંભવતું જ નથી. આવો ઐતિહાસિક પુરાવો હાલ સુધી થયેલી ચર્ચામાં કેમ જોવામાં આવતો નથી તે એક નવાઇની વાત છે. તુળસીદાસજીના સમયથી પૂર્વોક્ત સાક્ષરોને અજ્ઞાન માનવા યુક્તતા થાય. મહેતાજીને કર્તૃત્વ અર્પણ કરનારા ભક્તો કરતાં પ્રેમાનંદીય રસજ્ઞોને તે દૃષ્ટિગોચર થવા વિશેષ પ્રસંગ અને અવકાશ હતો તેમ તેમના મતના સમર્થન માટે અથવા વધારે ન્યાયપુરઃસર કહીયે તો પૂર્વ પક્ષની નિર્બલતાની સાબિતી અર્થે તે પુરાવો ઘણો જ અગત્યનો હતો. જે લોકો નરસિંહ મહેતાને હારમાળાના લેખક જાણે છે તેઓ ઘણું કરી રા. મરહૂમ ઇચ્છારામે કાવ્યદોહનમાં છપાવેલી પ્રતથી વિશેષ સંબંધ રાખતા હોય તો તેમના જોવામાં તુલસીદાસજીનું નામ ન આવે તે બનવા જોગ છે; કારણ કાવ્યદોહનમાં "તુલસીદાસ"ની જગ્યાએ "હનુમાનદાસ" પાઠ યોજાયેલો છે. 'યોજાએલો' કહેવાનું કારણ એટલું જ કે કાવ્યદોહન પ્રસિદ્ધ કરનારાએ રા. હરગોવિંદદાસનાં માફક પોતા પાસેની પ્રતોનાં પાઠાંતરોનું દર્શન વાચકોને કરાવેલ નથી. ડા. ધ્રુવે અમુક પદ સંખ્યાનું પોતાના મત અનુસાર સંશોધન કરેલ,

[1] બુદ્ધિપ્રકાશ પુ. ૫૨ અં. ૭ પૃ. ૨૧૮. [§] કબીર કસોટી પા. ૪ને આધારે.
[×] બુદ્ધિપ્રકાશ પુ. ૫૨ અં. ૭ પૃ. ૨૧૮.

રા ઇચ્છારામે પાછળનો ભાગ સુધાર્યો શાસ્ત્રીય રીતિએ થયેન શોધન શોધન કાઢી નાખી માત્ર મૂળ નત જ રાખ્યાનુ આપણને ફુટનોટથી જાણવામા આવે છે આ બમધી બૃહત્ મન્યદોહન ગ્રંથ ૬ ની પ્રસ્તાવનામા નીચે પ્રમાણે હકીમ્ત મળી આવે છે –' હારમાળા, જેના સબંધમા બહુ વાદ થયો છે, તેનુ શોધન, સ્વર્ગવાસી મારા મિત્ર રા રા હરિલાલ ધ્રુવે કીધુ હતુ શેષ ભાગ મેં ( રા ઇચ્છારામે) તેમના જ ધોરણે શોધ્યો છે " તુલસીદાસની જગ્યાએ હનુમાનદાસનો ઉલ્લેખ આ શોધનનો ઉપમારી તો નહીં હોય ?' તેમના પાસેની હારમાળાની નણ પ્રતોમાથી ગેઇમા "તુલસીદાસ' નુ નામ નથી એ બનવા જેવુ નથી કારણ, રા હરગોવિંદદાસે જે આદ પ્રત ઉપરથી ત્રિમાસિક પ્રાચીન કાવ્યમાળાની પ્રત ઉપજાવી કાઢી છે તેમાની કોઇ પ્રતમા તુલસીદાસનુ નામ ન હોય એમ જાણવામા આવતુ નથી ઉપરાત મારી પાસેની હસ્તલિખિત પ્રતમા પણ તે છે, એટલે જ્યા સુધી એ નણે પ્રતોમાથી એમ્મા તુલસીદાસનુ નામ નથી એમ મઇ ખાત્રી કરી ન કહે ત્યા સુધી માની લેવા મન અચમચ તે સહજ સમજાય તેમ છે જે પદની અંદર તુલસીદાસજીનુ નામ મળી આવે છે તે પદ ક્ષેપક પણ ગણી શમાય તેમ નથી કારણ બૃહત્ કાવ્યદોહન સહિત બધી નતોમા તે મળી આવતુ જણાય છે આ ઉપરથી મ્હારી પહેલી શકા એ છે કે —

જો ઉપર બતાવ્યા પ્રમાણે તુલસીદાસનુ નામ હારમાળામા હોય તો નરસિંહ મેહેતાનુ કર્તૃત્વ સંભવે ખરૂં ?

ભક્ત કવિ નરસિંહ મેહેતાના સબંધમા આગળ કહી ગયા પ્રમાણે અનેક પરચાઓ નોંધાયેલા છે પણ તેમા પ્રેમાનંદાદિ કવિઓને હાથે મશહૂર થયેના પરચાઓમા શામળશાનો વિવાહ, મામેરૂ, શ્રાદ્ધ, હુંડી અને હારમાળા તે મુખ્ય છે નરસિંહ મેહેતાના જીવનક્રમમા આમાથી પહેલો કયો પરચો થયો ને બા મા ક્યો થયો તે જાણવાને માટે સદરહુ પરચા મધલી લેખમએ જે સવત સાલ બતાવેલ છે તે સિવાય બીજુ કાઇ સાધન હોય તો જાણવામા નથી અને જો માત્ર તેજ સાધન હોય અને તેમા અપાયેલી સાલ ખરી હોય તો હારમાળાનો પરચો સ ૧૫૧૨ મા બ યાનુ નામ થાય છે શામળશાનો વિવાહ "સાહિત્યમા છપાય છે તેથી તે પ્રસગ કઇ સાલમા બન્યો તે જાણવાનુ બની આવશે દરમ્યાન શામળશાના વિવા તે નામે છપાયેલ નાની ચોપડીઓમા સવત્ ૧૫૧૪ તે બનાવ પરત્વે મળી આવે છે

સંવત ૧૫૧૪ મા કૃષ્ણે કીધુ એ કામરે કડવુ ૩૫

હુંડી, શ્રાદ્ધ માટે સાલ પ્રાપ્ત થઈ નથી પણ મામેરૂ વિવાહ પછીનો બનાવ જણાય છે, કારણ શામળશાની જાન જોડતી વખતે કુંવરબાઈ રીસાય છે તેને મામેરૂ ભરવા માટે શ્રી કૃષ્ણ અને લક્ષ્મીજી વચન આપે છે કે —

" આજ રાજી થઈ મારી બાળકી, મોરે થઇને મગળ ગાયે
તો તારૂં મામેરૂં મારે નિશ્ચે પુરવુ, આથી સરસ કરી શોભાયે

કુંવરબાઇને કૃષ્ણે કોલ આપ્યો, મામેરાં કેરૂં વરદાન."

× × × ×

"શણગાર સજાવે સુંદરી, લક્ષ્મીજી આપે બોલ;
સત્ય કુંવરી મારે પાળવું, તુંને કૃષ્ણે જે આપ્યો કોલ."

કડવું ૬૭ મું.

આ હકીકત આધારભૂત માનવામાં આવે તો હારમાળાના પ્રસંગમાં મામેરા સંબંધી ઉલ્લેખ શી રીતે નરસિંહ મેહેતાને હાથે લખાયેલ સંભવે? હારમાળાની કોઈ પણ પ્રત એવી નહીં હોય કે જેની અંદર મામેરાંના પ્રસંગનું વર્ણન ન આવ્યું હોય. સં ૧૫૧૪ પછી બનેલા બનાવને સં. ૧૫૧૨ માં બનવાના બનાવના પૂરાવામાં શ્રીધર(શ્રીપત) પંડિતદ્વારા યોજાયેલો જોઈ એટલું તો નક્કી થાય છે કે ભક્ત કવિ નરસિંહ મેહેતાએ જેમ છે તેમ કદી લખ્યું ન જ હોય. એટલે કે નરસિંહ મેહેતાના કર્તૃત્વને બાધક બીજી શંકા મારી એ છે કેઃ—

હારમાળામાં તેના પછી થયલા મામેરાના પરચાનો આધાર નરસિંહ મેહેતાને હાથે કેમ સંભવે?

આ શંકાઓને પરિણામે નરસિંહ મેહેતા નહીં તો પ્રેમાનંદ હારમાળાના કર્તા છે એમ કહેવામાં આવે તો બહુ અયોગ્ય થયું ન કહેવાય—છતાં નિશ્ચય ઉપર આવતા પહેલાં નીચેના મુદ્દાઓ તપાસી જોવા જેવું છે કે પ્રેમાનંદ કે જેમને માત્ર 'માણભટ્ટ' કે 'કથાભટ્ટ' નહીં પણ "કવિરત્ન" "કવિવર"ની ઉપાધિ અર્પવામાં આવે છે તેઓ એક જ પ્રસંગનું વર્ણન પોતાનાં જુદાં જુદાં કાવ્યોમાં સ્થળ-સમયનું સામ્ય સાચવ્યા વિના આપે કે કેમ?

પ્રેમાનંદકૃત મામેરાંમાં કુંવરબાઇના સીમંત સંબંધની નીચેની લીટીઓ જોવામાં આવે છેઃ-

"કુંવર વહુને આવ્યું સીમંત, અમ ઉપર ત્રુઠા ભગવંત;
માઘ સુદી સપ્તમિ રવિવાર, મુહુર્ત અમે લીધું નિરધાર."

કડવું ૩ જું.

આ સીમંતના પ્રસંગ ઉપર—

"મધ્યાને મેહેતાજી આવ્યા, જોવા મળ્યું ઊના ગામજી"

કડવું ૪ થું.

અને જ્યારે મેહેતાજી જમવા પધાર્યા ત્યારેઃ—

"મેહેતાજીને નહાવા અર્થે, જળ મેલ્યું કળકળતુંરે;
"ઉષ્ણોદક ઉનું દેખિને મેહેતે, માગ્યું ટાઢું પાણીરે;
મર્મ વચન મુખ મરડીને બોલી, કુંવરબાઇની જેઠાણીરે;
માગ્યા મેહ વરસે મેહેતાજી, તો અમ પાસે શું માગોરે," વિગેરે.

કડવું ૮ મું.

જેને પરિણામે મેહેતાજીએ મલાર રાગ ગાવાથી ભક્તવત્સલ ભગવાન શ્રી કૃષ્ણનું સ્મરણ કરી વરસાદ વરસાવી જળ ટાઢું કર્યાનું કથન સર્વવિદિત છે.

આ જ પ્રસંગ હારમાળામાં વર્ણવેલો છે; પણ તેમાંના ફેરફાર જોતાં હારમાળાનો કર્તા તે જ પ્રેમાનંદ હોય કે કેમ તે શંકા થાય છે.

> " વળી મોસાળું કીધું પુત્રીનુ, કુવરબાઇ જેનું નામજી;
> ત્રણ સહસ્ત્ર બ્રાહ્મણ મળ્યા ટોળે, જુનાગઢને ગામજી.
>
> × × × × ×
>
> નથી વેવાણે ઘણું વગોવ્યાં, ત્યાં ઉષ્ણ મેલ્યું જળજી;
> હરિના જન શીતળ સદા છે, શીતળ પામ્યા ફળજી.
> ત્યાં તાલ વજાડી નરસંઈ મેહેતે, આલાપ્યો મલારજી;
> ચૈત્ર સુદી દશમીને દિવસે, આવ્યા મેઘ તેણી વારજી."
>
> ત્રિ. પ્રા. પદ ૭૪ મુ.

ઉપરના પાઠમાંથી "જુનાગઢને ગામજી" એ ત્રીજી પ્રતનો પાઠ સંશોધકોએ સ્વીકાર્યો નથી. કોઈ બીજી પ્રતનો "મેહેતા શ્રીરંગ ને ધામજી" એ પાઠ આપણી નજરે પડે છે, જે નિશ્ચયાત્મક ન હોઈ, પ્રેમાનંદીય પક્ષને આડકતરી રીતે અને "જુનાગઢ" વાળા પાઠને વધારે સ્પષ્ટતાથી વાચક વૃંદ સમક્ષ રજુ કરે છે!

હસ્તલિખિત પ્રતમાં "જૂનાગઢ તાંહાં ગામરે" એમ પાઠ છે અને વરસાદ વરસવાની તિથિમાં પણ જરા ફેર છે.

> "ચૈત્ર સુદી દ્વાદસિમાં ॥ વૃષ્ટિ હુઈ તેણી વારરે"
>
> પદ ૬૦.

એમ દશમને બદલે બારસની વૃષ્ટિનો પાઠ છે.

બૃહત્ કાવ્યદોહનમા આ પ્રસંગ કોઈ પદમાં જોવામાં આવતો નથી તેનુ કારણ વિદ્વાન માણસોને હાથે થયેલું શોધન જ હશે!!!—હસ્તલિખિત પ્રતોમાં જ ન હોય તો કાંઇ નવાઈ નહી!

આંહી એટલુ નોંધવું અયોગ્ય નહી ગણાય કે હસ્તલિખિત પુસ્તકોનો પ્રાચીન ભાષા તથા ઉક્તિઓ, આધુનિક સાક્ષરોની વિદ્વત્તાનો ઓપ ચડવાથી, વાચકોની સમક્ષ જે સમયમાં તે પુસ્તકો લખાયાં તેનો આબેહુબ ચિતાર આપી શકતાં નથી. ત્રિ. પ્રા. કાવ્યમાળાની પ્રત મનઃસુખરામવાળી કે બીજી કોઈ પ્રત જેમાં ૮૪ પદ અને પ્રેમાનંદનું નામ મળી આવતું હતું તે જ પ્રતને આધારે છપાઈ—બીજી બધી પ્રતોના પાઠો તથા નવાં પદો ફુટનોટમાં અપાવાં હોત તો સાહિત્યને વિશેષ લાભ થાત. તેમ બૃહત્ કાવ્યદોહનમાં પણ જે પ્રત ઉપરથી નરસિંહ મેહેતાને કર્તા તરીકે માનવા સબળ પ્રમાણો મળી શકે તેવી ત્રણમાંની એ

પ્રત ઉપરથી છપાવી, બીજી પ્રતોનું જ્ઞાન નોટદ્વારા આપ્યું હોત તો હાલ જે હસ્તલિખિત પ્રતોમાં છાપેલી પ્રતોનો ઉમેરો થયો છે તેના કરતાં વિશેષ પ્રમાણિક મૂળ કૃતવાચકોને મળી શકત અને રા. હરગોવિંદદાસ, રા. નાથાશંકર, રા. હરિલાલ ધ્રુવ તથા રા. ઇચ્છારામ આદિને હસ્તલિખિત પ્રતોનો જે લાભ મળ્યો તે ઇતર જનસમાજને પણ મળી શકત.

પ્રસ્તુત વિષય ઉપર આવી પ્રેમાનંદનો હારમાળાના કર્તા તરીકેનો હક તપાસતાં ઉપર જોયું તે પ્રમાણે નીચે પ્રમાણે શંકાઓ ઉદ્ભવે છે.

(૧) હારમાળા સં. ૧૫૧૨ નો બનાવ છે તેના પ્રસંગમાં સં. ૧૫૧૪ માં કે ત્યાર બાદ બનેલા મામેરાના પ્રસંગનું સૂચન.

(૨) મામેરામાં સીમંતનું મુહૂર્ત
"માઘ સુદિ સપ્તમિ રવિવાર."

અને તે સમય ઉપર દૃષ્ટિ થઈ તેના હારમાળા ઉપરથી પ્રાપ્ત થતા તિથિ માસઃ—
"ચૈત્ર સુદિ દશમી (કે) દુવાદસીયાં"

(૩) મામેરાને આધારે મેહેતાજીને તે પ્રસંગ ઉપર "ઉના" જવું પડયું હતું. હારમાળામાં તેજ પ્રસંગ "જુનાગઢ" માં બન્યાનું સૂચન છે.

એકજ લેખકના લેખમાં એકજ વિષયના વર્ણનમાં આ પ્રમાણે સ્થળ તથા સમયનો તફાવત સંભવતો નથી અને તેથી ઉપરની શંકાઓનું સમાધાન થતાં સુધી નરસિંહ મેહેતા તથા પ્રેમાનંદ શિવાય કોઈ ત્રીજોજ લેખક વધારે સંભવિત માની તે કોણ હોઈ શકે તે સંબંધી શોધ ખોળ તથા નિષ્પક્ષપાત વિવેચન કરવામાં આવે તો ખરી હકીકત મળવા વિશેષ આશા રહે છે એમ નમ્ર માન્યતા રજુ કરી તે માન્યતા જેઓને ઉચિત ન લાગે તેમનાથી શંકાઓના સમાધાનની અપેક્ષા રાખી બંધ કરીશ.

ઝાલરાપાટણ.
૨૯–૭–૧૪.

રતીલાલ મગનલાલ અંતાણી.

# હિંદુસ્તાનનું પ્રાચીન તેમજ અર્વાચીન નાણું અને સિક્કા.

કોઈપણ દેશના પ્રાચીન તેમજ ચાલૂ નાણાંનો અને તે દેશના ઇતિહાસનો તેની ઐતિહાસિક નજરે જોતાં એટલો નિકટનો સંબંધ છે કે, એક રીતે તેને રાષ્ટ્રના ઇતિહાસકાર તરીકે લેખવામાં—કહેવામાં—કાંઈપણ ખોટું કહેવાય નહીં. જેમ રાજાઓની વંશાવળી ઐતિહાસિક બાબતોનો કાલક્રમ નક્કી કરવાને સારી રીતે ઉપયોગી થઈ પડે છે, તેમ નાણાં તરફથી ઇતિહાસકારોને સારી સહાય્ય મળે છે. વંશાવળી કરતાં નાણાંની ઐતિહાસિક કિંમત વધારે થઈ પડે છે. કારણકે, વંશાવળીમાંનાં નામ ફક્ત રાજાઓની કારકીર્દીનો ક્રમ તેમજ તેમની મર્યાદાની રૂપરેખા બતાવી શકે છે, પરંતુ નાણાં તેથીપણ વધારે અમુલ્ય ભાગ ભજવી શકે છે. જે કારકીર્દીમાં તે નાણાંનું ચલણ હોય, તે કારકીર્દીમાંના દેશના રાજ્કિય, સામાજિક, ઔદ્યોગિક, સાંપત્તિક તેમ જ કલાકૌશલ્ય વગેરેનો ઇતિહાસ તે નાણું સારી રીતે કહી આપે છે. આટલા માટે જ યુરોપના વિદ્વાનો—ઇતિહાસકારો—કોઈપણ દેશના પ્રાચીન નાણાંની શોધ કરીને મળી આવતી ઐતિહાસિક બાબતો આદર અને ઉત્સાહ સાથે એકઠી કરે છે. આપણા ઇતિહાસકારોનું ધ્યાન વિશેષ કરીને આ દિશા તરફ વળેલું નથી. જૂના રાજ્યના દફતરો, વંશાવળી, નાધપોથી, કરારપત્રો અને સનંદો ઉપરથી મળી આવેલી હકીકતો ઇતિહાસ રૂપે પ્રસિદ્ધ થઈ ચૂકી છે, પણ પ્રાચીન અને અર્વાચીન નાણાંની શોધ કરી તેમાંથી મળી આવતાં તત્વો જાહેરમાં આણી પ્રસિદ્ધ કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું નથી. હાલનો જે ઇતિહાસ પ્રસિદ્ધ થયેલો છે, તે માત્ર વંશાવળીઓ અને ખત પત્રો ઉપરથી—સંશોધન—થઇને બહાર પડેલો છે; પરંતુ તેમાં પ્રાચીન નાણાંની શોધ કરી તેની મદદ લેવામાં આવી નથી. * * * * *

**નાણાંનું પ્રાચીનત્વ.** રાજ્ય ચિહ્નની ગણના તરીકે કોઈપણ ધાતુનાં, પોતાના નામનાં અગર પોતાનો અધિકાર ધરાવનારાં નાણાં પાડવાનો હક્ક જૂના જમાનાથી અતિ મહત્વનો ગણવામાં આવ્યો છે. ફક્ત નામ અગર માનની ખાતર નહીં, પણ વ્યાહવારિક ઉપયોગ અને સગવડ ભરેલા કાયદાની નજરે પણ તે હક્કને મહત્વનો ગણ્યો છે. કેટલાકનું કહેવું એમ છે કે, પરદેશીઓ મારફતે હિન્દમાં નાણાંનું ચલણ શરૂ થયેલું છે, પરતુ તે અનુમાન તદ્દન ખોટું છે. આપણા દેશમાં નાણાં પાડવાની કળા જૂના વખતની છે. આપણા દેશનો વહેપાર પ્રાચીનકાળમાં દૂરના દેશો સાથે હતો તે વાત પ્રસિદ્ધ છે, તો ને સમયનો લેવડદેવડનો વ્યહવાર નાણાં વગરનો—અડચણ ભરેલો—હોય તે માની શકાતું નથી. ભાસ્કરાચાર્યના લીલાવતી નામના ગ્રંથમાં નાણાંનું કોષ્ટક આપેલું છે, તેથી તે સમયમાં નાણાંનો વ્યહવાર તદન સામાન્ય હોવો જોઇએ, તે ખુલ્લું જ છે. તે પહેલાં મહાભારત અને રામાયણના સમયમાં નિષ્ક નામનું નાણું ચલણમાં હોવાનું પ્રસિદ્ધ છે તો તે સમયના સમાજ—સુધારણા અને વ્યહવાર ઉપરથી તે વખતનો સમાજ વર્ગ નાણાંથી

અપરિચિત હોય તે માની શકાતું નથી. તે સમયથી ચાલતાં આવેલાં નાણાં કદરૂપાં અગર ઘાટ વગરનાં હોય અને ગ્રીકલોકના સંસર્ગથી તેમાં સુધારો થવા પામ્યો હોય તો તે માનવા જેવું છે. ગ્રીક લોકના આવ્યા પહેલાં હિંદુસ્તાનમાં સિક્કા ઘડીને તૈયાર કરવામાં આવતા હતા, પણ બીબાં પાડી ધાતુનો રસ કરી સિક્કા પાડવાનું શિક્ષણ ગ્રીકલોક પાસેથી હિંદવાસીઓને મળ્યું હતું. ભાસ્કરાચાર્યના સમયમાં દ્રમ નામનું નાણું ચલણમાં હતું, અને સોળ દ્રમનો એક નિષ્ક થતો હતો. દ્રમ નાણાંમાં અને ગ્રીકલોકના Drachm નાણાંના નામમાં સરખાપણું લાગે છે, પરંતુ તેથી ગ્રીકલોક પાસેથી આપણાં પૂર્વજોએ તે નાણું અને તે નામ મેળવ્યું હતું એમ માનવું ભૂલ ભરેલું છે.

**નાણાંનો પ્રચાર.** ચલણી સિક્કો—નાણું—પાડવાનો અધિકાર રાજાનો જ છે, અને તે હક્ક એક મહત્વનું રાજ્યચિહ્ન છે એમ આપણા દેશમાં અસલથી જ મનાતું આવ્યું છે. હિંદુસ્તાનમાં એક મોટા રાજ્યનાં તાબા હેઠળનાં ખંડિયાં રાજ્યો બહુ જૂજ હતાં, અગર હતાં તો તે દરેક રાજ્યના ખંડિયા રાજાઓને પણ પોતાનાં સ્વતંત્ર નાણાં પાડવાનો હક્ક હતો. બ્રિટિશ સરકારનો અમલ હિંદુસ્તાનમાં કાયમનો થયો ત્યારે આખા હિંદુસ્તાનમાં જૂદી જૂદી જાતના ૯૯૪ સિક્કા—નાણાં—ચલણમાં હતા. સત્તરમા સૈકામાં દક્ષિણ હિંદમાં ૨૬ જાતના 'હોન' ચાલતા હતા. તેમાં વિજયનગરનો રામટંક વિશેષ જાણવા લાયકનો હતો.

**રામટંક.** રામટંકનો સિક્કો એટલો મોટો હતો કે તેને સ્વાભાવિક રીતે ચાંદ—પદક—ની ઉપમા આપી શકાય. આ સિક્કો વિજયનગરના પ્રતાપશાળી હરિહર અને બુક્ક રાજાના સુપ્રસિદ્ધ પ્રધાન માધવાચાર્યે પડાવી તેના ઉપર રામલીલા, રામવનવાસ વગેરેનાં પ્રસિદ્ધ ચિત્રો કોતરાવ્યાં હતાં. વિજયનગર કાનડી દેશમાં આવેલું છતાં તે ઉપર કાનડી ભાષાના અક્ષર નહીં પડાવતાં દેવનગરી અક્ષરો પડાવેલા હતા. આવી જાતનો સુધારો વિદ્યારણ્ય સ્વામીના વચનથી થયો હતો.

**હોન.** સોનાને કાનડી ભાષામાં હોન કહે છે, અને તે ઉપરથી જ સોનાના નાણાંને હોન શબ્દ લાગુ પડેલો જણાય છે. મુસલમાનો દક્ષિણ હિંદમાં ગયા તે પહેલાં ત્યાં હોનનું ચલણ હતું. ત્યારબાદ હોન બંધ કરી તેઓએ પોતાની મોહોર શરૂ કરી. હોન બે પ્રકારના હતા. તેમાં હોન અને અર્ધ હોન. હોનનું વજન ૬૦ ગુંજા અને અર્ધ હોનનું ૩૦ ગુંજા હતું. દરેક રાજ્યના હોનનું વજન અને છાપ જૂદા જૂદા પ્રમાણમાં હતાં.

આંધ્ર દેશમાં આંધ્ર હોન ચાલતો હતો અને તેનું વજન ૧૪ પણ હતું. ગુતિરી હોન ૧૬ પણનો, કાલિયન હોન ૨૮ પણ અને દગ્રેજી હોન ૪૨ પણનો હતો. હોન પાડવાની મુખ્ય ટંકશાળો બેંગલોર, મૈસુર, અને ગુતિરીમાં હતી. કહેવાય છે કે, ત્રાવણકોરમાં હજી હોન પાડવાની ટંકશાળ છે. ત્યાં આંધ્ર હોન પડતા હતા. મૈસુરના હૈદરઅલી અને ટીપુ

સુલતાનની કારકીર્દીમાં પડેલા હોન સુલતાની અને બહાદુરીને નામે ઓળખાતા' ઇતિરીની ટંકશાળમાં પડેલા હોન સદાશિવ હોનના નામથી પ્રસિદ્ધ છે તેની એક તરફની શિવ પાર્વતીની છાપને લીધે તે તે નામથી ઓળખાતા હતા. વિજયનગરની ટંકશાળમાં મત્સ્ય-હોન પણ પડતા હતા. તેના ઉપર મત્સ્યનું ચિત્ર હતું. કોઈ ઉપર વિષ્ણુ, જગન્નાથ, અને બીજા દેવતાઓનાં પણ ચિત્રો હતાં. સ્વામી હોન ઉપર સ્વામીનું ચિત્ર હતું. ચિતળદુર્ગના હોન ઉપર કમળનું અને શળી હોન ઉપર ત્રિશૂલનું ચિત્ર હતું. તંજાવરી, ગોપાળી અને ગાતી હોન ઉપર ખંજર અને વરાડના હોન ઉપર બંદુકનું ચિત્ર હતું. સુલતાની હોન ઉપર 'દય' શબ્દ પાડેલો હતો.

પોર્ટુગીઝ ભાષામાં મંદિરને પેગોડા કહેવાતું હોવાથી પોર્ટુગીઝ લોક સદાશિવ હોનને કે જેના ઉપર મંદિરનું ચિત્ર હતું, તેને તેઓ પેગોડા હોન તરીકે ઓળખતા અને પછી ઇંગ્રેજો પણ તે જ નામથી તેને ઓળખવા લાગ્યા.

બીજી જાતના હોન, તે દરેકનું વજન, કસ, શુદ્ધ સોનાનું માપ વગેરેનું કોષ્ટક નીચે આપ્યું છે.

## હોન.

| નં. હોનનું નામ. | કયે સ્થળે પાડેલા | વજન ગુંજા. | સોનાનો કસ (૧૦૦ પૈકી.) | શુદ્ધ સોનું ગુંજા. |
|---|---|---|---|---|
| ૧...આંધ્ર. ... ... | ...ત્રાવણકોર.... ... | ...૨૬·૨૩ | ૭૧ | ૧૮·૦૬ |
| ૨...બૅંગલોર. ... | ...બૅંગલોર. ... ... | ...૨૬·૪૩ | ૮૧ | ૩૧·૪૧ |
| ૩...બહાદુરી. ... | ...શ્રીરંગપટ્ટન... ... | ...૨૬·૩૫ | ૮૪ | ૨૨·૩૦ |
| ૪...ધારવાડી ... | ...કર્નાટક. ... ... | ...૨૫·૨૫ | ૭૬ | ૧૯·૨૧ |
| ૫...દરબારી. ... | ...હૈસુર. ... ... | ...૨૫·૨૬ | ૮૧ | ૨૦·૪૮ |
| ૬...દુર્ગી. ... ... | ...ચિતળદુર્ગ.... ... | ...૨૫·૭૭ | ૮૨ | ૨૧·૨૧ |
| ૭... ,,... ... | ... ,, ... ... | ...૨૫·૭૩ | ૭૪ | ૧૯·૨૩ |
| ૮...ફરૂકી..... ... | ...કાલિકટ. ... ... | ...૨૬·૪૫ | ૮૫ | ૨૨·૬૬ |
| ૯...હરપન્હળી (જૂના) | બેલારી. ... ... | ...૨૫·૩૮ | ૭૬ | ૧૯·૫ |
| ૧૦... ,, (નવા) | બેલારી. ... ... | ...૨૫·૫૫ | ૭૯·૨ | ૨૦·૨૨૫ |
| ૧૧...એકેરી ... ... | ...હૈસુર-બેદર. ... | ...૨૬·૨૦ | ૮૧ | ૨૧·૩૨૫ |
| ૧૨...જામશરી. ... | ...ત્રિચીનાપલ્લી ... | ...૨૬ | ૮૪ | ૨૧·૯૩ |
| ૧૩...મદ્રાસ. ... | ...મદ્રાસ. ... ... | ...૨૨·૯૧ | ૯૧ | ૨૧·૦૦૫ |
| ૧૪...સતારી. ... | ...સતારા. ... ... | ...૨૫ | ૭૬ | ૧૯·૦૧ |
| ૧૫...મહમદશાહી. ... | ...અર્કાટ. ... ... | ...૨૫·૨૬ | ૮૯ | ૨૦·૦૭ |
| ૧૬...રફાર. ... ... | ...( પોર્ટુગીઝ લોકના ) | ...૨૬·૧૧૫ | ૬૩ | ૧૬·૫૯ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭...સુલતાની (ટીપુસુલતાનનો હોન) | ...શ્રીરંગપટ્ટણ | ...૨૬.૨૦ | ૮૪ | ૨૨.૧૭૫ |
| ૧૮...વ્યંકટપેટી. | ...વ્યંકટગીરી. | ...૨૫.૩૭૫ | ૭૬ | ૧૯.૫૭ |

હિંદુસ્તાનમાં સોનાની મોહોરનું ચલણ મુસલમાની રાજ્ય અમલ સાથે શરૂ થયું હતું.

મોહોરો

તેમની મોહોર ઉપર અરબી અક્ષરો પાડવામાં આવતા હતા. મોહોરોમાં અકબરી, જયનગરી, હૈદ્રાબાદી, મહમદશાહી, પુણેરી, સુરતી. તૈમુરશાહી વગેરે મળીને અત્યાર સુધીમાં એકંદરે ૧૦૦ જાતની પડી ચૂકી છે. મુસલમાન બાદશાહો પોતાના નામની અગર પોતાની પસંદગીની મોહોરો પડાવતા હતા. મોહોરનું કોષ્ટક નીચે આપ્યું છે, તે ઉપરથી જૂદી જૂદી જાતની મોહોરો જોઈ શકાશે.

## મોહોર.

| નં. મોહોરનું નામ... | ...કયે સ્થળે પાડેલી ... | ...વજન ગુંજા. | સોનાનો કસ (૧૦૦ પૈકી) | શુદ્ધ સોનું ગુંજા. |
|---|---|---|---|---|
| ૧...અકબરી. ... | ...આગ્રા. ઇ. સ.૧૫૬૦. | ...૭૯.૫ | ૧૦૦ | ૮૮.૧૩૫. |
| ૨...ઇસ્ટ ઇંડિયા કંપની... | ...હોલેન્ડ ,, ,, ૧૭૮૩ | ...૧૨.૧ | ૭૭ | ૯૪. |
| ૩...જયનગરી. ... | ...જયનગર. ... ... | ...૯૭ | ૯૩ | ૯૨. |
| ૪...પુણેરી. ... | ...પુના. ... ... ... | ...૭૯ | ૧૦૦ | ૧૦૦. |
| ૫...સુરતી... ... | ...સુરત. ... ... ... | ...૮૯ | ૯૧ | ૮૧.૫૩. |
| ૬...શહાજહાની... | ...આ મોહોર ઉપર બાર રાશીનાં ચિહ્નો હતાં. શહાજહાન બાદશાહના અમલમાં આગ્રાની ટંકશાળમાં ઇ. સ. ૧૬૩૦ માં આશરે પડેલી હોવી જોઇએ. | ૬૪ | ૯૯ | ૮૩. |
| ૭...તમુરશાહી ... | ...દિલ્હી ઇ. સ. ૧૩૯૫. | ...૮૩ | ૯૫ | ૭૯. |
| ૮...જહાંગીરી ... | ...બર્હાનપુર ... | ......૮૩ | ૧૦૦ | ૮૩. |
| ૯...ઔરંગઝેબી. ... | ...દિલ્હી. ... | ......૮૪ | ૯૯ | ૮૨. |
| ૧૦...કાશીસઈ ... | ...રાજા બળવંતસિંગના રાજ્ય અમલ દરમિયાન કાશીની ટંકશાળમાં ઇ. સ. ૧૭૩૦ ની અધવચમાં. | ૮૩ | ૧૦૦ | ૮૩. |
| ૧૧...આલમગીરી... | ...દિલ્હી... ... ... | ૮૩ | ૯૯ | ૮૨. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨...શહાઅલમી. | ...મુર્શિદાબાદ... | ... ૮૩ | ૯૭ | ૮૧. |
| ૧૩...બહાનપુરી. | ...બર્હાનપુર. ... | ... ૮૪ | ૯૯ | ૮૪. |
| ૧૪...ફરક્કાબાદી. | ...ફરક્કાબાદ ... | ... ૮૨ | ૯૧ | ૭૫. |
| ૧૫...લખનવી. | ...લખનૌના નવાબોના અમલમાં પડેલી. | ૮૩ | ૯૯ | ૮૨. |
| ૧૬...સુરતી. ... | ...શહાઆલમની કારકી-દીના ૧૮માં વર્ષમાં. | ૮૫.૭૫ | ૯૯ | ૮૪.૮૫. |
| ૧૭...મહમદશાહી. | ...આગ્રા. ... | ... ૮૨ | ૯૯ | ૮૬. |
| ૧૮...અર્કાટી .. (મહમદશાહી) | અર્કાટ... ... | ... ૮૩ | ૯૫.૪ | ૮૦.૧૨ |
| ૧૯...ભોપાળી... | ...મહમદશાહના અમલમાં... | ૮૩.૭૫ | ૯૬.૪ | ૮૨.૦૫. |
| ૨૦...ફરક્કાબાદી | .. ઇસ્ટ ઇંડિયા કંપની. | ...૮૨.૮૭૫ | ૯૧.૭ | ૯૫.૯૭. |
| ૨૧...જયપુરી. | ...જયપુર. .. | ...૮૩ | ૧૦૦ | ૬૯. |
| ૨૨...શિવાઇ... | ... ... | ...૮૪.૫ | ૯૯ | ૮૦. |
| ૨૩...મચલીશાહી | ...લખનૌ ... | ...૮૨.૯ | ૯૯ | ૮૨.૩૫. |
| ૨૪...શ્રીનગરી. ... (આના ઉપર ત્રિશળનુ ચિત્ર હતું.) | કાસ્મીર. ... | ...૮૩.૧૨૫ | ૯૨ | ૭૫. |
| ૨૫...પેશાવરી ... (અગર. તેનુ બીજું નામ ખરસન શાહી | | ૫૬ | ૮૨ | ૪૫ |

( અપૂર્ણ. )

દેસાઈ.

Rgo. No. B. 463

# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૧૪, અંક ૩. [ માસિક ] ચૈત્ર સંવત્ ૧૯૭૨

તન્ત્રી અને પ્રકાશક.—ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી એ એલએલ બી

ઍલિસબ્રિજ રોડ—અમદાવાદ.



શ્રી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મા મોતીલાલ શામળદાસે છાપ્યું
ટંકશાળ—કાળુપુર—અમદાવાદ

## શુદ્ધિપત્રક.

પૃષ્ઠ ૧૭૪ મે "કપોતિની" ને બદલે "કપોતિનીર" વાચવું.

---

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨–૮–૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનુ ઠેકાણું:—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત ૧૯૭૧

## સ્વદેશસેવક ગોપાલ કૃષ્ણ ગોખલેનો સ્વર્ગવાસ.

"ब्राह्मणस्य तु देहोऽयं क्षुद्रकामाय नेष्यते–"

=" આ બ્રાહ્મણનો દેહ ક્ષુદ્ર કામ (ઇચ્છાઓ) માટે નથી."

ભાગવત.

To-day's sun rises under deep gloom, the sad news from Poona is heart-rending. The passing away of Mr. Gokhale is an incalculable loss to country and also to Government. The great servant and son of India has gone away. No amount of sympathies of friends can render any consolation in this national bereavement. We can only weep together."

The Hon. Mr. P. D. Pattani.
to the Editor, Indian Social Reformer.

ગોપાલ કૃષ્ણ ગોખલે—આ મહાન હિન્દસેવકના મૃત્યુ જેવો, આખા હિન્દ માટે શોકજનક બનાવ, છેલ્લાં પંદર વર્ષમાં,—મહર્ષિ મહાદેવ ગોવિન્દ રાનડેનો સ્વર્ગવાસ પછી—બીજો થયો નથી. એમના અવસાનથી હિન્દને કેટલી ખોટ પડી છે એનું પૂરેપૂરૂં-વિશાળ અને ઊંડું—સ્વરૂપ સમજવા માટે અત્યારે મતિ કુંઠિત થાય છે, માત્ર હૃદય જ એ ખોટ યથાર્થ અનુભવે છે અને ઑ. મિ. પટ્ટણીએ ઉચ્ચાર્યાં છે તેવા કોઇક બાઆ તૂટેલા શબ્દોમાં જ પોતાની લાગણી પ્રકટ કરી શકે છે.

મોર્લિએ કર્યું, તેમ એ સુધારાને ફતેહમન્દ ઉતારવાનું એટલું જ કઠણ-કામ હિન્દુસ્થાનમાં મિ. ગોખલેએ કર્યું. એ સુધારા શક્ય બનાવવા માટે મુસલમાન કોમની ઇચ્છાઓ તૃપ્ત કરવાની જરૂર જણાતાં—સરકારે તવા કાયદામાં એ કોમ માટે કેટલીક ખાસ ગોઠવણ કરી; એ ગોઠવણ મિ. ગોખલેને પોતાના સિદ્ધાન્તથી ગમે તેટલી વિરૂદ્ધ જણાઈ, તથાપિ એ વિના વ્યાવહારિક અગતિકતા દેખાતાં મિ. ગોખલેએ એ સ્વીકારી, અને તે જ સાથે, હિન્દુ-મુસલ્માનનું રાષ્ટ્રીય હિત એક જ છે એમ મુસલ્માનોની સભામાં એમની સાથે બન્ધુભાવથી વર્તીને, વારંવાર પ્રતિપાદન કર્યું. એનું પરિણામ એ આવ્યું કે હિન્દુ-મુસલ્માનતા વિરોધથી નવા રાજકીય સુધારા અશક્ય નીવડવાનો ભય હતો એ દૂર થયો, અને હિન્દુસ્થાન હવે રાજ્યતન્ત્રના નવા યુગમાં નિર્ભય રીતે દાખલ થયું છે.

(૫) મોર્લિ—મિન્ટોના સુધારા ઘડવાના અને એને ફતેહમન્દ ઊતારવાના કાર્યને અંગે—મિ. ગોખલેમાં વ્યવહારદક્ષતા ઘણી આવી, અને પ્રતિપક્ષીની સાથે રહીને કામ કરવામાં એ બહુ નિપુણ થયા. આને લીધે, દક્ષિણ આફ્રિકાના હિન્દુઓ અને અંગ્રેજો વચ્ચે સલાહ કરવવામાં એમણે અનુપમ દેશસેવા, બલ્કે સામ્રાજ્યસેવા, બજાવી.

(૬) પણ એમની સૌથી મ્હોટામાં મ્હોટી દેશસેવા તે 'સર્વન્ટસ ઑફ ઇન્ડિયા,' સોસાઇટીની સ્થાપના છે. સ્વદેશી હિલચાલ શરૂ થઈ, અને હિન્દુસ્થાનના આર્થિક અને રાજકીય પ્રશ્નો વધારે વિકટ અને વિશાળ થવા લાગ્યા—ત્યારે મિ. ગોખલેને જણાયું કે અન્ય વ્યવસાયમાંથી કાંઇક ફુરસદ કાઢી દેશસેવા થઈ શકે એવો સમય હવે ગયો છે, અને હવે તો તન મન અને ધનથી,—(માત્ર અનુપ્રાસી શબ્દો રૂપે નહિ, પણ એ શબ્દોના પૂરેપૂરા અર્થમાં) દેશસેવા કરવા સારૂ આખું જીવન એ કાર્યને સમર્પી દેવાની જરૂર છે, અને તે માટે પોતાના ફર્ગસન કૉલેજના-અનુભવને ઉપયોગમાં લઈ એમણે સમર્પણી **હિન્દસેવકોનું મંડળ** સ્થાપ્યુ—આ એમણે બજાવેલી ઉત્તમમાં ઉત્તમ દેશસેવા છે. એ દેશસેવાની ખરી કિંમત અત્યાર સુધીમાં એ મંડળે કરેલા કાર્યથી જ આંકવાની નથી, પણ એ આંકણીમાં એ સેવાના પ્રકારમાં સમાએલી અદ્ભુત સ્વદેશભક્તિની ભાવના ધ્યાનમાં લેવાની છે.

૨.

ઉપર બતાવેલી સ્વદેશસેવાની પરંપરા થોડા જ દેશસેવકો બજાવી શકે એમ છે. પણ એ દેશસેવા કરતાં કરતાં મિ. ગોખલેએ જે જે **વિચારો** પ્રદર્શિત કર્યા છે એનું યથાયોગ્ય મનન અને નિદિધ્યાસન કરવામાં આવે તો પણ હિન્દુસ્થાનના રાજ્યવહીવટને ઘણી સેવા થઈ શકે એમ લાગે છે.

(૧) સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિથી હીમ્મત બનેલા એમના વિચારોમાં

સ્થાને આ વિચાર છે કે આ દેશ 'અમારો'—આપણો—છે. રાજ્યનું દ્રવ્ય એ પ્રજાનું દ્રવ્ય છેઃ રાજ્યને 'સ્વદેશી' કરવાની જરૂર છે.† આ દૃષ્ટિબિન્દુથી એમણે જેમ સરકારને પોતાના કર્તવ્ય પ્રત્યે જોવાનું કહ્યું, તેમ બીજી તરફ સ્વદેશી હિલચાલ વખતે પ્રજાના ઉદ્દામ પક્ષે વિનીત પક્ષ ઉપર કરવા માંડેલા 'Mendicancy' 'ભિક્ષાં દેહિ'—ના આક્ષેપનો સાચામાં સાચો અને પ્રબળમાં પ્રબળ ઉત્તર વાળ્યો.

---

* મિ. ગોખલેનો હિન્દુસ્થાન ઉપરનો મમકાર કેવા ભર્યા હૃદયથી નીકળતો એ જાણવું હોય તો વેલ્બિ કમિશને, ઇમ્પીરિયલ લેજીસ્લેટિવ કાઉન્સિલ વગેરે સ્થળના એમના વખતોવખતના શબ્દો વાંચવા.

લૉર્ડ કર્ઝને એક વખત કેળવણીના ખર્ચ સંબન્ધી વિવાદને અંગે ગોખલેને કહ્યું હતું એનો ઉલ્લેખ કરી મિ. ગોખલે કહે છેઃ—

"I had said in my Minute of Dissent that, if our Universities were to be turned into teaching bodies and University chairs instituted for the purpose, the money, in the present state of things in India would, for some time to come at any rate, have to be found by the Government. Referring to this observation of mine, Lord Curzon said—I well remember the words —"Exactly. But will the Hon. member tell me, why? There is plenty of money among his own people. Then why does he not look to them, why does he look to the Government for the money which is wanted for instituting University chairs?" Gentlemen, the Viceroy spoke as though the money at the disposal of the Government had not been contributed by our people, as though it had been brought here from beyond the seas! But these thirty crores—taken beyond the requirement of the Government-that money at any rate is ours! And if only the Government of India will restore it to us or spend it in the directions we suggest, how greatly will the best interests of our people be promoted!"

વેલ્બિ કમિશને પૂછેલા એક પ્રશ્નના ઉત્તરમાં કહે છેઃ—

"But, if I had a vast-property myself, I would rather allow that property to remain as it is, with the consciousness that I may make full use of it when I have the means, rather than allow some body else to come and use it and give me only a pittance, the outsider getting all the rest: it is my property."

†"What the country needs at this moment above everything else is a Government, national in spirit, even though it may be foreign in personnel a Government that will enable us to feel that our interests are the first consideration with it, and that our wishes and opinions are to it a matter of some account."

સરકારી નિશાળો નોકરીઓ અને કોર્ટો વર્જવી એવી ઉદ્દામ પક્ષની માગણીને અમલમાં મૂકવી એ અશક્ય માનતા; એટલું જ નહિ પણ એ નિશાળ વગેરે સંસ્થાઓ આપણા દેશના જ દ્રવ્યથી નભે છે અને તેથી એ વસ્તુતઃ આપણી જ છે, એનો લાભ લેવાનો આપણો સંપૂર્ણ હક છે, એમાં ખામી જણાય તે સુધારવા માટે માગણી કરવાની આપણી ફરજ છે. પણ સરકાર સામે રીસાઈ બેસવું એ સ્વદેશસેવા નથી એમ એમનું દૃઢ માનવું હતું.

(૨) મિ. ગોખલેનો રાનડે પાસેથી પ્રાપ્ત કરેલો એક મ્હોટો સિદ્ધાન્ત એ હતો કે હિન્દુસ્થાનને બ્રિટિશ સંબન્ધની જરૂર છે. આ સિદ્ધાન્ત એમના હૃદયમાં એવો દૃઢ જામેલો હતો કે એમના સ્વદેશભક્તિ અને સ્વદેશાભિમાનના ગમે તેટલા જુસ્સાદાર ઉદ્‌ગારમાં પણ કોઈ રાજ્યદ્રોહની શંકા લઈ શકે એમ નહોતું. આ સંબન્ધની આવશ્યકતા 'સ્વદેશી' હિલચાલ વખતે પ્રજા સમક્ષ નિર્ભયતાથી બતાવીને એમણે દેશને અરાજકતામાં પ્રવેશ કરતો અટકાવ્યો; તેમ બીજી તરફ બ્રિટિશ રાજ્યને 'સ્વદેશી' કરવાની એટલી જ જરૂર, એટલા જ જુસ્સાથી, સરકાર આગળ પ્રતિપાદન કરી.

(૩) મિ. ગોખલેને સ્વરાજ્ય અને સુરાજ્ય વચ્ચેનો સંબન્ધ સંપૂર્ણ રીતે ધ્યાનમાં હતો* પણ સ્વરાજ્ય—સ્વરાજ્ય—અને અધિક સ્વરાજ્ય મેળવ્યું એટલે સુરાજ્યની સ્થાપના થઈ ગઈ એવી ભ્રાન્તિમાં એ કદી પડ્યા ન હતા, કે કોઈને પાડતા પણ ન હતા. મિ. રાનડેનું એક ગંભીર વચન છે કે હિન્દુસ્થાનની રાજકીય પરતન્ત્રતા કરતાં આર્થિક પરતન્ત્રતા વધારે જબરી છે, માત્ર સૂક્ષ્મ હોવાથી એ નજરે ચઢતી નથી. મિ. ગોખલે પણ એ જ મહાન આચાર્ય પાસેથી હિન્દુસ્થાનની વર્તમાન સ્થિતિ પરત્વે વિશાળ દૃષ્ટિથી જોતાં શીખ્યા હતા, અને એ દૃષ્ટિબિન્દુને લીધે એ જેમ એક તરફ સરકાર પાસેથી રાજકીય હક મેળવવા યત્ન કરતા, તેમ બીજી તરફ પ્રજા કેવી અજ્ઞાનદશામાં પડી છે એનું એમને સંપૂર્ણ ભાન હતું.§ આથી એમની પ્રવૃત્તિનું અન્તિમ લક્ષ્ય કેવળ 'સ્વરાજ્ય' નહિ, પણ પ્રજાનું સકલ જીવન—'The whole life of a people, which is broader and deeper than what is touched by purely political institutions'—હતું એમ કહેવું જ યથાર્થ છે.

---

* કેટલે દરજ્જે અને કયી કયી બાબતમાં પ્રજાને સ્થાનિક સ્વરાજ્ય આપવાની જરૂર છે એ 'ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન' આગળ આપેલી પોતાની જુબાનીમાં મી. ગોખલે સવિસ્તર જણાવે છે. (જુવો વસંત ૧૯૬૫ માઘ, પૃ૦ ૫.)

§ "We have got to realise that on one side of us are arrayed forces of racial ascendancy, of monopoly, of power, and on the other side is a vast mass of ignorance, apathy and moral helplessness. Between these two we we have to work, to face, try to overcome the forces marshalled against us on one side and to quicken into life and to move into energetic action the vast mass on the other"

(૪) હિન્દુસ્થાનની ઉન્નતિને અર્થે બ્રિટિશ સંબન્ધની આવશ્યકતા છે—એ રાજકીય સિદ્ધાન્તને લીધે મિ. ગોખલે 'બૉયકોટ' અને 'સ્વદેશિઝમ' વચ્ચે તાત્વિક ભેદ સમજી શક્યા હતા, અને મિ. રાનડે પાસેથી મેળવેલી ઉંચી સાત્વિક દૃષ્ટિને લીધે એમણે જોયું કે પરદેશી તરફ દ્વેષ વા શત્રુભાવ ધારણ કરવો એ ખરૂં 'સ્વદેશિઝમ' નથી, પણ દેશને પોતાનો સમજી એનું આર્થિક શ્રેય જે માર્ગે થાય તે માર્ગે કરવામાં પ્રવૃત્ત થવું એ જ ખરી 'સ્વદેશિઝમ' ની ઉપાસના છે. એ શ્રેય કરવા માટે મૂડી, આવડ વગેરે ઘણી વસ્તુઓની જરૂર છે. એ પૂરી પાડનાર હરકોઈ માણસ દેશની સેવા જ કરે છે,* અને દેશને જોઈતો પૂરતો માલ જ્યાં સુધી

* મિ. રાનડે જેમ સંસારસુધારાની બાબતમાં હરકોઈ રીતે કામ કરનારને 'સુધારક' તરીકે સ્વીકારતા, તેમ મિ. ગોખલે પણ આર્થિક વિષયમાં દેશહિત કરનાર સર્વને 'સ્વદેશીઝમ'-ના ઉપાસક તરીકે સ્વીકારવા સલાહ આપે છે:

"Our resources then are small, and the difficulties are enormous. It behoves us, therefore, not to throw away any co-operation, from whatever quarter it may be forthcoming. Remember that, though there is a certain scope of small village industries, our main reliance now—exposed as we are to the competition of the whole world—must be on production with the aid of steam and machinery. From this standpoint, what are our principal needs today? In the first place, there is general ignorance throughout the country about the industrial condition of the world. Very few of us understand where we are, as compared with others, and why we are where we are and why others are where they are. Secondly, our available capital is small, and it is, moreover, timid. Confidence in one another in the spirit of co operation for industrial purposes is weak, and joint stock enterprise is, therefore, feeble. Thirdly, there is a lack of facilities for higher scientific and technical instruction in the country. Lastly, such new articles as we succeed in manufacturing find themselves exposed at once to the competition of the whole world, and as, in the beginning at any rate, they are bound to be somewhat inferior in quality and probably higher in price, it is difficult for them to make their way in the Indian market. Now as our needs are various, so the *Swadeshi* cause requires to be served in a variety of ways, and we should be careful not to quarrel with others, simply because they serve the cause in a different way from our own. Thus whoever tries to spread in the country a correct knowledge of the industrial condition of the world and points out how we may ourselves advance, is a promoter of the *Swadeshi* cause. Whoever again contributes capital to be applied to the industrial development of the country must be regarded as a benefactor of the country and a valued supporter of

દેશમા તૈયાર થઈ શકે એટલી આર્થિક યોજના આપણે સ્થાપી શકીએ નહિ ત્યા સુધી પરદેશી માલને 'બૉયકોટ' કરવાની વાત મિથ્યા છે

the *Swadeshi* movement Then those who organize funds for sending Indian students to foreign countries for acquiring industrial or scientific education—and in our present state we must for some time to come depend upon foreign countries for such education—or those who proceed to foreign countries for such education and try to start new industries on their return, or those who promote technical, industrial and scientific education in the country itself—all these are noble workers in in the *Swadeshi* field These three ways of serving the *Swadeshi* cause are, however, open to a limited number of persons only. But there is a fourth way, which is open to all of us, and in the case of most, it is perhaps, the only way in which they can help forward the *Swadeshi* movement It is to use ourselves, as far as possible, *Swadeshi* articles only and to preach to others that they should do the same By this we shall ensure the consumption of whatever articles are produced in the country and we shall stimulate the production of new articles by creating a demand for them The mass of the people cannot contribute much capital to the industrial development of the country Neither can they render much assistance in the matter of promoting higher scientific, technical or industrial knowledge among us but they can all render a most important and a most necessary service to the *Swadeshi* cause by undergoing a little sacrifice to extend a kind of voluntary protection to *Swadeshi* industries in their early days of stress and struggle In course of time, the quality of *Swadeshi* articles is bound to improve and their cost of production to become less and less And it is no merit if you buy them when they can hold their own against foreign articles in quality or price It is by ensuring the consumption of indigenous articles in their early stage, when their quality is inferior or their price is higher, or when they labour under both these disadvantages, that we can do for our industries what Protectionist Governments have done for theirs by means of State protection Those therefore, who go about and preach to the people that they should use, as far as possible, *Swadeshi* articles only, are engaged in sacred work and I say to them—go forward boldly and preach your Gospel enthusiastically Only do not forget that yours is only one way out of several of serving the *Swadeshi* cause And do not do your work in a narrow, exclusive, intolerant spirit which says—'whoever is not with us is against us But do it in the broader, more comprehensive, more catholic spirit, which says—

(૫) મિ. ગોખલેએ દેશને કરેલી મ્હોટામાં મ્હોટી સેવાને જેમ 'સર્વન્ટસ્ ઑફ ઇન્ડિયા સોસાઇટિ' છે, તેમ એમણે પ્રકટ કરેલો મહાનમાં મહાન સિદ્ધાન્ત તે 'મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણની આવશ્યકતા' નો છે. એ સિદ્ધાન્ત એમણે એવો દૃઢ નિશ્ચયથી પ્રતિપાદન કર્યો અને વ્યવહાર રૂપમાં મૂકી બતાવ્યો કે સરકારે એ સ્વીકાર્યો નહિ, તો પણ પ્રાથમિક કેળવણી પાછળનું ખર્ચ પુષ્કળ વધારવાની શરૂઆત કરી. અભણપણું એ હિન્દુસ્થાનનાં સઘળાં દુઃખોનું બીજ છે, અને કેળવણી એ જ એ દુઃખ સંહારવાનો મૌલિક ઉપાય છે એ સાદું અને સ્વયંપ્રકાશ સત્ય મિ. ગોખલે જેવું કોઇના નેત્ર આગળ પ્રકટ થયું ન હતું. હિન્દુસ્થાનના મ્હોટા મ્હોટા હિતચિન્તકો પણ હજી આ સત્ય જોઈ શક્યા નથી એ ખેદની વાત છે.*

૩.

ગોખલેની દેશસેવાનું અને દેશહિતના વિચારોનું આપણે અવલોકન કર્યું. હવે એ સેવાના અને વિચારના મૂળમાં રહેલા અને એની નસેનસમાં પ્રકટ થતા એમના બુદ્ધિ અને હૃદયના ગુણોનું થોડુંક સ્મરણ કરીએ.

---

'whoever is not against us is with us.' Try to keep down and not encourage the tendency, which seems to be almost inherent in the Indian mind of to-day, to let small differences assume undue importance. Harmony, co-operation; union—by these alone can we achieve any real success in our present state.

(ખરા 'સ્વદેશી'-પક્ષનું અત્રે પરિપૂર્ણ નિરૂપણ થએલું હોવાથી, અને એ આપણા દેશનો હજી પણ ચાલુ પ્રશ્ન છે તેથી મિ. ગોખલેના એક ભાષણમાંથી આ ઊતારો સવિસ્તર ટાંક્યો છે.)

* મિ. ગોખલેએ એક ભાષણમાં એક જર્મન પ્રોફેસરના નીચેના વિચારો ટાંક્યા છેઃ—

1. General education is the foundation and necessary antecedent of increased economic activity in all branches of national production in agriculture, small industries, manufatures and commerce. (The ever-increasing differentiation of special and technical education, made necessary by the continual division of labour, must be vased upon a general popular education and cannot be successful without it.)

2 The consequence of the increase of popular education is a more equal distribution of the proceeds of labour contributing of the general prosperity, social place, and the development of all the powers of the nation

3. The economic and social development of a people, and their par-

મિ ગોખલેમાં રાનડે જેવી ભવ્ય વિશાળતા નહિ, ફીરોઝશાહ જેવી દક્ષ નાયકતા નહિ, તેલંગ જેવી સુન્દર સસ્કૃતિ નહિ—પણ એમની, સ્વદેશભક્તિ કોઈ કરતાં ઊતરે નહિ, અને એમની સ્વદેશસેવાનું આત્મનિવેદન તો સૌ કરતાં ચઢે. એમનું હૃદય ઉત્તાન અને પારદર્શ્ય હતું, એમની સમજશક્તિ બહુ ચોખ્ખી, અને વાદપદ્ધતિ અણીશુદ્ધ હતી. એમની પ્રકૃતિ સાદી અને સરળ, પણ તે જ સાથે આત્મગૌરવના ભાનવાળી હતી; એમના સ્વભાવમા સજ્જનતાની સાથી મીઠાશ સાથે સત્યનિષ્ઠાની દૃઢતા, હૃદયના વેગ સાથે બુદ્ધિની શાન્તિ, તર્કશાસ્ત્રીની કર્કશતા અને ઉગ્રતાની સાથે સાહિત્યપ્રેમીની રસિકતા અને મધુરતા—કોઈક અહ્ભુત રીતે ભળેલા હતાં. આવા વિરોધી ગુણોનું સામાનાધિકરણ્ય જે પ્રથમ પંક્તિના મહાપુરુષોમા જ જોવામા આવે છે એ ગોખલેમાં હતું. એમની પ્રકૃતિ જોઈ—અભય, સાત્ત્વિકતા સ્વાધ્યાય આર્જવ વગેરે ભગવદ્ગીતામા ગણાવેલા દૈવી સંપતના ઉત્તમ ગુણોનું સહજ સ્મરણ થઈ આવે છે.

એમના જવાથી હિન્દુસ્થાન આજ વિષમ સ્થિતિમા આવી પડ્યુ છે. તથાપિ પરમાત્માની શુભકારી ઇચ્છા ઉપર શ્રદ્ધા રાખી આપણા બાલકોમા સ્વદેશસેવાપરાયણ ગોખલેનો આત્મા પ્રકટાવીશુ, તો એ મહાપુરુષ મૃત્યુ પામ્યા છતા અમર છે એમ આપણા હૃદયને શાન્તિ વળશે જે પરમાત્માએ એ મહાપુરુષને અવતરાવી આ દેશને કલ્યાણપથે ચઢાવ્યોછે એ પરમાત્મા આ દેશનું નિત્ય કલ્યાણ કર્યા કરો અને એ રીતે ગોખલેના સ્વદેશભક્ત આત્માને ઠારો એટલી જ અમારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

તન્ત્રી.

---

ticipation in the international exchange of commodities, is dependent upon the education of the masses

4 For these reasons the gratest care for the fostering of all educational institutions is one of the most important national duties of the present

# પ્રાસંગિક નોંધ.

પૂર્વ અને પશ્ચિમ.

આજકાલ પશ્ચિમની પ્રજાઓ આપણા કરતાં કેમ આગળ પડી છે ? આગળ કેમ પડવું અને તે માટે કેવાં સાધનો યોજવાં એ એ સારી રીતે જાણે છે, અને જાણે છે તે જ પ્રમાણે તુરત કાર્ય કરવા મચી પડે છે તેથી. તેઓમાં માત્ર આગળ પડવાનો ઉત્સાહ જ છે એમ નથી. એ ઉત્સાહ સફળ થાય અને બ્રાન્તિને માર્ગે ન દોરાઈ જાય તે માટે તેઓ વસ્તુસ્થિતિને બહુ મહત્ત્વ આપે છે, અને જેમ બને તેમ એનું યથાર્થ જ્ઞાન મેળવવા પ્રયાસ કરે છે. સ્વદેશના વ્યાપાર માટે બજાર ખોલવા અને તૈયાર કરવા હજારો એજન્ટો અન્ય દેશોમાં પર્યટન કરે છે; એટલું જ નહિ, પરંતુ, તે તે દેશોના આચાર વિચાર અને લોકસ્વભાવ જાણવાના નિઃસ્વાર્થ હેતુથી પણ અનેક મુસાફરો પરદેશ ફરે છે, અને પોતાનો અનુભવ પુસ્તકાકારે મૂકી સ્વદેશને સેવા કરે છે. આમ સ્વેચ્છાથી સેવા કરવા ઉપરાંત, એ સેવા કરાવવાની સ્થાપિત સંસ્થાઓ પણ છે—જે અવલોકન અને વિવેકની સારી શક્તિવાળા જનોને પસંદ કરી પરદેશ મોકલે છે અને એમના અનુભવનો સ્વદેશને લાભ અપાવે છે. આપણા દેશમાં એવી સંસ્થાઓ હોય તો હાલના હરીફાઇના યુગમાં દેશની કેટલી સેવા થાય એ કહેવાની જરૂર નથી. વિવિધ ધન્ધાનું શિક્ષણ લેવા માટે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવાની થોડીક યોજનાઓ છે, પરંતુ દુનીઆને સમજવાની પૂરી શક્તિ વિનાના અને માત્ર પોતાનો ધન્ધો શીખવામાં જ ગૂંથાએલા તરુણ વિદ્યાર્થીઓ માત્ર પરીક્ષાઓ પાસ કરી આવે છે, અથવા બહુ તો અમુક વસ્તુ કેમ બનાવવી એની ક્રિયા માત્રથી જાણીતા થાય છે. આવું અપૂર્ણ જ્ઞાન પરદેશની ખરી સ્થિતિ વિષે ઘણી બ્રાન્તિઓ ઉત્પન્ન કરે, અને ધન્ધાને લાગુ પાડવામાં આવે તો ધન્ધાને ખોટમાં ઊતારે એ સ્વાભાવિક છે. ખરું જોતાં, પુખ્ત અનુભવી ધન્ધાની ક્રિયા જાણનાર વિદ્યાર્થીઓ ઉપરાંત અને લોકસ્વભાવ જાણી–સમજી શકે અને સારાસારનો વિવેક કરી શકે એવા પુરુષોને મોકલવામાં આવે તો તે ધન્ધાનું સમગ્ર વાતાવરણ સમજી શકે, અને તે તે દેશના આચાર વિચાર સંબન્ધી પણ યથાર્થ સંસ્કાર લઈ આવે.

હાલમાં, "An Essay on the Civilisations of India China and Japan" એ નામનું એક લઘુ પુસ્તક મારી આંખ નીચે આવ્યું, તેમાંથી ઊપજેલો એક પ્રાસ્તાવિક વિચાર ઉપલા પૅરેગ્રાફમાં મેં જણાવ્યો છે. એ પુસ્તક, ધી આલ્બર્ટ કાહાન ટ્રેવેલિંગ ફેલોશિપના ટ્રસ્ટીઓએ એશિઆમાં મુસાફરી કરવા મોકલેલા મિ. લોઝ ડિકિન્સન નામે ગૃહસ્થે લખેલું છે—અને એમાં હિન્દુસ્થાન ચીન અને જાપાનની લોકસ્થિતિ વિષે કેટલુંક લખીને છેવટે નીચે મુજબ ઉપસંહાર કર્યો છે. એ ઉપસંહારમાં જણાવેલો પ્રધાન વિચાર એવો ગંભીર છે કે એ વિષે મતભેદ થવો સ્વાભાવિક છે. કોઈ પણ વિચાર વાંચી એની સ્વતન્ત્ર તુલના કરવાની ટેવ સારી છે, પરંતુ દરેક વિચાર વાંચી તે ઉપર અભિપ્રાય બાંધવા અને દર્શાવવા બેસી જવું એ મિથ્યાભિમાન છે. તેથી

પૂર્વોક્ત લેખનો ઉપસંહાર, મારા તરફની કાંઈ પણ ટીકા વગર, વાચક આગળ રજુ કરૂં છું-જે એ પ્રશ્ન ઉપર એની વિચારશક્તિને જાગૃત કરવા સાધનભૂત થશે.

એ મુસાફર લખે છે કેઃ—

"પૂર્વે (એશિઆ)ના મુખ્ય દેશોની વર્તમાન સ્થિતિના અવલોકનને પરિણામે—આપણા અર્વાચીન સુધારાનો એક આધારપ્રશ્ન (fundamental issue) મારી સમક્ષ આવી ઊભો રહે છે. મને સ્પષ્ટ જણાય છે કે પૂર્વે જીવનના કેટલાક એવા આદર્શો ઉપજ કર્યા છે કે જેનાં સૌન્દર્ય અને લાભ વર્તમાન પશ્ચિમ ખોઈ બેઠું છે. પૂર્વમાં લોકનો મ્હોટો જથો પ્રાચીન સમયથી જમીન ઉપર નિર્વાહ કરતો હતો અને તે જ પ્રમાણે આજ પણ કરે છે. તેમનું જીવન કઠણ છેઃ એમના ઉપર આધભૌતિક કષ્ટો ઘણાં છે, અને કુદરતની દયા ઉપર તેઓ જીવે છે. પણ તે જ સાથે તેઓનું જીવન કુદરત—પ્રકૃતિ—માં છેઃ પ્રકૃતિની સુન્દરતા અને ભવ્યતા આપણે (પશ્ચિમના જનો) અનુભવીએ છીએ એવું સ્પષ્ટ ભાન એમને નહિ હોય, પણ એ અનુભવ એ લોકો કરે છે અને એમાંથી, કદાચ આનન્દ નાહ તો પણ દૃષ્ટિની ઉચ્ચતા અને વિશાળતા તો તેઓ મેળવે છે જ એમાં સંશય નહિ. આપણા વર્તમાન પશ્ચિમના ખેતીના મજૂરો ઉપરથી પૂર્વના લોકો વિષે વિચાર બાંધવો કે તેઓ જમીન ઉપર ગુજરાન કરે છે અને તેથી તેઓનું જીવન અધમ હશે એ બરાબર નથી. ખેડૂતોનો તો આપણે—પશ્ચિમે—નાશ જ કર્યો છેઃ ખેડુતો જે વખતે જમીન ઉપર વસીને નિર્વાહ કરતા તે વખતે ઇંગ્લાંડ 'merry England'—'આનન્દી ઇંગ્લંડ'—હતું, અને તે વખતના ખેડૂતો ઉપરથી જ પૂર્વના ખેડૂતો સંબન્ધી આપણે ખ્યાલ બાંધવો જોઇએ. મને લાગે છે તેઓમાં એવું સંગીનપણું છે, વિશ્વનાં આધારતત્ત્વોનું એવુ ભાન છે, અને દુનીઆને ધાર્મિક દૃષ્ટિબિન્દુથી જોવાની એઓમાં એવી શક્તિ છે કે જેનો મુકાબલો નગરવાસીઓમાં કરવો અશક્ય છે.

બીજું—આખા પૂર્વમાં સંસ્કૃતિનો વિકાસ કેટલીક બાબતમાં એવો થયો છે કે જે અર્વાચીન પશ્ચિમ કરતાં વધારે ઉચ્ચ અને મહત્ત્વનો છે. સંસ્કૃતિમાં હું ધર્મ, સાહિત્ય અને કલાનો સમાવેશ કરૂં છું. આ વસ્તુઓને હું જીવનના ઉદ્દેશરૂપે ગણુતો નથી, પણ એ ઉદ્દેશ સિદ્ધ થાય છે એમ સૂચવનાર ચિહ્નરૂપે ગણું છું: તે એવી રીતે કે મનુષ્યો અતિ પ્રયાસ કે થાક વિના પોતાની સ્થૂલ ભૌતિક અપેક્ષાઓ (material needs) તૃપ્ત કરીને, પછી ઉદાત્ત અને સૂક્ષ્મ લાગણીનું જીવન જીવે છે, અને પ્રકૃતિ—જીવન—અને જીવનના ઉદ્દેશોનું ધર્મક્રિયા, ચિત્ર, કાવ્ય, અને સંગીતમાં ધ્યાન કરે છે. આ પ્રકારની સંસ્કૃતિ, હું ધારૂં છું કે, પૂર્વે અર્વાચીન પશ્ચિમ કરતાં વધારે સૂક્ષ્મ અર્થમાં સિદ્ધ કરી છે.

એથી ઉલટું—કેટલાંક કારણોને લીધે (જે કારણોનું અન્વેષણ કરવા જેવું છે) પૂર્વે પશ્ચિમ કરતાં કેટલીક બાબતમાં—જેને જીવનનું સાંચાકામ કહીએ તેમાં, તથા એ સાંચા ઉપરનો કબજો જે બુદ્ધિના પ્રયત્ન અને સિદ્ધિ ઉપર આધાર રાખે છે તેમાં—બહુ પછાત પડી ગયું છે. સાયન્સ્ (ભૌતિકપદાર્થવિજ્ઞાનશાસ્ત્ર) પશ્ચિમે શોધી કાઢ્યુ છે એમ ન કહીએ, તો પણ એનો વિનિયોગ (applied sciences) કરવાનું તો પશ્ચિમે જ શોધી કાઢ્યુ છે.

-અને એ રીતે જીવનના બાહ્ય સાધનોને ખાસ કરીને તવંગરને માટે, અને બધો વિચાર કરતાં ગરીબોને માટે પણ, ઘણાં જ વધારે સગવડભર્યાં સુખકર કર્યાં છે—જેવાં એ પહેલાં કદી નહોતાં એમ કહીએ તો ચાલે. એને લીધે અમુક જમીનના વિભાગ ઉપર બહુ વધારે લોક વસી શકે છે; પરંતુ તે જ સાથે, જીવનની સુન્દરતા અને જીવનનું શુદ્ધ નિદિધ્યાસન કરવાની શક્તિ એથી નષ્ટ થઇ છે. પશ્ચિમમાં બહુ વિશાળ અર્થમાં વણિક્ (man of business) થવું—એટલે કે સાક્ષાત્ કે પરંપરયા જીવનની સગવડો વધે અને અઘવડો ઘટે એવા જીવન સાથે જોડાવું તે સિવાય બીજું કાંઈ ખરેખર માનવંતું ગણાતું નથી: આ ખાસ કરીને નવા દેશો કે જ્યાં પ્રાચીન સંસ્કૃતિનાં સ્મરણો અને સંપ્રદાય નથી તેને માટે ખરૂં છે, અને યુરોપમાં દિનપરદિન વધારે ખરૂં થતું જાય છે. હવે, મારો પોતાનો અભિપ્રાય એવો નથી કે આ વૃત્તિ તિરસ્કાર કરવા જેવી છે, કે એને લીધે પશ્ચિમ જડવાદના આરોપને પાત્ર થાય છે. હું માનું છું કે આ સર્વની નીચે એવું પ્રવર્તનબળ (impulse) રહેલું છે કે જેને આધ્યાત્મિક (spiritual) બળ ગણી શકાય—જો કે એ બળનું પશ્ચિમને ભાગ્યે જ ભાન છે. પશ્ચિમ, પોતાને જેનું સ્પષ્ટ ભાન છે તેના કરતાં બીજું ઘણું વધારે, કાર્ય કરે છે: સ્થૂળ ભૌતિક જીવનની સામાન્ય ભૂમિકા ઉચ્ચ કરવા એ એવા યત્ન કરે છે કે જેને પરિણામે અવકાશ, કેળવણી, અને જીવન ઉપર તીવ્ર લાગણીવાળું મનન—જેને હું સંસ્કૃતિનું આન્તર તત્ત્વ કહું છું—તે વધારે ને વધારે પ્રાપ્ત થઈ શકે. પશ્ચિમ જડ ભૌતિક પદાર્થોના સેવનમાં ગૂંથાય છે એનો અર્થ કેવળ જડવાદ જ છે એમ સમજવાનું નથી; એને લીધે જીવન વધારે તીવ્ર બને છે, અને સંકલ્પબળ (will-power) આત્માના ઇતિહાસમાં હજી સુધી નહિ જણાએલા એવો વિકાસ પામે છે.

તથાપિ, આપણા જીવનના નિર્વાહનો રાતિક્રમ એવો ઝડપવાળો થયો છે, દરેક જાતની હરીફાઈ એટલી બધી વધી ગઈ છે, અને જીવન એવું તીવ્ર થયું છે, થાક એટલો બધો લાગે છે, જ્ઞાનતન્તુઓને એટલો બધો શ્રમ પડે છે, કે પરિણામે જીવનની નૈતિક સમતા ખશી ગઈ છે. પૂર્વમાં, જીવનનું તાણ (tension) હમેશાં થોડું રહ્યું છે, અને તેથી મનુષ્યની ધ્યાનાત્મક અને ક્રિયાત્મક શક્તિઓ વચ્ચે સમતા વધારે જળવાઈ છે. એ સમતામાં હું જનસંસ્કૃતિ (civilization)નું તત્ત્વ જોઉં છું. પશ્ચિમે એ પુનઃ પ્રાપ્ત કરવું પડશે. પહેલાં હું ધારતો હતો કે એ પૂર્વ પાસેથી પ્રાપ્ત કરતાં શીખશે—એને જોઇએ છે તે એ પૂર્વ પાસેથી લેશે, અને પૂર્વને જોઇએ છે તે પશ્ચિમ પાસેથી લેશે, અને એ રીતે ઉભય તત્ત્વની સંગતિ થઈ એ વધારે પરિપૂર્ણતાને પામશે. પૂર્વની મુસાફરીથી આ શક્યતા વિષેની મારી માન્યતા જરા શિથિલ થઈ છે. જનસંસ્કૃતિ એક અખંડ પદાર્થ છે: એનાં ધર્મ, કલા, જીવનની રીતિ સર્વ એના આર્થિક અને ઔદ્યોગિક વિકાસ સાથે વળગીને રહેલાં છે. અને મને શંકા છે કે કોઈ પણ પ્રજા અમુક વસ્તુ કે ગુણ હું વીણી લઇશ એમ કહી શકે કે કેમ? દાખલા તરીકે, પૂર્વ એમ કહી શકે ખરૂં કે "અમે પશ્ચિમ પાસેથી એની મનવારો—કારખાનાં અને વૈદ્યકશાસ્ત્ર લઇશું—પણ, એનો સામાજિક જનસંકર (social confusion) એની ઉતાવળ અને શ્રમ, એનું કદ્રૂપાપણું (ugliness), એનો ક્રિયા માટે અત્યાગ્રહ

(over-emphasis on activity) અમે લઇશું નહિ:" ? તેજ પ્રમાણે મને શક છે કે પશ્ચિમ એમ કહી શકે ખરૂં કે—"હિન્દુસ્થાનમાંથી એનો ધ્યાન અને ધર્મનો આત્મા લઇશું; પણ ભૌતિક કળાઓમાં, પ્રજાસત્તાક સંસ્થાઓમાં, શુદ્ધ અને વિનિયુક્ત પદાર્થ-વિજ્ઞાનશાસ્ત્રમાં આપણી જે શ્રેષ્ઠતા છે તે સાચવી રાખશું." ? પશ્ચિમ એ પૂર્વ પાસેથી ઉત્તેજન (stimulus) લઈ શકે, પણ ઉદાહરણ ભાગ્યે જ લઈ શકે; અને પૂર્વ પશ્ચિમ પાસેથી એનું આર્થિક બંધારણ લે તો તે સાથે બીજી દરેક વસ્તુ એને લેવી પડશે.

તેથી પશ્ચિમમાં જે સમતાની ચ્યુતિ થઈ ગઈ છે એ પુનઃ સ્થાપિત કરવી હોય તો પૂર્વની ભાવનાઓની અત્રે આયાત કરવા ઉપર હું સીધો આધાર રાખું નહિ—પણ ધ્યાન કરતાં ક્રિયાભાગ માટે પશ્ચિમમાં જે વિશેષ આગ્રહ થઈ ગયો છે તે સામે પ્રવૃત્તિ થાય તો તેમાંથી ફળ થવાની આશા રાખું છું. તેથી ઉલટું—પૂર્વ પાસે હું એવી આશા રાખું છુ કે ઉચ્ચતમ ભૂમિકાએ પ્હોંચવા માટે એ આપણને ઇચ્છા-અનિચ્છાએ, આ સર્વ અત્યાચારમાં અનુસરશે, અને આપણે જે માર્ગે થઇને ગયા છીએ એ માર્ગને બાજુપર રાખીને નહિ પણ એ માર્ગને આરપાર ભેદીને જશે. ટૂંકામાં—હું માનું છું કે કલા, ધ્યાન, ધર્મનું પુનર્જીવન પશ્ચિમમાં એની પોતાની પ્રેરણાથી થશે; અને પૂર્વ આ બાબતમાં જે જે સિદ્ધ કર્યું છે તે એ ખોશે, અને પશ્ચિમના જેવું 'જડવાદી' થશે, અને ત્યાર પછી જ એ નવ વાસ્તવિક આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરી શકશે."

આ ઉતારામાંથી નીચેના પ્રશ્નો ઉપસ્થિત થાય છે:

(૧) આ પૂર્વ અને પશ્ચિમનું ઉપર બતાવેલું વૈલક્ષણ્ય યથાર્થ છે કેમ ?

(૨) યથાર્થ હોય તો દરેકે પોતાનુ જ સ્વ-લક્ષણ વિકસાવવું ઠીક છે, કે અન્યનું ઉદાહરણ લઈ પોતાની અપૂર્ણતા મટાડવી ઇષ્ટ છે ?

(૩) એક બીજાના ઉદાહરણથી પોતપોતાની ખામી પૂરવી શક્ય છે ?

(૪) અનુકરણથી ખામી પૂરવા જતાં, અન્યના દોષ પોતામાં આવવાનો ભય છે કે કેમ ? આવવા જ જોઇએ એવી અનિવાર્યતા છે ?

(૫) આપણે માટે પશ્ચિમનું અનુકરણ શક્ય કે ઇષ્ટ છે? જનસંસ્કૃતિની ઉચ્ચતર ભૂમિકાએ જવા માટે આપણું સ્વત્વ એકવાર ખોવું પડે એમ આવશ્યકતા છે ? ગૂજરાતના વિદ્વાન સાક્ષરો આ પ્રશ્નો ચર્ચશે તો હું એમનો આભારી થઇશ.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# ગોખલે-સ્મરણાષ્ટક.

( હરિગીત. )

વ્યક્તિ હતી એ દિવ્ય શક્તિની ભરેલી ભાસતી,
જેના બળે આસુરી શક્તિ દૂરથી પણ ત્રાસતી.
જન્મી દરિદ્રી સ્થિતિમાં, બુદ્ધિબળે વિકસિત થઈ,
દેવા અનેક સ્વદેશીને વિદ્યાધનો ઇચ્છા લહી. ૧

સંસારનાં સુખ સ્વપ્નતુલ્ય ગણી બની ઉચ્ચાશયી,
સેવા અને સ્વાર્પણ વડે વિલસી રહ્યા જનતા મહિં.
સદ્‌ગુણી મૂર્તિ બન્યા, સદ્‌ભાવના પ્રકટી ખરી,
કરી પ્રખર પુરૂષાર્થો વળી, નિજ રૂપની પ્રતીતિ તે પુરી. ૨

નિજ માતૃભૂમિની વધારી કીર્તિ એ શુભ નરવીરે,
પોતે બની આદર્શ, રેલ્યો દેશ ગુણના આકરે.
નર હિંદમાં એ એક એવો શિષ્ટ સાધુ ઉપન્યો,
દેશી અને પરદેશી—સૌની દૃષ્ટિમાં ઉત્તમ બન્યો. ૩

ગુરૂના ચરણનું શરણ લઈ, ગુરૂ ભાવ હૃદયે ધારીયા,
ગુરૂમંત્રનું કરી મનન પોતે ગુરૂથી અધિક પ્રકાશિયા.
અધિકાર, કીર્તિ, દ્રવ્ય અથવા ઇતર મોહ—ઉપાધિઓ,
ત્યાગી, બની નિઃસ્વાર્થ, સેવાધર્મ પુરો સાધિયો. ૪

એવા પ્રતાપી હિંદનો તેજસ્વી તારો ખરી પડયો,
હતભાગ્ય ! હિંદની જીવનનૌકાનો સુકાની ઢળી ગયો.
બીજા સુપુત્રો હિંદમાતાના થયા ને હજુ થશે,
પણ ગોખલેની તુલ્ય બુદ્ધિ, હૃદયમાં નહિ નિપજશે. ૫

શંકા ધરે છે હૃદય ! 'શાને આટ એ ઉડી ગયો ?'
આ સ્થૂલ દેહ થયો નિરર્થક, દિવ્ય દેહે સ્થિર થયો.
(કે) અહિંની અદાલતમાં, નહિ ઇનસાફ સાચો પામીયો,
તેથી તજી સુઆશ સઘળી, પ્રભુધામમાં સીધાવિયો. ૬

પ્રભુ ! સુણજે તું, રાવ જે જે રૈડવા એ આવીયો,
એણે કરેલ પ્રયાસ ભગીરથ માંહિ એ નવ ફાવીયો.
એને બતાવી સિદ્ધ, શક્તિ અમોઘ દષ્ટિ પાડવો,
જેથી અમોને સરલ થાય ઉન્નતિ-પથ કાપવો. ૭

અમદેશના જીવન તણો વિકાસ થાએ સત્તર,
એવો મહાગ્રહ ધારી હ્રદયે થાય બીજા તત્પર !
એનું કરેલુ કાર્ય વૃદ્ધિંગત કરે ખુબ ખંતથી,
એવી શુભેચ્છા એહની પ્રભુ પાર પાડો પ્રીતથી. ૮

ગુ. ગો. દેશાઇ.

---

# ઓ ચેતનના નાથ !

મારા ચિત્તને ચેતાવો રે, ચેતાવો રે
ઓ ચેતનના નાથ !
મારા ચિત્તને ચેતાવો રે, ચેતાવો રે
ઓ ચેતનના નાથ ! (ધ્રુવ)

ચેતનની ચીનગારી ચેતન !
આત્મામાં ઉડી ભભૂકે,
એ ચીનગારી ગગન ચડે—મારા ચિત્તને—૦

ચેતનને એ ભડકે ભડકે
જીવચેતના જગત્ અડે,
જગત્-ચેતનાના મહાતાલે
સૃષ્ટિનાં સહુ ચક્ર ફરે—મારા ચિત્તને—૦

મૂલજી દુલભજી વેદ.

---

# હિન્દુસ્તાનનું પ્રાચીન તેમ જ અર્વાચીન નાણું અને સીક્કા.

( અનુસન્ધાન પૃષ્ટ ૧૩૬ થી. )

રૂપિયા.

'રૂપિયા' શબ્દ અર્વાચીન છે ખરો પરંતુ તે કેટલો અર્વાચીન છે તે નક્કીપણે કહી શકાતું નથી. ભટ્ટોજી દીક્ષિતના ગ્રંથમાં 'रूप्यः कार्षापणः' એવો ઉલ્લેખ કરેલો છે તે ઉપરથી જણાય છે કે, કાર્ષાપણ નામનું નાણું રૂપાનું હશે, હેમચંદ્રના કોષમાં રૂપાના સિક્કાનો-નાણાંનો-ઉલ્લેખ છે. સુમારે ૮૦૦ વર્ષ પહેલાં એટલે ઇ. સ. ના ૧૨મા સૈકામાં ગુજરાતમાં રૂપાનો સિક્કાનું ચલણ હતું એવું કહેવાય છે. પરંતુ તેનું નામ શું હતું, કયા રાજાની કારકીર્દીમાં ચલણ હતું. વગેરે કાંઇ જણાયું નથી. પ્રસિદ્ધ સૂર વંશના સ્થાપક શેરશાહે ચાંદીના સિક્કાને 'રૂપિયાનું' નામ આપ્યું હતું, તેમ છતાં હિંદુસ્તાનમાં ત્યારપછી રૂપિયાનું ચલણ શરૂ થયેલું એમ ખાત્રીબંધ કહી શકાતું નથી. શેરશાહે ઇ. સ. ૧૫૪૨માં પ્રથમ ચાંદીનું નાણું ચાલુ કર્યું. ને પહેલાં મુસલમાન બાદશાહોના દિનાર અને દિરામ તેમ જ ગ્રીક લોકનું ફેલસ નાણું ચલણમાં હતું. હિંદુ રાજાઓના સમયમાં રૂપાના નાણાંનું નામ કાર્ષાપણ હતું. કે બીજું અગર બીજા કોઇ પ્રકારનું હતું કે કેમ, તે વિષે હજી કાંઇ માલુમ પડયું નથી. શેરશાહી રૂપિયાનું વજન બરાબર તોલાભાર નહોતું. મોગલ શહેનશાહ અકબરના સમયમાં રૂપિયાનું વજન બરાબર તોલાભાર થવા પામ્યું હતું.* પઠાણ બાદશાહોના ચાંદીના નાણાંનું નામ ટંક હતું. કેટલાકનું એમ કહેવું છે કે, અસલી નિષ્કનું નાણું રૂપાનું હતું. અને કીંમતમાં મુસલમાની દિનારની બરાબર હતું, પહેલાં જેને ટંક નામથી ઓળખતા હતા તેને જ પછીથી રૂપિયાનું નામ આપવામાં આવ્યું હતું. આપણા દેશમાં પહેલાં ૪૫૦ જાતના રૂપિયા ચલણમાં હતા.

જુદા જુદા રૂપિયા ઉપરના જાણવા લાયક ચિન્હો-નિશાનીઓની ઓળખ નીચે આપી છે.

રૂપિયા ઉપરનાં ચિન્હો.

| રૂપિયાનું નામ. | કેવી જાતનું ચિન્હ ? |
|---|---|
| યશવંતરાવના નાગપુરી રૂપિયા ઉપર... ... ... ... | + |
| મનભટશાહી રૂપિયા ઉપર... ... ... ... ... | = |
| અણ્ણાશાહી રૂપિયા ઉપર... ... ... ... ... | ૧૦. |
| રામજી તાત્યાના રૂપિયા ઉપર. ... ... ... ... | અર્ધ ચંદ્રની કોર. |
| નરસીંગરાવના રૂપિયા ઉપર. ... ... ... ... | ૭ |

* જુઓ સરદેસાઈ કૃત મુસલમાની રિયાસત.

| | |
|---|---|
| સીવરાવના રૂપિયા ઉપર . . ... | .. અર્ધ ચંદ્ર અને તેની પાસે એક મીંડુ |
| લખનૌ, ફત્તેહગઢ, આઝમગઢ, બરેલી, કાશી, અયોધ્યા વગેરે સ્થળના નવાબી અમલના રૂપિયા ઉપર | માછલીનુ ચિન્હ |
| રોહીલખંડ, ભરતપુર અને નગરના રૂપિયા ઉપર. .. ... | ... ખંજરનુ ચિત્ર |
| નાગપુરી, ચાંદા, હૈદ્રાબાદી, ઔરંગાબાદી વગેરે રૂપિયા ઉપર ... ... | ... તલવારનું ચિત્ર. |
| સાગર, જાલવણ, શ્રીનગર, કાલ્પી તેહરી (ગાનાશાહી), વગેરે સ્થળના રૂપિયા ઉપર ... ... | ... નિશાન સાથે એક વાંકી લીટી |
| [illegible], મદી, પ્રતાપ [illegible]ના રૂપિયા ઉપર ... ... | ... બાણધારી ધનુષ્ય |
| મિરજ, ગોકાક, [illegible]ના રૂપિયા ઉપર.... ... | ... પાંચ પાંખડીનુ ફૂલ |
| મદ્રાસ, આર્કોટ, ચાંદોર અને શહાપુરના રૂપિયા ઉપર .. ... | .. કમળનુ ચિન્હ |
| ઇંદોરી રૂપિયા ઉપર .. ... ... ... | ... સૂર્યનુ ચિન્હ |
| મહેશ્વરી રૂપિયા ઉપર ... ... | ... મહાદેવનુ ચિન્હ |
| અજમેરી શ્રી શાહી રૂપિયા ઉપર... ... ... | ... 'શ્રી' અક્ષર |
| ઉજ્જયની રૂપિયા ઉપર .. ... ... | ... ચાર ચોરસનુ નિશાન |
| [illegible], પનકગઢ અને [illegible] રૂપિયા ઉપર | વ્યંકટેશ અને તેની બંને સ્ત્રીઓના ચિત્રો |
| હારપનહલ્લી રૂપિયા ઉપર ... ... .. | ... નૃસિંહનુ ચિન્હ |
| હૈદરઅલીના રૂપિયા તેમજ હોન ઉપર ... . | ... 'હય' અક્ષર |

હાલનુ ચલણ નજર તળે હોવાથી તેનુ વર્ણન કર્યું નથી

• કેટલાક રૂપિયા ઉપર -- ની નિશાની અને ફારસી અક્ષર આગળ હરફ઼ હતા પણ [illegible]ની રૂપિયા ઉપર નાગરી લિપીમા નીચે પ્રમાણે શ્લોક હતો

'श्री इन्द्रमस्य स्थितो राजा चक्रवर्ती भूमंडले
तस्ममाद्य त्कृना मुद्रा लोकेऽस्मिन् वै विराजते
लक्ष्मीकान्त पदा मोन भ्रमरायित चेतसः
यशवंतस्य विख्याता मुद्रैषा पृथिवीतले.'

જૂદી જૂદી જાતના રૂપિયાના નામ અને તેના વજન સાથેનું કોષ્ટક નીચે પ્રમાણે છે.

## રૂપિયા.

| નં. | રૂપિયાનું નામ | કયે સ્થળે પાડેલા અને કઈ સાલમાં. | વજન, ગુંજા. | શુદ્ધ ચાંદીનું પ્રમાણ ગુંજા. |
|---|---|---|---|---|
| ૧ | અમદાવાદી... ... ... | કચ્છ અને ગુજરાત. ... | ૮૯ ... | ૭૯-૯૧ |
| ૨ | અહમદશાહી... ... ... | ઈ. સ. ૧૭૫૦.... ... | ૮૮ ... ... | ૮૬ |
| ૩ | અહમદ નગરી. ... ... | અહમદનગર....... ... | ૮૭ ... ... | ૮૫.૨૮ |
| ૪ | અજમેરી...... ... ... | અજમેર... ... ... | ૮૪ ... ... | ૭૩ |
| ૫ | શ્રી શાહી ( આને બાપૂશાહી પણ કહે છે ) | ... ... | ૮૪ ... ... | ૬૭ |
| ૬ | અમલગીરી..... ... ... | ઈ. સ. ૧૭૫૯... ... | ૮૯.૭૫ ... ... | ૮૮.૨૫ |
| ૭ | અણ્ણાશાહી... ... ... | ગુજરાતના ખેડા ગામમાં.. | ૮૮ ... ... | ૭૮ |
| ૮ | અંકુશી (આના ઉપર અંકુશનું ચિત્ર હતું. | પુના... ... .... | ૮૬ ...... | ૮૦.૮૫ |
| ૯ | અર્કાટી.... ... ... ... | અર્કાટ ઈ. સ. ૧૭૬૯ | ૮૮.૬૨૫ ... ... | ૮૪.૯૩ |
| ૧૦ | કટકી.... ... ... ... | કટક... ... ... | ૮૭ ... ... | ૮૩ |
| ૧૧ | ગર્નોળી. ... ... ... | ... ... | ૮૬ ... ... | ૮૧.૪૪ |
| ૧૨ | રૂદ્રીસિંહી.. ... ... ... | ... ... | ૮૬ ... ... | ૮૪.૭૯ |
| ૧૩ | આસાશાહી(આનેજ અણ્ણાશાહી પણ કહે છે, વડોદરા) ખેડા વગેરે સ્થળે ચલણ હતું | ... ... | ૮૮.૨૫ ... ... | ૭૬.૮૫ |
| ૧૪ | ઔરંગાબાદી... ... .... | ગોવિંદરાવ બક્ષી.... ... | ૮૫.૪૩ ... ... | ૬૦ |
| ૧૫ | બાબાશાહી..... ... ... | વડોદરા. ... ... | ૮૫ ... ... | ૭૫.૭૮ |
| ૧૬ | બાગલકોટી. ... ... | ... ... | ... ... | |
| ૧૭ | મલ્હારશાહી... ... ... | મલ્હારરાવ હોલ્કરના સમયમાં પાડેલો. ... | ૮૬ ... ... | ૭૭ |
| ૧૮ | બાળાશાહી.... ... ... | સાગરનો પ્રાચીન રૂપિયો. | ૮૪ ... ... | ૭૪.૫ |
| ૧૯ | બેલાપુરી ... ... ... | પુના,-કોકણ... ... | ૮૫.૯૧ ... ... | ૭૩.૫ |
| ૨૦ | કાશી. ... ... ... | કાશી. ... ... | ૮૭ ... ... | ૮૪ |
| ૨૧ | બિકાનેરી ... ... ... | બિકાનેર. ... ... | ૮૭ ... ... | ૮૩.૭૩ |
| ૨૨ | ભેલસા. ... ... ... | ભોપાલના નવાબોએ પાડેલો | ૮૪.૮૧ ... ... | ૭૩.૩૨૫ |
| ૨૩ | ભોપાળી. ... ... ... | ભોપાળ ... ... | ૮૫.૬ ... ... | ૭૬ |
| ૨૪ | ભરતપુરી ... ... ... | ભરતપૂર. ... ... | ૮૬ ... ... | ૮૨.૩૫ |
| ૨૫ | વૃંદાવની ... ... ... | મથુરાં વૃંદાવન... ... | ૭૮ ... ... | ૬૫ |
| ૨૬ | બુંદી... ... ... ... | બુંદેલખંડ... ... ... | ૮૬ ... ... | ૭૬ |
| ૨૭ | વલ્લભશાહી..... ... ... | વડોદરા... ... ... | ૮૮ ... ... | ૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૪ | જગધારી. | નાશિક. | ૯૨ | ૭૧ |
| ૫૫ | જરીપટકા. | ખાનદેશ. | ૯૫ | ૭૮ |
| ૫૬ | જયપુરી. | જયપુર. | ૯૭ | ૯૪ |
| ૫૭ | જયનગરી. | અહમદનગર. | ૯૬ | ૭૮ |
| ૫૮ | રાજાપુરી. | રાજાપુર. | ૯૭ | ૯૨ |
| ૫૯ | માધવશાહી. | ઇંદોર. | ૯૭ | ૯૪ |
| ૬૦ | મહેશ્વરી, | મહેશ્વર. | ૯૬ | ૯૨ |
| ૬૧ | મામૂશાહી. | વડોદરા. | ૯૮ | ૭૯ |
| ૬૨ | મુધોળી. | માલોજીરાવે પાડેલો. | ૯૬ | ૭૯ |
| ૬૩ | મલ્હારશાહી. | બાગલકોટમાં હોલ્કરનો પાડેલો | ૯૬ | ૭૭ |
| ૬૪ | નાગપુરી. | ઈ. સ. ૧૮૧૭ માં નાગપુર મુકામ પડચો. | ૯૪ | ૭૨ |
| ૬૫ | નારાયણપેઠી. | હૈદ્રાબાદ. | ૯૫ | ૬૬ |
| ૬૬ | નિપાણી. | ઈ. સ. ૧૮૦૩ માં નિપાણી-માં મરાઠાઓએ પાડચો. | ૯૬ | ૬૫ |
| ૬૭ | ઉદેપુરી. | સિંધ્યાનો પાડેલો. | ૯૩ | ૬૫ |
| ૬૮ | ઉજ્જયની | ઈ. સ ૧૮૩૨ માં સિંધ્યાએ પાડચો. | ૯૭ | ૯૧ |
| ૬૯ | પન્હાળા | કરવીર સંસ્થાનમ. ઈ. સ. ૧૭૬૦ માં પડચા હતો. | ૯૫ | |
| ૭૦ | શંભુ. (મરાઠા રાજાઓએ પાડેલો જૂનો રૂપિયો) | | ૯૭ | ૭૮ |
| ૭૧ | મુધોળી. | સાવંતવાડીની ટંકશાળમાં પાડવામાં આવ્યો. | ૯૮ | ૭૮ |
| ૭૨ | પુણેરી. | પુના. | ૯૮ | ૯૫ |
| ૭૩ | રાજા. | મ્હૈસુરના દિવાન પૂર્ણિયે પાડેલો | ૯૮ | ૯૩ |
| ૭૪ | શ્રી સિક્કા. | | ૯૬ | ૭૫ |
| ૭૫ | રાયગઢ. | સિંધ્યાઓનો પાડેલો. | ૯૪ | ૭૩ |
| ૭૬ | સાલમશાહી | માળવા. | ૯૪ | ૬૭ |
| ૭૭ | શહાપુરી | બેલગામ અને અજમેર. | ૯૭ | ૭૬ |
| ૭૮ | સમશેરી. | ઔરંગાબાદમાં ગોવિંદરાવ બક્ષીએ પાડેલો. | ૯૬ | ... |
| ૭૯ | શિંદેશાહી. | સિંધ્યાઓનો પાડેલો. | ... | ... |
| ૮૦ | સોહાગપુરી. | મધ્ય પ્રાંતમાં નર્મદાને કાંઠાના પ્રાંતમાં ચાલતો હતો. ઇ. સ. ૧૮૧૦ ના આરંભમાં. | ૯૩ | ... |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૧ | ટોપેશાહી. ... | ... | ૮૨ ૬૧ | ... | |
| ૮૨ | તોરગલી ... | ... ઈ સ. ૧૭૮૮મા બાપા-સાહેબે પડાવેલો | ૮૫ | ... | |
| ૮૩ | ટમશાહી ... | ... અહમદનગર ... ... | ૮૩ | ... | |
| ૮૪ | વૈંકટપત્તી. ... | ... કર્ણાટકમા ચાલતો હતો... | ૮૬ | ... | |
| ૮૫ | યશવતી ... | ... ઈ સ ૧૮૦૬મા યશવત રાવ હોલ્કરનો પાડેલો | ૮૩ | . | ૮૩. |
| ૮૬ | ઝુનફ્કિરી. ... | ... દક્ષિણ હૈદ્રાબાદ ... | ૮૭ | ... | ૭૩. |
| ૮૭ | વાપગાવી ... | ... દક્ષિણના વાક ગામનો .. | ૮૬ | ... | ૭૮. |
| ૮૮ | તીનમાશી ... | ... નેપાળ ... . | ૧૭ | ... | ૧૫ |
| ૮૯ | સનામની ... | ... સુરત ... | ૮૬ | ... | ૭ |
| ૯૦ | વજીરી .. | જબલપુર ... .. | ૮૪ | . | ૭૩ |

જેટલી જાતનુ રૂપાનુ નાણું છે, તે કરતા બલ્કે વધારે જાતનું તાબાના નાણાનુ ચલણ હોવુ જોઇએ, તેમ છતા કલકત્તાના મ્યુઝિયમમા આશરે જૂદી જૂદી જાતના ફક્ત ૧૦૦ સિક્કા જ હાથ લાગેલા છે, પુષ્કળ જાતના પૈસા ન પાડવાનું કારણ, તેની નજીવી કીમત કદાચ હોવી જોઇએ જૂદી જૂદી જાતના પૈસા જેટલા જાણમા છે તેની યાદી, માપ વગેરે નીચે આપ્યુ છે

તાબાના પૈસા

## પૈસા

| નં | પૈસાનુ નામ | ક્યા ચલણ હતુ ? | વજન ગુંજા | એક રૂપિયાના કેટલા મળતા |
|---|---|---|---|---|
| ૧ | આગ્રા | આગ્રા . . | ૭૪ | ૬૦ |
| ૨ | અકબરી. . | . , ... | ૧૫૦ | ૩૦ |
| ૩ | બાળાશાહી | ... કા પી, સાગર. ... | ૧૨૭ | . |
| ૪ | બહારી | બિહાર પ્રાંત ... | ૫૦ ... | ૬૪ |
| ૫ | કાશી | . બગાલ | ૪૮ | ,, |
| ૬ | ભોપાળી | ભોપાળ | ૧૧૨ | |
| ૭ | ભરતપૂર | ... ભરતપૂર . . | ૧૩૭ | ૩૨ |
| ૮ | કલકત્તા ... | .. બગાળ . .. ... | ૨૬ .. | ૧૯૨ |
| ૯ | ચિકણા ... | . ... ... ... | ૧૨૦ .. | ૩૦ ૩૨. |
| ૧૦ | ચિની (આ પૈસા પિત્તળના હતા અને તેમા છિદ્રો પાડેલા હતા | .. ... , | ૩૩૦ | .. |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ ચલની. ... | ... અંતર્વેદી. ... ... ... | ૧૨૦ | ... | ૩૨. |
| ૧૨ ફરૂકાબાદી | ... ... ... ... | ૧૪૨ | ... | ૨૬. |
| ૧૩ ગોકુળી. (ગૅંડેશાહી) | ... } મથુરા પ્રાંત ... ... | ૫૦ | ... | ૭૦. |
| ૧૪ ઝ્યાલ્હેરી. (આના ઉપર મહમદ શાહનું નામ હતું.) | ... ... ... ... | ૭૩ | ... | ૬૨. |
| ૧૫ હદવા. | ... નાગપુરની આસપાસ ... ... | ૧૪૮ | ... | |
| ૧૬ ઇંદુરી. | ... માળવા ... ... ... | ૫૭ | ... | |
| ૧૭ જાલવણી (બાબાશાહી) | } બુંદેલખંડ. ... ... ... | ૧૨૬ | ... | ૪૦. |
| ૧૮ ઝાંસી ... | ... ,, ... ... ... | ૮૬ | ... | |
| ૧૯ જબલપૂર | ... નર્મદાને કાંઠે ... ... | ૧૩૦ | ... | |
| ૨૦ જયપુરી | ... આગ્રા જયપુર ... ... | ૧૪૦ | ... | ૩૨$\frac{1}{2}$. |
| ૨૧ કકરૂટી. (આના ઉપર હનુમાનનું ચિત્ર હતું.) | } પન્ના. ... ... ... | ૧૨૬ | ... | ૪૦-૪૮ |
| ૨૨ ખેત્રી ... | ... ... ... ... | ૧૨૬ | ... | ૪૦. |
| ૨૩ કરૌલી ... | ... દિલ્હી, કરૌલી ... | ૧૪૦ | ... | ૩૬. |
| ૨૪ માધવશાહી | ... અલાહબાદ, કાશી, મિરજાપુર, અંતર્વેદી. | ૧૩૫ | ... | ૩૫-૪૦. |
| ૨૫ મેવાડી ... | ... મેવાડ ... ... ... | ૧૭ | ... | ૩૫૮. |
| ૨૬ મારવાડી | ... મારવાડ ... ... ... | ૧૩૫ | ... | |
| ૨૭ મનસુરી | ... આગ્રા ... ... ... | ૮૪ | ... | ૫૮. |
| ૨૮ નાઝિરશાહી | ... નાગર ... ... | ૬૫ | ... | |
| ૨૯ બહાદુરશાહી | ... નેપાલ ... ... ... | ૮૨ | ... | |
| ૩૦ નરવરી ... | ... નર્મદા પ્રાંત... ... ... | ૫૩ | ... | |
| ૩૧ નવાબશાહી | ... લખનૌ ... ... ... | ૯૮ | ... | ૪૭. |
| ૩૨ ઉદેપુરી ... | ... ઉદેપૂર ... ... ... | ૩૨ | ... | ૧૬૦. |
| ૩૩ પાટણ ... | ... પાટણ, ગુજરાત ... ... | ૫૦ | ... | ૬૪. |
| ૩૪ રામશાહી | ... પતિયાળા, દિલ્હી. | ૮૫ | ... | |
| ૩૫ રેવાશાહી | ... રેવાકાંઠા ... ... ... | ૧૧૦ | ... | ૪૬. |
| ૩૬ બાળાશાહી | ... સાગર ... ... ... | ... | ... | ... |
| ૩૭ અમલશાહી | ... સરહાણપુર ... ... ... | ૧૨૭ | ... | ... |
| ૩૮ તેલંગી... | ... તેલંગણ ... ... ... | ૭૫ | ... | ... |
| ૩૯ હાતરાજ | ... નાગપુર ... ... ... | ૧૪૦ | ... | ૩૪. |
| ૪૦ છત્રપતિ | ... મહારાષ્ટ્ર ... ... ... | ૮૦ | ... | ૭૦-૮૦. |

ઐતિહાસિક નજરે નાણાં કરતાં સિક્કાની યોગ્યતા અધિક ઠરે છે. જૂની સનંદો, ખતપત્રો, કરારનામાં, તહનામાં, ઈનામપત્રો વગેરે મહત્વના મુદ્દાસર કાગળો ઉપર તે તે સમયના રાજ્યકર્તાઓના સિક્કા–મોહોર–શીલની છાપ પડતી, અને ત્યારે જ તે કાયદાપૂર્વક પુરૂ થયેલું ગણાતું. દરેક બાદશાહો અને રાજાઓના સિક્કા જૂદા જૂદા ચિત્રો અને આકારવાળાં હતાં

સીલ–મોહોર–સિક્કા.

**અકબર બાદસાહના સિક્કા ઉપર—'લાઈ લાહા ઇલ્લલા; મહમદન રસુલિલ્લાહ' અને અલ્લાહુ અકબર ના શબ્દો હતા.**

**જહાંગિર બાદશાહના સિક્કા ઉપર—તેનું અને બેગમ નરજહાંનું નામ હતું. તે** ઉપરાંત નીચે મુજબના અક્ષરો હતા.

**સાહિબ કરાન સાની સાહનશહા જહાંગિર બા અદલોદાદ બિનશિસ્ત બર તખ્તે કામરાની અકબાલો બખતો દૌલતો ફતેહ વ શકાવાઓ નુસરત પીશશ કમર બખિદમત બસ્તા બશાદમાની સાલે જલ્સે શાહી તારીખ શુદ ચુ બિનહાદ અકબાલ સર બપાયે સાહેબ કિરાન સાની.**

કેટલાક સિક્કાઓ ઉપર

**બહુકમે શાહ જહાંગિર યાફ્ત સદ જેવર,**
**બનામે નૂરજહાં બાદશાહે બેગમ જર.**

અને

**બખતે નૂર બર જરે કિલ્લે તકદીર**
**રકમ જદ શાહ નુરૂદિન જહાંગિર.**—લખેલું હતું.

તેમજ તેના લાહોરી સિક્કા ઉપર નીચે મુજબ હતું.

**બ દહેર બાદ રવાં તા ફલક બુઅદ દર દઓર**
**બનામે શાહે જહાંગિરે સિક્કાએ લાહોર.**

**ઔરંગજેબ બાદશાહના સિક્કા ઉપર—**

**સિક્કા જદ દર જહાં ચુ બદ્રે મુનીર,**
**શાહે ઔરંગજેબ આલમગીર.**—લખેલું હતું.

**નાદિરશાહના સિક્કા ઉપર—**

**હસ્ત સુલતાં બર સલાતીને ઝમા**
**શાહે શાહાં નાદિરે સાહેબ કેરા**—તેમજ તેના બીજા એક

સિક્કા ઉપર અલખેર ફ્રિમાવકઅ , એટલે જે થાય છે તે સારાને જ માટે એવા અર્થનું વાક્ય હતું.

શહાઆલમના સિક્કા ઉપરઃ—

સિક્કા ઝદ બર હફ્ત કિશ્વર સામએ ફ્રજલે ઇલાહ
હામીએ દિને મોહમ્મદ શાહે આલમ બાદશાહ.

અને હૈદરઅલી તેમ જ ટીપૂ સુલતાનના સિક્કાઓ ઉપર નીચે પ્રમાણે હતું.

હૈદરઅલી—દિને અહમદ દર જહાં રંવશન ઝેફ્તેહ હૈદરઅલી.

ટિપૂસુલતાન—શિક્કા જદ દર જહાં બા આસાની
શાહે ટિપૂ સિકંદર સાની.

તા. ૨૭—૫—૧૪
અમદાવાદ. } દેસાઇ.

---

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

## ( ૭ )

પાછલા અંકોમાં આપેલા નમુના હું સતક્વાર ગોઠવતો હતો, તે અરસામાં મને ખબર મળી કે કાઠીઆવાડના હળવદ ગામથી એક શિલાલેખ અને એક તામ્રલેખ જૂના વખતના મળી આવેલા રાજકોટમાં છે. ત્યાંના વાટસન મ્યુઝિયમના ઓનરરી સેક્રેટરી રા. વિઠ્ઠલદાસ ત્રિવેદી સાથે પત્ર વ્યવહાર ચલાવતાં એ બંને લેખની ખરી નકલો તા. ૩૦-૧-૧૫ ની મિતિની મળી, તેમાંનો શિલાલેખ સંસ્કૃતમાં હોવાથી તે ચાલુ કામને ઉપયોગી નથી. બીજો તામ્રલેખ જે હળવદના બ્રાહ્મણ ત્રિભુવન કુબેરજી જોશીને ઘેરથી મળી આવ્યો, તે ગુજરાતી ભાષામાં હોવાથી નીચે આપ્યો છે.



૧।



**॥ श्री गणेशायनमः ॥**

पाटणना माहाराज सिधराजजेसग सोल्की अगनी होत्री वेजनाथ जोशी त समस्त ब्राह्मणने पचाल मधे गाम हलपद इनाममा श्री क्रश्नारपण आपेल छे आ गामना ब्राह्मणोने माथे राजानो कोइ प्रकारनो हक हेलो नथी समत ११५६ माहा शुद ९) आ लेख करी आपो छे श्री श्री श्री

બીજી બાજુએ

चद्र सूरजनी साख

प श्रीमालना साख

जे को ब्राह्मणोने हरकत करे तेने माथे ब्रह्म हत्यानु पाप तथा गउ हत्यानु पाप

સિદ્ધરાજ જયસિંહનુ રાજ ઈ સ ૧ ૯૪થી ૧૧૪૩ સુધી હતુ અને આ લેખ સવત ૧૧૫૬ એટલે ઈ સ ૧૧૦૦નો છે તેથી તેનુ ખરાપણ નક્કી થાય છે. પ્રશ્ન માત્ર એ રહે છે કે એની ભાષા આધુનિક જેવી લાગે છે તેથી બારમી સદીમા એવી ભાષા ચાલતી હશે કે કેમ? બીજો પ્રશ્ન જ્યા ઈનામ હક હરકત એવા શબ્દો આવે છે તે તે વખતે પ્રચારમા હશે કે કેમ? જો આ તામ્રલેખ પાછળથી થયેલો માનીએ તો તે છેક નવો તો નહિ જ હોય, કેમકે ઈનામી હળવદ ગામ વિષે વાધો પડ્યો હોય ત્યારે તેના પૂરાવા તરીકે રજુ કરવા સારુ તે સમયે તે બનાવ્યો હોય મોહોર છાપમા જે જોડણી છે તે લેખમા નથી, હલવદ તરફના પ્રદેશને પચાલ કહેતા તે જૂની વાત છે, હળવદને ઠેકાણે હળપદ શબ્દ વપરાયો છે તે પ્રાચીન છે, બ્રાહ્મણ, બ્રાહ્મણો, બ્રાહ્મણોને, એ રીતે જોડણી જોવામા આવે છે તે ઠેક આધુનિક સમય સૂચવતી નથી જો લેખ અસલનો એટલે સિદ્ધરાજના વખતનો ઠરે, તો તે વખતની ને હાલની કાઠીઆવાડી ભાષામા થોડો જ ફેર છે એમ જણાઈ આવશે.

ગ નરસિંહરાવ તેમના ઉતાવળીઆ સ્વભાવ પ્રમાણે રાહ ન જોતા જે અંક છપાઈ ગયા છે તે સબધે ટીકા કરવા મડી પડ્યા છે, તેથી મારો લેખ આગળ ચલાવતા અગાઉ મને આ પ્રસંગે તે વિષે બે બોલ કહેવાની જરૂર પડે છે.

ભાદ્રપદના વસંતમાં "એક સ્વીકાર અને એક શંકા" એવો લેખ છે. તેમાંનો એક મુદ્દો ભગિની ઉપરથી બહેન શબ્દ થયો તે સંબંધે છે. વળી એ જ વાત પોષ માસના અંકમાં "આપેલા કેટલાક ભ્રમોનું નિરસન" ના લેખમાં આવે છે, તેથી તે પ્રસંગે મારે જે કહેવાનું તે કહીશ. મારી સમજફેર રોકવા માટે, કાળ અને શ્રમનો વ્યર્થ થતો અટકાવવા માટે અને વિશદ વિચારણાની સિદ્ધિને માટે તેઓ જે સૂચના કરે છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું. પરંતુ એ વાત તેમને પોતાને લાગુ પડે છે કે કેમ તે સુજ્ઞ વાંચનાર સમજી શકશે.

નિરસનમાં તેઓ ભગિની બાબત વિસ્તારથી ટીકા કરે છે અને મારી ભૂલ બતાવી આપે છે તેથી હું તેમનો આભાર માનું છું. તેઓ જણાવે છે, 'હવે તો રા. બા. આ સરળ પ્રથક્કરણ મનમાં ઉતારી શકશે નહિ તો પછી આશા કશી નથી." સાઠી ને બુદ્ધિ નાઠી એ કહેવત પ્રમાણે કદાચ મારી બુદ્ધિમાં તેમનું સરળ પ્રથક્કરણ પ્રવેશ ન પણ કરી શકે અને તેથી "પછી આશા કશી નથી" એ તેમનું કથન સકારણ કેમ ન હોય ? તો પણ હું તેમને ગુરૂ માનીને તેમણે આપેલા પ્રથમ પાઠ ગોખવા યત્ન કરૂં છું. અલ્પ પ્રાણમાં હ મળતાં મહા પ્રાણ થાય છે, અને મહા પ્રાણમાંથી હ જતાં અલ્પ પ્રાણ રહે છે એ વાતનો નિશાળે ભણતાં છોકરાં પણ જાણે છે; તથા અંગ્રેજીમાં ખ ઘ જણાવવા માટે K h G h લખે છે. તેઓ અવયવગત વાગ્વ્યાપારનો ક્રમ બતાવે છે તો હું તેમને વિનતિ કરૂં છું કે તેઓ નીચેનાં સૂત્રોનો અવયવગત વાગ્વ્યાપારનો (નો કાઢી નાખ્યો હોય તો કાદંબરીના જેવા લાંબા સમાસનો ગુજરાતી ભાષામાં વધારો થાત) ક્રમ બતાવે.

पाटौ लोवा એમાં ટ નો લ થાય છે.

प्रदी पीलः એમાં દ નો લ થાય છે.

त्व-तलोः प्पणः ત્વ અને તલ પ્રત્યયનો પ્પણ થાય છે.

यष्ट्यां लः ય નો લ થાય છે.

મહા પ્રાણ ભ માંથી હ જાય તો બ રહે અને બ માં હ મળે તો ભ થાય છે, ત્યારે રા. નરસિંહરાવ બને હ જોડીને બ્હેન લખે છે તે કયા અવયવગત વાગ્વ્યાપારનો ક્રમ હશે ? બ ને હ જોડતાં જ તેનો ભ થઈ જશે. તેમ જ ગમે તે અક્ષરને ઠેકાણે પ્રાકૃતમાં ગમે તે અક્ષર થાય છે એવું સૂત્ર મેં પૂર્વે બતાવ્યું હતું, તે રચનારની મૂર્ખતા સૂચવતું હશે ! મને લાગે છે કે પ્રાકૃત વ્યાકરણકારોની નહિ પણ તેમાં લોકોની મૂરખાઈ હશે, કારણ તેમણે ભાષા બગાડવામાં વૈયાકરણોનાં સૂત્રો ધ્યાનમાં ન રાખ્યાં ! હાલ આપણે એ સૂત્રોને આધારે અને તેથી પણ આગળ વધીને ભ્રષ્ટ ગુજરાતીને સુધારવા લાગ્યા છીએ.

છિ, હુઈ, વર્નઈ એ રૂપો ઉપરથી ભાષાનો યુગ નિર્માણ કરવાનો અથવા તે પંદરમા શતકની આસપાસનો સમય સૂચવે છે એ બતાવવાનો તેમનો હેતુ સ્પષ્ટ છે. પારસી ઉત્પાદ ૧૫ મો શતક બતાવે છે તે વિષે કંઈ સવાલ નથી; પણ તેઓ જણાવે છે કે "એ પ્રત્યય

એ સમયની બ. પૂર્વ અથવા બ. પછી જ પ્રચારમા હતા એમ દર્શાવનાર ગ્રંથો રા બા કોઈ મજૂસમાથી (મ ઉપરનો અનુસ્વાર અથવા ઝ ઉડી ગયો, એક સંસ્કૃત શબ્દમા જુ હ્રસ્વ ને બીજામા દીર્ઘ છે તે લીધુ, ષ નો સ કર્યો ને તેમાનો કાનો ઉડી ગયો આવો હડહડતો ભ્રષ્ટ શબ્દ રા નરસિંહરાવના મોમાથી નીકળે ને હાથ વડે લખાય એ નવાઈ છે) કાઢીને બતાવશે, તો આભારની સાથે તેની નિરીક્ષા અને પરીક્ષા કરાશે ” વાક્યના છેલ્લા અર્ધને માટે તો મ ન્હે.એ તેટના પુરાવા આપ્યા છે, એટલે તે વડે એ રૂપો છેક સત્તરમી ને અગારમી સદીમા વપરાતા તે સાબીત કર્યું છે હવે તેઓ બ. પૂર્વનાં ઉદાહરણ પોતાની મહદ્ મજુષામાથી મળી બતાવે ગેવુ . ઈચ્છુ છુ પણ એપ્રશ્નમા બ. પૂર્વનો સવાલ અગત્યનો નથી અછિ, તિહા ઈત્યાદિ પ્રયોગ ૧૬ મી સદીમા જ વહિ પણ તે પછીની સદીઓમા વપરાએલા તેના દાખલા મેં જોઈએ તેટલા આપ્યા છે, અને તે માટે મેં કરેલો શ્રમ તેમને મિથ્યા લાગતો હોય તો ભલે

ઉત્સર્ગ માર્ગમાથી જે ન ઉતારો આપ્યો તેની મતલબ રા નરસિંહરાવ ઉલટી જ સમજ્યા છે એમ મને લાગે છે શાસ્ત્રી વ્રજલાલ કહે છે તેમ છે શબ્દ સહાયકારી ક્રિયાપદ તરીકે વપરાયાની અને તેથી એકડો વર્તમાન કાળ થાય છે તેની ના પાડતું નથી છે ને સહાયકારી ક્રિયાપદ લો કે સ્વતન્ત્ર ક્રિયાપદ લો, પણ તે અસ્તિ ઉપરથી ઉત્પન્ન થયો છે, અને તેનું પૂર્વ રૂપ જે છિ, અછઈ વગેરે હતું તે બદલાઈને છે રૂપ ચૌદમા સૈકા પછી થયુ એ વાત શાસ્ત્રી વ્રજલાલના જણાવવા પ્રમાણે સ્પષ્ટ છે

સત્તરમા સૈકાના ગ્રન્થોમાંથી કીધા છઈ જાઇછિ આદિ રૂપ મેં આપ્યા તે તે તેમની દલીલને પુટી કરે છે એમ તેઓ માની લે છે, પરતુ એ રૂપો આપવાનો હેતુ તે શતકમા એ રૂપો ચાલતા હતા તે બતાવવાનો છે એ દસ્તાવેજની ભાષા ઉપરથી છે, તે તો તેમાથી આપેલા ઉતારા વડે સમજી શકાશે

રા નરસિંહરાવ છેવટ લખે છે કે તેમના ઉપર “સ્નેહ પુષ્પ વૃષ્ટિ રાવ બહાદુરે કરી છે અને તેમા નન્દનવનનો સુગંધ છે ” આમ લખવાથી તેમને ચટકી લાગી એ સારી વાત છે, કેમકે કદાપિ તેઓ એથી પોતાનો માર્ગ બદલશે બીજાઓની લાગણી એ જ રીતે દુખાય તેનો વિચાર તેઓ કરતા નહિ એમ લાગે છે જે ભાવથી તેમણે મારા ઉપર પુષ્પ વૃષ્ટિ કરી છે, તે ભાવથી મને ફૂલ નહિ ને ફૂલની પાખડી વડે તેમને વધાવી લેવાની ફરજ પડી, તેથી હુ ખરેખર દિલગીર છુ

શ્રાવણ અને કાર્તિક માસના વસન્તમા “ પ્રેમાનન્દના નાટકના પક્ષકાર ’ સબંધે રા નરસિંહરાવના લેખ પ્રગટ થયા છે તે વિષે મારે કઈ બોલવુ નથી, પણ એક ઠેકાણે તેમણે મારા સબંધી ઈસારો કર્યો છે, તે એ કે ‘ પ્રેમાનન્દના નાટકો બાબત **મ્હારી વિરુદ્ધ મતના** સજ્જનોમાથી રા બા હરગોવિંદદાસના જ **એક મિત્રે** ( મારા મિત્ર જે તેમની વિરુદ્ધના હોય તે મને કેમ ન જણાવે ? ) મ્હને કહ્યુ છે —

"Hargovinddas must speak out now" (હરગોવિંદદાસે હવે બોલવું જ જોઇએ); પણ મારા અનેક મિત્રો કહે છે કે રા. નરસિંહરાવના વખાણને ઉત્તર જ ઘટતો નથી, તેમ તેમને છંછેડવામાં સાર પણ નથી (આ બીજી બાબતના પૂરાવામાં તેમનાં લક્ષણ બતાવવા એક ચાલુ દોહરો એક મિત્ર લખી મોકલે છે; પણ તે હું સભ્યતાની ખાતર અત્રે આપતો નથી.

નાટકો બાબતની લડત જ્યારે પેઢી દર પેઢી ચાલવાની છે ત્યારે હું હાલ બોલું તેમાં અર્થ પણ શો ? તેઓ એક પતક ઉભું કરે, તેથી એક પક્ષકાર બની પૂરાવો આપવાની ફરજ મારે માથે આવી પડતી નથી (પુરાવાના નિબંધ સંબંધે તેમણે આઠ પાનાનો એક લેખ પ્રગટ કર્યો છે; પરંતુ ધારાના હીમાયતીઓ તેથી હસે છે, અને તેમના કાયદાના જ્ઞાન માટે શંકા ખાય છે.). હમણાં તો તેઓ પૂર્વ રંગ પર ચઢીને ઉત્તર રંગમાં ઉતર્યા છે તેમણે લીધેલી પ્રતિજ્ઞા તેઓ જીવતાં પાળશે અને તેમના અવસાન પછી પોતાના વાલી વારસો તથા મિત્રોને તે વારસામાં આપી જશે; એમ છતાં જ્યારે તેઓ પ્રસિદ્ધ રીતે જણાવશે કે હવે મારે કંઈ કહેવાનું રહ્યું નથી, ત્યારે હરગોવિંદદાસ બોલશે અને તેમને બોંકા પાડશે. આટલું વિષયાંતર કરી મારો લેખ આગળ ચલાવું છું.

ગુજરાતી ભાષાનું ત્રીજું અંગ ચારણી સાહિત્ય છે. પરંતુ તે તરફ હજી વિદ્વાનોનું લક્ષ ગયું નથી. ભાટ ચારણોમાં ઘણી વાતો ને કવિતાઓ કંઠ પરંપરા ચાલી આવે છે. એ લોકો જન્મના કવિ કહેવાય છે, અને પ્રસંગે તેઓ શીઘ્ર કવિતા પણ રચે છે. તેમની પાસે લેખી ગ્રંથો પણ હોય છે, પરંતુ તેનો મોટો ભાગ હિંદી–ચારણી ભાષામાં છે. ગુજરાતી ચારણીના અહીં થોડાક નમુના આપું છું.

કવિ સહદેવના વિક્રમ સંવત ૧૫૩૨ માં રચાયલા ભારત કાવ્યમાંથી.

दखणां गडे ग्रहीं काव्य*

मर कांगा सूत वद्रि, शुरा सूनि विठा;<br>
पांडव मगटा पंच, नज अे माने निहिठा.<br>
वोल रुठ कर मांन, सिहजमां सकल छूटा;<br>
अेम मांनि महराज, खरा आपोपी खूटा,<br>
अवचंता पेखे आवया, शाहणां सभट जे सन करो<br>
अशधक आणो अेवडी, उपारयु जे ऊगरो.

* રા. છગનલાલ વિધારન રાવળ તરફથી.

२

पंचवळु प्रगट्, स्यांम चेतु चेताबु;
परपंच करवा काज, अन्य आलेचने आवो;
दश अपदश जूजूपा, चरतें घणा चलावु;
आपों धन उडांड, वळी कही छला करावु;
शुकहि हरि जीवता, तु वनवास धरावु नवु;
राजन चींता यिम भणि, वरस वार वदी भोगवुं;

હાલરીઆના ઓધડ માત્રા-બે શુરવીર ભાઇઓ સબંધી.§

ग्रुंजे नत ढोल दमामा गडीओ ।
खेंगासर पाखर खडखडीओ ॥
वेर करेवा चडे समोवडीओ ।
तीनां अवळां चक्कर लइ फेरे ओघडीओ ॥
धमचक पडे बंदुकां धाणी ।
रोगा आरब भाखर मकराणी ॥
तेसुं हरफ बोले खग ताणी ।
तेने नाखे दरीआ पार नाजाणी ॥
वंको भूप हालरीआ वाळो ।
तेने मारे ओघड वेद मरमाळो ॥
हाथी सतण वंकां दळ हलावे ।
सेरा संग ज्युं खाग चलावे ॥
अरिआने नीदर वयुं कर आवे ।
जीने लांठो ओघड मार लगावे ॥

ગોંડળ સાથેનું ધીંગાણું. *

चले मंत्र घोडा वाळा, मलकमध सीसाओ,
खोसीआ लइ रजपूत खूणे ॥

§ મારી નોંધવહીમાંથી.

* મારી નોંધવહીમાંથી.

हार्थीआ तणा सण तोहारी हाकले,
घोराजी डाकला वमर घूणे ॥
लांठके काठीए पळा कोइ लगाडी,
सोड आखा बीयानके सूझे ॥
वेरीआ ओत्रडे वीर वळगाडीआ,
मांहेनी मांह टीटाण मूझे ॥
सराडे पूछरी वात न को चेठे,
मड गोंडल तणो पडी भागी ॥
चढीने भीमाहरो, नके दिये चालवा,
लांठारो भूप अतपान लागो ॥
आदर्यो वेर, जाडेजजी ऊठीआ,
जोतुकी जोश मर जुए जाणा ॥
मेल गोंडल तणो गरास दाजी गीयो,
मेलडी तणो वळगाट माणा ॥

ચાંચઇના ભાણુશીઆવાળા ઠેબાણી.§

अटट अंग घणो करी राखे बहु आमळो,
दडाशा कुडना दोट दोडा ॥
दान टाणे मळे सुमना दीकरा,
मूरखा भूखला करे मोडां ॥

वात करे घणां अतीशे वावळा,
पाड कीइ करे कैंक वापुभा ॥
ताग ने त्यागनां मळे ज्यां टांकणां,
अकरमी हणेणी रहे ऊभा ॥

रंगेल घोका जसा, सजडसजडा रहे,
रीझे नहीं पायला कोइ रीते ॥

§ મારી નોંધવહીમાંથી.
* કવિ ભીમજી વસનજી ભટ્ટના પુસ્તકમાંથી.

काळमींढ छीपरा जेम छाती कठण,
गळे नही कवेशका तणे गीते ॥
प्रगठ कवियां तणो, रह्यो नही पारखो;
गळने सवादे मफत गावु ॥
जगो मूळराजनो मळे नही जेनपर,
रीणवानी सांभळे कमणरावुं ॥
रजक दातार नही, बीलखे रावनो,
पीयावनो पइआने धधकवाते ॥
राणदेवा तणो मळे नही राजवी,
ज्या न थयु वालगो नाथ जाते ॥ ६.

કાઠીઆવાડી જવાહીરમાંથી*

जेठ महीनो जाय तेनो धोखो धरियें नहीं;
पुंछल परोणा खाइ जीवन विनां जेठवा.
गरना डुंगर जागीया, फरक्या वेणु नांवजी;
में, त्हारूरे मन, बकोळ थयुं बरडाना धणी.
गोळां हुदी गोठडी, खाखर हुंदी वाड;
धीरे धीरे छांडीये, सरोवर छांडे पाळ.
हसा प्रीतु कांइकी, विपत पडे उड जाय;
साची प्रीत सेवाळकी, जे जळ भेगी सुकाय.
आया है सो जायगा, राजा रंक फकीर;
कोइ सिंहासन चढ गये, कोइ पेरे जंझीर.
दैव उल्युं भल भाखीये, वैभव उल्या भल;
उल्ये छान न राखीये, खीमा घटमा प्राण.
चलवो भलो न कोसको, दहिता भली न एक;
भागवो भलो न सगा भापथी, जो प्रभु राखे टेक.
भलां भेवन वीसरे, नवणां न चडे वीत;
काळी उनने कमांणसां, दुजो न चढे रंग.

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

---

# અભિનવ હિંદુધર્મ.*

આ (મદ્રાસ) ઇલાકામાં, તેમ જ હિંદના બીજા ભાગોમાં વસતા હિંદુ લોકોના ભવિષ્ય વિશેના અગત્યના વિષય પરત્વે કંઈ પણ લક્ષ આપવાની જેમને ઇચ્છા થતી હોય તેમના મનમાં "પોસ્ટ પ્યુબર્ટિ મૅરેજ બિલ" (ઋતુકાળ પછીના વિવાહ સંબન્ધી ખરડો તે) વિશે હાલમાં જે ખળભળાટ ઊભો થયો છે તે વિશે વિચારો ઉત્પન્ન થયા વિના નહિ જ રહે. નવાઈ જેવું એ છે કે જેઓ આ બિલની વિરુદ્ધ છે તેમાંના ઘણાખરા એમ માને છે કે એ બિલનો ઉદ્દેશ આપણા ધર્મનો નાશ કરવા તરફ છે, અને એ બિલનો જો કાયદો થશે તો આપણા હિન્દુ કોમને ગંભીર નુકશાનીમાં ઊતરવું પડશે. બીજી પાસા, જેઓ એ બિલને ટેકો આપનારા છે એ લોક એટલે સુધી માને છે કે જે રિવાજો આપણે સુધારવા માગીએ છીએ, તેમાંના ઘણાખરામાં સડો પેસાડનાર ધર્મ જ છે; તેથી હિન્દુધર્મનો સંપૂર્ણ નાશ થશે તો તેથી પણ આપણે નારાજ થવાનું નથી, કારણ કે તેમ થાય તો હાલમાં આપણી કોમને નડતી સર્વે મુશીબતો દૂર થશે. આ બિલ સામે ઉપર પ્રમાણે વાંધો ઊઠાવનારા અને બિલને ટેકો આપનારા એ બન્ને પક્ષનાં માણસો ધર્મ પ્રત્યે જે મનોવૃત્તિ ધરાવે છે તે ત્રીજા પક્ષના માણસોના મનમાં યોગ્ય કે વાજબી લાગતી નથી. કારણ કે એ ત્રીજો પક્ષ હિન્દુધર્મ પ્રત્યે માન અને તે ધર્મનું જ્ઞાન ધરાવતો હોવાથી પૂર્વના બે પક્ષો જે વિચાર ધરાવે છે તેમાં શી શી ખામીઓ કે દોષો છે તે બરાબર રીતે સમજી સકે છે. બીજા શબ્દોમાં કહીએ તો—આ ત્રીજો પક્ષ એમ માને છે કે સનાતન ધર્મનાં મહાન્ સત્યોની ઉપર જે મેલ ચઢી ગયો છે તથા એમાંથી હાનિકારક ફણગા ફૂટયા કહેવાય છે તે જ હિન્દુધર્મના મૂળ ખરા પાયારૂપ સત્યો છે—એમ એ બિલ સામે વાંધો ઊઠાવનારાઓનું જે કહેવું છે તે જ ભૂલભરેલું છે. બિલને ટેકો આપનારાઓની ભૂલ આ મહાન સત્યો હિન્દુધર્મનો પાયો છે એમ નહિ જાણવામાં જ સમાયલી છે. ખેદ માનવાનું કારણ એ છે કે આજકાલ હિન્દુ જનસમાજની સ્થિતિ એવી છે કે તેની (સમાજની) હાલની જીર્ણ સ્થિતિમાં તેના હાલના બંધારણનો આ ભાગ કે પેલો ભાગ એમ અમુક જ ભાગ સમારવાથી થીગડાં થીગડી માર્યાથી,—ભવિષ્ય સુધરશે એવી આશા રાખવી ફોકટ છે, પણ જે વિષરૂપ નકામાં ઝાડવાં અને કચરોમરોડીની તળે હિન્દુધર્મનો મૂળ (ખરા) પાયો દટાઇ રહેલો છે તે ચીજો વિના સંકોચે—છૂટે હાથે—દૂર કરવામાં, અને તેની ઉપર આપણી હાલની જરૂરીઆતો માટે જરૂરની યોગ્ય જણાય એટલા જ પ્રમાણની

---

* સર એસ સુબ્રહ્મણ્ય આયર કે. સી. આઇ. ઈ; એલ્ એલ્. ડી.—એમણે આ વિષય 'કૉમનવીલ'—પત્રમાં ઉપસ્થિત કર્યો છે. એ બહુ મહત્ત્વનો અને ચર્ચવા લાયક હોવાથી ગૂજરાતી વાચક આગળ ભાષાન્તર રૂપે હું રજુ કરૂં છું—આશા રાખું છું કે ગૂજરાતનો લોકમત આ વિષય ઉપર પ્રકટ થશે.

અનુવાદક.

અને ખપની નવી અને વધારે સાદી ઇમારત રચવામાં—આપણા ભવિષ્યની (સારી) આશા સમાયલી છે. આટલું કરવું એ પણ કંઈ રમતની વાત નથી, અને તેવું કરવાનું કામ માથે લેનારને પણ મગજના અને હૃદયના ઘણા ઉચ્ચ—ઉત્તમ—ગુણોનો ઉપયોગ કરવો પડશે. આવા ગુણ ધરાવતા કામ કરનારાઓની હાલમાં જો કે બહુ થોડી સંખ્યા હશે તો પણ તેમની ઓછી સંખ્યાથી એ કાર્યસિદ્ધિમાં અંતરાય નડનાર નથી. કારણ કે જેઓ સમયના સ્વરૂપનું સૂક્ષ્મ અવલોકન કરે છે તેમને સર્વને જણાયા વિના નહિ જ રહ્યું હશે કે આવી નવી રચના (નવી પદ્ધતિ) અનુસાર સુધારો કરવાનો ફરમાન (mandate) ક્યારનોય શરૂ થઈ ચૂક્યો છે; અને યોગ્ય કામ કરનારાઓ થોડી મુદતમાં હાથ લાગ્યા વિના કે બહાર પડ્યા વિના રહેનાર જ નથી. એવા કામ કરનારાઓ આવી પહોંચે ત્યાં સુધી, જેઓ ભવિષ્યની સારી આશાઓ જુએ છે તેમણે યથાશક્તિ અને નમ્રતાપૂર્વક એ ભવિષ્યનો માર્ગ તેમને માટે સરલ કરી રાખવો ઘટે છે. આરંભનાં કાર્યો—તૈયારીનાં કામો—આદરવાનાં છે તે કેવી જાતનાં હોવાં જોઇએ તે વિશે થોડીક સૂચનાઓ આપ્યા પહેલાં, એક વાંધો ઊભો થાય તેમ છે તેનો ખુલાસો હું પ્રથમ કરીશ. જે લોકો આ બિલને ટેકો આપનારા છે અને જેઓ એમ જ માની બેઠા છે કે આપણાં હાલનાં સંકટો તથા મુશ્કેલીઓ પ્રાચીન મતો પરત્વે આપણી શ્રદ્ધાનાં જ પરિણામ છે તેઓ દૃઢતાપૂર્વક—મક્કમપણે—એમ જ માની બેઠા છે કે પ્રાચીન મતો પરત્વે શ્રદ્ધાપૂર્વક બેસી રહ્યાથી ભવિષ્ય લાભદાયક નીવડનાર નથી જ. નિઃસંશય છે કે એ લોકો એટલું તો માનતા ન જ હોવા જોઇએ કે ધર્મ સંબંધી જે ખામીઓ એમને જણાય છે તે ખ્રિસ્ત ધર્મ પૂરી પાડી શકે તેમ છે; અને ઇસ્લામી ધર્મ પણ એ ખોટ એમના (હિંદુના) જેવી મૂળથી—જન્મથી—'મૅટાફીઝિકલ' (આધ્યાત્મિક) અને 'ફિલૉસોફિકલ' (તત્ત્વદર્શી) કોમને પૂરી પાડે તેમ નથી જ. જે ઝરણોએ હજારો વર્ષ સુધી—યુગોના યુગો પર્યન્ત—હિન્દુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધીના દરેક માણસની ધાર્મિક તૃષા છીપાડી છે તે ઝરણોનું મૂળ, સનાતન ધર્મમાંથી નહિ તો બીજા કયા સંપ્રદાયમાંથી હાથ લાગે તેમ છે? હવે આપણે એક પછી એક સંપ્રદાયનો વિચાર કરીશું. પ્રથમ, હિમાલય પાસે થનાર મહાત્મા ગૌતમ બુદ્ધનો માર્ગ તપાસો, પછી છેક દક્ષિણમાં થઈ ગયલા શ્રીમચ્છંકરાચાર્ય અને શ્રીમદ્ વલ્લભાચાર્યના મતો વિચારો; પછી બંગાળાના ચૈતન્યનો મત તપાસો, પછી મહારાષ્ટ્રના સાધુસંતોનાં ટોળાં સામી નજર કરો, અને છેક છેવટે તુલસીદાસ કે જેનું ઉત્તમ રામાયણ અદ્યાપિ ૧૦૦,૦૦૦,૦૦૦ (દસ કરોડ) માણસોનું 'બાઇબલ' થઈ પડ્યુ છે, તે તરફ નજર કરો. આ બધા સુધારકો ખરેખર સાધારણ તરેહના માત્ર ઉત્સાહી પુરૂષો જ નહતા, પણ ઘણી ઉંચી પંક્તિના નરરત્નો હતા, અને તેમણે સુધારા આરંભ્યા તે અગાઉ તેમનાં હૃદયમાં મનુષ્યજાતિ પ્રત્યેનો તીવ્ર અસાધારણ—પ્રેમ ઉભરાઈ જતો હતો. અને તેમણે ધર્મ, વિચાર, મનન અને સમાધિના ઘણા ઊંડા ભાગોમાં પ્રવેશ કીધો હતો આમાંના દરેકે દરેક મહાત્માએ પોતાના ઉપદેશો (ministrations) તે વખતના પ્રચલિત ધર્મનો અમુક ભાગ પાયારૂપ ગણીને રચ્યા હતા, તેનું શું કારણ? એનું કારણ એમ તો નહિ હોય કે તેમણે જે લોકો માટે એ મહાભારત કામ આદરેલું છે

તે લોકોને માટે એવો માર્ગ કે પદ્ધતિ ( પ્રાચીન મતના અમુક ભાગને મૂળ પાયારૂપ ગણીને ધર્મમાં સુધારો દાખલ કરવાની પદ્ધતિ ) ઘણી જ ઉત્તમ હતી અને ઘણી જ યોગ્ય હતી એવું તેઓ પુરેપુરી રીતે સમજતા હતા ? તેમણે સ્વીકારેલી પદ્ધતિ ઉપરથી આપણે સમજવું જોઇએ કે આપણું કાર્ય, મેં પૂર્વે કહ્યું તેમ જૂના-પ્રાચીન પાયા ઉપર હાલના જમાનાને જોઇએ તેવી અનુકૂળ—ઉચિત—જ ઇમારત આપણે રચવાની છે.

ઉપર કહ્યાં તેવાં આરંભનાં કામો વિશે હવે આપણે વિચાર કરીશું. એ વિશે જે કંઈ થોડું મારે કહેવું છે તેના ચાર વિભાગો પાડી શકાશે, અને જાગ્રત થતા નવા હિન્દની સર્વ જરૂરીઆતો પુરી પાડી શકે તેવી નવી કોમે—પ્રાચીન ભસ્મમાંથી પુનર્જીવન પામેલી નવી કોમે—કયા કયા રિવાજો પકડવા અને કયી કયી જરૂરીઆતો રાખવી તે વિશે એ ચાર મુદ્દાઓમાં વિચાર કરીશું.

### પવિત્ર ધર્મપુસ્તકો—

હાલમાં જેને આપણે ધર્મના ગ્રન્થો કહીએ છીએ તેમાં જે કચરો કે કસ્તર ભળી ગયું છે તે ઝાટકીને ચોખ્ખો ભાગ જુદો પાડવો એ કામ આપણે પહેલું હાથમાં ધરવાનું છે. અને એ એ રીતે છુટું પાડેલું ચોખ્ખું તત્ત્વ (harvest) સંસ્કૃત ભાષામાં જ નિયમપૂર્વક રચીને ગોઠવવું, અને કોમનો દરેક નર તેનો લાભ લેઈ શકે તેવી યોજના કરવી; અને તેમાંનો જેટલો ભાગ બની શકે તેટલો હોય તેનું અંગ્રેજી કે જે અત્યારે આખા દેશની સામાન્ય ભાષા છે તેમાં ભાષાન્તર કરાવવું, અને જ્યાં જ્યાં નવી કોમનો કોઈ પણ ભાગ વસતો હોય ત્યાં બધે જુદે જુદે સ્થળે તે તે સ્થળમાં બોલાતી દેશી ભાષા (વર્નાક્યુલર)માં પણ ભાષાન્તરો કરાવવાં.

### કુટુંબ અને તેનું બંધારણ:—

એક પત્ની જોડે લગ્ન કર્યાના રિવાજ અનુસાર થયલી સગાઇથી જોડાયલા પુરુષોનું જ કુટુંબ બનવું જોઇએ. કાચી સમજણના માણસોને પરણવા દેવાં ન જોઇએ. કુટુંબનાં માણસોનો અરસપરસનો સંબંધ જાળવી રાખવાના કાયદા કાનુનો, અને વારસાના કાયદાઓ નવા રચવા. વારસાનો હક કુટુંબનાં માણસોમાં અમુક જ હદ સુધી રાખવામાં આવેલો હોવો જોઇએ, અને ઘણે દૂરની સગાઈ ધરાવતા માણસોને વારસાનો અધિકાર ન હોવો જોઇએ. જે કેળવણીથી બાળકોનાં મગજમાં ઇશ્વરના અસ્તિત્વ વિશે, પુનર્જન્મ અને કર્મના સિદ્ધાંતો વિશે સાદા સરલ વિચાર આવી શકે કે જેથી એ વિષયોની બરાબર છાપ પડી શકે ( impressionable ) અને તેવી ઉમરથી તેમને એવું જ્ઞાન કે પરિચય—માહિતી—થાય, અને વય વધતાં એ વિશે વધારે સંપૂર્ણ જ્ઞાન તે ઉપરથી તેમને મળતું જાય એવી તરેહની ગૃહકેળવણી દરેક માબાપે પોતાના છોકરા છોકરીઓને ફરજ તરીકે આપવી જ જોઇએ.

વર્ણધર્મઃ—

વર્ણધર્મ જે વિશે હાલમાં બહુ કટુતા ભરેલી ચર્ચા ચાલી રહીછે તેને તો કામમાં સ્થાન ન જ મળવું જોઇએ. કારણ કે આ મતમાં જે સત્ય સમાયલું હતું, તે એટલું બધું તો વિસરી જવામાં આવેલું છે કે તે સ્નેહભરી ભ્રાતૃભાવના ખસેડીને જુદાઈ અને કજીયા ટંટાઓનું મોટું મૂળ થઈ પડયું છે, તેથી પ્રેમને બદલે તિરસ્કાર જાગ્યાં છે, પરસ્પર સહાય કે મદદ આપવાને કે કરવાને બદલે જુલમ કે કનડગત પેદા થઈ છે; અને તે જ કારણથી તે મતને સમૂળગી તિલાંજલિ આપી દીધા વિના બીજો અન્ય ઈલાજ રહ્યો જ નથી.

આશ્રમધર્મ.—

તેનો અગત્યનો ભાગ સ્વીકારવો. અર્થાત્ દરેકે બાલ્યાવસ્થાથી વૃદ્ધાવસ્થા સુધી પોતાના જીવનના સુધારાની ચાર ચોખ્ખી ભૂમિકાઓ બરાબર નિયમ પ્રમાણે કબુલ રાખવી કે સ્વીકારવી જોઇએ. કોઈ મહાન્ ગ્રન્થમાંથી એ સંબંધી ખુલાસો મેં લીધો છે તે હું નીચે દર્શાવું છું તે વાંચ્યાથી હું ધારૂં છું કે મારૂં કહેવું બરાબર સ્પષ્ટ થશે. 'ચતુરાશ્રમ' એટલે જેમાં માણસ વિશ્રાન્તિ કે વિરામ લે-મેળવે (**'આશ્રયન્તે અસ્મિન્'**) તે. બીજા શબ્દોમાં કહીએ તો આખી જીંદગીનું તત્ત્વ (Essence) (સાર) રૂપ ગણાતી જે consciousness ભાવનાનો aspects તે વિશ્રાન્તિ સ્થાન આશ્રમ છે.

બ્રહ્મચર્યાશ્રમમાં વેદ કે જ્ઞાનનો દેહ (body) શીખાય છે. ગૃહસ્થાશ્રમમાં મમત કે -(self-centredness)-ઓળગાય છે. વાનપ્રસ્થની ભાવના એવી છે કે સર્વ કામ જરૂરનું છે કોઈ પણ અમુક વ્યક્તિના તુરંગ (capriciousness) ઉપર આધાર રાખતી નથી. સંન્યાસની ભાવના એવી છે કે કઈ પણ વસ્તુની જરૂરીયાત તેમ જ (contingency) હોવી ન જોઇએ. કંઈ પણ બીજાનું અન્યનું નથી, તેમ આપણું નથી, સર્વનું નથી કે કોઇનુય નથી. જે કંઈ અસ્તિત્વ ધરાવે છે તે સત્, ચિત્ અને આનંદરૂપી ત્રિમૂર્તિનું સ્વરૂપ જ છે. સંક્ષેપમાં, બ્રહ્મચર્યમાં જ્ઞાનની પ્રાપ્તિ, ગાર્હસ્થ્યમાં તેનો ઉપયોગ, વાનપ્રસ્થમાં તેનો નિશ્ચય, સંન્યાસમાં તેની અવાપ્તિ—(realization) આ તેમનું રહસ્ય છે.

દેવપૂજાઃ—

અલબત્ત એક અદ્વૈત નિર્ગુણબ્રહ્મ, (Absolute) સનાતન ધર્મમાં મૂળ (bedrock)-ગણાય છે. તે ઉપરાંત પરમેશ્વર પરમાત્મા વગેરે જુદા જુદા અભિધાનથી ઓળખાતું સત્ ચિત્ અને આનન્દરૂપ સગુણબ્રહ્મ છે—એ પણ સનાતન ધર્મનું મૂળ છે, અને હાલમાં પણ એને એ જ સ્થાન મળવું જોઇએ. અદ્વૈત નિર્ગુણ બ્રહ્મની ભાવના પૂજાની પેલી મેર છે—તેમાં પૂજાની જરૂર રહેતી નથી, તેથી સગુણ બ્રહ્મને જ એ પૂજાદિ અપાવી જોઇએ, અને આપણા સૂર્યમંડળના ઇશ્વરને પણ એવી પૂજા અપાવી જોઇએ—અહિંની દુનિઆમાં ઇશ્વરનો પ્રતિનિધિ એ જ છે, એ ભગવદ્ગીતાના નીચેના શ્લોક ઉપરથી સમજાશેઃ-

(૧) અમૃત, અને અનાશવંત, બ્રહ્મન્ હું છું, અને શાશ્વત ધર્મ અને શાશ્વત સુખનું પણ સ્થાન હું છું. ( અ. ૧૪, શ્લો. ૨૭ ).

(૨) આ અંતમય અને સુખહીન જગતમાં આવીને મને જ ભજ. (અ. ૩, શ્લો. ૩૩)

કુટુંબમાં, કે મંડળમાં ઉપર મુજબ વર્ણવી તેવી જ પરમેશ્વરની કે ઇશ્વરની પૂજા હોવી જોઇએ; અને વિશેષમાં એટલું જાણવું જોઇએ કે નીચી કોટીની શક્તિઓ કે દેવતાની પૂજા યોગ્ય કારણસર થવી ન જોઇએ; કારણ કે જો કે એ દેવતાઓમાં જે ઇશ્વિરનું પૂજન થાય છે તે જ ઇશ્વિર પૂર્વે કહેલા ધર્મ વાક્યોમાં કહ્યું તે મુજબ, દરેક ભક્તજનને તેની ભક્તિનું ફલ બરાબર જ આપે છે, તોપણ લાંબે સમયે તેવી પૂજાથી હેરાનકારક સંપ્રદાયો અને વહેમ ઊભા થાય છે કારણ કે જગતના ઇશ્વિરરાજ્યના અસંખ્ય જાતના ચઢતા ઊતરતા દરજ્જાઓ અને ગુંચવાડા ભરેલા મંડળમાં એ શક્તિઓ અને દેવતાઓનું સ્થાન અને દરજ્જો સામાન્ય રીતે બરાબર રીતે—સમજવા માટે ઘણાને મુસ્કેલીઓ પડે છે. ઘણાખરા સારી રીતિ યથાર્થ રીતે સમજી સકતા નથી.

છેવટ, એટલું કહીશ તો ખોટું નહિ જ ગણાય કે, જો ઉપર દર્શાવેલા ધોરણ મુજબ કોઈ કોમ નવી ઊભી થશે તો તેની વૃદ્ધિ અને ચઢતી—ઉન્નતિ—અભ્યુદય—ઘણી ઝડપથી થશે. સનાતન ધર્મનાં જે થોડાં, અને મહાન્ તત્ત્વો ઉપર કોમનું બંધારણ બંધાયું છે છે તેમાંથી એ કોમ પોતાનું નવું જીવનબળ ગ્રહણ કરશે—લેશે તેથી આવો અભ્યુદય વહેલો થશે, સેંકડો વર્ષો થયાં નષ્ટ ભાવનાના પરિણામથી જે અસંખ્ય શૃંખલાબંધનોએ જુની સંસ્થાઓને બાંધી રાખેલ છે તેમાંથી નવી કોમ મુક્ત જ રહેશે.

હિન્દુસ્તાનમાં તેમ જ બહારના દેશોમાં અન્ય મનુષ્યના સુધારા માટે જેટલી સેવા તે કોમ બજાવશે તે ઉપર જ નવા જન્મનું જીવન લાંબું અને ઉમદા ગણાશે.

વળી, મારે વિશેષમાં ઉમેરીને કહેવું જ પડશે કે આવી કોમની કીમત રાજકીય દૃષ્ટિબિન્દુથી પણ ઘણી ભારે આંકવાની જરૂરની છે; કારણ કે હિન્દુસ્તાનમાં પ્રજા રચવાના મહાન્ કાર્યમાં હિન્દુ લોકોની પણ સમષ્ટિ-માંહો માંહેની એકરૂપતા—બહુ જરૂરીઆતની થઈ પડી છે.

આવી નવી કોમ, પ્રાચીન મતમાં તેની મૂળની પવિત્રતા પુનઃ મેળવે કે જેથી તેની વ્યક્તિઓ 'વંદેમાતરમ્' ના હર્ષભર્યા નાદ ઉચ્ચારતા સદા મહાલ્યા કરે, અને માતૃભૂમિના ઉદ્ધારાર્થે એકસંપથી—વર્તે આના જેવી ભાવના ( spirit ) અને દૃષ્ટાંત કરતાં બીજી કઈ વસ્તુથી—બનાવથી—આ આશા વધારે પરિપૂર્ણતા—સફળતા પામશે?

સ્વદેશહિતચિન્તક.

# પાલિત કપોતિની પ્રતિ.*

( પાળેલી કબુતરી પ્રત્યે )

| | |
|---|---|
| બોલો ઓગો કપોતિની | બોલ ઓરે કપોતિની |
| કેનો એતો વિષાદિની | આટલી બધી વિષાદમય કેમ |
| હેરિતેછી બોલો ગો તોમાય | તને જોઉંછું, બોલતો |
| પ્રકાશિયા બોલો ના આમાય. | મન ખોલીને મને કહે તો. |
| | |
| એતો દુઃખી કોન દુખે | કયે દુઃખે આટલી દુઃખી |
| આછો સદા અધોમુખે | સદા અધોમુખ દેખાયછે |
| નેત્રનીર કરો સમ્વરણ | આંખના આસુ ખાળીને |
| સુધાઓ આમાય વિવરણ. | હકીકત મને સંભળાવ. |
| | |
| સુવરણ શિકલ પદે | (તારા) પગમાં સુવર્ણની બેડી છે, |
| સદા આછો ઉચ્ચ પદે | સદા ઉચ્ચાસને વિરાજે છે ? |
| સુવર્ણ પિઞ્જરે અવસ્થાન | સુવર્ણ પિઞ્જરમાં તારું અવસ્થાન છે |
| એતે ઓ કિ ભોલે ના ગો પ્રાણ ? | એટલાથી પણ તારૂં મન ભોળવાતું ( લોભાતું ) નથી ? |
| | |
| તોમાર સન્તોષ તરે | તારા સંતોષ માટે |
| અપૂર્વ ભોગ્ય પૂરે | અપૂર્વ ભોગ્ય ભરેલ (?) |
| રહિયા છે ખાબાર સકલ | ખાવાની બધી ચીજો રહેલી છે, |
| તબે તુમિ કેનો ગો ચઞ્ચલ ? | તો પણ તું કેમ અસ્વસ્થ છે ? |
| | |
| બોલો, કરિ વિચરણ | વિચરણ કરીને |
| કરિ આહારાહરણ | આહાર લઈ આવીએ, |

---

* Female education has now made such progress in Bengal that the writings of women both in prose and verse are beginning to appear not unfrequently in print. A very interesting collection of female compositions was given to the public a few months ago by the adjudicators of the Hare Prize Fund—the fund having for its special object the production of works in Bengali fitted for the instruction of women. The adjudicators seem to have made a very good selection of papers written not only for, but by, women. The piece here quoted is possessed of much life and colour. It is said to have been composed by a lady for Dhaka.

—*Rev. J. Murray Mitchell* in Indian Antiquary Dec. 1872

| | |
|---|---|
| તા તે વા કત સુખોદય | તેમાં કેટલો આનંદ (સુખોદય) છે, |
| બોલો મોરે હૈયે સદય. | (તે) કહે મને સદય થઇને. |
| શુનો ગો કપોતપ્રિયે | સાંભળો રે કપોતપ્રિયે |
| બોલિતે વિદરે હિયે | કહેતાં કહેતાં હૃદય ચીરાય છે. |
| આમિઓ ગો પિન્જરવાસિની | હું પણ પિઞ્જર વાસિની છું. |
| કિ વા સુખે બઞ્ચે સ્વેચ્છાધીની. | કયે સુખે સ્વેચ્છાધીની બની છું! (?) |
| આછો તુમિ જે સુખે તે | તું જે સુખમાં છે |
| સ્વર્ણમય પિન્જરે તે | સુવર્ણમય પિન્જરામાં |
| આમાદેર નાહિ એ તો સુખ | અમને એટલું સુખ નથી (તો) |
| તુમિ કેનો હઓ ગો વિમુખ? | તું શા માટે વિમુખ થાયછે? |
| નાં દેય ગઞ્જના કેહો | (તને) કોઈ પણ ઠપકો દેતું નથી, |
| દાસીત્વ ભાર ના વહો. | દાસીત્વનો ભાર તારે વહન કરવો પડતો નથી. |
| અન્નજળે નાહિક અભાવ | અન્નજળનો લેશ પણ અભાવ નથી |
| તબે કેનો ભાવો નાના ભાવ. | ત્યારે (તર્ક વિતર્ક?) અનેક પ્રકારના વિચાર શા માટે કરે છે? |
| છિલે જબે સ્વેચ્છાધિની | જ્યારે સ્વેચ્છાધીની હતી |
| ભ્રમી વને એકાકિની | (ત્યારે) વનમાં એકલી ફરતી હતી |
| કતો સુખ લાભિછિલે તાય? | તેમાં કેટલું (બધું) સુખ મળ્યું હતું? |
| કિ દુઃખે બા આછો ગો હેથાય! | અને અહીંયાં શું દુઃખ (આવી પડયું) છે? |
| બેડાઇતે નાના વન | જુદા જુદા વનમાં ફરતાં ફરતાં |
| શાખા કરી આરોહણ | ડાળીઓ ઉપર બેસી બેસીને |
| કતો કષ્ટે જાપિછ જામિની! | કેટલા કષ્ટે રાત ગાળી છે! |
| એતો સુખે આછો વિષાદિની? | (ત્યારે હવે) આટલા સુખમાં વિષાદિની કેમ છે? |
| બુઝિલામ એતો ક્ષણે | આટલી વારે સમજી છું |
| તવ ભાવ દરશને | તારો ભાવ જોઇને (?)— |
| તોમરે બુઝિયાછો સાર | તુંજ ખરો સાર સમજી છે, |
| નાહિ વહો અધિનતા ભાર. | અને અધીનતાનો ભાર વહતી નથી. |
| શુનો ઓગો વિહગિની | અરે વિહગિની સાંભળ, |
| મોરા અતિ અભાગિની | અમે ઘણાં અભાગીયાં છીએ |
| અન્તઃપુર પિન્જર નિવાસી | અન્તઃપુરપિઞ્જરનિવાસી છીએ, |
| આછિ મદા અધીનેર દાસી. | સદા અધીનનાં પણ દાસી છીએ. |

ચિરદીન એક મન
હિતાહિત જ્ઞાનહત
જ્ઞાનધર્મ્મે દિયે વિસર્જ્જન
એક ભાવે કરિછ જાપન

ચિરદીન એક મત ( સ્વતંત્ર નહિ ? )
હિતાહિતનુ જ્ઞાન વિનાના
જ્ઞાન-ધર્મ-ને વિમર્જન કરીને
એકજ ભાવમા કાળ નિર્ગમન કરીએ છીએ

તુમિ ન ઓ ચિરદાસી
કિછુ દિન તરે આસિ
હેરિતે છો દુખેર બયાન
હોબે પુન દુખ અવમાન

તુ ચિરદાસી નથી
થોડાજ વખત માટે આવેલ છે
દુખનુ બયાન ભાળગે છે
પુન દુખનું અવમાન થશે

હાયરે મોદેર દુખ
બોલિતે વિદરે બુક
એર ચેયે પાખી જદી હૈ
તબુ બુઝબૂ મનસુખે રૈ

હાયરે મારૂ દુખ
કહેતા છાતી ચીરાય છે
આ કરતા જો પક્ષી થઈ રેત
તો જાણુમા, મનમા તો સુખી રહેત

ધન્ય ઓગો કપોતિની
માનિની હતમાની
રોયે આછે દેખે તব સુખ
તાઈ ઢાકે ઘોમટાતે મુખ

ધન્ય હે કપોતિની !
(!) માનિની હતમાની
થઇછુ, તારૂ સુખ જોઇને
એટના માટે જ ઘુમટામા મુખ ઢાકુ છુ

કિ બોલિબો વિધાતારે ?
બોલિ તે પ્રાણુ વિદરે
મોરા બુઝિકે તব કન્યા નૈ ?
તાઇ સદા એતો દુખ સૈ ?

શુ કહુ હે વિધાતા !
કહેતા પ્રાણુ કપાય છે
હુ જાણે તારી પુત્રી નહિ
એટલેજ આટલુ બધુ દુખ સહુ છુ

ના હોયે ધર્મ્માધીની
આછિ સદા પરાધીની
સદાથાકી ક્રીતદાસી પ્રાય ?
ઐ કિહે તવ અભિપ્રાય ?

ધર્માધીની થાઉં નહિ,
સદા પરાધીની રહુ ?
સદા ક્રીતદાસી જેવીજ રહુ
એવો શ તારો અભિપ્રાય છે ?

પાઈ કતો મર્મ્મ બ્યથા
તથાપિ ના બોલિ કથા
સદામુખ ઢાકી ઘોમટાય
ઐ કિહે તব અભિપ્રાય ?

ગમે તેટલી મર્મવ્યથા મને થાય
તો પણ હું કાઈ કહું નહિ,
હમેશા ઘુમટામા મ્હો ઢાકી રાખુ,
એવો શુ તારો અભિપ્રાય છે ?

હોયે દેશાચાર દાસી
અજ્ઞાન સલિલે ભાસિ

દેશાચારની દાસી થઇ રહુ
અજ્ઞાન સલિલમા તણાયા કરૂ

કાહિલામ એ દુર્લભ કાય
ઐ કિહે તવ અભિપ્રાય ?¹

અને આ દુર્લભ કાય ગાળી નાખું
એવો શું તારો અભિપ્રાય છે ?

મુંબાઈ,
૨૯-૮-૧૯૧૪.

ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ.

---

અનુલેખ—હિન્દુસ્તાનની સ્ત્રીકવિઓને જે લેખો અવાર નવાર મ્હારા તરફથી પ્રગટ થાય છે તેવા લેખો માટે આ કાવ્યની નકલ મ્હેં અંગ્રેજી ઉપરથી કરી હતી. મ્હારા બંગાળીના ન્યૂન અભ્યાસને લીધે એમાં ભૂલો રહી ગઈ હશે. રા. ભગવાનલાલ બંગાળીના સારા અભ્યાસી છે. એમણે બન્યું તે પ્રમાણે કાવ્યની નકલ મૂળ જેવી લખી આપી એટલું જ નહીં પણ સમગ્ર કાવ્યનો તરજૂમો પણ કરી આપ્યો તે માટે એમનો ઉપકાર માનુંછું.

રણજીતરામ વાવાભાઈ.

---

# ઈ. સ. ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૫ થી. )

(૪)

(ख)

પાપપંથના પૂજકોમાંનાં મુખ્ય પાત્રો આપણે જોયાં. ગૌણ પાત્રોમાં તીર્થગોર પ્રથમ ધ્યાન ખેંચનારો છે. આપણી સમક્ષ એ પ્રથમ ખડો થાયછે ત્હારથી પોતાનો ઇષ્ટ મન્ત્ર લલકારતો હેને સાંભળિયે છિયે:—

अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।

આમ પાપનો હિસાબ સરલતાથી ચૂકવી દેનાર §બ્રહ્મબન્ધુ આ મોક્ષમાર્ગ કરતાં પણ

---

¹ Transcribed from the Roman Characters, Indian Antiquary, Vol. I. Pp. 377-8 Dec. 1872.

§ બ્રહ્મબન્ધુ=અધમ બ્રાહ્મણ; ભટોરિયો.

આચારમાં આગળ વધેછે અને 'પાપમન્દિર' એ નામનો વૈકલ્પિક અર્થ પોતાની પાપ-તૃષ્ણાને અનુકૂળ દિશામાં વાળી દેછે; પાપનો નાશ કરનારા મન્દિરને વિશે નૃત્યદાસીને કહેછે—

"પાપના અંચળા
લોક ઓઢી કે ઉતારી જાય,
એટલે આહિંનું પાપમન્દિર.
જુવો, દર્શન કરો,
ઉતારો કે ઓઢો એ અંચળ."
(પૃષ્ઠ ૧૦૦)

અલબત નૃત્યદાસીના પ્રત્યક્ષ જણાતા પાપપ્રિય દેખાવના જોરે જ આ ખુલ્લા દિલના સ્વીકારનું વચન બોલાયુછે, જો કે ધૃષ્ટતા, નિર્લજ્જ પાપીને અનુરૂપ ધૃષ્ટતા, તો આ પાત્રમાં છે જ. આ નિર્લજ્જતા આટલેથી અટકી નથી. પવિત્રતાનું કવચ કાઢીને જ જેણે જીવન-સંગ્રામમાં પગ મૂક્યોછે હેવી નૃત્યદાસી આટલા નિમન્ત્રણને વધાવી લઈને મન્દિરમાં તીર્થ-ગોર જોડે જાયછે અને પાપતૃષ્ણા તૃપ્ત થયેલાં બંને પાછાં બ્હાર આવેછે ત્હારે જેટલી ધૃષ્ટતાથી નૃત્યદાસી કહેછે કે—

'સાગરનાં જલ વધે
તો મ્હારાં પાપ વધે."

તેટલી જ ધૃષ્ટતાથી તીર્થગોર

"આપને કાળાશ અડકી હોય
તો ગુરુજી! ગંગામાં ધોજો."

એ નૃત્યદાસીએ બતાવેલા પાપમાર્જનના ઉપાયના ઉત્તરમાં કહેછેઃ—

"હમારે તીર્થવાસીને તે વળી
પાપ શાં ને પુણ્ય શાં?"

આ પાપીની ધૃષ્ટતા સર્વની આગળ વાણીમાં પ્રગટ નથી થતી; પાપચિહ્નો મુખમુદ્રામાં જ લઈને ફરતી નૃત્યદાસીની આગળ જે સ્પષ્ટ વાણીની પ્રગલ્ભતા ચલવી તે જયા અને તેજબાની આગળ ઊંડી સંતાઈ જાયછે; ત્હાં તો 'સચ્ચિદાનન્દ, ભાઈ!' એટલું કહી કાંઈક ગૂઢ, નિર્દોષ જયા અને તેજબાથી અગમ્ય, વ્યઙ્ગ્ય વચનમાં જ બોલેછે—

"સત્, ચિત્, આનન્દ.
આવો, ને આનન્દ કરો."

માત્ર, હેના પાપસ્વરૂપથી કાંઈક સંકોચ પામતી પણ ગંગાતટના મન્દિરની પવિત્રતાના

વાતાવરણમાં પોતાને સુરક્ષિત માનતી એ બે કન્યાઓ મન્દિરમાં પ્રવેશ કરેછે ત્હારે વાણીને દબાણથી રોકનાર તીર્થગોર આચારમાં પાપી સ્વરૂપ પ્રગટ કરવા જાયછે; પણ હેના એ કર્મમાં સ્હામા પક્ષનું બળ માપ્યા વિના જ એ ચાલ્યો જણાયછે. અધમ અને અજ્ઞાન પાપી વર્ગના સ્વભાવ અને બુદ્ધિમર્યાદાનું આ ઉત્તમ સૂચક ચિત્ર છે.

પરંતુ તીર્થગોર કરતાં એ વધારે અજ્ઞાન, પણ હેના જેટલો પાપમાં અધમ નહિં હેવો, એક પાપી આપણી આગળ પારધી એ પાત્રમાં કવિયે ઉપસ્થિત કર્યોછે. અજ્ઞાનની એ મૂર્તિ જ છે; જયા હેને જોઈને કહેછે

"જેટલી દેહની છે શ્યામતા
તેટલો દિલમાં છે. અન્ધકાર."

તે જેમ હેના પાપપુણ્યના વિવેકને સંબન્ધે સત્ય તેટલો જ તે વિવેકદૃષ્ટિને તીવ્ર કરનાર જ્ઞાનસંસ્કારને વિશે પણ સમજાયછે. થોડીવાર પછી જ નીચે જોઈશું તે પ્રમાણે, આ અન્ધકાર પાપવૃત્તિનો હોવા કરતાં વિશેષરૂપે અજ્ઞાનનો જ છે. એ વનચરની અજ્ઞાન દશાને અનુરૂપ, પાપને પાપરૂપે જોવાની શક્તિ પૂર્ણ ના ધારનારો, સરળ રીતે જ, ધૃષ્ટતાથી નહિં પણ સરલતાથી જ, જયાને

'કુંવરી ! થા મ્હારા વનની વાયણ'

એમ કહીને નિમન્ત્રણ કરેછે. ઇધણાં લાવીને જયાને રીઝવવાની આશા રાખનારા અજ્ઞાન પારધીના અલ્પપ્રકાશિત મનમાં વિચાર સ્ફુરેછે કે કુંવરીઓ તો સ્વયંવરથી પરણે; એટલે આમલીઓના ઘુમ્મટમાં મેના બેઠી હતી ત્હેને †ગોફણ વડે પથરો મારીને ડાળી સાથે પાડેછે અને પ્રફુલ્લ થઈ કહેછે

"સ્વયંવર જીત્યો, કુંવરી !
ને જીત્યો ત્હને ય તે."

જયાની 'ભામણિયા વિદ્યા' તરફ તિરસ્કારથી જોતો આખરે પારધી કહેછે

"કુંવરી ! આજનો દિન છે છેલો.
માનજે, નહિં તો મનાવીશ."

આમ તીર્થગોર અને પારધી એ બે પાત્રો નૃત્યદાસી અને વામાચાર્યના કરતાં જેટલે દરજ્જે ઓછાં જ્ઞાનસંસ્કારી છે તેટલે દરજ્જે એ જ્ઞાનસંસ્કારનો દુરુપયોગ—પાપને પુષ્ટિ આપવામાં દુરુપયોગ—કરનાર વામાચાર્ય તેમ જ નૃત્યદાસીની પેઠે જ્ઞાનનું શસ્ત્ર હેમના ભાથામાં છે જ નહિં તેથી એ બિચારાં અર્ધજ્ઞાની અને અજ્ઞાન પાત્રો વધારે સ્પષ્ટ બોલ-

† મેના જેવા ઝીણા પક્ષીને ગોફણનો ગોળો ? હેને તો ગલોલની કાંકરી બસ. ડાળી પાડીછે તેથી વખતે ગોફણની યોજના બંધ બેસતી થાય ખરી.

નાર, સરળ અને સાદાં છે; બીજી તીર્થગોર કને તો અધકચરા જ્ઞાનની સામગ્રી છે, એટલે પાપપ્રમાર્જનના ખોટા મન્ત્રો ભણતાં અને પાપમન્દિર શબ્દના અવળા અર્થો કરતાં હેને આવડેછે,× પરતુ વનવાસી પારધી તદ્દન નિર્દોષ પાપી છે; હેને પાપીના વર્ગમાં મૂકવો કે નહિં તે પણ ક્ષણવાર સંદેહની વાત બનેછે; કેમકે હેનો દોષ માત્ર એટલો જ કે પોતાની યોગ્યતાની બ્હારની યુવતીને પોતાની પત્ની બનાવવાને મથેછે અને અનિચ્છાએ પણ હેને વશ કરવાને ઇચ્છેછે; જે કૃતિ પાપ કરતાં જંગલી અજ્ઞાન પશુવત્ માનવવર્ગને જ ઉચિત છે. તેજબાને પણ આ માનવપશુએ આણીને પૂરીછે તે કૃત્ય અનેક પત્ની કરવામાં દોષ ના ગણનાર આ અજ્ઞાન પારધીને વિશેષ દોષિત નથી બનાવતું. આ રીતે તીર્થગોર તે એક છેડે જ્ઞાન સંસ્કારનો દુરુપયોગ કરનાર વામાચાર્ય જેવાં પાત્ર અને બીજે છેડે જ્ઞાનસંસ્કારથી અસ્પૃષ્ટ, અર્ધ પશુ જેવા પારધીની વચમાંનું સ્થાન લેછે; પાપની જવાબદારીનું પ્રમાણ પણ તે ક્રમે જ જોવાનુ છે. પરતુ આ સર્વ પાપસ્વરૂપોનો ઉપયોગ આ નાટકની પુણ્યલગ્નભાવનાના પડછા તરીકે, જુદી જુદી વર્ણચ્છાયાવાળા પડછા તરીકે, કરાયોછે તે વાત આપણે ખાસ જોવાની છે. એ છાયાવાળાં ચિત્ર કવિયે પૂરા સામર્થ્યથી ચીતર્યાંછે હેમાં શક નહિં.

આ નાટકની ભાવનાના પડછામાં જેમ પાપપાત્રોનું આલેખન સંપ્રયોજન થયુછે, તેમ એ પાત્રોનો છેવટ નિકાલ કરવામા પણ કવિયે નાટકની ઉચ્ચ ભાવનાને દીપાવવાનો હેતુ ધ્યાનમાં સ્થિર રાખ્યોછે. પાપનો પરિપાક જુદી જુદી રીતે પાત્રોની યોગ્યતા પ્રમાણે, પ્રસંગના ઔચિત્ય પ્રમાણે, અને માનવ સંસારના સ્વરૂપ પ્રમાણે, કરવામાં આવ્યોછે. વામાચાર્યનો પાપના સિંહાસન ઉપર જ મૃત્યુથી અંત આવેછે. પરતુ પાપીને પણ મરણ સમયે પશ્ચાત્તાપનો કાંઇક અનુભવ થાયછે તે રીતે એ આચાર્ય મરતે મરતે ઉદ્‌ગાર કરેછે—

"મનમાંના શયતાનને મારશે,
તો જ મરશે આ પાપપથ"

તે આપણે પાછળ જોઈ ગયા છિયે. પૂર્વે આ આચાર્ય યોગી હતા, નૃત્યદાસીએ હેને દીક્ષાભ્રષ્ટ કર્યો તે પછી થોડા કાળ સૂધીની જ હેની પાપયાત્રા હતી તેથી મરણસમયે સુસંસ્કાર જાગ્રત થાયછે, અમે આ છેવટના ઉદ્‌ગારમાં સ્પષ્ટ નહિં પણ ગુપ્તરૂપે રહેલા પશ્ચાત્તાપના સ્ફુલિંગનુ દર્શન થાયછે. ક્ષણવાર શઙ્કા ઉત્પન્ન થાયછે કે જ્ઞાનનો પાપમાં વિનિયોગ કરનારા વામાચાર્યને કવિ આમ સ્હેલાઇથી કેમ છોડી દેછે, અને, હમણાં જ થોડીવાર પછી જોઇશું તેમ, હેના કરતાં જ્ઞાનમાં ઘણા જ ઊતરતા દરજ્જાના તીર્થગોરને પ્રાયશ્ચિત્તના

× તેજબાએ હેને "અર્ધજ્ઞાની અન્ધકારમૂર્તિ" કહીને સંબોધ્યોછે (પૃષ્ઠ ૧૦૬) એ શબ્દો સંક્ષિપ્તતાના બળથી વધારે અર્થગર્ભ બનેછે. તીર્થગોરના આ સ્વરૂપ સાથે શેત્રતીના મુખમાં મૂકેલુ પોતાના પિતા (તીર્થગોર)નું વર્ણન સંગત બનતું નથી. "અગ્નિહોત્ર છે હમારે ત્હાં; × ×હું બ્રહ્મકન્યાછુ." (પૃષ્ઠ ૩૪). બ્રહ્મબન્ધુ તીર્થગોર તે અગ્નિહોત્રી! ચિત્ર મન ઉપર પડતું જ નથી.

ભડકાઓમાં થઈને પસાર કરેછે તે શા માટે? (Poetic justice) કવિકલાના ન્યાયની નીતિનો આહિં ભંગ નથી થતો? આ શઙ્કાનું સમાધાન મળી સકે એમછે. એક તો એ કે ઐશ્વરી નીતિ અને માનવી નીતિ વચ્ચે ભેદ એક એ છે કે પાપપુણ્યનાં ફળ હમેશાં આ જીવનમાં જ મળે એમ અપવાદરહિત નિયમ નથી; વામાચાર્યને મરણ પછી પાપના પરિપાક ભોગવવાનું બાકી રાખ્યું. બીજું સમાધાન આમ મરણ પછી પાપનું પ્રાયશ્ચિત્ત રખાવવાના પ્રાસંગિક હેતુમાંથી જડેછે. આ હેતુ નાટકના વૃત્તાન્તના વિકાસની જરૂરિયાતોમાં સમાયોછે. વામાચાર્યને મારીને પારધીનો પ્રવેશ આણી સકાયોછે, અને એ પાપી પણ ગૌણ પાત્રનો આગળ નાટકવૃત્તાન્તમાં ઉપયોગ ન હોવાથી આમ હેનું મરણથી જ નિરાકરણ કરાયુંછે.

નાટકવૃત્તાન્તની દૃષ્ટિયે તેમ જ પાપની ઉગ્રતાની દૃષ્ટિયે બીજા છેડાથી જોતાં અતિ ગૌણપાત્ર પારધી છે, હેનો નિકાલ પણ વાર્તાની અધવચમાં જ કવિયે કરી નાંખ્યોછે. ચાદર ગૂંથવા માટે ફૂલ વીણવા ગયેલો પારધી પાછો આવેછે કે તરત જ તેજબા કનેથી માગી લીધેલાં બાણ ધનુષ્ય વાપરીને પારધીનો જમણો હાથ ને પગ જયા કાપી નાંખેછે; જયા અને તેજબા જવા માંડેછે ત્હારે આમ વ્યંગ થયેલો પારધી પાછળથી પથ્થર હેમની તરફ ફેંકેછે. આ અપકારને અનુગ્રહની માગણી માની લઈ તેજબા હેને આશીર્વાદ દેછે:—

> "પસ્તાઇશ એટલે પ્રગટશે પાછી
> ત્હારી બંને ય પાંખો.
> પણ પાપપંથે વળવા જતાં
> અપંગ જ રૂહેશે
> એ પ્રગટેલી પાંખો ય તે." §

(પૃ૪ ૯૧)

બસ. આ પછી પારધીનું દર્શન નથી થતું. હેની બંને પાંખો પાછી પ્રગટ થયેલો આણવાનો અતિચમત્કાર દર્શાવતે રા. ન્હાનાલાલ અચકાયા હશે, જો કે એક ચમત્કારનું પાપ કર્યું તો બીજો ઉમેરવાથી પાપમાં વધારો ના થાત. પરંતુ વધારે સંભવિત કલ્પના તો એ જણાયછે કે પારધી અતિ ગૌણ પાત્ર હોવાથી, તથા ભાવનાની શૃઙ્ખલામાં કાંઇક અંશે અનપેક્ષિત હોવાથી, તેમ જ અજ્ઞાન પાત્ર હોઈ ઓછો પાપભાગી ગણીને, હેને કવિયે આટલેથી જ છોડી દીધો, અને પશ્ચાત્તાપની જ્વાળામાંથી પસાર થતો હેને આગળ આવનારા પ્રવેશમાં પ્રગટ કર્યો નહિં.

એ પ્રવેશ આપણે તપાસવા જેવો છે, (અંક ૩ જાનો બીજો પ્રવેશ). હેમાં ઉપર કહેલાં ચાર પાપપાત્રોમાંનાં બાકી બે—નૃત્યદાસી અને તીર્થગોર—નું ચરિતપરિવર્તન થવાનો આરમ્ભ

§ આ વચનમાંના અસંભવ અને ચમત્કાર રસ માટે અહિં મૌન જ રાખુંછું; યોગ્ય સ્થાને તે જોવાશે.

પશ્ચાત્તાપના અગ્નિની દ્વારા થતો જણાયછે. મુખ્યત્વે આ પ્રવેશમાં સર્વ મુખ્ય અપરાધી પાત્રોના પશ્ચાત્તાપનું જ ચિત્ર છે; અને તે ખરેખરા સામર્થ્યથી ચીતરાયુંછે, અને હેમાં પૂરેલા રંગ કલાવિધાનની કુશલતા સૂચવનારા છે. પ્રથમ તીર્થગોર આપણી સમક્ષ આવેછે. હેના પશ્ચાત્તાપનો શુભ આરમ્ભ તો આ પ્રવેશની પ્હેલાં જ થયો હતો. પાપમન્દિરમાં પોતના પાપી અત્યાચારમાં એ નિષ્ફળ થયો તે વખતે હેને તેજબા જટા ખેંચીને બ્હાર લાવી તે વખતે એ પાપીનું છોડેલું વસ્ત્ર સરી પડતાં પેટ ઉપરના * છૂંદણાના મોરની નિશાનીથી પોતાનો ભાઈ રુદ્રછે એમ ઓળખેછે ને પોતે હેની બ્હેન સરસ્વતી છે એમ કહી પોતાના પેટ ઉપરનું પણ ત્હેવું જ ચિહ્‌ન બતાવેછે; તે જ ક્ષણે તીર્થગોરના મુખમાંથી આપોઆપ સ્વાભાવિક ઊામના ઉદ્‌ગાર નીકળેછેઃ

> " કોણ ? બ્હેન ? સરસ્વતી ?
> યુગના યુગથી વિખૂટાં હતાં,
> ને વર્ષોનાં વાદળમાં
> સંતાયાં હતાં સ્મરણો ત્હારાં.
> હા ! બ્હેન વિશે મ્હને પાપભાવ જાગ્યો ! "
>
> ( પૃ૪ ૧૦૫ )

આમ પશ્ચાત્તાપના અગ્નિની પ્રથમ ચિનગારી પડી. તેજબા ( સરસ્વતી ) † હેને વધારે પ્રદીપ્ત કરવાના સામર્થ્યવાળી ઉગ્રવાણીથી ઠપકો દેછેઃ—

> " સૃષ્ટિમાંની સર્વ સુન્દરીઓને
> બ્હેન પ્રમાણજે, ઓ પાપગુરુ !
> સહુમાં તુજ બ્હેનની મૂર્તિ જો.
> રાક્ષસ જન્મ્યો તું બ્રહ્મકુલમાં. "
>
> ( પૃ૪ ૧૦૫ )

---

* છૂંદણાંનો જ મોર હશે એમ ધારુછું; રા. ન્હાનાલાલે તો ઉદર ઉપરનો મયૂર એ શબ્દો જ વાપર્યાછે.

† સરસ્વતી નામ ગુપ્ત રાખીને તેજબા નામ આપવામાં, તેમ જ રુદ્ર નામ પણ તે જ રીતે ગુપ્ત રાખી તીર્થગોર કહેવામાં, કશું પણ કલાપ્રયોજન સચવાતું જણાતું નથી, પાત્રોની યાદીમાં તેજબા=તીર્થગોરની બ્હેન—એમ ઓળખાણ પણ કરાવી દીધુછે તેથી તો ઉલટી આ ઠેકાણે ખરા રૂપે પ્રગટ થવાના ચમત્કારમાં ક્ષતિ જ આવેછે. નાટકના સંલાપમાં કોઇ પણ સ્થળે તેજબાને તીર્થગોરના દેખતાં તેજબા કહીને પણ કોઇયે બોલાવી નથી, કે એમ કહેવાય કે તીર્થગોર આગળ સરસ્વતી નામ બોલાય એમ ન્હોતું. કલાવિધાનની ઝીણી વિગતો લક્ષ્યપક્ષ કરવા જતાં નાટકકારે આમ ઉલટી ઠોકર ખાધીછે.

આ સામગ્રીમાં વળી ઉમેરો થયો: આ ક્ષણે જ તીર્થગોરની 'બ્રહ્મકન્યા' શૈવતીનું કાશીરાજ હરણ કરી ગયાથી "ત્હમારી બ્રહ્મકન્યા હરી ગયા કો રાજ્વી" એમ ગંગાના તટમાં પોકાર થયો, અને "મ્હારી શૈવતી ! મ્હારું રત્ન !" એમ તીર્થગોર પુકારી ઊઠ્યો. આ પ્રસંગ સાધી તેજ્બા વળી હેના હૃદયમાં પશ્ચાત્તાપનો બીજો અંગારો ગોઠવેછે:

"રાવણવંશી ઓ બ્રહ્મરાક્ષસ !+
મા વીસર કે સર્વ સુન્દરી
કોઇક પિતાનું કન્યારત્ન છે.
ત્હારા કન્યારત્નને પુણ્યોજ્જ્વળ વાંચ્છે,
તો કોકના કન્યારત્નને મા અભડાવ."
(પૃ૪ ૧૦૬).

અને હેના પ્રિય સુત્રને ઉદ્દેશીને કહેછે:—

"ઓ અર્ધજ્ઞાની અન્ધકારમૂર્તિ !
શીખ ઉત્તરાર્ધ એ મન્ત્રનો, કે
**तीर्थक्षेत्रे कृतं पापं**
**वज्रलेपो भविष्यति**"
(પૃ૪ ૧૦૬).

આમ પશ્ચાત્તાપના પૂર્વસંસ્કાર પામેલો તીર્થગોર આ પશ્ચાત્તાપજ્વાલાના પ્રવેશમાં આવીને આપણને પોતાના અનુભવો કહી સંભળાવેછે:—

"જન્મારો તીર્થમાં ગાળ્યો, પણ
આજ જાણ્યું તીર્થ એટલે શું.
પગ મૂકતાં જ રૂઝાયછે
પગમાંના ઊંડા ઊંડા ઘાવ."
(પૃ૪ ૧૨૦).

---

+ રા. ન્હાનાલાલને નવા શબ્દો ઘડવાની કુશલતા સારી છે; પરંતુ ત્હેમાં ઘણી વાર ઠોકરો પણ ખવાયછે ત્હેનું આ ઉદાહરણ છે. અહિં રાક્ષસી વૃત્તિ આચરનાર પાપી બ્રાહ્મણ એ અર્થમાં બ્રહ્મરાક્ષસ શબ્દ હેમણે યોજ્યો જણાયછે; પરંતુ 'બ્રહ્મરાક્ષસ'નો પ્રસિદ્ધ અર્થ જુદો જ છે;—

**परस्य योषितं हृत्वा ब्रह्मस्वमपहृत्य च । अरण्ये निर्जले देशे भवति ब्रह्मराक्षसः॥**
(યાજ્ઞવલ્ક્ય, ૩-૨૧૨); આ જીવનમાં પરસ્ત્રી હરણ કરનાર ને બ્રાહ્મણનું ધન લઈ લેનાર પાપી બ્રાહ્મણ મરણ પછી નિર્જલ અરણ્યમાં ભૂત થયેલો તે 'બ્રહ્મરાક્ષસ' એમ છે. આ તીર્થગોર તો જીવતો જ હજી છે. રૂઢ અર્થને ફેરવીને શબ્દો ચલવવા એ ખરી ટંકશાળનું કામ નથી; એ તો ખોટાં નાણાં ચલવ્યા જેવું છે.

"હારા ! શીળી શીળી લાગેછે
આ મુક્તિપુરીની ધરતી એ.
સાધુનાં લોચનામાંથી તો
અમૃતના વરસાદ વરસેછે."

( પૃ૪ ૧૨૧ ).

આ તીર્થના ખરા આશ્વાસનનુ કારણ હૃદયપરિવર્તન, અને હેનું કારણુ તે પૂર્વે અનુભવેલો પશ્ચાત્તાપનો દાહ. એ અનુભવો સાધુઓને હાથે મળેલી સજાના પણ હતાઃ ચાર દિનમાં ચાર ભવ થયા હેવી સજાઓ એ હતી; ગોખરૂની શય્યામાં સુવાડયો, ઝાડ ઉપર ઊંધે માથે લટકાવ્યો, ચિતાની જ્વાળામાં આરપાર ચલાવ્યો, તમલોહની સ્ત્રીમૂર્તિયોને ભેટાડયો, ઇત્યાદિ કાંઈક અદ્‍ભુત ચમત્કારીવાળા પ્રયોગો લગાડયા, ત્હેની અદ્‍ભુતતા વિશે અહિં ચર્ચા નથી કરવી, સાર માત્ર એટલો કે હેને ખરો અનુતાપ અને પ્રાયશ્ચિત્ત અનુભવ્યા પછી સુપથ તરફ વૃત્તિવાળો આપણે જોઈયે છિયે; પરતુ હજી પૂર્ણ વિશુદ્ધિ નથી મળી'

"ગંગામાં ન્હાયો, દેહ ધોવાયોઃ
ધોવાશે હેવો મ્હારો આત્મા ?"

આમ હજી અનિશ્ચય રૂહેછે, કેમકે—

"રાવણ† તો જીવતો છે જગતમાં."

પણ છેવટે આશા અને આશ્વાસન મેળવેછે કે—

"હરિકુંજની સત્સંગગંગામાં ન્હાઇશ,
એટલે ધોવાશે મ્હારો પાપાત્મા એ.
શયતાનના દેવ બનેછે ત્હાં."

( પૃ૪ ૧૨૧ ).

આ રીતે હેનું છેવટનું નિષ્ક્રમણ થાયછે, અને આપણે માનીશું કે પરિવર્તનનું આ શુભ પરિણામ સિદ્ધ થયું હશે.

તીર્થગોરનો શુદ્ધિક્રમ આ રીતનો આપણી આગળ મૂકાયોછે;—પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત, એ સંસ્કાર આપણી સમક્ષ તીર્થગોર આ પ્રવેશમાં આવ્યાની પૂર્વે જ થઈ ગયાછે; ત્હારે નૃત્યદાસીની વ્યવસ્થા કવિયે જરાક જુદી કરાછે. પશ્ચાત્તાપજ્વાલાના પ્રવેશમાં આપણી આગળ એ આવેછે તે સાથે જ હેના પોકાર સંભળાયછેઃ—

---

† રાવણ શા માટે ? શેતાનના પ્રતિરૂપ તરીકે હશે ? બહુ સુઘટિત શબ્દકલ્પના નથી લાગતી.

"તારો, તારો, કોઇ ઉગારો,
હરિજન કો ઉદ્ધારો
બળતુ, સળગતુ સદાની
દેહ અને દેહીની મહાઝાળમા"

(પૃષ્ઠ ૧૨૫)

હેનાં પાપના ફળ ઐહિક શાસનમા તેમ જ આધ્યાત્મિક અનુતાપની જ્વાળામા મળ્યાછે હેના આ પ્રચડ પાપતાપનુ વર્ણન કવિયે બહુ સમર્થ રીતે કર્યુછે —

"મુખડે ચુમ્બન દીધા જ્યહા જ્યહા,
ત્યહા ત્યહા ઊડેછે અગારાઓ
ઉરથી ઉર ચાપ્યા,
એ ઉરમા પ્રગટ્યાછે દાવાનળ
અગે અગ ભીડયા આલિંગનમા,
ત્યહાં ભભુકેછે ભડકાઓ
બમ્મરોમા ભમરા ડખેછે
રોમરોમમા છે વીંછીની વેદના
હોનવો કોઇ એ હોગી,
ઉતારે કોઇ એ ઝેર"

(પૃષ્ઠ ૧૨૫)

પાપતાપની ઝાળમા આ હેનુ ક્રમણ આપણી સમક્ષ થાયછે હામા કવિનો કલા'નુ જણાયછે તીર્થંગોરના કરતા નૃત્યદાસીની ધૃષ્ટ પાપલીના વધારે ઉન્મૂખન હતી ત્હેના પ્રમાણમા હેનુ શાસન લાબો વખત ચાલ્યુછે અને વધારે ઉગ્રરૂપનુ થયુછે આખરે "મોહના મ્હેનમા રમનારી, જાતને સુખ માટે વેચનારી" એ નૃત્યદાસી પુકારેછે

"ઊગો, જન્મો, આવો
બ્રહ્મજ્યોત કો બ્રહ્મર્ષિ,
પુણ્યજીવન કો પુણ્યાત્મા!
બળતાને—સળગતાને
‡તારો, ઉગારો, ઉદ્ધારો!"

(પૃષ્ઠ ૧૨૫)

‡ ડૂબતાને તારવાનુ હોય, બળતાને ના હોય, આ રૂપકમમ્ર શ ન્હાનાલાલની સમગ્ર શૈલીને દૂષિત કરેછે

આ હેની પ્રાર્થના સફળ થાયછે; વૃત્તાન્તરૂપે છેવટના પ્રવેશમાં (અંક ૩, પ્રવેશ ૫ માં માં) નૃત્યદાસી પાછી આપણને મળેછે ત્હારે પ્રથમ અગ્નિજ્વાળામાંથી સંક્રમણ કરતી આપણે જોઈ હતી તે હવે તપ તપીને પુણ્ય પથમાં પગ મૂકવાની કાંઈક અધિકારિણી થએલી આપણે જોઈયે છિયેઃ

"જોગીડા ! વસમી આ વનની વાટ,
નથી વડલા કે વિસામા વનમાં,
નથી નદીઓ ને ઘાટ.
જોગીડા !૦

આથમે દિન, પણ કદી એ ન આથમે
અન્તર કેરા ઉચાટઃ
જોગીડા !૦

(પૃષ્ઠ ૧૫૪).

પશ્ચાત્તાપમાં તપેલીના આ ઊભરા છે, અગ્નિ શમ્યોછે, પણ હજી દાઝ્યાના સંસ્કાર લુપ્ત નથી થયા. માટે જ એ ગીત ગાતી ગાતી નૃત્યદાસી પ્રવેશ કરેછે ત્હેને ગીતને અંતે જયા કહેછેઃ

"ત્હારાં તપ નિષ્ફળ નહિ જાય, તાપસી !
ત્હને પરમ વિસામો સાંપડશે."

આ પરમ વિસામો તે 'નથી વડલા કે વિસામા એ વનમાં' એ ઉદ્દ્ગારની પ્રતિચ્છાયામાં મૂકાયોછે. વિશુદ્ધ જીવનનો ઉદ્યાન નહિં, પણ પાપી જીવનનું વિકટ વન—ત્હેમાં 'વડલા કે વિસામા' મળે જ ક્હાંથી ? પરમ વિસામો વિશુદ્ધ જીવનની શાન્તિમાં, પરમ પિતાના આશ્વાસન આપનારા ચરણમાં જ મળશે.

આ રીતે નૃત્યદાસીનો પણ નિકાલ થાયછે. તીર્થગોરની વ્યવસ્થા પ્રથંગત પ્રવેશમાં જ કરી અને નૃત્યદાસીને આ છેવટના પ્રવેશ સુધી રાખી તપફળ હેને વધારે કેમ આપ્યું ? અપ્સરાઓના નૃત્ય સંબન્ધી શઙ્કા પાછળ આપણે ચર્ચી તે પ્રશ્નને પ્રસંગ આપવા માટે જ હેને અહિં આણી હશે ? આમ પ્રશ્ન ઉત્પન્ન થાય ખરો. પરંતુ કવિની ઇચ્છાને ચારે બાજુથી બાંધી લેવી એ વાજબી નથી; અને આ વ્યવસ્થાનો હેતુ આપણે ઉપર સૂચવી પણ ગયા છિયે. તે ઉપરાંત એમ પણ સંભવે કે પાપજીવનની ઉત્કટતાના પ્રમાણમાં પરિવર્તનની અવસ્થામાં વિશુદ્ધિનું સ્વરૂપ બીજા છેડા સુધી જાય એ સ્થિતિ માનવજીવનમાં કેટલીક વાર જોવામાં આવેછે, ત્હેનો જ આ એક પ્રકાર; અને તેમ કર્યાથી પુણ્યભાવનાને પ્રકારાન્તરે પુષ્ટિ વિલક્ષણ જ મળેછે એ દર્શાવવું હશે.

નાટકના પ્રાયશ્ચિત્તાધ્યાયસ્વરૂપ આ પ્રવેશમાં આપણે કવિની સમર્થ રચના જોઇયે છિયે, તે જ ક્ષણે એક શઙ્કા ઉત્પન્ન થાયછેઃ નૃત્યદાસી અને તીર્થગોર જેવાં અધમ પાપીના ભેગો જ જયાનાં માતપિતાનો પણ સંગ્રહ આ પ્રવેશમાં શા માટે કર્યો હશે? રાજપાટ ખોઈ બેઠેલાં ગિરિરાજ અને રાજરાણી યાત્રાએ ફરતાં ફરતાં કાશી સમીપ આવેછે અને જયા અને જયન્તનો લગ્નયોગ ન કરાવ્યો તે માટે પશ્ચાત્તાપ કરતાં નજરે પડેછે. ગિરિરાજ કહેછેઃ—

> "મ્હારા પ્રાણમાં એ પ્રગટ્યોછે
> પશ્ચાત્તાપનો મહા હુતાશ.
> પુત્રપુત્રીને બાળ્યાંછે
> એમ હુ હવિ થઈ બળીશ,
> તો એ કર્યાં ન કર્યાં નહિં થાય.
> ચૂક્યો, રાણી! હું ચૂક્યો
> મ્હારો રાજધર્મ, મ્હારો પિતૃધર્મ."
>
> (પૃ૪ ૧૨૩).

અને હરિકુંજના બ્રહ્મર્ષિ બંનેને પાવન કરશે એ આશા દર્શાવેછે તે વખતે રાજરાણી કહેછેઃ

> "મ્હારા ઉરમાં ઉગેછે કે
> પાપ પ્રજળશે, ને પુણ્ય પાંગરશે."
>
> (પૃ૪ ૧૨૪).

પરંતુ જયા તરફના હેમના ભૂલ ભરેલા વર્તનને આમ ઉગ્ર પાપરૂપ દર્શાવવામાં જરાક અત્યુક્તિ જણાયછે; ખાસ એટલા માટે કે હેમણે લગ્ન કરાવ્યું હોત તો તો સંસારલગ્નની ભાવનાથી આગળ ક્રમ ના ભરાત; અને તે તો કવિને મતે પાપરૂપ ગણાત. આ કારણથી જ હેમના પશ્ચાત્તાપની યોજના નૃત્યદાસી અને તીર્થગોરના પશ્ચાત્તાપની અગ્નિશય્યાના ભેગી કરવામાં ઔચિત્યનો અને પ્રમાણયોજનાનો ભંગ થાયછે. એટલું જ નહિં, પણ કાશીરાજ અને શૈવતીના અર્ધપાપરૂપ આચરણને માટે કશું શાસન જ નથી યોજ્યું, ઉલટું હેમને તો જયા જેવી પુણ્યમૂર્તિને મુખે પ્રશંસા અને ખુશામદનાં વચનોની પુષ્પવૃષ્ટિથી વધાવડાવ્યાંછે! આ શઙ્કાના ઉત્તરમાં બચાવ એટલો સંભવે કે નાટકની ભાવનાની મૂર્તિયો, જયા અને જયન્ત, હેમના ભાવનાપરિપાકમાં ક્ષોભ આપનારાં ચાર જણાં મુખ્ય રૂપે હતાં,— નૃત્યદાસી, તીર્થગોર, ગિરિરાજ અને રાજરાણી; ત્હારે, કાશીરાજ અને શૈવતી—હેમનો પરસ્પર પ્રેમપ્રસંગ આરમ્ભમાં કાંઇક દૂષિત છતાં—આ ભાવનાની ઉત્ક્રાન્તિ જોડે સાક્ષાત્ ક્ષોભ આપનારાં ન્હોતાં, તેથી હેમને શાસનમાંથી મુક્ત કર્યાં. એ ખરું કે કાશીરાજ જયાને

પરણવા આવ્યો તે રીતે કાંઇક પરંપરાએ અપરાધી બન્યો ખરો. પરંતુ તે માટે છેવટના પ્રવેશમાં હેને પશ્ચાત્તાપયુક્ત દર્શાવ્યો જ છે, અને જયાની ક્ષમા હેની કને મગાવી જ છે

"નવખંડનાં આર્યકુટુમ્બની ઓ માતા!
ક્ષમા કરજે આ રાજ અહમને.
વીસરજે પૂર્વની કથની."

(પૃષ્ઠ ૧૪૮).

અને શૈવતીનો આ બાબતમાં કાંઇ સંબન્ધ ન હોવાથી હેને દૂર જ રાખીછે. પરંતુ આખરે આ સમાધાન લૂખુ જ લાગશે. કેમકે કાશીરાજ અને શૈવતીનો અર્ધપાપપ્રસંગ અક્ષમ્ય જ હતો તે આપણે પાછળ જોઈ ગયા જ છિયે.* તેમ જ જયાનાં માતપિતાને નૃત્યદાસી અને તીર્થગોર ભેગા એક જ તેલકઢામાં તાવ્યાંછે તે અયોગ્ય જ છે એમ આપરે મ્હને તો લાગેછે. ગિરિરાજ અને રાજરાણીને જુદા પ્રવેશ માં અને દોષના પ્રમાણના અનુતાપમા મૂકવાનો માર્ગ ન્હોતો એમ નથી અને ખરુ જોતાં તો જયા અને જયન્તની ઉચ્ચ ભાવનાનો વિકાસ જ જયાનાં માતપિતા તરફથી થયેલા વિઘ્નને પરિણામે જ થયોછે, તેથી હેમનો દોષ તે ગુણરૂપ જ બન્યોછે. આ વાત નાટકકર્તાથી અજાણી પણ નથી. છેવટના પ્રવેશમાં ગિરિરાજ જયાને કહેછે:

"કડવત્ કરી ક્ષમા પ્રાર્થેછે
જયા! લ્હારેન્ધનિ પૃષ્ઠ ૭૮૨ થા.)
મ્હારા રાજ
ણુ કુમારીને

[illegible]ણી નાટક પણ યશશ્ચન્દ્રનુ બનાવેલુ છે. આ નાટકના [illegible] કે યશશ્ચન્દ્રે બે મહા કાવ્યો અને ચાર નાટકો રચેલાં હતાં. આમાંના એક કાવ્ય કોઈ રાજાના વર્ણનનું હશે તેમ क्षुद्रनरेंद्रवर्णनभया એ ઉપરથી લાગે છે. રાજીમતી નાટકની વસ્તુ પ્રસિદ્ધ છે.

अये अस्त्येव सहृदयहृदयपट्टिका निर्व्यूढप्रौढवागर्थहाटकं राजीमतीप्रबंधनाटकं कृति. खलु अस्य यशश्चन्द्रस्य ।

महाकाव्यद्वंद्वोज्ज्वलमसृणशृंगद्युतिमती क्षरत्काव्यक्षीरामृतभरचतुर्नाटककुचा ।
समुन्मीलद्वाक्यामृतललितलांगूललतिका यदीया दत्ते गौरहह कृतिनः कस्य न मुदम् ।
युक्तं चानेकप्रबंधविधानवेधसाप्येनदारंभेऽभ्यधीयते कविना ।

नेमेःकुत्र चरित्रमद्भुतगुणग्रामाभिरामात्मकम्
क्षुद्रा कुत्र च मामकी कविपदन्यासा प्रगल्भा मति. ।
कुल्यातिक्रमकातरस्य तदय कल्लोलिनीप्रेयसो
हेलालंघनहेतवे परिकरः केषां न हास्यावहः ॥

અને તે જ રીતે રાજરાણી કહેછેઃ

" માગી ત્હારે જ અર્પી હોત
એ મહાત્માને મ્હારી મીઠડી,
તો ન ઊગત દુઃખનાં ઝાડ
ત્હારે, હેમને, કે હમારે માથે. "

( પૃ૪ ૧૪૭–૧૪૮ ).

ત્હેનો ઉત્તર પણ એ જ સ્વરૂપનો જયન્તના મુખમાં કવિએ મૂક્યોછેઃ

" રાજમાતા ! કુમારીને ન પરણાવી
એ જ ત્હમારા પરમ આશીર્વાદ.

× × ×

× × ×

દેશવટો વેઠ્યો, જગત જીત્યો,
તપશુદ્ધિથી વિશુદ્ધ થયો.

---

तदङ्गज. स्वाङ्गजभल्लशर्मप्रयुक्त
चकार सोमेश्वरदेवनामा रामायण

ગિરિરાજની રાણીને રાજમાતા ના દોષ પાછળ ( 'વસન્ત' માર્ગશીર્ષ જૂવો.

સોમેશ્વરે ભીમની સભાને યાત્રાર્થમાં એક નાટક બનાવીને હર્ષિત કરી હતી એમ સુરથોત્સવની પ્રશસ્તિમા લખેલુ છે. તે નાટક આ પ્રસ્તુત નાટકથી ભિન્ન હોવુ જોઇએ. કારણ કે આ નાટક સોમેશ્વરે પોતાના પુત્ર ભલ્લશર્મની પ્રાર્થનાથી રચેલુ છે અને તે દ્વારિકામા કૃષ્ણની આગળ પ્રબોધૈકાદશી ઉપર ભજવવામાં આવ્યુ હતું. સોમેશ્વરના પિતાનુ નામ કુમાર તથા માતાનુ નામ લક્ષ્મી હતું. તેના વશ વગેરેની માહિતી ચતુર્વિંશતિ પ્રબન્ધ તથા સુરથોત્સવમાંથી મળી શકશે. સોમેશ્વર વીરધવલ તથા વીસલદેવની સભામાં હતો ( સં. ૧૨૬૩–૧૩૧૮ ) તેના કરેલા ગ્રંથો કીર્તિકૌમુદી, સુરથોત્સવ, રામશતક છે. આ ઉપરાંત વસ્તુપાલે બધાવેલાં કેટલાક મંદિરોની પ્રશસ્તિઓ પણ રચેલી છે. સોમેશ્વરની કવિતાનુ વર્ણન સુરથોત્સવની પ્રશસ્તિમાં નીચે પ્રમાણે કરેલુ છે.

---

* આ નાટકની એક પ્રત તેમની પાસે છે તે જણાવવાને તથા તેમાંથી જરૂરને ફકરો પૂરો પાડવાને માટે રા. તનસુખરામનો હુ આભારી છુ.

सोमेश्वरदेवकवेरवेत्य लोकंपृणं गुणग्राममृ ।
हरिहरसुभटप्रभृतिभिरभिहितमेवं कविप्रवरैः ॥४४॥
श्रीसोमेश्वरदेवस्य कवितुः सवितुश्च कौ ।
सतृणाभ्यवहारस्य निरासेपि रसप्रदा ॥४५॥
वाग्देवतावसन्तस्य कवेः श्रीसोमशर्मणः ।
धिनोति विबुधान् सूक्तिः साहित्याम्भोनिधेः सुधा ॥४६॥
तव वक्त्रं शतपत्रं सद्वर्णं सर्वशास्त्रसंपूर्णम् ।
अवतु निजं पुस्तकमिव सोमेश्वरदेववाग्देवी ॥ ४७ ॥
वसिष्ठा निष्ठायाः पदमिति जगत्यस्ति पटहः
प्रकृष्टास्त्वेषामप्यजनिषत भुजप्रभृतयः ।
कुले जातोप्येषां शतधृतिदुहित्रा पुनरयं
स्वयं पुत्रीचक्रे नवकविगुणप्रीणितहृदा ॥ ४८ ॥
काव्येन नव्यपदपाकरसास्पदेन यामार्धमात्रघटितेन च नाटकेन ।
श्रीभीमभूमिपतिसंसदि साम्यलोकमस्ताकसंमदवशंवदमादधे यः ॥ ४९ ॥

कवीन्द्रपदवीरहहामहह तेऽपि तन्वान्ति य
इन. क्रकचकर्कशां प्रथयति प्रथां कर्णयोः ।
कविः स विरलः पुनर्भुवि भवादृशो दृश्यते ।
सुधाभिरभिषेचनं रचयतीव यः सूक्तिभि ॥५०॥

मन्दश्छन्दसि कोपि कोपि विकलः सालंकृतिव्याकृता
वर्थे कोपि वृथाश्रमो रसनिधावन्धः स कोप्यध्वनि ।
वक्त्रान्तर्विहरद्विरिञ्चितनयामञ्जीरमञ्जुस्वर—
स्पर्धाबन्धुभिरेक एव कवते काव्यैः कुमारात्मजः ॥ ५१ ॥

(અપૂર્ણ.)

C. D. Dalal.

Rge. No: B. 483

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૪. [ માસિક ] વૈશાખ સંવત્ ૧૯૭૨

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી.એ. એલ્.એલ્.બી
ઑરિયન્ટ રોડ—અમદાવાદ.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત ૧૯૭૧

## ઉપકાર—સ્વીકાર.

સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર ગુજરાતનાં ગામે ગામમાં જાણીતું થાય, અને એ જીવનની ઝીણી ઝીણી હકીકત પણ પ્રેમથી વંચાય અને સ્મરાય એવા અભિલાષથી આ અંક તૈયાર કરાવવામાં આવ્યો છે. સ્વ. ગોખલેના જીવનનું અવલોકન અમે ગયા અંકમાં કર્યું છે, પણ એ જીવનની વિગતવાર હકીકત એકાદ દક્ષિણી વિદ્વાન પાસે લખાવી એનું ગૂજરાતી ભાષાન્તર પ્રસિદ્ધ કરી શકાય તો ઠીક એમ અમારા મનમાં હતું—એટલામાં "**मासिक मनोरंजन**" નો વસન્ત—અંક અમને મળ્યો. એ મરાઠી પત્ર—જે હમેશાં બહુ વિદ્વત્તા દેશભક્તિ અને મનોરંજનપૂર્વક લખાય છે અને જેનો પ્રચાર પણ દક્ષિણમાં બહુ બહોળો છે—એના આ અંકમાં સંપાદકે પ્રોફેસર પટવર્ધન પાસે સ્વ. ગોખલેનું જીવનચરિત્ર લખાવી પ્રસિદ્ધ કર્યું છે. પ્રો. પટવર્ધનનો લેખ અસાધારણ જ્ઞાન પ્રેમ અને સારાસાર વિવેક-પૂર્વક લખાએલો હોઈ, એ જ લેખનું ગૂજરાતી ભાષાન્તર ગુર્જરવાચકવૃન્દને આપવું યોગ્ય લાગવાથી અમે માસિક મનોરંજનના સંપાદકને ભાષાન્તરની પરવાનગી માટે લખ્યું, અને એ પરવાનગી એમણે તુરત જ આપવા મહેરબાની કરી. એ માટે એમનો, તથા વિશેષમાં, મૂળ લેખક પ્રો. પટવર્ધનનો, તેમજ એમના લેખનું ગૂજરાતીમાં ભાષાન્તર કરી આપનાર રા. રા. જીવનલાલ અમરશીનો અમે ઉપકાર માનીએ છીએ.

"માસિક મનોરંજન" માં સ્વ. ગોખલેનાં તથા એમની પરિસ્થિતિનાં વિવિધ ચિત્રો આપવામાં આવ્યાં છે તે સર્વમાં બે એમના જીવનસ્વરૂપ ઉપર ખાસ પ્રકાશ નાખે છે તેથી તે બે પસંદ કરી અત્રે મૂક્યાં છે.

તન્ત્રી.

# ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર.*

## ઉપોદ્ઘાત.

**મૃત્યુનું મહત્ત્વ**

મૃત્યુના નામસ્મરણથી કોણ કંપતું નથી? કુટુંબ, ગામ, ઈલાકો, દેશ, રાષ્ટ્ર અને સમસ્ત માનવજાતિ. એ સર્વ પોતપોતાના ગજા પ્રમાણે પ્રસંગોપાત્ત મૃત્યુથી ડરે છે ને તેને નિંદે છે. એક રીતે એ યોગ્ય જ છે. મૃત્યુના જેવો માહરી, નિષ્ઠુર અને અચૂક ધાડપાડુ બીજો કોઈ નથી. એના હુમલામાંથી બચવાનું એક વ્યક્તિને કે રાષ્ટ્રને માટે કદી પણ શક્ય નથી. મોટા મોટા જનસમાજ, મોટા મોટા રાષ્ટ્રો, મોટા મોટા દેશો, મૃત્યુમુખમાં ગરક થઈ ગયા છે. સૂર્ય જેવા સૂર્ય ને ગ્રહમાલા જેવી પ્રચંડ ગ્રહમાળા પણ એના સપાટામાંથી બચવા પામ્યા નથી. માનવી ધાડપાડુઓને રાજ્યના અમલદારોની બીક હોય છે, અને ક્યારેક ક્યારેક તે તેમના હાથમાં પકડાઈ કરેલા કર્મોનાં ફળ ભોગવવા જેલજાત્રાએ પણ જાય છે. પરંતુ મૃત્યુ ઉપર કોની સત્તા? તેને કોની દહેશત? સર્વ સત્તા ઉપર તેની સત્તા ને સર્વને તેની જ દહેશત. માનવી ધાડપાડુએ ઉચાપત કરેલી માલમતામાંથી કાંઈક પણ પાછી મળવાનો સંભવ રહે છે. આમાં શું? એક વખત તેના હાથમાં ગયું તે સદાને માટે ગયું જ—તે પાછું મળવાની આશા જ નહિ. ફીનીશન, ખાલ્ડિઅન, અસીરીઅન, વગેરે મોટી મોટી માનવજાતો હવે ક્યાં છે? જે સુધારા માટે, જે શોધો માટે અને જે સાધનસામગ્રી માટે મનુષ્યો ભારે અભિમાન ધરાવે છે તે સુધારા, તે શોધો, તે સાધનસામગ્રી એક વખત કાળ-મૃત્યુ-વશ થઈ એટલે ખલાસ. ગઈ તે ગઈ જ. આથી જ મૃત્યુના નામસ્મરણથી માણસ માત્ર નાસે છે, ગભરાય છે ને કંપે છે. મૃત્યુ એટલે જે કાંઈ અનિષ્ટ, જે કાંઈ અપ્રિય, જે કાંઈ ભયંકર તેનું આદિસ્થાન, એવી મનુષ્યોની કલ્પના બંધાયેલી છે. પરંતુ કોણ જાણે છે કે તેમની આ કલ્પના કેવળ ભ્રમ ભરેલી હશે. મૃત્યુ જેમ અપ્રિયનું આદિસ્થાન છે તેજ પ્રમાણે પ્રિયનું પ્રસાદચિહ્ન પણ હશે. અનિષ્ટનું અને અહિતનું સાહચર્ય મૃત્યુની સાથે હશે તો કદાચિત ઇષ્ટનું અને કલ્યાણનું ઉગમસ્થાન પણ તેમાં જ હશે. જે ગયું તેનું પુનરાગમન સૂચક તે હશે. મૃત્યુ એટલે એક તરફથી અંત ત્યારે બીજી તરફથી આરંભ જ હશે. આમ છે એમ આપણો અનુભવ આપણને કહેતો નથી? ગ્રીક-રોમનોનો અંત થયો, પણ તેમનો અંત એટલે ટ્યુટનોનો ઉત્કર્ષ એમ ઇતિહાસથી જણાતું નથી કે? ગ્રીક રાજ્યો તૂટી ગયાં તો તે ઉપર રોમન સામ્રાજ્યની ઈમારત ટકી રહી. રોમન સામ્રાજ્ય છિન્નભિન્ન થયું-તે નામશેષ થયું-એટલે અર્વાચીન યુરોપનો જન્મ થયો. આ પ્રમાણે દાણો મરે ને પાન જન્મે એમ જ જગતના ઇતિહાસમાં સર્વત્ર થયા કરે છે. આમ છતાં મૃત્યુના નશીબમાં લોકોની

---

* 'માસિક મનોરંજન'માં પ્રો. પટવર્ધને લખેલા લેખનું રા. છગનલાલ અમરશીએ કરેલું ભાષાન્તર




पुणा, भारतसेवकसमाजमंदीर.

The Manoranjan Press,

ગાળો ને શાપ હમેશાં ખાવાનું જ કેમ લખાયું હશે તે કોણ જાણે! મૃત્યુના હુમલાથી હાનિ થાય છે, અને તે ક્યારેય પણ પુરાતી નથી, એ નિર્વિવાદ છે. મૃત્યુની ઊંડી ખીણમાં જે એક વખત ગરક થયું તે પાછું ઉપર આવવાની આશા છે જ નહિ; એ પણ તેટલું જ નિર્વિવાદ છે. પરંતુ જ્યાં મૃત્યુને લીધે અંધકાર છવાઇ રહેલો હોય ત્યાં પ્રકાશનો પ્રવેશ થવાનો જ નહિ, મૃત્યુએ જે નજર આગળથી લઈ લીધું તેનું દર્શન પુનરપિ થવાનું જ નહિ, એ માત્ર તેટલું જ નિર્વિવાદ છે કે નહિ, તે કોણ જાણે! દિવસનો–સૂર્યપ્રકાશનો અન્ત થાય એટલે પ્રકાશમાં ન દેખાતા તારાઓ ચમકવા લાગે છે. પ્રકાશ બતાવે ને અંધકાર ઢાંકે એવો નિસર્ગનિયમ મશહૂર છતાં તેનો વિપર્યાસ કેટલીક વખતે સ્પષ્ટ જોવામાં આવે છે! અજવાળાએ સંતાડવું ને અંધારાએ ઉઘાડું પાડવું–પ્રકાશ ઓઢાડે ને અંધકાર ઉઘાડે—એવો અનુભવ કેટલીક વાર થાય છે! આપણી નજર સમીપ હોય ત્યારે જે નથી દેખાતું તે દૂર થતાં જ સ્પષ્ટ દેખાય છે, આ ચમત્કાર છે; પરંતુ તેવું થતું પ્રત્યક્ષ જોવાય છે, એમાં શંકા નથી.

**મૃત્યુનાં બે અંગ.**

આ ચમત્કાર કરવાનું સામર્થ્ય—આ જાદુઇકળા મૃત્યુનામાં જેવી છે તેવી બીજા કોઇનામાં પણ નથી. જીવન્ત અવસ્થામાં જે હીલચાલનો, જે બીનાનો, જે વ્યક્તિનો, ગંધ પણ હોતો નથી, તે જ મૃત્યુએ પોતાના નિઃશબ્દ અને નિર્ગંધ, નિર્ગુણ અને નિરાકાર, અનન્તમાં તેને સામેલ કરતાંની સાથે જ પોતાના શબ્દ અને ગંધવડે આખું જગત્ વ્યાપ્ત કરી દે છે! સંસારના મહાસાગરમાં જે નદીઓ, જે વહેળા, જે વોકળા, જે ઝરા, લુપ્ત થયા હોય છે, તે જ ચોમાસાની શરૂઆતમાં, આઠ મહીના સુધી સૂર્યના પ્રખર તાપની આંચ ખાઇને સુકાઇ-મરી ગયા પછી, આકાશમાં ફરી ગર્જવા–ગડગડવા લાગે છે, અને ફરી પૃથ્વી ઉપર આવીને તેમને નવજીવન આપે છે. આ ઉપરથી એ દેખાઇ આવે છે કે, આપણને જો કે મૃત્યુની એક જ બાજૂ દેખાતી હોય તોપણ તેને બીજી બાજૂ છે, અને હિમાનને જેમ એક કાળું ને બીજું ધોળું, એક પ્રકાશનું ને બીજું અંધકારનું અંગ છે, દિવસ ને રાત એમ બે હાથ છે, તે જ પ્રમાણે મૃત્યુને પણ બે અંગો છે. તેના એક અંગમાં ગાઢ અંધકાર છે પણ બીજા-માં ઝળહળતો પ્રકાશ છે. તેના એક હાથમાં કાજળનું વાસણ છે તો બીજા હાથમાં વીજ-ળીનો દીવો છે. એ પહેલાં પોતાના કબજામાં લીધેલી વસ્તુ ઉપર અતિશય ઘાટું અદશ્યનું ઢાંકણું ઢાંકી દે છે, અને પછી પોતાની જાદુઇકળાથી એ અદશ્ય ઉપર ચોરફાનસનાં છૂપાં કિરણો નાખી તેનું અદશ્યત્વ નષ્ટ કરે છે. અસીરીયન્ ખાલ્દિયન્ લોકોને મૃત્યુએ લઈ જઇ પોતાની અંધકારપૂર્ણ નગરીમાં સંતાડી મૂક્યા. પરંતુ તેમણે કરેલા જ્યોતિર્ગણિત ઉપર હજારો વર્ષ પછી તેણે જે ઝાંખાં કિરણ પાડ્યાં તેને લીધે આકાશમાંના તારાગણોનું જ્ઞાન જગતને થયું અને અર્વાચીન જ્યોતિર્વિદ્યાનો પાયો તૈયાર થયો. કાલવશ થયેલા સર્વે લોકોનું અને રાષ્ટ્રોનું એમ જ છે. જે લોક અને જે રાષ્ટ્રોના અસ્તિત્વમાં તેમની કિંમત થઇ નહિ, તેને જ તેમના અસ્તિત્વ પછી ખાણમાંથી મળેલા હીરા પ્રમાણે અમૂલ્ય સમજી તે મેળવવા—કબજે કરવા—મનુષ્યો ધમાચકડી કરવા લાગે છે. તેમાં મૃત્યુની મદદ હોય છે. આજના દિવસના કરતાં ગઈ કાલના દિવસ વિષે મનુષ્યને વિશેષ પ્રેમ ઉપજે છે, તેનું રહસ્ય આમાંજ સમાયું હશે કે શું? "એ દિવસ સોનાના હતા" એમ આપણે ગતકાળ વિશે કહીએ છીએ.

તે હવે—ગયા પછી ! ને આથમ્યા નહોતા ત્યારે તેમાંનું સોનું કોઇને દેખાતું નહોતું; અથવા તો હમણાં તે જેટલું ઓજ્જ્વલ દેખાય છે તેટલું તો તે વખતે દેખાતું નહોતું જ. હવે જ તે વિશેષ તેજસ્વી કેમ દેખાવું જોઇએ ? મૃત્યુના હાથમાંના વીજળીનાં દીવાંનો પ્રકાશ તેની ઉપર પડવાથી જ તેનો રંગ હવે આપણને ચોખ્ખો દેખાવા લાગ્યો હશે કે શું ? તેમ ન હોય તો આવો ફરક કેમ પડે? અર્થાત્ મૃત્યુના હાથમાં જેમ સઘળું કાળું કરનારૂં કાજળ છે, તેમજ સઘળું રમણીય કરનારૂં તેજ છે. અને તેના યોગે જે દેખાતું નહોતું તે તે દેખાડે છે.

**મૃત્યુને લીધે જ મનુષ્યની ખરી કિંમત થાય છે.**

રાષ્ટ્ર કે સમાજના સંબંધમાં આ જેટલું સત્ય છે તેના કરતાં પણ વ્યક્તિના સંબંધમાં અધિક અંશે સત્ય છે. મનુષ્યના જે ગુણો જીવન્ત અવસ્થામાં ઘણું કરીને આપણા લક્ષમાં આવતા નથી, તે, તે કાલવશ-મૃત્યુશરણ-થયા પછી આપણા ધ્યાનમાં સ્પષ્ટપણે આવે છે, અને પછી તે માટે આપણને અફસોસ થાય છે. અવિભક્ત કુટુંબમાં રહેનારાં માણસોને આવો અનુભવ હમેશાં થાય છે. આંખમાં ન સમાતી પણ મહેનતુ વહુના મરણ પછી તેની ખરી યોગ્યતા સમજી તેના ગુણની પારાયણો કરતી રોતી ઓમનારી સાસુ ઘણાના જોવામાં આવી હશે. તેમ જ માથે વડીલનું છત્ર હોય ત્યારે તે છત્રના આશ્રયનું મહત્ત્વ જેમના સ્વપ્નમાં પણ આવેલું ન હોય, તેની આંખો તે વડીલનું છત્ર નાશ પામતાંવેંત જ ઊઘડે છે, અને પછી જ ઘરમાં વડીલની યોગ્યતા કેટલી હતી તે તેને સમજાય છે. મિત્રો મિત્રોમાં, સગાં સંબંધીઓમાં આ સ્થિતિનો અનુભવ થાય છે. એટલું જ નહિ, પણ કેટલેક વખતે તો જીવતાં જેનો એક સરખો છળ કર્યો હોય—જેને પજવવામાં હેરાન કરવામાં કચાશ રાખી ન હોય, તેણે કરેલા ઉપકારની ઓળખાણ તેના મૃત્યુ પછી થવાથી, તેના સ્મરણથી અને અનુતાપથી આખી જીંદગી સુધી આંસું પાડતાં બેઠેલાં લોક ઘણાના જોવામાં આવ્યાં હશે ! જન્મારાના હાડવેરીને મૃત્યુએ જીવજાન દોસ્ત બનાવ્યાનું પણ ક્યાંક ક્યાંક નજરે પડે છે. વ્યક્તિના ખાનગી દાખલાઓમાં આવાં દૃષ્ટાન્ત ઘણાં મળી આવે છે.

વ્યક્તિના લૌકિક વ્યવહારમાં પણ આવા દૃષ્ટાન્તો અનેક મળી આવે છે. કોઈ પણ દેશનો ઇતિહાસ વાંચતાં તેમાં જેને આજ દેશદ્રોહી કહીને શૂળીએ ચડાવવામાં આવે, બાળીને ભસ્મ કરવામાં આવે, કે ફાંસીએ લટકાવવામાં આવે, તેને જ કાલે મહાન્ દેશભક્ત ગણી તેનાં પત્થરનાં પૂતળાં બેસારી દેવની પેઠે તેની પૂજા કરાય છે, એવા બનાવો મળ્યા વગર રહેશે નહિં. ઇંગ્લંડના ઇતિહાસમાં તો આવાં દૃષ્ટાન્તો કેટલાં બધાં છે. જીવનની બળતી જ્યોતિએ જેના ખરા ગૌરવના ગુણ દૃષ્ટિગોચર થવા નહિ દીધા તેના તે ગુણ મૃત્યુના ઘોર અંધકારે પ્રકાશમાં આણ્યા છે, અને તેની ખરી સ્થિતિ આખા જગતમાં જાહેર કરવાનું શ્રેય મૃત્યુએ મેળવ્યું છે. ઘણે પ્રસંગે પહેલાં પ્રસિદ્ધિમાં આવેલા મનુષ્યના પણ ખરેખરા ગુણ અને ખરેખરી કામગીરી—યોગ્યતા—તેના મૃત્યુ પછી જ સમજાય છે. જે જાહેરનામા (ઢંઢેરા)—ને હિંદુસ્તાનનો 'સુવર્ણપટ' કહે છે, તે ૧૮૫૭માં પ્રસિદ્ધ થયું, ત્યારે તેમાંના ઉચ્ચ તત્ત્વનું, ઉદાર ધ્યેયનું, સમદૃષ્ટિનું અને ન્યાયનીતિનું પુરસ્કર્તૃત્વ તે વખતના મુખ્ય પ્રધાનને જ મળ્યું

હતું. પરંતુ મૃત્યુએ ખરી હકીકત બાહેર પાડીને તેનું ખરૂં શ્રેય પરલોકવાસી વિક્ટોરીઆ મહારાણીનું મહારાણીને આપ્યું; અને એ રાજકારણી સ્ત્રીના ખરા હૃદયની ઓળખાણ હિંદુસ્તાનની પ્રજાને કરાવી. પરલોકવાસી ગોપાળરાવ ગોખલેના સંબંધમાં પણ તેમ જ નહીં બને એમ શા ઉપરથી કહેવાય? તેમના ઘણાખરા ગુણાવગુણ લોકોને—સામાન્ય જનસમૂહને અગોચર હતા તે હવે—તેઓ આ લોક છોડીને ગયા પછી—સમજાશે કે સમજાવા લાગ્યા છે. હિંદુ, મુસલમાન, યાહુદી, પારસી, જૈન, લિંગાયત, સ્માર્ત, વૈષ્ણવ, દેશી ખ્રિસ્તી, અને ઍંગ્લો ઇંડિયન: સર્વેને ગોપાળરાવના મૃત્યુથી પોતાને ભારે હાનિ થઈ, એમ લાગવા માંડ્યું છે, એ નિઃશંક છે. પરંતુ ગોપાળરાવ જીવતા હતા ત્યારે તેમને સર્વેએ એક સરખી રીતે પોતાના ગણ્યા હતા કે? તેમ હોત તો મરણની પાંચ સાત દિવસ પહેલાં જ 'અમે તમારો જીવ લઇશું' એવી ધમકીના પત્રો તેમને કેમ મળ્યા હોત? તેમ હોત તો ચાર પાંચ વર્ષ ઉપર તેમને પીસ્તોલથી ઉડાવી દેવાનો પ્રયત્ન થયેલો કહેવાય છે, તેમ શા માટે થાત? અર્થાત્ ગોપાળરાવ જેવા રાજમાન્ય અને લોકમાન્યની પણ ખરી ઓળખાણ તેમની હયાતીમાં કોઇને થઈ નથી. નિદાન, હયાતીમાં તે જોઇએ તેટલે અંશે પડની નથી. તે ગયા, મૃત્યુએ તેમને આપણામાંથી ખેંચી લીધા, તેમની જગા ખાલી પડી, ત્યાર પછી જ તેની ખરી યોગ્યતા અને ખરી કિંમત આપણને પણ સમજાઈ, એમાં ના કોણ કહેશે? મૃત્યુએ તેમના જીવન પર જે નવો પ્રકાશ પાડયો છે, તેના અનુરોધથી તેમના જીવનચરિત્રમાંની કેટલીક બાબતોનું અવલોકન કરવું અને તેથી જે કાંઈ નિષ્પન્ન થાય તે છેડે બાંધી લેવું એટલું જ હવે આપણા હાથમાં રહ્યું છે.

---

## પ્રકરણ ૧ લું.

—**—

### કુટુંબની પૂર્વપીઠિકા.

**ગોખલેનું કુટુંબ.**

ગોખલેના કુટુંબનું મૂળ વતન કોંકણ પ્રાંતમાં રત્નાગિરી જીલ્લામાં, ચિપળૂણ તાલુકામાં, ગુહાગર પેટામહાલમાં વેળણેશ્વર નામનું નાનું ગામડું છે. મહારાષ્ટ્રમાં જેટલાં ગોખલેનાં કુટુંબો છે, તે તમામનો સંબંધ વેળણેશ્વરના ગોખલેની સાથે લાગતો જણાય છે. ગોખલેનું કુટુંબ મહારાષ્ટ્રના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયેલું છે. મહારાષ્ટ્રમાંના સરદારોમાં રાસ્તેનું નામ સર્વેનું જાણીતું છે. આ રાસ્તે તે મૂળના ગોખલે. શાહૂમહારાજની કારકીર્દિમાં એમના મૂળ પુરુષનો ઉદય થયો. તેનો વ્યવહાર ચોખ્ખો ને પૈસા સંબંધીનું વર્તન રાસ્ત જોઈ, શાહૂમહારાજે તેમને ગોખલેના 'રાસ્તે' બનાવ્યા હતા; એવું સાંભળવામાં છે. ગોખલેના કુટુંબમાં ખાસ કરીને વ્યવહારમાં

રાસ્તપણુ એ વિશેપ હતુ, એટલુ આ ઉપરથી અનુમાન બાધવાને અડચણ નથી આ 'રાસ્તપણુ' જેમ શાહૂમહારાજની કારકીર્દિમા રાસ્તેના મૂળ પુરુષનામા વિશેષપણે દેખાઇ આવ્યુ, તેમ જ એ ગુણુ આ કુટુબની બીજી શાખામાના એક પુરુષનામા બીજે સમયે દેખાઈ આવે તો તેમા નવાઈ શુ? તેનુ બી તે કુટુબમા જ છે એટલે વચ્ચે વચ્ચે તેને અકુર ફૂટેજ. દાદાપરદાદાના શારીરિક કે માનસિક વિશેષ ગુણુ તેના પૌત્ર-પ્રપૌત્રમા પ્રાદુર્ભૂત થયાનુ શાસ્ત્રજ્ઞોને અવગત છે જ

**પિતૃવશ**

વેળણેશ્વરના ગોખલે અને ગોપાળરાવ ગોખલેના પૂર્વજો મૂળના એક જ હોય, તોપણુ વેળણેશ્વરથી ગોખલે વશની શાખાઓ જુદે જુદે વખતે જુદે જુદે સ્થળે ગઈ, અને એ પ્રમાણે તેમનો વશ આખા મહારાષ્ટ્રમા ફેલાયો ગોપાળરાવ જે શાખાના ગોખલે તે શાખાના સ્થાપક મૂળ પુરુષ બાળાજી મહાદેવ ગોખલે હતા ગોપાળરાવના કુટુબની હસ્તક જે ગામની મુખત્યારી 'ખોતી' હાલ ચાલે છે, તે ગામ અને તે કુટુબ બાળાજી મહાદેવ ગોખલેએ સ્થાપ્યા હતા ગોપાળરાવ તામનમળાના ગોખલેમાના તામનમળા એ ગામ ચિપળૂણથી આશરે દશેક માઈલ દૂર છે ગોપાળરાવના દાદાના દાદા બાળાજી મહાદેવ ગોખલે પ્રથમ તામનમળા આવ્યા ત્યાંસુધી આ ગામ તેમણે જ વસાવ્યુ અને એ ગામની "ખોતી" (મુખત્યારી) ના હક્ક સપાદન કર્યા પોતાનુ મૂળ વતન છોડીને બીજી જગાએ જવુ, ત્યા જઈ નવુ ગામ વસાવી નવા હક્ક મેળવવા, અને મેળવેલા હક્ક છીનવાય તોપણુ છોડવા નહિ, એ કામ જેવુ તેવુ નથી અમેરિકા ખડમાની ગીચ ઝાડી તોડીને ત્યા નવા ગામ નવા શહેરો, નવા સસ્થાનો અને છેવટે નવુ ને સપન્ન રાષ્ટ્ર નિર્માણ કરનાર યુરોપીઅન લોકોનુ સ્મરણુ કરાવનારા આવા પ્રસગો મહારાષ્ટ્રના ઇતિહાસમા પુષ્કળ છે। યુરોપખડમા ચાલતા ધર્મબધન અને રાજકીય પરિસ્થિતિથી કટાળી પોતાનુ જીવન વિસ્તીર્ણ સમુદ્રને સ્વાધીન કરનારા, અને તેની મદદવડે નવીન જ શોધી આવેલા અમેરિકા ખડમા જઈ, ત્યાના જગલોને રમ્ય ઉપવનનુ અને સપન્ન નગરીઓનુ સ્વરૂપ આપનારા લોકોને ખરેખર ધન્ય છે। એનુ પરાક્રમ અતુલ, પરન્તુ અલ્પ પ્રમાણુમા પણુ તે જ પ્રમાણે મહારાષ્ટ્રમા બન્યાનુ ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે મહારાષ્ટ્રના ઇતિહાસમાના આવા પ્રસગો શોધીને તે નવી પેઢીની પ્રજાની જાણુ માટે કાઈ પ્રસિદ્ધ કરે તો મહારાષ્ટ્રમા કર્તબગારી કેવી હતી ને હજી કેવી છે તે નવી પ્રજાના સમજવામા આવે, અને પાછળના દૃષ્ટાન્ત ઉપરથી આગળનામા સ્ફૂર્તિ પણુ આવે ઉભુ હોય તેને પાડવામા દેખાતા કર્તૃત્વના કરતા, નવુ બાધવામા પ્રગટ થતુ કર્તૃત્વ ખરેખર ઉચ્ચ પ્રતિનુ છે આવુ કર્તૃત્વ એ સમયે મહારાષ્ટ્રમાના પુરુષોમા સર્વત્ર હતુ નાના નાના ગામડા ગોઢડાથી માડીને મોટા રાજ્ય સુધીમા પોતપોતાના ગજા પ્રમાણે સર્વત્ર કર્તૃત્વવાન્ પુરુષો હતા, અને તે પોતપોતાનામા જ બાથમાથા ન કરતા બહાર પડી, નવીન ઇમારત ઉપાડી પોતાની કર્તૃત્વશક્તિનો ઉપયોગ દેશના કામમા કરતા હતા 'શુ કરવુ,' 'ક્યા જવુ,' એવી જપમાળ જપનાર આ દેશના જુવાનોએ બાળાજી મહાદેવ ગોખલે જેવા એક સામાન્ય પુરુષ પાસેથી પણુ ઘણુ શીખવાનુ મળે તેમ છે ગોપાળરાવ ગોખલેમા ગાનુ

સંસ્થાઓનું સંગોપન કરીને તેમાં નવો નવો ઉમેરો કરવાની, અને નવીન સંસ્થા નિર્માણ કરી તે ચલાવવાની શક્તિ હતી. વિઘાતક ખટપટના કરતાં વિધાયક ઉદ્યોગ તરફ જ તેમના મનની પ્રવૃત્તિ રહેતી. તેનું બીજ તેમના દાદાના દાદાની કર્તબગારીમાં હતું એમ કહી શકાશે નહિ? પરિસ્થિતિ જોઇને તેને અનુરૂપ પોતાની બુદ્ધિનો અને સામર્થ્યનો વ્યય નવાં કાર્યો કરવામાં બાળાજી મહાદેવ ગોખલેએ કર્યો. પોતાનું મૂળનું વતન છોડી નવું ગામ વસાવ્યું અને ત્યાં નવો સંસારવ્યવહાર જમાવ્યો; ગોખલે વંશનો નવો રોપ વાવીને તેને ઉછેર્યો. તેની આ કામગિરી અને ગોપાળરાવ ગોખલેની ગયાં પચીસ વરસની કામગિરી એમાં સાધર્મ્ય પુષ્કળ છે. મૂળબીજ એક હોઈ તેનો વિકાસ નવી પરિસ્થિતિમાં નવો થયો, એવી જ એ સાધર્મ્યની મીમાંસા કરવાને શું હરકત છે?

બાળાજી મહાદેવ ગોખલેના ચિરંજીવ ભાસ્કર બાળાજી ગોખલે, તે ગોપાળરાવના દાદાના બાપ. ભાસ્કરરાવના ચિરંજીવ શ્રીધરપંત તે ગોપાળરાવના દાદા. આ બેઉ સંબંધી અહીં વિસ્તૃત માહિતી આપવાનું ખાસ કાંઈ પ્રયોજન નથી. શ્રીધરપંતને ચાર દીકરા હતા. તેમાંના અંતાજીપંત અને કૃષ્ણરાવ એ પ્રથમની સ્ત્રીના. કૃષ્ણરાવને ચાર મહિનાના મૂકીને જ તેમનાં માતુશ્રી મરણ પામ્યાં, એટલે શ્રીધરપંતે બીજી વખત લગ્ન કર્યું. બીજી વખતનાં સ્ત્રીથી પણ તેમને બે દીકરા થયા. પહેલા જયરામપંત અને બીજા માધવરાવ. નમાયા થઈ પડેલા બંને ભાઇઓ—અંતાજીપંત ને કૃષ્ણરાવ—છેવટ સુધી એકમતથી સાથે જ રહેતા. તેમના પિતાના મનનું વલણ સ્વાભાવિક રીતે જ નવી સ્ત્રીના દીકરા તરફ વિશેષ રહેતું. પણ આ બેઉ ભાઇઓએ તે બાબત મનમાં આણી નહિ કે ધાસ્તી રાખી નહિ. અંતાજીપંત ને કૃષ્ણરાવ એ બે ભાઇઓને ગાઢ પ્રેમ હોવાથી ગોપાળરાવને અંતાજીપંત વિષે અત્યંત પૂજ્યભાવ હતો; અને અંતાજીપંતના ઘરનાં માણસો પ્રત્યે છેવટ સુધી તેમનું લક્ષ હતું.

**માતૃવંશ.**

ગોપાળરાવના માતૃવંશ વિશે જોઇએ તેટલી માહિતી હજી મળી નથી. ખરેખરી રીતે પિતૃવંશનું જેટલું મહત્ત્વ, તેટલું જ માતૃવંશનું છે. છોકરાનું ચરિત્ર બરાબર સમજવા માટે મા અને બાપ બંનેનાં ચરિત્રની—છેવટે પ્રકૃતિ સ્વભાવની માહિતીની આવશ્યકતા છે. પરંતુ માતૃવંશ વિશે ઘણે ભાગે તેટલી કાળજી આપણામાં કોઈ રાખતું નથી. ગોપાળરાવના ચરિત્ર ઉપર તેમના માતૃવંશ વિશેની માહિતીથી ખચિત વિશેષ અજવાળું પડી શકત. ગોપાળરાવનામાં જે જે ગુણોનો આગળ વિકાસ થયો તે તમામ તેમના પિતૃવંશમાંથીજ મળી આવવા જેવા નથી. ઓજ અને માર્દવનું જે રમ્ય સંમેલન ગોપાળરાવનામાં થયું હતું, તેની મીમાંસા બરોબર થવા માટે કૃષ્ણરાવ, શ્રીધરપંત, ભાસ્કરપંત ને બાળાજીપંતના ચરિત્રનું જ્ઞાન અવશ્ય જરૂરનું છે જ; પરંતુ તે સાથે તેમની મા, દાદી વગેરેનાં ચરિત્ર જાણવાની પણ જરૂર છે. પરંતુ હાલ તો એ માહિતી મળી શકી નથી.

ગોપાળરાવના મોસાળનું ગામ કોતળુક. એ ચિપળૂણ તાલુકામાં જ તામનમળાથી

આશરે આઠેક મૈલ છેટે છે. ગોપાળરાવના દાદા (માના બાપ) ભાસ્કરપંત એક. એ કૈ-તળુક ગામના ખોત (મુખત્યાર) હતા. ભાસ્કરપંતને ત્રણ દીકરા–ગણેશપંત, નિળોપંત ને હરિપંત–હતા. દીકરી એક વાલુબાઈ તે કૃષ્ણરાવ ગોખલેનાં પત્ની ને ગોપાળરાવનાં મા. તેમનું સાસરીનું નામ સત્યભામાબાઈ.

**પૂર્વજોના વિશેષ ગુણસ્વભાવ.**

ગોપાળરાવના બેઉ તરફના વડીલ સામાન્યતઃ નીરોગી અને શરીરે સુદૃઢ હતા. તેમના દાદા કૃષ્ણરાવના પિતા ૭૭ મે વર્ષે મરણ પામ્યા. કૃષ્ણરાવના ભાઈ અંતાજીપંત ૮૩ વર્ષની ઉંમરના મજબૂત બાંધાના હાલ હયાત છે. આ ઉપરથી તેમની શરીરપ્રકૃતિ કેવી હતી તેની કલ્પના થઈ શકશે. માતૃવંશ તરફના દાદાના મરણ સમયની ઉંમર જાણવામાં આવી નથી, પરંતુ તે તરફનાં માણસો પણ અલ્પાયુષી નહોતાં, એમ જણાય છે. ગોપાળ-રાવના બેઉ મામા ૬૦–૬૦ વર્ષના થઈને મરણ પામ્યા હતા.

બેઉ વંશમાંના માણસોના કેટલાક સ્વભાવવિશેષ ધ્યાનમાં રાખવા જેવા છે પિતૃ-વંશ તરફનાં માણસો ઘણે ભાગે ટેકીલાં ને સ્વાભિમાની હતાં. તેમનું સ્વાભિમાન જાજ્વલ્ય-ને સ્વભાવ સાધારણપણે માની બીજાના ઓશિયાળા કે દબાયલા રહેવું એ તેમને પસંદ પડતું નહિ. બનતા સુધી પોતાની જ કર્તબગારી ઉપર પોતાનો વ્યવહાર ચલાવવો એવી તેમની ટેકીલી પ્રકૃતિ હતી. સ્વાભિમાન, ટેક અને સ્વાવલંબન એ પિતૃવંશના ખાસ વિશેષ ગુણ હતા, તો માતૃવંશ તરફનાં માણસોમાં દિલદારપણું વિશેષ હતું. સાત્વિકવૃત્તિ અને મનનું મોટાપણું એ ગુણ માતૃવંશની મંડળીમાં વિશેષ હતા, એમ સમજાય છે. ગોપાળરાવના ચરિત્રમાં જે ગુણો દૃષ્ટિગોચર થાય છે, તેનુ યથાર્થ આકલન થવા માટે તેમના પિતૃવંશના અને માતૃવંશના ઉપરના ગુણ ધ્યાનમાં રાખવા જોઈએ.

**માબાપ.**

ગોપાળરાવના પિતા કૃષ્ણરાવ ને માતુશ્રી સત્યભામાબાઇ સંબંધી જે માહિતી હાલ મળી છે તે ઉપરથી ગોપાળરાવનો સ્વભાવ અને તેમના મનની ઘટના સમજવામાં ઘણી મદદ મળશે, એમ લાગે છે. કૃષ્ણરાવ નાનપણમાં ભારે તોફાની ને સાહસી હતા. તે એટલા કે તેમના તોફાની અને તામસીપણાને લીધે તેમને ગામનાં માણસો "વાઘોબા" કહેતા. તે સમય અંગ્રેજી અમલની શરૂઆતનો હોવાથી આજની પેઠે શિક્ષણની સગવડો થઈ નહોતી. કૃષ્ણ-રાવને ભણવા માટે કોંકણ છોડીને કોલ્હાપુર જવું પડયું હતું. કોલ્હાપુર ને ગોખલે કુટુંબનો સંબંધ ઘણો જુનો જણાય છે. કૃષ્ણરાવના કાકા કોલ્હાપુરમાં મામલતદાર હતા. આથી તામનમળાથી કૃષ્ણરાવ ભણવા સારૂ કોલ્હાપુર ગયા, અને ત્યારથી તેમનો કોંકણ સાથેનો સંબંધ લગભગ તુટયા જેવો જ થયો. તે કદી કદી કોંકણમાં જતા-આવતા, તોપણ તેમનું શિક્ષણ અને આગળ ઉદ્યોગ ધંધો કોલ્હાપુર સંસ્થાનમાં થવાથી તે કોલ્હાપુર-સંસ્થાન-નના જ રહેવાસી થયા.

કૃષ્ણરાવ કોલ્હાપુરમાં જે નિશાળમાં ભણતા તે જ નિશાળમાં પ. વા. ન્યા. ગ: રાનડે પણ ભણતા. રાનડે અને કૃષ્ણરાવ ગોખલે એ સહાધ્યાયી હતા એનું તે વખતે કોઇને કંઈ લાગવાનું કારણ નહોતું; પરંતુ આજ એ કર્મધર્મસંયોગ ઘણોજ મજાનો લાગે છે. ગોપાળરાવના આધિભૌતિક જન્મનું પિતૃત્વ જેમને પ્રાપ્ત થવાનું હતું તે કૃષ્ણરાવ, અને ગોપાળરાવના આધ્યાત્મિક જન્મનું ગુરુસ્થાન—પિતૃત્વ જ કહેવાય–જેમને પ્રાપ્ત થવાનું હતું તે રાનડે એક નિશાળમાં, એક વર્ગમાં, એક ગુરૂ પાસે, એકઠા ભણે આ યોગાયોગ કેટલો વિલક્ષણ છે! પોતાની સાથે ભણનાર આ કૃષ્ણનો એક દીકરો ભવિષ્યે પોતાની કીર્તિ—નામના અને રાષ્ટ્રીય કુલવ્રત ચાલુ રાખનાર, પોતાની પરંપરા વધારનાર, પોતાનો શિષ્ય થશે, એવું તે વખતે માધવને લાગ્યું હશે કે? પોતાના પુત્રના ઐહિક આયુષ્યનો ઓઘ સર્વાંશે બદલવાને આ માધવ કારણરૂપ થશે, એવું સ્વપ્નેપણ કૃષ્ણને લાગ્યું હશે કે? પરંતુ તેમના ચિત્તમાં પણ નહોતું, તે જ્યારે બની આવ્યું ત્યારે કૃષ્ણ અને માધવના સહાધ્યાયિત્વ વિષે ગતકાલ તરફ પાછા ફરી જોતાં આપણને ભારે નવાઇ લાગે છે; અને કાળના અનંત વંટોળીઆમાં અમસ્થાં જ જે ચીંથરાં પવન ઉપર ઊડતાં હોય એમ બહુ છેટેથી અને તૂટક રીતે દેખાતું, તે જ એક બીજા સાથે બહુ નિકટપણે સંધાયેલાં હતાં એમ આપણને ખાત્રી થાય છે. આ યોગાયોગ કેવળ યદૃચ્છાથી ઘડાઈ આવ્યો હશે?

કૃષ્ણરાવની સ્થિતિ પૈસા સંબંધી સારી નહોતી. માધવરાવ રાનડેના પિતા કોલ્હાપુરમાં ખાનગી કારભારી હોવાથી તેમના વિદ્યાભ્યાસમાં અડચણ આવી નહિ. વળી માધવરાવ તીવ્ર બુદ્ધિના ને અભ્યાસી હતા. કૃષ્ણરાવનું શિક્ષણ અનેક કારણોથી જલદી જ બંધ પડયું. તેમને તુરત જ નોકરીમાં જોડાવું પડયું, અને કાકાનો વશીલો હોવાથી તે તેમને સહેજે મળી પણ ગઈ. તે કાગલમાં કારકુનીમાં જોડાયા. તેમનું ઘણુંખરૂં જીવન કાગલમાં જ ગયું.

કૃષ્ણરાવનું કામ ચોખ્ખું ને સ્વભાવ ટેકી હતો. તેમને કારણ વગર કોઇ એક અક્ષર પણ કહે તો તે સહન થતું નહિ. આવે પ્રસંગે તે પોતાના ઉપરીની પણ શરમ રાખતા નહિ. એક વખતે તેમના ઉપરી તેમના કામની તપાસણી માટે આવેલા, ને પાંચ દસ માણસની રૂબરૂ કાંઇક વધારે પડતું બોલ્યા. પોતાનું કામ બરાબર હોવા છતાં ઉપરી વધારે પડતું બોલે, ને તે વળી ઘણા માણસોની સમક્ષ, તે કૃષ્ણરાવથી સંખાયું નહિ. તે વાઘની પેઠે ઘુરકીને ઉપરીના ઉપર ધસ્યા. પાસેનાં માણસોએ તેમને ઝાલી રાખી શાન્ત કર્યા, એ વાત જુદી! પરંતુ આ પછીથી તેમના ઉપરીની તેમની ઉપર જે સારી લાગણી થઈ, તે છેવટ સુધી કાયમ હતી. તેમના ટેકીલા સ્વભાવને લીધે તેમની ઉપર તેમના ઉપરીનો અતિશય વિશ્વાસ બેઠો હતો.

કૃષ્ણરાવની સ્ત્રી સત્યભામાબાઈ મોટા મનની અને સત્વશીલ હતી. એ સ્વભાવે ઘણી ગરીબ ને દેવભોળી હતી. કદી કોઇને વધારે પડતું બોલવું કે ખગબ જવાબ દેવો એ તે

સમજતી જ નહોતી પોતાનુ કામકાજ મુગે મોઢે કર્યા કરવુ, પોતાનો સંસારવ્યવહાર બડબડાટ કર્યા વગર ચલાવવો, અને બ્રાહ્મણાદિને સતુષ્ટ રાખી આ મનુષ્યજન્મનુ સાર્થક કરવુ. એટલુ જ તે જાણતી હતી કોઇનુ કાર્ય વધારે ઓછુ હોય તો પેટમા નાખવુ, અને કોઇની સાથે બોલાચાલી ન કરતા થતા આઘાત શાન્તપણે સહેવા, બને ત્યા સુધી સર્વેની સાથે સુલુકાઇથી વર્તવુ, એવી તેની વૃત્તિ હતી તે વખતના જમાના પ્રમાણે તેમને કક્કાનુએ જ્ઞાન નહોતુ, પરતુ તેમની સ્મરણશક્તિ બહુ વિલક્ષણ હોવાનુ કહે છે તેમની પતિનિષ્ઠા કેવી હતી એ એક નાનકડી વાત ઉપરથી જણાશે કૃષ્ણરાવ મરણ પામ્યા પછી આ સાધ્વી સ્ત્રીએ તેમનુ એક ધોતીઉં પોતે મરતા સુધી પોતાની પાસે સાચવી રાખ્યુ હતું આ વાત ક્ષુલ્લક લાગે છે, પરતુ સત્યભામાબાઇની સાત્વિક નિષ્ઠાની, પતિ વિશેના પૂજ્યભાવની, અને તેમની સામાન્ય ધાર્મિક વૃત્તિની આ મજબૂત સાક્ષી છે'

પોતાના પૂજ્ય માણસોની ગઇ વસ્તુ આ પ્રમાણે સઘરી રાખવાની પદ્ધતિ હાલમા જે કે બહુ નજરે પડતી નથી, પરતુ પતિના મૃત્યુ પછી તેના વિરહદુ ખનુ વર્ણન કરનારા ગ્રન્થો લખે કે તેના ગુણાનુવાદ ગાવા માટે ગ્રથ લખે તોપણ આ સાદી બાબતથી સાદા, સરળ ને પ્રેમાળ હૃદયનું જે ચિત્ર આખ આગળ ખડુ થાય છે તે એ ગ્રન્થો કે ગ્રન્થોથી થવાનુ નહિ પતિપત્નીની નિષ્ઠાથી તેની દૃષ્ટિમા હલકી વસ્તુનુ પણ જે મૂલ્ય વધે છે, તે રૂપીઆથી કે મહોરોથી આકી શકાતુ નથી આવા અસ્ફુટ પ્રેમની મહત્તા જાતિઅનુભવથી જ સમજી શકાય તેવી છે વિલક્ષણ બુદ્ધિવાળાને આ બાબત ગમે તેવી હલકી અને ગાડાઈ ભરેલી લાગે પરતુ પ્રેમાળ હૃદયને અત્યત ઉંડી અને પવિત્ર મનોવૃત્તિની આ સાક્ષ અત્યત પૂજ્ય લાગવી જોઇએ અને ગોપાળરાવને તેવી લાગતી હતી પણ ખરી તેમણે પણ પોતાની માએ પૂજ્યભાવથી સાચવી રાખેલુ પોતાના વડિલનુ ધોતીઉં તેટલા જ પૂજ્યભાવથી સભાળી રાખ્યુ હતુ

કૃષ્ણરાવ ને સત્યભામાબાઈ એ બન્ને તેમના વડિલોના પ્રમાણમા અલ્પાયુષી જ મરણ પામ્યા હતા એમ કહેવુ જોઇએ કૃષ્ણરાવના પિતા ૧૮૮૮ ની સાલ સુધી જીવતા હતા, અને મરણ વખતે તેમની ઉંમર ૭૭ વર્ષની હતી પરતુ કૃષ્ણરાવની જીંદગી માત્ર ૪૨ વર્ષમા જ ખલાસ થઈ કારકુનીથી આરભ કરીને કૃષ્ણરાવ પોતાના કામની ચોખ્ખાઇથી અને હોશીયારીથી કાગલના ફોજદાર સુધી પહોચ્યા હતા તે સન ૧૮૭૯ ની સાલમા મરણ પામ્યા કૃષ્ણરાવના પિતાની પ્રકૃતિ ઘણે ભાગે નીરોગી હતી, તોપણ વૃદ્ધાવસ્થામા તેમને દમનો રોગ થયો હતો તે પ્રમાણમા જોતા કૃષ્ણરાવને બહુ અલ્પાયુષ્યમા જ રોગે ઘેરી લીધા ચાળીશી પુરી થતા પહેલા જ તેમને મધુમેહનો વિકાર લાગુ થયો હતો, અને આગળ બહુમૂત્રનો વિકાર થતા તેથી જ તે મરણ પામ્યા કૃષ્ણરાવનો સ્વભાવ તેમના વડિલ પ્રમાણે ખર્ચાળ હોવાથી તેમણે પૈસો બીલકુલ એકઠો કર્યો નહોતો

કૃષ્ણરાવની હકીકત ઉપરથી તે અને તેમના પત્નીના કેટલાક મુખ્ય મુખ્ય ગુણ છેવટે

લક્ષમાં રાખવા એ ઠીક છે. કૃષ્ણરાવ **દૃઢનિશ્ચયી, સ્વાભિમાની, પ્રામાણિક,** અને પ્રસંગ આવે કોઇની પરવા ન કરનારા **ટેકદાર** હતા. તેમના સ્વભાવમાં કંઇક તામસીપણું હોવાથી તેવું નાનપણનું નામ "વાઘોબા" મોટપણે પણ કેટલેક પ્રસંગે અન્વર્થક થતું. સત્યભામાબાઈ **ગરીબ, મહેનતુ, સત્ત્વશીળ, નિષ્ઠાવન્ત,** અને **પ્રેમાળ** હતાં. તેમની **સહનશીળતા** ને **ધાર્મિકવૃત્તિ** ભારે હતી. તેમની સમજ પ્રમાણે પૂજ્ય માણસો વિષે તેમના મનમાં આદર અતિશય રહેતો. આ દમ્પતીના આ ગુણોનું મિશ્રણ તેમના પુત્રમાં બેમાલુમ રીતે કેવું થયું હતું તે આગળના તેમના જીવનવૃત્તાન્ત ઉપરથી જણાઈ આવશે.

**માબાપના વિશેષ ગુણ.**

---

## પ્રકરણ ૨ જું.



### જન્મ અને વિદ્યાભ્યાસની શરૂઆત.

**જન્મ.**

કૃષ્ણરાવ કાગલમાં હતા તોપણ સત્યભામાબાઈ સુવાવડ માટે તામનમળા જ જતાં એમ જણાય છે. માત્ર ગોપાળરાવના પ્રસંગે તે પોતાને પિયેર–કોતળુક–હતાં. ત્યાં ઓકને ઘેર એટલે તેમના મોસાળમાં ગોપાળરાવનો જન્મ તા. ૯મી મે સન ૧૮૬૬ના રોજ થયો. જન્મ વખતે આ બાળક ભવિષ્યમાં આખા ભરતખંડના ભૂષણરૂપ થશે એમ કોઇને પણ લાગ્યું હશે ? કોંકણના એક ખૂણામાં આવેલું નાનકડું ગામડું ! પરંતુ આજ એ ગામડાની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી જ કહેવાશે ! ભરતખંડમાં ખૂણે ખોચરે આવાં નરરત્નો કેટલાંએ ધૂળમાં ઢંકાઈ રહ્યાં હશે ! એ જ્યાં સુધી જગતની નજરે ચડયાં નથી, અને ધૂળમાંથી બહાર નીકળી શક્યાં નથી, ત્યાં સુધી તે હોય કે ન હોય એ સરખું જ !

પરંતુ કોતળુકમાં જન્મેલું આ રત્ન આ દેશના સદ્ભાગ્યે ધૂળમાં પડી રહ્યું નહિ ! સુવાવડ આવ્યાને બે જ મહિના થયા એટલે આ રત્નને લઈ તેની માતા તામનળા ગઈ, અને ત્યાં ચાર પાંચ મહિના રહીને પછી પોતાના પતિ પાસે કાગલ આવી. એક રીતે આ ઉત્તમ જ થયું ! આગળ સુધરેલા જગત્ ઉપર પોતાનો યશરૂપી સુગન્ધ ફેલાવનાર આ દિવ્ય પુષ્પ શરૂઆતના થોડાક મહિના ગામડાની વન્યસૃષ્ટિના ખોળામાં રમતું રહ્યું એ ઉત્તમ જ થયું. તેને લીધે વનવગડાની સુન્દર સૃષ્ટિનું કુદરતી સૌન્દર્ય અને માધુર્ય તેમના શુદ્ધ અન્તઃકરણમાં ભળ્યું હશે. સ્વભાવની સાદાઈરૂપી પાણી તેના સ્વભાવના પાયામાં પુરેપુરું ભર્યું હશે. શહેરમાંના કપટકલુષથી દૂષિત થયા વિનાની વાતાવરણમાંના વાત્સલ્યથી નિર્ઝરો જ

સરલતાનુ તેના જીવનરસ સાથે મમિલન થયુ હશે. કોણ જાણે આગળ આ બાળકને શહેરમાંનાં-રાજધાનીમાંનાં-પરદેશમાંનાં વિવિધરંગે રંગાયેલાં અને કૃત્રિમતાના વિવિધ પ્રકારે શણગારાયેલા ઉપવનોમાં મહાલવાનો પ્રસંગ આવવાનો છે માટે પ્રથમથી જ પોતાની છાપ તેની ઉપર પાડવી કે જેથી બહારના રંગનો અને કૃત્રિમ રીતે ચઢાવેલા ઢોળનો ગમે તેટલો સંપર્ક થાય, તોપણ તેનુ મૂળનુ શુદ્ધ સ્વરૂપ લુપ્ત ન થાય. ભવિષ્યની આવી ઉચ્ચતર લાગણીથી જ કુદરતે પોતાના આ લાડકા બાળકને તેના જીવનની શરૂઆતના સાત આઠ મહિના પોતાના ખોળામા રમાડયુ હશે ! ગમે તેમ હો, પણ જીવનની શરૂઆતના સાત આઠ મહિના પછી ગોપાળરાવ કોંકણમાંથી છુટયા, ને કાગલમાં આવ્યા, તે ઘણાં વર્ષો ત્યાં જ રહ્યા. લગભગ દસવર્ષની ઉંમર થતા સુધી તે કાગલમાં જ રહ્યા હતા. તેમનો મરાઠી વિદ્યાભ્યાસ ત્યાં જ થયો. તે વખતના તેમના શિક્ષક અને સહાધ્યાયી કોણ કોણ હતા તે જણાયુ નથી

**માના ગુણની અસર–પાપભીરૂતા.**

ગોપાળરાવની મા અતિશય પાપભીરુ હતી, અને તેનો આ ગુણ નાનપણમાંજ ગોપાળરાવનામા ઉતર્યો હતો. તે મરાઠી નિશાળમાં ભણતા તે વખતની એક વાત સાંભળવામા આવી છે તે ઉપરથી આની પ્રતીતિ થાય છે. તે ત્રીજા કે ચોથા ધોરણમાં હતા ત્યારે ગણિતનો એક દાખલો ઘેરથી ગણી લાવવા શિક્ષકે વર્ગના છોકરાઓને લખાવ્યો બીજે દિવસે જોતાં વર્ગમાંના ઘણા ખરા વિદ્યાર્થીઓને તે દાખલો આવડયો નહોતો, માત્ર ગોપાળરાવનો ખરો હતો. આથી મહેતાજીએ તેમને પહેલો નબર આપ્યો, ને તેમનાં વખાણ કરી શાબાસી આપી, બીજા વિદ્યાર્થીઓને ઠપકો આપ્યો મહેતાજીએ પોતાનાં વખાણ કર્યાં તે સાંભળતા ગોપાળરાવને રોવુ આવ્યુ ! તે ડસકા ભરવા લાગ્યા, ને તે કેમે કર્યા રહે નહિ ! મહેતાજીને કે બીજા છોકરાઓને આનુ કારણ સમજાયુ નહિ છેવટ મહેતાજીએ ગોપાળરાવને પોતાની પાસે બોલાવી મમતાથી પૂછ્યુ, “ગોપાળ, તુ કેમ રૂવે છે ? તને શુ થયુ છે ? તારો દાખલો ખરો છે, તુ પહેલે નંબરે આવ્યો છે. આ જોઈ બીજા છોકરાને રોવું આવે, પણ તુ કેમ રૂવે છે ? તને કાંઈ થાય છે ? છાનો રહે–રોઈશ મા.”

પણ મહેતાજીના આ મમતા ભર્યા સાન્ત્વનથી તેમનું રોવું ઘટવાને બદલે ઉલટુ વધી પડયુ. અને તે મહેતાજીને પગે પડીને બોલ્યા, “મારે પહેલો નંબર નથી જોઇતો ! એ જગાએ મારાથી બેસાતુ નથી. ખરી રીતે તે નબર મારો નથી ! મારી પાટીમાંનો દાખલો ખરો છે, પણ તે મેં ગણેલો નથી. ઘેર બીજા પાસે તે ગણાવ્યો હતો મેં છેતરપીંડી કરી હતી હું શાબાસીને લાયક ન છતાં મને મળે છે, તે મને જોઇતી નથી. મારાથી તે સંભળાતી નથી. મારી ઉપર દયા કરો, ને મને આ લબાડી માટે માફ કરો ”

ગોપાળરાવના ડમકા અને તેની સાથે સાથે જ તેમના મોઢામાથી નીકળતી આ હકીકત, તેમને થતો ભારે પશ્ચાત્તાપ એ ‘મહાન્ જ વિલક્ષણ’ હતું ખરેખર એ વખતે સૌને આ વિલક્ષણ લાગ્યુ

બીજાને પુછીને દાખલા કરી જનારા વિદ્યાર્થીઓ નિશાળોમાં થોડા હોતા નથી તેમાં ખોટું લાગવા જેવું શું છે? વર્ગમાંના છોકરાઓને ગોપાળના આ વર્તનની નવાઈ લાગી. તેઓ ઘડીવાર ચકિત થયા. તેમને ગોપાળનું રોવું કેવળ ગાંડાઈભરેલું લાગ્યું કે કોણ જાણે. એમ લાગે એવા શિક્ષકો પણ ઘણા છે! ગોપાળરાવની આ રીતભાતથી હસનારા ને તેમને 'રોતલ' કહેનારા છોકરા તેમના વર્ગમાં ઘણા હશે. આજ પણ આવી બાબત માટે છોકરા છોકરામાં મસ્કરી જ થશે. પરંતુ બાળસ્વભાવની સરળતા ને હૃદયની કોમળતા જે સમજે છે, તે આવી બાબતની મશ્કરી કદી નહિ કરે. મહેતાજીના લક્ષમાં ગોપાળના રોવાનું રહસ્ય આવ્યું કે નહિ કોણ જાણે! આજ આ વિશે વિચાર કરતાં, આ બનાવમાં ગોપાળરાવની નૈતિક પવિત્રતાનું રહસ્ય સમાયેલું છે, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને લાગ્યા વિના નહિ જ રહે. ગોપાળને રોવું શા માટે આવ્યું? પોતાને દાખલો ગણતાં ન આવડ્યો ને બીજાની પાસે ગણાવ્યો તે માટે? કે દાખલો ખરો ન આવડવા માટે શિક્ષકે બીજા છોકરાઓને સારી પેઠે ઠપકો દીધો તે માટે? ઉપર ઉપરથી જોનારને એમ લાગશે કે ગોપાળરાવની માત્ર આ ગાંડાઈ જ છે. મહેતાજીએ કરવા આપેલો પાઠ પોતાને ન આવડે તો બીજાને પુછીને કરી જવો, એ સરળ છે; આળસુ છોકરાની પેઠે 'મને આવડતો નથી' એમ કહીને છુટી પડવું એ જ ખરાબ છે. લેસન બરાબર કરી લાવનાર છોકરાને મહેતાજી શાબાસી આપે અને લેસન ન કરી લાવનારને ઠપકો દે એ પણ બરાબર જ છે. તો પછી ગોપાળરાવે રોવું શા માટે? ગોપાળરાવને જે રોવું આવ્યું તે આમાંની કોઈ પણ બાબતને માટે નહિ, પણ નીતિની અત્યંત કોમળ ભાવનાને લીધે. તત્ત્વપંથની જુદી જુદી વિચારશ્રેણિઓ વાંચીને, કાયદામાંના શબ્દચ્છલોનો અને નાકાબારીઓનો અભ્યાસ કરીને 'કામ થવાનું કારણ, પછી માર્ગ ગમે તે ભલે લેવો પડે!' એ મંત્રના જપ અને પુરશ્ચરણથી જગતના અખાડામાં મનને ઘડી મજબૂત બનાવ્યું હોત—તે "ઉસ્તાદ" બન્યા હોત—તો નીતિની આ કોમળ ભાવના તેમના મગજમાં ઉદ્ભવવા પામી જ ન હોત! પરંતુ તેમની ન્યાયબુદ્ધિ અને સદ-સદ્ભાવના સ્વયંભૂ—જન્મની સાથે જ પ્રાપ્ત થયેલી—માના દૂધની સાથે જ તેમના જીવન-પ્રાણમાં મળી ગયેલી—હોવાથી તેમને બીજાને પુછીને દાખલો ગણી જવો, ને તે પોતે જ કર્યો છે એમ ગણાવવું અને તેની શાબાસી પોતે લેવી, એ અન્યાયનું—ચોરી જેવું—જૂઠાણું—છે, એમ લાગ્યું; અને એવું પાપ પોતાનાથી થયું છે, એ માટે મુગ્ધ શુદ્ધ હૃદયના એ બાળકને અત્યંત ખરાબ લાગ્યું. 'જે શ્રેય—ફળ પોતાનું નથી તે પોતે લેવું એટલે ચોરી—પાપ,' એવી તેની દૃઢ ભાવના બંધાયલી હતી. 'મેં દાખલો ગણી આણ્યો છે, પણ તે બીજાને પુછીને ગણ્યો છે' એમ પહેલાં જ તેણે મહેતાજીને કહ્યું હોત, કે કહેવાનું તેને સુઝ્યું હોત, અને તે જણાવ્યા પછી—જાણ્યા પછી પણ મહેતાજીએ તેને શાબાસી ને પહેલો નંબર આપ્યો હોત, તો તે માટે તેને ખોટું લાગત નહિ. પરંતુ 'દાખલો પોતે જ કર્યો છે' એવી સમજ મહેતાજીની પડે થવા દીધી, અને તે ખરેખરી રીતે બીજાએ કરેલો છતાં પોતે બીજાનો નંબર પડાવી લીધો, એ તે બાળકના કોમળ કાળજાને ખાવા લાગ્યું; અને પ્રખર નીતિદેવનાએ ઉત્પન્ન કરેલો તીવ્ર મનસ્તાપ તેનાથી સહેવાયો નહિ. તે ડસકાં મારફત બહાર નીકળ્યો; અને મહેતાજીને તથા છોકરાઓને અચંબામાં નાખવાને કારણરૂપ થયો.

ન્યાયાન્યાયબુદ્ધિનો આ અત્યંત સૂક્ષ્મ કાંટો, નીતિભાવનાની આ અલૌકિક કોમળતા, અને અત્યંત તીવ્રપણે મનને વ્યાપી નાખનારી આ પાપભીરૂતા, આટલી નાની ઉંમરમા અને આવી પરિસ્થિતિમા કેટલા બાળકોમા મળી આવશે ? ગમે તે પ્રકારે ઉંચો નંબર મેળવ્યો, કે મહેતાજીનો ઠપકો ન મળ્યો એટલે થયુ, એવી જ વૃત્તિ ઘણાખરા છોકરાની હોય છે તેવી આ બાળકની નહોતી, એ જ તેનુ વિશેષત્વ બીજાથી જુદો પાડનારો તેનો આ જ ગુણ આને લીધે જ આ છોકરો અનન્યસાધારણ અને અદ્વિતીય હતો, એમ સિદ્ધ થાય છે બાળક ગોપાળનામા દશ્ય થયેલી આ પાપભીરૂતા નામદાર ગોપાળરાવનામા છેવટ સુધી તેવી જ ટકી રહી હતી—કદાચ વધારે જ વધી હતી તેમના આયુષ્યક્રમમાના કેટલા ગૂઢ બનાવોનુ અને અગમ્ય લાગણી બાબતોનુ રહસ્ય આમાથી જ મળી આવવા જેવુ છે 'અમુક પ્રસગે નામદારે એમ કેમ કર્યું ?' એવા સવાલ પ્રામાણિકપણે પુછનારા તે નામદારના ઇષ્ટમિત્રોમા અને મહારાષ્ટ્રમાના બીજા ઘણા છે એવાઓને તેમના સવાલનો જવાબ નામદારના નાનપણની ઉપર આપેલી આ એક સામાન્ય વાત ઉપરથી ઘણે ભાગે મળશે આ પાપભીરૂતા અને કેવળ બીકણપણુ એમાનો ભેદ ઘણાઓ સમજતા નથી સસારમાના રમણ રગણમા અપરિપક્વ સ્થિતિમા જ સપડાયાથી, કે પ્રપચ—વ્યવહાર—ના પેચ ઉકેલવા જેટલુ મનોબળ ન હોવાથી કે લાલચની સોબતથી લાલચુ બન્યાથી, કે પાપપુણ્યના મિશ્ર મોજાથી ભરેલા ભવસાગરમા માત્ર પુણ્યના જ જોરે જીવનનુ વહાણુ ચાલવાનુ નથી, તેને પાપની સહાયતા પણ જોઇએ છે, એવા ભમાવનારા તત્ત્વના ભોગ થવાથી, આપણામાના ઘણાઓની નીતિભાવના અને ન્યાયાન્યાયબુદ્ધિ બુઠી થઇ ગયેલી હોય છે અને આપણે આપણા આચરણની લૌકિક બાજુ અને નૈતિક બાજુ એમા ભેદ પાડતા નથી, એવા થઇએ છીએ સારા ખોટા—ગમે તેવા સાધનવડે પોતાનો દાનપેચ સાધવાનો યત્ન કરનારને અને જગતમા એમ જ કરવુ જોઇએ, એમ દૃઢપણે કહેનારને ઉપરની પાપભીરૂતા એટલે કેવળ બીકણપણું જ લાગે છે પણ **પાપભીરૂતા પવિત્ર—મંગલ હોય છે, અને બીકણપણુ દુર્બલતાદર્શક હોય છે** એકમા દિવ્ય સાવધાનતા દેખાય છે, તો બીજામા નૈતિક દુર્બળતા પ્રગટ થાય છે

**અગ્રેજી શિક્ષણની શરૂઆત.**

કાગલની મરાઠી શાળાનો અભ્યાસ પુરો થયા પછી ગોપાળરાવ ને તેમના મોટા ભાઇ ગોવિંદરાવ એ બન્ને અગ્રેજી ભણવા સારૂ કોલ્હાપુર મૂક્યા હતા ગોવિંદનુ લક્ષ પહેલાથી જ અભ્યાસ તરફ બહુ નહોતુ તથાપિ બન્નેનો અગ્રેજી અભ્યાસ કોલ્હાપુરમા ચાલુ હતો તે સમયના તેમના સહાધ્યાયીઓ તરફથી વધી માહિતી મળશે એવી અપેક્ષા હતી પણ તે અદ્યાપિ સફળ થઇ નથી પ્રો વિજાપુરકરને આ બન્ને ભાઇઓનુ ઓળખાણ બહુ નાનપણથી હતુ ગોપાળરાવ પાચ ને વિજાપુરકર આઠ વર્ષના હતા ત્યારથી એમ બીજાનુ ઓળખાણ થયુ હતું તથાપિ વિજાપુરકર મરાઠી કે અગ્રેજી કોઇ પણ શાળામા ગોખાળરાવના સહાધ્યાયી નહોતા તેથી સહાધ્યાયીઓને જ જે માહિતી હોઇ શકે તે તેમને નથી આ બેઉ ભાઇઓ કોલ્હાપુરમા ભણતા હતા ત્યારે ધ્યાનમા રાખવા જેવી કેટલીક બાબતો

બનેલી હોવી જોઇએ. બન્ને ભાઇઓનું પરસ્પરનું વર્તન, વર્ગમાંના બીજા છોકરાઓ સાથેનો સંબંધ, શાળાના શિક્ષકો, તેમના શિક્ષણ અને આચરણની ગોપાળરાવ ઉપર થયેલી અસર વગેરે સંબંધી માહિતી હજી મળી શકી નથી. તે મળી હોત તો નિસર્ગદેવતાએ પોતાના ખોળામાં રમાડી શહેરની હવામાં મોકલેલા આ નાનકડા રોપાનું આગળ જતાં જે મહાન્ વૃક્ષ થયું તેમાં તેના મૂળના જોરનો કેટલો હિસ્સો હતો અને નાનપણના માળીઓએ કરેલી મહેનતનો કેટલો હિસ્સો હતો, એ મુકરર કરવાનો પ્રયત્ન કરવાનું તો બની શકત.

**કૃષ્ણરાવનું મૃત્યુ.**

અંગ્રેજી શાળાનો અભ્યાસ અધૂરોપધૂરો થયો એટલામાં જ આ બેઉ બાળકો ઉપર દુર્દૈવનો કોપ થયો. સન ૧૮૭૯ માં કૃષ્ણરાવ માંદા પડયા, અને બદ્ધમુત્રના દરદથી માત્ર બેંતાળીસમા વર્ષે જ તેમના જીવનનો અંત આવ્યો. સાધારણ ગરીબ સ્થિતિના કુટુંબ ઉપર ઘર ચલાવનાર મુખ્ય પુરૂષનું મરણ એટલે આકાશ તુટી પડયા જેવું જ! સત્યભામાબાઈ એકલાં. પાસે વધારે પૈસા ન મળે. બે દીકરા પણ તેનું શિક્ષણ હજી પુરૂં થયું નહોતું. તે સિવાય ચાર નાની દીકરીઓ. આ નબાપાં છોકરાંની સંભાળ ઉપાડી પડેલી બિચારી સત્યભામાબાઈ એકલી કેવી રીતે રાખે? છોકરાનું ભણતર પુરૂં શી રીતે કરાવે? માથા ઉપરનું છત્ર અચાનક ઉડી જવાથી તેમને હવે આધાર ક્યાં મળે?

કૃષ્ણરાવના સગા ભાઇ અંતાજીપંત કોંકણમાં જેમ તેમ ઘર સંભાળીને રહેતા હતા. તેમને આ ભ્રાતૃવિયોગ અસહ્ય જ થયો. તોપણ તેમણે આ પ્રસંગે શોક સમાવીને પોતાનું કર્તવ્ય બજાવ્યું. વિષ્ણુ પરશરામ નામના એક ગૃહસ્થની મદદથી કૃષ્ણરાવની પાછળ તેમના મોટા દીકરાને કાગલકરે પંદર રૂપીઆની કારકુનની નોકરી આપી. ગોપાળની કોલ્હાપુરમાં ભણવાની સગવડ થઈ, અને સત્યભામાબાઈ તથા છોકરીઓને અંતાજીપંતે પોતાને ગામ તેડી જઇ પોતાને ઘેર રાખી. આ પ્રમાણે ઉમરના તેરમા વર્ષે ગોપાળ અને અઢારના વર્ષે ગોવિંદ નબાપા થયા.

**મોટાભાઈની કાળજી.**

અંતાજીપંત કૃષ્ણરાવના સગા ભાઇ. તે બે ભાઇઓમાં જુદાઇ જરા પણ નહોતી એ ખરૂં; તથાપિ અંતાજીપંતની કે કૃષ્ણરાવની સાંપત્તિક સ્થિતિ બહુ સારી નહોતી. ગામની ખોતી–મુખીપણા–માં તેમનો ફક્ત એક પૈસા જેટલો હિસ્સો હતો. તેટલા ઉપર તે જેમ તેમ કરીને કોંકણમાં ગુજરાન ચલાવતા. પરંતુ ગોપાળને ભણવા સારૂ પૈસા તેનાથી મોકલી શકાતા નહોતા. અર્થાત્ ગોપાળના શિક્ષણનો બધો ભાર ગોવિંદ ઉપર–ગોપાળરાવના 'મોટા ભાઇ' ઉપર–પડ્યો, ને તે તેણે ઘણા પ્રેમ તથા હોંશથી ઉપાડી લીધો. તેનું પોતાનું ધ્યાન ભણવા તરફ પ્રથમથી જ નહોતું, તેથી તેને નોકરી લેવી પડી તે માટે કાંઇ જ લાગ્યું નહિ. પરંતુ ગોપાળ કાળજીથી અભ્યાસ કરનારો છે, તેને શીખવાની હોંશ છે, તેની ઉપર શિક્ષકોની લાગણી છે, તે આશાવન્ત છે, એમ તે સમજ્યા હતા. અને પોતાનું શિક્ષણ પુરૂં ન થયું તો ખેર, પણ ગોપાળરાવનું તો પુરૂં કરવું જ, એવો મોટાભાઇએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય

કર્યો વંશપરંપરાગત મોટાઇનુ બી તેમનામાં હતુ. તેમનો ગોપાળરાવ ઉપર પ્રેમ પણ તેવો જ હતો અતાજીપત ને કૃષ્ણરાવની જોડીનો નમુનો ગોવિંદ—ગોપાળની આંખ આગળ પહેલાથીજ હતો તેથી અંતરના પ્રેમને બળવાન બનાવ્યો અને ગોપાળને પૂરેપુરો વિદ્યાભ્યાસ કરાવવો, એટલુ જ પોતાનુ ઇતિકર્તવ્ય મોટા ભાઇને લાગવા માડયુ મોટા ભાઈ ફક્ત અઢાર વર્ષના—છોકરવાદ ઉંમરના હતા, છતા તેમના પ્રેમ અને મોટા મને પુખ્ત અનુભવી ગૃહસ્થના કરતા વધારે ઉત્સાહ અને નિશ્ચય તેમનામા ઉત્પન્ન કર્યા. ગોપાળનુ ભણતર પુરૂ થતા સુધી ગોવિંદને પોતાના સુખનો કે શાન્તિનો વિચાર પણ સુઝયો નહિ તેમને માસિક પંદર રૂપીઆ ફક્ત મળતા હતા. તેમાથી તે પોતાનુ તમામ ખર્ચ નભાવીને ગોપાળને દર મહીને આઠ રૂ. મોકલતા ભાઇના ભવિષ્ય માટે કેટલી કાળજી ! મોટાભાઇએ આ વખતે આટલી કાળજી—ચિંતા રાખી ન હોત, નુકસાન વેઠયુ ન હોત, કર્યો તેવો સ્વાર્થત્યાગ કર્યો ન હોત, તો કોણ જાણે ગોપાળરાવનુ શિક્ષણ ત્યાથીજ પુરૂ થયુ હોત, ને આ અભાગી હિંદુસ્તાનનુ કેટલુએ નુકસાન થયુ હોત! પણ તેમ થવાનુ નહોતુ જ ગોપાળના હાથે જે મહાન્ કામો થવાના હતા, તેની ઝાખી કલ્પના પણ તે વખતે તેમના મોટા ભાઇને નહિ હોય, તોપણ કેવળ ભ્રાતૃપ્રેમને લીધેજ તેમણે પોતાના ભાઇ ગોપાળ માટે જ સમજીને જે કાંઈ કર્યુ તેનો ભારે ઉપકાર ગોપાળ ઉપર તો થયો જ—તે કદી ભૂલ્યા નહોતા—પરતુ આખા હિંદુસ્તાન ઉપર પણ તેમણે ઉપકારનો ભારે બોજો લાદ્યો છે, એમા કોણ ના કહેશે ?

**ગરીબાઇના દર્શનનો દાખલો**

મોટાભાઇ પોતાના પેટમાથી કાઢીને પોતાના વિદ્યાભ્યાસ સારૂ પૈસા મોકલે છે એની ગોપાળને પણ સારી પેઠે સમજ—કિંમત હતી ગોપાળ તેર વર્ષની ઉમરનુ બાળક હતુ, પરતુ તેપણ નાની ઉંમરમા પોતાની ગરીબાઈ સમજીને વર્તતા પોતાનુ માસિક ખર્ચ આઠ રૂપીઆ ઉપર ન થાય તે માટે તેમકુજ કાળજી રાખતા તેનુ ખર્ચ કરાવ્યા કરતા વધારે ન થાય તેના સારૂ મ્યુનીસિપાલિટીના ફાનસ પાસે બેસીને તે કેટલીક વખત અભ્યાસ તેમજ બીજુ કામ કરતા આવી રીતે સરસ્વતીદેવીની ઉપાસના કર્યા પછી તે પ્રસન્ન કેમ ન થાય?

તે સમયના ઘણાખરા મોટા માણસોના જીવનચરિત્રમાથી આજ બોધ મળે છે તેમના વિદ્યાર્થિઅવસ્થાના દિવસો ગરીબાઇના કડક સપાટામા ગયા હતા, તેથી જ તે આટલી બધી યોગ્યતાએ પહોંચ્યા હશે કે કેમ? મહિને વીસ વીસ-પચીસ પચીસ રૂપીઆ ફક્ત પોતાના રોજના ચાલુ ખર્ચ સારૂ મગાવનારા વિદ્યાર્થીઓ આજ કાલ દરેક કૉલેજમા હોય છે. પાલક સંસારનુ ગાડુ ગમે તેમ ચલાવે, પોતાના સુખનો ને કેટલીક વખતે તો જરૂરીઆત ચીજોનો પણ ત્યાગ કરે, અને છોકરાના ખર્ચ માટે વીસ વીસ-પચીસ પચીસ રૂ. દર મહિને મોકલે, અને છોકરાઓ સીનેમા જોવામા, ચાહ કૉફી, કોલ્ડડ્રીંક ઢીચવામા અને નાટકશાળામા 'વન્સમોર' ની તાળીઓ પાડવામા દંગ થઈ મહાલે, આવુ ઘણુએ બને છે! વડિલો સ્વાર્થ ત્યાગ કરે છે, પણ તેનુ પરિણામ શુ ? છોકરાનો સ્વાર્થ અને પરમાર્થ એ બન્નેનો ત્યાગ-ભોગ! આ દેશના તરૂણ ગરીબ વિદ્યાર્થીઓ ગોપાળરાવના તે વખતના વર્તનની નકલ કરશે ? પોતાની નજર આગળ તે દાખલો રાખશે ?

ગોપાળરાવ મોજી વિદ્યાર્થીમાંના નહોતા. તે પોતાની ગરીબી સમજતા, ને પોતાના મોટાભાઈ પોતા માટે ઘણું કષ્ટ વેઠે છે; કાળજી રાખે છે, ને અડચણો ભોગવે છે, માટે આપણે પણ બને તેટલો ઓછો બાર તેમની ઉપર નાખવો, એ વિષે તે હમેશાં કાળજી રાખતા. તે જે વીશીમાં જમતા ત્યાં જમવાના બે દર હતા. એક સાડાચારનો ને બીજો ચાર રૂ. નો. સાડાચાર રૂપીઆ આપનારને દહીંદૂધ મળતું, ને ચારવાળાને દહીંદૂધ મળતું નહિ. ગોપાળરાવ બીજા વર્ગમાં જમતા. આવા ભોજનનો ગોપાળરાવને કેટલો કંટાળો આવતો હશે ! બીજાઓ સુગ્રાસ અન્ન ખાય ને પોતાને તે ન મળે, એ જોઇ તેમને પોતાની ગરીબાઈ માટે કેટલું લાગતું હશે ! પણ તે તેમણે કદી બહાર જણાવા દીધું નથી. આવી ગરીબાઇ છતાં તે કદી કોઈ સાથે લાચારીથી વર્ત્યા નથી. ગોખલે કુટુંબમાંનો તેમના વડિલોનો સ્વાભિમાન અથવા માનીપણાનો ગુણ તેમનામાં આ ઉંમરે પણ હતો.

એક વખતે વીશીમાં જમતી તખતે બોલતાં બોલતાં "દહી લાવ રે-દહી" એમ કહી તેણે વીશીવાળાને બૂમ પાડી. વીશીવાળાને શું ? તેનામાં માણસાઈ થોડીજ હોય છે ? ધુરકીને તેણે જવાબ આપ્યો, "ચાર રૂપરડી આપે છે ને વળી દહીં ખાવા માગે છે ! દહી ખાવું હોય તો સાડાચાર રૂપીઆ પડે છે !" પોતાની ભૂલ ગોપાળરાવના સમજવામાં આવતાં તે શરમીંદા જેવા થયા. પણ સ્વભાવ રહ્યો માની, એટલે "વધારે પૈસા લે પણ દહી આપ" એમ કહી તેમણે તે વખતે દહી લીધું. તે વખત ગયો; પણ વીશીવાળાના શબ્દોથી પોતાનું અપમાન થયા જેવું તેમને જે લાગ્યું હતું તે કાંઈ મનમાંથી ગયું નહોતું. તે વિષે મનમાં રોવાવા લાગ્યું. ફક્ત આઠ આના માટે ઘણા માણસમાં આવું અપમાન થવા ન દેવું એવું તેમણે નક્કી કર્યું, અને બીજાજ દિવસથી તેમણે વીશીવાળાને કહી દીધું કે, "હું સાડાચારના દરમાં જમીશ. મને આજથી તે દરનું પીરસનો જજે."

આ પ્રમાણે વીશીવાળા તરફથી થતું અપમાન દૂર કર્યું; પણ આઠ આના વધારે તેને આપવાના તે આપવા કેવી રીતે ? મોટા ભાઈ તરફથી આઠ રૂપીઆ આવે તેમાં બધું પતાવવાનું તે માટે તેમણે એક યુક્તિ કાઢી. તે ચાર રૂપીઆમાં જમતા ત્યારે (ખાડા) પડેલા દિવસના પૈસા કાપતા નહિ. પણ બીજા જમનારા પડેલા દિવસના પૈસા કાપીને હિસાબ ચુકવતા. સાડાચારના દરમાં જમવા લાગ્યા ત્યારથી તેમણે પણ પડતર દિવસના પૈસા કાપવા એવું ઠરાવ્યું; અને તેમ કરીને ભોજનખર્ચ ચારની ઉપર જવા ન દીધું. દિવસ ન પડે તો રજાના દિવસે ઉપવાસ કરે, વીશીમાં જમવા જાય નહિ; અને ગમે તેમ કરીને પણ ચાર રૂપીઆનો મેળ કરવા દિવસ પાડે. આમ કરીને પણ 'ચારમાં જમનાર ને વળી દહીં માગનાર' એમ વીશીવાળાને કહેવા જેવું રાખ્યું નહિ.

આ વાતમાં ગોપાળરાવના બે ત્રણ ગુણ દેખાઇ આવે છે. એક તો તેમનો માની સ્વભાવ; બીજો દૃઢ નિશ્ચયી-ઉપવાસ કરવા પડે તો કરવા, પણ હલકું જમણ જમું છું એવું સાંભળવું નહિ-અને જે છે તે પરિસ્થિતિમાંજ જુદી જુદી બાબતોનો મેળ કરવો. આ ત્રણ ગુણનો તેમનામાં આગળ ઘણો વિકાસ થયો હતો; પરંતુ તે બાળપણમાંજ બીજ રૂપે

તેમનામાં હતા. પોતાની ગરીબાઇ, ભોજનખર્ચ માટે ચાર રૂપીઆ કરતાં એક બદામ પણ વધારે ખર્ચવાની અડચણ–ચારમાં જમે છે એવું સાંભળવામાં લાગતું અપમાન–અર્થાત્ સ્વભાવનું માનીપણું, એ એક બીજાથી વિસંગત બાબતનો તેમણે મેળ મેળવ્યો, અને પડત દિવસના પૈસા કાપવાનો તોડ કાઢી સ્વાભિમાન સાચવ્યું, ને પોતાનું ખર્ચ પણ વધવા દીધું નહિ.

બીજી એક આવીજ મઝાની વાત છે. તેમાં પણ ગોપાળરાવના સ્વભાવનું માનીપણું દેખાઈ આવે છે. એક દિવસે તેમના વર્ગમાંના–કદાચ દૂરનો સંબંધી હશે–એક શ્રીમંત છોકરાએ નાટકમાં આવવા તેમને ઘણો આગ્રહ કર્યો. ગોપાળરાવે ઘણું કર્યું પણ તેણે માન્યું નહિ, એટલે ગોપાળરાવ કબૂલ થયા, ને બેઉ નાટકમાં ગયા. નાટકમાં જતી વખતે બન્નેની ટીકીટો પેલા છોકરાએજ લીધી હતી. બીજે દિવસે એ છોકરાએ ગોપાળરાવ પાસે તેમની ટીકીટના પૈસા માગ્યા! ગોપાળરાવ આથી એકદમ ચકિત થયા તે નાટક જોવા ગયા ત્યારે એમની કલ્પના એવી હતી કે તેની ટીકીટ એ છોકરો પોતાના ખર્ચે લેવાનો છે. કેમકે તે સારો શ્રીમંત હતો, અને વળી ગોપાળરાવની ઇચ્છા ન છતાં તે આગ્રહ કરીને તેમને તેડી ગયો હતો. અર્થાત્ તેણે બન્નેની ટીકીટના પૈસા આપવા એવું દેખીતુંજ હતું. પરંતુ ગોપાળરાવની કલ્પના ખોટી પડી, ને તેણે પૈસા માગ્યા. પૈસા કાંઇ બહુ નહોતા–ફક્ત બે આના! પરંતુ ગોપાળરાવને મન તે ઘણા હતા. તેમણે તુર્ત તેને તો પૈસા આપી દીધા, પણ પછી ફીકર થઈ પડી કે હવે આખો મહિનો કેમ કરવું? છેવટે એટલા પૈસા દીવાના તેલમાંથી બચાવવાનું તેમણે નક્કી કર્યું, અને તેટલા દિવસ ગોપાળરાવે રસ્તા ઉપરના દીવાના પ્રકાશથી પોતાનો અભ્યાસ કર્યો. ગોપાળરાવ પોતાની ગરીબાઈ બહુ સારી પેઠે સમજતા હતા, અને ખર્ચ વધારીને પોતાના મોટા ભાઇને વધારે ત્રાસ આપવો ન પડે તે માટે તે એટલી તો કાળજી રાખતા કે ખર્ચ ઘટાડવાના હેતુથી તેમણે આગળ જતાં વીશીમાં જમવાનું છોડી રસોઈ હાથે કરવા માંડી.

**'મારા પક્ષનો વિશ્વાસઘાત કરવાનું મને કહેશો નહિ.'**

કૃષ્ણરાવના મૃત્યુ પછી સત્યભામા બાઇ ને તેમની નાની છોકરીઓ કોંકણમાં અંતાજીપંત પાસે રહ્યાનું પ્રથમ જણાવ્યું છે. આ બન્ને બાઈ રજામાં કોંકણમાં જઇ પોતાના સંબંધીઓને મળી આવતા. એજ પ્રમાણે એક વખત તેઓ ત્યાં ગયા હતા ત્યારે હોળીનો તહેવાર આવ્યો. ગોવિંદ ને ગોપાળ ગામના લોકોની સાથે 'સુરપાટી' (આટીપાટી) ની રમત રમવા ગયા. બેરૂ વહેંચી લીધા, તેમાં ગોપાળ એક તરફ ને ગોવિંદ બીજી તરફ એવી વહેંચણી થઈ. ગોપાળરાવની બાજુ પાટી સાચવવાની હતી, ને ગોવિંદરાવની બાજુ પાટીમાંથી છુટી જવાની હતી. ગોવિંદરાવને ગોપાળરાવની પાટીમાંથી જવાનું હતું. રમત બરાબર રંગમાં આવી ત્યારે ગોવિંદરાવે ગોપાળરાવને કહ્યું, "ગોપાળ, હું મોટો છું, ને તું મારો નાનો ભાઇ છે, માટે તું મને તારી પાટી ઉપરથી ધીમેથી જવા દે."

આ સાંભળતાં નાનાભાઇએ કહ્યું, "મોટાભાઇ, તમે કહેતા હો તો હું દાવ મુકીને ચાલ્યો જાઉં; પણ મારા પક્ષના લોકોનો વિશ્વાસઘાત કરવાનું મને કહેશો નહિ!"

આ વાત તામનમળાના લોકોને હજુ પણ સાંભરે છે।

આમાં ગોપાળરાવના સ્વભાવમાંનું કાંઇક વિશેષત્વ દેખાઇ આવે છે. તેમનું ઇમાનીપણું અથવા સરલ વર્તનની આવડ,–વડિલના સંતોષાર્થે પોતાના સુખને કે મરજીને એક કોરે મુકી દેવાની તત્પરતા, અને બોલાચાલી ન કરતાં–વધારે પડતું બોલ્યા વિના–પોતાના સિદ્ધાન્તને સંભાળવાની હથોટી: એ ત્રણે ગુણ નામદારના આગળના ચરિત્રમાં વિકસેલા કોઇને પણ દેખાઇ આવશે. સુરપાટીની રમતની ક્ષુલ્લક બાબત, પણ તેમાંએ અન્યાયનું આચરણ કરવું નહિ, ભારે પડતું બોલવું નહિ, પણ પોતાનો સિદ્ધાન્ત છોડવો નહિ, એ તેમની વૃત્તિ હતી. એજ ભવિષ્યે રાજકાર્યમાં તેમને બહુ ઉપયોગી થવાની હતી.

**મેટ્રિકનું પરિણામ.**

ગોપાળરાવનું અંગ્રેજી સ્કૂલનું શિક્ષણ ૧૮૮૧ માં પુરૂં થયું. તે સાલમાં તેઓ મેટ્રિકની પરીક્ષામાં બેઠા ને પહેલેજ સપાટે પાસ થયા. તે આ વખતે પંદર વર્ષના હતા. પરીક્ષાનું પરિણામ જણાવાનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ ગોપાળરાવના મનમાં ગડભથલ થવા લાગી. મુંબઇમાં પરીક્ષાનું પરિણામ બહાર પડતાની સાથેજ કોંકણમાં ગોપાળરાવને તેની ખબર આપવાનું મુંબઇના એક માણસે કબુલ્યું હતું. એ પરિણામ ફલાણે દિવસે પોતાને જણાવું જોઇએ એવી ગોપાળરાવે ગણત્રી કરી હતી. એ પ્રમાણે તે દિવસે વાટ જોઇને બેસી રહ્યા. સાંજ સુધીમાં કાંઇ ખબર ન આવી ત્યારે માત્ર તે દિવસે ચિંતાતુર થયા; અને મનમાં કળકળ થવા લાગી. પોતે નક્કી પાસ થવાના એમ તેમને લાગતું હતું. પરંતુ પોતાની એ સમજ ખોટી ઠરવા જેવું થવાની બીકથી તેમને ખરાબ લાગવા માંડ્યું. તે કોઇને કાંઇ કહ્યા વગરજ–કોઇની સાથે એક અક્ષર પણ બોલ્યા વિના–ઘરમાંથી બહાર જઇ એકાન્તમાં છાનામાના ફરવા લાગ્યા. 'હું પાસ થયો હોત તો આજ સાંજ સુધીમાં જણાતજ; તે ન જણાયું એટલે ખચીત નાપાસજ થયો હઇશ,' એમ તેમને લાગવા માંડ્યું. તેમના મનમાં ભારે કોલાહલ મચી રહ્યો. પોતાનો ઉપયોગ શો? મોટાભાઇને દુઃખ દઇને માત્ર તેને ભારરૂપ થવાને હું કારણ થાઉંછું, એવા વિચારે તેમના મનની શાન્તિ રહેવા ન દીધી. પોતે નાપાસ થયાની એક કાલ્પનિક બીનાથી તેમને દુનિયા ઉપર અભાવ ઉત્પન્ન થયો, અને જીવીને પણ શું કરવાનું? એવો સવાલ તેમના મનમાં વારેં વારે ઘોળાવા લાગ્યો. આ વખતે કદાચ તેમણે પોતાના જીવને જોખમકારક કાંઇક કરી દીધું પણ હોત। એટલામાં સુભાગ્યે તે પાસ થયાની ખબર તેમને ખોળતી ખોળતી તેમની પાસે આવી, અને માથેં ઉભેલો અનર્થ ટળ્યો!

કોમળ મનનાં બાળકોને પરીક્ષામાં પાસ કે નાપાસ થવાની વસ્તુતઃ ક્ષુલ્લક લાગતી બાબતનું કેટલું મહત્ત્વ લાગે છે અને તેમનો જીવ તે ઉપર કેવો તળમળે છે ને ઉપરની

હકીકતથી સારી પેઠે જણાય છે. આ પ્રસંગે કોઇક કોઇક વિદ્યાર્થી આત્મઘાત કરીને મરણશરણ થયાના બનાવ પણ બને છે. જ્ઞાનાર્જન એક બાજુએ રહે છે, ને પરીક્ષામાં પાસ થયા એટલે જાણે મોક્ષપદ મળ્યું એવી વિદ્યાર્થીઓની ભાવના થવામાં હાલની પરીક્ષાની પદ્ધતિજ કારણભૂત છે. એટલુંજ નહિ પણ સારા અભ્યાસી–મહેનતુ–છોકરા પર તેનું પરિણામ અનર્થકારી થાય છે, એ પણ દેખીતું છે. ગોપાળરાવના સ્વભાવમાંના એક વૈગુણ્યની ચમક આ બનાવમાં હોવાથીજ તે અહીં આપ્યો છે. ઉતાવળીઆપણું–વિચાર આવ્યો એટલે બસ, પછી ધીરજ ન રહે! એવો કાંઇક વિલક્ષણ ગુણ તેમના સ્વભાવમાં હતો. એક વિચાર મગજમાં આવ્યો કે તેમાંજ તે ગરક થઇ જવાના! તેમને તે વગર તે વખતે બીજું સુઝેજ નહિ. સાંજ સુધીમાં પરીક્ષાનું પરિણામ પોતાને જણાવું જોઇએ તે જણાયું નહિ–ખબર આવી નહિ એટલે થયું! પોતે નાપાસ થયા એ ચોક્કસ! તેમાં શંકાજ શી? આ પ્રમાણે એક પછી એક ભયંકર અને અનિષ્ટ વિચારની ધમાલ તેમના મનમાં મચી રહી. આ ઉતાવળીઆપણાને કબજે રાખવા ગોપાળરાવે આગળ જતાં ઘણો પ્રયત્ન કર્યો હતો; અને તેને લીધે લૌકિક તથા સાર્વજનિક વ્યવહારમાં ઉતાવળીઆપણાથી તેમના હાથે વધારે ઓછું કાંઇ નથી થયું, એ વાત જુદી છે!

આ વાતમાંજ બીજુ એક રહસ્ય છે. જે વખતે જે કામ તેમના હાથમાં હોય તે વખતે તેજ કામમાં ગોપાળરાવનું બધુ મગજ રોકાયેલું રહેતુ. તે સાધ્ય થયું તો ઈશ્વર મળ્યો–ઇતિકર્તવ્યતા થઇ–એમ તેમને લાગતું. તે સાધ્ય ન થાય–ફોગટ જાય–તો થઈ રહ્યું, બધું વ્યર્થ ગયુ. જન્મ વૃથા ગયો અને જીવવું પણ વૃથા થયું, એવુંજ તેમના મનને એકદમ લાગતું. હાથમાંનુ કામ એટલે તે વખતપુરતું જાણે તેમનું જીવન જ! આનો પૂર્વ ંગ આ વાતમાં દેખાઇ આવતો જણાય છે.

**બાળપણમાં દેખાયલો અંકુર.**

અહીં સુધી આપેલી હકીકતમાં ગોપાળરાવનામાં મોટપણે જે વિશેષ ગુણ દેખાઇ આવવાના હતા તેનાં બી વાચકોને મળી આવશે. **તીવ્ર પાપભીરૂતા ને ન્યાયાન્યાયબુદ્ધિની સૂક્ષ્મતા** એ નાનપણમાંજ ગોપાળરાવનામાં હતાં આ ઉમરે એટલે પંદર વર્ષની અંદરજ તેમનો માની સ્વભાવ પ્રકટ થવા લાગ્યો હતો. **મનની દૃઢતા** ને પોતાની પરિસ્થિતિ જોઇને આગળ પગલું ભરવાની વૃત્તિ. વગેરે જે ગુણના અંકુરો નાનપણમાં ફુટયા હતા, તેનો નિર્દેશ પાછળ થઈ ગયો છે. અહીંથી હવે તેઓ કૉલેજમાં દાખલ થવાના હતા. કૉલેજમાં જવાની સાથેજ છોકરાના જીવનમાં નવીન મન્વંતર શરૂ થાય છે. નાનપણના કેટલાક ગુણ વધે છે, તો કેટલાક લુપ્ત થાય છે. કેટલાકનું રૂપાન્તર થાય છે તો કેટલાક નવાજ પ્રાદુર્ભૂત થાય છે ગોપાળરાવના જીવનમાં એ કેવી કેવી રીતે થયું તે સંક્ષેપમાં તપાસવાનુંજ પ્રકૃત લેખકનું કાર્ય છે.

## પ્રકરણ ૩જું.

### કૉલેજમાં.

સન ૧૮૮૧ ના ડિસેંબરમાં તે સાલની મેટ્રિક્યુલેશન પરીક્ષાનું પરિણામ જણાયું, ને ૧૮૮૨ ના જાન્યુઆરીમાં કોલ્હાપુરમાં રાજારામ કૉલેજમાં ગોપાળરાવ પી૰ ઇ૰ ના કલાસમાં દાખલ થયા. કલાસમાં છોકરા બહુ નહોતા. ફક્ત પચીસની લગભગ હતા. આથી કલાસમાંના છોકરાઓને અન્યોન્ય ઓળખાણ થવામાં અડચણ નહોતી. આ વખતે ગોપાળરાવના જે સહાધ્યાયી હતા તેમના તરફથી તેમની તે વખતની રહેણીકરણી, સ્વભાવ, અભ્યાસ, સામાન્ય વર્તણુક, અને વૈયક્તિક તથા લૌકિક અભિરુચિ વગેરે વિશે માહિતી મળશે તો તેનો સારો ઉપયોગ થશે. કૉલેજનાં ચાર વર્ષ તે છોકરાની જીંદગીમાંનાં અત્યંત મહત્ત્વનાં, અત્યંત રમણીય, અત્યંત સ્મરણીય અને અત્યંત ક્રાંતિકારક હોય છે. આ વર્ષોમાંનું તેમનું આધિભૌતિક અને આધ્યાત્મિક આયુષ્યક્રમણ રોજ નવું ને રોજ જુદું થાય છે. રોજનાં સ્વપ્ન નવાં, દૃશ્ય નવાં, અનુભવ નવા, મનોરથ નવા, આશાઓ નવી, નિરાશા નવી, અડચણો નવી, આનંદ નવો, દુઃખ પણ નવાં: એકંદરે સર્વજ રોજ નવું નવું હોય છે. દરરોજ નવી દૃષ્ટિ ને નવા દેખાવ. આજ અમુક જોયું તે કરવા જેવું લાગે તો કાલે અમુક વાંચ્યું તેનો અમલ કરવાની ઇચ્છા થાય. આજ નેપોલિયનના વિચારે મન દંગ થઇ રહે તો કાલે સ્ટીફન્સનથી દંગ થાય. આજ એક કવિના કાવ્યમાં મશગુલ થઇ જવાય તો કાલે એક તત્ત્વવેત્તાની સાથે વાદવિવાદમાં ગર્ક થવાય. આજ સાંભળેલા એક ભાષણથી માથું ફરી જાય તો કાલે નજીકની વનશ્રીના અવલોકન માટે જવાનું મન થાય, આજ અભ્યાસનું ને રમતગમતનું વખતપત્રક ઠરાવવું તો કાલે આખી રાત જાગરણમાં કાઢવી: આવી આવી કંઇક મઝા આ વર્ષોમાં હોય છે! તે કહેવાથી સમજાય તેવી નથી. આ દિવસોમાં કરેલા વિચાર ને બાંધેલા મિનારા દેખાવમાં જેટલા સુન્દર હોય છે, તેટલાજ તકલાદી—એકદમ ઢસળી પડનારા ઠરે છે. ઘણીક વખતે આ દિવસોમાંના એકાદ પ્રસંગને લીધે જીંદગીનું સ્વરૂપજ બદલાઇ જાય છે. રાષ્ટ્રના વીર, ધીર, યોદ્ધા, મુત્સદી, કવિ, વક્તા, શાસ્ત્રવેત્તા, તત્ત્વવેત્તા, સર્વે અહીં તૈયાર થાય છે. આ અવસ્થામાં છોકરાં ઉપર જે છાપ પડે છે તે એકદમ જતી નથી. ગોપાળરાવના જીવનમાંના આ ત્રણ વર્ષની માહિતી એટલા માટેજ વિશેષ મહત્ત્વની અને તેમના ચરિત્રનું યથાર્થ આકલન થવા માટે આવશ્યક છે. પરંતુ તે હજી બહુ મળી આવી નથી. પ્રો. વિજાપુરકર આ વર્ષે પી. ઇ. માંજ ફરી રહ્યા હતા, અને ગોપાળરાવ પ્રવેશક પરીક્ષા મેટ્રિકમાં પાસ થઇને નવાજ દાખલ થયા હતા. આથી એ બેઉનો ભેટો અહીં થયો. ગોપાળરાવના મોટા ભાઇને અને વિજાપુરકરને સારૂં ઓળખાણ હતું. પહેલાંનું આવવું જવું ને કલાસમાં વિદ્યાર્થીઓ ઓછા હોવાથી વિજાપુરકરનો ને ગોપાળરાવનો અહીં સ્નેહ સંધાયો.

કૉલેજના શિક્ષણ ની શરૂઆત.

સામાન્યતઃ કોઇપણ સમયે છોકરાનાં કૉલેજમાંનાં વર્ષો મહત્ત્વનાં હોય છેજ! પણ ગોપાળરાવ કૉલેજમાં હતા તે વખતે એ વર્ષને વિશેષ મહત્ત્વ મળવાનું મહારાષ્ટ્રનાં એક બીજું કારણ ઉપસ્થિત થયું હતું. ૫. વા. વિષ્ણુશાસ્ત્રી ચિપલૂણકરની લેખમાલા સાત આઠ વર્ષથી પ્રસિદ્ધ થતી હોવાથી મહારાષ્ટ્રમાં એક નવો પક્ષ તૈયાર થતો હતો. રા. સા. રાનડે, રા. બ. ગોપાળરાવ હરિ દેશમુખ, કૃષ્ણશાસ્ત્રી ચિપલૂણકર, વગેરે ગૃહસ્થોના ઉદ્યોગથી વ્યાખ્યાનોદ્વારા કે લેખોદ્વારા અને પ્રત્યક્ષ ચાલચાલથી લોકશિક્ષણનું જે કાર્ય થતું હતું તેનુંજ એક અનપેક્ષિત ફળ ૫. વા. ચિપલૂણકરના લેખોથી પરિપક્વ થયું હતું. અને સ્વતંત્ર કે પોતાનીજ દૃષ્ટિથી હિંદુસ્તાનની સ્થિતિનો અને સામાજિક, ધાર્મિક, રાજકીય પ્રશ્નોનો વિચાર કરનારો એક વર્ગ તૈયાર થતો હતો. સન ૧૮૭૨ થી ૧૮૮૨ સુધી જે જુવાન વિદ્યાર્થીઓ કૉલેજમાં આવી ગયા હતા, તેમના મનમાં દેશની અવનત સ્થિતિ અને તેના પ્રાચીન વૈભવ વિશેનો દારુણ વિરોધ ઠસ્યો હતો. 'છે તે' ને 'જોઇએ તે' એમાંનું જમીન અસ્માન જેટલું અંતર, વિચાર કરનારાને જીવંત દૃષ્ટિના જુવાનોને સ્પષ્ટપણે કદાચિત તીક્ષ્ણપણે-પ્રતીત થયું હતું. 'છે તે' સ્થિતિ એમ ને એમ રહેવાને ચાલવા દેવાથી હિંદુસ્તાનનું ભવિષ્ય શું થશે, તે વિશેની ભયંકર કલ્પના તેમને દુઃસહ થઈ પડી હતી. આખા મહારાષ્ટ્રના વાતાવરણમાં દેશાભિમાનનો પવન ફુંકાઈ રહ્યો હતો. કૉલેજમાં ભણતા બહુ વિદ્યાર્થીઓ આ પવનના સપાટામાં થોડા કે વધારે અંશે આવ્યા હતા. તેમાં પણ જે ઉદાર મનના અને દિલદાર વૃત્તિના, ઉત્કટભાવનાને તેજસ્વી કલ્પના શક્તિવાળા હતા, તેમના વિચાર ઉપર એની છાપ વધારે જોરથી પડી. તે નવરાદાના વખતે આપણા દેશને લોકની સ્થિતિનો વિચાર કરીનેજ માત્ર બેસી રહેતા નહિ. ચાલતી અધોગતિ અટકાવવા કે છેવટે તેનો પૂર વેગ ઓછો કરવા માટે આપણે પોતે કાંઇક પણ કરવું જોઇએ, એમ તેમને લાગતું તેમના એ વિચારો હળવે હળવે દૃઢ થવા લાગ્યા. તેના તેજ વિચારો ફરી ફરીને જુદા જુદા પ્રસંગે અને જુદે જુદે વખતે મનમાં ઘોળાઈ ઘોળાઇને ચોક્સ થતા હતા-બંધાયા હતા-કેટલાક તો તેનાથી પણ આગળ વધ્યા હતા, તેમણે સરકારી નોકરીમાં દાખલ ન થતાં કાંઈ પણ સ્વતંત્ર ઉદ્યોગ કરવો એવો નિશ્ચય કર્યો. કેટલાકોએ આ બધા અનર્થોનું મૂળ જનસમાજનું ગાઢ અજ્ઞાન છે એમ વિચારી તે દૂર કરવાના પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. ઈંગ્રેજી શિક્ષણ વિના લોકોની આંખો ઉઘડવાની નથી, તેમને આત્મજ્ઞાન ને આત્મપ્રત્યય તે વગર થવાનાં નથી, અને દેશનો હ્રાસ થતો અટકવાનો નથી. માટે આપણને જે આવડતું હોય તે પોતાના બન્ધુઓને શીખવવું ને સકલ જનસમાજને સુશિક્ષિત બનાવી દેવો, એવી તેમની ધારણા થઈ. પાશ્ચાત્ય જ્ઞાનનો પ્રસાર કરવો એજ તરવાનો, દેશને તારવાનો ઉપાય છે, એવા વિચારથી પોતાનું જીવન દેશને અર્પણ કરવાનો નિશ્ચય કરી ૫. વા. ગોપાળરાવ આગારકર અને ટિળક એમણે ૫ વા. વિષ્ણુશાસ્ત્રી ચિપલૂણકર ને ૫. વા. માધવરાવ નામજોશીની મદદથી પુનાની 'ન્યૂ ઈંગ્લીશ સ્કુલ'ની સ્થાપના કરી. તે વખતે સરકારી નોકરી મેળવવાનું હાલની પેઠે નહોતું. સરકારી નોકરીમાં દાખલ થવું એટલે જીંદગી સુખમાં અને એશઆરામમાં ગાળવાનું મળે અને લક્ષ્મીના ગળામાંનું

ાબીત બનવા જેવું હતું ભારે પગાર ને ભારે અધિકાર તે વખતના ગ્રેજ્યુએટો-પદવીધરોની ીઠ પકડતા એમ કહીએ તોપણ ચાલશે. આ માર્ગ ઐહિક દષ્ટિએ જોતાં સર્વોપરી ડહાપણ-ર્યો ને રાજમાન્ય તેમજ લોકમાન્ય છતાં પણ તે છોડી દઈ આ મંડળીએ પોતાનું જીવન ોકશિક્ષણ માટે અર્પણ કરવાની પ્રતિજ્ઞા લીધી, ને તે પ્રમાણે શરૂઆત પણ કરી દીધી. ાન સ્કૂલની શરૂઆત કરવાથીજ તેમના કર્તૃત્વશાલી અન્તઃકરણને સંતોષ થયો નહિ. ેમણે મરાઠીમાં "કેસરી" ને અંગ્રેજીમાં "મરાઠા" એ પત્રો પણ કાઢ્યાં. આ પ્રમાણે ોકોમાં વિદ્યાનો ને સામાન્ય જ્ઞાનનો પ્રસાર ઝપાટાબંધ કરવાનો પ્રારંભ કર્યો. આ નવા ાહસથી આખું મહારાષ્ટ્ર ગઊ રહ્યું ! આ મંડળીનું દેશાભિમાન લોકોનાં મન પરાણે પો-ાની તરફ વાળવા લાગ્યું, અને સર્વત્ર તેમના વિશે આદર ને અભિમાન ફેલાયાં.

એટલામાં 'કેસરી' ની ફલાંગ ફરી ગઈ કે ધાર્યા કરતાં જુદી જ જગાએ ગઇ ! મર્દાઇના જોમને લીધે આગળ પાછળનો વિચાર જોઇએ તેટલો ન રહ્યો, ને 'બર્વે પ્રકરણ'-ો કેસ મુંબઇ હાઇકોર્ટમાં શરૂ થયો. આમાં આગરકર ને ટિળક એ બે આરોપી હતા.

ટિળક-આગરકર કેસ.

નવીજ ઉદ્ભવેલી દેશાભિમાની સંસ્થા ઉપર ને દેશકાર્યમાં પ્રવૃત્ત થયેલા પુરુષોપર આવી પડેલું આ સંકટ મહારાષ્ટ્રના તમામ લોકોને પો-તાની ઉપરજ આવ્યા જેવું લાગ્યું. આખું મહારાષ્ટ્ર આ જુવાન દેશાભિમાની વીરોનું આમ-સંબંધી થયું; અને તેમને સારૂ, તેમને છોડવવા સારૂ, પોતાની બાજુ હાઇકોર્ટમાં બરાબર રીતે તેમનાથી રજુ કરી શકાય તે સારૂ, મહારાષ્ટ્રમાં ઉઘરાણું-ફંડ-થવા લાગ્યું. આ કેસનો કોલ્હાપુર સાથે ઘણો નિકટ સંબંધ હતો. ત્યાંના રાજકુટુંબમાંના પુરુષો પ્રત્યેની લાગણીને લીધેજ બેઉ દેશભક્તો સંકટમાં સપ-ડાયા હતા. તેમને માટે માધવરાવ નામજોશીને વખતોવખત કોલ્હાપુરની ખેપો કરવી પડતી, અને તેથી 'ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ,' 'કેસરી' ને 'મરાઠા' એ સંસ્થાઓ ચલાવવાનું કામ શિક્ષણથી કોલ્હાપુરનાજ થયેલા શ્રીયુત વામનરાવ આપ્ટે ઉપર પડ્યું હતું. આ સર્વ કારણોને લીધે ૧૮૮૨-૮૩માં જે મહારાષ્ટ્રીય તરુણ વિદ્યાર્થીઓ કોલ્હાપુરની કૉલેજમાં હતા તેમનાં એ વર્ષો એક પ્રકારે અપૂર્વ હતાં. આ વખતની લોકવૃત્તિ ને વાતાવરણ વીજળી-ના જેવાં થઈ રહ્યાં હતાં. શરીરમાં વીજળીનો પ્રવાહ દાખલ થતાં જેમ શિરાઓમાંનું લોહી ઉછળવા માંડે છે તેમ મહારાષ્ટ્રમાં જુવાન લોહી આ વખતે ઉછળી રહ્યું હતું. કોલ્હા-પુરની કૉલેજમાંના જુવાનો ઉપર તો આ મોજાંએ ઘણી અસર કરી. ગોપાળરાવ તે વખતે ઘણે ભાગે બીજી પંચાતમાં પડતા નહિ. ક્યાંક ભાષણ કરે, વર્તમાનપત્રમાં લેખ લખે કે તેવીજ બીજી પંચાત કરે, પછી પરીક્ષાના અભ્યાસ તરફ દુર્લક્ષ થાય, તેની ફીકર નહિ, એવી કેટલાકની પદ્ધતિ હોય છે તેમાંના ગોપાળરાવ નહોતા. તે પોતાના અભ્યાસમાંજ ગરગુલ, જે કામ હાથમાં લીધું તે ઉપરજ બધું લક્ષ રાખવું, બીજું કાંઇ કરવું નહિ, એવી તેમની અવ્યભિચારી વૃત્તિ હતી. પરંતુ તેમને પણ દેશાભિમાનનાં ઉછળી રહેલાં મોજાંએ ઉક કોરા રહેવા દીધા નહિ !

ટિળક-આગરકરના આ કેસ સાથે કોલ્હાપુરનો અનેક કારણોથી બહુ નિકટનો સંબંધ હોવાથી કોલ્હાપુરની કૉલેજમાંના વિદ્યાર્થીઓએ દેશાભિમાની પુરુષો માટે મહારાષ્ટ્રમાં

જે ફંડ થતું હતું તેમાં પોતાનાથી બનતી મદદ કરવાનો ઠરાવ કર્યો, અને તે માટે શેકસપિઅર "ભ્રાંતિકૃત ચમત્કાર"(Comedy of Errors) એ નાટક તૈયાર કરીને તેનો પ્રયોગ કરવ નક્કી કર્યું. આ નાટકની જે ઉપજ થાય તે રાજારામ કૉલેજના વિદ્યાર્થીઓ તરફની મ તરીકે એ ફંડમાં આપવાની હતી. ગોપાળરાવ આ યોજનામાં સામેલ થયા તે બે કારણ એક તો સ્વતંત્ર રીતે તેમાં પૈસા ભરવાની તેમની અશક્તિ, અને બીજું આગરકર તે ટિ વિશે તેમના મનમાં ઘણી માનની લાગણી ઉત્પન્ન થઇ હતી. આ લાગણી આવે પ્ર કોઇપણ પ્રકારે-અર્થાત્ એમના બચાવના ફંડને મદદ કરીને-દર્શાવવી, એ તેમને ઇષ્ટ લાગ આથી તેઓ એ નાટકની યોજનામાં સામેલ થયા. આ નાટકમાં તેમને સંન્યાસિનીનો પ ભજવવાનો હતો, ને તે તેમણે સારી રીતે ભજવ્યો હતો એમ કહેવાય છે. મહારાષ્ટ્રમાંની વખતની ધમાલનું બીજું જે કાંઇ પરિણામ ગોપાળરાવ ઉપર થયું હોય તે ખરૂં; પણ ટિળ આગરકર વિશે પૂજ્યબુદ્ધિ આને લીધે તેમના મનમાં ઉત્પન્ન થઇ, અને તે દર્શાવવા સ અભ્યાસ વિના બીજી કોઇ બાબતમાં માથું ન મારનાર-બીજી કોઇપણ બાબતથી હે અલિપ્ત રહેનાર-ગોપાળરાવ પણ નાટકમાં વેશ લેવા તૈયાર થયા હતા, એટલું તો ના જાણવામાં છે.

**ગોખણીઓ ગોપાળ!**

ગોપાળરાવને પી. ઇ. ની પરીક્ષા માટે ઇંગ્રેજી વિષયમાં જે પુસ્તકો શીખવા પડ તેમાં સર વૉલ્ટર સ્કાટનુ 'રોકબી' (Rokeby) નામનું કાવ હતુ. ગોપાળરાવ કેવી તૈયારી કરતા તેની કલ્પના હમણાં તેમન સહાધ્યાયીઓ તેમની મશ્કરી કરે છે, તે ઉપરથી થઇ શકે છે અભ્યાસી-મહેનતુ છોકરાની પાછળ પડવાની અનભ્યાસી છોકરાઓની ટેવ અનાદિકાળથ ચાલતી આવી છે. મહેનતુ છોકરાની હંમેશાં મશ્કરી કરવી, તેનું સહેજ પણ ભોળપણ જાણ વામાં આવે એટલે તેની મજાક કરવી, તેને બનાવવો, અને બધાએ મળીને ખીખી હસ એવું ઘણું બને છે, એ સર્વના જાણવામાં હશેજ. તેમાં પણ ગોપાળરાવ જેવો મશ્ક ન સમજનારો સરળ મનનો છોકરો તેવાઓને મળે એટલે તો તેમને વળી ઓર મઝા પડે તેમને શિકાર મળ્યા જેવો આનંદ થાય, અને તેને ખીજવવાનો તેમનો ઉદ્યોગજ થઇ પડે રાજારામ હાઇસ્કૂલમાં શું કે કૉલેજમાં શું, બન્ને જગાએ ગોપાળરાવનો સ્વભાવ એવી ઠટ્ ખોર ટોળીને ફાવતું આવે એવો હતો. તે પોતે કોઇની પંચાત કરતા નહિ, એટલે બીજ કોઇ તેમ કરતા હશે એવી કલ્પના પણ તેમને નહોતી. પોતાની આસપાસનાં સૌ સરળ પ્રામાણિક અને વિશ્વાસુ છે એમજ તેમને લાગતું. બને તેટલો પોતાનો અભ્યાસ પાકો કર વાની તેમની રીત હતી. અર્થાત્ જે અંગ્રેજી પુસ્તકો તેમને પરીક્ષા માટે વાંચવાનાં હોય તે તેઓ એટલાં તો ધ્યાનપૂર્વક વાંચતા, ને એટલીવાર વાંચતા કે તે બધાં તેમને મોઢ થઇ જતાં. તેમની આ તૈયારી છોકરાઓ જાણી ગયા હતા તેથી તેઓ મઝાની ખાત તેમની પાસે પુસ્તકમાંના અમુક ભાગ ઝપાટાબંધ મોઢે બોલાવતા!

પી. ઈ. માં તેમને 'રોકબી' વાંચવાનું હતું એ ઉપર કહ્યું જ છે. એક વિદ્યાર્થી આવીને મજાકની ખાતર ગોપાળરાવને પૂછે કે, "કેમ ભાઈ, આ 'Brake' શબ

સ્કૉટમાં ઘણીવાર આવે છે; તે ક્યારેક ક્રિયાપદ હોય છે ને ક્યારેક નામ હોય છે તે સમજવાની પંચાત થઈ પડે છે. તને સાંભરે છે કે તે ક્યાં ક્યાં આવ્યો છે?"

"હો," ગોપાળરાવ એકદમ જવાબ આપેઃ "જો હું બોલી જાઉં છું." આમ કહેતાની સાથે તેઓ લાઇનોની લાઇનો ફડાફડ મોઢે બોલવા મંડે!

બીજો આવીને કહે, "ગોપ્યા 'Guorden' શબ્દ ક્યાં આવ્યો છે રે?"

"ત્રીજા સર્ગમાં." ગોપાળરાવ ઝપાટાબંધ જવાબ આપીને જેમાં એ શબ્દ આવતો હોય તે ભાગ તડાકાબંધ બોલવા મંડે!

એટલે ત્રીજો આવીને પુછે, 'Thoro' શબ્દ વાક્યની શરૂઆતમાં આવ્યા પછી એ તે વાક્યમાં આવેલો યાદ છે કે?"

ગોપાળરાવનો ઉત્તર તૈયાર જ!

"ઠીક, તારી આટલી બધી તૈયારી છે તો કહે જોઇએ બે 'Thoro' વચ્ચે એક શબ્દ છે તેવું એકાદું સ્થળ!"

ગોપાળરાવ થોડુંક યાદ કરીને તેવું પણ વાક્ય કહે, આટલે પછી પુછનારાની જે ફજેતી થાય અને જે હાસ્ય થઈ રહે તે વર્ણવી શકાય નહિ; તે તો અનુભવથી જ સમજાય.

કૉલેજમાંના છોકરામાં ગોપાળરાવ નાના હોવાથી તેમના સ્વભાવમાં છોકરવાદ ઘણી હતી; અને નાના બચ્ચા જેવા જ તે હઠીલા હતા. તેમની પાઠશક્તિ જેવી તેજસ્વી હતી, તેવા તેના વિચાર ઉંડા નહોતા. એને લીધે વર્ગમાંના છોકરા તેને 'ગોખણીઓ ગોપાળ' કહીને ચીડવતા, અને તે પણ ખૂબ ચીડાતા! 'માત્ર મુખપાઠ જ કરે, અર્થના નામે તો શૂન્ય' એવું ધ્વનિત કરીને કોઈ ચીડવવાના હેતુથી તેમને પૂછતું કે, "ગોપ્યા, ૨૫મા પાનામાં 'But' શબ્દ કેટલીવાર આવ્યો છે રે?"

ગોપાળરાવના લક્ષમાં તેનો મશ્કરીનો હેતુ આવે નહિ ને ભોળપણથી જ આવા પ્રશ્નનો પણ જવાબ શબ્દ ગણીને આપવાનો પ્રયત્ન કરે.

આટલું કબૂલ કરવું જોઇએ કે આ બધી ઠઠ્ઠા મઝા માટે, કૌતુક માટે, પ્રેમગર્ભે હતી; પરંતુ ગોપાળરાવને તે મશ્કરી કરે છે એમ ભાગ્યે જ સમજાતું. તે ભોળાભાવથી બધા પ્રશ્નોના જવાબ આપવાનો પ્રયત્ન કરતા, અને કોઇક જવાબ ખોટો પડે તો ગુસ્સે થતા, એથી મંડળી વધારે ને વધારે જ તેમની પાછળ લાગતી.

તેમની મશ્કરી વિરૂદ્ધ સહેજ પણ થાય તો તે ગુસ્સે થઈ જતા, એવું ઘણી વખત બનતું. કોઈ વખતે તો ક્ષુલ્લક બાબત ઉપરથી પણ તે એટલા બધા ગુસ્સે થતા કે મારામારી

સુધી વાત જતી—તેમની ને તેમને ખી ત્વનાનતી વચ્ચે હાથનાવાકી પણ ચાનતી! છેવટે ગોપાળરાવ ત્રાસીને ત્યાંથી જતા રહે। વિશેષત 'પોતાને અમુક વિષય ફ્વાણુના જેટલો નારો આવડતો નથી' એમ તેમને લાગતુ હોય તે માણસ આવીને "અરે જા રે! તું શુ એમા મારી બરોબરી કરવાનો છે?" એવુ કહે એટલે થયુ! ગોપાળરાવને બહુ જ ખોટું લાગે તે લાનચોળ થઈ જાય, ને ત્યાગથી એવી અખન મહેનત કરવા મંડે કે પોતાના ક તા મગ્ન થતા સુધી છોડે નહિ। અમુક વિષય પોતાના કરતા બીજાને સારો આવડે છે, પોતાને તેવો આવડતો નથી, એ વિચાર તેમનાથી સહન થતો નહિ, તે સાધ્ય કરી લેતા સુધી તેમને ચેન પડતુ નહિ માત્ર અભ્યાસમા જ શુ પણ રમતમા એ પણ એમ જ। ક્રિકેટ, ટેનિસ, શેતરંજ, ગંજીફા, વગેરે તમામ રમતો પોતાને સારી પેઠે આવડે છે, એમ સિદ્ધ થતુ જોઈએ। પોતે અમુક બાબતમા બીજાથી પછાત છે એવુ કહેનારાવાનો પ્રસગ તેમને સહેવાતો નહિ તેનુ આ સમયનુ ચીડીઆપણુ, હઠીલાઈ, ત્રાસિપણુ એ સર્વ, પાછળ તેમના ઉતાવળીઆપણાનો ઉ લેખ થયો છે તેનુ જ એમ નવુ પાન્તર હતુ તેમના સ્વભાવની આ ખોડ છેવટ સુધી ઓછા વધતા પ્રમાણમા કાયમ હતી ખાનગી વર્તનમા આ બાબતનો અનુભવ ઘણાને થયો છે આગળ ઉપર તેમને આ સમજાયુ હતુ અને તે દૂર કરવાનો—છેવટે કમી કરવાનો—તે પ્રયત્ન કરતા એટલુ જ નહિ પણ તે ઘણી વખત ઉતાવળીઆપણાથી બનેના બનાવનુ નિરાકરણ કરવાનો પણ પાછળથી પ્રયત્ન કરતા અમુક "કાગળ હમણા જ ટપાલમા નાખજે." એમ નોકરને કહીને ગોપાળરાવ કામમા વળગે કે બહાર જાય ને પછી જુએ તો કાગળ ટેબલ ઉપર પડયો હોય એટલે તે ઘડીએ તો નોકર ઉપર ખૂબ ગુસ્સે થાય નોકરને ઘણો ઠપકો દે. પણ પાછળથી તેમને જ પસ્તાવો થ કે 'બિચારા નોકરને મેં બહુ વધારે પડતુ કહ્યુ!' તુરત જ નોકરને બોલાવે ને કહે, ગગારામ, તને મેં ઘણુ કહ્યુ તે માટે મને ખોટુ લાગે છે પણ તુ આવી બેદરકારી કેમ કરે છે?' આવુ હમેશા બનતુ નાનપણનો 'ગોપુ' મોટપણના 'નામદાર ગોપાળરાવ' મા ઘણે અશે કાયમ હતો

ગોપાળરાવ ૧૮૮૨મા પી ઈ ની પરીક્ષામા પાસ થયા, ને ૧૮૮૩ના જાન્યુઆરીમા આગળના અભ્યાસ માટે—એટલે તે વખતની ફર્સ્ટ બી એ ના અભ્યાસ માટે પુનાની ડેક્કન કૉલેજમા દાખલ થયા કોલ્હાપુરની કૉલેજમા તે વખતે આ વર્ગ નહોતો તેમના કોલ્હાપુરના સહાધ્યાયી ઓમાના શ્રીયુત પટવર્ધન કરમરકર ને પ વા કુલકર્ણી એ પણ તેમની સાથે ડેક્કન કૉલેજમા દાખલ થયા હતા ત્યા ખાસ કરીને વિશેષ કાંઈ બન્યુ નથી પણ એક ગમ્મતભરી વાત કાને આવી છે

**ડેક્કન કૉલેજમાં ટપાલનો કાગળ.**

એક દિવસે ટપાલવાળાએ 'ગોખલે'ની અટકનો એક પત્ર કૉલેજમા આપ્યો પછી થોડે દિવસે તે પત્રની તપાસ ટપાલખાતા તરફથી થઈ એ પત્ર ગોપાળરાવનો નહોતો, ને ગોપાળરાવને તે બાબત ખબરે નહોતી પણ તપાસ કરવા માટે કૉલેજના વસતિગૃહના સુપરિન્ટે

ન્ડેન્ટ ઉપર ટપાલ ખાતા તરફથી લખાણ આવ્યું. કૉલેજમાં પોસ્ટ ખાતામાંનો એક નોકર રજા લઈને શીખતો હતો તે આ તપાસનું સ્વરૂપ સમજી ગયો. એ પત્ર ઇન્કવાયરીનો હોઈ ટપાલનો સિપાઈ પોતાનું કામ બરાબર કરે છે કે નહિ, તેની ખાત્રી માટે ટપાલખાતાના અધિકારીએ જ ગમે તેવું નામ લખીને રવાના કર્યો હતો. 'અમુક નામનો માણસ તમારે ત્યાં છે? ને તેને અમુક દિવસે એક પત્ર મળ્યો છે?' એ વિશે પોસ્ટ ખાતાની તપાસ શરૂ થઈ, ત્યારે જણાયું કે એ નામનો ગોખલે કોઈ કૉલેજમાં નહોતો. હવે કરવું શું? ટપાલવાળો વૃદ્ધ ઘણા દિવસનો જુનો હતો. 'એ નામનો વિદ્યાર્થી અહીં નથી' એવો જવાબ લખી મોકલે તો પેલા ટપાલના સિપાઇનું પેટ ફુટે-રોજી તૂટે છે. છેવટે એવો વિચાર થયો કે ગોપાળ-રાવ ગોખલે એમ લખી આપે કે, "એ પત્ર મારો સમજીને મારા મિત્રોએ લીધેલો-તેમને મારા આખા નામની માહિતી ન હોવાથી તેમ થયું-અને તે મને મળતાં જ મારો નથી એમ સમજી મેં ટપાલની પેટીમાં પાછો નાખી દીધો હતો. પછી તેનું શું થયું તેની મને ખબર નથી." વસતિગૃહના સુપરિન્ટેન્ડેન્ટે આ પ્રમાણે લખી આપવા ગોપાળરાવને જણાવ્યું, ને ગોપાળરાવે તે બિચારા વૃદ્ધ ટપાલવાળાની દયા ખાઈને તેમ લખી આપ્યું.

આ વાત અહીં આપવાનું ગોપાળરાવના કેટલાક ભક્તોને ઠીક નહિ લાગે, એવી બીક છે. તથાપિ આ વાત ખરી છે, ને તેમના તે વખતના સ્વભાવનો ગુણદોષ દર્શાવનારી છે. તેમનું હૃદય સહેજમાં દ્રવનારૂં હતું, અને કેવળ અમૂર્ત નીતિતત્ત્વના જોરે દ્રવેલા હૃદયની પ્રેરણા કેટલેક વખતે તેમનાથી દાબી શકાતી નહોતી. ખરૂં જોતાં તેમણે જે લખી આપ્યું તે શબ્દશઃ સત્ય હતું એમ કહેવાશે નહિ; તથાપિ સ્થૂલરૂપે તેમાં કંઇક સત્ય હતું. ટપાલના સિપાઇએ ગોખલેના નામનો કાગળ કૉલેજમાં આપ્યો હતો, એ તો ખરૂં જ. તે નામનો ગોખલે કૉલેજમાં હતો કે નહિ એની તપાસ કરવાનું તેના ધ્યાનમાં આવ્યું નહિ. જી. કે. ગોખલે હતા, કે જી. ડી. ગોખલે હતા તે તરફ તેનું લક્ષ ગયું નહિ. પણ તેટલા ઉપરથી તેણે તે પત્ર જેનો તેને પહોંચાડ્યો નથી એમ સિદ્ધ થતાં તેને નોકરીમાંથી પાણીચું પકડાવાની બીક હતી. તેણે પોતાનું કામ કર્યું નહોતું, એમ તો નહિ જ. પણ તે જેટલી ચોકસાઇથી કરવું જોઇએ તેટલી ચોકસાઇથી કર્યું નહોતું, એટલું જ. 'ઘરડો થયેલો-ઘેર તેનાં કચ્ચાં બચ્ચાં હશે, બરતરફ થશે તો તેના શા હાલ થશે?' આ હૃદયદ્રાવક વિચાર આગળ લખી આપવાના મજકુરમાં શબ્દશઃ સત્ય તપાસવાનું ગોખલેને સુઝયું જ નહિ. આમાં પરદુઃખની માત્ર કલ્પ-નાથી જ વિહ્વલ થનારી અનુકંપાની જ તેમના મન ઉપર છાપ પડી હતી એ ઉઘાડું છે. સત્યવક્તાનો ધર્મનો કાંટો હાથમાં લઇ તોળી જોતાં આમાં તેમની ઉપર અસત્યવિધાનનો દોષ આવે છે, એ ઉઘાડું જ છે. પરંતુ આવી પરિસ્થિતિમાં તેમનું આ વર્તન શાસ્ત્ર-યોગ્ય કહેવાય કે નહિ એ ઠરાવવાનું ઘણું મુશ્કેલ નથી લાગતું? માણસની કૃતિ ગમે તેવી ક્ષુલ્લક હોય, તોપણ તેના મૂળમાં રહેલા કારણની કે પ્રેરણાની જાળ એટલી સંકીર્ણ હોય છે, અને તેમનું પરસ્પર તારતમ્ય ઠરાવવાનું એટલું દુષ્કર હોય છે, કે છેવટે કૃતિ કરતી વખતે તેમના હૃદયમાં જે પ્રેરણા પ્રબળ થઇ, અને જે કારણ તેનું નિમિત્તરૂપ થયું, તે ઉપરથી એ કૃતિ સારી કે ખોટીનો નિર્ણય કરવો પડે છે. આ દૃષ્ટિબિન્દુએ ગોખલેની ઉપરની કૃતિને કયા વર્ગમાં

મૂકવી? તે ગમે તે વર્ગમાં મૂકાય, પણ આ ઉપરથી તેમના સ્વભાવનો એક મુખ્ય ગુણ આપણી આગળ પ્રકટ થયો છે, એટલું તો સત્ય. તેમનું હૃદય બહુ જ કુણું-એકદમ દ્રવનારૂં હતું; અને તેમની કૃતિ ઉપર જે તે વખતે મનમાં પ્રબળ થયેલી પ્રેરણાની છાપ પડતી. ઘણીક વખતે તેમનું વર્તન વખતના ગુણ કે તત્કાલ પ્રેરણાને અનુસરીને થતું. કૉલેજમાં હતા ત્યારે તો તેમ થતું એટલું સ્પષ્ટ દેખાય છે.

આ વરસની બીજી છ માસિકની શરૂઆતમાં કોલ્હાપુરની કૉલેજમાં ફર્સ્ટ બી. એ. નો વર્ગ નીકળ્યો. તુર્ત જ કોલ્હાપુરના વિદ્યાર્થી ગોખલે, કરમરકર, ને કુલકર્ણી પાછા કોલ્હાપુર ગયા. માત્ર પટવર્ધન પુનામાં રહ્યા. કોલ્હાપુર ગયા પછી ફરીને પહેલાની મંડળી જામી ને ગોખલે જેવું પાત્ર તેમને મળ્યું! પછી પુછવું શું? ફરીને ગોખલેની પાઠશક્તિની પરીક્ષા શરૂ થઈ! ને તેઓ પણ નવીન નવીન કસરતો-એ સ્મરણશક્તિની કસરત જ-કરી બતાવવામાં કદી પાછા હઠયા નહિ! આ વખતે એડમંડ બર્કનું 'રિફ્લેકશન્સ્ ઑન્ ધિ ફ્રેંચ રેવોલ્યૂશન્' (ફ્રાન્સની રાજ્યક્રાન્તિ વિશે કેટલાક વિચાર) એ પુસ્તક તેમને વાંચવાનું હતું. આ પુસ્તક અંગ્રેજી સાહિત્યમાં ઘણા ઉંચા નંબરે મુકાયલું છે. વિશેષતઃ રાજનીતિની સાત્વિક મીમાંસા તરીકે તેની અત્યંત પ્રશંસા થાય છે. તેની ભાષા પ્રૌઢ, દમામદાર, પ્રમાણ શુદ્ધ અને સર્વાંગસુંદર હોઈ, વિચારસરણી મુદ્દાસરની, સુસંગત ને સપ્રમાણ હોવાથી ઈંગ્લંડના કૉન્ઝર્વેટિવ મતનું રાજકીય બાબતમાં તે એક 'બાયબલ' જેવું થઈ પાડ્યું છે-એક વખતે તો તેમ હતું. હિંદુસ્તાનની રાજસભામાં ને રાજકાર્યોમાં ભવિષ્યે મોટા કાર્યભાગ ઉપાડનાર આ હજી ગર્ભસ્થ મુત્સદીને વિદ્યાર્થી અવસ્થામાં આ પુસ્તકનું અધ્યયન કરવાનો [illegible]ગ પ્રાપ્ત થાય, એ ખરેખર મોટું સુભાગ્ય જ! હમેશની ટેવ પ્રમાણે ગોપાળરાવે આ [illegible]કની એટલી તો પારાયણો કરી કે તે ઘણુંખરૂં તેમને મુખપાઠ થઈ ગયું! અને જ્યાં જાય ત્યાં તેનો ભાગ મનમાં મનમાં બોલતા હોય! કૉલેજની 'ડિબેટિંગ ક્લબ' માં દર અઠવાડીએ તે બોલવા ઉભા થાય ત્યારે વીસ વીસ પચીસ પચીસ લાઇનોના ઉતારા મોઢે બોલી જાય અને 'વાહરે ગોખણીઆ બહાદુર વાહ!' એમ કહી બીજાઓ તેની મશ્કરી કરે! આમાં પણ તેમને સંતોષ એ થતો કે, આવી રીતે બીજા કોઇને ઉતારા મોઢે આવડતા નથી, ને મને આવડે છે! કોઇ પણ કામમાં બીજા કરતાં ચઢીઆતા થવું એ તેમની આકાંક્ષા તેટલા પુરતી આથી પૂર્ણ થતી; અને તેથી તે પોતાના મનથી સંતોષ માનતા.

૧૮૮૩ ના નવેંબરમાં તેમની ફર્સ્ટ બી. એ. ની પરીક્ષા થઈ. પરીક્ષાનું પરિણામ ડીસેંબરમાં જણાયું. ગોપાળરાવ પાસ થયા ને આગળ બી. એ. માં જવાનો વિચાર થયો. બી. એ. માં કેટલાક વિષય આવશ્યક-ફરજીયાત-ને કેટલાક પસંદગીના-ઐચ્છિક હોય છે. તેમની ગણિતમાં ગતિ પ્રથમથી સારી હતી, માટે ગણિત લઇને જ બી. એ. માં જવું એમ તેમણે નિશ્ચય કર્યો, અને તે સારૂ મુંબાઇની એલફિન્સ્ટન કૉલેજમાં જવાનો તેમનો નિશ્ચય થયો. એ કૉલેજમાં તે વખતે ગણિતના પ્રોફેસર હૉર્થનવ્હેટ નામે હતા. તે પોતાના વિષયમાં સુપ્રસિદ્ધ થયેલા અધ્યાપક હતા.

૧૮૮૪ ના જાન્યુઆરીમાં ગોપાળરાવ એલ્ફિન્સ્ટન્ કૉલેજમાં દાખલ થયા. ત્યાં તેમના સહાધ્યાયીઓમાંના પ્રો. કર્વે હતા. અહીં રહ્યા તે દરમ્યાન તેમના ધ્યેયમાં, અભ્યાસની પદ્ધતિમાં કે સ્વભાવમાં જાણવા જેવો મોટો ફેરફાર કાંઈ થયો નથી. તે ગણિતના પ્રોફેસના વહાલા વિદ્યાર્થીઓમાંના એક હતા, એટલું જ ત્યાંના શિક્ષણ વિશે સમજાયું છે. રીત પ્રમાણે વર્ષ આખરે તેઓ પરીક્ષામાં બેસા ને બીજા વર્ગમાં પાસ થયા. તેઓ બીજા વર્ગમાં આ પહેલી જ વખત પાસ થયા હતા.

**વિદ્યાર્થી અવસ્થાના કર્તવ્યનું ધોરણ.**

કૉલેજ અને સ્કૂલમાંના શિક્ષણક્રમની ઉપરની હકીકત ઉપરથી એક વાત સિદ્ધ થાય છે તે એ કે સ્કૂલમાં કે કૉલેજમાં ગોપાળરાવ પહેલા નંબરના બુદ્ધિમાન કે ઉત્તમોત્તમ વિદ્યાર્થી તરીકે આગળ પડતા નહોતા. વિષય એકદમ સમજી જવો, તેને તુર્ત જ પોતાનો કરી લેવો, અને એક વખત એક વિષયને પોતાનો કરી લીધા પછી તેને સ્મૃતિમાંથી ખસવા ન દેવો; એ અદ્વિતીય હોંશિયારીનાં જે લક્ષણ છે તે તેમનામાં વિશેષ અંશે નહોતાં. તેમની સ્મરણશક્તિ પણ મૂળની લોકોત્તર હોય એમ દેખાતું નથી. તેમની પાઠશક્તિ જબરી, મહેનત જબરી, એટલું માત્ર ખરું ! આથી સર્વ વિદ્યાપીઠમાં પહેલો નંબર મેળવનાર અદ્વિતીય બુદ્ધિમાન તરીકે વિશ્વવિદ્યાલયના દફતરમાં તેમનું નામ નોંધાયેલું નથી. તે છેક ' ઢ ' જેવા નહોતા, તેમ અત્યંત તીક્ષ્ણ બુદ્ધિના કે અલૌકિક સ્મરણશક્તિવાળા પણ નહોતા પણ આ બેના વચલા વર્ગના એટલે અભ્યાસથી–મહેનતથી ઉંચે નંબરે આવનારા વિદ્યાર્થી તરીકે ગોપાળરાવ જાણીતા હતા. વિશ્વવિદ્યાલયમાં ઉંચામાં ઉંચા નંબરે આવનારા કે અમુક વિષયમાં બીજાના કરતાં વધારે માર્ક મેળવનારા વિદ્યાર્થીઓને મળે છે તેવાં પારિતોષિક તેમને બહુ મળ્યાનું જાણવામાં નથી. બી. એ. ના વર્ગમાં માત્ર એક વખત તેમને વીસ રૂપીઆની એક સ્કૉલરશીપ મળ્યાનું જણાય છે. એકંદરે–સાધારણ રીતે તેજસ્વી બુદ્ધિના ને મહેનતુ વિદ્યાર્થીની કોટિમાંના તે હતા. તેમના બધા શિક્ષણક્રમમાં તે પોતાના શિક્ષકની કે પોતાના સોબતીની નજર આગળ સારી પેઠે તરી આવ્યા જ નથી. આવ્યા કહેવાય તો માત્ર પુસ્તકોમાંના લાંબા લાંબા ઉતારા મુખપાઠ બોલી બતાવી પોતાની બરોબરીના વિદ્યાર્થીઓને માત્ર છક કરી દેવામાં જ !

આને લગતી જ બીજી બાબત એ કે અભ્યાસ વગર બીજી બાબતમાં બીલકુલ માથું ન મારવું. તેમને વિદ્યાર્થી અવસ્થામાં દેશભક્તિનો ઉમળકો આવ્યો નહોતો. કદાચ આવ્યો હોય તોપણ વિદ્યાર્જનના મુખ્ય કામમાં તેમણે વ્યત્યય કે અડચણ બીલકુલ આવવા દીધી નથી. એટલું જ નહિ પણ એ સિવાય બીજું કાંઈ સાર્વજનિક સ્વરૂપનું કામ કરવું ને છેવટ કાંઈ નહિ તો દેશ સંબંધી બડબડ કરવી એ તેમને વિદ્યાર્થી અવસ્થામાં આવશ્યક લાગ્યું નહોતું. તેમને એ અવસ્થામાં વ્યક્તિસ્વાતંત્ર્યનું કે મતસ્વાતંત્ર્યનું અભિમાન ઉત્પન્ન થયું નથી; તેમ જ પોતાના વિચાર વર્તમાનપત્રમાં કે સભામાં જણાવવામાં ... તમામ લોક ખાડામાં પડશે. એમ

પણ તેમને કદી લાગ્યુ નથી ! એ બાજુના દ્વાર હજી તેમના હૃદયમા ખુલ્યા જ નહોતા, એમ કહેવામા હરકત નથી ! જે કામ હાથમા હોય તેમા જ સર્વાશે મડયા રહેવુ, તે સિવાય બીજી તરફ જોવુ નહિ–બીજાનો વિચાર ન કરવો–એ તેમની અવ્યભિચારી વૃત્તિ હતી, અને વિદ્યાર્થી અવસ્થામા વિદ્યાર્જન સિવાય બીજુ કાઈ પણ કરવાનો વિચાર તેમણે મનમા આણ્યો નથી ટિળક–આગરકરની મદદના ફંડ માટે કરેલા નાટચપ્રયોગમા તેમણે એક પાત્રનું કામ કર્યું હતું તે માત્ર આ બીનાને અપવાદરૂપે છે.

**બી. એ. થતા સુધીમાં દેખાયલા ગુણદોષ.**

ગોપાળરાવના કૉલેજમાના શિક્ષણનો આરભ થતા પહેલા તેમનામાં કયા કયા ગુણોના અકુર દેખાતા હતા તે પ્રથમ જણાવ્યુ છે પાપભીરુતા, ન્યાયાન્યાય બુદ્ધિની સૂક્ષ્મતા, માની સ્વભાવ, ગરીબાઇની ને પોતાના માટે મોટા ભાઈ કેટલુ સહન કરે છે તેની સમજ, દૃઢ નિશ્ચય ને કોઇનું મન દુખવ્યા વિના પોતાના સિદ્ધાન્તને સભાળવાની ઇચ્છા, વગેરે ગુણોના મૂળ બીજ પ્રથમના પ્રકરણમા દેખાઈ ગયા છે તે જ પ્રમાણે ઉતા વળીઆપણુ એ તેમના સ્વભાવનો ન્યચક ભાગ–દોષ જ કહીએ–બીજરૂપે તેમનામા પહેલાથી જ હતો કાલેજમા આવ્યા પછી જે ગુણ વિશેષ દેખાયા, તેમા 'ગુણદોષ'નુ મિશ્રસ્વરૂપ ધારણ કરનાર ભોળપણુ, વિશેષે કરીને કેવળ દોષરૂપ જ ગણાતું ચીડીઆપણુ, નાસિકપણું, હઠીનાપણું, એ એક તરફથી વિશેષ હતા, તો બીજી તરફથી મહેનત કે પરિશ્રમ કરવાની વૃત્તિ ને ટેકનો ગુણ વધારે ખીલ્યો કે વધ્યો મહત્ત્વાકાક્ષાનો સ્ફુટ ઉદય આ અવસ્થામા જ થયો કહેવાય. પોતે કોઇથી ઉતરતા ગણાવુ નહિ, ફલાણાને ફલાણુ આવડે છે, મને આવડતુ નથી એવુ થવા ન દેવાની પ્રબળ ઇચ્છા, અને હૃદયની કોમળતા–સહેજ દ્રવનારી અનુકપા એ ગુણો વિકાસ પામ્યા દેશભક્તિ કે દેશાભિમાન વગેરેનો ઉદય હજી તેમનામા બહુ થયો નહોતો દેશ માટે કષ્ટ ભોગવનારા દેશભક્તો વિશેની પુજ્યબુદ્ધિ ડોકીઆ કરતી હતી તોપણ તેમના હૃદયની ઇચ્છા પોતે મોટા થવુ–ઝગમગુ–ઐહિક વૈભવમા ચાલુ–એટલી જ હતી, તેમના જેવા થવાની લાગણી તેમનામા જન્મી નહોતી ૧૮૮૪ ની સાલમા ગોપાળરાવ ૧૮ વર્ષના હતા પોતે આટલી નાની ઉમરમા બી એ થયા તે વિશે તેમને પડને જ નવાઈ લાગતી ને તેથી મનમા સમાધાન થતું લોકો પોતાને સારો કહે, પોતાની પ્રશસા થાય, એવી મહત્ત્વાકાક્ષા આજ સુધી તેમનામા ઉત્પન્ન થઈ નહોતી.

વડિલ માણસો માટે તેમનામા આદર બુદ્ધિ કેટલી હતી તે પણ અહીં સમજાય કૃષ્ણરાવને ચાર મહિનાના મુકીને તેમની માતા મરી જવાથી તેને ધવરાવવા માટે એક બાઇને રાખી હતી પોતાના વડિલને જેણુ ધવરાવી મોટા કર્યાને જીવિતદાન દીધુ એ જ પોતાની જીવદાત્રી, એ ન હોત તો પિતા ન હોત, ને પિતા ન હોત તો પડે પણ ન હોત એમ તેમને લાગવા માડયુ, અને પોતે કોંકણમા ગયા પછી એ બાઇને ઘેર જઈ તેને પગે પડયા કાકા અત્યાજીપતના દેખતા બહુ હસતા બોલતા કે રમતા નહિ આ પ્રમાણે વડિલ પ્રત્યેનો આદર ભાવ ઉમરે આવતા વર્તનમા પ્રકટ થવા લાગ્યો

---

# પ્રકરણ ૪ થું.

## કર્તવ્યપ્રદેશમાં પ્રવેશ.

ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ માં શિક્ષક.

બી. એ. થયા પછી શું કરવું તે વિશે એકદમ નિશ્ચય ન થયો. એક વાર લાગ્યું કે, ઇંજીનિયરીંગ કૉલેજમાં જઇને એલ્. સી. ઈ. થવું; તેને અનુકૂળ બીના તે ગણિતમાં હોશિયાર હતા એ હતી. એક વાર થયું કે, વિલાયત જઈ સિવિલ સર્વિસની પરીક્ષા આપવી; આ વિચારને ઉમરની અનુકૂળતા હતી. ત્રીજો વિચાર કાયદાનો અભ્યાસ કરીને એલ્. એલ્. ી. થવું, એવો થયો. આ વિચારની મદદ માટે નોકરી સાથે અભ્યાસ કરવાની સગવડ ..તી. આવી અનિશ્ચિત સ્થિતિમાં ગોપાળરાવ ઇંજીનિયરીંગ કૉલેજમાં જઇ બેસવા લાગ્યા. ાં દસ પંદર દિવસ હાજરી પુરાવી, તેટલામાં ડેક્કન કૉલેજમાં 'જ્યુરિસ્પ્રુડન્સ'નો વર્ગ ..વાજ' શરૂ થયો. તેથી પુનામાંજ રહીને એલ્. એલ્. બી. ની પહેલી પરીક્ષામાં બેસ-ાની સગવડ થઈ. ગોપાળરાવનો નિશ્ચય એકદમ થઇ ગયો. ન્યૂ ઇંગ્લીશ સ્કૂલની નોકરી ..વી ને 'જ્યુરિસ્પ્રુડન્સ'ના ક્લાસમાં હાજરી આપવી. આ ગોઠવણમાં તેમના પહેલાના ..ઢાવ્યાયી શ્રીયુત ગણપતરાવ પટવર્ધન સામેલ થયા. બન્ને ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાં શિક્ષક ..રિકે રહ્યા. ગ્રેજ્યુએટ શિક્ષકોને તે વખતે એ સ્કૂલમાં પાંત્રીસ રૂપીઆનો પગાર મળતો. ..છી વર્ષ આખરે તેની પુરતી માટે બીજા ૧૨૦ રૂ. મળવા લાગ્યા. આ પ્રમાણે કાયદાનો ..ભ્યાસ ને શિક્ષકની નોકરી એ બન્ને સાથે તેમણે શરૂ કર્યાં.

ગોપાળરાવ સ્કૂલમાં પ્રથમ ચોથા ધોરણને ને પછી પાંચમા ધોરણને અંગ્રેજી શીખ-..તા. શરૂઆતમાં શિખવવાનું બરાબર ફાવતું નહિ, એમ કહે છે. પણ તેમની મહેનત ..નહદ. જે પાઠ છોકરાને શિખવવાનો હોય તે એવી રીતે ઘેરથી તૈયાર કરી જતા કે ..ાણે તેમને મુખપાઠ હોય! આથી વર્ગમાં પુસ્તક ઉઘાડ્યા વગર મોઢેથી જ તે પાઠ ..ખવતા. ગ્રે કવિનું 'Elegy' નામનું કાવ્ય તેમને એક વખત શિખવવું પડ્યું હતું. ..ારની ગમ્મત કહે છે કે, ગોપાળરાવ એક પછી એક એમ એક સરખી લાઇનો મોઢેથી ..ોલતા જાય ને વિદ્યાર્થીઓને કહે કે, "અહાહા! કેવી સુન્દર લાઇનો છે! કેવી મધુર ..ાષા છે! શબ્દરચના કેવી અસરકારક છે!" મોઢે બોલે ને આ રીતે કાવ્યની પ્રશંસા ..રતા જાય! છોકરા તો ટગમગ ટગમગ તેમના મોં સામું જોઈ જ રહે! તેમને પોતાના ..ક્ષક આ કાવ્ય ઉપર આટલા બધા ફીદા કેમ થયા છે, તેનાં આટલાં બધાં વખાણ કેમ ..રે છે, તે સમજાય છે નહિ. ચોથા પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને ઇંગ્રેજી કાવ્ય ને ..ાપણની ખૂબી ક્યાંથી સમજાય?

આ જ વર્ષે એટલે ૧૮૮૫ ની સાલમાં ગોપાળરાવે અંગ્રેજી ભાષા ઉપર મહેનત

**અંગ્રેજી ભાષાનો ખાસ અભ્યાસ**

કરવાનુ મન ઉપર લીધુ, અને ઉત્તમોત્તમ ગ્રન્થ મુખપાઠ કરવાનો ઝપાટો ચલાવ્યો મિલ્ટનના કાવ્યો-વિશેષે કરીને 'પૅરડાઇઝ લૉસ્ટ' (Paradise Lost), બર્કના, ગ્લૅડસ્ટનના ને જૉન બ્રાઇટના ભાષણો, વગેરે મોઢે કરવાનો ને બોલવાનો ક્રમ શરૂ કર્યો બર્કનુ 'Reflections on the French Revolution' તેમણે પહેલાજ મોઢે કર્યુ હતુ પછી તેના બીજા પુસ્તકો પણ મોઢે કર્યા વિશેષે કરીને વૉરન હેસ્ટિંગ્સની ઇંગ્લીશ પાર્લમેન્ટ આગળ લંડનમા તપાસ ચાલતી હતી ત્યારે બર્ક સાહેબે હિંદુસ્તાન વિશે અને વૉરન હેસ્ટિંગ્સે કરેલા કૃત્યો વિશે કેટલાક દિવસ-કેટલાક મહિના જ કહેવાય-ભાષણો આપ્યા, તે આ ને આ પછીના વર્ષમા ગોપાળરાવે મોઢે કર્યા મોઢે કરવામા એમની રીત એવી હતી કે, બોલતા એક પણ ભૂલ પડવી ન જોઇએ ! તે વખતે તેઓ સદાશિવપેઠમા વિષ્ણુના દેવળ પાસે રહેતા હતા ત્યા પાડોસમાના એક ગૃહસ્થના હાથમા પુસ્તક આપીને ગોપાળરાવ તેની પાસે બોલી જતા દરેક ભૂલે એકેક આનો દંડ આપવાની શરત કરીને ગોપાળરાવ બોલવા મંડતા, ને બહુધા બીનચૂક બોલી જતા ! કેટલીકવાર ગોપાળરાવની ને પાડોસની મંડળીની એવી શરત થતી કે 'અમુક પાના એક દિવસમા મોઢે થાય કે ?' ગોપાળરાવ તે કરવાનું બીડું તુરત ઝડપે ને આખી રાત જાગીને તેટલા બધા પાના મોઢે કરી નાખે ! તે ઘણી વખતે સવારે ઉઠીને દૂર એકાન્ત જગાએ જતા, ને ત્યા જેટલુ મોઢે કરવાનું હોય તેટલુ કરીને પાછા નવ સાડા નવે ઘેર આવતા

આ પ્રમાણે ગોપાળરાવે ત્રણ ચાર વર્ષ અંગ્રેજી ઉપર મહેનત લીધી, તેથી અંગ્રેજી ભાષા તેમની જીભ ઉપર ઉત્તમ પ્રકારે રમી રહી પહેલા પહેલા તો ઘણી વખત એમ થતુ કે, તેમના વિચારો કરતા તેમની ભાષાજ વધારે સુન્દર હોય ! એ ઉપરાત અંગ્રેજી વર્તમાનપત્રોનુ વાચન ને તેમાથી ચુટી કાઢેલા લેખોનો મુખપાઠ, સ્કૂલમા શિખવવાના પાઠ ને લેખકોના ગ્રંથોના પારાયણો તો હમેશા ચાલુ હોય જ ! બીજી તરફ 'જ્યુરિસ્પ્રુડન્સ'નો અભ્યાસ પણ ચાલતો

હાઇસ્કૂલમાના દેશપાંડે ને ગોપાળરાવ મળીને એક 'પબ્લિક સર્વિસ એક્ઝિબિશન ક્લાસ' કાઢ્યો હતો તેમા તેઓ એક પછી એક વારા ફરતી શિખવતા કારણ સ્કૂલના પાત્રીસ રૂપીઆ ઉપરાત વધારે પૈસા મેળવવાની તે વખતે તેમની ઇચ્છા, ને આવશ્યકતા પણ હતી 'પબ્લિક સર્વિસ ક્લાસ'ની ઉપજમાથી ગોપાળરાવના ભાગે પાત્રીસ-ચાળીસ રૂ આવતા એક મહિને તેમના ભાગે ત્રેતાળીસ રૂપીઆ આવ્યા, ત્યારે તેમને જે અપૂર્વ આનંદ થયો તે તેમનુ મનજ જાણે ! નાનપણથી ગરીબાઇમા દિવસો કાઢેલા, ગણ્યાગાંઠ્યા પૈસા હાથમા આવે, ને તે બહુ કરકસરથી વાપરવાના ' હવે માસિક રૂ પાત્રીસ સ્કૂલના પગારના મળે ને તે ઉપરાત તેટલાજ-આ વખતે તો ત્રેતાળીસ રૂપીઆ-આ ક્લાસના આવ્યા, ત્યારે 'અહો હો ! આપણને કેટલા બધા પૈસા મળ્યા ! ' એવુ તેમને લાગ્યું ' આ વખતે તેઓ પોતાની ખર્ચી માટે ૧૫-૨૦ રૂપીયા રાખીને બાકીના બધા મોટાભાઇને મોકલી આપતા

આ પ્રમાણે ૧૮૮૫ ની સાલ ખલાસ થઇ. 'જ્યુરિસ્પ્રુડન્સ' ની પરીક્ષા ગોપાળરાવે તથા પટવર્ધને આપી; ને એક તેમાં ફ્નેહમંદ થયા. પછી એલ્‌એલ્‌. બી. ની 'ટર્મ'–હાજરી-મુંબઈમાં ભરવાની હતી. તે સારૂ પટવર્ધન મુંબઈ જઇને રહ્યા. ગોપાળરાવ પુનામાં રહીનેજ એલ એલ્‌. બી.ની તૈયારી કરવા લાગ્યા. શ્રીયુત ગોવિંદરાવ કેલકર તે વખતે પુનાની હાઇસ્કૂલમાં શિક્ષક હતા. તે અને ગોપાળરાવ મળીને વર્ગને દિવસે મુંબઇ પાછા આવતા. આ રીતે ૧૮૮૬ માં પુનામાં રહીને ગોપાળરાવ એલ્‌એલ. બી.ની 'ટર્મ' ભરતા-કાયદાનો અભ્યાસ કરતા.

**ટિળક–આગરકરની અસર.**

પરંતુ બાહ્યતઃ આ બે વર્ષ જેમ તેમના જીવનમાંનાં ધમાલનાં ને કામથી ભરપૂર ગયાં તે જ પ્રમાણે તેમના આધ્યાત્મિક જીવનમાં પણ આ વર્ષ ધીમે ધીમે ભારે પરિવર્તનકારક થયાં હતાં. તે વખતે ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાંનું વાતાવરણ, એ વાડો–હવેલી ને તેની આસપાસની જગા એ તમામ જાણે મંત્રેલાં હોય તેવું થયું હતું! તે સમયના મહારાષ્ટ્રમાં જેમણે કાંઇક પણ નવીન કાર્ય કરી બતાવ્યું હતું, નવીન જાગૃતિ ઉત્પન્ન કરી હતી, દેશાભિમાની લાગણીથી પ્રેરિત થઇને જેમણે નજર આગળના ચળકાટ મારી રહેલા ઐહિક વૈભવને–અધિકાર–સંપત્તિને લાત મારી હતી, ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ, કેસરી, મરાઠા, ચિત્રશાળા, કિતાબખાના, આર્યભૂષણ છાપખાનું એ સંસ્થાઓ–તેમાંની કેટલીક પોતે ને કેટલીક પોતાની દેખરેખ નીચે ચલાવી બતાવીને બધાનાં મોંમાં આંગળીઓ ઘલાવી હતી, મૃત્યુ જેલજાત્રા, વગેરે દુર્ઘટ પ્રસંગ માથે આવે તોપણ જે અંગીકૃત કાર્યોથી ડગમગ્યા નહોતા, અને જેમણે જાતે સ્થાપેલી ને જાતિપ્રયાસથી પ્રસિદ્ધ કરેલી સ્કૂલને નવીજ 'ડેક્કન એજ્યુકેશન સોસાઇટી' ની સ્થાપના કરી તેને સ્વાધીન કરી હતી, લોકશિક્ષણના કાર્યની પ્રગતિ વ્યાપક ને વિસ્તૃત પાયા ઉપર કરવાની જેમની ખટપટ અહર્નિશ ચાલુ જ હતી, એજ્યુકેશન કમિશન તરફથી જેમણે વાહવાહ–શાબાસી મેળવી હતી, એવા આપ્ટે, આગરકર, ટિળક પ્રભૃતિ પુરુષના સંચારથી ને શ્વાસોચ્છ્વાસથી ન્યૂ ઇંગ્લીશ સ્કૂલની ઇમારત ને તેની આસપાસની હવા પવિત્ર થઇ હતી. ને તેને લીધે આખા મહારાષ્ટ્રની પદવી કંઇક અંશે પણ વધી હતી. આવા વાતાવરણમાં અને આવી વિભૂતિઓના સહવાસમાં પગારદાર શિક્ષક તરીકે રહ્યા પછી પણ ગોપાળરાવ જેવા કોમળ હૃદયના ને સંસ્કારક્ષમવૃત્તિના યુવાનના અંતરંગમાં ઉથલપાથલ થયા સિવાય કેમ રહે! છેવટે અહીંના જાદુની થોડે ઘણે અંશે પણ અસર તેમના મન ઉપર ન થાય એ અશક્ય જ હતું. વળી તેમાં પણ તેઓ કૉલેજમાં હતા ત્યારેજ ટિળક–આગરકર વિશે તેમના મનમાં આદર, આશ્ચર્ય ને પૂજ્યભાવ ઉત્પન્ન થયાં હતાં; તેથી તેમનો નિકટ સહવાસ થયા પછી મનના મૂળ રંગમાં સહેજ પણ ફેરફાર થશે એ અપરિહાર્ય હતું. આ બે વર્ષમાં તેમનો ટિળક–આગરકર સાથેનો પરિચય ઠીક વધ્યો. તેમના કહેવાથી તેઓ ક્યારેક કેસરી–મરાઠામાં લખતા પણ ખરા. કેસરીમાં 'વર્તમાનસાર.' લખવાનું કામ તેમણે કેટલાક દિવસ કર્યું હતું, એમ કહેવાય છે. દેખવામાં ક્ષુલ્લક લાગતું આ કામ પણ ગોપાળરાવે ઘણી ચોકસાઇથી ને કાળજીપૂર્વક કર્યું હતું. પણ તેમનું વલણ મરાઠીના કરતાં ઇંગ્રેજી તરફ વિશેષ હતું. ઇંગ્રેજી બોલવામાં ને લખવામાં

નામના મેળવવાની મહાત્વાકાક્ષા આ જ વર્ષમા તેમનામાં ઉદ્‌ભવેલી હોવાથી 'મરાઠા'મા ઈંગ્રેજી લખવાનુ તેમને વધારે પસં૦ પડતું અને તે વખતના એટલે ૧૮૮૬-૮૭ ની સાલના 'મરાઠા'મા તેમની કેટલીક લેખમાળાઓ પ્રસિદ્ધ થઈ હતી, એમ મમજાય છે તેમાની એક લેખમાળા વિશે આજ આપણને નવાઇ લાગે તેવુ છે 'યૂરોપમાંનુ સર્વ રાષ્ટ્રીય મહાયુદ્ધ General War in Europe' એ નામની તેમની એક લેખ માલા તે વખતે 'મરાઠા'મા પ્રસિદ્ધ થયાની, ને તે બહુ લોકપ્રિય થયાની દતકથા તે સમયના લોકોને મોઢે સાભળી છે

આ સર્વ હકીકત ઉપરથી એટલુ તો નિર્વિવાદ રીતે ઠરે છે કે ૧૮૮૫-૮૬ ની સાલમા ગોપાળરાવ ઉપર ટિળક-આગરકરનું ઘણું વજન હતું તેમના શબ્દને તે ઘણું માન આપતા વિશેષત શ્રીયુત ટિળક વિશે તેમને વિશેષ આદર હતો, અને ટિળકનું તેમની ઉપર વધારે વજન હતુ, એમ પણ કહેવાય છે

ગોપાળરાવ સ્વભાવના ભોળા, સરળ ને 'જે જેવુ દેખાય તેવુ જ હોય' એમ સમજી ચાલનારા હોવાથી ટિળક વિશે તેમને તે વખતે વિશેષ આદર ઉત્પન્ન થયો હોય તેમા નવાઇ નથી પરતુ ટિળક ને આગરકર એ બેમાથી કોનું વધારે વજન ગોપાળરાવ ઉપર હતુ, એ તારતમ્યથી જોઇએ તો ૧૮૮૫ની સાલમા તેમણે ટિળકને અત કરણમા ઉંચુ સ્થાન આપ્યુ હતુ, ને ૧૮૮૬ મા આગરકરનુ વર્ચસ્વ તેમની ઉપર થયુ, એમ મળેલી હકીકત ઉપરથી કહી શકાશે, અને તે સભવનીય પણ લાગે છે દૂરથી જોનાર ઉપર ટિળકની છાપ જલદી પડે છે, એ અનુભવસિદ્ધ છે પરતુ જેમ જેમ પરિચય વધે, અને ઉપ ના રગનું આવરણ છેદીને દૃષ્ટિ જેમ જેમ અદર ઊતરે તેમ તેમ ટિળકની નજરમાથી ને પ્રભાવ કમી થવા લાગે છે, એમ ખુલ્લી રીતે કબૂલ કરનારા કેટલાક મળી આવ્યા છે.

આ ચરિત્ર લખનાર (પ્રો પટવર્ધન) નો અનુભવ પણ તેવોજ છે જ્યારે ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમા ગોખલેએ પ્રથમ નોકરી લીધી, ત્યારે ગોખલેને ટિળક વિશે વધારે માનવૃત્તિ હોય તેમા આશ્ચર્ય જેવુ કાઈ નથી ૧૮૮૬ ની સાલમા માત્ર તેમની ઉપર આગરકરની છાપ-અસર વધારે હતી, તેમનુ વજન વધારે હતું, અને તેમના વિશેની માનવૃત્તિ પણ વધી હતી, એમ ૧૮૮૫ ની સાલના ગોખલેના વ્યવસાયબન્ધુ શ્રીયુત ગણપતરાવ ઉર્ફે દાદાસાહેબ પટવર્ધન ખાત્રીથી કહે છે. એલ એલ બી ની ટર્મ ભરવા ગોખલે મુબઈ જતા ત્યારે પટવર્ધન અને તે અતરની ગુપ્ત વાતો કરતા, તેમાં ગોપાળરાવના બોલવામાં આગરકરનો ઉલ્લેખ ઘણા આદરપૂર્વક થતો, અને તે સમયે તેમનો આગરકરની સાથે ઘણો સ્નેહ બધાયો હતો આગરકર વિશે તેમનામા પૂજ્યભાવ ઘણો થયો હતો એટલે ટિળક વિશે નહોતો એમ નહિ તે વખતે તેમને એ બન્ને માટે આદર હતો, અને બન્નેનું વજન તેમની ઉપર પડતું હતું તેમાથી આગરકર વિશેનો આદર વધારે દૃઢ થયો, ને તે સ્નેહના સ્વરૂપમાં આવ્યો, એટલું વધારે.

એ વખતે ટિળક, આગરકર, આપટે, નામજોશી, ધારપ, ગોળે, એટલા ડેક્કન એજ્યુકેશન સોસાઈટીના-અથવા વિદ્યાપ્રસારક મડળીના-લાઇફ મેમ્બર હતા પરતુ તેમાંના

ટિળક-આગરકરના વિશે જ ગોપાળરાવને વિશેષ આદર, વિશેષ ભક્તિ, ને વિશેષ પૂજ્યભાવ હતો. પૈસા કે પોતાના મોજશોખ તરફ વધારે લક્ષ ન આપતાં, ઐહિક વૈભવના મોહપાશમાં વધારે ન પડતાં, વિદ્યાદાન જેવું ને બીજી રીતે જ્ઞાનપ્રસારના જેવું લોકકાર્ય કરાય તો વધારે સારૂં, એવું ગોપાળરાવના મનનું વલણ થવામાં વિશેષે કરીને આગરકરનો સહવાસ જ કારણરૂપ હતો, એમ સ્પષ્ટ દેખાય છે. તથાપિ આ વખતે ૧૮૮૫ ને ૧૮૮૬ ની સાલમાં ગોપાળરાવ ટિળક-આગરકર એ બન્નેના એકનિષ્ઠ ભક્ત હતા, એ લક્ષમાં રાખવું જોઇએ.

**ડેક્કન એજ્યુકેશન સોસાઇટીમાં જોડાવું.**

સન ૧૮૮૫ માં પૈસા પેદા કરવા, પોતાની નામના કાઢવી, ને આગળ પડતા થવું, એ ગોપાળરાવની મહત્ત્વાકાંક્ષા હતી; અને તે પૂર્ણ કરવાનાં સાધનો મેળવવા સારૂ તેમણે એક સરખી ખટપટ કરવા માંડી હતી. કાયદાનો અભ્યાસ ને ઇંગ્રેજી માટે ખાસ મહેનત, એ તેમની બેવડી ખટપટ ચાલુ હતી. ૧૮૮૫ ની આખરે 'જ્યુરિસ્પ્રુડન્સ'માં પાસ થયા પછી ગોપાળરાવને સોસાઇટીના મેબરોમાંના કેટલાકોએ, 'આગળ તમે શું કરશો ? અમારી સોસાઇટીમાંજ સામેલ કેમ થતા નથી ?' એવી રીતે ઉપર ઉપરથી તજવીજ કરવા માંડી. આ મંડળીનું લક્ષ બનતી તજવીજે જુવાન ને હોંશિયાર માણસોને પોતાની સોસાઇટીમાં સામેલ કરવાનું હતું. કૉલેજમાં નવા વર્ગો વધારી તેને પૂર્ણ કૉલેજ કરવાનું મંડળીના મનમાં હતું; પરંતુ તે માટે પોતાનાં થયેલાં માણસોની જરૂર હતી. ગોપાળરાવ જેવા ઉછરેલા, ઉત્સાહી ને તેજસ્વી યુવાન ગૃહસ્થને પોતાનામાં સામેલ કરી શકાય તો તજવીજ કરી જોવી, એમ એ મંડળીને લાગતાં તે પ્રમાણે તેમણે ધીમે ધીમે દાણો દાબવાનો પ્રયત્ન ચલાવ્યો હતો.

ટિળક-આગરકરની મંડળીમાં તેમની સાથે બેસવું એ ઘણું મોટું માન છે, તે પોતાને આપવાનું એ મંડળીના મેબરોના મનમાં આવશે, એવો ગોપાળરાવને ખ્યાલ પણ નહોતો. એલ્ એલ્. બી. થવું, ઇંગ્રેજી ઉત્તમ બોલવાની ને લખવાની ટેવ પાડવી, ને પોતાનું નામ કાઢવું, એટલો જ વિચાર તેમના મનોરાજ્યમાં હમણાં તો મહાલતો હતો. મંડળીમાંના કેટલાકોએ કરેલી ઉપરની તજવીજથી એક નવોજ વિચાર-મહેમાને તેમાં પ્રવેશ કર્યો. ૧૮૮૬ ની શરૂઆતમાં આ મહેમાન કાંઇ બહુ ફાવી ન શક્યો, તોપણ તે તેમના મનમહેલમાં દાખલ થઇ શક્યો હતો. ટિળકના કહેણથી આ મહેમાનને બેવડું બળ મળ્યું. તેમ છતાં હજી સુધી ગોપાળરાવના મનમાં એ મહેમાન માટે બહુ લાગણી થઇ નહોતી. સન ૧૮૮૬ માં ગોપાળરાવનો ને આગરકરનો સહવાસ ઘણો વધ્યો. વિવિધ વિષય વિશે, જીવનના કાર્યભાગ વિશે, જન્મસાર્થક્ય વિશે, ભારતીઓના સાંપ્રતના કર્તવ્ય વિશેઃ વગેરે જુદા જુદા પ્રશ્નો સંબંધી ગોખલે ને આગરકરને અનેક પ્રસંગે વાતચીત થવા લાગી. તેના પરિણામે આગરકરના અન્તઃકરણની છાપ ગોખલેના અન્તઃકરણ ઉપર વધારે પડવા લાગી. આગરકરના અન્તઃકરણની સરળતા, નિરપેક્ષતા, અને સાધુતા ગોપાળરાવના સમાનધર્મ હૃદય ઉપર પ્રતિબિંબિત થયા વિના રહી નહિ; ને તેમના વિશેની ગોખલેની પૂજ્યબુદ્ધિ દરેક પ્રસંગે વધ્યા વિના પણ રહી નહિ. જ્યારે જ્યારે ગોખલે મુંબઈ જતા ત્યારે

ત્યારે તેમનું પટવર્ધન માથે આ વિશે બોલવું થતું. ડે. એ સોસાઇટીના લાઇફ મેંબર થવાનો પોતાનો વિચાર થાય છે, એમ ગોપાળરાવ તેમને કહેતા જેમ જેમ આગરકરનો સહવાસ વધતો ગયો તેમ તેમ આ વિચાર દૃઢ થતો ગયો, એમ પટવર્ધન કહે છે. એટલું જ નહિ, પણ આગરકરે તેમનું મન તે તરફ વાળ્યું, એમ ગોપાળરાવ પટવર્ધનને કહેતા. છેવટે તેમણે એ વિચાર કાયમ કર્યો ને ૧૮૮૬ના અંતમાં તેઓ ડે. એ. સોસાઇટીમાં જોડાયા

આ મંડળીમાં સામેલ થતાં પહેલાં તેમના મનમાં જે વિચારોની ગડમથલ થતી હતી તેમાં મુખ્ય કહીએ તો, 'તેમ કરવાથી મોટાભાઇના ઉપકારનો બદલો વાળવાનું પોતાનાથી ન બને,' એ હતો. સન ૧૮૭૯ થી ૧૮૮૪ આખર સુધી ગોપાળરાવના વિદ્યાભ્યાસનો બધો ભાર તેમના મોટાભાઇ ઉપર પડ્યો હતો, ને તેમણે બન્ધુપ્રેમને લીધે આનંદથી તે ઉપાડ્યો હતો. હવે કાયદાનો અભ્યાસ કરીને એલ એલ. બી. થવું, પૈસા મેળવવા ને મોટાભાઇનું દેવું વાળી આપવું. તેમને સહાયક થવું, એવું ગોપાળરાવના મનમાં હતું આ વિચારથી જ શિક્ષકની નોકરી સ્વીકાર્યા પછી પોતાના ખર્ચ માટે ૧૫-૨૦ રૂપીઆ રાખીને બાકીના બધા મોટાભાઇને મોકલી આપતા હતા ગોપાળરાવ પૈસા કમાય, તેમજ સત્તા, અધિકાર ને હોદ્દાવડે જનસમાજમાં તથા સરકારમાં પ્રસિદ્ધિ મેળવે એવી અપેક્ષા તેમના મોટાભાઈની હોય એ સહજિક છે. તેમની ઇચ્છા 'ગોપાળરાવે ડે. એ. સોસાઇટીમા દાખલ ન થવું' એવી હોય તો તેમનો દોષ ગણાય નહિ. સોસાઇટીના જીંદગીપર્યંતના સભાસદ થઇને શિક્ષણના પ્રસારદ્વારા લોકસેવા કરવાની મહત્ત્વાકાંક્ષા ગોપાળરાવની પણ મૂળની નહોતી, તેમજ ટિળક-આગરકરના સહવાસથી તે જન્મ પામ્યા પછી મોટાભાઇની નિરાશા થશે એ વિચાર તેમને બાધક થયેલો હોવો જોઇએ તેમણે પોતાના મનથી તેમ કરવાનો નિશ્ચય કર્યા પછી પણ મોટાભાઇની સંમતિ ને પરવાનગી મેળવવાની ખટપટ તેમને કરવી પડી. કોલ્હાપુરમાના કેટલાક પ્રતિષ્ઠિત ને વજનદાર ગૃહસ્થો માર્ફત એ મજુરી મેળવી આપવાની વ્યવસ્થા સોસાઇટીના મેંબરોએ પણ કરી. આથી છેવટે મોટાભાઇએ 'મારી હરકત નથી' એમ ગોપાળરાવને જણાવ્યું; અને તેથી ગોપાળરાવના મનને સંતોષ થયો ન્યૂ ઇંગ્લીશ સ્કૂલની મંડળીમાં સામેલ થઇને પણ પોતાની નામના કરવાનું કઠણ નથી; ટિળક-આગરકરની કીર્તિ મળી છે તેવી પોતાને પણ મેળવવામા અડચણ નહિ આવે, આ વિચાર પણ ગોપાળરાવના મનમા તે વખતે આવ્યો હશેજ. બી એ માં પાસ થયા પછી જે મહત્ત્વાકાંક્ષા તેમનામાં ઉદ્ભવ્યાની હકીકત પાછળ આવી ગઇ છે તે પણ એક રીતે ડે. એ સોસાઇટીમાં સામેલ થવાથી પૂર્ણ કરી શકાય તેમ હતું. વળી ટિળક-આગરકરની સાથે ન્યૂ ઇંગ્લીશ સ્કૂલના ચાલકોમાં પોતે સામેલ થઈ શકે એ પણ મોટું માન છે, એમ તેમને તે વખતે લાગ્યુ હશે. કેમકે તેમને પોતાની યોગ્યતા વિશે હદથી જ્યાદે અભિમાન નહોતું, કે પોતાની હોશિયારીની ગમે તેવી ભારે કલ્પના તેમણે બાંધી નહોતી તેમને ગર્વ-અહંતાની ખબર જ નહોતી હાથમાં લીધેલુ કામ ચોકસ રીતે કરીશ, શિક્ષણના કામમાં મહેનત કરીને યોગ્યતા મેળવીશ, એવી ધમક-દૃઢતા ગોપાળરાવનામાં હતી, એ ખરું; અને એ ધમકના મૂળમાં જબરો શ્રમ કરવાની શક્તિ ને વદે

એ બે બાબતો હતી. પણ આ ધમક જુદી; ને આપણે ગમે તે કરીએ-આ મોટી મંડળીમાં શું છે ? પોતે તેમનાથી વધારે હોંશિયાર, વધારે લાયક, વધારે કર્તબગાર, એવી સમજથી બીજાને તુચ્છ લેખનારી અહંતા જુદી. અર્થાત્ ગોપાળરાવનામાં ધમક હતી, પણ એરો અહંભવ નહોતો. તે હમણાં નહોતો તેમ આગળ પણ આવ્યો નથી, એ તેમના સ્વભાવનું અદ્વિતીયપણું છે.

ગોપાળરાવ ડે. એ. સોસાઇટીના લાઇફ મેંબર થયા પણ આટલી એક બીનાથી તેમના આયુષ્યક્રમમાં કેટલો બધો ફરક પડી ગયો ! નદીનો ચાલતો પ્રવાહ તદ્દન બદલીને તેને ઉલટીજ દિશામાં વહેવરાવવો એ જેમ વિલક્ષણ છે તેમજ આ છે. જીવનમાં કેટલાક સમય એવા આવે છે કે, તે સમયે ભરેલું એક પગલું આખી જીવનયાત્રાનો ક્રમ ને સ્વરૂપ ઠરાવવાને કારણરૂપ થાય છે. આ પગલાથી કેટલાકને પોતાની જ શોધ થાય છે; અને તેમનું આલોકનું વાસ્તવ્ય પૂર્ણકામ થાય છે. તેમને પંઠની-જાતની ઓળખાણ થાય છે, અને તેમના હાથે આત્મગરવભાવને વિસંગત એવું કોઇ કાર્ય ન થતાં, આ શરીર છોડતાં 'અહીંનું કામ પૂર્ણ થયું, કરવાનું કાંઈ રહ્યું નથી,' એનો તેમને સંતોષ રહે છે. એથી ઉલટું કેટલાકની આ જ પગલાંથી દિશાભૂલ થાય છે, અને આખી જીંદગી સુધી તે વાટ ભુલીને જન્મકાર્ય ખોળતા ભટકયા કરે છે તેમને પોતાનું સત્ત્વ મરતાં સુધી પણ જણાતું નથી; અને 'દિશા ભૂલ્યે!' એમ તેમનું મન તેમને હમેશાં બાધા કરે છે ! ગોપાળરાવના સંબંધમાં-હવે તેમની આ લોકની યાત્રા પુરી થયા પછી-વગર સંકોચે કહી શકાય છે કે, તેમણે આ વખતે ભરેલું પગલું બરોબર પડયું. સોસાઇટીમાં સામેલ થવાનો નિશ્ચય સર્વાંશે યોગ્ય હતો. 'આ વખતે હું જે પગલું ભરૂં છું. તેથી ચિરસ્થાયી લાભ પ્રાપ્ત થશે,' એવી આગળી કલ્પના પણ તેમણે કરી નહિ હોય ! ટિળક-આગરકરના સહવાસથી, વિશેષે કરીને આગરકરની સ્ફૂર્તિને લીધે ને ચરિત્ર્યપ્રભાવને લીધે, તેમના મનને ઘેરી લીધું, ને તે સમયની અન્તઃ પ્રેરણાથી તેઓ સોસાઇટીમાં પ્રવિષ્ટ થયા, એટલું જ. પોતાની હોંશિયારી કેટલી, સામર્થ્ય કેટલું, બીજે રસ્તે લાગવાથી પોતાને શું મળશે, વગેરે અનેક પ્રશ્નો ને પ્રતિપ્રશ્નોનું તથા સંભવાસંભવનું બરાબર વિવેચન કરીને, સાધક બાધક બાબતોનું એક પછી એક તોલ કરીને, ભવિષ્યના નકશા ને પાછલા ઇતિહાસનું સૂક્ષ્મ રીતે અવલોકન કરીને, 'આ જ આપણને ફાયદાકારક' એમ નિશ્ચય કર્યા પછી ગોપાળરાવે આ માર્ગ સ્વીકાર્યો નહોતો, એટલું તો ચોક્કસ. ઉપરાંત આ જ માર્ગ પોતાના હાથે મહાન્ કાર્ય થવું શકય છે, બીજા કોઇ માર્ગ નથી, એવી ખાત્રી થયા પછી તેઓ એ મંડળીમાં દાખલ થયા નહોતા; કે વિદ્યાદાનનું મહત્ત્વ ને પાવિત્ર્ય મનમાં ઠસવાથી શિક્ષણનો પ્રસાર કરવો એ જ આ સમયે અમૂલ્ય દેશસેવા થશે, એવા વિચારથી પણ તેઓ એ મંડળીમાં જોડાયા નહોતા. ટિળક-આગરકર વિશેનો આદર, આગરકર વિશેની વધતી જતી પૂજ્યબુદ્ધિ, ને મંડળીનો આગ્રહ, આ ત્રણ બાબતોએ તેમના મન ઉપર દબાણ કર્યું, અને તે સમયની પ્રશસ્ય પ્રવૃત્તિની ધૂનમાં તેમણે મંડળીને હા પાડી, એટલુંજ ! પણ તેટલાથી તેમના બાળચરિત્રમાં ને આંતર વિકાસમાં કેટલું બધું પરિવર્તન થઇ ગયું. કાયદાનો અભ્યાસ ચાલુ રાખી તેઓ એલ્ એલ્ બી. થઇ ઉત્તમ વકીલ કે આગળ બેરીસ્ટર પણ થયા હોત, તેથી શું ! કદાચ સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કરી

આવ્યા હોત તોય શું? સર કૃષ્ણ ગુપ્તની પેઠે હિંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરીના પ્રધાનમંડળમાંના એક સભાસદ થયા હોત. તેથી વધારે શું થાત? પણ તેથી તેમને છેવટ સુધી 'જીવનકર્તવ્ય' પ્રાપ્ત થયું ગણાત નહિ. માળામાંથી બચ્ચાં ચોરાઇ ગયા પછી વિમૂઢ થયેલી પક્ષિણીની પેઠે તેઓ આ જગતમાં ફરતા રહ્યા હોત. પણ 'પંડની ઓળખાણ' ને **'પોતાના ગામ'ની 'કાયમી જોડ'** તેમને મળી નહોત!

**લક્ષ્મીનો મોહ ઉતરવા લાગ્યો.**

ગોપાળરાવ ડે. એ. સોસાઇટીમાં સામેલ થયા ત્યારે તેમને પોતે કરે છે તે જ સર્વ રીતે ઉત્તમ છે, એમ લાગતું કે નહિ, કોણ જાણે. પોતે સ્વીકારેલા માર્ગથી પોતાની રહેણીકરણીમાં ફેર પડશે, 'ને પોતાને ગરીબીમાંજ જીંદગી ગુજારવી પડશે, એ વિચાર તેમની નજર સામે વિશેષે કરીને હતો, અને આગરકરનો નમુનો સમક્ષ નહોત, તેમની ઉશ્કેરણી નહોત, તો આ વિચારના પ્રાબલ્યની સરમાઇ થઇ ન હોત એમ કાંઈ કહેવાશે નહિ. લાઈફ મેંબર થવાનો વિચાર તેમના મનમાં આવ્યો, કેટલેક અંશે તે પગભર થયો, ત્યારે તે સંબંધી મુંબઇમાં કેટલાક સખે સરખા મિત્રોમાં વાત થતાં ગોપાળરાવ એક વાક્ય બોલેલા તે પટવર્ધનને હજી યાદ છે તે એ કે "you will drive in carriages while I shall walk on foot. તમે બગીમાં રોફ મારશો તો હું પગે જ ચાલતો રહીશ" એ મિત્રો વકીલ વગેરે થઇને ખૂબ પૈસા મેળવશે, અને આપણને તે બધા ઉપર પાણી મૂકવું પડશે, એ જ આ વાક્યનો ધ્વનિતાર્થ છે. લાઇફ મેંબર—આજન્મ સભાસદ—થતી વખતે ગોપાળરાવની એક આંખ છોડવા પડવાના પૈસાના માર્ગ તરફ લાગી હતી; ને બીજી આગરકરની મૂર્તિ તરફ ને આગ્રહ કરનારા ટિળક વગેરે ગૃહસ્થો તરફ હતી. છેવટે બીજી આંખે પહેલીને પણ પોતાની તરફ ખેંચી, ને ગોખલે ન્યૂ ઇંગ્લીશ સ્કૂલના ચાલક થયા; પણ તે ભવિષ્યનું સ્વપ્ન પ્રથમ જોઇને નહિ. કંઇક અંશે કાલમાહાત્મ્યથી, કંઇક અંશે તત્કાલ સ્ફૂર્તિથી, ને કંઇક અંશે પૂજ્ય માણસોના કહેણથી. આ કેવો સુયોગ! કેવું મહદ્ભાગ્ય!

ગોપાળરાવના સાર્વજનિક ચરિત્રનો અહીં આરંભ થાય છે. અહીં સુધીની તેમની દિનચર્યા ઉપર સ્વ–પરતાની છાપ હતી. તેઓ જે કાંઇ કરતા, જે કાંઇ વાંચતા, જે લખતા, જે બોલતા, તેનો ઉગમ સ્વ. પોતા વિશેની આકાંક્ષામાંથી થતો. હવેથી વિશ્વપરતાની છાપ તેમની દિનચર્યા ઉપર થોડે થોડે પડવાની શરૂઆત થઇ. તેમના લૌકિક વ્યવહારનું પ્રેરક કેન્દ્ર આજ સુધી 'સ્વ' હતુ, તે હવે 'સ્વ'સ્થાનથી ખસવા લાગ્યું. તેમને ખરો ઉપનયન સંસ્કાર અત્યારે જ થયો. આધ્યાત્મિક જનોઈ અપાઇ, એમ કહેવાય, અથવા ઉપનયનની તૈયારી થઇ, તેમનો બીજો જન્મ થયો. તેમને આજ સુધી–કદાચ પછી બે ત્રણ વર્ષ સુધી પણ–પૈસાની જે ભારે કિંમત લાગતી તેનુ મહત્ત્વ ઉત્તરોત્તર કમી થવા લાગ્યું. તે સહેલાઇથી તેમના હૃદયથી છુટવા લાગ્યું. જેમ જેમ તે છુટવા લાગ્યું, તેમ તેમ તે જાણી જોઇને તેમની પાસે આવવા લાગ્યા!

આ વખતે ઇંગ્રેજી માટેની તેમની મહેનત સતત ચાલુ જ હતી, એ પાછળ કહી

ગયા છીએ. આ જ અરસામાં ગોપાળરાવે 'અંકગણિત' લખવાની શરૂઆત કરી. ૧૮૮૬ ની આખરે ને ૧૮૮૭ ની શરૂઆતમાં તેઓ 'અંકગણિત' લખતા હતા. તે પુરૂં થયા પછી તેમણે ટિળકને બતાવ્યું ટિળકે તે પસંદ કરીને 'છપાવો' એમ કહેવાથી તેમણે તેની પહેલી આવૃત્તિ બહાર પાડી. ઇંગ્રેજી અંકગણિત સંબંધે તેમણે જ લખેલું હોય તેનું સર્વ શ્રેય તેમને જ ઘટે છે, તેમાં બીજા કોઇનો હિસ્સો નથી. તેમનું આ ગણિત એટલું લોકપ્રિય થયું કે થોડીજ મુદતમાં તેની નવી આવૃત્તિ થઇ. એટલુંજ નહિ, પણ આગળ તે 'મેકમીલન કંપની' એ છાપવા રાખ્યું, ને તેનો પ્રચાર આખા હિંદુસ્તાનમાં તથા બીજા દેશોમાં થયો, ને તેનું ઉત્પન્ન ગોખલેને વર્ષાસન જેવું મળવા લાગ્યું.

ગોપાળરાવના લૌકિક કે સાર્વજનિક ચરિત્રની શરૂઆત કરતાં પહેલાં તેમની એક ખાનગી બીનાનો ઉલ્લેખ કરી દેવાનું ઠીક લાગે છે. ગોપાળરાવનું પહેલું લગ્ન તેમની મરજી વિરૂદ્ધ થયું હતું. ૧૮૭૯ માં જ તેમના કાકા અંતાજીપંતે કૃષ્ણરાવને એ બાબત લખ્યું હતું; પરંતુ તે વખતે કૃષ્ણરાવે 'તે હજી બાળ છે, તેની એકાદ પરીક્ષા પસાર થયા પછી જોઇશું' એમ લખી લખાવ્યું હતું. દરમિયાન કૃષ્ણરાવ મરણ પામ્યા, એટલે વડિલનો કારભાર અંતાજીપંતનેજ મળ્યો. તેમણે ૧૮૮૦ માં ગોપાળરાવનાં લગ્ન કરી નાખ્યાં! તદન નિરૂપાયે ગોપાળરાવને આ લગ્ન કરવું પડ્યું 'વડિલનો અનાદર ન કરવો,' એ વૃત્તિને લીધેજ તેઓ ચતુર્ભુજ થયા! પાછળથી આ લગ્ન તેમના મનને બહુ ખટકતું હતું; અને આ બાબતમાં તેમનું મન એટલું ખાટું થયું હતું કે આ લગ્નની કે સ્ત્રીની કોઇ વાત કાઢતું તો તે તેમને ગોઠતું નહિ. આ સ્ત્રી પ્રથમથીજ પાંડુરોગી હતી, એમ કહે છે. તે નજર આગળ પણ ન જોઇએ એમ તેમને થયું હતું. બીજી બાબતમાં બહુ કોમળ મનના ગોપાળરાવ આ વિષયમાં અત્યંત હઠીલા થયા હતા! આ સ્ત્રી વિશે એક વખત જે તુચ્છકાર તેમને થયો તે કદી ગયો નહિ. ગોપાળરાવના સારા ગુણો જેટલા દૃઢ હતા તેટલાજ તેમના દુરાગ્રહ કાયમ હતા. એક વખત તેમના મનમાં બંધાયેલી હઠ કાઢવી બહુ દુષ્કર થઇ પડતી. તેમાં પણ મોટપણના દુરાગ્રહ એક કાળે વિચારથી બદલાવા શક્ય હોય, પરંતુ નાનપણના બંધાયેલા આગ્રહ ફરવા લગભગ અશક્યજ! આ સ્ત્રી ઉપર તેમને પ્રીતિ નહોતી, એટલુંજ નહિ પણ તેનું નામ પણ તેમને ગમતું નહિ!

નાનપણમાં લગ્ન કરનારાં માબાપોનાં હાથે કેટલા બધા દીકરા-દીકરીની જીંદગીને આ પ્રમાણે નુકસાન થતું હશે! જે કાર્ય મોટપણે પોતાની મેળે કરવાનું તે માબાપો પોતાને માથે લઇને ભલતે વખતે પોતાનાં સંતાનોના સંસારને-અને તેટલા જ માટે જીંદગીને-ધૂળધાણી કરી નાખે છે. ગોપાળરાવના ઇચ્છા વિરૂદ્ધ થયેલા આ લગ્ન વિરોધની સામગ્રી બદલવામાં સાવિત્રીબાઇના ગુણો મદદ બનિયે ભાગ્યેજ મળ્યા હોય! મરજી વિરૂદ્ધ સ્ત્રી મળી વળગાડેલી, ને તે વળી રોગી! આ લગ્નસંબંધ સર્વ રીતેજ તેમને દુઃખદ થયો હતો. તેમના સ્વભાવમાં ચીડીઆપણાનાં મૂળ મજબૂત થવામાં લગ્નની આ નાજુક બાબત પણ ઘણે અંશે કારણરૂપ થયેલી હોવી જોઇએ. બીજા છોકરાઓએ વગર સમજે કરેલી હાંસી-મશ્કરીનું પરિણામ આવી સ્થિતિમાં અત્યંત વિપરીત થવું અસંભવિત નથી.

ગમે તેમ હોય; ૧૮૮૬ ની સાલ સુધી ગોપાળરાવને લગ્નસુખ બીનકુલ મળ્યું નહોતું. આ સ્થિતિ તેમનાં ભાભી ગોવિંદરાવની સ્ત્રીથી સ્ત્રીસ્વભાવાનુસાર સહેવાઇ નહિ ગોપાળરાવ હમેશાં કાંઇને કાંઇ ઉદ્યોગમાં ગૂંથાએલા હોયજ, તેથી તેમને તે સ્થિતિનું બહુ લાગવા જેવું જણાયું નથી, પરંતુ તેમનાં ભાભીને ને પછી મોટાભાઇને આ સ્થિતિ જણાતાં તેઓ બહુ દુઃખી થવા લાગ્યા. તેમને શું ? તે જુના વિચારનાં-લૌકિક દૃષ્ટિથી જોનારા ! તેમને ગોપાળરાવનો સંસારવ્યવહાર એકદમ કેમ પસંદ પડે ? ગોપાળરાવને વૈવાહિક સુખ મળે તે માટે તેમણે બનતી ખટપટ કરી જોઇ. પ્રથમના લગ્નથી તેમ થવું તદ્દન અશક્ય લાગ્યું, એટલે તેમણે ગોપાળરાવને બીજું લગ્ન કરવાનો આગ્રહ કરવા માંડ્યો. ગોપાળરાવના મનમાં તેમ કરવાનું નહોતું પણ પ્રથમની સ્ત્રી સારી થઇને સંસાર ચલાવતી નહિ થાય એવો ડૉક્ટરે ચોખ્ખો અભિપ્રાય આપવાથી, અને પોતાના માટે આટલી કાળજી તથા ચિંતા કરનારી ભાભીનું મન દુખવવું એ જીવ ઉપર આવવાથી ગોપાળરાવ બીજી વાર લગ્ન કરવા કબૂલ થયા, ને તેમના બીજીવારના લગ્ન ૧૮૮૭ ના મે મહિનામાં થયાં કન્યા નાનીજ હતી

સામાજિક કે બીજા કોઇ પણ સવાલ સમગ્રી તાત્ત્વિક દૃષ્ટિથી ગોપાળરાવે આજ સુધી વિચાર કર્યો નહોતો, ને તે વિચારથી તૈયાર થયેલી સ્વતંત્ર ભાવના હજી તેમના મનમાં બંધાઇ નહોતી, એ આ બીજીવારના લગ્નના બનાવ ઉપરથી સિદ્ધ થાય છે. સાર્વજનિક અજ્ઞાનની આદતોને લીધે થતી રાષ્ટ્રીય હાનિ પ્રતીત થઇ તે દૂર કરવાની લાગણી થવાના દિવસ જેમ હજી આવવાના હતા, રાજકીય હકના અભાવને વિષમતાને લીધે રાષ્ટ્રની વૃદ્ધિ ધીમી ને જોર નરમ થવાથી રાષ્ટ્રની એકંદરે થનારી પાછી પાની હૃદયમાં કોતરાઇને તે અટકાવવા માટે આખું જીવન રાષ્ટ્રીય કાર્યને અર્પણ કરવું એવી સ્ફૂર્તિ આવવાનો પણ ગોપાળરાવનો દિવસ હજી ઉગ્યો નહોતો. તે જ પ્રમાણે વ્યક્તિની અપૂર્ણ વૃદ્ધિને આડી આવનારી સામાજિક રૂઢિ ને સમાજરચના બદલીને સમાજમાંના નિકૃષ્ટ વર્ગને-તેમાંજ સ્ત્રી વર્ગનો સામાન્યતઃ સમાસ થાય છે-ટેકો દઇ ઉંચે લાવવાની, ને દાક્ષિણ્ય તથા સમતા ઉપર સમાજની પુનર્ઘટના કરવાની આવશ્યકતા પણ સમજાવવાનો, કે પોતાના આચરણની દિશા ઠરાવવાનો સમય તેમના જીવનમાં હજી આવવાનો હતો. 'જગતના ચાલતા ચીલે ચાલવું,' તેના કરતા વધારે ઉંડા પાણીમાં ઉતરવા તેમની મનોદેવતા હજી શીખી નહોતી ડે એ. સોસાઇટીમાં સામેલ થવાની બાબત થોડે અંશે 'જગતના ચાલતા ચીલા'થી જુદી હતી, અને ત્યારથીજ ગોપાળરાવના અનન્યસાધારણ જીવનચરિત્રનો આરંભ થયો.

---

# પ્રકરણ ૫ મું.

## કર્તવ્યપ્રદેશમાં આગળ પગલાં–સેવાની શરૂઆત.

**લાઇફ મેમ્બર થયા પછીનાં પાંચ વર્ષો.**

ગોપાળરાવ સોસાઇટીના લાઇફ મેમ્બર થયા ત્યારે ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાં વધારો થઇ ફર્ગ્યુસન કૉલેજની સ્થાપના થઇ હતી. પ્રથમ ફક્ત પી ઈ. ના વર્ગનીજ પરવાનગી મળી હતી. ૧૮૮૭માં ગોપાળરાવને પી. ઇ. માં ઇંગ્લીશ શિખવવાનું સોંપાયું. તેમણે ૧૮૮૫ થી ઇંગ્રેજી પાછળ જે મહેનત કરી હતી તે ઉપરથી કૉલેજમાં પ્રોફેસર થવાની–શિખવવાની મહત્ત્વાકાંક્ષા તેમને ઉદ્‍ભવી. તેમને તે વર્ષમાં સધીકૃત "નેલસનનું ચરિત્ર" શિખવવાનું આવ્યું આ પુસ્તક આ દેશના છોકરાઓને શિખવવું અઘરૂં છે. તેમાં દર્યાઇ રહેણીકરણી-ને નૌકાનયનાદિ સંબંધના શબ્દો અને પ્રસંગો ઘણા; અને આ દેશના છોકરાઓને સમુદ્ર જોવાના પ્રસંગ થોડા–બીલકુલ નહિ કહીએ તો પણ ચાલે તેથી સમુદ્ર ને ગલબત, વા દળાં ને વહાણ, નાખુદા ને ખલાશી, વિશેનાં વર્ણનો દેશની અંદરના ભાગમાં વસનારા છોકરાઓને સમજાવવાનું બહુ કઠણ પડે છે. પણ ગોપાળરાવ ડગમગ્યા નહિ. મહેનત કરવાની તેમને ટેવ હતી, ને હાથમાં લીધેલું કામ ચોકસાઇથી કરવાની તેમની પ્રતિજ્ઞા જ હતી. તે પ્રમાણે તેમણે એ પુસ્તક શિખવવાના કામમાં પણ કર્યું. પુસ્તકમાંની હકીકત બરાબર શિખવી શકાય તે માટે તેઓ વખતો વખત મુંબઇમાં જઇ ત્યાંની ગોદીમાંનાં વહાણોનાં જુદા જુદા ભાગો જોઇ તેની માહિતી મેળવી આવતા.

આ પ્રમાણે વાસુદેવરાવ કેળકરની સાથે ગોપાળરાવ ગોખલેની ફર્ગ્યુસન કૉલેજમાં ઇંગ્રેજીના પ્રોફેસરની જગાએ નિમણુંક થઇ. આ બન્નેના હાથ નીચે ભણેલા વિદ્યાર્થીઓ હાલ ઘણા હયાત છે. તેમના કહેવા ઉપરથી જણાય છે કે કેળકરના જેવી શિક્ષણપદ્ધતિ ગોખલેની નહોતી. ગોપાળરાવ બોલે કડકડાટ ને ઝપાટાબંધ–જાણે 'પંજાબમેલ' છૂટયો! પણ કેળકરની સહૃદયતા ને ધાર્મિકતા ગોખલેના શિક્ષણમાં પ્રથમનાં ચાર પાંચ વર્ષ તો નહોતી જ. કેળકરના એકાદા શબ્દ કે વાક્યવડે જે મઝા થતી તે ગોપાળરાવના દસ મિનિટ-ના ભાષણથી પણ થતી નહિ, એમ કહે છે. સાહજિક છે. મૂળ બન્નેના સ્વભાવમાં જ અંતર હતું, ને વળી ગોખલે કેળકરના પ્રમાણમાં નવા–શિખાઉ હતા.

**માધવરાવ રાનડે-ની પહેલી મુલાકાત.**

સ્કૂલનું ને કૉલેજનું કામ પરવારીને, ઇંગ્રેજી ઉપર ખાનગી મહેનત કરવા છતાં પણ ગોપાળરાવના સામર્થ્યને જોઇતું કામ પહોંચતું નહિ. તે એક પળ પણ નકામી જવા દેતા નહિ. રજાનો એક કલાક પણ ફોગટ જવા ન દેતા. તે વખત માટે કોઇ કામ માગી લેતા, ને કદાચ કાંઈ કામ ન હોય તો લાઇબ્રેરીમાં જઈ તેની વ્યવસ્થા કરવા લાગતા. ગપાટક મારવાં કે શિક્ષકોની રૂમમાં જઈ લંબી ખેંચવાનું તેમને કદી પસંદ

નહોતું. ગોખલેની કાર્યશક્તિને વધારે કામ જોઇતું હતું તે તેમને જલદી જ મળી આવ્યું. સન ૧૮૭૦ થી ૧૯૦૦ સુધીની મહારાષ્ટ્રની ઘણે ભાગે સામાજિક, રાજકીય, ઔદ્યોગિક વગેરે હીલચાલનું ઉગમસ્થાન એકજ સ્થળે હતું. સૂતેલા દેશને જગાડવો ને તેના ગતવૈભવને શોભે તેવું કામ તેના હાથે થવા જેટલું સામર્થ્ય તેને પ્રાપ્ત થાય, તે માટે અહર્નિશ પ્રયત્ન કરનારો એક પુરુષ તે વખતે હતો. ક્યાં શું ચાલ્યું છે, શું ચાલવા જેવું છે, શું છે ને શું જોઇએ છે, આપણા લોકોનું બાકી રહેલું સામર્થ્ય કેટલું છે, તે વધારવાનો ઉપાય કયો છે, ચાંપ ક્યાં લાગે છે, તેમાંથી છુટવા માટે કેવા પ્રયત્ન થવા જોઇએ, કયા કામને માટે ક્યાં માણસ યોગ્ય છે, કોની પાસે કયું કામ કરાવી લેવું, સૂતેલો દેશ જાગૃત થાય એટલે તેના છિન્નભિન્ન થઇ પડતા સામર્થ્યને કબજે રાખી કયા રસ્તે વાળવું, આપણે કોણ છીએ, ક્યાં છીએ, આપણે થવું છે શું, જવું છે ક્યાં, અને આજનો વખત કેવો છે, વગેરે અનેક પ્રશ્નોનું અનેક રીતે પર્યાલોચન કરી કાલદેશવર્તમાનની તુલના કરી, દેશમાંની સર્વ ખટપટનું, હીનયત્નનું, કુયોગનું, સંસ્થાનું ને મડળોનું ધોરણ યોગ્ય દિશાએ વાળવું, અને બંદરમાંથી ઉપડેલા આપણા દેશના વહાણને દરીઆની કે વંટોળીઆની મરજી પ્રમાણે વહેવા ન દેતાં તેને ધીમે ધીમે કિનારે પહોચાડવું. એ અત્યંત મુશ્કેલ પરંતુ તેટલુંજ અવશ્યનું કામ પોતાનું-પૂર્વજોનું દેવું-ઇશ્વરનું દેણું-સમજી અન્તઃકરણપૂર્વક નિખાલસપણે કરનારી એક વિભુતિ દેશના સુભાગ્યે મહારાષ્ટ્રમાં જન્મી હતી. રાવસાહેબ રાનડેની સોબતમાં રહેવાનું, તેમની આજ્ઞા પ્રમાણે કામ કરવાનું, તેમના શિષ્ય તરિકે તેમના ચરણમાં રહી શિખવાનું, જેમનું ભાગ્ય હોય તે ધન્ય! આવા ધન્યમાંના ધન્ય ગોખલે જલદી જ થવાના હતા.

આગરકર ને ગોખલેનો સહવાસ ને સ્નેહ ઉત્તરોત્તર દૃઢ થતો ગયો. આગરકરે ગોખલેના કેટલાક વિશેષ ગુણ જાણી લીધા હતા. તેમનો ઉત્સાહ, કામ કરવાની હોંશ, ઉમેદ, ઉચ્ચ મનોવૃત્તિથી પ્રેરિત થવાનો તેમના હૃદયનો ધર્મ, તેમની હિંમત ને ગુરુજન વિશે આદર, એ તેમના ગુણ રાવસાહેબ રાનડેને જણાય તો તેમની ઉત્તમ કદર થાય, ને તેમના સહવાસથી ગોખલેની ઉપયુક્તતા બહુ વધે, તથા તેમના હાથે સારી કામગિરી થાય, એમ આગરકરને લાગ્યું. તેમણે એક વખતે રાવસાહેબ સાથે વાતમાં ને વાતમાં ગોખલે વિશે વાત કરી. તરુણ ઉછરતા માણસોને સાર્વજનિક કામમાં ઉપયોગમાં લેવા, ને તેમનામાં હોય તેટલું કર્તૃત્વ દેશના કામમાં વપરાવવું, એ રાવસાહેબની ખુબી-કળા હતી. તેમણે આગરકરે કહેલું નામ ધ્યાનમાં રાખ્યું ને પોતાના મિત્ર (હાલ પરલોકવાસી) આબા સાહેબ સાઠેને ગોખલેને મળવાનું કહ્યું. આબા સાહેબનો ને ગોખલેનો મરતા સુધી અકૃત્રિમ પ્રેમ હતો. આગરકર ને ગોખલે આ વખતે શનવારપેઠમાં તાંબેના વાડામાં ભાડે રહેતા હતા. કામ કરવાનું એક સંસ્થામાં ને બેસવા ઉઠવાનું પણ એક વાડામાં એ રીતે બન્નેનું સાહચર્ય હતું. આ એક જ વાત સરૂઆતમાં આગરકર ને ગોખલેએ બેનું રહસ્ય કેટલું હતું તેની સાક્ષી પુરે છે. આબા સાહેબ ગોખલેને રાનડે પાસે તેડી ગયા; અને પોતપોતાના પ્રમાણમાં અલૌકિક એ બેઉ પુરુષની-આ અલૌકિક ગુરુની ને આ અલૌકિક શિષ્યની-તેમણે મુલાકાત કરાવી.

આ. પહેલી મુલાકાત વખતે થયેલી વાતચીત અને ગુરુની શિષ્ય ઉપર ને શિષ્યની ગુરુ ઉપર પડેલી છાપ જો આજ જગતને જણાવી શકાત તો કેવી મઝા પડત! આખી રાત આંખો મીંચીને પડી રહેલા સૂર્યકમળની ને તેને વહાલથી જગાડનારા રવિકરની એ મુલાકાત કેટલી હૃદયંગમ થઈ હશે! જગતમાં આવું ક્વચિત જ બને છે! અન્યથા—બીજે વખતે બંધ રહેનારાં હૃદયનાં કબાટ પોતાના સમાનધર્મના સ્પર્શવડે ખુલ્લાં કરનાર પરસ્પર સાપેક્ષ જીવોની મુલાકાત એટલે એકમેકની સાર્થકતા! આ જગતમાંનાં ઘણાંખરાં માણસો પોતાના સમાનધર્મી જોડીદારને શોધવા સંસારની અફાટ અટવીમાં, વસન્તઋતુની ઉષ્ણ હવામાં આમતેમ ભ્રમણ કરનારા પક્ષીઓની પેઠે, ભટકતા આપણે જોઇએ છીએ. આપણા હૃદયનાં કે બુદ્ધિનાં કમળ ખીલવનારી જાદુ જેની પાસે હોય તેનો ને આપણો ભેટો જ થતો નથી. તેથી આપણામાંના ઘણાખરા આવે છે ને જાય છે—જન્મે છે ને મરે છે—પણ તેમના અન્તર્યામીનો વિકાસ થતો નથી. ખાણમાં દટાઈ રહેલા રત્નોની પેઠે કે ભ્રમરનો ગણગણાટ થતો ન હોય તેવી જગાએ ખીલેલાં પુષ્પોની પેઠે તેનો અંતર્યામી વૃથા જાય છે. 'સેફ્ટી' દિવાસળી પ્રમાણે ચિચ્છલાકા (ચૈતન્યની શળી)નું પણ છે. તે બીજે ક્યાંય ઘસવાથી સળગે તેવી હોતી નથી. અનુરૂપ ધર્મની પેટી ઉપર ઘસવાથી જ તે સળગે; તે વગર ભાંગી જાય પણ સળગે નહિ! અનુરૂપ ધર્મની પેટીનો ને આ ચિચ્છલાકાનો સંપર્ક યોગ્ય રીતે થાય, એટલે તે એકદમ સળગી ઊઠે છે. ગોપાળરાવનું તે જ પ્રમાણે થયું. ઉનાળાના તાપથી સુકાઈ ગયેલી ને આર્દ્ર-મેઘની વૃષ્ટિ માટે વાટ જોતી મોં પસારી રહેલી ભૂમિ પ્રમાણે સંસ્કારિત વિભૂતિના દર્શન કે સ્પર્શ માટે ઉત્કંઠિત થયેલું તેમનું હૃદય હતું. અભિમાન કે પોતાની યોગ્યતાની અઘટિત કલ્પનાથી તેમની ઐહિક કે આધ્યાત્મિક દૃષ્ટિ બંધ થઈ નહોતી. સદ્ગુરુનો પ્રસાદ ગ્રહણ કરવા અને તે ફળદ્રુપ થવા સારૂ જોઇતી પૂજ્યબુદ્ધિ ને સાદર શ્રદ્ધા તેમનામાં પૂર્ણ હતી. તેમનું અંતરંગ હજી મલિન થયું નહોતું. તેની ઉપર જે છાપ ઉઠાવવી હોય તે સાફ ઊઠે, એવી તેમની શુદ્ધ મુગ્ધ સ્થિતિ હતી. પોતાના હાથે કાંઇક કામ થાય, ને પોતે સજ્જનસમાજમાં માન્ય થાય, એ તેમની મહત્ત્વાકાંક્ષા હતી; અને તે પૂર્ણ કરવા માટે જીવની પણ દરકાર કર્યા વિના શ્રમ કરવાની ઇચ્છા ને ટેવ હતી. શરીરપ્રકૃતિ પણ તેમની મહત્ત્વાકાંક્ષાની સામે અક-ળગુરૂપ થાય તેવી નહોતી. શિષ્યમાં જોઇતા ઘણાખરા ગુણ ગોખલેમાં હતા, અને ગુરુનામાં તે બધા ગુણને વધારવાનું, તેને ઉત્તરોત્તર અધિકાધિક શુદ્ધ—ઉન્નત કરવાનું, ને તેનો બને તેટલો ઉપયોગ કરી લેવાનું, સામર્થ્ય હતું. મળે તેટલું ગુરુ પાસેથી લેનાર શિષ્ય, ને માગે તેટલું આપનાર ગુરૂ, એવી આ ગોખલે—રાનડેની જોડી હતી. તે જામી ત્યારથી જ ગોખલે-ની સાર્વજનિક કામની શાળા ઉઘડી. આ શાળામાં તેમણે તેર ચૌદ વર્ષ સુધી શિક્ષણ લીધું!

૧૮૮૭ થી ૧૮૯૧ સુધીનાં વર્ષો આ ચરિત્રને અંગે મહત્ત્વનાં હશે, પરંતુ તેને મળેલું મહત્ત્વ ઘણેક અંશે આનુષંગિક છે. ચરિત્ર-વિષયે એ વર્ષોની મહત્તા એટલી જ કે એ વર્ષોમાં રાનડેના હાથ નીચે ગોખલે ઉમેદવારી કરતા હતા. એ સમયના ગોખલેના હેતુ, અભ્યાસ વગેરેની માહિતી પ્રો. વિજાપુરકરને ઘણીખરી છે. પ્રો. વિજાપુરકર આ વખતે ડેક્કન કૉલેજમાં હતા. ૧૮૫૫માં પી. ઈ. થયા પછી તેઓ ડેક્કન કૉલેજમાં આવ્યા. ત્યાર

પછીનાં ત્રણ ચાર વર્ષ તેમની ને ગોખલેની મુલાકાત ઘણું કરીને દર અઠવાડીએ થતી. પ્રો. વિજાપુરકર બહુધા દર શનિવારે રાત્રે ગોખલે પાસે આવતા ને સોમવારે સવારે પાછા કૉલેજમાં જતા. આથી એ વખતની હકીકતથી તેઓ સારી પેઠે જાણીતા છે.

ડે. એ. સોસાઇટીને માટે એ વર્ષો બહુ ધમાલનાં હતાં. ૧૮૮૨–૮૩માં ટિળક–આગરકર ડોંગરીના તુરંગમાં હતા. બન્ને એક જ ઓરડીમાં રહેતા ને તેમને સાદી શિક્ષા હોવાથી એક બીજા સાથે બોલતા–વાદવિવાદ કરી શકતા. તેમને લખવા વાંચવાનું મળતું. ત્યાં આ બન્નેનો અતિશય નિકટ સંબંધ થવાથી એક બીજાના સ્વભાવની ભિન્નતા એકમેકને અનુભવમાં આવી. એક બીજાની ખાંચખુંચ, રાગ–દ્વેષ, હઠ–દુરાગ્રહ, વગેરે સારી પેઠે સમજાયાં; અને ડેક્કન કૉલેજમાં ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ કાઢવાનો વિચાર કરવાથી, ને પછી બે વર્ષ સુધી મહાન્ ધ્યેયની પાછળ લાગવાથી અને એક જ દેશ–કાર્યની સિદ્ધિ માટે મથવાના આવેશમાં ગર્ક થયેલા હોવાથી, એકમેકના સ્વભાવમાંનું સારાપણું જ એકબીજાને દેખાતું. શિક્ષણપ્રસારના કાર્ય પુરતું તેમનામાં મતસાદૃશ્ય હોવાથી બેઉમાંના તીવ્ર ભેદ એક બીજાના લક્ષમાં બહુ અંશે આવ્યા નહોતા. પણ ડોંગરીના તુરગમાં રાત દિવસ સાથે રહેવાથી ને ઘણી બાબત સંબંધી ખુલ્લા દિલથી વાતચિત થતી હોવાથી 'બાંધી મુઠી' ઉઘડી ગઈ' મતસાદૃશ્યની સાથે મતભેદ ને સ્વભાવભેદ પણ સારી રીતે જણાઈ આવ્યો. પહેલાં એકમેક વિશે જે કેવળ આદર હતો, તે જતો રહ્યો, અથવા ઘણોક ઓછો થયો; તથાપિ સ્કૂલના કામમાં મતભેદને કે સ્વભાવભેદને બહુ અવકાશ આપ્યા વિના વર્તવાનો ને વ્યક્તિ વ્યક્તિમાંનો મતભેદ સામાન્ય કાર્ય વખતે ભુલી જવાનો સખ્ત પ્રયત્ન ૫. વા. આગરકર તરફથી થતો હોવાથી ટિળક–આગરકરનો તંટો અંદર અંદર ધુંધવાતો હશે, પણ તેથી સોસાઇટીને પ્રથમ બહુ અંશે સોસવું પડ્યુ નથી.

પણ ૧૮૮૬ની સાલથી એ ઝઘડો સોસાઇટીમાં દાખલ થવા લાગ્યો. ટિળકપક્ષ ને આગરકરપક્ષ એવા સોસાઇટીમાં બે પક્ષો પડી ગયા. આ ઝઘડાની બધી હકીકત કહેવાથી તેનાં કારણો જણાવવા ને તેનુ ગોખલેના ચરિત્ર ઉપર થયેલું પરિણામ યથાયોગ્ય રીતે કહેવા હાલ અવકાશ નથી, એ એક, ને તેમાં હાલની હયાત એક મોટી સંસ્થાનો તથા વ્યક્તિનો સંબંધ આવે છે એ બીજી બાબત. આથી એ વિશે અહીં વિસ્તાર ન કરતાં એટલું જ કહેવું બસ થશે કે, આનું પરિણામ કેસરી, મરાઠા, આર્યભૂષણ છાપખાનું વગેરેની નવી વ્યવસ્થામાં દેખાઈ આવ્યુ. આગરકરનો કેસરી સાથેનો સંબંધ તૂટ્યો, ને ૧૮૮૮ના બીજેજ દિવસે "સુધારક"નો જન્મ થયો. સોસાઇટીમાં બે પક્ષો પડવાથી સ્કૂલ ને કૉલેજની વ્યવસ્થામાં ગરબડ થવા લાગી. વખતસર વર્ગમાં શિખવવા જવું, પરીક્ષાના કાગળો તપાસવા વગેરેમાં અવ્યવસ્થા થવા લાગી. આ જ અરસામાં સાર્વજનિક સભાના તંટા સોસાઇટીમાં ચાલુ થયા. ૫. વા. લક્ષ્મણ રામચન્દ્ર વૈદ્યનો સંસ્કૃત કોષ આર્યભૂષણ છાપખાનામાં ને ૫. વા. વામન શિવરામ આપ્ટેનો કોષ આર્યવૈભવમાં છપાતો હોવાથી, છાપખાનાના માલિકોની તકરારો સોસાઇટીમાં દાખલ થઇ. શારદાસદન ને સંમતિવયના બીલે સમાજમાં ને

પુનામાં કોલાહલ મચાવી મુક્યો; ને તેનો ફટકો સોસાઇટીની સ્કૂલ તથા કૉલેજને પણ લાગ્યો. છેવટે ટિળકપક્ષ ને આગરકરપક્ષ બન્ને સાથે રહે એ અશક્ય થઈ પડયું, ને છેવટે ટિળકપક્ષને ધીમે ધીમે સોસાઇટીમાંથી ખસી જવું પડયું.

આ ઝઘડો લગભગ ત્રણ વર્ષ સુધી પહોંચ્યો હતો, તેથી ગોપાળરાવને અનેક રીતે ત્રાસ થયો, તોપણ તેથી તે ગભરાયા નહિ. તે પહેલાં ઇંગ્લિશ શિખવતા જ હતા. હવે વર્ષ દોઢ વર્ષ તેમને ગણિત પણ શિખવવું-પડયું. ટિળક જવાથી ગણિત શિખવવાનું કામ તેમને માથે પડયું તે તેમણે ૧૮૯૧ સુધી કર્યું. પછી તેમણે કર્વેનું મન વાળીને તેમને સોસાઇટીમાં લીધાથી ગણિત તેમને આપ્યું ને ગોખલે પાસે ઇંગ્રેજી, અર્થશાસ્ત્ર ને ઇંગ્લાંડનો ઇતિહાસ એટલા વિષયો રહ્યા.

આ કામનો બોજો માથે પડયો, તે જ વખતે સાર્વજનિક સભાના સેક્રેટરીનું કામ તથા ત્રૈમાસિકના સંપાદકનું કામ પણ ગોપાળરાવને જ સોંપાયાં. રાનડે અને ગોખલેની મુલાકાત થયા પછી તેમની પાસે બહારનાં કામો આવવા લાગ્યાં. રાનડેએ પ્રથમ ગોખલેને ત્રૈમાસિક માટે એક અંગ્રેજી લેખ લખવાનું કહ્યું. તેમણે તે લખીને આપ્યો. તે વાંચીને રાવસાહેબે કહ્યું, " ચાલશે, છાપખાનામાં આપો. "

આ વખતે ગોખલેને કેટલો આનંદ થયો હશે ! લેખ તૈયાર કરવાની તેમના ગુરૂની પદ્ધતિ ઘણી મહેનતવાળી હતી. સરકારી રીપોર્ટ, બ્લ્યૂ બુકો, રેડ બુકો, ગ્રીન બુકો, સભાનાં પ્રોસિડિંગ્સ, વગેરે વાંચવા આપીને તેમાંથી સાર કાઢી લાવવાનું તે કહેતા. અને તે ઠીક હોય તો ' ઠીક છે ' કહેતા, ને પસંદ ન પડે તો ' રહેવા દો, મૂકો, ' એટલું જ કહેતા. પસંદ પડે તો વિશેષ પ્રસંશા કરતા નહિ; કે પસંદ ન પડે તો ગુસ્સે થઇને વધારે બોલતા નહિ, પણ પોતે જ તે ફરીને લખી કાઢતા. શરૂઆતમાં મેમોરિયલ એટલે સરકાર તરફ મોકલવાની લોકમતપત્રિકા તૈયાર કરવાનું આપતા. તે તૈયાર થઈ આવે એટલે ઘણી વખત તેમાંનાં પાનાંનાં પાનાં કમી કરી પોતે નવું લખતા. ભાષા કડક, ટાયલા જેવી કે વિશેષ આલંકારિક હોય તો તે બદલતા ને કહેતા, " જોર વિચારમાં જોઇએ, ભાષામાં નહિ."

રાનડે ગોપાળરાવ પાસેથી કામ સખત કરાવતા; ને વખતસર પુરૂં કરાવી લેવામાં ઘણી કાળજી રાખતા. તેમાં કોઇપિણ બહાનું સાંભળતા નહિ. અદવાકનું બહાનું પણ ચાલતું નહિ। ' તાવ આવ્યો હતો, ' ' માથું દુઃખતું 'તું, ' એવું બહાનું કર્યું હોય તો રાવસાહેબ કહે, " ઓસડ લેવાથી તાવ ઊતરશે કે દુઃખતું મટશે, પણ બુધવાર ગયો તે કાંઈ ફરી આવવાનો છે ? " બુધવારે ગોખલેએ પોતાનું કામ તૈયાર કરીને લઈ જવું, ને રાવસાહેબે તે તપાસી જે કહેવા કારવવાનું હોય તે કહેવું, એમ ઠર્યું હોય એવું આ ઉપરથી લાગે છે. કામના સંબંધમાં રાવસાહેબનું પોતાનું વર્તન જેવું વિલક્ષણ હતું, તેવું જ બીજાનું પણ જોઇએ એવી તેમની અપેક્ષા હતી. આગળ આવેલું કામ ગમે તે અડચણ આવે તોપણ તેને ન ગણકારતાં પૂરૂં કરવું, એ તેમની પદ્ધતિ હતી. કામ પહેલું ને ખાવું પીવું, ઉંઘવું, વિશ્રાન્તિ લેવી, એ પછી. ચહાનો પ્યાલો તેમના ટેબલ ઉપર કલાકના કલાક પડયો પડયો ઠંડો થયાં

કરતો એ ઘણાના જાણવામાં હશે કામ પહેલું ને બીજી બધી બાબત પછી કામ કરનાર માણસને વિસામો જોઈએ, એ બીજે પ્રસંગે તેમને કબૂલ હતું માંદા પડ્યા હોય ત્યારે તે કહેતા કે "શ્રમ બહુ ન કરવો વિસામો લેવો વર્ષના ૧૧ મહિના જ છે એમ સમજવું" પરંતુ તેમનું આ કહેવું માત્ર કહેવા પુરતું જ રહેતું ! તે જાતે કદી તેમ વર્તતા નહિ. અવિશ્રાન્ત શ્રમ કર્યા કરતા, અને બીજા પાસે પણ તેવી જ રીતે શ્રમ કરાવતા વિશ્રાન્તિ મળવા જ દેતા નહિ !

૧૮૮૮મા 'સુધારક' નીકળ્યું, તેમાં અંગ્રેજી લખવાનું કામ ગોખલે જ કરતા તેમના લેખ ઘણે ભાગે રાજકીય વિષયો પરના જ આવતા "Shame, shame, My Lord shame!" એ મથાળા નીચે 'સુધારક' મા આવેલો તેમનો એક લેખ લૉર્ડ રે સાહેબને એટલો પસંદ પડ્યાનું કહેવાય છે કે ત્યારથી તેઓ 'સુધારક'ના ગ્રાહક થયા હતા

ગોખલેનું જાહેર સભામાનું પહેલું ભાષણ મામલતદાર કમીશન વિશે ૧૮૮૮મા પુનામા એક સભા મળી હતી તેમાં થયું એ સભામાં 'ટાઈમ્સ ગેઝેટ'ના તે વખતના સંપાદક ખાસ પુને ગયા હતા તેમણે એ ભાષણની લેખી પ્રત વાચીને તેની બહુ પ્રશંસા કરી, તેમ જ મુંબઈના ટાઇમ્સે પણ આ ભાષણની સ્તુતિ કરી હતી

**ક્રાફર્ડ પ્રકરણ**

ક્રાફર્ડ પ્રકરણ ને તેની સાથે મામલતદારોનો સબંધ હમણાની પ્રજાના જાણવામાં નહિ હોય તેની સવિસ્તર હકીકત અનેક દૃષ્ટિથી આપવા જેવી છે પુનાની સાર્વજનિક સભામાં આ સબંધી ઘણો મતભેદ હતો, તેથી એનો ગોપાળરાવના ચરિત્ર સાથે ઘણો જ સબંધ લાગે છે તથાપિ તેનો વિગતવાર વૃત્તાન્ત સ્થળાભાવને લીધે અહીં આપી શકતા નથી ચાલુ એટલું જ જણાવવું જોઈએ કે, તે વખતની મુંબઈ સરકારે બ્રિટિશ ન્યાયનું નાદપણું જગતને જણાવવા સારૂ એ પ્રકરણ ઉપસ્થિત કર્યું હતું અનીતિ અને અન્યાય અંગ્રેજો ના સ્વભાવથીસહન થતા નથી ને તે નિર્મૂળ કરવામાં તે કદી પાછી પાની કરતા નથી, તેમા કદી સરકારના નોકર અમલદારો સંડોવાયા હોય તોપણ અંગ્રેજ સરકાર પોતાના વહીવટની ન્યાયનિષ્ઠા કાયમ રાખવા પાછી હઠતી નથી એ સિદ્ધ કરવા સારૂ એ પ્રકરણ ઉભું કર્યું હતું આ પ્રકરણની માહિતી આ પ્રસગે ટુંકમાં આપવાની જરૂરીયાત છે

તે વખતે મુંબઈના ગવર્નર લૉર્ડ રે હતા એ ઘણા મોટા મનના, વિદ્વાન, હોશિયાર, દૂરદર્શી, ને મર્યાદશીલ પુરુષ હતા તેમનો અમલ મુંબઈ ઈલાકાને ઘણી બાબતમાં ફળપ્રદ થયો હતો ક્રાફર્ડ સાહેબ તે વખતે કમીશનર હતા એ ગૃહસ્થ હોશિયાર, કર્તવ્ય પરાયણ, બહાદુર, ગરીબની દયા ખાનાર હતા પરંતુ એક બાબતમાં તેમની વિરુદ્ધ ઘણા દિવસ-થી ઘણા વર્ષ-થયા ગુમારો હતો આવડા મોટા અમલદારના સબંધમા પ્રજાજનોમા કોઈપણ પ્રકારનો ગુમારો હોય એ રાજ્યવહીવટ માટે સારૂં નહિ એમના સબંધમા સર્વત્ર એવો મત બધાયો હતો કે તે પૈસા-લાંચ બહુ ખાય છે, ને તેમના અધિકારની જગ્યાઓ લાયકાતને બદલે લાંચથી જ મેળવાય છે તેમના હસ્તકના કામો ન્યાયદૃષ્ટિથી નહિ પણ

અર્થદૃષ્ટિથી થાય છે. આવી રીતનો કલંકિત કરનારો ખુમાટો કલેક્ટરના કરતાં પણ ઉંચા દર્જાના અમલદારના સંબંધમાં ચાલે એ સરકારની આબરૂને મોટું લાંછન જેવું છે, એમ ન્યાયબુદ્ધિના રે સાહેબને લાગ્યું. તેમણે આબરૂના ભડકાવનારા ભયથી ન ડરતાં ક્રાફર્ડ સાહેબ ઉપર મુકાતા લાંચના આરોપની તપાસ કરવા માટે સરકારી રીતે એક ખાસ કમિશન નીમ્યું સર્વની એવી માન્યતા હતી કે તે વખતે મામલતદારોમાંના ઘણાખરાઓએ ક્રાફર્ડ સાહેબને લાંચ આપીને મામલતદારી મેળવી હતી. ક્રાફર્ડ સાહેબ જેવા અમલદારની વિરુદ્ધ પુરાવો રજુ કરવા કે સાક્ષી આપવા સરકારી નોકરીમાંના લોકો કેવી રીતે તૈયાર થાય ? 'અને પોતે લાંચ' આપીને નોકરી મેળવી છે, એમ કબૂલ કરવામાં એકદમ બરતરફ થવાની ને તેની સાથે જ ફોજદારી કાયદાના સપાટામાં સપડાવાની બીક લાગતી હોવાથી પુરાવા માટે આગળ આવવાનું સાહસ કોઇ કરે નહિ. તેઓ બીકથી સંતાઈ રહેવા લાગ્યા. લૉર્ડ રે સાહેબે આ વસ્તુસ્થિતિ તુર્ત સમજી લીધી ને તેમણે સરકારી રીતે મામલતદારોને તથા બીજાં સરકારી નોકરોને આશ્વાસન આપ્યું કે, 'ક્રાફર્ડ સાહેબ વિરુદ્ધ ખરેખરી હકીકત જણાવવામાં જેમને પોતે લાંચ આપ્યાનું કબૂલ કરવું પડશે, તેમને તે બદલ નુકશાન ન થાય તે વિશે સરકાર કાળજી રાખશે.' આવું આશ્વાસન મળતાં જ ઘણી અનિષ્ટ બીનાઓ ઉઘાડી પડી. ઘણાક મામલતદારોએ ક્રાફર્ડ સાહેબને માટે-પછી તે તેમને મળે કે ન મળે-લાંચ આપ્યાનું કબૂલ કર્યું. કમિશનનો ફેંસલો થવો જોઇએ તેવો થયો. ક્રાફર્ડ સાહેબ કાયદાની ભાષામાં દોષી ઠર્યા નહિ, તથાપિ તેમના વિશે કમિશને ઘણો પ્રતિકૂળ અભિપ્રાય દર્શાવ્યાથી તેમને વાર્ષિક વર્ષાસન લઇને વિલાયત પ્રયાણ કરવું પડયું.

પછી એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે, જે મામલતદારોએ અને બીજા નોકરોએ ગેરવાજબી રીતે નોકરી મેળવ્યાનું જાતે કબૂલ કર્યું છે, તેમને તે જ જગા ઉપર રાખવા એ રાજવહીવટની શુદ્ધતા ને પ્રામાણિકતાની દૃષ્ટિથી ઇષ્ટ ગણાય ?—જેમની નોકરીનો જન્મ અનીતિથી થયેલો, જેમણે આટલા દિવસ અનીતિના વાતાવરણમાં કામ કરેલું, તેમના હાથે ભવિષ્યે ન્યાયાચરણ થાય એની ખાત્રી-જામીનગીરી શી ? સરકારના એક ખાતામાં આટલા લોક લાંચ દેનારા—કદાચ ખાનારા પણ—હોય તો પ્રજાને ન્યાય મળે શી રીતે ? અને સરકારની ન્યાયબુદ્ધિ ઉપર લોકોની શ્રદ્ધા રહે કેમ ? એકંદર વહીવટ જ એ લોકોના અશુદ્ધ સંસર્ગથી દોષદગ્ધ રહેવાનો, 'ને સરકારની સત્તા-સામર્થ્ય-ને તે ફોલી ખાનારા જીવડા રૂપ થશે. તો પછી એવા બધા લોકોને નોકરી ઉપરથી બરતરફ કરવાની આવશ્યકતા નથી ? આ વિચારે વિલાયતમાં તેમ જ આ દેશમાં-વિશેષે કરીને ઍંગ્લો ઇંડિયનો તરફથી હિલચાલ થઇ. આને કેટલાક દેશી લોકોની પણ મદદ હતી, ને વિલાયતની સરકારનું વલણ પણ તેવું જ દેખાવા લાગ્યું. આથી લૉર્ડ રે સાહેબ ભારે ગુંચવાડામાં પડી ગયા. સરકાર તરફથી તેમણે પોતે વચન આપ્યું હતું કે, તેમને નુકસાન થશે નહિ. હવે એવા લોકોની આભડછેટ સરકારના કોઈ પણ ખાતામાં લાગવા ન દેવી, એવા વિચારની વિલાયતની સરકાર ને કેટલાક સુશિક્ષિત લોકો થયા. મુંબઈ સરકારે આ ગુંચવાડામાં કરવું શું ? એક તરફ વચન પાળવું એ તેનું કર્તવ્ય હતું; બીજી તરફ સામા પક્ષના લોકોનું કહેવું તાત્વિક દૃષ્ટિએ

સોસાઇટીમાં એ વખતે 'નવા' હતા; 'વડિલ' મંડળમાં નહોતા. તકરારો થતી તે મુખ્યત્વે 'વડિલ' મંડળમાં; ને નવા મંડળમાંના કોઇક આ પક્ષમાં તો કોઇક બીજા પક્ષમાં, એમ વહેંચાઈ જતા. 'મારૂં તારૂં' ને હૂંસાતૂંસી થતી તે 'વડિલ' મંડળમાં જ, ને તે પણ કેટલાકની ખોટી બડાઇ તથા બીજા બરોબરીઆને તુચ્છ સમજવાની ટેવને લીધે. કીર્તિ મેળવવાની મહત્ત્વાકાંક્ષાનો અતિલોભ પણ બડાઇને મદદગાર થતો. પૈસાનો કે કીર્તિનો લોભ આ લડાઇના મૂળમાં નહોતો, એમ કહી નહિ શકાય. પણ આ સર્વ બખેડામાં ગોખલે નવા પૈકીમાંના હોવાથી તેમનો સંબંધ બહુ થોડો જ હતો. તેમને આ 'મારા તારી' ને હૂંસાતૂંસી માટે બહુ ખોટું લાગતું; અને મહારાષ્ટ્રને ગળે વળગેલા આ અન્તઃકલહના ભૂતને ઇંગ્રેજી શિક્ષણથી ને ઇંગ્લંડના ઇતિહાસના અધ્યયનથી પણ કાઢતાં આવડે નહિ, એવું તેમને સખેદાશ્ચર્ય લાગતું.

**સ્વાર્થત્યાગનો પહેલો પ્રસંગ.**

સોસાઇટીમાં આટલી બધી ખેંચતાણ ચાલતી ત્યારે ગોપાળરાવનું બહારનું-સાર્વજનિક સભાનું કામ જોરમાં ચાલતું હતું. તેમના મનમાં હવે સ્વાર્થત્યાગની પ્રેરણા કેવી થઈ હતી તેનું એક જ દૃષ્ટાન્ત અહીં આપીએ છીએ. ૧૮૮૮માં રા. સા. રાનડેની સાથે તેમનો સંબંધ થતાં સાર્વજનિક સભાનું ત્રૈમાસિક ચલાવવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું, ને તે બદલ મહિને ચાળીસ રૂ. તેમને આપવાનું ઠર્યું હતું. પરંતુ આગરકરના દાખલાથી નિષ્કામવૃત્તિથી લોકસેવા કરવાનું, તેમજ પૈસા પેદા કરવા તરફ દૃષ્ટિ ન રાખતાં ઉપયુક્ત કામ કરવાનું તત્ત્વ તેમના અંતરમાં ઠસ્યું હતું, તેથી સંપાદકના કામ બદલ સાર્વજનિક સભા તરફથી આપવાનો ઠરાવેલો પગાર લેવાની તેમણે ના પાડી ને મફત કામ કર્યું. આની તે વખતે ઘણા લોકોને અજાયબી લાગી. કેમકે તે વખતે પૈસા સંબંધી તેમની સ્થિતિ બહુ સારી નહોતી. નાનપણથી જ તેમના ઘરનાં માણસો કેવી મુશીબત વેઠીને ઘરસંસાર ચલાવે છે, એ હમણાં સુધીની હકીકતમાં ઘણીવાર આવી ગયું છે. ગોખલે સ્કૂલમાં શિક્ષક થયા પછી તેમને બીજાં કામ કરીને પુરૂં ખર્ચ કરવું પડતું, એ આપણે જાણીએ છીએ. તેમના મોટા ભાઇનું કુટુંબ મોટું હતું. તે એટલું કે એક વખતે તેને ગોપાળરાવને પરોક્ષ રીતે એવું સૂચવવાની જરૂર પડી હતી કે, તે ભણવાનું મુકી દઇને નોકરી લઈ પોતાને મદદ કરે તો સારૂં. આમ છતાં તેમણે સાર્વજનિક સભાનો ઠરાવેલો પગાર ન લીધો, એ વાત તે વખતે અત્યંત મોટાઇભરી હતી.

સ્વાર્થત્યાગબુદ્ધિની શરૂઆત અહીંથી થઈ. લોકસેવાના કાર્ય માટે ઉદ્યોગ કરવો તે બદલાથી કરવો નહિ, એવું તત્ત્વ તેમના મનમાં ઠસ્યાનો આ પહેલો પુરાવો છે; અને સ્વ-પરાયણ વૃત્તિની ઉપર વિશ્વપરાયણ વૃત્તિનું જોર થવાની શરૂઆત થયાની આ નિશાની છે. અહીંથી આ વૃત્તિનો વિકાસ જ થવા લાગ્યો. સાર્વજનિક સભાના ત્રૈમાસિક બદલ ઠરેલો પગાર ગોપાળરાવે ન લીધો એ સાંભળીને તે સમયના કેટલાક વૃદ્ધ માણસોને એટલી નવાઈ લાગી ને ગોખલે વિશે એટલો આદર ઉત્પન્ન થયો, કે, તેમાંના એક ગૃહસ્થ પ. વા. દામોદર

જનાર્દન ગોખલે ખાસ ગોપાળરાવને ઘેર ગયા, ને તેમણે અન્તઃકરણના ઉદ્‌ગાર કાઢ્યા કે, "ગોપાળરાવ, શાબાસ છે તમને. આ ઉમરે આટલી નિષ્કામવૃત્તિ તમારામાં છે એથી મને બહુ કૌતુક થાય છે. તમારા હાથે આવી જ રીતે દેશકાર્ય થતાં રહો!" આ ઉદ્‌ગારથી ગોપાળરાવને તે સમયે કેટલું ઉત્તેજન મળ્યું હશે ને કેટલો સંતોષ થયો હશે!

**અતિ સરલતાનો એક નમુનો.**

૧૮૮૮–૮૯ની સાલમાં ગોપાળરાવનો પ્રવેશ સાર્વજનિક કામમાં થયો હતો ને રાનડેની સાથે રહીને તે ઘણું કામ કરતા તોપણ સોસાઇટીમાં ને બહાર પણ તે હજી 'બાળક' માં જ ગણાતા; ને લોકો તેમની સાથે તેજ પ્રમાણે વર્તતા. વળી તેમનું ભોળપણ ને સ્વભાવની સરળતાના ગુણ સર્વના જાણવામાં આવ્યા હતા. આથી કેટલેક પ્રસંગે તેમની બહુ મજાક થતી. તેનો એક નમુનો અહીં આપીએ છીએ.

ચૈત્ર મહિનો હતો. ૫. વા. માધવરાવ ગોળેને ઘેર 'હળદકંકુ'નો સમારંભ હતો તે વખતે સોસાઇટીના મંડળમાં એવો રિવાજ પડી ગયો હતો કે, ગમે તેને ઘેર 'હળદકંકુ' હોય, ત્યાં સ્ત્રીઓનું પુરૂં થયા પછી પુરુષોને પણ તૃપ્ત કરવા જ જોઇએ! તે પ્રમાણે સાંજે માધવરાવને ત્યાં સૌ એકઠા થયા. રાતે આઠ વાગવાને વખતે ગોખલે બહારથી આવ્યા. સૌ અંદર રમતા–ગપ્પાં મારતા બેઠા હતા; અને માધવરાવ ગોળે તથા વાસુદેવરાવ કેળકર બહાર આઇસ-ક્રીમ બનાવતા હતા. ગોખલે તેમની પાસે ગયા ને થોડી વાર ઊભા રહીને પુછ્યું. "આ શું છે? આ શું કરોછો?"

તેમને ઉત્તર મળ્યો, "આઇસ-ક્રીમ."

"એમ કે? થયો કે? થયો કે? જોઇએ–તેઇએ–"

માધવરાવે તુર્ત જ આઇસ-ક્રીમના સંચામાંનું મીઠાનું પાણી ગોપાળરાવની હથેળીમાં મુક્યું ને કહ્યું, 'ચાખી જુઓ!'

ગોખલે ત્યાં સુધી થોડા જ થોભે છે? તેમણે તો તે બોલતાં પહેલાં જ પાણી મોંઢામાં મુક્યું' તેની સાથે જ મોં બગાડીને તે બોલ્યા, "અહહ! આ શું? આ તો ખારૂં લાગે છે!"

"અરે, એ તો એવું જ હોય! પહેલીવાર એવું જ લાગે! હજી તે પુરેપુરૂં થયું છે ક્યાં? થાય એટલે જો જો ખારૂં લાગે છે કે?"

"એમ કે?" ગોખલે ઘણા કુતુહલથી બોલ્યા, ને સૌને ખડખડાટ હસવું આવ્યું.

"બરાબર છે. હમણાં તે ખારૂં જ લાગે."

"તમારે તો ઉતાવળ જ બહુ! જરા ધીરજ રાખો ને ખારાનું કેવું મીઠું થાય છે તે જુઓ!"

આમ જુદા જુદા ધ્વનિ નીકળવા લાગ્યા. ગોખલે ભોળપણુથી શાન્ત બેસી રહ્યા હતા. પછી ખરી હકીકત તેમને સમજાવી એ કહેવાની જરૂર નથી જ. ઉતાવળ ને ભોળપણનું આની આગળ બીજું દૃષ્ટાન્ત શા માટે જોઇએ ?

**સાર્વજનિક સભાનું કાર્ય.**

એ વખતે સાર્વજનિક સભાની સરકારમાં ને લોકમાં બહુમાન્યતા થઈ હતી. કોઇ પણ સાર્વજનિક સવાલ સૌની પહેલાં સાર્વજનિક સભા સરકાર આગળ મૂકવાની. સાર્વજનિક સભા તરફથી સરકારમાં જતી અરજીઓ કે લોકમનપત્રિકાઓ એટલી તો મુદ્દાસરની લખેલી હોય કે કેટલેક વખતે તેમાંના કહેવાને નકાર દેતાં સરકારને બહુ વિચાર થઈ પડે. સૌની પહેલાં સરકારી ઠરાવની માહિતી મેળવીને તે વિશેનો સભાનો મત એક બે દિવસમાં જ છપાઇને બહાર પડે. લોકમતને કેળવવો, ફેલાવવો ને સરકાર પાસે રજુ કરવો, એ ત્રેવડું કામ સાર્વજનિક સભાને કરવું પડતું; અને તે તેનાથી એટલું ચોકસાઇથી, વખતસર ને સાંગોપાંગ થતું કે હિંદુસ્તાનમાં તેણે પહેલા નંબરની યોગ્યતા મેળવી હતી. આવી સભાના સેક્રેટરી વગેરેનું કામ ગોપાળરાવના હાથમાં આવવાથી લોકહિતના ઘણાખરા પ્રશ્નોનો અભ્યાસ તેમને આ વર્ષોમાં કરવાનો અવસર મળ્યો. વિશેષે કરીને સરકારી મહેસુલ, ઉપજ ખર્ચ, અને સામાન્ય વહીવટ વિશેના સર્વે પ્રશ્નનો અભ્યાસ ત્યાં ગોપાળરાવને કરવાની જરૂર પડી. સાર્વજનિક સભાની કામગીરીમાંની આ સંબંધે વિશેષ પ્રશંસા થતી. આનું કામગીરીનું માન બહુ ભાગે રા. સા. રાનડેને જ ઘટે છે. સાર્વજનિક સભાને બહુધા રાષ્ટ્રના મતને વાળવાનું-કેળવવાનું હોવાથી અને રાનડેનો દેશમાંની ઘણીખરી હિલચાલ સાથે સંબંધ લાગતો હોવાથી ધીમે ધીમે ગોપાળરાવનો પણ તેવો સંબંધ જોડાવા લાગ્યો.

**કોંગ્રેસમાં પહેલું ભાષણ.**

રાષ્ટ્રીય સભા ( નેશનલ કોંગ્રેસ )ની ૧૮૮૫માં સ્થાપના થઈ ત્યારે તેનું કાર્ય કે સ્વરૂપ વગેરેની ગોખલેને બહુ માહિતી નહોતી. પરંતુ ૧૮૮૮ની સાલથી સાર્વજનિક સભાના એક કારભારી તરીકે અને રાનડેના હાથ નીચે કામ કરનાર તરીકે તેમનો સંબંધ રાષ્ટ્રીય સભા સાથે જોડાવા લાગ્યો. રાનડેના ઉત્તેજનથી તેમને રાષ્ટ્રીય સભામાં ચર્ચાવાના વિષયોનો અભ્યાસ કરવો પડતો. ૧૮૮૯માં મુંબઇમાં રાષ્ટ્રીય સભાની બેઠક થઈ, તેનું કેટલુંક કામ –ગૌણપણે–ગોખલેના હાથે થયું. એ બેઠકમાં પ્રસિદ્ધ મહાપુરુષ ૫. વા. ચાર્લસ બ્રૅડલૉના આગમનથી વિશેષ ધમાલ થઇ હતી–વધારે મહત્ત્વ આવ્યું હતું. આ જ બેઠકમાં ગોખલેનું એક નાનકડું ભાષણ થયું. રાષ્ટ્રીય સભામાંનું તેમનું આ પહેલવહેલું ભાષણ. આ ભાષણ બહુ મહત્ત્વનું નહોતું, તોપણ તે પોતાનાથી બરાબર રીતે થયું તેથી ગોખલેને ઘણો સંતોષ થયો; અને રાષ્ટ્રીય સભાના દરવાજા સુધી પોતાનો પ્રવેશ થયો તે માટે તેમને ધન્યતા લાગી. તે વખતે ગોખલેની ઉંમર ફક્ત ત્રેવીસ વર્ષની હતી. ઉંમરના એકવીસમા વર્ષે પાર્લામેન્ટના સભાસદ થતાં પિટને પણ આ પ્રસંગે ગોખલેને જેટલો આનંદ ને સંતોષ થયો તેટલો થયો નહિ હોય ! ટિળક–આગરકર, કેસરી, મરાઠા એ વર્તમાનપત્રો, ન્યૂઇંગ્લીશ સ્કૂલ, ફર્ગ્યુસન

ફૉલેજ,—એ પુરુષ ને આ સંસ્થાઓ ચાર જ વર્ષ પહેલાં તેમને મહાન્ લાગતી હતી, અને તળેટીમાં ઉભો રહેનારો બાળક અર્ધા ડુંગર ઉપર ચઢી ગએલા આગળનાઓને જે આદરથી–આશ્ચર્યથી જુએ તેજ રીતે ગોખલે તેમની તરફ જોતા હતા. એ વખત કેટલો જલદી જતો રહ્યો! ૧૮૮૬ના અંત પહેલાં ગોખલે એ સંસ્થાઓના ચાલકોમાં જઇને બેઠા!

૧૮૮૫માં ગોપાળરાવ સાર્વજનિક કામ વિશે અને પ્રસિદ્ધ પુરુષો વિશે કેટલા અજ્ઞાન હતા, તે બતાવનારી એક વાત પુનામાંના ઘણાઓ જાણે છે. હિરાબાગમાં ન્યૂઇંગ્લીશ સ્કૂલમાં કાંઇક સમારંભ હતો. દરવાજા ઉપર ગોખલેને રાખવામાં આવ્યા હતા. આવનારા ગૃહસ્થોની ટિકિટો જોઇને અંદર જવા દેવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતુ. રા. સા. રાનડે આવ્યા ત્યારે તેમને તેમણે રોકીને તેમની પાસે ટિકિટ માગી! રાનડે પાસે ટિકિટ નહોતી. એટલામાં પ્ર. વા. આબાસાહેબ સાઠે આગળ આવીને તેમને અંદર તેડી ગયા, ને ગોખલેને ગમ્મતીના બે શબ્દો કહ્યા.

**રાષ્ટ્રીય સભામાં પ્રવેશ.**

૧૮૮૭માં તે રાનડેના હાથ નીચે કામ કરવા લાગ્યા. તેમને કયારેક કયારેક તો એટલું બધું કામ કરવું પડતું કે સુવાનો પણ વખત મળતો નહિ! પાન્ચક અર્જિમ વિગેનુ એક મેમોરિયલ લખવાનું હતું તે ગોખલેએ સતત બાવીસ કલાક બેસીને પુરૂ કર્યું! વચ્ચે દેહધર્મ જે ખલેલ પહોંચાડી હોય તેજ બસ! ત્રણ કે ચાર વર્ષમાં ગોખલેનાં પગલાં સાર્વજનિક કામમાં એટલા આગળ વધ્યાં કે ૧૮૮૯ માં રાષ્ટ્રસભાના વક્તાઓમાંનાં એક તેઓ થયા. તેમના પૂર્વાશ્રમમાં તે જેમ દરવર્ષે એકેક ડગલું આગળ ભરતા ને ૧૮૮૬ના ઑગસ્ટ સુધી એક સરખા આગળ વધતા હતા તે જ પ્રમાણે તેમના આ દ્વિતીયાશ્રમમાં પણ તે ઝપાટા-બંધ આગળ વધતા હતા. ૧૮૯૦માં કલકત્તાની રાષ્ટ્રસભામાં તેમનું ઘણું મહત્ત્વનું ભાષણ થયુ, ને રાષ્ટ્રસભાના આગેવાનો ઉપર તેની ઘણી જ છાપ પડી. આ એક આશાજનક રાજકીય પુરુષ થવાનો છે, એવા ઉદ્‌ગાર ઘણાઓએ તે વખતે કાઢ્યા. આ સભાના અધ્યક્ષ સર ફીરોઝશાહ મહેતા હતા, તેમની નજરમાં પણ તે તુર્ત જ આવી ગયા.

આ પ્રમાણે રાષ્ટ્રસભા સાથે ગોપાળરાવનો સંબંધ બંધાયો પણ હજી રાષ્ટ્રસભામાં તેમને સ્વતંત્ર સ્થાન મળ્યું નહોતું; તોપણ પોતાના વિષયનો યોગ્ય અભ્યાસ કરીને સુંદર બોલ-નારામાંના તે એક છે, એટલું તો તેમણે આટલામાં જ સ્થાપિત કર્યું હતું. ૧૮૯૧ ની સાલમાં નાગપુરની રાષ્ટ્રસભામાં તેમણે જે ભાષણ કર્યું હતુ તે આ ચરિત્રલેખક (પ્રો પટવર્ધન)ને હજી સુધી સાંભરે છે. આ વખતનું ભાષણ લખેલું હતું. લખ્યા સિવાય સાર્વ-જનિક રીતે ભાષણ કરવું નહિ, એવું રાનડેનું કહેવું હતું, એમ કહે છે. ગોખલેનો તો તેવો નિયમ હતો જોઇએ એમ જણાય છે. ૧૮૮૬ થી આ પ્રમાણે સાર્વજનિક કામોમાં ગોખલેનો સરખો વિકાસ થવા લાગ્યો. તેમનું આ બાબતનું શિક્ષણ અધિકાધિક પરિપક્વ થતું ગયું. સરકારી રિપોર્ટ વગેરેમાંથી પોતાના વિષય-મુદ્દાના સમર્થનાર્થ માહિતી મેળવી લેવાની સરણી, તે વિનમ્ર કેવી રીતે રજુ કરવી, વગેરે દૃષ્ટિબિન્દુથી તેમનું અધ્યયન શરૂ હતું.

સામાજીક સુધારો ને રાજકીય સુધારો એ એના છુટાછેડા થવા જોઇએ એમ કહેનારો ને રાષ્ટ્રસભાના મંડપમાં સામાજીક પરિષદ્ ભરવી નહિ એમ કહી ખટપટ કરનારો અર્થાત્ રાષ્ટ્રસભાના આજસુધીના પ્રવર્તકો વિશે લોકમત કલુષિત કરવા ઇચ્છતો એક વર્ગ આ વર્ષે તૈયાર થયો. એનો જન્મ પુનામાં જ થયો હતો તથાપિ તેણે નાગપુરમાં પણ હસ્તપત્રો વહેંચીને ખટપટ કરી હતી. પુનાના વાતાવરણમાં વિષબીજનો સંચાર થયેલો ત્યાંના રાષ્ટ્રભક્તોના સમજવામાં હતો. ગોખલેને તેની માહિતી હોવી જોઇએ; તથાપિ તે હજી પક્ષાપક્ષની લડાઇમાં આગેવાની કરનારામાંના નહોતા. આ વખતે તેઓ પોતાના ભાવિ જીવનની ઇમારતનો પાયો પાકો કરતા હતા.

સાર્વજનિક કામમાં હઠ અને પક્ષભેદથી ઘણે ભાગે હજી સુધી અલિપ્ત રહેલા ગોખલેના વ્યક્તિવિષયક દુરાગ્રહની ને પ્રિય અપ્રિયની લાગણી વિલક્ષણ હતી. છેક નાનપણમાં માખણ તડકે મુકીને બનાવેલા ઘીમાં એક વૈદે તેમને કંઇક ઓસડ આપ્યું હતું, ત્યારથી તેમને ઘીનો જે કંટાળો આવેલો તે આજન્મ કાયમ હતો! નાગપુરની કોંગ્રેસ વખતે ત્યાંના સ્વયંસેવકોના સમજવામાં આ હકીકત આવતાં તે માટે તેમને બહુ આશ્ચર્ય લાગ્યું. ભાતમાં ઘી પિરસતાં તે ગોખલેના હાથ ઉપર પડયું. તેથી ભાણા ઉપરથી ઉઠાડીને, ઉના પાણીથી હાથ ધોવરાવીને, ફરી ઘી વગરનું નવું પત્રાળું પીરસાવી તેમને આગ્રહથી જમાડવા બેસાડવા પડયા હતા. નાનપણમાં તેમના મનની થયેલી આ લાગણી કેટલી મજબૂત હતી! ગોપાળરાવ કદી પણ ઘી કે ઘીનો પદાર્થ ખાતા નહિ. ખાય તો એકલું માખણ; નહિ તો ઘી વગર જ તેમનું જમણ લુખું થતું. આ એક વાત ઉપરથી તેમના ચરિત્રનાં કેટલાંક ગૂઢ કે વિસંગત દેખાતી બાબતનો ખુલાસો થવા જેવું છે.

૧૮૯૨ ને ૯૩ એ બન્ને વર્ષોમાં ગોખલેનો રા. સા. રાનડે સાથે સાક્ષાત્ સંબંધ હતો. રાષ્ટ્રસભા સંબંધના, હિંદુસ્તાનના સામાન્યહિત સંબંધના ને મુંબાઈ ઈલાકાના સ્થાનિક હિતના સવાલ વિષે દરરોજ સાંજે સાર્વજનિક સભાના દિવાનખાનામાં ચર્ચા થતી. ત્યાં તે વખતના ઘણાખરા આગેવાન ને વિચારી ગૃહસ્થો મળતા. રા. સા. રાનડે ત્યાં ઘણું કરીને દરરોજ જતા; ને તેઓ ઘણી બાબતો સંબંધી માહિતી આપતા. હિંદુસ્તાન ને બીજા દેશમાં તફાવત શું છે, હિંદુસ્તાનમાંની રાજકીય હિલચાલોનું સ્વરૂપ બીજા દેશોની તેવી હિલચાલના કરતાં જુદું કેમ? બીજા દેશોએ સ્વીકારેલા માર્ગ આપણને કેટલા ઉપયોગી થશે ને કેટલા નહિ થાય, આયર્લંડ ને હિંદુસ્તાનનું કેટલુંક સાદૃસ્ય હોવા છતાં હિંદુસ્તાનને આયર્લંડ જેવી હિલચાલો કરવાનું છુટ કેમ નથી—વગેરે વિષયો સહેજ વાતચિતમાં નીકળે ને તે સંબંધી સૌ પોતપોતાના વિચારો દર્શાવે, છેવટે એ બધા વિચારોનું એકીકરણ કરીને રાનડે ઘણીક નવીન માહિતી આપે. કોઇ કોઈ દિવસ નવું વાંચવા જેવું પુસ્તક તુરતમાં જ પ્રસિદ્ધ થયું હોય તો તેમાંના સિદ્ધાન્તનું મન્થન થાય. આવા મન્થનથી નીકળેલું નવનીત—માખણ હમેશાં ભારે ગુણકારી હોય છે. સરકારના હેતુ વિશે શંકા કરવી એ બરોબર નથી. સરકારની સાથે લડવું તો તે સરકારના માર્ગે, તેમણે પ્રસિદ્ધ કરેલા આંકડાવડે, તેમના કાયદાવડે, ને તેમણે

માન્ય કરેલા તત્ત્વોને આધારે જ, લડવુ જોઇએ. ટીકા કરવી તે વિજય મેળવવાના કે ફજેતી કરવાના હેતુથી નહિ, પણ ન દેખાયેલી બાજુ દર્શાવવા ને વિષયનો પુરેપુરો વિચાર થવા સારૂ જ ટીકા કરવી. સરકારનાં કૃત્યો વિશે પોતાના વિચાર પ્રકટ કરવા તે લોકદષ્ટિથી તેમાં શો ફેરફાર કરવો જોઇએ, એ સરકાર આગળ રજુ કરવુ, એ કેવળ તેના ફેરફાર કરાવવા માટે નહિ, પરતુ લોકોને વિચાર કરતા કરવા, ને હળવે હળવે લોકમત કેળવવામાં તેનો ઉપયોગ થાય છે એટલા માટે. સાર્વજનિક સવાલોનો અભ્યાસ ને ઊહાપોહ કરવાનો તે પોતાની દષ્ટિથી, અને સરકાર વિશે જે બોલવાનુ કે કરવાનુ તે સાધાર ને વિચારશ એમતું આને એવી રીતે, વિચાર ક્ષુબ્ધ થાય એવી રીતે નહિ. પોતાનો ઉદ્દેશ ખાત્રી કરી આપી મત ફેરવવાનો જોઇએ, ખીજવવાનો કે બાથબાથીનો ન જોઇએ. સરકારના અડચણો શી છે તે ધ્યાનમાં રાખીને તેમાંથી માર્ગ સરળ કરવાનુ કામ લોકના આગેવાનોનુ હોય છે વગેરે અનુભવસિદ્ધ ને પુખ્ત તત્ત્વો આ વર્ષમા જ ગોખલેના મનમાં ઠર્યા ૧૮૮૨ની પહેલાના તેમના ભાષણો ને લેખમા બહુ તફાવત છે. તેમની ભાષાનું કઠોરપણું ને વિચારનુ કડકપણું ધીમે ધીમે કમી થતું હતુ જુવાનીની વૃત્તિને લીધે ઉત્પન્ન થતી અધીરાઇ તેમના લેખો ને ભાષણોમા આ પહેલી હતી તે કમી કમી થતી ગઈ. હિંદુસ્તાનની રાજકીય પ્રવૃત્તિનુ ધોરણ તેમના મનમા હળવે હળવે સ્થિર થતુ હતુ મદ્રાસ બીજ વિશે તેમણે લખેલા લેખમા ને ૧૮૮૯-૯૦મા સુધારકમા પ્રસિદ્ધ થયેલા તેમના લેખમાં ભાષા, વિચારસરણી, ને એકદર વલણ, વગેરેમા ઘણુ બધુ અતર છે'

સાર્વજનિક સભા, રાષ્ટ્રસભા વગેરે સમયમાં ૧૮૮૮ થી ૧૮૯૩ સુધીમા ગોખલેના ઉદ્યોગ ને કામગિરીમાં દરસાલ જેમ સુધારા થતા હતા તે જ પ્રમાણે તેમના કૉલેજના કામમા પણ સુધારા થતા હતા ૧૮૮૭મા "નેલ્સન ચરિત્ર" શિખવવામાં તેમને જેવી અડચણ પડી તેવી પછી આગળ પડતી નહોતી. ઇગ્રેજી બોલવામા ને શિખવવામાં ઉત્તરોત્તર તે કુશળ થતા ગયા. પરલોકવાસી કેળકરની સાથે તુલના કરતા હજી પણ તેમના વિદ્યાર્થી કેળકરનો નબર ઉચો મુકે છે, તોપણ ગોપાળરાવનુ શિક્ષણ ઉત્તરોત્તર વિશેષ મફાદાર થતું જતુ, એમ સર્વ કબૂલ કરતા. સાર્વજનિક હિલચાલોમા ને કામોમા તે વધારે ને વધારે રોકાતા તેને લીધે કૉલેજના કામની તેમના હાથે અવહેલના—બેદરકારી—થઈ હોત તો અતિશય નવાઈ ન લાગત પરતુ ૧૮૮૮થી ૧૮૯૩ સુધી તેવુ ખાસ કરીને કાંઈ થયુ નથી. ઉલટુ, બહારના કામોને લીધે તેમના કૉલેજના કામોને મદદ જ મળી હતી એમ કહેવાશે રાનડેના હાથ નીચે કામ કરવુ એટલે ઉપલકીઆ પતાવી દેવાનુ નહોતુ. દરેક કામ સબંધી ઝીણામા ઝીણી બીના પણ ખોળી કાઢીને તેનો ઉંડો અભ્યાસ કરવો પડતો એથી કૉલેજમા તેમને જે વિષય હવે શિખવવાનો હોય તેની તૈયારી ઉત્તમ પ્રકારની થઈ. મુખ્યત્વે ઇતિહાસ ને અર્થશાસ્ત્ર એ બે વિષયો તેમને બહુ ગમતા. બીજા વિષયોમાં ઇગ્રેજી હજી તેમને શિખવવું પડતુ, ને તે તેઓ સારૂ શિખવતા પણ ખરા. તોપણ તેમને હમણાં ઇતિહાસ ને અર્થશાસ્ત્ર ઉપર પ્રીતિ વધારે થઈ હતી અર્થશાસ્ત્ર શિખવવામાં તેમનુ સાર્વજનિક કામોનું ને પ્રશ્નોનુ પરિશીલન તેમને બહુ જ ઉપયોગી પડતુ

સન ૧૮૯૨-૯૩-૯૪ માં ગોપાળરાવને કૉલેજમાં શિખવવા ઉપરાંત ડે. એ. સોસાઇટીનું જ બીજું એક કામ કરવાનું આવ્યું. ૧૮૮૦ થી ૧૮૮૮ સુધી સોસાઇટીની સ્કૂલ માટે ને પછી કૉલેજ માટે ફંડ ભેગવવાનું પ. વા. નામજોશી પાસે હતું. સરકાર, બીજી સંસ્થાઓ કે લોકો સાથે સોસાઇટી સંબંધી જે કાંઈ ખટપટ કરવી પડે તે પણ નામજોશી જ કરતા. એ કામમાં જોઇતી ખુબી ને પ્રસંગાવધાન તેમનામાં હોવાથી કમિટીએ એ કામ તેમની ઉપર નાખ્યું હતું. તેમણે દક્ષિણ મહારાષ્ટ્રમાંના ને મહારાષ્ટ્રમાંના સંસ્થાનિક તથા ધનિક લોકો તરફથી લગભગ પોણો લાખ રૂપીઆ એકઠા કર્યા હતા. પરંતુ ફર્ગ્યુસન કૉલેજને વધારી તે પુરેપુરી આર્ટ્સ કૉલેજ કરવાની પરવાનગી મળવાનાં ચિહ્નો જણાતાં જ ગામની બહાર કૉલેજ માટે એક મકાન બાંધવાની વ્યવસ્થા કરવી પડી. તે માટે ફંડ ભરાવાની જરૂર હતી. પરંતુ આ જ અરસામાં અન્તઃકલહ સળગી ઉઠવાથી ૧૮૯૦-૯૧ માં ફંડ ભરાવવાનું કામ થયું જ નહિ, એમ કહી શકાશે. ૧૮૯૨ માં બધું શાન્ત થઈ ઠેકાણે પડયું. ટિળક પક્ષમાંના કેટલાક નીકળી ગયા, કેટલાક શાંત થયા, ને તટસ્થ હતા તે આગરકરના પક્ષમાં તેટલા પુરતા ભળ્યા. એકંદરે પડેલી ફાટ પુરાઈ ગઈ. ટિળક રાજીનામું આપીને નીકળી ગયા. જે વૃક્ષ વાવવામાં ટિળકનો મુખ્ય ભાગ હતો, તેની સાથેનો સંબંધ તોડવાનો પ્રસંગ તેમણે સ્વીકાર્યો !

ટિળક ને નામજોશીની મૈત્રી હતી. સાર્વજનિક સભામાં, સામાજિક કામકાજમાં, પ્રાંતિક પરિષદમાં, ટિળક-નામજોશીની જોડી એક હોય જ. નામજોશી ખંધા હતા. તેમની હિંમત, હિકમત, અક્કલહોંશિયારી, ને છાતી મજબૂત હતાં. કોઈ પણ કામમાં આ બન્ને એક બીજાને મળીને જ વર્તતા. ડે. એ. સોસાઇટીના અન્તઃકલહમાં ને પક્ષાપક્ષના દાવપેચમાં આ બેઉ 'ઉસ્તાદો' ની સામે થવાનું બીજાઓને ઘણેક વખતે બહુ કઠણ થઇ પડતું. ટિળક નીકળી ગયા પછી નામજોશી કૉલેજનું કે બહારનું કામ નહિ જેવું જ કરવા લાગ્યા. આથી તેમનું કામ ગોખલેને માથે પડયું. સામાન્ય રીતે રાજકીય બાબતની હિલચાલમાં ગોખલે જ વિશેષે કરીને હમણા પડતા. તેથી બહારના જગતમાં-વિશેષે કરીને મુંબઈ, ગુજરાત, કાઠીઆવાડ, વહાડ, વગેરેના આગેવાનોમાં ગોખલે જેટલા પ્રસિદ્ધ થયા હતા તેટલા બીજા કોઈ થયા નહોતા; તેમની સાથે ગોખલેનો જેટલો સંબંધ બંધાયેલો તેટલો બીજા કોઇનો બંધાયો નહિ હોય. આ સિવાય ગોખલેને બીજી એક બાબત અનુકૂળ એ હતી કે, સામાજિક સવાલોને લીધે ઉત્પન્ન થયેલા તંટામાં તે સમયે ગોખલે બહુ સંડોવાતા નહિ, તેથી તેમના વિષે લોકમત કલુષિત થયું નહોતું. ત્રીજું ગોખલેના ઉપર વાગ્દેવી જેટલી પ્રસન્ન હતી તેટલી બીજા કોઈ ઉપર—તે વખતે પણ નહોતી. આ સર્વે કારણોને લીધે નામજોશીનું તમામ કામ ગોખલે ઉપર પડયું. સોસાઇટીના સેક્રેટરીનું કામ બહુતેક તેમને જ કરવું પડતું. બહાર ફરીને લોકો તરફથી સોસાઇટી માટે મદદ મેળવવાનું કામ પણ તેમની જ પાસે આવ્યું. તે માટે તેમને આખા ઇલાકામાં ફરવું પડયું. જુદા જુદા લોકો પાસે યાચના કરવી પડી. તેમ કરતાં તેમને લોકો તરફથી કેટલું અપમાન, અવહેલના, અપશબ્દ, સહેવા પડયાં હશે એ તેવું કામ કરનારને જ સમજાય તેવું છે ! કૉલેજ

આવતી હોય ત્યારે લિખવવાનું કામ કરે ને રજા પડતાં જ સોસાઇટીની ઓરડી ખાતે જઈ બીજે કરવે માટે ગામેગામ ફરે; આ પ્રમાણે સતત ત્રણ ચાર વર્ષ સુધી ચાલ્યું હદ પણ તેમણે એ કશાનો ત્રાસ માન્યો નહોતો. સોસાઇટીને ગોખલેનો આવી રીતે ઉપયોગ થઈ લાગ્યા પછી હવે સોસાઇટીમાં તેમની પ્રતિષ્ઠા વધે, ને નાના છતાં તેમના વરિષ્ઠ [illegible] માન તેમને મળવા લાગે તેમાં નવાઈ છે કે?

આ જ અરસામાં તે પ્રાન્તિક કૉનફરન્સના સેક્રેટરી થયા. કૉનફરન્સ કે કૉંગ્રેસ જેવી સંસ્થાના સેક્રેટરીને કરવું પડતું કામ કેટલી મહેનતનું, કેટલા વ્યવસાયનું ને કેટલું જોખમનું છે તેની કલ્પના બહુ થોડાને જ હશે. તેમાં પણ ફાટફૂટ થઈને અંદરખાનેથી ગોટાળો થવા લાગે ત્યારે તો હદ જ થાય! મુંબઈ ઇલાકાની પ્રાન્તિક પરિષદ્ કેટલાંક વર્ષોથી બંધ પડવાનાં બે કારણો છે, તેમાંના કલહપ્રિય લોકોના ભાગવગાટને લીધે કામમાં ને જોખમમાં થયેલો વધારો એ એક મોટું ને મુખ્ય છે. આ કામ ગોખલેએ આ પછી ત્રણ ચાર વર્ષ સુધી કર્યું. આ વર્ષો ગોખલેના આયુષ્યમાંનાં કામથી ભરેલાં વર્ષોમાંનાં હતાં. આ સર્વ ભાર ઉપાડતાં પણ તેમની શક્તિ ખૂટી નહિ. એટલું જ નહિ પણ એ સર્વ ઉપાડીને તેમ તે ઉત્તરોત્તર વધારે નિષ્ણાત ને મજબુત થતા ગયા.

**૧૮૮૮-૧૮૯૩ સુધીનો સ્વભાવ ને વિકાસ.**

આ ૭ વર્ષમાં ગોખલેના સાર્વજનિક ચરિત્રની કેટલી બધી વૃદ્ધિ થઈ! તે સાર્વજનિક સભાના ત્રૈમાસિકના સંપાદક થયા, પછી સભાના સેક્રેટરી થયા, ફર્ગ્યુસન કૉલેજમાં ઇંગ્રેજીના, પછી ઇંગ્રેજીના ને ગણિતના, પછી ઇંગ્રેજીના, ઇતિહાસના ને અર્થશાસ્ત્રના અધ્યાપક થયા. તે સુધારકના અંગ્રેજી સંપાદક ચાર વર્ષ સુધી હતા. નૅશનલ કૉંગ્રેસના પણ તે સુ[illegible] [illegible]તા થયા હતા.

એવું ઘરનાં માણસોને પૂછવા લાગે. છોકરાંઓની પ્રકૃતિ સંબંધી જેને આટલી ચિંતા થાય તે ગૃહસ્થ ઘરનાથ્યુ બાબતમાં બેપરવા હતા એવું કોણ કહી શકે ? એટલુ ખરૂં કે, ગૃહસ્થાશ્રમની દૃષ્ટિથી કેટલાક ભાગ્યશાળી પુરૂષો પ્રમાણે ઘણો વખત સ્ત્રી–છોકરાંની સાથે હસવુ, બોલવુ, ગપ્પા મારવાં, વાતો કરવી, વખતે ઘરના કામમા મદદ કરવી, એવું કાંઇ તે કરતા નહિ. કારણ એક તો આવી રીતે ગુમાવવા માટે તેમને વખત નહોતો; અને બીજું કોને માલુમ ? સુખી સંસારનું જે કલ્પનાચિત્ર તેમના મનમાં હશે તેને મળતું આવે તેવું અહિં કંઈ નહિ હોય ! કદાચિત પોતાના ને ઘરના માણસોના મનના વિકાસમાં જમીન અસ્માનનો અંતર હોવાથી બધાને સારૂ લાગે, બધાનુ મન રિઝવે, એવો વિષય તેમને મળતો નહિ હોય ! કદાચ આ બાબતમાં તેમના મનનાં દ્વાર તે વખતે ઉઘડયાં નહિ હોય !

ગોપાળરાવની આર્થિક સ્થિતિ આ વખતે બહુ ખરાબ નહોતી. ૧૮૯૬ પછી જેટલી તે સુધરી તેટલી હજુ જો કે સુધરી નહોતી, તોપણ મહિનાના રૂ. ૪૦ ) પગારના, ને વર્ષ આખરે સરકારી મદદમાથી રૂ. ૪૦૦ ), અને શિરાળકર કંપની પાસેથી ગણિતના પુસ્તક બદલ જે થોડું ઉત્પન મળતુ તે, બધુ મળીને બહુ તાણ ન પડતાં એમનો સંસારવ્યવહાર ઘણી સારી રીતે ચાલતો. તે ઘણા કરકસરીઆ હોત, જરૂર જેટલુ જ ખર્ચ કરવું, જરૂર વગર એક પાઈ પણ ન ખર્ચવી એવા નિશ્ચયથી તેઓ રહેત, તો આ વખતે તેમની પાસે કંઈ બચત ખરૂ; પરંતુ ગોપાળરાવનો સ્વભાવ ઘણો ખરચાળ હતો. કોઇને પૈસા ન આપવા એવુ કહેતાં તેમના જીવ પર આવતું. પોતાની આગળ આવેલા યાચકને કંઈ પણ આપ્યા વગર પાછો કાઢવો એવુ તેમનાથી બનતુ નહિ. મનુષ્ય ગમે તેટલા નવા મતનો હોય, નવા વિચાર પ્રમાણે વર્તનારો હોય તોપણ જુની રીતિ ને વિચારનુ જ અવશિષ્ટ તેના મનમાં, મતમાં ને આચરણમાં રહે છે. તે દૂર કરવાનો ગમે તેટલો સખત પ્રયત્ન કરવા છતાં પણ તે ન જાય એમ નથી, પણ એવો પ્રયત્ન કરવાનુ તેમના મનમાં આવતું નથી, એમાંની જ ઉપરની વૃત્તિ હતી. કોઈ માગવા આવ્યો કે તેને આપવું જોઇએ, અને ઘણી વખત તો તે સારી રીતે આપવું, એવો ગોપાળરાવનો સ્વભાવ હતો. તેથી તેમને જેટલુ મળતું તેટલુ ખલાસ થતુ ! કાંઈ બચાવ થઈ સંગ્રહ થતો નહિ. તેમ છતાં જો કંઈ બચે તો તે પોતાની બાળીના ઘરેણાં કરવા સારૂ કાગલ મોકલી આપતા. દિયર ભોજાઇની વચ્ચે આટલી

જણશી છે તે વેચીને પણ હું આપીશ," એવું તે કહેતી, અને ખરેખર એક પછી એક એમ સઘળા દાગીના તેણે આપ્યા. પોતાની ભાભીના વેચાયેલા બધા દાગીના તેને પાછા મળે, અને તે ઉપરાંત તેને જોઇએ તેટલા નવા કરાવી તે સઘળા પોતાની ભાભીએ પહેરેલા પોતે નજરે જુએ, એમ ગોપાળરાવને થતું; અને જે કંઈ પોતાની પાસે બચે તે પોતાની ભાભીને માટે પોતાના ભાઇ તરફ મોકલતા. આ બાબતમાં તેમની ભાભીનાં વખાણ કરવાં કે ગોપાળરાવનાં વખાણ કરવાં? કે બંનેનાં કરવાં?

**હિંદુ મુસલમાનનો ઝગડો (૧૮૯૫).** લૉર્ડ રેની કારકીર્દિ સમાપ્ત થયા પછી લૉર્ડ હેરિસની કારકીર્દિ પણ પુરી થઈ. બીજી કારકીર્દિમાં જે કેટલાક અનિષ્ટ બનાવ બન્યા, તેમાં હિન્દુ મુસલમાનનો ઝગડો અને ગણપતિના ઉત્સવની સાર્વજનિક સ્થાપના એ મુખ્ય છે. હેરિસ સાહેબની કારકીર્દિ અનેક કારણોથી લોકોને અપ્રિય થઈ પડી હતી. તેનાં બધાં કારણો તપાસવાનો અહિં અવકાશ નથી; પરંતુ હિંદુ મુસલમાનના ઝઘડા સંબંધમાં તે વખતે અધિકારી વર્ગનું જે ધોરણ જણાયું તેનો પ્રતિકાર કરવાનો તેમણે પ્રયત્ન કર્યો નહિ. આ બે કોમના ટંટામાં ન્યાયનો કાંટો સમતોલ રાખવાનું કામ તેમના હાથથી બન્યું નહિ. તેથી સામાન્ય રીતે તેની કારકિર્દી મુંબઈ ઇલાકાને ત્રાસદાયક જ થઈ પડી. એ સંબંધમાં પુનામાં હીરાબાગમાં પ્રોફેસર ગોખલે એ એક વ્યાખ્યાન આપ્યું. તે વ્યાખ્યાનમાં તેમણે રે સાહેબની અને હેરિસ સાહેબની કારકિર્દીનો મુકાબલો કરીને બંનેનો તફાવત ખુલ્લો કરી બતાવ્યો હતો. સમાનચિત્ત રાખી લોકોની ફરિયાદ સાંભળવી અને અધિકારી વર્ગની દૃષ્ટિએ જ લોકો તરફ ન જોતાં લોકોની દૃષ્ટિએ જ જોવું એ રે સાહેબની યશસ્વી કારકીર્દિનું રહસ્ય હતું; અને હેરિસ સાહેબની કારકીર્દિમાં અધિકારી વર્ગની એકલી જ દૃષ્ટિથી જોવાતું તેથી હિંદુ મુસલમાનનું વૈમનસ્ય દબાવાને બદલે ઉલટું તે જોરથી સળગી ઉઠયું. મહારાષ્ટ્રમાં આ બે કોમો વચ્ચે કલહ શરૂ થયો, તે પણ આ જ વખતે. તે પહેલાં મહારાષ્ટ્રમાં આ બેઉ જાતો હળી મળીને રહેતી હતી. હિંદુના દેવાલયની પાસે મુસલમાનની મસિદ અને હિંદુના સાધુસમાધિ પાસે મુસલમાનની કબર હોય અને તેમનું માન એક બીજા તરફથી સારી રીતે રખાતું એવું જોઇએ છીએ. હિંદુ મુસલમાન મહારાષ્ટ્રમાં પાસે પાસે પાડોશી તરીકે રહી ભાઇચારાથી ચાલે અને એકેકના સામાજિક ને ધાર્મિક કાર્યોમાં સામેલ થઇ ભાગ લે એવું મહારાષ્ટ્રમાં ચાલતું. તેનો ૧૮૯૩–૯૪ની સાલમાં અંત આવ્યો. આથી દૂરદર્શી ને દેશાભિમાની પુરૂષોને ઘણું જ ખોટું લાગ્યું. આ કલહથી રાવસાહેબ રાનડેને બહુ દુઃખ થયું. આ સારૂં ન થયું એમ ગોખલેને પણ લાગતું હતું.

ગણપતિ ઉત્સવની હિલચાલનું અનિષ્ટ સ્વરૂપ ઉત્પન્ન થયું પણ આ જ સબબથી હિંદુ મુસલમાનના ઝગડા પછી હિંદુઓએ મુસલમાનના તાબુતમાં ન ભળતાં તેમનાથી જુદો ગણપતિનો ઉત્સવ કરવો, એવી હિલચાલ ચાલી. હિંદુ મુસલમાનોએ શાન્તિના ઉપચારથી એકત્ર થવાના પ્રસંગ ઓછા કરી બન્ને વચ્ચેનો ભેદ કાયમ જાગૃત રાખે એવો આ ઉત્સવનો

કાર્યભાગ તે વખતે સ્પષ્ટ માલૂમ પડયો. આ કારણથી આ નવી ચળવળના ઉદ્ભવથી તે વખતે અમુક વર્ગના લોકને ઘણું ખોટું લાગ્યું ગોપાળરાવ ગોખલે આ વર્ગમાના એક હતા ટિળક આ ઉત્સવના અગ્રેસરમાં મુખ્ય હતા. આ ચળવળની શરૂઆતથી ખરી ધર્મનિષ્ઠા હોય કે ન હોય તે વાત જુદી પણ તેનું વલણ કોમ કોમ વચ્ચે દ્વેષ વધારવાનું દેખાતું હોવાથી એકરાષ્ટ્રીયત્વના ઉપાસકોને આ નવા ઉપક્રમનું સ્વરૂપ અનિષ્ટ લાગ્યું, અને તેથી મહારાષ્ટ્રમા સામાજિક પ્રશ્નની પાછળથી જે રાજકીય પક્ષ ઉત્પન્ન થયો હતો, તે વિશેષ વધવા લાગ્યો ગણપતિ ઉત્સવના અગ્રેસરોની વિરૂદ્ધપક્ષના અગ્રેસરોનું ભુંડુ બોલવું તેમની નાનાશી કરવી, એ આ ઉત્સવનું એક મુખ્ય અંગ બન્યું દરેક ભાદરવા માસમા નવ દશ દિવસ રાજકીય અને સામાજિક આગેવાનો ઉપર યથેચ્છ ટીકા ચલાવવી અને તેમ કરી પ્રતિપક્ષના સબંધમા સામાન્ય જનસમાજના મનમા તિરસ્કાર ઉત્પન્ન કરવાની ગોઠવણ ચાલુ થવા માંડી! આરંભમા આથી કેટલાક તરૂણ માણસોનું મન ભમવા લાગ્યું, અને કેટલાક કરેલા દેશ ભક્તિના કામમા પડી નમ્રમા થઈ પડયા! આ સઘળા સબબોથી રાવસાહેબ રાનડેને ખોટું લાગતું અને ગોપાળરાવને પણ આનો અટકાવ કેવી રીતે કરવો તેની ચિંતા થતી

**પુનાની રાષ્ટ્રીય સભા**

શારદાસદન, સંમતિવયનો કાયદો, સામાજિક પરિષદ્ અને રાષ્ટ્રસભાનું સાહચર્ય વગેરે અનેક પ્રશ્નોને લીધે મહારાષ્ટ્રમા ઉત્પન્ન થએલા પક્ષ ૧૮૯૫ ની સાલ પછી વધારે જોસથી વધી પડયા તે સાલમા રાષ્ટ્રીય સભાની બેઠક પુનામા થવાની હતી જાન્યુઆરી ફેબ્રુઆરી મહિનાથી તેની તૈયારીની શરૂઆત થઇ રાવસાહેબ રાનડે આ વર્ષ મુંબઈ હતા, પણ તેમની મોટી ઇચ્છા એવી હતી કે પહેલાની સઘળી બેઠકો કરતા પુનાની બેઠક શ્રેષ્ઠ થવી જોઇએ તેટલા માટે તેટલો વખત પક્ષભેદ બાજુએ મૂકી સર્વ પક્ષના લોકોએ સાથે મળી એ કાર્ય એકમતપણે કરવા માથે લેવું, અને મહારાષ્ટ્રના આ બુદ્ધિબળના આદિપીઠનો મહિમા વધારવો આગળ સારૂ તેમણે બન્ને પક્ષના અગ્રેસરોને કહી તેમને એકત્ર કરવાનો પ્રયત્ન ચાલુ કર્યો

મુખ્ય તકરાર રાષ્ટ્રસભાના મંડપમા સામાજીક પરિષદ્ ભરવી કે નહીં તે બાબતની હતી આજ વીસ વર્ષે ફરીને આ તકરાર અને તેથી જામેલા રણસંગ્રામ તરફ જોઇએ તો મોટા બુદ્ધિશાળી પુરૂષો પણ હઠે ચઢે, તો પોતાની બુદ્ધિનો, અને વખતનો કેવો દુરૂપયોગ કરે છે અને પોતાની પછી થનારી સંતતિને કેવા અનિષ્ટ વળણે ચડાવે છે, એ નવાઈ જેવું લાગ્યા વગર રહેશે નહીં. ખરી રીતે સામાજીક પરિષદ્ રાષ્ટ્રીય સભાના મંડપમા ભરવા દેવી કે નહિ, એ પ્રશ્ન તદ્દન અર્થ વગરનો—ક્ષુલ્લક છે ખરેખર રીતે આ સગવડનો પ્રશ્ન છે રાજકીય પ્રશ્નનો વિચાર કરવા સારૂ અનાયાસે સર્વ દેશના પ્રસિદ્ધ માણસો આ વખતે એકત્ર થએલા હોય છે સામાજીક પ્રશ્નોનો વિચાર કરનાર માણસો જુદા હોય છે, એવુ કાંઈ નથી રાજકીય બાબતમા આગળ પડતો ભાગ લેનાર માણસો જ બહુધા સામાજીક પરિષદ્મા હોય છે રાજકીય હોય, કે સામાજીક હોય બન્ને પ્રશ્ન એક જ દેશના લોક વિશે અને એક જ દેશની ઉન્નતિ વિશે વિચાર ચલાવે છે, અને એકમેક એકબીજાને મળેલા જ છે એકનો

સાંગોપાંગ વિચાર બીજી બાબતના વિચાર પર આધાર રાખે છે. બન્ને દિશામાં પ્રયત્ન થવો જોઇએ; એક જ દિશાના પ્રયત્નથી સફળ થવાની આશા થોડી. આવી સ્થિતિ હોવાને લીધે રાજકીય વિષયોનો અભ્યાસ કરનારા ઘણા લોકો સામાજીક બાબતોમાં પણ શ્રદ્ધા રાખનારા હોય છે. ૧૮૮૦ થી તે ૧૯૦૦ સુધી તો સાધારણ રીતે તે પ્રમાણે હતું. કેવળ સામાજીક વિષયોનો જ અભ્યાસ કરનારા અને તે જ વિષયો પર લાગણી ધરાવનારા લોક થોડા હતા. રાષ્ટ્રસભા સારૂ આ મંડળ એકત્ર થાય, એટલે તે જ દિવસોમાં અને તે જ મંડપમાં સામાજીક પરિષદનું કામ કરી લેવું સગવડ પડતું થતું. એવડો ખર્ચ, એવડી મહેનત, અને કામ કરનારા માણસની બે જગાએ વહેંચણી કરવા કરતાં રાષ્ટ્રસભાના મંડપમાં જ સામાજીક પરિષદનું કામ કરવું એમાં ડહાપણ હતું. તેમજ રાષ્ટ્રસભાને જુદી દિશામાં કામ કરવાથી અમુક પ્રકારે ટેકો પણ મળતો. 'આ લોકો સરકારને ફક્ત આમ કરો તેમ કરો એમ ઉપદેશ કરે જાય છે; પણ પોતાના પગ નીચે આગ સળગે છે તે ઓલવતા નથી.' એ પ્રમાણે ઍંગ્લો-ઇન્ડીયન પત્રવાળા હમેશાં ટીકા કરતા, તેને અનાયાસે ઉત્તર મળે એવો પણ એમાં ઉદ્દેશ હતો. સરકાર પર જ્યાં અને જેમની તરફથી ટીકા થતી, ત્યાં અને તેમની તરફથી જ સામાજીક વિષયોની ચર્ચા થાય છે, એવું સિદ્ધ થતું; પણ આ બાબતમાં 'કાગનો વાઘ' થઇ ગયો. ને એટલે સુધી કે પુનાની રાષ્ટ્રસભાની બેઠક નિર્વિઘ્નપણે પાર પડશે કે કેમ તેની સર્વેને ચિંતા થવા લાગી! આ વખતે ગોખલે રાષ્ટ્રસભાના જોડીઆ સેક્રેટરી હતા. તેમને પુનામાં આ ફાંટા પડવાથી ઘણો જ ત્રાસ થયો. સ્વાગત કમિટિની ઘટનાથી માંડીને રાષ્ટ્રસભાની બેઠકમાં આવવાના વિષયો પર્યંત દરેક નાની મોટી બાબતમાં આ ફાંટીઆ કામ કરનારા માણસને નડતા હતા. સમાધાન કરવાના ત્રણ ચાર વખત પ્રયત્ન થયા. ટિળક અને તેના સાથીઓનું કહેવું સાંભળી લેઇ સમાધાન કરવા સારૂ મુંબઇના ગૃહસ્થો પુને ત્રણ ચાર વખત ગયા. વાટાઘાટ વખતે સમાધાનની વાત કબુલ થાય, અને પાછું ફરીથી ફોકટ જાય, એમ છેવટ સુધી ચાલ્યું હતું. તેને લીધે મહારાષ્ટ્રમાં રાષ્ટ્રસભા સારૂ ફંડ એકઠું કરવું એ બહુ મહેનતનું થઇ પડ્યું. સ્વાગત કમિટિ, કાર્યવાહી કમિટિ, વગેરે કમિટિને હાથે જે જે કામ થાય તેની ખરી હકીકત પ્રસિદ્ધ થાય, ગેરસમજ ઉત્પન્ન કરનારી જે હકીકત બહાર પસરવાથી કામમાં આવનારી અડચણ ઓછી થાય, તેટલા સારૂ 'રાષ્ટ્રસભા સમાચાર' એ નામનું એક સ્વતંત્ર વર્તમાનપત્ર તે વખતે કાઢ્યું હતું.

**વિરૂદ્ધ પક્ષની ખટપટ**

સભાની શરૂઆતની તૈયારીનું ને વ્યવસ્થાનું ઘણુંખરૂં કામ તે વખતે ગોખલે ઉપર જ પડ્યું હતું. શ્રીયુત કાશીનાથ પરશુરામ ગાડગીલ તેમની મદદમાં હતા. વિરૂદ્ધ પક્ષની ખટપટોના જવાબો આપવામાં તેમની મદદ બહુ મળતી; તોપણ ગોખલેને આ કામની જવાબદારી ને કાળજીથી બહુ ત્રાસ થયો. સ્વાગતકમિટિના સભાસદમાં પોતાના મત વધારે થાય તે સારૂ વિરૂદ્ધ પક્ષના સભાસદોએ ફી દસ રૂપીઆ ઠરાવી. પરંતુ તેટલી ફી ભરીને પણ સ્વાગત કમિટિમાં આવનારા તેટલા ગૃહસ્થો વિરૂદ્ધ પક્ષમાં નહોતા. તેથી 'શિષ્ટસંમત' પદ્ધતિ છોડીને વિરૂદ્ધ પક્ષવાળાઓએ દાંડાઇનાં ભડકામણાં કરવા માંડ્યાં. કોંગ્રેસના મંડપને

માર્ગે જવામાં સોગણું વધારે ધૈર્ય જોઇએ છે ! આમ કરનારા પુરૂષો શૂરમાં શૂર અને વીરમાંના વીર હોય છે। ગોખલેએ પોતે શૂર, અને હૃદયના સરળ અને આબરૂદાર ગૃહસ્થ હતા, એમ આ કૃત્યથી જગતને બતાવી આપ્યું, અને પ્રતિપક્ષની આબરૂને પોતાના હાથથી ધક્કો લાગવાનો સંભવ નથી એ સાબીત કરી આપ્યું. સાધારણ માણસોને અને કુટિલ નીતિને રસ્તે ચાલનારા માણસોને તેમનું આ કૃત્ય પસંદ પડયું નહિ. પણ તેની ગોખલેને દરકાર નહોતી. ઈંગ્લંડમાં સાર્વજનિક વ્યવહારની જે ઉચ્ચતમ પરંપરા છે, તેને સર્વ રીતે અનુરૂપ થાય તેવું આ વખતનું ગોખલેનું વર્તન હતું, અને લૌકિક ચળવળની શુદ્ધતાને જેઓ ચાહનારા છે, એવા ઘણા લોકો તરફથી આ વખતે તેમને અભિનંદન મળ્યું. આ દેશમાંથી તેમજ ઇંગ્લંડમાંથી ઘણા અગ્રેસર માણસોના તેમની પર પ્રશંસાપત્રો આવ્યા અને સમસ્ત સમજુ જગતની દૃષ્ટિથી તેમની કિંમત વધી. આ મનુષ્ય શુદ્ધ વર્તનના, સરલ અન્તઃકરણના અને પ્રતિપક્ષ સંબધી ઉદાર ધોરણ ગ્રહણ કરનારા છે, એવી સરકારની અને ઉદાર મનના મનુષ્યોની ખાત્રી થઈ. કોઈ પણ હલકી દૃષ્ટિથી કામ કરનારને તે જ્યાં નીચે પડયા એમ લાગતું, તેમાં તે ખરેખર ચઢવા લાગ્યા ! હું પડું છુ તે ઉઠવા સારૂ અને અટકું છું તે ચઢવા સારૂ એ ગોખલેના આયુષ્યમા સાબીત થવાનો હવે આરંભ થવા લાગ્યો. ટુંકી દૃષ્ટિવાળા અને કુટિલ વર્તનવાળા લોકોને તેમની આ માફી એટલે અધઃપાત લાગ્યો. પરંતુ તે જ તેમના તથા હિંદુસ્તાનના ઉત્કર્ષનો પાયો છે, એવું આગળ સિદ્ધ થયું. ગોખલેના સંબંધમાં સરકાર પક્ષનો જે આગળ પૂર્ણ વિશ્વાસ બેઠો, તેનું મૂળ કારણ તેમની આ માફીજ હોય એમ લાગે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ધારાસભાની કામગિરી.

---

અહીંથી ગોપાળરાવનું માનસિક શુદ્ધીકરણની શરૂઆત થઇ.

**માનસિક વિકાસનું ત્રીજું પગથિયું.**

આપણા દેશબંધુઓમાંનાં ઘણાં લોકમાં સરળપણાની કિંમત કરવા જેટલી પણ કદર નથી, તે જાણી તેમના મનમાં ખેદ થતો. તેઓ હવેથી પોતાના મનની, વર્તનની અને ધોરણની વધારે બારીક તપાસ રાખવા લાગ્યા. ૧૮૯૭ ની સાલ પહેલાંના ગોખલેને સને ૧૮૯૭ની સાલ પછીના ગોખલે એ અંદરથી અને બહારથી એકજ હતા એમ કહી શકાશે નહિ. ૧૮૯૭ ની સાલના સઘળા અનુભવથી તેમના અંતર્બાહ્ય વ્યક્તિત્વમાં ઘણો મોટો ફેર-

કાર થયો. તેમની સ્વદેશભક્તિ વધવા લાગી, દેશની ઉન્નતિની આસ્થા વધી. તે સાધવા સારૂ ઉદ્યોગ કરવાની હોંસ વધી, અને આજ પર્યંત સામાન્ય લોકોની ટીકાથી થોડી ઘણી તેમને જે ભીતિ લાગતી, તે તદ્દન મટી ગઈ. આજે જે મને હસે છે, તેમની જ તરફથી મને ધન્યવાદ મળશે એવા દૃઢતા તેમના મનમાં હવે જોસથી આવવા લાગી. પોતે માફી માગી તેથી ઈંગ્લંડમાં બજાવેલા કામનું પોતાના દેશબંધુઓને વિસ્મરણ થાય તેનો તેમને ખેદ થતો–કદાચ વિષાદ પણ થતો. કૌટિલ્યની કિંમત થાય, વામમાર્ગીઓનું જોર જામે, સદ્યઃકાર્યનાશને જ કાર્યસિદ્ધિ સમજી તેની પ્રશંસા થાય, આની વચ્ચે વચ્ચે તેમને નવાઈ લાગતી. તોપણ પોતાના દેશને સરળ રસ્તે ચઢાવવો એ પોતાનું કામ છે, દેશની આબરૂ વધારવી અને બીજા રાજ્યોનાં મનમાં પોતાના દેશના લોક સંબંધી આદરભાવ ઉત્પન્ન કરવો એ આપણા લોકોના હાથમાં છે, આપણે પણ આપણાથી થાય તેટલું કામ તે પ્રીત્યર્થ કરવું જોઇએ. એવું ગોપાળરાવના મનમાં લાગવા માંડ્યું. અને ત્યારથી તેમના વિકાસના ત્રીજા પગથીઆનો આરંભ થયો. સાધારણ લોકોમાં તેમની થએલી અપકીર્તિ તેમણે શાંતપણે સહન કરી અને પોતે પોતાનો પરિશ્રમ શરૂ રાખ્યો.

**મુંબઈની ધારાસભામાં.**

૧૯૦૦–૧૯૦૧ એ બે વર્ષ ગોખલે મુંબઇની ધારાસભામાં ચુટી કાઢેલા પ્રજાકીય સભાસદ હતા, અને તેમનું ત્યાંનું કામ સઘળાને ઘણું પસંદ પડ્યું હતું. તે પોતાની આગળ આવેલા કાગળ પત્રનો બારીક રીતે અભ્યાસ કરતા, બહારથી પણ શાન્તિથી જોઇતી માહિતી મેળવતા, અને સરકારના કામપર આધાર સાથે જોરથી ટીકા કરતા. વસુલાત અને દુષ્કાળ નિવારણ એ બે બાબતમાં તે વખતની સરકાર પ્રજાની હાલત સંબંધમાં વિશેષ પર્વા કરતી નહોતી, એવું દેખાય છે. એ કારણ કૌન્સિલમાં બે બાબત વિશેની પ્રજાકીય સભાસદોની ખૂબ ટીકા થતી. આ કૌન્સિલમાં જમા ખર્ચના અંદાજના ખરડાપર ગોખલેના પહેલા ભાષણમાં દુષ્કાળ નિવારણ પદ્ધતિપર અને વહીવટપર બહુ જોરની ટીકા થઇ હતી. આ ધારાસભામાં તેમનાં આશરે ૮ ભાષણ થયાં. તેમાં ઉત્તમ ભાષણ કહીએ તો તે Land Rovonuo Amendment Bill ( લેન્ડ રેવન્યુ એમેન્ડમેન્ટ બીલ ) ઉપરનું છે. સરકાર તરફથી આ બીલ રજુ કરતાં એવું કહેવામાં આવ્યું હતું કે, "આ બીલથી રૈયતની સ્થિતિ સુધરશે–શાહુકારની સત્તા કમી થશે." "આમાંથી એવું કાંઇ પણ થનાર નથી. સરકારની ત્રીજોરીમાં જમીનનું મહેસુલ ઝપાટાબંધ વસુલ કરવામાં માત્ર તેનો ઉપયોગ થશે, અને તેથી સર્વ જમીનની માલીક સરકાર એ તત્વ ફક્ત પરોક્ષપણે સ્થાપિત થશે. સરકાર તરફ મત ઘણા પ્રમાણમાં છે, પણ તેનો ઉપયોગ લોકપક્ષની પાયમાલી કરવામાં થવો ન જોઇએ." વગેરે મુદ્દા ગોખલેના ભાષણમાં હતા. મહેતાની સૂચના "બીલનો વિચાર થોડા દિવસ મોકુફ રાખવાની" હતી. તે સૂચનાને ગોખલેનો ટેકો હતો. તેમના ભાષણની છાપ બધા ઉપર ઘણી સારી રીતે પડી તથાપિ મહેતાની એટલે લોકપક્ષની સૂચના ઉડી ગઇ. ત્યારે લોકનિયુક્ત સભાસદો કૌન્સિલ છોડીને ચાલ્યા ગયા. તે બીલ પાસ થતાં હાજર રહી આપેલો મુંગો ટેકો–અનુમતિ–આપણે આપવો નહિ અને સરકાર તથા લોકપક્ષનો આ બીલની બાબતમાં કેટલો તીવ્ર મતભેદ છે તો બતાવવો, તેટલા સારૂ

લોકનિયુક્ત પ્રતિનિધિઓએ ધારાસભામાંથી ઉઠી જવાનો માર્ગ સ્વીકાર્યો બીલ પસાર થયુ, પરતુ ગોખલેના ભાષણનું પરિણામ એટલું થયુ કે તે ખરી રીતે પાસ થતાની સાથેજ નિષ્ફળ થયા જેવુ લાગુ એમ એક યૂરોપીઅન ગૃહસ્થે ઉદ્ગાર કાઢ્યાનું કહેવાય છે એ ભાષણ થયાને બીજે દિવસે ડિન્સિપાન સેલ્બી સાહેબનો અભિનંદનપત્ર તેમની ઉપર આવ્યો તેથી ગોપાળરાવને ઘણો સતોષ થયો

૧૮૯૭ ની સાલમા ઇંગ્લાડથી પાછા આવ્યા પછી ગોખલેના મનમા ઇંગ્લાડમા રહીને હિંદુસ્તાન પ્રીત્યર્થે કામ કરવુ, પછી ફાવે તો પાર્લામેન્ટમા દાખલ થવુ અને ત્યા હિંદમાતાની ફરીઆદો રજુ કરવી, એવુ પુષ્કળ વખત આવતુ "અહીં કરવાનું કામ પૂરૂં થયુ કે? અહીં કરવાના કામનો હજુ ડુગર પડેલો છે! પાયો ખોદીને માટીની ટોપલીઓ ઉંચકી જવાનું કામ હજુ કરવાનું છે તે કોણ કરશે?" એમ રાનડે આનો ઉત્તર આપતા 'જગલો કાપીને જમીન સાફ કરવાનુ કામ પહેલુ થવુ જોઇએ તે કરવાને રાત દિવસ કામ કરનાર માણસો જોઇએ અમારા જેવા લોકો તેને ઉપયોગી નથી અવકાશનો વખત દેશકાર્યમા આપે શુ વળવાનુ? દેશકાર્ય એજ મુખ્ય વ્યવસાય મનમા ધરનારા અને એકનિષ્ઠાથી તેજ એક કામ રાત્રિ દિવસ કરનારા માણસો હોવા જોઇએ તેમને કરવાનું કામ હજુ જોઇએ તેટલુ છે" "આવડો વિશાળ દેશ અજગર જેવો પડેલો છે તેને સાફ સૂફ કરી સજીવન કરવાની જરૂર છે"

'પાર્લામેન્ટનુ કામ એટલે દેવળનો કળશ ચગાવવાનું કામ છે પહેલા પાયો પૂરો, પથ્થર બેસાડી ભીંતો ચણો, એટલે તે આપોઆપ થશે' આવા ઉદ્ગાર રાવસાહેબના મુખમાથી ગોખલે પાસે વારવાર નીકળતા ને ગોખલેના મનમા તે ઉતરતા આનુ પરિણામ એવુ થયુ કે ગોખલેને હવે બીજા કામ કરતા દેશની રાજકીય ઉન્નતિનુ કામ વિશેષ મહત્ત્વનું લાગવા માડયુ કૉલેજના કામની મહત્તા ઘટી ગઇ ખરૂ કહીએ તો ૧૮૯૫ પછીના તેમના કાલેજના ભાષણો એટલે અધિકારી પુરૂષની અધિકારી વાણીનો સહજ સુદર વિલાસ જ માત્ર થતો તે સાભળવાને વિદ્યાર્થીના મન આતુર રહેતા હતા પરીક્ષાને વાસ્તે છોકરાઓ તૈયાર કરવાના કારખાનાઓનુ પોતાના વ્યાખ્યાન મનોહર અને ઉદાત્ત હોવાને લીધે રૂપાન્તર થયુ અને તે શીખવતા હતા તે વર્ગમા જ્ઞાનનો સત્ર ચાલુ હોય ત્યારે જાણે સરસ્વતીદેવી પોતેજ સેવા કરવા આવી છે અને તે અહીંઆ આવીને જ્ઞાનના ધનની લૂટ ચલાવી રહી છે એવુ લાગતું પણ ગોખલેનુ લક્ષ હવે વિશાળ કાર્યક્ષેત્રમા રોકાયુ' તેમને નાના વર્ગમા અકળામણ થવા લાગી કામ કરવાની લાલસા મોટી થઇ, દૃષ્ટિનુ ક્ષેત્ર વધ્યુ, અને કૉલેજમાથી છૂટા થઇ, સર્વથી ચઢીઆતું દેશકાર્ય કરવાનો વિચાર તેઓ કરવા લાગ્યા

એટલામા ગોપાળરાવના ગુરૂ રા. સા રાનડે એકાએક દેહાત થયા, અને તેમનું કામ આગળ ચલાવવાનું સર્વાંશે ગોખલેને માથે પડયુ રાનડે સ્વર્ગસ્થ થયા તે વખતે આખા હિંદુસ્તાનમા અધકાર વ્યાપ્યા સરખુ લાગ્યુ દેશમાંના સર્વે આગેવાનોએ એકત્ર થઇ તેમનાથી જેટલો બને તેટલો તેમના કર્તૃત્વનો ઉપયોગ કરી દેશકાર્ય ઉપાડી લેવુ,

અને પ્રત્યેકમાં જેટલા સારા ગુણો હોય તેટલા આગળ કરી સાર્થક થાય તેમ કરવું, પરિસ્થિતિનો પૂર્ણ વિચાર કરી લોકોનું પગલું બીજી બાજુએ પડવા ન દેવું, અને કદી પણ ફુટ પડવા દેવી નહિ, અંદર અંદર સમજીને કાર્ય પાર પાડવું, એવી તેમની વૃત્તિ હતી. તેને લીધે, અને અલૌકિક બુદ્ધિમત્તાને લીધે રાનડે સઘળા હિંદુસ્તાનના અગ્ર મનુષ્ય તરીકે લેખાતા હતા. તે દેવલોક પામ્યા એટલે સર્વ રૂપજ ફરી ગયા જેવું ગોખલેને થયું! સ્વયંપ્રકાશ ગયો અને સળગાવેલા દીવાના પ્રકાશથી કામ નભાવવાનો પ્રસંગ આવ્યો! સૂર્ય અસ્ત પામ્યો ને માર્ગ દેખાતો બંધ થયો. આ અનર્થથી ગોખલે કેટલાક દિવસ સ્તંભિત થઈ ગયા; પરંતુ તેમના ગુરૂની વાણી તેમના કાનમાં ગણુગણવા લાગી. "કામના ડુંગરા પડેલા છે. કોદાળી પાવડા લેઇ કામે લાગો." આ તેમના શબ્દથી ગોપાળરાવના જીવને ચેન પડતું નહોતું. "રાત દિવસ દેશકાર્યનો એકનો એકજ વ્યવસાય કરનારા માણસો જોઇએ," આ રાનડેનું વાક્ય ફરી ફરી સાંભરતું અને "મારે ગુરૂની ઇચ્છા પૂરી કરવી" એવો ગોખલેએ ઉત્તર આપ્યો. ફર્ગ્યુસન કૉલેજ છોડી સ્વતંત્રપણે દેશ માટે જીવન અર્પણ કરવાનું તેમણે નક્કી કર્યું, અને ૧૯૦૨ ની સાલમાં તેઓ કૉલેજમાંથી રજા લઇને બહાર પડયા.

**વાઈસરૉયની ધારાસભામાં.**

આ જ અરસામાં હિંદુસ્તાન સરકારની ધારાસભામાં સર ફિરોઝશાહ મહેતાએ પોતાની જગો ખાલી કરી, અને તે જગાએ મુંબઈ ઇલાકા તરફથી ગોખલેની નિમણુક થઇ. હિંદુસ્તાનની ધારાસભામાં વાદવિવાદની નવી દિશા મહેતાએ શરૂ કરી હતી અને ધારાસભામાં લોકનિયુક્ત સભાસદોના કામમાં તેમણે નવો જુસ્સો દાખલ કર્યો હતો—'નવો પવન' ભર્યો હતો. તે પછી ગોખલે ધારાસભામાં બિરાજ્યા. અને બજેટપરના પોતાના પહેલાજ ભાષણથી તેમણે મહેતાને પણ પાછળ મૂક્યા. સરકારી તિજોરીમાંની સિલક એટલે કર વાજબી કરતાં વધારે વસુલ થાય છે તેનો પુરાવો છે; રૈયતપર કરનો બોજો ઠોક મરડાઇ જાય તેવો ભારે છે; અને હિંદુસ્તાનની આબાદી થાય છે એવું જે સરકારી અધિકારી વર્ગનું કહેવું છે તે સત્ય નથી. આ ત્રણ મુદ્દા ગોખલેએ પોતાના ભાષણમાં સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો, અને તે નામદાર આગળ અધિકારી વર્ગના હમેશાની રીતિ કોવરો નહિ એમ સિદ્ધ થયું.

હવે પછી ગોખલે અને લૉર્ડ કર્ઝન સાહેબ એ બંનેના બે હાથ ભેગા થવાની શરૂઆત થઈ, અને આ બન્ને પહેલવાનની દરસાલની કુસ્તી જોવાને લોક આતુર થવા લાગ્યા. જમાખર્ચના ખરડાપર ગોખલેનું ભાષણ એટલે જાણે દીવાળી દશેરાનો તહેવાર એવું લોકોને લાગવા માંડ્યું! સરકારી ખરડામાંની ખુંચખાંચ અચૂક રીતે બહાર કાઢવામાં, વહીવટનું ધોરણ લોકોને અનુકૂળ થાય તેવું કરવાનો માર્ગ સૂચવવામાં અને એકંદર રિયાસતના કલ્યાણ-સાધનનો ખરો માર્ગ દોરી બતાવવામાં ગોખલેના આ ભાષણની બરાબરી કરે એવાં બીજાં ભાષણ આપણામાં મળશે નહિ. લૉર્ડકર્ઝન જેવા કામકરા કાબેલ માણસને સુદ્ધાં તેમની ટીકાનો ઉત્તર આપવા વર્ષે વર્ષ લેવો પડતો; તેમ કરતાં પણ ગોખલેનું કહેવું સપ્રમાણ ઉડાવી દેવાનું બનતું નહોતું. તેમના 'આ વર્ષના ભાષણનું પરિણામ તે પછીના વર્ષના બજેટમાં ખાનીથી દેખાવા લાગ્યું.

બીજી બાબતોમાં પણ કર્ઝન સાહેબના એકતંત્રી-કંઈક અંશે સુલતાની-ધોરણમાં સબળ વિરોધ ગોખલેને કરવો પડ્યો. યુનિવર્સિટીનો કાયદો, ઑફીશીઅલ સિક્રેટ્સ્ ઍક્ટ, વગેરે પ્રશ્નોપર પ્રજાપક્ષની બાજુ રહી ગોખલેએ જબરી લડત ચલાવી. તેમની લડતનો તે વખતે ઉપયોગ થતો નહોતોજ; તેમ છતાં પણ તેમને પોતાનું કામ ઘણી હિંમતથી ડહાપણથી, નિયમિતપણે, અને તેવીજ ટેકથી કરવું પડયું અને તે હમેશાં કરતા હતા.

**૧૮૯૭ થી ૧૯૦૪ સુધીનાં સાત વર્ષની કામગીરી.**

૧૮૯૭ થી ૧૯૦૪ સુધી ગોખલે રાષ્ટ્રીય સભામાં બોલ્યા નહોતા. ૧૮૯૭ સાલમાં તેમને બોલવા દીધા નહોતા। ખરી રીતે જોતાં વેલ્બી કમિશન આગળ બજાવેલી કામગિરી બદલ રાષ્ટ્રીય સભામા તેમનેઅભિનન્દન આપવું જોઇએ તે તો બાજૂએજ રહ્યું. તેમના જોડીદારનો પણ આભાર સરખો માન્યો નહિ.

પોતાના રાષ્ટ્રની પોતાના સબંધમાં થયેલી ગેરસમજ બાબત ગોખલેને ઘણું લાગ્યુ, અને એકનિષ્ઠાથી કામ કર્યા કરી એ ગેરસમજ દૂર કરું ત્યારેજ ફરીથી રાષ્ટ્રસભામા બોલવું એવોજ જાણે તેમણે નિશ્ચય કર્યો। આ છ સાત વર્ષમાં તેમણે બહાર પુષ્કળ કામ કર્યું. એટલુજ નહિ પણ રાષ્ટ્રસભાના અગ્રેસરોને રાષ્ટ્રસભા સંબંધમાં વખતો વખત સલાહ આપતા; પરંતુ રાષ્ટ્રસભામાં ભાષણ કર્યું નહોતું. તોપણ દેશનું કામ આ વર્ષમાં ગોપાળરાવે કેટલુ એ કર્યું હતું. પુનાની મ્યુનિસિપાલિટીના અધ્યક્ષનું કામ તેમણે વચ્ચે કર્યું હતું. કર્ઝન સાહેબની કૌન્સિલમાં તેમના વહીવટના દોષ બતાવી મીઠ ઉપરનો કર કમી કરાવી, અને શિક્ષણ પાછળ ઉત્તરોત્તર વધારે ખર્ચ કરવા સરકારને ફરજ પાડી, તેમણે દેશનુ અંતઃકરણ પોતાના જેવું કરી લીધું હતું. તેમાં પણ ફર્ગ્યુસન કોલેજમાં અધ્યાપક હતા ત્યારે પોતાની મહેનતથી પોતાને સારૂ જે પોણોસો રૂપિયા તેમને દર મહિને મળતા, તે મેળવવાનું પણ હવે તેમણે છોડી દીધાથી, કૉલેજમાંથી મળતા ત્રીશ રૂપિયાના પેન્શન પરજ સંતોષ માની પોતાને વાસ્તે કાંઇ કમાવું નહિ', પોતાને વાસ્તે કંઈ પણ મહેનત કરવી નહિ, જે કમાણી થાય તે સ્વદેશ અર્થે વાપરવી, જે દુઃખ વેઠવું તે સ્વદેશનું કાર્ય કરવાને સારૂ વેઠવું એવુ વ્રત તેમણે ધારણ કર્યાથી—એટલે તેમના પૂર્ણ નિઃસ્વાર્થપણાથી રાષ્ટ્રના હૃદયમાં તેમને હવે કાયમનું સ્થાન મળ્યુ. ગોખલેની માનસિક ઉન્નતિ અપ્રતિહત ચાલતી હતી. ૧૮૮૭ ની સાલથી તેમનો સ્વાર્થત્યાગનો વિકાસ થતાં થતાં ૧૯૦૫ ની સાલમાં તેનું પૂર્ણ સંન્યાસનું સ્વરૂપ પ્રાપ્ત થયું. અને ગોખલે એક અર્થે સ્વદેશના કાર્ય માટે રાત્રિ દિવસ કામ કરનાર 'સંન્યાસી' બન્યા.

૧૯૦૫ ની સાલમાં ગોપાળરાવની ઉપર કામનો બોજો પહેલાંનાં બધાં વર્ષોના કરતાં વધી પડ્યો હતો. વાયસરૉયની સામે રાષ્ટ્રસભાના સન્માન્ય સેક્રેટરી તે હતાજ. વાઈસરૉયની કૌન્સિલમાં 'વૅલિડેટીંગ ઍક્ટ' જેવા કાયદાની સામે જેટલો બને તેટલો વિરોધ દર્શાવવાનું કામ તેમનેજ માથે પડયુ હતું. હિંદી લોકોને ઉંચા હોદ્દા આપવાના કામમાં બ્રિટિશ સરકારની ઉદારતાની બરોબરી કદી કોઈ પણ જગાએ થઈ નથી, એવું બતાવવા સારૂ

પાછલા વર્ષમાં હિંદુસ્તાનની સરકારે એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો, તેમાં ગણત્રીનું અને આંકડાનું કુટિલપણું સાબીત કરવા સારૂ સરકારી રીપોર્ટોમાંથી અને આંકડાના કોઠામાંથી જરૂર જેટલા આંકડા શોધી કાઢ્યા હતા. બીજી તરફ રાનડેના સ્મારકને માટે ફંડ એકઠું કરવાનું હતું. ત્રીજી તરફ બ્રિટિશ કોન્ગ્રેસ કમિટિ અને તેણે ચલાવેલું વર્તમાનપત્ર 'ઇન્ડીઆ' ની નાડીઓ બંધ થવાનો વખત આવ્યો હતો, તેને સંજીવની ઔષધનો ઘુંટડો પાવા સારૂ હિંદુસ્તાનમાં તે પત્રના ગ્રાહક મેળવી આપવાનું કામ હાથ લીધું હતું. રાનડેના એક વખતના શબ્દ ઉપરથી ને 'ઇસુના સેવક' એ સંસ્થાનું વૃત્તાન્ત વાંચી જે વિચારનો ઉદ્ભવ તેમના ચિત્તમાં થયો હતો, તેને જીવન્ત સ્વરૂપ આપી તેમણે 'ભારત સેવક સમાજ' (સર્વન્ટ ઑફ ઇંડિયા સોસાઇટી) આ વર્ષના જૂન મહિનાની બારમી તારીખે સ્થાપન કર્યું હતું; તેનો ભાર પણ તેમના પરજ પડયો હતો. પહેલાંની રાષ્ટ્રીય સભાએ દરેક પ્રાંતમાંથી પ્રતિનિધિ વિલાયત મોકલવાનું ઠરાવ્યું હતું, તે પ્રમાણે મુંબઈ તરફથી તેમને ઇંગ્લાંડ જવાનું હતું. આ સઘળા કામની ભરતીમાં બનારસની સ્વાગત કમિટિએ 'અમારે તો ગોખલેજ અધ્યક્ષસ્થાને જોઇએ" એવો તે વખતે આગ્રહ કર્યો, અને તેમને રાષ્ટ્રસભાના અધ્યક્ષસ્થાને ચુંટી કાઢયા.

**કર્ઝન સાહેબની કારકીર્દિ.**

૧૯૦૫ ની સાલમાં ગોખલેના ચરિત્રમાં તેમજ હિંદુસ્તાનના ઇતિહાસમાં પણ ધમાલની હતી. આગળનાં પાંચ છ વર્ષ આખા હિંદુસ્તાનમાં જે ખળભળાટ અને ગભરાટ પસર્યો હતો, તેનો આરંભ આજ વર્ષે થયો. કર્ઝન સાહેબે જે બાર મહા કાર્યો હાથમાં લીધાં, તે સર્વેનું ધોરણ પાછળ હઠવાનું હતું. હિંદી માણસનો દરજ્જો જેવો છે તેવો જ રહે ને દેશનો વહીવટ ઠોકઠીક અને તેજસ્વી રીતે ચાલે, તેમાં ઢીલાપણુંજ ક્યાંય પણ રહે નહિ, હિંદુસ્તાન એટલે બ્રિટિશોને રાજ્યકલા શિખવવાની શાળા થાય એવું તેની કારકીર્દિનું ધોરણ હતું. અમુક હદના દરજ્જા સુધીજ હિંદી માણસોને નોકરી આપવી, તેનાથી આગળ તેમને વધારવા જોઇએ નહિ, તે ઉપરનો બધો પ્રદેશ બ્રિટિશોના હકનોજ રહેવો જોઇએ, એવું થશે તોજ બ્રિટિશ અમલ હિંદુસ્તાનમાં સ્થાયી રહેશે, એવો તેમનો દૃઢ સિદ્ધાંત. જાતિ, ધર્મ, વર્ણ, મત, વગેરેનો ભેદભાવ ન રાખતાં સર્વપર સમાન દૃષ્ટિ રાખી ચાલવાનું આશ્વાસન આપનાર ૧૮૫૭ ની સાલનું રાણી સરકારનું જાહેરનામું એટલે અશક્ય બાબતોનો ત્રાંબાલેખ છે એવું કર્ઝન સાહેબ ઉઘાડું કહેતા. તેમનાં ભાષણ ડોલવાળાં અને ખોટા ઝમકવાળા થતાં, તેમાં હિંદી લોકોને ચિડવવા જેવા ઉલ્લેખ થતા, અને સરળપણાના કરતાં કાર્યસિદ્ધિ તરફ તેનું વધારે લક્ષ્ય હતું. તેણે બંગાલ ઇલાકાના ભાગલા પાડીને પોતાની કારકીર્દિને શિખર ચડાવ્યું! બંગાળીઓનો સ્વભાવજ ભાવનામય. તેથી તે ચિડાયા, તેમનું મગજ ફરી ગયું એમ કહીએ તો શું ? કર્ઝન સાહેબની કરણી એજ બ્રિટિશરાજ્ય પદ્ધતિનું નિશ્ચિત ધોરણ, એવું તેમના મનને લાગ્યું. સરકારના આ કૃત્યના જવાબમાં સર્વ 'પરદેશી વસ્તુનો બહિષ્કાર' કર્યો. જે જે કંઇ વિદેશી, તે સર્વનો બહિષ્કાર એમ ઠરાવ્યું. પરદેશીથી ચાલતી શાળા અને કૉલેજ સુદ્ધાં અપાંક્ત ગણવામાં આવી. કેટલાક યુવાનોના મનમાં આવ્યું કે બ્રિટિશ સરકારના હાથે અમારૂં કલ્યાણ કોઇ

દિવસ થવાનુ નથી, તે બોલવા ચાલવામાં વિદેશી, તે પણ માણસ છે, સ્વાર્થ અને પોતાનુંજ સુખ એ તેમનામાં પણ કેમ છૂટે ? પોતાનો ફાયદો ન થાય એવી બાબત તેઓ કેમ કરે ? હિંદી લોકોને ઉંચા હોદ્દા આપવા એટલે તેટલા બ્રિટિશ લોકોના ખુંચવા ! હિંદી લોકોને નિઃશસ્ત્ર કરી, ઢીલા કરી મૂકવા એજ તેમનો ઉદ્દેશ. તેમને અંગ્રેજીઓ કરી શુ મળવાનું છે ? 'બળીઆના બે ભાગ' એજ જગતનો ન્યાય ! ભિક્ષાંદેહિ કરવાથી કામ થવાનુ નથી. 'ગરીબને આપો' એમ કહેવાથી કોઇ આપતું નથી. રેલ્વે, તારયંત્ર, ટપાલ વગેરે સગવડ તેમણે કરી, તે શુ આપણે સારૂ ? બિલકુલ નહીં ! પોતાને વાસ્તે. સૈન્ય હોય તો જ્યારે જ્યા જોઇએ ત્યારે ત્યાં લઇ જવાય માટે ! કુવા બંધ કરીને નળ કર્યા, તે શુ અમસ્તા ? વખત આવે આખા શહેરને પાણી વાસ્તે તરફડીઆ મારતું કરવા સારૂ ! આવા આવા ગાંડા અને અસંબદ્ધ વિચારોનો ફેલાવો થયો. સરકારની સાથે અને સરકારી અધિકારીની સામે જુસ્સાથી બોલવુ અને તેમના હાથે શિક્ષા ખમવી એમાં મોટું પરાક્રમ છે એવી સમજણ પસરવા લાગી ! મારામારી અને ખૂન કરો એવું કોઇએ પ્રત્યક્ષ શીખવ્યુ નહિ, પણ એક વખત **નીતિને ખીલેથી છુટીને ઉચ્છૃંખલતાનો સ્વાદ ચાખેલા વાછરડાની પેઠે પછીથી કબજામાં** થોડાજ રહે છે. કેટલાક યુવાન માણસો બેફાટ થયા અને વિદેશી સરકાર અને તેમના અધિકારી સાથે લઢાલઢી કરવી એજ દેશની સેવા છે એવું કેટલાકના મનમાં આવ્યુ ! આખા દેશમાં આ વાવટોળીઓ વાયો ! યુવાન માણસોનો વડિલોપરનો વિશ્વાસ ઉઠી ગયો; અન્યાયની દાદ મેળવવાની જુની રીત નિષ્ફળ લાગવા માંડી. શાંતતા, વ્યવસ્થા, બંદોબસ્ત, સુરક્ષિતતાની જરૂર જણાવા ન લાગી. દારિદ્રય, અસંતોષ, ડાંડાઇ, જેટલી થાય તેટલી સારી, એવુ યુવાન માણસોને લાગવા માંડયું !

આખા હિંદુસ્તાનમાં યુવાન માણસોનાં મન આ પ્રમાણે વમળમાં પડેલાં હોવાથી રાજકીય હીલચાલ સીધી રીતે ચલાવવાનું મુશ્કેલ થઇ પડયુ. સર બી. ફુલરમાં ઇબ્બેટસન જેવા પદ્ધતિવાળા અધિકારીઓને લીધે અડચણોમાં ઉમેરો થયો. અને ચોખ્ખા સ્વરાજ્ય સિવાય તરવાનો ઉપાય નથી એવા એકસરખી બૂમ પડવા લાગી. આવી સ્થિતિમા સરકારે કેટલાક અગ્રેસરોને પકડી કેદ કરવા, 'સિડિશન'નો કાયદો વિશાળ કર્યો, સભાઓ ભરવામાં પ્રતિબંધ કર્યો, પોલિસના હક વધાર્યા વગેરે કૃત્યથી પ્રજાજનનાં મન એવડાં કલુષિત થયા. આવી વિકટ પરિસ્થિતિમાં ગોખલેને હિંદુસ્તાનનો પક્ષ ઈંગ્લાંડના લોકો આગળ રજુ કરવાનો હતો. આવી વિકટ સ્થિતિમા કોંગ્રેસસભાનું નામ તેમને કાયમ રાખવાનું હતુ. એ સઘળું તેમણે કર્યું. આશરે પચાસ દિવસની અંદર ઇંગ્લાંડમાં તેમણે પીસ્તાળીસ સભામાં ભાષણો કર્યા, તેમાં બંગાળા સબંધી સ્થિતિની હકીકત તેમને કહેવી પડતી હતી. પણ સામાન્ય રીતે બ્રિટિશ સરકારે શુ કર્યું છે અને હાલ તુરત શુ કરવાનુ છે ? હિંદુસ્તાનને હમણાં શુ જોઇએ છીએ ? તે આપવા માટે તેની કેટલી લાયકાત છે ? આ પ્રશ્નનો તેમને વિચાર કરવો પડયો. ગોપાળરાવને આ સંબંધમાં ઠીકઠીક તૈયારી કરવી પડી. દરેક સભામાં કોઇને કોઇ બાબત આ સંબંધમા સવાલ કરતુ. તેમને તેના મનનું સમાધાન કરવું પડતુ હતુ તેમનુ ભાષણ હમેશાં મધુર, સંયમ અને વ્યાવહારિક દ્દષ્ટિથી ભરેલુ થતું. તેને લીધે તેના ભાષણનું ઇંગ્લાંડમાં

સારૂં પરિણામ આવ્યું. આ ભાષણો કરવામાં તેમને એટલો શ્રમ પડ્યો કે તેમનું ગળું દુખવા લાગ્યું અને આગબોટ પર જ શસ્ત્રક્રિયા કરાવવી પડી.

તેવી સ્થિતિમાં ગોપાળરાવ હિંદુસ્તાનમાં આવ્યા અને રાષ્ટ્રસભાના અધ્યક્ષ થવા માટે બનારસ ગયા. રાષ્ટ્રસભાનું આ એકકનું કામ ઘણું વિકટ હતું, કર્ઝનશાહીને લીધે ઘણાં અગ્રેસરોનું મન મુંઝવાયું હતું. તથાપિ જે કંઇ વિદેશી તે બધું ત્યાજ્ય એમ ઠરાવવું એ ગાંડપણ છે, એવું ડાહ્યા મગજવાળા પુરૂષોને લાગતું. ગોખલેનું આ વખતનું ભાષણ ઘણું દલીલભર્યું હતું. તેમાં કર્ઝન અને ઔરંગઝેબ વચ્ચે મુકાબલો હતો. બંગાળાના ભાગલા કરવામાં ભૂલ થઈ છે, એવું બતાવ્યું હતું. બંગાળી લોકોએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો એ વાજબી છે, એવું પ્રતિપાદન કર્યું, 'સ્વદેશી'ના વ્રતનું ઉદાત્તપણું સ્પષ્ટ કર્યું હતું, રાષ્ટ્ર સભાના ઉદ્દેશ સ્પષ્ટ શબ્દોમાં કહ્યા હતા. અને રાષ્ટ્રસભાએ કયા રાજકીય સુધારાપર પોતાનું સઘળું બળ એકત્ર કરવાનું તે બતાવ્યુ હતું. આ ભાષણમાં ગોખલેના ચાર ગુણ સ્પષ્ટપણે દેખાતા હતા. તેમનું નિડરપણું, સર્વ પક્ષને સંભાળવાની તેમની હાથોટી, પવન કઇ દિશામાં વાય છે તે પારખવાની તેમની શક્તિ, અને સ્વદેશના ઉત્કર્ષ સંબંધી કાળજી એ તેમના પ્રત્યેક વાક્યમાં ભરેલાં હતાં.

૧૯૦૬ ની સાલમાં લૉર્ડ મીંટોની કારકીર્દિમા ગોપાળરાવનુ પહેલું ભાષણ જમા ખર્ચના ખરડાપર થયું. તેથી મિન્ટો સાહેબપર ઉત્તમ છાપ બેઠી. 'જમીન પરનો કર ઓછો કરો, અખતરા ખાતર કોઈ કોઈ ઠેકાણે ખેડુતોને ઋણમુક્ત કરો, અને પછી જમીન વેચવાનો તેમનો હક્ક મર્યાદિત કરો, ઈજીપ્તમાં છે તેવી ખેડુતોની પેઢીઓ બેંકો ઉભી કરો, નહેરોમાં સુધારો કરો, શાસ્ત્રીય પદ્ધતિએ ચાલતી ખેતીને ઉત્તેજન આપો, ઉદ્યોગ ધંધાના શિક્ષણમાં વધારો કરો, પ્રાથમિક શિક્ષણ ફરજીઆત અને મફત કરો, આરોગ્ય વધારનારાં કામો હાથમાં લ્યો, આ બધી તેમની માગણીઓ હતી. પહેલાંની કારકીર્દિમાં બ્રિટિશની સત્તાના સ્વરૂપ વિશેની, આદર્શની અને સાધ્ય વિષયની કલ્પના યુવાન વર્ગના લોકોમાં ફરી ગઇ છે, અને ઉગ્રલડે પ્રથમ કરેલાં મોટાં કાર્યો સંબન્ધી વિચારમાં તેમનું મન કબજે રાખવાની શક્તિ રહી નહિ. આ વખતે દાબી દેવાની નીતિથી કામ થવાનું નથી એ ઉઘાડું છે. રાજસત્તા માણસોથી પારકી હોય, પણ અન્તઃકરણમાં, વૃત્તિમાં તો તે સ્વદેશી હોવી જોઇએ. સરકારને દરેક બાબતમાં અમારા હિતાહિતની ફીકર વિશેષ છે, અને અમારી ઇચ્છા અમારા મત માટે સરકારને દરકાર છે એવું અમને લગાડે એવી સરકાર જોઇએ. એવું તેમણે તે વખતે કહ્યું હતું.

૧૯૦૬ ની સાલમાં ગોખલે ફરીથી ઇગ્લંડ ગયા. આ વખતે તેમનો વિચાર પાર્લમેન્ટના વજનદાર મેમ્બરોને મળી અને રાજમંત્રીઓને છુટા છુટા ખાનગી રીતે મળી હવે હિંદુસ્તાનને શા સુધરા જોઇએ છીએ, તે તેમના મનપર બેસાડવાનું હતું પણ બંગાલમાં, મર બી. ફુલર તથા તેના હાથ નીચેના અધિકારીઓના વર્તનથી બંગાળ વધારે ખળભળ્યું અને બંગાળના સંબંધમાં કેટલીક સભામાં ગોખલેને બોલવું પડ્યું. ખાસ જોકી

સાહેબ સાથે તેમને પુષ્કળ વખત મળવુ થયું સર બી ફુલરને પાછા બોલાવ્યાથી ખળ બળાટ કાઇક ઓછો થયો

૧૯૦૬ સાલની રાષ્ટ્રસભા મોટી મુશ્કેલીથી પાર પડી ૧૯૦૭ સાલના ગ્રહણનો વેધ તેને અત્યારથી લાગ્યો હતો 'નિર્ભેળ સ્વરાજ્ય' અથવા 'નિ શેષ બહિષ્કાર' નો પક્ષ બગાળમા ઘણા જોરમા હતો તેમણે રાષ્ટ્રસભા પાસે બહિષ્કારનો ઠરાવ પસાર કરાવી લીધો તે ઉપર બોલનારા એક ગૃહસ્થે તેની વ્યાપ્તિ શાળા માણસો વગેરે સર્વને કર્યાથી ગોખલેને હઠીને તેમને કહેવુ પડ્યુ કે, જે ઠરાવ છે તે ફક્ત બ્રિટિશ માલ પૂરતોજ છે ૧૯૦૫ ની સાલથી રાષ્ટ્ર સભામા ફાટા પડ્યા હતા, તે ફાટા ભેગા કરવાનો પ્રયત્ન અશક્ય હતો ગોખલેએ બનારસની બેઠકમા ફક્ત ફાટાનો દિવસ દૂર કર્યો–લંબાવ્યો રાષ્ટ્ર સભાની બોટ તે વખતેજ ખડક સાથે અથડાઇને ફૂટી જવાની હતી તે તેટના પૂરતુ તેમણે લાગુ કર્યું હતુ કલકત્તાની બેઠકમા પક્ષભેદ વિશેષ સ્પષ્ટ થયો નવા પક્ષનુ જોર ત્યા ઘણુજ ચઢ્યુ અને એ કામ હવણાજ હાથથી ગયુ એમ પુષ્કળ માણસોને લાગ્યુ ગોખલેને ઘણીજ ચિંતા થવા લાગી મતભેદના કરતા માર્ગભેદજ ભયકર થયો દાદાભાઇ નવરોજી જેવા ગૃહસ્થની અધ્યક્ષસ્થાનની આજ્ઞા લોપવી, ભાષણો સાભળવા નહિ સભામા તોફાન મચાવવુ, આવા માર્ગનું અવલબન કરવાનુ નવા પક્ષે કર્યું સખ્યાનું બળ ! હોય એટલે ભુજના બળપરજ જોર રાખવુ પડે છે તેવુ તેમણે કર્યું જ્યા સુધી મતભેદનો તોડ ધોરણ અને મધ્ય માર્ગે થતો ત્યા સુધી તેમને બીવાનું નહોતું, પરતુ તે મેતાલ થયુ તો થઇ ચુ ! રાષ્ટ્ર સભાનુ આવી બન્યુ ! આ મારણથી રાષ્ટ્રસભાના એકનિષ્ઠ નિર્વાહકોની ચિંતા અને ભીતિ સમરણ હતી એવુ આવતે વર્ષ દેખાયુ

૧૯૦૭ ની સાલમા ગોખલેએ ઉત્તર હિંદુસ્તાનમા વ્યાખ્યાનમાળાનું કામ કર્યું ૧૯૦૬ ની રાષ્ટ્રસભામા જે જોયુ તેથી તેમને ઘણું ખરાબ લાગ્યુ પણ કેવળ ચિંતાગ્રસ્ત થઇ બેસી રહ્યાથી શુ થવાનું હતુ ? ઉત્તર હિંદુસ્તાનમા ફરી યુવાન વર્ગને ઉદ્દેશીને હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિ સમધમા વ્યાખ્યાન આપવા અને યુવકોના વિચારોને ઇષ્ટ માર્ગે વાળવા, એવો તેમણે વિચાર કર્યો હિંદુ મુસલમાન બન્નેએ તેમને ઘણીજ મહેનત આપી હતી અને આ પ્રાન્તમાજ તે વિશેષ પડી હતી

પોતાના ભાષણોને સારુ ગોખલે ફેબ્રુઆરી મહીનામા નીકળ્યા તેમના વ્યાખ્યાનનુ એટલુ પરિણામ આવ્યુ કે તે જ્યા ગયા ત્યાં એકાદ રાજાને જેવુ માન મળે તેવુ તેમને માન મળ્યુ. અને મુસલમાનના મનને પણ સતોષ થયો એટલુજ નહિ પણ તેમના પોતાના મનમાનો અસતોષ ઘણો કમી થયો

સુરતની રાષ્ટ્રસભામા તોફાન થયુ અને હિંદુસ્તાનમા જગાએ જગાએ હારી થઇ રાષ્ટ્રસભા નામશેષજ થવાની–મરી જવાની પણ નિર્વાહકોએ સમયસૂચકતા વાપરી આવેના પ્રસગનો ઉકેલ કાઢ્યો આ પ્રસગે ગોપાળરાવને અતિશય ખગબ લાગ્યુ આપણે શ્યા છીએ ને શુ કરીએ છીએ એ આપણુને ક્યારે સમજાશે ! દેશના યુવકોનો જુસ્સો, ઉત્સાહ

અને ઉચ્ચ વૃત્તિ એ સઘળાનો ખોટે રસ્તે ઉપયોગ થાય 'તો દેશનું ભવિષ્ય કેવું થાય ? વગેરે વિચારથી તેમનું મન કાયર થયું. ભારે કષ્ટથી તેમણે અમાવાસ્યાનો અંધકાર દૂર કરી મનને શાન્ત કર્યું, અને પાછા પોતાને કામે લાગ્યા. તથાપિ ત્યારથી રાષ્ટ્રસભાના સંબંધમાં તેમને કોઇ પણ દિવસ નિર્ભયતા લાગી નહિ. ટેવટ પર્યન્ત જાગૃત મનવાળા માબાપની પેઠે રાષ્ટ્રસભા સંબંધમાં તેઓ અતિશય જાગૃત રહેતા, અને પોતાના એક પણ કૃત્યથી તેને નુકસાન ન પહોંચે, તે માટે કાળજી રાખવા લાગ્યા. ૧૯૦૮ ની સાલના બજેટપરના ભાષણમાં તેમણે ફરીથી સરકારને ઇસારો કર્યો કે રાજ્યકારોબારમાં સુધારો કરવાનો છે તે જલદીથી કરો; આ વખત અણીનો છે; વખતસર સુધારો જાહેર કરી લોકોનો અસંતોષ અને નિરાશા દૂર નહિ કરાય તો કેટલી અડચણ ઉત્પન્ન થશે, તે અત્રે કહેવું મુશ્કેલ છે. લૉર્ડ મિન્ટોનું હૃદય સહાનુભૂતિથી ભરેલું હતું, તો પણ તેમનામાં પોતાનું જોર જોટલું જોઇએ તેટલું નહોતું. તેટલા માટે જે કરવું તેમાં જે લાગે તે તરત કરી નાંખવું એવું તેમના હાથે થતું નહોતું. કર્ઝન સાહેબની ધમધમાટ અને ઉતાવળાપણાનો ડોળ તેમનામાં નહોતો. તે કારણથી જે કરવું તે જોઇ વિચારને ગંભીરતાથી તપાસી કરવું એવું તેમના સંબંધમાં બનતું.

ગોખલેની માગણી પ્રમાણે ૧૯૦૮ ની સાલના પાછલા ભાગમાં સરકાર તરફથી સુધારો જાહેર થયો; પણ તે સુધારો જાહેર થતો હતો તે સુમારમાં હિંદુસ્તાનનું રાજકીય વાતાવરણ બદલાવા લાગ્યું. બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ, વગેરેનાં ભાષણ અને લેખથી નવા પક્ષનો અને યુવાન વર્ગનો અસંતોષ બળવત્તર થયો. પંજાબમાં થએલી હકીકતથી લાલા લજપતરાય અને અજીતસિંહ બન્નેને પકડવામાં આવ્યા. મદ્રાસ તરફ એક ગામમાં તોફાન થયું મેમનસિંગમાં મુસલમાનના ધર્મના ઝનુનથી કાંઇ અનન્વિત બાબત થઇ, રાજકીય અગ્રેસરોમાં વધારે ફુટ ફેલાવવા લાગી અને આખા હિંદુસ્તાનમાં આકાશ એટલું કાળું લાગવા માંડ્યું, કે વીજળીનો ગોળો ક્યાં પડશે તેની કોને ખબર એવો ભય લાગવા માંડ્યો. અરાજકપંથવાળાનાં તત્ત્વ હિંદુસ્તાનમાં પ્રસર્યા, બોમ્બ આ દેશમાં આવ્યા અને તેથી ભયંકર સ્વરૂપ દેખાવા લાગ્યું.

૧૯૦૮ થી ૧૯૧૪ એ વર્ષોમાં ગોખલેના માથા પર કામનો બોજો ભારચક હતો. 'અધિકાર વિભાગણી' કરવાને તેમણે એક કમિશન માગ્યું હતું તે મંજુર થયું, અને તે આગળ તેમની સાક્ષી થઇ. જે સુધારો અમલમાં આવ્યો, તે ઘણુંખરૂં તેમની મહેનતના જ પ્રતાપે તેમાં મુસલમાનો માટે કરેલી વ્યવસ્થા હાલ પૂરતી પણ માન્ય કરવા માટે હિંદુ અગ્રેસરોનાં મન તેમને મનાવવાં પડ્યાં, વધતી જતી મોંઘવારીની તપાસણી કરવા સારૂ એક કમિટિ નીમવાની આવશ્યકતા તેમણે સરકારને બતાવી આપી. આ સઘળામાં ગોખલેનું મોટું કામ મફત અને ફરજીઆત કેળવણી સારૂ આખા હિંદુસ્તાનમાં . ચળવળ કરી તેના જોરપર હિંદુસ્તાન સરકારની કૌન્સિલમાં એક ઠરાવ લાવી સરકારનું શિક્ષણવિષયનું ધોરણ બદલવા જેવું છે, એ હતું. ગોખલેએ કૌન્સિલ આગળ ઠરાવ મૂક્યો, ત્યારે કરેલા ભાષણની તૈયારી ઘણી સચોટ કરી હતી. તેમના ભાષણથી વિરૂદ્ધ પક્ષના માણસોની પણ ખાત્રી

થઈ કે તત્વત. માગણી બરોબર છે. ઠરાવ પાસ થયો નહિ, પણ શિક્ષણ પ્રસાર સારૂ મંજુર થવાની રકમ દર વર્ષે વધવા લાગી અને શિક્ષણ સંસ્થાઓને સરકારી વહેંચણી મોકળે હાથે થવા લાગી

આ વખતે કેટલાક દુરાગ્રહી યુવાન વર્ગ તરફથી થતા અત્યાચાર અને તેથી દાબી દેનાર ધોરણના કાયદા થયા તેથી ગોખલેના મનને ઘણો સંતાપ થયો. તે કાયદાની વિરુદ્ધ પડવાનું તેમને જરૂરનું હતું. પણ દેશમાં ચાલનારા અત્યાચારથી તેમના હાથ બંધાયા સરખા હતા. તેમ છતાં તેમણે પોતાનો ઉદ્યોગ ચાલુ રાખ્યો. રાજકીય ઘટનામાં તેમના પ્રયત્નને લીધે ઘડાએલા સુધારામાં કૌન્સિલમાં વધારો, બિનસરકારી સભાસદોનું પ્રાન્તિક કૌન્સિલોમાં આધિક્ય હોવાનું ઉદારપણું, કૌન્સિલમાં સ્વતંત્રપણે ઠરાવ લાવવાનો હક અને વિશેષમાં રાજ્યવહીવટી મંડળમાં એક હિંદી સભાસદનો પ્રવેશ, એટલી બાબત વિશેષ મહત્વની છે. હિંદુસ્તાનની રાજ્યઘટનાના ઇતિહાસમાં આ સુધારાને લીધે ગોખલેનું નામ કાયમ રહેશે એમાં તલ માત્ર શંકા નથી. બીજો ઇષ્ટ સુધારો તેમના પ્રયત્નથી થયો, તે એ કે સ્ટેટ સેક્રેટરીની કૌન્સિલમાં એક હિંદી સભાસદની નિમણુંક.

સરકારી દફતરમાં દાખલ થનારી આ બાબતો ઉપરાંત જેનો કોઈ પણ દફતરમાં ઉલ્લેખ થાય નહિ એવી ગોખલેએ પુષ્કળ બાબતો કરી છે. આ પછી વિશેષ મહત્વની મુસલમાન ભાઈઓના રાજકીય ધોરણની દિશા પોતાની કોમને માટે હતી તે બદલી રાષ્ટ્ર માટેની કરી તે છે. મુંબઈની સભામાં નામદાર આગાખાને સ્પષ્ટ કહ્યા પ્રમાણે 'મોસ્લેમ લીગ'ના ઉદ્દેશ અને હેતુઓનો રાષ્ટ્રસભાના ઉદ્દેશ અને હેતુઓ સાથે મેળ બેઠો તેનું માન નામદાર ગોખલેને આપવું જોઈએ. પોતે હિંદુ નથી મુસલમાન નથી એમ એમણે જાહેર કર્યું. ગોખલેની કીર્તિનું, તેમની શુદ્ધ સ્વદેશભક્તિનું અને નિઃસ્વાર્થ રાષ્ટ્રસેવાનું પરિણામ મુસલમાન ભાઈઓ પર ઘણું થયું, અને ગોખલે તેમના અગ્રેસર છે એવું લાગવા માંડ્યું. મોર્લે મિન્ટોની સુધારણા સારૂ ઇંગ્લંડમાં જો કાંઈ તેમના મનમાં ખટકતું હોય તો તે એ કે હિન્દુસ્તાનમાં કોમ કોમ વચ્ચેના વૈમનસ્યને લીધે રાષ્ટ્રીય કાર્યને થનારી અડચણ ! સર્વ હિન્દુસ્તાનનો એક મતનો ટેકો, એટલે કેટલું સામર્થ્ય ! પણ તેજ હિન્દુસ્તાનમાં રાજકીય બાબતમાં અનેક મત અને અનેક પંથ થવાથી રાષ્ટ્રકાર્ય લગડું પડી જાય છે, ને કાંઈનું કાંઈજ મળતું નથી એ પગલે પગલે વળી તેમના અનુભવમાં આવવા લાગી. આથી હિંદુ-મુસલમાનમાંજ શું પણ રાષ્ટ્રસભા સંબંધી ઉપસ્થિત થયેલા બે પક્ષોમાં પણ દેખાતી ફાટફૂટ દેખાવી ન જોઈએ, સર્વએ એક વાવટા નીચે એક થવું, ને જે કાંઈ મેળવવાનું તે એકતાથી મેળવવું, એમ તેમને ખરું લાગતું. દક્ષિણ આફ્રિકામાંની લડાઈ વિશેની તજવીજ કરવા ગોખલે ત્યાં ગયા હતા, ત્યારે પણ તેમને ત્યાં આ જ લાગ્યું હતું.

'પબ્લિક સર્વિસ કમિશન'માં કામ કરતાં હિંદી કમિશનર તરીકેની સત્તાથી બીજા કમિશનરો સાથે તેને કેટલું લડવું પડ્યું, અને આખા હિન્દુસ્તાનની તરફેણમાં જે મત સાચવવો જોઈએ તે સિદ્ધ કરવા માટે મારેલી લડાઈને લીધે બીજા કમિશનરો પાસે આવનારા આક્ષેપોનું ખંડન કરતું તેને કેટલું કઠણ પડતું એની જેમને કલ્પના હશે તેમને ગોખલેને અંદર અંદરની

Rge. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ સંવત્ ૧૯૭૨

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા.બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્એલ.બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.



---

ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ સોમનાથે છાપ્યું.
ગેરબાગ-કાળુપુર—અમદાવાદ.

## લવાજમ.

લવાજમ મર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું—વસંત ઑફિસ.—અમદાવાદ.


---

Rge. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ સંવત ૧૯૭૨

## 'વસન્તે ખેલ ખેલીશું'.

સબુર કરજે ભ્રમર હમણાં,
મધુકર તું સબુર કરજે;
સરસ સરસીજથી શોભે,
વસન્તે ખેલ ખેલીશું. ૧.

નથી ખીલી લતા લીલી,
નથી માધવી, જુઈ, જાઈ;
ભૃંગો ગુંજાર કરતો રહે,
વસન્તે ખેલ ખેલીશું. ૨.

પ્રભુ નટવર દીનોના નાથ
તણું સૌંદર્ય જ્યાં વરસે;
ખીલે ચેતન અને જડ ત્યાં,
વસન્તે ખેલ ખેલીશું. ૩.

અગર જ્યાં પ્રેમ વરસે છે,
'સ્ત્રીઓ સન્માન પામે છે'
તહીં આનંદમાં પ્રેમે,
વસન્તે ખેલ ખેલીશું. ૪.

ભ્રમર ગુંજારથી શું રે !
'સુપ્રેમી અલ્પભાષી છે'—.
સમજ, ધીરો થજે ભ્રમરા,
વસન્તે ખેલ ખેલીશું. ૫

'બૅરોડા કૉલેજ'.
તા. ૧૨-૩-૧૫

"આશા."

---

## ગુર્જર–ભૂમિનું આવાહન.

( રાગ કલ્યાણ ત્રિતાલ. )

ગુર્જર–સાહિત્ય–ભક્તજન ! આવો પૂજવાને:
આવો પૂજવાને સ્નેહે દેવી શ્રી રીઝાવવાને:
પધારોજી ! આજ સહુ એ વ્હાલે પૂજવાને.—ગુર્જર૦

પ્રેમ શૌર્ય અંકીત કવીવર
નર્મદ તણી શૈલી સુરચીકર: (૨)
દેશજ સાહિત્ય પ્રથમ એ ધર્યો પ્રેરવાને.—ગુર્જર૦

આદકર નવલકથાનો
નન્દન એ નન્દ બધાનો: (૨)
બનીયો બહુ પૂજ્ય, દીધો એ જય વાધવાને.—ગુર્જર૦

ગુર્જર–ભૂમિમાં આદિ વિવેચક
નવલ રત્ન નવલું બલ પ્રેરક: (૨)
ધરાયુ એ વૃદ્ધિ વાઙ્મયે વધુ સ્થાપવાને.—ગુર્જર૦

સજ્જન સાક્ષર નર નારી
રત્ન જગત ખોળે ધરનારી: (૨)
ગરવી એવી ભૂમિ આ વધાવે બધાને.—ગુર્જર૦

આવાહન સુદીનતામય
આરાધન પરમભક્તિમય: (૨)
કરીએ સહુ સાથ ગિરાનું શ્રેય થવાને.—ગુર્જર૦

વિદ્યુદ્વિલાસ. ભારતભક્ત ભરત.

---

# પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌.

## પ્રમુખપદથી સુરતમાં રા. નરસિંહરાવ ભોળાનાથે આપેલું ભાષણ.

तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयो

धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

**સાહિત્યસેવાપરાયણ અને વિદ્યાજિજ્ઞાસી બન્ધુઓ તથા ભગિનીઓ!**

આપણી આ પાંચમી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદનું માન અને જવાબદારી મ્હારે શિર અર્પવા માટે આપ સર્વનો હું અન્તઃકરણથી ઉપકાર માનું છું.

ઉપોદ્ઘાત. ગુજરાતી સાહિત્યપરિષદ્ ભરવાની યોજના પ્હેલ પ્રથમ ઇ. સ. ૧૯૦૫ માં અમદાવાદની સાહિત્યસભાના તન્ત્રાધિકારીઓએ મ્હારી આગળ વાતપ્રસંગે પ્રગટ કરી તે વખતે એ ઉચ્ચાભિલાષી પ્રયાસ માટે તે ક્ષણે તો સંકોચ, અશ્રદ્ધા અને કાંઈક અંશે સફલતાની સિદ્ધિ વિશે ભય-હેવા ભાવ મ્હારા મનમાં થયા હતા. થોડા માસમાં જ એ પ્રથમ પ્રયાસના વિજયે એ લાગણીઓને શમાવી દીધી. એ પ્રથમ પરિષદ્‌નું પ્રમુખસ્થાન ગુર્જર વિદ્વાનો અને કવિયોમાં અગ્રેસર ગોવર્ધનભાઇને યથોચિત રીતે અપાયું હતું. એ પ્રસંગે મ્હારા સ્વપ્નામાં પણ આવ્યું ન્હોતું કે ભવિષ્યમાં એ પદવીનું માન મ્હને આપવામાં આવશે. કાલક્રમે અને કાલબળે ગુર્જર સાહિત્યના રસિક વર્ગે એ સ્થાનમાં મ્હને બેસાડવાનું ઉચિત ધાર્યું તો એ પસંદગીને આજ્ઞારૂપ માનીને મ્હારે કર્તવ્યનો ભાર સ્વીકારવા શિવાય બીજો માર્ગ જ ન્હોતો; મ્હારી ઇચ્છાને ગૌણ સ્થાન આપી આપ સર્વની ઇચ્છાને પ્રધાનપદ આપ્યા વિના છુટકો જ ન્હોતો; અહિં વિકલ્પને અવકાશ જ ન્હોતો. આ સ્થિતિમાં, જેવો છું ત્હેવો, આપ સર્વની સમક્ષ આ સ્થાને હું ઊભો છું; ગુર્જર સાહિત્યની સેવાના આ સત્રમાં મ્હને સોંપેલાં કાર્ય, આપ સર્વની સમભાવભરી સહાયતાથી, પાર પાડી સકાશે તો હું તત્કાળ કૃતકૃત્ય થયો એમ માનીશ.

આ આપણા આરમ્ભને સત્રનું નામ ભારે લાગે તો ક્ષણભર ચિન્તન કરી જોશો. પ્રાચીન કાળમાં આપણા પૂર્વજો જે યજ્ઞનાં સત્રો માંડતા હતા તે જેમ ઇષ્ટ દેવતાને

પ્રીત્યર્થ યત્ન કરતા હતા તેમ આજ આપણે આપણી ઇષ્ટ દેવતા—સરસ્વતી દેવી—ને આરાધવા શુ એકત્ર થયા નથી ? આપણા સત્રને વિશે રૂપ આપણે આપી સકિયે એમ છે આ સત્રમાં યજ્ઞબલિ તરીકે દ્વેષ, ઈર્ષા, અહતા ઇત્યાદિ પશુઓને હોમી દઈશુ, કીર્તિ, ધન, ઇત્યાદિ લાભને ઇષ્ટ લક્ષ્યની બ્હાર રાખીશુ, અને કામ્ય કર્મ જેવી આ ઇષ્ટિ નહિ પણ નિષ્કામ સરસ્વતીપૂજા એ જ આ સત્રનુ વિશિષ્ટ લક્ષણ બનાવીશુ હાલા મહાન્ સત્રમા ઋત્વિજોની પદવીમા મ્હારુ સ્થાન બ્રહ્માના અધિકારનુ જ આપે રાખ્યુ છે તે એક દૃષ્ટિએ, અલ્પ શ્રમના ભાગને લીધે, સુખકર છે, તેમ અન્ય દૃષ્ટિએ, यज्ञस्य हैष भिषग् ब्रह्मा એ બ્રહ્માનું કર્તવ્ય જોતા વૈદ્યને શિર જે જવાબદારી રહેછે તેથી વિષમ કર્તવ્યથી ભરેલુ પણ છે, આશા એટલી જ રાખુછુ કે આપણા સત્રમા એ વૈદ્યકાર્યનો પ્રસગ જ ઉપસ્થિત થવા નહિ પામે, એ આશા સફળ થવી એ આપ સર્વના સૌજન્ય ઉપર આધાર રાખેછે અને એ સૌજન્ય ઉપર મ્હારો પૂર્ણ વિશ્વાસ છે વળી યજ્ઞના સમારભમા બ્રહ્માની કને તો સર્વજ્ઞપણાની અપેક્ષા રખાય, તે વિષયમા ઊનતા મ્હારામા જણાશે એ મ્હને ભય રહેછે, પરતુ ત્હમારા સર્વના સ્નેહ ભાવનો વિચાર આવતા એ ભયનું જોર બહુ અશે નરમ થઈ જાયછે

આ સ્નેહભાવને સ્થળ, કાળ, પ્રસગ ઇત્યાદિની મર્યાદા છે, અને તેથી તેની તા જ ઉપર આધાર ન રાખતા, જ્ઞાનના પ્રદેશમા પરિક્રમણ કરનારાઓને ઉચ્ચ માર્ગમા ગમનારી એક બીજી ભાવના ઉપર હુ વધારે મળથી ભાર મૂકી તે તરફ આપ સર્વનુ ખાસ ધ્યાન ખેચુછુ વિદ્યા જ્ઞાન, સાહિત્ય—એ સર્વ માનવ જાતિના બુદ્ધિરૂપ ઉચ્ચ વ્યાપારવિષયમા પ્રત્યેક વ્યક્તિને સાચુ પ્રેરક બળ શુ છે ? સત્યનું અન્વેષણ, અનન્ય ભાવથી, સત્ય તરફ પ્રેમથી, અન્વેષણ એ જ તો એ અન્વેષણમા જે જે અભ્યાસીઓ નિર્મમ ત્વથી પ્રવૃત્ત થાયછે ત્હેમના મનમા પરસ્પરસહકારિતાનુ ગમ એ સહકારિતાના ભાવનુ મળ, હોય તો અને તેથી જ એક બીજાની ઊનતાઓ મન્દુભાવથી, સહકારિતાથી, પૂરી સકાય છે પ્રત્યેક જણ એ અન્વેષણમા પોતપોતાની શોધક દીપિકા લઈને પગલા ભરેછે, અને અન્ય મિત્રોની દીપિકાઓ હોલવી નાખવાની કલ્પના જ મનમા નથી આવતી ઊલટુ પોતાની દીપિકાથી ત્હેમા પ્રકાશ ઉમેરવો, ખનના સ્થાન, ખાડા, હોય તે દર્શાવવા, અથવા બીજી દિશામા અન્ય જન્તુ જતો હોય તો તે મટે ચેતવણી આપવી,—એ હેતુ જ પ્રેરક છે આ દૃષ્ટિ રાખવાથી ભ્રમ, મ્હારુ ત્હારુ સ્વભાવને સુલભ રાગદ્વેષ, એ સર્વનો લોપ થાયછે જ્ઞાન અને સત્યના અન્વેષણમા સતત પ્રવૃત્તિ રાખનારાઓમા આ ભાવના તરફ જ પ્રીતિ હોયછે, તો આજ આપણે એ વિષય મટે વિશેષ પ્રસગનો સમારમ્ભ આદર્યોછે ત્હેમા એ જ પ્રેરક બળ—સત્યનુ અન્વેષણ, એ અન્વેષણમા સહકારિતાનો ભાવ એ ભાવની અનન્યતા એ પ્રેરકબળ—વિશેષ ઉલ્લાસથી આપણને પ્રવૃત્ત કરશે એ આશા વ્યર્થ નહિ ગણાય આપણે સર્વ સરસ્વતી દેવીના સહચારી ભક્તો છિયે, એ દેવીનો પ્રસાદ કોઈને વધારે મળે, કોઈને ઓછો મળે, કોઈને મળે નહિ, એમ ચાલ્યુ જાય એક શ્રુતિવચન છે કે—

પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ.



રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા.

उतत्वः पश्यन्न ददर्शवाचमुतत्वः शृण्वन्न शृणोत्येनाम् ।
उतो त्वं स्मै तन्वं १ विसंस्रे जायेव पत्यं उशती सुवासाः ॥

(ઋગ્વેદ ૧૦, ૭૧-૧, ૪)

(વાગ્દેવીને એક જણ જુવેછે છતાં દેખતો નથી; બીજો હેને સાંભળેછે છતાં સાંભળતો નથી; પ્રેમવશ પત્ની સુન્દર વસ્ત્રો ધારેલી પોતાના પતિની આગળ પોતાનુ રૂપ દર્શાવેછે તેમ વાગ્દેવી વળી ત્રીજાને પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ કરેછે).

આ કારણથી એ દેવીના સ્વરૂપદર્શનનો લાભ આપણા અન્ય બન્ધુઓ જે તે જોવાને વધારે ભાગ્યશાળી છે હેમની પાસેથી લેવાને શા માટે તત્પર નહિં રહિયે ! હેવા અન્ય બન્ધુઓમાં પણ પોતપોતે કરેલા દર્શનના અનુભવોની સરખામણી કર્યાથી લાભ થાય એ જ સહકારીભાવે શા માટે ન લેવો ?

સુરત અને સાહિત્ય સેવા.

આ ઊંચી ભાવનાથી પ્રેરાઈને આજ આપણે ગુજરાતી સાહિત્યપરિષદ્‌ની પાંચમી બેઠક આ પ્રાચીન નગરમાં ભરીછે. સુરતનો પ્રાચીનતાનો હક આ પ્રસંગને માટે બહુ સંગત ના ગણાય. પરંતુ સાહિત્યસેવાનો ઇતિહાસ વાંચીશું તો એ દૃષ્ટિથી સુરતનો હક સ્થાપવાને માત્ર એક નામ—મ્હોટા અક્ષરે લખવાનું નામ—બસ છે,——નર્મદ કવિ. જે જમાનામાં કવિનો ધંધો તે ઉદરનિર્વાહનું સાધન ગણાઈ તે હીન ભાવનાની સાથે અવશ્ય જોડાયેલા કેટલાક આત્મગૌરવવિરોધી ગુણો પ્રગટ થતા હતા; રાજાની સ્તુતિ, રાજ્યના અમલદારોની ખુશામદ, એ હલકા ભાવોથી કવિના બહુ બહુ વાર પ્રેરાતી હતી; સરસ્વતીને દેવીપદમાંથી ભ્રષ્ટ કરી દાસીપદ અપાતું હતું;—તે જમાનામાં એ દેવીની અનન્ય ભાવથી, આત્મગૌરવના બળથી ઉત્તેજિત થઈ, દેશસેવાના ઉત્સાહથી ઊભરાઈ જઈ, આપણા ગુર્જર સાહિત્ય ક્ષેત્રમાં સેવા કરનાર નર એક નર્મદ જ હતો. કવિ તરીકે હેનામાં ઘણી ઊનતાઓ હશે; ભલે, તે આપણો પ્રશ્ન નથી. પરંતુ ઉપર દર્શાવેલા ગુણોથી સાહિત્યસેવાને ગૌરવને ગૂંગળાવનારા રાજદરબારના પ્રદેશમાંથી કાઢીને વિશુદ્ધ ભાવના વાતાવરણમાં મૂકનાર કવિ નર્મદાશંકર આ સુરત શહેરના ઇતિહાસમાં અસાધારણ દીપ્તિથી દીપનાર નક્ષત્ર તરીકે આપણા સાહિત્યના વ્યોમમંડળમાં ચિરકાળ સ્થિર રહેશે. અસહાય, આત્મબળ ઉપર જ ભરુંસો રાખનાર, નર્મદ ગમે ત્હેવો પણ આદિ પ્રયાસના ગુણોથી ભરેલો ગુજરાતી ભાષાનો કોશ કર્યોછે. તે પછી આજ સુધી એ દિશામાં ઊનતાપૂરક પ્રવૃત્તિ કોઇની પણ થઈ છે ખરી? માત્ર કોશથી જ નહિં, પણ ગદ્યપદ્યમય અનેકાનેક કૃતિયોથી, નવીન ભાવનાના ઉત્સાહબળ વડે પ્રેરાયલી કૃતિયોથી, પોતાની આસપાસ વિશાળ મંડળમાં એ ભાવનાનો તેજસ્વી સંપર્ક લગાડીને સાહિત્યપ્રવૃત્તિનો ઉચ્ચ અધિકાર સ્થાપીને, નર્મદ કવિયે ગુર્જર સાહિત્યની અનન્ય સેવા કરીછે.

આ નર્મદ કવિનુ સમર્થ લેખનીથી જીવન આલેખનાર માર્મિક ભાષાની સંક્ષિપ્ત શૈલી ઉપર પ્રભુત્વ ધારણ કરનાર, ઠરેલ વિવેચનો લખનાર અગ્રણી વિવેચક અને ગંભીર કવિત્વવાળી રચના રચનાર નવનરામભાઈનુ નામ આ સાથે જ ખડુ થાયછે સુરતના એ વતની હતા, પરન્તુ હેમનુ સાહિત્યપ્રવૃત્તિનુ જીવન તળ ગુજરાત અને કાઠિયાવાડમા બ હુ ભાગે ગયુ હતુ તેથી સુરત સાથેનો હેમનો સમ્બન્ધ કાઇક અંશે શિથિલ ગણાય પરન્તુ આરમ્ભકાળના સાહિત્યના સરકાર સુરતમાથી અને સુ તના એકલવીર નર્મદના સબ ધમ થી સધાયા હતા તે દૃષ્ટિયે હેમની નામગણના અહિ અસ્થાને નથી નર્મદ કવિની અગ્નિજ્વાળામાથી બીજા સ્ફુલિગો અનેક ફુટી નીકળેલાની ગણના કરવાની અહિ જરૂર નથી સુરતને સાહિત્યના ઇતિહાસમા માનનુ સ્થાન આપનાર આ બે સમય વ્યક્તિનો જ બસ છે પરન્તુ ન દશકર તુળજાશકર મહીપતરામ રૂપરામ, દુગા રામ મહેતાજી એ તેજસ્વી વ્યકિતઓનો સુરત જોડેનો સમ્બન્ધ ભૂલવાનો નથી અને હેમની ગણના નર્મદ અને નવન એ યુગ્મની સાથે સમાન ભૂમિમા જ કરવાનીછે

એ સમર્થ સાહિત્યસેવકો પોતાની તરફની સેવા બજાવીને આ જીવનમાથી
ચાલી ગયાછે, હેમની સેવાના ફળનો લાભ આપણે લેવાનુ નહિં
વૃત્ત ક ભૂલિયે તો હેમની કદર કાઇક અંશ આપણે જાણી એમ ગણાશે
આ સરસ્વતીભક્તોને વિશે આ રીતે બોલતા છેવટની સાહિત્ય

પરિષદ્ પછી આજ આપણે મળિયે છિયે તે વચગાળામા આપણે ખોયેલા અન્ય વિદ્વજ્જનોનુ સ્મરણ થયા વિના નહિ રહે દિવાન બહાદુર અમ્બાલાલ સાકરલાલ વડોદરાની સાહિત્યપરિષદ્મા આપણને પ્રોત્સાહન આપવા માટે હાજર રહ્યા હતા હેમનુ સ્થાન આજ ખાલી છે એ જોતા કો'ને ખેદ નહિ થાય ? રાજકોટમા સાહિત્ય પરિષદ્નુ પ્રમુખસ્થાન હેમને મળ્યુ તે સમયે હેમની યોગ્યતાથી અજાણ્યા ગણુતર વર્ગ તરફથી હેમને જે અ વાય મળવા હતા તે હેમના તે પરિષદ્ વખતના ગભીર વિચાર પૂર્ણ અને સૂચક ભાષણે તેમ જ પ્રમુખપદથી કરેલા કામે તદ્દન વિલુપ્ત કર્યાં હતા તે સર્વના સ્મરણમા હશે કવિતા કે નાટકો લખ્યાથી જ સાહિત્યપરિષદ્ના પ્રમુખપદ ની યોગ્યતા પ્રાપ્ત થાય એ સ કુચિત કલ્પના છે ગભીર ચિન્તન, સાહિત્યના વિકાસ માટે તનમનથી પરિશ્રમ, ઇત્યાદિ ગુણો અમ્બાલાલભાઇનામા ન્હોતા એમ કોણ કહી સકશે ? પરન્તુ અત્યારે હેમની યોગ્યતા માટે હિમાયત કરવાનો પ્રસગ નથી હેમની ખોટય આપણને ખરેખરી પડી છે એ હુ કહુછુ તે એ મ્હારા પૂજ્ય ગુરુ હતા તેથી અને તેથી ઉત્પન્ન થતા ભક્તિભાવથી જ કહુછુ એમ નથી સર્વ સુજ્ઞો એ ખોટ પડયાનુ સ્વીકારશે જ એમ માનુછુ આપણા આજના પરિષદ્ના કાર્યમા એ અને અન્ય પરલોકવાસી સાહિત્યસેવકોના આત્માઓનુ આવાહન કરીને આરમ્ભ કરીશુ

આપણે લાભ પક્ષ પણ જોઇયે પ્રત્યક્ષ દૃષ્ટિમા પડે તેમ એ નહિ હોય પરન્તુ સમભાવ સાથે નિરીક્ષણ કરીશુ તો જણાશે કે આપણા કાર્યમા સહાય કરનાર યુવક

મંડળ છે હેમાંથી અનેક નવીન ઉત્સાહબળથી, નવીન બુદ્ધિબળથી અને નવીન વિદ્યાબળથી ભવિષ્યમાં સાહિત્યપરિષદ્‌ને પુષ્ટ કરનારા નીવડશે હેવા છે; હેમની નામગણના આ પ્રસંગે કરવાથી હેમને જ અન્યાય થાય માટે હેમની ઉત્સાહભરી સહાયતાનો સ્વીકાર કરીને જ મૌન રાખુંછું.

એક અભ્યર્થના.

મ્હારા આજના ભાષણ માટે ત્હમે જો મ્હોટી મ્હોટી આશાઓ બાંધી હશે, તો, લાચાર છું, ત્હમારે નિરાશ થવું પડશે. આજ પહેલાં ચાર પરિષદો થઈ ગઈ તેથી કરીને હું તો એક રીતે પ્રતિકૂલ દશામાં પડેલો છું; એ પરિષદોના પ્રમુખસ્થાને આવેલા વિદ્વાન પૂર્વાધિકારીઓ જે જે કહી ગયા, તે તે બાબતોમાં મ્હારે માટે તો દ્વાર બંધ જ થયાંછે; એ વિષયોની પુનરુક્તિ ના થાય એમ મ્હારે સાચવવાનું વિષમ કામ આવ્યુંછે. તે ઉપરાંત જગત્‌માં જ્ઞાનનો ભંડાર હેવો વધી પડ્યોછે કે સામાન્ય રીતે પણ પૂર્વગામીઓનાં ભાષણોની સરખામણી કર્યા વિના સ્વતન્ત્ર રીતે પણ હું કશું નવીન ભાગ્યે જ કહી સકીશ. પારકું ચોરેલું ઘણે ભાગે દેખો, અથવા તો ચોરેલો માલ નથી એમ ખપાવી દેવાનો પ્રયત્ન કરીને જુનાને નવું રૂપ આપેલું જણાય, તો મ્હને સર્વાંશે દોષ ના દેશો. આ જમાનો ચોરીનો જ છે. આપણે બધા એક દૃષ્ટિયે ચોર જ છિયે, અને આ "ચોરોની પરિષદ્"જ છે—એમ ઉપહાસદૃષ્ટિ વાપરીને જોનાર એક જણે વિનોદમાં એ મથાળાથી એક ઉપહાસલેખ લખ્યો હતો તે અત્યારે નવીન અર્થમાં સ્મરણમાં આવેછે. મ્હારે કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે જ્ઞાનની સામગ્રી આપણી કને આ વ્યાપક વિદ્યાપ્રસારના સમયમાં સર્વસુલભ હોઈ નવીનતાની ઝળક જતી રહેલી, સર્વને પરિચિત વસ્તુ જેવી, ઠેર ઠેર પ્રત્યક્ષ છે. એ સામગ્રીનો ઉપયોગ અપૂર્વ રીતે કરીને, એક જ ઈંટોના સમૂહમાંથી જુદા જુદા નમૂનાના મન્દિર રચી સકાય તે સ્વરૂપે, નવીનતા જો હું આણી સકું તો તેટલે અંશે નવીનતા સાધ્ય છે; એ સાધનામાં શ્રમ અને કળાનો ખપ પડેછે; તે જેટલે અંશે મ્હને આવડશે તેટલે અંશે સિદ્ધિ થશે.

વિદ્યાસેવા ઉપરના આક્ષેપનો પરીક્ષા.

અહિં જરાક થોભિયે. આપણે હાવી પરિષદો ભરીને આપણી સાધનમૂડી વ્યર્થ ખરચી નાંખવાનું મૂર્ખકૃત્ય કરિયે છિયે એમ તો નથી થતું ? પ્રજાના જીવન જોડે અતિ નિકટ સંબન્ધ રાખનારા આર્થિક, રાજકીય, પ્રશ્નો આપણી પાસે આગ્રહથી દબાણ કરીને ખુલાસો માગેછે હેવા સમયમાં, ચૌમેર યુદ્ધનાં દુઃખમય પરિણામોની પરમ્પરા વચ્ચે, દેશનો વ્હેપાર દુર્દશામાં છે હેવે વખતે, ગરીબ લોકો ભૂખે મરેછે હેવા સમયમાં, આપણે અહિં બેઠા ભાષા, સાહિત્ય, કવિતા ઇત્યાદિ અનુત્પાદક વિષયોની જ્ઞાનમન્દિર શોભાવનારી ચર્ચા કરવા બેશીશું એ શું કર્તવ્યદ્રોહ જેવું નથી થતું ? આ પ્રશ્નો હું નકામા નથી પૂછતો, કેટલાક ડાહ્યા પુરુષો આ પ્રકારનો આરોપ આપણા આજના પ્રયાસ ઉપર મૂકવાને તત્પર થયાછે. દેશની હાલની વિશેષ અપવાદરૂપ સ્થિતિની વાત બાજુ ઉપર મૂકતાં પણ કેટલાકોનો મત એમ છે કે શુદ્ધ સાહિત્યની ચર્ચામાં કાળ ગુમાવવો એ

દેશદ્રોહરૂપ છે, એ લોકોને મને તો ધાન્યનો એક અંકુર ફૂટતો હોય ત્હેને સ્થળે બે અંકુર ફૂટે હેવા વ્યાપારમા આપણી બુદ્ધિ, ધન અને ઉદ્યોગની સંપત્તિ વાપરવી તે સાહિત્યના નિષ્ફળ પ્રયાસો કરતા હજારગણુ શ્રેયસ્કર છે

આ મિત્રોને શો ઉત્તર દઈશુ ? એ જ કે દેશની હાલની વિષમ સ્થિતિમા દુ ખ ઓછા કરવાના જે જે માર્ગ છે તે આદરવાની જોડે આપણો આ પરિષદ્નો વ્યાપાર અણુમાત્ર વિરોધી નથી બનતો એ માર્ગોમા જે જે કર્તવ્યો કરવાના તે પણ થઈ જાય-છે, અને તે સાથે આપણુ આ કાર્ય પણ ભલે થાય, હેમા દુ ખ માનવાનુ કારણ કશુ નથી. આર્થિક પ્રશ્નોને જ જીવનનુ કેન્દ્ર ગણનારાને તો કવિજન ઉત્તર એ જ આપશે કે જીવનનુ સાર્થક્ય કેવળ ધનોપાર્જનમા નથી સમાયુ, ધનસંપત્તિ તે સુખસંપત્તિનો પર્યાય નથી, કે એ સંપત્તિનુ નિયત કારણ પણ નથી. કવિજન કહેશે કે ફકત એક આત્માને સત્ય સુખના, વિશુદ્ધ આનન્દના, માર્ગમા એક ક્રમ ઊંચે ચઢાવી સકાય, માનવ મનુષ્યોમાના એકના પણ એક પણ, અશ્રુનુ પ્રમાર્જન કરી સકાય, તો તે સ્થિતિ ધન્ય છે, તે સ્થિતિ આર્થિકસંપત્તિ કરતા હજાર ગણી મૂલ્યવાળી છે કાંઈક આ ધોરણે જ સાહિત્ય અને હેવા બુદ્ધિવ્યાપાર યોજનારા વિષયોના સેવકો ધનસંપત્તિના સેવકોને ઉત્તર આપી સકશે જ્ઞાનના વિષયમા વિહાર કરનાર સરસ્વતીપૂજક પોતાની તેમ જ અન્ય બન્ધુઓની માનસિક ઉન્નતિમા, શુદ્ધ વિદ્યાનન્દમા, જે સેવા કરેછે ત્હેની કદર રૂપિયા આના પાઈથી સર્વ વિષયોની કીમત આકનારા ભાગ્યે જ કરી સકશે

આમ છતા ભૂલી જવુ ના જોઈએ કે વિદ્યા અને સાહિત્યના સેવકોએ પરોક્ષ રીતે—અને કવચિત્ સાક્ષાત્ રૂપે—દેશની સાસારિક, આર્થિક, અને રાજકીય ઉન્નતિ ઉપર સમર્થ અસર કરીછે, અને હેવા દૃષ્ટાન્ત જગતના ઇતિહાસમા ચિરંજીવ રહ્યાછે. Uncle Tom's Cabin એ વાર્તા અમેરિકામાથી ગુલામગિરી નાબૂદ કરનાર કારણરૂપ બની હતી, રૂસોના લખાણોએ ફ્રાન્સની પ્રજામા ભારે જીવનપરિવર્તન કર્યું હતુ; ડેન્ટીની કવિતામા ઇટલીના જીવનોદ્ધારના મૂળ હતા, ઇરેસ્મસના લેખો યુરોપના ધર્મપરિવર્તનના આદિ કારણ હતા, અને હેનુ પણ ઊંડુ મૂળ સેવોનેરોલા સુધી અને છેક રલેરો સુધી લઈ જવાય એમ છે ઇરેસ્મસના 'Enchiridion' તથા 'Adagia' એ બે ગ્રન્થોની અસર વ્યાપક થઈ હતી તેથી પણ વિશેષ રૂપે બાઇબલના હેના ભાષાન્તરે Reformationના બીજ વાવ્યા હતા, તે જ રીતે વેદના ભાષાન્તર યુરોપના પંડિતોએ કર્યાં તેથી આપણા હિન્દુસ્તાનમા ધર્મ, સંસારજીવન, ઇત્યાદિ ઉપર નવો પ્રકાશ પડી પરિવર્તન થયુ એમ પ્રો મૅક્સ મ્યુલર માનેછે.* ડિકન્સની વાર્તાઓના પ્રતાપે તે સમયમા ન્યાયખાતામા અને વકીલ સૉલિસિટર વર્ગોમા તથા દિવાની જેલખાતામા પ્રવર્તતા અંધેર તથા અન્યાય દૂર થવા પામ્યા હતા. આપણા ગુજરાતી સાહિત્યમા એટલા ઉત્કટ અને વ્યાપક દૃષ્ટાન્તો નહિ જડે, તોપણ 'લલિતાદુ ખદર્શક' નાટક ભજવાતુ જોઈ એક બાપે પોતાની પુત્રીનો અયોગ્ય વર સાથેનો વિવાહ ટાળી નાખ્યો હતો તે વાત નોધવા લાયક છે, ' સરસ્વતી

* Transactions of the Second International Congress of Orientalists, p 101.

ચન્દ્રની અસર પ્રજાજીવન ઉપર નહિં પણ સાહિત્ય ઉપર થઈછે તેથી તે આ પ્રશ્નને સંબદ્ધ થશે નહિં.

તો આપણે હવે આપણું કામ હાથ લઈએ. આપણી સાહિત્યપરિષદ્નો ઇતિહાસ અને હેની કલ્પના વિશે કાંઈક પશ્ચાદવલોકન અહિં અસ્થાને નહિં ગણાય. તે કરવામાં આરમ્ભમાં જ પરિષદ્ એ સંસ્થાનો ઇતિહાસ જોઈ જઈશું તો આપણી દૃષ્ટિ સુસ્થિત થશે. અતિ પ્રાચીન સમયમાં આપણા આર્ય પૂર્વજોએ પરિષદ્ નામે એક સંસ્થા સ્વીકારેલી બૃહદારણ્યકમાં જણાયછે: શ્વેતકેતુ પાંચાલોની પરિષદ્માં ગયાની વાત ત્હાં કહેલીછે; એ શિવાય પરિષદ્ વિશે અનેક સ્થળે ઉલ્લેખ છે. મેક્સ મ્યુલર કહેછે-કે પરિષદ્ એટલે બ્રાહ્મણોનું એક મંડળ, કૉલેજ, કે હેવી સંસ્થા જેમાં જુદી જુદી શાળાના (જુદાં જુદાં ચરણના) બ્રાહ્મણો જોડાયલા હોતા. એ પરિષદોના વિશેષ ગ્રન્થો તે પાર્ષદ અને પાર્ષદનો એક વિભાગ તે પ્રાતિશાખ્ય ભિન્ન ભિન્ન વૈદિકશાળામાં સ્વીકરાયલા ઉચ્ચારાદિકની ચર્ચા કરનારા ગ્રન્થ તે પ્રાતિશાખ્ય.

પરિષદ્ની કલ્પના અને હેનો સંક્ષિપ્ત ઇતિહાસ.

મનુ, યાજ્ઞવલ્ક્ય, પરાશર એ સ્મૃતિકારોએ પરિષદ્ની ઘટના બતાવીછે તે પ્રમાણે મીમાંસા, ન્યાય, વેદાઙ્ગ જાણનારા ૨૧ બ્રાહ્મણોની પરિષદ્ બનતી હતી; એ સંખ્યા ઓછી પણ, જરૂર પડ્યે, થઈ સકતી હતી, તે એટલે સુધી કે એક બ્રાહ્મણને પણ પરિષદ્ ગણાય એમ સંભવ હતો. ધર્મશાસ્ત્રના સંદિગ્ધ પ્રશ્નોનો નિર્ણય, લોકોની માગણીથી, આપવો એ આ પરિષદોનું કર્તવ્યોમાંનું એક હતું. એમ પણ મનાયછે કે દેશ કાલને અનુસરીને ધર્મશાસ્ત્રમાં ફેરફાર કરવાનો પ્રસંગ આવે તો પરિષદ્ ભરીને એ વિશે નિર્ણય થતો હતો. આ પરિષદોમાંનાં બ્રાહ્મણોનાં વિદ્યા, વય, ઇત્યાદિને અંગે અધિકારનાં લક્ષણ પણ ઠરાવેલાં હતાં.

હજી કેવળ વિદ્વાના-કાવ્યાદિક શાસ્ત્રોના-પંડિતોની પરિષદોનો સમય આવ્યો ન્હોતો. જે સમયમાં પુસ્તકો છાપવાની કળા ઉત્પન્ન થઈ ન્હોતી, અને પુસ્તકોનો પ્રસાર થવાનાં સાધન અલ્પ હતાં, ત્હેવા સમયમાં પંડિતોની સભાઓ ભરાતી હતી અને પંડિતોએ રચેલા નવીન ગ્રન્થો વંચાતા હતા:-એ સમય ઉપરના સમય પછી કાંઈક મોડો નજરે પડશે. બૌદ્ધ સાધુઓની સંગીતિ નામની સભાઓમાં પણ આ પ્રકાર નજરે પડેછે. અશોકે અને કનિષ્કે મેળવેલી સંગીતિયો સુપ્રસિદ્ધ છે. એ સંગીતિયોનો કાર્યવ્યાપાર ધર્મમાં સંદિગ્ધ પ્રશ્નોના ખુલાસા મેળવવા, અવ્યવસ્થા મટાડવી, ભિક્ષુઓની આચાર-વ્યવસ્થામાં સુધારો કરવો, ઇત્યાદિ ધર્મવિષયનો હતો. જૈન પરિષદ્ વલભીપુરમાં સંવત્ ૫૧૦ માં મળ્યાનું કહેવાયછે, તે વલ્લભીપુરના ઐતિહાસિક ઉત્પત્તિ સમય જોડે અસંગત થાયછે. પરંતુ તેટલાથી વસ્તુતઃ પરિષદ્ મળી ન્હોતી એમ નથી થતું. મગધમાં પ્રથમ જૈન પરિષદ્ મળેલી કહેવાયછે, હેણે "માગધી ભાષામાં સૂત્રસંગ્રહ કર્યો હતો, અને વલભીપુરની પરિષદે એ સૂત્રોને સ્થાનિક ભાષાનું રૂપ આપ્યું હતું." ("વિમલ પ્રબન્ધ"નો ઉપોદ્ઘાત, રા૦ મણિલાલ બકોરભાઇ વ્યાસકૃત પૃષ્ઠ ૭). ત્રીજી પરિષદ્ મથુરાની

કહેવાયછે. આ પરિષદોનુ સ્વરૂપ આપણી હાલની પરિષદોથી જુદા પ્રકારનું હેમા તો શક નહિં. અને ખરુ જોતા આ મડળનુ નામ પરિષદ્ ન્હોતુ; સંઘ હેમને કહેતા હતા પોતાના આગમનો સગ્રહ કરવો ઇત્યાદિક તે સમયમાં ઉપસ્થિત થાય હેનુંજ એ સઘનું કાર્ય હતું

આ ત્વરિત પશ્ચાદવલોકનમાંથી એટલું જણાયછે કે —

પરિષદ્‌ના મડળ માટે અધિકારત ત વ.

(૧) આ પરિષદોના કાર્યવ્યાપાર તથા હેતુ (क) વૈદિક શાખાઓ અને ચરણોના અધ્યયનને અંગે ચર્ચાદિક; (ख) ધર્મશાસ્ત્રના સંદિગ્ધ પ્રશ્નોના વિવરણ, દેશકાલાનુસાર ફેરફાર; (ग) છાપવાની કળા ઇત્યાદિ પ્રચારના સાધનોને અભાવે પડિતોની રચનાઓની પ્રસિદ્ધિ માટે અવકાશ, ઇત્યાદિ હતા,

(૨) પ્રાચીન પરિષદોમા સ્થાન પ્રાપ્ત કરવા માટે વિદ્યાદિકપરત્વે અધિકારની મર્યાદા દૃઢ હતી, અને એ મર્યાદાને લીધે સંકુચિત વૃત્તિ, સર્વગ્રાહિતા સાથે વિરોધ, ઇત્યાદિ અંશો દૂષણરૂપ ન્હોતા મનાતા

પ્રાચીન સમય અને ચાલૂ વર્તમાન સમયની વચ્ચે આ સિવાય અન્ય સ્વરૂપની પરિષદો જાણ્યામા નથી.

આપણા વર્તમાન સમયની પરિષદ્‌ની સ્વરૂપકલ્પના માટે હેના અસલ નમૂના તરફ નજર કરવી પડશે પાશ્ચાત્ય દેશોમા Congress of Orientalists ઇત્યાદિ પરિષદો ભરાયછે તે સસ્થાને જ આદર્શરૂપ લઈને આપણી પરિષદ્‌ની કલ્પના થઈ લાગેછે. (હાલ બગાળામા બગપરિષદ્ છે તે સસ્થાનુ સ્વરૂપ કાંઈક જુદા પ્રકારનું છે, કાયમનાં સ્થાન, સભ્યવર્ગ, અધિકારીવર્ગ ઇત્યાદિથી બનેલી પાશ્ચાત્ય Academy–વિદ્વન્મંડળી–ના ધોરણે એ પરિષદ્ રચાયલી જણાયછે; માટે આપણી પરિષદ્ માટે માત્ર નામના સરખાપણાથી ભ્રમ થવો ના જોઇયે તે લક્ષમા રાખવાનુ છે). પરંતુ બંગપરિષદ્‌ના કાર્યરૂપે સાહિત્યસંમેલનો બંગાળામા થાયછે તે આપણી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના સ્વરૂપનાં છે. મરાઠી સાહિત્યસમેલનો પણ એ જ નમૂનાના છે.

પાશ્ચાત્ય Oriental Congress નુ સ્વરૂપ આપણે આદર્શરૂપે લીધુ છે તે ખરુ; પરંતુ બંનેના કાર્યક્ષેત્રના વિસ્તારમા ભેદ હોવાને લીધે બને વચ્ચે ભેદ આપોઆપ ઉત્પન્ન થાયછે. Orientalists ના Congress નો વ્યાપાર સસ્કૃત, અરબી, ચીનાઈ ઇત્યાદિ ઇત્યાદિ સર્વ પૂર્વખંડની ભાષાઓ વગેરેને સબન્ધે પ્રાચીન ઇતિહાસ, ભાષા, ઇત્યાદિના અભ્યાસકોની પ્રવૃત્તિયોમાં પ્રવર્તેછે, આપણે તો અવશ્યમેવ ગુજરાતી ભાષાના પ્રદેશમા સંકોચ રાખી પ્રવૃત્તિ કરવાનીછે. યુરોપના કોંગ્રેસમાં આખા જગતમાંથી વિશેષ વિષયોનો ખાસ અભ્યાસ કરેલા પડિતો અને વિદ્વાના પ્રતિનિધિયો ભેગા થાયછે; આપણે તો આપણામાં છે હેવા અલ્પ અભ્યાસીઓનું જ મંડળ ભેગુ થઈ સકેછે, યુરોપના કોંગ્રેસમાં વિષયોના વિભાગ એટલા બધા અને મહત્વના છે, અને તે તે વિભાગ માટે અન્વેષક અને શ્રોતા સર્વનું મંડળ હેવું મ્હોટુ બનવુ શક્ય છે કે કોંગ્રેસને જુદા જુદા વિભાગમા વ્હેચવાની ફરજ પડેછે; આપણી સ્થિતિ, સર્વે

વિષયમાં આપણી દરિદ્રતાને લીધે તેમ જ ગુર્જર ભાષામાં જ પ્રવૃત્તિ રોકવાની આવશ્યકતાને લીધે, એથી ઉલટી છે. ત્હાંના કોંગ્રેસમાં મળનારા બહુધા ખાસ અભ્યાસી પંડિતો, વિશિષ્ટ નિપુણતાવાળા વિદ્વાનો, હોયછે; આપણે આપણા મંડળમાં હાલ લભ્ય છે તે વિદ્વાનો અને ભેગા સર્વ વિદ્યારસિક વર્ગનો સંગ્રહ થાયછે.

આટલા દૃષ્ટિનિક્ષેપ ઉપરથી એટલું તો જણાશે કે પ્રાચીનકાળની આપણા દેશની પરિષદોના અને હાલની સાહિત્યપરિષદ્‌ના વિષયમાં ભેદ હોવા છતાં, પ્રાચીન પરિષદોની ઘટનામાંથી, તેમ જ હાલની પાશ્ચાત્ય પરિષદોની ઘટનામાંથી, મુખ્ય તત્ત્વભૂત અંશ પરિષદ્‌ના સભ્યના અધિકારમાં વિશિષ્ટ વિદ્યાદિકની આવશ્યકતા, અને એ બ્હારના વર્ગનો અસંગ્રહ-એ જણાયછે. પરિષદ્‌નું ગૌરવ, કર્તવ્ય, મહત્ત્વ, ઇત્યાદિ જોતાં સંકુચિતપણાનો ભાસ ભલે થાય, પરિષદ્‌ના ઉપર નાત્યો જેવી બહિષ્કારિતાનો આરોપ ભલે આવે, પણ પરિષદ્‌નું પરિષદ્‌પણું માગી જ લેછે કે એ સ્વરૂપઘટના ફરે નહિં. હવે આપણી પરિષદ્‌માં સ્વરૂપમા શિથિલતા કરવી કે નહિં એ પ્રશ્ન આપણી આગળ વારંવાર ઉપસ્થિત થાયછે. દેશકાલને લક્ષમાં લેતાં એટલું તો સ્વીકારવું પડશે કે પ્રાચીન પરિષદો અથવા હાલની યુરોપની પરિષદોના જેટલી દૃઢ મર્યાદા સાચવવી આપણે માટે શક્ય પણ નથી અને ઇષ્ટ પણ નથી; પરંતુ બીજી બાજુ દૃષ્ટિ કરીશું તો એ પણ એટલું જ ઇષ્ટ છે કે આપણી પરિષદ્‌ને અધિકારનું બન્ધન તદ્દન તોડી નાંખી ગમે તે વર્ગનો સંગ્રહ કરીને સંકુલ મેળો બનાવવી નહિં. પરિષદ્‌ના ઉપર સંકુચિતવૃત્તિનો આરોપ મૂકનારાઓ એટલું જ વિચારે કે દરેક વિષયમાં ખાસ અધિકારની આવશ્યકતા હોય ત્હાં સંકુચિતતાનો ભાસ આવે જ, તો એ આરોપ મૂકતે તેઓ કાંઈક અચકાય. ધારો કે કાલ્યને ન્હાણે એંજિનીયરોની પરિષદ્ ભરાય, દાક્તરોની પરિષદ્ મળે, તો ત્હેમાં અન્યવર્ગને સ્થાન ના આપવા માટે ફરિયાદ વાજબી ગણાશે? તો શુ શુદ્ધ સાહિત્ય એ શ્રમ વિના, અધિકાર વિના, સર્વસાધ્ય છે કે ત્હેમાં અધિકાર-મર્યાદાનો પ્રવેશ થવાનો ભાસ માત્ર થતાં પોકાર ઊઠાવવો?

આ આરોપના ભેગભેગો આ જ સ્વરૂપનો બીજો આરોપ આપણી પરિષદ્ ઉપર મૂકાયછે તે તપાસિયે; તે એ કે યુવકવર્ગનો ત્હેમાં સંગ્રહ થતો નથી. આરોપ માટે પણ ઉપરનો ઉત્તર બસ થશે. વિશેષમાં, એટલું જ કહેવું બસ છે કે સાહિત્યપરિષદ્‌ની ઘટનામાં વયનું બન્ધન કોઈ ઠેકાણે છે જ નહિં; વય એ અનુભવની ઊનતાને લીધે કદાચ બાધક બને, પરંતુ તે સિવાય વય તે બાધ છે જ નહિં. મહાકવિ ભવભૂતિયે સુશ્લિષ્ટ વાણીમાં દર્શાવેલું સત્ય-

गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः

એ સત્ય—આ પરિષદ્ સ્વીકારે જ છે. અને પ્રત્યક્ષ જ જુવો; યુવકવર્ગ વિના આ પરિષદ્‌માં ઉત્સાહ, કાર્યબળ, ઇત્યાદિ આવે ક્હાંથી? મૂળ આ પરિષદ્‌ની કલ્પના ઉત્પન્ન કરનાર કોણ હતું? અમદાવાદની 'સાહિત્યસભા' એ નામથી બનેલું યુવક-

મંડળ જ. આ સમાધાન પછી જણાશે કે સાહિત્યપરિષદ્‌ની ભાવનામાં ગૌરવ હોય, હેના કાર્યક્ષેત્રમાં વિદ્યા, જ્ઞાન, ઇત્યાદિની કક્ષાની ઉચ્ચતાની આવશ્યકતા હોય, હેના કર્તવ્યોમાં મહત્ત્વ હોય, તો તો એ ગૌરવ, ઉચ્ચતા, અને એ મહત્ત્વના પ્રમાણમાં મંડળમાં સંખ્યાનું નહિ પણ અધિકારનું નિયન્ત્રણ અવશ્યમેવ આવશે. એ નિયન્ત્રણ માટે સમજૂ વર્ગ, પોતાની યોગ્યતાની ખરી મર્યાદા જાણનાર વર્ગ, કદી પણ ફરિયાદ કરશે નહિ.

ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો સંક્ષિપ્ત ઇતિહાસ

આ સ્થળે આપણી સાહિત્યપરિષદ્‌નો દસ વર્ષનો ઇતિહાસ ઝડપથી જોઈ જવાનું મન થાયછે. ઈ. સ. ૧૯૦૫ માં અમદાવાદની "સાહિત્યસભા"ના યુવકવર્ગમાં પ્રથમ કલ્પના સ્ફુરી કે સાહિત્ય પરિષદ્ ભરવી. મ્હારા સ્મરણ પ્રમાણે આ નવીન જ કલ્પના હતી. મહારાષ્ટ્રમાં એ સમયમાં શરૂ થયેલી મરાઠી પરિષદ્‌ની સંસ્થામાંથી પ્રેરણા ઉપજી થઈ નહોતી. 'ગુજરાત સાહિત્યસભા' એમ નામરૂપાન્તર એ મંડળનું થયું તે વખતે યોજેલા ઉદ્દેશોમાં 'સાહિત્યપરિષદ્' ભરવી એ એક ઉદ્દેશ હતો. પ્રથમ પરિષદ્‌ના રિપોર્ટ (આમુખ પૃ. ૩) ઉપરથી જણાશે કે નર્મદ અને મણિલાલ દ્વિવેદીની અભિલાષા પરિષદ્ ભરવાની હતી. ગમે તેમ હો, ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને ઉત્પન્ન કરવાનું માન એ 'સાહિત્યસભા'ના યુવકવર્ગને જ ઘટેછે, એટલુંજ નહિ પણ એ નવીન કાર્યને અંગે અનેક અડચણો, સમભાવ વિનાના પુરુષો તરફના ઉપહાસ, ઇત્યાદિને જીતી એ સમારમ્ભને વિજયી બનાવવાનો યશ પણ હેમનો જ છે. આ યશ સ્થાનિક જ છે, બાકી દૂરગમ કારણદર્શન કરવા જઈયે તો યુગના પ્રેરકબળોને જ અન્તિમ યશ નો મળે. સતારામાં પ્રથમ મરાઠી સાહિત્યસમ્મેલન ઈ. સ. ૧૯૦૫-૬ માં ભરાયું. બંગાળામાં ઈ. સ. ૧૯૦૭ માં પ્રથમ સાહિત્યસમ્મેલન થયું, પરન્તુ એ કલ્પનાનો મૂળ આરમ્ભ ઈ. સ. ૧૯૦૪ થી થયો હતો,—અને ગુજરાતમાં ઈ. સ. ૧૯૦૪ માં જુનાગઢમાં સ્વ. ગોવર્ધનરામની સાથે 'સાહિત્યસભા' (અમદાવાદ) ના પ્રમુખ રા૦ રમણભાઈ તથા તન્ત્રીઓ રા૦ ઠાકોરલાલ હરિલાલ દેસાઈ તથા રા૦ રણજિતરામ વાવાભાઈ હેમણે પરિષદ્ ભરવાની ચર્ચા કરી હતી. આમ ભરતખંડના ત્રણ મુખ્ય મુખ્ય અને દૂર દૂરપડેલા પ્રાન્તોમાં આ પ્રકારનું સંચલન અન્યોન્યનિરપેક્ષ આત્મસ્ફુરણાથી લગભગ એક સમયમાં જ પ્રવૃત્ત થયું હતું. આ તે યુગના માનસિક બલપ્રવાહની સૂચના કરેછે. એ ત્રણેના આદર્શ પાશ્ચાત્ય Oriental Congress ઉપર જ રચાયલો હતો. હિન્દી ભાષાનું સાહિત્યસમ્મેલન આ ત્રણ કરતાં કાંઈક પછીના સમયમાં પ્રગટ થયું છે, ઈ. સ. ૧૯૦૯-૧૯૧૦ માં કાશીની નાગરી પ્રચારિણી સભાના પ્રયાસથી હેની ઉત્પત્તિ થઈ. એ સમ્મેલન દર વર્ષે થાયછે, હેનો ઉદ્દેશ આપણી પરિષદ્‌થી કાંઈક અંશે ભિન્ન છે, વિમર્શન, ચિન્તન, ઉપરાંત ગ્રન્થકારોને ઉપાધિદાન ઇત્યાદિથી સમ્માનિત કરવા, એક ભાષા અને એક લિપિ માટે પ્રચાર પ્રવૃત્તિ ઇત્યાદિ મિશ્ર સ્વરૂપની એ પરિષદ્‌ની કાર્યપ્રવૃત્તિ છે.

ચારે ગુર્જર પરિષદોની હકીકત જુદી જુદી બાબતને અંગે સરખાવી જોવાથી સુગમતા થશે. પ્રથમ પરિષદ્ (અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૫ માં) મળી તે વખતે

પ્રમુખ સ્વ૦ ગોવર્ધનભાઈની પસંદગી કાર્યકર્તાઓએ શુદ્ધ પસંદગીને ધોરણે જ કરી હતી; હેમાં સંવરણ election નું તત્ત્વ ન્હોતું; બીજી પરિષદ્ (મુંબાઈમાં ઈ. સ. ૧૯૦૭ માં) થઈ તે સમયે પ્રમુખપદ માટે રા૦ કેશવલાલ હર્ષદરાય ધ્રુવને પણ વ્યવસ્થાપક મંડળમાં કાંઈક હેવા જ ધોરણે પસંદ કરવામાં આવ્યા હતા; ત્રીજી પરિષદ્ (રાજકોટમાં ઈ. સ. ૧૯૦૯ માં) ભરાઈ ત્હારે સ્વ૦ દિવાન બહાદુર અંબાલાલ ભાઈની પસંદગી કાંઈક મિશ્ર ધોરણે કરવામાં આવી હતી; અમુક સંભાવિત વિદ્વાનોના મત પૂછવામાં આવ્યા હતા કે, કોની પ્રમુખ તરીકે તહમે ભલામણ કરોછો ? એ મતોમાં બહુમતને ધોરણે સત્કારકમિટીમાં એઓની પસંદગી થઈ હતી. સંવરણનું તત્ત્વ આ સમયે નિયન્ત્રિત રૂપમાં પ્રવિષ્ટ થયુ. મત આપનાર અધિકારી મંડળ યોગ્ય કારણોથી મર્યાદિત રાખીને એ તત્ત્વ સ્વીકારાયું હતું. ચોથી પરિષદ્ (વડોદરામાં ઈ. સ. ૧૯૧૨ માં) મળી ત્હારે રા૦ રણછોડભાઈ ઉદયરામ પ્રમુખ નીમાયા હતા, તે પ્રસંગે આરમ્ભમાં સંવરણનું તત્ત્વ પૂર્ણ રૂપમાં સ્વીકારાયું હતું, મત આપવાનો અધિકાર અમુક રકમ ભરી સત્કારમંડળના સભ્ય બને હેમને આપવામાં આવ્યો હતો, પરંતુ છેવટે તે ધોરણ છોડી દઈ, સર્વની સમ્મતિથી રા૦ રણછોડભાઈને પ્રમુખપદ અપાયું હતું.

પરિષદે કરવાનાં કાર્યો તરફ દૃષ્ટિ કરતા જણાયછે કે પ્રથમ પરિષદ્‌માં માત્ર નિબન્ધો વંચાવવા, કોઈપણ જાત્યના ઠરાવ રજૂ કરી પસાર કરવા નહિં, એ માર્ગ સ્વીકારાયો હતો; અપવાદ માત્ર જોડણી સંબન્ધી વ્યવસ્થા સાહિત્યસભાને સોંપવાનો ઠરાવ પ્રમુખે રજુ કર્યો તે હતો; અને કેટલીક છૂટક સૂચનાઓ જુદી જુદી બાબતો વિશે કેટલાક ગૃહસ્થોએ માત્ર રજુ કરી હતી. બીજી પરિષદ્‌માં નિબન્ધો ઉપરાંત થોડાક ઠરાવો કરવાનું દાખલ થયું હતું; જોડણી તથા લિપિ માટે કમિટી નીમવાનો ઠરાવ હેમાં હતો. ત્રીજી પરિષદ્‌માં નિબન્ધો ઉપરાંત અનેક મહત્ત્વના વિષયો વિશે ઠરાવો થયા હતા; 'વાંચનમાળા' માં ખામીઓ હોવાથી તે વિશે પગલાં ભરવાની કમિટીની નીમણુક; જોડણી કમિટીને ચોથી પરિષદ્ સુધી લંબાવવાનો ઠરાવ; પરિષદ્‌નું પુસ્તકાલય નવું ઊભું થયું તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપવું; વ્યાખ્યાન માલાની યોજના; પરિષદ્‌નું બંધારણ ઘડવા માટે કમિટીની નીમણુક; ત્રણ જનરલ સેક્રેટરીઓ નીમવાનો ઠરાવ; પરિષદ્ ભંડોળની કમિટી; ઇત્યાદિ મહત્ત્વની બાબતો પ્રવિષ્ટ થઈ હતી. એ ભંડોળમાંથી અત્યાર સુધીમાં બે ગ્રન્થો રચાવાઈને અથવા મેળવાઈને પ્રસિદ્ધ થયાછે;–(૧) બ્રિટિશ હિન્દનું રાજ્યબંધારણ અને (૨) નવલરામભાઈનો 'ઈંગ્લાંડનો ઇતિહાસ': અને મેકડોનલ્ડકૃત 'સંસ્કૃત સાહિત્યના વૃત્તાન્ત'નું ભાષાન્તર હજી પ્રસિદ્ધ થવાનું છે. ચોથી પરિષદ્‌માં નિબન્ધો ઉપરાંત ઠરાવો કેટલાક મહત્ત્વના થયા હતા: જોડણી કમિટીનો રિપોર્ટ વંચાઈ દફતરે નોંધવાનો ઠરાવ; બંધારણ કમિટીએ રિપોર્ટ રજુ કર્યો તે યોજના પાંચમી પરિષદ્ સુધી સ્વીકારી તે પછી આગળ ચલાવવા અથવા ફેરફાર કરવાનો ઠરાવ; જનરલ સેક્રેટરીઓની નીમણુક; ઇત્યાદિ ઠરાવો.

આ ઉપરાત બીજી પરિષદ્‌મા લિપિ વિશે ચર્ચા, ત્રીજી પરિષદ્‌મા 'વાચનમાળા' વિશે તથા 'યુનિવર્સિટીમા ગુજરાતી ભાષાને સ્થાન એ વિશે ચર્ચા, અને ચોથી પરિષદ્‌મા, 'લિપિ,' 'એક ભાષા,' 'દેશી ભાષા દ્વારા ઊંચી કેળવણી' અને 'જનસમૂહમા સાહિત્યનો પ્રસાર,' એ વિષયો વિશે ચર્ચા દાખલ થઈ હતી તે ઉપરાત બીજી પરિષદ્‌મા છપાયલા ગ્રન્થોનુ પ્રદર્શન બહુ જ ન્હાના પાયા ઉપરનુ, ત્રીજી પરિષદ્‌મા મ્હોટા પાયા ઉપર પ્રદર્શન-શિલાલેખો, તામ્રપત્રો દસ્તાવેજો હસ્તલેખો, છાપેલા પુસ્તકો ઇત્યાદિ ઇત્યાદિનુ, અને ચોથી પરિષદ્‌મા રાજકોટ કરતા બહુ ન્હાના ધોરણનુ પ્રદર્શન-પુસ્તકો, હસ્તલેખો, અને વિદેહ વિદ્વાનોની છબિઓનુ-એમ દાખલ થયુ હતુ ચારે પરિષદ્‌ને અગે ન્હાના મ્હોટા ધોરણે મિત્રમેળાપ કરવામા આવ્યા હતા બીજી પરિષદ્ વખતે મુબાઈના પારસી લેખકમડળે પરિષદ્‌ને આપેલો સત્કાર ધ્યાન ખેચનારો હતો, હિન્દુ અને પારસી લેખકો વચ્ચેનુ અતર ઓછુ થવાનુ એ એક પ્રથમ પગલુ હતુ. તે પ્રસગે ઘણા પારસી વક્તાઓએ નિખાલસપણે સ્વીકાર્યું હતુ કે પારસી ગુજરાતી ભાષા દૂષિત છે અને સરકાર હેને આપવાની આવશ્યકતા છે

આ સર્વ અશો પરિષદ્‌મા હતા, છતા એ બધી પરિષદોમા મુખ્ય અશ તો નિબન્ધોનુ વાચન તે જ હતુ પ્રથમ પરિષદ્ વખત ૨૧ નિબન્ધો આવ્યા હતા અને કોઇને પણ આરમ્ભસમયમા નિરુત્સાહ ના કરવો એ ધોરણ રાખેલુ હતુ તેથી બધા સ્વીકારાયા હતા બીજી પરિષદ્ વખતે પણ ' પરિષદ્‌ના શૈશવમા નિયમપાલનનો કડક આગ્રહ રાખવો એ અનુચિત હોવાથી સર્વ સ્વીકારાયા હતા. છતા રિપોર્ટને અતે ટીપ આપી છે તે ઉપરથી જણાય છે કે આટલા દાક્ષિણ્ય દર્શનવાળી વ્યવસ્થાને પણ બે નિબન્ધો "તદ્દન નિર્માલ્ય હોવાથી છોડી દેવા પડ્યા હતા એ બીજી પરિષદ્‌મા ૪૧ નિબન્ધો આવ્યા હેમાથી ૨ ટાળ્યા હતા ત્રીજી પરિષદ્ વખત ૧૦૭ નિબન્ધો આવ્યામાથી ૩૫ નાકબૂલ કરવામા આવ્યા હતા અને ચોથી પરિષદ્‌મા ૪૭ નિબન્ધો આવ્યામાથી ૧૨ નાકબૂલ કરાયા હતા નિબન્ધો માટે વિષયોની યાદી પ્રત્યેક પરિષદ્ વખતની જોતા ક્રમશ વિકાસ અને રૂપાન્તર નજરે પડે છે પ્રથમ પરિષદ્ વખતની યાદી ન્હાના પાયા ઉપર હતી બીજી પરિષદ્ વખત બહુ શ્રમરચિત ને વિશાળ યાદી હતી,—અને તે વખતે પ્રમુખે કહ્યુ હતુ તેમ 'વિષયોની યાદીનુ સ્વરૂપ અને વિસ્તાર અનેક નાનાવિધના અનુભવોના પ્રભાવથી નક્કી થશે " એમ આશા રાખેલી જણાય છે ત્રીજી પરિષદ્ વખતની યાદી બીજી કરતા પણ વિશેષ વિસ્તીર્ણ અને શ્રમરચિત જણાય છે આ ઉત્સાહ ચોથી પરિષદ્ વખત સયમમા રખાયો અને યાદી કાંઇક સુશ્લિષ્ટ, સાદી, અને વિશદતાવાળી રચાઈ

પરિષદ્‌ની સ્વરૂપઘટના જોતા સ્થિતિ આમ નજરે પડે છે પ્રતિનિધિઓ જુદા જુદા મડળો વગેરે તરફથી બોલાવવાનો અશ ચારે પરિષદોમા નજરે પડે છે પ્રથમ પરિષદ્‌મા વ્યવસ્થાને અગે મડળની રચના સાદી હતી તે પછીની પરિષદોમા વ્યવસ્થાપક કમિટી, સત્કાર કમિટી, ઇત્યાદિ કમિટીઓના ભાગ ક્રમશ વિકાસ પામ્યા જણાય છે.

કાયમના સદમાન્ય મન્ત્રીઓની યોજના પણ ત્રીજી અને ચોથી પરિષદ્‌માં સ્પષ્ટ આકારમાં પ્રગટ થઈછે. પ્રમુખની નીમણુક માટે સ્વીકારાયલાં તત્ત્વોનું દર્શન પાછળ થઈ જ ગયુંછે. હજી આપણી પરિષદ્‌નું બંધારણ કાયમનું ઘડાયું નથી. અને તે માટેની આવશ્યકતા અથવા તો સમયયોગ્યતા એ એક દૃષ્ટિયે વિચારણીય વિષય છે. પરિષદ્ કેટકેટલા સમયને અંતરે ભરવી તે પણ નિશ્ચિત નથી અને તે શૈથિલ્ય હાલ તો અહિતકર નથી જણાતું. બીજી પરિષદ્ વખત ખાનગી ચર્ચામાં ઠર્યું હતું કે ત્રણ વર્ષનો ગાળો તો રાખવો જ; છતાં ત્રીજી પરિષદ્ બે વર્ષ પછી મળી હતી. આ પ્રશ્નને અંગે મુખ્ય જોવાનું એ છે કે એટલી સામગ્રી, સમય, ઇત્યાદિ સમૃદ્ધિ આપણી પાસે છે ખરાં ?

**યુરોપના Oriental Congressની ઘટના તથા હેતુ.**

આ આપણી રચાવાની દશાવાળી સ્વરૂપઘટનાને માટે નમૂનો આપણે પાશ્ચાત્ય પરિષદોનો જ લીધોછે એ સ્પષ્ટ છે પ્રથમ પરિષદ્‌ના રિપોર્ટના આમુખમાં એ વાતનો ઇશારો સ્પષ્ટ છે. ( આમુખ પૃ. ૩ જું જુવો.) આ પાશ્ચાત્ય પરિષદો વિશે પાછળ ઉલ્લેખ હું કરી જ ચૂકયોછું. પરંતુ હેની ઘટના, હેતુ, ઇત્યાદિનું દર્શન પરછા તરીકે કરવાનો અહિં પ્રસંગ ઉત્પન્ન થાયછે. તેથી પ્રથમ કહેલી વાતની પૂરવણી તેમ જ પુષ્ટિ માટે થોડીક હકીકત નોંધવી અસ્થાને નહિં થાય. આપણી પરિષદ્‌ને વધારેમાં વધારે સરખાપણાનો સંબન્ધ International Congress of Orientalists જોડે છે. એટલે તે સંસ્થા વિશે જ બોલવું બસ છે. ઈ. સ. ૧૮૭૩ ના સેપ્ટેમ્બર માસમાં આ પરિષદ્‌ની સ્થાપના પારીસમાં પ્રથમ થઈ હતી. પછી સેપ્ટેમ્બર ૧૮૭૪ મા લંડનમાં પરિષદ્ મળી; તે વખતે પ્રમુખ સ્થાનથી ડૉકટર સૅમ્યુઅલ બર્ચે ભાષણ કર્યું હેમા આરમ્ભમા જ પરિષદ્ મળવાના હેતુનો ઉલ્લેખ સહજ પ્રસંગે જણાવ્યો હતો તે જોઇયેઃ—

Bringing together these students of congenial pursuits to interchange thoughts, to discuss points of common interest, and to make each other's acquaintance."

(" પરસ્પર વિચારોનો વિનિમય કરવાને, જેમા સરખો રસ પડે હેવા પ્રશ્નો ચર્ચવાને, અને અન્યોન્ય ઓળખાણ કરવાને, મનગમતા વિષયોના અભ્યાસકોને એકત્ર મેળવવા.")

એ જ પરિષદ્‌ના આર્યન વિભાગના પ્રમુખસ્થાનથી પ્રો મૅક્સ મ્યુલરે પરિષદ્‌ના હેતુનું દિગ્દર્શન કરેલું જોઇયે.——

" Our Congress is not a mere fortuitous congeries of barren atoms or molecules, but we are at least Leibnizian monads, each with his own self, and force, and will, and each determined, within the limits of some pre-established harmony, to help in working out some common purpose, and to achieve some real and lasting good."

( આપણી પરિષદ્ તે કાંઈ આકસ્મિક યોગે એકત્ર થયેલા નિષ્ફળ પરમાણુઓ અથવા અણુગણોનો ઢગલો નથી, પરંતુ કાંઈ નહિ તો લાઇબ્નિત્઩ના સિદ્ધાન્તમાંની આત્મતત્ત્વની વ્યક્તિયો જેવા આપણે છિયે; પ્રત્યેકને પોતાનું સ્વરૂપ, પોતાનું બળ અને પોતાની ઇચ્છાશક્તિ છે; કોઈ પૂર્વનિમિત સંવાદની નિયમમર્યાદામાં રહીને, કોઈ સમાન ઉદ્દેશ સાધવામાં સહાયભૂત થવાને તથા કાંઈ સાચું અને સ્થાયી હિત સંપાદન કરવાને, પ્રત્યેક આગ્રહથી ઉદ્યુક્ત થયેલા છિયે. )

પરિષદ્‌નો એક લાભ અથવા હેતુ તે મંડળમાં સાથે ખાવાપીવા માટે તથા આનન્દસમાગમ માટેનો મેળાવડો થાયછે તે છે, એ વાત ગૌણરૂપે સ્વીકારીને પ્રો૦ મૅક્સ મ્યૂલર પરિષદ્‌ના ખરા અને સ્થાયી લાભ બે બતાવેછે —

(૧) આપણને આ સંમેલનો આપણા જ્ઞાનની ધનસામગ્રીની ગણના કરવાને, પરસ્પર કાર્યની સરખામણી કરવાને, આપણે ક્યહાં છિયે તે જોવાને તથા કેઈ દિશામાં જવું જોઇયે તે શોધવાને શક્તિમાન્ કરેછે,

અને (૨) આપણે ક્યહાં આવી પહોંચ્યા છિયે, જગત્ માટે શું કરિયે છિયે, અને બદલામાં જગતે આપણે માટે શું કરવું જોઇયે એમ અપેક્ષા રાખિયે છિયે, તે વખતો વખત જગત્‌ને કહેવાનો આપણને પ્રસંગ આવાં સંમેલનોથી મળેછે.

એ પરિષદ્‌ના બીજા જ વર્ષમાં હેના પાંચ વિભાગ કરવામાં આવ્યા હતા; પ્રત્યેક વિભાગનો પ્રમુખ જુદો હતો, અને એક વિભાગની બેઠકને એક દિવસ આપવામાં આવ્યો હતો; વિભાગોની નામગણના આમ હતી—સેમેટિક, તુરાનિયન, આર્યન, હૅમિટિક, આર્કિયોલોજિકલ તથા એથનોલોજિકલ. આ વિભાગોની વિસ્તીર્ણતા તથા સ્વરૂપ જ વિભાગ કરવાની આવશ્યકતા દર્શાવેછે; એ પરિષદ્‌ની દર્શનમર્યાદા જ પૃથ્વીના અર્ધ વિસ્તાર ઉપર વ્યાપેલી હતી. રાત્રે રાત્રે પરિષદ્‌ની બેઠકો થતી અને દિવસે પરિષદ્‌નું મંડળ બ્રિટિશ મ્યુઝિયમ જેવા સ્થળોનાં નિરીક્ષણ કરી આવતું હતું.

આ પરિષદોના પૂર્ણ ઇતિહાસમાં ઊતરવા જતાં લંબાણ થાય. પરંતુ એટલું તો જણાયછે કે પરિષદ્ માટે બંધારણ, અધિકારીમંડળ, પ્રમુખો, ઇત્યાદિની યોજના. વગેરે પ્રશ્નોને ગૌણ સ્થાન આપી પરિષદ્‌નું સર્વ લક્ષ પોતાના વિદ્યાવિષયક કર્તવ્યમાં જ પૂરેલું રહેતું હતું. તે સાથે પરસ્પર સહકારિતા, કલહત્યાગ, સત્યશોધન તરફ અનન્ય દૃષ્ટિ, એ ભાવોથી એ પરિષદોનો કાર્યવ્યાપાર પ્રેરિત થતો. બીજી પરિષદ્‌ના પ્રમુખ-સ્થાનના ભાષણમાં ડૉ૦ સૅમ્યુઅલ બર્ચ બોલ્યા હતા:—

" Orientalists, too, are all, so to say, men born of the same family, and, like a family, mutually interested, in the success of their respective studies. Before that, as students, all the distinctions of race, creed and

nationality disappear or are forgotten. Even criticism ought neither to be nor become personal, inasmuch as science places for its object the highest scope of the mind—truth, which is in most cases difficult to find, and no reproach to miss."

( પૂર્વના દેશોના વિષયોના અભ્યાસકો એક રીતે જોતાં એક કુટુમ્બમાં જન્મેલા પુરુષો છે; અને, એક કુટુમ્બીઓની પેઠે, પોતપોતાના અભ્યાસમાં વિજય મેળવવામાં અન્યોન્યનાં હિત જોડાયલાંછે. આ દૃષ્ટિથી અભ્યાસકો તરીકે જાતિ, ધર્મ, અને પ્રજાપણાના ભેદ લુપ્ત થાયછે અથવા ભૂલાઈ જાયછે. ટીકા પણ અંગત રૂપની હોવી અથવા થવી ના જોઇયે, કેમકે જ્ઞાનના અન્વેષણનો વિષય માનવબુદ્ધિનો ઊંચામાં ઊંચો વ્યાપારવિષય–સત્ય તે છે; સત્ય જે બહુ પ્રસંગે જડવું કઠણ છે, અને પ્રાપ્ત ન થવું તે લજ્જાસ્પદ નથી. )

હાલ. મહાન્ ભાવોથી પ્રેરાયલા, આખા જગત્‌ના વિસ્તીર્ણ જ્ઞાનવિષયોના પંડિતોની, વિશાળ અન્વેષણક્ષેત્રમાં વિચરનારી, પરિષદ્‌નો આદર્શ તરીકે લેનારી આપણી પરિષદ્ છે. અલબત, એ મહાન્ પ્રયાસ ક્યહાં અને આપણો સંકુચિત ક્ષેત્રનો, અલ્પ અધિકારનો, પ્રયાસ ક્યહાં ? તથાપિ આપણા આદર્શમાં રહેલા ઉન્નત ભાવો આપણા પ્રેરક બળ બને તો નિઃસંશય કાલક્રમે આપણો અધિકાર વધતાં વધતાં આપણી પરિષદ્‌ની યોગ્યતા વધારી સકીશું.

આપણા પ્રયાસની સ્હામે વાંધો ઊઠાવવામાં આવે કે હ્મે putting the cart before the horse ( "ગાડું આગળ અને બળદ પાછળ જોડવા" )હેવું કામ કરોછો; પરિષદ્ પંડિતોની હોય, પંડિતપરિષદ્ માટે હ્મારામાં ખરા પંડિતો ક્યહાં છે ? પરિષદ તે કાંઈ પંડિતો બનાવવાનું કારખાનું નથી, પણ બનેલા પંડિતોનો સમુદાયસમાગમ છે.—ઉત્તર શો આપીશું ? સ્વીકારવું પડશે કે યુરોપની પરિષદ્‌ની સ્થિતિ આપણે અહિં નથી; ત્યહાં પ્રથમ પંડિતો અને પછી પરિષદ્—એ સ્વાભાવિક ક્રમનું દર્શન થાયછે. પરંતુ આપણામાં શું થોડા ગણતર પંડિતો–ન્હાના ઘાટના પણ ખરા પંડિતો–નહિં જડે ? અને હેવાની જોડે સમાગમ થવાથી આપણને આપણી અપંડિતતા, ઊનપંડિતતા, સુધારવાનો પ્રસંગ હાલની પરિષદોમાં મળે એ પણ એક ઓછો લાભ નથી. વળી એ પણ વિચારવાનું છે કે દેશકાલની સ્થિતિ વિચારતાં પાશ્ચાત્ય પરિષદ્‌ની સર્વાંશે સ્વરૂપસમાનતા માટે વાટ્ય જોઈ બેશી રહેવું એ ઇષ્ટ નથી. આપણા દેશના હિતસાધન માટે અડધી સામગ્રી વડે પણ કામ ચલાવવાની જરૂર છે.

તો આપણી પરિષદ્‌ના હેતુ હાલ શા છે ? મ્હારી દૃષ્ટિયે તે આ પ્રમાણે હોવા જોઇયે અને છે;–

આપણી પરિષદ્‌ના હેતુ.

(ક) ગુર્જર સાહિત્યને તથા ભાષાને સમૃદ્ધ શી રીતે કરવાં તે વિશે તપાસ કરવી;

(ખ) એ સમૃદ્ધિ કરવા માટે ઉપાયો યોજવા સાધનો મેળવવાં;

(ગ) પ્રાચીન અર્વાચીન ગુર્જર સાહિત્ય અને ભાષાનો અભ્યાસ કરી વિદ્વાનોએ જે શોધ કરી હોય ત્હેનો વિચાર કરવો,

(ઘ) ગુર્જર ભાષા અને સાહિત્યની વિશુદ્ધિ જાળવવી, ત્હેમનુ જીવન પ્રવર્તાવવુ, મરણમાંથી રક્ષણ કરવુ.

ગુર્જર સાહિત્ય તથા ભાષાની સમૃદ્ધિનો તપાસ તથા ઉપાય યોજના

વૃથા ભાષાભિમાન અને દેશાભિમાનનો ત્યાગ કરીને ખરી આત્મપરીક્ષા કરીશુ, તો જણાશે કે આપણી ભાષા તથા સાહિત્યની સ્થિતિ ખરેખર દરિદ્ર જ છે અંગ્રેજી અને યુરોપની અન્ય સરકારી ભાષાઓના સાહિત્ય જોડે સરખામણી કરીશુ તો એમ જ ભાસ થશે કે એ દેશના ભાષા સાહિત્ય ઊંચા ઊંચા સૂર્યલોકમા વિચરે છે, અને આપણી ભાષા અને સાહિત્ય પૃથ્વી ઉપર અંધકારમય પ્રદેશમા ભટકયા કરેછે. સાહિત્યના વિભાગો અંગ્રેજી ઇત્યાદિમા કરીશુ તો તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાન, નીતિ, તત્ત્વશાસ્ત્ર, ઇત્યાદિ અનેક વિભાગમા સખ્યાબન્ધ પુસ્તકો જડશે, અનેક વિદ્વાનો તે તે વિષયના ખાસ અભ્યાસકો બની કર્તવ્યમા પ્રવૃત્ત થયેલા જોઇશુ, શુદ્ધ સાહિત્યમા કવિતા, વાર્તા, નાટક, બાલસાહિત્ય, લોકગીત, ઇત્યાદિ, ઇત્યાદિ, અનેક શાખાઓમા તે જ પ્રમાણે સમૃદ્ધ અવસ્થા નજરે પડશે આ સર્વમા આપણે એક શાખામા પણ અભિમાન કરવા જેવી સમૃદ્ધિ બતાવી સકાય એમ નથી આ ચિત્રથી ગ્લાનિ થાય ખરી પણ નિરુત્સાહ થવાનુ કારણ નથી કેમકે ભાષા અને સાહિત્ય તે પ્રજાજીવનના પ્રતિબિમ્બ છે, એ જીવનનો વાણીમય સાક્ષાત્કાર છે, અને આપણા પ્રજાજીવનમા ઇશ્વરયોજનાથી પાશ્ચાત્ય સપર્કને પરિણામે નવી જાગૃતિ આવીછે તેથી ક્રમક્રમે જીવનવિકાસ થયા વિના રહેવાનો નથી આ વિકાસ જેમ જેમ સમગ્ર રૂપ થશે આપણા જીવનમા તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કવિત્વભાવના ઇત્યાદી વ્યાપારો ખરેખરા પ્રવેશ કરશે, પ્રજાની નાડી નાડીમા જ્ઞાનનુ રુધિર વહન કરશે, તેમ તેમ આપણી ભાષા અને સાહિત્ય અનુકૂલ રૂપ અવશ્યમેવ ધારણ કરશે

આ દૃષ્ટિએ પ્રજાના સાસારિક ધાર્મિક અને રાષ્ટ્રીય જીવન અને ભાવનાઓ જોડે ભાષા અને સાહિત્યનો સબન્ધ પ્રગટ થશે, સાક્ષાત્ તે તે જીવનના અગના સાહિત્યથી ભિન્ન; સસાર, ધર્મ અને રાષ્ટ્રના પ્રાણથી અનુપ્રાણિત થઈને ભાષા તથા સાહિત્યના સ્વરૂપ ઘડાયછે તે રીતે સબન્ધ આવશે બાકી એ ત્રણ વિષયમા સાહિત્યપરિષદ્‌ના વ્યાપારને અતિક્રમણ કરવા દેવો ન જોઇયે, કેમકે આપણી પરિષદ્ તે સાહિત્ય પરિષદ્ છે, સાસારિક, ધાર્મિક, કે રાષ્ટ્રીય પરિષદ્ નથી. અસગત સાહિત્યનો સબન્ધ આ ભાવનાઓ જોડે આવવાથી શુદ્ધ સાહિત્યની સ્વતન્ત્રતાનો કાંઇક લોપ થાયછે, કેમકે શુદ્ધ સાહિત્યના અધિષ્ઠાતા મહાન્ નાયકોના ગ્રન્થો તો માનવજીવનની વિશાળ ભૂમિ ઉપર વિસ્તીર્ણ મન્દિર ચણીને સ્થિતિ કરેછે શેક્સપીઅર, મિલ્ટન, ડેન્ટી, વાલ્મીકિ, કાલિદાસ, ભવભૂતિ ઇત્યાદિ આખી પૃથ્વીના કવિયો—અમુક દેશકાલના નહિ પણ આખા જગતના કવિઓ—તે તો આ ઊંચા પાયા ઉપર જ ઊભા રહ્યછે. આ વિચારીશુ તો અમુક

દેશકાલના સંકુચિત લક્ષણ વડે મર્યાદિત થયેલા વિષયની કવિતાને જ કવિતા તરીકે લેખનારાઓ સાર્વકાલીન કવિતાનું સ્વરૂપ જ ભૂલી જાયછે તે સહજ જણાશે. આપણી સાહિત્યપરિષદે વિશિષ્ટકાળનું તેમ જ સાર્વકાલીન સાહિત્ય એ બંને તરફ દષ્ટિ કરવાનીછે; જો કે ઘણીવાર અમુક સાહિત્ય સાર્વકાલીન થશે તે વાત થોડો વખત અગમ્ય રહેછે ખરી. છતાં, સાર્વકાલીન અને સાર્વદૈશિક સાહિત્યને પણ ભાષા તો કવિની—ગ્રન્થકર્તાની—પોતાના દેશની જ સાધન રૂપે વાપરવી પડે અને તેથી કરીને અમુક મર્યાદામાં દેશીય અંશ પ્રવેશ પામે જ. આ પક્ષે સ્વભાષાની શુદ્ધિ, વૃદ્ધિ, સમૃદ્ધિની તપાસ પ્રસ્તુત બનવાની જ.

ત્યારે આપણા સાહિત્યને અને આપણી ભાષાને સમૃદ્ધ કરવા માટે ઉપાયયોજના શી? પાશ્ચાત્ય જ્ઞાનના તેજઃપ્રવાહે આપણને માર્ગ દેખાડયોછે તે તરફ નજર કરીશું તો જણાશે કે આપણા પ્રાચીન સાહિત્યનો અભ્યાસ તેમ જ પાશ્ચાત્ય સાહિત્યનો અભ્યાસ જે રીતે વધારે પ્રસાર પામે અને વધારે દઢરૂપ થાય તે ગીને પ્રયાસ કરિયે એ એક મુખ્ય સાધન છે. આપણા પ્રાચીન સાહિત્યમાં સંસ્કૃત તેમ જ પ્રાકૃત સાહિત્યનો સમાવેશ થઈ જાયછે તે કહેવાની જરૂર નથી. આ સાહિત્યનો અભ્યાસ તે જાતે જ અન્તિમ લક્ષ્ય નથી;-અલબત તેમ માનીને એ અભ્યાસ તીવ્ર વિદ્વત્તાથી થઈ સકે, તે જુદી વાત. પરંતુ એ અભ્યાસથી પ્રજાજીવનનો સાક્ષાત્કાર કરનારી ભાષાનો ને સાહિત્યસમૃદ્ધિનો ઇતિહાસ જોઈ હેમાંથી કાલાનુસાર આપણી સમૃદ્ધિ વધવાના માર્ગ સોધવામાં એ અભ્યાસનુ છેવટ સાર્થકય છે તેમ ના થાય તો કેવળ પુસ્તકપંડિતોના નિષ્ફળ જીવનથી દેશને જે હાનિ થાય તે થવાની પંડિતોના જ્ઞાનનો દેશસેવામાં વિનિયોગ થાય તે સાફલ્ય પ્રાપ્ત ના થવાનું.

માટે કાલાનુસાર આપણી ભાષાની સમૃદ્ધિ વધારવા માટે યોગ્ય મર્યાદામાં (ભાષાનુ વ્યક્તિત્વ જાળવી રાખીને) ઉદારભાવથી શબ્દો, વચનો, વિચારો ઇત્યાદિના ઉમેરાથી, અને સાહિત્યની સમૃદ્ધિ નવીન ભાવનાઓના યોગ્ય ઉમેરાથી-જે રીતે થાય તે તરફ આપણી પ્રયાસપ્રવૃત્તિ થવાની જરૂર છે. અલબત, આ ભાવનાઓ આપણા વ્યક્તિજીવનમાં તેમ જ પ્રજાજીવનમાં સ્વભાવસિદ્ધ જેવી બની હશે તો જ પરિણામી સાહિત્ય સજીવ, સત્ય, અને સમર્થ થશે. કવિતા લખનાર કવિ જે ભાવનાને પોતાની કૃતિમાં મૂર્ત રૂપ આપેછે, તે ભાવના તરફ કવિને અન્તઃકરણમાંથી શ્રદ્ધા, પૂજ્યભાવ, હોય તો હેની કવિતા અકૃત્રિમ અને સત્ય ભાવવાળી થશે. અને એ સત્ય ભાવના ગુણ માટે તે તે ભાવના તરફની શ્રદ્ધા આત્મબલિદાનની પણ માગણી કરેછે. ઉદાહરણ તરીકે, દેશસેવાની ભાવના લ્યો એ ભાવના માટે જ્યહાં સુધી આત્મબલિદાનની તત્પરતા નહિં હોય ત્યહાં સુધી એ ભાવનાના તરફ ખરી શ્રદ્ધાની ખામી જ રહેશે, અને ત્યહાં સુધી એ ભાવનાનું સાહિત્ય કૃત્રિમ અને સત્યભાવ વિનાનું, નિર્જીવ, દામ્ભિક, બનશે.

ભાષાસમૃદ્ધિ વધારવા માટે ઉદાર ભાવ રાખી સર્વ સ્થળેથી શબ્દાદિકનો સ્વીકાર કરવો એ પક્ષને મર્યાદાની જરૂર તો છે જ: સર્વસ્વીકારની પદ્ધતિ હેવી પણ ના થવી જોઈયે

કે ભાષાની વિશુદ્ધિને હાનિ પ્હોંચે 'મોકલી આપવું', 'શું ચિન્તા', ઇત્યાદિ દૂષિત પ્રયોગોને માટે, તેમ જ અંગ્રેજી ભાષારૂઢિના તરજૂમિયા ઉતારા, અંગ્રેજી વાક્યરચનાની કઢંગી નકલો ઇત્યાદિ માટે ભાષાના જીવનતત્ત્વની દૃષ્ટિએ જોતાં, કશો પણ બચાવ નથી. આવા પ્રયોગોની અશુદ્ધિનું બીજ તપાસવા જઇશું તો જણાશે કે પ્રજાજીવન સાથે વિરોધ હેમાં કોઇને કોઇ રૂપે સમાયલો હોય છે. પ્રજાજીવનમાંથી જે પ્રયોગો સ્વાભાવિક વિકાસક્રિયાથી પ્રગટ થતા નથી તે ભાષાની વિશુદ્ધિને ક્ષતિકર બને છે. અંગ્રેજીમાં a storm in a tea cup એ કહેવત છે. હેના પ્રતિબિમ્બરૂપે આપણી ભાષામાં કોઇ કહેવત ના જડે તે માટે 'ચ્હાના પ્યાલામાં તોફાન' એમ કહેવત ઘડી કાઢીશું તો તે પ્રજાજીવનનું પ્રતિબિમ્બ તો નહિ જ બને. એ જ રીતે ગુજરાતી કહેવત 'સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો' હેનું અંગ્રેજીમાં રૂપાન્તર કરવા જતાં હેની જ વિડંબના થવાની. પ્રજાના નિત્યજીવનમાં ચ્હાનો પ્રવેશ સંપૂર્ણ ઓતપ્રોત થઇને એ પ્રકારનું કહેવત આપોઆપ ભવિષ્યમાં સ્વાભાવિક વિકાસથી ઉદ્‌ભવ પામે તો જુદી વાત. પરંતુ ચ્હાનો પ્યાલો નગરવાસીમાં તેમ જ ગ્રામવાસીમાં પણ પ્રવેશ પામ્યો છે છતાં જીવનમાં ઓતપ્રોત નથી, અને જીવનાશ નથી, જીવનને ભ્હારથી વળગાડેલો પ્રકાર છે. ભાષાનો વિકાસ પ્રજાજીવનમાંથી થાય છે એ તત્ત્વ અહિં આકસ્મિક રીતે સૂચિત થાય છે.

માટે ભાષાના જીવનનું રક્ષણ કરવું એ પણ આપણું કર્તવ્ય છે. બ્હારના અંશોનો સ્વીકાર, પોતાના વ્યક્તિસ્વરૂપને બાધક ના થાય તે રીતે કરવો એ જેમ ઇષ્ટ છે તેમ, અન્ય પક્ષે ભાષાના જીવનસ્વરૂપને અનિષ્ટ આક્રમણોથી અસ્પૃષ્ટ રાખી રક્ષણ કરવું તે પણ કર્તવ્ય છે. ગ્રામ ભાષાના સત્ત્વ જીવનના રક્ષણરૂપી કર્તવ્યને લીધે જ હિન્દી અથવા અન્ય ભાષા ભરતખંડ માટે (સમાન ભાષા નહિ, પણ) એક ભાષા—અનન્ય ભાષા—બનાવવાનો પક્ષ આપણી સકલ સાહિત્યપરિષદના ઉદ્દેશને બાધક બનવાનો રહે છે. આ વિશે અન્ય પ્રસંગે હું સવિસ્તર સ્થિતિપરીક્ષા કરી ચૂક્યો છું.* અહિં પ્રસંગોપાત્ત આટલું દિગ્દર્શન બસ છે.

પ્રજાજીવનનો સાક્ષાત્કાર ભાષામાં છે તો તો ભારત રાષ્ટ્રીય ભાવના માટે આખા ભરતખંડ માટે એક ભાષાની આવશ્યકતા ઉપસ્થિત થઇ જ એમ શંકા નીકળે. પરંતુ જરાક ઊંડો વિચાર કરીએ. પ્રજાજીવન અને રાષ્ટ્રીય જીવન એ સમાન વ્યાપ્તિના શબ્દો નથી. પ્રજાજીવનનો વ્યાપાર રાષ્ટ્રીય જીવનમાં પર્યાપ્ત નથી થતો. સાંસારિક જીવન, ધાર્મિક જીવન ઇત્યાદિ જીવનના વિવિધ પ્રદેશનો સમાવેશ હેમાં થાય છે. તે દૃષ્ટિથી પ્રાન્તિક રીતરિવાજ ઇત્યાદિમાં ભિન્નતા અનિવાર્ય છે. રાષ્ટ્રીય ભાવનાઓ સર્વ પ્રાન્તોને સમાન હોય તે ખરું, પણ ભાષા કાંઇ ઘડી ઘડાતી નથી કે ભાંગી ભંગાતી પણ નથી. એના પ્રકૃતિના નિયમોને વશ રહીને જ, જેમ કે હિન્દુ રાષ્ટ્રીય ભાષા હજી આદિમ બંધાવાની દશામાં છે, હેનો આગળ ભાર હજી પ્રજાજીવનમાં આભ્યન્તર વિકાસમાંથી

* ભરતખંડ માટે એક ભાષા એ નિબન્ધ બીજી ગુજરાતી સાહિત્યપરિષદના રિપોર્ટમાં પ્રગટ થયેલો જુઓ.

નથી થયો, બાહ્ય સંસ્કારના રૂપમાં જ છે,-ઇત્યાદિ સ્થિતિ વિચારીશું તો ઉપર કાઢેલી શઙ્કાનો નિરાસ થઈ જશે.

આપણી ભાષાનું મરણ ના થવા દેવું—આ એક આપણે સંભાળવાનું છે. ડૉક્ટર ફ્લીટ જે વખતે શોલાપુર જિલ્લામાં કલેક્ટર હતા તે વખતે હેમના પ્રસંગમાં હું આવ્યો હતો. તે અરસામાં વાતપ્રસંગે હેમણે કહ્યું કે દેશી ભાષાઓના વિકાસ માટેના પ્રયાસો વ્યર્થ છે, વખત જતે અંગ્રેજી ભાષા તે જ હિન્દુસ્તાનની ભાષા થવાનીછે. આ વિ. લક્ષણ મતનો ઉત્તર મ્હેં અન્યત્ર* આપ્યોછે. આપણી પ્રાન્તીય ભાષાનો ઇતિહાસવિકાસ એ મતને ખોટો પાડશે, એમ તે સ્થળે મ્હે દર્શાવ્યુછે. અહિં એટલું ઉમેરવું કે હિન્દુસ્તાનના લોકોના પ્રાચીન કાળથી વિકાસ પામેલા સુધારાનો ઇતિહાસ ભૂલી જઈને હેમને અમેરિકાના ઇંડિયનોની સાથે સમાન કક્ષામાં મૂકનારા કેટલાક એમ કહેછે કે એ અમેરિકાની જંગલી પ્રજાની પેઠે હિન્દુસ્તાનની પ્રજા પણ નાબૂદ થશે, ત્હેના જેવો જ આ મતમાં ઇતિહાસ અને વસ્તુસ્થિતિનો અનાદર પ્રગટ થાયછે જો ભરતખંડની પ્રજા અસ્તિત્વમાંથી લુપ્ત થશે, ભરતખંડમાંથી શુદ્ધ પ્રાચીન ધર્મનુ સ્વરૂપ ભૂસાઈ જઈ સર્વત્ર ક્રિશ્ચાનિટી વ્યાપશે, તો બેશક પ્રાન્તીય ભાષાઓનો નાશ થશે પણ હજી તે સમયને બહુ વાર છે.

પણ જે રીતે સંસ્કૃત ભાષા હાલના સમયમાં મરણ પામેલી જ ગણાય તેમ આપણી ભાષાઓનું મરણ થશે તો કેમ? સંસ્કૃત ભાષા તે હવે જીવનની ભાષા કોઇ પ્રદેશમાં નથી. (વસ્તિપત્રકના રિપોર્ટમાં વિરલ પ્રદેશમાં સસ્કૃત ભાષા બોલાતી કહેલી છે ખરી, પરંતુ તે માત્ર ૭૧૬ જણા બોલેછે એમ કહેલુછે, અને એ જીવનભાષા તરીકે હોવા વિશે સંશય છે.) આ પરિણામ આપણી ભાષા ન પામે તે માટે સંસ્કૃત ભાષાના મરણનાં કારણો તપાસીશું તો આપણને બચાવનો રસ્તો જડશે. સંસ્કૃત ભાષાએ પોતાના સ્વરૂપમાં જોઇયે તેટલી સ્થિતિસ્થાપકતા જાળવી નહિં; પોતાનાં environments પરિવેષ્ટનો—આસપાસ વીંટાયલાં બળો—ની સાથે યોગ્ય અનુકૂલતા, સમયોચિત ફેરફાર કરવાની ક્રિયા, તરફ વલણ ના રાખ્યું, અને બહુધા અણવળકણી લોખંડ જેવી સ્થિતિ પકડી રાખી; પ્રજાના આન્તર જીવનમાં પ્રચરિત થયેલાં રૂપાન્તરોને મૂર્ત કરવા માટે તે તે પ્રમાણમાં ભાષામાં રૂપાન્તરો ના થવા દીધાં; તેથી સંસ્કૃત ભાષા પરિણામે મરણ પામી. માટે આપણે મરણભય ટાળવા માટે આપણી ભાષાને એ આગ્રહી સ્થિતિમાં અકડાઈ જવા દેવી નહિં એ મુખ્ય પ્રતિબન્ધક ઉપાય છે. પરંતુ સ્હામે એ પણ સંભાળ રાખવાની જરૂર છે કે આપણી ભાષાનું જીવનબિમ્બક અન્તઃસ્વરૂપ તજી દેઈને વિદેશી સ્વરૂપો અવિચારથી સંઘરવાં ના જોઇયે. નવીન ભાવનાદિક આસપાસ આવીને અનુપ્રાણન કરે તો તે વખતે ભાષાનાં ઇન્દ્રિયદ્વારો બંધ પણ ના રાખવાં; પરિવેષ્ટનોમાંનાં પ્રતિકૂલ હોય તે જોડે યુદ્ધ કરવું અને અનુકૂલ હોય તે જોડે આલિંગન કરી હેનો

* "ભરતખંડ માટે એક ભાષા" એ નિબન્ધ પૃ-૬-૩૭-૩૮ (ત્રીજી સાહિત્યપરિષદ્‌નો રિપોર્ટ).

પ્રાણ મેળવી દેવો આમ सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पण्डित એ બોધનો સારો ઉપયોગ કરવો, મૂર્ખ પંડિતોએ કર્યો હતો ત્હેવો નહિ

ભાષાને મરણમાંથી બચાવવા માટે આ સામાન્ય ધોરણ બસ છે અલબત, પરમ અન્તે તો મરણ સર્વનું છે જ, ભાષા, શાસ્ત્ર, સાહિત્ય, ઇત્યાદિ સર્વનું પરંતુ તે પ્રલયકાળના સમયના વિનાશ માટે ખેદ પણ નથી કરવાનો, અને તેટલા માટે દુનિયા ચાલેછે ત્હાં સુધી તો ભાષાના રક્ષણ માટે પ્રયાસ કરતા અટકવાનું પણ કારણ નથી એ પ્રયાસ કરતે આપણે ધ્યાનમા રાખવાનું છે કે દેહ કરતા મનોવ્યાપાર અધિક પ્રભાવવાળી વસ્તુ છે, અને મનોવ્યાપારના વિચારમય રૂપને પૂર્ણ બળમા પ્રગટ કરવાનું સામર્થ્ય કોઇ પણ માનવભાષામા નથી, ભાષા તે વિચાર પ્રકટનનું આખરે અપૂર્ણ સાધન છે, છતા તે સાધનમાં આપણાથી બને તેટલું સામર્થ્ય પૂરવું એ આપણું લક્ષ્ય જોઇયે બીજું ધ્યાનમા રાખવાનું એ છે કે આ યુગમા જગત્ના દૂર દૂર દેશના સ્થળો વચ્ચે પરસ્પર ગાઢ વ્યવહારસબન્ધના યુગમા, કોઇ પણ છૂટક પ્રજા world forces જગતના ચાલક બળોથી અસ્પૃષ્ટ રહી સકશે નહિ, તેથી ભાષા ઉપર પણ એ વ્યાપકબળોની અસર પ્હોચવાની જ. તેટલે અંશે ભાષાને બાહ્ય સંસ્કારોથી બચાવવાનો વ્યર્થ પ્રયાસ ના કરવો તે ખરું છે તથાપિ ભાષાનું વ્યક્તિસ્વરૂપ સાચવવાનો પ્રયાસ તે આ તત્ત્વને બાધક નહિ બને. મ્હે અન્ય પ્રસંગે* દર્શાવ્યુંછે તે પ્રમાણે યુરોપખંડમાં ૫૦૦ વર્ષ ઉપરાતથી દેશ દેશની ભાષાનું સ્વતંત્ર સાહિત્યમય બંધારણ થવાનું વલણ શરૂ થયેલુંછે અને હેનું પ્રાબલ્ય ચાલૂ છે, અને વિશ્વના ચાલક બળોની વ્યાપકતા ઉપર કહી તે, ધ્યાનમા રાખતા એ બળનો પ્રભાવ આપણા દેશની પ્રાન્ત ભાષાઓ ઉપર પણ થવાનો, અર્થાત્ ભાષાનું વ્યક્તિસ્વરૂપ બાંધવું તથા વિકસાવવું હેને પણ વિશ્વના ચાલક બળોમા સ્થાન છે આમ છતા બીજા ચાલક બળોની પ્રવૃત્તિ પણ ભેગભેગી થવાની,—જેવા કે માનવ જાતિમા બન્ધુતા સાધનારા, એકીકરણ કરનારા, આત્મિક બળો આ બળો ભાષાના વ્યક્તિ વિકાસને પોષક થાય એમ સમન્વય સાધવો, અને ભાષાને પણ એ એકીકરણ સાધનાર આત્મિક બળોનું સાધન બનાવવું એ તો પરમોત્તમ સેવા ગણાશે

આપણી ભાષા તથા સાહિત્યની વિશુદ્ધિ જાળવવાની સાથે એ બેને સમૃદ્ધ કરવાનું કર્તવ્ય આપણે શિર આવ્યુંછે એ બજાવવામા ખરો માર્ગ જાણવા માટે એ બંનેની હાલની સ્થિતિ અને પૂર્વનો ઇતિહાસ સંક્ષેપમા જોઈ જવાની કાંઇક જરૂર લાગેછે આજ જે સ્થાને હું ઊભો છું તે સ્થાનના મ્હારા પૂર્વાધિકારિઓમાથી બે જણે આપણી ભાષા તથા સાહિત્યનું ઇતિહાસદર્શન વિદ્વત્તાથી અને વિશાલ દૃષ્ટિથી કાંઇક વિસ્તૃત રૂપે કર્યુંછે, એટલે એના એ પ્રદેશમા સંચરણ કરવું હવે આવશ્યક કે ઇષ્ટ નથી માત્ર એ ઇતિહાસ દર્શનની પૂરવણીરૂપે તેમ જ સ્વતન્ત્ર સંક્ષિપ્ત રેખાલેખન રૂપે હું થોડુંક કહી જઈશ

ગુર્જર ભાષા તથા સાહિત્યનુ ઇતિહાસદર્શન

---

* "ભરતખંડ માટે એક ભાષા" એ નિબન્ધ પૃષ્ઠ ૧૨, ૧૩, બીજી સાહિત્ય પરિષદનો રિપોર્ટ જુવો

ભાષા. પ્રથમ ભાષાનો ઇતિહાસ તથા સ્થિતિ લઈશું. આપણી ભાષા સંસ્કૃતમાંથી સર્વાંશે સાક્ષાત્ ઉતરી આવી નથી, વચલા ગાળામાં પ્રાકૃત, અપભ્રંશ, ઇત્યાદિ ક્રમોમાં થઈને હાલનું સ્વરૂપ ઘડાયું છે; એ સ્વરૂપમાં સંસ્કૃતસમ, સંસ્કૃતભવ, અને સંસ્કૃતાભિન્ન એ ત્રિવર્ગ શબ્દોના સમૂહ સમાયાછે; ઇત્યાદિ સત્યોથી વિદ્વાનો એટલા પરિચિત થઈ ગયા છે કે એ સર્વેની વિગતોમાં ઊતરવાની અને પુનરુક્તિ કરવાની કશી જરૂર નથી. માટે અપભ્રંશથી જ આપણા સિંહાવલોકનનો આરમ્ભ કરિયે. અપભ્રંશ, મધ્યકાલીન અપભ્રંશ, અન્તિમ અપભ્રંશ ( અથવા જેને ડૉકટર ટેસિટોરી જૂની પશ્ચિમ રાજસ્થાની કહે છે તે ), આરમ્ભકાળની ગુજરાતી, મધ્ય ગુજરાતી, અને આધુનિક ગુજરાતી–એ ક્રમમાં આપણી ભાષાનો ઇતિહાસ, ચાલ્યો આવેલો જણાયછે. આ સર્વ ભાષા-ક્રમોનાં સ્વરૂપદર્શક ઉદાહરણો તે તે કાળના સાહિત્યમાંથી ઉતારવાની જરૂર નથી. રા. કેશવલાલ ધ્રુવના બીજી સાહિત્યપરિષદ્ વખતના પ્રમુખપદથી કરેલા ભાષણમાં, તેમ જ અન્ય વિદ્વાનોના જુદા જુદા લેખોમાં એ પ્રકારનું સ્વરૂપદર્શન થઈ ચૂક્યુંછે. તેથી આજ હું અન્ય માર્ગ પકડીશ: તે તે સમયની ભાષાનાં ગુજરાતીના હાલ સુધીના વિકાસ જોડે નિકટ સંબન્ધ રાખનારા વાગ્વ્યાપારનાં લક્ષણદર્શી સ્વરૂપોનું સંક્ષિપ્ત દર્શન જ હું કરી જઈશ.

અપભ્રંશમાં પ્રવર્તતા મુખ્ય વાગ્વ્યાપાર:—

(૧) र કારનો (વિકલ્પે) લોપાભાવ,

આ તત્ત્વને લીધે સં. प्रकट નો ગુજરાતીમા 'પ્રગટ' એ શબ્દ રકાર-સહિત આવ્યોછે.

(ટીપ:– ट નો ड અહિં નથી થયો, તેટલે અંશે આ શબ્દ સાક્ષાત્ તદ્‌ભવ ગણવામાં બાધ આવશે, કેમકે બીજા રૂપાન્તરો પ્રાકૃત અપભ્રંશ-દ્વારા થયેલાંછે. તેથી ट નો ड ના થવો તે અપવાદસ્વરૂપ ગણવું ઠીક છે). विक्रय-વકરો, आश्रय-આશરો;–એ પણ આ પ્રકારનાં ઉદાહરણો છે.

(૨) अभूतोऽपि क्वचित् (સિ. હે. ૮-૪-૩૯૯) એ સૂત્રને આધારે र કારનો અકારણ ઉમેરો;

ઉદાહરણ:–સં. शाण ગુજ૦ સરાણ (श्राण એમ થઈ પાછી વિશ્લેષ થઈ 'સરાણ'; )

સં. पक्ष-पक्खं પખું,-પ્રખું, પરખું, પડખું.

સં. कोटि-क्रोडि*–કરોડ, (દસ લાખથી દસગણી સંખ્યા.)

સં. त्रुटः त्रुट्टो ત્રૂઠ્યો;

---

* સ્વ૰ચેદીના નાનજિયાણીએ પ્રસિદ્ધ કરેલા ' ખોજાવૃત્તાન્ત 'માં ખોજાઓનાં કેટલાંક પદોના નમૂના આપ્યાછે, ત્હેમાં ( પૃષ્ઠ ૨૦૭ મે તથા ૨૧૧ મે ) 'ક્રોડી 'શબ્દ તેમ ' ક્રોડ' પણ છે. એ પદોનો સમય સ્પષ્ટ ઉલ્લેખથી આપ્યો નથી.

(ટીપ :–આ ર કારનો ઉમેરો અકારણ તો ખરો જ, પરંતુ કાંઈક સંસ્કૃતનો ભાસ આપવાનો લોભ એ પણ પ્રવર્તક કારણ હોય, એક દક્ષણી પાઘડી બાંધેના ગુજરાતી પુરુષને પૂછ્યું કે ત્હમે હાવી પાઘડી કેમ બાંધીછે ? તો ઉત્તર મળ્યો :–"હમે અસનથી જ દ્રક્ષણી પાઘડી બાંધિયે છિએ" આ ખરી બનેલી વાત પછી, પેલા ગામડાનો અભણ બ્રાહ્મણ સાસ આગળ સંસ્કૃત ભણ્યાનો ડોળ બતાવવાને બોલ્યો હતો કે–"પ્રેની પ્રીટિયેથી અગ્રેટિયું ઝાલો' તે બનારસી ઉપહાસવાર્તાનું પ્રયોજન રહેતું નથી)

(૩) (અનાદિ અસંયુક્ત) क નો ग,

સં प्रकट નું પ્રગટ, प्रकरण નું પગરણ ( ગુજરાતી ), मुकुट નું મુગટ, द्यूतकार નું જુગાર रत्नाकर નું રતનાગર, व्यक्त નું વિગત ઇત્યાદિ

(૪) लिङ्गमतन्त्रम् ( સિ હે ૮-૪ ૪૪૫ ) એ સૂત્રની પ્રવૃત્તિ ગુજરાતીમાં બહુ થાયછે :—मित्र, उत्तर पत्र मुकुट ઇત્યાદી નપુંસકલિંગના ગુજરાતીમાં મિત્ર, ઉત્તર પત્ર, મુગટ ઇત્યાદિ પુલિંગ શબ્દો થયાછે, वृक्ष સંસ્કૃતમાં પુલિંગ તે ગુજરાતીમાં નપુંસકલિંગ છે, 'પાખ' સ્ત્રીલિંગનું સંસ્કૃત મૂળ पक्ष પુલિંગ છે, 'આખ્ય' સ્ત્રીલિંગનું સંસ્કૃતમાં મૂળ अक्षि નપુંસકલિંગ છે, ઇત્યાદિ, ઇત્યાદિ

(૫) क પ્રત્યયનો બહુ છૂટથી ઉપયોગ, હમાં—

(क) क् નો લોપ, અને આ क પ્રત્યયને યોગે તથા લોપ થતા પુલિંગના શબ્દો ( પ્રથમ એક વચનના રૂપના ) ને અંતે अउ અને નપુંસકમાં अउ

(ख) આ क પ્રત્યય ના લાગે ત્હારે પુલિંગ શબ્દોને અન્તે उ અને નપુંસકને અન્તે પણ उ, ( સિ હે ૮-૪-૩૩૧ ને આધારે અન્તે उ અને ૮-૪-૩૫૪ ને આધારે उ થાયછે )

(ग) આ क પ્રત્યયનો ઉમેરો કેવળ યદૃચ્છામૂલક ન હોઈ accent સ્વરભારને અનુસરીને હેતુ અસ્તિત્વ અથવા અભાવ જણાયછે, અન્તોદાત્ત શબ્દોને क પ્રત્યય લાગતો અને બીજાને નહિ,

(घ) આ સ્થિતિને પરિણામે ગુજરાતીમાં પુલિંગમાં ઓકારાન્ત તેમ જ અકારાન્ત શબ્દો નજરે પડેછે, તેમ જ નપુંસકલિંગમાં ઉકારાન્ત તેમ જ અકારાન્ત શબ્દો જોઈએ છિએ–એ દ્વિધા સ્થિતિનું સમાધાન મળેછે

ઉદાહરણ:—

| પુંલિંગ— | | | નપુંસકલિંગ— | | |
|---|---|---|---|---|---|
| घोटक: | घोडउ | ઘોડો; | मृतकं | मडउं | મડું; |
| धवलक: | धवलउ | ધોળો; | माजनकं | माणउं | ભાણું; |
| पादक: | पायउ | પાયો; | अंगनकं | अंगणउं | આંગણું; |
| मर्कटक: | मक्कडउ | માંકડો; | | | |
| शब्द: | सद्दु | સાદ; | नयनं | नयणु | નેણ; |
| मत्कुण: | मक्कुणु | માંકણ. | वचनं | वयणु | વેણ; |
| | | | गृहं | घरु | ઘર; |
| | | | दुग्धं | दुद्धु | દૂધ. |

આ શિવાય કાનો, કાન; (સં. कर्ण:); ગાભો, ગાભ; (સં. गर्भ.); દાંતો, દાંત; (સં. दन्त;) વાંસો, વાંસ; (સં. वंश:)- ઇત્યાદિ વૈકલ્પિક રૂપો ભિન્નાર્થ પ્રસંગે થાયછે. ત્હાં અર્થભેદે સ્વર-ભારનો ભેદ હશે એમ કલ્પના ઉપસ્થિત થઈ સકે એમ છે.

આ સ્વરૂપ વિશે સવિસ્તર ચર્ચા મ્હેં "ગુજરાતી ભાષાનું બંધારણ" એ વિષયના લેખમાં કરેલીછે. ('વસન્ત' સંવત્ ૧૯૬૯ ચૈત્ર તથા જ્યેષ્ઠ, પૃષ્ઠ ૧૩૪–૧૩૬, તથા ૨૪૧–૨૪૭ જુવો).

(૬) अम्हारउ, महारउ, ઇત્યાદિ અપભ્રંશનાં રૂપો; काइं, कवण, ઇત્યાદિ આદેશો; વિના નું विणु રૂપ; ઇત્યાદિ અપભ્રંશનાં અનેક રૂપો ગુજરાતીના હાલના શબ્દો જોડે નિકટ સંબન્ધી છે.

અપભ્રંશ પછીના અર્થાત્ મધ્યકાલીન અપભ્રંશનાં તથા અન્તિમ અપભ્રંશના ભાષા વિકાસનાં વિશિષ્ટ લક્ષણો જોઇયે:—

(૧) સંયુક્ત વ્યંજન માંનો એક લુપ્ત થઈ પૂર્વ સ્વરનું દીર્ઘ થવું:
ઉદાહરણ:–कम्म–કામ; मल्व–માપ; तिक्खं તીખું;–पुत्त–પૂત ઇત્યાદિ.
'પ્રબન્ધચિન્તામણિ' (વિ. સં. ૧૩૬૧) માં જે જે નમૂના દેખાયછે તે ભાષા આસરે સૈકા પૂર્વેની રા. કેશવલાલ ગણેછે. તો વિ. સં. ના ૧૩મા સૈકામાં હજી સંયુક્ત યથાવત્ રહેલો નજરે પડેછે. वुड्ढि, सक्कर, मक्कड, तिक्खा, हत्थ, ઇત્યાદિ રૂપો હેમાં હજી છે.
વિ. સં. ના ૧૪ મા ૧૫ માં સૈકામાં આ સ્થિતિ બદલાઈ ઉપર કહેલો રૂપવિકાર નજરે પડેછે. મુગ્ધાવબોધ ઔક્તિક (વિ. સં. ૧૪૫૦) માં નાચઇ, પાધરી, ઇત્યાદિ શબ્દો જોઇયે છિયે; 'વસન્ત વિલાસ' (વિ. સં. ૧૫૦૮) માં मूकए, चूकए, दीठउ, लागी એ રૂપો દેખિયે છિયે; 'કાન્હડદે પ્રબન્ધ' (સં ૧૫૧૨) માં વાત, સાપ, લાગ, માગ, એમ શબ્દો જોઇયે છિયે.

ડૉક્ટર ટેસિટોરી કહેછે કે આ રૂપાન્તર ઇસવી સનના ૧૪ મા સૈકા (વિ. સં. ૧૩૪૪ થી પૂર્ણ થતા સૈકા)ની બહુ પૂર્વેથી શરૂ થયું હતું.

कहिज्जइ, भणिज्जइ ને બદલે કહીજે, ભણીજે, એ રૂપો પ્રાકૃતપૈંગલ' નામના ગ્રન્થમાં દેખા દેછે. પરંતુ એ જ પંડિત બતાવેછે તેમ 'પ્રાકૃત પૈંગલ'ની ભાષાનો સમ્બન્ધ જૂની પશ્ચિમ રાજસ્થાની જોડે તો આકસ્તરો જ છે એટલે ગુજરાતીની પૂર્વજ ભાષાઓમાં કદાચ આ રૂપાન્તર કાંઈક મોડું થયું સમજો કેમકે 'પ્રાકૃતપૈંગલ'ની ભાષાનો સમય ડા. ટેસિટોરી ઈ સ ના ૧૦ માથી ૧૨ મા સૈકામા મૂકેછે, અને આપણે 'પ્રબન્ધચિન્તામણિ'મા પ્રતિબિમ્બિત થએલી વિ સ ના ૧૩ મા સૈકાની ભાષામા તો સયુક્ત વ્યજન કાયમ દીઠાછે – આટલી વિશિષ્ટતા રાખીને કહેવાને બાધ નથી કે આ રૂપાન્તર અપભ્રંશ અને પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીના વચગાળામા બહુ વહેલું થએલું હોવામા શક નહિ, વિ. સંવત્‌ના ૧૪ મા સૈકામા તો એ થઈ ચૂકેલું હોવાનો સભવ ઉપર આણે દીઠાછે ડો ટેસિટોરી પણ જે ઉદાહરણો આપેછે તે ઈ સ ૧૫૦૦ થી ૧૬૦૦ (વિ સ ૧૫૫૬ થી ૧૬૫૬ ) ની અંદરના ગ્રન્થોમાથી આપેછે

(૨) ઉપરના રૂપાન્તરને મળતું જ બીજુ રૂપાન્તર અનુસ્વારની શિથિલતા અને પૂર્વ સ્વરની દીર્ઘતાનુ છે ઉદાહરણ –चक्र–ચાક, सन्ध्या–સાંઝ, दन्त–દાંત, सिंचइ–સીંચે मुण्डइ–મૂંડે, ઇત્યાદિ

આ રૂપાન્તરની સમયમર્યાદા ઉપર કહેલા સયુક્તલોપની સાથે સાથે જ છે સ ૧૪૫૦ માનુ 'મુગ્ધાવબોધ' ચાકુઝ ઉક્તિ કહેછે, સ ૧૫૦૮ નુ વસન્તવિલાસ' ચાકુઝ શબ્દ પ્રયોજેછે (આ ગ્રન્થોની ભાષા પોતાની રચ્યા સાલ કરતા પચાસ સો વર્ષ પૂર્વની સ્થિતિ દર્શાવેછે એ ધારણે જ ચાલેલ છે )

(૩) અસ્વરિત પ્રથમ શ્રુતિનો લોપ –

ઉદાહરણ –उपविशति–उवविसइ–उवइसइ–वइसइ–बइसइ–બેસે

[ ટીપ –શાસ્ત્રી વ્રજલાલે તેમ જ કેટલાક આધુનિક વિદ્વાનોએ વિશતિ ઉપરથી 'બેસે' એમ વ્યુત્પત્તિ કાઢી છે તે આ પૃથક્કરણ જોયા પછી ત્યાજ્ય ગણાશે એમ આશા છે ]

अपत्य–अवच्च–वच्च–બચ્ચુ,

अस्ति–*अच्छइ–अछइ–છઇ,–છે,

अन्यत्–अण्ण–अनइ–नइ–ને

अरघट्ट–अरहट्ट–રહેટ

ઇત્યાદિ

---

* ડૉ. ટેસિટોરી પિશેલનો આધાર લઈને ऋच्छति ઉપરથી अच्छइ–अछइ ઉપજાવે છે (The Indian Antiquary April 1914.) (*) પરંતુ 'પ્રાકૃતપ્રકાશ' પરિચ્છેદ ૧૨, સૂત્ર ૧૯ પ્રમાણે શૌરસેની મા અસ્ ધાતુનો अच्छ् આદેશ છે

વિ. સં. ૧૩૪૮ માંના બામનેરા (રજપૂતાણા) માંના એક શિલાલેખમાં अरहट શબ્દ (રહેંટવાળો કૂવો એ અર્થમાં) છે.* તે ઉપરથી કદાચ જણાય કે આ વિકાર એ સમયમાં હજી પ્રવૃત્ત થયો નહિં હોય. વિ. સંવત્ ૧૪૦૦ ની પછી આ લોપ પ્રગટ થાયછે. મેરુસુન્દરના 'પુષ્પમાળ પ્રકરણ' (પ્રતસાલ સં. ૧૫૨૯ એટલે રચ્યા સાલ ૧૪૦૦ ને ૧૫૦૦ ની વચ્ચે સંભવે તે) પુસ્તકમાં 'બઇઠું' રૂપ નજરે પડેછે;

'મુગ્ધાવબોધ ઔક્તિક' (સં. ૧૪૫૦) માં 'છઇ'† તેમ જ 'અનઇ' એ રૂપો છે;

'વસન્તવિલાસ' (સં. ૧૫૦૮)માં 'બઇઠ' રૂપ છે;

'કાન્હડદે પ્રબન્ધ' (સં. ૧૫૧૨)માં 'છઇ' તેમ 'અછઇ,' 'નઇ' તેમ જ 'અનઇ,' તથા 'બઇસઇ'—એ રૂપો છે;

કર્મણિમંત્રીકૃત 'સીતાહરણ' માં 'નઇ' રૂપ (=અનઇ) છે.

આમ આ અસ્વરિત પ્રથમ શ્રુતિનો લોપ વિ. સં. ૧૪૫૦ ની પૂર્વે શરૂ થઈ ચૂકેલો તે પછી ચાલ્યો આવ્યોછે.

મરાઠીમાં સંસ્કૃત उपरिनुं પ્રાકૃત उवरिद्वारा वर થયેલુંછે તે પ્રાચીન મરાઠીમાં પણ वर અથવા वरिं જ માલૂમ પડેછે; તેથી લાગેછે કે આ પ્રથમશ્રુતિલોપનું તત્ત્વ મરાઠીના આરમ્ભ કરતાં પ્રાચીન હોય. પરંતુ આ માટે વધારે અન્વેષણની જરૂરછે.

(૪) 'છે' (પ્રાચીન 'છઇ') હેનો સ્વતન્ત્ર ક્રિયાપદ મટી ઉપક્રિયાપદ તરીકે ઉપયોગ;

વ્રજલાલ શાસ્ત્રી કહેછે કે સંવત્ ૧૪૦૦ ના સૈકા પછી ગુર્જર ભાષામાં આ સ્વરૂપ પેઠુંછે, તે પૂર્વે નજરે પડતું નથી. करोतिनुं અપભ્રંશ करइ થયું હેમાં વર્તમાનકાળનો ભાવ પૂર્ણ બળથી બતાવવાની શક્તિ કાલક્રમે જતી રહીને વધારાનું છઇ (છે) ઉમેરાઇ 'કરઇ છઇ' એમ પ્રચાર થયો; તે હાલ તો સર્વત્ર વ્યાપેછે.

આ સ્વરૂપ વિ. સં. ૧૪૦૦ પછી બહુ મોડું પ્રવેશ પામ્યું હશે એમ લાગેછે. ભાલણ (વિ સ. ૧૪૯૫ પછી નો અર્થાત્ ૧૫૦૦ પછીનો કવિ) 'દીસિછિ' રૂપ ('કાદમ્બરી'માં) વાપરતો જણાયછે: 'કાન્હડદેપ્રબન્ધ' ઇત્યાદિક વિ. સં. ૧૫૦૦ ની આસપાસના ગ્રન્થોમાં 'છઇ' નો ઉપક્રિયાપદ તરીકે ઉપયોગ નજરે પડતો નથી. વિ. સં. ૧૭૦૦

* Report of the Archaeological Survey of Western India; Assistant Superintendent's Report, para 45, at page 52.

† "ઉત્સર્ગમાળા" (ઈ. સ. ૧૮૭૦) પૃ ૭૪

(૨) અનન્ત્ય હ્રસ્વ ઇ–ઉનું અકારમાં રૂપાન્તર;

ઉદાહરણ:—વિણુ-નું વણ (=વિના); 'ગિણઇ'-નું 'ગણે'; 'લુણઇ'નું 'લણે'; 'તિલ'નું 'તલ'; 'લિખઇ'નું 'લખે'; 'મિલઇ'નું 'મળે', ઇત્યાદિ

આ રૂપાન્તર માટે પણ ઉપરના રૂપાન્તરની સમયમર્યાદા વિ. સં. ૧૭૫૦ અને તે પછીની ઠરાવી સકાય એમ છે. સં. ૧૭૦૦ પછીના સમયમાં પણ ઇ–ઉ નજરે પડેછે. સંવત્ ૧૭૩૨ માં રચાયલા 'પાણ્ડવાશ્વમેધ' નો કર્તા પોતાનું નામ 'તુલસી' કરીને લખેછે.

[ ટીપઃ— મરાઠીમાં હજી સુધી પણ આ વિકાર નથી; એ ભાષામાં તો 'તલ'ને બદલે તિળ ( तीळ ) ઇત્યાદિ જ છે.* આ કારણથી, તુલસીદાસનું તલસીદાસ, મુકુન્દજીનું મકનજી, શિવજીનું શવજી—જેવાં રૂપોને આગળ ધરીને गुर्जराणां मुखं भ्रष्टं વાળો શ્લોક ગુજરાતી ભાષાનો ઉપહાસ કરવા માટે કોઇ મહારાષ્ટ્રવાસીએ ઘડેલો રૂઢીપ્રવાદમાં આરૂઢ થઇ પ્રાચીનતાનો ખોટો ભાસ આપનારો થયોછે. ઇકાર ઉકારના આ રૂપાન્તરનો વ્યાપાર ગુજરાતીમાં હાલ પણ વિશેષ નામમાં તો અસરકારી વર્ગમાં નજરે પડેછે, અને વિચાર–ગુલાબ, ઇત્યાદિને બદલે વચાર–ગલાબ, ઇત્યાદિ પણ તે જ વર્ગના પ્રયોગો છે; વળી રૂઢ-શિષ્ટ ગુજરાતીમાં ચણવું, તલ, ઇત્યાદિ રૂપો પણ સંવત્ ૧૭૫૦ ની પૂર્વે જડે એમ નથી; આ સર્વ વિચારતાં ગુર્જરોનું મુખ ભ્રષ્ટ થવાનો ઉપહાસ પાછલાં દોઢસો વર્ષની બહુ અંદર જ પ્રગટ થયેલો ગણાશે; કેમકે એ રૂપો બહુ રૂઢ થઇ જાય તે પછી ઉપ-હાસનો વિષય બને, અને તેમ થવાને પચાસ વર્ષ તો જોઇએ. ]

આ શિવાય બીજાં સ્વરૂપો પણ છે, તે ડૉક્ટર ટેસિટોરીએ બતાવ્યાં છે.† હેમાં ત્રણ ધ્યાન ખેંચનારાં છેઃ—

( ૩ ) સ નો ઇ અથવા યના સંપર્કથી શકાર, ઉદાઃ–એશીને (એસ્+ ઇને ), ઇત્યાદી;

( ૪ ) લ નો ળ; મળવું; દળવું; ઇત્યાદિ

( ૫ ) સહાભેદના પ્રત્યયને બદલે આવ પ્રત્યય, કરિયઇ ને બદલે–'કરાય.'

( ૩ ) બિશિ–જેવો રૂપ સંવત્ ૧૫૫૭ માં ( 'ભુવન દીપક'-ના ભાષાન્તરમાં ) નજરે પડેછે; પણ હેમાં સાથે સાથે 'બેસી' પણ છે. સ્થિરતા પામીને સ નો શ થવાનો સમય તો સંવત્ ૧૭૫૦ પછી જ ગણી સકાશે.

( ૪ ) લ નો ળ બોલાતા છતાં લખાતો હતો ળ–એ સ્થિતિ છેક પાછલા પચાસ વર્ષ ઉપર સુધી હતી; તેથી ળ કાર ઉચ્ચારનો આરમ્ભ ગુજરાતી

* એક અપવાદ છે.— पुलन ( સં. पुलिन ઉપરથી ). વખતે આ કાનડી ભાષાના સંપર્કનું ફળ હશે.

† The Indian Antiquary, February 1914, p. 25.

મા પ્રકારે થયો તે કહેવું કઠણ છે હેમચન્દ્રે લોળ એમ સૂત્ર પૈશાચી ભાષા માટે આપ્યું છે તે અહિં કામ નહિ આવે, એમ તો વૈદિક સંસ્કૃતમાં પણ ળ હતો ડૉ૦ ટેસિટોરી તર્ક કરેછે કે ળકારનો પ્રચાર પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીના જૂના આરમ્ભકાળમાથી શરૂ થયો હશે તો પછી આ સ્વરૂપ ગુજરાતીને જૂની પ્રાચીન રાજસ્થાનીમાથી પૃથક્ પાડવાનું લક્ષણ કહેવાશે નહિ પરંતુ હાલની મારવાડીમા ળ કાર નથી પણ લ કાર ઉચ્ચાર છે, અને હાલની ગુજરાતીમા ળકાર ઉચ્ચાર છે, તે જોતા, ળકારનો આરમ્ભ મોડો જ મૂકવો યોગ્ય લાગે છે ડૉ૦ ટેસિટોરીના તર્કને માટે આધાર શો હશે તે ખબર નથી પડતી

આ જરાક અણધાર્યા લંબાણવાળા સ્વરૂપદર્શન ઉપરથી ગુજરાતી ભાષાના વિકાસક્રમની સમય આ નીચે પ્રમાણે આંકી સકાશે —

[ અપભ્રંશ—વિ સંવત્ ૯૫૦ સુધી ]

મધ્યકાલીન અપભ્રંશ—વિ સંવત્ના ૧૨ મા સૈકા સુધી,

| | |
|---|---|
| અન્તિમ અપભ્રંશ ( = ડૉ૦ ટેસિટોરીની જૂની પશ્ચિમ રાજસ્થાની ) | —વિ સંવત્ના ૧૩ મા સૈકાથી સંવત્ ૧૫૫૦ સુધી |

આરમ્ભ કાળની ગુજરાતી—સંવત્ ૧૫૫૦ થી સંવત્ ૧૬૫૦ સુધી,

મધ્ય ગુજરાતી—સંવત્ ૧૬૫૦ થી ૧૭૫૦ સુધી

આધુનિક ગુજરાતી—સંવત્ ૧૭૫૦ થી પછી

આ સમયરેખાઓ દૃઢ મર્યાદાથી આંકેલી નથી એ કહેવાની જરૂર જ નથી, કેમકે સુજ્ઞોને વિદિત જ છે કે ભાષાના પ્રવાહને વચમા વચમા ભીંતો બાંધીને ગોઠવાય નહિ, હેમા તો એક સ્વરૂપમાથી અન્યસ્વરૂપમા સંક્રમણ પ્રકૃતિના જીવનવ્યાપારને અનુકૂળરીતે અણદીઠુ થયે જાયછે, અને તેથી કરીને એક સમયના સ્વરૂપો કવચિત્ અન્ય સમયમા પણ કેટલાક કાળ થોભી રહેતા રઝળતા નજરે પડેછે

બીજી એક વાત ધ્યાન ખેંચનારી છે આધુનિક ગુજરાતી સ્થિરતા પામી તે પૂર્વના સમયમ ભાષાના શબ્દોના રૂપો અન્તર્ગત બંધારણમા નવા નવા વિકાર પામતા હતા, અને તે સમયસુધી ભાષાનો સ્વરૂપવિધાન અન્તર્ગત બંધારણને હતો એ સ્થિતિ આધુનિક ગુજરાતીના સમય પછી બદલાઈ છે હવે અન્તર્ગત બંધારણમા ફેરફારનો પ્રસંગ નથી ( ઉચ્ચારાનુસાર જોડણી પ્રમાણે લખવાની પદ્ધતિથી ભ્રમમા પડવાનું કારણ નથી કેમકે વસ્તુત ઉચ્ચારસ્વરૂપ તો ભાષામા છે જ, અને પ્રાચીન સમયમા ઉચ્ચાર અને આકાર વચ્ચે ભેદ ગણવામા આવતો નહોતો ) હવે તો નવા શબ્દો અન્ય ભાષામાથી આણવાનો, નવા વિચારને પ્રતિબિમ્બ આપવાને સમર્થ શબ્દો યોજવાનો, નવી વાક્યઘટનાના સ્વરૂપો ઉપજાવવાનો સમય છે અર્થાત્ ભાષાના શબ્દોનું બંધારણ તો

સ્થિરતા પામ્યું લાગેછે. પ્રાચીન અને આધુનિક સ્થિતિ વચ્ચે આ ભેદનાં અનેક કારણો છે. પ્રાચીન સમયમાં દેશમાં રાજકીય ફેરફારો અનેક હતા; લખવાની, છાપવાની, સાહિત્ય પ્રચારવાની, અનુકૂળતાઓ નહોતી; લોકોના ઉચ્ચાર ઉપર અંકુશનાં હાલના જેટલાં સાધનો ન્હોતાં; ઇત્યાદિ અનેક બળોના સંકુલ વ્યાપારનું ફળ શબ્દોના અન્તર્ગત બંધારણમાં ફેરફાર થવામાં પ્રગટ થતું હતું. હાલ તે સ્થિતિ નથી. એટલે શબ્દસ્વરૂપો તો સ્થિરતા પામી ચૂક્યાંછે એમ કહી સકાય ખરું.

હાલની સ્થિતિમાં તો બીજો ક્ષોભકર પ્રકાર પડ્યોછે. એ પ્રકારના પરિણામમાં આધુનિક ગુજરાતી ખદખદતા ખીચડા જેવી બનીછે; તે શબ્દના આન્તર સ્વરૂપમાં નહિં પણ શબ્દસમૃદ્ધિમાં અને કાંઈક અંશે-વ્યાકરણસ્વરૂપમાં. સંસ્કૃતમય ગુજરાતીનો મોહ, પારસી ગુજરાતીના અને મુંબાઈની ખીચડિયા ભાષાના અનિષ્ટ અંશનો આદર, ઇત્યાદિ પ્રકારોને લીધે ભાષાની વિશુદ્ધિને ક્ષોભકર સ્થિતિ ઉત્પન્ન થઈછે એ સ્થિતિને સારે માર્ગે શી રીતે દોરવી તે પરિષદ્‌નું એક ચિન્તનકાર્ય છે.

નરસિંહ મીરાં વગેરેના સમયની વ્યાપક ભાષા.

એક બીજી વાત લક્ષમાં આવશે. ઉપરના ઇતિહાસ ચર્ચાથી સહજ જણાઈ આવશે કે મીરાં રજપુતાણામાં ઉત્પન્ન થઈ, રહી, હેણે કવિતા કરી, વળી સૌરાષ્ટ્રમાં આવી વસીને કવિતા કરી,-એમ રજપુતાણાની આ કવિભક્તાણીનાં પદો ગુજરાતના લોકો શી રીતે સમજી સકયા હશે? આ શઙ્કાનો ઉત્તર તે સમયમાં ગુજરાત કાઠિયાવાડ રજપૂતાણા એ વિશાળ પ્રદેશમાં વ્યાપક એક ભાષા હતી એ સ્થિતિથી મળેછે. 'કાન્હડદેપ્રબન્ધ'ની ભાષા, હેના કવિનો જાલોરમાં રાજકવિ તરીકે નિવાસ, ઇત્યાદિનું સમાધાન પણ આ સ્થિતિથી મળેછે. આ ખુલાસો પોષ ૧૯૭૦ ના 'વસન્ત'માં ( પૃ. ૬૪૮ મે ) મ્હેં સૂચવેલો; તેને ફેબ્રુઆરી ૧૯૧૪ ના Indian Antiquary માંના લેખમાં ડૉક્ટર ટેસિટોરીએ ઘણીસારી પુષ્ટિ આપીછે. જે કલ્પના મ્હેં ઇતિહાસ અને સાહિત્યના સ્વરૂપને આધારે ઉપસ્થિત કરી હતી તે જ અનુમાન ઉપર એઓ જૂના હસ્તલેખોની પરીક્ષાદિકથી સ્વતન્ત્ર રીતે આવ્યાછે. હમણે તે ઉપરથી એમ પણ સાબીત કર્યુંછે કે-નરસિંહ મ્હેતાની કવિતા 'કાન્હડદે પ્રબન્ધ'ની ભાષામાં જ રચાઈ હશે, અને કાલાદિક સંગતિને બળે આધુનિક રૂપમાં આપણી કને આવીછે. વિસ્તાર થાય તેથી હેમના શબ્દો અહિં ઉતાર્યા નથી. ડૉ. ટેસિટોરીએ જુદા પ્રકારે સાબીત કરેલી વાત પૂર્વે પણ પંડિતોએ સ્વીકારેલી હતી. નવલરામભાઈ હેમના "ગુજરાતી ભાષાનું ઐક્ય" નામના લેખમાં લખી ગયાછે કે:—

"આશરે સાતસેં આઠસેં વર્ષ ઉપર જોઈશું તો માલમ પડશે કે આપણું ભાષા-ઐક્ય હાલ છે તેથી પણ બહુ જ વધારે હતું. એ સમયના ગ્રન્થો અને પ્રાકૃત ભાષાના અર્વાચીન શોધકોના કહેવાથી સાબીત થયુંછે કે, એક વખત ઉપર ગુજરાતમાં જ નહિં પણ પંજાબ, સિન્ધ, કચ્છ, મેવાડ, મારવાડ, વ્રજ, ખાનદેશ, ઉડિયા અને ઠેઠ બંગાળા સુધી લગભગ એક સરખી જ ભાષા બોલાતી હતી."

આ જરાક અતિ વ્યાપક સ્થિતિકથનને સહાય આપવો પડે એમ છે, અને તે સંકોચ

જૂની પશ્ચિમ રાજસ્થાની ભાષાના વિસ્તારક્ષેત્રને ડૉ ટેસિટોરીએ આપ્યો છે તે ઉપરથી જણાશે વાત ખરી એમ છે કે નવલરામભાઈએ ઉલ્લેખ કરેલી વ્યાપક ભાષા તે સામાન્ય રૂપ પ્રાકૃત ભાષા હતી, હેના વિભાગ માગધી, શૌરસેની, ઇત્યાદિ હતા જ અને ડૉ ટેસિટોરીના અવલોકનનો વિષય તો રાજસ્થાન અને ગુજરાત ( તળ તથા સૌરાષ્ટ્ર ) મા વ્યાપક રૂપે પ્રવર્તતી અન્તિમ અપભ્રંશ ( જૂની પશ્ચિમ રાજસ્થાની ) ભાષા તે હતો

આ સર્વ અવલોકન પછી જણાશે કે ડૉ ટેસિટોરીએ કરાવેલા દર્શન પછી હવે અત્યાર સુધી પાડેલા ગુજરાતી ભાષાના યુગવિભાગમા થોડોક ફેરફાર કરવો પડશે. એ ફેરફારની દિશા મ્હે ઉપર બતાવેલી સમયરેખાઓમા બતાવીછે અગાઉ મ્હે એ યુગવિભાગમા થોડોક ફેરફાર સૂચવ્યા જ હતો* હેમાં વધારે પેટવિભાગ ઉમેરીને વિશિષ્ટ ભાષાલક્ષણોને આધારે અહિ પાચ વિભાગ મ્હે પ્રગટ કર્યાછે. સર જ્યોર્જ ગ્રીઅર્સને Linguistic Survey of India, Vol IX, Part, II, Rajasthani and Gujarati મા પૃ ૩૨૭ મે મુગ્ધાવબોધની ભાષાને ગુજરાતી કહી સકાય એમ કહ્યુછે, અને અર્વાચીન ગુજરાતી સાહિત્ય નરસિંહ મહેતાની કવિતાથી શરૂ થાયછે એમ કહ્યુછે, તેમજ The Imperial Gazetteer of India—New Edition, Vol 2nd ને પૃ ૪૩૦ મે કહ્યુછે કે ગુજરાતીનુ સાહિત્ય છેક ૧૪ મા સૈકાથી ચાલી આવ્યુછે, તે વિશે મ્હે ઘણા કાળથી સંશય વિદ્વજ્જનો બોધ અન્ય પ્રમાણને આધારે કરી હતી, અને આજ કહી સકાય એમ છે કે ડૉ ટેસિટોરીએ સાબીત કરેલી સ્થિતિ જોતા સર જ્યોર્જ ગ્રીઅર્સનના આ વચનો ફેરવવા પડશે

ગુજરાતી સાહિત્યનુ ઇતિહાસદર્શન.

હવે આપણા સાહિત્ય તરફ નજર નાખિયે આ સાહિત્યના બે સ્થૂલ સમય વિભાગ કરીશુ, (૧) ઈ સ ૧૮૫૦ ( વિ સ ૧૯૦૬ ) પૂર્વેનુ સાહિત્ય, અને (૨) તે પછીનુ સાહિત્ય પ્રથમ વિભાગમા આવનારા સર્વ કવિઓ પાશ્ચાત્ય સંપર્ક પૂર્વેના અથવા એ સંપર્કના પરિણામથી અસ્પૃષ્ટ સંસ્કારવાળા આવશે, અને બીજા વિભાગમા તે સંપર્ક પછીના અને વધતા ઓછા પ્રમાણમા અને સ્વરૂપમા સંપર્કના સંસ્કારવાળા કવિઓ તથા ઇતર લેખકો આવશે પ્રથમ વિભાગના કવિઓની કવિતા વિશે અત્યાર સુધી એટલી બધી ચર્ચા થઈ ગઈ છે કે સર્વ વિદ્યારસિક જન એથી પરિચિત છે તથી એ ખેડાયેલી ભૂમિ ફરીથી ખેડવામા શ્રમ અને સમયનો વ્યય કરીશુ નહિ, માત્ર એ કવિતાના સ્વરૂપના સ્થૂલ વિભાગો અને રૂપરેખાનુ સ્મરણ કરી જઈશુ સરળતા માટે પ્રથમ વિભાગની સાહિત્ય કવિતા, અને કવિઓને પ્રાચીન એ વિશેષણ આપીશુ અને બીજા વિભાગનાને અર્વાચીન કહીશુ ( આ વિશેષણો આ ચર્ચા માટે જ વાપર્યાછે, પાછળ થઈ ગયેલી ભાષાદિકના ઇતિહાસની ચર્ચાને તે લાગૂ પાડવાના નથી )

---

* ' વસન્ત ' સં ૧૯૭૭ કાર્તિક

પ્રાચીન સાહિત્ય અને અર્વાચીન સાહિત્ય વચ્ચે એક ભેદ સાહિત્યશરીરને સંબન્ધી છે; તે એ કે પ્રાચીન સાહિત્ય પદ્યમય જ છે, ગદ્ય અપવાદ રૂપે નજરે પડેછે; અને અર્વાચીનમાં ગદ્ય તથા પદ્ય બંને સમતોલ છે. પ્રાચીન ગદ્યના છૂટા છવાયા અપવાદરૂપ દાખલા અલ્પ જ છે; એ ગદ્ય સંવત્ ૧૪૮૧ થી સંવત્ ૧૬૪૩ સુધીમાં છુટક છુટક છે.* આ સર્વ નમૂના ગદ્યસાહિત્યનું નામ આપવા જોગ નથી; "વૈશાખ સુદિ લુણદાન ન દીજઈ," હેવાં બોધનાં છૂટક વચનો, અથવા તો 'છાસિસઉં પાકઉં બીલું પીજઇ હરસ જાઇ,' હેવા ઓસડના ટૂચકા, ઇત્યાદિ તૂટક વાક્યો, અથવા તો "વિપુલ વિસ્તીર્ણ પુલક યે રોમાંચ તીણિ સહિત છિ પૃથુ કહિતા ઘણૂ વેપથુ યે ધ્રૂજવું." હેવી ટીકાનાં વાક્યો, બહુ ભાગે છે; કવચિત્ માત્ર વાર્તાનું ગદ્ય છેઃ "પાડલિપુર નગર તિહાં નંદનઉ શત્રુ ચંદ્રગુપ્ત રાજા તેહનઉ પ્રધાન ચાણિકય પ્રતિબિમ્બ થકઉ રાજ્ય ભોગવઇ"—ઇત્યાદિ; શુકબ્હોતેરી (વિ. સં. ના ૧૫ મા સૈકાની) વાર્તાનું ગદ્ય; ઇત્યાદિ. નરસિંહ મહેતાના સમયનું 'ગદ્યરામાયણ' તે પણ કથાગ્રન્થ તરીકે અપવાદમાં મૂકાશે. આ ગદ્ય તે પ્રાચીનસાહિત્યના વિશાળ પદ્યસિન્ધુની સરખામણીમાં ખાબોચિયાં જેવું છે

*પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય વચ્ચેના ભેદ.*

અર્વાચીન ગદ્યનો આરમ્ભ સંવત્ ૧૮૮૪ (ઈ. સ ૧૮૨૮)માં બાપુશાસ્ત્રીકૃત 'ઇસપનીતિ' (ભાષાન્તર—મરાઠી ઉપરથી કરેલા)થી થયો. કવિ નર્મદાશંકર આ સ્થિતિ વિશે કહેછેઃ—"સંસ્કારકાળનું પ્રભાત સંવત્ ૧૮૮૦ પછી થવા માંડયું." ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના (ઈ. સ. ૧૮૪૮=સંવત્ ૧૯૦૪), તે અંગે બુદ્ધિપ્રકાશ ચોપાનિયાનો ઉદ્ભવ (ઈ. સ. ૧૮૫૩=સંવત્ ૧૯૦૯), 'બુદ્ધિવર્ધક હિન્દુ સભા'ની સ્થાપના (ઈ. સ. ૧૮૫૧=સંવત્ ૧૯૦૭), અને તે સભાનું 'બુદ્ધિવર્ધક' માસિક (ઈ. સ. ૧૮૫૬=સંવત્ ૧૯૧૨): ઇત્યાદિ, અને કેળવણી ખાતાની ઉત્પત્તિને અંગે રચાયલાં પુસ્તકો, વાંચનમાળા, ઈત્યાદિ સંસ્કારસાધનો નવીન રૂપનાં પ્રવેશ પામતાં ગુજરાતી ગદ્યની ઉત્પત્તિ થઈ. નવલરામભાઇયે આ બુદ્ધિવર્ધક સભાના આદ્ય પ્રમુખ રણછોડદાસ ગિરધરભાઇને † "ગુર્જરી ગદ્યના પિતા" કહ્યાછે, અને તે યથાઘટિત જ છે તે હેમની ગુર્જરગિરાની સેવાથી વાકેફ માણસો કબુલ કરશે. ‡ હેમના પૌત્ર પણ આ સમયને અનુરૂપ ગુર્જર ગદ્યની સેવા કરેછે, અને આપણી આ પરિષદ્‌ના કાર્યમાં ધુર્ય ભાગ લેછે તે સરસ્વતીદેવીના ભકતોને એક આર્દ્ર આનન્દનું કારણ બને એમ છે.

પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય વચ્ચે બીજો ભેદ સાહિત્યના વિષયસ્વરૂપને અંગે નજરે પડેછે. પ્રાચીન સાહિત્યમાં નરસિંહ, મીરાં, ભાલણ ઇત્યાદિક મ્હોટે ભાગે ધર્મ, ધર્મના સંપર્કનો કૃષ્ણ લીલાનો શૃઙ્ગાર ઇત્યાદિ વિષય ચર્ચેછે; ભાલણ 'કાદ-

---

* તે પછીનાં એક બે નમૂના 'નર્મકોશ,'ના ગુજરાતી ભાષા વિશેના પ્રકરણમાં છે. પણ તેનો સમયનિર્દેશ નથી; ૧૯ મા સૈકાના વિભાગમાં મૂકાયાછે.

† નવલ ગ્રન્થાવલિ ભાગ ૩ જો, પૃષ્ઠ ૩૧, છેલ્લો પેરેગ્રાફ.

‡ એ સેવાનો ટૂંકો સાર "સાઠીનું સાહિત્ય" પૃષ્ઠ ૪૬ મે મળી શકશે.

મ્બરી' જેવી રસપૂર્ણ કથાને કાવ્યરૂપમાં રસભર બનાવે છે, જૈન કવિયો રાસાઓમાં કથાઓ ગૂંથે છે, પાછળના કવિઓ પ્રેમાનન્દ જેવા આખ્યાનો પુરાણકથાઓ ઇત્યાદિ ગાય છે, સામળ કલ્પિત વાર્તાઓને નવીન માર્ગમાં જ દોરે છે, દયારામ શૃઙ્ગાર રસને પોતાની મોહક ભાવાંગળીથી આકર્ષકરૂપ આપે છે તેમ જ ભક્તિ વૈરાગ્યની પણ કવિતા ગાય છે, અન્ય કવિઓ બોધપરાયણ (didactic) પદો ચાબખા, ઇત્યાદિ વડે ધર્મ, નીતિ, વગેરે વિષયોને અંગીકૃત કરે છે,—આમ પ્રાચીન સમયનો સાહિત્યસમૂહ એક જુદા ખંડમાં મૂકાય હેવો છે, ત્હારે અર્વાચીન સાહિત્ય આ પાછલા વિષયને લગભગ છોડી જ દઈને નવીન દિશા તરફ જ વળણ લે છે, હેમાં પણ દલપતરામ અને નર્મદાશંકરના સમયનું સાહિત્ય એક વર્ગમાં આવશે, અને તે પછીનું ઈ. સ. ૧૮૮૦ પછીનું બીજા વર્ગમાં આવશે, અને એ બેની વચ્ચે ઊભેલું નવલરામનું સાહિત્ય એક અવાન્તર ક્રમમાં રહેલું જણાશે નર્મદાશંકર તથા દલપતરામની કવિતાએ પ્રાચીન સાહિત્ય જોડેનો સમ્બન્ધ લગભગ તદ્દન છોડ્યો, છતાં વિચાર અને પ્રદર્શનપદ્ધતિ તદ્દન જુદા પ્રકારની ના બની, આથી આગળ ક્રમ ભરનારા નવલરામભાઈના 'વીરમતિ નાટક,' 'ભટનું ભોપાળું,' 'મેઘદૂત'નું ભાષાન્તર ઇત્યાદિએ હેમના પછી તરત આવનારા નવીન યુગના કાંઈક પ્રભાત કિરણો પ્રગટાવ્યાં

મનસુખરામ સૂર્યરામની આરમ્ભકાળની કૃતિઓ અને રા૦ રણછોડભાઈ ઉદયરામની નાટકરચનાઓનો પ્રવાહ તે વળી આ વચગાળાના સાહિત્યને બે જુદાજુદા રંગ આપતા જણાય છે એક પ્રાચીન અને અર્વાચીન વચ્ચેનો મધ્યયુગ અથવા તો અર્વાચીનનો પ્રથમ યુગ અટકે છે અને [illegible] ઉમિયાશંકરનું 'શાકુન્તલ' નાટક પણ આ [illegible] ખંડમાં મૂકાશે 'કરણ [illegible],' [illegible] એક જ પુસ્તક હોઈ એની વાર્તાસાહિત્યમાં [illegible] તથા નવીનતાને લીધે એ જમાનામાં પંચમહાલના વિશાળ મેદાનમાં એકલા ઊભેલા પાવાગઢ જેવી સ્થિતિ ભોગવે છે પરંતુ આગામી શુદ્ધ નવીન યુગનો ડંકો વગાડનાર અગ્રેસર સવારનું સ્થાન નડે ભીમ [illegible] 'પૃથુરાજ રાસા' અને 'દેવળદેવીનાટક' તથા 'મેઘદૂત'નું ભાષાન્તર તે પણ આ [illegible] [illegible] સુવાહક તરીકે ગણી શકાશે હરિનાથ હરિરાય [illegible]ની કવિતામાં નવીન યુગ અને પ્રાચીન યુગનું વિલક્ષણ મિશ્રણ છે

કેવળ નવીન યુગ ગોવર્ધનરામ [illegible] [illegible] ત્રિવેદી 'કલાપી' ઇત્યાદિ કવિઓના

નવીન યુગનું અસ્તિત્વ

[illegible] જ સંસ્કાર [illegible] ને પદ્ધતિથી રચાયેલા સાહિત્યથી અંકિત થાય છે પાશ્ચાત્ય [illegible] અભ્યાસનો પ્રવાહ પૂર જોસમાં આ [illegible] પછી આ સાહિત્ય [illegible]રી થયું, આ સાહિત્યયુગમાં નવલકથાનું સાહિત્ય ઉત્પન્ન [illegible] દિવસે [illegible] રૂપ ભર્યું. કવિતાના વિષયમાં તો કોઈ અપૂર્વ નવો પ્રદેશ જ [illegible], [illegible]વિજ્ઞાન, જીવનચરિત્ર, સમાજશાસ્ત્ર, ઇત્યાદિના જે પ્રદેશો ઉઘાડવાનું મુખ્યમાન 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ને ઘટે છે તે સાહિત્યવિભાગને પણ આ યુગે અહીં સ્થાપ્યો

આ નવીન યુગના સાહિત્યનું દર્શન વધારે નજીક જઈને કરતાં પ્હેલાં એક સામાન્ય વિચાર આ સ્થળે નોંધવા જેવો છે. ઉપર આપણે પ્રાચીન અર્વાચીન એમ બે વિભાગ ગુર્જરસાહિત્યના કર્યા, અને અર્વાચીનના બે પેટા વિભાગ જોયા, ઈ. સ. ૧૮૮૦ પૂર્વેનું સાહિત્ય અને તે પછીનું; આ બેમાંના પ્રથમને અર્વાચીન સાહિત્યનો પૂર્વાર્ધ અને બીજાને ઉત્તરાર્ધ એ સંજ્ઞાથી ઓળખીશું. આ ત્રણ વિભાગનાં સ્વરૂપ જોતાં જણાશે કે પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય પૂર્વાર્ધ એ બે વચ્ચે વિષયભેદ અને કાંઈક અંશે રૂપભેદ થયો ખરો, છતાં પ્રાચીનથી તદ્દન વિચ્છેદ કરીને આ અર્વાચીન પૂર્વાર્ધનું સાહિત્ય પ્રવૃત્ત થયું નથી; ત્હારે-અર્વાચીન ઉત્તરાર્ધનું સાહિત્ય તે તો અર્વાચીન પૂર્વાર્ધના સાહિત્યથી પણ તદ્દન વિચ્છિન્ન થઈને કોઈ નવા પ્રદેશમાં નવી જ ફલંગો મારતું ચાલ્યું છે, તો પછી પ્રાચીનથી તદ્દન વિચ્છેદ થયો છે ત્હેની તો વાત જ શી? આ સ્થિતિ શું સૂચવે છે? સાહિત્યના વિભાગમાં ઉત્ક્રાન્તિના તત્ત્વનો ત્યાગ થયો? ભૂત ઉપર ભાવિનો પાયો ચણાય એ નિયમ અહિં પ્રવૃત્ત કેમ ના થયો? આ આભાસી નિયમભંગનું સમાધાન જડે એમ છે. પ્રાચીન અને અર્વાચીનમાં ભેદ પાડનાર કારણબળ પાશ્ચાત્ય નવીન જ્ઞાનપ્રકાશ હતો; તે જ જ્ઞાનપ્રકાશ અર્વાચીન ઉત્તરાર્ધનું સ્વરૂપ બાંધનારું પ્રવર્તક કારણ હતું. પ્રથમનામાં એ કારણબળ કાંઈક સંકોચયુક્ત અને પ્રાચીન તરફ નજર નાખનારું હતું, પાછળનામાં તેમ ના હોઈ અપૂર્વ સ્વતન્ત્ર દૃષ્ટિ અને પ્રવૃત્તિ રાખનારું બળ નવીન રૂપનું જ બન્યું હતું. આથી કરીને પ્રાચીન તરફ દૃષ્ટિ નાખવા છતાં એ જ્ઞાન વિષયોના તો સંગ્રહ કરીને પણ તદ્દન નવીન દૃષ્ટિ અને નવીન સ્વરૂપ એ વિષયોને આ નવીન યુગના સાહિત્યમાં અર્પાયાં છે. હાલના નવીન યુગનો આરમ્ભ ઈ. સ. ૧૮૮૦ થી થયો તે વખતથી અંગ્રેજી, ફારસી અને સંસ્કૃત સાહિત્યના ઊંચા પ્રકારની પ્રેરણાથી આ યુગનું સાહિત્ય અનુપ્રાણિત થયું. આ સ્થિતિમાં પ્રાચીન જોડે વિચ્છેદ થયો તે માત્ર સ્થૂલ કાલ તથા સ્વરૂપના સમ્બન્ધનો જ; બાકી પ્રેરક બળોની કાર્યકૃતિ આ પરિણામને અંગે તપાસીશું તો ઉત્ક્રાન્તિનિયમનો ભંગ થયો છે જ નહિં. પ્રાચીન અંશોના ક્રમબળે ત્યાગ અને નવીનનો સ્વીકાર એ ક્રિયા તો વિકાસવ્યાપારનું અંગ જ છે. કોઈ દેશની ભૂમિમાં અમુક કાળ સુધી અમુક જાતની ધાન્ય ફલ ઇત્યાદિની સમૃદ્ધિ નીપજતી જોવામાં આવે, પછી કોઈ અણધાર્યા નવીન સંજોગો પ્રગટ થઈને નવીન કારણસામગ્રી પ્રગટ થાય: ધરતીના પડની અંદરનાં કમ્પાદિક સંચલનોને પરિણામે નવા જલપ્રવાહ એ ભૂમિમાં વ્હેવા લાગે અને એ પ્રવાહની સાથે નવા પ્રકારની માટી, કાંપ, ઇત્યાદિ સામગ્રી ઘસડાઈ આવે, નવાં બીજ ઘસડાઈ આવે; વાતાવરણમાં પણ પવનો જુદાંજ નવાં બીજ ઊડીને આવી તે ભૂમિમાં પડે;—આ ફેરફારોથી નવીન ફલ, પુષ્પ, ધાન્ય ઇત્યાદિની ઉત્પત્તિ થાય; તો એ વિકાસનિયમનો ભંગ સૂચવશે નહિં. એ જ પ્રકારની કાંઈક ક્રિયા આપણા સાહિત્યના નવીન યુગની ઉત્પત્તિને અંગે પ્રવર્તમાન થયેલી જણાય છે. વળી આ પ્રકારની નવાં બળોની ક્રિયાનો વ્યાપાર સાહિત્ય ઉપર સીધી આડકતરી રીતે પણ થવાથી આ નવીનતા પ્રગટ થઈ છે. ઉપર સૂચવેલાં નવા જ્ઞાનસંસ્કારનાં બળો એ પ્રજાના જીવનમાં પ્રજાની ભાવનાઓમાં, ઉલ્લાસોમાં, આકાઙ્ક્ષાઓમાં, નવો જ

ઉદ્‌ગાર કર્યો છે, ( પછી ત્હેમાં અનિષ્ટ અંશો પ્રવેશ પામ્યા હોય તે જુદી વાત ) તો સાહિત્ય તે પ્રજાજીવનનું પ્રતિબિમ્બ આપનારું સ્વરૂપ છે તે દૃષ્ટિએ જોતાં પણ આ નવીન સાહિત્યનો ખુલાસો જડશે. યુરોપના દેશોના સાહિત્યમાં જોવા જશો તો આ પ્રકારની જ વ્યાપારક્રિયા ચાલતી જણાશે. અલબત્ત એટલું તો સ્વીકારવું પડશે કે આપણા હાલના નવીન યુગના સાહિત્યમાં કેટલીક કૃત્રિમતા છે, ખાસ કરીને fiction કલ્પિત કથામાં એ નજરે પડે છે. પણ એ કૃત્રિમતાનો અંશ તો આપણા યુગનો જ દોષ છે એમ નથી. બાણભટ્ટની 'કાદમ્બરીમાં' કે સામળ ભટ્ટની વાર્તાઓમાં પોતપોતાના સમયના સંસારચિત્ર પડ્યાં છે એ સ્વરૂપદર્શન સર્વાંશ ખરું લાગતું નથી, હેમાંના ચિત્રો તે તે સમયની સમાજસ્થિતિના પ્રતિબિમ્બ હોવા કરતાં કવિની હૃદયની ઇચ્છાથી ઉપજ થયેલા કલ્પનાએ ઘડેલાં કૃત્રિમ બિમ્બ હોવાનો સંભવ વધારે છે તો પણ જ્યહારે હાલના સાહિત્યમાં મુખપૃષ્ઠ ઉપર કેટલીક કથાઓમાં 'આધુનિક સંસારનું ચિત્ર' એમ લેખીને અને વાર્તાની અંદર એ સંસારમાં કદી નજરે ન પડે હેવાં બનાવો, સંસ્થાઓ, પ્રવૃત્તિઓ આલેખાયલાં દેખિયે ત્હારે તો, કૃત્રિમતા કરતાં પણ વધારે ભાર, અસત્યતાનો દોષ પ્રવિષ્ટ થાય. અને હેવાં પુસ્તકો હાલના વખતમાં દેખા દે છે ખરાં, તે દૂષણરૂપ ગણીશું. આ પ્રકારના ઉદાહરણો મળી કરીને પણ હાલના સાહિત્યમાં કૃત્રિમતા કોઇ કોઇ વાર એટલી બધી છે કે ભવિષ્યકાળનો ઇતિહાસ લખનાર એ કૃત્રિમ સ્વરૂપને ચાલુ જનમંડળની સ્થિતિના પ્રતિબિમ્બરૂપ માનવાનો ભ્રમ કરે તો નવાઈ નહિ. એટલે અંશે ચાલુ સાહિત્યને ઇતિહાસની સત્યદર્શક સામગ્રી તરીકે સ્વીકારવામાં ભય છે. એ ચેતવણી ભવિષ્યના ઇતિહાસકારને આજ આપી મૂકીશું તો એક પ્રકારની સત્યસેવા થશે.

હાલના યુગના સાહિત્યનું હવે સમીપથી દર્શન કરિયે. કારણ ગમે તે હોય, પણ આ યુગમાં કવિતાનું સાહિત્ય બીજા સાહિત્ય કરતાં વિશેષ જથામાં ઊભરાઈ જાય છે. પરિણામ એ આવે છે કે જથાના વિપરીત પ્રમાણમાં કવિત્વગુણ નજરે પડે છે. નવીન સાહિત્યનો આરમ્ભ ઈ. સ. ૧૮૮૦ પછી થયા ગણિયે તો તે નવીન યુગના અધિષ્ઠાતા બનેલા મુખ્ય કવિઓની શૈલીની નકલો પણ બહુ થાય છે. હેમાં એ શૈલીનું હૃદયતત્ત્વ ઊતારાતું નથી અને બાહ્ય રૂપના નિર્જીવ ખોખાં આગન્તુક અંગો ધારણ કરે ઉપાડી લઈને અમર શૈલીનો અજાણ્યા ઉપહાસ કરનારી રચનાઓ પ્રગટ થાય છે. આ દશાનું કારણ એ છે કે ગોવર્ધનરામ, મણિલાલ, કલાપી, ન્હાનાલાલ ઇત્યાદિની કવિતને જે હૃદયના અન્તરની સાચી કવિત્વભાવની ઊર્મિયો પ્રવૃત્ત કરતી હતી અને કરે છે તે ઊર્મિયો અનુકરણથી ઉપજી આવે જ નહિ અને ત્હેને અભાવે એ ઊર્મિનો બહુ તો આભાસ પ્રગટ કરાય છે, અને તેથી રચના અસત્ય અને કૃત્રિમ બને છે. પ્રાચીન સાહિત્યમાં ગમે તે ખામીઓ હશે, પરંતુ હેમાં એક નગ ગુણ એ હતો કે એ સાહિત્યની કવિતામાં ખરા દિલની ઉત્સાહવૃત્તિ, હૃદયની સાચાઈ, એ ગુણો હતા અને તેથી કવિતામાં અન્ય દૂષણો છતાં સાચાઈનો રણકાર હતો. આપણા હાલના નવીન યુગમાં બહુ થોડાંકમાં આ ગુણોની જોતના દેખાય છે

અર્વાચીન સાહિત્યના પૂર્વાર્ધમાં પણ આ સચાઈ, ખરું હિત, એ ગુણો હતા. માત્ર આપણા નવીન યુગમાં જ ભાવનાદિકની નવીન ગતિ સાથે-કવિતા લખનારાના મ્હોટા ભાગમાં–ઉપર કહેલી ખામીઓ પ્રવેશ પામીછે. એ ખામીઓની સાથે વિદ્યાદિકના સંસ્કારની ઊનતા અથવા પોતાના અધિકારની મર્યાદાના ભાનનો અભાવ,—ઇત્યાદિક લક્ષણો પણ આ દૂષણમય દશાને વધારવામાં સહાયભૂત થાયછે. છેક પિંગળના નિયમોની બાબતમાં પણ ઉદ્ધત અનાદર નજરે પડેછે; અર્વાચીન પૂર્વાર્ધમાં મહેતાજી વર્ગના અને ઇતર લોકો કવિતા કરતા ત્હેમાં બીજું કાંઈ નહિં પણ પિંગળના નિયમો સચવાતા હતા. હાલના ઉત્તરાર્ધમાં તેમ નથી એટલું જ નહિં પણ એ નિયમભંગમાં મ્હોટાઈ માનનાર અગ્રેસરોના એ લક્ષણનુ અનુકરણ કરનારા કેટલાકના મનમાં એ વિશે ભ્રમયુક્ત મત બંધાઈ જાયછે એક કવિતામાં નિબંધ લખનારે લખ્યું હતું કેઃ—વાંચક વર્ગની તથા અપ્રતિમ સાક્ષર વર્ગની કૃત્રિમ નિયમબદ્ધ પદ્ય લખાણ માટે તીવ્ર જુગુપ્સા છે હેવું લાગવાથી પિંગળના નિયમો બરોબર પળાયા નથી, અને તેથી રાગનાં કે છન્દનાં નામ લખ્યાં નથી." । રાગ અને છન્દ વચ્ચેના ભેદનું અજ્ઞાન હામાં જણાયછે તે તો જુદી વાત, પરંતુ 'નિયમ પળાયા નથી' એ સ્વીકારથી પોતાનું અ-સામર્થ્ય ઊઘાડું પાડનાર એ અસામર્થ્યને માટે આ 'ફેશન'ની ઢાલનું રક્ષણ લેછે એ બહુ સૂચક વાત છે.

પરિણામ એ થાયછે કે જે કાવ્યશૈલીનું અનુકરણ કરવામાં આવેછે તે શૈલી નાહક બદનામ થાયછે; અનુકરણોના દોષ અનુકૃત મૂળને જ સમર્પી દેનારા નીકળેછે. એક પક્ષે નવીન શૈલીનું રહસ્ય ના સમજનારાઓ બાહ્ય અંગોને પકડી લઈને નિન્દવા મંડી જાયછે,—જે બાહ્ય અંગો, અનુકરણ કરનારા તત્ત્વભૂત સ્વરૂપ તરીકે પકડી લઈ સ્વીકારેછે; તો, બીજે પક્ષે, ન્યાયદૃષ્ટિથી વિવેચન કરનારા એ બાહ્ય અંગોને જ તત્ત્વ માની ઊપાડી લેનાર વર્ગનો વાજબી ઉપહાસ કરેછે. કેટલાક માસ ઉપર એક "કોકિલા ઉર્ફે કોયલ ઉર્ફે પરભૃતિકા"ના નામથી ચર્ચાપત્ર પ્રગટ થયું હતું * ત્હેમાં વિનંતિ કરી હતી કે આ સાહિત્યપરિષદે ઠરાવ પસાર કરવો કે કવિયો અગર કવિ કહેવડાવનારાઓ હવે પછી કોયલ પર કવિતા લખવાની બંધ કરે—એ વિનંતિમાં આ પ્રકારનો વાજબી ઉપહાસ સમાયો હતો.

અર્વાચીન નવીન સાહિત્યની ભાવનાઓની હું નિન્દા કરવાને પ્રવૃત્ત થયો નથી. એ ભાવનાઓ તો મ્હારે સર્વથા ઇષ્ટ, આદરણીય જ છે, અને હું ત્હેનો પૂજક જ છું. મ્હારો હેતુ તો એ ભાવનાઓને યોગ્ય સ્થાનથી ભ્રષ્ટ થવાના ભય ચાલૂ યુગમાં કિયે સ્થળે છે તે દર્શાવવું એ છે. એ ભાવનાઓનું આમ એક પક્ષે ભ્રંશ થવામાંથી રક્ષણ કરવાની જરૂર છે; તો બીજે પક્ષે અન્ય સ્થળેથી જ એ ભાવનાના સાહિત્ય ઉપર અન્યાયયુક્ત આક્ષેપો આવેછે ત્હેનો પણ નિરાસ કરવાની આવશ્યકતા છે. નવીન ભાવનાનું ખરું રહસ્ય ન સમજનારા માત્ર નિન્દાપ્રવૃત્તિ જ આદરનારા વર્ગ વિશે હું

* 'જ્ઞાનસુધા' જુલાઈ ૧૯૧૪ નો અંક જુવો.

નથી ગોવનો એ તો ઉત્કૃષ્ટ ગતિ તરીકે જ સમઝવા લાયક છે. હું બોલું છું—બોલવાને ઇચ્છું છું—તે તો આપણા સાહિત્યની ગુણપરીક્ષા પરભાષ અને વિશાળ વર્ગમાં પ્રસરાવનાર કેટલાક ખાસ વિદ્વાનોને ઉદ્દેશીને. જ્યારે સર જ્યોર્જ ગ્રીઅર્સન જેવા પ્રમાણભૂત ગણાતા પંડિત આ યુગની કવિતા વિષે કોઈ પણ અભિપ્રાય દર્શાવે ત્યારે આપણા સાહિત્યથી અજાણ્યા પરદેશીઓ એ અભિપ્રાયને શંકા કાઢ્યા વિના જ સ્વીકારે; આવી સ્થિતિ હોવાથી એ પંડિતનો અભિપ્રાય આપણા સાહિત્યને અન્યાય આપતો જણાય તો આપણા સર્વનું કર્તવ્ય છે કે એ અભિપ્રાયની દૂષિતતા પૂર્ણ ધોરણે દર્શાવવી. એ પંડિતના શબ્દો આ પ્રમાણે છે—

"Under English influence a number of works have issued from the press of late years, but these possess little originality, and are mostly translations."

(Article on Vernacular Literature—in the Imperial Gazetteer of India—New Edition, Vol III (1908 A. D.) page 430)

("અંગ્રેજી સાહિત્યની અસર થઈને હાલ કેટલાંક વર્ષોથી સંખ્યાબંધ પુસ્તકો છપાઈ પ્રગટ થયાં છે, પરંતુ તેમાં અપૂર્વતા બહુ થોડી જ છે, અને ઘણે ભાગે એ ભાષાન્તરો જ છે.")

સર જ્યોર્જના આ વચન માટે શું કહીશું? એ પંડિતની વિદ્વત્તા, અભ્યાસની ખંત, ઇત્યાદિ માટે ઘણું માન છતાં કહેવું પડે છે કે આ મત તેમણે જાતના જ્ઞાન ઉપરથી નહિ પણ અન્યના કહેલા ઉપરથી પ્રગટ કર્યો લાગે છે. ઘણે ભાગે ભાષાન્તરો છે—આ વચનમાં વસ્તુસ્થિતિ જોતાં કેટલો વિરોધ છે તે આપણે ના જાણીએ જ નહિ. સર જ્યોર્જ ગ્રીઅર્સને હિન્દી અને ગુજરાતી પ્રાચીન કવિઓ વિષે મત દર્શાવ્યો છે તેમાં પણ ગુજરાતી સાહિત્ય વિષે તેમનું જ્ઞાન ના હોય એમ પકડાઈ આવે છે. ઉપર ઉતારો આપ્યો તે પૃષ્ઠમાં જ એઓ જણાવે છે કે હિન્દુસ્તાનના મધ્યકાલીન સમર્થ કવિવરોની સમીપ પણ મૂકી શકાય એવા કવિ ગુજરાતી ભાષાએ હજી સુધી પેદા કર્યા નથી. તુલસી, સુરદાસ ઇત્યાદિ ઉદ્દેશીને લખેલા આ વચનમાં પ્રેમાનન્દ, દયારામ, ઇત્યાદિ સમર્થ કવિની કૃતિઓનો પરિચય ન હોય એમ જ ભાસ થાય છે. એ પંડિતને હિન્દીનો જેટલો ગાઢ પરિચય છે તેટલો ગુજરાતીનો નથી એમ માનવાને કારણ જણાય છે. અને, તેમ હોય તો સારી વાત. અભિપ્રાય પ્રગટ કરનારનું કર્તવ્ય સ્પષ્ટ એ હતું કે ગુજરાતના વિદ્વાનોમાંથી કોઈનો અભિપ્રાય પ્રથમ પૂછવો હતો. આ રીતની જવાબદારીથી આ પ્રકારના સ્થાયી લેખ લખનાર પંડિત મુક્ત થઈ શકતા નથી.

જો સર જ્યોર્જ ગ્રીઅર્સને કોઈ [illegible] વર્ગના વિદ્વાનો ઉપર આધાર રાખીને આ અભિપ્રાય સ્થાપી દીધો હોય, તો એઓ ઉન્માર્ગે ગયા તેનું કારણ સમઝી શકાય એમ છે: નવીન યુગના સાહિત્ય તરફ એ વિદ્વાન વર્ગનો સમભાવ કાંઈક ઓછો જ

જણાયછે. ગુજરાતી ભાષાનો અભ્યાસ ખંતથી કર્યાં છતાં નવીન યુગના સાહિત્યના હૃદયમાં એઓ પ્રવેશ જ કરી સકતા નથી જણાતા. રેવરન્ડ મિ૰ એચ. આર. સ્કૉટ—આ સુરત શહેરના મિશનના અધ્યક્ષ—નો એક નિબન્ધ ઈ. સ. ૧૯૧૧ માં ગુજરાત મિશનરી કૉનફરન્સ આગળ વંચાયો હતો, હેમાં એઓ નીચે મુજબ કહેછે*:—

"There is a modern poetry, over which I do not advise you to spend time. It is the work of highly educated men, who aim at clothing the poetic fancies of English and Sanskrit poets in rather high flown Gujarati. It is for the most part very artificial-full of Sanskrit words and turns of thought, and is obscure and difficult to understand No doubt it has an interest and value of its own, but only those who have much spare time in hand can afford to take it up. But the ancient classical poetry of Narasinh Mehta, Tulsi, Premanand, Samaldas and Akho • • • are easy to understand."

("અર્વાચીન કવિતા છે; પણ તે ઉપર વખત ગાળવાની સલાહ હું આપતો નથી. ઊંચી કેળવણી પામેલાઓની એ કૃતિ છે; અંગ્રેજી અને સંસ્કૃત કવિયોની કલ્પનાઓને આડમ્બરી ગુજરાતી ભાષાનાં વસ્ત્ર પ્હેરાવવાં એ હેમનો ઉદ્દેશ છે બહુ ભાગે એ અતિશય કૃત્રિમ, સંસ્કૃત શબ્દો અને વિચાર શૈલીથી ભરપૂર, અવિશદ તથા સમજવી કઠણ પડે હેવી છે. બેશક, હેની એક જાતની કીમત છે અને હેમાં એક પ્રકારનો રસ પડે એમ છે, પણ જેઓને પુરસદ બહુ હોય તે જ એ કવિતાનો અભ્યાસ હાથમાં લઈ સકે. પરંતુ નરસિંહ મહેતા, તુલસી, પ્રેમાનન્દ, સામળદાસ અને અખાની પ્રાચીન શિષ્ટ કવિતા સમજવી સરળ છે.")

આધુનિક કવિતાના ખરા અન્તઃસ્વરૂપનું અજ્ઞાન, એ કવિતા રચનારાઓની દૃષ્ટિયે જોવાની અશક્તિ અથવા અનિચ્છા, એ કવિતા જોડે સહભાવની ઊણતા, ઇત્યાદિ ભાવો આ અન્યાયયુક્ત અભિપ્રાયનાં ઉત્પાદક કારણ સંભવી સકે. (રેવ. મિ. સ્કૉટનો નિબન્ધ મિશનરીઓ માટે હતો અને ધર્મપ્રચારકની વિશિષ્ટ દૃષ્ટિથી લખાયો હતો, એ વાત ધ્યાનમાં રાખીને આ હું બોલુંછું.) ઉપરના જેવો અભિપ્રાય બાંધનાર વિદ્વાનો એટલું નથી ધ્યાનમાં રાખતા કે કવિત્વ એ આખા વિશ્વની મિલકત છે, અને એક દેશના અને બીજા દેશના કવિની રચનામાં સામ્ય આવે તે ઉપરથી એકનું બીજાએ અનુકરણ કર્યું છે એમ અવશ્ય ધ્વનિત નથી થતું; આ નવીન યુગના કવિવર્ગને પાશ્ચાત્ય અને સંસ્કૃત કવિયોના સંસ્કાર મળેલા ને ઉપરથી હેમની કવિતામાં તે સંસ્કારની પ્રેરણા મળે તે જુદી વાત છે અને અનુકરણ કરવું તે જુદી વાત છે; પાશ્ચાત્ય તેમ જ સંસ્કૃત કવિતાના જીવનતત્ત્વને પોતાના હૃદયમાં પચાવી દઈને, પરંતુ સ્વાભાવિક શકિત અને પ્રેરણાથી, નવી કૃતિ ઉત્પન્ન કરાય હેમાં જે છાપારૂપ આકૃતિ

---

* એ નિબન્ધનું પૃષ્ઠ ૬, જુવો.

ઘડાય તે કાંઈ અનુકરણ ના ગણાય એમ તો ટેનિસન જેવા સમર્થ અને સ્વશક્તિવાળા કવિમા પણ શેકસ્પીઅર વગેરે પૂર્વગામી કવિઓની છાયા છે એમ દર્શાવવામા આવ્યુ છે, છતા હેની અપૂર્વ ઘટનાશક્તિ વિશે મતભેદ થાય એમ નથી પાશ્ચાત્ય કવિ જેવા-એ વર્ગના એ નમૂનાના-તો કવિ ગુજરાતીમા થઈ શકે જ નહિ એ એક પ્રકારના અયોગ્ય ગર્વની લાગણી રાખવાથી વસ્તુસ્થિતિ બદલાય એમ નથી આ યુગના અગ્રણી કવિઓની કવિતા તરફ નિર્વિકાર આદર રાખીને જુવે તો ઉપર દર્શાવેલા આક્ષેપ ઉત્પન્ન થાય જ નહિ નવીન યુગની કવિતાને સમજવી કઠણ અને પ્રાચીન કવિતાને સમજવી સરળ કહીએ તે આશ્ચર્યની વાત છે પ્રેમાનન્દ અને અખાની કવિતા વિશે તો એ નિર્ણય આશ્ચર્યકારક જ છે અખાની એક જ પંક્તિ “ડને નહિ તે ફુહો શુ ખુવે ?” હેનો અર્થ ગેવરડ મિ૦ સ્કોટે ‘He that [illegible] (need fear) no pride ” એમ કર્યો છે તે ઉપરથી જણાશે કે અખાની કવિતા સમજવી એ ધારેછે તેટલી સ્હેલી નથી

કવિતા જોડે નિકટ સમ્બન્ધ રાખનારુ નાટકસાહિત્ય જોઈયે પણ હેમા શુ જોઈશુ ? એ સાહિત્ય ખરુ જોતા આપણી ભાષામા હજી ખેડાયુ જ નથી ‘ કાન્તા ’ કેવલ કેની નાટક, ‘ જયા અને જયન્ત,’ ‘ રાઈનો પર્વત,’ ઇત્યાદિ ખરા ગુણવાળા નાટકો આંગળીને વેઢે ગણાય એટલા છે બીજા નાટકો ખરા કવિત્વગુણની દૃષ્ટિથી કે કલાની દૃષ્ટિથી સ્વીકારાય હેવા જણાતા પણ નથી અને ગુણહીન નાટકો પણ સંખ્યામા અલ્પ છે હાલની રંગભૂમિ માટે રચાતા નાટકો તો ગણનામાં લેઈ સકાશે જ નહિ જનસમાજના ભીતરતા વર્ગની હીન રુચિઓને સંતોષવાનો ઉદ્દેશ જ જ્યહા પ્રધાન રહ્યા ત્યાં સાહિત્યલક્ષણ શી રીતે સભવે ?

નવલકથાનુ સાહિત્ય નાટકસાહિત્ય કરતા વિશેષ વિસ્તારવાળુ છે પરન્તુ હેમા પણ ખરા રસતત્ત્વ ને કલાતત્ત્વ સાચવનારા પુસ્તકો વિરલ જ જણાયછે કવિતાના સાહિત્ય સમ્બન્ધે જે દૂષણો મ્હે પાછળ બતાવ્યા-કૃત્રિમતા હૃદયની સાચાઈનો અભાવ ઇત્યાદિ, તે આ નાટક અને નવલકથાના સાહિત્યમા પણ વધતા ઓછા પ્રમાણમા દૃષ્ટિગોચર થયછે અર્વાચીન યુગના પૂર્વાર્ધમા આ દૂષણ નહોતા એ પાછળ કહ્યુ જ છે એ સમયના સાહિત્યમા ભાવ વગેરેમા અસરકારિતા નહોતી તો હાલના સાહિત્યમા પણ કવિતા નાટક, નવલકથા સર્વમા ભાષા વિચાર ઇત્યાદિના અસરકારની ખામી પદે પદે જણાઈ આવેછે અને તે અસરકારિતા નવા જ પ્રકારની, સરકારિતાનો ડોળ કરતા જતા અસરકારી બનાવનારી ઉદાહરણો આપવાની જરૂર નથી, આ સર્વ દૂષણોનુ મુખ્ય કારણ વિચારશૂન્યતા અને ભાવશૂન્યતા છે કશુ વક્તવ્ય હોય નહિ, વિચારની ઉત્પત્તિ જ ના હોવાને લીધે તેમ હૃદયની ખરી ભાવોર્મિ પણ હોય નહિ તે સ્થિતિમા માત્ર શબ્દોની રણકારરચના અર્થહીન રચના સિવાય બીજુ શુ ઘડાય ?

આ સર્વ અપ્રિય વચનો લાગશે, પરન્તુ આ મ્હારા વચનો ઉપર વર્ણવેલી નિસાર કૃતિયાના લેખકોને સમ્બોધીને હુ નથી કહેતો, સરકારી સાહિત્યશાસ્ત્રાની દૃષ્ટિએ અપરાધ કરનાર વર્ગને સમ્બોધીને હુ નથી બોલતો, પરન્તુ એ અપરાધીઓનો ઉદ્ધાર કરનાર આજના સત્રના કવિજનો તથા ઇતર બ્રાહ્મણોને સમ્બોધીને કહુછુ આ પરિષદ્ આગળ આમ આજ

શુભ હેતુથી આ ફરિયાદ રજૂ કરુંછું. હું જાણુંછું કે આપણી પરિષદ્ કને શાસનબળ નથી, અને હોય જ નહિ; પણ અન્ય બળ છે. અને તે અન્ય દૃષ્ટિયે શાસનબળ જ ગણાય. સાહિત્યની ભાવના ઉંચી દર્શાવવી; ઇનામી નિબન્ધોમાં તેમ જ અહિં વંચાવાના નિબન્ધોમાં ધોરણ એ ઉંચી ભાવનાને સમીપ જઈ શકે એમ દૃઢ અને ઉંચુ કર્યે જવું; અને એ માર્ગે ચાલી સાહિત્યની સ્થિતિ સર્વ વિભાગમાં ક્રમે ક્રમે શુદ્ધિમાર્ગમાં ચઢાવવી;—આ બળ આપણી કને છે.

આપણા સાહિત્યમાં કેટલાક વિભાગના સાહિત્યની વસ્તુતઃ ઊનતા જ છે તે હવે જોઇયે. જીવનચરિતનું સાહિત્ય, વિજ્ઞાનનું સાહિત્ય, દર્શન (તત્ત્વજ્ઞાન)નું સાહિત્ય, વિજ્ઞાનનું સાહિત્ય,—એ મહત્ત્વના વિભાગોના ખંડ આપણા સાહિત્યના સમૂહમાં લગભગ ખાલી જ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સતત પ્રયાસથી, તેમ જ છૂટક વ્યક્તિઓના પ્રયાસથી, આ ઊનતા કાંઇક પૂરાતી જાયછે, પરંતુ આ સર્વ દિશામાં ગતિ મન્દ છે. બાલસાહિત્ય માટે હમણાં હમણાં નિસ્તેજ પ્રયાસ શરૂ થયાછે, પરંતુ એ સાહિત્યના ખરા સ્વરૂપનું પણ દર્શન હજી થતું નથી. હાસ્યરસનું સાહિત્ય અત્યન્ત અલ્પ છે. અને જે છે તેમાં ખરા શુદ્ધશૃંગારરસવાળું વિરલ જ છે. તથાપિ કટાક્ષસાહિત્ય તો છે જ નહિ એમ કહિયે તો ચાલે. હું ભૂલતો નથી કે હાસ્યરસનું સાહિત્ય અને કટાક્ષનું સાહિત્ય ઉપજાવ્યું ઉપજતું નથી, તેની ઉત્પત્તિ માટે તો તે માટે અનુકૂલ વાતાવરણ અને લેખકની પ્રતિભા બંનેની જરૂર છે એ ગુણો પ્રજાના કેટલાક સ્વભાવલભ્ય લક્ષણ ઉપર આધાર રાખેછે, પણ તે અમુક મર્યાદામાં જ. માટે આ સર્વ વિભાગોની ઊનતાપૂર્તિ કરવામાં વિષમમાં વિષમ પ્રશ્ન આ છેલ્લા બે સાહિત્યનો બનશે. આ શિવાય બે ત્રણ મહત્ત્વના વિષયની ઊનતાઓ જુદી નોંધવા જેવી છે: ગુજરાતી કોશ, વ્યાકરણ, સાહિત્યનો ઇતિહાસ, અને ભાષાનો ઇતિહાસ—આ ચાર વિષયના ખરા વિદ્વત્તાવાળા અને સમર્થ ગ્રન્થની આપણે ખાસ જરૂર છે. અત્યાર સુધીમાં આ ચારે દિશામાં થયેલા પ્રયાસો સ્વાભાવિક રીતે જ ન્હાના પાયા ઉપર અને ખંડિત છે. આ ઊનતા પૂર્ણ કરવા તરફ આપણી પરિષદે લક્ષ રાખવાનું છે. Polyglot Dictionary સર્વભાષાકોશ જેવા ભગીરથ પ્રયત્નનો લોભ તો હાલ નહિં જ કરિયે. હિન્દુસ્તાનમાં ક્રિશ્ચન મિશનના આરંભકાલમાં રેવરંડ કેરીએ એ દિશામાં કરેલો પ્રયત્ન દુર્ભાગ્યે સિદ્ધિ પામી શક્યો ન્હોતો.

આપણાં વર્તમાનપત્રો અને માસિકોનું સાહિત્ય જોઈશું તો અતિશય શોચનીય સ્થિતિ નજર પડશે. દૈનિક અને સાપ્તાહિક પત્રોમાં ભાષા, શૈલી, અર્થગૌરવ, ઇત્યાદિ દરેક વિષયમાં અશુદ્ધિ, નીચી પાયરીનું સ્વરૂપ, અને કલ્પના સર્વને વ્યાપેલી જોઈને કોને ખેદ નથી થતો? અંગ્રેજી વર્તમાનપત્રોની શૈલી—જેના સ્વરૂપબંધારણનું મૂળ મેકોલેની વિદ્વત્તાભરી શૈલીમાં શોધી શકાય એમ છે, તે શૈલી આપણા પત્રોમાં આવવાની વાત તો ક્યાંની ક્યાં રહી, પણ કોઇ પણ વર્તમાન પત્રના 'લીડર' લખોમાં શબ્દશુદ્ધિ, વાક્યરચના, ઇત્યાદિ પ્રાથમિક લક્ષણોમાં જ ત્રુટિઓ પદે પદે થાયછે.

માસિકો પણ સારા વર્ગના તો ગણુનર જ જડશે The Strand, the Fortnightly Review ઇત્યાદિ માસિકોના નમૂનાના માસિકો આપણે પેદા કરવાને હજી વર્ષોના વર્ષો સૂધી મથના સિદ્ધિ મળવી કઠણ છે, પરંતુ જે છે તે માસિકામા પણ ગૌરવ, શુદ્ધિ, અને ઊંચી કક્ષાના લેખ-એ કેટલા વિરલ જોઈયે છિયે? આ ણુ સ્થાયી સાહિત્યનું પ્રતિબિમ્બ આ માસિક સાહિત્યમા પડે છે આ સર્વ સ્થિતિદર્શન કરસાથી આપણને લાભ છે. હાનિ નથી. આપણું બધુ સારુ મારુ જ છે એમ આંખ્ય મીંચામણા કર્યાથી સુધરસાનો સભવ જ નથી રહેતો ખરો રોગ જોવો, જાણવો, એ ઉપાય કરવાની પ્રથમ અવસ્થા પ્રાપ્ત કરવાનો ક્રમ છે

વર્તમાન યુગના સાહિત્યનુ નિરીક્ષણ કરતા પાચ વિભાગના સાહિત્યનુ વિસ્મરણ કરવુ અ વાજબી નહિ ગણાય (૧) પારસીઓનું સાહિત્ય, (૨) ખોજા સાહિત્ય (૩) જૈન સાહિત્ય, (૪) સૌરાષ્ટ્રનુ સાહિત્ય, અને (૫) ક્રિશ્વન પાદરીવર્ગનું સાહિત્ય પારસીઓએ આ નવીન યુગના આરમ્ભની પૂર્વે ગુજરાતી સાહિત્યમા જે ભાગ આપ્યોછે ત આ સ્થિતિદર્શનમા નહિ આવે. કેખુશરૂ કાબરાજીનુ નામ જે સાહિત્યપ્રવૃત્તિ સાથે ચિરકાળ ઉચિત રીતે જોડાયલુ રહેશે તે આ નવીનયુગની પૂર્વની છે તેથી હેના ગુણદોષની સવિસ્તર નિરીક્ષા અહિ અપ્રસ્તુત છે, માત્ર સક્ષેપમા એટલુ કહેવુ બસ છે કે પારસી ગુજરાતી ભાષાની અસરકારી દશા સુધારવાનો હેમનો સ્તુત્ય હેતુ, હેમના સસ્કૃત ભાષાના અજ્ઞાનને લીધે તેમ જ ફારસી ભાષાના શબ્દોનુ પણ મર્દન કરી નાખવાને લીધે, તેમ જ અન્ય પારસી લેખકો હેમની જોડેજોડે ના આવી શકવા વ્હેને લીધે, સર્વાંશ સફળ થયો નહિ, તથાપિ હેમનો પ્રયત્ન માન અને આશ્ચર્યને ઉત્પન્ન કર્યા વિના રહ્યુ હેવો ન્હોતો, અને સાહિત્યગ્રન્થોની ભરતી કરવાનો હેમનો પ્રયાસ આ ભાષાની ખામીને લીધે આપણા વ્યાપક સાહિત્યમા યોગ્ય સ્થાન લઈ સક્યો નહિ આ યુગના પારસી સાહિત્યની સ્થિતિ તો કાબરાજીના અવસાન પછી ખરેખર શોચનીય જ છે, ભાષામા તેમ જ સાહિત્યવિષયમા મિ અરદેશર ફરામજી ખબરદાર જેવા અપવાદરૂપ લેખકો તો કેટલાક પારસી ગુજરાતીના છાટા વળગી રહેલા છતા, હિન્દુ ગુજરાતીના લેખક વર્ગમા જ ગણાનાછે પારસી લખક બન્ધુઓ સસ્કૃત તેમ જ ફારસીનો સસ્કાર પ્રાપ્ત કરશે અને બીજે પક્ષે આપણે કેવળ આડમ્બર માટે જ સસ્કૃતમય શૈલીનો આશ્રય કરતા અટકીશુ, તો બ ા પક્ષની વચ્ચેનુ અ તર કાલક્રમે તૂટશે સસ્કૃત શબ્દો જ વાપર વાથી ભાષા સરકારી નથી થતી તે વાત તેમ જ એ શબ્દોને અશુદ્ધ બનાવીને વાપરવાથી ઉલટી હાની થાયછે તે વાત, પારસી બન્ધુઓએ સ્મરણમા રાખવાની જરૂર છે.

ખોજા બન્ધુઓનુ સાહિત્ય વાસલુ જોઇયે નહિ. કેટલાક સજોગોને લીધે એ આપણા સપર્કમા આવ્યુ નથી. પરંતુ ભાષાશુદ્ધિમા એ સાહિત્ય સતોષ ઉપજાવનાર છે, પારસી સાહિત્ય માટે જે ફરિયાદ કરિયે તે ફરિયાદને સ્થાન હમા મળે એમ નથી સચેદીના નાનજિયાણીએ પ્રગટ કરેલા 'ખોજા વૃત્તાન્ત'મા આપેલા પદોની ભાષા તથા શૈલી કાંઈક પાછલા યુગની છે,

પારસી સાહિત્ય

ખોજા સાહિત્ય

હેમાંના નમૂના ટાંકવાથી વિસ્તાર થવાનો ભય છે, છતા એક બે નમૂના આપ્યા વિના રેહવાતું નથીઃ—

(૧) સતપંથ સતનું મુખ છે, ઇચ્છ્યા હેત પરીત,
નારીશ ગુરતરનું નામ છે, ક્ષમા દયા બે દ્રષ્ટ.

(૨) એ જી એક ગાશે હાથે અમૃતનો, બીજામાં ભરો શરાબ,
એકહાથ હાથે હેંડે, મુખી ન મેલે વિશ્વાસ.

શરીફ સાલેમદમદની શુદ્ધ ભાષા પ્રખ્યાત છે, અને હેમના પુત્ર અલાદીનકૃત 'વિશ્વભેદ' ઉઘાડીને વાંચીશું તો સંસ્કારી ભાષા જ નજર પડશે. એક બીજા વૃદ્ધ બી હાલ હયાત છે હેંનાં ભજનોનું પુસ્તક મ્હારી કને છે તે પણ ભાષા માટે સંતોષ ઉપજાવે એમ છે.

આપણા જૈન બન્ધુઓએ કેટલાંક વર્ષોથી પ્રાચીન જૈન સાહિત્ય પ્રગટ કરવાનો ગ્નુત્ય પ્રયાસ આરમ્ભ્યોછે. એ પ્રયાસથી ગુર્જર સાહિત્યમાં ભાષાના જૈન સાહિત્ય. ઇતિહાસ તેમ જ સાહિત્યના ઇતિહાસ બન્નેમાં નવો પ્રકાશ મળ્યોછે તેથી એ બન્ધુઓના આપણે ખરેખરા આભારી છિયે. હેમણે પ્રગટ કરેલા ગ્રન્થો પ્રાચીન સાહિત્યના છતાં, હેમની પ્રવૃત્તિ આ યુગમા શરૂ થઈછે તેથી આ યુગમાં આટલું એ પ્રવૃત્તિનું દર્શન કર્યું છે.

સૌરાષ્ટ્રના સાહિત્યને જુદું સ્થાન આપવાનું એક કારનુ એ છે કે એ પ્રાન્તમાં વિદ્યાપ્યાનાનો સંસ્કાર તળ ગુજરાત કરતા મોડો પડ્યો હતો; છતાં સૌરાષ્ટ્રનું સાહિત્ય. પ્રમાણમાં સાહિત્યવિષયક જાગૃતિ ઝડપથી પ્રસરીછે. પ્રાચીન સૌરાષ્ટ્ર-સાહિત્ય—દુહા, સોરઠા (સોરઠના દુહા તે સોરઠિયા દુહા એમ ખાસ એ દેશ ઉપરથી નામ પડેલું તે પ્રસિદ્ધ સોરઠા), ઇત્યાદિ પ્રાકૃત્તીન તથા લોકસાહિત્ય એ જુદો જ વિષય છે. નવી સંસ્કૃતિ પછીની સાહિત્યપ્રવૃત્તિ સૌરાષ્ટ્રમાં થઈ તે હાલના નવીન યુગની પૂર્વનાં ૨૫-૩૦ વર્ષ અને હાલનાં ૩૦-૩૫ વર્ષ એ બે વિભાગમાં સ્થિતિ કરેછે. પ્રથમ ભાગની પ્રવૃત્તિ આરમ્ભકાળના ગુણ તેમ જ દોષથી લક્ષિત હતી; બીજા ભાગની પ્રવૃત્તિમાં સંસ્કૃતિ વિશેષ ભળી, જો કે પૂર્ણ નહિં, તો પણ 'કલાપી' બાદ કરતાં કોઇ બીજો યુગ આંકનારો કવિ કે લેખક પ્રગટ થયો નથી. બાકી બીજી વીજી કક્ષામાં મૂકાય હેવી સાહિત્યકૃતિયો અનેક અને કેટલીક પ્રશંસાપાત્ર પ્રગટ થઈછે. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, નારાયણ હેમચન્દ્ર વગેરે કવિયો તથા લેખકોને સૌરાષ્ટ્રના કરતાં આખા ગુર્જરાતના પુત્રો તરીકે લેખ્યુંછું તેથી આ વિભાગમાં હેમનો ઉલ્લેખ નથી કર્યો. મહામહોપાધ્યાય શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરની કૃતિયોની ગણના આ સમૂહમાંથી જુદી કરવી પડશે, કેમકે એ કૃતિયોનું સ્વરૂપ નવીન યુગનાં લક્ષણોથી ભિન્ન છે. આ યુગના સૌરાષ્ટ્રસાહિત્યની પ્રવૃત્તિનું દર્શન કરતાં એક ખેદની વાત એ લાગે છે કે કેટલાક ઉત્તમ સંસ્કારી કવિયોએ પોતાની સ્વતન્ત્રતા આધુનિક ન- કંપનીઓને આદ્ય થામ હેવા ભાવનાને સમર્પણ કરી દઈને પોતાની કલાની

આરોગ્ય તરુ ઉપર વીંગીને ગૂગળાવી નાખીછે "સાક્ષરસમક'ના સરકારી કવિ એ પ્રકારે પોતાની કાવ્યશક્તિને પરવશ બનાવે તેથી કોને આ પ્રકારનો ખેદ ન થાય?

ક્રિશ્ચન પાદરીઓનુ સાહિત્ય. ક્રિશ્ચન મિશનરી સાહિત્ય વિશે બોલવાની જરૂર નથી એ સાહિત્ય એ ધર્મના વિષયમા જ બહુધા ગોઠવાયનુ છે, અને એ સાહિત્યની ભાષા ગુજરાતી છતા ગુજરાતી નથી એ સ્વરૂપલક્ષણ આપી બસ કરીશુ અલબત, ટેલરકૃત વ્યાકરણ એ ગ્રન્થનુ સ્થાન જુદુ જ છે અને તે નવીન યુગની ઉત્પત્તિ નથી, બાકી એ ગ્રન્થની સિદ્ધાન્તે મિશનરી સાહિત્ય જોડે કશો સબંધ જ નથી

ભાવ અને ભાવિનુ ન જોતા, આ યુગના સાહિત્યના આ નિરીક્ષણથી કાંઇક ગ્લાનિ થયા વિના નહિ રહે પણ નિરાશા માટે સ્થાન નથી આપણી આસપાસની અને અંદરની સ્થિતિ જોતા, જ્ઞાનના પ્રવાહની દિશાઓ તથા બળ તેમ જ તે પ્રવાહ અને બળ ઝીલનાર વર્ગોના સામર્થ્ય, અધિકાર ઇત્યાદિ જોતા આ પ્રકારની સાહિત્યમા મિશ્ર દશા શિવાય બીજુ સભવે નહિ પરંતુ યોગ્ય નાયકોની મદદથી અને યોગ્ય ઉપાયના સેવનથી ભવિષ્યમા સ્થિતિ સુધરશે એમ આશા ગણવી તે નિરાધાર નથી વળી, આ યુગના સાહિત્યનુ સ્થાપન થયુ છે તે તો સુસસ્કારના પાયા ઉપર જ અને જે કાંઇ બગાડો પ્રવેશ પામ્યોછે તે અન્ય સયોગોને પરિણામે એ સયોગોનો જો ક્રમેક્રમે ઉચ્છેદ થાય તો શુભ પરિણામ જ આવે

ભાવિ સુસ્થિત કરવાના ઉપાય. આ શુભ પરિણામ આણવા માટે ઉપાય શા? પ્રથમ તો પ્રજાવર્ગમા એ પ્રકારનો વિદ્યાપ્રસાર કરાવવો કે જેથી દરેક વ્યક્તિ શુદ્ધ સસ્કાર મેળવે તે સાથે જ પોતાના અધિકારની મર્યાદા પણ જાણી શકે પછી બીજુ સાધન એ કે નવીન ભાવનાઓ પ્રજાના જીવનવ્યાપારમા નાડીમા વ્હેતા રુધિરપ્રવાહની પેઠે, શ્વાસોચ્છ્વાસમા લેવાતા પ્રાણવાયુની પેઠે પ્રવર્તે એ માર્ગ સોધવો એ માટે કવિવર્ગ, લેખકવર્ગ ઇતર વિદ્યારસિકો જોડે સહવાસમા આવે એવા પ્રસંગ રચવા જોઇએ આ ઉપરાત, લેખકોનુ એક મડળ બંધાય, પરસ્પર બન્ધુતા કેળવાય સાથે અરસ્પરસના અનુભવો, વિચાર ઇત્યાદિની આપલે થાય, તે માટે એ મડળમા પ્રવૃત્તિ ચાલૂ રહે એ એક સાધન છે માસિક પત્રોના સાહિત્યમા સુધારા માટે વિદ્યાપ્રસારની સાથે પત્રોના તન્ત્રીઓના મડળની સ્થાપના તે મડળમા દાખલ થવાના અધિકારની દઢતા યથાર્થ ઉપાય શકય જણાયછે આપણી પરિષદ્ એક આદર્શરૂપ માસિક કાઢે એ કલ્પના પણ વિચારમા લેવા જેવી છે

આ સર્વ ઉપાયોનો પાયો વિદ્યા, ગુજરાતી ભાષાનુ જ્ઞાન શુદ્ધ જ્ઞાન, પ્રસાર પામે તે ઉપર છે હાલ ગુજરાતી ભાષાનુ શિક્ષણ આપણી અગ્રેજી શાળાઓમા લગભગ નથી જ મળતુ એમ કહિયે તો ચાલે ઘણા વિચારશીલ માતપિતા આ માતૃભાષાના શુદ્ધ અને પાકા જ્ઞાનની ખામી પોતાના છોકરામા હોવા બાબત ફરીયાદ કરેછે અને એ અનિષ્ટ સ્થિતિ સુધરાવવાની માગણી કરેછે ગુજરાતીના પાકા જ્ઞાનની ખામીને લીધે મી એ, એમ એ ની

ઉપાધિ મેળવેલા યુવકો પણ ભાષાશુદ્ધિમાં ગોથાં ખાયછે 'લખાવું' એ સહાભેદનું રૂપ અને 'લખાવવું' એ પ્રેરક રૂપ એ બે વચ્ચે ભેદ ન સમજનારા એમ. એ. બી. એ. જોવામાં આવ્યાછે. સંસ્કૃત ભણેલા ગ્રેજ્યુએટો પણ સંસ્કૃત શબ્દની જોડણી ખોટી કરેછે. 'મોકલી આપવું' જેવા જેવા દૂષિત પ્રયોગે એટલો પગપેસારો કર્યોછે કે "પરિષદ્ માટે ડેલિગેટો મોકલી આપવા" એમ માણસને નિર્જીવ પદાર્થની કક્ષામાં મૂકનારું વચન એક સામાયિક પત્રમાં નજરે પડ્યું હતું. આ ઉપરાંત, આપણા પ્રાચીન સાહિત્યનું જ્ઞાન તો વિરલ જ થવા લાગ્યુંછે; અને પ્રેમાનન્દ, અખો, ઇત્યાદિની કૃતિયોના અર્થ સમજવામાં પણ ભૂલો કરનારા ગ્રેજ્યુટો જોવામાં આવેછે. આમ એક પક્ષે હીનતા છે, તો બીજે પક્ષે જનસમૂહમાં અને તે પારસી ગુજરાતીનો આદર કરનાર મંડળમાં પણ સંસ્કૃત શબ્દો તરફ રુચિ વધતી જણાવા લાગીછે. આજથી વીસ વર્ષ ઉપર જે સ્થિતિ અસંભવિત હતી તે આજ વર્તમાનપત્રોની ભાષામાં નજરે પડેછે. વીસ વર્ષ ઉપર "દરિયાઇ લડાઇ" શબ્દો વપરાતા. તે સ્થળે આજ મુંબાઈમાં રસ્તામાં ફેરવાતી જાહેર ખબરોનાં પાટિયાં ઉપર (નૌકાયુદ્ધ નહિં તો) 'નઉકા યુદ્ધ' એમ શબ્દો જોવામાં આવેછે. સંસ્કૃત શબ્દ બનાવવા માટે "ઓરો અમુત" હેવી વિચિત્ર સ્વરચિહ્નોની મિશ્રતા એક પાટિયા ઉપર મુંબાઈમાં દીઠીછે. તેહેનો ઉપહાસ કરવાને બદલે હેમાં પણ સંસ્કૃત તરફ ઉત્સુકતા ભરેલું વલણ જોઈ સકાય એમ છે.

આમ ભાષાશુદ્ધિના ભંગમાં ભાષાશુદ્ધિનો શુભ રંગ જોઈ સકીશું, તો નિરાશા માટે કારણ નહિ રહે. માત્ર કર્તવ્ય એટલું ઉપસ્થિત થાય ખરું કે જે વર્ગ આ દૂષણો માટે અપરાધી છે તેહેને સુપથે દોરવો. આ માટે આપણી પરિષદના કાર્ય અને કર્તવ્યની યોજનાનું રેખાલેખન આદિં આંકી બતાવવું અસ્થાને નહિ ગણાયઃ—

સાહિત્યપરિષદની કાર્ય અને કર્તવ્યના પ્રદેશની યોજના.

(૧) લેખકમંડળની સ્થાપના
(૨) વર્તમાનપત્રો અને માસિક પત્રોના તન્ત્રીઓના મંડળની સ્થાપનાઃ
(૩) ગુજરાતી ભાષા અને સાહિત્યની કેળવણી અંગ્રેજી સ્કૂલોમાં દાખલ કરવા માટે યોજના;
(૪) સાહિત્યપરિષદનું આદર્શરૂપ માસિક કાઢવાની યોજના;
(૫) ત્રીજી સાહિત્ય પરિષદે ઊભી કરેલી વ્યાખ્યાનમાળાની યોજનાને સજીવ કરી પ્રવૃત્ત કરવી.

નવીન સાહિત્યના સંસ્કારી પ્રચાર માટે આટલાં સાધનો હાલ બસ જણાયછે.

(૬) પ્રાચીન કવિયોના અસલ ગ્રન્થોના હસ્ત લેખ (Manuscripts) નો સંગ્રહ કરાવવો;
(૭) એ લેખોનું સંશોધન યોગ્ય પંડિતો કને કરાવવું;
(૮) હેમાંથી સારા ભાગોનો જ પ્રસાર કરાવવો;
પ્રાચીન સાહિત્ય માટે આટલી સૂચના બસ છે.

આ રેખાલેખન બહુ વિસ્તીર્ણ જણાયછે સ્મરણમા રાખવાનુ એ છે કે આ સર્વ કાર્ય એકદમ હાથ લેવા એમ કહેવાનો હતુ છે જ નહિ. પૂર્ણ પ્રોગ્રામ તૈયાર કરી મૂકવામા નુકસાન નથી, હેને અમલમા આણવા માટે ડગલે ડગલે કામ કરીશુ ત્હેમા બાધ નથી આ ઉપરાન્ત આ યોજનામાં વધારો ઘટાડો કરવા માટે એકાદ કમિટી નીમીશુ તો અડચણ નથી એ યોજનામાના હેતુ સિદ્ધ કરવા માટે શા શા માર્ગ લેવા તે વિષે એ કમિટી સારી રીતે વિચાર કરી સલાહ આપી સકશે.

આ સર્વ કાર્ય એક વ્યક્તિથી એકલે હાથે થાય એમ નથી, તેમ આપણા મડળને બાહ્ય સાહાય્ય મળ્યા વિના પણ થાય એમ નથી. માટે રાજા રજવાડા વગેરેને આપણી પ્રવૃત્તિમા સાહાય્યમા લેવા એ ઇષ્ટ જણાયછે શ્રીમત ગાયકવાડ મહારાજાએ તો આપણી પરિષદ્‌ને ખાસ સહાયતા આપીછે તે વડોદરાની પરિષદ્ વખત હેમણે આપેલી હાજરી તેમ જ સગીન મદદ ઉપરથી સાબીત થઈ ચૂકયુછે એ ઉપરાત અન્ય સ્થળોમાથી સહાયતા મેળવવા માટે આપણા કાર્યવાહકોને અધિકાર આપીશુ તો ઠીક એ સર્વ ખરુ, પરતુ કાર્યસિદ્ધિનુ ખરુ બીજ તો આત્મબળ જ છે; અને આ આપણી પ્રવૃત્તિને અગે આપણો સમૂહ તે એક આત્મવ્યક્તિ છે એટલે આ પ્રસગે આત્મબળ એટલે સઘબળ ગણીશુ આપણી આગળ ઊભા રહેલા કાર્ય મ્હોટા છે, વિષમ છે, પરતુ આપણી ભાવભક્તિ પણ તે પ્રમાણમા મ્હોટી રાખીશુ, આપણી શ્રદ્ધા અચલ સ્થાપીશુ, તો પરમ અન્તે વિજય જ છે

ભગિનીઓ તથા બન્ધુઓ! મારે છેવટમા એટલુ જ કહેવાનુ છે કે આપણી પરિષદ્‌નું કાર્ય ભારે જવાબદારીનુ છે એ યાદ રાખી, આપણા આ સરસ્વતીસત્રમા પરસ્પર પ્રીતિભાવથી પ્રવૃત્ત થવાનુ પવિત્ર કર્તવ્ય લક્ષમા રાખી, અને સાહિત્યના વિશુદ્ધ આનન્દને અનન્ય ભાવથી પ્રાપ્ત કરવાનો ઉત્સાહ ધારી, આપણે આપણા આ કાર્યનો આરમ્ભ કરિયે, અને સર્વ કાર્યના સિદ્ધિદાતા પરમ કૃપાળુ પિતાની આશિષ માગિયે.

इति शम्.

# આઠમું મરાઠી સાહિત્ય સંમેલન.

## મ્હેં ત્હાં શું જોયું ને જાણ્યું ?

આ સંમેલન મુંબાઈમાં માધવબાગના મકાનમાં તા. ૧૬ મી, ૧૭ મી તથા ૧૮ મી મે ૧૯૧૫ના દિવસોએ મળ્યું હતું. સુરતમાં આ માસ આખરે ભરાવાની ગુજરાતી સાહિત્ય પારષદ્ તરફથી પાંચ કે ૭ પ્રતિનિધિ આ સંમેલનમાં હાજર રહેવાને નીમાયા હતા, ત્હેમાં મ્હારું નામ પણ હતું. હું પ્રથમ બે દિવસ હાજર રહ્યો હતો. ત્રીજે દિવસે જઈ સકાયું ન્હોતું. બેઠક પ્રથમ દિવસે બપોરના ૧ વાગ્યાથી હતી; બીજા બે દિવસોએ ૧૨ વાગ્યાથી રાખવાનું જાહેર થયું હતું પણ તાપ સખત પડતો હતો તેથી સ્હવારના સાઢાસાતથી દસ વાગ્યા સુધી અને ત્રીજા પ્હોરે સાઢાત્રણથી ૭ વાગ્યા સુધી બેસવાનું ઠરાવ્યું હતું. પરંતુ છેવટને દિવસે બધું કામ સ્હવારમાં અગિયાર વાગ્યા સુધીમાં પૂરું કરી દીધું; હું તે દિવસે સ્હવારે જઈ ના સક્યો, ત્રીજે પ્હોરે જવાનો હતો; તેથી છેવટની બેઠક હું ચૂક્યો, તેથી ખેદ થાય છે, કેમકે તે દિવસે હિન્દી ભાષાને શું સ્થાન આપવું તે ચર્ચા રસભરી થઈ હતી તે મ્હારાથી પ્રત્યક્ષ જોવાઈ સંભળાઈ નહિં. એ છેવટની બેઠકની હકીકત મિત્રો તરફથી જાણેલી હું અહિં નોંધીશ.

ત્રીજે દિવસે સાંઝે સાઢા ૭ વાગ્યે શેઠ ત્રિભુવનદાસ મંગળદાસ નથ્થુભાઇની વાડીમાં મિત્રમેળાપ આ સંમેલનને અંગે થયો હતો. એ પ્રસંગે રા. દામોદર ગણેશ પાધ્યેએ બધાને નિમન્ત્રણ કર્યું કે આવતી કાલે સાહિત્યપરિષદ્ના મકાનમાં પરિષદ્ના સભાસદોની સભા ભરાશે, તે વખતે બધાએ આવવું, સભાસદ્ ના હોય ત્હેમણે સભાસદ્ બનવાનો નિશ્ચય કરીને આવવું. આ ભાષણમાં હેમણે ખુલાસો કર્યો કે–મરાઠી સાહિત્ય પરિષદ્ એ કાયમનું મંડળ છે, અને સાહિત્યસંમેલનો પ્રતિવર્ષે એ પરિષદ્ની પ્રેરણાથી તથા યોજનાથી ભરાય છે. આ ભેદ બતાવવાની જરૂર આઠ આઠવાર સંમેલનો થયા છતાં જણાઇ તે બહુ સૂચક વાત છે. પરિષદ્ શબ્દનો ઉપયોગ ભિન્ન ભિન્ન રીતે કરવામાં આવે છે તે સ્થિતિ ઉપર આ સબળ પ્રકાશ પાડે છે. બંગાળામાં બંગપરિષદ્ છે તે પણ કાયમની સંસ્થા છે. આપણે ગુજરાતમાં જ સંમેલનને સ્થળે પરિષદ્ શબ્દ યોજ્યો છે. તે ફેરવવાની જરૂર નથી જણાતી. ગુજરાતમાં 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી', 'ફૂાર્બ્સ ગુજરાતી સભા', જેવી સંસ્થાઓ છે, ત્હેવી સંસ્થા મહારાષ્ટ્રમાં ન હોવાથી હેમને પરિષદ્ એમ કાયમની સંસ્થા યોજવી પડી છે. પરંતુ ભ્રમ ટાળવાને માટે પરિષદ્ શબ્દ સંમેલનને બદલે યોજાય તો સારું. પરિષદ્ શબ્દનો ઇતિહાસ જોતાં એ કાયમની સંસ્થા નહિં પણ વખતો વખત મળનારું મંડળ એમ સૂચિત થાય છે.

અસ્તુ, આ સંમેલનમાં કાર્ય શું શું થયું તે યાદી વિષયવાર આપીને નીરસતા કરવાનું હું યોગ્ય નથી ધારતો. હું તો આ પ્રસંગે મ્હારા મન ઉપર કેટલીક ખાસ બાબતોએ છાપ પાડી તે નોંધવાનું વધારે રસજનક માનુંછું.

મરાઠી સાહિત્ય—આ સાહિત્યમાં નાટકસાહિત્ય વિશે નિબન્ધો આવેલા ત્હેનો સાર વંચાયો, તે ઉપરથી સ્પષ્ટ જણાયું કે હાલની મરાઠી રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો હલકી પાયરીનાં બહુધા છે. આ ફરિયાદ એક નાટકમંડળીના મેનેજરે લખેલા નિબન્ધમાં જ હતી.—આ પ્રમાણેની ફરિયાદ આપણી કોઇ ગુજરાતી નાટકમંડળીનો મેનેજર કરશે ખરો? મરાઠી રંગભૂમિ અને ગુજરાતી રંગભૂમિ વચ્ચે ભેદ આ વાતથી ગૂઢ રીતે જણાઇ આવશે. બીજા નિબન્ધકારે નાટકો ભજવાતા પ્હેલાં ત્હેની પરીક્ષા કરનાર Censor નીમવાની માગણી કરી હતી. આ યોજનામાં લાભ તેમ હાનિ બંને છે; પરંતુ આપણી રંગભૂમિના સાહિત્યની દશા જોતાં આ યોજના હાલ તો ઇષ્ટ જણાય છે. આપણી સાહિત્યપરિષદ્ આ વાત લક્ષમાં રાખશે?

એ જ નિબન્ધકારે બીજી એક સૂચના કરી હતી કે હાલનાં નાટકોમાં સંગીત બહુ જ હોય છે, ત્હેને બદલે નિયમિત અંશમાં સંગીત અને બહુ ભાગે ગદ્ય હોય તો સારું. આ સૂચના નાટકલેખકોએ વિચારમાં લેવા લાયક છે. સંસારસુધારાને નિન્દનારો નાટકોમાં ઉદ્દામ લખાણો હોય છે ત્હેના ઉપર આ નિબન્ધકારે અરુચિ બતાવી હતી. આ પ્રસંગે એક વાત યાદ આવે છે; મરાઠી રંગભૂમિ 'શારદા' જેવું સુધારાના પક્ષનું નાટક પ્રેક્ષકમંડળ તરફથી અનેક સ્તુતિગર્જના ઉત્પન્ન કરે છે એમ મ્હેં દીઠું છે; ત્હારે ગુજરાતી રંગભૂમિ ઉપર સુધારાનું વક્રચિત્ર પાડનારા ગ્રામ્ય પ્રસંગો પ્રેક્ષકમંડળનો સ્તુતિનાદ મેળવે છે. આમ કેમ હશે?

નિબન્ધો સાંભળીને એમ મ્હને જણાયું કે ગુજરાતી કરતાં મરાઠીમાં ગંભીર નાટક ગ્રન્થો વધારે સંખ્યામાં પ્રસિદ્ધ થયા છે. આ ઉપરથી આપણા રસિક અને પ્રતિભાશાલી લેખકોએ જાગૃતિ લેવાની જરૂર જણાય છે.

કાવ્યો કેટલાંક વંચાયાં ત્હેમાં એક કવિ ફરિયાદ કરે છે. મરાઠી સાહિત્યમાં હાલના વખતમાં પ્રેમની વાર્તાઓની—અયોગ્ય પ્રકારની વાર્તાઓની—રેલ રેલાય છે. બીજો એક નિબન્ધકાર ફરિયાદ કરે છે કે સ્ત્રીપાત્રના મુખમાં સ્ત્રીજનોચિત ભાષા શૈલી મુકાતાં જણાતાં નથી; તે એટલે સુધી કે ગ્રન્થ લખનાર સ્ત્રી હોય છે તે પણ આ ખામીથી દૂર નથી.

બાલસાહિત્ય—આપણી પેઠે જ મરાઠીમાં પણ આ સાહિત્યની ઊનતા સ્પષ્ટ જણાઇ. ભાષણોથી જણાયું તેમ જ સંમેલન આગળ મૂકેલા ઠરાવ (નંબર ૭ મા) ઉપરથી એ જણાયું. ઠરાવના શબ્દમાં થોડુંક રૂપાન્તર એક જણની સૂચનાથી કરવામાં આવ્યું હતું. ત્હેનો અર્થ એટલો જ હતો કે ખાસ સાહિત્ય માટે પ્રયાસ નવો જ કરવાનો નથી, કાંઇક તો કામ થયું છે—એમ સ્વસંતોષ ઉત્પન્ન કરવો.

સંમેલને કરેલા ઠરાવો—

આ સંમેલનમાં કુલ સોળ ઠરાવો થયા તે સર્વેનું નિરીક્ષણ કરવાની જરૂર નથી. કેટલાક ધ્યાન ખેંચનાર ઠરાવો જ જોઇ જઇએ.

મોડી લિપિ બાબત ઠરાવ—આ ઠરાવ આપણા ગુજરાત પ્રાન્તની સાથે સંબન્ધ રાખનારો નથી. મહારાષ્ટ્રમાં પણ અમુક નવીન સંજોગોને લીધે આ ઠરાવનું કારણ ઉત્પન્ન થયું છે. મહારાષ્ટ્રમાં લખવાની લિપિ એક છે—મોડી, અને છાપવાની બીજી છે—દેવનાગરી મહારાષ્ટ્રમાં સર્વ જિલ્લામાં સરકારી દફતરમાં મોડી લિપિ અત્યાર સુધી પ્રચલિત હતી તે કાઢીને દેવનાગરી દાખલ કરવાનો સરકારે હુકમ કર્યો છે તે સ્હામે કારણો દર્શાવી પુનઃ પ્રયત્ન કરવા માટે આ ઠરાવ હતો. આ વિશે એક જ વાત, મ્હારા અનુભવને બળે, કહુંછું; મોડી લિપિ કાઢી નાંખી દેવનાગરી દાખલ કર્યાથી જે અનર્થ ટાળવાનો તે કાળક્રમે યથાપૂર્વ પ્રગટ થવાનો ભય છે, તે ઉપરાંત અનેક અડચણો છે. બીજું ધ્યાનમાં રાખવાનું છે કે અંગ્રેજીમાં લખવાની લિપિ અને છાપવાની લીપિ વચ્ચે જે સંબન્ધ છે તેવો જ સંબન્ધ મોડી અને દેવનાગરીનો છે.

**ભરતખંડમાં એક લિપિ**—આ ઠરાવ થયો તે વખતે હું હાજર ન્હોતો. પરંતુ દેવનાગરી લિપિ સ્વીકારવાથી શી શી અગવડો, હાનિયો, ઇત્યાદિ છે તે હું 'લિપિ' વિશેના મ્હારા નિબન્ધમાં *પૂર્વે જણાવી ચૂક્યો છું.

**ભરતખંડ માટે હિન્દી ભાષાનું ત્રીજી ભાષા તરીકે શિક્ષણ.**—આ વિષય ઉપર બહુ જોસથી ભાષણો થયાં હતાં એમ સાંભળ્યું છે. કેટલાક વક્તાઓ તો એટલે સુધી ગયા હતા કે મરાઠીભાષા તે ભરતખંડની સમાન ભાષા થવી જોઇએ, કેમકે મરાઠાઓએ એક સમયે આખા ભરતખંડમાં રાજ્ય કર્યું હતું! આવેશને ચિન્તનનું સ્થાન અપાય ત્હાં આમ ઉદ્‌ગાર નીકળે. પરંતુ પરિષદ્‌( સંમેલન )નું ગૌરવ જુદા જ પ્રકારની વૃત્તિની માગણી કરે છે. રા. બ. ક. ઠાકોરે આ વિષયમાં ગુજરાતીમાં ભાષણ સમર્થ રીતે કર્યું હતું અને હિન્દી ભાષાની પૂજાના ભ્રમ ઉઘાડા પાડી બતાવ્યા હતા.

**દેશી ભાષા દ્વારા શિક્ષણ, દેશી ભાષાને શાળાઓમાં તેમજ કોલેજોમાં સ્થાન આપવું, સર્વ શિક્ષણ માતૃભાષામાં અપાય તે માટે શાસ્ત્રીય વિષયો ઉપર ઉચ્ચ શિક્ષણને યોગ્ય ગ્રન્થ પ્રસિદ્ધ કરવા.**

આ મહાન્ સાધ્ય સંબન્ધી જુદા જુદા ત્રણ ઠરાવો થયા. ભલે. પણ એ પ્રસંગે વક્તાઓએ ચિન્તનનું સ્થાન આવેશને આપ્યાનું જણાઈ આવ્યું. 'દેશી ભાષા દ્વારા શિક્ષણ અપાતું હોત તો આજ અનેક રાનડે અને અનેક ગોખલે પ્રગટ થયા હોત'—હેવા વચનમાં શો સાર? જાણે મહાન્ પુરુષો ઘડવા માટે કારખાનાં કામ કરી સક્તાં હોય, અને પાત્રની પાત્રતા, પ્રતિભા, ઇત્યાદિ અંશની ગણના જ ના હોય, એમ આ આવેશ વચનો સૂચવતાં હતાં. 'ગ્રીસનો ઇતિહાસ તો વસ્તુવિષય જ છે; પછી તે અંગ્રેજીમાં શીખાયાથી શું વિશેષ?'—હાવું વચન પણ નીકળ્યું હતું. ઇતિહાસનું તત્ત્વ શું? ઇતિહાસ ગ્રન્થો કે'વા હોય, ઇત્યાદિ વાતોનું વિસ્મરણ અહિં થયું હતું.

---

* "આર્યધર્મપ્રકાશ" સંવત્ ૧૯૬૪ના અંક જુવો.

( ૩ ) બુદ્ધિપર્યુષ=બુદ્ધિનું બાથે કસવું.

( ૪ ) નિર્માણશક્તિ=creative power.

( ૫ ) અભિનવાન્વેષી બુદ્ધિ=originality of research.

( ૬ ) દુર્બોધ=unintelligible.

( ૭ ) નિરુપદ્રવ=harmless.

( ૮ ) સંક્રમણ=transition. ( આ શબ્દ આપણે પણ સ્વતન્ત્ર રીતે પ્રયોજિયે જ છિયે )

( ૯ ) રૂપાન્તર=adaptation.

આ શબ્દયોજના મ્હને બહુ ઉચિત જણાય છે. અનુવાદ શબ્દ કોઇ ભાષાન્તર માટે વાપરે છે, તો કોઇ અર્થ ભાષાન્તર માટે, તો કોઇ adaptation માટે એમ બહુ ગડબડ થઇ છે તે આ 'રૂપાન્તર' શબ્દથી ટળશે.

(૧૦) વૈગુણ્ય=demerit.

(૧૧) સમર્થક=supporter ( of resolution )

(૧૨) સંવિધાનક=plot.

( આપણે 'વસ્તુ' એ પારિભાષિક શબ્દ વાપરિયે છિયે ). "

આ તો શબ્દ જ્ઞાનની વાત આવી. પરન્તુ ઉપર વધારે મહત્ત્વની વાતો યોજના, વ્યવસ્થા, ઇત્યાદિ સમ્બન્ધની નોંધી છે તે તરફ વાચકનું લક્ષ ખેંચી કલમ મૂકી દઉં છું.

વાદરા.
તા. ૧૯-૫-૧૫

નરસિંહરાવ ભોળાનાથ.

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૬. [ માસિક ] આષાઢ સંવત ૧૯૭૧

## અન્યોક્તિ-વિલાસ.

—( ૧ )—

[ શાર્દૂલવિક્રીડિત વૃત્ત. ]

સોહે છે સરસિજ! તું સરતલે શુભાંગથી સર્વદા,
"વૃદ્ધિમાં થતી વૃદ્ધિ," તેમ તુજમાં સૌગન્ધ શાન્તિપ્રદા;
કિન્તુ કાન્ત કિરીટ કૃષ્ણ તુજને છે કૃષ્ણ પંકોદ્ભૂત,
यत्पूर्वं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ।

—( ૨ )—

[ મન્દાક્રાન્તા વૃત્ત. ]

કાન્તિ આણી શુભ કુસુમની ચન્દ્ર લક્ષ્મી ધરે છે,
લીલા ન્યારી નિરખી તરણી માન મોટી મૂકે છે;
કિન્તુ થાતી સુમન સુરભિ નષ્ટ ના, શુષ્ક થાતાં,
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् ।

# સ્થાનિક સ્વરાજ્ય વિષે.

## ઇન્ડિયા સરકારનો ઠરાવ.

'સ્થાનિક સ્વરાજ્ય' સંબંધે નામદાર ઇન્ડિયા સરકારે હાલમાં એક ઠરાવ બહાર પાડયો છે તે સર્વના જાણવામાં છે. આ ઠરાવને આપણા દૈનિક સાપ્તાહિક પત્રોએ અભિનન્દનને પાત્ર ગણ્યો નથી અને એ ઠરાવમાં 'શું નથી' એટલા જ ઉપર ધ્યાન અપાય તો તે અભિનન્દનને પાત્ર ન ગણાય એમાં નવાઈ નથી. પરન્તુ એમાં 'શું છે' એ પણ આપણે જોવું જોઇએ. અને જ્યારે આપણે તે જોઇએ ત્યારે, જો આપણને એમ જણાય કે, એ ઠરાવ સ્થાનિક સ્વરાજ્યની રાજ્યનીતિનો સત્કાર અને સ્વીકાર કરે છે, વર્તમાનમાં એની જે સ્થિતિ છે તેના કરતાં કાંઇક વિશેષ અધિકારની સ્થિતિ સ્વરાજ્ય ભોગવતાં મંડળોને આપે છે, અને ભવિષ્યમાં સ્વરાજ્યનો તંત્ર વધારે સફળ વધારે વ્યાપક અને વધારે વિકસિત કરવાનાં બીજ રોપે છે—આટલું જો આપણને જણાઈ આવે તો, એ ઠરાવનો અનાદર કરવો એ ઇષ્ટ નથી. તત્વાર્થમાં જો આપણા મુદ્દાઓનો સ્વીકાર થતો હોય તો વ્યવહારના સવાલોના મતભેદ ઉપર વધારે પડતું વજન રાખી તત્વસિદ્ધિનો તિરસ્કાર કરવો એ વાજબી નથી. આ લેખમાં આ દૃષ્ટિબિન્દુથી સરકારના એ ઠરાવોનું અવલોકન કરવાનો ઇરાદો છે. તેમાં વ્યવહારમાં કયાં મતભેદ છે તે અવશ્ય બતાવીશું અને તે સંબંધે શું કરવું ઇષ્ટ છે તેની પણ યથામતિ સૂચના કરીશું; પરન્તુ સ્થાનિક સ્વરાજ્યના વિકાસની નીતિના સ્વીકાર તરીકે એ ઠરાવ માનને પાત્ર છે એમ દર્શાવવા યત્ન કરીશું.

### ૧. ઉપોદ્ઘાત.

#### (અ) ઐતિહાસિક દિગ્દર્શન.

ઠરાવના આરંભમાં જણાવ્યું છે તેમ બ્રિટિશ રાજ્યતન્ત્રમાં દાખલ થયા પછી આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્યની ઇમારતનું નવું ચણતર લોર્ડ મેયોના સુધારાઓથી શરૂ થયું છે. સને ૧૮૫૦ માં કેટલાંક શહેરો માટે મસલતીયાં મંડળો નીમાયાં, અને ૧૮૬૩ માં પ્રસિદ્ધ થયેલા રોયલ આર્મી કમિશનની ભલામણો મુજબ સને ૧૮૬૪ માં કેટલાંક પગલાં ભરવામાં આવ્યાં. પરન્તુ નવી ઇમારતનું ખરૂં સ્વરૂપ લોર્ડ રિપનના સમયમાં, સને ૧૮૮૨ ની સાલથી, બંધાયું. લોર્ડ રિપનનો હેતુ એ હતો કે સાવધાનીભર્યાં પણ પ્રગતિકારક પગલાંઓથી, સ્થાનિક કાર્યોનો વહીવટ જેમ બની શકે તેમ સ્થાનિક પ્રજાના હાથમાં સોંપવો; આ વહીવટ ઉપર બહારનો અંકુશ આવશ્યક હોય તેટલો રાખવો પણ રાજ્યવ્યવહારની જરૂરીયતોને અંગે જે કાર્યો સરકારના પ્રતિનિધિના હાથમાં જ રાખવાની આવશ્યકતા હોય તે સિવાયનાં બધાં સ્થાનિક કાર્યોમાં લોકની સ્વાશ્રયશક્તિ વિકસાવવી અને ન હોય તો તેમનામાં તે ઉત્પન્ન કરવી:—આવો લોર્ડ રિપનનો સ્પષ્ટ હેતુ હતો. આ હેતુને અનુસરીને કેટલાક કાયદાઓ

પસાર કરવામાં આવ્યા, જેથી ચૂંટણીના ધોરણનો અને નાણાંપ્રકરણી સ્વાતન્ત્ર્યનો વિકાસ કરવાનો અને સરકારી અંકુશની સખ્તાઈ કમી કરવાનો ઉપક્રમ અમલમાં મૂકવામાં આવ્યો. તે પછી લોર્ડ ક્રેઝનના વખતમાં પણ એ સવાલનું દિગ્દર્શન કરવામાં આવ્યું હતું, અને તેમણે પણ વિશેષ વિકાસના પ્રસંગો નિર્દિષ્ટ કર્યા હતા. હાલમાં લોર્ડ મોર્લે અને લોર્ડ મિન્ટોના ઐતિહાસિક સુધારાઓને અંગે અધિકાર સંવિભાગના સવાલ ઉપર વિચાર કરવાને નીમાયેલા બાદશાહી કમીશન તરફથી સ્થાનિક સ્વરાજ્યના સિદ્ધાન્તો ઉપર અને તેના વહીવટ માટે ઊભી કરવાની બિછાત ઉપર પુષ્કળ ચર્ચા થઈ છે અને તે કમિશને તે ઉપર પોતાના અભિપ્રાયો આપ્યા છે. આ અભિપ્રાયો ઉપર પ્રાન્તિક સરકારના મત મંગાવી તે ઉપર નામદાર ઇન્ડિયા સરકારે આ ઠરાવ પ્રસિદ્ધ કર્યો છે. કમિશનનો મત થયો છે કે અત્યાર સુધી જે પગલાં લેવામાં છે તે બધાં સફળ નીવડ્યાં છે; લોકોમાં પૌરધર્મ માટે આદરબુદ્ધિનો આવિર્ભાવ જણાય છે, અને કેળવણીના વિકાસથી જવાબદારીની લાગણી વધારે તીવ્ર થયેલી જોવામાં આવે છે. સરકાર ચારે તરફ જીવન અને અભ્યુદયનાં ચિહ્ન જુએ છે. અને ભવિષ્યને માટે વિશેષ પ્રગતિકારક પગલાંઓ ભરવાનો ઇરાદો રાખે છે. આટલું અવશ્ય ખુશી થવા જેવું છે.

## ( ખ ) ભવિષ્યની સામાન્ય રાજ્યનીતિ.

ભવિષ્યની સામાન્ય રાજ્યનીતિ વિષે લખતાં સરકાર લખે છે કે, સ્થાનિક સ્વરાજ્યની નીતિનો વિકાસ કરવામાં ભૂતકાલમાં જે જે અડચણો હતી તે ભારે હતી અને તે હજી નિર્મૂળ થઈ નથી. આ અડચણો આ છેઃ—

૧. સ્થાનિક ઉપજની અલ્પતા અને તે વધવાનો અસંભવ.

૨. કરના નવા પ્રકારો યોજવાની મુશ્કેલી

૩. જાહેર જીવન માટે લોકમાં જણાતી ઉદાસીનતા.

૪. ચૂંટણીની મહેનત, અને તેના ખરચ અને અગવડો ઉઠાવવાની ઘણે ભાગે નાખુશી.

૫ આ વિઘ્નો જેમને લાગૂ પડતાં નથી તેમાંના કેટલાએકની નાલાયકી.

૬. ધાર્મિક વિરોધો.

૭. પૌર રાજ્યના ક્ષેત્રફળોની વિવિધતા.

સરકાર ધારે છે કે આ બધી અડચણો એવી છે કે જેથી સ્થાનિક સ્વરાજ્યનો છૂટથી અને પૂર્ણપણે વિકાસ ન થઈ શકે.

આની સાથે સરકાર જણાવે છે કે મોટાં શહેરોની કેળવાયલી પ્રજા સ્થાનિક ગોઠવણોમાં વધારે સફલતાની માગણી કરે છે, જેથી આરોગ્ય અને વિદ્યાવૃદ્ધિના ખાતામાં નિપુ-

ણુતાવાળા અધિકારીઓના સીધા અંકુશની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. આ એક પ્રસંગ જૂદી તરેહનો છે. ઇંગ્લંડ અને બીજા યુરોપીયન દેશોમાં પણ આવી રીતની વૃત્તિ જણાવા માંડી છે. અને તેથી ત્યાં પણ રાજ્યના મુખ્યતંત્રના ઉપર સ્થાનિક રાજ્ય મંડળોને ઉત્તેજિત કરવાની અને સુધારવાની ફરજ નાંખવામાં આવી છે, અને જ્યાં તેઓ નાલાયક જણાય ત્યાં વચ્ચે પડવાની અને જરૂર હોય તો તેમને દૂર કરવાની સત્તા પણ તેમને સોંપવામાં આવી છે. આ કારણોથી, સરકાર કહે છે કે, બીનઅમલદારી મંડળોના હાથમાં વધારે સત્તા સોંપવાના સવાલોનો ફડચો સાવધાનીથી કરવાની જરૂર જણાય છે. વળી સરકાર વિશેષમાં કહે છે કે સામાન્ય રીતે વિકાસની નીતિનો સ્વીકાર કરવા છતાં પણ એટલું ધ્યાનમાં રાખવાનું છે સર્વત્ર એક જ ધોરણ લાગુ પાડયાથી રાજ્યતંત્રમાં અવિવિધતા–નિર્જીવતા અને નવા પ્રયોગો કરવામાં મંદતા આવે છે એ પણ સર્વથા ઇષ્ટ નથી. પરંતુ આવું એક ધોરણ હિન્દુસ્થાનમાં લાગુ પાડી શકાય તેમ પણ નથી. પ્રત્યેક પ્રાન્તમાં સ્થાનિક જરૂરીયતો લોકની સ્થિતિ શક્તિ અને ઇચ્છાને અનુસરીને સ્થાનિક રાજ્યતન્ત્રો ઘડાયાં છે અને તે બધાંને એકદમ નવા સંચામાં નાંખીને નવા નમુનામાં ઉતારવાં એ બની શકે તેમ પણ નથી. આ બન્ને કારણોથી ઇન્ડિયા સરકાર સર્વત્ર પ્રત્યેક બાબતમાં કેટલે અંશે સુધારા વધારા શક્ય છે એ વિષયમાં પ્રાન્તિક સરકારોના મતને અનુમોદન આપે છે. પરન્તુ સરકાર ધારે છે કે પછાત રહેલા પ્રાન્તોમાં વધારાને માટે અવકાશ છે. વહીવટી વિગતોમાં સરકારની દરમિયાનગિરિ કહાડી નાંખવી અને સ્થાનિક મંડળોમાં બીનઅમલદાર વર્ગ ઉપર વધારે આધાર રાખવો એ નવી રાજ્યનીતિનું લક્ષ્ય રાખવું: એ ઠરાવ ઉપર સરકાર આવી છે.

સ્થાનિક મંડળોના સંબંધમાં જે મુખ્ય ભલામણો રોયલ કમિશને કરી છે તે મુજબ આગળ વધવાનું પ્રાન્તિક સરકારો કબુલ કરે છે. જૂદી જૂદી રીતે અને ભિન્ન ભિન્ન અંશમાં, સ્થાનિક મંડળોમાં,

૧. ચૂંટણીના તત્ત્વમાં ઉમેરો કરવાનું,

૨. પૌરરાજ્યમંડળોમાં બીનઅમલદારી પ્રમુખની યોજના કરવાનું,

૩. સ્થાનિક રાજ્યમંડળોને પોતાના ઉપજ ખરચના અડસટ્ટાની બાબતમાં વિશાળ અધિકાર આપવાનું અને મંજુર થયેલા ખરચની ખાતાબદલી કરવાની બાબતમાં વધારે છૂટ આપવાનું,

૪. પોતાના નોકરો ઉપર સ્થાનિક મંડળને વધારે અધિકાર આપવાનું.

૫. અને અગત્યનાં કામોને માટે ખરચ કરવાની બાબત બહારની મંજુરી મેળવવાના સંબંધમાં હાલ જે અંકુશો છે તે અંકુશો મંદ કરવાનું,

ઇષ્ટ ધારે છે. અને ઇન્ડિયા સરકાર એમ ધારે છે કે આટલા ફેરફારોથી સ્થાનિક સ્વરાજ્યના ધોરણનો વાસ્તવિક અને તાત્કાલિક વિકાસ થશે.

આટલી પ્રસ્તાવના કર્યા પછી આ ઠરાવમા સ્થાનિક સ્વરાજ્યના જૂદા જૂદા અગો ઉપર વિવેચન કરવામા આવ્યુ છે અને તેમા શા શા સુધારા વધારા મજુર કરવા સરકાર તૈયાર છે તે બતાવવામા આવ્યુ છે. આ પ્રકરણ ઉપર આવતા પહેલા આપણે ઉપરના ઉપોદ્ઘાતરૂપ વિવેચન ઉપરં જરાક થોભીશુ તેના સત્ય અસત્ય અંશો તપાસીશુ અને તેના સંબધમા આપણું કાઇ કર્તવ્ય હોય તો તે શુ છે તેનો ખ્યાલ લેવા યત્ન કરીશુ

## ૨. સ્વરાજ્યની અડચણોનો વિચાર

### (અ) ઉપજની અલ્પતા અને કરના નવા પ્રકારો યોજવાની મુશ્કેલી

સ્વરાજ્યના વિકાસને અટકાવનારી જે અડચણો સરકારે બનાવી છે તેમા સ્થાનિક ઉપજની અલ્પતા અને તે વધવાનો અસંભવ, એને પહેલુ સ્થાન આપવામા આવ્યુ છે. ખરી વાત છે કે સ્થાનિક મડળ પાસે છૂટે હાથે ખરચી શકે એટલુ દ્રવ્ય હોય તો ઘણા સુધારા થઇ શકે, અને થોડુ દ્રવ્ય હોય તો થોડા ઘણા જે સુધારા થાય તેટનાથી સંતોષ માનવો પડે. પરન્તુ થોડી ઉપજ હોય તો સ્થાનિક સ્વરાજ્યના મડળો થોડુ ખરચે, અને વધારે હોય તો વધારે ખરચે અને જો તેમ છે તો પછી સ્વરાજ્યના અધિકારનો વિકાસ કરવામા આ બાબત અડચણરૂપ કેમ ગણાય છે તે સમજવુ સહેલુ નથી સ્થાનિક સ્વરાજ્યની સફળતા ઉપર વિચાર કરવાનો હોય ત્યા સફળતા જેવી જોઇએ તેવી નથી એના કારણમા ઉપજની અલ્પતાની ગણત્રી વાજબી રીતે કરી શકાય એની ના નહીં, પણ ઉપજ ઓછી માટે સ્વરાજ્યનો અધિકાર વધારવામા અડચણ આવે છે એ બધ બેસતુ નથી લોકની આર્થિક સ્થિતિ સુધરતી જશે તેમ તેમ ઉપજ વધતી જશે અને પ્રત્યેક સ્વરાજ્ય-મડળ ઉપજના પ્રમાણમા ખરચ રાખી સુધારા વધારા કર્યે જશે એ દેખીતી વાત છે. ઉપજ ઓછી હોવાથી મોટા પગારના મોટી પ્રતીષ્ઠા પામેલા અમલદારો આપણાં સ્વરાજ્યમડળો ન રાખી શકે અને તેથી સ્થાનિક વહીવટમા ભૂલો થાય અને તે સાફ સરકારનો સંગીન કાબુ રાખવો પડે। આ હકીકત વિકાસની બાબતમા અડચણરૂપ ખરી તેના ઉત્તરમા આટલું કહી શકાય કે સ્થાનિક સ્વરાજ્યનુ રહસ્ય નિસ્વાર્થ સેવા છે અને એના મડળમા એવા પુરુષોની યોજના થવી જોઇએ કે જેઓ થોડો ઘણો વખત પરકાર્યમા રોકી શકે અને પગારદાર નોકરોના કરતા પણ પોતાની ભક્તિથી માથે આવેલા કાર્યનો યથાર્થ નિર્વાહ કરવાને વધારે તત્પર થાય જ્યાં કોઈ વૈજ્ઞાનિક નિપુણતાની આવશ્યકતા હોય ત્યા પોતાની આવકના પ્રમાણમા તે તે મંડળ પગારદાર નોકરો રાખી શકે, અને તેથી વધારે નિપુણતાની જરૂર હોય તો તે સરકારે પૂરી પાડવી જોઇએ સ્થાનિક મડળના પગારદાર નોકરના ઉપરાતનુ જે કાઇ કામ હોય તે સરકારના નિપુણ નોકરોની સલાહ પ્રમાણે થાય એવી કરવામા કાંઈ હાનિ આવે નહિ આ સલાહ જે અપાય તે એવી રીતે અને એવા તત્રથી અપાવી જોઇએ કે એટલા કામ માટે જાણે તે અમલદાર તે સ્વરાજ્યમડળનો જ નોકર હોય એવા પ્રબધસર સલાહ આપવામા દરમિયાનગિરી કરી ન કહેવાય સરકારી અમલદાર તો હુકમ કરે, આવી રીતની સલાહ કેમ આપી શકે એવો સવાલ ઉત્પન્ન થતો હોય

તો સરકારી નોકરે પણ વાસ્તવિક રીતે લોકની જ સેવા ઉઠાવવાની છે એવી બુદ્ધિ સરકારી નોકરોમાં હોવી જોઇએ, અને ન હોય તો આગ્રહપૂર્વક ઉત્પન્ન કરવી જોઇએ. આવી યોજનાથી સ્થાનિક સ્વરાજ્યના ધોરણને ઉપજતી અલ્પતાની અડચણ આવશે નહીં. સલાહ નોકર તરીકે આપી શકાય, મિત્ર તરીકે આપી શકાય, અને ઉપરી અધિકારીની સત્તાથી પણ આપી શકાય. તેમાં પહેલા બે પ્રકારથી જ્યાં સલાહ લેવાય દેવાય ત્યાં સલાહ આપનાર સરકારી નોકર હોય તો પણ દરમિયાનગિરીનું રૂપ ન આવે. ઉપરી અધિકારીની સત્તાની રૂઇએ સલાહ આપની હોય તો જ તે સલાહ ગમે તેવી નેક હોય તો પણ દરમિયાનગિરી ગણાય. દરમિયાનગિરી ઓછી કરવાને સલાહ ખેંચી લેવાની જરૂર નથી પણ સલાહ આપવાના પ્રકારમાં આટલો ફેર કરવાની જરૂર તો છે જ. વજનદાર સલાહકારની સલાહ મંડળ બહુધા સ્વીકાર્ય જ ગણે પણ કોઇ કારણસર તે સલાહ ન સ્વીકારાય તો તે અધિકારી અથવા સરકારે અમારો અનાદર થયો એવી બુદ્ધિ રાખવી ન જોઇએ. આમ મનોવૃત્તિના યોગ્ય રૂપાન્તરથી સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ થઇ શકશે અને ઉપજતી અલ્પતા અડચણ રૂપ થતી અટકશે.

(ળ) કરના નવા પ્રકારો યોજવાની મુશ્કેલી.

આનો વિચાર ઉપરની ચર્ચામાં જ સમાઇ જાય છે. દેશ ગરીબ અને સાધનહીન છે એ સર્વ જાણે છે. પણ તે સ્વરાજ્યના અધિકારને સંકુચિત કરવાનું વાજબી કારણ નથી. ઉલટું સ્થાનિક કાર્ય તે પોતાનું જ કાર્ય છે, તેવી બુદ્ધિ લોકમાં ઉત્પન્ન કરી તે કાર્ય નિઃસ્વાર્થ બુદ્ધિથી કરવાનો અવકાશ જેટલો આ સ્થિતિમાં છે તેટલો અઢળક દ્રવ્યવાળા દેશમાં નહીં રહેતો હોય. દ્રવ્યસંપત્તિની સાથે મોજ શોખ વધે છે અને દ્રવ્યથી જે કામ થતું હોય તે કામ જાતમહેનતથી કરવા તરફ મંદ વૃત્તિ થાય છે. સ્વરાજ્યની સફળતાની મંદ ગતિને માટે આ કારણ હોઇ શકે. પણ સ્વરાજ્યના અધિકારના વિકાસને માટે આ કારણ ભાગ્યે જ વાજબી ગણાશે.

- વળી એક બીજો પણ વિચાર સંભવે છે—સ્થાનિક જરૂરીયાતો પૂરી પાડવાની પ્રત્યક્ષ સરકારની ફરજ છે તો કોઈ સ્થાનિક મંડળની ઉપજ ઓછી છે એ વાત અડચણરૂપ હોવાની જરૂર નથી. અમુક ઉપજ બાદશાહી તીજોરીમાં આવી તેટલે તેના ઉપર સ્થાનિક મંડળોનો હક જ નથી એવું કોઈ પણ સરકાર ભાગ્યે જ સ્વીકારી શકશે. સ્થાનિક જનસમાજ જે કર આપે છે તેના ઉપર વાસ્તવિક રીતે સ્થાનિક જરૂરીયતોનો પ્રથમ હક છે. દાખલા તરીકે જમીનની ઉપજમાંથી કરોડો રૂપીઆ બાદશાહી તીજોરીમાં જાય છે અને સ્થાનિક ઉપજ ઊભી કરવા માટે રૂપીએ એક આનો વધારે વસુલ થાય છે. એ આનો સ્થાનિક મંડળો વાપરે છે પણ પ્રથમના સોળ આનામાંથી પણ સરકાર થોડુંક કાઢી આપે તો તેમાં શી હાનિ છે? સરકાર વખતો વખત બાદશાહી ઉપજમાંથી સ્થાનિક મંડળોને બેરો આપે છે. અને તે બેરાનો ઉપયોગ સ્થાનિક મંડળો કરે છે. જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં સરકાર એવી બેરો વધારે ઉદારતાથી આપે જાય તેમાં કાંઈ વાંધા નાંખશે નહીં. બાદશાહી ઉપજ એ આખા દેશનુ દ્રવ્ય

છે અને તેમાથી કોઈ ગરજાઉ પ્રદેશને બીજાઓના પ્રમાણમા કંઈ વધારે આપવુ પડે તો તેમા બીજાઓને વાંધો કાઢવા જેવુ નથી દેશની ઉપજનો સર્વએ વહેંચીને ઉપભોગ કરવો જોઈએ—અને તેમા કોઈને વધારે ઓછુ જોઈતુ હોય તો તેને વધારે ઓછુ અપાય એમા કાઇ અન્યાય નથી એમા વારા ફરતી વારાનો સિદ્ધાન્ત અમલમા મૂકાય અને સહુએ એવુ ઇચ્છવાનુ છે કે અમારી પાસે માગનારા હો—અમારે કોઇ પાસે માગવુ ન પડે

ટૂંકામા ઉપજની અલ્પતાના વિચારની સગતિ સ્થાનિક મડળોનો અધિકાર વધારવાની બાબતમા બહુ અલ્પ છે તેથી ઉલટી એને સ્થાનિક કાર્યોનો વહીવટ લોકના પોતાના જ હાથમા મૂકવાથી ઉપજ વધવાના સંભવો છે પ્રથમ કરતા અત્યારે સ્થાનિક સ્વરાજ્યના ખાતાઓની ઉપજ વધારે છે અને તેમા લોકને થોડા પણ અધિકાર આપવામા આવ્યો છે તે વાત કારણભૂત છે. તેજ પ્રમાણે હજી પણ અધિકાર વધારવામા આવે, જવાબદારીનુ ભાન કરાવવામા આવે અને તે જવાબદારી પૂરી પાડવામા લોકમા સ્વયભૂ રસ ઉત્પન્ન થાય તો એમ માની શકાય કે પોતપોતાના ગજા પ્રમાણે ગામ અથવા શહેરના કાર્યમા યોગ્ય ફાળો આપવામા ઝાઝી આનાકાની આપણો જનસમાજ કરશે નહીં અલબત્ત કર એ હમેશા ભાર રૂપ છે અને કર વધારવો એ જ્યા ખરેખરી જરૂર ન હોય ત્યા ઈષ્ટ નથી આ વાત સરકાર પણ સ્વીકારે છે અથવા તેમણે સ્વીકારવી જોઈએ, સ્થાનિક સ્વરાજ્યના પૂર્ણ અધિકારની સાથે તે મડળોમા કર વધારવાની જ રીતની સવિશેષ ચોકસી કરવાની અને કર વધાર્યા વિના કાર્યનિર્વાહ કરવાની ઇચ્છા વિકાસ પામે તો તેમા નવાઇ નથી, અને તે અનિષ્ટ પણ નથી લોકો પોતાનુ કામ સમજીને બાહોશીથી કરકસરથી અને ફતેહમદી સાથે કરે તેમા રાજ્યને પણ ચેન છે

## લોકની ઉદાસીનતા વગેરે

ઉપરના બે કારણો સિવાય બીજા પણ ઘણા કારણો સરકારના બચાવમા આપવામા આવ્યા છે તે ઉપર હવે આપણે આવીએ આ કારણો લોકને લગતા છે સરકાર માને છે, અને તેમનુ તે માનવુ ભૂલ ભરેલુ નથી કે જાહેર જીવનના સબંધમા આ દેશમા લોક ઉદાસીન છે ચૂંટણીને અંગે હરીફાઇમા ઉતરવાની મહેનત અને અગવડો સહન કરવાને ખરા આગેવાનો રાજી નથી અને જેઓ તેવી મહેનત કરે છે અને ચૂંટણીના ખરચો અને અગવડો વેઠવાને તૈયાર છે તેઓમાના કેટલાક સ્થાનિક સ્વરાજ્યનો અધિકાર ભોગવવાને પૂરતા લાયક નીવડતા નથી આ અડચણો ગભીર પ્રકારની અડચણો છે એ વાત આપણે એકદમ કબુલ કરીશુ પરન્તુ તેની સાથે સ્મરણમા રાખીશુ કે લોકો જે મહેનત કરે અને અગવડો વેઠે તેને સફળ કરવાની વર્તમાન તત્રમા તક છે કે કેમ તે જોવાની વૃત્તિ થવી એ સ્વાભાવિક છે સામાન્ય જનમડળ ઉદાસીન છે એમ આપણે કબુલ કરીએ તો પણ પ્રત્યેક ગામમા પ્રત્યેક શહેરમા અને પ્રત્યેક સ્થાનિક ક્ષેત્રમા પરગજુ પ્રકૃતિના સમૂહકાર્ય કરવાના ઉત્સાહી પુરુષો—તે વૃત્તિને પોષણ આપવાના પૂરતા સયોગો હોય તો મળી શકે છે અને એટલે સુધી પણ કહી શકાય કે અત્યારે એ

સ્થાનિક સ્વરાજ્યનો પ્રયોગ જેટલા અંશમાં થયો છે તેટલા અંશમાં સફળ મનાતો હોય તો પછી એજ અનુમાન સ્વાભાવિક છે કે અધિકારના વિકાસની સાથે ઉદાસીનતા નષ્ટ થશે અને સ્વક્ષેત્રનું કાર્ય કરવાનો ઉત્સાહ વધારવાના સંયોગો-અસ્તિત્વમાં આવશે તો ઉત્સાહ વધશે અને ખરચ મહેનત અને અગવડો વેઠવાની આનાકાની દૂર થશે. અત્યારની સ્થિતિમાં લોકના ઉત્સાહને સંપૂર્ણ અવકાશ નથી છતાં લોકકાર્ય કરવા માટે લાયક પુરુષો નથી. મળતા એમ કહી શકાય તેમ નથી. કેટલાકની નાલાયકીની વાત સરકારે બહાર પાડી છે અને તેની સાથે દરમિયાનગિરી પુષ્કળ છતાં પણ કેટલાક સારા પુરુષો અત્યારે પણ મળે છે એ વાતની સરકારથી ના કહી શકાય તેમ નથી. કામ કામને શીખવે છે. અધિકારનું દાન એ અધિકારનો લોભ ઉત્પન્ન કરે છે. અને જ્યાં અધિકારનો અનુપયોગ અથવા દુરુપયોગ થાય ત્યાં સરકાર જોનારી બેઠી જ છે. રસ્તામાં સિંહ બેઠો છે, એ પ્રકારની રાજ્યનીતિ વિકાસની બાધક છે. સરકારને અમે આર્જવથી વિનવીએ છીએ કે આજથી ત્રીસ વર્ષ ઉપર જે સ્થિતિ હતી તેના કરતાં આ સર્વ બાબતમાં અત્યારની સ્થિતિ અનેક રીતે સારી છે એ વાત ખરી હોય તો પછી હવે વિકાસના યુગમાં અડચણોને અનિવાર્ય માનીને બેસી રહેવું એ વાજબી નથી. અડચણોનાં કારણો તપાસવાં—તેમને દૂર કરવી—એ ખરૂં કર્તવ્ય છે, અને અમને ખાત્રી છે કે જેમ જેમ અધિકારનો વિકાસ થતો જશે તેમ તેમ તે ભોગવવા સારૂં યોગ્ય વ્યક્તિઓ ક્ષિતિજ ઉપર આવશે જ. સાચી સત્તા હોય તો, સત્તા-ભોગવવાને અભિલાષ હિન્દી પ્રજાએ ખોઇ દીધો છે એમ માનવાને અત્યાર સુધીના અનુભવે સરકારને ભાગ્યે જ કારણ આપ્યું હશે.

સાચી સત્તાનો અભાવ એજ વર્તમાન ઉદાસીનતાનું અને ખરા લાયક પુરુષો ચૂંટણીના રણક્ષેત્રમાં નથી આવતા તેનું ખરૂં અને ઊંડું કારણ છે એ વાતની પ્રતીતિ સરકારને ત્યારેજ થશે કે જ્યારે સત્તા આપશે ત્યારે જ. ત્યાં સુધી સત્તા ભોગવનાર કોઈ નથી એવી [illegible]નું નિરાકરણ કદી પણ થનાર નથી.

## ધાર્મિક વિરોધો.

[illegible]જું કારણ સરકાર ધાર્મિક વિરોધોનું આપે છે. આપણે કબુલ [illegible]માં ધાર્મિક વિરોધો છે. પરન્તુ અત્યાર સુધીના આપણા [illegible]કે તે પણ રસ્તામાંના સિંહમાંનો જ એક સિંહ છે. ધાર્મિક [illegible] જીવનમાં હજી સુધી વિઘ્નકર્તા નીવડ્યા નથી. કોઇ ઠેકાણે [illegible]રોમાં હિન્દુ મુસલમાનોનાં સામ સામાં તડ બંધાયાનું જોવામાં [illegible]ો જ્યાં સહવાસ છે ત્યાં હિન્દુ મુસલમાનોમાં અને મુસલ-[illegible] રહે છે, વેપારવણજ કરે છે, વિચાર મસલત કરે છે કામ [illegible]નામાં સાથે હોય તેમાં એક બીજાના અને સર્વના અભ્યુદયની [illegible]નુ રચે છે. બેશક બે વચ્ચે ધર્મના વિરોધો છે પણ દેશકાર્યના સ્વ-ક્ષેત્ર[illegible]ના પ્રદેશમાં વચ્ચે આવતા નથી. વચ્ચે આવ્યાનો એક પણ નિશ્ચયકારક દાખલો નોંધા-

વાનું એકદમ સ્મરણમાં આવતુ નથી. અને આ બાબતમાં કદાચ કાંઇ વાર એવા સંયોગો ઉત્પન્ન થાય તો પણ શાન્તિ અને સમાધાનના માર્ગો પ્રથમથી જ લેવાય તો એ વિરોધોમાંથી ગંભીર ઉપદ્રવ ઉત્પન્ન થાય એવો સંભવ બહુ જ ઓછો છે.

## સ્થાનિક ક્ષેત્રોની વિવિધતા.

સ્થાનિક ક્ષેત્રફળો—સ્થાનિક સ્વરાજ્યનાં ક્રિયાક્ષેત્રોની વિવિધતા એ ભાગ્યેજ સ્થાનિક સ્વરાજ્યના વિકાસને માટે વાસ્તવિક રીતે વિઘ્નરૂપ ગણી શકાશે. સરકાર વખતોવખત કહેતી આવી છે કે આપણા દેશમાં વિવિધતા ઇષ્ટ છે. વિવિધતા ઇષ્ટ ન હોય તો સરખાં ક્ષેત્રફળોના વિભાગો કરવા એમાં સરકારને કંઇ મોટી મુશ્કેલી નડે તેમ નથી.

ટૂંકામાં સરકારે જેને અડચણો બતાવી છે તે બધી અડચણો અનિવાર્ય નથી; સરકાર ધારે તો પોતે જ તે અડચણો દૂર કરી શકે તેમ છે. અથવા લોકને દૂર કરવાના માથા ઉપર મૂકી શકે તેમ છે.

આનો મોટામાં મોટો પુરાવો એ છે કે આટલી અડચણો ગણાવ્યા છતાં, આપણે આગળ ઉપર જોઇશું તેમ સરકારે સ્થાનિક સ્વરાજ્યના અધિકારના વિકાસને કંઇક ક્રમ ગોઠવ્યો છે. વાસ્તવિક રીતે સરકારે ગણાવેલી અડચણો અધિકારના વિકાસમાટે બહુ સંગીન છે એમ માનવા જેવું નથી. તો પણ આ મનાતી અડચણોના કંઇ અંશો ખરેખર અડચણ રૂપ હોય તો તે દૂર રાખવાની યોજનાઓ પ્રજા સમક્ષ મૂકવા સરકારને આપણે વિનંતી કરીશુ અને તેની સાથે આપણા પોતાના ગામ માટે, શહેર માટે, નાના મોટા આપણા કાર્યક્ષેત્ર માટે જે ઊંચી મમતાની અપેક્ષા છે તે ઊંચી અને કસદાર મમતા કેળવવાની આપણા દેશબાન્ધવોને આપણે ખાસ ભલામણ કરીશુ. હિન્દુસ્થાન આપણું જ ક્ષેત્ર છે, તેના એક દેશમાં—ગામમાં શહેરમાં જીલ્લામાં તાલુકામાં—જ્યાં આપણે વસીએ છીએ, ત્યાંના કાર્યોનો પ્રત્યક્ષ અને પ્રસિદ્ધ હેતુ આપણાં અને આપણી પ્રજાનાં સુખ એ જ છે. જે માટે આપણે વર્ષોવર્ષ ખોળા ભરી ભરીને કર આપીએ છીએ એ કાર્યો આપણે જ કરવાનાં છે. આપણે એ કાર્યો જેવાં કરીશું તેવાં બીજું કોઈ નહિ કરે એ આપણા જેવા અનુભવી જનસમાજને ભાર મૂકીને કહેવાની જરૂર નથી. એમાં સરકાર ધારે છે તેવી ઉદાસીનતાનો પણ અંશ હોય તો આપણા પોતાના હિતની ખાતર આપણાં બ્હાલાંઓનાં હિતની ખાતર આપણી ભવિષ્યની પ્રજાના હિતની ખાતર આપણે કહાડી નાંખવો જોઇએ; અને આપણા પોતાના ઘરનું, પેઢીનું અને નાત જાત અને કુટુંબીઓનું કામ જેવા ઉત્સાહથી જેવી કરકસરની બુદ્ધિથી, જેવી જસ મેળવવાની અપેક્ષાથી આપણે કરીએ છીએ તેવા જ ઉત્સાહથી, તેવી જ બુદ્ધિથી અને તેવી જ અપેક્ષાથી આપણા સ્વક્ષેત્રનું કાર્ય કરવાને આપણે તૈયાર થવું જોઇએ.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# વર્ત્તમાન યૂરોપીય વિગ્રહ

અને

# બહાદુર બેલજીયમનો આત્મભોગ.

ઘરમાં છોકરાઓ લડે છે; વખતે મોટાં પણ લડે છે. ગામમાં ટંટા ફિસાદ થાય છે. વગડામાં ચોર કે લૂટારાઓ સાથે પણ ઘણી વખત ઝપાઝપી અને મારામારી થાય છે. દેશમાં બખેડા થાય છે, અને રાજ્યો માંહોમાંહે અથડાઈ ફૂટાય છે. આ બધા લડાઇના પ્રકાર માત્ર છે. પણ તે સઘળામાં સામાન્ય વાત એ રહેલી છે કે લડનારાઓ પોતાનું ધાર્યું પાર પાડવાનો યત્ન કરે છે અને મથે છે; અને પોતામાં જેટલી સત્તા હોય તે સઘળીનો ઉપયોગ કરે છે. હવે આ સત્તા જો અન્યના કલ્યાણને અર્થે વપરાય તો તેમાં નીતિ ગણાય છે–તે સારી વાત છે; નહિ તો તેમાં અધમતા છે—પાપ છે. અને રાજ્યસત્તા અમુક મનુષ્ય કે મનુષ્યોના હાથમાં એકત્રિત થએલી હોવાથી તે ઘણી બળવાન હોય છે. તેથી તે સત્તા તો ખાસ કરીને જનસમૂહ કે સમાજના કલ્યાણને અર્થે જો ન વપરાય તો તેમાં પાપ જ છે.

પરન્તુ રાજ્યસત્તા લોકોના કલ્યાણને અર્થે જ વપરાવી જોઇએ એ સત્ય જો કે ઘણું ગંભીર છે, તથાપિ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એ સત્યની ગંભીરતા રાજ્યકર્તાઓના લક્ષમાં હમેશાં રહી નથી. રાજ્યસત્તાના ભિન્ન ભિન્ન પ્રકાર છે, અને દુનિયાના જૂદા જૂદા દેશોમાં તેની ભિન્ન ભિન્ન વ્યવસ્થા માલમ પડે છે: જેવાં કે, રાજાનું રાજ્ય ( Monarchy ), પ્રજાતંત્ર રાજ્ય ( Republic ), પ્રજાસત્તાક રાજ્ય ( Democracy ), સંયુક્ત-રાજ્ય-વ્યવસ્થા ( Federal Government ), ઇત્યાદિ. પણ કોઇ કહેશે કે રાજ્ય જ શા માટે જોઇએ ? સૌ પોતાની ઇચ્છામાં આવે તેમ વરતે તો તેમાં અડચણ શી છે ? મનુષ્યો ઉપર સત્તાનો અંકુશ જ શા માટે જોઇએ ? તો તેનો જવાબ એ છે કે મનુષ્યના અને મનુષ્યજાતના શ્રેયને અર્થે તે આવશ્યક છે એ વાત નિર્વિવાદ છે. કારણ કે મનુષ્યના સ્વભાવમાં જે શક્તિઓ અને ઇચ્છાભિલાપ રહેલાં છે તેમના વિકાસ અને ખીલવણી તેવા બંધારણ વિના બની શકે નહિ; અને સમાજનું બંધારણ જેવ સારૂં, તેમ મનુષ્ય અને મનુષ્ય જાતને વિકાસ પામવાનો અવકાશ વધારે. એકત્રિત થએલા મનુષ્યના સમૂહમાં અર્થાત્ સંપમાં અનિવાર્ય સત્તા રહેલી છે એ વાતની ના કોઈ પાડી શકે તેમ નથી. પરંતુ નીતિનો પાયો નિઃસ્વાર્થતા છે, અને નિઃસ્વાર્થતાના ઉમળકા મનુષ્યના હૃદયમાં ચોવીસે કલાક ચાલ્યા રહે, તેનો અખંડ પ્રવાહ સતત વહ્યાં કરે એવું બનતું નથી—બની શકતું નથી; કારણ કે સ્વાર્થ અને નિઃસ્વાર્થ બન્ને મનુષ્યસ્વભાવનાં કુદરતી લક્ષણ હોય છે. તેથી પોતાના વ્યક્તિગત વિકારને વશ બની જ્યારે માણસો પોતાનો જ સ્વાર્થ શોધવા માંડે અને સામાન્ય નીતિની વિરૂદ્ધ આચરણ કરે ત્યારે તેમને નિયમનમાં રાખવાને, અને નિષ્પક્ષ બુદ્ધિથી તેમનો ન્યાય કરી તેમને દંડ દઈ શકે એવાં માણસોના હાથમાં સત્તા સોંપવી આવશ્યક જણાય છે. અને

આજથી લગભગ બાવીસસેં વર્ષો અગાઉથી છેક ઍરિસ્ટોટલના વખતથી પાશ્ચાત્ય ભુમિમાં મનાતું આવ્યુ છે કે કેટલાક માણસોને ઈશ્વરે રાજ્ય કરવાને નિર્મેલાં હોય છે અને કેટલાક તેમને તાબે રહેવાને જ સર્જિત થયા હોય છે. તેથી મનુષ્યોને ગુલામ બનાવવાની વાતને ઍરિસ્ટોટલે વખોડી નથી અને અન્ય પ્રજાને ગ્રીક લોકો ગુલામ કરી રાખતા. અર્વાચીન સંસ્કૃતિ ગુલામગીરીને અલબત્ત અધમ વાત લેખે છે. તાત્પર્ય કે રાજા વિના પ્રજા નહિ અને પ્રજા વિના રાજા નહિ એ આપણા આર્યોનુ ઐતિહાસિક સૂત્ર સત્ય જ છે. પરતુ આ સૂત્રે પાશ્ચાત્ય પ્રજાઓમાં અનેક પરિવર્તનો કર્યા તે આપણે ટૂંકામા જોઈ જઈએ.

યુરપ સ્વીકારે છે કે તેમની સંસ્કૃતિ કિવા સુધારો એ પ્રાચીન ગ્રીક લોકોનો પાછળથી સંસ્કાર પામેલો તેમનો વારસો છે, પણ તેમનો ધર્મ તેમને એશિયાથી પ્રાપ્ત થયો છે, કારણ કે ઇસુખ્રિસ્તની જન્મભુમિ એશિયામા હતી. પ્રાચીન ગ્રીક સમયમાં એટલે આજથી લગભગ અઢી હજાર વર્ષ પૂર્વે એશિયામાં જરતોસ્ત-ધર્મી ઇરાનની શેહેનશાહત સત્તાવાન અને સશક્ત હતી, અને ગ્રીસ અને ઇરાન વચ્ચે હરીફાઈ ખૂબ ચાલેલી અને પરિણામે લડાઇઓ પણ ઘણી થએલી. રાજ્યના બંધારણ પરત્વે ગ્રીક લોકોએ કેટલાક વિચાર યુરપને આપ્યા છે, તેમા પ્રજાસત્તાક રાજ્યનો વિચાર મુખ્ય છે. પરતુ ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટો—અફલાતુન એ રાજ્યપદ્ધતિને વખોડે છે તેના મત પ્રમાણે તત્ત્વચિંતક અને ડાહ્યા રાજાનુ રાજ્ય સર્વોત્તમ છે. તેથી તે કહેતો કે રાજા તત્ત્વવેત્તા જોઇએ અથવા તત્ત્વવેત્તા રાજા થવો જોઇએ એથેન્સમા પ્રજાસત્તાક રાજ્ય હતું, છતાં તેની જાહોજલાલી પણ કાયમ ટકી શકી નહિ ગ્રીસના ઇતિહાસને એક વિદ્વાન એકંદરે શ્વાનની વર્તણુક સાથે સરખાવે છે, કારણ કે બહારનો દુશ્મન આવતા તેઓ એક થઇ તેની સામા લડતા, પણ તે ભય દૂર થતા તેઓ માંહોમાંહે ઇર્ષ્યાથી વઢતા તેના પરિણામે મેસિડોનિયાના રાજા ફીલીપે ગ્રીસ સર કર્યું આ ફીલીપનો પુત્ર મહાન્ સિકદર થયો. રાજ્યલોભ અને મહત્ત્વાકાક્ષાને વશ બની આ સિકંદર આખી આલમને જીતવા નીકળ્યો, અને જ્યા ગયો ત્યાં ઘેર ઘેર કાણુ એણે મડાવી હિંદુસ્તાનમા પજાબ સુધી પણ તે આવ્યો હતો અને આપણા આર્યોની તીખી તલવારને એણે વખાણી હતી. પણ શેરને માથે સવાશેર હોય છે તેથી આ મેસિડોનિયાના રાજ્યની પાયમાલી રોમે કરી, અને રોમના શૂરવીર નરોએ ધીમે ધીમે રોમનું વિશાળ મહારાજ્ય સ્થાપ્યુ. રોમનું રાજ્યબંધારણ પ્રથમથી જ પ્રજાતત્ર હતું, પણ રોમનો ઇતિહાસ બતાવી આપે છે કે તે બંધારણ પણ કાયમ ચાલતુ નથી રોમના લોકો સ્વભાવથી જ કઠિન અને શૂરા હતા, અને પરિણામે લશ્કરની સત્તા એટલી બધી વધી ગઈ કે રોમના શેહેનશાહો પણ તેનાથી ડરવા લાગ્યા, એટલુ જ નહિ, પણ કેટલેક વખતે તો પોતાના પ્રિય માણસોને લશ્કરે શેહેનશાહો પણ બનાવ્યા હતા. દરમ્યાન ઇસુનો પ્રવર્તાવેલો ધર્મ અસ્તિત્વમા આવી જોરમા આવતો હતો, અને રોમનો પાદશાહ કૉન્સ્ટનટાઇન ખ્રિસ્તી થયો. તેણે કૉન્સ્ટાન્ટનોપલ શેહેર વસાવી પોતાની રાજ્યધાની ત્યા કરી ત્યારે ફરીને રોમન લોકો વિલાસી થવા લાગ્યા, અને રાજ્યમા કાટકુટ પડી બે ભાગ થયા પૂર્વ ભાગ કે જે બાયઝેન્શિયમ કહેવાયુ તેની રાજ્યધાની ઇસ્તંબુલ ( કૉન્સ્ટાન્ટિનોપલ ) હતુ પશ્ચિમ રાજ્ય પવિત્ર રોમન રાજ્ય કહેવાયુ

કારણ કે સમય જતાં રોમમાં ધર્મગુરુ પોપની સત્તા જામી પડી. રાજસત્તા અને ધર્મસત્તા આમ જૂદી પડી અને પરસ્પર વિરોધી થવા લાગી. દરમ્યાન સાતમા સૈકામાં હઝરત મહમદ પેગંબરે મુસલમાની ધર્મ ચલાવ્યો. અને શૂરા આરબનાં ટોળાં એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઇ પોતાનો ધર્મ પ્રવર્તાવવા આખી પૃથ્વી ઉપર ફરી વળ્યા; અને ઇરાન, આફ્રિકા, ઇજિપ્ત અને અફગાનીસ્તાનમાં મુસલમાની રાજ્યો સ્થાપ્યાં. મધ્ય યુરપમાં હંગરી સુધી પણ તેઓ ફરી વળ્યા; અને આફ્રિકામાંથી સ્પેન અને પોર્ટુગાલમાં પેસી ફ્રાન્સમાં આગળ વધ્યા. પરંતુ ફ્રાન્સમાં ચાર્લ્સ માર્ટલે તેમને પોઇટીઅર્સની લડાઇમાં હરાવ્યા અને ઇતિહાસકારો કહે છે કે જો આ લડાઇમાં મુસલમાનો હાર્યા ન હોત તો દુનિયાનો ઇતિહાસ જૂદી જ રીતે લખાએલો આપણે અત્યારે જોત. પણ તેમ બનવાનું સર્જિત ન હોતું. યુરપની લડાયક જાતો ઉત્તરમાંથી ઉતરી આવી. તેમણે રોમ સર કર્યું, પણ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો. તેથી તે ધર્મ જોરમાં આવી ધીમે ધીમે આખા યુરપમાં પ્રસરી ગયો; અને રાજાઓ ધર્મગુરુ પોતાના નિયમનમાં આવવા લાગ્યા. પોપ રાજા ન થયા, પણ રાજા બનાવતા. આ પ્રમાણે મહાન્ શાર્લમેન રાજાને પોતાને અણીને સમયે સહાય કરવા બદલ 'પવિત્ર રોમન રાજ્યના શેહેનશાહ'નો ઇલકાબ તે સમયના પોપે આપ્યો. તેરમા સૈકામાં ઓસ્ટ્રિઆના રાજા આગળ પડતા લાગ્યા, અને ત્યાંના યુરોલ્ફ રાજાએ આ ઇલકાબ મેળવ્યો; તે નેપોલિયનના સમય પર્યંત તેમના વંશજોએ ભોગવ્યો. પરંતુ ધર્મનું જોર વધતાં પોપની સત્તાનો ત્રાસ રાજાઓને અને લોકોને લાગવા માંડ્યો; અને પરિણામે યુરપમાં ધર્મ-પરિવર્તનો થયાં. મુસલમાની ધર્મની પેઠે ધર્મ અને રાજ્યને એક રહેવાનું યુરપના નસીબમાં લખાએલું નહોતું. તેથી રાજાઓ પોપની ધુંસરીમાંથી નીકળી પોતપોતાની સ્વતંત્ર સત્તા જમાવવા લાગ્યા. મુસલમાન અને ખ્રિસ્તીઓને હજી ધર્મની લડાઇ ચાલતી હતી. પરંતુ તેરમા સૈકામાં મુસલમાનોએ કુસ્તંતુનીઆ લઇ ત્યાં રાજધાની કરી હાલનું રાજ્ય સ્થાપ્યું. ટર્કીનું મુસલમાની રાજ્ય યુરપની અડોઅડ આવેલું છે; અને મુસલમાનોની એક વખત શેહ લાગેલી હોવાથી અદ્યાપિ પર્યંત પણ યુરપ મુસલમાનોથી ચેતતું રહેલું છે. અત્યારે યુરપમાં જે મહાભારત જંગ મચી રહ્યો છે તે બરાબર સમજવા માટે આ વાત પણ લક્ષમાં રાખવા જેવી છે.

હવે મધ્યકાળમાં યુરપના બધા દેશોમાં રાજાનાં રાજ્યો જામવા લાગ્યાં હતાં. 'રાજામાં ઇશ્વરનો અંશ છે તેથી તે કાંઇ ખોટું કરી શકે નહિ' એ વિચાર હવે પ્રચલિત થયો. પરંતુ જનસ્વભાવ જ એવો છે કે મનુષ્યને બીજા બધા ઉપર સત્તા ભોગવવાની તીવ્ર ઇચ્છા રહે છે. તેથી રાજાના રાજ્યમાં એક દોષ ઘણું કરીને એ આવી જાય છે કે બધી સત્તા એક હથ્થુ કરી તેનો અમલ પોતે જ કરવા લાગે છે. અને તેમ કરતાં કરતાં રાજા સ્વતંત્ર, આપખુદ, અને કવચિત્ જુલમી પણ થઇ જાય છે. તેથી લોકોને તેની સત્તાનો ત્રાસ થવા લાગે છે. આવી સ્થિતિ જ્યારે આવે છે, ત્યારે રાજાની સત્તાને અંકુશમાં રાખવા પ્રજા મથે છે. આ વાત ઇગ્લાંડમાં પ્રથમ બની, અને પરિણામે ઇગ્લાંડમાં પાર્લામેંટદ્વારા લોકોની સત્તા આગળ આવી. રાજાની પદવી અને હકજાનો સ્વીકાર થયો, પણ રાજાના કારભારીઓ પ્રજાના હિતને માટે પ્રજાને જવાબદાર ગણાવા લાગ્યા. 'રાજા કાંઇ ખોટું કરી શકે નહિ એ સિદ્ધાંત

સચવાયો; પણ જ્યાં રાજાને રાજ્યમાં કાંઇ કરવાપણું જ ન રહે, ત્યાં તેને ખોટું કરવાપણું ક્યાંથી હોય? રાજ્યકાજમાં કર્તાહર્તા કારભારીઓ થયા; પણ પ્રજાનો મત જાણીને હવે કારભાર તેઓ કરવા લાગ્યા. હાલની લડાઇના પ્રસંગમાં પણ આ વાત સ્પષ્ટ દેખાઇ આવી છે. પણ આ બંધારણ ઇંગ્લાંડે શાંતિથી સંપાદન કરી લીધું એ વાત અંગ્રેજ પ્રજાની કાર્યદક્ષતા અને શાંતિપ્રિયતા બતાવી આપે છે.

રાજ્યસત્તા સંબંધી આ વિચાર હવે અન્ય પ્રજાઓમાં પ્રદીપ્ત થયો. અઢારમા સૈકામાં એ વિચારે સ્વતંત્રતા અને પ્રજાભિમાનનું રૂપ લીધું; અને સંયુક્ત સંસ્થાનોને નામે અમેરિકાનો એક ભાગ ઇંગ્લાંડથી સ્વતંત્ર થયો. દશકા પછી ફ્રાન્સની શરી પણ કાંઇક ઝનુની પ્રજાએ પોતાના રાજા સામે બળવો કર્યો, અને 'સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ' નો ઝુંડો ઉઠાવ્યો. રાજા રાણીના જાહેરમાં શિરચ્છેદ થયા; આખા દેશમાં ખળભળાટ અને ગડબડાટ મચી રહ્યાં; અને લોકોમાં ત્રાસ અને જુલમ વરતાઇ રહ્યા. પ્રજા ત્રાહિ ત્રાહ પોકારવા લાગી. ફ્રાન્સમાં અંતે પ્રજાતંત્ર રાજ્ય સ્થપાયુ; લોકોમાં લડાયક જુસ્સો ફાટી નીકળ્યો. અને જે પ્રજાને સ્વતંત્ર થવું હોય તેને ફ્રાન્સ મદદ આપવાને તૈયાર છે એવો ફ્રાન્સે ઢંઢેરો પીટાવ્યો. પરંતુ યજ્ઞના પવિત્ર કુંડમાંથી મંત્રોચ્ચારમાં ભૂલ થતાં જેમ અસુર ઉપજી આવે, તેમ ફ્રેન્ચ પ્રજાએ કરેલા આ હોમમાંથી નેપોલિયન પ્રગટી નીકળ્યો. નેપોલિયન યુદ્ધકળામાં નિપુણ, ખરો સૈનિક અને કુશળ સેનાપતિ હતો. લશ્કરને વશ કરી તેનો તે માનીતો થયો; અને યુરપને હવે લોઢાને પાયે પનોતી બેઠી. પોતે ફ્રાન્સનો શેહેનશાહ થયો; સ્પેન અને ઇટાલી સર કરી ત્યાં પોતાના ભાઇઓને રાજા બનાવ્યા; જર્મનીને નારાજ કર્યું; અને આસ્ત્રિયાને કહ્યું કે તુ પવિત્ર રોમન રાજ્યનો શેહેનશાહ નહિ, પણ તારા રાજ્યનો જ શેહેનશાહ; અને એ વાત આસ્ત્રિયાએ કબુલ કરી. આસ્ત્રિયાની પડતીનું આ પ્રથમ ચિહ્ન બન્યુ. પછી નેપોલિયને ઈજીપ્ત સુધી લશ્કર મોકલ્યાં; અને હિંદુસ્તાન આવવાનો પણ તેનો વિચાર હતો. ઇંગ્લાંડને હઠાવવા 'બર્લીન ડીક્રી' (બર્લિનમાં કાઢેલું ફરમાન) કાઢી. છેવટે રૂશીઆ ઉપર પણ તે ચડયો; પણ મૉસ્કોથી એને પાછું ફરવું પડયું. અંતે આખુ યુરપ તેનું દુશ્મન થયુ. અને છેવટે ઇ. સ. ૧૮૧૫ માં બેલજીયમમાં વૉટર્લુની લડાઇમાં ડયુક ઑફ વેલિંગ્ટને જર્મનોની સહાયથી એને હરાવ્યો, કેદ કર્યો, અને સેંટહેલિનાના ટાપુમાં એને મોકલ્યો, જ્યાં તેનું બાકીનુ જીવન પૂરૂ થયું.

યુરપને નેપોલિયને આપેલા ત્રાસથી જર્મની પ્રથમ ચેત્યું. આપણા કાઠિયાવાડની પેઠે જર્મનીમાં નાનાં મોટાં પણ સ્વતંત્ર રાજ્યો ઘણાં છે. તેમની સંખ્યા આશરે તેત્રીશની છે; અને તેમાં પ્રશિયા ઘણું મોટું છે. હવે આ રાજ્યો જો એકત્ર થાય તો તેમનું સંયુક્ત બળ મોટું થાય એ વિચારનો જન્મ થયો; અને એ વિચારને અમલમાં મૂકી શકે એવો માણસ ઇતિહાસમાં પ્રસિદ્ધ પ્રિન્સ બિસ્માર્ક તેમને મળી ગયો, એણે જર્મન સંસ્થાનોને એકત્ર કરી પ્રશિયાની આગેવાની હેઠળ હાલનું જર્મની બનાવ્યું. નેપોલિયને કરાર કર્યો હતો કે જર્મનીએ ચાળીસ હજારથી વધારે લશ્કર રાખવું નહિ. પરંતુ આ કરારનો યુક્તિથી અમલ

કરવામાં આવ્યો; અને તે એવી રીતે કે પ્રથમ ચાળીશ હજાર માણસોને રાખી તેમને લશ્કરી કેળવણી આપી રજા આપી દે અને બીજાં ચાળીશ હજારને તે પ્રમાણે કેળવે. આથી જર્મન પ્રજા લડાયક થવા લાગી. અત્યારે જર્મનીમાં લશ્કરી કેળવણી ફરજીઆત છે; અને તેથી રાક્ષસી સંખ્યાની એક મોટી સેના તેની પાસે હાલ તૈયાર છે.

પ્રિન્સ બિસ્મિાર્ક ખંધો અને હુશિયાર હતો. સને ૧૮૬૪ માં આસ્ટ્રિયાને ચડાવી ડેન્માર્કની એક ડચી (તાલુકદારી) તેણે જીતાવી; પણ તે જર્મનીની છે એમ કહી આસ્ટ્રિયાની સાથે વાંધો પાડયો; અને એકાએક આસ્ટ્રિયા ઉપર સને ૧૮૬૬ માં ચડાઇ કરી ૭ અઠવાડીઆમાં તેને હરાવી તે મુલક પોતે પચાવી પાડયો; અને ત્યાં નૌકાસૈન્યને માટે કીલની નહેરની વ્યવસ્થા કરી. પછી સને ૧૮૭૦ માં ફ્રાન્સને પણ એવી જ રીતે એણે સપડાવ્યું; અને તેને હરાવી દંડની મોટી રકમ એણે વસુલ કરી; અને આલસેસ અને લૉરેનનાં પરગણાં લીધાં. આ નાણાં હાલના વિગ્રહમાં જર્મનીને કામ આવે છે.

આ લડાઇ પછી ફ્રાન્સ પણ જર્મનીથી ડરતું રહ્યું હતું. ફ્રાન્સમાં ઘણી ગડમથલ પછી અંતે પ્રજાતંત્ર રાજ્ય સ્થપાયું, અને જર્મની પાછું ચડી આવે તો તેની સામે થવા ધમધોકાર તૈયારીઓ કરવા લાગ્યું હતું. એણે પણ લશ્કરી કેળવણી ફરજીઆત કરી; અને લશ્કરી અસબાબ વિગેરેમાં જોઇતા સુધારા કરી લીધા છે. તેથી ફ્રાન્સને હરાવવાનું કામ અત્યારે સહેલું નથી.

૧૯ મી સદીની બીજી વીશીમાં, ફ્રાન્સે ઉપજાવેલા સ્વતંત્રતાના વાયરાથી સચેત થઇ બેલજીયમ હોલાંડથી સ્વતંત્ર થયું; અને યુરોપનાં મોટાં રાજ્યોએ તેની સ્વતંત્રતા બહાલ રાખી, પણ તેણે તટસ્થ રહેવું એવો કરાર થયો, સ્વીટ્ઝર્લાંડે પણ સમયને અનુસરી પોતાની રાજ્યવ્યવસ્થા કરી લીધી. સને ૧૮૪૮ માં ઇટાલીએ પણ હાલનું બંધારણ દાખલ કર્યું; અને અત્યારે ઇટાલીની ગણના મોટાં રાજ્યોમાં થાય છે. આ વિચારની અસર એશિયામાં પણ થઇ છે, અને જાપાન, ચીન, ઇરાન અને તુર્કીએ પણ પોતાના બંધારણમાં ઉચિત ફેરફાર કરી લીધા છે. અર્થાત્, ફ્રાન્સનો પવન આખી દુનિયામાં કોઇને કોઈ રૂપે વાવા લાગ્યો છે.

યુરપમાં જાગેલા આ મહાભારત યુદ્ધનું કારણ આસ્ટ્રિયાએ ઉભું કર્યું છે. સ્લાવ પ્રજાને વિસ્તૃત થતી અટકાવવા અંકુશ રૂપે આસ્ટ્રિયાનું રાજ્ય મધ્યકાળમાં અસ્તિત્વમાં આવ્યું છે. પરંતુ આસ્ટ્રિયામાં અનેક જાતના લોકો વસે છે અને તેમાં ભિન્નભિન્ન ધર્મો ચાલે છે. તેથી કરીને આસ્ટ્રિયાના શેહેનશાહો પોતાના રાજ્યમાં વસતી ભિન્નભિન્ન જાતોને માંહોમાંહે વઢાડી, પ્રસંગોપાત્ત એક બીજાની સામે કરી રાજ્ય ચલાવતા અને પોતાની સત્તા વાપરતા. હવે આ જાતોમાં ત્રણ મુખ્ય છે; જર્મન, સ્લાવ અને હંગરીમાં વસતી માગીઅર જાત. આ માગીઅર લોકો મૂળે એશિયામાંથી ઉતરી આવેલા છે, અને તેઓ શરવીર અને જાતઅભિમાની છે. સને ૧૮૪૮ માં ઇટાલીનો દાખલો લઈ આસ્ટ્રિયામાં વસતી ઇટાલીઅન પ્રજાએ આસ્ટ્રિયા સામે બળવો કર્યો. તે લાગ જોઇ માગીઅર લોકો પણ સામા થયા. આસ્ટ્રિયાના શેહેનશાહે ભેદનીતિ વાપરી, પણ રશીઆની સહાય વિના બળવો શમ્યો નહિ. પરંતુ સને ૧૮૬૬

માં જર્મનીએ જ્યારે આસ્ટ્રિયા ઉપર ચડાઇ કરી ત્યારે માગીઅર લોકોએ મદદ કરી નહિ અને આસ્ટ્રિયા હાર્યું. તેથી આ માગીઅર લોકોને મનાવવાનો શેહેનશાહે નિશ્ચય કર્યો. આમ ખંત અને આગ્રહથી, લાગ આવે ત્યારે રાજ્યની સામા થઇ અગર રાજ્ય પ્રત્યે ઉદાસીનતા બતાવી, માગીઅર પ્રજાએ પોતાના દેશ હંગરીને આસ્ટ્રિયાના જેવા જ હક્કો અપાવ્યા અને દેશના રાજકારભારમાં આગળ પડી ભાગ લેવા લાગ્યા. પરંતુ આથી કરીને બીજી જાતો નારાજ અને અસંતુષ્ટ બની. અને મુખ્યત્વે કરીને બાઝનીઆમાં વસતા સ્લાવ લોકો જે સંખ્યામાં વધારે હતા તેઓએ સ્વતંત્ર થવાની હીલચાલ ઉપાડી. પણ આસ્ટ્રિયા–હંગરીએ તેમને કાબુમાં રાખવા માંડયા; તેથી સ્લાવ પ્રજાનાં મન વધારે ને વધારે કચવાતાં ગયાં.

આસ્ટ્રિયાના રાજા હાપ્સબર્ગ વંશના છે; અને ગમે તે પ્રકારે પણ પોતાની સરહદમાં વધારો કર્યો જવાનું તેમને લાગેલું ઘેલું હાલ પણ મશહુર છે. તેથી હંગરીની છેક દક્ષિણે આડ્રિયાટીક સમુદ્રના કિનારે લગભગ આવેલા બાઝનીઆ અને હરઝેગોવિનાના બે પ્રાંતો હાલના શેહેનશાહ ફ્રાન્સિસ જોસેફે હાથમાં ઘાલ્યા. આ બે પ્રાંતો મૂળે તુર્કીના હતા; પણ તે યુરપમાં હોવાથી તુર્કી તેમને સાચવી શક્યું નહિ; અને વખત જતાં તુર્કીનું ઉપરીપણું માત્ર નામનું જ રહ્યું. રૂશીઆ અને તુર્કીની લડાઇ પછી તે આસ્ટ્રિયાના કબજામાં આવ્યા, પણ તેના સ્વામિત્વનો હજી સ્વીકાર થયો નહોતો. જરમનીએ આસ્ટ્રિયાને હરાવ્યું, તેનું વેર આસ્ટ્રિઆના મનમાં હતું ખરૂં; પણ જર્મની હવે જોરાવર થયું હતું; અને જોરાવર પાડોશીની સાથે વેરભાવ રાખવાનું હવે તેને પાલવે તેમ નહોતું. તેથી જર્મની સાથે જોડાઇ બાલ્કન સંસ્થાનોમાં લાગવગ વધારી તે તરફ રાજ્ય વધારવાની નીતિ આસ્ટ્રિયાએ હવે ગ્રહણ કરવા માંડી. જર્મનીને પણ તેટલું જ જોઇતું હતું. કારણ કે જર્મનીમાં હવે વસ્તી ત્વરાથી વધવા લાગી હતી, અને આ ફાલતુ વસ્તીને માટે નવાં સંસ્થાનોની તેને જરૂર હતી. વળી તેના વેપાર, હુનર અને કારીગરી બહુ આબાદ થયાં હતાં અને માલને માટે નવી નવી અને વિશાળ બજારોની જરૂર હતી. તેથી પ્રથમ તો તેણે શાંત–પ્રવેશ(Peaceful penetration)ની નીતિ ગ્રહણ કરી, પણ જ્યાં જાય ત્યાં તેને ઇંગ્લાંડ કે ફ્રાન્સ કોઇને કોઇ રૂપે નડતાં હતાં. પરંતુ ફ્રાન્સને હરાવ્યા પછી તેને પોતાના બળની ખબર પડી હતી; તેથી હવે આખી દુનિયામાં જર્મનીને મોખરે લાવવાનો લોભ હાલના જર્મન શેહેનશાહના હૃદયમાં ધીમે ધીમે ઉદિત થયો; અને એશિયામાં પગપેસારો કરવા માટે આસ્ટ્રિયાની મૈત્રીની તેને જરૂર હતી. કારણ કે આસ્ટ્રિયાના કબજામાં આડ્રિઆટિક સમુદ્રનાં બંદરો હતાં. પ્રથમ તો આસ્ટ્રિયા, જર્મની અને રૂશીઆ વચ્ચે સને ૧૮૭૨ માં સમજુત થઇ કે પૂર્વ તરફના સવાલોમાં ત્રણેએ એક બીજાની પડખે રહી કામ કરવું. પણ આ સમજણમાં રૂશીઆ ઝાઝો વખત રહ્યું નહિ; કારણ કે રૂશીઆ અને ટર્કીની લડાઇ થઇ રહ્યા પછી સને ૧૮૭૮ માં બર્લીનનો તહ થયો તેમાં ખંધા બિસ્માર્કે રૂશીઆનો મિત્ર હોવાનો ડોળ કરી આસ્ટ્રિયાના લાભમાં તહ કરાવ્યો અને બાઝનીઆ અને હરઝેગોવિના પ્રાંતો આસ્ટ્રિયાના છે એમ ઠરાવ્યું. આમ જર્મના ઉપરથી રૂશીઆનો વિશ્વાસ ઉઠી ગયો, એટલે રૂશીઆએ ફ્રાન્સની સાથે મૈત્રી જોડી, અને જરૂર પડે ત્યારે એક બીજાને સહાય કરવાની સલાહ કરી. તેથી

જર્મનીએ પોતાના લાભની ખાતર આસ્ટ્રિયાની સાથે અરસપરસ સહાય કરવાની સલાહ સને ૧૮૭૯ માં કરી. આ કરારમાં ઇટાલી સને ૧૮૮૨ માં ભળ્યું. પરંતુ આસ્ટ્રિયાની સાથે રૂશીઆની બાબતમાં, અને જર્મનીની સાથે ફ્રાન્સની બાબતમાં, એમ જૂદા જૂદા કરાર ઇટાલિએ કર્યા. પણ આ કરાર માત્ર બચાવને અર્થે જ હતા. જો રૂશીઆ ઉપર આસ્ટ્રિયા પ્રથમ ચડાઈ કરે, અગર ફ્રાન્સ ઉપર જર્મની પ્રથમ ચડી આવે, તો ઇટાલી આસ્ટ્રિયા કે જર્મનીને મદદ કરવા બંધાએલું નહોતું. ફ્રાન્સ અને રૂશીઆની વચ્ચે થએલા કરારમાં ઇંગ્લાંડ ભળ્યું નહોતું; પણ નીતિની રાહે તેમની મદદમાં રહેવાનું તેની ધારણામાં હતું ખરું; ભળવાનું કારણ માત્ર એટલું જ કે પ્રજાનો મત જોઇને તે વખતે કામ કરવાની સ્વતંત્રતા રહે.

યુરોપમાં ચાલતા આ પ્રચંડ અને ભયંકર યુદ્ધના દાવાનળ સમયે યુરોપનાં મોટાં રાજ્યોની આવી સ્થિતિ હતી. કેમ જાણે કે હજારો યોજનના વિસ્તારમાં એક મોટી ઘાસની ગંજી ખડકી રાખી હોય અને તેમાં એકદમ સળગી ઉઠે એવા પદાર્થો ભરી મૂક્યા હોય; અને પછી અચાનક અગ્નિનો તણખો તેમાં પડતાં આખી આલમમાં અગ્નિ સળગી ઉઠે એવી યુરપની આ સ્થિતિ હતી. પણ આ અગ્નિનો તણખો આવ્યો શી રીતે ? તે સમજવા માટે આપણે બાલ્કન સંસ્થાનો ભણી જરા દૃષ્ટિ કરી જવી પડશે.

દુનિયાના ઇતિહાસમાં બાલ્કન સંસ્થાનોની અગત્યતા હાલમાં સારી પેઠે સ્વીકારવામાં આવે છે. કારણ કે એશિયા સાથે સંબંધમાં આવવાના બે માર્ગ છેઃ જળ-માર્ગ અને જમીન માર્ગ. જળમાર્ગે ઇંગ્લાંડ સર્વોપરિ છે. તેથી ઇંગ્લાંડનું બળ તોડયા વિના જળ-માર્ગે અન્યને નકામો થાય છે. જમીન-માર્ગ બાલ્કન સંસ્થાનોમાં થઇને જ જાય છે. તેથી દુનિયામાં સર્વોપરિ થવા માટે આ સંસ્થાનો ઉપર કાબુ હોવો આવશ્યક છે.

હવે બાલ્કન સંસ્થાનોના નામથી જે મુલક ઓળખાય છે તે પ્રથમ તુર્કીના તાબામાં હતો. પરંતુ મુસલમાની રાજ્યનો ત્રાસ તેની ખ્રિસ્તીપ્રજાને બહુ થતો તેથી યુરપનાં મોટાં રાજ્યોની દેખથી અને રૂશીઆની સહાયથી સરવીઆ, બલગેરીઆ રૂમેનિયા માંટીનીગ્રો અને આસનાં સ્વતંત્ર સંસ્થાનો ત્યાં ઉભાં થયાં. તેમાં સરવીઆ સૌથી આગળ પડતું થયું. સરવીઆ આસ્ટ્રિયા-હંગરીની સરહદ ઉપર આવેલું છે, અને તેની પ્રજા સ્લાવ છે. સને ૧૮૭૮ ના બર્લિનના તહનામાથી બાઝનીઆ અને હરઝેગોવિના પ્રાંતનો વહીવટ આસ્ટ્રિઆને મળ્યો હતો, અને એ પ્રાંતોમાં મોટે ભાગે સ્લાવ લોકો વસતા હતા. તેથી એ પ્રાંતોની માલીકી કાયમને માટે આસ્ટ્રિયાની થાય એ વાત સરવીઆ અને રૂશીઆ બન્નેને રુચિકર તો નહિ જ. દરમ્યાન આ પ્રાંતોમાં વસતી સ્લાવ પ્રજાને કચરીને દાબમાં રાખવાની રાજનીતિ આસ્ટ્રિયાએ ગ્રહણ કરી, અને સ્વાભાવિક રીતે જ સરવીઆની અનુવૃત્તિ પોતાના જાતભાઇઓ તરફ વિરૂદ્ધ રહેતી. તેથી સને ૧૯૦૮ માં આસ્ટ્રિયાએ એ બે પ્રાંતો પોતાના રાજ્યમાં સાહેન જોડી દીધા, એવું કહીને કે સરવીઆ તે પ્રાંતોની સ્લાવ પ્રજાને આસ્ટ્રિયાના રાજ્યની સામે ઉશ્કેરતું હતું. અત્યાર સુધી સરવીઆમાં પોતાની વગ રાખવાનો આસ્ટ્રિયાનો પ્રયાસ આમ નિષ્ફળ થતો સ્પષ્ટ જણાયો. પરંતુ આસ્ટ્રિયા સરવીઆને છેડે એ વાત રૂશીઆને ગમી નહિ, કારણ કે રૂશીઆ કહેતું કે સ્વતંત્ર થવામાં રૂશીઆની સહાય હોવાથી સરવીઆમાં વગ રાખવાનો હક રૂશીઆનો છે, અને એ વાત આસ્ટ્રિયા સ્વીકારતું નહિ.

તેથી વિગ્રહનો દાવાનળ તો તે વખતે જ સળગત; પણ જર્મનીએ આસ્ટ્રિયાની પડખે રહી લડાઇની ધમકી આપી; અને જાપાનથી શિકસ્ત પામેલુ રૂશીઆ હજી બરાબર તૈયાર થયુ નહોતું. ત્યાર પછી પણ બાલ્કન સંસ્થાનોમાં પોતાનો વગ જમાવવા આસ્ટ્રિયા કાવાદાવા કરતું રહ્યું, સને ૧૯૧૨ માં તે સંસ્થાનોએ ભેગા થઇ તુર્કીની સામે જંગ મચાવ્યો અને વિજય પામ્યાં. આસ્ટ્રિયાના મનને એમ હતું કે સંસ્થાનો હારી જશે અને સરવીઆ પાછુ લાચાર બની આસ્ટ્રિયા કને આવશે. પણ તેમ બન્યું નહિ. લડાઇ પછી લંડનમાં તહ થતી વખતે પોતાના વેપારની આબાદીને અર્થે દરીઆઇ માર્ગ ખુલ્લો થવા થોડાક મુલકની માગણી સરવીઆએ કરી; પણ આસ્ટ્રિયા તેની સામે લઇ દઇને થયું. સરવીઆ કે જેને 'મસ્ત-કુકડાનુ ઉપનામ વાજબી રીતે અપાયું છે તે હવે ચીડાયું. પરંતુ આસ્ટ્રિયાએ બલગેરિયાને ચડાવી સરવીઆ સાથે અથડાવ્યુ; પણ તેમાં સરવીઆ છુત્યું; અને તેથી તેના રાજ્યનો વિસ્તાર વધ્યો. વળી સને ૧૯૦૫ માં સરવીઆએ બલગેરિયા સાથે મળી અન્યોઅન્ય લાભ થાય એવા વેપારના કરાર કર્યા હતા; આ વાત પણ આસ્ટ્રિયાને ગમી નહોતી, અને સરવીઆના ડુંડ વિગેરે ઢોર આસ્ટ્રિયા હંગરીની બજારમાં બંધ કર્યાં હતાં. આમ આસ્ટ્રિયા અને સરવીઆ વચ્ચે તાણાતાણ ચાલતી હતી; પણ સરવીઆ ને રૂશીઆની કુંક હતી આવી સ્થિતિ હતી, અને દારૂની કોઠીમાં અગ્નિનો તણખો પડવાની જ વાર હતી.

## સત્તાની સમ-વેહેંચણ.

યુરપની રાજનીતિમાં આ વિચાર છેલ્લાં શતક બે શતકથી અગ્રસ્થાને રહેલો છે. જ્યાં સુધી તીર, તલવાર, ભાલાં કે બરછી ઇત્યાદિ શાસ્ત્રોનો ઉપયોગ લડાઇમાં થતો, ત્યાં સુધી શારીરિક બળની કિંમત હતી, અને હિંમત, આવેશ, શૌર્ય અને વેગ લડાયક ગુણો ગણાતા. પરંતુ તેરમા સૈકામાં ફોડવાના દારૂની શોધ યુરપમાં થઇ અને પંદરમા સોળમા સૈકાથી ધર્મની ધુસરીમાંથી મુક્ત થઇ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રની નવી નવી શોધખોળો કરવામાં પ્રવૃત્ત થયુ અને વીજળી નીવડયુ. તેથી લડાઇનાં શસ્ત્રોનુ શાસ્ત્ર જ ફરી ગયું. પાણીપતની લડાઇમાં એક તોપ બાબર આખા દિવસમાં તેર વખત ફોડી શકયો હતો તેથી તેને અદ્દભુત સંતોષ ઉપજ્યો હતો. હાલ એક યાંત્રિક તોપ એક કલાકમાં બારસેં ભડાકા કરી શકે છે. વિવિધ શાસ્ત્રોની મદદથી નવાં નવાં શસ્ત્રો હવે યોજાયાં છે, અને તેના પરિણામે યુરપ ને જંગલીઓનો ભય હવે જતો રહેલો છે. આરબ લોકોમાં વિદ્યા અને કળા હતાં, અને મુસલમાની ભય યુરપને થએલો ખરો; પણ અર્વાચીન શાસ્ત્રોની શોધો આગળ તે ભય પણ હવે જતો રહેલો છે. શાસ્ત્રોની શોધો યુરપનો સુધારો ગણાય છે, અને આ સુધારાના બળે, ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, આસ્ટ્રિયા, ઇટલી, રૂશીઆ, જાપાન અને અમેરિકાનાં રાજ્યો દુનિયાંમાં મોટાં રાજ્યો ગણાય છે; અને જે જે પ્રજા અથવા દેશ અર્વાચિન શાસ્ત્રોથી અજ્ઞાત છે તેની બીક આ રાજ્યોને હવે રહી નથી. પરંતુ એક બીજાની બીક તેઓને હવે લાગવા માંડી હતી, અને તેથી કરીને બીજાંને ગળી જાય એવી રીતે કોઈ વધી જાય નહિ તેની સંભાળ તેઓ ચીવટથી રાખવા લાગ્યાં. અર્થાત્ એક બીજાની ધાસ્તીમાં એક બીજાં રહે અને બીજાંને દબાવી કોઈ સર્વોપરિ થઇ ન પડે એવી પેરવી કરવામાં સૌને પોતાનો સ્વાર્થ સમજાવા લાગ્યો-સત્તાની સમુવેહેંચણનો વિચાર આમ જન્મ પામ્યો અને તે પદ્ધતિએ

યુરપમાં કામ લેવાવા લાગ્યું. આમ જાપાને જ્યારે પાશ્ચાત્ય સુધારો ગ્રહણ કર્યો અને આગળ પડી મોટા રાજ્યમાં તે ગણાવા લાગ્યું કે તરત જ જર્મની, અમેરિકા, ઇગ્લાંડ વિગેરે મોટાં રાજ્યો વચ્ચે પડયાં અને ચીનને સ્વતંત્ર રાખવાની માગણી કરવા લાગ્યાં. ઇરાન, તુર્કી, બાલ્કન સંસ્થાનો, બેલજીયમ વિગેરેને સ્વતંત્ર રાખવામાં પણ એજ ઉદ્દેશ રહેલો છે. વધતા જતા સુધારાને લીધે માણસોનાં મન સુઘડ અને દયાળુ થતાં ગયાં, અને તેથી સ્વાભાવિક રીતે જ માણસોને લડાઇનો અણગમો થવા લાગ્યો. વળી અર્વાચીન સમયનાં ભયંકર શસ્ત્રોને લીધે લડાઇથી માણસોની ઘણી ખુવારી થાય અને વેપાર રોજગારને અત્યંત હાનિ પહોંચે; તેથી બનતાં સુધી લડાઇ ન કરવી એ વિચાર આગળ આવ્યો. આવી સ્થિતિમાં શાંત-પ્રવેશ ( Peaceful Penetration ) અને વિષ્ટિ-કળા ( Diplomacy ) ના પ્રયોગો થવા લાગ્યા. કાર્યદક્ષ, ચતુર અને દૂરદર્શી ઇગ્લાંડ આ બંને બાબતોમાં સર્વોપરિ પદ ભોગવવા લાગ્યું. આખી દુનિયામાં સારી સારી જગ્યાઓ અને દેશો હાથ કરી ત્યાં પોતાનાં સંસ્થાનો એણે જમાવ્યાં. એક વાક્યમાં કહીએ તો ઇગ્લાંડનાં સંસ્થાનો બગીચા છે; બીજી પ્રજાનાં સંસ્થાનો ખેડેલાં કે વગર ખેડેલાં ખેતરો છે. સંસ્થાનોની બાબતમાં જર્મની સૌથી પછાત છે, પણ શાસ્ત્રોની શોધખોળમાં તે સૌથી આગળ છે. ખરૂં કહીએ તો કોઇ સારૂં સંસ્થાન અત્યારે જર્મનીના કબજામાં જ નથી. તેથી પ્રથમ તો એણે શાંત-પ્રવેશના પ્રયોગ આદર્યા; પણ તેમાં કાંઇ વળ્યું નહીં. જેથી જે કામ કળથી ન થયું તે હવે બળથી કરવાનું તેના ભાગે રહ્યું; અને તેમાં તેને આવશ્યકતા લાગી. તેથી જ જર્મની કહે છે કે પોતાના અસ્તિત્વ માટે આ લડાઇ જર્મનીને જરૂરની છે. તેથી કરીને જર્મની લડાઇ કરવા માટે લાગ જોઇને બેઠું હતું અને તૈયાર હતું.

## વિગ્રહનું નિકટ કારણ.

આપણે અગાઉ કહ્યું કે યુરપનાં મોટાં રાજ્યોની સ્થિતિ એકદમ સળગી ઉઠે એવા પદાર્થોથી ભરેલી ઘાસની ગંજી જેવી હતી અને તેમાં અગ્નિનો તણખો પડે એટલી જ વાર હતી. હવે બન્યું એમ કે આસ્ટ્રિયાનો પાટવી કુમાર ફરનાંડીઝ પોતાની પત્નીને લઇ બાઝનીઆ પ્રાંતની રાજધાની સારાજેવોમાં લશ્કર તપાસવા ગયો. ત્યાં તે દિવસે બપોરે એટલે તા. ૨૮ મી જ્યુનને રવીવારે, ૧૯૧૪ ના દિવસે તે બન્નેનાં ખુન થયાં. ટાઉનહોલમાં તેમને માનપત્ર આપવાની ગોઠવણ શેહેરના કોટવાળે કરી હતી. બન્ને જણાં મોટરમાં બેસી ત્યાં જતાં હતાં. રસ્તામાં કોઇએ તેના ઉપર બંબ ફેંક્યો, પણ શાહજાદાએ પોતાના હાથે વતી તેને આઘો કરી નાખ્યો. ટાઉનહોલમાં જઇ કોટવાળને તેણે કહ્યું કે હું તમારા શેહેરમાં મુલાકાતે આવું છું અને મારા ઉપર બંબ ફેંકાય છે આતો ઘણું ખરાબ ! ટાઉનહોલમાંથી વળતાં પ્રિન્સિપ નામના એક વિદ્યાર્થીએ પાછો તેમના ઉપર બંબ ફેંક્યો, પણ તે ફાટયો નહિ. એટલે પ્રિન્સિપે પિસ્તોલ કાઢી ઉપરા ઉપરી ત્રણ ગોળીઓ છોડી અને થોડા વખતમાં બન્ને રામશરણ થયાં.

બન્ને અપરાધીઓ પકડાયા અને તેઓ સ્લાવ જાતિના માલમ પડ્યા. વધારે તપાસ કરતાં એક મોટું કાવતરૂં અસ્તિત્વમાં હોવાનું માલમ પડયું. તેથી સરવીઅન અને સ્લાવ લોકો તરફ જબરો તિરસ્કાર આખા આસ્ટ્રિયામાં ઉત્પન્ન થયો. એવું કહેવાય છે કે આસ્ટ્રિયા-

નો વિચાર પ્રથમ તો સરવીઆ સાથે લડાઇ કરવાનો થએલો: પણ તેમાંથી જબરી લડાઇ સળગશે એમ ધારી તેનો તે વિચાર મોળો પડેલો. પણ જર્મનીના શેહેનશાહ વિલિયમ બીજાએ ( હાલનો કયસર ) લડાઇનો આગ્રહ કર્યો.

તેથી આસ્ત્રિઆએ હવે કહ્યું કે આ બધા દંગામાં સરવીઆની સરકારનો હાથ હતો. પરંતુ ખેડૂતની અને પહાડી જીંદગીને લીધે મજબૂત બાંધાના, સાદા, ઉદ્યોગી અને પરાક્રમી સરવૈયા લોકો કેવા પ્રમાણિક, શરા અને નીડર હતા એ વાતની બુઢ્ઢા ફ્રાન્સિસ જોસફને હજી બરાબર ખબર નહોતી. તેની પોતાની જપેટે તેનું રાજ્ય જીર્ણ, જર્જરિત, જૂનુંખખ્ખ-ખોખરૂં થઇ ગએલું હોવા છતાં પોતાના બાપદાદાના ઇતિહાસ અને જાહોજલાલી ઉપર તે મુસ્તાક હતું. પરંતુ સરવીઆ તો અત્યારે સિંહના બચ્ચાની માફક તેજસ્વી અને પરાક્રમી હવામાં ઉછરતું આવતું હતું. શાહજાદા મિલાનની સરદારી નીચે તુર્કીથી તે સ્વતંત્ર થયું હતું. પણ આ મિલાન જ્યારે રાજા થયો ત્યારે આસ્ત્રિયાના આશ્રિત જેવો એ થઇ રહ્યો; કારણ કે પોતાની રાણી નાથલી સાથે એને બન્યું નહિ, અને તેથી તેને છૂટા છેડા કરી આપ્યા. ત્યાર પછી તે ઉડાઉ થયો અને આસ્ત્રિયા તેને પૈસા આપવા લાગ્યું. રાજાની આ વર્તણૂક પ્રજાને ગમી નહિ, અને રાજ્યમાં બખેડા થવા લાગ્યા. આખરે મિલાને ગાદી ઉપરથી પોતાનો હક છોડી દીધો, અને પોતાના પુત્ર અલેકઝાંડરને ગાદી આપવાનું ઠરાવીને પોતે પારીસ જઇ રહ્યો. અલેકઝાંડર તે વખતે માત્ર તેર વરસનો હતો. પણ જ્યારે તે સોળ વર્ષનો થયો ત્યારે યુક્તિથી રાજાની તમામ સત્તા એણે પોતાના હાથમાં લઇલીધી. પછી તે ડ્રેગા માશીન નામની એક જુવાન અને ખુબસુરત વિધવાને પરણ્યો. પરંતુ આ વાત પણ લોકોને અને કારભારીઓને ગમી નહિ. રાણી ડ્રેગાના ભાઇઓને લશ્કરમાં મોટા મોટા ઓહ્દા અપાયા, તેથી લશ્કર પણ બેદીલ થયું. પરિણામે એક ભયંકર કાવતરૂં ઉભું થયું, અને સને ૧૯૦૨ ના જુન માસમ રાજારાણીનાં ક્રૂર રીતે ખૂન થયાં; અને લોકોએ હાવના રાજા પીટરને ગાદીએ બેસાડ્યો.

આવા તોફાની, નીડર અને માથાના ફરેલા સરવીઆને તા. ૨૩ મી જુલાઇ સને ૧૯૧૪ ના દિવસે આસ્ત્રિયાએ યાદી આપી કે આસ્ત્રિયાના રાજ્યની સામે સ્લાવ પ્રજાને ઉશ્કેરવાની હીલચાલ સરવીઆએ એકદમ દાબી દેવી, અને તેમ કરવામાં આસ્ત્રિયાના અમલદારો સાથે સામેલ રહેશે; અને શાહજાદાના ખુનની પોલિસ તપાસમાં અને ગુનેગારોનો ન્યાય કરવામાં પણ આસ્ત્રિયાના અમલદારો ભેગા રહી કામ કરશે. વિશેષમાં અડતાળીશ કલાકની અંદર એ માગણી સ્વીકારવાની કે નહિ સ્વીકારવાની સરવીઆને એણે મેહેતલ આપી. ખરૂં કહીએ તો, લડાઇની આ ધમકી જ હતી. કારણ કે સરવીઆ તાબાનું નહિ, પણ સ્વતંત્ર રાજ્ય હતું; અને તેને આવી યાદી મોકલાય નહિ. જો પોલીસ સત્તા રાજ્યના હાથમાં ન હોય, તો પછી તેની સ્વતંત્રતા ક્યાં રહી? પરંતુ સ્વતન્ત્રતાનો સ્વાદ હવે જેણે ચાખ્યો હતો એવો બાલકનનો આ 'ઉન્મત્ત—મસ્ત કુકડો' એમ ડરી જાય એવો નહોતો. શું બીજડાઓ સ્વતંત્રતા કદિ મેળવી શક્યા છે? રાજ્યલોભથી પ્રેરિત થઇ આસ્ત્રિયાનો બુઢ્ઢો જોસફ સરવીઆને છુંદી નાખવા તૈયાર થયો હતો, અને તેને જર્મનીના કેસરની સહાય હતી. આ કેસર ન્યાય અને નીતિના પંથને પગ તળે કચરી નાખી ચાલે એવો હતો એ વાત ખરી, પણ ન્યાય અને નીતિનો માર્ગ દુનિયામાંથી શું સાવ ધોવાઇ ગયો છે? સરવીઆને દૃઢ આસ્થા હતી કે ન્યાય અને નીતિનું રક્ષણ સર્વ શક્તિમાન્ પ્રભુ આપો આપ જ

કરે છે. તે જાણતું હતું કે પાંચ વર્ષ પેહેલાં રૂશીઆ કડવી ગોળી ગળે ઉતારી ગયું હતું, પણ આ વખતે તે એમ કરવાનું નથી. સરવીઆ નાનકડું છે, અને આસ્ત્રિયાનું રાજ્ય વિશાળ અને મોહટું છે. પણ સિંહનું નાનું બચ્ચું મદઝર હાથીનાં વિશાળ ગંડસ્થળને ચીરી નાખતું નથી શું ? તેથી સરવીઆએ કહ્યું કે રીતસર કરવાનું હશે તે અમે જ કરશું; પણ તેમાં આસ્ત્રિયન અમલદારોની સામેલગીરીની કશી જરૂર નથી; અને વાંધા પડતી બાબતોમાં મોટાં રાજ્યોની લવાદી અમારે કબુલ છે; વળી સરવીઆએ કહ્યું કે અમારી સ્વતંત્રતા લૂટી લેવાનો તમારે કશો હક નથી, અને જ્યાં સુધી અમારાં ધડ ઉપર શિર છે અને અમારા હાથમાં જોર છે ત્યાં સુધી એ વાત બનવાનાં તમારે સાંસાં સમજવાં.

પરંતુ આ પ્રત્યુત્તરથી આખું યુરોપ ખળભળી ઉઠયું, અને ધરણીનો ભાર ઝીલતા શેષનું શિર સળકવા લાગ્યું. આખી આલમમાં ઉલ્કાપાત થવાનાં ચિહ્નો ક્ષિતિજમાં સ્પષ્ટ દેખાવા લાગ્યાં. બની શકે ત્યાં સુધી સલાહ સંપ રખાવવાના ઉત્સુક અને વિષ્ટિ—કળા ( Diplomacy ) માં અત્યંત નિપુણ ઇંગ્લાંડના પરદેશ ખાતાના પ્રધાન સર એડવર્ડ ગ્રેએ સલાહશાંતિ રખાવવાના હેતુથી ભગીરથ યત્ન આદર્યો; અને તારના સંદેશા આખા યુરપ પથરાવા લાગ્યા. પણ વિનાશ કાળે વિપરીત બુદ્ધિવાળા બુઢ્ઢા જોસફે કોઇનું માન્યું નહિ, અને લડાઇની તૈયારી કરીને, તા. ૨૮ મી જુલાઇએ સરવીઆની સામે એણે વિગ્રહ જાહેર કર્યો.

તુરત જ રૂશીઆએ રાક્ષસી સંખ્યાના પોતાના જબરા દળના થોડાક ભાગને ગતિમાં મૂક્યું. ફ્રાન્સ સચેત થયું; અને જર્મનીએ રૂશીઆની સરહદ ઉપર લશ્કર મોકલ્યું. આમ દુનિયામાં પ્રચંડ દાવાનળ સળગી ઉઠવાનાં પગલાં મંડાણાં; અને તેમાંથી કળિયુગના આ ઘોર મહાભારતની હોળી સળગી, જેમાં લાખો માણસો હોમાઇ જાય છે, કતલ થઈ જાય છે અને લાખો માણસો લુલાં, લંગડા અને અપંગ થઈ જાય છે !

## વર્તમાન ઘોર યુદ્ધની ભયંકરતા.

કવિવર શેક્સપીઅર કહે છે કે પોતામાં રાક્ષસનું બળ હોય તે સારી વાત છે; પણ તેનો ઉપયોગ કરવો તે સારી વાત નથી. પરંતુ ગેરવાજબી રીતે એવા બળનો ઉપયોગ થાય તો તેમાં અધમતા જ છે. રોમનો શેહેનશાહ **માર્કસ ઑરેલિયસ** ઘણા ઉદાર સ્વભાવનો હતો. લોકોના કલ્યાણને માટે કેટલાક કાયદા કરવાની અગત્યતા તેને લાગેલી; પરંતુ તે કરતાં પણ તે ડરેલો; કારણ કે તે કહેતો કે લોકોને કાંઈ વાત સત્તાથી મનાવવાનો કોઇને પણ શો હક છે ? પરંતુ પોતાની ધારણા પાર પાડવા માટે જ જર્મનીના શેહેનશાહ કૈસર વિલિયમ બીજાએ યુરપમાં આ ભયંકર યુદ્ધના પ્રચંડ દાવાનળને સળગાવ્યો છે. તેમાં હરરોજ હજારો માણસો મરે છે; લાખો માણસો ઘરબાર વિનાનાં થઈ ટળવળે છે; હજારો ગામડાં અને શેહેરો બાળી મૂકવામાં આવ્યાં છે; લાખો રૂપીઆનાં ખરચનું રોજ આંધણ મૂકાય છે; અસંખ્ય બાળાઓ પતિ વિનાની અને માતાઓ પુત્ર વિનાની થઈ રડે છે; કળા અને કારીગીરીના ઉત્તમ નમુનાઓનો નાશ થાય છે; મેહેલો અને દેવળો તોપોના ગોળાથી ઉડાડી મૂકવામાં આવે છે; દેશો વેરાન થાય છે; અને લડાઇના વમળમાં પડેલા દેશોના તમામ પુરુષો, આબાલ વૃદ્ધ, પોતાના ધંધા ધાપ છોડી દઈ લશ્કરી અસબાબ પૂરો પાડવામાં કામે લાગી ગયા છે. હરિ હરિ ! શો સમય આવ્યો છે ! વધારે તાજુબીની વાત તો એ છે કે આ લ-

ડાઈમાં મચેલાં મોટાં રાજ્યોના રાજાઓ કૌરવ પાંડવોની પેઠે કાંઇ ને કાંઈ રીતે એક બીજાનાં અંતરનાં સગાં થાય છે. તથાપિ અર્જુનના જેવી વૃત્તિ એક ક્ષણ પણ કૈસરે અનુભવી નથી. હાથમાં હથીઆર ગ્રહી લડવા જ ગએલો અર્જુન રણક્ષેત્રમાં કહે છેઃ લડવાને સજ્જ થઈ ઉભેલાં આ મારાં સગાંઓને જોઈ મારાં ગાત્ર શિથિલ થઈ જાય છે, અને મારૂ હૃદય કંપે છે, આ સગાંને મારી રાજ-વૈભવને પણ મારે શું કરવો છે? પરંતુ આ ઘોર કળિયુગમાં, વિજ્ઞાનશાસ્ત્રના કાબુના મદથી મદમસ્ત—અંધ—જડ બની બેઠેલા જર્મનના હૃદયમાં એવા મૃદુભાવની આશા રાખવી વ્યર્થ છે.

વળી આ ઘોર યુદ્ધ કેવા મોટા પાયા ઉપર ચાલે છે તેનો ખ્યાલ તેમાં લડતી લશ્કરની સંખ્યા ઉપરથી આવી શકશે. આસ્ટ્રિઆ-હંગરીનું લશ્કર ૨૫ લાખનું છે; જર્મનીનું ૪૫ લાખનું છે; સરવીઆનું સાડાત્રણ લાખનું છે; માંતીનીગ્રોનું ચાળીશ હજારનું છે; રૂશીઆનું પંચાવન લાખનું છે; ફ્રાન્સનું પાંત્રીશ લાખનું છે; અને ગ્રેટબ્રિટનનું પાંચ લાખનું છે. પરંતુ જરૂર પડતી જાય તેમ આ બધા દેશોની લડી શકે એવી આખી વસ્તી જ લડવા તૈયાર છે, અને લશ્કરી કેળવણી લઇ લડવા તૈયાર પણ થાય છે. આવું ભયંકર યુદ્ધ દુનિયાના ઇતિહાસમાં આજ સુધી બીજું થયું નથી.

વળી આ વિગ્રહની ભયકરતાનું બીજું કારણ એ છે કે વિજ્ઞાન-શાસ્ત્ર તેની સેવામાં ખડે પગે ઉભું છે. માણસો મારવામાં પશ્ચિમનાં હથીઆર અને વિધવિધ શસ્ત્રો પૂર્વના શસ્ત્રો કરતાં ઘણાં વધારે અને ચોક્કસ છે. વિજ્ઞાન-શાસ્ત્રની દરેક નવીન શોધ બની શકે ત્યાં સુધી લડાઇના કામમાં પ્રથમ યોજાય છે. ઘણે દૂર સુધી દુસ્મનની ખબર લઇ શકે એવી રાઇફલો, વીજળી અને યાંત્રિક શક્તિના બળે કલાકમાં બારસેં કે તેથી પણ વધારે ભડાકા કરી શકે એવી મેદાનમાં ઉતારવામાં આવતી જંજાળો, દશ-બાર-કે સોળ માઇલ પર્યંત પણ નિશાનમાં આબાદ ઉતરી શકે એવી ગંજાવર-રાક્ષસી તોપો, જે બાવનથી ચોસઠ મણના ગોળા ઉડાડી શકે છે, જેને ખેંચવાને ચાળીશ ઘોડાની જરૂર પડે છે, અને જેમાં એક ગોળો ફોડતાં સત્તર-સાડાસત્તર હજાર રૂપીઆનું ખર્ચ થાય છે; બબગોળા ફોડતી અને તેમાંથી છરા ઉડાડતી તોપો—જે ફરતા પચાસ પચાસ ફુટમાં ઉભેલાં માણસોને મારી નાખે છે;– આવાં ભયકર હથીઆરો હાથોહાથની લડાઇને લગભગ નકામી બનાવી મૂકે છે, અને મોટા અને વિસ્તારવાળા પાયા ઉપર લડાઈ લડવાની ફરજ પાડે છે. જ્યાં બે ચાર કે પાંચ છ માઇલ ઉપરથી માણસોને મારી નાખવામાં આવે, ત્યાં લડનારાઓને એક બીજાનું મ્હોં જોવાનો અવકાશ ક્યાંથી રહે? અર્વાચીન યુરપની લડવાની કળા દુસ્મનોને ગુપ્ત રીતે—તે ન જાણી શકે એવી રીતે મારવામાં સમાએલી છે. પરંતુ દુસ્મનોને શોધી કાઢવા માટે હવાઇ વિમાનો અને વહાણો, પેરિસ્કોપ, તથા વીજળીની પ્રબળ બત્તીઓ વાપરવામાં આવે છે. આ વિમાનોમાંથી બંબગોળા પણ અદ્ધરથી ફેંકાય છે, અને વખતે હવામાં અદ્ધર લડાઇ પણ થાય છે દુસ્મનોની ખબર મળતાં ટેલીફોન, ટેલીગ્રાફ, અથવા દોરડાં વિનાના તારથી ખબર પહોંચાડવામાં આવે છે, અને રેલવે, મોટર, સ્ટીમરો ઇત્યાદિ સાધનોથી ઘણાં માણસો એક ઠેકાણે એકઠાં થઈ શકે છે, અને ઉપર કહેલાં ભયંકર શસ્ત્રોથી માણસો મરે છે પણ મોટા જથ્થામાં પાણીની નીચે ચાલતી—જલાંતઃ સંચારી આગબોટો, અને જૂદાં જૂદાં કામો

માટે અનેક યુક્તિઓથી બાંધેલાં મોટાં—રાક્ષસી બારકસોને લીધે દરીઆની લડાઇ પણ તેટલી જ ભયંકર બને છે. આમ દરરોજ હજારો માણસો મરે છે, હજારો ઘાયલ થાય છે અને હજારો કેદી પકડાય છે.

## જર્મનોનું નીતિ–શાસ્ત્ર.

શરૂઆતમાં જર્મનીના શેહેનશાહ કેસરે સાલસ દેખાવાનો ડંભ કર્યો; અને રશીઆને કહ્યું કે ગુનેગારોને સજાએ પહોંચાડવામાં મદદ કરવી એ વીરનું ભૂષણ છે. રશીઆના શેહેનશાહ ઝારે જવાબ વાળ્યો કે વાત તો સાચી છે; પણ સરવીઆ જેવા નાનકડા રાજ્ય ઉપર આસ્ટ્રિયા જેવું મોટું રાજ્ય ચડાઇ કરે એ કીડી ઉપર કટક ચડ્યા જેવું છે. તેથી તેમાં નીતિ અને ન્યાયની વાત ક્યાં રહી? પરંતુ જર્મનો કહે છે કે તમે નીતિ, નીતિ શું કરો છો? વિકરાળ વાઘ નિર્દોષ હરિણ ઉપર તલપ મારે છે ત્યારે શું તે નીતિનો વિચાર કરે છે? પિશાચી હૃદયનાં માણસો લડાઇમાં લંપટતા આચરે છે ત્યારે શું તેઓ નીતિનો વિચાર કરે છે? લાભની વાતમાં નીતિ બીતિના વિચાર વળી શા! અને બળ વિનાની નીતિ કામની પણ શું? નીતિનો પોકાર તો નામર્દો, સ્ત્રીઓ અને બાળકો જ કરે છે! નીતિ?! એ તો નબળા મગજની ભ્રમિત અવસ્થા માત્ર છે. તેમાં માત્ર નબળાનો સ્વાર્થ જ હોય છે. અને તેથી તેઓ બકરાની માફક બેં બેં કરે છે. પરંતુ સિંહ ગર્જના કરે છે તે તો પોતાના બળ ઉપર જ. જોઇએ છીએ કે તમારી નીતિ પળાવવા તમે કેમ સમર્થ થાઓ છો? આના વિચાર જર્મનીમાં નીટ્ઝે નામના ફિલસુફે પ્રસરાવ્યા કહેવાય છે. તેના મત પ્રમાણે નીતિમાં બાયલાપણું ન જોઇએ. પરંતુ નીતિવી નિર્બળના બળ વાપરે તો તેને નીતિ કહેવી કે અનીતિ! તાત્પર્ય કે 'બળ એ જ નીતિ' એ સિદ્ધાંતમાં નીટ્ઝેની નીતિ પર્યવસાન પામે છે; અને બળીઆના બે ભાગ–એ જ નીતિ જર્મનોની જણાય છે. તે પછી ટ્રીસ્ટે અને બર્નહાર્ડી નામના લેખકોએ પણ એવા જ વિચાર જણાવવા માંડ્યા; અને તેમના લેખની અસરનું પરિણામ હાલનો વિગ્રહ છે એમ કહેવાય છે.

## પ્રથમ પગલું.

જર્મનીએ હવે એક તરફથી ઇંગ્લાંડને કહ્યું કે તમે કાંઇક રશીઆને સમજાવો; અને બીજી તરફથી તા. ૧ લી ઑગસ્ટને શનીવારે રશીઆ સામે લડાઇ જાહેર કરી. સરવીઆ સામે આસ્ટ્રિયાએ ભરેલું પગલું તો વાજબી જ હતું, છતાં આસ્ટ્રિયાને સમજાવવાનો તે યત્ન કરશે એમ જર્મન શેહેનશાહ કહેતો હતો. પણ લડાઇ તો જર્મનીને કરવી જ હતી. ફ્રાન્સ રશીઆની વ્હારે ચડ્યા વિના રહેવાનું નથી એ વાત જર્મની જાણતું હતું. તેથી હવે ફ્રાન્સની છેડતી કરવાનું કેસરે શરૂ કર્યું. બંધા જર્મનીનો પ્રથમથી જ નિશાનો હતો કે લાગ આવે ત્યાં પેહેલો ઘાપો તે જ કરી લેવો. કોને સૂતા જ પકડવા એવો તેનો બેત જ હતો.

ફ્રાન્સ અને જર્મનીની સરહદ ઉપર બેલજીયમની દક્ષિણે અડોઅડ લક્ઝમબર્ગનું નાનું પણ સ્વતંત્ર રાજ્ય આવેલું છે. તેની રાજ્ય–કર્ત્રી મેરી આદિલેડ વીસ વર્ષની યુવાન બાળા છે અને રૂપમાં દેવાંગના જેવી છે. કેસરે આ રાજ્ય ઉપર મોટરોમાં થોડુંક લશ્કર મોકલ્યું અને રાજ્યનો કબજો માગ્યો. લક્ઝમબર્ગના પતિએ કહ્યું કે અમારૂં રાજ્ય સ્વતંત્ર છે, અને મોટાં રાજ્યોએ કરી આપેલા આ સ્વતંત્રતાના લેખમાં જર્મનીની પણ સહી છે. જર્મન

સેનાપતિએ કહ્યું કે એ વાતની મને ખબર છે, પણ મારા શેહેનશાહની આજ્ઞા અમલમાં મૂકવા હું તો અહીં આવ્યો છું. ગામના પૂલ આગળ જર્મન લશ્કર આવીને ઉભું હતું ત્યાં હવે મેરી પોતે પોતાના સદા પ્રધાનને લઇ મોટરમાં બેસીને ગઇ. મેરીને જર્મનોએ કહ્યું કે તમે ચુપ ચુપ ઘેર ચાલ્યા જાઓ; અને પ્રધાને સ્વતંત્રતાનો લેખ બતાવ્યો ત્યારે તેની સામે પિસ્તોલ તાકવામાં આવી. મતલબ કે તે રાજ્યનો કબજો જર્મનોએ જોરથી લીધો. કેસરને મન તે લેખની કિંમત માત્ર તેટલા કાગળના કટકા જેટલી જ હતી.

## લડાઇમાં ઇંગ્લાંડ પણ ઉતર્યું.

કેસરના આ ત્રાસદાયક પગલાથી બેલજીયમની સ્વતંત્રતા અને તટસ્થતા પણ સચવાશે કે કેમ? તે બાબત હવે ઇંગ્લાંડને ચિંતા પેઠી. મોટાં રાજ્યોએ તેની તટસ્થતા અને સ્વતંત્રતા સ્વીકાર્યાં હતાં, અને તેમાં જર્મની પણ ભેગું હતું. પણ લક્ઝમબર્ગના દૃષ્ટાંતથી જર્મનીનો ભરોસો પડે એવું હવે રહ્યું નહિ. તેથી ઇંગ્લાંડે જર્મનીને કહ્યું કે બેલજીયમની તટસ્થતા સાચવવાનું ફ્રાન્સે વચન આપ્યું છે. પણ તમારો વિચાર શો છે? જર્મનીએ કહ્યું કે અમારો વિચાર હાલ અમે જણાવી શકતા નથી; કારણ કે ફ્રાન્સ ઉપર ચડાઇ લઇ જવાની અમારી યોજના એથી બહાર પડી જાય, જે વાત અમારાથી બની શકશે નહિ. ખરૂં કહીએ તો બેલજીયમમાં થઇ ફ્રાન્સ ઉપર જવું એવી રચના જર્મનીએ પ્રથમથી જ રચી રાખી હતી; અને તેની આ ધારણા ઇંગ્લાંડની જાણની બહાર નહોતી. તેથી ઇંગ્લાંડે ફરી કહ્યું કે તા. ૪ થી આગસ્ટે રાતના બાર વાગ્યાની અંદર તમે બેલજીયમની તટસ્થતા સાચવશો કે કેમ? તે બાબત અમને સ્પષ્ટ જવાબ આપશો; નહિ તો અમારા એલચીને અમે બોલાવી લેશું. જર્મની તો દિઙ્મૂઢ બની વિસ્મય પામી ગયું. રાજ્યની રમતમાં કાગળના કટકામાં સહીનું બિસાકું તો તાણી અપાય. પણ તેને માટે આટલો બધો આગ્રહ? અને કાગળના કટકાની આટલી બધી કિંમત? લડાઇમાં ઉતરતાં કેટલાં બધાં માણસો મળશે? કેવડો મોટો ખરચ ભોગવવો પડશે? અને સિવાય અનેક જાનની ચિંતાઓ અને આપત્તિઓ વેઠવી પડશે તે તો જૂદી. અને આ બધુ, એક નાના સરખા કાગળના કટકામાં સહી કરી આપી એટલા માટે વ્હોરી લેવા ઇંગ્લાંડ તૈયાર થાય છે! આ વાત જર્મનીના મગજમાં ઉતરી શકે એવી નહોતી. પરંતુ ઇંગ્લાંડે તો પોતાના વચનથી વિમુખ નહિ થવામાં જ પોતાની શોભા ગણી. જર્મની હવે ડર્યું; અને તેથી તેણે કહ્યું કે હમે જો બેલજીયમની તટસ્થતા સાચવીએ તો ઇંગ્લાંડ આ વિગ્રહમાં અલગ રહેશે ખરૂં? પણ ઇંગ્લાંડ તો નીતિની રાહે ચાલનારાનું દોસ્ત જ છે. સર્જનતાની તે વળી શરતો થતી હશે? પરંતુ જર્મનીએ તો પોતાની યોજના ઘડી રાખી હતી. તેનો વિચાર એવો હતો કે ફ્રાન્સને એકદમ સપડાવી કચરી નાખવું; પછી રૂશીઆની ખબર લેવી; પછી દરીઆની લઢાઇમાં ઇંગ્લાંડને હરાવવું; અને પછી સૌની સાથે પોતાને રૂચે તેવા કરાર લંડનમાં કરવા. પરંતુ આવી વાતમાં ઇંગ્લાંડ શી રીતે સંમત થાય?

જે ચોથી તારીખનો 'વાયદો' હતો તે ચોથી તારીખ આવીને ઉભી રહી અને અંગ્રેજ એલચીએ બર્લિનમાં જર્મની પાસે જવાબ માગ્યો. જર્મનીએ કહ્યું કે આ રાતે તો શું, પણ કોઇ રાતે અમારી યોજના અમે તમને જણાવશું નહિ. અંગ્રેજ એલચીએ લંડન તાર કર્યો. રાત્રીના બરાબર બાર વાગ્યાને ટકોરે ઇંગ્લાંડે જર્મનીની સામે યુદ્ધ જાહેર કર્યું.

લડાઇનું રણશીંગુ હવે આખા ગ્રેટબ્રિટનમાં એકી વખતે ફુંકાવા લાગ્યું. સ્વદેશાભિમાનનો પ્રબળ જુસ્સો આખી વસ્તીમાં ભભુકી ઉઠયો; અને શાંતિના સમયમાં સંભળાતા અસંતોષના અવાજ એકદમ બંધ થયા. જૂદા જૂદા પક્ષના આગેવાનોએ એકબીજાની સાથે હાથ મેળવ્યા, અને વિશાળ બ્રિટિશ રાજ્યના સ્તંભરૂપ બનવાની માંહોમાંહે પ્રતિજ્ઞા કરી. શત્રુ પણ લાગ જોઇને તલપ મારે એવા સિંહની માફક લપ્પાઇને તૈયાર રહેવાની ખાસીઅતવાળા, સાહસિક અને નીડર છતાં પોતાનો સમય આવે ત્યાં સુધી શાંતિથી શત્રુની ચિકિત્સા જોયા કરે એવા, બહાદુર અને પરાક્રમી છતાં લડાઇના હંગામમાં પણ નીતિનું આદર્શ સાચવી શકે એવા, અંગ્રેજોની નસોમાં ઉકળતું લોહી ધમધમ કરતું હવે વેહેવા માંડયું. એક વખત હિંદના સેનાપતિ થઈ ગએલા લૉર્ડ કિશનર વિગ્રહના સુકાની થયા; અને લંડનમાં બેઠાં બેઠાં યુરપમાં ચાલતા વિગ્રહનું સુકાન સાચવવા લાગ્યા. બુલંદ અવાજે હવે એણે પોતાનું કર્તવ્ય નીડરતા, શૌર્ય અને નીતિની રાહે બજાવવાનો પ્રજાને પોકાર કર્યો. આખા દેશમાં શાંતિથી, ચૂપકીથી પણ ધમધોકાર લડાઇની તૈયારીઓ થવા લાગી. બહુરૂપી જર્મન જાસુસો દેશમાં અનેક વેશે ફરતા હતા; તેમની આંખોને આંજીને કામ કરવાનું હતું. રેલવેની વ્યવસ્થા સરકારે હાથમાં લીધી; અને રેલવેની સડક ઉપર ઠેકાણે ઠેકાણે પેહેરા મૂકી દીધા. ગામેગામથી લશ્કરીઓ પોતપોતાને સ્થાને ભેગા થવા લાગ્યા. લશ્કરી અસબાબ અને પોશાક તેમને પૂરો પાડવામાં આવ્યો; અને તેમને માટે દરેક જાતની સઘવડ ઝડપથી પણ ગભરાટ વગર થવા લાગી. હવે લશ્કરી સિપાઇઓથી ભરેલી આખી ટ્રેનોની ટ્રેનો બંદર ભણી જવા લાગી. જે થાય તે મૂંગે મોંહે જોયાં કરવાની લોકોને સૂચના થઈ, અને ડાહી પ્રજાએ તેનો મર્મ સમજીને તે ગ્રહણ કરી. આઠેક દિવસમાં બે લાખનું લશ્કર બંદરે આવીને ઉભું રહ્યું. શત્રુ ફ્રેંચ લોકોની મદદે આ લશ્કરને ફ્રાન્સ મોકલવાનું હતું. લશ્કરને આગબોટમાં ચડાવ્યું. રસ્તામાં બ્રિટિશ મનવારોએ અને હવાઈ વિમાનોએ તેમની ચોકી કરી. સર જૉન ફ્રેંચની સરદારી તળે તે સહીસલામત ફ્રાન્સ પહોંચ્યું. થોડા સમય પછી આપણા હિંદુસ્તાનથી ગએલું લશ્કર તેની સાથે ભળ્યાં. અને યુરપની ભૂમિ અને વિગ્રહની રીતથી બીનવાકેફ છતાં બહાદુરીથી તે લડે છે; અને પોતાની માતાની કુખને લજ્વતા નથી. ઇતિહાસમાં એક ચમત્કાર જ બન્યો છે. હિંદુસ્તાનના શૂરા લડવૈયાનાં ભાલા ઠેઠ બર્લિનના ઝાંપામાં ઝળકશે.

## બેલજીયમ ઉપર ચડાઇ.

બેલ્જીઅન લોકોની બહાદુરી છેક સીઝરના સમયથી પ્રશંસાને પામેલી છે. નરવીઆઇની લડાઇમાં તેમની બહાદુરીથી પ્રસન્ન થઇને સીઝરે તેમને ખાસ હક અને માન આપ્યાં હતાં. પરંતુ લશ્કરી કેળવણી કે વ્યવસ્થા તે વખતે પણ તેમનામાં નહોતી. ૧૯ મી સદીની બીજી વીશીમાં યુરપનાં મોટાં રાજ્યોએ તેની સ્વતંત્રતા સ્વીકારી, અને તેને હવે પછીની લડાઇઓમાં તટસ્થ રાખવું અને તેણે પણ તટસ્થ રહેવું એવો કરાર થયો. તેથી બેલજીયમને લડાઇનો ભય રહ્યો નહિ; એટલે પોતાની આર્થિક સંપત્તિ અને સામાજીક સુધારા ઉપર જ બેલજીયમે લક્ષ આપવા માંડયું. તથાપિ છેલ્લા દશકામાં યુરપમાં સૌને જર્મનીનો ભય લાગવા માંડયો હતો; અને સૌ પોતપોતાની તૈયારીમાં હતું. તો પણ પોતાને માથે આમ અચાનક આપત્તિ પડશે એવી બેલજીયમને ખાત્રી નહોતી; તેથી જેવું જોઇએ તેવું બેલજીયમ તૈયાર નહોતું.

દરમ્યાન ઇંગ્લાંડે બેલજીયમને તાર કર્યો હતો કે તમારે તટસ્થ રહેવું; અને અમે તમારી મદદમાં રહેશું. જરૂર પડશે તો ફ્રાન્સ અને રૂશીઆની સહાયમાં પણ અમે ઉભા રહેશું. પરંતુ તે પેહેલાં તો જર્મની બેલજીયમની તટસ્થતા તોડવાનું પગલું ભરી ચૂક્યું હતું. બેલજી-

ફિરણો અવારનવાર ચોતરફ ફરવા લાગ્યા ગોળાના હડુડાટ અને ગોળીઓના સુસવાટથી જગતના ઝાડો પણ થરથરી જતા ડોળીઓ લઇ નિશાચરની પેઠે ફરતા ફરતા માણસો પોતાના ઘાયલ થએલા સિપાઇઓને ત્વરાથી ચુપ ચુપ લઇ જવા લાગ્યા જર્મન ગોળાઓ ગઢ ઉપર છુટતા પણ ત્યાથી ચૂકે તો શેહેરમા પડતા, અને તેથી સ્ત્રીઓ અને છોકરાને નાસ થતો તથાપિ અન્દરે શેહેરમા લોકો સ્વસ્થ રહેતા, એવા કે ગઢો ઉપર તોપના ગોળા છુટતા હતા, દરમ્યાન શેહેરમા યુનિવરસીટીની પરીક્ષા ચાલતી હતી

જર્મન સરદારે શેહેરની સન્મુખ આવેલા કિલ્લા અને વચલા ગાળા ઉપર જ પ્રથમ જબરો હુમલો કર્યો આ તેની મોટી ભૂલ હતી. કારણ કે કિલ્લાઓ કબજે કર્યા વિના એવા હુમલાથી માણસોની મોટી ખુવારી થાય, અને બન્યુ પણ એમ જ જર્મનોના ટોળે–ટોળા આ ગાળાઓ ઉપર ધસી આવતા પરન્તુ તેમના ઉપર એક તરફથી ખાઇઓમાથી ગોળીઓનો વરસાદ વરસતો, અને બીજી તરફથી કિલ્લાની તોપો તેમનો ઘાણ કાઢતો આ તોપોમાથી દરેક એક એક મીનીટે વીસ વીસ ગોળા છોડતી, અને એક એક ગોળામાથી બસેં બસેં છરા ફાટતા ત્રણ દિવસ સુધી આ પ્રમાણે ખુનખાર લડાઇ ચાલી જર્મન મુડદાઓના ૭ ૭ ફીટ ઉંચા ઢગના થયા તેમા કેટલાક જીવતા પણ હતા. પરન્તુ તેમને ખચરીને બીજા જર્મનો આગળ આવતા, અને તેમના પણ તે જ હાલ થતા દેખાવ ક્રૂર અને નામર્દાયક થતો હતો બેલજીયન સિપાઇઓને પોતાને પણ અરેરાટી વછૂટતી હતી. આમ ૨૫૦૦૦ માણસો મુઆ એમ કહેવાય છે

શેહેરની ઉત્તરે વાઝે કરીને બાર માઇલને છેટે એક ગામ હતું ત્યા હલ્લો કરી મ્યુસ નદી ઓળગી શેહેર ઉપર આવવાનો જર્મનોએ ઠરાવ કર્યો ત્રણ કલાક સુધી ત્યા ખુનખાર લડાઇ ચાલ્યા પછી જર્મનો પોતાની નેમમાં ફાવ્યા ગામ તેઓએ લીધુ પણ ગામમાથી કોઇએ એકાદ જર્મન ઉપર ગોળી છોડી, એટલે તુરત જ ગામને બાળી નાખવાનો હુકમ અપાયો ગામની વસ્તીને બહાર કાઢી ગામને ખાખ કરી દીધુ પછી વસ્તીને એક ઠેકાણે ભેગી કરી જે જુવાન ભાગી જવાનુ કરતા હતા તેમને ઠાર કર્યા એક છોકરીના હાથમા રિવોલ્વર હતી, તેને પણ ઠાર કરી. તેનુ ઘર બાળી નાખ્યુ અને તેમા તે છોકરી દટાઇ ગઇ

દરમ્યાન જર્મન સરદારે હવે પોતાની ભૂલ જોઇ હતી તેથી પોતાના મોટા લશ્કરને એણે ચોતરફ વેરી નાખ્યુ અને ચારે બાજુએથી સામટો હલ્લો લઇ જવાનુ એણે ઠરાવ્યુ જર્મનીની પેલી રાક્ષસી તોપો પણ હવે આવી પહોચી હતી દરેક તોપને ખેંચવા મોટા પૈડાંના તેર તેર એંજીનો જોડ્યા હતા બહાદુર બેલજીયનો લડ્યા, પણ આ રાક્ષસી શસ્ત્રો આગળ ટકી શક્યા નહિ ગોળામાથી હવે શેહેર ઉપર હલ્લો થવા લાગ્યો, કારણ કે ગઢો એક પછી એક નમામા થઇ ચૂપ થવા લાગ્યા શેરીએ શેરીએ પ્હાણા અને કચરાના ઢગના થયા ઘરેઘર સળગવા લાગ્યા લોકો નાહિ ત્રાહિ પોકારવા લાગ્યા બેલજીયનોએ પૂલો ઉડાડી મૂક્યા, અને દુશ્મનોને થાય તેટલા ખુવાર કર્યા પણ વાઇઝે તરફથી જર્મનો શેહેરમા પેઠા અને શેહેરનો કબજો દુશ્મનોએ લીધો લોકોને હવે રાત દિવસ પોતાના બારી બારણા ઉઘાડા રાખવાનો હુકમ થયો અને જર્મન સિપાઇઓ લોકોની સાથે લોકોના ઘરમા રહેવા લાગ્યા આવી સ્થિતિમા નગરજનોની એમત અને મરજાદ કેમ સચવાઇ શકે? તેથી મરણીઆ થઇ લોકો ગોળી છોડતા, અને વાઇઝે જેવા લીએજના હાલ થવા લાગ્યા વળી ગઢમાથી પણ શેહેરમા જર્મનો ઉપર ગોળા છુટતા નહિ, કારણ કે પોતાના જ શેહેરો ઉપર ગોળા છોડવાનુ સ્વદેશાભિમાની બેલજીયનોને ગમ્યું નહિ

શેહેરનું ગમે તે થાય, પણ કિલ્લાઓ સોંપવાની મગદૂર કોઇની નહોતી દુશ્મનોને ના પાડી

જર્મનોએ સરદારને જ મારી નાખવાનું કાવતરું કર્યું. અને આઠ હથીઆરબંધ સિપાઇઓ મળવાને બહાને સરદારની હાફિસમાં ગયા. પરંતુ સરદાર દીવાલ કુદી નાસી ગયો અને બચ્યો. પણ ઝાઝા વિસ્તારનું હવે પ્રયોજન નથી. બહાદુર બેલજીયનોએ બને ત્યાં સુધી અસંખ્ય દુશ્મનો અને રાક્ષસી તોપો સામે ટક્કર ઝીલી, પણ અંતે તેઓ ફાવ્યા નહિ; અને કિલ્લા પડવા લાગ્યા. છેવટે લેન્ટિનનો કિલ્લો પણ બચાવી નહિ શકાય એમ જ્યારે સરદાર લેમેનને લાગ્યું, ત્યારે તે ઉડાડી મૂકવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના લશ્કરને સહીસલામત બહાર કાઢી એણે બીજે મોકલી દીધું પોતે અને થોડાં માણસો કિલ્લામાં રહ્યા, અને કિલ્લો ઉડાડી મૂક્યો. સરદાર બેભાન થઇ ગયો અને એવી સ્થિતિમાં જર્મનોએ તેને કેદ કર્યો, અને પોતાના સરદાર પાસે એને લઇ ગયા. શુદ્ધિમાં આવતાં કેડેથી તલવાર છોડી જર્મન સરદાર એમિશની આગળ એણે મૂકી. પરંતુ જર્મન સરદારે ઉદારતાથી એને તલવાર પાછી આપી અને કહ્યું કે તમારા જેવા શૂરવીરની સામે લડવામાં ભૂષણ છે, સરદાર લેમેનની આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

લીએજમાં બનેલી હકીકત બેલજીયમના વૃત્તાંતનું પ્રથમ દૃષ્ટ માત્ર છે. કેસરનો સાફ હુકમ હતો કે બેલજીયનો ઉપર ત્રાસ બેસારવો, કે જેથી કરીને ફ્રાન્સની સામે લડતાં ફરીને તેઓ વચમાં આવે નહિ. જર્મન લશ્કરમાં ભરતી થયે જતી હતી. વધતાં વધતાં દશ બાર લાખનું લશ્કર થઇ ગયું. આખા દેશમાં હવે આ કટક કીડીની માફક ઉભરાઇ જવા લાગ્યું. ત્રાસથ ત્રસ્ત થઇ ગએલા લોકો 'જર્મનો આવે છે' એવું સાંભળી બેલજીયમની રાજધાની બ્રસેલ્સ બણી નાસી જવા લાગ્યા. દુશ્મનના અસંખ્ય–પ્રબળ દળની સામે બેલજીયમનું મૂઠીભર લશ્કર ટકી શકતું નહિ. દુશ્મનની ખુવારી ઘણી થતી, પણ જીત તો તેમની જ થતી. જર્મનો આગળ વધતા ગયા, તેમ બહાદુર બીચારૂં બેલજીયમ છુંદાતું ગયું. ઠેકાણે ઠેકાણે ઝપાઝપી અને નાની નાની લડાઇઓ થતી હતી. લશ્કરી સિપાઇઓના ચાલના ધમકારાથી ધરતી પણ ધણુધણીને ધ્રુજવા લાગી. તોપોના હડુડાટ કરતા સેંકડો માઇલોમાં સંભળાતા હતા. સામટી બંદુકોના ચપચપ થઇ ફૂટતા અવાજ, સામે ઉભેલાઓના પ્રાણ હરવા લાગ્યા. કેમ જાણે કે માણસના લોહીનાં તરસ્યાં હોય, તેમ ભાલાઓનાં ફળો ચકચક થતાં હતાં. ઘોડાઓના હણુ-હણાટ અને તોપો અને ગાડાંઓનો ખડખડાટ કરતાં અનેક ગામડાંઓને ભિંએ ભિંએ લગાડેલી આગમાંથી ગગનમાં છવાઇ રહેતા ધુમાડાના ગોટે ગોટા, મરતાંની અરેરાટી અને લડતાંની કીકીઆરી, ત્રાસથી ફફળતા અને ઘરબાર વિનાના થઇ નાસતા ભાગતા લોકો, એક બી-જાથી વિખુટાં પડેલાં માબાપ અને છોકરાંઓ,—આ સર્વને લીધે આખા દેશમાં ગભરાટ અને ખળભળાટ થઇ રહ્યો. સુધરેલા જમાનાની આ લડાઇનથી જોતી દિવસ કે નથી જોતી રાત; અને માણસને એક ક્ષણ પણ જંપનો આરો કે વારો આવતો નથી. વળી કસી કસીને સુધારેલા શસ્રોના આ સમયમાં, માણસો જ જ્યારે એક બીજાને મારવા બેસે, ત્યારે પછી તેમાં પૂછવું શું? જમાના, તને નમસ્કાર છે? જમાનાની ઘોર વક્રોક્તિ તો જુઓ કે એક તરફથી લોકોનાં દુઃખ ઓછાં કરવાં મોટી મોટી–જબરી જબરી ઇસ્પિતાલો તૈયાર થાય છે, અને ઝીણી ઝીણી–બારીક બાબતોનો પણ વિચાર કરી ઘાયલ થએલાને સુખ અને આરામ થવાના ઉપાય યોજાય છે; તો બીજી તરફથી વધારે લોકો કેવી રીતે ઘાયલ થાય તેનો બારીક વિચાર કરી શસ્રો યોજાય છે, અને ક્રૂરતાથી શોધી શોધીને લોકોને મારવામાં આવે છે; અને અનેક રીતે લોકોને પીડા કરવામાં આવે છે. કોઇના હાથ કપાય છે; કોઇના પગ કપાય છે; કોઇની આંખ ફુટે છે; કોઇનું નાક છેદાય છે; છાતીમાં ભાલાથી કોઇ આરપાર વીંધાઇ જાય છે; કોઇને ગોળી મોંમાં વાગી જીભમાં થઇ આરપાર નીકળી જાય છે; કોઇ

મારવા જતા જ મરાઇ જાય છે અને હથીઆર હાથમા જ એમનું એમ રહી જાય છે મડદાના ઢગલા થાય છે અને લોહીની નીક વહે છે મડદાને કચરી માણુમો જોમમા ને જોસમા આગળ દોડે છે લડાઇ ઘણી ક્રૂર રીતે થાય છે

પથ્થરને પણ પીગળાવે એવા હૃદયદ્રાવક બનાવો પણ બને છે જર્મન ઘોડેસ્વારો ચુહાના નામથી ઓળખાય છે. ચુહા તે ખરેખર ઉહ્લુ જ છે લોકોને તેમનો ત્રાસ ઘણો હતો બળાત્કાર, જૂલમ, આગ અને ક્રૂરતા ઠેમણે ઠેકાણે થતા મુએલાના શરીરમા પણ તેઓ ભાલુ ઘોચતા ઘાયલ થએલાને પકડી તેઓ ઝાડે લટકાવતા અને પછી ભાલાથી વીંધી ખાતા તેમની એક રીત એવી હતી કે ઘાયલ થએલાના મોમા બદુકની નળી ખોસી તેઓ બદુક ફોડતા એક સ્ત્રીએ બ્રસેલ્સમા આવી રોતા રોતા કહ્યું કે "હુ નવ છોકરાની મા હતી. એને મારી સમક્ષ જ જર્મનોએ મારી નાખ્યા અને બે ખોવાઈ ગયા હાલ પાચ છે, અને અમે રઝળી રખડીને પેટનુ પૂરૂ કરીએ છીએ ' એક ગામડામા જર્મન પાયગાના બે ત્રણ સિપાઇઓને એક ઘરમા જતા કેટલાક બેલ્જીયન સિપાઇઓએ જોયા અને તેથી તેમના બહાર નીકળવાની વાટ જોતા તેઓ એટલામા છુપાઇ ગયા થોડી વારે એક જુવાન સ્ત્રીને લઇને તેઓ બહાર આવ્યા તે બિચારી સગર્ભા હતી તેને વાગી જાય એવી બીકથી બેલ્જીયનોએ તે દુષ્ટ ઉપર ગોળીઓ છોડી નહિ પણ એટલામા તો એક દુષ્ટે તે બાઇને છાતીમા બેયોનેટ ઘોચી દીધી અને એક કારમી ચીસ પાડીને તે સ્ત્રી ધરણી ઉપર ઢળી પડી અને પોતાના સર્જનહારની હજુરમા ફરીઆદિ ચાલી ગઈ પેલા બેલ્જીયનોએ આ હીજડાઓને મારી નાખ્યા પત્નીની હાજરીમા પતિને મારી નાખવામા આવતો, અથવા કેદી બનાવી એને લઈ જતા છોકરાઓ રોતા કકળતા રઝળતા રહેતા, અને માબાપો તેમની સંભાળ લઇ શકતા નહિ ઠેકાણા, લોકોની દુર્દશાનો પાર નહોતો, અને તેમના નામનુ વર્ણન કરતા છેડો આવે એમ નથી

અતિ પ્રપચના આ જમાનામા પણ ન ચાલી શકે એવા પ્રપચો કરતા પણ જર્મનોએ પાછી પાની કરી નથી ગામડા લૂટી તેમના માણુમોને અને બૈરા છોકરાને એકઠા કરી પોતાના લશ્કરને મોખરે તેઓ તેમને હાકતા, કે જેથી કરીને દુશ્મનો તેમના ઉપર ગોળી છોડતા મનમા આચકો ખાય ડાક્ટરો અને રેડક્રોસ સોસાઇટીના માણુમોને પોતાનો બચાવ કરવા ઉપરાત લડવાની મનાઈ હોય છે, છતા જર્મન લશ્કરમા તેઓ લડતા જણાય છે અને તેથી જ જર્મનો દુશ્મનોના તેવા માણુમો ઉપર ગોળીઓ છોડતા લદના ગાડા ભરી તેમના ઉપર રેડક્રોસ સોસાઇટીનુ નિશાન તેઓ ચડાવતા કે જેથી દુશ્મનો તેમને હરકત કરે નહિ લુવાંના સુદર અને વિદ્યાવિલાસી શહેરના અમૂલ્ય પુસ્તકાલય અને ભવ્ય દેવળનો નાશ કરીને જર્મનીએ સુધરેલી દુનિયામા હાહાકાર વરતાવ્યો

દરમ્યાન પાણીના પૂરની પેઠે જર્મનો આગળ વધ્યે જતા હતા બેલ્જીયમના રાજા આલ્બર્ટને લાગ્યુ કે બ્રસેલ્સનું રક્ષણ થઈ શકશે નહિ, એટલે લશ્કરને લઇને તે આંટવર્પ ગયો દરમ્યાન લુવાંનો નાશ કરી તા ૧૮ મી આગસ્ટે જર્મનો બ્રસેલ્સ પહોચ્યા પણ વગર લડયે બ્રસેલ્સ બીજે દિવસે શરણે થયુ ત્યાથી તેઓ નામુર ઉપર ચડયા, અને તેના નવ કિલ્લા સર કરી નામુર પણ લીધુ પછી તેઓએ ઘેંટ શહેર લીધુ દરમ્યાન ફ્રેંચો અને અગ્રેજો બેલ્જીયમની વાહારે ઝઝુમવા લાગ્યા હતા તેથી તે તરફ લક્ષ આપવાની જર્મનીને હવે જરૂર પડી તેથી જર્મનીના શહેનશાહ કૈસરે રાજા આલ્બર્ટને કહેવા મોકલ્યુ કે તમે હવે જો તટસ્થ રહેશો તો અમે તમને હવે હેરાન નહિ કરીએ રાજા આલ્બર્ટે જવાબ વાળ્યો કે આપણે તો હવે લડાઈ ચાલે છે ત્યા તટસ્થતા કેવી રહી ?

તેથી જર્મનોએ હવે આંટવર્પ ઉપર મંડાણ કર્યું. જર્મનોનું લશ્કર ફ્રેંચો અને અંગ્રેજો તરફ વધારે હતું; દરમ્યાન બેલજીયનો તેમને પજવતા હતા. આખો સપ્ટેંબર ઝપાઝપી ચાલ્યાં કરી. અકટોબરની શરૂઆતમાં જર્મન લશ્કર આંટવર્પ ઉપર આવવા લાગ્યું; અને રસ્તામાં ગામડાં અને શેહેરોની દુર્દશા થવા લાગી.

આંટવર્પ ઘણા મજબુત અને બેવડા કિલ્લાઓથી રક્ષાએલું શેહેર છે. પરંતુ જર્મનીની રાક્ષસી તોપો સામે તેનો બચાવ થઈ શકે એમ નહોતું; અને મદદની આશા નહોતી. શેહેરનો પૈસાદાર વર્ગ આવતી આફતથી ચેતીને અગાઉથી જ શેહેર છોડીને ચાલ્યો જતો હતો; પણ ગરીબ વર્ગ બહુ મોટો હતો, અને વળી આખા બેલજીયમમાંથી નાસેડુઓ આંટવર્પમાં આવતા હતા પણ હવે શેહેર છોડીને નાસી જવાની સ્પષ્ટ સુચના લોકોને થઇ, અને તારીખ સાતમી ઓકટોબરે રાજા આલ્બર્ટ પણ ફ્રાન્સની સરહદમાં હાવ્રેમાં પોતાનો દરબાર લઇ જઇને રહ્યો; અને બચેલા બધા લશ્કરને ફ્રાન્સમાં ઉતારી દીધું; હાલ ફ્રેંચ અને અંગ્રેજ લશ્કરની સાથે રહી લડે છે.

જર્મનો આંટવર્પ ઉપર આવતા હતા ત્યારે રસ્તાના તમામ ગામડામાં રૈયતને હેરાન કરી આંટવર્પ તરફ હડસેલી મૂકતા હતા. પણ આંટવર્પમાં લોકો સપ્ટેંબરથી નાસી જવા લાગ્યા હતા. કેટલાક ઈંગ્લાંડ જતાં, કેટલાક ફ્રાન્સ જતાં છતાં હજી ઘણા બાકી હતાં; કારણ કે આખા દેશની વસ્તી હવે ત્યાં ભરાવા લાગી હતી. હવે તે વસ્તીને ત્યાંથી પણ નાસી છૂટવાનો પ્રસંગ આવ્યો. તા. ૯ મી અકટોબરે આંટવર્પ જર્મનીના હાથમાં ગયું; પણ તા. ૭ મીથી લોકો નાસવા લાગ્યાં હતાં. દરમ્યાન આંટવર્પ ઉપર તોપોનો ગોળા છૂટતા હતા. ટ્રેનો, સ્ટીમરો, મછવાઓ અને હોડીઓ માણસોથી ખીચોખીચ ભરાઇ ભરાઇને જવા લાગ્યાં. જેને જ્યાં ફાવે ત્યાં લોકો નાસવા લાગ્યાં. ૧૫ થી ૨૦ લાખ માણસો આ દિવસમાં નાસી ગયાં કહેવાય છે. હોલાંડની સરહદ નજીક હોવાથી લોકોનાં ટોળાં હવે તે ભણી વળ્યાં, અને આ નાસેડુઓનો વૃત્તાંત ખરેખર હૃદયવેધક છે.

પોતાથી લેવાય તેટલો સામાન અને રાચરચીલું લઇને લોકો નાસવા લાગ્યાં હતાં. મોટાં મોટાં ગાડાંઓમાં સામાન લાદી તે ઉપર ૨૫-૩૦ માણસો ખીચોખીચ બેઠાં હતાં. ભાડુતી ગાડીઓ, ટાંગા, ટ્રેઈન, મોટરો, નાની ગાડીઓ, છોકરાંની બાબાગાડીઓ, બાઇસીકલો ઇત્યાદિ વાહનોનો પાર નહોતો. આ ગાડાંગાડીઓની લાંર વીશ માઇલ સુધી પહોંચી હતી. પણ રસ્તામાં માણસો એટલાં ખીચોખીચ હતાં કે તેમને આગળ થઇ ચાલવાનો માર્ગ નહોતો. તેથી સૌ એક મોટા ગંજાવર કાફલાની પેઠે ધીમે ધીમે સાથે જ ચાલતાં. આ ગાડાંગાડીઓની વચ્ચે અને આસપાસ પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાંઓનાં ટોળે ટોળાં ચાલ્યાં આવતાં હતાં. દરેકને માથે સામાનના ગાંસડા હતા, અથવા, બગલમાં કે હાથમાં પોટકું હતું. તવંગર અને ગરીબનો ભેદ ભુંસાઇ ગયો હતો; અને જે માણસો ગામમાં પણ ગાડીમાં બેસીને ફરતાં હતાં તેમને વગડામાં પણ પગે ચાલવાનો વખત આવ્યો. શ્રીમંતો કે મોટા માણુસનાં ઘરનાં બૈરાંઓ કે બાળાઓ—જે એક શેરનો પણ ભાર ઉપાડવા આના કાની કરતાં તે આજે મણ મણના ગાંસડા માથે લઇ ચાલતાં હતાં; અને બોજાથી અકળાઈ જતાં હતાં, ફરી ફરીને થાક ખાવા બેસતાં, ઉઠતાં અને ચાલતાં ચાલતાં, તેઓ નિસાસા નાખતા જતાં હતાં, અને દુર્દૈવને દોષ દઇ જર્મનોને ગાળો ભાંડતાં હતાં. સ્ત્રીઓ બાળકોને તેડી ચાલતી હતી; અને છોકરાંઓ પોતાથી વધારે નાનાં બાળકોને તેડી ચાલતાં હતાં. આંધળાઓને છોકરાંઓ દોરતાં હતાં, અને લુલાં લંગડાઓ લાકડીને ટેકે બોડંગતાં બોડંગતાં, પડતાં આખડતાં પણ સૌની સાથે રહેતાં હતાં. અનેક જાતના મંદવાડ પણ લોગ

હતા ઉધરસથી કોઇ ઓંખો કરતા હતા; કોઇને તાવ ધમધમતો હતો; કોઇને ક્ષય થયો હતો; અને કેટલાક મરણુની છેલ્લી અવસ્થાએ હોવાથી તેમને ડોળીઓમાં નાખ્યા હતા. બેલજીયમમાં પોતાની જન્મ-ભૂમિમાં આમાંથી કોઇને માટે હવે જગા નહોતી, અને વગડામાં મરવાને માટે નિર્મિત થઇ તેઓ નીકળ્યાં હતાં; અને મરતાં હતાં. ઘણા ખરા તો ઠેકાણે ઠેકાણેથી નાસતા ભાગતા આંટવર્પમાં આવ્યા હતા, અને હવે આંટવર્પે પણ પેટમાં ઉછળેલા ધાનની પેઠે તેમને બહાર કાઢી નાખ્યા. આમાંથી કેટલાક બીચારા તો ફફડાટ અને હાથવોયથી જ રસ્તામાં મરી ગયા. જન્મ મરણનો કાયદો કુદરતી છે. તે કોઇના તાબામાં નથી, અને નથી જોતો જંગલ કે નથી જોતો મેહેલ. પરિપક્વ દશાએ શરીરના ધર્મો પોતાનું પરિણામ નીપજાવી છૂટી પડે છે. તેથી કરીને કાયા વાસાની—એક બે વાસાની—સુવાવડી સ્ત્રીઓ પણ ભેગી હતી. એટલું જ નહિ, પણ સ્ત્રીઓ રસ્તામાં પણ બાળકને જન્મ આપતી હતી. અફસોસ ! અફસોસ ! દૈવે પણ વખત આણ્યો છે કે !! જંગલનાં જનાવરો પણ જણતી વખતે એકાંત સેવે છે. પણ આ મનુષ્ય સ્ત્રીઓને !—હાય ! હાય ! કહેતાં જીભ ઉપડતી નથી—ઉપર આભ અને નીચે ધરતી અને ફરતાં લાખો માણસો—એવી દશામાં આ સ્ત્રીઓને પ્રસવ થવાનો વખત આવ્યો.

માણસોની ખાસ ખાસીઅતો અને તેમના પ્રેમની વસ્તુઓ જાણવાનો પણ આ સમય હતો. હાથમાં મેના કે પોપટનું પાંજરૂં રાખીને કોઈ ચાલતા હતા. કોઈ કુતરાની સાંકળ હાથમાં રાખીને ચાલતા હતા. કોઇના હાથમાં છોકરાંને રમવાના રમકડાંનું પોટકું હતું. કોઈ બાઇસીકલ દોરીને ચાલતા હતા. કોઇના હાથમાં પૈસાની ટ્રંક કે થેલી હતી, અને સૌ દુઃખીયાં હતાં.

આમ અક્ટોબરની આખરમાં બેલજીયમમાં કોઈ બેલજીયન રહ્યું નહિ. આત્મભોગનો મહાયજ્ઞ કરી તેમાં પોતાનું સર્વસ્વ એણે હોમી દીધું. લાખો માણસોની ખુવારી થઈ, સારાં સારાં મકાનો, પૂલો, પુસ્તકશાળાઓ, દેવળો, ગામડાં અને શેહેરો નાશ પામ્યાં; અને સૈંકડો વર્ષોની મેહેનત અને ખર્ચ બરબાદ ગયાં. વસ્તી ઘરબાર વિનાની થઈ રઝળવા લાગી, અને પરદેશની ઉદારતા અને દયા ઉપર નિર્વાહ કરી જીવવા લાગી. રાજા રાજ્ય વિનાનો થઈ ફ્રાન્સનો મીજમાન બની રહ્યો. બેલજીયમનું દયાજનક વૃત્તાંત અહીં પૂરૂં થાય છે.

પરંતુ બેલજીયમે આ આત્મ-ભોગ આપ્યો ન હોત તો ફ્રાન્સ અવશ્ય છુંદાઈ જાત; અને પછી શું થાત તેની કલ્પના કરવી હવે નિરર્થક છે. પણ બેલજીયમે કૈસરનું ધાર્યું ધૂળ મેળવવાનો વખત આણ્યો છે. તેથી બેલજીયમે ફ્રાન્સ અને ઈંગ્લંડ ઉપર જ નહિ, પણ આખા જગત ઉપર ઉપકાર કર્યો છે.

વળી આ લડાઇમાં બેલજીયમનો કોઈ સ્વાર્થ સરે એમ નહોતું. ઉલટી ખુવારી ચોક્કસ હતી, અને તે થઈ. તેને તટસ્થ રહેવું હતું, પણ જર્મનીએ રહેવા દીધું નહિ. કેવળ માણસાઈ અને જનહિતની ખાતર બળીઆ સાથે એણે બાથ ભીડી; અને વખતસર મદદ ન મળતાં તે નાશ પામ્યું. આમ કેવળ નિઃસ્વાર્થતાની ખાતર એ છૂંદાઈ ગયું. પણ આપણને આશા છે. આસ્થા છે કે બેલજીયમનો સૂર્ય સ્થિર-અવિચળ તેજથી પુનઃ પ્રકાસશે; અને નિઃસ્વાર્થતાના મહાયજ્ઞની ખાતર એણે આપેલો આત્મ-ભોગ ફળીભૂત થઈ દુનિયાના ઇતિહાસમાં કોઇ નવું બળ ઉમરશે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છેઃ—

સહયज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

પૂર્વે બ્રહ્માએ યજ્ઞ સહિત પ્રજાને ઉત્પન્ન કરીને કહ્યું કે, આ યજ્ઞથી તમારી વૃદ્ધિ થશે, અને આ યજ્ઞ તમને ઇચ્છિત ફળ આપનાર થાઓ ! તથાસ્તુ. ન. મા. દવે.

# કાલચક્ર*.

કમાડના આગળા ઉપર હાથ મૂકીને, પોતાની પત્નીના ઓરડામાં પાછું ફરીને જોતો ડૉક્ટર સરોજકુમાર ઉભો.

ઓરડામાં શહેરની તેમ જ શહેરના જીવનની અને ત્હેના કાર્યોની કશી ગંધ નહતી—જ્હાં ત્હાં મુલાયમ લીસો અને શ્વેત રંગ, સુંવાળો ગલીચો, વસન્તના પુષ્પો; સુમધુર, નરમ અને સુવાસિત.

ઉંબરામાં ઉભો ઉભો ડૉ. સરોજકુમાર, ઘંટડીનો અવાજ, ભગવાનલાલના પગલાં, હૉલના કમાડની ઉઘાડવાસ અને ભગવાનલાલનો "આ બાજૂ આવો" બોલતો ધીરો સાંભળી શકતો હતો. આવનાર દર્દી મનની સ્થિતિ પ્રમાણે ભારે કે ધીમા પગલાંથી અથવા તો આતુર, ઉતાવળભર્યાં પગલાંથી અન્દર આવતો; અને ત્હાં બેસીને, ટેબલ ઉપર પડેલાં ચોપાનીયાનાં પાના અનવ્રત ફેરવતા અને સ્હામે ભીંત ઉપર રંગેલાં ચિત્રો વિહ્વળ ચિત્તે જોતા દર્દીઓમાં એકનો ઉમેરો થતો.

ભૂતકાલમાં, દર્દીઓનો વેઇટીંગ રૂમ તેજ સરોજકુમારનો ચ્હા–ખા પીવાના ઓરડા તરીકે વપરાતો હતો પરન્તુ પોતાની સુન્દર પત્ની પુષ્પાને તે પરણ્યો તે વખતે જ પુષ્પાએ આ યોજના સ્હામા વાંધો ઉઠાવ્યો હતો. પુષ્પાની વાટિકામાં બન્ને ઉભાં હતાં તે વખતે ત્હેણે પોતાના ગૃહની ગોઠવણ સ્હમજાવી હતી.

"પણ વ્હાલા સરોજ," તરતનાજ વીણેલાં પુષ્પોથી ભરપૂર કોમળ હસ્તો ત્હેના ભણી હલાવતી, કાંઇક નિરાશાથી પુષ્પા બોલી ઉઠી. "જે ઓરડામાં ત્હમારા ખરાબ દર્દીઓ કલાકના કલાક રાહ જોતા બેસ્રા હોય અને ત્હેમના ખરાબ, ચેપી રોગોના જંતુ પોતાની પાછળ મૂકી જતા હોય તે ઓરડામાં હું ત્હમારી સાથે બેસીને કાંઈપણ શી રીતે કરી શકું?"

સરોજકુમારે પુષ્પોવાળા હાથ પકડયા અને પુષ્પાના મુખ સ્હામા હસતી આંખોએ જોતાં પોતાની છાતી આગળ ધર્યા.

તે બોલ્યો. "પુષ્પા! મ્હારાં સુન્દર, સુવાસિત પુષ્પ! જંજાળી મુબાઇની ઝિંદગીના ક્ષેત્રમાં ત્હને રોપવામાં હું ભૂલ્ય કરૂંછું? ત્હને ત્હારી આ પુષ્પવાટિકામાં જ રહેવા દઉં તો નહિં સારૂં? પરન્તુ હવે તો તેમ કરવાનો વખત ગયો; હું કાલબાદેવીનો રસ્તો હવે છોડી શકું તેમ નથી."—ત્હેના ઉંડા અવાજે, વધુ ઉંડાણુ પ્રાપ્ત કર્યું; અન્દર વજ્રસમ વિકારની કોમળતા પ્રસરી—"અને ત્હારા સિવાય રહી શકું તેમ પણ નથી." ત્હેણે પુષ્પાના હાથ છોડયા અને ત્હેના મુખને પોતાની આંગળીઓથી સ્પર્શ કર્યો.

---

* The wheels of Time નામક Miss Florence Barclayની એક કૃતિ ઉપરથી અનુવાદ.

હતા ઉધરસથી કોઇ ખોંખો કરતા હતા; કોઇને તાવ ધમધમતો હતો; કોઇને ક્ષય થયો હતો; અને કેટલાક મરણની છેલ્લી અવસ્થાએ હોવાથી તેમને ડોળીઓમાં નાખ્યા હતા. બેલજીયમમાં પોતાની જન્મ-ભૂમિમાં આમાંથી કોઇને માટે હવે જગા નહોતી, અને વગડામાં મરવાને માટે નિર્મિત થઇ તેઓ નીકળ્યાં હતાં; અને મરતાં હતાં. ઘણા ખરા તો ઠેકાણે ઠેકાણેથી નાસતા ભાગતા આંટવર્પમાં આવ્યા હતા, અને હવે આંટવર્પ પણ પેટમાં ઉછળેલા ધાનની પેઠે તેમને બહાર કાઢી નાખ્યા. આમાંથી કેટલાક બીચારા તો ફડફડાટ અને હાથવોયથી જ રસ્તામાં મરી ગયા. જન્મ મરણનો કાયદો કુદરતી છે. તે કોઇના તાબામાં નથી, અને નથી જોતો જંગલ કે નથી જોતો મેહેલ. પરિપક્વ દશાએ શરીરના ધર્મો પોતાનું પરિણામ નીપજાવી છૂટી પડે છે. તેથી કરીને કાચા વાસાની—એક બે વાસાની—સુવાવડી સ્ત્રીઓ પણ ભેગી હતી. એટલું જ નહિ, પણ સ્ત્રીઓ રસ્તામાં પણ બાળકને જન્મ આપતી હતી. અફસોસ! અફસોસ! દૈવે પણ વખત આણ્યો છે કે!! જંગલનાં જનાવરો પણ જણતી વખતે એકાંત સેવે છે. પણ આ મનુષ્ય સ્ત્રીઓને!—હાય! હાય! કહેતાં જીભ ઉપડતી નથી—ઉપર આભ અને નીચે ધરતી અને ફરતાં લાખો માણસો—એવી દશામાં આ સ્ત્રીઓને પ્રસવ થવાનો વખત આવ્યો.

માણસોની ખાસ ખાસીઅતો અને તેમના પ્રેમની વસ્તુઓ જાણવાનો પણ આ સમય હતો. હાથમાં મેના કે પોપટનું પાંજરૂ રાખીને કોઈ ચાલતા હતા. કોઈ કુતરાની સાંકળ હાથમાં રાખીને ચાલતા હતા. કોઇના હાથમાં છોકરાંને રમવાના રમકડાનું પોટકું હતું. કોઈ બાઇસીકલ દોરીને ચાલતા હતા. કોઇના હાથમાં પૈસાની ટ્રંક કે થેલી હતી, અને સૌ દુઃખીયાં હતાં.

આમ અકટોબરની આખરમાં બેલજીયમમાં કોઈ બેલજીયન રહ્યું નહિ. આત્મભોગનો મહાયજ્ઞ કરી તેમાં પોતાનું સર્વસ્વ એણે હોમી દીધું લાખો માણસોની ખુવારી થઈ, સારાં સારાં મકાનો, પૂલો, પુસ્તકશાળાઓ, દેવળો, ગામડાં અને શેહેરો નાશ પામ્યાં; અને સેંકડો વર્ષોની મેહેનત અને ખર્ચ બરબાદ ગયાં. વસ્તી ઘરબાર વિનાની થઈ રઝળવા લાગી, અને પરદેશની ઉદારતા અને દયા ઉપર નિર્વાહ કરી જીવવા લાગી. રાજા રાજ્ય વિનાનો થઈ ફ્રાન્સનો મીજમાન બની રહ્યો. બેલજીયમનું દયાજનક વૃત્તાંત અહીં પુરૂ થાય છે.

પરંતુ બેલજીયમે આ આત્મ-ભોગ આપ્યો ન હોત તો ફ્રાન્સ અવશ્ય છુંદાઈ જાત, અને પછી શું થાત તેની કલ્પના કરવી હવે નિરર્થક છે. પણ બેલજીયમે કેસરનું ધાર્યું ધૂળ મેળવવાનો વખત આણ્યો છે. તેથી બેલજીયમે ફ્રાન્સ અને ઈંગ્લંડ ઉપર જ નહિ, પણ આખા જગત ઉપર ઉપકાર કર્યો છે.

વળી આ લડાઇમાં બેલજીયમનો કોઈ સ્વાર્થ સરે એમ નહોતું. ઉલટી ખુવારી ચોક્કસ હતી, અને તે થઈ. તેને તટસ્થ રહેવું હતું, પણ જર્મનીએ રહેવા દીધું નહિ. કેવળ માણસાઈ અને જનહિતની ખાતર બળીઆ સાથે એણે બાથ ભીડી; અને વખતસર મદદ ન મળતાં તે નાશ પામ્યું. આમ કેવળ નિઃસ્વાર્થતાની ખાતર એ છૂંદાઈ ગયું. પણ આપણને આશા છે. આસ્થા છે કે બેલજીયમનો સૂર્ય સ્થિર-અવિચળ તેજથી પુનઃ પ્રકાશશે; અને નિઃસ્વાર્થતાના મહાયજ્ઞની ખાતર એણે આપેલો આત્મ-ભોગ ફળીભૂત થઈ દુનિયાના ઇતિહાસમાં કોઇ નવું બળ ઉમેરશે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છેઃ—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

પૂર્વે બ્રહ્માએ યજ્ઞ સહિત પ્રજાને ઉત્પન્ન કરીને કહ્યું કે, આ યજ્ઞથી તમારી વૃદ્ધિ થશે, અને આ યજ્ઞ તમને ઇચ્છિત ફળ આપનાર થાઓ! તથાસ્તુ. ન. પ્રા. દવે.

આ બનાવને સાત વર્ષ થઈ ગયાં હતાં, અને હવે ડૉ. સરોજકુમારને કોઇ કોઇ વખત લાગતું હતું કે કાલબાદેવીના પોતાના ઘરના માળ જાણે કોઇ મનુષ્યનું શરીર હોય. મગજથી દોરવાતાં છતાં દરેક અવયવ તદ્દન જૂદા જ હતા અને અહોનિશ જાગૃત રહેતું મગજ સર્વને દોરતું હતું.

પહેલે માળે ત્હેની પત્નીના ઓરડાઓ હતા. ત્હાં ત્હેની સાથેના ત્હેના જીવનમાં ત્હેની ડૉક્ટર તરીકેની ઉપાધીઓને ક્વચિત જ સ્થાન મળતું. આ જીવન આખાં યંત્રના હૃદય-સમાન હતું. સરોજકુમારનું હૃદય ત્હાં જ વિશ્રાન્તિ લેતું અને ત્હાંજ નિવાસ કરતું.

ત્હેનાથી ઉપલો માળ છોકરાંઓના નિવાસ માટે રાખવામાં આવ્યો હતો. ત્હાં બે ન્હાનાં બાલકોના અવાજ સર્વત્ર આનન્દ પ્રસરાવતા વાતાવરણમાં ભળી જતા હતા. ન્હાની પુષ્પની કળીશી એક બાલિકા કઠેરામાંથી ત્હેની સ્હામા મીઠી આંખ માંડતી; એક ન્હાનો બાલક ફૂદતાં સસલાંના ચીથરાં કરી નાખીને ગંભીરાઇથી ત્હેના પેટમાં જોતો ત્હારે ડૉક્ટરને પોતાની દર્દીઓને તપાસવાની રીતનું વિચિત્ર રૂપમાં દર્શન થતું.

ભોંયતળીએ પોતાનું મગજ નિવાસ કરતું—દિનપ્રતિદિન વધુ તીવ્ર બનતું જતું, દર્દી-ઓની સંખ્યા વધતી જતી હતી ત્હેમને આશ્વાસન આપતું મગજ પોતાનું કાર્યક્ષેત્ર ત્હાં શોધતું. આ ભોંયતળીયાંના જીવનમાં ત્હેની સાથે ભાગ લેનાર અન્ય કોઇ નહતું; ફક્ત ચાકર ભગવાનલાલ "આ બાજૂ આવો" નું વાક્ય બોલીને અને "અહિંથી જાઓ" કહીને દર્દીઓને દાખલ કરતો અને પાછા મોકલતો અને આ જીવનમાં પોતાનો દીન ભાગ બજાવતો હતો.

કોઇ કોઇ વખત આ જીવનમાં—આ રોજના બદલાતાં જતાં જીવનમાં કોઇ ભાગ લેનાર નીકળે—પોતે કોઇને આ જીવનમાં સહભાગી બનાવે એવી તીવ્રેચ્છા ત્હેના હૃદયમાં થતી. જ્યહારે ત્હેની ઊંડી, તિક્ષ્ણ આંખો દર્દીના અસ્થિર હૃદયને વીંધતી અને ત્હેના રોગનું મૂળ શોધી કહાડતી, જ્યહારે પોતાના તેજી મગજથી તે દર્દીના કેસનું અચોટ પૃથક્કરણ કરી શકતો હતો અને પોતાના ધીર મનોબલથી દર્દીને પોતાની ઇચ્છાને વશ કરવા શક્તિ-વાન થતો—ભવિષ્ય સ્હામા બાથ ભીડવાની શક્તિ અર્પી શકતો, જ્યહારે પોતાના અડગ ઉત્સાહથી અને પ્રભુ, જીવન અને મનુષ્યસ્વભાવ ઉપરની ત્હેની આસ્થાથી જ્યહારે તે કોઇ અપંગહૃદયી મનુષ્યને પાછો ટટ્ટાર કરતો અને ત્હેને દવાખાનામાંથી બ્હાર નીકળીને નવજીવનના માર્ગમાં નૂતન આશાઓ સાથે પ્રયાણ કરવાની શક્તિ અર્પતો ત્હારે તે બારી આગળ જતો અને કહેતો: "પ્રભુ! કેવી ફતેહ! મ્હારે પુષ્પાને કહેવું પડશે!"

પરન્તુ પુષ્પાના ઓરડામાં જ્યહારે તે ન્હાનાં ન્હાનાં સુન્દર કપમાં ચ્હા પીવા બેસતો ત્યહારે ન્હાની વિલાસુને કયો નવો શબ્દ બોલતાં આવડ્યો અને અશોકે કઇ નવી દીકજન વગાડી અથવા તો પુષ્પાએ પોતે નવી મોટરકાર કેવી હાંકી તે વિશેનું પુષ્પાનું વર્ણન સાંભ-

મરજી હોય તો ત્હાં એકાદ નાટક જોવા જઈએ. આપણે કેટલો વખત થયાં સાથે નાટક જોયું નથી."

ડૉક્ટર વાત કરતાં કાંઇક અટક્યો.

બારણાં આગળ પુનઃ ઘંટડી વાગી.

ડૉક્ટરની પત્નીએ પુષ્પોને પુનઃ ગોઠવ્યાં અને મીઠું સ્મિત કરતાં બોલી.

"વ્હાલા, ત્હમારા પ્લૅન જ કાંઇક વિચિત્ર હોયછે! અમુક વખતે અલબત્ત, મ્હને સુરત જવું બહુ ગમે છે અને એમાં મુનલાઇટમાં નદીકિનારે જવામાં તો પૂછવું જ શું? તે દિવસે આપણે નહિં ગયાંતાં! પણ દરેક વસ્તુ કાંઇ આપણી ઇચ્છાનુસાર બનતી આવે છે!? મ્હારાથી કમલિનીને ત્હાંની પાર્ટી ન જ ચૂકાય. ત્હમે આવવાના હત તો ઘણું જ સારૂં થાત: હું તો ધારૂં છું કે ત્હમે આવી શકશો. આઠ વાગે આવશો તો પણ ચાલશે."

સરોજકુમારના મુખ ઉપર સહસા વેદનાના અને દુઃખના ચિહ્ન જણાયાં—મુખ નિસ્તેજ થઈ ગયું.

"નહિં પુષ્પા, મ્હારાથી પાછા નહિં અવાય:" તે બોલ્યો. "વખતે સવારે મ્હારે ફરીથી જોવા જવું પડે. અને પુષ્પા—વ્હાલી—આજ રાત્રે મ્હને ત્હારી જરૂર હતી. આ કેસથી મ્હને ઘણો શ્રમ પડવાનો છે એટલે એમાંથી હું મુક્ત થાઉં કે તરત જ જો મ્હને એમ ખાત્રી હોય કે તું મ્હારી વાટ જૂએ છે તો મ્હારાં હૃદયને કેવી શાન્તિ મળે!"

લીલાએ વર્તમાનપત્રમાંથી ઉંચું જોયુ. સરોજકુમારના અવાજમાં જે ઉર્મિ હતી તે ઉર્મિને હેણે પારખી હતી અને ઉંચું જોતાં જ હેના મુખ ઉપર ધારેલા વિકાર તે જોઈ શકી. સરોજકુમારનું વય ચાળીશ વર્ષનું હતું, બુદ્ધિ અને શક્તિ પ્રચંડ હતાં અને અસાધારણ કૌવત હેના અંગમાં ધબકતું હતું તેમ છતાં અત્યારે—આ ક્ષણે તે, પ્રેમી સ્ત્રીના આલિંગનથી શાન્ત થઈ વિશ્રાન્તિ લેવા તલસતાં કોઈ ન્હાનાં બાલક જેવો જણાતો હતો. દર્દીની સારવાર પૂરી થયા પછી જણાવાનો શ્રમ હેને અત્યારથી ચમકાવતો હતો. એકાન્તથી ડરતો, સરોજકુમાર પ્રેમ અને પ્રેમભરી મિત્રતાનો તરસ્યો હતો. હેને શાની જરૂર હતી તે લીલા બરાબર જાણતી હતી. ઉત્તર સાંભળવાને તે ઉત્સુક બની.

"સરોજ, દર્દી કોણ છે?"

ડૉક્ટરે ક્ષણભર ઉત્તર ન વાળ્યો; પછી દર્દીનું નામ લીધું. નામ એટલું જાણીતું હતું કે લીલા એકદમ ખુરશીમાં ટટાર થઇ ગઇ.

"સરોજકુમાર, "તે બોલી ઉઠી." એમાં ફત્તેહ મળે તો તો આન્ડ! આખી દુનિ-

યામાં ત્હમારી કીર્ત્તિ પ્રસરે! ઓહો, હમે ત્હમને કેવી રીતે મદદ કરી શકીએ ! અત્યારે ત્હમારે બીજા દર્દીઓને જોવા જ પડશે?"

સરોજકુમાર હસ્યો.

"લીલા, તું જોવાની હોય તો ભલે; બાકી તો મ્હારે જ જોવા પડશે. પરન્તુ કામથી હું થાકતો નથી; " તે બોલ્યો. " ફક્ત જ્યહારે કામ પૂરૂં થાય છે ત્હારે જ મ્હને ત્હેનો થાક લાગે છે. પુષ્પા—" તે પુષ્પા તરફ ક્ષણભર જોઇ રહ્યો અને બોલ્યો. " પુષ્પા તું ટાઇમસર તૈયાર થશે ? "

" સરોજ, " તે બોલી. " હું દિલગીર છું, મ્હને માફ કરો પણ આજે તો હું કેમ આવી શકું ? આહા; જો ત્હમે આવતી કાલ ઠેરવી હોત! આયા કોઈ ત્હેના સગાંને ત્હાં આજે જવાની છે એટલે છોકરાંને રમાડવાનું મ્હારે માથે આવી પડ્યું છે. ભગવાનલાલ અને પાર્વતી છે પણ મ્હને એમને ભરોસે છોકરાંને મૂકતાં ચેન પડે નહિં. અને વિલસુને ને અશોકને આજે જનાવરોની રમત રમાડવાનું મ્હેં વચન આપ્યું છે. તે દિવસે ત્હમે જ કહેતા હતાને કે એમને એક વખત વચન આપ્યું હોય તો તે જરૂર પાળવું—એમને નિરાશ નહિં કરવાં. વળી કમલિનીને ત્હાં પાર્ટી છે આજે. ખરેખર, આજે તો વ્હાલા, મ્હારાથી ન જ અવાય."

"ઠીક, પુષ્પા, " ડૉક્ટર શાન્તપણે બોલ્યો. " મ્હેં અમસ્થી ત્હને ગોટાળામાં ઉતારી. આજે હું ચ્હા પીવા ઉપર નહિં આવું. મ્હારે ઘણું જ કામ છે."

સરોજકુમાર ઓરડામાંથી બ્હાર નીકળ્યો; દ્વાર બંધ થયાં. દાદરઉપરથી ત્હેના પગલાં ર ગયાં.

લીલાએ વર્તમાનપત્ર નીચે મૂક્યું, પગવતી જમીન ખણવા માંડી.

પુષ્પાએ નિશ્વાસ મૂક્યો.

"સરોજકુમાર કોક કોક વખત એવી પ્રોપ્રોઝલ લઇ આવે છે!" તે બોલી.

લીલાએ હોઠ પીસ્યા. પુષ્પાની સ્હામા થવાથી ત્હેને સુધારી શકાવાની નથી એમ જાણતી હોવાથી તે કાંઈ બોલી નહિં.

"બહુ હોંશિયાર માણસો કોઈ કોઈ વખત કંટાળો આવે છે, " તે ક્ષણ બે ક્ષણ પછી બોલી. ,' જેમને ત્હેમની સાથે રહેવાનું હોય છે ત્હેમને."

પુષ્પા એકદમ બોલી ઉઠી. "અરે લીલા! તું શું બોલે છે એ ? સરોજકુમાર કંટાળો આપે છે ? કદી નહિં. તું અહિં દશ દિવસ થયાં રહી છે તે એટલું પણ જાણી શકી નહિં ? એ તો કોક વખત જ્યહારે આવા અચાનક પ્લૅન લઈ આવે છે, અને એક મીનીટની

નોટીસથી મ્હને સાથે લઈ જવાનું કરે છે ત્હારે જ એમ સ્હેજ જણાય છે. મ્હને જરા આગળથી ખબર આપી હત તો કાંઈ જ હરકત નહતી—કાલે જ આપી હતને."

"મ્હને લાગે છે કે એમને પોતાને પણ આજેજ ખબર પડી."

"ત્હેનો કાંઇ સવાલ જ નથી. મ્હેં આજે નર્સને બ્હાર જવાની રજા આપી છે અને ત્હેના વિના છોકરાંને મ્હારાથી મૂકીને જવાય નહિં."

લીલા પોતાના પગ સ્હામું જોઇ રહી. ર હેના હસ્ત સદાના જેવા જ સ્થિર જણાયા પણ મુખ ઉપર કાંઇક અશાન્તિ જણાઇ.

પુષ્પા—શાન્ત અને સુન્દર પુષ્પા બીજાં શ્વેત પુષ્પોને લઇને વાઝમાં ગોઠવવા લાગી

ઓરડામાં શાન્તિ પ્રસરી. ઘડીયાળમાં સાત વાગ્યા.

લીલા જમીન ખણવાનું છોડી દઇને, બે હાથ ઢીંચણ ઉપર ભેરવીને બોલવા લાગી.

"પુષ્પા, ત્હારા પતિ સરોજકુમાર જેવો પુરૂષ જ્યારે ત્હને બોલાવે ત્હારે ત્હા સર્વ કામ છોડી દઇને પણ ત્હેની સાથે જવું જોઇએ. પાર્ટીઓ અને ચાકર નફરની રા તો શું પણ બાલકો પણ સરોજકુમાર જેવા પુરૂષ આગળ શી વિસાતમાં ? વ્હાલી બ્હેન ત્હેં એમના અવાજમાંની યાચના નહિં સાંભળી ? અંધારામાં કોઇ બાલક પોતાના વિશ્રા સ્થાનને શોધતું, માતાની ગોદમાં આવવાને અને ત્હાં નિદ્રા લેવાને તલસતું હોય તે ત્હેમનો અવાજ હતો. દર્દીઓની સારવાર કરતી વખતે તે કેવા બલવાન થઇ જાય છે તે આપણે પૂરૂં જાણતાં પણ નથી તેમ છતાં તે બલવાન સરોજકુમાર પ્રેમમાં નિરન્તર બાલક જેવા જ રહેવાના—ત્હેમનો આત્મા એવો તરૂણ છે—પ્રેમની પિપાસાથી તલસતો તે આ નિરન્તરનો તરૂણજ રહેવાનો. ત્રણ ત્રણ માણસો પણ ન કરી શકે તેટલું કામ તે હમ એકલા કરે છે—મ્હને તો બ્હારથી ખબર પડી છે એટલે ત્હને ક્હાંથી ખબર હોય ! એટ જ્યારે દિવસ પૂરો થાય છે ત્હારે ત્હેમને એક એવાં વિશ્રાન્તિસ્થાનની જરૂર છે કે જ્ય ત્હેમને ઇચ્છાનુસાર વાત કરીને હૈયું ખાલી કરવું હોય તો તેમ કરી શકે અને મૌન ધાર કરવું હોય તો તેમ કરે—જાગૃત રહેવું હોય તો જાગૃત રહે ને નિદ્રા લેવી હોય તે નિદ્રા લે; પરન્તુ દિવસમાં અનુભવેલી વ્યથાઓ પાછી ત્હેમને એકાન્તનો લાભ લઇને હેરા ન કરે એ સભાલવું જોઇએ. પુષ્પા—તું જ આ પ્રમાણે ત્હેમને માટે કરી શકે તેમ છે. ત્હને કહું ? મ્હારા જાણવામાં એવી અડધો ડઝન સ્ત્રીઓ હશે કે જે સરોજકુમારની સા પાંચ મીનીટ પણ વાત થઈ શકતી હોય કે ત્હેને મિત્રની જરૂર છે એમ જાણતી હોય તે પાર્ટીઓ બાર્ટીઓ સઘળું છોડીને સુરત જવા તત્પર થઈ જાય."

"તું પણ શું લીલા, આવી વાત કરે છે! "પુષ્પા મશ્કરી કરતાં બોલી." એથી અદેખી થાઉં જ નહિં. અદેખાઈ કરવી એ ક્ષુદ્રાત્માઓનું કાર્ય છે એવો મ્હારે સિદ્ધાન્ત છે."

"પુષ્પા, હું એ જાણું છું, બ્હેન, જાણું છું, " લીલા તરત બોલી ઉઠી. " ત્હને અદેખી કરવાની મ્હને ધારણાય નહતી તેમ આશાય નહતી. અને ત્હારે શા માટે અદેખાં થવુંય પડે? સરોજકુમારે ત્હારા વિના અન્ય સ્ત્રી સ્હામા કદી જોયું જ નથી; હમે બધાં તે જાણીએ છીએ."

કાંઈક ઝ્હીડવાયલી પુષ્પા, પોતાની ખુરશી ઉપરથી ઉઠીને લીલાના પગ આગળ આવીને બેશી ગઈ અને લીલાના હાથ પોતાના હાથમાં લઇને કાંઇક મશ્કરીભર્યું સ્મિત કરતાં બોલી. " લીલા બ્હેન, તું જાણે છે? કોકવાર મ્હને એમ લાગે છે કે હમે ઉભય એકેકને એવી સારી રીતે સ્હમજો છો કે મ્હને એમ જ લાગે છે કે વખતે અગાઉ કોઇવાર એમ બન્યું પણ હશે કે સરોજે ત્હને પરણવાની ઇચ્છા કરી હોય!"

.લીલા હશી અને પછી બોલી. " નહિં પુષ્પા, તું ખાત્રી રાખજે કે ત્હેમણે કોઈ વખત પણ માગણી કરી જ નહતી; કારણ કે જો ત્હેમણે કરી જ હોત તો હું કદી ના પાડત જ નહિં."

પુષ્પા આનન્દથી હશી પડી.

" મ્હારી બ્હાલી લીલા બ્હેન, " તે બોલી. " ત્હારી સાથે વાત કરવી મ્હને બહુ જ ગમે છે; તું એવું ચોખ્ખું અને વિચિત્ર બોલી દે છે." પછી કાંઇક ગંભીરાઇથી બોલી. " તું એમ ધારે કે મ્હને સરોજને માટે સ્નેહ કે દરકાર નથી એ વાજબી ન કહેવાય. જ્યહારે જ્યહારે એ બ્હાર જાય છે ત્હારે ત્હારે મ્હારાં હૈયાંમાં જે લાગણી થાય છે ત્હેની ત્હને શી ખબર! એમની ટ્રેન રાતના અંધકારમાં સુસવાટ કરતી ક્ય્હાં ચાલી જતી હશે—ત્હેમને નિદ્રા આવી હશે કે નહિં—શી અગવડો વેઠવી પડતી હશે એવા અનેક વિચારો મ્હને સુવા દેતા નથી. તે વખતે જે બધા સિગ્નલપાડનારાઓના હાથમાં ત્હેમની ઝિંદગી રહી હોય છે તે બધા સિગ્નલમેનોનો વિચાર હું કરૂં છું ને મ્હને એમ થાય છે કે તેઓ દારૂ-બારૂ નહિં પીતા હોય તો સારૂં." પુષ્પાનો અવાજ કોમળ ઉર્મિઓથી ધબકવા લાગ્યો. "મ્હેં તો ન્યુસપેપરોમાં અકસ્માતોનું વાંચ્યું છે ત્હારથી એમના કોટના ગજવામાં એક કાર્ડ જ રાખી મૂક્યું છે. ત્હેમાં લખ્યું છે કે ' કાંઈ અકસ્માત થાય તો મીસીસ સરોજકુમાર, કાલ-બાદેવી રોડ, મુંબાઈ; તાર કરવો.' એ કાર્ડ એમના ગજવામાં હોય છે એટલે મ્હને શાન્તિ રહે છે."

ડૉક્ટરની પત્નીની સુન્દર આંખ્યો અશ્રુભરી થઈ ગઈ. ત્હેની પાંપણો પ્રકાશમાં ઝબ-કવા લાગી. લીલા પુષ્પાના કપાળ ઉપર આવેલી એક લટ સ્નેહાળ હાથે પાછી ગોઠવતી ક્ષણભર મૌન ધારણ કરી રહી; પછી બોલી. ".પુષ્પા, અને ધાર કે આકસ્માત થયો અને કોઇએ ત્હને તાર કર્યો તો તું શું કરે?"

" શું કરૂં? " પુષ્પા આંખ્યો વિકસાવતી બોલી." કેમ વળી? ત્હેમની પાસે જાઉં!"

" પણ ધાર કે તે વખતે નર્સ બ્હાર ગઈ હોય—અહિં કોઈ ત્હને મળવા આવવાનું હોય—ત્હેં છોકરાંઓને કાંઈ વચન આપ્યું હોય—"

" લીલા, લીલા, તું કેવી ખરાબ રીતે બોલે છે! આ બધાં કામ મ્હને ક્ષણવાર પણ ન રોકે. જો તે માંદા હોય કે ઈજા પામ્યા હોય તો હું કપડાં પૅક કરવા પણ નહિં રહું—વખતે—પાર્વતિ પાસે હૅન્ડબૅગ પૅક કરાવું પણ ગમે તેમ હોય તો પણ પહેલી ટ્રેન જ પકડું."

લીલાએ પગથી સ્હામી ખુરશીને ઠોકર મારી. ત્હેની ભમર ચ્હડી. પછી ધીમેથી બોલી: " હા, પાર્વતિ અને હૅન્ડબૅગ તો પ્રોગ્રામમાં આવવાં જ જોઇએ." પછી પુનઃ ખુરશીને ખશેડીને લીલાએ પુષ્પાના ધ્રુજતા હાથ પોતાના હાથમાં લીધા અને કહ્યું." અહા! પુષ્પા—વ્હાલી બ્હેનડી! ત્હારી વાત સાંભળતાં મ્હને શ્વેત ગુલાબવૃક્ષની વાત યાદ આવે છે. એક પાંચ મીનીટ બેસ અને મ્હારી વાત સાંભળ.

" સાન્તાક્રુઝમાં મ્હારાં બે સ્નેહીઓ રહે છે—ચન્દ્રકાન્ત અને ત્હેની પત્ની મોહિની. મોહિનીને પોતાની વાડીને અને ખાસ કરીને ત્હેમાંનાં શ્વેત ગુલાબોને માટે ઘણું લાગી આવે છે. ત્હેમને એક ચાર વર્ષની મેના નામની પુત્રી હતી. મેના તે ખરેખર, કોઈ પણ માણસનું દિલ જીતી લે તેવી મધુરી મેનાજ હતી. હું ગયા જૂન માસમાં ત્હેમને ત્હાં એક દિવસ ગઈ હતી. વાડીમાં એક મ્હોટા, ધોળાં ગુલાબના છોડ પાસે ચ્હા પીતાં અમે બેઠાં હતાં, છોડ ઉપર ધોળાં ગુલાબ લચી પડતાં હતાં. મોહિની આ પુષ્પોને માટે ઘણી મગરૂર હતી. થોડીવારમાં ટપ, ટપ, ટપ ન્હાના પગલાં પાડતી મધુરી મેના ત્હાં આવી. ત્હાં હમારા બન્નેનાં સ્હામા ક્ષણભર તે જોઈ રહી એટલામાં ત્હેની દૃષ્ટિ ગુલાબના છોડ ઉપર પડી–પડતાં ગુલાબ ઉપર ત્હેનું મન ચ્હોંટયું. ત્હેણે પોતાની માને બાઝી પડીને યાચના કરતા અવાજે કહ્યું. ' મમી, આ ફુલ ઘના મજાના છે! હું બે ત્રણ લઉં?' મોહિનીએ ઉત્તર વાળ્યો. ' ના, ફુલ લેવાય ' મ્હેં ત્હને કેટલીવાર કહ્યું કે વાડીમાંથી ફુલ તોડવાની જીદ ત્હારે કરવી નહિં. જાઓ, આયા કને જાઓ.'

"મેના કાંઈ બોલી [illegible] પરન્તુ ત્હેના કોમળ હૈયાંને જે આઘાત થયો તે હું જાણ શકી. બિચારી ભમ [illegible] —જાગૃત [illegible] ગર્ [illegible] મોહિનીએ પછી બાલકોને કેમ ઉછેરવાં [illegible] વિષય ઉપર મ્[illegible] દિવસમાં અનુભવેલી વ્યથાઓ [illegible] ત્હેણે [illegible] ફક્ત એટલું જ કહ્યું ' મોહિની, [illegible] માલવું જોઇએ. પુષ્પા—તું જ આ પ્રમાણે ત્હેમને [illegible] ની?' મોહિનીએ હસ[illegible] હસતાં [illegible] મ્હારા જાણવામાં એવી અડધો ડઝન સ્ત્રીઓ હશે કે [illegible] તો તું ત્હારાં છોકરાંઓને [illegible] મીટ પણ વાત થઈ શકતી હોય કે ત્હેને મિત્રની જરૂર છે [illegible] કાં પાર્ટીઓ સઘળું છોડીને સુરત જવા તત્પર થઈ જાય."

" તું પણ શું લીલા, આવી વાત કરે છે! " પુષ્પા મરક[illegible] ગાંડી છે પણ અમ[illegible] એથી અદેખી થાઉં જ નહિં. અદેખાઈ કરવી એ ક્ષુદ્રાત્માઓનું [illegible] સિદ્ધાન્ત છે."

[illegible] ીટ માંડી. એક પગ[illegible]

જમીનને ટેકવીને બીજો પગ સહેજ ઉંચો રાખીને લીલાએ હાથે વતી ટેકવ્યો. હાથમાંની ઝીણી, નાજુક સોનાની બંગડી સ્હામા જોતી તે પુનઃ બોલી.

"ત્રણ અઠવાડીયાં પછી પાછાં ત્હોજ જઇને પુત્રી વિનાની, દુઃખથી રીબાતી માને આશ્વાસન આપવા જવાનો મ્હને તાર મળ્યો.

"ત્હાં જઇને હું જોઉં છું તો ફક્ત એક કલાક પહેલાં જ મેના આ જગતને ત્યાગી ગઈ હતી. ત્હેના કુમળાં શરિરને શ્વેત ગુલાબના પુષ્પોથી ઢાંકી દીધું હતું. હાથ ઉપર ફુલ, પગ ઉપર ફુલ, મુખ ઉપર ફુલ, જ્યહાં દૃષ્ટિ પડે ત્યહાં ફુલ જ પડેલાં હતાં.

"મોહિની મ્હને જોઇને રડી પડી; અને ચીરાતા અવાજે બોલી. 'લીલા, તે દિવસે બાપુડી મેના ફક્ત એક ફુલ માગતી હતી—ફક્ત એક જ અને તે મ્હેં અભાગીયણે ત્હેને ન લેવા દીધું! હાય, મ્હારી મેના!'

"'મોહિની,' મ્હેં ત્હેને આશ્વાસન આપવા માંડયું. 'મોહિની! એમ ગાંડી શીદ થાય છે? અત્યારે ત્હેં એને આટલાં તો આપ્યાં છે!'

"'અત્યારે!' નિરાશથી તૂટી પડતા અવાજે તે બોલી. 'અત્યારે હવે શા કામના? હવેના હજારો ફુલો, તે વખતે ત્હેણે એક લીધું હત અને ત્હેને જે આનન્દ મળત તે આનન્દ આપવાને અશક્ત છે. પણ હાય! વેળા ગઈ! અરે પ્રભુ! કાલચક્ર! તે શું કદી પાછાં ફરી શકે તેમ નથી? શું હું કદી મ્હારી મધુરી મેનાનો અવાજ નહિં સાંભળી શકું? જાણે મ્હને કહેતી હોય: 'મમી! હું એક ફુલ લઉં?' અને હું જવાબ આપું કે ત્હારાથી જેટલા લેવાય તેટલાં લઇ લે!'"

"પરન્તુ મેના ત્હેનો ઉત્તર કેમ વાળે? માના આંસુ ત્હેના હાથ ઉપર પડ્યાં એટલે હાથ ઉપર પડેલાં પુષ્પો સરી પડયાં."

"અહા! પ્રેમનું દાન બહુ મોડું અર્પવામાં આવ્યું!"

લીલાની આંખો હજી પોતાની બંગડી તરફ જ હતી. પુષ્પાની આંખમાંથી આંસુ પડ્યે જતાં હતાં.

"અહા, પુષ્પા!" મધુર પણ દૃઢ અવાજ આગળ બોલ્યે જતો હતો. "આપણ [illegible]થી આ ભયાનક ભૂલ થવી સ્વાભાવિક છે. જ્યારે આપણા વ્હાલાં આપણને છોડીને [illegible]દાને માટે ચાલ્યાં જાય છે ત્હારે આપણે હજારો ફુલોની માળા અર્પવા તૈયાર થઇએ [illegible]ીએ પણ આપણે જ ત્હેમને જીવતાં હોય તે વખતે એક ફુલ પણ આપવાની ના પાડીએ [illegible]ીએ. જે વખતે જરૂર હોય તે વખતે આપણે તે ફુલ આપતાં શીખવું જોઇએ. જે વખતે [illegible]ઓ ત્હેને ભોગવી શકે, ત્હેની મીઠી સુગન્ધ અનુભવી શકે, ત્હેના સૌન્દર્યને ઓળખી શકે! [illegible]ાલી, જ્યહારે સરોજકુમાર હમણા ફુલ માગે છે ત્હારે તું તે ત્હેને આપ, પુરુષો પોતાની

ઇચ્છા તરતજ પરિપુર્ણ થાય એમ ઇચ્છે છે, આપણે સ્ત્રીઓ હેમને માટે રાહ જોઈ શકીએ છીએ. આપણા મૃત્યુથી પણ આપણને જો કાંઇક સ્નેહ મળવાનો હોય તો આપણે મૃત્યુથી પણ આનન્દ પામીએ છીએ. મૃત્યુ પછી પણ આપણને મળનારાં માનથી આપણે સંતુષ્ટ થઇએ છીએ; ત્હારે પુરુષો તો ફક્ત મૃત્યુ પછી એક ચિતાના જ અભિલાષી હોય છે. હેમની જરૂરીયાતો આપણા કરતાં વધુ સાદી, દૃઢ અને તીવ્ર છે. જ્હારે લ્હડાઈ પૂરી થાય છે ત્હારે પુરુષ જૂનું બખ્તર મૂકી દઇને નવું પહેરીને નવા રણસંગ્રામમાં ઝઝૂમે છે. તે લ્હડાઇને સમયે જ તું હાથમાં મીઠાં જળનો પ્યાલો લઇને હેને પડખે ઊભી રહે. પુષ્પા, યાદ રાખ; કાલના ચક્રો આગળ જ વધ્યે જાય છે, કદી પાછાં ફરતાં નથી! ત્હને પાછળથી દુઃખ ન થાય હેને માટે હું ત્હને અત્યારથી કહું છું."

લીલાએ ઊંચું જોયું અને બોલતી બંધ થઈ. હેના મુખ અને દૃષ્ટિ ઉપર દૃઢતા અને કાર્યની એકાગ્રતાની રેખાઓ જણાઈ પરન્તુ આંખ્યમાં તો કુમળાશના ઊંડાણ જ હતાં.

પુષ્પા ઉઠી અને લીલાના કપાળ ઉપર ચુમ્બન કરતી નમ્રભાવે બોલી. "મ્હારા કરતાં ત્હને સરોજકુમાર પરણ્યા હોત તો સારૂં થાત; તું મ્હારા કરતાં હેમને વધુ સારી મદદ આપી શકત. પણ હેમણે મ્હને પસન્દ કરી છે તો હુ મ્હારાથી બનતું કરીશ. હું સુરત જઇશ."

આટલુ બોલીને ધીમેથી, મસ્તક નમાવીને પુષ્પા ઓરડામાંથી બ્હાર ચાલી ગઈ.

લીલા વિચારમાળામાં ડૂબી ગઈ. આટલું કહેતાં કહેતાં હેને હૈયામાં કાંઈ કાંઈ થઈ ગયુ હતું. એમ છતાંય આની અસર ક્યાંસુધી ટકશે તે કહી શકાય તેમ નહતું. પૂર્ણતા પ્રાપ્ત કરવાને માટે દરેક આત્માએ પોતે જ દુઃખ સહન કરવાં જોઇએ. અન્યના અનુભવની કથા સાંભળ્યાથી જ પૂર્ણતા પ્રાપ્ત થવી મુસ્કિલ છે.

આ સત્ય લીલા જાણતી હતી. હેના વિચારો પુષ્પાની પાછળ પાછળ જતા હતા. થોડીવાર પછી તે ત્હાંથી ઉઠી અને ટેબલ આગળ ટીંગાડેલી ડૉક્ટરની છબી–પુષ્પાની માનીતી છબી–સ્હામા જોઈ રહી. પરન્તુ પુષ્પાએ ડૉક્ટરને ઓળખ્યા તે પહેલાંની, જ્હારે લીલા અને સરોજકુમાર એ ગાઢ સ્નેહી હતાં અને સરોજકુમારની આશા અને અભિલાષાની ભાગીદાર લીલા જ હતી ત્હારની તે છબી હતી. સરોજકુમારની ઉજ્જ્વલ હિંમતથી ભરપૂર, પોતાના લક્ષ્યમાં દૃઢ શ્રદ્ધાવાળા, જ્હાં જવું હોય ત્હાં જઈ શકે તેવી તીવ્ર બુદ્ધિવાળા, જીવનને પ્રથમ પગથીયે જ ઊભેલા તે યુવાન પુરૂષની કાળી, ચળકતી આંખ્યો સ્હામા લીલા જોઈ રહી. પોતાનામાં શક્તિ છે એવો ભાવ બતાવતા ઓષ્ઠને તે જોઈ રહી તે કાળી, ચળકતી આંખ્યોમાં શ્રમ કે થાકની નિશાની જણાતી નહતી.

લીલાએ તે છબી ઉતારી અને પોતાના હાથમાં રાખી.

"સરોજ, મ્હારા બાળસખે!" તે બોલી. "મ્હેં ત્હારે માટે મ્હારાથી બનતું કર્યું છે મ્હારી પાસે જે જે હોત તેતે હું ત્હને આપત. પણ ત્હારે સૌન્દર્ય જોઇતું હતું અને મ્હારે

કને તો માત્ર પ્રેમ જ હતો. ત્હને સૌન્દર્ય મળ્યું ત્હારે હવે તું પ્રેમને માટે તરસ્યો થયો છે. પ્રભુ ત્હને તે અપાવે ! સરોજ, મ્હેં તો મ્હારાથી થાય તેટલું કર્યું."

એટલામાં અચાનક બારણું ઉઘડયું એટલે છબી ખીલી ઉપર ભેરવીને લીલા પાછી ફરી. પુષ્પા અંદર દાખલ થઈ.

"લીલા, જોયું ? છેક અત્યારે દરજી કપડાંના માપ લેવા આવ્યો છે અને તૈયાર કરેલાં મ્હને પહેરાવી જોવા આવ્યો છે. તું અહિં છે તો કેવું સારું ! ચાલ, તું જરા જો. હું દરજી સાથે ભાંજગડમાં ઉતરી શકતીજ નથી."

× × × × ×

ટ્રેન પકડવા સ્હાડા આઠે ડૉક્ટર ઘેરથી ઉપડવાનો હતો. ઘડીયાળમાં આઠ થવા. લીલા પણ પોતાને ત્હાં તેજ દિવસે જવાની હતી એટલે લુગડાં પહેરીને રાહ જોતી બેઠી. "હજી પુષ્પાએ લુગડાં કેમ નહિં પહેર્યાં હોય? પોતાના ઓરડામાં છે તે લુગડાં પહેરીને જ બ્હાર નીકળશે તો સાથે જવાશે." લીલા ઉચાટ કરતી ગણગણી.

એટલામાં પુષ્પા લીલાની પાસે આવી. લીલા પુષ્પાને શરિરે ઘરનોજ સાડ્રુ જોઇને સ્તબ્ધ થઇ ગઈ.

"કેમ, લીલા ! મ્હારી સ્હામા એમ કેમ જોઇ રહી છે ?" પુષ્પાએ પૂછ્યું.

"તું સુરત જવાની હતી ને તું તો હજી આ ડ્રેસમાં છે ! લીલાએ ઉત્તર વાળ્યો.

"ના, પછી તો મ્હેં માંડી વાળ્યું. મ્હારે જવાનું ખાસ મન હતું પણ હવે તો કેમ તૈયાર થવાય ? અને છોકરાંને એમ એકલાં મૂકીને જવું મ્હને ઠીક નથી.—"

બારણું એકદમ ઉઘડયું અને ડૉક્ટર અંદર આવ્યો.

"વ્હાલા, ત્હમારે માટે ચ્હા તો તૈયાર થઈ નથી ત્હારે—" પુષ્પા બોલી ઉઠી.

"નારે, "ડૉક્ટરે કહ્યું." મ્હારે ચ્હાની જરૂર નથી. હજી મ્હારે એક દર્દીને જોવાનો છે અને બ્હાર તો મોટરકાર આવીને ખોટી થાય છે. મ્હારે તો ફક્ત ત્હમને મળવાજ આવવું હતું," પછી કાંઇક ધીમે સાદે બોલ્યો. મ્હારી સાથે નહિં અવાય ત્હેની ચિંતા કરીશ નહિં. ત્હને આવવાને માટે પૂછ્યું એ જ જરા સ્વાર્થી હતું. વળી આજે લીલા પણ પાછી પોતાને ઘેર જવાની છે એટલે ત્હેને સાહેબજી કરવા આવ્યો છું.

"લીલા, સાહેબજી, ભળજે પાછી વ્હેલી. મ્હારી તરફ અને મ્હારાં તરફ જે પ્રેમ તું બતાવે છે ત્હેને માટે હું જેટલો આભાર માનું તેટલો થોડો છે."

પુષ્પોનો ગજરો પડ્યો હતો. પુરૂષે વાંકા વળીને હેને કાંઇક કહ્યું એટલે સ્ત્રીએ હેમાંથી એક શ્વેત પુષ્પની કળી લઇને પુરૂષને આપી. તે વખતનો સ્ત્રીનો મુખથી ભરેલો વિનયી પ્રેમ મોટારકાર સુધી પહોંચ્યો અને ત્હેના હૈયામાં એક નવો જ પ્રકાશ પડ્યો. પુરૂષે પુષ્પ લીધું, કૉટના બટનમાં સંભાળથી ભેરવ્યું, તે વખતે ઉપકારના શબ્દો હેના મુખમાંથી સંભળાયા નહિં; પરન્તુ પોતાનો અને પોતાના સર્વસ્વનો તે પુરૂપ અધિષ્ઠાતા છે જ એવા પ્રકારના તે પુરૂષના મુખ ઉપરના ભાવથી તે સ્ત્રી સમ્પુર્ણ રીતે સંતોષ પામી હોય તેમ જણાયું. હેની આંખ્યો અને ઓષ્ઠ કોમળતાથી સ્મિત કરવા લાગ્યાં; અને તે ગજરાને ક્ષણભર ઉંચકીને તે સ્ત્રીએ પોતાના ગાલને હેના વડે સ્પર્શ્યો.

"પાછી હંકાર," પુષ્પાએ સહસા મોટારડ્રાઇવરને કહ્યું. તરત કાર વળી લીલાનો અવાજ હેને સાંભર્યો અને હેના હૃદયને ભેદવા લાગ્યો: "જ્હારે સરોજકુમાર હમણાં ફુલ માગે છે ત્હારે તું હેને તે આપ. પુરૂષો પોતાની ઇચ્છા તરત જ પરિપૂર્ણ થાય એ ઇચ્છે છે. જ્હારે હેને કોઇ વસ્તુ જોઇએ છીએ ત્હારે હેને તે વર્તમાન સમયે જ જોઇએ છીએ—હમણાં જ જોઇએ છીએ!"

"અરે લીલા, લીલા, તું બહુ નિમકહલાલ છે; હેં ત્હારાથી બનતું કર્યું."

ઘેર પહોંચ્યા પછી પાછી પુષ્પા કાંઇક આનન્દમાં આવી. વળી હેને લીલાના શબ્દો ઉપર કંટાળો આવવા લાગ્યો. સરોજકુમાર લીલાના શબ્દો જો સાંભળે તો જરૂર હેના ઉપર ચ્હીડવાય એમ હેને લાગ્યું.

પછી તરત જ હેણે છોકરાંઓને બોલાવ્યાં અને હેમને વચન આપ્યા પ્રમાણે જનાવરોની રમત રમવાનું શરૂ કર્યું. છોકરાંઓને બીજી રમત રમવાનું મન થયું પણ પુષ્પાએ ના પાડી. જે જે બાબતોની હરકતોના બ્હાના કહાડ્યાં, હતાં તે બધાં બ્હાના તૂટી જાય છે એમ જણાયાથી પુષ્પાને અસહ્ય વેદના થઇ. બાલકો તે પછી ઘણા વર્ષો સુધી 'જનાવરોની રમત બાને બહુ ગમે છે' એમ જ કહેતાં!

પ્રથમ તો બધું સાંગોપાંગ ચાલ્યું પણ પછી અશોકે પુષ્પાને દુનિયા ઉત્પન્ન થઇ તે વખતે જનાવરો, બ્હાણો વિગેરે હતાં કે નહિં તે બાબત પ્રશ્નો પૂછવા માંડ્યાં. પુષ્પાને આ વિષયની કાંઇ જ માહિતી નહતી એટલે ગભરાઇ પણ આખરે હેને જવાબ દીધો: "દીકરા, હું તે વખતે ત્હાં હતી નહિં એટલે શી રીતે જાણું?"

અશોક એક ન્હાના રીંછને એક મ્હોટા હાથીની પીઠ ઉપર બેસાડવાનો પ્રયત્ન કરતો હતો તે મૂકીને પોતાની ન્હાની પાટલૂનના ગજવામાં બે હાથ ઘાલીને ગંભીરતાથી પોતાની માના મુખ સ્હામું જોઇ રહ્યો. પુષ્પા એક કોચને અઢીંગીને જમીન ઉપર બેઠી હતી. હેનું સુન્દર મસ્તક કોચ ઉપરના એક મખમલના તકીયા ઉપર ટેકાવ્યું હતું અને અશોકની સ્હામા જોતા આંખ્યોમાં પ્રેમ અને કોમળતા પ્રકાશી રહ્યાં હતાં.

અશોકના મુખ ઉપરની કઠિણતા માના સૌન્દર્યને જોઇને પીગળી ગઇ. માની અજ્ઞાનતા માના સૌન્દર્ય નીચે દબાઇ ગઇ. આવી સૌન્દર્યની દેવી કનેથી અન્ય વસ્તુઓની અપેક્ષા રાખવી એ ગેરવ્યાજબી છે એમ હેને જણાયું !

"મા, તું જવાબ આપી શકતી જ નથી, "અશોકે ગંભીર મુખે કહ્યું " બાપુ આવે ત્હાં સુધી મ્હારે રાહ જોવી પડશે. તું પોતે જે કાંઇ નહિં કર્યું હોય તે વિશે તું કાંઇ જાણતી નથી."

"અશોક, તું માને અન્યાય કરે છે, "પુષ્પા દયામણે અવાજે બોલી. "તું આવા આવા પ્રશ્નો પૂછે ત્હેનો કોઇ પણ માણસ શો ઉત્તર આપી શકે?"

"કોઇ પણ સાધારણ માણસ આપી શકે," અશોકે હઠ પકડીને કહ્યું.

"અશોક, તું આજે આમ કેમ કરે છે? ત્હારા કહેવા પ્રમાણે મા મુર્ખ છે એમ જ ને ?" પુષ્પા બોલી.

"હા મા, એમ છે તો ખરૂં પણ—"અશોક બોલ્યો; બોલતાં બોલતાં જૂદો વિચાર આવતાં કાંઇક અટક્યો અને પછી બોલ્યો." પણ તું એવી સારી છે કે ત્હારે એવા ગુણની ગરજ જ નથી." આટલું બોલીને સરોજકુમારની ન્હાનકડી આવૃત્તિ પુષ્પાને વ્હાલથી બાઝી પડી.

"મા, આજે બાપુ ઘરમાં નથી એટલે હમે ત્હારી આગળ પ્રાર્થના કરશું." પોતાને સુવાનો વખત થયો એટલે અશોક બોલ્યો.

"ઠીક," પુષ્પાએ ઉત્સાહ વગર કહ્યું. પુષ્પાને આ ટેવ પસન્દ નહતી અને સરોજકુમાર શાને માટે આવી ટેવને ઉત્તેજન આપતા હશે ત્હેની ત્હેને સ્હમજણ પડતી નહતી પરન્તુ ના કહેવાથી ન્હાનકડા દીકરાની આંખ્યમાં માની અજ્ઞાનતા જ જણાશે એમ લાગવાથી હા કહી.

અશોકે પોતે બરાબર ઊભા રહીને પોતાની ન્હાની બ્હેન વિલસુને પણ પોતાની જોડે ઊભી રાખી, પછી ગંભીરાઇથી બોલ્યો. "પ્રભુએ કહ્યું છેઃ 'મ્હારા નામથી જે માગો તે મળશે.'"

"મા, આ ત્હમને ખરૂં લાગે છે?" ત્હેણે પૂછ્યું.

"હાસ્તો, ખરૂંસ્તો; હું ધારૂં છું કે ખરૂં જ હશે." પુષ્પાએ અચકતો જવાબ આપ્યો.

"પણ 'જે' નો અર્થ શો ?" અશોકે પૂછ્યું.

"એનો અર્થ કાંઇ નહિં." પુષ્પા બોલી.

"ત્હારે આપણે ના માટે બોલવુ જોઇએ ?"

"કાંઈ જરૂર નથી તેથી જ હુ આયાને કહુ છુ કે આવું આવુ છોકરાઓને ન શીખવવુ જોઇએ." પુષ્પાએ વિલસુના વાળના ગુચળાંમા મુખ છુપાવતા કહ્યું.

અશોક એકદમ સ્તબ્ધ થઇ ગયો અને ટટાર ઉભો રહ્યો. ત્હેના મુખ ઉપર કાઇક દુઃખના ભાવ જણાયા પુષ્પાને લાગ્યુ કે પોતાના શબ્દોથી અશોકના કુમળાં હૈયા ઉપર આઘાત થયો છે એટલે કાઇક ખીશીયાણી પડી ગઇ અને અશોકના મુખ સ્હામા કચવાતે મને જોઇ રહી. બન્ને વચ્ચે મૌન પ્રસરી રહ્યુ.

એટલામા નર્સ આવી અને વિલસુને અને અશોકને સૂવા લઇ જવા તૈયારી કરી

'પુષ્પાએ અશોકને ચુમ્બન કર્યું અને "આપણે હવે ક્યારે વિક્ટોરીયા ગાર્ડન્સમાં જઇશુ ?" એમ પૂછ્યુ. અશોકે ચુમ્બન કર્યું પણ ગાર્ડન્સ વિશે કાંઇ કહ્યુ નહિ. ઓરડામાથી જતા જતાં અશોક પાછો ફર્યો અને હિમતથી બોલ્યો "મા, પેલાંનો અર્થ કાંઇ હોય કે નહિ હોય પણ એ વાક્ય મ્હેં મ્હારૂ પોતાનુ કરી લીધેલુ છે. બાપુ કહેતા'તા કે આપણી જરૂરીયાતોને અનુસરતુ લાગે તેવુ વાક્ય આપણે રોજ પ્રાર્થના કરતી વખતે બોલવુ જોઇએ અને ત્હેને આપણા સુકાન તરીકે ગણવુ જોઇએ. મ્હેં તેથી આ વાક્ય મ્હોએ કર્યું છે."

અશોકે પોતાનુ મસ્તક હિમતથી ઊંચુ રાખ્યુ પણ ત્હેના મનમા એમ ધાસ્તી હતી કે વખતે મા તિરસ્કારથી કે હાસ્યથી આ શબ્દો તરછોડી નાખે.

પરન્તુ પુષ્પા હસી નહિ. તેતો ઓરડામાંની આ ન્હાની પણ શૌર્યભરી આકૃતિને જોઇ રહી. ત્હેના સિદ્ધાન્તો વિશેની ત્હેની શ્રદ્ધાએ પોતાના હૃદય ઉપર પણ અસર કરી. પછી કાઇક સ્મિત કરીને તે બોલી. "તે ખરૂ હશે દીકરા, પણ ત્હને હજી એવી શી જરૂરીયાતો છે ! ?"

"મ્હને જરૂરીયાતો નથી ? એટલુ જ તું તો જાણે છે ને !" આટલુ બોલીને અશોક ઓરડામાથી બ્હાર ગયો. બ્હાર જતા જતાં પાછો બોલ્યો. "મ્હારે પેલાં બાગી ગયેલાં ચીજને તદ્દન માફ કરી દેવું છે."

એકલી પડયા પછી અશોકની એક આગલી ટીકા પુષ્પાને યાદ આવી અને ત્હેની દિલગીરીમા તેથી વધારો થયો. "ત્હેં પોતે જે કાંઇ પણ ન કર્યું હોય તે વિશે તું કાંઇ પણ જાણતી નથી." આ વાક્યે ત્હેના માનસિક દ્રષ્ટિબિન્દુ ઉપર નવો જ પ્રકાશ પાડ્યો ખરેખર તેમ જ હતું !

પોતાને સરોજકુમારના કાર્યો વિશે શી માહિતી હતી ? નીચે જે દર્દીઓ આવતા ત્હેમને વિશે ત્હેને શી ખબર હતી ? ત્હેના જે બાપણો સાભળવા હજારો લોકો હાજર થતા

અને ઘેર વાંચીને મનન કરતા તે ભાષણો વિશે પોતે શું જાણતી હતી ? પોતાના પતિના જીવનના મહાન ઉદ્દેશો વિશે પોતે શું જાણતી હતી ? લીલા અનેકવાર આ વિષય ઉપાડવા માગતી પણ પોતે હર વખતે તે ફેરવી નાખતી.

પોતાના ન્હાના બાલકના શબ્દોથી ચોંકીને પુષ્પાને સર્વનું સ્મરણ થયું: કેટલી કેટલી વખત સરોજકુમારે પોતાના માનીતા વિષય વિશે—ક્ષીણ થઇ ગયેલી અને રોગીષ્ટ 'વીલ-પાવર' ને સુધારવાના પોતાના ઉપાયો, નષ્ટ થતાં જ્ઞાનતંતુઓ અને ઉન્માદ મગજોનો પુનરૂદ્ધાર કેમ કરવો, મૃત્યુના કરતાં પણ વધુ ભયાનક અન્ધકારની ખીણમાં બન્દીવાન તરીકે ચાલતાં, રોગથી કચરાતાં મનુષ્યોને સુખ અને તન્દુરસ્તી કેમ અર્પવી એ વિશે વાત કરવા યત્ન કર્યાં હતા પણ કોઇ પણ વખત પુષ્પાએ ત્હેમાં ભાગ લીધો નહતો, સમજવાને યત્ન કર્યાં નહતા, સાંભળ્યા વિના સાંભળતી હતી તેમ બતાવ્યું હતું અને લાગ મળતાં જ પોતાની શુષ્ક અને નિર્જીવ બાબતો કહેવા મંડી ગઇ હતી. સરોજકુમારે, આવા વિષયોમાં પોતાની પત્ની ભાગ લે એવી ઇચ્છારૂપ શ્વેત પુષ્પની યાચના તો ન કરી હોય !!

પુષ્પા ધીમે ધીમે પોતાના ઓરડામાં ગઇ અને સખીને ત્હાંની પાર્ટીમાં જવાની તૈયારી કરવા લાગી; મનમાં એમ થયા કરતું કે જવાની કાંઇ જ જરૂર નથી. આઠ વાગ્યા. હમણા મોટરકાર આવશે અને પાર્ટીમાં પોતાને લઇને ધમધમાટ કરતી ઉપડી જશે.

અહા ! સુરતમાં સાથે ગઈ હત તો શો આનન્દ મળત ! વ્હાલા પતિની સ્હોડયમાં ભરાઇને તાપીના શાન્ત, ગંભીર જલ ચન્દ્રિકામાં નિદ્રા લેતાં હોય તે જોવાત ! અસ્સલની માફક ચાકરનફરોની મદદ સિવાય પતિપત્ની કેવાં સુખથી, કેવા સ્નેહથી, કેવી શાન્તિથી દિવસ પસાર કરી શકત !

ઓરડામાં ઇલેક્ટ્રીક લાઇટ પ્રકાશી રહ્યું હતું. પુષ્પાની આંખો ત્હેને જોઈ રહી. પોતે સુરત ગઇ હોત તો શું થાત એ વિચારોમાં ત્હેનું મન ધસડાયે જતું હતું. ત્હેની આંખોમાં કોમળતા અને સ્નેહ તરવરતાં હતાં, ત્હેના મૃદુ ઓષ્ઠ ઉપર મૃદુતા પ્રસરી રહી હતી. દીવાના પ્રકાશમાં ત્હેના કાળા ભમર વાળ કો દિવ્ય પ્રકાશથી પ્રકાશતા હતા.

" આહ ! કેવો મ્હારા સરોજકુમારનો પ્રેમ ! લીલાએ બરાબર જ કહ્યું હતું કે 'પોતાના પ્રેમસ્થાનમાં તો સરોજકુમાર બાલક જ રહેવાના. પ્રેમની પિપાસાથી તલસતો ત્હેમનો આત્મા નિરન્તરનો તરૂણ જ રહેવાનો.' આ લીલાએ શાથી જાણ્યું હશે ? હું—ત્હેમની પત્ની એ વાત સત્ય છે એમ ન જાણી શકું ? " વિચારમાળામાં પુષ્પાનું હૃદય ગુંથવાયું.

" લગ્નના સાત વર્ષમાં સરોજકુમારનો પ્રેમ ઉત્તરોત્તર વિકાસ પામતો જ ગયો હતો. જ્યારે જ્યારે મ્હને ત્હેમની સાથે લઈ ગયા હતા ત્હારે ત્હારે જાણે 'હનીમુન' ગાળવા જ લઈ ગયા હોય તેવો દિવ્ય સ્નેહ પતિમાં હું જોતી. ત્હારે આ વખતે તે પ્રસંગો મ્હારાથી કેમ વિસરાઇ ગયા ? આજે જે સમય હું અને તે ઉભય દિવ્ય સ્નેહની છાયામાં ગાળી શકત

તે સમય શા માટે મ્હેં ગૂમાવ્યો હશે? પતિને મ્હારી જ્યારે ખરી જરૂર હતી ત્હારે મ્હેં શા માટે ના પાડી હશે?—હું શા માટે મ્હારા કર્ત્તવ્યમાંથી પાછી હઠી હઇશ?

"અહા! હું કેવી સ્વાર્થી! કેવી છુછ્છી! મ્હારાંમાં જ લીન રહેનારી! મ્હને કોઇ ન્હાય એટલા માટે જ ન્હાનારી; ન્હાવાના દિવ્ય આનન્દનો ઉપભોગ કરવાને હું કેવળ અસમર્થ છું! ત્હેમનો મ્હારા પ્રત્યેનો પ્રેમ તે હું ફક્ત ત્હેમની 'ફરજ તરીકે જ' સ્હમજી છું પણ બદલામાં કાંઇ સ્નેહ કે કોમળતા મ્હેં ત્હેમને અર્પ્યા નથી." આમ વિચાર કરતાં પુષ્પાએ પોતાનું મુખ પોતાના બે હસ્ત વડે કરીને ઢાંકી દીધું.

"અહા, સરોજ," પુનઃ ત્હેનું હૈયું બોલવા લાગ્યું. "લીલાના નહિ પણ મ્હારા સરોજ! હવેથી આમ નહિ થાય! તું પાછો આવીશ ત્હારે એવી પત્નીને જોઇશ કે જે પતી ત્હને અને ત્હારાં કાર્યોને સ્હમજી શકશે, અને જેના હાથ શ્વેત પુષ્પોથી છલકાઈ જશે; તું જ્યારે જ્યારે માગશે ત્યારે ત્હારે ત્હને અર્પવા તે સર્વદા તૈયાર જ હશે."

વિચારમાળા બંધ પડી. પાર્ટીમાં જવાની બિલકુલ ઇચ્છા નહતી પરન્તુ સરોજકુમાર પોતાને તે પાર્ટીમાં જ હાઝર ધારશે એટલે ત્હાં નહિ હોઉં તો ખોટું એમ ધારીને જવાને તૈયાર થઈ.

ભગવાનલાલ હાથમાં એક તાર લઇને આવ્યો, તાર આપીને બારણું ધીમેથી બંધ કરીને પાછો ચાલ્યો ગયો. પુષ્પા આનન્દની ઉર્મિથી તે તાર સ્હામા જોઈ રહી. "સરોજનો જ તાર! ત્હેમની ટેવ પ્રમાણે મ્હને 'ગુડ નાઇટ' ઇચ્છવાને મોકલ્યો! મ્હને મોકલવાનું કેમ નહિ સૂઝ્યું? હવે તો વખત નથી."

એક ઇઝીચેર ઉપર પુષ્પા બેઠી અને હાથમાં તાર ઝાલી રાખ્યો. હૃદયના છેલ્લાં તુફાન પછી પતિના શબ્દો વાંચવાથી શી અસર થાય છે તે અનુભવવા ઇચ્છા થઈ. શાન્તિથી પાકીટ ફોડયું. તાર લાંબો જણાયો. એક વાર વાંચીને પુનઃ વંચાયો. થોડીવાર તે શાન્ત બેશી રહી. ઘડીયાળમાં થતા ટક, ટક અવાજને સાંભળી રહી. પછી પુનઃ વાંચવાનો શરૂ કર્યો. બ્હીકથી–દર્દથી ધ્રુજતા અવાજે ત્હેણે તાર મ્હોટેથી વાંચ્યો.

પોલિસ ઑફીસ [illegible] સુરત તરફથી.

જણાવવાને દિલગીર છું કે [illegible] સરોજકુમાર મોટારકારના અકસ્માતથી ચગદાઈ ગયા છે, તરત જ મૃત્યુ પામ્યા છે. શું કરવું તે જણાવશો.

પુષ્પા ઉઠીને દ્વાર બણી ગઈ. ત્હાં ભગવાનલાલ તે ઉઘાડીને અન્દર આવ્યો. "બાઈ બ્હાર ગાડી આવી છે." તે બોલ્યો.

"મ્હારે અત્યારે ગાડી નહિ જોઇએ, પાછી લઈ જવાની કહે."

પુષ્પા પોતાના ઓરડામાં પાછી ગઈ અને કમાડ બંધ કર્યાં. ઓરડામાં દીવા ઝગઝગાટ પ્રકાશી રહ્યા હતા ત્હેને હોલવી નાખ્યા. અન્ધકારમાં તે પોતાના—પોતાના પતિના—ઉભયના ખાલી પલંગ આગળ ગઈ, તા પલંગ ઉપર મૂક્યો અને શાન્ત, સ્તબ્ધ ઊભી રહી.

"અરે, પ્રભુ," તે બોલી. "મ્હને વિચાર કરવાની શક્તિ આપ......હું શક્તિવાન નથી. મ્હારો ન્હાનો બાલક મ્હને મુર્ખ ધારે છે, મ્હારો સરોજ મ્હને સુન્દર ધારે છે, પરન્તુ તું જાણે છે કે મ્હારૂં સૌન્દર્ય મ્હને ફાટી ગયેલાં ચીથરાં જેવું ભાસે છે. મ્હારા દુ:ખના સંભયમાં ઓ પ્રભુ ! મ્હને વિચાર કરવા'દે !......હું કાંઇક યાદ લાવવા માગું છું. હાય !" તે ચીસ પાડી ઉઠી. "કાલચક્ર ! કાલના ચક્રો ! કદી પાછાં ફરતાં નથી; નિરન્તર આગળ જ વધ્યે જાય છે. અને તેથી જ હવે વખત વીતી ગયો છે. અરે પ્રભુ ! ઘણું મોડું થઈ ગયું, ઘણું મોડું ! મ્હારાં પુષ્પો તૈયાર છે—વ્હાલાને અર્પવાને તૈયાર છે, પરન્તુ ઘણાં મોડાં તૈયાર કર્યાં......અહા ! અશોકે હમણાં શું કહ્યું હતું ? પ્રભુ, ત્હારાં નામથી જે કાંઈ માગશું તે મળશે; અને અશોકે એમ પણ કહ્યું હતું કે જે કાંઈ એટલે જેની આપણને જરૂર હોય તે સર્વ. પ્રભુ—ઇશ્વર ! હું કાલના ચક્રો બાર કલાક પાછાં હઠાડવા માગું છું, એટલા માટે જ કે હું ત્હેમની સાથે જઇ શકું."

પલંગ આગળ પુષ્પા ગુંટણીએ પડી.

"પ્રભુ ! એકવાર—એકવાર કાલના ચક્રને પાછાં હઠાવ કે હું ત્હેમની સાથે જઇ શકું !"

પુષ્પાએ ચીસ પાડી. બ્હારના કોઇથી ના સંભળાય તેટલા માટે ત્હેણે મ્હોમાં સુજનીનો ડૂચો માર્યો.

"પ્રભુ ! એકવાર—એકવાર કાલના ચક્ર પાછાં હઠાવ કે હું ત્હેમની સાથે જઇ શકું !"

ત્હેણે પોતાના સુન્દર લાંબા વાળ છોડી નાખ્યા અને હાથ સાથે બાંધ્યા. દર્દે બેભાન થતાં અટકાવી અને વિચારમાળામાં મદદ કરી.

"અરે ઇશ્વર ! કાલચક્ર પાછાં હઠાવ કે હું ત્હેમની સાથે જઇ શકું ! કાંઇપણનો અર્થ આપણે જે ઇચ્છીએ તે જ કેની ? ઓ પ્રભુ, હું એક બીજી તક માગું છું ! પાછાં હઠાવો—પાછાં હઠાવો કે હું ત્હેમની સાથે જઇ શકું !"

પછી ત્હેણે મૌન ધારણ કરીને નમન કર્યું. હૃદયના ધબકારા કાનને ફાડી નાખતા હતા અને ઓરડો ચકર ચકર ફરતો હોય તેમ જણાતું હતું. પરન્તુ પલંગને ટેકાવીને પણ ત્હેણે નમન કર્યું.

રસ્તા ઉપરનું કમાડ ખખડયું. દાદર ઉપર કોઇ આવતું હોય તેમ જણાયું.

પુષ્પાએ પુનઃ ચીસ પાડી: " પ્રભુ, પ્રભુ ! કાલચક્રને પાછાં—પાછાં હઠાવો ! "

ઓરડાનું કમાડ ઉઘડયું અને બંધ થયુ. કોઇક મનુષ્ય ઉંબરા આગળ ઉભું રહીને જ ધ્યાનપુર્વક સાંભળવા લાગ્યુ.

ક્ષણ પછી ડૉ. સરોજકુમારનો અવાજ સંભળાયો: " અંધારામાં, વ્હાલી ? કેમ શુ છે, પુષ્પા ? " ડૉક્ટરે સ્વીચ દાબી. ઓરડામાં પ્રકાશ પ્રસરી રહ્યો.

" અરે પ્રભુ ! કાલચક્ર પાછા હઠાવો કે હું ત્હેમની સાથે જઈ શકું ! " પુષ્પા બોલી

સરોજકુમારે ત્હેને પોતાના હસ્તથી ઘેરી લીધી, ઉચકીને ત્હેને પલંગ ઉપર સૂવાડી. સરોજકુમારને સહસા આઘાત થયો હોય તેમ ત્હેના મુખ ઉપર મહા વેદનાના ચિહ્‌ન જણાયાં ત્હેણે પુષ્પાને હાથે વીંટળાયલા વાળ છુટા કર્યા. સુમધુર ઓષ્ઠ ઉપર લાગેલું ગર્દ લુછી નાખ્યુ. પછી પુષ્પાને પોતાના હૃદય સરસી સ્નેહથી ચાંપીને ડૉક્ટરે ધીમેથી કહ્યુ

" પુષ્પા, મ્હારી વ્હાલી પુષ્પા ! ત્હને કશાકથી બ્હીક લાગી હોય તેમ લાગે છે— ત્હને કાંઈ આઘાત થયો છે. પરન્તુ હવે ચિન્તા નથી, વ્હાલી. હુ પાછો ત્હારી કને આવ્યો છુ. સાંભળ પુષ્પા, મ્હારૂ કામ જલ્દી પૂરૂ થઈ શક્યુ એટલે મ્હને લાગ્યુ કે હુ ફાસ્ટ ટ્રેન પકડી શકીશ એટલે મ્હેં ગમે તેમ કરીને પણ તે પકડી કાંઈ નહિં—પુષ્પા—વ્હાલી— સાંભળ, કાલચક્રની કાંઈ ચિન્તા નહિં. મ્હને એમ થયુ કે હું બ્હારોબ્હાર પાર્ટીમાં આવીને ત્હને અજાયબ કરી દઇશ. આજે પવન ઘણો હતો એટલે હુ ઉતારે ઓવરકોટ લેવા ગયો. ત્હાં જઇને જોઉં છું તો મ્હારો એક મિત્ર મ્હને કહ્યા વિના મ્હારો ઓવરકોટ લઇને ચાલ્યો ગયો હતો એમ મ્હને જણાયુ; તેથી હુ ઓવરકોટ વિના જ અહિં આવ્યો છુ ટાઢથી ધ્રુજતો ત્હારો સરોજ ત્હને મળવા આવ્યો છે, પુષ્પા ! તુ એને તાપવાનુ કાંઇ સાધન પણ નહિં આણી આપે ? "

સરોજકુમાર બોલતો બંધ થયો. નીચા વળીને ત્હેણે પુષ્પાના મુખ સ્હામુ જોયુ ડૉક્ટરની તિક્ષ્ણ આંખો પુષ્પાના દર્દભર્યા મુખના એકેએક અવયવ જોઈ રહી ત્હેણે પુષ્પાના ઓષ્ઠ ઉપર પોતાના ઓષ્ઠ એક ડુસક ખાઇને દાબ્યા.

" પુષ્પા—પુષ્પા—"

પુષ્પાએ પોતાના હાથવતી પલંગ ઉપર પડેલો તાર બતાવ્યો સરોજકુમારે તે જોયો ને વાંચ્યો.

" અરે ! " તે બોલ્યો. " કચડાઇને મૃત્યુ પામ્યો ! જે બિચારાએ મ્હારો ઓવરકોટ લીધેલો તે જ બિચારો. ગજવામાં મ્હારું કાર્ડ અને કેટલાંક બીજાં કાગળીયાંઓ હતા " પછી પાછો સરોજકુમાર નીચો વળ્યો અને આનન્દાશ્રુ અવાજે સ્નેહથી, મમતાથી બોલ્યો

"આહ! પુષ્પા! તું મ્હને આ પ્રમાણે ચ્હાતી હતી?!"

આ સાનન્દાશ્ચર્યભર્યા અવાજે પુષ્પાને બચાવી.

પુષ્પાએ પોતાનું મુખ ડૉક્ટરની છાતીમાં છુપાવી દીધું અને ઘણું જ રૂદન કર્યું. હૈયું ખાલી થતાં ત્હેના આત્માએ ડૉક્ટરના પ્રેમની છાયામાં, પોતાના હૈયાંની વિશ્રાન્તિ સ્થાનરૂપ પતિના સ્નેહની છાયામાં વિશ્રાન્તિ લીધી.

આખરે જ્યારે ત્હેનાથી બોલાયું ત્યારે ત્હેણે બોલવાનો યત્ન કર્યો: "હું જો—"

"હમણાં મુંગી રહે, વ્હાલી, તુંજ ખરી હતી."

પરન્તુ પુષ્પાએ પોતાનો હાથ ડૉક્ટરના મુખ ઉપર દાબ્યો અને ત્હેને મુંગા રહેવાની નિશાની કરીને પછી ત્હેનો હાથ લઇને અતિ નમ્રતાથી અને કોમળતાથી ચુમ્બન આપ્યું.

"વ્હાલા સરોજ," તે બોલી. "હું ખોટી હતી, તું જ સાચો હતો; ત્હારા પ્રેમે જ સમ્પૂર્ણતા પ્રાપ્ત કરી છે! પરન્તુ મ્હારી પ્રાર્થના સાંભળી અને મ્હને આ તક આપી. મ્હારા વ્હાલા, મ્હારી કને એક ચીમળાયલું પુષ્પ છે પણ તે ત્હારૂં જ છે. તું મ્હને એક વાર તક આપ, સરોજ—ત્હારી સેવા કરવાને એક તક આપ. સેવા કરવી—હું એ જ માગું છું—તે જ ઇચ્છું છું; કારણ કે હવે હું ચ્હાઉં છું."

સરોજકુમારે ત્યારે જાણ્યું કે વર્ષોની હૈયાંની પિપાસા તૃપ્ત કરનાર વસ્તુ જીવને પોતાને અર્પી છે.

"મેરી," તે બોલ્યો. "મેરી—દેવી—મ્હારી જીવન સખી!"

ત્હેણે પુષ્પાના હૈયાં ઉપર પોતાનું મસ્તક સહસા મૌન ધારણ કરીને નમાવ્યું; પુષ્પાએ પોતાના શ્વેત પુષ્પશા હસ્તે ત્હેના કાળા ભમર વાળને સ્પર્શ્યાં. ઉભય આત્મા અનેરી જ્યોત્સ્નાથી પ્રકાશી રહ્યા.

---

# પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્:
# નિરીક્ષા અને સમીક્ષા.

## આમુખ.

અમુક કાર્ય થઇ ગયા પછી તે કાર્ય કેવી રીતે થયું છે, તેનાથી શા લાભ થયા છે, તેમાં શી અડચણો આવી હતી, તેની અંદર કેવા કેવા દોષ રહી ગયા હતા, તેની સમાલોચના થવાથી, ભવિષ્યના કાર્યની સિદ્ધિ વિશેષ ફળપ્રદ થાય છે.

પાંચમી સાહિત્ય પરિષદ્ સુરતમાં મળી અને વિસર્જન થઈ; તેના કામકાજના હેવાલો વર્તમાન પત્રોમાં પ્રકટ થયા; અને ગુણ દોષ સંબંધી કેટલીક ટિકાઓ પણ થઇ. ત્યારે પછી, માસિકમાં તેની સમીક્ષા કરવાનો શો અર્થ? આ પ્રશ્ન આ લેખનું મથાળું જોતાં સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે.

વર્તમાન પત્રોમાં માત્ર નીરસ ટૂંકા હેવાલો જ પ્રસિદ્ધ થાય છે. પરન્તુ, બીજી ઘણીક એવી રસમય બાબતો હોય છે કે તે વર્તમાનપત્રોના હેવાલોમાં પ્રવેશ પામી શકતી નથી. તેમજ અમુક હીલચાલ, ભાષણ કે ઠરાવનો અન્તર્ગત હેતુ શો હતો, તેનો આરંભ કેવી રીતે થયો હતો અને પરિણામ શું આવ્યું, ઈત્યાદિ બાબતો પણ તેમાં આવી શકે નહિ. વળી, વર્તમાનપત્રોની ટિકાઓ માત્ર ઉપર તરી આવતી થોડીક બાબતો સંબંધી તાત્કાળિક વિચારોથી પ્રેરાઇ કરાએલી હોય છે. આથી પરિષદના હેવાલનું રસમય વર્ણન, તેનાં કાર્યોના મૂલગત હેતુઓ, કોઇ કાર્યની નિષ્ફળતાનાં કારણો, ઇત્યાદિ બાબતો સંબંધી, ગંભીર ચિન્તન પૂર્વક અને ભવિષ્યમાં કાર્ય વિશેષ સુગમ થાય તેવા હેતુથી, વિવેચન કરવાનું કાર્ય માસિકોનું છે.

આવો કંઇક ઉદ્દેશ લક્ષમાં રાખી પ્રસ્તુત લેખની પ્રવૃત્તિ કરી છે. સાહિત્ય પરિષદમાં આ વખતે મારી પ્રથમ જ હાજરી હોવાથી, પાછળની પરિષદોના કાર્ય સાથે આ પરિષદનું કાર્ય સરખાવવાનું મારાથી બની શકશે નહિ. પરન્તુ નવીન દૃષ્ટિને જે કંઇ સારૂં ખોટું જણાશે તે દર્શાવવા પ્રયત્ન કરીશ.

## સ્વાગત મંડળના પ્રમુખનું ભાષણ.

પ્રારંભમાં મંગળાચરણનું સંગીત થયા બાદ, સત્કાર મંડળના પ્રમુખે પોતાનું ભાષણ વાંચ્યું હતું. સુરતની ઐતિહાસિક હકીકત તથા નર્મદ અને નવલરામ સાથેનો તેમનો અંગત પરિચય, એ તેમના ભાષણના ઉપયોગી ભાગ હતા. તે ભાષણ બહુ ઉત્સાહ ભરેલી લાગણીથી લખાયું હતું, પરન્તુ છટા સાધવા જતાં કેટલેક સ્થળે વાક્યાન્વય એવો ઉલટાઈ ગયો હતો અને શૈલી એવી વિચિત્ર થઈ ગઇ હતી કે શ્રોતૃવર્ગમાં ઘણે સ્થળે તે ઉપહાસનું પાત્ર થઇ પડ્યું હતું. એ ઉપરથી એમ લાગે છે કે સાહિત્ય પરિષદના સત્કાર મંડળના પ્રમુખના ભાષણની

શૈલી કાલાતીત ( antiquated ) ન હોવી જોઇએ, પરન્તુ સાહિત્યમાં રૂઢ થયેલી જ હોવી જોઇએ. આથી વૃદ્ધ જનોએ પણ પ્રચરિત સાહિત્ય ( current literature ) થી વાકીફ થવાની જરૂર છે.

## પરિષદના પ્રમુખનું ભાષણ.

પ્રમુખનું સંવરણ થયા પછી, તેમણે બહુ વિદ્વત્તા ભરેલું અને રસમય ભાષણ વાંચ્યું હતું. તેમનો ધીમો અવાજ ઘણે દૂર સુધી પહોંચી વળ્યો નહોતો, પરન્તુ તે અવાજ એવો તો મધુર, કોમળ અને સંગીતમય તીણો હતો કે જેમને તે સંભળાયો હતો, તેમને કોઇ અપૂર્વ પ્રકારનો આનન્દ મળ્યો હતો. તેમની ધીરેથી લલકારીને વાંચવાની છટા પણ અનુકરણયોગ્ય હતી. તેમનું સમગ્ર ભાષણ ગંભીર વિચારોથી ભરેલું હતું અને અનેક દૃષ્ટિબિન્દુથી બહુ મહત્વનું હતું, તોપણ તેના વિશિષ્ટ મુદ્દા ત્રણ હતા. (૧) પરિષદોનો ઇતિહાસ અને Oriental Congress નું સ્વરૂપ. (૨) ગુજરાતી ભાષાનાં વાગ્વ્યાપારથી ઘડાએલાં રૂપોનું ઐતિહાસિક દિગ્દર્શન અને (૩) આધુનિક યુગના સાહિત્યના સ્વરૂપ સંબંધી ગુણ દોષની કરેલી સમાલોચના. આ ત્રણ મુદ્દાઓ પૂર્વના કોઇ પ્રમુખે વિસ્તારથી ચર્ચ્યા નહોતા. રા. રા. કેશવલાલ ધ્રુવે પોતાના ભાષણમાં ગુજરાતી ભાષાના શતકવાર ઉતારા આપ્યા હતા, પરન્તુ શબ્દોમાં કેવી રીતે ફેરફાર થયો છે, તે તેમણે દર્શાવ્યું નહોતું. આ કામ રા. રા. નરસિંહરાવે કર્યું છે. પરન્તુ, જ્યાંથી રા. કેશવલાલ મધ્યકાલીન ગુજરાતીનો આરંભ માને છે, ત્યાંથી પણ અર્ધશતક પાછળથી જ રા. નરસિંહરાવ ગુજરાતી ભાષાની ઉત્પત્તિ માને છે. ( સં. ૧૫૫૦). અને તે પહેલાંની ભાષાને પ્રાચીન, મધ્યકાલીન અને અન્તિમ અપભ્રંશ ( જૂની પશ્ચિમ રાજસ્થાની ) તરીકે ઓળખાવે છે.* તેમજ અર્વાચીન ભાષાનો આરંભકાળ રા. કેશવલાલ, રા. બા. રમણભાઇ આદિ વિદ્વાનો અરાઢમા શતકના પ્રારંભથી માને છે, પરન્તુ ત્યાર પછી અનેક નવીન સાધનો પ્રકાશમાં આવ્યાં છે, તે ઉપરથી રા. નરસિંહરાવે યોગ્ય રીતે અર્વાચીન ભાષાની શરૂઆતનો સમય અર્ધશતક પાછો હઠાવી, ૧૭૫૦ પછીનો માન્યો છે. રા. રા. રણછોડભાઇએ પોતાના ભાષણમાં અર્વાચીન સાહિત્યના ગ્રન્થકારો અને તેમના ગ્રન્થોની ઐતિહાસિક ક્રમમાં નામ ગણના કરી હતી; રા. નરસિંહરાવે વિશિષ્ટ રૂપે તેવી ગણના નહિ કરતાં, સુયોગ્ય વિવેચકને છાજે તેવી રીતે, અર્વાચીન સાહિત્યના સમગ્ર સ્વરૂપ સંબંધી માર્ગદર્શક સમાલોચના કરી છે. તેમજ નવીન સાહિત્યનું હાર્દ, સમજ્યા સિવાય તેની અવગણના કરનારાને સારો ઉત્તર આપ્યો છે. તેમણે અર્વાચીન સાહિત્યના પ્રાચીન અને નવીન એમ બે યુગ પાડ્યા છે, તે પણ રુચિકર છે. છેવટે; તેમણે ગુજરાતી સાહિત્યના ભાવિવિકાસ માટે કરેલી વ્યવહારૂ સુચનાઓ પણ બહુ મહત્વની છે.

---

* આ મત એકદમ ગ્રાહ્ય થઇ શકશે નહિ. કારણ તેનો સ્વીકાર કરતાં ગુજરાતી ભાષાના આરંભનો સમય બહુ ટૂંકો થઇ જશે અને નરસિંહ અને ભાલણને ગુજરાતી ભાષાના કવિઓ માનતાં બાધ આવશે.

તેમના ભાષણની શૈલી પણ નવીન છે. જો કે તે રા. કેશવલાલના ભાષણ જેટલી મોહક, મધુર અને પ્રોત્સાહક નથી અને તેમાં ગુજરાતી ભાષા ઉપર તેમના જેટલું પ્રભુત્વ નથી જણાતું, તો પણ રા. નરસિંહરાવે પોતાની હમેશની કડક, સ્ફુટ અને સુશ્લિષ્ટ શૈલી મકી, આ ભાષણ લલિત અને લહેકતી શૈલીમાં રચ્યું હતું, તેથી તે શ્રુતિમધુર બન્યું હતું. આ નવીન શૈલીમાં પ્રો. આનન્દશંકરની કોમળ શૈલી અને રા. નરસિંહરાવની સ્વાભાવિક કડક (terse) શૈલીનું સુભગ મિશ્રણ જણાતું હતું.

પ્રમુખના ભાષણ સંબંધી એક સૂચના કરવી આવશ્યક છે. તે જોઇએ તે કરતાં વધાર લાંબુ થઇ ગયું હતું. તે દિવસે પ્રદર્શન ખુલવાની ક્રિયા બંધ રહી હતી, છતાં પણ સમયના અભાવે તે ભાષણ વાંચતાં ઘણા ખંડો મૂકી દેવા પડ્યા હતા. પ્રમુખનું ભાષણ નિયતસમયમાં વંચાય તેટલું જ હોવું જોઇએ. નિબંધોનું વાચન ટૂંકાવી શકાય ખરું, પરન્તુ કોઇ પણ કોંગ્રેસ કે કોન્ફરન્સમાં પ્રમુખનું ભાષણ વાંચતાં અમુક ભાગ છોડી દેવા પડ્યા હોય તેમ બનેલું જાણવામાં નથી. પ્રમુખે પોતાના ભાષણનો એક મુદ્દો ઓછો કરી, તેને જૂદા નિબંધ રૂપે લખ્યો હોત તો તે સમુચિત થઇ શકત. દાખલા તરીકે ગુજરાતી ભાષાના ઇતિહાસ સંબંધી મુદ્દો આ ભાષણમાં નહિ દાખલ કરતાં, તેને માટે જૂદો જ નિબંધ લખ્યો હોત તો અમુક પૃષ્ઠ ઓછાં થઈ શકત, એટલું જ નહિ. પણ એ મુદ્દો તેમને સંકોચાવવો પડ્યો છે, તેમ નહિ થતાં તેને જૂદા નિબંધમાં પ્રમાણો સહિત પૂર્ણ ન્યાય આપી શકાત. એ ભાગ ઓછો થવાથી પ્રમુખના ભાષણનું મહત્વ કોઈ રીતે ઘટત નહિ, તે સિવાય બીજી ઘણી બાબતો તેમાં છે કે જેનાથી તેને બહુ ઉંચી પદવીમાં મૂકી શકાય એમ છે. પ્રમુખ પોતાના ભાષણ ઉપરાન્ત જૂદો નિબંધ ન વાંચી શકે એમ નથી. રા. કેશવલાલે બીજી સાહિત્ય પરિષદમાં તેવો નિબંધ વાંચ્યો હતો.

પ્રમુખનું સમાપ્તિનું ભાષણ પણ બહુ અગત્યનું હતું. તે જો કે મોટાનું હતું તોપણ વિચાર, ભાષા અને શૈલીમાં લેખિત ભાષણ કરતાં કોઈ રીતે ઉતરતું હતું નહિ. પરન્તુ દિલ ગીરી એટલી જ છે કે માત્ર 'પ્રજાબન્ધુ' સિવાય કોઈ પત્રે તેનો સાર પણ પ્રકટ કર્યો નથી. બીજી સાહિત્ય પરિષદ્ વખતે જે શોચ કિ. બા. અબ્બાસાનનું ભાષણ ન મળવાથી કરવામાં સંબંધી કરવો પડ્યો હતો, તેજ અહિં પણ કરવો પડે છે. આ ભાષણમાં નર્મદના સ્મારક સંબંધી, તેમજ નિબંધ વાચન સંબંધી કરેલી સૂચનાઓ અગત્યની હતી.

## પ્રમુખે બજાવેલું કામકાજ.

રા. નરસિંહરાવે પ્રમુખ તરીકે જે કામ બજાવ્યું હતું તે ઘણી તરફથી વાજબી રીતે વખાણવામાં આવ્યું હતું. પ્રમુખની પસંદગી કરવામાં તે માત્ર પોતાનું ભાષણ ઉત્તમ રીતે તૈયાર કરી શકે એટલી જ યોગ્યતાનું ધારણ ધ્યાનમાં રાખવાની જરૂર નથી. પરન્તુ, સમગ્ર સભાનું કાર્ય નિયમનમાં રાખી શકે અને શાન્તિથી પોતાનું કાર્ય સફળ કરી શકે તેવી શક્તિ પણ તેમનામાં હોવી આવશ્યક છે. આ જ હેતુથી પરિષદના પ્રમુખ તરીકે માત્ર એકલા

વિદ્વાનોને જ નહિ પસંદ કરતી પ્રજાના નાયકોને પણ પસંદ કરવા જોઇએ. કંઇક આવા ઉદ્દેશથી જ રાજકોટમાં દિ. બ. અંબાલાલની ચુંટણી થઇ હતી. અને તેમના કાર્યથી સર્વને પૂર્ણ સંતોષ મળ્યો હતો. સુરત જેવા સુશિક્ષિત અને સ્વતંત્ર પ્રકૃતિના શહેરની પરિષદના પ્રમુખ તરીકે રા. નરસિંહરાવની ચુંટણી થઇ ત્યારે ઉપરનાં કારણોથી પરિષદનું કાર્ય શાન્તિથી પાર પડશે કે નહિ તે બાબતમાં ઘણાને શંકા ઉત્પન્ન થઈ હતી, પરન્તુ, જે પરિણામ આવ્યું તે ઉપરથી સર્વને સાશ્ચર્ય આનન્દ થયો હતો; અને રા. નરસિંહરાવમાં વિદ્વત્તા ઉપરાંત નાયક તરીકેની દક્ષતા પણ છે, એમ બધાની ખાત્રી થઇ હતી. રા. નરસિંહરાવનું કામ જેમને પરિષદમાં તેમ જ નિર્ણયકારક મંડળમાં બારીકીથી જોવાનો પ્રસંગ મળ્યો હતો, તેઓ જોઇ શક્યા હતા કે તેમણે બહુ સલાહ સંપથી કામ લીધું હતું. પરિષદનું કામ જ્યારે જ્યારે નીરસ થઇ જતું, ત્યારે તેઓ હાસ્યના ટૂચકાં મૂકીને ક્ષણવાર આનન્દ પ્રસરાવતા. રા. બા. રમણભાઇની 'માતુપી રેખલ' ની કલ્પનાથી પણ ઘણી મોજ મળી હતી. નિર્ણયકારક મંડળની બેઠકોનું કાર્ય તો પ્રમુખનાં હાસ્યનાં ટૂચકાં તથા ઉપહાસનાં વચનોથી રસમય જ બન્યું હતું. તે ઉપરાન્ત તેમાં તેમની શાન્તથી કામ લેવાની અને યુવકોને અગ્ર ભાગ આપવાની ઇચ્છા જણાઈ આવતી હતી.

## નિબંધ વાંચન.

પરિષદના કામકાજમાં નિબંધ વાંચન એક અગત્યનો ભાગ રોકે છે. જો કે એ ખરૂં છે કે જ્યાં સુધી પરિષદનું સ્થાયી મન્દિર થાય નહિ ત્યાં સુધી નિબન્ધોનું વાંચન અને ઠરાવો કર્યા ઉપરાન્ત બીજું સંગીન કાર્ય ન થઈ શકે, પરન્તુ નિબંધોની યોગ્યતા સંબંધી ધોરણ ઉચું રાખવાની હવે આવશ્યકતા જણાય છે. આ પરિષદમાં કેટલાક નિબંધો બહુ ઉંચી કક્ષાના હતા, પરન્તુ ઘણા એવી સામાન્ય પંક્તિના હતા કે, તે શી રીતે સ્વીકારાયા તેને માટે ઘણાને આશ્ચર્ય સુંથ હતું. પ્રમુખે પણ તે સંબંધી સમાપન વખતે સૂચન કર્યું હતું. સામાન્ય પંક્તિના લેખો પ્રકટ કરવાને ઘણાં સ્થળો છે, પરન્તુ પરિષદમાં આવનારા લેખો તો તેના ગૌરવને અનુરૂપ જ હોવા જોઇએ, એમ મારૂં માનવું છે. પરિષદના નિબંધો ત્રણ દૃષ્ટિબિન્દુથી લખવા જોઇએ. (૧) પ્રાચીન સાહિત્ય કે ભાષાને અનુલક્ષી. (૨) વર્તમાન સાહિત્ય સંબંધી. (૩) ભાવિ સાહિત્ય પરત્વે. પ્રથમ વિભાગના લેખો સંશોધક બુદ્ધિથી અને ઐતિહાસિક દૃષ્ટિથી શ્રમપૂર્વક લખાવા જોઇએ. બીજા વિભાગના લેખો તુલનાત્મક બુદ્ધિથી અને વિવેચક દૃષ્ટિથી માર્ગદર્શક થઇ પડે તેવી રીતે લખાવા જોઇએ. અને ત્રીજા વિભાગના લેખો તો ગંભીર મનન પૂર્વક, નૂતન વિચારોથી ભરેલા, પ્રતિભાયુક્ત સામર્થ્યથી લખાવા જોઇએ. પ્રથમ વિભાગના આદર્શ તરીકે રા. તનસુખરામ તથા રા. કેશવલાલના લેખ ગણી શકાય. બીજા વિભાગના આદર્શ તરીકે ગણી શકાય તેવો એક પણ સાંભળવામાં નહોતો આવ્યો. ત્રીજા વિભાગને છાજે તેવો રા. વિભાકર એકલાનો જ લેખ હતો. તે ઉત્તમ વિચારો ઉપરાન્ત એવી મોહક અને મધુર ભાષામાં લખાએલો હતો કે તેમાં ઇંગ્રેજી સાહિત્યકાર રસ્કીનના જેવી ખૂબી જણાતી હતી.

તેમના ભાષણની શૈલી પણ નવીન છે. જો કે તે રા કેશવલાલના ભાષણ જેટલી મોહક, મધુર અને પ્રોત્સાહક નથી અને તેમા ગુજરાતી ભાષા ઉપર તેમના જેટલું પ્રભુત્વ નથી જણાતુ, તો પણ ન નરસિંહરાવે પોતાની હમેશાની કડક, સ્ફુટ અને સુશ્લિષ્ટ શૈલી મૂકી, આ ભાષણ લલિત અને લહેંકતી શૈલીમા રચ્યુ હતુ, તેથી તે શ્રુતિમધુર બન્યુ હતુ. આ નવીન શૈલીમા પ્રો આનન્દશંકરની કોમળ શૈલી અને રા નરસિંહરાવની સ્વાભાવિક કડક ( torso ) શૈલીનુ સુભગ સમ્મિશ્રણ જણાતુ હતુ

પ્રમુખના ભાષણ સબધી એક સૂચના કરવી આવશ્યક છે તે જોઈએ તે કરતા વધારે લાંબુ થઇ ગયુ હતુ તે દિવસે પ્રદર્શન ખુલવાની ક્રિયા બધ રહી હતી, છતા પણ સમયના અભાવે તે ભાષણ વાચતા ઘણા ખડો મૂકી દેવા પડ્યા હતા પ્રમુખનુ ભાષણ નિયતસમયમા વચાય તેટલુ જ હોવુ જોઇએ નિબધોનુ વાચન ટૂકાવી શકાય ખરુ, પરન્તુ નાઇ પણ કો ન્ફરન્સ કે સંમેલનના પ્રમુખનુ ભાષણ વાચતા અમુક ભાગ છોડી દેવા પડ્યા હોય તેમ બનેલુ જાણવામા નથી પ્રમુખે પોતાના ભાષણનો એક મુદ્દો ઓછો કરી, તેને જુદા નિબધ રૂપે લખ્યો હોત તો તે સકુચિત થઇ શકત દાખલા તરીકે ગુજરાતી ભાષાના ઇતિહાસ સબધી મુદ્દો આ ભાષણમા નહિ દાખલ કરતા, તેને માટે જૂદો જ નિબધ લખ્યો હોત તો એક મોટ ઓછો થઈ શકત, એટલુ જ નહિ પણ એ મુદ્દો તેમને સકોચાવવો પડ્યો છે, તેમ નહિ થતા તેને જુદા નિબધમા પ્રમાણો સહિત પૂર્ણ ન્યાય આપી શકાત. એ ભાગ ઓછો થવાથી પ્રમુખના ભાષણનુ મહત્વ કોઈ રીતે ઘટત નહિ, તે સિવાય બીજી ઘણી બાબતો તેમા છે કે જેનાથી તેને બહુ ઉંચી પક્તિમા મૂકી શકાય એમ છે પ્રમુખ પોતાના ભાષણ ઉપરાન્ત જૂદો નિબધ ન વાચી શકે એમ નથી રા કેશવલાલે બીજી સાહિત્ય પરિષદમા તેવો નિબધ વાચ્યો હતો

પ્રમુખનું સમાપ્તિનુ ભાષણ પણ બહુ અગત્યનુ હતુ તે જો કે મોઢાનુ હતુ તોપણ વિચાર, ભાષા અને શૈલીમા લખેલા ભાષણ કરતા કોઈ રીતે ઉતરતુ હતું નહિ પરન્તુ દિલ ગીરી એટલી જ છે કે માત્ર 'પ્રજાબન્ધુ' સિવાય કોઈ પત્રે તેનો સાર પણ પ્રકટ કર્યો નથી બીજી સાહિત્ય પરિષદ વખતે જે શોચ દિ બા અભાવાનનું ભાષણ ન સમજી શકાયા સબધી કરવો પડ્યો હતો, તેજ અહિ પણ કરવો પડે છે. આ ભાષણમા નર્મદના સ્મારક સબધી, તેમજ નિબધ વાચન સબધી કરેલી સૂચનાઓ અગત્યની હતી

## પ્રમુખે બજાવેલું કામકાજ.

રા નરસિંહરાવે પ્રમુખ તરીકે જે કામ બજાવ્યુ હતુ તે ઘણી તરફથી વાજબી રીતે વખાણ પામ્યુ હતુ પ્રમુખની પદવી ગ્રહણ કરવામા તે માત્ર પોતાનું ભાષણ ઉત્તમ રીતે તૈયાર કરી શકે એટલી જ યોગ્યતાનું ધોરણ ધ્યાનમા રાખવાની જરૂર નથી પરન્તુ, સમગ્ર સભાનુ કાર્ય નિયંત્રણમા રાખી શકે અને શાન્તિથી પોતાનુ કાર્ય સફળ કરી શકે તેવી શક્તિ પણ તેમનામા હોવી આવશ્યક છે આ જ હેતુથી પરિષદના પ્રમુખ તરીકે માત્ર એવા

વિદ્વાનોને જ નહિ પસંદ કરતાં પ્રજાના નાયકોને પણ પસંદ કરવા જોઇએ. કંઇક આવા ઉદ્દેશથી જ રાજકોટમાં દિ. બ. અંબાલાલની ચુંટણી થઇ હતી. અને તેમના કાર્યથી સર્વને પૂર્ણ સંતોષ મળ્યો હતો. સુરત જેવા સુશિક્ષિત અને સ્વતંત્ર પ્રકૃતિના શહેરની પરિષદ્‌ના પ્રમુખ તરીકે રા. નરસિંહરાવની ચુંટણી થઇ ત્યારે ઉપરનાં કારણોથી પરિષદ્‌નું કાર્ય શાન્તિથી પાર પડશે કે નહિ તે બાબતમાં ઘણાને શંકા ઉત્પન્ન થઈ હતી, પરન્તુ, જે પરિણામ આવ્યું તે ઉપરથી સર્વને સાશ્ચર્ય આનન્દ થયો હતો; અને રા. નરસિંહરાવમાં વિદ્વત્તા ઉપરાંત નાયક તરીકેની દક્ષતા પણ છે, એમ બધાની ખાત્રી થઇ હતી. રા. નરસિંહરાવનું કામ જેમને પરિષદ્‌માં તેમ જ નિર્ણયકારક મંડળમાં બારીકીથી જોવાનો પ્રસંગ મળ્યો હતો, તેઓ જોઇ શક્યા હતા કે તેમણે બહુ સલાહ સંપથી કામ લીધું હતું. પરિષદ્‌નું કામ જ્યારે જ્યારે નીરસ થઇ જતું, ત્યારે તેઓ હાસ્યના ટૂચકાં મૂકીને ક્ષણવાર આનન્દ પ્રસરાવતા. રા. બા. રમણભાઇની 'માનુષી ટેબલ'ની કલ્પનાથી પણ ઘણી મોજ મળી હતી. નિર્ણયકારક મંડળની બેઠકોનું કાર્ય તો પ્રમુખનાં હાસ્યનાં ટૂચકાં તથા ઉપહાસનાં વચનોથી રસમય જ બન્યું હતું. તે ઉપરાન્ત તેમાં તેમની શાન્તથી કામ લેવાની અને યુવકોને અગ્ર ભાગ આપવાની ઇચ્છા જણાઈ આવતી હતી.

## નિબંધ વાંચન.

પરિષદ્‌ના કામકાજમાં નિબંધ વાંચન એક અગત્યનો ભાગ રોકે છે. જો કે એ ખરૂં છે કે જ્યાં સુધી પરિષદ્‌નું સ્થાયી મન્દિર થાય નહિ ત્યાં સુધી નિબન્ધોનું વાંચન અને ઠરાવો કર્યા ઉપરાન્ત બીજું સંગીન કાર્ય ન થઈ શકે, પરન્તુ નિબંધોની યોગ્યતા સંબંધી ધોરણ ઉંચુ રાખવાની હવે આવશ્યકતા જણાય છે. આ પરિષદ્‌માં કેટલાક નિબંધો બહુ ઉંચી કક્ષાના હતા, પરન્તુ ઘણા એવી સામાન્ય પંક્તિના હતા કે, તે શી રીતે સ્વીકારાયા તેને માટે ઘણાને આશ્ચર્ય સુંથ હતું. પ્રમુખે પણ તે સંબંધી સમાપન વખતે સૂચન કર્યું હતું. સામાન્ય પંક્તિના લેખો પ્રકટ કરવાને ઘણાં સ્થળો છે, પરન્તુ પરિષદ્‌માં આવનારા લેખો તો તેના ગૌરવને અનુરૂપ જ હોવા જોઇએ, એમ મારૂં માનવું છે. પરિષદ્‌ના નિબંધો ત્રણ દૃષ્ટિબિન્દુથી લખવા જોઇએ. (૧) પ્રાચીન સાહિત્ય કે ભાષાને અનુલક્ષી. (૨) વર્તમાન સાહિત્ય સંબંધી. (૩) ભાવિ સાહિત્ય પરત્વે. પ્રથમ વિભાગના લેખો સંશોધક બુદ્ધિથી અને ઐતિહાસિક દૃષ્ટિથી શ્રમપૂર્વક લખાવા જોઇએ. બીજા વિભાગના લેખો તુલનાત્મક બુદ્ધિથી અને વિવેચક દૃષ્ટિથી માર્ગદર્શક થઇ પડે તેવી રીતે લખાવા જોઇએ. અને ત્રીજા વિભાગના લેખો તો ગંભીર મનન પૂર્વક, નૂતન વિચારોથી ભરેલા, પ્રતિભાયુક્ત સામર્થ્યથી લખાવા જોઇએ. પ્રથમ વિભાગના આદર્શ તરીકે રા. તનસુખરામ તથા રા. કેશવલાલના લેખ ગણી શકાય. બીજા વિભાગના આદર્શ તરીકે ગણી શકાય તેવો એક પણ સાંભળવામાં નહોતો આવ્યો. ત્રીજા વિભાગને છાજે તેવો રા. વિભાકર એકલાનો જ લેખ હતો. તે ઉત્તમ વિચારો ઉપરાન્ત એવી મોહક અને મધુર ભાષામાં લખાએલો હતો કે તેમાં ઇંગ્રેજી સાહિત્યકાર રસ્કીનના જેવી ખૂબી જણાતી હતી.

પરન્તુ, નિબંધોની બાબતમાં રા. ચન્દ્રશંકરે પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્તને અનુમોદન આપતાં જણાવ્યું હતું, તે પ્રમાણે, એટલી જ બાબત લક્ષમાં રાખવાની જરૂર નથી કે તે માત્ર સારી રીતે લખાવા જોઇએ, પરન્તુ તે સારી રીતે વંચાવા પણ જોઇએ. નહિ તો તે ગમે તેવી સારી રીતે લખેલા હશે તો પણ તેનું વાંચન શ્રોતાઓને કંટાળા ભરેલું લાગશે. રા. વિભાકરે પોતાનો નિબંધ એવી ઉત્તમ રીતે વાંચ્યો હતો કે તે સર્વેથી વિજયવન્ત નિવડ્યો હતો. તેમણે જેમ 'કલાનો આદર્શ' રજૂ કર્યો હતો તેમ નિબંધ વાંચનનો આદર્શ પણ દર્શાવ્યો હતો. તે સામાન્ય લોકને રૂચતી 'સાદી' ભાષામાં લખાયો નહોતો તો પણ વાંચનારની છટાથી આખા મંડળમાં હોંશે હોંશે સાંભળવામાં આવ્યો હતો અને તાત્કાળિક અમર પણ સારી થઇ હતી.

રા. વિભાકરના નિબંધ જેટલી યોગ્યતા વાળા બીજા નિબંધો હશે, પરન્તુ વાંચનની પદ્ધતિની ખામીને લીધે તેના આમળ ઝાંખા પડી ગયા હતા. રા. અંજારીઆએ કરેલું નિબંધોનું સારવાંચન પણ અનુકરણીય હતું રા. દેરાસરીએ કર્મણ કૃત 'સીતાહરણ' માંથી અવતરણો એવા શુદ્ધ ઉચ્ચારણથી તથા લાગણીથી વાંચ્યાં હતાં કે, જાણે કોઇ ચારસેં વર્ષ પહેલાંનો જ માણસ બોલે છે, એમ ભાસ થતો હતો અને જેમને પ્રાચીન ભાષાનું જ્ઞાન નહોતું, તેઓ પણ રસભરી રીતે તેનુ શ્રવણ કરતા હતા. આથી નિબંધો સારી રીતે વંચાવવાની પણ જરૂર છે.

પરન્તુ, જે નિબંધોના લેખકો પોતાના નિબંધો અસરકારક તરીકે વાંચી શકે તેમનો જ સ્વીકાર થાય અથવા તો પરિષદમાં તે જ વંચાય, તે મતથી હું વિરૂદ્ધ છું. જો તેમ થશે તો પરિષદમાં વક્તૃત્વ વધશે પરન્તુ ગંભીર મનન પૂર્વક લેખન ઘટશે. કારણ કે ગુજરાતમાં ઉત્તમ લેખકો એવા ઘણા છે કે જેઓ સારા વક્તા નથી. તેમના લેખોનો જો અસ્વીકાર થાય અગર તો પરિષદમાં વચાય નહિ તો પરિષદને ઘણી હાનિ થવાનો સંભવ છે. આથી ઉત્તમ રસ્તો એ છે કે સર્વ નિબંધો નિબંધવાંચનની કળામાં નિપુણ એવા રા. વિભાકર, રા. અંજારીઆ આદિ વક્તાઓ પાસે જ વચાવવા. મરાઠી સાહિત્ય સંમેલનમાં લેખકો જાતે વાંચતા નથી, પણ મંત્રીઓ તેનો સાર વાંચે છે.

નિબંધો વાંચવા માટે માત્ર થોડી મિનિટો આપવામાં આવે છે, તે વિષે પણ ઘણી ફરિયાદ થાય છે. પરન્તુ થોડા વખતમાં સર્વ કામ આટોપવાનું હોવાથી, તેમ કર્યા વિના છૂટકો જ નથી. નિબંધોનું ધોરણ ઉંચુ રાખવાથી થોડા સ્વીકારશે, અને તેથી વખતની વિશેષ છૂટ મળશે એ ખરૂ છે, તો પણ તે પૂરેપૂરા વાંચી શકાય તેટલો સમય તો મળી શકવાનો નથી જ. આને માટે નિબંધો થોડા વખતમાં વાંચી શકાય તેટલા ટૂંકા જ લખાવાની સૂચના આદરણીય નથી. કેમકે તેમ થાય તો લેખકને જણાવવાની બધી બાબતો તે જણાવી શકે નહિ અને પોતાનો વિષય અધુરો જ રહે. આને માટે બીજી યોજના છે. નિબંધોના

વિષય પ્રમાણે અમુક વિભાગ પાડી, તેમાં એકે સાથે ઘણા વંચાવવાથી, તેઓ પૂર્ણપણે વાંચી શકાય છે. દિ. બ. અંબાલાલે રાજકોટની પરિષદમાં 'રજા આપનારી ઘંટડીને જ રજા આપવામાં આવે' અને ભવિષ્યમાં વિષય વિભાગથી નિબંધ વાંચવામાં આવે, તેવી ઇચ્છા બતાવી હતી. આ સૂચનાનો લાભ વડોદરામાં લેવાયો નહોતો.

સુરતમાં છેલ્લે દિવસે સવારમાં આવી યોજના કરવામાં આવી હતી, પરન્તુ તે પ્રયોગ નિષ્ફળ નીવડયો હતો. રા. તનસુખરામ અને ડૉ. ટેસીટોરીના વિષયો શાસ્ત્રીય હોવાથી, તેના ખાસ અભ્યાસકો સિવાય બીજાને નીરસ લાગશે એમ ધારી તેમને જૂદા વિભાગમાં વંચાવવાની ગોઠવણ કરી હતી. પ્રમુખ પોતાની ખુરસી ઉપપ્રમુખને આપીને પોતે પણ તે વિભાગમાં ગયા હતા. આ વિષય વિભાગની યોજનાનું પરિણામ ધાર્યા કરતાં ઉલટું જ આવ્યું હતું. બીજા વિભાગમાં માત્ર થોડાક જ જશે એમ ધારવામાં હતું, પણ તેમ નહિ થતાં મંડપનો મોટો ભાગ ત્યાં ધસી ગયો હતો. અને મંડપમાં તો માત્ર સન્નારીઓ ઉપરાન્ત ગણ્યાં ગાંઠયાં જ માણસો હતાં. આગેવાન વિદ્વાનોમાંથી પણ ઉપપ્રમુખ અને રા. રા. રણછોડભાઈ એમ બે જ રહ્યા હતા. આથી આ વિભાગના નિબંધકારો પોતાના નિબંધો બીલકુલ ઉત્સાહ વિના માત્ર પરિષદના માનની ખાતર જ ઉતાવળે વાંચી ગયા હતા. તેમ જ આ નિબંધકારોમાંથી જેમને પેલા વિભાગના નિબંધો સાંભળવાની અભિલાષા હતી તેમનાથી તેમ થઇ શક્યું નહોતું. આ યોજના નિષ્ફળ જવાનાં કેટલાંક તાત્કાળિક કારણો હતાં, જેવાં કે અનુભવની ખામી, આ યોજના તાત્કાળિક જાહેર કરવામાં આવી હતી, નિબંધના વિષયો બંને વિભાગમાં યોગ્ય રીતે ગોઠવાયા નહતા, પ્રમુખ અને આગેવાન વિદ્વાનો બીજા વિભાગમાં જતા રહ્યા તેમનો દાખલો લેઇને બધા ઉઠીને ચાલ્યા, બીજા વિભાગની એકની અવ્યવસ્થા, ઇત્યાદિ; પરન્તુ આ કારણો દૂર કરવામાં આવ્યાં હોત તો પણ નીચલાં મૂલગત કારણોને લીધે વિષય વિભાગની યોજના ગુજરાતી સાહિત્ય પરિષદમાં જોઇએ તેટલી સફળતા મેળવી શકત નહિ.

(૧) બંગીય સાહિત્ય પરિષદમાં વિષય વિભાગની કેવી યોજના થાય છે અને તેમાં કેવી રીતે કામ લેવામાં આવે છે તેની કોઇને પ્રત્યક્ષ માહીતી નથી. ગુજરાતના વિદ્વાનો મરાઠી અને હિન્દી પરિષદમાં જેમ હાજરી આપે છે, તેમ બંગીય પરિષદમાં પણ તેમણે હાજરી આપવી જોઇએ.

(૨) આપણી પરિષદના નિબંધોના વિષયમાં બંગીય પરિષદના જેટલી વિવિધતા અને વિપુલતા હોતી નથી. તે પરિષદમાં સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન અને તત્વજ્ઞાન એમ ચારે અંગ માટે પુષ્કળ નિબંધો આવે છે. આપણી પરિષદના નિબંધોનો મોટો ભાગ સાહિત્ય અને ભાષા પરત્વે હોય છે, તેથી તેમાં ભાગ કરવા જતાં યોગ્ય સફળતા મળી શકે નહિ.

(૩) આપણામા જૂદા જૂદા વિષયોના ખાસ અભ્યાસકો થોડા છે, અને ઘણા સર્વ વિષયો જાણવાની રુચિવાળા હોય છે આપણામા જ્યારે માત્ર પોતાના વિષયની જ દરકાર કરે તેવા પુષ્કળ માણસો થશે, ત્યારે જ વિષય વિભાગની યોજના સિદ્ધિપ્રદ થશે

આ કારણો જ્યા સુધી કાયમ રહેશે ત્યા સુધી આ યોજના આપણી પરિષદમા સફળ થઈ શકશે નહિ

નિબધની બાબતમા પ્રમુખે એક યોગ્ય સૂચના કરી હતી કેટલાક નિબધોમા અમુક મનુષ્યોની લાગણી દુખાય તેવી બાબતો હતી રા રાજારામના નિબધમા આર્યસમાજીઓની લાગણી દુખાય તેમ હતું અને બીજા એક બે નિબધોમા જોગણી સબધમા પ્રમુખની લાગણી દુખાય તેમ હતુ પરિષદના નિબધોમા કોઇના વિચારની વિરુદ્ધ ન લખી શકાય એમ કોઇ કહી શકે નહિ (અલબત્ત, ધાર્મિક ક્લેશની બાબતો તો દૂર કરેલી જ જોઇએ), કારણ કે જો તેમ થાય તો સત્યાન્વેષણ અને વિવેચક બુદ્ધિનો પરિષદે બહિષ્કાર કર્યો ગણાય એવી બાબતો નિબધોમા આવવી જ જોઇએ પરન્તુ નિબધ વાચતી વખતે તેવી બાબતો ટાળીને વચાવી જોઇએ અમુક માણસના વિચારોનુ તેને મોઢે જ ખડન કરવુ જરા વિવેક ભરેલુ ગણાય નહિ, તે નિબધ પ્રસિદ્ધ થાય ત્યારે તે વાચવામા આવે તો વાધો નહિ આ પરિષદમા તો આવા ભાગ ખાસ પસદ કરીને બાર દેઇ દેઇને વાચવામા આવ્યા હતા તેમ થવુ જોઇતુ નહોતુ રા રાજારામ શાસ્ત્રીના નિબધમા કવિ નર્મદના સબધના પ્રસગોનુ એક તો લાગણી ભરેલુ વર્ણન હતું અને તે આખો નિબધ એવી ઉત્તમ રીતે લખાયો હતો લેખકનું હૃદય વાચતા વાચતા ભરાઈ આવ્યુ હતું અને ઘણા શ્રોતાઓ પણ અશ્રુઓ ખાળી શક્યા નહતા પરન્તુ, તેમાથી આર્યસમાજ વિરુદ્ધ હકીકત ટાળીને વાચવામા આવી હોત તો, કેટલોક અક્ષોભ ઉત્પન્ન થયો હતો, તે ન થવા પામત આવી બાબતોમા પરિષદ કંઇ પણ નિયમ કરી શકે નહિ પણ વાચકોએ જ તેવા ભાગ વાચવા જોઇએ નહિ

## પરિષદમાં વક્તૃત્વ

સાહિત્ય પરિષદમા વક્તૃત્વને સ્થાન મળવુ જોઇએ કે નહિ અને મળવુ જોઇએ તો કેવા સ્વરૂપનુ એ વિચારણીય પ્રશ્ન છે આ પરિષદમા માત્ર નિબધોનુ થયેલુ નીરસ વાચન ઘણાને રુચ્યુ નહોતુ જેમ પરિષદે નિબધ લેખન ઉત્તેજવુ જોઇએ તેમ વક્તૃત્વને પણ ઉત્તેજન આપવુ જોઇએ સાહિત્ય પ્રચારના કાર્ય માટે નિબધ વાચન સાથે લોકો ઉપર યોગ્ય અસર કરે તેવા વક્તૃત્વની પણ ઘણી અગત્ય છે ગુજરાતમા સારા વક્તાઓની ઘણી ખોટ છે હિન્દી પરિષદમા વક્તૃત્વને વિશેષ સ્થાન મળે છે, એમ પ્રો કાન્તિનાથે રા ચન્દ્રશકરે મારફત જણાવ્યુ હતું યોગ્ય ઇનામો આપી વક્તૃત્વને ઉત્તેજિત કરવાની તથા વ્યાખ્યાનમાળાની યોજના આ માટે ઉપયોગી છે તેમ જ પરિષદ તરફથી તેના ઉદ્દેશની સિદ્ધિ અર્થે—સાહિત્ય પ્રચાર અર્થે—તથા લોકો સાહિત્યમા રસ લેતા થાય તેને માટે સારા વક્તાઓ પાસે

ઓછો ઉપજે વડોદરાની માફક વચ્ચે વચ્ચે સંગીતની યોજના કરવામા આવે તો તેથી પણ ઝીણી નીરસતા દૂર થઈ શકે

## ઠરાવો

આ પરિષદે પસાર કરેલા ઘણા ઠરાવો પણ બહુ મહત્વના હતા ઇતિહાસ, તત્વજ્ઞાન અને વિજ્ઞાનના ગ્રન્થોની ગુજરાતીમા સ્વતંત્ર રચના તથા ભાષાન્તરની અગત્ય જણાવનારો, શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક પરિભાષાની જરૂર દેખાડનારો, તથા ગુજરાતી ભાષાના તેમ જ ગુજરાતીઓએ રચેલા અન્ય ભાષાના પ્રાચીન હસ્તલેખોનો સંગ્રહ કરવાની ભલામણ કરવા વિશેનો—એ ઠરાવો મહત્વના હતા પરન્તુ તે અમુક સંસ્થાઓને વિનંતિ કરવા રૂપે હતા ખરૂ છે કે જ્યા સુધી પરિષદનુ સ્થાયી બંધારણ નથી થયુ ત્યા સુધી તે આવી જાતનું કોઇ વ્યવહારૂ કામ કરી શકે નહિ, તો પણ મંત્રીઓને અમુક જાતનુ કામ કરવાનું સોંપવામા આવ્યુ હોત તો તે ઠીક ગણાત

ધંધાદારી શબ્દો એકઠા કરવાનુ કામ મંત્રીઓને સુપ્રત કરવાનો ઠરાવ થયો છે, તે ખરેખર ઉપયોગી છે મંત્રીઓએ પોતે કરેલા પ્રયાસનો વૃત્તાન્ત આગામી પરિષદમા રજૂ કરવો જોઇએ

મરાઠી સમેલનને અનુસરી, અર્વાચીન વિદેહ લેખકોના હસ્તાક્ષર અને તેમની છબીઓનો સંગ્રહ કરવા વિશેનો ઠરાવ પણ તેટલો જ ઉપયોગી છે વ્યવહારૂ પગલા લેવામા આવે તો આ બાબત બહુ મુશ્કેલ નથી

પરિષદે હિન્દી ભાષા અને દેવનાગરી લિપિના પ્રચાર બાબત ઉત્સુકતા જણાવી છે તે ઉપરથી જણાય છે કે ગુજરાતમા પણ રાષ્ટ્રીય ભાવનાનુ નવચેતન સ્ફુરવા માડ્યુ છે

વડોદરાની પરિષદમા માત્ર કામ ચલાઉ તરીકે જ બંધારણ સ્વીકારવામા આવ્યુ હતું તે અમલમા મૂકતા જે જે અડચણો આવી હતી તે દૂર કરવાને કરેલા ઠરાવની જરૂર હતી જ અને તેમ થયુ છે તે યુક્ત જ છે

હાઇસ્કૂલ અને કૉલેજના શિક્ષણ ક્રમમા ગુજરાતીને વિશેષ સ્થાન આપવા માટે સૂચનાઓ કરવાને નીમેલી કમિટિએ તાત્કાલિક શ્રમ કરવુ જોઇએ મરાઠી સમેલન તે કામ માટે નીમેલી કમિટિની સાથે મળીને કામ કરવામા આવશે તો તે વિશેષ ફળદાયક થશે આ માટે શિક્ષણશાસ્ત્રીઓ અને જનસમૂહ પાસેથી સૂચનાઓ પણ મેળવવાની જરૂર છે

સિવિલ સર્વિસની પરીક્ષામાં ગુજરાતીને સ્થાન નથી, તે અપાવવાને પણ પ્રયાસ કરવાની જરૂર છે.

ગુજરાતમાં સાહિત્ય વૃદ્ધિ માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ફૉર્બસ સભા આદિ સંસ્થાઓ છે ખરી, પરન્તુ તેથી કરીને પરિષદનું સ્થાયી સ્વરૂપ થવાની ઓછી અગત્ય નથી. ગ્રન્થોની વૃદ્ધિ ઉપરાન્ત સાહિત્યપ્રચાર, ભાષાપ્રચાર, હસ્તલેખ, ચિત્ર આદિનો સંગ્રહ, ઐતિહાસિક સાધનસંગ્રહ, પરિષદનું આદર્શરૂપ માસિક કાઢવાની યોજના, આદર્શરૂપ ગ્રન્થાવલિની યોજના, પરિષદના ઠરાવો અમલમાં મૂકાવવાને કરવાના સતત પ્રયાસો, ઈત્યાદિ એટલાં બધાં કાર્યો છે કે, પરિષદ માટે એક સ્થાયી મન્દિરની ખાસ જરૂર છે. આની વ્યવહારૂ યોજના ઘડવા માટે કમિટિ નીમી છે, તે યોગ્ય છે.

એક ઠરાવ વિષે મતભેદ દર્શાવવાની જરૂર છે. સ્ત્રી કેળવણી માટે નવા થનાર અભ્યાસક્રમમાં સૂચના કરવાને નીમેલી કમિટિના ઠરાવમાં પરિષદના ઉદ્દેશનું કંઈક અતિક્રમણ થયેલું મને જણાય છે. નિર્ણયકારક મંડળમાં જ્યારે પ્રાથમિક કેળવણીનો ઠરાવ લાવવાની સૂચના કરવામાં આવી ત્યારે વાજબી રીતે જણાવવામાં આવ્યું હતું કે તે બાબત સાહિત્ય પરિષદમાં લાવી શકાય નહિ, પરન્તુ શિક્ષણ પરિષદમાં રજૂ કરી શકાય. આમ જ્યારે શિક્ષણની એક બાબતમાં પરિષદે માથું મારવાની ના પાડી, ત્યારે શિક્ષણની બીજી બાબતમાં પ્રવેશ કરવાની પરિષદને શી જરૂર હતી? માત્ર સરકાર તરફથી પુછાવવામાં આવ્યું તેટલા ઉપરથી 'પરિષદની પદવી સરકારે સ્વીકારી' એમ માની, જવાબ આપવાની જરૂર હતી? એમ તો કાલ ઉઠીને બીજી બાબતમાં—રાજકીય, આર્થિક, આદિમાં—સરકાર અભિપ્રાય પૂછે, તો તેનો અભિપ્રાય પરિષદે આપવો શું ઘટારત છે?

પરિષદનો ઉદ્દેશ "ગુજરાતી વાઙ્મયની ઉન્નતિ અને પ્રસાર માટે પ્રયાસ" કરવા વિષે છે. એટલે ગુજરાતી ભાષા અને સાહિત્યનો પ્રચાર વધે અને ગુજરાતીમાં સર્વ વિષયનું સાહિત્ય ઉત્પન્ન થાય, તે સંબંધી જે પ્રયાસો કરવામાં આવે તેનો પરિષદના ઉદ્દેશમાં સમાવેશ થઈ શકે; પરન્તુ સર્વ વિષયોના પ્રશ્ન ઉકેલવાનું કામ પરિષદનું નથી. દાખલા તરીકે વિજ્ઞાનનો અભ્યાસ નક્કી કરવાનું કે પ્રયોગશાળાઓની યોજના ઘડવાનું કામ સાહિત્ય પરિષદનું નથી, પરન્તુ ગુજરાતી ભાષા માર્ફતે વિજ્ઞાનનું શિક્ષણ અપાવવાને તથા ગુજરાતીમાં વિજ્ઞાનનું સાહિત્ય ઉત્પન્ન કરવાને પ્રયાસો કરવા તે સાહિત્ય પરિષદનું કર્તવ્ય છે. એ પ્રમાણે બીજા વિષયોનું પણ સમજવું. શિક્ષણના વિષયમાં પણ શિક્ષણક્રમમાં ગુજરાતી ભાષાને યોગ્યસ્થાન આપવાનું અને શિક્ષણનું સાહિત્ય ગુજરાતીમાં વધારવાનું કામ પરિષદનું હોઈ શકે, પરન્તુ શિક્ષણના પ્રશ્નો ઉકેલવાનું અથવા તો શિક્ષણનો અભ્યાસક્રમ ઘડવાનું કામ સાહિત્ય પરિષદનું નથી; તે તો શિક્ષણ પરિષદનું કર્તવ્ય છે. કદાચ એમ દલીલ કરવામાં આવે કે શિક્ષણના પ્રચારની વૃદ્ધિથી સાહિત્યપ્રચાર પણ વધે છે, તેથી પરિષદના કર્તવ્યમાં શિક્ષણનો પણ સમાવેશ થઈ શકે; તો તેના ઉત્તરમાં જણાવવાનું કે એવી રીતે તો બીજા પણ ઘણા વિષયોનો

પરિષદના કર્તવ્યક્ષેત્રમા સમાવેશ કરી શકાશે શાખના તરીકે દેશની આર્થિક ઉન્નતિનો પ્રશ્ન દેશની આર્થિક ઉન્નતિ વધે તો સાહિત્યની ઉન્નતિ માટે વિશેષ દ્રવ્ય મળી શકે, તેટલા માટે આર્થિક પ્રશ્નો પણ પરિષદમા ચર્ચના ? અને જો શિક્ષણનો સાહિત્યમા સમાવેશ થતો જ હોય તો શિક્ષણના સર્વ પ્રશ્નોની ચર્ચા કરવી ઉચિત છે, તેમાથી એકજ પસંદ કરવાની જરૂર નથી

પરન્તુ, હવે જ્યારે આ બાબતમા પરિષદે કમિટિ નીમી દીધી છે જ, ત્યારે કમિટિએ એટલી મર્યાદા રાખવી જોઇએ કે શિક્ષણના બીજા વિષયોને સ્પર્શ નહિ કરતા માત્ર ભાષા અને સાહિત્ય સબધી વિષયોનો જ વિચાર કરવો

## પ્રદર્શન

હવે, પરિષદને અગે ભરાએના પ્રદર્શન સબધી જ વિચાર કરવો બાકી રહે છે આવા પ્રદર્શનોની ઉપયોગિતા સબધી બે મત હોઈ શકે જ નહિ રાજકોટની પરિષદને વૉટસન મ્યુઝિયમના સાધનોનો અને વડોદરાની પરિષદને રાજ્યાશ્રમનો લાભ મળ્યો હતો તેમ છતા પણ સુરતનુ પ્રદર્શન બને કરતા ઘણી રીતે ઉત્કૃષ્ટ પ્રકારનુ બન્યુ હતુ, તે માટે યોજકોને ધન્યવાદ ઘટે છે આ પ્રદર્શનમા એકત્ર કરેલી વસ્તુઓથી રાજ્ય, કળા, ભાષા અને સાહિત્યના ઇતિહાસ ઉપર કેટલો અને કેવો નવીન પ્રકાશ પાડ્યો છે, તે તો તેનો વિગતવાર હેવાલ બહાર પડશે ત્યારે જણાશે. પરન્તુ, તેનાથી તાત્કાલિક લાભ કઈ ઓછો નહોતો તે આખુ પ્રદર્શન દર્શનીય થયુ હતુ અને લોકોનો કલા અને પ્રાચીન વસ્તુઓ પ્રત્યે પ્રેમ આકર્ષ્યો હતો જનસમૂહ આવી બાબતમા રસ લેતા શીખે એ કઈ થોડો લાભ નથી પ્રદર્શન ખુલ્લુ મૂકવાની વિનતિ કરતા વડોદરા રાજ્યના અમાત્ય રા રા મનુભાઇએ વાચેલુ ભાષણ ઉત્તમ હતુ તેમા લલિત કળાઓનુ અને વિશેષે કરીને ચિત્રકળાનુ ઐતિહાસિક અને વિવેચક દૃષ્ટિએ એવુ તો સરસ વર્ણન કર્યુ હતુ કે ગુજરાતમા પણ આવા કલાવિવેચકો છે, એમ જાણી સર્વને આનન્દ થયો હતો તે ઉપરાન્ત તે ભાષણની ભાષા પણ કલાને ઉચિત લાલિત્ય વાળી હતી રા મ. ભાઈ કલાનુ આવુ ઉત્તમ સિદ્ધાન્તિક જ્ઞાન જેમ ધરાવે છે, તેમ તેમને તેના વ્યાવહારિક જ્ઞાન પ્રત્યે પણ પ્રીતિ છે *

---

* આ બાબત મને સુરતમા નાગર સ્ત્રીઓએ બનાવેલી વસ્તુઓનુ, પ્રદર્શન જોતા જણાઈ હતી પ્રદર્શિત વસ્તુઓના ઉત્તમ નમૂનાઓમા બહેન જયશ્રી અને બહેન હસાના ચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવા હતા બહેન જયશ્રીનુ વડોદરાના કમેટિ બાગના ગુલતાપુનતુ ચિત્ર તો ઉત્તમ ચિત્રકારની પીછીને શોભ આપે તેવુ હતુ પ્રદર્શિત વસ્તુઓમા કલાનો સર્વોત્કૃષ્ટ નમૂનો તો સૌ વિદ્યાગૌરીએ મહીપતરામની ભરતમા ઉતારેલી છબીનો હતો. સુશિક્ષિત સ્ત્રીઓ ગૃહ શૃગારની આવી ઉત્તમ વસ્તુઓ બનાવે છે, તે જોતા ઉચ્ચ સ્ત્રીશિક્ષણથી ગૃહજીવન કેટલુ અપ્રભાગી થઈ જાય છે, એ ભાવ તટસ્થ જનને ઉત્પન્ન થયા વિના રહે તેમ નહોતો

## ઉપસંહાર.

ગુજરાતી સાહિત્ય પરિષદ્ અત્યારે રચન દશા ( formative stage ) માં છે; તેને પૂર્ણ સ્વરૂપમાં વિકસિત થવાની હજી બહુ વાર છે. એથી કરીને તેનું કાર્ય સર્વ રીતે નિર્દોષ અને સંપૂર્ણ અત્યારે ન હોય એ સ્વાભાવિક છે. તેનું સ્વરૂપ દૃઢ અને આદર્શરૂપ બને તે પહેલાં તેના હાથે ઘણી ક્ષતિઓ થાય, અને તેના કામકાજમાં અનેક અપૂર્ણતા જણાયા વિના રહે નહિ. આથી તેણે આદરેલા કાર્યોનું વ્યાવહારિક લાભની દૃષ્ટિએ હમણાં નિરીક્ષણ કરવું ઉચિત નથી.

આ ધોરણથી તપાસતાં સુરતની પરિષદ્નું કામ એકંદર રીતે સંતોષકારક થયું હતું. રા. મનહરરામના જણાવ્યા પ્રમાણે તેમાં બહુ ભપકો નહોતો, પરન્તુ સાદું અને સરળ હતું. જો કે રા. બા. કમળાશંકર જેવા અનુભવી વિદ્વાનની સલાહને અને રા. મોહનલાલ દવે અને પ્રો. અતિસુખશંકરના સંસ્કારી ઉત્સાહનો લાભ ખોવો પડયો હતો, તોપણ કાર્યવાહકોએ ટૂંકા સમયમાં જે કામ બજાવ્યું હતું, તે ધન્યવાદને પાત્ર હતું જ.

આવું મહત્કાર્ય પાર પાડવામાં સર્વ કાર્યવાહકોએ યોગ્ય સહાય આપી જ હશે, તો પણ એ વ્યક્તિઓનું કાર્ય વિશિષ્ટ રૂપે દીપી નીકળતું હતું. પરિષદના મંડપમાં જેમ રા. રણછોડ-જીતરામની સર્વ વ્યાપક હાજરી જણાતી હતી, તેમ પ્રદર્શનના હસ્તલિખિત ગ્રન્થોના વિભાગમાં રા. મણિલાલ વ્યાસે બજાવેલું ઉપયોગી કામ દૃષ્ટિગોચર થતું હતું. રા. રણજીતરામને પરિષદના સામાન્ય મંત્રી તરીકે નીમી તેમના કામની કદર કરવામાં આવી છે. રા. મણિલાલને પરિષદના નવા થનાર મન્દિરના વ્યવસ્થાપક તરીકે નીમવામાં આવશે, તો તેમની સેવાની પણ યોગ્ય બુઝ કરી ગણાશે. કારણ કે હસ્તલેખ અને પ્રાચીન વસ્તુના સંગ્રહના તે મન્દિરના વિભાગમાં, તેમનું તે બાબતનું જ્ઞાન ઉપયોગી થઇ પડશે.

સાહિત્ય પરિષદ્નું કાર્ય ઉત્તરોત્તર વિજયી બનો, એ આશા સાથે આ લેખ બંધ કરૂં છું.

પાટણ,
તા. ૨૧-૬-૧૫

રામલાલ ચુનીલાલ મોદી.

# પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્ સત્કારમંડળના પ્રમુખનું ભાષણ.

સાહિત્યવિલાસી મહિલાઓ અને મહાશયો,

સદ્‌ભાગ્ય છે પુરણુ મારૂં કે આ શુભ પ્રસંગે, અપૂર્વ મહાપ વૈણીના ઉત્સવને સમયે, અપૂર્વ એટલા માટે કે સામાન્ય રીતે મનાતા અને પળાતા પર્વના દિવસો જ્યારે વર્ષો આગમચથી નિશ્ચય કરી શકાય છે ત્યારે આવા દિવસને માટે તે પ્રમાણે થઈ શકતું નથી, એવા શુભ દિવસે, આદિ, અનાદિ, સનાતની, અક્ષરમયી, અક્ષરસ્વરૂપ, અક્ષરાતીત, અંતરના તાંદ્ર તિમિરને ટાળનારી, અમુલ્ય પ્રકાશ આપનારી, ત્રિવિધ તાપને નિવારનારી, હર્ષ શોકનાં તરંગો જેમાં નિરંતર ઉછળી રહેલાં છે એવા સંસાર સમુદ્રમાંથી પાર ઉતારનારી, પરમ શાંતિનાં સ્થાનમાં સ્થાપન કરનારી, શ્રી મહા સરસ્વતિ દેવીના, ઉપાસકો, ભક્તોની એકત્ર મળેલી મંડળીને, સદ્‌ભાવના સુવાસિત પુષ્પથી વધાવી લેવાનું કાર્ય, આનંદદાયી મહાન્ કાર્ય સોંપવામાં આવ્યું છે મને. પાત્ર નથી હું, આ મહાન કાર્ય, સંતોષકારક રીતે પરિપૂર્ણ કરવાને, તે સમજું છુ હું સારી પેઠે, મારી પાત્રતા ઉપર લક્ષ નહિં રાખતાં, સાહિત્ય પરિષદ્‌ને સુરતમાં પોતાની બેઠક કરવાનું નિમંત્રણ કરવા માટે, સુરતની પ્રજા તરફથી જે જાહેર સભા મળી હતી, તે સભામાં મને પ્રમુખ પસંદ કરીને સુરતની પ્રજાએ મારી પ્રત્યે દર્શાવ્યો હતો જે પ્રેમ અને જે વિશ્વાસ, તેથી અત્યંત આશ્ચર્ય પામી ગયો હતો હું તે સમયે. એ સર્વને માટે સુરતની સમસ્ત પ્રજાનો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે. જે સ્નેહી સભ્યોએ સત્કાર મંડળના પ્રમુખ પદનું મને અભિમાન ધરવા યોગ્ય માન આપ્યુ છે તેઓની મારા ઉપર કરેલી કૃપા પ્રજા સમસ્તની કૃતિને કુદીને ખરે અતિ દૂર ગયલી છે. એ સ્નેહીજનોનો ઉપકાર મારા અંતઃકરણમાં કેવા બળથી ઊછાળા મારી રહ્યો છે તે પ્રગટ દર્શાવવાને કેવળ અશક્ત થઈ પડી છે વૈખરી વાણી આજ કારણથી, ઉભો છું હું આપની સમક્ષ દાટએ અનુ

જાણી સર્વને આ. ન્‌ આપને માટે અતિ વિનયપૂર્વક પ્રાર્થના છે મારી કે, મારા દોષો, મારી ખાવાળી હતી. રા. મ. ણીજ પણ તે ઉપર દૃષ્ટિ નહિ કરવાની કૃપા કરશો, અને સુરતની સમસ્ત તેના વ્યાવહારિક જ્ઞાન અંતઃકરણથી જે સન્માન આપને યોગ્ય છે, તે સન્માન સહિત આપને ... છે કે આપનાં શુભ પાદારવિંદથી આ પુરાતન

* આ બાબત મને સુરતમાં નાગર સ્ત્રીઓએ, સ્વિકારીને અને પધારીને અતિ ધન્ય જણાઈ હતી. પ્રદર્શિત વસ્તુઓના ઉત્તમ નમૂનાઓમાં ચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવાં હતાં. બહેન જયશ્રીનું વૉ ચિત્ર તો ઉત્તમ ચિત્રકારની પીંછીને જેબ આપે તેવું હ કૃષ્ટ નમૂનો તો સૌ. વિદ્યાગૌરીએ મહીપતરામની સ્ત્રીઓ ગૃહ શૃંગારની આવી ઉત્તમ વસ્તુઓ બનાવે કેટલું ગૌરવકારી થઈ શકે છે, એ ભાવ તટસ્થ જન

સાત ભગવાન સૂર્યનારાયણની તનુજાનાં ની મહાન શક્તિઓથી રક્ષિત, નિકટ વાયુની શીતળ લહેરોના કોમળ સ્પર્શે પુરાતન છે એવી લોકવાયકા આપણે

પરાપૂર્વેથી સાંભળતા આવ્યા છીએ. સાંપ્રત કાળમાં લખાયલા ઇતિહાસો ઉપરથી સુરત શહેર ચારસેં વર્ષથી વધારે જુનું નથી એમ જણાયું છે. સને ૧૫૩૧ ની પછી કે તે અરસામાં તે વસવા માંડયું. સુરત નામ સુરજ નામની કોઈ સ્ત્રીના નામ ઉપરથી પડેલું છે એમ કેટલાક ધારે છે. કોઇક કહે છે કે કામરેજના રાજા કામસેનના વંશમાં સુરસેન નામનો જે રાજા થઇ ગયો તેની ૧૪૦૦ વીંઘાની ૧૪ કુવાવાળી વિશાળ અને સુંદર એક વાડી આ સ્થળે હતી. એ વાડીમાંથી નદીમાં સ્નાન કરવા જવાને એક ઘાટ પણ તે રાજાએ બંધાવ્યો હતો જે ઘાટ રાજા ઓવારાના નામથી આજ પણ પ્રખ્યાત છે. શહેરનાં નામ માટે એવી પણ માન્યતા છે કે જે સમયે તે વસ્યું તે સમયે મુસલમાની રાજ હતું અને તેથી કુરાનમાં પ્રકરણને સુરત કહે છે તેથી બાદશાહનાં ફરમાનથી સુરત નામ રાખવામાં આવ્યું. સુરતનો અરબ્બીમાં ખુબસુરત અર્થ થાય છે, અને તેથી નગરની સારી રચના થયા પછી તેને તે કારણથી સુરત નામ અપાયું. મારા એક મિત્રની પાસે એક હસ્ત લેખ છે તેમાં એમ લખ્યું છે કે એક જુની નહિં પણ થોડા વર્ષ ઉપર લખાયલી ઉરદુ કિતાબના કર્તા કહે છે કે કામરેજના રાજાએ આ ભુમિને શૂરત્વજનક, બહાદુરી આપવાવાળી ગણી હતી અને એ નામથીજ તેને તે ઓળખાવતો હતો, સમય જતાં શબ્દમાં ફેરફાર થયો અને સુરત નામ પ્રસિદ્ધ થયું.

ચારસેં વર્ષથી વધારે જૂનું સુરત શહેર નથી એમ હમણાંના ઇતિહાસ ઉપરથી જણાય છે એમ આપણે કથન કરી ગયા. રાસમાળાના પ્રથમ ભાગમાં એક સ્થળે એવું લખ્યું છે કે અનહિલવાડનું લસ્કર ભરૂચ અને સૂર્યપુર આગળ થઇને સને ૯૦૦ માં પસાર થયું હતું. સને ૧૫૩૧ થી છસેં સતક પાછળ આ કથનથી આપણે જઇયે છીયે. સુરતની પહેલાં જે નગર એ સ્થળે હતું તેનું નામ સૂર્યપુર હતું એમ પણ આથી જણાય છે. **ટોલમી** જે શહેરને સીરાસ્ત્ર નામથી વર્ણવે છે તે સુરત છે એવો **ઓગિલબી** નામના વિદ્વાનનો મત છે. એ **ટોલમી** ઈ. સ. ના બીજા સતકમાં થઇ ગયલો છે. સુરતની સામે તાપી નદીને પેલે પાર રાંદેર કસ્બો છે, તે પ્રદેશમાં મહાવીરના શક ૨૭૧ પછી સંપતિ નામનો અતિ સમર્થ રાજા થઇ ગયો હતો. મહાવીર ઇ. સ. પહેલાં ૬૩૬ માં થયા હતા એમ માનવાને કારણ છે, એટલે સંપતિ રાજાનો સમય આજથી બે હજાર વર્ષથી વિશેષ આવે છે. સુરતની મુખતેસર હકીકત લખવાને માટે મારા પરમ સ્નેહી કવિ નર્મદની સાથે સુરત અને રાંદેરમાં કેટલીક તપાસ કરી હતી અને તે તપાસમાં એમ માલમ પડયું હતું કે સંપતિ રાજાના સમયમાં તાપી નદીને આ કાંઠે સુરત તરફ માછીઓની વસ્તી હતી. શ્રીમદ્ સ્કંદપુરાણના બ્રહ્મોત્તર ખંડમાં શ્રી તાપી મહાત્મ્યનું વર્ણન આપેલું છે, તે જોતાં જણાય છે કે સુરતથી થોડે છેટે કતારગામમાં કાંતારેશ્વર મહાદેવનું જે પ્રખ્યાત સ્થાન છે તે સ્થાને કપીલ મુનિનો આશ્રમ હતો. એની પાસે અશ્વનીકુમાર, ગુપ્તેશ્વર આદિ તીર્થો છે. એ સર્વ પ્રાચીન પવિત્ર પુરૂષોનાં સેવેલાં સ્થળ છે. આવા આશ્રમો નગરોથી થોડે થોડે છેટે રહેતા હતા એમ જ્યારે લક્ષમાં રાખીએ છીએ ત્યારે સુરત જ્યાં હમણાં છે ત્યાં અથવા તેની નિકટમાં કોઇ નગર હશે એમ સંભવે છે. સુરતનું સ્થળ ઘણું પ્રાચીન છે, એવી માન્યતાને એક બીજી વાતથી પુષ્ટિ મળે

રેલમાં નાશ પામ્યા અને જે બાકી રહેલા હતા તેમાંના થોડા સંવત ૧૮૯૩ની મોટી આગને સમયે ગુમ થઈ ગયા. અમદાવાદના નવાબ મોહબ્બતખાનના તેઓ દીવાન થયા હતા અને સુરતના નવાબ સાહેબને ત્યાં પણ એજ પદ્વિ તેઓએ ભોગવી હતી. એક સમયે કબીર-પંથી એક વેરાગીએ દોહરો કહ્યો કેઃ—

" પથ્થર પૂજે હરી મિલે, તો હુ પૂજું પહાર;
પથ્થરસેં ચક્કી ભલી, પિસ ખાવે સંસાર."

ભાઉ મોરજીએ તેનો ઉત્તર વાળ્યો કેઃ—

" મન પથ્થર (તો) સબ પથ્થરો, મનમે દેવતો દેવ;
ય' અવની ગગન ચકી + + + ( શુદ્ધ લીટી જણાતી નથી. )
ચક્કીસે મન જિન ફિરે, પથ્થર સો સ્થિર લાવ;
પુની સુકે કાષ્ટમ, દેખ નરહની નાવ."

ભાઉ મોરજીએ, પ્રાચિન ગુજરાતી લેખકોને પગલે ચાલીને પોતાના ગ્રંથો કવિતામાં લખ્યા છે. સંસ્કૃત ભાષાનું નિરીક્ષણ કરતાં આપણને માલમ પડે છે કે તેમાં તો જ્યોતિષના ગ્રંથો, વૈદકના ગ્રંથો, અને કોષના ગ્રંથો પણ કવિતામાં લખાયલા છે. આનું કારણ શું! એ પ્રશ્નનો નિર્ણય કરવા માટે કવિતા એટલે શું તે જાણવાની જરૂર છે. કવિતાની વ્યાખ્યા જુદા જુદા પંડીતોએ જુદી જુદી આપી છે. તે મધ્યેથી ઘણે ભાગે માન્ય થયલી વ્યાખ્યા પ્રમાણે **वाक्यम् रसात्मकं काव्यम्** સાત્મક વાક્ય તેજ કવિતા છે. કાવ્ય પ્રકાશમાં બીજી વ્યાખ્યા આપવાનુ **મમટનુ** પ્રયત્ન સફળ થયલુ જણાતું નથી. રસ કોને કહેવો એ પ્રશ્નનો ઉત્તર આપવો સહેલુ કામ નથી. કવિતા કોને કહેવી તે સમજવા માટે આપણે બીજી રીતે વિચાર કરીશુ. પૃથ્વી ઉપરના સર્વ મુખ્ય ધર્મો એકે અવાજે, સબળ ઘટ વગાડીને કહે છે કે સકળ વિશ્વની વ્યક્તિ **શબ્દથી** એટલે **નાદથી** થયલી છે. **શબ્દ** તેજ ઉત્પન્ન કર્તા, પાલન કર્તા, અને સંહાર કર્તા છે. **શબ્દને** વિશે આ ત્રણ શક્તિ જે સમાયલી છે તેને આપણા આ ભારતવર્ષમાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર રૂપે સ્વિકારેલી છે. એ ત્રણ શક્તિને ધારણ કરનાર જે **શબ્દ** તેજ સચ્ચિદાનંદ બ્રહ્મ છે ને તેજ પરમેશ્વર છે. વિશ્વની વ્યક્તિનું મૂળ કારણ તેજ છે. એજ મૂળ કારણ ઇશ્વરને આર્ય રૂષિ મુનિઓ **શબ્દ** [illegible] નામથી કથન કરે છે. **શબ્દમાં** નાદ રહેલો છે અને તેમજ તેમાં વર્ણ એટલે રગ અને રંગ બેને કેવળ નિરાળા પાડી શકાતાજ નથી. શબ્દ છે ત્યાં રગ છે ત્યાં શબ્દ છે. અક્ષરના સમુહને વર્ણાવળી કહે છે તેનો મર્મ આથી પ્રગટ પડે છે. વર્ણનો અર્થ અક્ષર અને રગ બન્ને છે. અને પ્રયોગોથી આ વાત સિદ્ધ થઇ ચુકી છે, અને પશ્ચિમના પંડીતો પણ તેને હવે સ્વિકારે છે. ભારતવર્ષના પરમ પૂજ્ય મહાન

ઋષિ મુનિયો આ વિષયથી અજાણ નોતા. સનત્કુમાર સંહિતા પ્રમાણે અથી આરંભીને ૧૬ સ્વર ધૂમ્ર વર્ણના, કથી ઠ સુધીના વ્યંજન ૧૨ રક્તવર્ણના અને અન્ય વ્યંજનો પીત આદિ વર્ણના છે. માત્રિકા વિવેક નામના ગ્રંથમાં પણ પ્રત્યેક અક્ષરના વર્ણ-રંગ-વર્ણવેલા છે. આ પ્રમાણે વિચાર કરતાં અક્ષર અને વર્ણની ભિન્નતા જતી રહે છે, અને ઐક્યતા સમજાય છે. એજ કારણથી ગુપ્ત રહસ્ય સમજનારા પુરૂષો કહેતા આવ્યા છે કે વર્ણ અથવા રંગ શ્રવણે સંભળાય છે, અને શબ્દનું ચક્ષુને દર્શન થાય છે. નાના પ્રકારના નાદનું, નાના પ્રકારના વર્ણનું, અધિષ્ટાન શબ્દ બ્રહ્મ છે, અને એજ કારણથી તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત્ તેજ અસ્તિત્વ અને સત્ તેજ સત્ય. ચક્ષુ અને શ્રવણ એ સર્વ ઇંદ્રિઓમાં પ્રધાન છે અને સર્વે ઇંદ્રિઓનું સ્વામિત્વ જેની પાસે છે તે મન છે. સર્વ ઇંદ્રિઓને લઇને મન જેમાં લય પામે છે તે શબ્દ બ્રહ્મ છે. એ શબ્દ બ્રહ્મનું નાદ અને વર્ણથી વ્યક્ત થતું સ્વરૂપ અદ્ભુત મોહ ઉપજાવનારૂં અને ચમત્કારી છે. તેજ પ્રમાણે તેની કૃતિ છે, અને એ કૃતિ તેજ લીલારૂપ છે. આજ કારણથી સમસ્ત યોનિઓમાં ભૂત માત્રમાં, જેનો દિવ્ય અંશ અંતરમાં ગુપ્ત ઝળકી રહેલો છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ, શબ્દ બ્રહ્મસ્વરૂપ એવા ઇશ્વરનાં **પરમ અને ઉત્કૃષ્ટ સ્વરૂપ અને તેની કૃતિ, તેનું મહાન્ જીવન દર્શાવનારી, પ્રગટ કરનારી જે વાણી** તેજ કવિતા છે. આ અલૌકિક સૌંદર્યમય સ્વરૂપનું-ચિત્રનું છાપ પાડ-વાનું પ્રયત્ન કર્તા તે કવિ છે. જેટલે અંશે તેનું પ્રયત્ન સફળ થાય છે તેટલે અંશે તેની પોતાની ગણના થાય છે. આપણા દેશમાં ભક્તિરસવાળી કવિતાનું પ્રાધાન્ય આજ કારણથી છે. પ્રાણી માત્રના અંતરમાં જે ઇશ્વર જ્યોતિ સ્વરૂપે નિરંતર અને સદાય ઝળકી રહેલો છે તેને, બાહ્ય સૃષ્ટિમાં સર્વવ્યાપક જ્યોતિરૂપ ઇશ્વરની સાથે ઐક્ય કરાવનારી મહાન્ દેવી, મહાન્ શક્તિ તે કવિતા છે. વ્યવહારિક નીચી કોટીમાંથી, જીવને છુટો પાડી, શુદ્ધ, સ્વા-તંત્ર્યની ઝળકતી વીશાળ ઉંચી કોટીમાં પ્રયાણ કરાવનારી, દિવ્ય અને અલૌકિક અનુભવ આપનારી તે કવિતા છે. કોઈ પ્રશ્ન કરે કે જો એમ છે તો કુદરતની રચના અને માણ-સની અંતરની લાગણીઓને દીપાવે તે શું કવિતા નથી? એનો ઉત્તર એજ છે કે સમસ્ત સૃષ્ટિ શબ્દ બ્રહ્મનું સ્વરૂપ છે જેમાં પ્રત્યેક અક્ષર હીરા અને અનેક વર્ણનાં અમુલ્ય રત્નરૂપે ઝળકી રહેલા છે, અને એ સમસ્ત સૃષ્ટિમાં નાદનો જે પ્રવાહ નિરંતર અને અખંડિત ગાજી રહ્યો છે તેજ મહાન્ જીવન, તેજ મહાપ્રાણ, નો અનંત સાગર ઉછળી રહ્યો છે અને તે અનંત સાગરમાં પ્રત્યેક વ્યક્તિ કણિકારૂપે તરતી દેખાય છે. કુદરતની રચનામાં અને પ્રાણી માત્રના અંતરમાં આ જ્યોતિનો પ્રકાશ ઝળકી રહેલો છે, અને તેનું વર્ણન કવિતા રૂપ કેમ નહિં હોઈ શકે.

માનસિક દેહમાં જે ભાવ પ્રગટ થાય તેને પ્રત્યક્ષ સ્થૂળ ભૂમિ ઉપર યથાર્થ પ્રગટ કરવાનું કાર્ય કવિતાનું છે. એ ભાવનું સ્મરણ, એ ભાવનો માનસિક અનુભવ તેજ ઉપર કથન કરેલો **રસ** છે. તે રસને શબ્દ દ્વારાએ પ્રગટ કરવો તેજ કવિતા. સરજવાનું કામ બ્રહ્મા જે મનરૂપ છે તેનું છે અને તેથી બ્રહ્મા આદિ કવિ કહેવાય છે.

સાંપ્રત સમયમાં સુરત શહેરમાં અને સુરત જીલ્લામાં સાહિત્યના વિલાસી થોડા નથી એ અતિ સંતોષની વાત છે.

અત્યાર પછી આપણા વિદ્વાન પ્રમુખે પોતાના ભાષણમાં જે જે વિષયનું કથન કરવાનું હોય, અને સાહિત્ય પરિષદે જે જે વિષયો ઉપર વિચાર કરી પોતાની યોજના કરવાની હોય, તે તે વિષયોનું દિગ્દર્શન આગમચથી મારાથી નહિં થઈ જાય તેને માટે કાળજી રાખવી મારૂં કર્તવ્ય સમજું છું. સત્કારના કાર્યને વળગી નહિ રહીને ઘણે દુર ભ્રમણ કરવું મને ઉચિત લાગતું નથી.

મનુષ્ય માત્ર સાચાં સુખને શોધી રહે છે. એ સુખ પ્રયાસ વિના પ્રાપ્ત થતું નથી. એ શોધ ક્યાં કરવાની છે? સૃષ્ટિનું અસ્તિત્વ, અમેરીકાના જગ વિખ્યાત વિદ્વાન **એમરસનના** અભિપ્રાય પ્રમાણે, મનુષ્યની કેળવણી માટે છે. સૃષ્ટિની રચના, મર્મની ભરેલી, શિક્ષણ અને ઉપદેશદાતા છે. સૃષ્ટિ બે પ્રકારની છે, બાહ્યસૃષ્ટિ અને અંતરની સૃષ્ટિ. બહારની સૃષ્ટિ છે તે સ્થૂલ ભૂમિની રચના છે અને અંતરની છે તે માનસિક છે. **એપીકયુરસનો** શિષ્ય **મેટ્રોડોરસ** કહે છે કે આપણને બહારના સંજોગોથી જે સુખ મળે છે તેના કરતાં આપણુ પોતાની પાસેથી જે મળે છે તે સુખ અધિક છે. જેમ અંતરની સંપત્તિ વિશેષ તેમ બહારની અપેક્ષા થોડી. જે દેશને બીજા દેશોની વસ્તુઓ આણવી પડે છે તેના કરતા જે દેશ બીલકુલ આણતો નથી તે વધારે અને ઘણી રીતે સારો છે પારકાનો આધાર સ્વતંત્રતાને સકુચિત કરે છે. અંતરની અને બહારની બન્ને સૃષ્ટિના સ્વરૂપને અને રહસ્યને સમજાવનારી ભિન્ન ભિન્ન વિદ્યા છે. એ વિદ્યા તે જ સાહિત્ય છે. સાહિત્યની અગત્યતા આથી સ્પષ્ટ છે. માણસના ઉપર વસ્તુઓની અસર થતી નથી પણ વસ્તુઓ વિશેના જે વિચારો તે વિચારોની અસર થાય છે, એ ખાસ લક્ષમાં રાખવાનુ છે. સાહિત્યને વિચાર સાથે કેટલો બધો સબંધ છે તે જ્યારે સારી રીતે આપણે સમજીએ છીએ ત્યારે સાહિત્યની ઉન્નતિ કરવી, સાહિત્યનો પ્રચાર કરવો, એ આપણું કર્તવ્ય છે એમ જણાયા વિના રહેશે નહિં. સાહિત્યથી માત્ર પુસ્તકો ને લેખ સમજવાના નથી, પણ તેમાં ચિત્ર અને બીજી હસ્ત કળાઓનો પણ સમાસ થાય છે.

દેશની ઉન્નતિ કરવાનું મુખ્ય સાધન સાહિત્ય છે. દેશની ઉન્નતિ એટલે જડભૂમિની નહિં પણ તે ઉપર વસનારી પ્રજાની. પ્રત્યેક મનુષ્યનો એકત્ર સમુહ તે પ્રજા છે. દેશની ઉન્નતિમાં મનુષ્યનાં ઉંચાં ચારિત્ર (Character) ની અત્યંત આવશ્યકતા છે. માણસ ઉંચા સદ્ગુણોથી શોભી રહેવો જોઇએ. એ ઉંચા સદ્ગુણો પ્રાપ્તિને અર્થે ધર્મનીતિનું શિક્ષણ મુખ્ય સાધન છે. શુષ્ક ભણતર કેવળ નિષ્ફળ નીવડયુ છે ધર્મનીતિની ગર્જના ઠેર ઠેર અને ઘેર ઘેર જ્યારે વિસ્તરશે ત્યારે જ તેના નાદથી વૃક્ષની બખોલમાં છુપાં ભરાઇ બેઠેલાં દુર્ગુણરૂપી પંખિડાઓ ત્રાસ પામીને ઉડી જશે.

આપણા સર્વે વ્યવહાર ભાષાથી થાય છે. ભાષા વાણીનુ વ્યક્તરૂપ છે. વાણી ચાર

પ્રકારની છે, પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. સાધારણ રીતે વ્યવહારી ભાષા વૈખરી વાણી ગણાય છે. માનસિક સૃષ્ટિના વ્યવહારમાં જુદા પ્રકારની વાણી વપરાય છે. જે સાહિત્ય માટે હમણા પ્રયત્ન થઈ રહેલું છે તે વૈખરી વાણીથી પ્રકટ થતી વિદ્યા સંબંધી છે.

આપણી ગુજરાતી ભાષા કેવી રીતે થઈ અને ક્યારે થઈ તેની ચર્ચા પરિષદની આ-ગળ થઈ ગયલી બેઠકોમાં ચાલી હતી. એ ભાષાને જે સ્થિતિમાં આપણે હમણા જોઇએ છીએ તે ખરેખરૂં પ્રયોજન છે. તેને સુંદર, સબળ, પરિપૂર્ણ અને સ્વતંત્ર કેમ કરવી તે પરિષદના લક્ષમાં પ્રથમથી છે, એટલું જ કહેવું બસ છે.

ઉપર કહ્યું તેમ વિદ્યાનો ફેલાવો—બહોળો ફેલાવો ઘેરે ઘેર થવો જોઇયે. આપણા ગૃહોમાં જે ભાષા વપરાય છે તે ગુજરાતી છે, અને તેથી એજ ભાષા દ્વારાએ સર્વ વિદ્યાનું જ્ઞાન મળવું જોઇયે. સંસ્કૃત ભાષા સામાન્ય જનમંડળમાં બોલાતી ભાષા કોઇ પણ દિવસ નહોતી, અને તેજ પ્રમાણે અંગ્રેજીને માટે આપણે અનુમાન કરી શકીએ છીએ. પ્રાથમિક શાળાઓમાં જ માત્ર નહિં પરંતુ મોટી પાઠશાળાઓમાં પણ અંગ્રેજીની સાથે ગુજરાતીનું શિક્ષણ ગુજરાતી વિદ્યાર્થીઓને મળવું જોઇયે. એમ થવાથી એ વિદ્યાર્થી પોતે બીજી ભાષા દ્વારાએ પ્રાપ્ત કરેલું નવિન જ્ઞાન પોતાનાં કુટુંબ અને નિકટના સ્નેહી સંબંધી મંડળોમાં પ્રસા-રવાને શક્તિમાન થશે. પ્રત્યેક હૃદયમાં ઊંચી મૂર્તિની, આ પ્રમાણે થતાં, સારી છાપ પડશે અને ત્યારે જ લોકોમાં કર્ત્તવ્ય સમજવાની શક્તિ અને ઉંચી નાગરિક વૃત્તિ વિકાસ પામતાં સારાં ફળ આપશે. જે પાત્રમાં ચિત્ર કોતરવું હોય તે પાત્રને સ્વભાવિક અનુકૂળ શસ્ત્ર હોય તોજ સારૂં પરિણામ આવે છે. સુખડ અને હાથીદાંતમાં કોતર કામ કરવાનાં શસ્ત્ર જુદાંજ હોય છે. જન્મથી જેની ભાષા ગુજરાતી છે તેના અંતરમાં ગુજરાતીથી જ સારૂં ચિત્ર સરળતા અને સ્હેલાઇથી પડશે.

આર્ય પ્રજાનું સાહિત્ય આર્ય વર્ણનું જ હોવું જોઇએ. જે કેળવણી પ્રદેશી અથવા બીજા વર્ણની છે તેનો ઉપયોગ થતાં આર્ય દેશ પોતાના ઉંચા ગુણ અને વર્ણને ખોઈ બેસવા-નો મોટો ભય રહે છે. તમારૂં પોતાનું જે હોય તે તપાસો, ખામી દેખાય તે સુધારો, પણ બીજાની નકલ કરવાના વલણથી હંમેશ વેગળા રહો. મહાભારતમાં એક સ્થળે કહ્યું છે કે માત્ર ધનથી અથવા વિદ્યાથી આર્ય થવાતું નથી પણ ઉંચા ગુણથી આર્ય થવાય છે. આર્ય ભૂમિ આપણી માતૃભૂમિ છે અને આપણે સદાય આર્ય જ રહીશું.

વિદ્વજ્જનો અને મહાશયો સમાપ્ત કરતાં પહેલાં મારૂં આ કથન, નજીવું, ટાહેલાંથી ભરપુર કથન, સવિનય કરૂં છું, વિનતિ એક આપની વિદિત છે આપ સર્વને, કે વર્ષના આંક દર્શાવવાને, આપણા પ્રાચીન કવિઓ, પ્રત્યેક અંક સૂચવનારો શબ્દ લખી ગયા છે; ઉદાહરણ, નવનો આંક કહેવો હોય ત્યાં ગ્રહ શબ્દનો ઉપયોગ થતો. જે પ્રમાણે શબ્દના આંક અથવા સંખ્યા છે તેજ પ્રમાણે પ્રત્યેક અક્ષરની પણ સંખ્યા હોય છે. હીબ્રુ, ગ્રીક, ફારસીમાં એજ પ્રમાણે નિરખવામાં આવે છે, અને વરરૂચીના ગ્રંથ કહે છે કે ગુજરાતીની

માતુથી સરસ્કૃત પણ પ્રત્યેક અક્ષરમા અર્થસૂચક સંખ્યા ગુપ્ત રાખતી હતી **મ** પાચ દર્શક અને **ન** શૂન્ય દર્શક છે "બાદ આબાદ બંદરે સુરત" કહીને જ તે ક્યારે આબાદ થયુ તે સમજનારને સમજાવી દીધુ છે. એ વાક્યના પ્રત્યેક અક્ષરનો આકડો લઇને ગણતરી કરતા હીજરી વર્ષ ૯૩૭ એટલે ઈ. સ ૧૫૨૨ મળી આવે છે. આ અકવિદ્યા પ્રત્યે આપણા સાક્ષરોનું લક્ષ ગયુ હોય એમ દેખાતું નથી પ્રસિદ્ધ કરી શકશે એ વિદ્યા, અત્યાર સુધી ગુપ્ત રહેલી ઘણી વાતોને, એમા સંશય નથી લેશ પણ બીજી વિદ્યા સાકેતિક ચિન્હની છે, તે પણ જેવી તેવી મહત્વની નથી તે વિદ્યામા પ્રવિણતા, અનેક રહસ્યને પ્રગટ કરી, માણસને નવીન જ્ઞાન આપી, વિસ્મય પમાડે છે. આપણે એક દ્રષ્ટાત લઇશુ પક્ષી કાળચક્ર દર્શક છે. આપણા પુરાણોમા ગરુડ, જટાયુ, સપાતીના વર્ણનો આવે છે, તે સમય દર્શાવ નારા છે ગ્રીક લોકોના ફીનીકસ પક્ષીનુ કથન એવું જ માર્મિક છે, અમેરિકામા પણ પક્ષીનો અર્થ એજ હતો આપણા જરતુસ્તિ બધુઓમા મનાતુ અદ્ભૂત સીમુર્ઘ ઇરાનમા થઇ ગયલા **તેહમુરસ** રાજાનુ વાહન હતુ એ સીમુર્ઘે સાત સાત હજારના બાર કાળચક્ર જોયા હતા સાત હજારને બારે ગુણતા ૮૪૦૦૦ ની સખ્યા આવે છે, એટલે એટલા વર્ષોનુ મોટુ કાળ ચક્રદર્શક **સિમુર્ઘ** પક્ષિ હતુ ૮૪૦૦૦ વર્ષ ઉપર જળપ્રલય થયો હતો એમ કેટલાક વિદ્વાનોનુ કહેવુ છે, અને તેજ સમયે સીમુર્ઘનો જન્મ થયો હતો વર્ષો નક્કી કરવાને અને તેમજ બીજા માર્મિક અર્થોનુ જ્ઞાન પ્રાપ્ત કરવાને સાકેતિક ચિન્હની વિદ્યા ઘણીજ આવશ્યક અને ઉપયોગી છે પૂર્વકાળના ઇતિહાસની શોધમા કહેવાની જરૂર નથી કે આ એક અગત્યનુ સાધન છે આ બે વિદ્યા ભણી આપનુ લક્ષ ખેચવાની વિનતિ કરવાની આજ્ઞા માગુ છુ

પુરો થયો છે હવે, **લવારો** આ મારો જે લક્ષપૂર્વક શ્રવણ કીધુ છે આપે, કથન આ મારુ, અને આપી છે જે વિશાળ છૂટ મને, તેને માટે વિદ્વજ્જનો, સન્નારીઓ, અને મહાશયો, અપાર આભાર, માનું છુ હુ આપ સર્વનો અમારા નિમત્રણને સ્વિકારી, અહિંઆ પધારી, આપના દર્શન અને સમાગમનો, આપ્યો છે જે અપૂર્વ લાભ આપે, તેને માટે મારી પોતાની તરફથી, સ્વાગત મડળ તરફથી, કારોબારી મડળ તરફથી, અને સુરતની સમસ્ત પ્રજા મડળ તરફથી, ઉપકાર માનુ છુ હુ વારવાર, મારા શુદ્ધ અત કરણથી આપ સર્વનો, પ્રેમના શુદ્ધ અને પવિત્ર પયથી, પ્રક્ષાલન કરી આપના પાદાબ્જો, સન્માનના પરમ પીમળ મય ચદનથી અર્ચન કરીને આપનું, સદ્ભાવના અનુપમ અને દિવ્ય પુષ્પોથી, વધાવી લઉ છુ આપ સર્વને, અને પ્રાર્થના કરૂ છુ, સકલ બ્રહ્માડના કર્તા, શક્તિમાન પરમેશ્વરની, અને એટલું જ માગુ છુ, કે આપ સાક્ષર મડળનુ, જનહિતકારી, દેશહિતકારી, માગલ્યકારી કાર્ય નિર્વિઘ્નપણે પાર પડો, ગુર્જર પ્રજાની ઉન્નતિને માટે આપના તરફથી થતા પ્રયત્નો સદાય સફળ થાઓ, જનસમાજ માહેલી પ્રત્યેક વ્યક્તિની સદ્બુદ્ધિ દિનપ્રતિદિન વિશેષ ને વિશેષ ખીલો, ઉચા વર્તન અને ચારિત્રથી પ્રત્યેક જન આર્યભૂમિની ઉજ્જવળ કીર્તિને પ્રકાશમાન કરો, અને સત્યને પ્રાપ્ત કરીને સપૂર્ણ આરોગ્યતા, સુખ, સપત અને દીર્ઘાયુ ભોગવી મનુષ્ય જીવનનો હેતુ સફળ કરીને પરમ શાતિને પામો અસ્તુ ! અસ્તુ ! ! અસ્તુ ! ! !

**મધુવચરામ બળવચરામ હોરા**

# જાણવા જોગ આંકડા.

## ( ઘઉંની ઉપજના આંકડા )

દેશવાર ૧૯૧૩-૧૪ માં ઘઉંની પેદાશના આંકડા.

| | ક્વારટર્સ. | | |
|---|---|---|---|
| રશિઆ. | ૧૨૦,૦૦૦,૦૦૦ | હંગરી. | ૧૯,૦૦૦,૦૦૦ |
| યુ. સ્ટે. અમેરીકા. | ૯૪,૦૦૦,૦૦૦ | સ્પેન. | ૧૩,૦૦૦,૦૦૦ |
| હિંદુસ્તાન. | ૪૫,૦૦૦,૦૦૦ | ઓસ્ટ્રેલેશીયા. | ૧૩,૦૦૦,૦૦૦ |
| ફ્રાન્સ. | ૪૦,૦૦૦,૦૦૦ | રોમાનીયા. | ૧૦,૦૦૦,૦૦૦ |
| ઇટલી. | ૨૬,૦૦૦,૦૦૦ | ઓસ્ટ્રીયા. | ૮,૦૦૦,૦૦૦ |
| કેનેડા. | ૨૪,૦૦૦,૦૦૦ | યુનાઇટેડ કીંગડમ. | ૭,૦૦૦,૦૦૦ |
| આરજનટાઇન. | ૨૨,૦૦૦,૦૦૦ | બીજા દેશો. | ૩૨,૦૦૦,૦૦૦ |
| જર્મની. | ૨૧,૦૦૦,૦૦૦ | | ૪૯૪,૦૦૦,૦૦૦ |

### ઘઉં વેચનારા દેશો.

ઘઉં તથા ઘઉંના લોટના આંકડા ની. મુ.

| | ક્વારટર્સ. |
|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ અમેરીકા. | ૧૯,૦૦૦,૦૦૦ |
| આરગનટાઇન. | ૧૫,૦૦૦,૦૦૦ |
| કેનેડા. | ૧૪,૫૦૦,૦૦૦ |
| રશિઆ. | ૧૨,૫૦૦,૦૦૦ |
| હિંદુસ્તાન. | ૮,૫૦૦,૦૦૦ |
| બાલકન રાજ્ય. | ૬,૫૦૦,૦૦૦ |
| ઓસ્ટ્રેલેશીયા. | ૬,૦૦૦,૦૦૦ |
| બીજા દેશો. | ૩,૦૦૦,૦૦૦ |
| | ૮૫,૦૦૦,૦૦૦ |

### ઘઉં ખરીદનારા દેશો.

| | ક્વારટર્સ. |
|---|---|
| યુનાઇટેડ કીંગડમ. | ૨૯,૦૦૦,૦૦૦ |
| ઇટલી. | ૯,૦૦૦,૦૦૦ |
| જર્મની. | ૮,૫૦૦,૦૦૦ |
| બેલજીયમ. | ૬,૦૦૦,૦૦૦ |
| ફ્રાન્સ. | ૫,૫૦૦,૦૦૦ |
| હોલન્ડ. | ૨,૫૦૦,૦૦૦ |
| બીજા દેશો. | ૧૯,૫૦૦,૦૦૦ |
| | ૮૦,૦૦૦,૦૦૦ |

[ વસન્ત-ઑફિસ. ]

Rge. No. B. 463

# वसन्त.

इद सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત્ ૧૯૭૨

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી એ. એલ્ એલ્. બી.
ઑરિએન્ટ રોડ—અમદાવાદ.



શ્રી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ સામળદાસે છાપ્યું,
ટંકશાળ-કાળુપુર—અમદાવાદ

Rge. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
मस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
रुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

ર્ષ ૧૪, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત ૧૯૭૧

## જર્મન દેશનો અર્થોદય.*

### ( ૧ )

**જર્મનીના અર્થોદયનો પ્રારંભઃ—**

૧૮૭૦ ના પહેલાં પણ જર્મનીના વેપાર ઉદ્યોગમાં મોટા ફેરફાર થવા માંડ્યા હતા.
ણ ૧૮૭૦ ની લડાઈથી હોંશ, ઉત્સાહ, સત્ત્વ ને સાહસ ઘણાં વધ્યાં. એ વરસમાં બધાં

---

* સ્વર્ગસ્થ દિ. બ. અંબાલાલભાઈએ કરેલી એક નોંધની આ નકલ રા. રા. વૈકુંઠલાલ
ીપતરાય ઠાકોર બી. એ. તરફથી અમને છપાવવા માટે મળી છે. એ નોંધનું પુનરવલોકન
. આ. કરી શક્યા નથી, છતાં જે રૂપે એ નોંધાઈ છે તે રૂપે પણ બહુ કિંમતી છે—જાણી
અત્રે પ્રસિદ્ધ કરી છે.

આ નોંધ યુદ્ધ પહેલાંની છે. અત્યારે એ પ્રસિદ્ધ કરતી વખતે માત્ર એક જ વાત
મેરવા જેવી છે—તે એ કે જર્મનિએ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાના જે જે પ્રયત્નો
ર્યા તે સ્તુત્ય છે, પણ દ્રવ્યલોભમાં પડી કાર્યાકાર્યની નૈતિક બુદ્ધિ ત્યજી, જે આસુરી સંપદ્દનું
વન કરવા માંડ્યું અને જેને પરિણામે આ યુદ્ધમાં સર્વ નીતિના નિયમોનો એણે ભંગ
ર્યો—એ અત્યન્ત જુગુપ્સા ઊપજાવે છે અને એના તત્ત્વજ્ઞાનની કીર્તિને કલંક લગાડે છે.
આસુરી સંપદ્દનો પરિણામે કદી જય થતો નથી એ આ વિશ્વના વ્યવહારનું સનાતન સત્ય
, અને એ સત્ય આ યુદ્ધને અન્તે પ્રકટ થયા વિના રહેવાનું નથી એમ આપણને ખાતરી છે.

તન્ત્રી.

જર્મની એક દેશ કે એક પ્રજા નથી. તેમાં ઘણાં નાહનાં રાજ્યો છે, તે ભિન્ન ભિન્ન સંસ્કારવાળાં છે. રાજની પદ્ધત પણ જુદી જુદી છે. પ્રશીઆમાં આપખુદીની હવા છે; ઉત્તર જર્મનીના લોક અક્કડ ને ભારેખમ છે; દક્ષિણ જર્મનીવાળા સરલ, સંતોષી, ને ઓછા મમતી છે. પશ્ચિમના અતિશય ઉદ્યોગી ને પૂર્વમાં ખેતી પ્રધાન છે. તોપણ બધાં રાજ્ય પોતપોતાની પ્રજાને ફાવે તેવી રીતે ઉત્તેજન આપે છે.

તેમાં હુન્નર કેળવણી રૂચે તેવી આપે છે. ફેરણીશિક્ષકો રાખી ઘેર બેઠે હુન્નરનું જ્ઞાન આપે છે. ફરતા શિક્ષકો હાથવણતરમાં મદત આપે છે, નવા ભુટ્ટા design વિશે મદત આપે છે, નવા નિશાળીઆઓને વણતાં શિખવે છે, ગામડાના વેપારીનો માલ વેપારીને વેચી આપે છે, અથવા સોદા કરી આપે છે.

શિખવામાં જર્મન ઘણા ધીરા ને ઉદ્યોગી છે. હાલ તો વળી જગતમાં શ્રેષ્ઠ થવાની હોંશ છે એટલે ઉદ્યોગનું શું કહેવું ?

કેળવણીનો લાભ જર્મની એવો કરે છે કે પોતાના બધા વ્યવહારોમાં તેઓ કેળવાએલી બુદ્ધિનો ઉપયોગ કરે છે.

જર્મનીની ઉદ્યમશાળાઓ ઉદ્યમોને ખાસ લાભ મળે તેવા પ્રયાસ નિરંતર કરે છે. તેઓએ તાપ દેવાની નવી કલાઓ કાઢી છે, તેથી જોઇએ તેટલો તાપ થોડામાં થોડા વખતમાં ને થોડામાં થોડે ખરચે તે ઉત્પન્ન કરી શકે છે.

કેટલાંક સંસ્થાનો પોતાની નીપજનાં એક સ્થળે પ્રદર્શન રાખે છે, ને લોકોને કેળવણી આપવાને ફરતાં પ્રદર્શન નભાવે છે, ને માહીતી આપનાર ખાતાં રાખે છે. વળી કેટલાંક રાજ્યો મોટાં પુસ્તકાલય, ઔદ્યોગિક સંગ્રહસ્થાનો, રસાયની પ્રયોગશાળાઓ રાખે છે, ને એ શાળાઓમાં ને એમાં મુકરદમ તથા કારીગરોની પરીક્ષા લે છે, અને હુન્નરશાળાઓ નભાવે છે.

ઔદ્યોગિક મંડળીઓ હુન્નરના શિક્ષણને માર્ગ દેખાડી ઉત્તેજન આપે છે.

જર્મનીની હુન્નરશાળાઓ દર વર્ષે કેળવાએલા ડીરેક્ટરો, ઇજનેરો, રસાયનશાસ્ત્રીઓ કાઢે છે, તેઓ વિજ્ઞાનના નવામાં નવા ભેદ જાણે છે, ને ઔદ્યોગિક ક્રિયા વીશે વિજ્ઞાનના નવા શોધની હમેશ ખબર રાખે છે.

પ્રાથમિક મફત શાળાઓ સો સો વરસની છે, તે દર વર્ષે જોઇએ તેટલા ચતુર કામદારો કાઢે છે. કામદારોને હુન્નરના વિજ્ઞાનનાં મૂળ તત્ત્વો ખબર હોય છે, ને વળી પૂર્વણી શાળાઓમાં તેઓ ધંધાની હાથ ચાલાકી મેળવે છે. આવી હુન્નરની શાળાઓ સેંકડો વરસની છે. પણ સૌથી સરસ પચાસ વરસ ઉપર થયાં ચાલે છે. તેમાં ઉદ્યોગ ને ઉદ્યોગની બધી કળાઓ શિખવાય છે.

જર્મનીમાં ખરચ કરવાની ઘેલછા નથી. તેઓ ઉપયોગમાં આવે તેટલું જ ખરચ કરે

છે. બધા શિક્ષકો વહીવટી જ્ઞાનવાળા હોય છે. સૌથી સારા શિક્ષકને રૂ. ૩૦૦૦ કરતાં વધારે મળતું નથી. જ્ઞાનના ધંધાના પગારનું ધોરણ કોઈ પણ ઠેકાણે ભારે નથી. આવા નોકર જોઇએ તેવા ને તેટલા હમેશ મળે છે. તેથી જર્મનીમાં હુન્નરશાળા સ્થાપવી ને નભાવવી સહેલું પડે છે.

જર્મનીમાં હુન્નરશિક્ષણ સર્વવ્યાપક છે એટલે જે જે ધંધામાં શાળામાં શિખવ્યાથી ફાયદો થાય તે બધા ત્યાં શિખવાય છે.

જ્ઞાન ફેલાવવાની.થોડા ખરચની રીતે હુન્નર-જ્ઞાનનો પ્રસાર કરવામાં આવે છે. ગામડામાં નિશાળના મકાનમાં તેલનો દીવો બાળી નાનકડા વર્ગને હુન્નરનું જ્ઞાન અપાય છે. ગામડાના હાથકારીગરોને ફેરણી કરતાં પ્રદર્શનો વડે કારીગરીના સારા નમુના બતાવવામાં આવે છે. ફરતા શિક્ષકો એક ગામથી બીજે ગામ એમ ફેરણી કરી હુન્નરનું જ્ઞાન ગામડાના લોકને આપતા ફરે છે. આવી થોડા ખરચની ઘણી યુક્તિઓ જર્મનો પાસે છે.

સાકસની સંસ્થાનની વસ્તિ ૪૫ લાખની છે. ત્યાંના લોક પોતાના પુરૂષાર્થ ઉપર વધારે આધાર રાખે છે. ત્યાં હુન્નર કેળવણી માટે ખાસ હુન્નરોની ૩૬૦ શાળાઓ છે. આ શાળાઓ લોકઉમંગથી ઉભી કરી છે.

જેમ જેમ અમુક જાતના હુન્નરની શાળાનો ખપ પડે છે તેમ તેમ તેવી હુન્નરશાળા લોક સ્થાપે છે. વ્યવહારમાં કામ આવે તેવી સ્થાપે છે. ઘણી ખરી ઉંચા પ્રકારની શાળાઓ સરકાર સ્થાપે છે.

સાકસનીમાં ૭ જાતની હુન્નરશાળાઓ છે—(૧) ઉંચા પ્રકારની પાઠશાળા, (૨) કળાની ઉદ્યોગશાળા, (૩) ઔદ્યોગિક શાળા, (૪) નીશાળ છોડનારને માટે પૂરવણી ઉદ્યોગશાળા, (૫) વેપારીશાળાઓ, (૬) ખેતીની શાળાઓ.

પ્રાથમિક શાળાઓમાં મજુરને ઉદ્યોગ કરવાની ટેવ, દયાનતદારી, ચોખ્ખાઈ, ચાલાકી, નિયમિતપણું શિખવે છે.

ઘણાં ઇજનેરીખાતાં પોતાના મજુરને કેળવે છે. મજુરોમાં કેળવણી ને જ્ઞાનની ઇચ્છા સર્વત્ર છે. તેમ જ જમાનાના માનસિક ને આત્મિક જ્ઞાનની પણ છે. તે લોભ કરતાં જ્ઞાનને વધારે ચાહે છે. તેઓ રાત્રે કેળવણી લે છે.

કારીગરોએ પોતે કેળવણીમંડળો ઉભાં કરેલાં છે. વિજ્ઞાનનું શિક્ષણ રાત્રે ફાનસોથી આપે છે. બર્લીનમાં સોસીઅલીસ્ટ્સ મજુરોના સુધારાની નિશાળ ચલાવે છે. શિઆળામાં સાંજના વર્ગ ચલાવે છે તેમાં અર્થશાસ્ત્ર, સંસારશાસ્ત્ર, કાયદો, ઇતિહાસ, અલંકારશાસ્ત્ર શિખવે છે. રવીવાર ને ઇતર વારે વગર ખરચે ભાષણ અપાય છે.

## મજુરોનાં પુસ્તકાલય છે.

પાઠશાળાવાળા દેશોમાં વિદ્યાર્થીઓ ગરીબોને ભણાવે છે.

રાજ્યના કાયદાથી આરોગ્ય રહે છે, ને જીવનનું ધોરણ ઠીક રહે છે. મંદવાડમાં ડાક્તર મફત દવા કરે છે, ને તે વખતના ગુજરાનનો બંદોબસ્ત હોય છે. ઘડપણ કે અશક્તિ માટે પેન્શન હોય છે.

અકસ્માતથી ઇજા થાય તેનું ખરચ વેપારીને માથે પડે છે. મંદવાડનો વિમો ઉતારે છે તેના ⅔ મજુર ભરે છે, ને ઘડપણ ને અશક્તિના પેન્શનના ફંડમાં મજુરને શેઠ સરખે હિસ્સે ટકા ભરે છે.

લશ્કરી નોકરી સાર્વજનિક છે, તેથી મર્યાદશીલતા વગેરે ઘણા ઉત્તમ ગુણો વધે છે; વળી તેથી વ્યવસ્થિતપણું, નિયમિતપણું ને બીજા જોડે કામ કરવાની ટેવ પડે છે.

( ૪ )

## શરીરે બળવાન પ્રજા ઉત્પન્ન કરવાના પ્રયત્ન.

જર્મનીમાં શરીરે બળવાન ને વીર્યવાળી પ્રજા ઉત્પન્ન કરવાને ભગીરથ પ્રયત્ન યથાવિધિ થાય છે. બાલમરણ ઓછું કરવા જંગ મચાવ્યું છે. ૧૮૭૬ માં જનમ પ્રમાણ ૪૧ હતું તે ૧૯૦૫ માં ૩૩ થયું છે, પણ મરણ પ્રમાણ ૧૯૦૬ માં હજારે ૧૮.૬ હતું. ( વિલાયતમાં ૧૯૦૫ માં ૧૬ હતું ). પાકી ઉમરના માણસોનું મરણ પ્રમાણ ઘટ્યું છે તેવી રીતે બાલમરણનું પ્રમાણ પણ ઘટ્યું છે. ( વિલાયતમાં ૧૦૦ છોકરાં જન્મે તેમાં ૧૧.૮ મરે છે, પણ સ્વીડન ને નોરવેમાં ૮.૧ છે). શહેરોમાં જે જીલ્લાઓમાં મજુર વર્ગ રહે છે ત્યાં મરણપ્રમાણ સૌથી ભારે છે.

બાળમરણના પ્રમાણનો દર દરેક ૧૦૦૦ જાતના ગુણ, સાંસારિક રીવાજ ને ટેવો, દ્રવ્યની સ્થિતિ ને સુધારાની સ્થિતિ ઉપર આધાર રાખે છે. આ મરણ પ્રમાણનો મોટો ભાગ (૧) હવા અજવાળાનો અભાવ (૨) રોગી ઘર (૩) ખરાબ ખોરાક ને (૪) કૃત્રિમ ધાવણ ને ખોરાકથી થાય છે.

બાલમરણ અટકાવવાને નીચે પ્રમાણે ઉપાય લેવામાં આવ્યા છે. (૧) મા ને બાલકને વાસ્તે આશ્રમસ્થાન, ઘર, દવાખાનું, ને ઇસ્પીતાલો સ્થાપવી. (૨) ગરીબ મજુર વર્ગના બાલકોને જાળવવા ને રાખવા દીવસના સાર્વજનિક બાલાશ્રમ સ્થાપવા. (૩) દુધભંડાર. આ બધું કરવામાં સરકાર આગેવાની કરે છે. (૪) લોકોને ભાષણ ને શિક્ષણથી સુધારવા.

માને ધાવેલાં કરતાં દુધ પાએલાં છોકરાં પાંચ ૭ ગણાં મરે છે.

જે માઓ છોકરાંને ધવડાવે તેને દૂધ સસ્તુ વેચાય છે. માઓને છોકરાં ઉછેરવાં ને રાખવાનું વિધિસર શિક્ષણ આપવામાં આવે છે. તેવું જ પરિચારિકાને અપાય છે. મફત દવાખાનામાં સુવાવડ પડેલાં ચાર માસલગી માઓને મફત દૂધ ને જમણ આપવામાં આવે છે; અને જે મા ધવડાવે તેને ઉત્તેજન આપે છે. મા નિરોગી હોય તો જ છોકરૂં નિરોગી થાય.

છોકરૂં અવતર્યું પછી એક માસ સુધી કામ ન કરવું પડે તે માટે એક સામાન્ય ફંડ કર્યું છે. તેવું જ બેજીવવાળી વાસ્તે છે.

બાલમરણ વાસ્તે એક શોધનશાળા કાઢી છે.

જુવાનની તંદુરસ્તિની ઘણી સંભાળ લેવાય છે. નાહના છોકરાંની શાળાઓ ઉઘાડી અવલોકનનું શિક્ષણ, વાર્તાકથા, પુનરાવર્તન, રમત, ગીત, ગાયન, સાદું હાથકામ, વાડી ખેતી, જાનવરખાનું, શરીરકસરત ને મરદાની ખેલ કરાવે છે. વળી હવે પછી શહેર બંધાય તેમાં છોકરાંને રમવાની જગો રાખવી જ જોઇએ એવો ઠરાવ છે.

( ૫ )

વેપાર વધારવાની કળાઓઃ—

કોઇપણ ધંધાની છેવટનો માલ ઉત્પન્ન કરતાં લગીની બધી કલાઓ જર્મનો એક જ ઠેકાણે કરે છે, ને તેથી ખરચ બહુ થોડું આવે છે. વિલાયતમાં કાંતવાનું, વણવાનું, ધોવાનું, છાપવાનું વગેરે જુદે જુદે ઠેકાણે થાય છે તેથી ખરચ દરેક કારખાનાનું વધે છે, પણ બધું એક ઠેકાણે થવાથી વહનંખર્ચ, તથા દેખરેખનું અને ભાડાનું ખરચ ઘણું ઘટે છે.

પોતાને જોઇતો માલ તેઓ પોતે જ પેદા કરે છે આશરે ૩૦ વરસ ઉપર જર્મની એમ માનતું કે વિલાયતમાં જ સારાં વહાણ બને. પછી વિલાયતના કારીગર લાવી પોતાની ગોદીઓમાં તે બનાવવા માંડયાં. હાલ તે પોતાનાં વહાણ બાંધે છે એટલું જ નહીં, પણ બીજા દેશનાં બાંધી આપે છે.

દેશની બેન્કો ઉદ્યોગોને ઘણો આશ્રય આપે છે. તેથી ટ્રામવે, વિજળીના દીવા, વિજળીની રેલવે કાઢવામાં ઘણી સુગમતા વધી છે.

વળી બેન્કોની મદતથી મોટાં કારખાનાં કાઢવામાં ઘણી મદત મળે છે. દહાડે દહાડે મોટાં કારખાનાં કાઢવાં ને ઉદ્યમને એક કંપનીના હાથમાં લાવવો. કોઠો કરી નફો વહેંચી લેનારી કંપનીઓ કાઢવી, વગેરે રસ્તે વેપાર વધ્યો છે, ને હાલ એકહથ્થુ વેપારની નીતિ તરફ જર્મનોનો વેપાર વધે છે. તોપણ પાંચ લાખ માણસ ઘર બેઠાં ઉદ્યમ કરે છે. 'વળી વિદ્યુત બળ ઘર બેઠે મળવાથી ઘણા નાહના નાહના ઉદ્યોગ નીકળ્યા છે. નાહના ધંધાવાળા સંપ કરી પોતાના ધંધાનું મહાજન કર્યું કરે છે, તેથી તેઓ ટકી શકે છે.

(૩) મહાજનો મળીને થએલાં મહાજન—મોટાં મહાજન—syndicates.

રેલવે સરકારે બાંધી છે તેથી જનવારની મુડી છુટી રહી છે. રેલવે, ટ્રામ વગેરે સરકાર બાંધે છે તેથી વેરાનું ભારણુ હલકું રહે છે.

જર્મન રાજ્યને રેલવે, ટપાલ, તાર, જંગમ, ચિનાઈ માટીનાં વાસણ, છાપખાનાં ને સરકારી બેન્કમાંથી સારી ઉપજ મળે છે.

ખેતીવાડી ખાતુ નફા સારૂ ખેતી કરાવે છે, તેથી નાહાના ખેડુતોને પદાર્થજ્ઞાન જેવું દષ્ટાંત મળે છે.

બવેરીઆનુ રાજ્ય ખેડુતના ઢોરનો વીમો ઉતારે છે, પાકનો વીમો હીમ તથા આગના નાશ બાબત ઉતારે છે.

રેલવેના માલીક સરકાર હોવાથી સાર્વજનિક પ્રશ્નોનું દષ્ટિસ્થાન ઉપજ ઉપર નજર રાખી નક્કી કરે છે. પણ રાજ્ય પોતાનો પૈસો ઉચ્ચ સંસ્કારની વૃદ્ધિ કરવામાં વાપરે છે.

જલમાર્ગ ને નહેરો સરકાર બનાવે છે, ને ઉંડી કરે છે.

સહકૃતિની જર્મન લોકની ટેવ વેપારમાં ઘણી ઉપયોગી છે.

અરસ્પરસના લાભ માટે ભેગા થવું એ જર્મનોમાં પ્રકૃતિ ગુણ છે. ૧૫ માં ૧ કોઈ ને કોઈ સહકારી મંડળના સભ્ય છે. વિલાયતમાં ૨૦ નાં ૧ છે. સહકારી મંડળીઓ (૧) કરજ લેવાની, (૨) વેપારનો કાચો માલ ખરીદવાની, (૩) વેપાર કરવાની, (૪) ઉત્પત્તિ નીપજાવવાની, (૫) ખોરાક મેળવવાની, અને (૬) ઘર બાંધવાની છે. ગામડાનો મહેતાજી સહકારી બેન્કનો મંત્રી થાય છે. તે કસરને ઉત્તેજન આપે છે અને આઠ દહાડે એકવાર ફરીતે ગામડાના લોકની બચત ઉઘરાવે છે. લોકોની નીતિ ઉંચી કરવાનો આવી મંડળીઓનો હેતુ છે.

જર્મનીમાં દરેક શહેરમાં મ્યુનિસિપેલિટીની સેવીંગ બેન્ક હોય છે. તે આબાદ હોય છે.

સષ્ટિમાં જે ફેરફાર થાય છે તે તુટક ને આચકા જેવા બળથી થતા નથી. તે જ પ્રમાણે સંસારનુ બંધારણ મનકલ્પિત માર્ગવડે નાશ પામતું નથી. ધીમે ધીમે જુનુ બદલાઇ નવું થાય છે.

એક નિશાન, એક જીવ, ને સંપ હોય તો જ ખરૂ ફળ થાય.

અમદાવાદ.
તા. ૨૯-૯-૧૯૧૩

અંબાલાલ સાકરલાલ દેસાઇ.

# આપણા દેશની લલિત કલાઓનો ઇતિહાસ.

ગુજરાતી સાહિત્યની અંગભૂત લલિત કલાઓનું પ્રદર્શન આ પરિષદ્‌ની સાથે એકત્ર કરવામાં આવ્યું છે. તે પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા સચીનના ના. નવાબ સાહેબના મુબારક હસ્તે કરવા તેમને વિનંતિ કરતાં મને ઘણો હર્ષ થાય છે. કલા, હુન્નર વિગેરે કાર્યાત્મક પ્રવૃત્તિઓનો વિકાસ રાજવંશી આશ્રયદાતાઓ તથા કલાકોવિદો ઉપર જ ઘણા અંશે અવલંબીને રહેલો હોય છે. તેથી આ સાહિત્યસહાયક કલાઓનું પ્રદર્શન ના. નવાબ સાહેબ ખુલ્લું મૂકે તો તે સર્વથા યથાર્થ જ ગણાશે.

## પ્રાચીન ઇતિહાસ માટેનાં સાધનો.

આ પ્રદર્શનમાં જૂના અપ્રસિદ્ધ હસ્તલેખો, તામ્રપત્રો, શીલાલેખો વગેરે સાહિત્યના ઇતિહાસ ઉપર વધારે અજવાળું પાડે એવી સામગ્રીઓ એકત્ર કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આપણા દેશમાં રાજકીય ઇતિહાસનાં સાધનો સંગ્રહી રાખવામાં ઊનતા નજરે આવે છે તેવી જ રીતે સાહિત્યનો ભરોસાદાર ઇતિહાસ લખવાનાં સાધનોની પણ ખોટ છે. જો જૂના શીલાલેખો, તામ્રપત્રો, જૂદા જૂદા ચલણી સીક્કાઓ તથા અપ્રસિદ્ધ ગ્રંથોની હસ્ત-લિખિત પ્રતો ઉપરથી ઇતિહાસને ઉપયોગી થઇ પડે તેવાં કાંઇક પ્રમાણો હાથ લાગે તો તેથી સાહિત્યની ઘણી કિંમતી સેવા થઇ શકે એમ હોય છે. વળી આવા લેખોનાં સાધન એકત્ર કર્યાથી કોઇ વાદગ્રસ્ત પ્રશ્ન ઉપર પ્રકાશ પાડે તેવાં પ્રમાણોની શૃંખલામાં એક બે આંકડા આપણે ઉમેરી શકીએ તો આપણી પરિષદ્‌ની સાહિત્ય તરફની સેવા ઘણી મૂલ્યવાન્ થઈ પડશે. અપ્રસિદ્ધ ગ્રંથો ઉપરથી જૂદા જૂદા જમાનાના રીતરીવાજો તથા રૂઢિઓનું પણ આપણું જ્ઞાન વૃદ્ધિ પામે એવો સંભવ હોય છે. તેથી આવાં પ્રદર્શનો ઉપયોગી છે અને સાહિત્યને ખીલવવામાં ઘણી કિંમતી સહાય કરી શકે એવો તેમનો આશય છે

હસ્તલેખો, શિલા લેખો, તામ્રપત્રો ઉપરાંત સાહિત્યના અંગની બીજી કેટલીક લલિત કલાઓ સંબંધી એક બે બોલ બોલવા અત્રે અસ્થાને ગણાશે નહિ. તે કલાઓમાં મુખ્યત્વે કરીને ચિત્રકલા અને શિલ્પનો સમાવેશ થઈ શકે છે. ચિત્ર તથા શિલ્પ કલાઓનો ઇતિહાસ, પ્રાચીન કાળમાં તેમનો વિકાસ તથા જાહોજલાલી, અને ધીમે ધીમે દેશનું સ્વાતંત્ર્ય તથા અભ્યુદય જેમ જેમ ઉતરતી દશામાં આવતાં ગયાં તેમ તેમ લલિત કલાઓ પણ અવનતિએ પ્હોંચતી ચાલી એ સર્વ અસ્તોદયની ગતિઓ ધ્યાનપૂર્વક મનન કરવા લાયક છે.

## દેશની આબાદીનું માપ.

કોઈ પણ દેશની આબાદી તથા પ્રજાની ઉન્નતિનું ખરું દર્શન તત્કાલીન કલાઓના

---

* પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રદર્શનને અંગે રા. રા. મનુભાઇ નંદશંકર મેહેતાએ આપેલું પ્રાસ્તાવિક ભાષણ.

દર્શન ઉપરથી આબેહુબ થાય છે, એવો એક સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે. જેમ પ્રજાના જીવનમાં ઉત્સાહ તથા મનોબળ ઉગ્ર વેગવાળાં હોય છે તેમ તે કાળની વિવિધ પ્રકારની લલિત કલાઓ પણ પૂર્ણ પ્રફુલ્લતાથી વિકસેલી જોવામાં આવે છે. કલા અને પ્રકૃતિ વચ્ચે ગાઢ નિકટનો સંબંધ જોડાયલા હોય છે,

જડ સ્વરૂપ અને માયાનાં મિથ્યા આવરણો નીચે જે ખરૂં દિવ્ય સ્વરૂપ ઢંકાયલું હોય છે, તે દિવ્ય સ્વરૂપના અંશને પડદા અને પડળમાંથી બહાર કાઢી તેનું દર્શન કરાવવાની ક્રિયા તેને જ કલા કહેવામાં આવે છે. જ્યાંસુધી સત્યસ્વરૂપ અને કલાની કૃતિ વચ્ચે વિરોધ રહે છે અને તે એક રૂપ બનતાં નથી ત્યાં સુધી કલા ખામીવાળી ગણાય છે. પરંતુ ખરી ખુબીવાળી કલા તો એ કે જે રસાત્મક કલ્પનાઓવડે ખરી ભાવનાઓનું ચમત્કાર પમાડે તેવું ચિત્ર રજુ કરી શકે. એવો આદર્શ નજર આગળ રાખીને જૂદા જૂદા કાળની ચિત્રકલા, શિલ્પકલા, સંગીત, અભિનય વિગેરે કલાઓની કસોટી કરવામાં આવે તો જ સાહિત્યના ઇતિહાસની ખૂબી પણ સારી રીતે સમજી શકીએ. આ સિદ્ધાન્તની મદદ વડે આપણા ભારતવર્ષની ચિત્રકલા તથા શિલ્પકલાનું કંઇક દિગ્દર્શન કરવા આપણે યત્ન કરીએ.

## આપણી ચિત્રકળાનું દિગ્દર્શન.

હાલના જમાનાની આપણી ચિત્રકલા ઉપર બે પ્રકારની છાયા માલમ પડે છે. એક હિંદુ ધર્મની અને બીજી ઇસ્લામી ધર્મ અને મોગલ શહેનશાહતના આશ્રય નીચે ઉછરેલા હુન્નરની પ્રાચીન. હિંદુ ચિત્રકલા તથા શિલ્પના ઘણા નમુના હજુ સદ્‌ભાગ્યે અસ્તિત્વમાં રહ્યા છે. આ સર્વ નમુનાઓમાં જો કે બૌદ્ધધર્મની છાયા પ્રાધાન્ય ધરાવે છે તોપણ હિંદુ ધર્મની વિશિષ્ટતા તેમાંથી સ્પષ્ટ રીતે ઉપર તરી આવતી દષ્ટિગોચર થાય છે. ઇલોરાની ગુફાઓ, એલીફન્ટા અથવા ધારાપુરીની ગુફા, કારલા, કેનેરી વિગેરે ગુફાઓમાં બૌદ્ધ તથા હિંદુ ધર્મની છાયાવાળા શિલ્પના નમુના હજુ આબેહુબ ટકી રહ્યા છે અને કાલની ગતિને આધીન થઇ સર્વાંશે નાશ પામ્યા નથી. જે કાર્યમાં ધર્મના જુસ્સાનું પ્રોત્સાહન હોય, જે કાર્યમાં ધર્મ અને આસ્થા સુકાન સાચવતાં હોય તે કાર્યની રગેરગે જુવાનીનું લોહી વહેતું હોવાથી તેનું જીવન પ્રબળ વેગ અને શક્તિવાળું નીવડે છે. તે જ પ્રમાણે ધર્મ અને આરંભના ઉત્સાહથી પ્રેરાયલી કલા પણ જીવતી જ્યોત તથા પરાક્રમી થાય છે. એજંટાની ગુફાઓમાં જે ચમત્કારી ચિત્રોના નમુના હજુ તેના તેજ મનમોહક રંગ તથા રાગથી આપણું મન આજે પણ આકર્ષે છે, તેથી આપણી પ્રાચીન ચિત્રકલા કેટલું પ્રાબલ્ય ધરાવતી હતી તેનો કાંઇક ખ્યાલ આવે છે.

તાંડવ નૃત્ય કરતી શંક[illegible] નારે[illegible]વ, ને મંપ [illegible] મહિષાસુરમર્દિનીની રૌદ્રરસપ્લાવિત ભયાનક મૂર્તિ, હરિહર, અર્ધનારીશ્વ[illegible] [illegible]સનાં ચિત્રો વિગેરે જોતાં તે કાલની ચિત્ર તથા શિલ્પકલા ઘણી ઉ[illegible] [illegible]ચે[illegible]મ સિદ્ધ થાય છે, અને જો કે આ મૂર્તિઓમાં બુદ્ધદેવની પ્રસિદ્ધ મ[illegible] ૧૩ [illegible]ણે પકડાઇ જાય છે તોપણ તે પુરાવાથી જ્યાં ધર્મનો ઉત્સાહ પ્રબળ[illegible] હોવાનો સિદ્ધાંત વધારે પોષાય છે.

પુરાણનો કાળ વ્યતીત કરીને આપણા સંવત્સરના કાળ સુધી ઉતરીએ તો તે સમયે પણ આપણી ચિત્રકલા સારી રીતે પોષાયલી હોવાનાં ઘણાં ઉદાહરણો આપણાં સંસ્કૃત કાવ્યો તથા નાટકોમાંથી આપણને મળી આવે છે. શાકુંતલના છઠ્ઠા અંકમાં દુષ્યંતની ચિત્રકલાનું આપણને સારૂં ભાન મહાન્ કવિ કાલિદાસ કરાવે છે. મોહ સંભ્રમથી પોતાની પત્નીનો પ્રત્યાદેશ કરીને પસ્તાવો પામતો દુષ્યંત મુનિના આશ્રમનું ચિત્ર કાઢતાં અનુપમ કલ્પનાશક્તિ બતાવે છે.

कार्यासैकतलीनहंसमिथुना
स्रोतोवहा मालिनी ।
पादास्तामभितो निषण्णहरिणा
गौरीगुरोः पावनाः ॥
शाखालम्बितवल्कलस्य च तरो-
र्निर्मातुमिच्छाम्यधः ।
शृंगे कृष्णमृगस्य वामनयनं
कण्डूयमानां मृगीम् ॥

એ કલ્પનાથી કેટલા ચમત્કારવાળી અને રસાત્મક ભાવના પ્રગટ થાય છે તેનો ખ્યાલ રસિક ચિત્રકાર જ કરી શકે રાજવંશીઓમાં પણ ચિત્રકલા કેટલું માન ધરાવતી હતી તેનો ખ્યાલ તે જ કવિ પોતાના માલવિકાગ્નિ મિત્રનાટકમાં સારો આપે છે. રાણીની સહચરી માલવિકાનું ચિત્ર કઢાવી પોતાના ચિત્રગૃહમાં તે રાખ્યાથી પોતાના જ પગમાં કુહાડો માર્યાનું પરિણામ રાણી ધારિણીને સોસવું પડે છે તેનું વર્ણન કેવું રસિક છે? છઠ્ઠા સૈકામાં મહાન કવિ ભવભૂતિનાં નાટકોમાં પણ ચિત્રકલાનું ગૌરવ તેટલા જ અંશે વ્યક્ત થાય છે. "ઉત્તરરામચરિત" માં પણ ચિત્રદર્શનના મનોવેધક પ્રસંગો કોને અજ્ઞાત છે? "ગિરિથી ઝમઝમ ઝરણો વહી જાય, પ્રિયે રે એ તે તે કયમ વિસરાય?" એ કાવ્યમાં કેટલી રસિકતાથી ચિત્રકલાનું રહસ્ય અને સામર્થ્ય પ્રગટ કર્યું છે તે વિદિત જ હશે. માલતીમાધવમાં પણ ભાવિ દંપતી પરસ્પર ચિત્ર કાઢી એકમેકનાં હૃદય ચોરે છે. તે રસિક પ્રસંગથી ચિત્રકલાની મહત્તા સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

હવે ઇસ્લામી ધર્મની છાયા સંબંધી કાંઇક વિચાર કરીશું તો જણાશે કે તે ધર્મના મુખ્ય સિદ્ધાંતોથી ચિત્રકલા તથા શિલ્પને તેમાંથી કાંઈ પણ ઉત્તેજન મળવા સરખું ન હતું. એકેશ્વરવાદની સાથે મૂર્તિભંજક જુસ્સો મુસલમીન કોમમાં મશહુર હતો. ઇશ્વરનો આકાર હોય નહિ તેથી ઇશ્વરની મૂર્તિ અથવા પ્રતિમા બનાવવી તેમાં પાપ તથા અધર્મ માનવમાં આવતું. મૂર્તિ બનાવવાની શિલ્પકલા સાથે ચિત્રકલાને પણ ધર્મનું પ્રોત્સાહ અશક્ય થઇ પડયું. ઇશ્વરનું ચિત્ર કઢાડવું તે જેમ તેની નાલેશી કરવા સરખું મનાયું તેમ મનુષ્ય દેહની પણ

છબી કઢાવવી તે ઇશ્વર પ્રત્યે અનાસ્થાની નિશાની ગણાવા લાગી જે કળાને ધર્મના જુસ્સાનુ સુકાન રહેતુ નથી તે કલા મદગતિએ પડોથી શિથિલ થતી જાય છે તે પ્રમાણે ચિત્રકલા મુસલમાન બાદશાહોના અમૂર્ત રાજ્યમા અવનતિ પામતી ચાલી. ઇસ્લામી ધર્મમા અમૂર્ત તત્વ પ્રધાન હોવાથી મૂર્તિ બનાવવાનુ શિલ્પ ( Sculpture ) અવસાન પામ્યુ, પરતુ તે કળા મકાન બાધવાના શિલ્પમા ( Architecture ) તેટલા જ જુસ્સાથી વિકાસ પામી એક દિશામા દાબી દીધેલો ઉત્સાહ બીજી દિશામા મસ્જીદો, મકરબ્બા તથા મહેલો બાધવાની શિલ્પકલામા સ્ફુરી નીકળ્યો તાજ મહેલ, સીકદ્રાબાદ, ફતેહપુર સીક્રી, કુતુબમિનાર તથા દિવાને ખાસ અને મોતી મસ્જીદની શિલ્પકલા વિજયની ટોચે પહોચી ન હતી એમ કોણુ કહી શકશે ?

મુગલ બાદશાહોના અમલ નીચે ચિત્રકળા પણ જો કે હતોત્સાહ અને નિરાશ થઈ પડી તો પણ કુદરતના લાલિત્યનો ચિતાર આપવા કેટલાક કલાકુશળ કારીગરોએ પ્રયત્ન આરભ્યો. બાગબગીચાના ચિત્રો (landscape painting), રાત્રિએ ચાદનીનો મોહમત્ર જમાવતો દેખાવ ચિતરવાની કલા ઉન્નતિના શિખરે પહોચતી ગઇ અકબર બાદશાહ અને જહાગીરના દરબારમા આવા કેટલાએ કુશળ કારીગર રાજ્યવશી આશ્રય તળે વિખ્યાતિ મેળવી શક્યા શાલીમાર અને અનાર્કલી બાગોના ચિત્રોમા જે ચમત્કાર અને રસિકતા ચિતારાની પીંછીથી ઉતારી શકાયા તે પણ ચિત્રકલાના પ્રભાવને લીધે જ બની શક્યુ

અકબર બાદશાહના આશ્રય તળે બીજી પણ એક ચિત્રકલાની કળા વિકાસ પામી તે miniature portrait painting એટલે હાથીદાત ઉપર નાના કદની તસબીરો ચીતરવાની કળા આ ચિત્રો કાઢવામા કારીગરનો શ્રિમ જેટલો કારણ ભૂત થતો તેટલે દરજ્જે ખુશામત અને અતિશયોક્તિ કરવાની ટેવ પણ જવાબદાર થયા ઓલીવર ક્રોમ્વેલને જે સારી છબી કઢાવવાની ઇચ્છા હતી તે દી ીના અમીર ઉમરાવોમા પણ સુલભ હતી એટલે સત્ય અને ચિત્ર વચ્ચે છેડોછુટકો થઈ વિરોધ વધતો ગયો વળી ઝનાના અને પડદાના રીવાજથી સભ્ય અને કુલીન સ્ત્રીયોની છબી અશક્ય થઇ પડી ચિત્રકલામા લાલિત્યમાથી લાવણ્યનુ મુખ્ય અગ વિલુપ્ત થયુ અને તેથી ચિત્રોની રસિકતા અને ચમત્કાર શુષ્ક થવા લાગ્યા જહાગીર બાદશાહના દરબારમા જો કે નુરજહાન તથા બીજી બેગમોના ચિત્રો હાલ આપણને બતાવવામા આવે છે, તો પણ તે કેટલે અશે સાચા હશે અને કેટલેક અશે મહા ખુશામતથી ભરેલા અને કાલ્પનિક હશે તેનો સ્હેલાઇથી નિર્ણય થઈ શકે તેમ નથી શાહ જહાનના અમલમા શિલ્પકલા શિખરે પહોચી અને તાજમહાલની ભવ્ય બક્ષીસ આ દેશના ઉત્તરને પ્રાપ્ત થઈ, પરતુ ચિત્રકલાનો વિકાસ થયો નહિ ઔરગઝેબના ધર્મચુસ્ત અમલ નીચે ચિત્રકલા અધોગતિ પામતી ગઇ, અને હવે માત્ર લકનોના રસશૂન્ય ચિત્રો તથા દિલ્હીની હાથીદાત ઉપરની અતિશયોક્તિવાળી રગપૂર્ણ છબીઓમા ઇસ્લામી ચિત્રકલાઓનુ દર્શન થાય છે

## રાજસ્થાની ચિત્રો.

રાજપુતાનામા હિદુ અને મુસલમાન બન્ને ધર્મની ચિત્રકલાની છાયા પડેલી જણાય

છે. મુસલમાન બાદશાહોનો અમલ શરૂ થતાં પહેલાં રાજપુત રાજાઓની તસવીરો અને ચિત્રો હજુ કેટલાક હાથે ચઢે છે. પરંતુ તેમાં કેટલે અંશે સાચવટ અને કેટલે અંશે ખુશામત કારણભૂત હશે તે જાણવા સાધન નથી. પૃથુરાજ ચહુઆણના ચિત્રમાં તેના શિર અને મુકુટની આસપાસ જે કીર્તિકીરણોનું જાજ્વલ્યમાન ચક્ર કાઢેલું હોય છે, તેથી તસવીરના આબેહુબપણામાં કેટલો ફરક પડતો હશે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. પાટણમાં વનરાજ ચાવડાની મૂર્તિ છે તેને પણ આ કીર્તિચક્રના દોષથી ગ્રહણ થતું હોય એવો આભાસ થાય છે. મુગલ બાદશાહના અમલ પછી રાજપુતાનામાં જે ચિત્રકલાનો પ્રચાર થયો તેમાં આવા અતિશયોક્તિના દોષ ઓછા થતા જણાય છે. તોપણ રાજપુતાનાનાં જયપુરી ચિત્રોમાં બીજા કેટલાક દોષો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. ' Perspective " એટલે "અંતરનું યથાર્થ દર્શન"-ભૂલું પડી ગયું હોય એવો ભાસ તેમાં થાય છે. શરીરના અવયવોનાં પ્રમાણ ચીતરવાનો કસબ "Anatomy" અગર શરીરશાસ્ત્રના જ્ઞાનના અભાવે કઢંગો જણાઇ આવે છે. અને ચિત્રના અભિનય "Pose and posture" અશક્ય અને અસંભવિત ચિતરેલાં હોય છે. દેશની અધોગતિ થવા લાગી ત્યાં ચિત્રકલાનો ઉદ્ધાર કેવી રીતે સંભવે ?

## પ્રાચીન નમૂનાઓની અધોગતિ.

આ પ્રમાણે દેશમાં સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીય ભાવના વિસારે પડવા લાગ્યાં તે સાથે કળાકૌશલ્ય પણ દેશમાંથી રજા લઈ હવાફેર કરવા ગયાં હોય તેમ થવા લાગ્યું. ઇંગ્રેજ સરકારની સત્તા પ્રારંભમાં ઇસ્ટ ઇંડીયા કંપનીની વ્યાપારી દૃષ્ટિએ ચાલતી હોવાથી તેના હાકેમો તરફથી કળાકૌશલ્યને જોઇતું ઉત્તેજન મળ્યું નહિ. લોર્ડ વિલીયમ બેન્ટીક કે જે એક પરોપકારી આદર્શરૂપ હાકેમ હતો તેના તરફથી કલાકૌશલ્યને જોઇતું ઉત્તેજન મળ્યું નહિ. તેના તરફથી કળાકૌશલ્યને કેવો આદર મળ્યો હતો તેનું એક શોચનીય ઉદાહરણ જાણવામાં આવેલું છે. રાજ્યને આરસપહાણ પથ્થરની જરૂર જણાયાથી તાજમહાલના પથ્થર ઉતરાવવા તેણે યોજના કરી, અને માત્ર બજારમાં કંટ્રાકટર વ્યાપારીઓ ઓછા ભાવે પથરા પૂરા પાડવા તૈયાર થયા તેથી માત્ર હિંદનું આ શિલ્પનું જવાહિર નાશ પામતું બચ્યું. લોર્ડ મેકોલેનું આપણા પ્રાચીન વાઙ્મયનું અજ્ઞાન સહુને વિદિત છે. તેના માનવા પ્રમાણે સંસ્કૃત, આરબી, તથા ફારસી સાહિત્યમાંના ગ્રંથોથી માત્ર બ્રિટિશ મ્યુઝીયમનું એકજ કબાટ ભરાય તેટલી મુડી સાહિત્યની હતી. એવી માન્યતા જ્યાં ફેલાયલી હોય ત્યાં ચિત્ર તથા શિલ્પના સ્કૌશલ્યને રાજકર્તા તરફથી ઉત્તેજનના સાંસા પડે એમાં આશ્ચર્ય નથી.

## ચિત્રકલા ભ્રષ્ટ થઈ.

એક વખત એવો હતો કે યુરોપના એક પ્રસિદ્ધ કલાકોવિદના મત પ્રમાણે યુરોપમાં ગ્રહશણગાર માટે જો શાળા કાઢવી હોય તો હિંદુસ્થાનમાંથી માત્ર ૭ સાત કારીગર લોકોને લઇ ગયાથી તે હેતુ ફળીભૂત થઈ શકશે એમ મનાતું હતું. તે વખત ૧૯ મા સૈકામાં બદલાયો. હિંદુસ્થાનનો સ્થાનિક હુન્નર ભ્રષ્ટ થતો ગયો અને વીલાયતના સોંઘા અને તુચ્છ

નમુનાનું અનુકરણ કરીને પોતાનું કિમતી રહસ્ય ભૂલતો ગયો. સ્કુલ ઓફ આર્ટસમાં પણ જે ઢબે ચિત્રકળાનું શિક્ષણ આપવામાં આવે છે તેથી આ દેશની પ્રાચીન ચિત્રકલાની વિશેષ ભાવના પોષાવાને બદલે પરદેશી આદર્શથી તે વટલાવા લાગી. છેલ્લા સૈકામાં આપણા દેશમાં ચિત્રકલા જે દિશામાં પ્રગતિએ પહોંચતી ગઇ તે દિશામાં આ પરદેશી તુચ્છ ભાવનાની છાયા વધારે નજરે પડતી જણાઈ.

## આધુનિક ચિત્રો.

હાલ આપણા દેશમાં ચિત્રકલાના થોડા ભિન્ન ભિન્ન મતાંતરવાળા વર્ગો છે, તેમાં દક્ષિણ હિંદુસ્તાન અને મહારાષ્ટ્રની એક શાળા છે. રાજા રવિવર્મા એ શાળામાં પ્રધાનપદ ભોગવે છે. રાજા રવિવર્માનાં આપણા પુરાણના વિષયોનાં ચિત્રો લાલિત્યવાળાં અને મન મોહક છે ખરાં, પરંતુ તેમાં ઉચ્ચ કલ્પનાની ગતિ અથવા રસાત્મક ચમત્કારની ન્યૂનતા જણાય છે. હાલનાં નાટકોની રંગભૂમિ ઉપર જેવાં અભિનય જણાય છે તેવી ભાવનાનો ભાસ રવિવર્માનાં ચિત્રો જોવાથી થાય છે એમ કહેવું પડે છે. મહારાષ્ટ્રમાં પુનાની ચિત્રશાળાનાં અને મી. ધુરંધરનાં ચિત્રો તથા લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસની સુવર્ણમાળાનાં ચિત્રોમાં પણ કાંઈ કળા જણાય છે, પરંતુ તે હજુ બાળપણની અવસ્થામાં છે; ઉત્તર હિંદુસ્થાનમાં રાજસ્થાનનાં ચિત્રો, પહાડી ચિત્રશાળા તથા અયોધ્યા અને લખનૌનાં ચિત્રોની એક શૈલી જૂદી જ ઢબની જણાય છે; પરન્તુ તેમાં સત્ય અને ચિતાર વચ્ચે ફરી સગપણ થવા હજુ ઘણું અંતર જણાય છે. પૂર્વમાં બંગાળામાં ચિત્રકલા બીજી સાહિત્યની લલિત કલાઓ સાથે વધારે ઉન્નતિએ પહોંચેલી જણાય છે. અબિન્દ્રનાથ ટાગોરના, કચ તથા દેવયાનીના અને મેઘદૂતના સિદ્ધ તથા યક્ષોનાં ચિત્રો, નંદલાલ બોઝનું સતીનું હૃદયવેધક ચિત્ર, સુરેંદ્ર ગાંગુલીનું સૂર્યાસ્તનું ચિત્ર, ખરેખર કલ્પના અને રસિકતાની પાંખો ઉપર ઘણે ઉંચે પહોંચેલાં છે અને જો કે આ વર્ગનાં ચિત્રો ઉપર જાપાનીઝ ચિત્રકળાની છાયા કાંઇક અંશે આગળ પડતી જણાય છે તોપણ મુકાબલે તે વધારે શુદ્ધ અને ભારતવર્ષની પ્રાચીન કળાને સજીવન કરનારી તે નીવડશે એવી આશા રાખી શકાય છે.

## ગુજરાતમાં ચિત્રકળાની આશા.

આપણા ગુજરાતમાં પણ ચિત્રકલા વિશિષ્ટ પાયા ઉપર ખીલવવા માગે છે અને એ દિશામાં પ્રગતિ થાય તથા આપણી ચિત્રકલા ઉન્નતિએ પહોંચે એ આશયથી આજનું પ્રદર્શન યોજાએલું છે. તે હેતુ કાંઇક અંશે પ્રોત્સાહિત થાય તો આ પ્રદર્શનનો ઉદ્દેશ ફળીભૂત થયો ગણાશે. હવે આ પ્રદર્શન ખુલ્લું મૂકવાનું જાહેર કરવાની હું ના. નવાબ સાહેબને વિનતિ કરૂં છું.

મનુભાઇ નન્દશંકર મહેતા.

---

# કલાનો આદર્શ.

"Art is not a pleasure a solace, or an amusement; art is a great matter. Art is an organ of human life, transmitting man's reasonable perception into feeling."

*Tolstoy.*

"Nothing less than the creation of man and nature is its end."

*Emerson.*

### કલાનું કાર્યક્ષેત્ર.

જ્યાં મનુષ્યજીવન છે ત્યાં કલા છે, અને તેથી મનુષ્યના જીવન જેટલો કલાનો પ્રદેશ વિસ્તીર્ણ અને વ્યાપક છે. પરમાત્માની વિભૂતિ કુદરત છે તો મનુષ્યની વિભૂતિ કલા છે. તેથી જેમ કુદરતની વ્યાખ્યા બાંધવાના પ્રયત્નો નિષ્ફળ છે તેમ મનુષ્યલીલાની મર્યાદા નિર્મિત કરવી અશક્ય છે. તથાપિ અનેક લોકોએ કલાને વર્ણવાને ફાંફાં માર્યાં છે. કોઇ કહે છે કે કલાનો હેતુ સૌંદર્ય છે; કોઇ કહે છે કે કલા એ મનુષ્યની વધારે પડતી શક્તિનો આવિર્ભાવ છે; કોઇ કહે છે કે કલા એ આનંદનું સાધન છે. પરંતુ આ સર્વ વર્ણનોથી કલાનો આદર્શ શો એ પ્રશ્નનું નિરાકરણ થઇ શકતું નથી. તેને માટે તો કલાનાં મૂલતત્ત્વો વિચારવાં જોઇએ અને જીવન સાથે કલાનો સંબંધ સમજવો જોઇએ.

એટલું તો સ્પષ્ટ છે કે એક મનુષ્યના હૃદયમાં અમુક લાગણી ઉત્પન્ન થાય અને તે લાગણીનો અનુભવ તે અન્યને કરાવી શકે તેના ઉપર કલાનું કાર્યક્ષેત્ર અવલંબે છે. પરંતુ, એક જણ હસે તેથી બીજાને હસવું આવે, એક જણ રડે તેથી બીજાને ખેદ થાય, એક જણ જુસ્સો બતાવે તેથી બીજામાં વીરત્વ પેદા થાય, એ પ્રમાણે એક જણની માનસિક સ્થિતિના સાક્ષાત્કારથી બીજાના મનને અસર થવી એ કલા નથી. કલા ત્યારે જ કહેવાય કે જ્યારે એક મનુષ્ય અમુક લાગણીનો અનુભવ કર્યા પછી એ લાગણીમાં અન્ય ભાગીદાર કરવાને પોતાની બાહ્ય કૃતિઓથી પ્રયત્ન કરે અને તે પ્રયત્નમાં વિજય મેળવે. દૃષ્ટાંત તરીકે, ગૌતમ બુદ્ધ પોતે સંસારનો ત્યાગ કરતી વખતે પ્રેક્ષક ઉપર જે કરુણામય અસર કરે તેને આપણે કલા કહેતા નથી. પરંતુ, એ ત્યાગ થઇ ગયા પછી તે હકીકત બુદ્ધ પોતે કે અન્ય કોઇ બીજાઓને સંભળાવે અથવા તો રંગભૂમિના તખ્તા ઉપર ભજવી બતાવે, અને તે દ્વારા બુદ્ધનું આત્મમંથન, બુદ્ધનાં વ્હાલાંઓનો પ્રેમ, બુદ્ધનો મહાન આત્મત્યાગ, યશોધરાનો વિલાપ, સંસારનાં બંધનો, સારથિની વફાદારી, આદિ અનેક સ્થિતિઓનો ચિતાર આપી પ્રેક્ષકનું હૃદય બીનું બનાવે તો એ કૃતિ કલાના નામથી ઓળખી શકાય. પ્રેક્ષકને ઘાયલ કરનારી લાગણી ગમે તે પ્રકારની હોઈ શકે. લાગણી નબળી હોય કે બળવતી હોય, સાર્થક હોય કે વ્યર્થ હોય, ઇષ્ટ હોય કે અનિષ્ટ હોય, સ્વદેશાભિમાનની હોય કે ઇશ્વરપ્રતિની હોય, દંપતી

નથી. ભિન્ન ભિન્ન મનુષ્યો માટે એક જ આદર્શ શોધી કાઢવો તે બહુ કઠિન છે. કારણ કે જો એક જણને બોર પસંદ હોય અને બીજાને ઠોર પસંદ હોય તો બોરનો અને ઠોરનો મેળ ખાય એવો આદર્શ ક્યાંથી લાવવો ? વળી, દુર્ભાગ્યે કલાની કિમ્મત જીવનમાં તેની ઉપયોગિતા અને સાર્થકતા ઉપર અંકાતી નથી, પરંતુ કોઈ કહેવાતા કલાકારની અથવા કલાના ગ્રાહકની પસંદગી ઉપર અંકાતી જોવામાં આવે છે હવે, જો કલાનો આદર્શ મનુષ્યની રૂચિ પ્રમાણે રૂપાંતર પામે તો પછી એ આદર્શની સાર્થકતા શી ? આદર્શ ચિરસ્થાયી અને સર્વ માન્ય હોવો જોઇએ, ત્યારે રૂચિ ક્ષણિક અને વ્યક્તિ વ્યક્તિએ જૂદી હોય છે. તેટલા માટે એટલું તો પ્રતીત થાય છે કે કલાનો આદર્શ શોધવો હોય તો રૂચિને ઘડીભર વિસરી જવી જોઇએ. કલાનો આદર્શ મનુષ્યની ભિન્ન ભિન્ન રૂચિ ઉપર આધાર નથી રાખતો પરંતુ મનુષ્યના જીવન આદર્શ ઉપર આધાર રાખે છે, અને એ રીતે કલા એ જીવનનું પ્રતિબિંબ છે. હવે, દરેક યુગમાં સત્-અસતની, ઇષ્ટ-અનિષ્ટની, વિદ્યા-અવિદ્યાની એક સર્વ માન્ય ભાવના હોય છે. આ ભાવના પ્રમાણે કદાચ દરેક મનુષ્ય વર્તી શકતો ન હોય તો પણ સામાન્ય સમજશક્તિ અને સંસ્કાર ધરાવનાર દરેક સ્ત્રી પુરૂષના અંતરના ઊંડાણમાં એ ભાવના પડેલી છે. અને તેથી જ દુરાચારી લોકો પણ ઘણીવાર સમજી શકે છે કે કયું કાર્ય ઉત્તમ છે અને કયું કાર્ય અધમ છે, કયું વર્તન સ્વાર્થમય છે અને કયું પરમાર્થમય છે કયું જીવન પૂજનીય છે અને કયું તિરસ્કારને પાત્ર છે, કયો માર્ગ લોકહિતનો છે અને કયો અધોગતિ તરફ દોરી જનારો છે. જો આ સમજને ક્રિયામાં ઉતારવા જેટલી ઇચ્છા-શક્તિ હોય તો જીવન એ ભાવનાને અનુરૂપ થઈ શકે છે. આ પ્રમાણે જો જુદું જુદું જીવન ગાળનારાં મનુષ્યો આદર્શ જીવન માની શકે તેમ જ ઓળખી શકે તો જુદી જુદી રૂચિવાળા લોકો માટે કલાનો પણ એક જ આદર્શ હોઇ શકે તે આપોઆપ નિષ્પન્ન થાય છે.

## " કલાની ખાતર કલા. "

જો જીંદગીનો આદર્શ અધમ હશે તો કલા પણ અધમ જ થવાની. જો જીવન મલીન વાસનાઓથી મુક્ત હશે તો કલાની ભૂમિકા આપોઆપ ઉચ્ચ થશે. આ અનિવાર્ય હકીકતનું વિસ્મરણ થવાથી જ આપણે ત્યાં કલાને નામે પુષ્કળ કચરો પેદા થતો જાય છે. જીવન અને કલા વચ્ચેનો સંબંધ સ્વીકાર્યા વિના કલા સંબંધી ચર્ચાઓ અને દલીલો વ્યર્થ છે. કલાનો આદર્શ ભ્રષ્ટ બનવાનું પ્રધાન કારણ એ છે કે " કલાની ખાતર કલા " નામનો નવો પંથ ઉભો થતાં જીવનની ખાતર કલા એ મહાન સત્ય ભૂલી જવાયું છે. " કલાની ખાતર કલા " નો દાવો કરનારના મગજમાં એમ ઉતરતું જ નથી કે કુદરત જેમ ઇશ્વરની લીલા હોવાની ખાતર નથી પણ કંઇક દૈવી હેતુથી છે તેમ મનુષ્યની લીલા લીલાની ખાતર નથી પરંતુ મનુષ્યના ઉત્કર્ષ અર્થે છે. કલા જો લાગણીઓનો આવિર્ભાવ હોય તો તે આવિર્ભાવ ખાતર સાર્થક હોવો જોઇએ. અને એ સાર્થકતા એક હૃદયને બીજાં અનેક હૃદયો સાથે જોડવામાં સમાયેલી છે. જ્યાં સુધી આ હેતુ સિદ્ધ ન થાય ત્યાં સુધી લાગણીઓનો આવિર્ભાવ નિષ્ફલ છે અને તેથી તે દ્વારા પ્રકટ થતી કલા પણ નિષ્ફળ છે. કલાની સફલતા

અન્યને ઘાયલ કરવાની તેની શક્તિ ઉપર જ અવલંબે છે. કદાચ પ્રશ્ન થશે કે લોકોનાં દિલને ઘણીવાર અધમ લાગણીઓથી પણ ઘાયલ કરી શકાય છે, તો પછી ભ્રષ્ટ લાગણીઓનો પણ કલામાં સમાવેશ થઇ શકે ખરો ? ઉત્તરમાં એટલું જ કહી શકાય કે કલા કહેવરાવવાને માટે કલામાં નીતિનું તત્ત્વ હોવું જ જોઇએ એમ નથી. અલબત્ત, અનીતિ ફેલાવનાર કૃતિને કલા ન કહેવી હોય તો તમે મુખત્યાર છો, પરંતુ કલા શબ્દનો જે પ્રયોગ પ્રચલિત છે તે સમજ્યો હોય તો કલામાં અનિવાર્ય રીતે નૈતિક તત્ત્વ હોવું જ જોઇએ એમ સ્વીકારાતું નથી. નીતિમય અને અનીતિમય કલા એ પ્રમાણે વિભાગ પાડવામાં કશો બાધ નથી. પરંતુ કલા એટલે જ આદર્શ કલા એમ માન્યતા હોય તો પછી કલાનો આદર્શ એવો પ્રયોગ નિરર્થક પુનરુક્તિ જ કહેવાય. એટલા માટે આપણે તો અહિં એવો જ અર્થ લઇશું કે ઘાયલ કરવાની શક્તિ એટલું જ કલાનું આવશ્યક તત્ત્વ છે. પછી કલાનો પ્રવાહ નીતિમય હોઇ શકે તેમ જ અનીતિમય પણ હોઇ શકે.

## ઘાયલ કરવાની અને ઘાયલ થવાની શક્તિનો પરસ્પર સંબંધ.

શોખ મનાય છે. સુશિઘાયલ કરવાની શક્તિની અસર ઘણે અંશે કલાના ગ્રાહક થવાની
ત્યાં કલા છે. તેઓ જાણંત છે, અને તેથી જ મનુષ્ય હૃદયની નૈસર્ગિક એકતા છતાં અસંખ્ય
પર્યંત, પારણામાં ઝૂલતા કિપાં અનેક વિધ ભિન્નતાનો અનુભવ થાય છે, અને એ ભિન્નતાના
જલિ પર્યંત, અને કોઇ રક ઉપર કલાની જુદી જુદી અસર થાય છે. એકને જે વસ્તુથી
કે ફ્લૉરેન્સની આર્ટ ગૅલરિમાં
ચિત્રો પર્યંત કલાનો પ્રદેશ પથરબીજાને શોકનાં આંસુ આવે છે. એકનું હૃદય વીરરસ જ
કલાનો પ્રદેશ પણ અમર્યાદ છે. છાં કરુણા જ પ્રવેશ કરી શકે છે. તથાપિ આ ભિન્નતા
થવાથી જ જીવન સંકુચિત થાય છે. કલ ગ્રાહકની ગ્રહણ શક્તિ અવિચ્છિન્ન રહેલી હોય છે
જીવન શુષ્ક, રસહીન, જડ અને પાપી કરી શકે છે. આ નૈસર્ગિક ગ્રહણશક્તિ નષ્ટ ત્યારે
કે સમય ગાળવાનું સાધન માની લેવાથી અને અંતરના ભાવોને દબાવી દેવાના અભ્યા-
હતો કે જ્યારે કલા ધર્મની દુશ્મન તરીકવી દેવામાં આવી હોય એ અતિ શોચનીય હકીકત
ઓમાંથી કલાને દેશવટો મળતો હતો. અ હૃદયો આ પ્રમાણે કુંઠિત અને જડ થઇ ગયેલાં
અને માત્ર મુફલિસ માણસોની મોજશોખ લીલાનું વર્ણન સાંભળી કુદરતનું ખરૂં બાળક ખુશ
થાય છે. પરંતુ કલા ધર્મનો પ્રાણ છે અને ઉછરેલાં અનેક મનુષ્યોને તેથી કશી પણ અસરે
માણતો હોય તો તે આનંદ તેઓને મુખાવાર તેઓને અનિવર્ચનીય ત્રાસ ઉપજે છે ! મનુષ્ય
તેથી વધારે વિશાળ કલાનું કાર્યક્ષેત્ર છે કે જાય તે સ્વાભાવિક છે. બીજાઓનું સુખ જોઇ
પ્રોત બની જાય છે. ામવું, બીજાંઓના આત્મામાં પોતાના આત્માને
પ્રકૃતિ છે. સૌંદર્ય, ચેતન અને સત્ય જોઇ પ્રફુલ્લ
રૂચિ અજોઇ ખિન્ન થવું એ મનુષ્યના આત્માનો અનાદિ
પરંતુ, જેમ કલાનું કાર્યક્ષેત્ર સમજવું ક લોકોએ ગુમાવી દીધો છે અને બીજાં અનેક

## કલાની ખરી કસોટી કોણ કરી શકે ?

આ જમાનામાં અસંખ્ય સ્ત્રી પુરૂષોને સરલ હૃદયના લાગણીભર ઉભરાઓ ગમતા નથી, જ્યારે શુષ્ક મગજમાંથી મારી મચડીને કાઢવામાં આવતી કૃત્રિમ કૃતિઓ પાછળ તેઓ ઘેલાં બની જાય છે. કુદરતની પાડોશમાં રહેનારો ખેડુત પોતાના ખેતર ઉપર મજૂરી કરતાં કરતાં સ્નેહ પવિત્રતા અને સૌંદર્ય જેટલાં સમજી શકે છે તેનો હજારમો ભાગ આપણા બંગલા-નિવાસી શોખીનો અને મોટરકારમાં સફર કરનારા મુસાફરો નથી સમજી શકતા તેનું કારણ સ્પષ્ટ છે. કારણ કે કલા સમજવાની તેમ જ ઉત્પન્ન કરવાની શક્તિ હૃદયની લાગણી ઉપર આધાર રાખે છે, અને નહિ કે આર્ટ ગૅલરિમાં અને પ્રદર્શનોમાં બપકાથી ફરવાની અનુકૂળતા ઉપર અથવા તો 'કવિ' 'કવિતા' આદિની ચર્ચામાં ઉતરવાની વિદ્વત્તા ઉપર. કાવ્ય, ચિત્રકળા કે શિલ્પકલાની ચર્ચામાં તમે રીમના રીમ કાગળો બગાડો તેથી તમારા દિલની ગ્રહણશક્તિ વધી જવાની નથી. તેટલા માટે કલાની ખરી કસોટી દૂધમાંથી પોરા કાઢવાની શક્તિ ધરાવનાર સાક્ષરો અથવા ગાડરિયા પ્રવાહમાં તણાતા નિરક્ષરો કરી શકે તેમ નથી. કલાના ખરા પરીક્ષક તેમ જ કર્તા તો તેઓ જ હોઇ શકે કે જેઓમાં અંતરના કુદરતી ભાવો જીવંત હોય. આ આદર્શ અનુસાર ઉત્પન્ન થયેલી કલા જ ચિરંજીવ અને લોકમાન્ય થઇ શકે છે. તેથી જ રામાયણ અને મહાભારત કલાના ઉત્તમ નમુનાઓ તરીકે સર્વત્ર સ્વીકારાય છે અને હિંદુસ્તાનમાં ઘેર ઘેર વંચાય છે. તેથી જ પ્રાચીન ગ્રીસમાં હોમરનાં સરળ કાવ્યો સાંભળવા હજારો માણસો ટોળે મળતાં હતાં, અને તેથી જ રશિયામાં બાઇબલની ગાથાઓ ઉપર સામાન્ય વર્ગનો અવર્ણનીય પ્રેમ જોવામાં આવે છે.

## સંસારના કૅનવાસ ઉપર જ કલા ચિતરાવી જોઇએ.

જેમ કલાને કુદરતથી વિખુટી પાડવી ન જોઇએ તેમ વર્તમાનકાળમાં સુખ દુઃખોથી પણ તેને અલગ રાખવી ન જોઇએ કલા કૃત્રિમ હોવી ન જોઇએ એટલે એમ સમજવાનું નથી કે જીવનની હમેશની મુશ્કેલીઓ, લડતો, આશાઓ અને નિરાશાઓ સાથે કલાને શું લેવા દેવા નથી. નહિ, કલા નિર્જન જંગલમાં અથવા તો કલાકારના ખાસ "સ્ટુડિયો" માં પાકતી નથી; કલા સંસારની ભરતી–ઓટમાંથી જ ઉત્પન્ન થવી જોઇએ; સંસારના કૅન-વાસ ઉપર જ કલા ચિતરાવી જોઇએ; સંસારસાગર જ કલાની ખરી પશ્ચાદ્‌ભૂમિ હોઇ શકે; જીવન એ જ મોટામાં મોટી કુદરત છે, અને એમાં જ કલાનાં સર્વ સાહિત્યો–રંગ, પિછી અને કૅનવાસનો સંપૂર્ણ સમાવેશ થાય છે. એટલું જ નહિ પણ જે કલા તમારા જીવનની હમેશની હારજીતનો મર્મ સમજાવી ન શકે અને તમારા હૃદયના નહાના મોટા ભાવો સમજી ન શકે તે કલા કલાના નામને કલંકિત કરનારી છે. સરોવરો અને પર્વતો, ખેતરો અને ખીણો, આકાશ અને સમુદ્ર, ચંદ્ર અને સૂર્ય, આ કુદરતનો મહિમા જ કલાનો વિષય હોઇ શકે એમ કેટલાક લોકોની વિચિત્ર માન્યતા છે. તેથી તેઓ ઘણીવાર નવા યુગની વીર્યવતી ભાવનાઓ અને કલ્પનાઓ સમજી શકતા નથી. જ્યારે આપણા દેશની કલા માટે નિરાશા જાહેર કરવામાં આવે છે ત્યારે તેઓ પોતાનો પુરાણો બચાવ રજુ કરે છે કે "શું કરીએ ?

અને હૃદય ઉચ્ચ લાગણીઓથી ઝટાઇ જાય, તે કેળવણી, તે અનુભવ, તે અધ્યયન, તે પ્રયત્ન કે તે અવલોકન સાથે જીવનનો યત્કિંચિત્ સંબંધ રાખ્યા વિના, આપણે સર્વે કવિ, નાટકકાર, નવલકથાકાર અને કલાકાર થવાનો અભિલાષ રાખી બેઠા છીએ! અને જ્યારે લેખકની કૃતિઓ, ઉદ્દઇને અધીન થવા માટે છે ત્યારે કહેવામાં આવે છે કે અમારૂં કલા અતિ ઉચ્ચ કલા છે તેથી સામાન્ય લોકો સમજી શકતા નથી. પરંતુ ઉત્તમ કલા લોકોનો મોટો ભાગ સમજી ન શકે તે ઉત્તમ ભોજન લોકોનો મોટો ભાગ જમી ન શકે એના જેવી જ દલીલ છે. સડેલો ખોરાક અથવા અતિશય તામસિક કે રાજસિક ખોરાક કેટલીકવાર જેઓની રસવૃત્તિ બગડેલી હોય છે તેઓને જ પસંદ આવે છે અને બીજાઓને પસંદ નથી આવતો તે બરાબર છે. પરંતુ, સ્વાદિષ્ટ, સાત્વિક, ઉત્તમ ખોરાક માંદા માણસ સિવાય સર્વને શા માટે પસંદ ન આવે? તેવી જ રીતે હલકા ભાવની અથવા અસ્વાભાવિકતાથી ભરેલી કલા કદાચ થોડા બગડેલી રુચિવાળા મનુષ્યોને ગમે અને મોટા ભાગને ન ગમે તે યથાર્થ છે, પરંતુ ઉત્તમ ભાવથી ભરપૂર, સ્વાભાવિક, આદર્શ કલાથી સર્વ મનુષ્યો કેમ ન રીઝે તે સમજી શકાતું નથી.

## કલા સમજાવવાના શિક્ષણ વર્ગો ખોલી શકાતા નથી.

તમારી કહેવાતી કલા માત્ર ચુંટી કાઢેલા મુઠ્ઠીભર માણસો જ સમજી શકે છે તેનું કારણ શું? સામાન્ય જનસમૂહના હૃદય ઉપર તમારી કલા શા માટે અસર કરી શકતી નથી? જે અસર મિત્રમંડળ ઉપર કરી શકો છો તે બીજાઓ ઉપર કેમ થઇ ન શકે? તેઓને તમારી કલા સમજવાને શા માટે તમે શીખવતા નથી? પરંતુ હકીકત એ છે કે કલાની સમજ શીખવી શીખવાતી નથી. કલા સમજાવવાના શિક્ષણવર્ગો ખોલી શકાતા નથી કારણ કે એ વાત અશક્ય છે. છતાં એમ કહેવામાં આવે છે કે "અમારી કલા સમજવા તમે ફરી કરીને અવલોકો, અવલોકો અને અવલોકો. જ્યારે તમે ટેવાઈ જશો ત્યારે તમે પણ અમારી કલામાં રસ લઇ શકશો!" છેવટે આનો નિષ્કર્ષ એટલો જ કે તમારી કલાને ટેવાયા વિના તમે અસર કરી શકો તેમ નથી. પરંતુ ટેવથી તો ગમે તેવી અધમ વસ્તુને ચાહતાં શીખી શકાય છે. તામસિક ખોરાક, દારૂ, તમાકુ, અફીણ, આદિ સર્વ વસ્તુ અભ્યાસથી સ્વાદપૂર્વક લઇ શકાય છે, તેથી શું આ સર્વ વસ્તુની ઉત્તમતા સિદ્ધ થાય છે ખરી? હકીકત એ છે કે કલાના ઉત્તમપણાને લીધે સામાન્ય જનસમૂહમાં તે આદરને પાત્ર નથી થતી એમ નથી, પરંતુ કલામાં કલાત્વની ખામીને લીધે જ તે લોકપ્રિય થઈ શકતી નથી.

## શું લોક પ્રિય કલા ઉત્તમ હોવી જ જોઇએ?

પરંતુ ઉત્તમ કલા લોકપ્રિય હોવી જ જોઇએ એ ઉપરથી એમ ફલિત થતું નથી કે જે જે કલા અમુક વર્ગમાં લોકપ્રિય હોય તે તે ઉત્તમ હોવી જ જોઇએ. અલબત્ત, જો લોકોની અભિરુચિ અધમ બનાવવાના સાધનો યોજાયા ન હોત અને અધમ રસવૃત્તિવાળા મનુષ્યો ન હોત તો આ નિયમ સત્ય ઠરત. પરંતુ દુર્ભાગ્યે આપણી મધ્યમાં એવા અનેક

સાધનો હયાતી ધરાવે છે અને તેથી અનેક લોકોની રૂચિ હલકી થવા પામી છે. તેટલા માટે સંસ્કાર રહિત લેખકો કે કલાકારોની અધમ કૃતિઓ તેઓમાં આદરને પાત્ર થાય તે ઉપરથી તે ઉત્તમ કલાના નમુના તરીકે લેખી નહિ શકાય. દૃષ્ટાંત તરીકે, આપણી રંગભૂમિ લીઓ. આજકાલ જે સંખ્યાબંધ નાટકો ભજવાય છે તેમાંનાં કેટલાં ઉત્તમ કલાના નમુના તરીકે ગણી શકાશે ? છતાં એવા અનેક મૂર્ખ, રસહીન પ્રેક્ષકો છે કે જેઓ આદતને લીધે કલાના નામને લજાવનારી આ કલામાં રસ લઈ શકે છે. વિશેષ અફસોસની વાત તો એ છે કે જ્યારે આ કલાની ખામીઓ બતાવવાનો કોઇ પ્રયત્ન કરે છે ત્યારે ખામીઓ સુધારવાને બદલે ઉત્તર આપવામાં આવે કે "લોકોને પસંદ ન હોય તો અમારૂં ગાડું ચાલે જ નહિ." પરંતુ આ ઉત્તર આપનારાઓ ભૂલી જાય છે કે લોકોની અભિરૂચિ બગડેલી છે તેથી જ તેઓ આવી અધમ કલાને ઉત્તેજન આપે છે. વળી, એટલું પણ સ્મરણમાં રાખવાનું છે કે જ્યાં સર્વત્ર ઉતરતા પ્રકારની કૃતિઓ હોય ત્યાં પછી કંઇક આરામ, આનંદ, અથવા વૈવિધ્યની ખાતર કોઇક ઠેકાણે તો ગયા વિના ચાલતું જ નથી, તેથી એ આરામ, આનંદ કે વૈવિધ્યની સામગ્રી પૂરી પાડનારે મલકાવાનું નથી કે લોકો તેની કલા ઉપર ખુશ ખુશ થઈ ગયા છે. સારી કલાની ખામીને લીધે આ તમાશાઓ જોવાને લોકો ટોળે મળે છે. જો કોઈ ઉત્તમ કલાકારની કૃતિ બહાર પડે છે તો ગમે તેવા અભણ અને સામાન્ય લોકો પણ તુરત જ આકર્ષાય છે. આદતને લીધે લોકોની રૂચિ ગમે તેટલી વિકૃત થઈ ગઈ હશે તો પણ કલાનો ખરો જાણનાર લોકોનું ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહિ. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે એવા અનેક લોકો છે કે જેઓ એમ જ માની બેઠા છે કે આ બનાવ અશક્ય જ છે.

## સામાન્ય લેખકો પ્રસિદ્ધિને કેમ પામે છે?

નિકૃષ્ટ કલા ઉત્પન્ન કરવી તે બહુ મુશ્કેલ નહિ હોવાથી પાંચ દશ નવલકથાઓ, નાટકો કે કાવ્યો હરકોઈ માણસ ધારે તો સહેલાઇથી ઘસડી શકે છે. અને આજકાલ યોગ્યતા અને આવડત કરતાં કદ અને સંખ્યા કલાનાં સર્ટિફીકેટ હોવાથી લેખકો સાક્ષર શ્રીયુત કવિશ્રી, વિદ્વદ્વર, સાહિત્ય શિરોમણી, આદિ વિશેષણોથી સત્વર પ્રસિદ્ધિને પામે છે. દાખલા તરીકે, કવિતા લખનાર થોડા નિયમો ધ્યાનમાં રાખીને ઝુકાવે તો પછી તેનામાં સંસ્કાર, બુદ્ધિ કે હૃદયની વિપુલતા અથવા કવિત્વની ગંધ પણ નહિ હોય તો પણ થોડાં જોડકણાંઓ તૈયાર કરવામાં તેને વાંધો નહિ આવે. એ નિયમો શા છે તે આપણી કવિતાઓનું અવલોકન કરવાથી આપોઆપ જણાશે એ જ પ્રમાણે નવલકથા લખનાર થોડા નિયમો યાદ રાખે તો બસ છેઃ—સૂર્ય, ચંદ્ર, સંધ્યા, જંગલ, નદી કે સમુદ્રનાં સાચાં ખોટાં વર્ણનથી દરેક પ્રકરણ શરૂ થાય તો ઉત્તમ હોય, જિજ્ઞાસારસ અને વસ્તુ સંકલનામાં મદદ જોઇતી તો ઠેક ઠેકાણે દેવોને ઉભા કરવા અથવા મોટા અકસ્માતો ગોઠવવા, અથવા તો નાયક રંકનો રાજા અને રાજાનો રંક થઈ જાય એવો માર્ગ કાઢવો. પાત્રોના સ્વાભાવિક વિકાસની જરૂર રહેતી નથી. મનુષ્ય સ્વભાવનો ખુલ્લો વિપર્યાસ દેખાય તો વાંધો નથી. પરંતુ છેવટે બધાં પાત્રોનો સંયુ-

મેળો;ગમે તેમ કરી ભેળો કરવો, અને "ધર્મનો જય, પાપનો ક્ષય" એ નીતિસૂત્ર તાણી-તૂશીને પણ બહાર લઇ આવવું, અને છેવટે બહાર ન જ આવે તો એ સૂત્ર સમાપ્તમાં લખીને વિરામવું.

નાટકોમાં પણ બહુ વિશેષ તકલીફ લેવાનું કારણ નથી. સૂત્રધાર અને નટીનો તો કોઇ નાટકકારથી કોપીરાઇટ લઇ શકાય તેમ નથી જ એટલે દરેક નાટકની શરૂઆત આ પાત્રોથી સહેલાઇથી થઈ શકે. વિવિધતા ખાતર કદાચ એકને બદલે બે, ત્રણ, ચાર નટીઓ ગોઠવી શકાય. અને હવે એક કરતાં વધારે સૂત્રધારો ગોઠવવામાં આવે તો ઓર રંગ જામે. નવલકથા કરતાં નાટક કેટલેક અંશે મુશ્કેલ છે તેમ સરળ પણ છે. દાખલા તરીકે, જ્યાં કંઇક અર્થવાળો સંવાદ કે ભાષણ લખાવી ન શકાય ત્યાં ગાયન ટાંકી દેવું એટલે પીડા પતી. ગાયનોમાં માથાફૂટ કરવાનું પ્રયોજન નથી જે વાત ગદ્યમાં કહેવી હોય તે બહુ સંક્ષેપમાં પદ્યના આકારમાં કહી દેવી એટલે વાક્ય રચના ખોટી હશે તો ચાલશે. કોઇ વાક્યનો અર્થ નહિ નીકળે તો 'ધ્વનિ કાવ્ય' તરીકે ગણી શકાશે. એક જ શબ્દમાં જે કહેવાઇ જાય તેવું હશે તે એના એ જ અર્થના દશ શબ્દોમાં યોજી શકાશે. આ ઉપરાંત રસોનો ભાવ ચિતરવાની લેખકની જવાબદારી છે જ નહિ. કારણ કે ધારો કે શૃંગારમાં ગમે તેટલું શુષ્ક અને અર્થરહિત લખ્યું હોય તો પણ તે ભજવનારાં પાત્રો પોતાનાં નખરાંથી શૃંગારનો દેખાવ કરી બતાવશે. તેવી જ રીતે હાસ્યમાં બે ઘેલા અને મૂર્ખ માણસોનો સંવાદ ગમે ત્યાં ઘુમડી દેવો, પછી પાત્રો પોતે હાસ્યરસ ભજવે છે એમ પ્રેક્ષકોને બતાવી શકશે. હસવા જેવું નહિ હોય તો પાત્રો કૂદશે, નાચશે, પાઘડી ઉછાળશે, તોતડું બોલશે, એકબીજાને ખાસડાંનો માર મારશે, વિચિત્ર બરાડા પાડશે, બીભત્સ શબ્દોના ફાગ ઉડાડશે, ડચકારા કરશે, અથવા ટીલાંટપકાં કરી, લાલ, ધોળુ કે કાળુ મ્હોડું રંગી, અથવા ફાટેલ ટૂટેલ અને રંગબેરંગી વિચિત્ર કપડાંઓ પહેરી, પ્રેક્ષકોને હસાવવા પ્રયત્ન કરશે, અને છતાં ધારેલી અસર નહિ થાય તો છેવટે મ્હોડેથી કહેશે કે આ હાસ્યરસ છે માટે હસો. તે જ પ્રમાણે વીરરસ લેખમાં આવવાની જરૂર નથી. એ તો મજબૂત ફેફસાંવાળા અને કદાવર પાત્રો હશે તો આપોઆપ જણાઈ આવશે. મોટા અવાજથી વીરરસ નહિ હોય ત્યાં ઉત્પન્ન થશે, અને જ્યાં લેખકની કલમ કામ નહિ કરે ત્યાં દર પડદો ઉપડતા જ મોટા ફટકાના અવાજે, તેમ જ કોઈ કોઈ વાર ભાલાંઓ, બંદુકો, પટ્ટાબાજી, વિગેરે ધારેલું કામ કરી આપશે. રંગભૂમિ ઉપર દોડાદોડી અને મારામારી કરવી એ મુશ્કેલ નથી, અને આ બધી ધામધૂમ છતાં પ્રેક્ષકોને કદાચ વીરરસનો અનુભવ ન થાય તો હાસ્યરસનો અનુભવ તો થશે જ, અને એમ થાય તોયે નાટકકારની એક જવાબદારી ઓછી થઈ સમજવી.

## સૌંદર્ય એ તમારા આત્માનો ગુણ છે.

અહા! કલાને અનુપયોગી સર્વ ઉપાધિયો પાછળ આપણે ત્યાં અત્યંત શ્રમ લેવાય છે, પરંતુ જે વસ્તુ કલાનો ખરો આત્મા છે તે તરફ કોઇ દૃષ્ટિ સરખી પણ કરતું નથી! જીવ-

નની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓ હૃદયમાં ઉતારવી અને એ ભાવનાઓની અન્યના હૃદયમાં સંક્રાંતિ કરવી—એ કલાની પ્રધાન પ્રવૃત્તિ સિવાય બીજી બધી બાબતોમાં આપણા કહેવાતા કલાકારો મશગૂલ છે. આસપાસ જે સૌંદર્ય ઉભરાઈ રહ્યું છે તે તરફ કલાના ઉપાસકો તદ્દન બેદરકાર છે. અને જે દિશામાં એ વસ્તુનો સંપૂર્ણ અભાવ છે તે દિશામાં વ્યર્થ ફાંફાં મારી રહ્યા છે. કુદરત અને કલા પરમાત્માની એક જ વિભૂતિ છે, અને તેથી જે કુદરતને ઓળખી શકે છે તે કલાને પણ પિછાણી શકે છે; જે કુદરતને અનુકૂળ થઈ શકે છે તેને કળા અનુકૂળ થાય છે; જે કુદરતનો આત્મા હાથ કરે છે તે કલાનો સ્વામી બને છે. કાશ્મીરમાં મુસાફરી કરો કે આલ્પ્સ પર્વત ઓળંગો, સ્વિટ્ઝર્લૅાંડનાં સરોવરોમાં સફર કરો કે સ્કૅાટલૅંડનું સૃષ્ટિસૌંદર્ય નિહાળો, સંક્ષેપમાં દુનિઆના કોઇ પણ સુંદર સ્થાનમાં વિહરો, પરંતુ જો તમે સૌંદર્યને તમારી સાથે લઇને ફરતા નહિ હો તો ક્યાંય પણ સૌંદર્ય જોઇ શકવાના નથી. સૌંદર્ય એ તમારા આત્માનો ગુણ છે, નહિ કે બાહ્ય પ્રકૃતિનો સૌંદર્ય મનુષ્ય હૃદયના ઊંડાણમાં રહેલી સૂક્ષ્મમાં સૂક્ષ્મ શક્તિ છે. જ્યાં એ શક્તિનો અભાવ હશે ત્યાં બહારની ઉપાધિઓની મદદ હશે તો પણ તેથી કલા ચેતનવતી થઇ શકશે નહિ. પત્થર ઉપર, કૅનવાસ ઉપર, કાગળ ઉપર, કે સિતાર ઉપર, સૌંદર્યને નચાવવું તે નચાવનારનું અંતર સૌંદર્યની લાગણીથી આંદોલિત થયા વિના થવું અશક્ય છે. જ્યાં સૂધી તમે તમારી કલા માટે અંતરના અમોઘ ભાવોનો ખર્ચ કરો નહિ ત્યાં સૂધી તમારી કલા તમારા શ્રમનો હજારમો ભાગ પણ બદલો લાવવાની નથી. જ્યાં જ્યાં સૂધી તમે તમારી કલાને તમારી લાગણીઓથી ઘાયલ કરો નહિ ત્યાં સૂધી તમારી કલા બીજાઓને ઘાયલ કરી શકવાની નથી. જ્યાં સૂધી તમે તમારી ભીની લાગણીઓ તમારી કલામાં ઉતારો નહિ ત્યાં સૂધી તમારી બીજાઓનાં હૃદયોને શી રીતે ભીનાં બનાવી શકવાની હતી? જ્યાં સૂધી તમારા જીવનના ઉચ્ચ આદર્શો, તમારા હૃદયની ઉદાર ભાવનાઓ, અને તમારા અંતરની દિવ્ય આશાઓથી તમારી કલાને જીવંત કરી શકે નહિ ત્યાં સૂધી તમારી કલા બીજાઓનાં જીવનને ઉન્નત અને આદર્શરૂપ શી રીતે કરી શકવાની હતી?

## કલા શું નથી અને શું છે?

કલાને આદર્શ સમજવો હોય તો આસપાસની ઉપાધિઓ ઘડીભર ભૂલી જાઓ. કલા સંબંધી શાસ્ત્રીય મારામારીને વિસારી મૂકો કલાના બાહ્ય ખોળિયાને વળગી ન રહો, પરંતુ તેના આત્માને ઓળખો. બાવલાંઓ, ચિત્રો, દેવળો, મહાલયો, નાટકો, નવલકથાઓ, કવિતાઓ, આદિના ગીચ જંગલમાં ભૂલા પડવું ન હોય તો તે સર્વે તરફ દોરી જતો, સીધો, સરળ, શાહ રસ્તો પકડી લીઓ. આ શાહ રસ્તો તે હૃદય છે. અને એ જ આ જંગલની ભૂલભૂલામણીમાંથી તમને બચાવશે. અંગ્રેજીમાં એક કહેવાય છે કે "The is no royal road to learning" [જ્ઞાનને માટે કોઈ શાહ રસ્તો નિર્મિત થયો નથી] આ સિદ્ધાંત કદાચ જ્ઞાનના વિષયને લાગુ પડતો હશે, પરંતુ કલાના વિષયમાં શાહ રસ્તો છે એટલું જ નહિ પણ તે એક જ રસ્તો છે. યાદ રાખો કે કલા વાંકાચૂંકા માર્ગથી હાથ થઈ શકતી

નથી કલાને અને વિવેચન બનતું નથી, કલા અને પૃથક્કરણ વચ્ચે છે. કલાને દલીલની સાથે લેવા દેવા નથી, કલાના અને પથ જાતિ કે વિગ્રહના ગ્રહ મળતા નથી, કલા એ મોજશોખ નથી, કલા એ કોઇનો ઇજારો નથી, કલા એ નવરાઓને અથવા શ્રીમતોને વખત ગાળવાનુ સાધન નથી, કલા એ માનસિક અજીર્ણ નથી, કલા એ દીવાનાપણું નથી કલા એ કુદરતની દુશ્મન નથી, કલા એ પ્રકૃતિનો નમુનો નથી પરતુ કલા એ જીંદગીનો નમુનો છે, શુદ્ધ, સાત્વિક, સરળ જીવનનુ ચેતનમય પ્રતિબિંબ છે, જીવાત્મા સાથે જીવાત્માનો મીઠો હૃદયાલાપ છે, ઉછળતા હૃદયોનું અનેરૂ આલિંગન છે, ચાર આંખોનું મધુરૂં મીલન છે, સુખ દુ ખ, આશાનિરાશા, ભરતીઓટનુ અર્થપૂર્ણ પુરાણ છે, વિવેચનનો અંત લાવનાર સિદ્ધાત છે, પૃથક્કરણનુ એકીકરણ કરનાર જાદુ છે, દલીલોનો સરવાળો મરવાનો કરનાર ચુકાદો છે, પથો, જાતિઓ અને વિગ્રહોની સંધિ કરાવી આપનાર પારસમણિ છે, કલા એ જીંદગીની અનિવાર્ય જરૂરિયત છે, કલા જે પોતાની કરે તેની છે, કલા એ સમયની પશ્ચાદ્ ભૂમિ છે, સમય કલાની નહિ, કલા એ માનસિક પાચનરસ છે કલા એ મનુષ્યની બુદ્ધિનો એક જ પૂરાવો છે, કલા એ કુદરતની એક જ સાહેલી છે

## કલાને માટે વસ્તુ.

કોઈ પણ કલાકારે પોતાના કાર્યમા વિજય મેળવવો હોય તો તેણે બીજાઓનું અનુકરણ કરવા પાછળ સમય અને શક્તિનો વ્યય કરવાની જરૂર નથી કુદરત દરેક ક્ષણ સૌંદર્યથી, અપૂર્વતાથી, નવીનતાથી છલકાઇ જાય છે, તેમાથી જે જેટલુ ખેંચે તેટલું તેનું છે એકવાર એક કલાકાર જે ખજાનો લઈ ગયો તે ખજાનો બીજા કલાકારને પાછો મળવો મુશ્કેલ છે પરતુ તેના કરતા બીજા વધારે કિંમતી ખજાનાઓ કુદરતના ગર્ભમા અખૂટ છે, અને કલાધર જો કલાનો આદર્શ સમજતો હશે તો તેમાથી તે ઘણુ પોતાનું કરી શકશે હજારો માઇલના હિમાલયનુ એક નહાનું શિખર હજારો કલાકારને નવીન સૌંદર્યની નવનવીન કલ્પનાઓ પૂરી પાડવાને બસ છે લાખો એકર ઉપર પથરાયેલા ઝુપડાઓમાની એક નહાની મહુલીમાથી સેંકડો કલાધરોની કૃતિઓ ઉદ્દભવી શકે તેમ છે સેંકડો માઇલ વહેતા ગગાપ્રવાહમાથી નીકળતું એક નહાનુ ઝરણુ અનેક કવિઓની લેખિની અને અનેક ચિત્રકારોની પિંછી સામે લગાડવાને પૂરતું છે કલાકારની લાગણીઓ જાગૃત અને જીવત હશે તો કલાને માટે વસ્તુની ખામી તેને કદિ પણ જણાશે નહિ કલાકારના જીગરના જોસ પ્રમાણે તેની કલા ફત્તેહ પામશે તેના હૃદયના ભાવ બતાવવાની તેને ખરેખર જરૂરિયત હશે તો તે પત્થરમાથી પુષ્પની કોમળતા ઉત્પન્ન કરી શકશે અને પૃથ્વીને સ્વર્ગમા ફેરવી શકશે

## અદ્દભુતતા શામાં છે ?

જેમ વસ્તુની શોધમા કલાધરે પોતાની આસપાસ ઉભરાતી કુદરતી અને [illegible] લીલાની બહાર જવાની જરૂર નથી તેમ પોતાની કલાની અદ્દભુતતા અર્થે તેણે [illegible]ખ આંજી નાખે તેવો ઝગઝગાટ કલામા મૂકવાની આવશ્યકતા નથી તેના સરળ હૃદયની સ[illegible]તા

એ જ પરમ અદ્‌ભુતતા છે પ્રકૃતિથી વિંટાયેલો આત્મા પોતાને પિછાણે એ જેટલું અનિવાર્ય છે તેટલું અદ્‌ભુત છે. અભાવનું દર્શન કરાવવા કરતાં ભાવની સ્મૃતિ કરાવવામાં અદ્‌ભુતતાં વિશેષ છે. મનુષ્યને અમાનુષિક સૃષ્ટિમાં લઈ જવા કરતાં તેના મનુષ્યત્ત્વનું ભાન કરાવવું એમાં જ અપૂર્વતા છે. આંખને આંજી નાંખવામાં કલાની સફલતા નથી, પરંતુ આંખને શાંત કરવામાં છે. સામાન્ય બુદ્ધિ અને સરલ હૃદય જેવી કોઈ પણ વસ્તુ વિરલ નથી. "તું" અને "હું"નું ભાન કરાવવામાં જેટલી વિશેષતા છે તેટલી વિશેષતા "તે"ની વાતો કરવામાં નથી. મનુષ્યના હૃદય ઉપર જેટલી પરિચિત વસ્તુઓ અસર કરી શકશે તેટલી અપરિચિત વસ્તુઓ અસર કરી નહિ શકે. તારૂં અને મ્હારૂં જેટલે દરજ્જે મનુષ્યની લાગણીઓ ઉસ્કેરી શકશે તેટલે દરજ્જે પારકાનું ઉસ્કેરી નહિ શકે. વસ્તુતઃ મનુષ્યને જેટલો રસ સંસારમાં છે તેટલો સ્વર્ગમાં નથી; જેટલો રસ ખેતરમાં છે તેટલો પારીસના બુલ્વાર્ડમાં નથી; જેટલો રસ ઝુંપડામાં છે તેટલો વરસેલ્ઝના રાજ્યમહેલમાં નથી; જેટલો રસ પોતાના આંગણાના કુવામાં છે તેટલો નાયાગારના ધોધમાં નથી; જેટલો રસ મજૂરના હંમેશના વૈતરામાં છે તેટલો રાજાઓના દરબારોમાં નથી. જેટલો રસ ગૃહિણીમાં છે તેટલો ઇંદ્રની અપ્સરામાં નથી; જેટલો રસ જીંદગીની હમેશની ભરતી-ઓટમાં છે તેટલો મહાન્ અકસ્માતો કે દૈવની જાદુગીરીમાં નથી; સંક્ષેપમાં જેટલો રસ જીવનના સાદા બનાવોમાં છે તેટલો અસાધારણ કલ્પનાઓમાં નથી. અને મનુષ્યના હૃદયમાં જે તરંગો હરહમેશ ઉછળી રહ્યા છે તે તરંગોમાં પ્રવેશ કરવો, અને વિદ્વાન્ તેમ જ અભણ, શ્રીમંત તેમ જ ગરીબ, બાળક તેમ જ વૃદ્ધ, તથા સ્ત્રી તેમ જ પુરૂષને આનંદ અને આશાનો સંદેશો પહોંચાડવો એ કલાનો હેતુ અને એ કલાનું કાર્ય છે. કુદરત અને મનુષ્યને સૌંદર્યમય, આનંદમય, ચેતનમય અને નવીનતામય બનાવવાં એ કલાનો આદર્શ છે.

## સૌંદર્ય અને ઉપયોગિતા.

જેમ સૌંદર્ય તેમ ઉપયોગિતા પણ કલાનો હેતુ અને આદર્શ છે. કારણ કે ઉપયોગિતા વિનાનું સૌંદર્ય મનુષ્ય અધોગતિની ખાઇમાં ફેંકનારૂં યંત્ર છે, અને સૌંદર્ય વિનાની ઉપયોગિતા મનુષ્યા આત્માને ચીમળાવી નાંખનાર ઔષધિ છે. જે કલા ઉપયોગી નથી તે વસ્તુતઃ સુંદર હોઈ શકે જ નહિ. અને જે કલા સુંદર નથી તે ઉપયોગી સંભવે જ નહિ. ઉપયોગિતા અને સૌંદર્ય વચ્ચે ભેદ ઉત્પન્ન કરવો તે જીવનને શુષ્ક અને મૃત્યુને કવિતામય બનાવવા જેવું છે. આવા અર્થ રહિત ભેદને લીધે જ કલાને ઉતારી પાડવામાં આવી છે. તેથી જ આપણા સંસારમાં, આપણા ગૃહોમાં આપણી રીતભાતમાં, આપણા પહેરવેશમાં, આપણા પહેરવેશમાં, આપણા ખાનગી તેમ જ જાહેર જીવનમાં શુષ્કતા કઠોરતા તેમ જ જડતા વ્યાપી રહી છે. તેથી જ આપણા સમસ્ત જીવનમાં એક પ્રકારનો પક્ષાઘાત ઉત્પન્ન થયો છે. અને થોડા સમય પહેલાં લખાયેલા મ્હારા પોતાના શબ્દમાં જ ફરીથી કહું તો, "એ પક્ષાઘાતને લીધે મજૂરને મજૂરીમાં રસ રહ્યો નથી, કલાકારને કલામાં રસ નથી, વિદ્વાનોને વિદ્યામાં રસ નથી, અને શહેરીને શહેરીપણામાં રસ નથી. એ પક્ષાઘાતને લીધે યંત્રો અને

કલા વચ્ચે વિષમતા ઉત્પન્ન થઇ છે. ઉપયોગિતા સૌંદર્યથી છૂટી પડી છે, સૌંદર્યનો સ્વચ્છતાથી વિયોગ થયો છે, કુદરત અને ઔષધિ વચ્ચે વિરોધ થયો છે, અને તન, મન, ધન અને જીવનની એકતાનો લોપ થયો છે. એ પક્ષપાતને લીધે જ અર્થશાસ્ત્રનો નીતિશાસ્ત્ર સાથે સંબંધ ભૂલી જવાયો છે, વ્યક્તિ અને સમષ્ટિ ઉભયનાં સુખ તરફ ઉપેક્ષા થઈ છે, સુખ અને સુખનાં સાધનો વચ્ચે ગોટાળો થયો છે, અને જીવન કરતાં ઉપાર્જન પાછળ વધારે વલખાં મરાયાં છે.” કલાકારો ભૂલી જાય છે કે કલા એ કુદરતનું જ પ્રતિબિંબ છે અને કુદરતની અંદર સર્વ સુંદર અને ઉપયોગી છે. જે કાંઈ સુંદર છે તે જીવત, અર્થપૂર્ણ અને ઉપયોગી છે તે નિયમિત, તાલમય, મનોરંજક અને સુંદર હોવાથી જ ઉપયોગી છે સૌંદર્ય કાયદાની સત્તાથી કે જાદુઇ લાકડીથી ઉદ્ભવતું નથી, પરંતુ જ્યાં જ્યાં વાસ્તવિક, યથાર્થ, આદર્શ જીવન છે ત્યાં ત્યાં જીવનનાં અનિવાર્ય તત્ત્વ તરીકે આપોઆપ દ્રષ્ટિગોચર થાય છે, તેથી કલાનો આદર્શ હાથ કરવો હોય તો કૃત્રિમ, કલ્પનામય, જડ સ્વપ્નોમાં ભ્રમણ કરવાને બદલે સ્વાભાવિક, સત્ય, ચેતનમય જીવનનો આદર્શ હાથ કરો. સ્મરણમાં રાખો કે કુદરતની વિરુદ્ધ થવા કરતાં કુદરતને અનુરૂપ થવામાં જ કલાનો વિજય છે. અને કુદરત તથા આદર્શ જીવન જૂદાં નથી એ મહાન્ સત્ય અંતરમાં આરૂઢ હશે તો આપોઆપ આદર્શ કલા ઉત્પન્ન થશે. કુદરતનાં અને જીવનનાં સત્યો સમજનાર કલાકાર જગતને અને કુદરતને સૌંદર્યમય તથા પવિત્ર બનાવી શકશે, જ્યાં જ્યાં તેના હૃદયનું લોહચુંબક સ્પર્શ કરશે ત્યાં ત્યાં સુંદરતા, પવિત્રતા અને ઉપયોગિતા પ્રકાશી નીકળશે. એ લોહચુંબક પાસે માત્ર નદી અને સમુદ્ર, ચંદ્ર અને સૂર્ય, પહાડો અને વનસ્પતિ, કોકિલા અને મયુરી, કે માન સરોવર અને નંદન જ કલામય બની નહિ જાય, પરંતુ તે ઉપરાંત ખેતરો અને કારખાનાંઓ, રેલ્વે અને સ્ટીમરો રણભૂમિ અને કેદખાનાંઓ' દુકાનો અને ઝુંપડાંઓ, સર્વ કલામય બની જશે. એ કલા માત્ર મુઠ્ઠીભર વિદ્વાનો એ અંગત મિત્રોને જ રીઝવશે નહિ, પરંતુ શહેરે શહેર અને ઘેર ઘેર આદર્શ કલા તરીકે ઓળખાશે, સ્વીકારશે, પૂજાશે.

ન્યૂ. ભ. વિભાકર.

# ચર્ચાપત્ર.

મહર્ષિ મોહનલાલ કરમચંદ.

આપની સંસ્થાનો કાચો ખરડો વાંચી અત્યંત આનંદ થયો. યથાર્થ બ્રાહ્મણ વૃત્તિને પુનર્જન્મ આપવાની આપની યોજના અનેક રીતે પ્રશંસાને પાત્ર છે અને મારા જેવો એમાં કાંઈ મહત્વ સૂચન કરી શકે તેમ નથી છતાં જ્યારે મિત્ર મંડળના અભિપ્રાય અને સૂચનનું આમંત્રણ થયું છે તો નીચે પ્રમાણે મારે એના સંબંધમાં કોઇક કહેવાનું છે તે ધ્યાન ઉપર લેશો એવી આશા છે.

સંસ્થાનાં ત્રણ સૂચિત નામ આગળ પ્રશ્નાર્થક ચિન્હથી એમ સમજાય છે કે એના સંબંધે પણ બીજાનો અભિપ્રાય આપને આદરણીય હશે. આપની સંસ્થા મૂળ ઉદ્દેશ તેમાં આવશ્યક વ્રતો તથા એ સર્વમાં સૂત્ર રૂપે રહેલો વિશ્વવ્યાપક પ્રેમનો આત્મીય આવિર્ભાવ જોતાં મને એક નવીન નામનું સૂચન કરવાની ઇચ્છા છે. આ સર્વ ગુણને યોગ્ય નામતો "તપોવન" છે અને એ ગુજરાતમાં આવા બ્રાહ્મણ જીવનને પુનરૂદ્ધાર થતો હોવાથી "ગુજરાતનું તપોવન" એવું આપના આશ્રમનું નામ રાખતાં સંસ્થાની સાથે પવિત્રતાનું, સંયમનું, અહિંસાનું તેમ જ ધર્માચરણમાં કેવળ નિર્ભયતાનું સૂચન શબ્દ શક્તિ એજ થશે; કારણ કે "તપોવન"ની પ્રાચીન ભાવનામાં આ સર્વ ગુણ સ્વતઃ સૂચિત રહેલા છે. દેશ સેવા, પ્રાણિમાત્રની સેવા અને ભૂત દયા એ આજીવનનો નૈસર્ગિક આશય છે. વળી એક અમુક ગુણને (જેમ કે સત્ય, દેશસેવા, સેવા ઇત્યાદિ) અગ્રસ્થાન આપી તેના ઉપરથી સંસ્થાનું નામ પાડવા કરતાં એ સર્વ પવિત્ર ગુણના આવિર્ભાવ વાળા જીવનને જ સંસ્થામાંથી ઉપર તારવી કાઢી તેવા જીવન વડે સંસ્થાનું નામાભિધાન કરવું વધારે યોગ્ય જણાશે.

તપોવનનું આવું ઉચ્ચ જીવન ગાળનાર દેશમાં માત્ર ગણ્યા ગાંઠ્યા જ હોઇ શકે એટલે એકંદરે આટલા ઉચ્ચ આશયનો માણસ હશે તે જ આમાં આવી શકશે અને એક દૃષ્ટિએ સંસ્થાનો ઉદ્દેશ ધ્યાન રાખતાં એ જ આવશ્યક છે. આવી રીતની ઉચ્ચ કોટીની વ્યક્તિનો જ જ્યારે જમાવ કરવાનો છે અને મહાવ્રતો તથા ઉપવ્રતો માત્ર વ્યવસ્થાપકોને જ અંગે છે તો નિયમો કઠિન છે એમ તો ન જ કહી શકાય. છતાં કેટલાંક કારણને અંગે આ નિયમોમાં સહેજ ફેરફાર કરવો યોગ્ય છે એમ મારૂં ધારવું છે.

પ્રથમ તો નિર્ભયવ્રતને ઉપવ્રતોમાંથી કાઢી મહાવ્રતોમાં અગ્રસ્થાન આપવું મને યોગ્ય જણાય છે. આપણા દેશની અત્યારની દુર્દશાનું મુખ્ય કારણ અયોગ્ય ભય જણાય છે. લોકના મનમાં મરણની, મીલકતની નાશની કેદની તિરસ્કારની એવી એવી મોટી ધાસ્તીઓને અંગે જ આપણું ચારિત્ર્ય નિર્બળ પડી ગયું છે બ્રાહ્મણ જીવનની મોટામાં મોટી સંપત્તિ નિર્ભયતા

તદ્દન કાઢી નાખવા જેવો જ થાત. વળી ગૃહસ્થાશ્રમ તે તપોવનની ભાવનાની જરાય વિરૂદ્ધ નથી. શાકુન્તલમાં ચિત્રેલી તપોવનની મોહક ભાવના આમાં દૃષ્ટાન્તરૂપ છે.

સ્વદેશીવ્રતના સંબંધે કદી સ્વદેશી વસ્તુ કોઈ જૂઠું બોલનારો વાણીયો બનાવતો હોય કે વેચતો હોય તો તેને ત્યાંથી એ વસ્તુ ન ખરીદવી એવો તો આપનો આશય નહીં જ હોય.

સંસ્થામાં ભાગ લેનારને વ્યવસ્થાપકો, ઉમેદવારો અને વિદ્યાર્થીઓ એમ ત્રણ ભાગમાં વેંચી નાખવાની યોજના વ્યાવહારિક છે અને ઘણે અંશે કઠિન નિયમોમાં પણ વ્યવહારની સરળતા કરી શકાશે.

વિદ્યાર્થિ વિભાગના સંબંધમાં ત્રીજા નિયમમાં માબાપોએ બાળકો ઉપરથી તમામ હક ઉઠાવી લેવો પડશે એનો અર્થ બહુ સ્પષ્ટ નથી. મને લાગે છે કે નિશાળોમાં સરકારે જે નિયમ મૂક્યો છે એટલા જ પુરતો આ નિયમ હશે? તેમ જ ચોથો નિયમ "કોઈ પણ કારણસર માબાપની પાસે નહીં જઈ શકે" એવો આગ્રહ આટલો બધો શા માટે રાખવો પડ્યો હશે તે સ્પષ્ટ સમજાતું નથી. માબાપ અને બાળકનો સંબંધ છેક તોડી નાખવો એ તો ઇષ્ટ નથી માત્ર એના અભ્યાસમાં એ સંબંધથી ખોટા લાડને લઇને જે વિઘ્ન આવી પડે તે જ નિવારવાનો ઉદ્દેશ હશે. પણ જ્યારે માબાપ જાણીને જ આવા આશ્રમમાં પોતાના બાળકને મૂકે તો એનામાં ખોટા લાડનું આરોપણ પ્રથમથી જ કરવું યોગ્ય લાગે છે ખરૂ? મને લાગે છે કે આ નિયમ પણ ફરી ઘડી શિથિલ કરવા જેવો છે. પાંચમા નિયમના સંબંધમાં જે વ્રતોમાં ઉપર બતાવ્યો તેવો ફારફેર થાય તો એવી ભાવના વિદ્યાર્થિઓમાં ઉભી કરવી યોગ્ય જણાશે.

નિયમ નવમાં જે ભાષાઓનું જ્ઞાન આપવાની ઇચ્છા બતાવી તે મને લાગે છે કે હદ ઉપરાંતની છે. ગુજરાતી સ્વભાષા છે એટલે એ તો જોઇએ જ ઇંગ્રેજી રાજ્યભાષા છે તેમ જ દુનિયાની વ્યાપારી ભાષા છે માટે તેની પણ જરૂર પડશે. હવે પ્રજાને એકત્ર કરવા આખા હિન્દુસ્થાનમાં હીન્દી ભાષા લોક સમજી વાંચી શકે છે તો તે ભાષાનું થોડું જ્ઞાન બોલતાં આવડે તેટલું તો યોગ્ય છે. બંગાળી અને મરાઠી ભાષા જો દેવનાગરીમાં લખેલી હોય તો વાંચીને કેટલેક અંશે સમજી શકાય ખરી. પરંતુ તામીલ અને તેલેગુ બધાય વિદ્યાર્થિને માટે ફરજીઆત કરવાથી બીજા અભ્યાસમાં વિઘ્નકર નહીં નીવડે એમ માનતા અચકાવું પડશે વળી જો અહીંના ઉપદેશકો મદ્રાસ તરફ ન જવાના હોય તો એ ભાષાનો ઉપયોગ પણ શો થશે એ સમજવું મુશ્કેલ છે.

વિદ્યાર્થીના ખોરાક સંબંધે આપ દૂધ, ઘી, તદન બંધ કરવા ઇચ્છો છો તો એ વિચાર પ્રાચીન તેમ જ અર્વાચિન વૈદ્યકશાસ્ત્રની તેમ જ અનુભવી લોકમતની અત્યંત વિરૂદ્ધનો છે ઘૃતંમાયુઃ એ સૂત્ર ઘણું પ્રસિદ્ધ છે. આવો ખોરાક જો બંધ થશે તો મગજ અને શરીરને

જોઇતી સામગ્રી મળી શકશે? ગમે તેનો સારો વ્રતી જો શરીરે પુષ્ટ નહીં હોય તો એનાથી કામ કમી થશે. આ સંબંધી ફરીને વિચારી જોવા જેવું જણાય છે. આ ખોરાક આપણે માટે અનિવાર્ય છે એમ હું ધારૂં છું. નિયમ સોળ ઉપરથી હું ધારૂં છું વિદ્યાર્થીને આરામ નહીં આપવાનો ઉદ્દેશ તો નહીં હોય.

આપણા ખરડામાં જ્ઞાતિના સંબંધમાં કોઈ સૂચન નથી તે ઉપરથી સમજાય છે કે પ્રસંગને અનુસરી જ્ઞાતિ ભેદના ઉપર બહુ વજન નહીં આપી ઉદ્દેશને અનુકૂળ ગુણ કર્મ આપ જ વ્યવસ્થા કરી લેશો. આ બહુ સારો વિચાર છે અને નકામો એના સંબંધમાં ઉલ્લેખ કરવાની જરૂર પણ નથી જ. પણ વિદ્યાર્થીને ઘેર પાછા ફરતાં ભવિષ્યના વ્યવહારમાં દુઃખ ન પડે એટલું સંભાળવું પડશે.

આપનો નિશ્ચય અપૂર્વ દૃઢતાવાળો છે અને ઉદ્દેશ અતિ ઉચ્ચ છે એટલે આપના પ્રયત્ન સફળ થશે એમાં શંકા લેવા જેવું રહેતું નથી. આપનું આ માનસિક બળ દક્ષિણ આફ્રિકામાંથી આખી દુનિયાએ જોઈ લીધું છે. પરંતુ એક વાત આપના કાર્યમાં આપને અવશ્ય વિચારવી પડશે જ અને ત એ છે કે આપના જેટલી ઉચ્ચ ગામી સતત વહેતી વૃત્તિયો વાળી વ્યક્તિ ઘણી જ થોડી હોય છે અને તેમને રાગદ્વેષથી ભરેલા પ્રાણિયોની સાથે સંબંધ રાખી વાત્સલ્યભાવમાં ધીમે ધીમે ઉછેરી ઉચ્ચગામી વૃત્તિઓના ભોક્તા કરવા છે. એવા પ્રાણિયોને દૂર રાખવાથી કાર્યસિદ્ધિ નહીં થાય માટે એમને આપના સહવાસમાં જોડવા નિયમની યોગ્ય શિથિલતા કરવી પડશે એવું મારૂં નમ્ર મત છે.

અંતમાં આપનો આ ભગિરથ પ્રયત્ન અનેક રીતે સફળ થાવ અને આપને હાથે દેશનું સહસ્ત્રધા કલ્યાણ થાવ એવી પ્રાર્થના સાથે મારી કેટલીક ભાવનાઓ દર્શાવતાં મારાં બે પુસ્તકો (કુસુમાંજલિ અને અભિજ્ઞાન શકુંતલ) આપને ભેટ કરી અહીં વિરમીશ.

તા. ૮-૭-૧૯૧૫ } મગનભાઇ ચતુરભાઈ પટેલ.

# જંગમતીર્થ સાધુજન.

( મીરાંને પૂર્વજન્મની પ્રીતઃ ભગવતી મીરાંબાઈના એ ભજનની ઝૂક. )

અમે તો જોયાં જાણ્યાં હો જંગમતીર્થ, રે !
જેની વાતો જૂદીઃ
જાણ્યાં તેવાં જાચ્યાં અમ નિર્ભ્રમ ચિત્તઃ રે !
એની વાતે સિદ્ધિ !
હૈયે પ્રભુ હિંચોળતાં હળવે રહીને હોયઃ
ધીરૂં ધીરૂં ડોલતાં,
એ તો હાલે ને ચાલે એવી રીતઃ રે !
જેની વાતો જૂદીઃ
અધીં સાને સમજતાં પ્રભુ સંકેતઃ
અબોલ આચરતાં ધૂમેઃ
એ તો હૈયાંને હેત હસતાં નિત્યઃ રે !
જેની વાતો જૂદીઃ
એની વૃત્તિ વાણી જાણે નવનીત રે !
એની રહેણી કરણીનાં ગાજે ગીતરે !
જેની વાતો જૂદીઃ
એની વાતે સિદ્ધિ !

૧૮-૭-૧૫ } લલિત.

# ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય.

(અનુસન્ધાન પૃષ્ટ ૧૯૨ થી.)

**કરુણાવજ્રાયુધ નાટક**—આ નાટક મંત્રી વસ્તુપાલની આજ્ઞાથી શત્રુંજયમંડન પ્રથમ તીર્થંકરના ઉત્સવમાં ભજવાયું હતું. નાટકના કર્તા બાલચંદ્ર દેવેંદ્રસૂરિના શિષ્ય ભદ્રેશ્વરસૂરિના પટ્ટને વિષે સૂર્ય સમાન અભયદેવસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિના શિષ્ય હતા. બાલચંદ્રે × વસંત વિલાસ નામનું કાવ્ય પણ બનાવેલું છે, જેમાં કીર્તિકૌમુદીની પેઠે વસ્તુપાલનાં પરાક્રમો વર્ણવેલાં છે. બાલચંદ્રાચાર્યને સરસ્વતીસુતનું બિરુદ મળેલું હતું. વજ્રાયુધ ચક્રવર્તિએ પોતાના પ્રાણના ભોગે પણ પારેવાનું રક્ષણ કર્યું તે પ્રસિદ્ધ વસ્તુને અવલંબીને આ નાટક રચાયેલું છે.

સૂત્રધાર.... तथात्र । प्राग्वाटान्वयसिंधुपार्वणविधुः श्रीचंडपोभूत्पिता

तस्मान् मंडितभूरभूच्च तनुभूश्चंड प्रसादाभिधः ।
सोमः किंच तदात्मजः समभवद्विश्वप्रियो भावुकः
तस्यापि प्रथितःसुतोजनि जने नाम्नाश्वराजः कृती ॥ ६ ॥

अपि च । तत्पुत्रः समभूद्विभूतिवसतिः श्रीमल्लदेवाख्यया
ज्येष्ठः श्रेष्ठगुणैकभूस्तदनुभूः श्री वस्तुपालोभवत् ।
तेजःपाल इति प्रसिद्धमहिमा जज्ञे कनिष्ठोनयोः
कल्पानोकहकंदलप्रतिकृतिर्यस्योपकारी करः ॥ ७ ॥

× નર નારાયણ નામનું મહા કાવ્ય જે અર્જુન અને કૃષ્ણને અધિકૃત કરીને વસંતપાલ સચિવે રચેલું છે તેમાં કર્તા વસંતપાલ પોતે જણાવે છે કે સોમશર્મા (સોમેશ્વર) અને હરિહરાદિ કવિઓથી વસ્તુપાલને બદલે તે વસંતપાલ કહેવાતો હતો.

किं च । शास्त्रांभोधिमतीव पीवरधिया नावेव यस्तीर्णवान्
मग्नस्तु प्रतिवासरं जिनमधौ साधौ तदीये रसे ।
नष्टः पापमलिम्लुचाच्च कुरुते धर्मे गुणारोपणम्
तत्कस्यात्र न वस्तुपालसचिवश्चित्रीयते चेतसि ॥ ८ ॥

अपि च । ऐन्द्रो मंडप एप चंडपकुलश्वेतांशुना निर्ममे
येनानल्पगुणापणेन तरणेर्वीहारविष्कंभकः ।
नत् तत्पूर्वजमूर्तिभिस्तिलकिनः शैवेयवामेययो
श्चैत्यद्वंद्वमिदं त्र संचितयशः संदोहसंदेहकृत् ॥ ९ ॥

अथवा। गूर्जरधराधिराजश्रीवीरधवलसचिवावतंसस्य
अविश्रांतमेव कनकधाराधोरणीवर्षप्रीणिताशेषवनीपकस्य
निजदोर्मंडलचंडिमकुंडलितवैरिविक्रमस्य निरवद्यधर्माचरणचातुरी-
विस्तारितकृतयुगावतारस्यास्थाननिष्पाद्यमानसुरसदनशिला-
संघातटंकणटणत्कारैरभिचारठकारोच्चारैरिवानिर्वासितकलि-
पिशाचस्य विवेकवाचस्पतेरमुष्य कतिशः सुचरितानि
समुद्गीर्येत । प्रस्तुतवृत्या नु समादिष्टोस्मि तेनाष्टमीचंद्रविशाल-
भालेन श्रीमता वस्तुपालेन। यदत्र तत्र भगवतः शत्रुंजय
शिखरिशिखामणेः..........प्रथमतीर्थकृतः सुरसमिति जिनमत-
प्रसिद्धः करुणारसानुविद्धः कोपि प्रबंधस्त्वयाभिनेतव्यः ।

किंच । लोकोहि परिचितगुणद्वेषित्वान्नूतनन्नूतनवस्तुनि स्वमन्ते रमयति । ततो नूतनः कोप्यस्ति सुधानिकरशुद्धः सुश्लिष्टललितबंधः प्रबंधः येन समलंकृतसंसदां सभासदां विनोदयामि ( इति मीलितदृक् चिंतां नाटयति )

नट.-मारिष । श्रीदेवेंद्रगुरु स्वहस्तस्वपदनिवेशितस्य भुवनभद्रंकरस्य श्रीभद्रेश्वर सूरिगुरोः पट्टनभस्तलालंकरणकिरणमालिना प्रतिवादिदिनितनयदमनसौरिणा श्रीमदभयदेवसूरिणा निजकरतामरसप्रतिष्ठितानप्रतिमप्रतिभाभरसौरभदुर्भगीकृतात्रिदशसूरीन्श्रीहरिभद्रसूरीनभिजानीस ।

सूत्र० ( साक्षेपम् ) साहित्यांबुधिबंधुरामतितरां षट्तर्कखण्डान्वितां
नानालक्षणदुर्गदुर्गमतमां विद्यामनतामपि ।
सच्चक्रेण समाश्रिताः सुकृतिनो ये साधयन्ति स्म ता
नैकः को मुनिचक्रवर्तिन इह क्षोणीतले वेद न ॥ १० ॥

अपरं च । विलसदमृतद्वेषा येषां वचःप्रचयं पपुः
सपुलकवपुस्तंभा जंभांतकादिसुराः पुरा ।
तदपल पिपने ने वर्त्तेरन्नथापरथा कथं
न विधुरधुना तत्पिण्याकः स नेद्धुवने भवेत् ॥ ११ ॥

अपि च । यत्कीर्तिगौर्येण मिथोपलक्ष्यौ गौरीगिरीशौ दिवि गौरकांती ।
किरप्रपंचैर्मिलितौ वियोगभीत्यार्धनारीश्वरतां प्रपन्नौ ॥ १२ ॥

नटः तत्पदपंकजमधुव्रतेन कविकर्मकरणनिस्तंद्रेण श्रीमदाचार्य-
बालचंद्रेण विहितः सर्वजनहितः समस्तजगतामपि कृतपुण्य-
संबंधः करुणावज्रायुध इति प्रबंधः ।

सूत्र० (सप्रमोदम्) क्षोणीभर्तुश्चरितमतुलं तस्य वज्रायुधस्य
श्रीमानस्मिन् वपुरिगणभृद्बालचंद्रः कवींद्रः ।
सांद्रप्रीतिर्गुणगणवती संसदेषाप्यशेषा
दक्षाः साक्षादपि वयमिमे स्पष्टनाट्यक्रियासु ॥१३॥

अंत । भद्रश्रीहरिभद्रसूरिसुगुरोः षट्तर्कविद्याविदः
शिष्यः श्रीसुतदेवतासुत इति ख्यातः प्रबंधं व्यधात् ।
श्रीवज्रायुधचक्रवर्तिचरितव्याहारबंधांकितं
विद्वत्कर्णरसायनममुं श्रीबालचंद्रः कविः ॥ १ ॥
येऽमुं वीक्ष्य मुदं वहंति सुहृदस्ते संतु दीर्घायुषः
ये तु द्वेषमसज्जनास्तदथवाल्प्यात्ममप्येनम् ।
अस्तु स्वस्ति जगत्त्रयेपि जनता प्रीतिं मिथः प्राप्नुयाद्
आचंद्रार्कममूर्जयंतु च परा वाचः कवीनामपि ॥ २ ॥

**પ્રબુદ્ધરૌહિણેય નાટક**—આ ષડંકી નાટક દેવસૂરિના સંતાનીય જયપ્રભસૂરિના શિષ્ય રામભદ્રની કૃતિ છે. શ્રી ચાહમાન રાજાના ભૂષણરૂપ પાર્શ્વચંદ્રકુલના યશોવીર અને અજયપાળે બંધાવેલા આદીશ્વરના ચૈત્યના યાત્રોત્સવપ્રસંગે આ નાટક ભજવવામાં આવ્યું હતું. મહાવીર તથા બુદ્ધના સમકાલીન શ્રેણિકના રાજ્યમાં બનેલા બનાવ ઉપર આ નાટક રચાયેલું છે. રૌહિણેયચોર રાજગૃહમાં એવી રીતે ચોરી કરે છે કે તે પકડાતો નથી. શ્રેણિકનો પુત્ર અભયકુમાર પોતાની બુદ્ધિના બળથી તેને પકડે છે પરંતુ તેણે કરેલી ચોરીઓ કબુલ કરાવવાને માટે તેને એક યુક્તિ કરવી પડે છે. એક ઓરડાને ઇંદ્રભુવન જેવો શણગારે છે તથા અપ્સરાઓને બદલે વેશ્યાઓને મૂકે છે, ચોરને અહીંઆં ઉંઘમાં મુકી દે છે. રૌહિણેય જાગતાં, વેશ્યાઓ તેણે પૂર્વજન્મમાં કેવાં કામો કર્યા હતાં જેથી આ સ્વર્ગ મળ્યું છે તેનું પૂછે છે. રૌહિણેયના બાપે તેને કોઈ પણ રીતે મહાવીરનું વચન સાંભળવું નહી તેવું કીધેલું હતું. પરંતુ એક દિવસ પગમાં કાંટો વાગતાં તે કાઢતાં મહાવીરની દેશના શ્રવણે પડી હતી. તેમાં દેવતાઓની આંખો મીંચાતી નથી તથા પગ ભોંય પડતા નથી એવું વાક્ય સાંભળ્યું હતું. આ વખતે આ સાંભળેલું કામમાં આવ્યું અને જાણ્યું કે આ કૃત્રિમ સ્વર્ગભવન છે. મહાવીરનું એકજ વચન આટલું ઉપકારક માલમ પડવાથી તેણે પોતાની ચોરીઓ કબુલ કરીને દીક્ષા લઈ લીધી.

(नान्द्यंते सूत्रधार:) सत्पुंसां चरितानि यानि कविभिर्व्यावर्णितान्यद्भुतम्
सौभाग्यस्य पदं भवंति भुवने विस्तारमायान्ति न ।
तद्व्यावर्णनतत्परा अपि चिरं यांति प्रशस्तिं क्षितिः
तान्युच्चैश्चरितानि ते च कवय: प्रीणंतु रंगांगणम् ॥२॥

सूत्रधार:—श्रीचाहमानासमानलक्ष्मीपतिपृथुलवक्ष:स्थलस्थूलकौस्तुभायमाननिरुपमानगुणगणप्रकर्षौ श्रीजैनशासनसमभ्युन्नतिविहितासपत्नप्रयत्नोत्कर्षौ प्रोद्दामदानवैभवोद्भविष्णुकीर्तिकेतकीप्रबलपरिमलोल्लासवासिताशेषदिगंतरालौ किं वेत्सि श्रीमद्यशोवीरश्रीअजयपालौ । यौ मालतीविचकिलोज्वलपुष्पदंतौ श्रीपार्श्वचंद्रकुल पुष्करपुष्पदंतौ ।
राजप्रियौ सततसर्वजनीनवित्तौ कस्तौ न वेत्ति भुवनाद्भुतवृत्तचित्तौ ॥ ४ ॥

... .........तत्कारितश्रीमद् युगादिदेवस्य चैत्यप्रवृत्तयात्रोत्सवे
विविधरसानुविद्धप्रबंधाभिनयनाय सामाजिकै: समादिष्टोस्मि ।

पारिपार्श्वक: सप्रमोदम् । प्रिय न: क: पुनरत्र प्रबंधोभिनेतव्य:

सूत्रधार:—वादीन्द्रसमयसंचयव्ययचण: श्रीदेवसूरि: प्रभु:
तद्गच्छांबुधिपार्वणोमृतरुचि: सैद्धांतिकग्रामणी: ।
श्रीमत्सूरिजयप्रभ: शमनिधिस्त्रैविद्यवृंदारक
स्तच्छिष्योस्ति समस्तनिस्तुषगुणारामःस रामः कवि ॥५॥
सत्यं संत्येव शीतांशुसंगीतवनितादय: ।
धुर्यं किमपि माधुर्यं रामभद्रगिरां पुन: ॥ ६ ॥
ततस्तद्विरचितं सकर्णश्रव्यनव्योक्तिमुक्तांचितविविध
..रसवैदग्ध्यनिधानप्रबुद्धरौहिणेयाभिधानं प्रकरणमभिनेष्याम: ॥

**મોહપરાજય નાટક**—આ પચાંકી નાટક મારવાડના થરાપદ્ર ( થરાદ ) માં કુમારપાળે બંધાવેલા કુમારવિહારના વીર જિનેશ્વરના યાત્રા મહોત્સવના પ્રસંગે ભજવવામાં આવ્યું હતું. કુમારપાળે વિનયથી મોહને કેવી રીતે જીત્યો તે આ નાટકની વસ્તુ છે. આ રૂપકના કર્તા યશ... ...[illegible] ...એના પિતાનું નામ ધનદેવ તથા માતાનું નામ
सपुलकवपुस्तंभा जंमांतका... તેમ સૂત્રધારના વાક્ય ( काव्यकन्दल नदपल पिपने ने वर्तैरान्थाप... ના કુચકલશનો હાર તથા નિર્વ્યાજરાજ
न विधुरधुना तत्शिष्याक: સા ચક્રવર્તીનો સેવક હતો.

अपि च । यत्कीर्तिगौर्येण मिथोपलक्ष्यौ कर्पूरपत्रांकुरथारापद्रपुरपरिस्कारश्रीकुमार विकिरप्रपंचैर्मिलितौ वियोगभीत्संगतमस्तोकसामाजिकलोक कस्यापि निस्तु

परसोपनिषन्निष्यंदिनो रूपकस्याभिनयदर्शनेन परमप्रमोदसंपदं संप्रापयेति ।

सूत्र०—..........( स्मृतिमभिनीय ) आर्ये अस्त्येव श्रीमोढवंशावतंसेन श्रीअजयदेवचक्रवर्तिचरणराजीवराजहंसेन मंत्रिधनदेवतनुजन्मना रुक्मिणीकुक्षिलालितेन सर्वतोमुखनिरुपमसुधीविलासवासभवनेन निर्व्याजराजनितविनीवदनविषममणिदर्पणेन व्यापारिकमलाकलशमुक्ताफलहारयष्टिना सारसारस्वतोदारसारणीसेकसुकुमारस्मेरकाव्यकंदलप्ररोहेण परमार्हतेन यशःपालकविना निर्मितं मोहपराजयं नाम नाटकम् ।

सूत्र० पञ्चासन्न कुमारपालनृपतिर्जज्ञे स चंद्रान्वयी
जैनं धर्ममवाप्य पापशमनं श्री हेमचंद्राद्गुरोः ।
निर्वीराधानमुञ्झता विदधता द्यूतादिनिर्वासनं
येनैकेन भटेन मोहनृपतिर्जिग्ये जगत्कंटकः ॥

सूत्र० थारापद्रपुरं निसर्गचतुरं चैत्येषु सर्वोत्तरम्
किंचैतिज्ञनमंदिरं रसमयं चौलुक्यवृत्तं स्वयम् ।
जंबालः कविराजवर्त्मसु यशःपालः प्रवीणः कविः
मद्गृह्याः कुशलाः कलासु तदहो दिष्ट्या प्रसन्नो विधिः ॥

**धर्माभ्युदय नाटक**—મેઘપ્રભાચાર્ય—આ છાયાનાટ્યપ્રબંધ દશાર્ણભદ્રરાજર્ષિના ચરિત્રને અવલંબીને રચેલો છે.

कथमद्यापि श्रीमद्देवगुरुगुणप्रस्तावकजनकल्पपादपप्रागल्भ्यश्रीसंघसभ्याभ्यर्णमभिनेयप्रबंधपरिज्ञानार्थमुपस्थितः सततमस्मासु सत्यापितसमीचीनवैनयिकलीलः सुशीलः शैलूषो विलंबते ।

નટ કેવું નાટક ભજવવું તે બાબતનો મંથનો પત્ર આપે છે.

સૂત્ર૦ વાંચે છે.

यःसत्त्वतत्त्वप्रणयैकपात्रं संग्रामधर्मोऽभयसत्यसंधः ।
यस्मिन्नसौ नायकतामुपैति सैष प्रबंधोभिनयेन योज्यः ॥
यतः दानैकवीरा भुवि संति केचिद्रणैकवीरा अपरे पुमांसः ।
तपःप्रवीरा इतरेत्र लोके वीरत्वमी त्रिष्वपि यः स नेता ॥

क्षणं विमृश्य सहर्षोल्लापं हुं ज्ञातं मार्ष निश्चितं श्रीदशार्णभद्रचरित्रशुश्रूषातरंगितोयं पारिषद्यलोकः ।

**ગંગદાસ પ્રતાપવિલાસ નાટક—**આ નવાંશી નાટક ચાંપાનેરના રાજા ગંગદાસે સુલતાન મહમદને હરાવ્યો તેને ઉદ્દેશીને રચાયેલું છે; અને તેનો કર્તા ગંગાધર છે. ઈ. સ. ૧૪૪૯ ના અરસામાં આ નાટક રચાયેલું હોવું જોઇએ. તેમાં વર્ણવેલી પાવાગઢ તથા ચંપકપુરની સમૃદ્ધિ તથા તેના રાજાની શૂરવીરતા આપણા હૃદયમાં સચોટ છાપ બેસાડે છે. રાજા તથા પ્રજાની મહાકાલીની ભક્તિ તથા ગંગદાસના કુલરેકનો પણ સરસ ખ્યાલ આપેલો છે. મહમદ સુલતાન તથા તેના આશ્રિત ઇડરના રાજાઓના સંબંધમાં પણ જાણવાનું મળે છે.

પ્રથમ કવિ મહાકાલી, ગંગેશ્વર ( મહાદેવ ) અને રામને નમસ્કાર કરે છે.

પછી નાંદ્યન્તે સૂત્રધાર કહે છે કે ભૂમંડળ ઇન્દ્રપુરીને જીતવાને હમણાં ઇચ્છા કરે છે એવું લાગે છે.

इह हि विबुधाधारः पावः सुरालयभूधरम्
जयति कनकामोदं भूभृद्विवेकसुवर्णभू. । વગેરે
निवसति महाकाली यस्मिन् कुतूहललालसा
निजमनु कलान्यासैरेतन्नृपेण विभाविता ।

કારણ કે અહીંયા પાવાગઢ મેરુની સ્પર્ધા કરે છે અને મહાકાલીનું નિવાસસ્થાન છે. વળી ચંપકપુરની કામિનીઓના ધમ્મિલના ચાંપાના ફુલની સુગંધી લઇને તથા તે પુરના સરોવરોનુ પાણી પીને શીત થયેલા મંદ વાયુઓ પાવાચલ ઉપર ચડવા અને ઉતરવાનો ખેદ હરે છે.

कुर्वन्नल्पकवादमुद्यतमहावादं सबाधं ज्वलत
प्रांतापारपुरं पुरंदर इवानीक सुरद्वेषिणाम् ।
वल्गत्पाणितुरुष्कलोकवनितावक्षोजवाद्यभ्रमं
निस्साणमनिनादिनं समकरोत् कौतुहलेनेव यः ॥
देशान् गूर्जरभूमिपस्य सहसा यो लीलयैवाग्रहीद् વગેરે
यन्निसाणरणाद्रणादपगतः स्वप्राणनिस्तारणं
प्राप्तः स्वांगुलिचर्वणं न चरणं वेगद्रुतेः कारणम् ।
कृत्वा दुस्तृणदुर्द्रुमादिवरणं सत्यज्य सद्वारणं ।
जप्त्वा दुष्करुणं स गूर्जरसुरत्राणः कथं प्राणिति ॥

श्रीमन्महाकालीप्रासादपुरोवर्तिनि समानलेऽस्मिन् सुखासीनं शरत्समयसमुचितदेवीपूजनाय समागतं मकलराजवर्गं गंगाधरकविरचितगंगदासप्रतापविलासनामनाटकाभिनयेन परितोषयाम ॥

ગંગાધરની કવિતા કેવી છે તે કહે છે

तरद्रंगातुंगा कल्लरतरंगातुरवनो-
मणीरंगासंगादमृतरसशृंगारिततनुः ।
मधूत्संगी भृंगालसलसदनंगारितरुणी-
दृगा संभागं गायन्ति रयति गंगाधरकविः ॥

નેપથ્યમાં રાજસચિવ હરિદાસ પુરપાલકોને તથા લોકોને દેવીના મહોત્સવની તૈયારીમાં નગરના અલંકરણ વાસ્તે આજ્ઞા કરે છે.

હરિદાસ—

कथमहह पंचत्रिंशत्कुलराजकन्यकावच्चाहुआणकुलप्रदीपस्य हठहंमीरस्य मम स्वामिनो भोगींद्रस्य मस्तकरत्नमिव कन्यारत्नमभिलषतो महंमदमहासुरत्राणस्यापमानना स्वभुजवल्लेनैव मत्स्वामिना समकारि ।

तन्मन्ये श्रीमहाकालीसेवया सुस्थिरीकृतम् ।
गंगादासमहीपेन राज्यमाचंद्रतारकम् ॥

હરિદાસ દેવતાયાત્રાભિમુખ મહારાજ ગંગદાસની આજ્ઞાથી યજન સામગ્રીને લઇ આવતા પુરોહિતને દેવતાલયમાં મોકલે છે અને પછી નિષ્ક્રાંત થાય છે.

પુરોહિત—

एषा सा जगदंबिका विजयते काली कपालिप्रिया
देवीभिर्नवकोटिभिः परिवृता युक्ताभितो भैरवैः।
एतामत्रगनांगभूतहवनैराराधयामोऽधुना ।
येनासौ यवनाधिपं युधि जयेच्छ्रीगंगादासो नृपः ॥

બીજા અંકમાં રાજા વિદૂષકની સાથે હોમક્રિયા તથા ઉત્સવક્રિયા જોવાને પ્રવેશ કરે છે કર્ણાટ નાટકકાર નાટ્ય પ્રયોગ કરે છે. આ કર્ણાટી નટ વિજયનગરીના રાજા મલ્લિકાર્જુન પાસેથી આવેલો હતો. વિજયપુરીના રાજા પ્રતાપદેવની પછી તેનો પુત્ર મલ્લિકાર્જુન ગાદી ઉપર આવ્યો. તેના ઉપર દક્ષિણ સુરત્રાણ અને ગજપતિએ ચઢાઈ કરી. પરંતુ તેઓ હાર્યા. મલ્લિકાર્જુને લડાઇમાં જીતેલા હયગજ વગેરે કલાવંતોને આપી દીધા અને પોતાના પિતાએ બિરુદતોડર આપીને દિલ્હી જવા વાસ્તે મોકલેલો કલાવંત ક્યાં છે એમ પૂછ્યું. એટલામાં ઉત્તર દિશામાંથી આવેલા વૈતાલિકે કીધું કે અહમદાવાદમાં ગૂર્જર સુરત્રાણની સભામાં સભાકોવિદોને હરાવીને ૭ માસ રહીને પાવાચલાધીશ ચંપકપુરંદર ગંગાદાસ રાજાને મળવાને ગયો. ત્યાં રાજાએ તેની કવિતાથી રંજિત થઇને તેની પાસે પોતાના ચરિત્રનું લોકોત્તર નાટક બનાવરાવ્યું. પણ આનો અભિનય કોણ કરે એવી ચિંતા થઈ. આથી મલ્લિકાર્જુને પોતાના નટને મોકલ્યો.

ત્રીજા અંકમાં પ્રતાપદેવી રાજાની યુવરાજ ક્રીડા નાટકમાં જોવાથી પોતાને અવમાનિત છે અને તેથી પોતાની દાસી જયલતા અને વિક્રમ દેવીની સાથે મહાકાલીને મંદિરે જાય છેવટે પ્રતાપદેવી અને રાજાનું સમાધાન થાય છે.

ચોથોઅંક. રણસંગ સેનાપતિ કેટલાંક યવનનાં મસ્તકો લાવે (दलपतियवनशिरांसि) ા કુમાર નરસિંહ તથા તેના લઘુ બાન્ધવો સાથે સભામાં બેઠેલો છે. રણસંગ પોતે કરેલી ાનું વર્ણન કરે છે. દરેક દિશામાંથી દૂતો વાર્તાઓ લઇને આવે છે.

રાજા પૂછે કે પશ્ચિમ દેશમાં શું અપૂર્વ છે?

દૂત કહેછે—

देव त्वच्छरणार्थिभिर्नृपशतैस्त्वत्पाणिदत्तार्भये
स्त्वद्राज्ये सुखवासिनात्मदयितापुत्रप्रपौत्रादिके: ।
ग्रस्ते गूर्जरमंडले प्रतिपदं ग्रासार्थनालोलुपै
रंतर्दाहयुतो महम्मदसुरत्राणोऽधरं खादति ॥

પછી નાનભૂપ અને વીરમભૂપના પત્રહરો આવે છે અને રાજાને પત્ર આપે છે. રાજા પત્રને પ્રક્ષાલન કરીને ગ્રહણ કરવાનું કહે છે.

म्लेच्छाय कन्या ददतोः स्वस्य जीवनहेतवे ।
नानवीरमयोः कस्य संपर्को नोपजायते ॥

પત્ર સુરત્રાણ મહમદની આજ્ઞા લખેલો હતો સુલતાનના પ્રતિપક્ષિ ગરાસીયા- ાને શરણુ આપવુ નહિ. તમે ન વિગ્રહ કરો છો. મોટા રાજા સાથે વૈર ન કરવુ. ામે પણ આ વિચારીને સુરત્રાણુને પોતાની કન્યા આપીને તથા તેની આગળ અમારી ાીઓ નચાવીને તથા તેનું પાદપરિત્રાણ હાથમાં લઇને જે કંઈ દૈન્યાક્ષરને સહીને માન ાહંકારને છોડીને સેવા કરીએ છીએ. આ કાલ ક્ષત્રિયોનો નથી યવનોનો જ છે. અમારો ાલદુર્ગ (ઇડર ગઢ) એણે લીધો અને બીજા ઘણાંકના લંકા જેવા ગઢો જીત્યા. આના બાપે ઠમહીતલમાં વિખ્યાત મહાદાનશાલી શ્રી મુગુલરાજનું પણ રાજ્ય લીધુ હતું. તમારા જ શના હદહમીરનો રણથંભોર કીલ્લો દીલ્હીના પાદશાહે જીત્યો હતો એવું તેમાં લખેલું હતું.

किं च भवत्पूर्वजस्य चाहुआणकुलावतंसस्य असमसमरसाहसैकमल्लस्य शरणागतवज्रपंज ा हंमीरवीरस्यापि रणथंभोराभिधं दुर्गमपि दुर्गं दिल्लीसुरत्राणेन गृहीत। दक्षिणसुरत्राणेनापि राजमानकरादिभूपानाम्–

અંકપાંચમો. અમદાવાદની સભામાં નાનભૂપ અને વીરમ ગંગાદાસનો ઉત્તર વાંચે છે અને ેચ્છાય कन्या ददतोः એ શ્લોક વાંચીને પોતાનું અપમાન થયું એમ માને છે. સુલતાન

ફ્યડો લઇને કહે છે કે આ તમારૂં અપમાન નહીં પણ મારૂં જ. જો આ મદવાળા ગંગાદાસના દુર્ગ પાવક ( પાવાગઢ ) ને જો મારા પ્રતાપાગ્નિમાં દ્રાવિત ન કરૂં તો અહંમદનો પુત્ર મહંમદ નહીં.

तदहमहंमदसंभवो महंमदो न भवामि यदस्य मदमनसो गंगदासस्य
दुर्गपावकं यावकमिव प्रतापपावके न द्रावयामि ॥
यावद्दुर्मददंतिदंतकुलिशैः पावाचलं छेद्मि नो
यावत्तद्भुजदंडमाहतधनुःखंडं शरैर्भेद्मि नो ।
यावत्तत्तनुजाकरं निजकरेणासादितं वेद्मि नो
तावन्नाहमहंमदादुद्भवं तावन्न वा मह्मदः ॥
रे सिंदूरभयंकराननकरान्कुर्वंतरं कुंजरान्
रे पल्याणविभावितान् परिसमारोहंतु वाजिव्रजान् ।
रे संग्रामपरिस्फुरद्युतिभरान् गृह्णंतु शस्त्रोत्करान्
सोहं पावकपातनाय चलितो नालीकयंत्रोपलैः ॥

સુરત્રાણ યુદ્ધને વાસ્તે લશ્કરને સજ્જ કરીને પાવાગઢ જીતવા પ્ર[illegible] રે છે. નાનભૂપ, વીરમ, ભીમભૂપ, અને ખાન મુનીર એ સુલતાનના ચાર આશ્રિત [illegible] વર્ણન પ્રમાણે સુલતાનનું લશ્કર જીતે છે અને રાજા ગઢમાં ભરાઈ જાય છે.

અંક ૬. સુલતાનનું લશ્કર વિશ્રામ લે તેવામાં પોતાના સેનાપતિ રણધીરની સાથે મસલત કરીને રાજા સુલતાન ઉપર હુમલો કરે છે અને હરાવે છે. રણમાં નાનભૂપ અને ગંગાદાસ સામા મળે છે. પરંતુ નાનભૂપ નાસી જાય છે.

અંક ૭. એક પુરોહિત જે પાવાગઢમાં થોડો વખત રહેલો હતો અને જેને ગંગાદાસની મા ભામાંબા પાસેથી સારી દક્ષિણા મળી હતી તેની પાસથી વીરમ દુર્ગની રચનાની માહીતી મેળવે છે. આનું વર્ણન ૩૦ શ્લોકમાં કરેલું છે. સુલતાન આથી ઉત્તેજિત થઇ ફરીથી હલ્લો કરે છે. પરંતુ પોતાના પટ્ટહસ્તિ ઉપરથી પડે છે. પટ્ટહસ્તિ કિલ્લા ઉપરથી આવતા પથરોના મારથી મૃત્યુ પામે છે અને સુલતાન નાસી જાય છે.

અંક ૮. રણધીર રાજાને જ્યાં પાદશાહ વીરમની સાથે પડેલો છે તે જગ્યા બતાવે છે વીરમ પાદસાહને ધીરજ આપે છે. **शनैः पंथा शनैः पंथा शनैः पर्वतमस्तके** એ નીતિ વિચારવાનું કહે છે. પ્રથમ તેના દેશનો નાશ કરવો. પછી તેની મેળે દુર્ગ આપણા કબજામાં આવશે. સુલતાન કહે છે કે મેં પટ્ટી દેશની રાજધાની ભુરંડી સુલિવાડ ટૈંબુર વગેરે દેશોનો નાશ કરવાને મુલા આદર નિઝામદી વગેરે ૪૦૦૦૦ ઘોડેશ્વારો મોકલ્યાં છે. આ ચાલીસ હજાર યવનોનો સંહાર થાય છે.

टेंबुरे निहताः केचित् केचिन्मग्रा जलांतरे ।
हताश्ववारास्तुगार नीताः पल्लीनिवासिभि ॥

સુલતાન આથી દીલગીર થાય છે. તેવામાં વીરમ પોતે મોકલેલા કેટલાક બંદાએ કીલ્લાનો કેટલોક ભાગ કબજે કર્યો છે તે જણાવે છે.

भूरेश्वरशिखरपश्चान्मार्गेण....मद्भटाः पावकदुर्गमारूढा एव।

પરંતુ ગંગાદાસ એકદમ તે જાણે છે અને તેઓને પાછા હઠાવે છે. તદનંતર સુલતાન હજી પણ તને નમાવીશ એવી ધમકી આપે છે. ગંગાદાસ હસી કાઢે છે અને પોતાની પ્રશંસા કરનાર સુલતાનને કહે છે તે તમારૂં પૌરૂષ તો અહીંઆ પ્રત્યક્ષ જણાઈ આવેલું છે. સુલ-તાન કહે છે કે મારા અપકારિ ગરાસિઆઓને રક્ષણ આપવાથી હમ્મીરના જેવી દશા થશે. માટે તારી કન્યા આપીને તારૂં નિરામય કર.

રાજા—મારી તરવાર તને યુદ્ધમાં દેવકન્યા આપશે.

इतरनृपतिकन्यावन्ममाप्यात्मजां यद्
यवननृप विलासिन् याचसे तद्ददामि ।
भवति तव किमाभिः प्राकृताभिः प्रमोदः
मिति मम कृपाणो देवकन्या ददाति ॥

પાવાગઢના દક્ષિણ ભાગમાં ચઢેલા નાનભૂપના પત્તિઓને પાવકગઢના રક્ષકો પૃથ્વી ઉપર પાડી નાખે છે. સુલતાન ફરીથી હલ્લો કરવાનો નિશ્ચય કરે છે અને તેનું લશ્કર આવી પહોંચે છે તેટલામાં રાજાના કેટલાક આસિઓ (ગરાસીયાઓએ)—એમણે આદુઆણુ રાઉલ, ઉદયસિંહ, ગંગડાકિઓ, પેમણપુત્ત, અલપડો, ઉદયસિંહ પુત્ર અર્જુનદેવ—ગઢમાં રક્ષણ વાસ્તે આવે છે અને સુલતાનની સાથે લઢવાને રાજા પાસે રજા માગે છે.

तवोपकारबद्धानामस्माकमधमार्णता ।
त्वत्कार्ये व्ययितैः प्राणैरस्माभिः सार्पनीयते ॥

પરંતુ રાજા તેઓને વારતે લઢવું એ પોતાની ફરજ સમજે છે. અને જ્યારે તેનો સેનાપતિ તેને કહે છે કે સુલતાન તેના પ્રાણ સમાન મીર સૌદાગર અને નાનભૂપ અને વી રમની સાથે આવે છે ત્યારે તે દરવાજામાં બહાદુરીથી નીકળે છે. સુલતાન આથી જાણે છે કે રાજાની હમ્મીરની માફક ધનધાન્યાદિ સામગ્રી ખૂટી છે. કારણ કે આને હમેશ ઘણો જ ખરચ છે. હમેશ તેના ઘેર ૪૦૦૦૦ માણસો જમે છે. એક પંક્તિમાં દશ હજાર માણસો.

चत्वारिंशतसहस्राणि प्रत्यहं भुंजते गृहे ।

પરંતુ વીરમ જણાવે છે આ ધારણા ખોટી છે. કારણ કે મંત્રિઓએ આટલાંને ધાન્ય ન આંપવું એવું કહેવાથી રાજાએ નિંબ કુઠારિ અને શિવરાજ કુઠારિને બોલાવીને પુછ્યું કે કુઠારમાં કેટલું ધાન્ય છે. કોઠારીઓએ કહ્યું કે સંખ્યાની ખબર નથી પણ જેમ ધાન્ય વપરાય છે તેમ અધિક ભરાય છે.

महाराजस्य धर्मेण नित्यं यद्यद् व्ययीकृतम् ।
वर्धते तत्तदधिकं धनधान्यादिकं वसु ॥

આથી ધનધાન્યાદિકનો રાજાને વિચાર નથી.

સુલતાનને દૂત આવીને કહે છે અમદાવાદ ઉપર મોટું લશ્કર ચઢી આવે છે આથી સુલતાન રાતોરાત કૂચ કરી જાય છે. ક્ષત્રિયના ધર્મની વિરુદ્ધ હોવાથી ગંગદાસ પાછળ પડતો નથી.

અંક ૯—ગંગદાસની કીર્તિ અને મહમદશાહની અપકીર્તિ બંને ભેગાં થાય છે અને બીજા દેશોમાં પ્રસરવાનું કબુલ કરે છે. છેવટે રાજા તથા રાણી દેવીની પૂજા અર્થે જાય છે. આ ઐતિહાસિક નાટકની એક જ અપૂર્ણ પ્રતિ ઇન્ડિઆ ઓફીસ લાઇબ્રેરીમાં છે.

**ધર્મ વિજય નાટક**—આ નાટક પંચાંકી છે અને તેમાં સ્માર્ત આચારોથી યુક્ત જીવનના પારલૌકિક ફાયદાઓ બતાવેલા છે. ભૂદેવ શુક્લે દિલ્લીપતિ વેતનદાનામાત્ય કેશવદાસને વાસ્તે રચેલું છે.

अलमतिविस्तरेण अद्य तावदाहूय समादिष्टोऽस्मि श्रीमद्दिल्लीदयितवेतनामात्येन महितचरितश्रीमता केशवदासेन । यदयं धर्मशास्त्रानुसारिप्रयोगाभिनयेनात्मानं विनोदयितु मिच्छामस्तद्भूदेवशुक्लग्रथितेन नवेन धर्मविजयनाम्ना नाटकेन संभावनीयेयं स्मार्तसभेति ॥

આ કેશવદાસને આગળ પ્રસિદ્ધ પ્રભાવ, રાજર્ષિ, મહાવદાન્ય અને ધર્મકર્મદાયક કહેલા છે. આના ઉપર ભટ્ટ ભવાનીશંકર નામના કર્તાના શિષ્યની અર્થદીપિકા નામની ટીકા છે. આની જૂનામાં જૂની પ્રત સં. ૧૮૩૨ ની મળી આવે છે.

**મિથ્યા જ્ઞાનખંડન નાટક** કવિ રવિદાસે દ્વારવતીપતિ ( દ્વારિકાના પતિ ) ના પ્રિયને માટે રચેલું છે અને તેમાં સરસ્વતી, વેદો, વિષ્ણુભક્તિ, ન્યાય, મીમાંસા, વેદાંત, પ્રશસ્ત પૌરાણિક, વિદ્યાવંતસ વગેરેને પાત્રો કલ્પીને વૈદિક ધર્મની સત્યતા પ્રતિપાદન કરેલી છે. ધાર્મિક દંભો તથા પાખંડીઓએ વૈદિક ધર્મની કેવી અવસ્થા કરી મૂકી હતી તે આમાંથી જણાય છે. કવિ પ્રથમ નાન્દીમાં શ્રીદેવી, પાર્વતી, સૂર્ય, વાગ્દેવી, રામ, શિવ અને ગણેશનું આવાહન કરે છે તે પછી સૂત્રધાર કહે છે.

भो भोः सभासदाः सावधानाः शृणुध्वम् । इह खलु भरतखंडमंडनीभूते गुर्जरप्रदेशे द्वारवतीपतेः प्रियाय कविरविदासकृतस्य मिथ्याज्ञानखंडनाभिधस्य नाटकस्याभिनयार्थं प्रवृत्तोऽस्मि ।

નેપથ્યમાં વેદધ્વનિ તથા સરસ્વતીની વીણાનો રણકાર સંભળાય છે. સૂત્રધાર સરસ્વતી તથા વેદોનુ વર્ણન કરે છે

( સરસ્વતી ) साक्षात्कर्पूरगौरा कनकमयमहाकुंडलोल्लासिगल्ला श्रीमद्वीणाप्रवीणा शशधरविशदे राजहंसे निषण्णा ।

बिंबोष्ठी पद्मपत्रायतनयनयुगोत्तुंगवक्षोजयुग्मा हीराकारद्विजालीवलिललित नूद्दाममध्या सुनाभिः ॥

( વેદો ) कषायवरवाससः शशिकरस्फुरत्तंतुभिः प्रकाशितहृदंतरास्तिलककांतिगौराननाः ।
गृहीतकनकोत्तमस्फुरितवारिपात्रीरुचा मिलन्नखरुचो वचोमृतरसेन सत्सौख्यदाः ॥२॥

પછી સર્વશાસ્ત્રપુરાણવેદાંત પરિવૃત વેદો તથા સરસ્વતી પ્રવેશ કરે છે. વેદો સરસ્વતીને વિજ્ઞાપના કરે છે કે તેઓ પાપહેતુ કલિથી પરાભૂત થઇને વિરલ પ્રચાર થયેલા છે.

विप्रा' क्षिप्राज्यलङ्घनधमतरमहाकारुगेहे वसन्ति व्यासाः कासारवापीगृहकृतसदना सांम्यमेवाम्यसंति ।
गोपीमृत्पुंड्रभाला विर[illegible] मृत्तिका काष्ठमालाः सताला गायंति ध्यानमार्गस्थितयुवतिमुखाः शुद्धवेषावशेषाः ॥

क्षोणीसुराः पुरुषसूक्तकृतश्रमाश्च केचित्तुरुद्रजपपाठनगर्ववंतः ।
ये प्रेतसूक्तचतुराश्चतुराननोपि तेषां पुरः किमपि नार्हति गर्वितानाम् ॥

અને વળી જે કંઈ અશુદ્ધ પણ તેઓ ભણે છે તે કેવલ ઉદરાર્થે, નહીં કે પરમાર્થ બુદ્ધિથી.

मकारादशनाः केचित्तुद्घाटितशिरोरुहाः
शूद्रालये पठंत्युच्चैर्वाहुक्षेपपरा द्विजाः ॥
दीक्षाशिक्षान्विताः शूद्रा मुद्रामुद्रितवर्ष्मण' ।
ब्रह्माणमवजानंति किमतः परमुच्यते ॥

આમ બ્રાહ્મણો પૈસાની લાલચથી શૂદ્રોને ઉત્તેજિત કરે છે.

સરસ્વતી તેમને વિષ્ણુભક્તિની માહાત્મ્ય લેવાનું કહે છે કારણ કે ઘેર ઘેર તેજ દેખાય છે માટે તેની સંગતિથી તમારી શોભા વધશે. વિદ્યુતની સાથે અભ્રનો સમાગમ તથા અલિમાલાની સાથે કમલોનો સમાગમ તેમ વિષ્ણુભક્તિની સાથે તમારો સમાગમ સંસારના તાપનું હરણ કરશે. જલધરપટલ શ્યામમૂર્તિની ભક્તિ જેવી મુક્તિની આપનારી છે તેવી કાશી, કાંચી, અયોધ્યા, નૈમિષારણ્ય, પુષ્કર તીર્થ, ગંગા યમુના, સરયુ, નર્મદા એમાંની એક નથી. જનાર્દનની ભક્તિ વિના સર્વ નકામુ છે અને તેની ભક્તિથીજ મોક્ષ છે. નેપથ્યમાં વિષ્ણુ-

ભક્તિના સેવકથી તેણીની સ્તુતિ કરાતી સંભળાય છે.

इयं देवी भक्तिर्भवभयहरा भाति सुतरां मुरारेः शीतांशुस्फटिकविशदा पुंड्रसुभगा ।
स्फुरत्पाणिप्रांतप्रविनतधृताक्षावलिलिता सतां मान्या धन्या मुनिकलितपादांबुजयुगा ॥

વિષ્ણુભક્તિ પ્રવેશ કરે છે અને તે પણ વેદોની પેઠે ફરિયાદજ કરે છે

પૃથિવી ઉપર વેદોનો ઉચ્છેદ થયો છે. ભૂમિ દેવો શદ્રોની સેવા કરે છે, કોઈ વખતસર સંધ્યા કરતું નથી અને દાંભિક લોકો ભાવશુદ્ધિથી કૃષ્ણની પૂજા કરતા નથી

केचिद्वदंति वयमेवमुरारिदासाः मुंडाः कमंडलुधराश्च तथैव रंडाः ।
जीवंत एव वयमत्रगतास्तु मुक्ति भ्रांतिं गताः सपदि नः कति नो ब्रुवंति ॥

આવી રીતે મિથ્યા દંભ ચાલી રહ્યો છે; જ્યારે કલિયુગમાં હરિભજનથી પરાઙ્મુખો દૈવથી વંચિતજ છે.

વિષ્ણુભક્તિ સરસ્વતીને જુએ છે અને નમસ્કાર કરે છે. સરસ્વતી વેદોની સાથે વાસ કરવાનું કહે છે. પરંતુ વિષ્ણુભક્તિ તો પોતેજ ફરિયાદ કરે છે, સરસ્વતી વિસ્મિત થાય છે અને કહે છે કે તમારો તો સર્વત્ર પ્રચાર છે

सर्वत्रापि कलौ कथा मधुभिदः सर्वत्र गानं प्रभोः सर्वत्रापि हि गोपिचंदनमिलद्भाला नरा भूतले।
सर्वत्रापि हि मौलिमुंडनपरा रंडाः प्रचंडा यतस्तन्मन्येत्रयुगे तवैव सुभगे सर्वत्र वासः स्फुटम् ॥

વિષ્ણુભક્તિ—સરસ્વતિ તમે જેને વૈષ્ણવો માનો છો તે સર્વ વૈષ્ણવો નથી, પરંતુ પાખંડ પંથ ગામિયો છે.

केचित्प्रसादकवलीकरणाय दक्षा गोष्ठीषु केचन सरोजदृशां स्मिताशाः ।
केचिद्धनाय सततं हरिभक्तिसक्ता द्वित्राः परं कलियुगे परमार्थभक्ताः ॥

ખરો વૈષ્ણવ તો વેદાન્તનો પરિપાલક સત્યશૌચકારુણ્યભાવયુક્ત સ્વદારાસંતુષ્ટ મીઠી વાણી વાળો, વિનીત, માતાપિતા બ્રાહ્મણ અને ગોભક્તિ વાળો હોય તે કહેવાય છે. આથી કોઈ ખરો વૈષ્ણવ નથી, અને તેમાં પણ હેતુ વાદિઓથી હું પરાસ્ત થએલી છું.

સરસ્વતી—ત્યારે ન્યાયનું વેદોએ અવલંબન કરવું જોઇએ.

ન્યાયો—ભગવતિ સરસ્વતિ! અમે તો અનીશ્વરવાદિ અને કર્મવાદિઓથી વિરલ પ્રચાર છીએ.

સરસ્વતી—મીમાંસાનું સહાય કરો.

મીમાંસા—બહુ જ્ઞાનિઓના પ્રસંગથી અમારી કોઈ પણ વાત જાણતું નથી

यत्र प्रचंडा रंडा स्यु यत्र यत्र च कारवः ।
तत्र तत्र ब्रह्मगोष्ठी कलौ कलुषजातिषु ॥
तद्यथा—स एव कर्ता भोक्ता च न द्वितीयोऽस्ति कश्चन ।
स एव साधन सर्वं किं कर्म कुरुते च क ॥
मूढा क्षिश्यति ससारे मिथ्याहकारबधना ।
ब्रह्मज्ञानामृताम्भोधौ न रमतेऽकुतोभया ॥

સરસ્વતી—આ કલિયુગ ઉત્તમ કે જેમા કારૂઓ પણ જ્ઞાનિઓ થયા છે માટે વેદાતનું માહાત્મ્ય તમે કરો

વેદાતો—ભગવતિ! અમારા જેવા દુખી તો કોઇ નથી

સરસ્વતી—અહો ઘેર ઘેર જ્ઞાનિઓ થયા છે અને તેનાથી તમે અમત છે, તો દુખ શાનીશ

વેદાતો—ભગવતિ! તેઓ જ્ઞાનનિષ્ઠ નથી પરતુ તે મિથ્યાજ્ઞાની પાપાચારી પાખડીઓ અમારી વિડબના કરે છે

किं तीर्थं किं व्रत वा किमभिवद सखे दानपात्रातिथिर्वा पूजा का श्राद्धमार्गा मखविधिरपि क कोऽस्ति विप्र. श्वपाकः ।
कस्तातः का न माता विलसति विधिना निर्मितेयं ह्यविद्या सर्वे मिथ्यैव धर्मा कतिपयकविभि र्निर्मिता कर्मविद्भि ॥

તીર્થ શુ, વ્રત શુ પૂજા શી, શ્રાદ્ધ શુ, યજ્ઞ શો, બ્રાહ્મણ કોણ અને ચાડાલ કોણ માતા કોણ અને બાપ કોણ? બધા ધર્મો મિથ્યા છે તે તો કોઇ કર્મવેદિ કવિઓએ બનાવેલા છે આવી રીતે પ્રવાદ કરનારા પાખડ માર્ગગામિ સર્વ ભક્ષિ અને સર્વ ગામિઓથી આ જગત્ જે પ્રાયે મૂર્ખોથી ભરેલુ છે તે છેતરાય છે

अस्पृश्य नैव जानीमो वय न स्पृश्यमेव वा
स्वपर वा न चास्माक सर्वत्र ब्रह्म पश्यताम् ॥

આમ બોલીને ધૂર્તો રજને પણ ઘરમા લાવે છે

रजोपि राज्ञोपिगृहे समानयति धूर्ता

સરસ્વતી—હા ધિક્! આવા શઠોએ દેવોનુ સર્વસ્વ લૂટાવી દીધુ, વેદાતો! તેઓને મને બતાવો

તેઓના પ્રતિવાદિ તરીકે પ્રશસ્ત પૌરાણિક ને તેઓની સાથે સભાષણ કરવાને મુકે

કે એવામાં નેપથ્યમાં હું શું કહું, સર્વત્ર અવિદ્યાથી પરિવેષ્ટિત જગત્ અહંકારમય પાશોથી બંધાયેલું દેખું છું.

પ્રશસ્ત પૌરાણિક (નેપથ્યાભિમુખ જોઇને) અયે! સપરિવાર સશિષ્ય વિટાવતંસ આવ્યો.

योसौ। हारिद्रचंदनचयार्चितभालदेशः स्वप्नेपि नाधिगतशास्त्रपुराणलेशः।
स्वच्छांबरेण परिवेष्टितगौरदेहो रंडाशतेषु चपलेक्षणदार्शितेहः॥

વિટાવતંસ પ્રવેશ કરે અને પોતાની શિષ્યાઓ જ્ઞાનયુક્ત અને મહાભાગ જીવન્મુક્ત સ્ત્રીઓને પાસે બોલાવે છે.

विटोपदेशा विटवल्लभा च विटांगना चैव विलासिनी च।
स्वच्छोर्ध्वपुण्ड्रांकितभालदेशा आयांति बालाः परिलूनकेशाः॥

વિટોપદેશા વિટવલ્લભા વિટાંગના વિલાસિની વગેરે કપાળમાં મોટાં ટીલાવાળી તથા મુંડેલા શીર્ષવાળી સ્ત્રીઓ પ્રવેશ કરે છે.

વિટોપદેશા—સખીઓ સાંભળો. નિરંજન અવિનાશીને મૂકીને આપણા સંપ્રદાયવાળાઓએ અન્યને ભજવો નહી. અરે! મારૂં અંગ સ્ફુરે છે આપણા ગુરુ અધીતશુદા કુંભકારીનો સમાગમ થશે.

નેપથ્યમાં—

मक्षिकाशतसमाकुलवस्त्रा मर्दनोदरगतस्तनमस्त्रा।
यष्टिपाणिविकरालकुनेत्रा किं कलौ स्वयमधीतशुदेयम्॥

આવી મલિન અધીતશુદા કુંભારણ પ્રવેશ કરે છે.

અધીતશુદા—અરે મૂર્ખ! લોકો કંઇ પણ જાણતા નથી; અવિનાશીને મૂકીને પાષાણની બનાવેલી વિનાશી પ્રતિમાને આરાધે છે.

અહીંઆ વિટોપદેશા અને અધીતશુદાનો સંવાદ ચાલે છે. અંતે અધીતશુદા વિટોપદેશાને બહુ સાધુઓને વિટ બનાવવાને વાસ્તે એકલીએ ઘણું કામ કર્યું તે માટે ધન્યવાદ આપે છે પરંતુ વિટોપદેશા આ તેણીના યુવાન્ મિત્ર વ્યાસ વિટાવતંસની મદદથી કર્યું એમ કહે છે.

गौरकांतिरथ चंचलेक्षणः स्वच्छभव्यव्यसनो मनोहरः।
श्रोत्रलग्नतुलसीविराजितो मूर्तिमानिव विटांगनोत्सवः॥

અધીતશુદા—સાધુ વત્સે! આવો જ ઉપદેશ શિષ્યોનો જોઇએ અને ખાસ કરી તરુણીઓનો.

વિટાવતંસ પ્રવેશ કરે છે અને અધીતશુદા સાષ્ટાંગ પ્રણિપાત કરે છે.

વિદ્યાવતમ—કર્મ રહિત થા એવો આશીર્વાદ આપે છે.

અધીતગુદા—વિપ્રેંદ્ર સારી આશીષ આપી.

વિદ્યાવંતસ—અહીંઆ બીજું શું કહેવાય.

અધીતગુદા—વિરોપદેશ વ્યાસની કેટલી તરુણ સ્ત્રી શિષ્યાઓ છે?

વિરોપદેશા—મુખ્ય સુંદરીઓ વાંચ. બીજી તો લાખોએ.

અધીતગુદા—( સર્વ તરુણીઓને તથા તરુણ વ્યાસને જોઇને હર્ષથી, આનંદની વાત. વ્યાસ પણ સુંદર અને યુવતિ શિષ્યાઓ પણ સુંદર. સારો સંયોગ. નિરંજનની કૃપાથી જ ઉભયનું સાદૃશ્ય થાય છે. સુંદર યુવતિ શિષ્યાને જોઇને ગુરુને ઉપદેશકાલે આનંદ થાય છે અને ગુરુને પણ સુંદર જોઇને સુંદર શિષ્યાને ઉપદેશ વખતે મોટો આનંદ થાય છે. આથી જ કહેવાય છે કે બન્નેમાં સાદૃશ્ય દુર્લભ છે

પ્રશાન્તપારાશિક—( સ્વગત ) અહો ! સ્ત્રીઓનો પ્રપંચ ગહન છે.

તથાહિ—

पतिमपि कपिपासिप्राणिवत्संत्यजंति तृणलवमपि मुक्ता यांति तातं जनित्रीम् ।
अथ पथि परिभ्रष्टा ज्ञान वर्त्मोभवंति ह्यहह्किमिह कामासक्तरामा न कुर्युः ॥

ઠીક ! જોઇ ખરો!

વિરોપદેશા ( અધીતગુદાને ) માતઃ! એક બ્રાહ્મણીને મેં નિરંજન માર્ગમાં શ્રદ્ધાવાળી કરેલી છે, તેણીને તમે જ ઉપદેશ કરો.

વિરોપદેશા તેણીને લાવે છે. અને અધીતગુદાને વંદન કરવાનું કહે છે.

બ્રાહ્મણી—વિષાદપૂર્વક હું બ્રાહ્મણી કુંભારણને શી રીતે નમું.

અધીતગુદા—(ગાઢ હાસ્ય કરીને) અહો મદના! અવિદ્યાનું બળ જુઓ. (બ્રાહ્મણીને) આંધળી તને કોણે છેતરી. આત્મા બ્રાહ્મણ અથવા કુંભાર નથી, આ સર્વ ચૈતન્યવિલસિત છે. જ્ઞાનિઓને તો સમદૃષ્ટિ તથા સર્વત્ર ઐક્ય છે. બ્રાહ્મણચંડાળપર્યંત ભેદ નથી.

બ્રાહ્મણી (સભય) તો પણ હું કુંભારણને પગે ના પડું.

અધીતગુદા—અરે મૂર્ખ મારા ગુરુ ચાંડાલાચાર્ય છે? તેના ચરણનું હું હમેશ સંવાહન કરું છું.

બ્રાહ્મણી મૌન ગ્રહે છે. અધીતગુદા તેણીને ઉપદેશ કરવા વ્યાસને આપવાનું વિદ્યાવતમાને કહે છે. વિદ્યાવતમા બ્રાહ્મણીને વ્યાસને પગે લગાડે છે.

વિટાવતંસ—(બ્રાહ્મણીને) ભ્રાંતિ કાઢી નાખ.

બ્રાહ્મણી—ભ્રાંતિ એટલે શું ?

વિટાવતંસ—આ આપણો પુરુષ અને એ તો પારકો. આને શી રીતે અડું એ ભ્રાંતિ.

બ્રાહ્મણી—સાક્ષાત્ સ્વ અને પરનો ભેદ દેખાય છે; ભ્રાંતિ કેમ થાય?

વિટાવતંસ—અયે જડબુદ્ધે! સર્વત્ર એક આત્મારામ રમે છે, દેહ અસત્ય છે, બુદ્બુદ તુલ્ય છે. જે સત્ય છે તે તો એક જ છે. શાથી દુર્ભાગીઓએ ભેદદૃષ્ટિનો આશ્રય લે છે?

વળી આ જ્ઞાનમાર્ગ સુગમ છે અને મુક્તિપ્રદ છે. આ માર્ગમાં રહેલી વિધવાઓ પણ અહર્નિશ પરમાનંદમગ્ન થઇને વૈધવ્ય દુઃખ જાણતી નથી.

તથાહિ

> गेहे गेहे यांति गोष्ठीमिषेण हास्यं लास्यक्रीडनं स्यात्सुखेन ।
> खाद्यं पानं यत्रतत्र स्थितानां स्नाने दाने नास्ति शौचे श्रमोऽपि ॥

આવો સુગમ મુક્તિ આપનારો માર્ગ નિરંજનની કૃપાથી મળે છે.

પ્રશસ્ત પૌરાણિક આ સાંભળીને સાશ્ચર્ય-કોપ સહિત કહે છે. અરે બ્રાહ્મણાપસદ શું અધર્મ બોલે છે !

વિટાવતસ—અમે ધર્માધર્માતીત અને જીવન્મુક્ત ધર્મ અને અધર્મ જાણનારા છીએ
પ્રશસ્ત પૌરાણિક—અરે લંપટ કેવી રીતે શુકસનકાદિથી દુર્લભ જીવન્મુક્ત દશાને પામ્યો છું?
વિટાવતંસ—અરે પટિતમૂર્ખ! નિરંજન પ્રસન્ન થતાં શું નથી આપતો? રંકને રાજા અને રાજાને રંક કરે છે. તેને સર્વ સામર્થ્ય છે.

પ્રશસ્ત પૌરાણિક—તેં કીયા તીર્થો સેવ્યાં, શો વિદ્યાભ્યાસ કર્યો, શું તપ કર્યું, કેટલા યજ્ઞો કર્યા અથવા પાત્ર દાન કર્યું જેથી નિરંજન પ્રસન્ન થાય.

વિટાવતંસ—અરે કર્મજડ? મનમાં જ તીર્થો છે, મનમાં જ સઘળું છે.

યજ્ઞદાનાદિકથી તમારા જેવા ઉચ્ચાવચ યોનિમાં જન્મ પામશે; નહી કે અમારા જેવા જ્ઞાનનિષ્ઠો.

પ્રશસ્ત પૌરાણિક—અરે લંપટ ? ભોજન પણ મનથી કેમ નથી કરતો ?

વિટાવતંસ—અરે કર્મજડ ? આ દેહધર્મ છે તેના વિના શરીર શી રીતે ચાલે ?

પ્રશસ્ત પૌરાણિક—જ્યાં સુધી ભોજનાકાંક્ષા તથા વસ્ત્રાકાંક્ષા છે, સ્ત્રી અને પુરુષ, સ્વગૃહ અને પર ગૃહ, નગર અને વનનો ભેદ છે ત્યાં સુધી કર્મ માર્ગમાં પ્રવર્તવું. જ્યારે દેહની

વિસ્મૃતિ થાય, જ્યારે સ્ત્રી અને પુરુષ, નગર અને વનનો ભેદ જાય ત્યારે પોતાની મેળે જ કર્મ માર્ગ જાય છે અને નિષ્કર્મત્વ પ્રાપ્ત થાય છે.

मुंचाम्यहं कर्ममार्गमिति यावद्विमन्यते ।
तावत्स नाधिकारी स्यान्नरो निष्कर्मवर्त्मनि ।
नो नेच्छाद्दानि मुनयः कथं कुर्वंति सर्वशः ।
ब्रह्मनिष्ठा महात्मानो वसिष्ठव्याससन्निभाः ॥

વિટાવતસ—તે સઘળા માયાથી ભ્રમિત હતા. રે કર્મ જડ ! કરોડો પિતૃઓ અને માતાઓ થયા. કોને પછીએ ?

પ્રશસ્ત પૌરાણિક—રે નાસ્તિક ! વાદ મૂકી દે. વેદ શાસ્ત્ર પ્રમાણ છે. તેનુંજ પરિપાલન કરવું એ સિવાય બીજું વિચારવું નહિ. શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણથી સર્વ જગત્ રહેલું છે માટે આગ્રહ મૂકી દે.

પ્રશસ્ત પૌરાણિકના આવા સાધુ વાદથી સ્મૃતિશાસ્ત્રપુરાણસમેત વેદો તથા સરસ્વતી પ્રસન્ન થઇને પ્રકટ થાય છે. પ્રશસ્ત પૌરાણિકના ઉપર દેવકરચ્યુત પુષ્પવૃષ્ટિ થાય છે. વેદોને તથા સરસ્વતીને જોઇને સર્વ વિટાવતંસાદિ પાખંડપથગામિ ધૂર્તો સૂર્યના દર્શનથી અંધકારની માફક નાશી જાય છે અને વાગ્દેવી તથા વેદો જયધ્વનિથી સેવાતા સકલ મુનિગણથી સ્તવાય છે.

नमोस्तु ते देवि महेशि शारदे नमोस्तु वेदाः सकलेश्वराश्च ।
सच्छास्त्रसंवाश्च पुराणसंहिता नमोस्तु वो धर्मपथप्रवर्तकाः ॥
वेदाः कुर्वंतु कल्याणंश्रीरस्तु सर्वदेहिनः ।
शारदा सारदा नः स्यात् कारुण्यांबुनरागिणी ॥

**ભાગ્ય મહોદય**—પ્રશ્નોરા જ્ઞાતિના કવિ જગન્નાથે સંવત્ ૧૮૫૨ માં રચેલુ છે; અને તેમાં જૂદા જૂદા અલંકારોને પાત્રો કલ્પીને ભાવનગર દરબાર વખતસિંહજીનું તથા તેમની સભાનું વર્ણન કરેલું છે.

સી. ડી. દલાલ.

# વિજ્ઞાનનો મહિમા.*

"જે માણસની સમજ શક્તિ ખુલી છે અને જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે સુખી છે; એ મુડી રૂપાથી વધારે કીંમતી છે અને એનાથી ઉત્પન્ન થતો ફાયદો પાટના સોનાથીએ ચ્હડી જાય છે. હીરા માણેકથી પણ એ અમુલ્ય છે અને બીજી જે જે ચીજોને માટે તને મોહ થતો હોય એ બધી આની આગળ તુચ્છ છે. જ્ઞાન અને વિવેકના જમણા હાથમાં કાળ રહે છે અને ડાબા હાથમાં પૈસો અને કીર્તિ રહે છે. એની બધી ટેવો આનન્દદાયક હોય છે અને એના બધા રસ્તા શાન્તિના છે."

( સોલોમનની કહેવતો. )

વિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસથી આપણને જીવનમાં કેવો રસ અને વિવિધતા પ્રાપ્ત થાય છે એની કલ્પના જેમણે એનો અનુભવ કર્યો નથી તે કદી કરી શકતા નથી. સાયન્સનો અભ્યાસ શુષ્ક, અઘરો કે રસ વગરનો માનવો એ મોટી ભૂલ છે. એનો ઘણો ખરો ભાગ સ્હેલો અને રસ પડે એવો છે. સાયન્સના અભ્યાસથી અવલોકન શક્તિ ખીલે છે અને છતી આંખે આંધળા જેવા ફરીએ છીએ તેને બદલે એ શક્તિ ખીલી હોય તો ઘાસ, ફુલો અને પતંગીયાં તથા તીતીઘોડા જેવાં પ્રાણીઓમાં પણ ઇશ્વરની અપાર લીલાનું દર્શન કરી શકીએ.

આપણામાં સાહિત્યનો અભ્યાસ વધ્યો છે, પણ સાયન્સના અભ્યાસ તરફ કૉલેજના અભ્યાસક્રમ શિવાય ખાસ ધ્યાન અપાતું લાગતું નથી. આપણા ગુજરાતીઓ નવલકથાઓ, કાવ્યો, ઇતિહાસ, રાજકીય ગ્રંથો વગેરેનો ઠીક અભ્યાસ કરે છે પણ એમનામાં વિજ્ઞાનશાસ્ત્રનો શુદ્ધ વિજ્ઞાન નીજ દૃષ્ટિએ હજી ખાસ અભ્યાસ થતો હોય એમ જાણવામાં નથી એક તરફથી આપણા દેશનું જુનુ ધર્મ જ્ઞાન, વિજ્ઞાનની આધુનિક શોધો સાથે બેસતુ આવે છે એમ દેખાડવાના પ્રયત્ન થયાં કરે છે તો બીજી તરફથી જીંદગીભરના વિજ્ઞાનના અભ્યાસીઓના સિદ્ધાન્તોની કાંતો હાંસી કરવામાં આવે છે કે કાં તો અમુક માની લીધેલી માન્યતાઓ આગળ એમને હલકા પાડી બતાવવાના પ્રયત્ન ચાલે છે. કોઈ એને 'જડવાદ' કહીને નિંદે છે તો કોઈ એનાં અભ્યાસથી નાસ્તિક થઈ જવાય એવી બ્હીક બતાવે છે. પરન્તુ આ બધી ધમાધમીમાં વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને લગતાં ગુજરાતી ભાષામાં સારાં પુસ્તકો તૈયાર કરાવવાના કોઈ સ્થળે સારા પ્રમાણમાં પ્રયત્ન કરવામાં આવતા નથી. કે શુદ્ધ વિજ્ઞાનનું ખરૂં સ્વરૂપ કેવું છે તે કોઈ જન સમાજ આગળ લાગણીથી બતાવતું નથી. ગુજરાતનાં અગ્રગણ્ય માસિકો આજકાલ જોડણી, ભાષા શુદ્ધિ, પ્રેમાનંદનાં નાટકોની ચર્ચા અને નિર્માલ્ય કાવ્યો વગેરેથી ઘણે ભાગે ભરાય છે અને જાણે મરવાને આળસે જ જીવતાં હોય એવાં અનિયમિત અને આળસુ લાગે છે.

એ કોઇમાં વિજ્ઞાનશાસ્ત્રને લગતા ખાસ વિષયો પદ્ધતિસર લખાતા નથી કે એની ચર્ચા

* અમદાવાદ ગુજરાત સાહિત્ય સભામાં વાંચેલો લેખ.

માટે કંઈ ખાસ ધોરણ પણ ઘડાયું હોય એમ જણાતું નથી. આથી એકલા ગુજરાતી જ ભણેલાને માટે તો વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ સુલભ નથી. પરન્તુ ઇંગ્રેજી ભણેલાઓ પણ એ અભ્યાસમાં રસ ના લે તે ઠીક નથી આપણી માનસિક ઉન્નતિની ખાતર અને શુદ્ધ તર્ક શક્તિ ખીલે તેને અર્થે પણ આ વસ્તુ સ્થિતિમાં તાકીદે ફેરફાર થવાની જરૂર છે. વિજ્ઞાન, પૂર્વકાળની ઘણી કવિત્વ પૂર્ણ પુરાણ કથાઓનો નાશ કરશે. ૨૦૦૦ વર્ષ પુર્વે જલ પ્રલય થયાની વાતો કે પૃથ્વી સાત દિવસમાં બનાવ્યાની બીના કે ઇંદ્રે ગગડાટથી નદીઓના રસ્તા બનાવ્યાની કથા વિજ્ઞાનશાસ્ત્ર ખોટી પાડે છે. પરન્તુ એને બદલે કુદરતમાં બનતા બનાવોનાં ખરાં કારણો જે વિજ્ઞાન રજુ કરે છે તે વધારે આશ્ચર્યકારક હોય છે અને મનુષ્યની બીનકેળવાયલી કલ્પનાશક્તિમાં હોય છે તેના કરતાં વધારે કવિત્વ અને સત્ય એમાં રહેલાં છે. વિજ્ઞાન શાસ્ત્રની અગણીત શાખા પ્રશાખાઓના વિષયો પરીઓની વાતો કરતાં ઓછા રસિક નથી હોતા. કવિ બાયરન કહે છેઃ—

"વિજ્ઞાનના પ્રદેશમાં એવી વસ્તુઓ છે કે જેનું આબેહૂબ સત્ય દર્શન, ઇન્દ્ર લોક કરતાં વધારે પ્રકાશવાળું છે અને ઘાટ તથા રંગમાં વાદળના માયાવી, વિધવિધ રંગો કરતાં વધારે સુન્દર છે. સરસ્વતી દેવી પૂર્ણ ચાતુર્યથી પોતાના જગતમાં જે ચમત્કારિક તારા મંડળ રચે છે તેના કરતાં પણ વિજ્ઞાનની સૃષ્ટિ વધારે મનોહર છે."

વનસ્પતિશાસ્ત્ર ઘણા માણસો શુષ્ક ધારે છે પરન્તુ જો કે એના જ્ઞાન વગર આપણે પુષ્પો અને વૃક્ષોનું સૌંદર્ય જોઇએ ખરા, છતાં તે અજાણ્યા માણસોની માફક જ. કોઈ મ્હોટા માણસને કે સુન્દર સ્ત્રીને લોકોની ભીડમાં જોઇએ અને દૂરથી ભક્તિ ભાવ થાય એવું જ. પણ જંગલમાં કે તરેહ તરેહ વારની ઘાસો ઉગી હોય છે એવાં ખેતરોમાં, વનસ્પતિ શાસ્ત્રનું સ્હેજ પણ જ્ઞાન હોય, એવો કોઈ માણસ જાય તો એ આનન્દ જનક વિધાને પ્રતાપે ત્યાં એને આનન્દી મિત્રોનાં રોજે રોજાં આવકાર આપતાં હોય એવું લાગે છે અને ત્યાંની એકે એક ચીજ એને કંઈ ને કંઈ રસ પડે એવી વાત કરે છે.

"તાજાં ઘાસ ઉગી આ રહેને
ગાય ગર્ભિણી આવી ચરે તે;
એવાં તીર-વનોમાં ફરવા
ગામ લોક જતા મદ ધરિવા"—ભવભૂતિ.

(સરસ્વતીચંદ્ર ભાગ-૪)

રસ્કીન કહે છેઃ—"મેદાનોને આચ્છાદન કરી રહેલી પેલી લીલી ઘાસનો આપણા ઉપર કેટલો ઉપકાર છે તેનો વિચાર કરો! લીસાંછમ, સુવાળાં અને શાન્ત જણાતાં એ અગણિત તણખલાં કેવાં લાગે છે! કાળી ભુંખરી જમીન પર એ મહિમાવાન લીલાશ પ્રસરીને આપણી આંખને કેવી ટંડક આપે છે? એમાં રહેલા માહાત્મનો જરા વિચાર કરો! વસન્ત અને ગ્રીષ્મ અને વર્ષા, બધીએ ઋતુઓ એમાં રહેલી છે! શાન્ત, અને સુગંધીત

લીલા રસ્તાઓમાં ફરવા જવું; મધ્યાન્હ કાળે ઘાસનાં લીલાં ખેતરોમાં જઇને આરામ લેવો, અને ઢોરો તથા ભરવાડોના સુખનો અનુભવ કરવો એ બહુ સારૂં લાગે છે. ખેતરોમાં રહેવાથી કેવી કેવી શક્તિઓ ખીલી શકે અને ત્યાં એકાંતમાં ઇશ્વરનું ધ્યાન કર્યું હોય તો કેવો આનંદ મળે? આ પૃથ્વી પર સૂર્યની કેવી કેવી અસરો થયેલી છે? એ લીલા ઘાસ પર સૂર્યનાં કીરણો ના પડતાં હોત અને બધે જ તપી ગએલી રેતી અથવા માટી જ હોત તો આપણી આંખની શી વલે થાત? ઝાડો અને ઘાસ ના હોત, તો એ ઉગ્ર તેજ આપણી આંખો કેમ ઝીલી શકત? ધીમે ધીમે વહી જતાં ઝરણોની પાસેના ગોચરો, સુન્દર નદી કિનારા, ડુંગરી પ્રદેશની ટેકરીઓ, ભૂરા સમુદ્ર કિનારા પાસેના ઢોળાવો, પ્રાતઃકાળના ઝાકળથી ચળકતાં ગુચ્છાદાર મેદાનો, "ટેકરીઓમાં સાંજનો સમય" તથા ઝાડની ઘટાઓ અને કુંજોમાં થતા પક્ષીઓના સુમધુર કલરવ એ બધુ ઘણું જ સુખદાયક અને આનન્દજનક હોય છે.

"વહી જતાં ઝરણા શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધાં કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે."

(વસન્ત વિજય)

લોર્ડ એબરી કહે છે કે મ્હારો અભ્યાસ વનસ્પતિ અને પ્રાણી વિદ્યાનો તથા શિલ્પ કામનો હોવાથી મ્હને પોતાને એમાં બહુ રસ પડે છે. પણ તમને વિજ્ઞાનની એક શાખા પર પ્રેમ હોય તો બીજી બધી શાખાઓને માટે અતિશય રસ પડ્યા વગર રહે જ નહીં. ખગોળવિદ્યાનાં સત્યો કેવાં ભવ્ય છે? એક વેધશાળાનું ચિત્ર રજુ કરતુ નિચેનું સુંદર ભજન જુઓઃ—

"રાત ગઈ છે. ઊંચા માંચડા પર ચ્હડીને એકાન્તમાં પેલો ખગોળવેત્તા આખુ શ્યામ આકાશ દુર્બિન વડે શોધી વળે છે. એવામાં દૂર તરતા બેટો જેવા તેજસ્વી ગોળા એના જોવામાં આવે છે."

"અનેક ચકચકિત ગોળ વ્યોમમાં દીસે ઘણા,
ગૃહો તણા ગણિતમાં રહી નહીં કંઈ મણા;
અનેક શક્તિ ધારનાર તારનાર નાથને,
નમી નમી નમી હું નિત્ય વંદુ વિશ્વનાથને."

(પ્રાર્થનામાળા ભોળાનાથ સારાભાઈ.)

"માંચડા પર ચ્હડેલો એ ખગોળવેત્તા દૂર ધૂમકેતુ જુવે છે. એના માર્ગનું નીરિક્ષણ કરીને એ હિસાબ ગણી કાઢે છે કે આજથી એક હજાર વર્ષે એ પાછો એ જ જગાએ આવશે. ધૂમકેતુ હજાર વર્ષ પછી જરૂર આવશે. ખગોળવિદ્યાને એક કલાક પણ વ્હેલો

મોડો આવીને એ છેતરી શકશે નહિઃ આ જમાનાના મનુષ્યો તે વખતે ચાલ્યા ગયા હશે; પણ તે વખતની પ્રજા ઊંઘવાનું મૂકીને રાત્રે ઉંચા મિનારા પર બેસીને એને જોશે ને ધ્યાન કરશે. કદાપી તે વખતે પૃથ્વી પર મનુષ્યો જ નહિ હોય તો પણ સૃષ્ટિના સત્ય નિયમોમાં ફેરફાર નહીં થાય. ધૂમકેતુને તો હજાર વર્ષ પછી આવવું જ પડશે. કવિ ન્હાનાલાલના ઇન્દુકુમારમાં ધૂમકેતુ ગાય છે કેઃ—

"બ્રહ્માંડ બ્રહ્મે પાથર્યું સુખ કુંજ સમ ઊંડું
ત્ય્હાં એકલો ઉડું;
જન, જગત, સર્વ સુહાગી જ્યોત્સ્નાઃ વિશ્વ બહુ રૂડું,
પણ એકલો ઉડું
બીડ્યાં પ્રગટતાં પિચ્છ મ્હેં પડઘો પડ્યો 'આહલેક'
સુણ્યું સાધુઓએ 'ભેખ'
હિમમાળ કેરાં શિખર શિખરે શબ્દ એ હું હુંઃ
હું એકલો ઉડું

રમના ઉજળાતા મોજ! અવિ સૌન્દર્યના સિન્ધુ ?
મુજ ખૂટિયાં બિન્દુઃ
વિધુબાલ! મા છળતી મ્હને, પડશે રખે ફૂડું,
હું એકલો ઉડું
ગર્જે મહાનદ ખીણ ભરી, નભ એ ઝીલે ઝમકાર,
ભીષણ ઢળે જલધારઃ
આથી ગુફાઓ જોગીની, ગૂઢ મન્ત્ર ત્હાં છોડું
ને એકલો ઉડું
દીધું વિધિએ તે પીધું, લીધું રૂપ અબધૂત ઘોર,
તોડી જગતના તોરઃ
ભય ભૂલણી જગજીબ છો ભાવે હવે ભૂંડું:
હું એકલો ઉડું.

મૂંઝવે મનુજને એવી આ વન વન વહે એકાન્ત
પશુ બોલ પડીયા શાન્તઃ
અંધોળ કરી આનન્દના વાધા વિરલ ઓઢું,
ને એકલો ઉડું
સુન્દર ભલે સૃષ્ટિ હજો મન મોહિની અભિરામ,
ન્યારાં અમારાં ધામઃ
એકાકી આભે ઉતરી એકાકી ભમી ભૂડું:
હું એકલો ઉડું.

જ્યારે વિજ્ઞાનશાસ્ત્ર અંધકારનાં પડોમાં દબાયેલું હતું ત્યારે કદાપી શુષ્ક હશે પણ હવે તો નથી જ. મેકેના ઉદ્દગાર સત્ય છે કે "વિજ્ઞાનશાસ્ત્ર! હને મ્હારા આશિર્વાદ છે! જ્યારે પૃથ્વી જુની લાગવા માંડી હતી અને શ્રદ્ધા શિથીલ થતી હતી અને તર્કશક્તિ ઠંડી પડવા માંડી હતી તેવામાં ત્હેં શોધ કરી કે પૃથ્વી હજી જુવાન છે! અને નવી છે! ત્હારા આવ્યાથી પૃથ્વીનુ મુંગાપણું તૂટયું છે અને એને નવી જ ભાષા બોલતાં આવડી છે. ભૂગર્ભશાસ્ત્રના પ્રતાપથી અને ખગોળવિદ્યાના બળથી આજનો વિજ્ઞાનનો અભ્યાસી સૃષ્ટિની ઉત્પત્તિથી તે આજ દિન સુધીના–ભૂતકાળના અગણિત યુગો ને યુગો ગણી કાઢે છે અને ભવિષ્યમાં થનાર જમાનાને જમાના જોઈ શકે છે!"

વિશાળ આકાશમાં ફરતા ગૃહો, ઉપગૃહોનું અંતર માપીને એ કહે છે કે ચંદ્ર આપણા આંગણામાં છે. એ ફક્ત અહીંથી બે લાખ ચાળીસ હજાર માઇલ જ દૂર છે. આપણા સૂર્ય મંડળના બીજા ગૃહોનું પૃથ્વીથી છેટું માપતાં એ કહે છે કે મંગળનો ગૃહ અહીંથી ચાળીસ કરોડ માઇલ જ દૂર હોવાથી એ આપણો પાડોશી કહેવાય છે. અને આઘેમાં આઘે નેપ્ચૂન છે તે બે અબજ સીત્તેર કરોડ માઇલ દૂર છે. સૂર્યની શક્તિ, એનું તેજ, બીજા તારાઓનાં છેટાં, તથા સૂર્ય અને બીજા તારાઓ શેના બનેલા છે એ બધી વસ્તુઓનું વર્ણન વાંચતાં દિંગમૂઢ થઈ જવાય છે! રસાયણશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનની મદદથી અને સ્પેક્ટ્રોસ્કોપ અથવા રંગનું પૃથક્કરણ કરનાર, યંત્રથી સિદ્ધ થયું છે કે જે મૂળ તત્વોની પૃથ્વી બની છે. તેજ ૭૯–૮૦ મૂળતત્વોનું આ સમસ્ત બ્રહ્માંડ બનેલું છે! ઘણા ખરા આપણા ભણેલા લોકો એદી ખાઉ થઈ જાય છે. ગામ બ્હાર માઇલો ને માઇલો સુધી શરીર સુધારણા અર્થે પણ દરરોજ ફરવા જવાની ટેવ રાખતા નથી. તો પછી ત્યાં પશુ, પક્ષીઓનાં જીવન, જીવજંતુઓની અજાયબીઓ, વનસ્પતિ રાજ્યની લીલા અને ઋતુ ઋતુના ફેરફારનું અવલોકન ક્યાંથી કરે? સાધન સંપન્ન લોકોપણ મોટરો કે ઘોડાગાડીઓ મૂકી કોઈ દિવસ ઘોડા ઉપર પણ ફરવા જાય તો શરીરને સરસ કસરત મળે અને તે ઉપરાંત એકાન્ત અવલોકનના ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય.

આપણા દેશની ઘાસો, જંગલી ફુલો, જીવડાં પતંગીયાં, પશુપક્ષિઓ અને જળચરો તથા ખનીજ પદાર્થો અને વૃક્ષો બાબત ઘણું જાણવાની જરૂર છે ભીલ, કોળી, ખલાસ, વણઝારા, ધાનકા વગેરે અનાર્ય પ્રજાઓના રીતરિવાજ તથા રહેણી કરણીથી વાકેફ થવાની અને તેમના હર્ષ શોકના પ્રસંગો તથા લોકગીતો જાણવાની પણ જરૂર છે. દેશનો કારીગર વર્ગ, મજુર વર્ગ તથા ખેડૂત વર્ગ–એમની સ્થિતિ તથા ગ્રામ્ય જીવનનાં સુખ દુઃખની પણ માહિતી આવશ્યક છે. જુનાં બાંધકામ, તથા ઐતિહાસિક શિલાલેખો અને પાળીઆ દેશમાં ઘણે ઠેકાણે છુટા છુટા પડેલા છે. કેવળ પુસ્તકિયા જ્ઞાનથી કે માત્ર પુસ્તક પંડીતો થવા ઉપરાંત આવું ઘણું ઘણું પ્રત્યક્ષ જ્ઞાન સંપાદન કર્યા વગર આપણા વિદ્વાનોની નૈસર્ગિક શક્તિઓ ખીલવાની નથી અને જીવનમાં ઉલ્લાસ કે રસ મળવાનાં નથી.

સ્વ. નારાયણ હેમચંદ્રના વનસ્પતિ તત્વજ્ઞાન નામના એક નાના પણ ઉત્તમ પુસ્તકમાં

"પુષ્પ તત્વ" અને "ફૂલનાં લગ્ન" એ બે પ્રકરણોમાં એ મનોરંજક વિષયનું જે રસીક વર્ણન કરવામાં આવ્યુ છે તે કેટલાક ફેરફાર સાથે અત્રે રજુ કરૂ છું:—"વ્યાકરણમાં ફુલની જાતિ વિષે વિચાર કરતાં એને, નપુંસક ગણવામાં આવી છે. પરન્તુ અમે જે શાસ્ત્ર મતથી પુષ્પતત્વની વ્યાખ્યા કરવા બેઠા છીએ તે વનસ્પતિ શાસ્ત્રમાં પુષ્પનાં ૩ જાતનાં લિંગ બતાવે છે. કેટલાક પુલિંગ તથા નરજાતિ કેટલાક નારીજાતિ અને બાકી નરનારી મીશ્ર અર્થાત બેઉ લિંગના છે. રંગીન,પુષ્પ પાંદડીઓની પાસે જે બારીક બારીક કેશરો માથાં ઉંચા કરીને ઉભા છે તેઓ પુષ્પના પુરૂષ વર્ગ છે. પુરૂષ કેશરોની વચમાં વચમાં બારીક બેઠા ઘાટનાં સ્ત્રી કેશરો જોવામાં આવેછે. ગુલાબના ફુલની વચમાં સ્ત્રી તથા પુરૂષ બંન્ને જાતનાં પુષ્કળ કેશરો હોય છે, તેથી ગુલાબને તથા એવી રચનાવાળાં બીજાં ફુલોને નરનારી મીશ્ર ફુલો કહેવામાં આવે છે. બાકીનાં ઘણાં ફુલોમાં પુરૂષ ફુલો અને સ્ત્રી ફુલો જુદાં જુદાં હોય છે પુરૂષ ફુલોમાં સ્ત્રી અંશની ખોટ હોય છે અને સ્ત્રી ફુલો તદન પુંકેશર વિનાના હોય છે. ખજુરી તાડ, પપૈયા વીગેરે ઝાડોમાં કેટલાંક ઝાડો ઉપર પુરૂષ ફુલો અને કેટલાંક ઝાડો ઉપર કેવળ સ્ત્રી ફુલો જ હોય છે. ખેડુત અને માળી લોકો એમનાં નર ઝાડ અને નારી ઝાડ ઓળખી કાઢે છે. કેટલાંક ઝાડમાં જુદી જુદી શાખાઓ ઉપર જુદી જુદી જાતનાં ફુલો ઉગે છે અને કેટલાંકમાં વળી બધી શાખા પર બેઉ લિંગનાં ફુલ જોવામાં આવે છે. × × × × × મ્હે જોયું કે ફુલ રાજ્યમાં જન્મ વહન પુષ્ટિ મરણ જે જે કાંઈ કાર્ય છે તે બધાની મતલબ વિવાહ કરવાની છે.

વિવાહને માટે જ એમના શહેરો અને વિવાહને માટે જ ઘરોની રચના થાય છે. લગ્નને માટે જ લીલા રંગના પાંદડાં રૂપી અન્ન રાંધવાનું રસોડું મંડાયું છે અને લગ્નને જ માટે પ્રચંડ ઝાડ નાના તરૂઓને પીડે છે. વેલો બળવાન ઝાડને આલિંગન કરીને ઉપર ચઢે છે તે પણ લગ્નને જ માટે: ઘણા ખરાં ફુલનાં એક ઘરમાં છોકરા છોકરીઓને ભેગા ઉછરતાં જોઇને મ્હને વ્હેમ પડ્યો કે આમનામાં સગપણનો કાંઈ બાધ નથી કે શું? ભાઇ બેનો તો એક બીજા સાથે પરણતા નથી? પરંતુ બારીક તપાસ કરતાં માલમ પડ્યું કે જે રાજાના રાજ્યશાસનમાં રહીને આપણે સગપણના જ્ઞાનની મર્યાદા સાચવીએ છીએ તેવીજ મર્યાદા ફુલોમાં પણ ઘણે ખરે ઠેકાણે જળવાય છે. બાગમાં ફરતાં ફરતાં હવે હું નીચુ માથુ ઘાલીને ફુલોની વિવાહ પધ્ધતિની તપાસ કરવા લાગ્યો; મ્હેં જોયું કે અહીં પુષ્કળ ફુલો ખીલી રહ્યાં છે અને અસંખ્ય ખરી પડે છે. કેટલાંક ફુલ ખીલવાની અણી પર આવેલાં છે અને કેટલાંક પવનનાં ધીરાં પગલાં સાથે તથા મધુકરના ઝંકાર સાથે નાચે છે. આ બધું ફુલોનું રાજ્ય છે. અહીં બધે ફુલોનાં શહેરો ફુલોનાં ગામો અને ફુલોનાં કુટુંબો વસ્યાં છે. ફુલ ફુલમાં કલહ થાય છે. પ્રેમ થાય છે. વાતચીત ચાલેછે સંકેત રચાય છે. ફુલે ફુલે જીવન સંગ્રામ ચાલે છે. મ્હે જોયું કે જેને હું પરાગ કેશર તરીકે ધારતો હતો તે તો પુરૂષ પુંજ છે.

ગર્ભકેશરો સ્ત્રી છે ફુલની પાંખડી સ્ત્રી પુરૂષના વસ્ત્રાલંકાર છે. શાખા પ્રશાખાઓ શહેરો તથા ગામો, અને ફુલોના ગુચ્છો એ માત્ર એક એક ઘર છે મ્હારી આંખમાં ફુલ

હવે સામાન્ય ફુલ રૂપે નથી. મ્હેં જોયું કે ફુલો એક એક પ્રેમનો અવતાર છે આશક માશુકની મૂર્તિઓ છે. એમના પ્રેમમાં પવિત્રતા છે, સરળતા છે. પ્રેમની ખાતર ફુલોમાં સ્વાર્થ ત્યાગ તથા આત્મ નાશ થાય છે. વળી જોયું કે તેમના પ્રેમ પ્રસંગોમાં કટાક્ષ છે તથા જાદુ છે. યૌવન તરંગની લીલા છે. જેમ મનુષ્ય હૃદયની આશા, આકાંક્ષા, ઉદ્વેગ વગેરે ભાવો જોઇને એ બધાં બીજાં પ્રાણીઓમાં છે એવી કલ્પના થાય છે; જેમ ચિત્રમાં દોરેલાં નર-નારીના હાવભાવ, વસ્ત્રાભૂષણ, અભિનય વગેરે જોઇને એમના મનના છુપા ભાવો સમજાય છે તેમ જ ફુલોમાં પણ લક્ષણો સમજી શકાય છે. તલનાં ઘૂમટાવાળાં ફુલોની લીલા, યૌવનો ન્મુખી માધવીની હસવાની છટા તથા ગર્ભભાર પીડિત જાવા કુસુમ નોમ્લાન તથા શીકો ચ્હેરો જોયાથી તેઓના મનોભાવ સમજવામાં શું કંઈ બાકી રેહે છે? ફુલોનાં લગ્ન કરાવનાર ગોરો કોણ છે એની તપાસ કરવા લાગ્યો. મેં જોયું કે એક તરફ કોઈ કોઇ ફુલ કુમારી પવનમાં શરીર રાખીને નાચે છે. કેમકે સ્વામિ સમાગમની આશા થઈ છે. પવન દેવ કુસુમ કુમારીના વર લઇને આવે છે. એ એમના કેટલાંકના ફુલ ગોર છે. પેલી ફુલ કન્યા પતિને મળવાના આનન્દમાં તો અધીરી નહીં બની હોય? આ કન્યાઓને વસ્ત્રાભૂષણ તરફ મન નથી. કેવળ પવન દેવને માન આપવા માટે મોં ઉંચું કરે છે.

પવન દેવ અસંખ્ય વરોની જાન લઇને નગરમાં આવ્યો છે. જે જે વર કન્યાને ગમે છે, તેની સાથે એનાં લગ્ન કરાવી આપવામાં આવે છે. કોઈ કોઈ જુદી જાતના વરો પણ આ સ્વયંવર મંડપમાં પવન સાથે ઘૂસી આવ્યા છે. એ લુચ્ચાઓ કોઈ કોઈ કન્યાઓનાં શરીર ઉપર જઇને પડે છે પણ કન્યાઓની એમના ઉપર બીલકુલ નજર હોતી નથી. કોઈ પણ કન્યા ઘર માંડવા ધણીને ઘેર જતી નથી. બધા જમાઇઓ ઘર જમાઈ થઇને સાસરે રેહે છે. કેટલાંક ફુલોના કુળગોર પતંગીયાં હોય છે તો કોઇના ગોર વળી ભમરો જ હોય છે. કોઇનાં લગ્ન ગોરાણીઓ મારફતે જ થાય છે. અને એ ગોરાણીઓ તે મધમાખીઓ—ભમરા તથા મધમાખીઓથી તો ફૂલ કન્યાઓ કહે છે કે "તોબા–એમની દક્ષણા તો બા બહુ ભારે" એ ગોર ગોરાણીઓ સારૂં મીઠું મધ હોય નહીં તો અમે તો કુમારાં જ રહીએ. માટે એમનું તરભાણું ભરવા ફુલ કુમારીઓને પોતાના ભંડારમાં મધ એકઠું કરવું પડે છે. વળી કેટલાક પતંગ કેવળ મધથી જ તૃપ્ત થતાં નથી. સુગંધીદાર અત્તરો આપીને એમનાં મન મનાવવાં પડે છે. ફુલોમાં સુવાસ છે તે ભમરા, મધમાખીઓ તથા પતંગીયાંને નોતરવા માટે છે. કદાપી વરો લઇને આવેલા ગોર ભુલથી બીજા ઘરોમાં ન પેસી જાય તે માટે ઘણી ફુલકુમારિકાઓ ચિત્રવિચિત્ર રંગનાં સુન્દર વસ્રો પહેરીને બેસે છે. લોકો કહે છે કે તરેહ તરેહ વારના રંગના ફુલો ચારે બાજુ શોભા તથા સુગંધ પ્રસરાવીને બધાને સુખી કરે છે. પરન્તુ મ્હેં જોયું કે આમાં સ્વાર્થ વિના બીજું કંઈ નથી. લગ્ન વિના જન્મારો વ્યર્થ જાય નહીં તેની જ આ બધી યોજના છે. બીજી કંઈ મતલબ જણાતી નથી."

હડસન અને ગોસ નામના બે ઇંગ્રેજ લેખકોએ યુરોપના એક શાન્ત જલપ્રદેશના વર્ણનમાં લખ્યું છે એવા જલપ્રદેશોની આપણા દેશમાં પણ કંઈ ખોટ નથી. એ લખે છે કે

"ક્વીટ્રન પાસે એક ન્હાના ડુંગરની તળેટીમાં તરેહ તરેહ વારની માછલીઓવાળુ એક સુન્દર સરોવર છે. ડુંગરના ઢોળાવ પર બીચ અને દેવદારનાં પુષ્કળ ઝાડો ઉગ્યાં છે. તળાવની ત્રણે બાજુએ સુન્દર ઝાડોની ઘટાઓ આવી રહેલી છે અને એક ખૂણો ખુલો હોવાથી એ તરફથી મધ્યાન્હ સૂર્યનો તડકો અને પવનની ઠંડી લ્હેરો આવ્યા કરે છે. ડુંગરના શિખર પરથી એક ઝરણુ નીકળે છે તેની જરાક નીચેના ભાગમાં કુદરતી રીતે જ એક બંધ બંધાઈ ગયો છે. એ બંધ પાસે ઝરણનું પાણી એકઠું થઈ ત્યાં આગળ એક ન્હાનો સરખો ધોધ પડે છે. આ ધોધનું પાણી ટપક ટપટ કરતુ લીલા ઘાસમાં થઈને આ સરોવરમાં પડે છે. ધોધની બાજુના ટેકરા પાસેથી જોતાં આખું સરોવર બરાબર જોઈ શકાય છે. અને ત્યાં બેસવાથી સરોવર પર ફરતાં જાનવરોને કોઈ પણ જાતની હરકત પડતી નથી. દૂર જળકૂકડી એનાં ન્હાનાં બચ્ચાં સાથે ઘાસમાં ફરે છે. પણે પેલા થડીયા પર ટટાર ઉભો ઉભો ઉંદર પોતાનો જમણો કાન ખન્જવાળે છે. અને મ્હારા માથા ઉપરના ઝાડનાં પાંદડાંની ઘટામાં એક ઠેકાણે બેઠી બેઠી ખીસકોલી પાંદડાં કરડે છે. વળી પણે જુઓ! પેલો પાણીનો ઉંદર આપણે અહીં છીએ તે છૂપી રીતે સમજી ગયો અને સીધો કિનારા પર પોતાના દર તરફ દોડ્યો. પેલા પાણીમાં કુડાળાં થાય છે એટલું જ ચિન્હ એના નાકાનું આપણા દીઠામાં આવે છે. પેલી જળકૂકડી ડૂબકી મારીને પાણીમાં પેસી ગઈ—અને ખીસકોલીનો અવાજ પણ હવે સંભળાતો નથી. હવે તો આ સરોવર ખરેખરૂં જ શાન્ત લાગે છે. અને કોઈ પણ ઠેકાણે *જીવજન્તુનુ ચિન્હ સરખું....*" આપણા દેશનું આવું સ્થળ હોય તો ત્યાં મોર હોય, કોયલ હોય અને હરણો પણ જોવામાં આવે.

"બ્હાર, આ શાન્ત સ્થળે અત્યારે જીવજંતુ અદૃષ્ય થયાં છે પણ સરોવરની અંદર ડૂબકી મારી શકીએ અને પાણીની અંદર ગયા છતાં આંખથી જોઈ શકીએ અને સમજ શક્તિ બરાબર જાળવી શકીએ તો અંદર વળી નવી જ તરેહની ચમતકારિ દુનિયા પડી છે. એ સૃષ્ટિમાં હજારો જાતના ચિત્ર વિચિત્ર જળચરો વસે છે. કેટલાંક પોતાના વાળથી તરે છે. એમના ગળામાં ચકચકિત હીરા જેવી ઉંડી બેસાડેલી આંખો છે. એ એમના શરીર કરતાં પણ ઘણા મ્હોટા એવા એમના હાથ પગ ઘડીકમાં બ્હાર ક્હાડે છે અને ઘડીકમાં શરીરની અંદર ઘાલી દે છે. બીજાં કેટલાંક એમનાં પગનાં આંગળાંમાંથી કાઢેલી બારીક દોરીયોનાં લંગર નાખીને અહીં પડ્યાં છે. આ પ્રાણીઓ વળી અણીદાર ભાલા ઉંચા કરીને ચળકતાં બખ્તર પ્હેરીને આમ તેમ ફરે છે. કોઇનાં શરીર ગોળ ફુલેલાં અને બુટ્ટાદાર છે. લીલા થડને વળગેલું આ ગોળ પ્રાણી કોઈ અદૃષ્ય શક્તિના પ્રભાવથી પોતાના પ્હોળા કરેલા પ્યાલા જેવા મ્હોંમાં નિરંતર એની જ તરફ ખેંચાતાં અસંખ્ય પ્રાણીઓનો ભોગ લે છે.

એની જ પાસે એ જ થડીયાની બીજી બાજુએ એક ગોળ પડોવાળુ મ્હોટું ફુલ છે. એની ચોગરદમ પ્રસરેલી પાંખડીઓની વચમાં વિચિત્ર ચક્ર છે. આ ફુલ માંસાહારી છે. જીવતાં અને મુવેલાં અસંખ્ય જંતુઓની હાર એના બંધીખાનામાં પડી છે.

ફુલના થડની આસપાસ સોનેરી તપખીરીયા રંગના કાચના લખોટાની હાર હોય એવી

નળી છે. આ નળીને કોઈ પ્રાણી અથડાય છે કે વિજળીના ચમકારાની માફક પેલું ફુલ નળીમાં અદૃષ્ય થઈ જાય છે. એથી પણ ઉંડે ચાલો, અને સરોવરને તળીએ ધીમે ધીમે સરતાં પેલાં ચીકણાં જંતુઓ જુવો. ધાટ વગરનો એકાદ હાથ એ જંતુઓ ઘડીમાં આ તરફ ને ઘડીમાં પેલી તરફ બ્હાર કાઢાડે છે. ને પાછો અંદર લઈ લે છે. જરૂર પ્રસંગે મેળવાતા હાથ પગથી આ જંતુઓ પોતાનો ભક્ષ પકડે છે અને ખાઈ જાય છે ! આ જંતુઓ પણ પગ વગર ચાલે છે. હાથ વગર પકડે છે મોં વગર ખાય છે અને હોજરી વગર ખોરાક પાચન કરે છે" વનસ્પતિ તથા પ્રાણી વર્ગમાં આટલી આટલી અજાયબીઓ છતાં ઘણાં માણસો કુદરત અને પશુપક્ષિઓમાં માત્ર બાળકો જેવો જ રસ લે છે. એટલે એમના તરફ પથરા ફેંકવા માટે જ એવો એમની પાસે જાય છે. અથવા દક્ષિણ ધ્રુવ પાસેના કેટલાક રહેવાશીઓએ ઘડીયાળ જોઇને કહ્યું હતું કે "ખાવાને માટે ઠીક જણાય છે." એમ ખાવાને માટે સારાં છે કે નહીં એટલી જ દરકાર કરે છે. શિકાર માટે પશુપક્ષિઓના સંબંધમાં આવી શકાય તેના કરતાં વધારે સારા સંબંધ મનુષ્યો એમની સાથે બાંધી શકે. સ્વ. કલાપીનું એક સુન્દર કાવ્ય આ સંબંધમાં જોવા લાયક છે.

## શિકારીને.

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;  
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું.  
પંખીડાં, ફુલડાં રૂડાં, લતા આ, ઝરણાં, તરુ;  
ઘટે ના ક્રૂર દષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય કુમળું.

તીરથી પામવા પક્ષી વ્યર્થ આ ક્રૂરતા ભર્યે;  
તીરથી પક્ષી તો નાના, કિન્તુ સ્થૂલ મળી શકે.  
પક્ષીને પામવાને તો થાને તું સુણ ગીતને;  
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં ભળશે તને.

સૌન્દર્યો વેડ ફી દેતાં નાના સુન્દર તા મળે;  
સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે.  
સૌન્દર્ય ખેલવું, એ તો પ્રભુનો ઉપયોગ છે;  
પોષવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે.

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;  
બધે છે આર્દ્રતા છાઈ તેમાં કંઈ ભળવું ભલું.

વિજ્ઞાનશાસ્ત્ર, આપણને બધાને એ દેવળમાં બોલાવે છે કે જેની વિશાળતા આશ્ચર્યકારક છે ! સૂર્ય અને ચંદ્ર એ મંદીરના ઝળહળતા દીવા છે. પવન અને સમુદ્રનાં મોજાં એનાં સ્તોત્રો છે. મેઘગર્જના એ એનું વાજીંત્ર છે અને આકાશ એનો ઘૂમટ છે.

૫૬.

## બિહાગ-ત્રિતાલ.

વિમન રજત ભાસે પૂર્ણ કરી નીલાકાશે
ચંદ્રમા આરતિ કરે, સહસ્ત્ર કિરણે તે સત્ય સનાતનને
અરણ્ય તારમા વની ચતુર્દિશ રહે ઉજ્જવની
મગન કનક દીપ ગગને ગગને .. વિમન
પુષ્પનો સુરભિ શ્વાસ ઉરે છે ધુપનો વાસ
કાનન કુસુમ ભાર અરપે છે ચરણે ..વિમન
પર્વત મ્હેરે જઈ શુભ શખ બજાવી
પવન પુજે સેને ચામર વ્યજને..... ...વિમન
અમૃતના અધિકારી અમે સહુ નરનારિ
અમે આરતિ કરીએ પ્રકૃતિની સાથે . વિમન
જ્ઞાનનો પ્રદિપ જગાવી પ્રેમનો સુવાસ ઢાળી
રાત દિ કર ગાન સુમધુરતાને તે સત્ય સનાતનને .....વિમન

(ભોળાનાથ સારાભાઈ-પ્રાર્થનામાળા)

જ્યા સામાન્ય મનુષ્યો ધુળ અને માટી દેખે છે તેમા રસાયણ શાસ્ત્રીઓને મન અમૂલ્ય ખજાના પડ્યા છે રસ્તામા જે કીચડ ખુદતા આપણે ચાલીએ છીએ તેમા રેતી, માટી કોલસા ને પાણીનુ મીશ્રણ હોય છે રસ્કીન કહે છે કે એમાથી રેતી જુદી પાડો રતીના રજકણોને એમના સ્વભાવ પ્રમાણે નીરાંતથી જોડાવવા દો અને તમારે સ્ફટીક મણી બનશે। રસાયણીક રીતે માટી જુદી પાડો અને એમાથી ચીનાઈ વાસણ જેવા સફેદ વાસણો થઈ શકશે એથી પણ વધાર સ્વચ્છ કરો તો નીલમ બનશે કોલસાની ભૂકી છુટી પાડીને એના પર રસાયણીક ગોઠવણના પ્રયોગ કરી શકાય તો ચમકતો હીરો જોઈ લ્યો અને છેવટે ચોખ્ખુ પાણી છુટુ પાડીને ગાળો તો ઝાકળના બિંદુઓ અથવા સુન્દર તારા જેવો ચળકતો બરફનો કકડો થઈ શકે। અથવા એ બધુ જવા દો કાદવને પાણીનુ એક તળાવ જ બનવા દો

એમા કાદવ કચરો તળે બેસશે ને ઉપર નીતર્યા પાણીમા રાતને વખતે ભુરૂ આકાશ તથા અસંખ્ય ગ્રહ ઉપગ્રહો ને તારાઓના પ્રતિબિંબ પડશે। આ ઉપરથી સમજાશે કે વિજ્ઞાન શાસ્ત્રના જ્ઞાનથી જીવન કેટલુ આનન્દદાયક થઈ શકે છે એટલુજ નહીં પણ ચારિત્ર્ય પર પણ એની જેવી તેવી અસર નથી ઘણા માણસોમા અવલોકન શક્તિ આખી જીંદગી સુધી લગભગ ખીલ્યા વગરની રહે છે તે વિજ્ઞાનશાસ્ત્રના જ્ઞાનથી એકદમ ખીલી શકે છે એનાથી

જગતમાં વ્યાપેલા સત્ય નિયમો સરળતાથી તારવતાં આવડે છે. અને પદ્ધતિસર તથા સુવ્યવસ્થિત રીતે વિચાર કરવાની ટેવ પડે છે. જુવાનીયાઓને ધૈર્યપૂર્વક કાર્ય કારણના ભેદ સમજતાં આવડે છે અને વિજ્ઞાનની મદદથી તર્કશક્તિ પણ સુધરે છે. કેટલાંક અર્ધ વિકસીત બુદ્ધિવાળા અને આળસુ માણસો વગર મ્હેનતે, ગોખણપટ્ટીથી યાદ રહી જાય એના કરતાં વધારે તસ્દી લેવા માગતાં નથી, એવાને ખરૂં સુધારનાર વિજ્ઞાન છે. વિજ્ઞાનનો અભ્યાસ "જડવાદ" કેમ ગણાયો હશે તેની મ્હને સમજણ પડતી નથી. ફક્ત એથી વિજ્ઞાન અને ધર્મની વચ્ચે ચાલેલા ઝગડાનું સ્મરણ થાય છે ખરૂં.

બાકી આ દેશમાં તો પ્રાચીનકાળથી સૃષ્ટિ જ્ઞાનના બધા વિષયો તત્ત્વજ્ઞાન કે ધર્મના પોષક ગણાયા છે. અને મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મ્હને પણ સાયન્સ સત્ય સનાતન ધર્મનું જરા પણ વિરોધી લાગતું નથી. શરીર વિદ્યાનો અભ્યાસ નાસ્તિકને પણ આસ્તિક કરે એવો છે. એ વિદ્યામાં જડ અને ચૈતન્ય ઓત પ્રોત થઈ જાય છે. ચૈતન્યનું સર્વ વ્યાપકત્વ પ્રત્યક્ષ થાય છે. અને અદ્વૈતવાદ સમજવાનાં દૃષ્ટાંતો શરીરમાંથી ઘણાં મળે છે. ઇતિહાસ, નવલકથા, કલા, સાહિત્ય કે કાવ્યને લગતા કોઈપણ એક વિષયથી મનુષ્યની જેટલી ઉન્નતિ થાય છે તેના કરતાં શરીર વિદ્યાના અભ્યાસથી માણસ જરા પણ ઓછું ઉન્નત થાય એમ લાગતું નથી. શરીરવિદ્યામાં પ્રથમજ પ્રવેશ કરતાં એક સત્ય જાણીને આપણને આનન્દ થાય છે તે એ કે માણસમાત્રનાં શરીર અંદરથી જોતાં એકે એક બાબતમાં સરખાં છે! બ્હારથી માણસો સ્વરૂપવાન હોય છે કે કદરૂપાં હોય છે; રંક હોય છે કે રાજા હોય છે; કાળાં હોય છે કે ગોરાં હોય છે; પરન્તુ ચામડી ઉકેલીને દૂર કરી કે પછી કશો ફેર નથી! બધાનાં હૃદય છાતીમાં ડાબી બાજુએ છે ને કલેજું પેટમાં જમણી બાજુએ! એક સરખું લાલ લોહી બધાંની એક સરખી લોહીની નળીઓમાંથી સરખી ઝડપે વ્હે છે! સ્નાયુઓની સંખ્યા, જગા, હાડકાંની સંખ્યા તથા એના ઉપરના ખાડા, ટેકરા; જ્ઞાનતંતુઓની શાખા પ્રશાખા બધું માણસ માત્રમાં એક જ તરેહનું જોવામાં આવે છે! એક માણસનું શરીર જુઓ એટલે આ પૃથ્વીમાં વસ્તી આખી મનુષ્ય જાતનાં શરીરોનું જ્ઞાન થઈ ગયું સમજવું. આ ઉપરાંત શરીરવિદ્યાના જ્ઞાનની આપણા દેશને ખાસ જરૂર છે. દેશનું મરણ પ્રમાણ ઘણું છે. સારા ભણેલા અને વિદ્વાન પુરૂષો પણ દીર્ઘાયુષી થઇ શકતા નથી પણ ઊલટા વ્હેલા મરે છે. મેલેરીયા, ક્ષય, પ્લેગ, કૉલેરા વગેરે ભયંકર રોગો આખા દેશની પાયમાલી કરે છે. એવા મંજોગોમાં આ વિદ્યાની અગત્ય સમજાશે એવી આશા છે. કારણ કે શરીર વિદ્યાના જ્ઞાનથી આરોગ્ય વિદ્યાના નિયમો વધારે સ્પષ્ટ થશે; સામાજીક તંદુરસ્તીની અગત્ય વધારે સારી જણાશે. અને ખુલ્લી હવા, સ્વચ્છ પાણી, યોગ્ય ખોરાક અને અંગ કસરતના લાભ પણ વધારે સારી રીતે સમજવામાં આવશે. વળી, શરીર વિદ્યાનો વિષય પણ બહુ જ રસિક અને બોધક છે. મનુષ્યનો દેહ બહુ કારમો છે! એની રચના તથા ક્રિયા બહુ ચમત્કારીક, ભવ્ય અને દિગ્મૂઢ કરી નાખે એવી છે. એ જ્ઞાનથી કવિત્વને પોષણ મળે એવું છે ને તત્વજ્ઞાનનાં સત્યો પણ સમજવાં સ્હેલાં થાય છે. **पिंडेषु ब्रह्मांड.** પિંડ સમજવાથી બ્રહ્માંડ સમજવાની કુંચી મળે છે.

હરબર્ટ સ્પેન્સર કહે છે કે—" સત્યને અનુસરીને રહી શકાય તેને માટે અને યોગ્ય માર્ગેજ જવાય તેની ખાતર વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન આવશ્યક છે. **શબ્દોના અર્થ આવડે તેના કરતાં વસ્તુઓના અર્થ સમજાય તે વધારે સારૂં છે. બુદ્ધિ, નીતિ કે ધર્મ-શિક્ષણને માટે વ્યાકરણ અને શબ્દકોષના અભ્યાસ કરતાં દૃશ્ય સૃષ્ટિનું જ્ઞાન ઘણુંજ ચઢિયાતું છે."** હક્સલી કહે છે કે ખરૂં વિજ્ઞાન અને ખરૂં ધર્મ જ્ઞાન એ જોડે જન્મેલી બ્હેનો છે. એમાંથી એકને બીજીથી જુદી પાડો તો બન્ને મરી જશે. વિજ્ઞાન જેટલા પ્રમાણમાં ધાર્મિક રહેશે તેટલાજ પ્રમાણમાં એની ઉન્નતિ થશે. અને ધર્મનો પાયો પણ જેટલા પ્રમાણમાં વિજ્ઞાનની ગહનતા તથા દૃઢતાપર બંધાશે, તેટલા જ પ્રમાણમાં તે આબાદ થશે. વિજ્ઞાનશાસ્ત્રની ભવ્યતાનો વિચાર કરીએ છીએ ત્યારે અનંતકાળ અને વિસ્તીર્ણ નભોમંડળ આપણી દૃષ્ટિ સમક્ષ ખડાં થાય છે! અને આપણા સંસારનાં ક્ષણિક દુઃખ તથા શોક નજીવાં લાગે છે. આ તારાઓની સુન્દર સૃષ્ટિ એક કાળે આપણી ન્હાની પૃથ્વીપરના સમુદ્રોમાં સફર કરતાં વ્હાણોને માર્ગ બતાવતી હતી અને હજી પણ આપણાં આકુળ વ્યાકુળ થએલાં મનોને શાન્ત કરે છે. પ્રો. હક્ઝલીએ લંડન શહેરના દક્ષિણ વિભાગમાં આવેલી મજુર વર્ગની કૉલેજમાં ભાષણ કરતાં એક પ્રસંગે કહ્યું હતું કે એમ ધારો કે આપણા નસીબનો બધો આધાર એક દિવસ કોઈ શેતરંજની બાજી જીતીએ કે હારીએ તેના જ ઉપર રહ્યો હોય તો આપણે એ બાજી સંબંધી બીજું તો નહીં પણ ફક્ત એનાં ધરો તથા સોગઠાંનું તો પુરેપુરૂ જ્ઞાન મેળવવું એ આપણી પ્રથમ ફરજ ગણત કે નહીં? આવા સંજોગોમાં કોઇ પિતા પોતાના પુત્રને કે રાજા પોતાની પ્રજાને 'શેતરંજનો રાજા કીયો ને પ્યાદુ કીયું' એટલી પણ માહીતી ન આપત તો એમની એવી બેદરકારીને માટે નાપસંદગી અને તિરસ્કાર આપણા મનમાં ઉત્પન્ન થાત કે ના થાત? પરન્તુ એજ પ્રમાણે આપણાં બધાની ભવિષ્યની જીંદગી અને સુભાગ્યનો બધો આધાર શેતરંજ કરતાં પણ વધારે અઘરી અને વધારે ગુંચવણ ભરેલી બાજી જીતવા ઉપર રહેલો છે, યુગોના યુગોથી આ બાજી રમાતી આવે છે અને દરેકે દરેક સ્ત્રી પુરૂષને આ બાજી રમવા બેસવું પડે છે. આ બાજીનો પટ તે સંસાર છે અને સૃષ્ટિના નિયમો તે આ બાજી રમવાના કાયદા છે. બાજીની એક બાજુએ આપણે રમવાનું છે અને સામી બાજુએ રમનાર અદૃશ્ય છે. પણ એની રમત પ્રમાણિકપણે અને ધીરજથીજ રમાવવાની એની આપણને ખાત્રી છે. વળી કડવા અનુભવથી આપણે એ પણ જાણીએ છીએ કે આ રમતમાં એક પણ ભૂલ કે અજ્ઞાનતાના કારણથી પણ રહી ગયેલી કોઇ પણ બાબત સ્હામી બાજુથી નજર બ્હાર રહી જતી નથી. જે માણસ સારી રીતે રમે છે તેની બહુ ઉદારતાથી અને મ્હોટા મનથી કદર થાય છે. અને જે રમતમાં ભૂલો કરે છે તે ઘેરાઈ જાય છે ને પુરેપુરો મ્હાત થઈ જાય છે. એને હરાવવામાં જરા પણ વાર થતી નથી કે કોઇ પ્રકારની રહેમદીલી પણ બતાવવામાં આવતી નથી." ઉપર પ્રમાણે સંસારરૂપી બાજી જીતવાને માટે અને મનુષ્ય જીવનનું સાર્થક થઇ શકે તેની ખાતર સૃષ્ટિના નિયમોનું સાધારણ જ્ઞાન આવશ્યક છે. અને વિજ્ઞાનશાસ્ત્રદ્વારા એ જ્ઞાન બહુ સારી રીતે જાણવામાં આવે છે. ધર્માંધતા ઉપર અને પૌરાણિક વિચારો ઉપર વિજ્ઞાનના

અભ્યાસથી આપણા દેશમાં પણ ઘણી અસર થઇ છે. એનાથી વ્હેમો, દોરા ચીઠ્ઠીઓ, ભૂત પ્રેતની વાતો, બાધા આખડીઓ વગેરે દૂર થયાં છે. ગૃહણ, આભડછેટ, સ્પર્શાસ્પર્શ અને પાપ પુણ્ય બાબતના યથાર્થ સત્ય વિચારો લોકોમાં પ્રસર્યા છે. પરધર્મના વિરોધ મટયા છે. અને તત્વ શું અને નકામું શું એ પારખતાં આવડયું છે. આ બધાં કાર્યોમાં અને વિચારોનાં પરિવર્ત્તનો કરવામાં આપણા દેશમાં પણ વિજ્ઞાને ધર્મની કંઇ ઓછી સેવા બજાવી નથી. આપણા દેશની આર્થિક સ્થિતિ સુધરે તેની ખાતર સાયન્સની કેળવણી આવશ્યક છે. સદાકાળ કાચો માલ જ આપણે પરદેશ મોકલ્યાં કરીશું અને જુની પદ્ધતિથી ખેતી કર્યા કરીશું તો પ્રતિદિન વધતી જતી ગરીબાઇ આપણી પાયમાલી જ કરશે.

સોયથી માંડીને ઘરનાં છાપરાં સુધીનો બધો માલ પરદેશથી જ આવ્યા કરશે તો દેશમાં કલા, કૌશલ્ય, વ્હેપાર, ઉદ્યોગ બધુ ધીમે ધીમે સમુળગુ નષ્ટ થશે. દેશમાં નદીઓ, નાળાંની ખોટ નથી છતાં કુદરતનું અખૂટ બળ નકામું વહી જાય છે. ખનીજ સંપત્તિ અહીં અમુલ્ય છે છતાં એની કોઇ ખીલવણી કરનાર નથી. ખેતીથી બીજો ઉદ્યોગ જુઓ તો તે માત્ર મીલોનો જ છે છતાં એમાંએ સાંચાકામ તથા છેક સ્ક્રૂ ચક્ર જેવી ન્હાની બાબતોમાં પણ આપણે મ્હોટે ભાગે પરદેશને આધારે રહેવાનું છે. આ વસ્તુસ્થિતિમાં ફેરફાર કરી ઔદ્યોગિક ઉન્નતિ સાધના અર્થે આપણા દેશમાં બહુ મ્હોટા પાયાપર સાયન્સની કેળવણી શરૂ થવી જોઇએ. જે દેશ ઘણા પ્રતિકૂળ સંજોગો છતાં પ્રો. ગજ્જર, જગદીશચંદ્ર બોસ અને પી. સી. રૅાય ઉત્પન્ન કરી શકે છે; જ્યાં ટાટા કંપની જેવી બાહોશ અને સાહસિક પેઢીઓ લાનોલાની વિજળીક બળ ઉત્પન્ન કરવાની ભવ્ય યોજનાઓ તથા લોઢાની બનાવટો તૈયાર કરવાનું જબરદસ્ત કારખાનું ફતેહમંદ રીતે પાર પાડી શકે છે અને સ્વર્ગસ્થ ટાટા જેવા સ્વદેશાભિમાની શેઠીઆઓ સાયન્સની કેળવણી અર્થે લાખો રૂપીયા દાનમાં આપી જાય છે તે દેશને એના ભવિષ્યને માટે ગમે એટલાં વિરોધી બળો હોવા છતાં સદાને માટે નિરાશ થવાંની કંઇજ જરૂર નથી.

આ રીતે, આપણી ધાર્મિક, નૈતિક, ઔદ્યોગિક અને આર્થિક ઉન્નતિ સાધવામાં સાયન્સ કેટલુ ઉપયોગી છે તે આપણે જોયું. એના વિશેષ સંગથી આપણામાં નવું બળ આવશે અને ચારિત્ર્ય સુધરશે. પ્રજા ન માલી, રાંક અને ગરીબડી જેવી રહે છે તે આત્મગૌરવ મેળવી, અભય પ્રાપ્ત કરશે. સાયન્સે દિશાઓની અનહદ સીમા સિદ્ધ કરી આપીને બતાવી આપ્યું છે કે એમાં અસંખ્ય પૃથ્વીઓ આવી રહેલી છે! કાળની અનન્તતા સિદ્ધ કરી આપીને જણાવ્યું છે કે ઇતિહાસ પહેલાંના યુગોમાં મનુષ્યોના અસંખ્ય જમાના વહી ગયા છે! સૂક્ષ્મદર્શક યંત્રના પ્રદેશમાં વળી એણે બતાવ્યું છે કે તરેહ તરેહવારનાં અસંખ્ય જંતુઓની સૃષ્ટિઓ ત્યાં ઉભરાઇ જાયછે! આવાં આવાં જ્ઞાન પ્રત્યક્ષ કરાવ્યા બાદ આ જમાનામાં સાયન્સે વળીપોતાનું જીવન મનુષ્ય સેવામાં સમર્પણ કર્યુ છે. સાયન્સના આચાર્યોએ અથાગ શ્રમ કરીને મનુષ્યનાં સુખનાં સાધનો વધારી આપવામાં અને દુઃખ દરદો ઓછાં કરવામાં કંઇ બાકી રાખી નથી. એનાથી માણસો થોડી મેહેનતે બહુ ફળ મેળવી શકે છે. અને હાલમાં યુરોપમાં ચાલતા ભયંકર

યુદ્ધમાં સાયન્સથી પ્રાપ્ત કરેલી અજબ શક્તિઓનો માણુસોએ અરસપરસ સંહાર કરવામાં જે દુરૂપયોગ કર્યો છે એ વાંક સાયન્સનો નથી. ફોટોગ્રાફી, ગ્રામોફોન, સીનેમેટોગ્રાફ, એક્સરેઝ, એન્દ્રેઝ; વાયરલેસટેલીગ્રાફી અને એરોપ્લેન તથા રેડીયમના ચમત્કારઃ એટમ્સ, ઇલેક્ટ્રોન્સ; નિર્જીવ વસ્તુઓમાં પણ આઘાતના પ્રત્યાઘાત અને વનસ્પતિમાં પણ પ્રાણીઓ જેવી જ સુખ દુઃખ સમજવાની લાગણીઓ વિષેની પ્રો. બોઝની શોધો એ એની છેલ્લામાં છેલ્લી શોધો છે. અને જેમ વખત જતો જાય છે તેમ નવું નવું બનતું જ જાય છે ! ક્લોરોફોર્મ અને કોકેઇન જેવી બીજી બેભાન કરનારી ઘણી દવાઓની મદદથી શસ્ત્રક્રિયાના નવા નવા પ્રયોગો માણસોને પીડા જણાયા શિવાય થઈ શકે છે. આજ કાલ વૈદકશાસ્ત્રની પણ એણે ઘણી ખીલવણી કરીને જીવનને આરોગ્યમાં રાખવાના ઘણા માર્ગ સુલભ કર્યા છે. સાયન્સના આવા આવા મહિમા હોવાથી સાહિત્ય સભાના વિદ્વાન સભાસદો આપણી ગુર્જર ભાષામાં એનું સંપૂર્ણ સાહિત્ય ઉતારવા પ્રયત્ન કરશે એવી વિનંતી કરીશું. છેવટે સાયન્સની વિભૂતિનાં પ્રત્યક્ષ દર્શન કરવાનાં જ્યાં જ્યાં સ્થળો હોય ત્યાં વારવાર યાત્રાએ જવાની આપને વિનંતી કરી આ લેખ સમાપ્ત કરીશું. મુંબઈ એ એક એવું સાયન્સની યાત્રા કરવાનું યોગ્ય સ્થળ છે. વ્યાપાર ઉદ્યોગની પુર ધમાલવાળા એ શહેરમાં યાંત્રિક બળો દ્વારા સાયન્સનો જયજયકાર ગાજી રહ્યો છે ! પૃથ્વીના એકે એક બંદરેથી ત્યાં અસંખ્ય આગબોટો વિશાળ સમુદ્રો ખેડતી નિયમસર વખતે આવી પહોંચે છે, હરરોજ એની વિસ્તારવાળી ગોદીઓમાં કરોડો મણ માલની ઉથલપાથલ થાય છે. દૂર કોલાબાના ખરાબા ઉપર દીવાદાંડી દેખાય છે ! અહીં વિશાળ રાજમાર્ગો, ગગન સાથે વાતો કરતાં ઉંચાં ઉંચાં ભવ્ય મકાનો, અને કારખાનાં પુષ્કળ છે. લોકલ ટ્રેઇનો, ટ્રામો અને મોટરોનો અહીં પાર નથી. આવા આવા આ ૨૦ મી સદીની શોધ ખોળના પૂર્ણ લાભ જ્યાં પ્રત્યક્ષ જોવામાં આવે છે ત્યાં આપણી ખાતરી થયા વગર રહેતી નથી કે સાયન્સના પરાક્રમમાં સૌંદર્ય અને આશ્ચર્ય છે એટલું જ નહીં પણ એમાં લોક કલ્યાણ અને દૈવી બળ પણ રહેલાં છે. રેલ્વે, તાર, વરાળ અને વિજળીક યંત્રોની માયાવી શક્તિનાં અદ્ભુત દર્શન કરી ત્યાં અંતઃકરણના ઉંડાણમાંથી ઉદ્ગાર થઈ જાય છે કે

या देवी सर्वभूतेषु शक्ति रुपेण संस्थिता
नमस्त स्यै नमस्त स्यै नमस्त स्यै नमोः नम

જે દેવી, સર્વ ભૂતોમાં,
શક્તિ રૂપે વસી રહી,
નમૂ તેને નમ તેને,
નમૂ તેને લળી લળી.

હરિપ્રસાદ વ્રજરાય

---

# આપણા ઘરોની બાંધણી.

*પરિષદ્ માટે નિબંધનો વિષય પસંદ કરવાની મુશ્કેલી.*

સાહિત્ય પરિષદ્‌માં નિબંધ લખી મોકલવાની જે પ્રણાલિકા ચાલતી આવી છે તે પ્રમાણે પરિષદ્‌ને યોગ્ય એવો વિષય નિબંધ તરીકે પસંદ કરવાનું, "સાહિત્ય" ના સંકુચીત પ્રદેશના મ્હારા જેવા અદીક્ષિત સામાન્ય જનને ઘણું મુશ્કેલ થઇ પડે છે, વિજ્ઞાનના કે બીજા કોઇ પારિભાષિક વિષય ઉપર નિબંધ લખી મોકલવાથી સાહિત્ય પરિષદ્‌નો ઉચ્ચ ઉદ્દેશ સચવાતો હોય એમ લાગતું નથી. પરંતુ જ્યારે નિબંધો જ પરિષદ્‌ને આવશ્યક છે તો પછી ગમે તે વિષયના નિબંધો સ્વીકારવાની પરિષદ્‌ના વ્યવસ્થાપક મંડળને એક પ્રકારની ફરજ પડે છે અને પરિષદ્‌નો લાંબી મુદતે મળતો અમુલ્ય અવસર પરચુરણ નિબંધો વાંચવા તથા સાંભળવામાં વ્યતિત થઇ જઇ ઉદ્દિષ્ટ કાર્યની સીદ્ધિ થતી નથી. એવો ગઈ પરિષદોના અનુભવ ઉપરથી ઘણા વિદ્વાનોનો મત થયો છે અને એ વિષે વર્તમાનપત્રોમાં ચર્ચા પણ ચાલી રહી છે.

*વ્યવહારિક વિષયપર ચર્ચા કરવાની જરૂર.*

પરિષદ્‌નું કાર્ય કોઇપણ રીતે વ્યવહારિક રૂપ ધારણ કરે એવું કંઇ વિવેચન થવાની આવશ્યકતા સર્વ માન્ય ગણી શકાય; અને આવા પ્રકારનું વિવેચન જો કે પરિષદ્‌ના વખતમાં જ ચર્ચાનું અશક્ય લાગે તોપણ તે વિષય પર મનન થઇ ગુર્જર વિદ્વાનો તરફથી પોતાના અવકાશે વિશેષ પ્રકાશ પાડવાનું બની શકે તેમ છે. અને આવા વિષયો પરિષદ્‌માં દાખલ થવા જોઇએ એવો નમ્ર મત દર્શાવવા રજા માગું છું. આવા જ પ્રકારનો કોઇ વિષય હાથમાં લઇ તેને વિષે ચર્ચા ઉપસ્થિત થઇ ગુર્જર વાઙ્મયમાં એક નવા સાહિત્યની દિશા ઉઘાડી શકાય તો કેટલેક અંશે કાર્ય સિદ્ધિ થઇ શકશે એવી આશાથી "આપણા ઘરોની બાંધણી" વિષે બે શબ્દ બોલવાની રજા લઉં છું.

*સાહિત્યની બહારના પ્રદેશોના વિષયોપર ગુજરાતીમાં લેખી સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર.*

સાહિત્યનો પ્રદેશ તેના સંકુચિત અર્થમાં કોઈ પણ રાષ્ટ્રિય ભાષાના લેખી અથવા પ્રચલિત ઉક્ત વાઙ્મયમાં વ્યાપ્ત થયેલો છે. અને કોઇપણ ભાષાના કાવ્ય, કાવ્યશાસ્ત્ર, કવિતા, નાટક, નવલકથા, ઇતિહાસ અને લોક સાહિત્યનો આમાં સમાવેશ થઇ જાય છે. સ્વાભાવિક રીતે પારિભાષિક વિષયો જેવા કે જ્યોતિર્, વૈદક, વિજ્ઞાન, કળા, હુન્નર, ધર્મશાસ્ત્ર તત્વજ્ઞાન વિગેરેનો સમાવેશ સાહિત્યમાં થઈ શકતો નથી. પરંતુ આ સાહિત્ય બહારના વિષયો પોત પોતાના પ્રદેશમાં તો એટલા બધા વિશાળ છે કે તેમની પારિભાષિક ચર્ચા થવા માટે આ પ્રત્યેક વિષય માટે નિરનિરાળી પરિષદ્‌ની આવશ્યકતા હોય છે અને આવી સ્વતંત્ર પરિષદો પાશ્ચાત્ય દેશોમાં ભરાયે જાય છે. અને તેમનું કાર્ય પોત પોતાના સ્વતંત્ર પ્રદેશોમાં આગળ વધતું જ જાય છે.

ણીમાં એક અમુક પ્રકારનુ સ્વરૂપ બંધાયેલું દેખાય છે. અને આ બાંધણી અત્યાર લગી આપણે અનુસરતા આવ્યા છીએ. આ બાંધણીમાં મુખ્યત્વે મધ્યમાં ખુલ્લો ચોક રાખી આસપાસ નિત્યકર્મને લગતા જુદા જુદા ખંડો ગોઠવવાની પદ્ધતિ મુખ્ય છે. ઘરમાં ટાંકું, ભોંયરૂં, કુવો, દટણ કુવો (જાજરૂ) અને ખાળકુવાનાં પાંચ જમીનમાં જતાં અંગો ખાસ આવશ્યક ગણાતાં હતાં. આ હિન્દુ રાજાઓના વખતમાં બાંધકામ રાજવૈભવનું અને લોક વૈભવનું ખાસ અંગ થઇ પડયું હતું અને આ યુગમાં જ્યોતિષ્ એટલે ગ્રહો વિગેરેની ગતિની મનુષ્ય કૃતિ પર થતી અસર વિષે માન્યતા તો એટલી બધી પ્રચલિત થઇ ગઇ હતી કે આ વખતના તમામ પ્રકારના સાહિત્યમાં જ્યોતિષ્ એટલું બધું ગુંચાઇ ગયેલું છે કે પ્રાચીન જૈન ગ્રન્થો પરથી મૂળ વિષયની માહીતિ ઘણી થોડી જણાઇ આવે છે.

**પ્રાચીન જૈન ગ્રન્થો અને "રાજવલ્લભ"**

**ઘર રચનાના** અને તેના માપ પરિમાણના કેટલાક ગ્રન્થો પ્રાચીન જૈન ભાંડારમાંથી મળી આવ્યા છે તો પણ તે પરથી જોઇએ તેવી માહિતિ ઘરરચના માટે મળી શકતી નથી. આવા જુના પુસ્તકો ઉપરથી તૈયાર કરી શિલ્પ કામ સમજવા ઇચ્છા રાખનાર માટે સચિત્ર, ગુજરાતીમાં ભાષાન્તરનો ગ્રન્થ "રાજવલ્લભ" અથવા "શિલ્પશાસ્ત્ર" વિષે પાટણના નારાયણભારતી યશવંત ભારતી ગોસાઇએ શાસ્ત્રી મહાસુખરામ નારણજી અને હિમ્મત વિજયજી કસ્તુર વિજયજીની મદદ વડે પ્રસિદ્ધ કર્યો છે અને આ ગ્રન્થ ઉપરથી પ્રાચીનકાળમાં ગૃહ રચના વિષે કેટલું બધું અગત્યનું સાહિત્ય ઉત્પન્ન થયું હતું અને તે વિષે લોકોમાં પણ કેટલી બધી રૂચી હોવી જોઇએ એ સ્હેજ ગ્રન્થની રચના ઉપરથી જણાઇ આવે છે. આ ગ્રન્થમાં પણ જ્યોતિષનુ અંગ મોટે ભાગે હોઇ હાલની પાશ્ચમાત્ય પદ્ધતિએ ગૃહ રચનાની માહિતિ જો કે થોડી જણાઇ આવે છે તોપણ આવા પ્રાચીન ગ્રન્થોનુ ગુજરાતી ભાષાંતર આવા પ્રકારનુ થઇ સાહિત્યમાં વિશેષ પ્રચલિત થવાની ખાસ જરૂર છે. હાલમાં પણ આપણા પ્રાચીન સાહિત્યના ઘણા અભ્યાસકો છે અને જો આ વિષયના ઉતારા પરિષદ્ માટે એકત્ર કરી આ શાસ્ત્રીય વિષયની સામગ્રી એકઠી કરવામાં મદદ કરશે તો ઘણીજ અમુલ્ય સેવા થશે.

**ઘરોને લગતા શબ્દોની વ્યુત્પત્તિનો અભ્યાસ.**

પ્રાચીન ઘરોની બાંધણી વિષે ઘર સંબંધી શબ્દોનો અભ્યાસ પણ આ વિષયમાં ઘણો ઉપયોગી થવાનો સંભવ છે. અને આ દિશામાં અત્રે એકત્ર થયેલા વિદ્વાનો તરફથી મોટી મદદ મળવાની આશા છે કેમકે આપણા વર્તમાન પત્રોમાં અને માસિકોમાં વ્યુત્પત્તિ વિષેનો વાદવિવાદ એક ખાસ અંગ થઈ પડેલું છે આપણા વિદ્વાનો વ્યુત્પત્તિની ચર્ચામાં ઘણા જ આગળ પડેલા છે એ કંઇ કોઇનું અજાણ્યું નથી. આ ભાષા જ્ઞાનનો વિષય જોકે મ્હને સાવ અપરિચિત છે તોપણ આવી વ્યુત્પત્તિની ચર્ચા વાંચવામાં એક પ્રકારનો આનંદ થાય છે અને તેવો ચર્ચા લાભ પણ જો એક પારિભાષિક વિષયને મળે તો સાહિત્યની કેટલીક ઉત્તમ સેવા થવાનો સંભવ છે.

ઘરની બાંધણી વિષે અનેક પ્રાકૃત શબ્દો આપણી ભાષામાં પ્રચલિત છે, અને તેની દરેકની વ્યુત્પત્તિ ઉપરથી આપણા ઘરોની બાંધણી વિષે એક આખો ઇતિહાસ ઉપસ્થિત કરવાની આશા બાંધી શકાય છે.

ઘરના જુદા જુદા વિભાગો અને તેને લગતા કેટલાક શબ્દોની યાદી અત્રે થોડી ઘણી મારી સમજ પ્રમાણે નીચે ગોઠવી છે તો તે ઉપર વિદ્વાનો પોત પોતાની અનુકુળતાએ વિચાર કરી તેની વ્યુત્પત્તિ વિષે માસિકોમાં ચર્ચા ચલાવશે તો અત્રે પરિષદમાં ચર્ચાયેલા એક વિષયને બીજી પરિષદ મળતાં સુધી વ્યુત્પત્તિશાસ્ત્રીઓને કંઈક ખોરાક મળશે અને આ ચર્ચાથી એકત્ર થયેલું સાહિત્ય ગુર્જર ભાષામાં એક નવું બળ ઉત્પન્ન કરશે એવી ધારણા છે.

આવા શબ્દોની યાદી.

**ઘરના ખંડો.**

૧ ઓરડો, ઓશરી, પરશાળ, ગજાર, રસોડું, પાણીયારૂં દેરાસર, હરિમંદિર, ચોકો, ચોક મેડી, મેડો, માળ, ખંડ, દીવાનખાનું, રજોડીયું, ખાળણ, ખડકી, ડહેલી, વાડો, ઓટલો, કોઠાર, રાવડી, પાયખાનું (જાજરૂં-તાજખાનું) ભોંયરૂં-ચાલી. ચાલ ટાંકુ, કુવો, અગાશી, ગચ્ચી છજ્જુ.

**ઘરના અંગો.**

દરવાજો બાર-બારી-બારણું કમાડ, જાળી-જાળીયું, ગોખ-ગોખલો, રવેશ-હટારીયું, હાટીયું, હાટડું, કબાટ, મંચ, તાકું, નીસરણી, દાદરો, છીનો, કડેડો, પોરો, ઘુમટ, ધાબું, સાયબાન, છાપરૂં, છાજ છાજલું, છત છાજલી, અભરાઈ, ચોકી, ખાળ—ખાળકુંડી, ખાળ કુવો, દટણ કુવો, વળગણી, ખીંટી-ખુંટી. ટાલ્લો, ઘોડો, ચાકું, ધુમાડીયું, પાટડા-પીડીયા, પાટડી, મોભ, પાટીઆં, નળીઆં, નેવ, મોભારીઆં, લીંપણ, ગુંપણ, ગાર ચ્છોબંધ, ફરસબંધ, ચોકો, નીક, પરનાળ, નળ, ગદી, ધાબો, કેલ, કમાન, ઓસાર, ઉભણી, ઓટલો, દીવાલ, ભીંત, ભીલ્લું, પડદી, બાર—બારસાખ, ઉલાળો, સાંકળ, મીજાગરૂં, ચણીયારૂં, ચણીઆરૂં-વેણી-બાવા ઘોડો, નકુચો, પવન આંકડી, કુંભી-થાંભલો-સરો, કોર, કીનાર, ક્યારો, તુલસી ક્યારો, કુંડ, કુંડી, કુંડું, ઘડી, પગથીઆં, ઉંબરો, પગથી, ઉંબર, ટાંકી, હોજ, હોદ, ફુવારો.

**ઘરના સાધનો—**

ઇંટ, ચુનો, રેતી, સાગોળ-માટી ગરમોટી-વળી, વાંસ, કાટ માલ, લાકડું, વ્હેરેલો કાટ, પાસાં-દોરીઆ, નળીયાં, મોભારીઆ, ચ્છો. ચોરસાં, પત્થર, ખીલા, ખુંટા.

**ઘરના પ્રકાર.**

ઇમારત, ઇમલો, મહેલ, મંદિર, દહેરૂં, શાળા (ધર્મશાળા, ગોશાળા, નિશાળ, કન્યા-

શાળા, વિગેરે ) ખાનું ( દવાખાનું, તોપખાનું, જામદારખાનું, ફરાસખાનું, હમામખાનું, વિગેરે ) ચાલ, હવેલી, વાડો, બંગલો, બંગલી, છાપરૂં, ઝુંપડું, ખોપડું, છાપરૂં, ડહેલો, વંડો, ડહેલું, તબેલો, કોઠીયું, કુઓ, ધોડાર.

## શહેરના વિભાગો.

ચોક, ચૌટું, રસ્તો, શેરી, પોળ, ચોકઠું, ખડકી, ચકલો, ફળીયું, ચબુતરૂં, ચબુતરો, વાડી, આવી, વાડ, ( કણબીવાડ વિગેરે ) વાડો ( ખાજવાડો વિગેરે ) મહોલ્લો, પાડો, ખાંચો, ગલી, કુચી, ધાબો, ગંજ, પરૂ, પુર, કોટ, કીલ્લો, બજાર, ગુજરી.

આ યાદી સંપૂર્ણ થવાની જરૂર.

ઉપરની યાદી કોઈ રીતે પણ સંપૂર્ણ નથી. આપણા ઘરો શહેર અને ગામને લગતા ઘણા શબ્દો હજી બાકી રહી ગયા છે. અને એમાંના ઘણા શબ્દો પ્રાતિક હોઇ એક જણથી એકત્ર થઇ શકે એમ નથી તો દરેક વિદ્વાનને ખાસ વિનંતિ છે કે આ શબ્દોમાં પોતપોતાની સ્મૃતિ પ્રમાણે પોતપોતાના પ્રાન્તમાં અને શહેરમાં પ્રચલિત એવા શબ્દોનો ઉમેરો કરવાને બનતી મદદ આપવાની મહેરબાની કરશે. આવી રીતે એકત્ર થયેલા પ્રાંતિક શબ્દો પરથી પ્રત્યેક પ્રાન્તની તેમ જ શહેરની નગર રચના તથા ઘરની બાંધણી વિષે ઘણી માહિતિ ઉપલબ્ધ થઈ શકશે.

હાલના મોટાં શહેરોના ઘરની બાંધણીના વર્ણનની ખાસ જરૂર.

આ વિષયને સંપૂર્ણ રીતે માહિતગાર બનાવવા માટે આપણા ગુજરાતનાં જુદાં જુ શહેરો જેવાં કે અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા, નડીયાદ, પાટણ ભાવનગર, જુનાગઢ વીગેરેના સ્થળોમાં હાલમાં હયાત એવાં પ્રાચી ઘરોની બાંધણી વિષે વર્ણન તેમ જ તેની રચાનું સ્થુલ આલેખ ( Rough sketch ) ઘણું જ ઉપયોગી થઈ પડશે. અને જે કા એક માણસથી ઘણે ખર્ચે બધા પ્રદેશો ફરી ઘણા પ્રયાસે થઈ શ તેવું કામ જુદા જુદા શહેરોના વિદ્વાનોની અલ્પ મદદથી થોડે ખર્ચે ઘણી સહેલાઇથી થ શકે એમ છે તો અત્રે એકત્ર થયેલા વિદ્વાનો આ વાત ધ્યાનમાં લઈ પોતપોતાના શહેર રચનાનુ અને જુના તેમ જ નવા ઘરોની બાંધણીનું વિગતવાર વર્ણન સ્થુલ આલેખન સા આપવા મહેરબાની કરશે તો સાહિત્યના ઉપાંગ તરીકેના આ વિષયને ઘણી અમુલ્ય મદદ થશે

નવી નગર રચના માટે નવા ઘરો કેવા હોવાં જોઇએ તે સબંધી પુસ્તકની જરૂર.

શહેરોનાં નવાં ઘરો કેવી રીતે બાંધવા જોઇએ અને તેને માટે નગર રચના કેવી હોવી જોઇએ એ વિષય આજકાલ પ્રત્યેક શહેરના આગેવાનોને ઘણે મહત્વનો થઈ પડ્યો છે આ પાશ્ચાત્ય યુગમાં આપણાં શહેરો ઔદ્યોગિ થઈ તેની વસ્તી વધવા લાગી છે અને તેને લઈ નવાં ઘરો અ પરાંઓની વસવાટ થવા માંડી છે તે વખતે શહેર વ્યવસ્થાના અધિ કારીઓ સરકારની મદદ વડે લોક રૂચીને અનુકુળ અને હવા પ્રકાશન સંબંધે આરોગ્યકારી એવાં મકાનો બાંધવા માટે લોકોને જાગૃત કરવ

માટે અનેક પ્રયાસો ચલાવી રહ્યા છે. તે વખતે ઘરની બાંધણી વિષેનું સંપૂર્ણ શાસ્ત્રીય રીતે લખાયેલું પુસ્તક આપણી ગુર્જર પ્રજાને ઘણું ઉપયોગી થઈ, આપણી પરિષદે અમુલ્ય સેવા આ પુસ્તકદ્વારે કરેલી ગણાશે. માત્ર પાશ્ચાત્ય રીતીને અનુસરીને ઘરો બાંધવામાં આપણા વ્યવહારની તમામ સોઇ અને સગવડ સચવાતી નથી માટે આપણી સોઇનાં નાના પણ સુંદર અને મજબુત ઘરો કેવાં અને શી રીતે બાંધવા એ વિષે સંપૂર્ણ માહિતિનું આ જમાનામાં ઘણું ઉપયોગી થઈ પડશે અને આવું પુસ્તક એક માણસ પોતાની રૂચી પ્રમાણે અને પોતાના અલ્પ અનુભવ પ્રમાણે તૈયાર કરે તો સર્વમાન્ય થવાનો બીલકુલ સંભવ નથી. માટે આ વિષય પર માહિતી પોતપોતાની રૂચી અને સગવડ પ્રમાણે વિદ્વાનો આ પરિષદદ્વારા બહાર પાડશે તો તે પરથી તૈયાર થયેલું સાહિત્ય કલ્પનામાં તેમ જ વ્યવહારમાં ઘણું કીમતી થઈ પડશે.

**પ્રાચીન શહેરોની નગર રચના.**

નગર રચનાનો પ્રશ્ન તપાસતાં આપણા શહેરોની રચના જો કે હાલમાં જેવા હવા પ્રકાશના લાભ માટે મોટા અને પહોળા રસ્તાઓ રાખી સમાન્તરે અને એક સરખી રીતે ગોઠવેલાં ઘરોની વ્યવસ્થા વાળી નથી તો પણ કેટલાક આરોગ્યના નીયમો તરફ લક્ષ આપી આપણી નગર રચના થઈ હોય એવું જણાય છે. શહેરના મધ્ય ભાગમાં એક મોટું ખુલ્લું ચોગાન કે ચોક મુકી તેની આસપાસ સાધારણ રીતે બજાર કે ચૌટું ગોઠવેલું હોય છે.

**ચોક ને ચૌટું.**

શ્રીમતી દાદ ભોગવતી ભાગ્યશાળી સ્થીતિમાં પહોંચેલા કેટલાક શહેરોમાં આ ચોક ફરસબંધી હોય છે અને વરસાદનું પાણી જવા આસપાસ બાંધેલી નીક્રો કે ગટરો હોય છે. આવાં બજારની વચ્ચે હાલમાં જેમ દીવાબત્તીનો થાંભલો કે ઘડીયાળનું ટાવર ગોઠવવાનો રીવાજ પડેલો છે તેને બદલે આપણા ગુજરાતમાં જૈન મતના પ્રચારને લઈ ઉડતાં પક્ષીઓને દાણો પાણી નીરવા માટે ઘણાં સુશોભિત એવા ચબુતરા ઉભા કરવામાં આવેલા હોય છે. કેટલેક ઠેકાણે આવા ચબુતરાની આસપાસ શહેરનાં વાહનના અને ભારદારી પ્રાણીઓને પાણી પીવા માટે ફારંજ હવાડા કે હેરા પણ કરેલા હોય છે.

**બજારની દુકાનો.**

બજારની દુકાનો હાલના પાશ્ચાત્ય ઢબના શહેરોમાં દેખાતી મોટી વિશાળ અને ઉંચી હોવાને બદલે સાંકડી બેઠાઘાટની અને કેટલેક ઠેકાણે તો બેઠાળ હોય છે. આવી રીતે બજારની દુકાનો કઢંગી હોવાનું મુખ્ય કારણ એવું જણાય છે કે બજારમાં વેચવાની વસ્તુઓ ઘણું ખરૂં સાંજ સવાર ખુલ્લા ચોકમાં ગોઠવીને વેચવાનો રીવાજ પડી જવાથી દુકાનો વેચાણ કરવાના ઘરોને બદલે માત્ર સામાન ભરવાની વખારો તરીકે વિશેષ વપરાતી હોય છે.

**પોળની વ્યવસ્થા.**

આ મુખ્ય ચોકની આસપાસ ચારેમેર આડું અવળું શહેર ગોઠવાઈ ગયેલું હોય છે. અને શહેરમાં વાહનોનો વાવર ઘણો થોડો હોવાને લઇને રસ્તા સાંકડા ને લાંબા હોય છે. આવા રસ્તાઓ પર જુદી જુદી પોળના કે મહોલ્લાના દરવાજા પડે છે અને પોળમાં ઘરો લગોલગ ગોઠવાયેલાં માલૂમ પડે છે. હવા પ્રકાશ મળે માટે આવી પોળોના વચલા રસ્તા કેટલેક ઠેકાણે પહોળા અથવા તો વચ્ચે વચ્ચે ઉઘાડા ચોગાનમાં ખુલ્લા થાય છે. આવાં ચોગાન કે ચોકઠાં પોળના છોક-

રાઓને રમવાનુ ક્રીડાગણુ ( Playing ground ) થઈ જાય છે અને દરેક ચોકઠાની અકેકી ટુકડી એવી બીજી ટુકડીઓ સાથે રમતમા અને અગ કસરતમા એક બીજા જોડે સ્પર્ધા કરતી હોય છે આવા ચોકઠાની આસપાસ જુદી જુદી ગલીઓ મળી તેમાં ઘરો સજડ ગોઠવાયેલા હોય છે અને આવી ગલીઓમા વળી પાચ છ ઘરો વચ્ચે એક ખુલ્લી ખડકી હોય છે આવી રીતે વચ્ચે વચ્ચે હવા પ્રકાશને સ્થાન મળેલુ હોઇ વ્યવસ્થા આરોગ્યના નીયમોને અનુસરી કરી હોય એવુ ખુલ્લુ જણાય છે

વળી પ્રત્યેક ઘરમા વચ્ચોવચ્ચ નાનો કે મોટો ખુલ્લો ચોક હોય છે અને તેને ફરતી માળ ઉપર ખુલ્લી અગાશી હોય છે આવી રીતે શહેરનો દેખાવ જો કે બહારથી ઘણો ઘીચો ઘીચ કઢગો ને બે ડોળ હોય છે તો પણ અદરની બાજુએ હવા પ્રકાશ માટે ચોકઠા, ચોગાન, ખડકી અને ચોકની વ્યવસ્થાને લઇને બાહ્ય દેખાવથી જેવી કલ્પના આવે છે તેવુ છેક ઘીચો ઘીચ શહેર હોતું નથી આવા શહેરો જ્યારે તરત જ નવા બધાયેલા હશે ત્યારે તે વખતના પ્રમાણમા ઘણા વ્યવસ્થીત અને આરોગ્યકારી હોવા જોઇએ અને દેખાવ પણ સુશોભિત હોવો જોઇએ પરતુ પાછળથી મુસલમાની અમદાનીમા અને તેની પછીથી થયેલી અધાધુનીમા રાજ્ય તરફનો કઈ પણ અકુશ ન હોવાને લઇને કેટલાક વધતા જતા શહેરોમા નવા પરા કે નવા લત્તા વસાવવાને બદલે શહેરમા ખુલ્લી મુકેલી જગ્યાઓ ધીમે ધીમે બથાવી પડી લોકોએ ખીચોખીચ અને જેમ આવે તેમ ઘરો બાધેલા હોવા જોઇએ આને લઈ હાલની કેટલાક શહેરોની બે ડોળ થઈ ગયેલી પોળો અને શેરીઓ આરોગ્યને અનુકુળ ન રહી ગન્દી અને રોગચાળાની ભોગ થઈ પડી છે અજ્ઞાન અને સ્વાર્થને લઈ આપણા શહેરોની થઈ પડેલી આ અધમ સ્થીતિ સુધારવા માટે આપણા મોટમોટા શહેરોની સુધરાઈ મડળી ( Municipality ) મોટા ખર્ચ ઘરો તોડી નવા રસ્તા પોળોમા પાડી પોળની વ્યવસ્થા તોડી નવા રસ્તાઓ ઘરો વચ્ચેથી કાઢી મોટે ખચ શહેર સુધારણા કરવાના મોટા પ્રયાસો કરે છે તે એક રીતે જોતા છેક ઘીચ થઈ પડેલા લત્તાઓને માટે કેટલેક અશે સારૂ છે પરતુ શહેર સુધારણા માટે આ ક્રમ ઘણો ખર્ચાળ અને છેવટે અવ્યવહારિક નિવડવાનો સંભવ છે

પોળોની બગડી ગયેલી પાછળથી વ્યવસ્થા

પોળો સુધારવાની યોજના

મ્યુનીસીપાલીટી મારા અને આધુનીક આરોગ્ય સરક્ષણના નીયમોને અનુકુળ નવા લત્તાઓ વસાવી શકે તે માટે હાલમા સરકારનુ લક્ષ ખેંચાયુ છે અને હાલમા કેટલાક તજ્ઞોના અભિપ્રાય ઉપરથી " ટાઇન પ્લેનીંગ ( નગર રચના ) નો કાયદો " પણ આપણી પ્રાતિક સરકારે ઘડી કહાડ્યો છે આ કાયદાનો સપૂર્ણ લાભ આપણા શહેરો લઈ શકે અને લોકોમા નવા લત્તા વસાવવા માટે અભીરૂચી પેદા થવા માટે નવા ઘરો સોઇદાર ને સફાઇવાળા કેવા બાધવા અને ટુકા ખર્ચમા સહકારીના તત્વ પ્રમાણે પશ્ચિમ દેશોમા જે પ્રમાણે મડળો સ્થપાય છે તેવા મડળો ઉભા કરી નવા ઘરો આપણી સોઈ અને સગવડ સાચવનારા થાય

નવા લત્તાએ વસાવવા માટે નવા ઘરોની રચના સબધી વિશેષ માહિતી ઉત્પન્ન કરવાની જરૂર— અને ઉપાય

અને આપણા જુના ઘરોનો ઉત્તમ ગુણ ગ્રહણ કરી તેમાં નવા વિચારો પ્રમાણે સુધારણા કરી નવી જ બાંધણી ઉપસ્થીત કરવાનો વખત ઘણો નજીક આવી પહોંચ્યો છે તે વખતે આપણી આ વિષયની સુષુપ્તિ દુર કરી અજ્ઞાનમાંથી જાગૃતિ મેળવવાની ખાસ જરૂર છે તો આ વિષય પર વિદ્વાનો પોતાની અભિરૂચી પ્રમાણે ઘરોની રચના અને સગવડ પર પોતાના વિચારો દર્શાવશે અને સામાન્ય લોકોમાં સહકારીના નિયમો અને સારા ઉઘાડા લત્તામાં નવીન પદ્ધતિના ઘરો બાંધવાની લાલચ પેદા કરશે તો આપણી નવી પ્રજાની તન્દુરસ્તી અને શરીર બળમાં વધારો થઈ એક ઉત્તમ દેશ સેવા થશે તે નિર્વિવાદ છે તો આ પ્રસંગે સંપૂર્ણ આશા છે કે વિદ્વાનો આ વિષે ઉંડો વિચાર કરી અને વાદવિવાદ ચલાવી " ઘરોની રચના " નું નવું સાહિત્ય ઉત્પન્ન કરવામાં પુરી મદદ કરશે.

## પ્રશ્નમાળા અને સુચનાપત્ર.

[illegible]ચેના પ્રશ્નો અને સુચના જે વિષે આ નિબંધમાં ચર્ચા કરવામાં આવી છે તેમનાં [illegible]ગર વધારે પ્રશ્નો અગર સુચના પર લક્ષ આપી વિદ્વાનો પોતાની અનુકુળતાએ મદદ [illegible]વી વિનંતિ છે. આ વિષયની ચર્ચા અથવા લખાણ " વસંત " પત્રદ્વારા કરવા [illegible]તિ છે.

[illegible] [illegible]પણા ગુર્જર પ્રાન્તમાં જુના ખંડેર થઈ ગયેલા શહેરો જેવાં કે વલ્લભીપુર વિગેરેના [illegible]નું ખોદાણ કામ કરાવી તે ઉપરથી જુનાં ઘરોની બાંધણી વિષે ઉપલબ્ધ થતું [illegible]ય ઉત્પન્ન કરવા શા પ્રયાસ કરવાની જરૂર છે ? આવી રીતનું શોધ ખોળ કરવામાં [illegible] કંઈ કરી શકે એમ હોય તો તેને વ્યવહારિક સ્વરૂપ આવે એવી કોઇ સંકલ્પ [illegible]ના બહાર પાડવા માટે શા ઉપાયો લેવા જોઇએ ?

[illegible]) પ્રાચીન ગ્રન્થો અને પ્રાચીન ઇતિહાસના સાધનોપરથી મળી આવતી જુના ઘરોની રચના સંબંધીનું સાહિત્ય એકત્ર કરવા માટેનાં શાં શાં સાધનો છે ?

[illegible]) પ્રાચીન ગુર્જર સાહિત્યમાં નગરરચનાના અને ઘર, મહેલ, મંદિર વિગેરેના વર્ણનો પરથી મળી આવી માહિતિ જુદા જુદા ગ્રન્થોના અભ્યાસકોએ પરિષદ્ દ્વારા બહાર પાડવાની આવશ્યકતા.

પ્રાચીન શહેરોના હાલ જમીન બહારની સપાટીએ માલુમ પડી આવતાં ઘરો, રાજમહેલો અને મંદિરોનું સંપૂર્ણ રીતે નિરીક્ષણ કરી તેની રચનાના નકશાઓ અને તેના સાધનોના નમુનાઓ સંગ્રહ કરી તે ઉપરની નકશી વિગેરે શિલ્પ કામના ઉતારાઓ પ્રસિદ્ધ થવાની આવશ્યકતા.

(૫) જુના નગરોમાં હાલમાં ઉભાં ઘરોના વર્ણનો, તેની રચનાના નકશાઓ અને તેની કારીગીરીના નમુનાઓ ચિત્રમાં ઉતારી એકત્ર સંગ્રહ થવાની આવશ્યકતા.

(૬) આ વિષયમાં ઉત્સાહ લેનાર પ્રત્યેક વદ્વાને પોતાના શહેર કે ગામની રચનાનું સ્થુલ

ચિત્ર આપે એવું વર્ણન તેમ જ તે શહેર કે ગામમાં આવેલાં પ્રસિદ્ધ શ્હેરાણુના જુના મકાનો જેવા કે રાજમહેલ, હવેલી, વાડા, અને ઘરોની રચના જણાવનારૂં વર્ણન, બને તો મુખ્ય અંગોના ચિત્રો (ફોટોગ્રાફીક) સાથે આપવાથી ખાસ જરૂર છે, આ ઉપરથી જુદા જુદા પ્રાંતોમાં પડતા થોડા થોડા દેશાચારના ફેરફારો તુરત જુદા પાડી શકાઇ એકત્ર થયેલા જુદાં જુદાં વર્ણનો પરથી મળતું નવું સાહિત્ય ઉત્પન્ન થઇ શકશે

(૭) પોતપોતાના દેશવિભાગમાં વપરાતા નગર રચનાના તથા ઘરબાંધણીના તેમજ ઘર બાંધવામાં લાગતાં કારીગરોનાં જુદાં જુદાં હથીઆરો વિગેરેના પારિભાષિક શબ્દોની સંપૂર્ણ યાદી પ્રત્યેક વિદ્વાને એકત્ર કરી પરિષદ્ દ્વારા પ્રસિદ્ધ કરવાની આવશ્યકતા.

(૮) ઘરની બાંધણીના જુદા જુદા પ્રાકૃત તેમજ સસ્કૃત શબ્દોની વ્યુત્પત્તિ પરથી આ વિષયપર વિશેષ પ્રકાશ પાડનાર શબ્દનો ઇતિહાસ વિદ્વાન વર્ગ તરફથી પાડવામાં આવશે તો આ વિષયને ઘણીજ મદદ મળવાનો સંભવે છે.

(૯) દરેક કોમવાર અને સંસ્થાવાર ઘરોની સોઇ સગવડ કેવી હોવી જોઇએ તેવું સુખ વર્ણન અને આ સોઇ સાચવવાને જુના ઘરોમાં શી વ્યવસ્થા કરવામાં આ[illegible] તથા નવી બાંધણી ઉપરથીત કરવામાં આ સોઇ સગવડ સાચવવા માટે શી [illegible] કરવાની જરૂર છે તે બતાવનારા નિબંધો પ્રકટ થવાની ખાસ આવશ્યકતા.

(૧૦) શહેરના નવાં પરાં અને નવા લત્તા વસાવવા માટે આપણા રીત રીવા[illegible] અને આપણી પાશ્ચમાત્ય સુધારણાને અંગે થયેલી નવી રૂચીને બંધ બે[illegible] જ હાલના સુધરેલા આરોગ્ય શાસ્ત્રના નીયમો પ્રમાણે ઘરોની બાંધણી [illegible] જોઇએ તે વિષે વિદ્વાનોના મતો એકત્ર કરી બાંધ કામના નિષ્ણાત આપ[illegible] નીયમો પામે તેને અનુકુળ ઘર રચનાના જુદા જુદા નકશાઓ કરાવી તેને એક મંડળ મારફત પ્રસિદ્ધ કરાવવાની આવશ્યકતા.

(૧૧) આવાં નવી રચનાના ઘરો થોડા ખર્ચમાં અને સારા કાટ માલથી બંધાવવા માટે એક પરસ્પર સહાયકારી મંડળ સ્થાપી કેવી રીતે યોજના કરવી જોઇએ તે વિશે લોકોમાં સમજ પાડનાર સુચનાપત્ર પ્રસિદ્ધ કરી તેનાં પ્રત્યેક શહેરમાં પ્રસાર થવા યોગ્ય મંડળની સ્થાપવાની આવશ્યકતા.—

ઉપરની સુચનાઓમાં સુચવેલા વિષયો વિષે વિદ્વાનો પોતાના મત તથા માહિતિ કુરસદને વખતે-વખતે મોકલશે તો બીજી પરિષદ ભરાતાં સુધીમાં તે વિષે ઘણી માહિતિ ઉત્પન્ન રચના[illegible] સ્વતંત્ર પુસ્તક લખાઇ ઉત્તમ સાહિત્ય સેવા થવાનો સંપૂર્ણ અવ આ કાયદાનોલા વિદ્વજ્જનોને આ સેવામાં યથાશક્તિ મદદ આપવા ખાસ નવા લત્તા વસ્તોઓ ઉમગથી આ વિનંતિ સ્વિકારશે એવી નમ્ર આશા છે.

વવા માટે નવાં ઘરોની રચના સંબંધી વિશેષ માહિતી ઉત્પન્ન કરવાની જરૂર— અને ઉપર

દાર ને મકાઇવા પ્રમાણે પશ્ચિમ ઉભા કરી ન

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

Rge. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૭૧

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી એ એલ્ એલ્ બી
ઑનિઇન્ટ રોડ—અમદાવાદ.



ધી અમદાવાદ યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી મા મોતીલાલ શામળદાસે છાપ્યું.
ટંકશાળ-કાળુપુર—અમદાવાદ.

Rge. No. B. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૭૧.

## બ્રહ્મકૃપામૃત.

પરબ્રહ્મકૃપામૃત કેવલ એ!
રસતૃપ્તિ છવાય કૃતજ્ઞ હિયેઃ

રસિયાં સ્વજનો રસરાસ રચેઃ
ઉછરંગ વિનોદ વિલાસ મચેઃ
પરબ્રહ્મકૃપામૃત કેવલ એ!

પ્રિયતા પ્રકટેઃ રસમસ્ત છકેઃ
પ્રિયપ્રાણવીણા ગજવે ઝુક એઃ
પરબ્રહ્મકૃપામૃત કેવલ એ!

રસજીવનની પલ ધન્યઃ અહો!
પ્રભુ! એક ખંડિત એ જ રહોઃ
પરબ્રહ્મ કૃપામૃત કેવલ એ!

૧-૭-૧૫ }
અમદાવાદ } લલિત.

---

# સ્રી શિક્ષણ*

તથા

# ગૃહવ્યવસ્થા.

ગ્રહરાજ્યમાં આર્થિક, વૈજ્ઞાનિક, નૈતિક અને કળા સબંધી તત્વોનો સમાવેશ થાય છે. ગૃહ એ કુટુંબને રહેવાનુ સ્થળ, પ્રેમનો આશ્રમ છે. મનુષ્ય જીવનનો પવિત્ર આશ્રમ છે.

ઘરમાં છોકરાં ઉછેરાય છે.

આજના સંતાન તે કાલનાં નાગરિક જન થશે.

સમાજનુ પ્રથમ અંગ સ્ત્રી, અને તેનુ બાળક હતું. કુટુબમાં તથા ભિન્નભિન્ન જાતિમાં ચાલતી રૂઢિ અને કાયદા, તે આ અંગને સ્થાયી બનાવવાનો, તેમજ પુરૂષ-એટલે પિતાનો કુટુંબ સાથે સંબંધ ઘાડતર કરવાનો ઇતિહાસ છે.

સ્ત્રી જાતિમાં ઉત્પાદક શક્તિ રહેલી છે. તે માતા તરીકેના કાર્યમાં પ્રત્યક્ષ થાય છે. સતતી ઉત્પન્ન કરવી, તેમને ઉછેરવી. ગૃહ અને ગૃહજીવનનું પોષણ કરવું એ આ શક્તિનો પ્રત્યક્ષ આવિર્ભાવ છે. તેથી દરેક બાળાને-પછી ગમે તે સ્થિતિમાં તે હોય-ગૃહજીવનના કર્તવ્ય પ્રદેશમાં તેનો ઉત્સાહ જાગૃત કરવાને તેમ જ તેને રસિક બનાવવા માટે શિક્ષણ આપવું જોઈએ. અને જેમ જેમ આપણા જીવનની દૃષ્ટિ મર્યાદા વિશાળ થતી જાય તેમ તેમ આપણી મનોભાવના ઉત્તરોત્તર ઉચી થતી જાય, તેને અનુકૂળ શિક્ષણ હોવું જોઈએ. પરિણામે જીવનનુ મહત્ત્વ, જીવનની સુંદરતાનું ભાન થાય. આજ જનસમૂહનો આદર્શ હોવો જોઇએ—જ્યા આદર્શ નથી, ઉચ્ચ અભિલાષા નથી ત્યાં મનુષ્યની અધોગતિ થાય છે.

અનુભવથી જણાય છે કે ૧૪ થી સોળ વર્ષની બાળાઓને કેવા પ્રકારનુ શિક્ષણ

* સ્ત્રીનાં મુખ્ય કર્તવ્ય બે: બાલ ઉછેર અને ગૃહવ્યવસ્થા. એમાંથી બાલ ઉછેર ઉપર આ પત્રમાં એક કરતાં વધારે વાર—એક વખત સૌ. શારદાને જ હાથે—લખાયુંછે. આજ ગૃહવ્યવસ્થાના વિષય ઉપર એ લેખક જે લખે છે તે પ્રત્યે અમે વાચકનું ધ્યાન ખેંચીએ છીએ, અને તે સાથે ગૂજરાતમાં જે કોઇક સ્ત્રી અગર પુરૂષે આ વિષય ઉપર અનુભવ પૂર્વક વા તત્સંબન્ધી વિશાળ વાચનપૂર્વક મનન કર્યું હોય તેમણે પોતાના મનનનો ગૂજરાતને લાભ આપવો એવી એમને વિનંતિ કરીએ છીએ. સૌ. શારદા પણ આ વિષય ખરી દેશહિતની લાગણીથી પુષ્કળ ચર્ચાય એમ ઇચ્છે છે. આશા છે કે અમારી તેમ જ લેખકની આ ઇચ્છા સફળ થશે.

તન્ત્રી.

અપાવવું જોઇએ, તેનો નિર્ણય થઇ શકશે નથી. પચાસ વર્ષ ઉપર આપણી જે સામાજીક સ્થિતિ હતી, તે આજે રહી નથી. બદલાએલી પરિસ્થિતિને અનુકૂળ શિક્ષણ પદ્ધતિ હોવી જોઇએ

પદ્ધતિ પૂર્વક ગૃહવ્યવસ્થાનું શિક્ષણ વ્યવહારમાં મૂકવાનું કામ કાંઇ ઘણું મુશ્કેલ નથી. એ કાંઇ ખોટો તુરંગ નથી. સમાજના ઉત્કર્ષમાં અતિ મહત્વનું સાધન છે.

ગૃહિણી તરીકે સ્ત્રીઓનાં કાર્યક્ષેત્રના જૂદા જૂદા વિભાગ પાડી શકાય. પ્રથમ તો કુટુંબને રહેવા માટે યોગ્ય ઘરબાર સાચવવાનું, કુટુંબનું અન્નપોષણ કરવાનું, પહેરવાનાં યોગ્ય કપડાંની વ્યવસ્થા રાખવાની, કુટુંબમાં જે પરતંત્ર વ્યક્તિ હોય જેવાં કે બાળક, માંદાં માણસ, અને વૃદ્ધજન, તેમની સંભાળ રાખવાની.

બીજા વિભાગમાં કુટુંબની સામાજીક, નૈતિક, અને ઔદ્યોગિક ભાવના સંબંધી કર્તવ્યો-નો સમાવેશ થાય છે. આવી રીતે આ બે પ્રકારનાં કર્તવ્ય માટે સ્ત્રીઓને નીચેના વિષયો સંબંધી જ્ઞાન મેળવવાની જરૂર છે—ઘર, ખોરાક, કપડાં લત્તાં, બાળકની સંભાળ, માંદાંની માવજત, અકસ્માતના તાત્કાળિક ઉપાય, વ્યવહારૂ અર્થશાસ્ત્ર ( Home and Social Economics. )

## ઘર.

ચુના માટીથી બનેલું ઘર, અને ઘરમાં વસનારૂં કુટુંબ એ બેનો સંબંધ એટલો નિકટ છે કે એ બે વિષે જૂદું વિવેચન થાય નહિં. બહારનો દેખાવ, અને અંદરની ભાવના, કે જે ગૃહવ્યવસ્થામાં મૂર્તિમંત થાય છે, તેનો અરસ્પરસ સંબંધ એટલો બધો છે કે ઘરમાં રહેતી વસ્તુઓ, રાચરચીલું, ઇત્યાદિ ઉપરથી ઘરમાં વસનાર કુટુંબની પ્રકૃતિ સમજી શકાય છે. જે ઘરમાં મનુષ્યને રહેવાનું થાય છે, તેની અસર તેની બુદ્ધિ અને નીતિના વિકાસમાં જેટલી થાય છે, તેટલી બીજા કશાથી થતી નથી. તેમાં જો સામાન્ય ગૃહની વ્યવસ્થા જો કોઇ સુસંસ્કૃત ગૃહિણીને હસ્તક હોય તો તેનો લાભ અનંત છે એ નિર્વિવાદ છે.

સામાન્ય રીતે ઘર નીભાવવામાં ગૃહનું આરોગ્ય, ગૃહનો શણગાર, રાચ રચીલાની વ્યવસ્થા, અને ગૃહવ્યવસ્થા એટલા ઉપર ગૃહિણીને નજર રાખવાની છે.

હવે આ પ્રકારનું જ્ઞાન મેળવવા માટે કેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ ?

સામાન્ય વિષયો—ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વાંચન, વ્યાકરણ, શિવણકામ એટલા સંપૂર્ણ શીખ્યા પછી પંદરમા વર્ષથી બાળાઓને બે વર્ષ સુધી ખાસ શિક્ષણ આપવાની અગત્ય છે. તે બે વર્ષમાં ગૃહિણીને યોગ્ય શિક્ષણ આપ્યાથી ઇષ્ટ પરિણામ આવવા આશા છે.*

---

* નીચે બતાવેલા સર્વ વિષયો સ્વભાષામાં શીખવવા.

હવે ઉપર જે વિષયો કહ્યા છે તે શીખવવા માટેનો ક્રમ કાંઇક વિસ્તારસહિત આપીશું.

## ૧ ગૃહનું આરોગ્ય.

ઘરના આરોગ્ય સંબંધી જ્ઞાન સંપૂર્ણ રીતે મેળવવા માટે, કેમીસ્ટ્રી, ફીઝીક્સ, બેક્ટેરીઓલૉજી એ વિષયની સામાન્ય માહિતી; અને ઘરની શીતળતા, ઉષ્ણતા, પ્રકાશ, હવાની આવજાવ, પાણીનો ઢોળાવ, એ વિગેરે સાથે એ સર્વનો કેટલો સંબંધ છે તે જાણવાની અગત્ય છે. કેવી જગાએ ઘર હોવું જોઇએ, તેમાં કેવી સગવડ રાખવી જોઇએ, અને તેની સંભાળ કેવી રીતે રાખવી તે, આરોગ્ય સચવાય તેવી જગ્યા, પુરતુ સ્વચ્છ પાણી, ઘરની આસપાસ તેમજ ઘરની અંદર વપરાતી દરેક વસ્તુ, રાચરચીલું સર્વમાં અત્યંત સુઘડતા એ સર્વેનું મૂળ વૈજ્ઞાનિક નિયમોમાં રહેલું છે. તે નિયમો વ્યવહારમાં મૂકવા માટે ચોક્કસ અભ્યાસ કરવામાં આવે તો દેશના આરોગ્યની સ્થિતિ ઘણે અંશે સુધરે.

## ૨ ગૃહની શોભા—રાચરચીલું.

ઘરને સાદી રીતે શણગારવું, તેમાં રાચરચીલું સ્વચ્છતાથી ગોઠવવું એ સર્વ સ્ત્રીઓને જાણવાની જરૂર છે. જુજ સામાનમાંથી સામાન્ય વસ્તુઓ લઇને ઘરને દીપાવવું એ એક કળા છે, ને તે ઘણાં થોડાંને આવડે છે. સ્વચ્છતાથી, કળાથી શણગારેલું ઘર આનંદનું સ્થાન છે. પુરૂષ તેમજ બાળક વર્ગ સહુનું વિશ્રામ સ્થળ છે. તેવા ઘરમાં રહેનારને નિયમમાં રહેતાં, સ્વચ્છતા સાચવતાં શીખવવાનું અઘરૂં નહિં લાગે. લગ્ન પ્રસંગે, વર્ષગાંઠ, દીવાળી, નવરાત્રી વિગેરે તહેવારને પ્રસંગે, કાંઇ ઉત્સવ, મેળાવડો, જમણવાર હોય ત્યારે ઘરને શણગારવાની આપણામાં રીત છે, તો તેવે વખતે કેવી વ્યવસ્થા ઉત્તમ ગણાય તેની માહિતી જરૂરની છે. રંગોળી, સાથીઆ, તોરણો, ધજા, દીવા, બીછાંના વિગેરે કેવી રીતે મૂક્યાથી સારૂં દેખાશે એની માહિતી આપવી જોઇએ; અને તેને માટે વ્યવહારૂ સૂચનાઓ આપવી જોઇએ.

### ગૃહવ્યવસ્થા.

ઘર ખર્ચનો અડસટ્ટો, ઉપજ પ્રમાણે ખર્ચ નીભાવવાની રીત, બજાર ભાવ શા છે તે જાણવાની જરૂર એ સર્વ વ્યવહાર કામ યોગ્ય રીતે કરવા માટે શિક્ષણની જરૂર છે. ઘરમાં જે જે ચાલુ ખર્ચ હોય તે પ્રમાણે ઉપજના વિભાગ કરવા; પદ્ધતિ પ્રમાણે ઘર ખર્ચનો હિસાબ રાખવો અને લખવો. ઘરમાં વાપરવાની વસ્તુઓની પસંદગી કરવી, જૂદાં જૂદાં કામની વહેંચણી કરવી, ચાકર નોકરની સાથે કેવી વર્તણૂક રાખવી એ સર્વ વિષયની માહિતી પુસ્તકોદ્વારા તેમજ વ્યવહારૂ સૂચનાથી આપવી.

### ખોરાક—રસોઇ.

કુટુંબ માટે કયો ખોરાક યોગ્ય છે તે જો માલુમ પડે તો શરીરનું પોષણ બરોબર

થાય. યોગ્ય ખોરાકને પરિણામે કૌવતવાન, તંદુરસ્ત શરીર થાય, અને ઝીંદગી પ્રફુલ્લિત રહે; અને બુદ્ધિ અને નીતિની ઉન્નતિ કરવાનો માર્ગ સરલ થાય. દરેક સ્ત્રીને પોતાના કુટુંબ માટે પુષ્ટીકારક ખોરાક સંબંધી પ્રશ્ન હરહમેશ ઊભો થાય છે, અને ઘર વ્યવસ્થાના બીજા બધા પ્રશ્ન કરતાં એ ઘણો જ મુશ્કેલી ભરેલો છે; તેમજ જો યોગ્ય તોડ ન થાય તો હાનીકારક થઇ પડવાનો સંભવ તેમાં રહેલો છે. ઘણીવાર તો આ બાબતની બેદરકારી જ જોવામાં આવે છે. કોઇ તેનો વિચાર જ કરતું નથી. મનુષ્યની ભુખ પૂરી પાડવી એ જૂદી વાત છે, અને દરેક અવયવને પુષ્ટી મળે તેવો ભિન્ન ભિન્ન પ્રકારનો યોગ્ય ખોરાક આપવો એ જૂદી વાત છે. ઉછરતાં છોકરાંને, તેમજ માંદાં તથા વૃદ્ધ માણસોના ખોરાકમાં આ બાબત પર લક્ષ આપવાની ઘણી જ અગત્ય છે; કારણ કે ખોરાકની સારી નરસી અસર તેમને તરત થાય છે. તો જેમને હસ્તક ગૃહ વ્યવસ્થા હોય તેમણે ખોરાક સંબંધી જ્ઞાન,—કયો ખોરાક પુષ્ટીકારક છે, તેની દરેક અવયવ ઉપર શી અસર થાય છે, એકંદર રીતે આખા કુટુંબના કલ્યાણમાં તેની કેટલી અસર થાય છે તે સર્વનું શાસ્ત્રીય અને વ્યવહાર જ્ઞાન મેળવવાની જરૂર છે.

વસ્તુતઃ પ્રશ્ન એવો ઊભો થાય છે કે દરેક કુટુંબની ગુંજાસ પ્રમાણે કેવા પ્રકારનો ઉત્તમ પુષ્ટીકારક ખોરાક આપવો જોઇએ; અર્થાત્ દરેક વ્યક્તિને જૂદાં જૂદાં કાર્ય કરવાનાં હોય તેને યોગ્ય સ્વાદિષ્ટ, આંખને રૂચે તેવો, અને આર્થિક ગુંજાસ પ્રમાણે, અમુક જથામાં ખોરાક કેવી રીતે તૈયાર કરવો એ પ્રશ્ન મોટો થઈ પડે છે. આ વિષયનું માત્ર શાસ્ત્રીય જ્ઞાન બસ નથી. એટલાથી જ માત્ર કૌવતવાન શરીર બંધાતાં નથી, પરંતુ શાસ્ત્રીય જ્ઞાનની સાથે વ્યવહાર સૂચનાથી દરેક નિયમમાં રહેલો ઉદ્દેશ જો સમજાય તો જ ખરો લાભ થવા સંભવ છે.

આ વિષયના બે વિભાગ કરવા પડશે.

પ્રથમ—વિજ્ઞાન અથવા મૂળ નિયમો.

બીજું—કળા, અથવા વ્યવહાર સૂચના.

એમાં કૅમીસ્ટ્રી, બાયોલૉજી, ફીઝીઓલૉજી અને ડાએટીકસનું સંક્ષિપ્ત જ્ઞાન આવશ્યક છે.

## કૅમિસ્ટ્રી.

ખોરાકની બનાવટ, તેનું મિશ્રણ, ખોરાક તૈયાર થતાં તેમજ પાચનક્રિયામાં થતા રાસાયણિક ફેરફાર, નુકસાનકારક ભેળવણી, સાબુ બનાવવાની ક્રિયા, ડાઘા કહાડવાની ક્રિયા, ધાતુને સ્વચ્છ કરવી, લાકડાનો પૉલીસ ઇત્યાદિ, સામાન્ય ધોવાના પ્રયોગ ઇત્યાદિમાં થતા રાસાયણિક પ્રયોગમાં થતા ખર્ચનો અડસટ્ટો, કપડાં સંબંધી, જુદા જુદા રંગ કેટલા ટકે છે, અને કેવી જાતના છે એ સર્વમાં રહેલા રસાયણશાસ્ત્રના નિયમોનું જ્ઞાન જરૂરનું છે.

## બાયોલોજી.

વનસ્પતિ, તેમજ જીવજંતુથી ખોરાક ઉપર થતી અસર, ખોરાકની ચીજોની ઉત્પત્તિ તેમજ ભરી રાખવાની રીત અને ખોરાક સાચવી રાખવામાં તેમજ તન્દુરસ્તી સાચવવામાં તથા ઉડતા રોગના ચેપનાં મૂળ, તેની જૂદી જૂદી જાત, ઉડતા મુખ્ય રોગો, અને શરીર તેમજ ઘરમાં વાપરવાની જંતુનાશક દવાનો ઉપયોગ એ સર્વેમાં જરૂર પડતો જંતુવિદ્યાનો અભ્યાસ આવશ્યક છે.

## ફીઝીઓલૉજી (Physiology).

આ વિષયમાં શરીરમાં ખોરાકનો થતો ઉપયોગ—પાચનક્રિયા, લોહી ,સાથે મળવું, શક્તિ સાચવી રાખવી, મળ ખાલી કરવો—એનું જ્ઞાન આવશ્યક છે. આરોગ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે રહેવાથી તન્દુરસ્તી ઉપર થતી અસર,–યોગ્ય ખોરાક, કસરત, આરામ ઊંઘ, મીતાચાર, સ્વચ્છતા, યોગ્ય કપડાં, અને જીંદગીની સામાન્ય સારી ટેવો; આરોગ્યના અને ફીઝીઓલૉજીના નિયમો કુટુંબની તેમજ ઘરની તન્દુરસ્તી સુધારવામાં વ્યવહારમાં મૂકવાથી થતા લાભ—આટલું જ્ઞાન આવશ્યક છે.

## ડાએટિક્સ (Diotics).

તન્દુરસ્તીમાં તેમજ માંદગી વખતે શરીરને કયા કયા ખોરાક અનુકૂળ પડે, જૂદી જૂદી ઉમરે, જૂદી જૂદી હવામાં, તેમજ જૂદા જૂદા ધંધામાં કેવા પ્રકારનો તેમજ કેટલા જથામાં ખોરાક લેવો તેનું જ્ઞાન આવશ્યક છે.

## ખોરાકની વસ્તુની પસંદગી.

આ વિષયમાં ખોરાક માટે કેટલા પૈસા ખરચી શકાય તેનો અડસટ્ટો બાંધવો, બજારમાં કઇ કઇ વસ્તુ કઇ કઇ કિંમતે વેચાય છે તેની માહિતી, વસ્તુઓ બનાવવામાં અને તૈયાર કરવામાં ખોરાકની જાત ઉપર થતી અસર, જૂદા જૂદા ખોરાક કેવા પ્રકારની પુષ્ટિ ધરાવે છે તેની ગણતરી, એક જ પ્રકારના પુષ્ટિકારક ખોરાક થોડા ખર્ચમાં કેવી રીતે તૈયાર કરી શકાય એનું જ્ઞાન આવશ્યક છે. તે માટે ઘરનો હિસાબ રાખતાં પણ શીખવાનું જરૂરનું છે.

ખોરાકની વસ્તુઓ અને તેની સંભાળ—તૈયાર કર્યા પહેલાં, તેમજ તૈયાર કર્યા પછી ખોરાકની યોગ્ય સંભાળ લેવાય તો ખરચનો ઘણોજ બચાવ થાય છે.

## ખોરાક તૈયાર કરવો.

આ વિષયમાં ખોરાકનું યોગ્ય મિશ્રણ અને રસોઇની રીત એ બે બાબતો લક્ષમાં રાખવાની છે. આપણામાં ચાલતી સામાન્યપદ્ધતિનો આમાં સમાવેશ થાય. થોડે ખરચે સ્વાદિષ્ટ અને આંખને રૂચીકર લાગે એવી રીતે વાનીઓ તૈયાર કરવી એ બાબત ઉપર વિશેષ લક્ષ આપવું.

અશક્ત અને માંદાં માણસને તેમજ બાળક અને વૃદ્ધને કેવા પ્રકારનો ખોરાક આપવો તે પણ આવશ્યક છે.

રસોઇ આવડયા પછી કેવી રીતે પીરસવું, મીજબાનીની તૈયારી, કેવી રીતે કરવી, કેવી રીતે જમણવાર સુશોભિત કરવો, પીરસનાર તેમજ યજમાને કેવી રીતે વર્તવું, નોકરો પાસે કેવી રીતે કામ લેવું એ સર્વની આવડ જોઇએ.

## કપડાં.

કપડાંની જાત, ટકાઉપણું, તેમની ખરી કિંમત, તેમની સંભાળ, રંગ જાતનું યોગ્ય મિશ્રણ, તેનો યોગ્ય ઉપયોગ, અને કુટુંબને માટે ઘરગથ્થુ કપડાં તૈયાર કરવાની રીત એટલાનું જ્ઞાન જરૂરનું છે. કપડાં પસંદ કરવામાં અને તેના ઘાટ શીવડાવવામાં આરોગ્યશાસ્ત્ર ઉપર લક્ષ આપવું જોઇએ; કે જેથી શરીરના અવયવને વધવામાં બાધ ન આવે. કપડાંના રંગ, ઘાટ અને બીજી યોગ્યતા, પહેરનારનાં રૂપ અને દેહ ઘાટને અનુકૂળ રાખવા તરફ લક્ષ રાખવું જોઇએ. જૂદી જૂદી જાતનાં કપડાંની બનાવટ અને કીંમત બરોબર જાણવી જોઇએ, જેથી જીંદગીની બીજી જરૂરીઆતોના પ્રમાણમાં કપડાંનો ખર્ચ થઇ શકે, અને ખર્ચનો એક ચોક્કસ અડસટ્ટો બાંધી શકાય. કપડાંને સાંધવાં, તથા રફુ કરવાં, ઘુનવું તથા સાફસુફ કરતાં પણ શીખવું જોઇએ. કારણ કે પહેરવાનાં કપડાંનું બરોબર જતન કરવામાં આવે નહિં તો વિના કારણનો વધારે ખર્ચ થાય અને તે છતાં સંતોષ કે સગવડ જોઇએ તેવાં મળી શકે નહિં. કપડાં જ્યારે વપરાશમાં ન હોય ત્યારે તેની કેવી રીતે સંભાળ લેવી તે જો બરોબર ધ્યાન પહોંચાડયું હોય છે તો ઘણો લાંબો વખત તે ટકી શકે છે. કપડાં વેતરતાં, શીવતાં અને બરોબર બંધ બેસતાં તૈયાર કરવાને માટે અભ્યાસની જરૂર છે. આ સર્વ હકીકત પહેરવાનાં કપડાં માટે થઇ. ઘરમાં વપરાતી ચાદરો, ગલેફ, ટુવાલ, ગળણાં, સાફસુફ કરવાના કકડા, પડદા, બીછાનાં, ગરમ, સુતરાઉ ઓઢવાનાં, પથારીઓ વિગેરે સર્વ માટે ઉપર લખેલી હકીકત લક્ષમાં રાખવાની છે.

આ વિષયનું શિક્ષણ લેવા માટે કપડાંની જાત, ભાત, રંગ, તેની પસંદગી, શિવણ, સાંધવું, થીંગડાં. મારવાં, સાદાં કપડાંની બનાવટ, છોકરાંનાં કપડાં વિગેરે, ચાદરો, ગલેફ વિગેરે તૈયાર કરવાં તેને નિશાનીઓ કરવી, ડોરણો, ભરત, ગુંથણનો ઉપયોગ એ સર્વનો અભ્યાસ અગત્યનો છે.

## બાળકોની સંભાળ.

ઘરની વ્યવસ્થામાં સર્વથી વધારે અગત્યનો અને જેના ઉપર પુખ્ત વિચાર કરવાની જરૂર છે, તે બાળકોની સંભાળ, અને ઉછેરનો વિષય છે. આ વિષયમાં સ્રી જાત માત્ર પોતાની જાતને કે કુટુંબને જ જવાબદાર નથી. પણ સમસ્ત જનસમાજની જવાબદાર છે. ઘરમાં વસનાર અને વિશેષ કરીને બાળકોની માનસિક, નૈતિક અને શારીરિક ઉન્નતિ સંપૂ-

ણુતાથી થાય એવો સહવાસ અને પરિસ્થિતિ ઉત્પન્ન કરવી એ જ ઘર અને તેમા પળાતા નિયમો, અને પ્રસગોનો મુખ્ય ઉદ્દેશ છે આ ઉન્નતિમા જે કાઇ બાધ કર્ત્તા હોય તે ગૃહ સસ્થાના કાર્યમા બાધ થયો કહેવાય જો તેમા વધારો થાય તો મનુષ્યજાતિને લાભ થાય

આ કાર્ય સ્ત્રીઓને હસ્તક અનેક કારણોને લીધે રહેલુ છે આ કાર્યની ગભીરતા જોઇને તેમજ સામાન્ય રીતે ન્હાની વયમા તથા અનુભવ વગરની બાળાઓને માથે ઉછરતી ઉમરના બાળકોની સભાળની જવાબદારી રહેની હોવાથી આ મહાન જવાબદારી અદા કરવા માં માત્ર માતાની કુદરતી ભાવના અથવા પ્રેરણાશક્તિ ઉપર આધાર ન રાખતા તેને માટે ખાસ માર્ગદર્શક સૂચનાઓ આપી હોય તો ઘણો લાભ થાય ગર્ભાવસ્થામા જો બાળકની સાર સાચવટ ન થાય તો આગળ જતા, તેની શારીરિક, માનસિક અને નૈતિક ખીલવણી ઘણી જ કુંઠિત થાય છે પોતાની પરાધીન સ્થિતિ વખતે જે મનુષ્યો ઉપર તેને આધાર રાખવો પડે છે, તેમના અજ્ઞાન, અને બેદરકારીને લીધે આવુ પરિણામ આવે છે, તેને લીધે આગળ જતા તેને કાંઈ ઓછી આપત્તિ કે અગવડ ભોગવવી પડતી નથી બીજાની સાથે તેની સ્પર્ધા તો ઘણી તીક્ષ્ણ હોય છે અને જો તેની પાસે પૂરતા સાધન ન હોય તો તેને જાણે પોતાનો જ દોષ હોય તેટલુ જ સહન કરવુ પડે છે ભવિષ્યની જીંદગી માટે સજ્જ થવાને બાળક વયમા યોગ્ય સભાળ એ દરેક બાળકનો વ્યાજબી હક્ક છે, એ સર્વ કોઈ કબુલ કરશે પરતુ સામાન્ય બાળકને સામાન્ય ઘરમા તેવી સંભાળ નિશ્ચય મળે જ એ મુશ્કેલ છે આ મુશ્કેલી દૂર કરવાનો ઉપાય એજ છે કે પુખ્ત ઉંમરની બાળાઓને આ વિષયનુ ચોક્કસ પદ્ધતિવાળુ શિક્ષણ આપવુ

આ શિક્ષણ ક્રમમા બાળકનુ પોષણ, તેનુ આરોગ્ય,—તેમા તેને ન્હાવાનુ કપડા, ઊંઘ, કસરત સ્વચ્છ હવા, નિયમિત ટેવ અગની તેમજ આસપાસની સ્વચ્છતા, બાળકના રોગ, અને અકસ્માતો, તેના ઉપાય, તેના કપડાની પસંદગી બનાવટ, આ સભાળ એટલા વિષયનો સમાવેશ થાય તેમા બાળકની psychology નો પણ ચોક્કસ જૂદા અભ્યાસનો સમાસ થવો જોઈએ

જો ગૃહશિક્ષણનું પરિપૂર્ણ સફળ ઇષ્ટ હોય તો બાળકની શારીરિક જરૂરીઆતોની સમજ ઉપરાત તેની માનસિક ખીલવણીની ઉત્તરોત્તર સ્થિતિ, ઉચ્ચ ભાવના ઉત્પન્ન કરવાની અગત્ય, યોગ્ય માર્ગે દોરાએના મનોબળની કદર, અને માનસિક તેમજ નૈતિક આચરણની સારી ટેવ પાડવાની જરૂરીઆત એ સર્વની સમજની આવશ્યકતા છે

### સામાન્ય માવજત અને અકસ્માતો

કુટુબના માદા અને અશક્ત માણસોની સારવારનુ સામાન્ય જ્ઞાન, ગૃહવ્યવસ્થામા ઘણું ઉપયોગી છે એની અદર સાધારણ રોગનુ અને ઘરગથ્થુ દવાનુ જ્ઞાન, માદા માણસના ઓરડાની, તેની પથારીની સભાળ, રોગીની માવજત—તેને ન્હવડાવવાનું જતુનાશક દવાઓ, અન્ટીસેપ્ટીક વિગેરેનું જ્ઞાન જરૂરનુ છે

અકસ્માતના શિક્ષણમાં ઘા પડયો હોય, બળતું, દાઝતું, બેશુદ્ધિ, ઝેર લીધું હોય તે વખતે તથા જૂદી જૂદી જાત અકસ્માત થાય તે વખતે શા ઉપાય તત્કાળ લેવા તેનો સમાવેશ થાય છે.

## અર્થશાસ્ત્ર.

કુટુંબની ગૃહિણી તરીકે સ્ત્રીઓને હસ્તક નીતિનું, સામાજીક, અને ઔદ્યોગિક સુકાન રહેલું છે. આ બાબતનું ભાન જોકે ઘણાં થોડાંને હોય છે. પણ તેથી તેની જવાબદારી કાંઈ ઓછી થતી નથી. સ્ત્રીઓને મળતા પ્રસંગનો યોગ્ય ઉપયોગ અને કર્તવ્યપરાયણતા ગૃહને તેમજ જનસમાજને ઘણી મહત્વની છે.

વસ્તુસ્થિતિ શી છે, તેમાં શા ફેરફાર આવશ્યક છે, તેની માહિતી મેળવવાની જરૂર છે. અને તેને માટે સામાજીક જરૂરીઆત, જવાબદારી, કુટુંબની તેમજ સમાજની રૂઢિ, કુટુંબ તેમજ સમાજના અરસપરસ નૈતિક ધર્મ એ સર્વેનું જ્ઞાન જરૂરનું છે.

કુટુંબમાં અનેક પ્રકારની વસ્તુઓનો ખપ રહેલો છે, અને સ્ત્રીઓને હસ્તક ઘણીખરી ખરીદી થાય છે, તો તે સંબંધે કેટલીક માહિતી આવશ્યક છે.

દિવસે દિવસે કુટુંબની જરૂરીઆતો વધતી જાય છે, અને તેને લીધે વેપારી વર્ગનો લોભ વધતો જાય છે. તેથી વસ્તુની બનાવટ નિર્માલ્ય થતી જાય છે. ધનવાન્ કુટુંબ સાથે સામાન્ય કુટુંબની સ્પર્ધાની રીત વધી ગઇ છે; અને દુનીઆંદારીની મોટાઇનું ખોટું ધોરણ થઇ ગયું છે. આ સર્વેનો ગંભીર વિચાર કરીને સાદાઇ અને મીતાચાર રહેણીમાં સાદાઇ અને વર્તનમાં ઉચ્ચતા એ બોધ બાળકોને આપવાનો છે; તો ઉપર લખેલી સર્વ બાબતોની માહિતી સ્ત્રીઓને આવશ્યક છે; કારણ કે કુટુંબમાં રહેણી કરણીનું ધોરણ બાંધનાર સ્ત્રી છે.

## સામાન્ય વાચન.

વાચનનો અભ્યાસ વધારવાને, તેમજ ઉંચા પ્રકારનું સાહિત્ય સમજવાને, તથા સારા ખોટા સાહિત્યનો ભેદ પારખવાને તેમજ ખાસ કરીને જે સ્ત્રી ઉપયોગી સાહિત્ય છે તે જાણવાને માટે સાહિત્યનું (ઇંગ્રેજી અને ગૂજરાતી) પુષ્કળ વાંચન આવશ્યક છે.

ન્યુઝપેપર ચોપાનીઆં વિગેરેના વાચનની પણ તેટલી જ અગત્ય છે. શહેરી તરીકેની ફરજ બજાવવા માટે રાજ્યતંત્ર, મ્યુનિસિપેલીટી, લોકલબૉર્ડ કાઉન્સીલો વિગેરેના બંધારણની પૂર્ણ માહિતીની જરૂર છે.

સ્ત્રીઓ કુટુંબની એક ગુલામ કે નોકરડી થઇને રહે તે ઇષ્ટ છે? કે ગૃહની વ્યવસ્થાપક, નિયામક, પુરૂષની સહચરી અને મિત્ર થઇને રહે તે ઇષ્ટ છે?

સંસ્કૃત બુદ્ધિ, જીવનનો ઉચ્ચ આદર્શ, સારાસાર વિવેકશક્તિ સ્ત્રીઓ પ્રાપ્ત કરે, અને તેથી પોતાના કુટુંબને તેમજ પોતાના જનસમાજને વધારે ઉપયોગી થાય એજ સ્ત્રીશિક્ષણનો, ગૃહિણી શિક્ષણનો ઉદ્દેશ છે.

સૌ. શારદા.

---

# *નિશાળને લગતું આરોગ્યશાસ્ત્ર.

આજનો વિષય School Hygiene એટલે નિશાળને લગતા આરોગ્યશાસ્ત્રનો છે. એટલે છેક નાનાં બાળકો તથા તેનાથી મોટી ઉમરનાં છોકરાં જે કિન્ડરગાર્ટન સ્કુલમાં કે પ્રાથમિક નિશાળોમાં જતાં હોય તેમનાથી શરૂ કરીને તે છેક હાઇસ્કુલ તથા કૉલેજમાં અભ્યાસ કરતા યુવકોના શરીરની સંભાળ કેવી રીતે લેવી તથા તેમના શરીરને કેળવીને મજબુત કરવાને વાસ્તે કેવી જાતની વ્યવસ્થા રાખવી જોઇએ તેનો સમાવેશ સ્કુલ હાઇજીનમાં થાય છે. આપણે બધા જાણીએ છીએ કે આપણી જીંદગીનો ખરેખરો અગત્યનો વખત, કે જે વખતમાં આપણા મનની તેમજ શરીરની ખીલવણી થાય છે તેમ જ બંધારણ બંધાય છે, તે વખતનો ઘણો ભાગ નિશાળમાં અને ઘેર વાંચવા ભણવામાં જાય છે. છોકરાંઓને જ્ઞાન આપીને મન ખીલવવાને વાસ્તે તો ઘણા પ્રયત્નો ચાલુ થઈ ચૂક્યા છે પણ તેની સાથે એક મોટો પ્રશ્ન ઉભો થયો છે કે તેમને આખી દુનીયામાં મળી શકે એટલું જ્ઞાન પ્રાપ્ત થાય, પણ તેની સાથે જો શરીર નબળુ અને નાતાકાદ રહે તો પછી તેનો ફાયદો શું?

આપણા દેશમાં આ સવાલ જુદા જુદા રૂપમાં દરેક ઠેકાણે ઉભો થયો છે. આપણી પ્રજા માનસિક કેળવણીમાં દિનપ્રતિદિન અગાડી પડતી જાય છે, ત્યારે તેની સાથે શરીર બળ ઓછું થવાનાં ચિન્હો પણ જોવામાં આવે છે. આંખ બગડે છે, દાંત વહેલા પડી જાય છે, શરીરને કસરત નહીં આપવાને લીધે છાતી સાંકડી થાય છે.

કલાકો સુધી એક જ સ્થિતીમાં બેસીને વાંચવાને લીધે ખભા સંકોચાઈ જાય છે, નાની ઉમરથી જ શરૂ કરીને છોકરાઓ અપચો, અરૂચી અને પેટના કબજીઆતની બુમ મારે છે અને વખતે તે ફરીયાદ આખી જીંદગી સુધી દુઃખ દે છે. ક્ષય રોગ પણ પહેલાં કરતાં વધ્યો છે એમ લોકોનું માનવું છે. નાનપણમાં શરીરની બીલકુલ દરકાર નહીં રાખીને મોટા થયા પછી ધંધા નોકરીમાં મગજ ઉપર ઘણા દબાણને લીધે આપણા દેશનો મગજમારી કરનારો વર્ગ તથા જાણીતા આગેવાન લોકોમાંથી ઘણા ટુંકી ઉમર સુધી જીવે છે, અને તે ટુંકી જીંદગીમાં પણ (Diabetes) મીઠી પીશાબ વિગેરે દરદથી પીડાય છે—એટલે ઘણી વખત પરિણામ એવું આવે છે કે વરસો સુધી તન તોડીને, સખત શ્રમ લઇને, લોકો ભણે છે પણ પછી તેનો ફાયદો પોતાનાથી લેવાતો નથી તેમ જ પ્રજાને પણ આપી શકાતો નથી.

ગઈ કાલે આવેલા ઘણા જ માઠા સમાચાર તમારા જાણવામાં હશે. આપણી પ્રજામાંના એક ખરેખરા દેશ ભક્ત, ઓ. મી. ગૉખલે પચાસ વર્ષની ઉમરે પહોચ્યા પહેલાં ગુજરી ગયા છે! એ નર રત્ને દેશની કેટલી સેવા બજાવી છે, આત્મત્યાગ કરીને દેશના કલ્યાણ અર્થે કેટલા મચી રહ્યા હતા તે વિષે ખાસ કહેવાની જરૂર રહેતી નથી. ઇંગ્લંડ દેશમાં ત્યાંના

* વડોદરા કેળવણી મહામંડળમાં "Rural problems" સંબંધી વ્યાખ્યાનમાળા માટે વાંચેલો નિબંધ.

મુખ્ય પ્રધાન મી. એસ્કવીથ અને લડાઇના પ્રધાન લૉર્ડ કીચનર એમની ઉમર આશરે ૭૦ વરસની છે. અને હાલમાં તેમના ઉપર કામનો તથા ચિંતાનો કેટલો બોજો હશે? તેનો ખ્યાલ તો આપણે કરી શકીએ. મી. ગૉખલે જેવા મહા પુરૂષ વીસ વરસ વધારે જીવે તો દેશને કેટલો ફાયદો થાય? આરોગ્યશાસ્ત્રના નિયમો જન્મથી તે મરતા સુધી, વ્યક્તિને લાગુ પડતા તેમ જ સમાજને લગતા, જો ધ્યાન પુર્વક સચવાશે નહીં તો આપણી પ્રજાને બે હદ નુકશાન થશે; એ નક્કી છે.

જ્યારે ન્યાયમૂર્તિ તેલંગ ગુજરી ગયા ત્યારે સવાલ ઉત્પન્ન થયો હતો કે આપણા છોકરા ભણે છે ત્યારે તેમને જેવો પુષ્ટિકારક ખોરાક મળવો જોઇએ, સ્વચ્છ હવા વાળી ઓરડીમાં રહેવું જોઇએ અને બીજા આરોગ્યશાસ્ત્રના નિયમો પ્રમાણે શરીરની સંભાળ લેવી જોઇએ તેવી લેવાતી નથી તેથી જ આવા ઉપયોગી માણસો નાની ઉમરમાં મરી જાય છે. હાલમાં આગ્રાના મરહુમ લાલા બૈજનાથ તથા અલ્લાહબાદના મેજર બસુએ કરેલી ચર્ચા ઉપરથી એક કમીશન નીમાયલું છે અને તે આ બાબત ઉપર શોધખોળ કરવાનું છે.

આ હકીકત ઉપરથી તમે જોશો કે આજનો વિષય કેટલો અગત્યનો છે અને તેની અગત્ય બાબત તમારા મનમાં કોઈ પણ રીતની શંકા રહેવી જ નહીં જોઇએ.

આ ઉપરાંત એક બીજી હકીકત છે તે પણ સહેજ તમારા ધ્યાનમાં આવશે તમે જાણો છો કે કેટલાએક રોગ ઘણા ચેપી હોય છે અને થોડા ઘણા લોકો એકઠા થયા હોય તેમાં જો એક રોગી માણસ ભળી જાય તો તેનો ચેપ ઉડીને બીજા ઘણાને લાગે છે. છોકરાં નિશાળમાં એકઠાં બેસે, ફરે, રમે તેમાંથી જો કોઇને ચેપી રોગ થયો હોય—જેવો કે શીતળા, ઓરી, અછબડા, વિગેરે તો તે રોગ ફેલાવવાની ધાસ્તી રહે છે. આપણે છોકરાંને શીખવવાને વાસ્તે નિશાળમાં ફરજ્યાત એકઠાં કરીએ, અને તેમની અંદર રોગ ફાટી ના નીકળે તેને વાસ્તે ઘણી જ સંભાળ અને દરકાર ન રાખીએ તો શિક્ષા—યોગ્ય બે દરકારીનો ગુન્હો કરેલો ગણાય. ગામડાની અંદર ડૉક્ટર મળવો મુશ્કેલ હોય છે તો આવા ચેપી રોગ ફાટી નીકળે ત્યાર પહેલાં તેને પારખવા અને અટકાવવાને વાસ્તે પગલાં લેવાં એ કામ માસ્તરોનું છે. આથી એવું બનવાનો સંભવ છે કે ડાકટરના જેટલી ચોકસ તપાસને અભાવે કોઈ એક છોકરાને ચેપી રોગ થયો છે એમ માનીને તેને નાહક દૂર રાખવામાં આવે અને તેથી તેને ખોટી રીતે નુકસાન થાય, તો પણ તેનાથી એક છોકરાને જ ગેર ફાયદો થશે. જો આખી ક્લાસમાં કોઈ રોગ ફાટી નીકળવાનો સંભવ રહેતો હોય તો એક છોકરાને સ્હેજ થતું નુકસાન ધ્યાનમાં રાખવા જેવું નથી.

છોકરાના શરીરની સંભાળ અને આરોગ્યતા તથા શરીરની કેળવણીનો વિષય ઘણો મોટો છે. તેના ઉપર મોટાં મોટાં પુસ્તકો લખાયાં છે અને તેની અંદર ચર્ચાએલી બાબતો વિષે માહીતી મેળવવાને વાસ્તે સારો અભ્યાસ કરવાની જરૂર પડે એમ છે. એટલે પોણા કે એક કલાકના ભાષણમાં તેનું જ્ઞાન તમને આપી શકાય તેમ નથી. માત્ર આ વિષયમાં

# *નિશાળને લગતું આરોગ્યશાસ્ત્ર.

આજનો વિષય School Hygiene એટલે નિશાળને લગતા આરોગ્યશાસ્ત્રનો છે એટલે છેક નાના બાળકો તથા તેનાથી મોટી ઉમરના છોકરા જે કિન્ડરગાર્ટન સ્કુલમા કે પ્રાથમિક નિશાળોમા જતા હોય તેમનાથી શરુ કરીને તે છેક હાઇસ્કુલ તથા કૉલેજમા અભ્યાસ કરતા યુવકોના શરીરની સભાળ કેવી રીતે લેવી તથા તેમના શરીરને કેળવીને મજબુત કરવાને વાસ્તે કેવી જાતની વ્યવસ્થા રાખવી જોઇએ તેનો સમાવેશ સ્કુલ હાઇજીનમા થાય છે આપણે બધા જાણીએ છીએ કે આપણી જીંદગીનો ખરેખરો અગત્યનો વખત, કે જે વખતમા આપણા મનની તેમજ શરીરની ખીલવણી થાય છે તેમ જ બધારણ બધાય છે, તે વખતનો ઘણો ભાગ નિશાળમા અને ઘેર વાચવા ભણવામા જાય છે છોકરાઓને જ્ઞાન આપીને મન ખીલવવાને વાસ્તે તો ઘણા પ્રયત્નો ચાલુ થઈ ચૂક્યા છ પણ તેની સાથે એક મોટો પ્રશ્ન ઉભો થયો છે કે તેમને આખી દુનીયામા મળી શકે એટલુ જ્ઞાન પ્રાપ્ત થાય, પણ તેની સાથે જો શરીર નબળુ અને નાતાકાદ રહે તો પછી તેનો ફાયદો શુ?

આપણા દેશમા આ સવાલ જુદા જુદા રૂપમા દરેક ઠેકાણે ઉભો થયો છે આપણી પ્રજા માનસિક કેળવણીમા દિનપ્રતિદિન અગાડી પડતી જાય છે, ત્યાર તેની સાથે શરીરબળ ઓછુ થવાના ચિન્હો પણ જોવામા આવે છે આખ બગડે છે, દાત વહેલા પડી જાય છે, શરીરને કસરત નહીં આપવાને લીધે છાતી સાકડી થાય છે

કલાક સુધી એક જ સ્થિતીમા બેસીને વાચવાને લીધે ખભા સકાચાઈ જાય છે, નાની ઉમરથી જ શરૂ કરીને છોકરાઓ અપચો, અરૂચી અને પેટના કબજીઆતની બુમ મારે છે અને વખતે તે ફરીયાદ આખી જીદગી સુધી દુ ખ દે છે ક્ષય રોગ પણ પહેલા કરતા વધ્યો છે એમ લોકોનુ માનવુ છે નાનપણમા શરીરની બીલકુલ દરકાર નહીં રાખીને મોટા થયા પછી ધધા નોકરીમા મગજ ઉપર વણુ દબાણને લીધે આપણા દેશનો મગજમારી કરનારા વર્ગ તથા જાણીતા આગેવાન લોકોમાથી વણા ટુકી ઉમર સુધી જીવે છે, અને તે ટુકી જીદગીમા પણ ( Diabetes ) મીઠી પીશાબ વિગેરે દરદથી પીડાય છે—એટલે ઘણી વખત પરિણામ એવુ આવે છે કે વરસો સુધી તન તોડીને, સખત શ્રમ લઇને, લોકો ભણે છે પણ પછી તેનો ફાયદો પોતાનાથી લેવાતો નથી તેમ જ પ્રજાને પણ આપી શકાતો નથી

ગઈ કાલે આવેલા ઘણા જ માઠા સમાચાર તમારા જાણવામા હશે આપણી પ્રજામાના એક ખરેખરા દેશભક્ત, ઓ. મી ગોખલે પચાસ વર્ષની ઉમરે પહોચ્યા પહેલા ગુજરી ગયા છે ' એ નર રત્ને દેશની કેટલી સેવા બજાવી છે, આત્મત્યાગ કરીને દેશના કલ્યાણ અર્થે કેટલા મચી રહ્યા હતા તે વિષે ખાસ કહેવાની જરૂર રહેતી નથી ઇગ્લડ દેશમા ત્યાના

* વડોદરા કેળવણી મહામડળમા "Rural problems" સબધી વ્યાખ્યાનમાળા માટે વાચેલો નિબધ

આંખ આટલી બધી બગડી નહીં હોય, તો પણ તમને સ્હેજ ખ્યાલ આવશે કે આંખ બગડવાની શરૂઆત થાય એટલામાં જ તેને અટકાવવાની કોશીશ કરી હોય તો ઘણી આંખો વધારે બગડતી બચી શકે.

દાંત સડે છે કે નહીં તે પારખવાનું પણ બહુ કઠણ નથી. ઉપર કહેલી ન્યુયૉર્કની નિશાળમાં આસરે ૬૮ ટકા જેટલા છોકરાંઓનાં દાંત સડેલા માલમ પડયા હતા; દાંત સડવાથી પાચન ક્રિયાને ઘણું નુકસાન થાય છે, અને સડેલા ભાગમાંથી ઝેરી જંતુઓ ઝેરી પદાર્થ પેદા કરી આખા શરીરને બગાડે છે.

ઘણું છોકરાંઓને ગળાની અંદર મોટી ગાંઠો થાય છે અને તેમને નાકથી શ્વાસ લેવાને બદલે મોઢેથી શ્વાસ લેવાની ટેવ પડી હોય છે. આવાં છોકરાં હમેશાં માદાં રહે છે અને તેમને સ્હેજમાં ગાંઠો મોટી થઇને તાવ પણ આવે છે. આવાં છોકરાનું પ્રમાણ ૨૯ ટકા જેટલું માલુમ પડયું હતું. છોકરાઓનું વજન અને ઉંચાઈ માપીને વય પ્રમાણે છે કે નહીં તે પણ શિક્ષક સહેલાઈથી જોઈ શકે. ટાઢીઓ તાવ અને તેને લીધે પેટમાં થતી બરોળની ગાંઠ અથવા લાંબા વખતથી લાગુ પડેલા તાવને લીધે શરીરનું અવાર નવાર ફીકું પડી જવું વિગેરે ચિન્હો પારખવાં બહુ અઘરાં નથી. આ રોગથી તો સોએ સો ટકા પીડાતા હશે ! આજે પણ શાળાના માસ્તરોની મારફત ક્વીનીન ગરીબ લોકોને મફત આપવામાં આવે છે, તો જરાએક વધારે જ્ઞાન મેળવીને હરકોઈ શિક્ષક સાધારણ થતાં દરદોને પારખી શકે એ શકય છે. તેમનું નિદાન એટલે પરીક્ષા હરેક વખતે ખરી જ પડશે એમ તો નહીં થાય, પણ જ્યાં બીલકુલ તપાસ થતી ના હોય અને માંદગી પરખાયા વગર અને ઉપાય થયા વગરની રહેતી હોય ત્યાં ઉપાય લેવાની શીખામણ આપી શકાય એવી સ્થિતિમાં અવાય તો તે પણ કંઈ થોડો ફાયદો નથી.

આ ઉપરાંત બધા શિક્ષકોએ કેટલાએક ચેપી રોગની શરૂઆતનાં અને ત્યાર પછીનાં ચિન્હો કયાં છે તે તો જાણવાં જ જોઇએ. તમે બધા જાણો છો કે નાના છોકરાઓમાં ઓરી શીતળા અને અછબડા થઈ આવે છે. ચેપ તરત એક ઉપરથી બીજાને લાગે છે. તો પછી નિશાળમાં જેવો એક કેસ થાય કે તરત તેને નિશાળમાં આવતો બંધ કરવાની તજવીજ થવી જોઇએ, અને, તે પણ જેમ બને તેમ વહેલો. ગળામાં ગાલપચોરીયાં થાય છે તે પણ ઘણો ચેપી રોગ છે, જો કે એનું પરિણામ ખરાબ નથી આવતું, પણ છોકરાંઓને નકામો કોઈ પણ રોગ લાગુ પડવા જ ન દેવો એ શિક્ષકની મોટી ફરજ છે.

### નિશાળનું મકાન.

હવે આપણે થોડો વખત નિશાળ, તેનું સ્થાન, તેની આસપાસ રમવાને જોઇતી ખુલ્લી જગ્યા, કસરતશાળા, નિશાળના ઓરડાની બાંધણી, વર્ગની અંદરની વ્યવસ્થા અને અંદ-

રતો સરસામન, તેના ઉપર થોડો વિચાર કરીએ. મારે ફરીથી કહેવું જોઇએ કે જેવી ઉત્તમ વ્યવસ્થા આપણને જોઇએ તેવી મળી શકવાની તો નથી પણ જેટલી મળે તેટલી મેળવવાનો પ્રયત્ન કરવાનો છે.

મકાનનું સ્થાન—નિશાળનું મકાન કેવી જગ્યાએ હોવું જોઇએ? ગામડામાં કોઈ ઉંચી જગ્યાએ હોય તો સારૂં. નીચાણમાં હોય તો તેમાં ભેજ રહેવાનો સંભવ રહે છે. બની શકે તો આસપાસ ઘણાં ઘર ના હોય એવી જગ્યા પસંદ કરવી. તેમ કરવાથી ઘણા ફાયદા છે. એક તો જોઇએ તેટલી ખુલ્લી હવા આવી શકે. છોકરાંને ખુલ્લી હવાની ઘણી જ અગત્ય છે. અને એક ઓરડામાં ત્રીસ ચાળીસ છોકરાં એકઠાં થાય—એટલે જ્યાં હવા થોડા વખતમાં બગડે છે ત્યાં તો ખુલ્લી હવાની વધારે જરૂર છે. બીજું દરેક ઓરડામાં જોઇએ તેટલું અજવાળું આવી શકે. તમે જોયું હશે કે શહેરની ઘણી નિશાળોમાં અંદરના વર્ગમાં પુરતું અજવાળું હોતું નથી. ત્રીજું આવી જગ્યામાં છોકરાઓને રમવાને વાસ્તે જોઇએ તેટલી જગ્યા મળી શકે, આ રમવાની જગ્યા પણ શહેરની ઘણી શાળાઓમાં હોતી નથી. ચોથું, આસ પાસ લોકોની ગરબડ વિગેરે થાય નહીં એટલે વિદ્યાર્થીઓ શાંત પણે પોતાનું કામ કરી શકે. આ ઉપરાંત નિશાળની ઘણી નજીક તળાવ કે નદી ના હોય તો સારૂં.

ઘણી વખત તો એવું થવાનું કે નિશાળ કોઈ નાનું ભાડાનું ઘર મળી શકે તેમાં બેસવાની. નવું મકાન બાંધવાનો ખર્ચ ઘણો થાય છે. એક અમેરીકન લેખકે કહ્યું છે કે ગામડામાં કે શહેરમાં દેવળ કે ટાઉન હૉલ સારો બાંધ્યો હોય તે બાબત જેવા મગરૂર થઇએ છીએ તેવા હવે આપણે નિશાળના મકાનથી મગરૂર થવું જોઇએ. પૈસાથી ભરપુર દેશમાં પણ જો હજી આવુ થયું નથી તો આપણા ગરીબ દેશમાં જ્યાં હજારો સુધારા કરવાને વાસ્તે પગલે પગલે પૈસા જોઇએ છે ત્યાં આવા વિચાર માન્ય થવાને હજી ઘણાં વરસ લાગશે. આ બાબત ઉપર આપણા દેશને અનુકુળ પડે અને સોંઘામાં કામ થાય એટલા માટે બે જુદા મતો ચર્ચાય છે. કેટલાએક લોકોનું કહેવું એમ છે કે ગામડાંની શાળા બહાર ખુલ્લી હવામાં ઝાડની છાયા નીચે રાખવી. ચોમાસામાં તો આ તદન અશક્ય છે. બીજા આઠ મહીનામાં કરી શકાય ખરૂં. જુદા જુદા વર્ગો જુદા ઝાડ નીચે ભરવા જોઇએ. મને પોતાને આનો બીલકુલ અનુભવ નથી એટલે તમારા ધ્યાન ઉપર લાવીને જ રહેવા દઉં છું.

—ર્યા વ.—

### વર્ગમાં જોઇતી ગોઠવણ.

નિશાળના મકાનની અંદર વર્ગની ગોઠવણ એવી રીતની હોવી જોઇએ કે એક વર્ગનો અવાજ બીજા વર્ગથી બહુ સાંભળી ના શકાય. મુંબાઇમાં નિશાળો એવી જોવામાં આવી છે કે જ્યાં એક હૉલમાં પાંચ છ વર્ગ બેઠેલા અને દરેક વર્ગની વચ્ચે એક પાટીઆનો પડદો મુકેલો, એટલે એક વર્ગમાં બીજા વર્ગનો અવાજ આવે એટલું જ નહીં પણ જોઈ પણ શકાય.

અજવાળું દરેક ઓરડામાં બરાબર આવી શકે એવી ગોઠવણ હોવી જોઇએ, અને બનતા સુધી તે ડાબી તરફથી આવે એમ હોય તો વધારે સારૂં કારણ કે જમણી તરફથી આવે તો લખતી વખતે હાથનો ઓળો કાગળ ઉપર પડે છે; તેમ જે સામેથી અજવાળું આવે તો પાટીઆ ઉપર લખ્યું હોય તે વાંચી શકાય નહીં.

### વર્ગનો ઓરડો.

તેમાં પહેલું અને ઘણું અગત્યનું જોવાનું કે ભોંય તળીઆ ઉપર ભેજ નહીં જ હોવો જોઇએ. છોકરાઓ બાંક ઉપર બેસવાના હોય કે જમીન ઉપર પણ ભેજથી ઘણું સંભાળવું જોઇએ. ભેજને લીધે શરીરને ઘણી જાતનું નુકસાન થાય છે. જો બાંક ઉપર બેસવાનું હોય તો પથ્થરની જમીન સારી, બાકી તો લીંપેલી જ સારી પડશે. ઓરડામાં જેમ બને તેમ ધુળ એકઠી થઈ શકે જ નહીં એવી ગોઠવણ રાખવી. જૂના વખતમાં શિક્ષકોની ખુરસી અને ટેબલ પ્લેટ ફૉર્મ ઉપર મુકવામાં આવતાં હતાં અને તેની નીચે અને આસપાસ ધૂળ વિગેરે હમેશ ભરાઈ રહેતાં. સામાન તદ્દન જરૂર પુરતો જ રાખવો. દીવાલો વરસમાં બે વખત તો ધોળાવવી અને બને તો તેના ઉપર કોઈ જાતનો ઝાંખો ભુરો કે લીલો રંગ લગડાવવો. યાદ રાખવું કે ઘેરા રંગથી અજવાળું ઓછું થઈ જાય છે અને સાફ સફેદ રંગથી તડકાનો ઝળકાટ આંખને ઝાંખ આપે છે.

દરેક નિશાળમાં **પીવાના પાણીને** વાસ્તે સારી વ્યવસ્થા થવી જોઇએ. જો દરેક વિદ્યાર્થી પોતાનું પવાલું રાખે તો ઘણું જ સારૂં. પાણી પણ સારી રીતે ગાળેલું અને સારા કૂવામાંથી આવે છે કે નહીં તેની તપાસ રાખવી.

વરસાદના દિવસોમાં છોકરાંઓને ભીની છત્રી મુકવાને જગ્યા હોવી જોઇએ અને નીચે બેસવાનું હોય તો બુટ મુકવાને વાસ્તે પણ ઓરડાના એક ખૂણામાં કે બીજી ખોલીમાં ગોઠવણ કરવી.

પીશાબ કરવાને વાસ્તે મુકરર કરેલી જગ્યાએ જ જવાનું રાખવું અને ત્યાં ગંદવાડ ના થાય તેના ઉપાય લેવા. ગામડાંમાં આ બાબત મુશ્કેલી પડે એમ નથી હોતું, પણ ઘણા માણસોને ગમે તે જગ્યાએ બેસી જવાની ટેવ હોય છે તે પ્રમાણે નિશાળના મકાનની આસપાસ દીવાલ પાસે બેસવા દેવા નહીં.

ઉન્હાળામાં તાપનો ઝળકાટ અને શિયાળામાં ટાઢ જેમ બને તેમ ઓછા લાગે તેટલા માટે બારી બારણાં જોઇએ તેટલાં બંધ કરવામાં આવે તો ખાસ કરીને જોવું કે હવા આવવા અને નીકળવાને માર્ગ છે કે નહીં

## નિશાળનો સરસામાન.

દિવાલો ઉપર નકશા ચિત્રો વિગેરે ટંગાવ્યાં હોય તે સાફ કરી શકાય એવાં અને વારનીશ વાળાં હોવાં જોઇએ જ્યાં બાંક અને ડેસ્ક એટલે મેજ મળી શકે એમ હોય ત્યાં છોકરાઓને માફક આવે એવાં જોઇએ, એટલે ઉંચા છોકરાઓને વધારે ઉંચા અને નીચાને વાસ્તે નીચાં એમ હોય તો સારૂં. નહીં તો છોકરાઓની વાંસાની કરોડ વાંકી થવાનો સંભવ રહે છે, ડેસ્ક, લખનારને ફાવે એવી રીતનું, થોડું ઢળતું નાખવું તેમ જ જવાબ આપતી વખતે અથવા બીજા કાંઈ કારણસર ઉભા થવાનું હોય તો સહેલાઇથી ઊભા રહેવાય અને બેસે ત્યારે તેના ઉપર સહેલાઇથી લખી શકાય એવું જોઇએ

ચોપડીઓ સાફ રાખવી જોઇએ, અને બનતા સુધી એક છોકરાની ચોપડી બીજા પાસે ના જાય તો સારૂં કારણ કે ચોપડી મારફતે પણ રોગનો ચેપ ફેલાય છે. ચોપડીના કાગળ ચળકતા ના હોવા જોઇએ, અને તેના ટાઇપ આંખને શ્રમ ના આપે અને સહેલાઇથી વંચાય એવા જોઇએ

પાટીઉં અથવા બોર્ડ ચળકતું નહીં પણ લીસી ઝાંખું હોવું જોઇએ અને તેના ઉપર અજવાળું બરાબર પડવું જોઇએ જે બારીમાંથી અજવાળું આવતું હોય તેની પાસે નહીં પણ સામી બાજુએ રાખવું

સ્લેટ સાફ રખાવવી કારણ કે ચીકણી હોય તો ઝાંખું લખાય ને વાંચતા આંખને જોર પડે તેના ઉપર લખેલું લુસી નાખવાને પાણી અથવા ભીનો વાદળાનો કે લુગડાનો કટકો રખાવવો

પેન અથવા પેન્સીલ નાની હોય તો હોલ્ડર વાપરવું અને છોકરાઓને તે મોમાં મુકવાની ટેવ પડવા દેવી નહીં

## નિશાળની સાફસુફ

નિશાળનું મકાન સાફસુફ થાય છે કે નહીં તેના ઉપર પણ મહેતાજીએ ધ્યાન આપવાનું છે સાંજે રજા પડે કે તરત મકાન બંધ કરીને સવારે વર્ગ શરૂ થાય તેની થોડી વાર પહેલાં ઉઘાડી, ઝાડી વાળીને સાફ કરવું તે બરાબર નથી તે મકાનમાં ખુલી હવા ફરવાને પુરતો વખત આપવો જોઇએ અને જો બની શકે તો ભીના કપડાથી કચરો સાફ કરવો તેથી વાળતી વખતે ધુળ ઉડશે નહીં બપોરે વર્ગ બંધ રહે ત્યારે પણ બારી બારણાં ઉઘાડી નાખવા

કાગળ વિગેરેનો કચરો નિશાળના મકાનમાં કે કૉમ્પાઉંડમાં નાખવાનો હોય તે એક ટોપલીમાં જ નાંખવાનું છોકરાઓને શીખવવું, એટલે ચોખ્ખાઇની કેટલીએક ટેવ નિશાળમાં શીખવી શકાય.

છોકરાંઓ પોતાનું શરીર અને કપડાં સાફ રાખે છે કે નહીં તેના ઉપર પણ માસ્તરે નજર રાખવી જોઇએ, અને બને તો અઠવાડીઆમાં એક વાર બરાબર તપાસ કરવી. કપડાં સારાં પેહેરવાં એમ કહેવાનું નથી, પણ ચોખ્ખાં હોવાં જોઇએ. આ બાબતમાં છોકરાંઓની ચામડી, વાળ, આંખ, દાંત, નખ અને કપડાં તપાસવાં.

અમેરીકાની કેટલીએક નિશાળમાં ચોખ્ખાઇ સાચવવાને વાસ્તે નીચે લખેલી સુચનાઓ ( don'ts ) ફરમાવવામાં આવેલી હોય છે.

(૧) આંગળી કે પેનથી નાક કે કાન કોતરવા નહીં.

(૨) ચોપડીનાં પાના ફેરવવાને વાસ્તે આંગળીએ થુંક લગાડવું નહીં.

(૩) પેનસીલની અણી મોંમાં મૂકવી નહીં.

(૪) મોંમાં ખોરાક કે પીવાના પદાર્થ શિવાય કોઇ પણ ચીજ મૂકવી નહીં.

(૫) કોઇએ મોંમાં મૂકેલી ખાવાની ચીજ, વાજું, કે સીસોટી બીજાએ મોંમાં મુકવી નહીં.

(૬) નખ બહુ લાંબા કે ગંદા થવા દેવા નહીં.

(૭) ઉધરસ કે છીંક ખાતી વખતે બીજા કોઇના મો તરફ મોઢું રાખવું નહીં. વગેરે.

## છોકરાંના શરીરની કેળવણી.

આ વિષય ઘણો મોટો છે અને તેની અગત્ય તમે બધા સારી રીતે સમજો છો. કસરતશાળામાં કસરત કરવાથી ઘણા ફાયદા છે.ખુલ્લી હવામાં રમત રમવાથી જો કે કસરતની માફક શરીરને જોઇએ તેવી અને પદ્ધતિસર કસરત થતી નથી તે છતાં, કસરતના કરતાં કેટલાક જુદા ફાયદા છે. એટલે બને ત્યાં સુધી છોકરાંઓને બન્ને, કસરત પણ કરાવવી, અને રમત રમાડવાને ગોઠવણ પણ કરવી. દરેક છોકરાંથી ખમી શકાય એટલી કસરત કરાવવી જોઇએ, એટલે નબળાં છોકરાંને બીજા બધાંની માફક કરાવવાથી ઉલટું નુકસાન થવાનો સંભવ રહે છે.

કેટલાંએક નબળાં છોકરાંને નાકને બદલે મોંઢેથી શ્વાસ લેવાની ટેવ પડી હોય છે, તેમ બીજાં કેટલાં ઉંડા શ્વાસ લેતાં નથી. આવી ટેવને લીધે શરીરને ઘણું નુકસાન થાય છે છાતી નબળી રહે છે, તેથી કસરતશાળામાં બરાબર ટટાર કેવી રીતે ઊભાં રહેવું, કેવી રીતે શ્વાસ લેવો, કેવી રીતે દોડવું વિગેરે શીખવવું જોઇએ.

## માનસિક કેળવણી.

સારી તન્દુરસ્ત તબીયતનાં છોકરાં પાસે અઠવાડીઆમાં કેટલા કલાક કામ કરાવવું તેનું પ્રમાણ લાંબા અનુભવ ઉપરથી આશરે નક્કી કરવામાં આવ્યું છે. આ પ્રમાણ આપણા દેશના કરતાં વધારે ઠંડીવાળા દેશમાં અનુભવેલુ છે, તે છતાં પણ અહીંઆ લાગુ પાડી શકાશે. એમ ખાસ યાદ રાખવાનું છે, કે નીચે બતાવેલા કોષ્ટકમાં આપેલી સંખ્યા કરતાં કોઇ પણ રીતે છોકરાંને વધારે કામ કરાવવું નહીં. એની અંદર નિશાળમાં તેમ જ ઘેર કરવાનાં કામનો સમાવેશ થાય છે, અને રજાના દિવસોમાં તો છોકરાં પાસે કામ કરાવવું જ ના જોઇએ.

| વર્ષ | અઠવાડીઆમાં કેટલા કલાક કામ કરાવવું. |
|---|---|
| ૫—૭ | ૬ કલાક |
| ૭—૮ | ૧૨ |
| ૮—૧૦ | ૧૭ |
| ૧૦—૧૨ | ૨૦ |
| ૧૨—૧૪ | ૨૫ |
| ૧૪—૧૫ | ૩૦ |
| ૧૫—૧૬ | ૩૫ |
| ૧૬—૧૭ | ૪૦ |
| ૧૭—૧૮ | ૪૨ |
| ૧૮—૨૦ | ૪૫ |

...ળની ... પ્રમાણ ઠરાવ્યું છે તે ધોરણે જો કામ લેવામાં આવે ...ના છે તે શીખવી શકાય નહીં, અને અંતે છોકરાં

નિશાળનું મકાન આફસુદ થાય છે ... નીકળી શકે કે જે છોકરાંઓને જૂના વખતમાં ...વાનું છે. સાંજે રજા પડે કે તરત મહા સુધી શીખવવામાં આવ્યું હતું તે કંઇ નકામા કે ...વાર પહેલાં ઉઘાડી, ઝાડી વાળીને સાફ સિદ્ધ થયું નથી; તમારા જાણવામાં હશે કે આપણા ...વાને પુરતો વખત આપવો જોઇએ. ...ભાષણ સાંભળ્યા ઉપરાંત, સવારે અને રાત્રે ઘણા ...ઠરવો તેથી વાળતી વખતે ઘણી ધુળ બે ત્રણ વાગ્યા સુધી તો કોઇ સવારે ચાર ...બારણાં ઉઘાડી નાખવાં. ...ા તો એવી પણ ચાલે છે કે રાત્રે ઉંઘના ઝોકામાંથી જાગૃત

થવાને વાસ્તે ચોટલીને ખીલા સાથે બાંધી રાખવામાં આવે છે. હવે તમે વિચાર કરો કે કોઇ માણસથી ૧૬ કે ૧૮ કલાક સુધી વાંચવાનું શક્ય છે? હઠ અને હરીફાઇના જુસ્સામાં હાથમાં ચોપડી લઇને ૧૮ કલાક સુધી બેસી શકાય, લખેલું વાંચી શકાય, પણ ૧૮ કલાક સુધી મગજ કામ કેવી રીતે કરે? મારી તો ખાત્રી છે કે જો આપણે ૬ અથવા ૮ કલાક શાંતપણે કામ કર્યું હોય તો વધારે ફાયદો થાય. અર્થાત આપણે નાના બાળકોને ૪ વિષયો શીખવવાને બદલે ૧૪ શીખવીએ અને અઠવાડીઆમાં ૧૪ કલાક કામ લેવાને બદલે ૪૦ કલાક કામ કરાવીએ તો તે થઈ તો શકે પણ તેનાથી તેમને વધારે ફાયદો થાય તે ઘણું શંકા ભરેલું છે.

છોકરાંઓનો અભ્યાસ ક્રમ ( Time Table ) શિક્ષણશાસ્ત્ર પ્રમાણે ગોઠવવો જોઇએ, એટલે કોઈ એક કઠણ વિષય થયા પછી સહેલો આવે અને કોમળ મગજને હદ ઉપરાંત

શ્રમ પડવા ના દેવો. આ અગત્યની બાબત ઉપર મારા ભાષણમાં વધારે કહેવાની જરૂર નથી.

હવે—મારૂં ભાષણ પુરૂં કરતાં પહેલાં પ્રીન્સીપલ પંડ્યાએ જે વ્યાખ્યાનમાળાની યોજના કરી છે તે બાબત થોડા વિચાર દર્શાવવાની રજા લઉં છું. આપણી ઘણી ખરી વસ્તી ગામડામાં વસેલી હોય છે, અને ગામડાંને લાગુ પડે એવા હજારો સવાલોની ચર્ચા થવાની અગત્ય છે.

આપણે જ્યારે ૧૯ મી સદીની શરૂઆતના વખત સુધી ચાલેલી પરસ્પર લડાઈ, અશાંતિ, વિગેરે કારણોથી થયેલા અજ્ઞાનના અંધકારમાંથી મુક્ત થઇને આપણી પોતાની તેમ જ આસપાસના જનસમાજની સ્થિતિ સુધારવાનું કામ હાથમાં લીધું ત્યારે આપણું ઘણું ખરૂં ધ્યાન શહેરમાં વસતા લોકોને વાસ્તે અને તેમને લાગુ પડતી બાબતો ઉપર સ્વાભાવિક રીતે દોરાયું. તેમાં કાંઈ ખોટું થયું નથી. દરેક દેશમાં સુધારાની શરૂઆતના વિચાર શેહેરોમાં જ શરૂ થાય છે, પણ બધા દેશમાં વસ્તીનો મોટો ભાગ તો શેહેરની બહાર રહે છે. આપણા દેશમાં ઘણી જ મોટી સંખ્યા ગામડામાં વસેલી હોય છે, તો હવે તે પ્રજાને કેળવણી કેવી રીતે આપવી, તેમનું શારીરીક, માનસિક અને આત્મિક બળ કેવી રીતે વધારવું, ખેતીમાં તેમ જ બીજા ઉદ્યોગોમાં કેવી રીતનો સુધારો કરવો—કે જેને લીધે દરેક પુરૂષ અને સ્ત્રી પોતાનું કર્તવ્ય ખુશી આનંદથી કર્યા કરે, પોતાના કુટુંબને સુખ શાંતિમાં રાખે, રાજા પ્રમાણે પોતાના દેશની સેવા કરે, એટલે જન સમાજ અને પરમેશ્વર પ્રત્યે પોતાનો ધર્મ શું છે તે સમજીને પોતાની ફરજો પુરી પાડે, આ બધી બાબતોનો પુખ્ત વિચાર કરીને આગળ પગલાં લેવાનાં છે.

ઘણાં ગામડાંની સ્થિતિ એવી છે કે ત્યાં ભણેલા અને વિચાર કરેલા માણસોની અછત હોય છે. વખતે તેવા ગામડાંમાં તમારે શિક્ષક તરીકે જવું પડશે, અને ત્યાં ધારો કે કોઇ પણ જાતના સુધારા તરફ અભાવ હશે તો તે તમારે શાંતપણે દૂર કરવો પડશે. આસપાસ

ચોમેર અજ્ઞાનને લીધે સ્થૂલતા ફેલાઈ રહી હશે તો તે છતા પણ તમારે સારી પ્રવૃત્તિ શરૂ કરવી પડશે યુરોપ દેશમા ઘણા ખરા ગામડામા મેહેતાજી, ડૉક્ટર અને ધર્મગુરૂ ( clergyman ) હોય છે, એટલે ત્યા ઓછામા ઓછા ત્રણ જણ ભણેલા વાચેલા તો મળી શકે તમારે તો વખતે એકલે હાથે કામ કરવાનુ આવશે, પણ જો તમે જાપાન દેશની આજથી પચાસ વરસની સ્થિતીનો તપાસ કરશો તો ત્યા પણ મન નામીપાસ થઈ જાય એવા સંયોગો હતા ત્યા આજે આખા દેશમા કેળવણી ફેલાઈ રહી છે તો પણ હજી ઘણું જ કરવાનું બાકી રહ્યુ છે તે લોકો પણ ઘણા ગરીબ છે ત્યાના શિક્ષકો તેમ જ પ્રોફેસરોને પગાર ઘણા કમ મળે છે તે છતા પણ આપણા પોતાના દેશના સુધારા અને કલ્યાણને વાસ્તે વ્યક્તિના સ્વાર્થનો ત્યાગ કરીને પણ કામ કરવુ જ એવી એ લોકોની દૃઢ માન્યતા હોવાને લીધે જ જાપાનના લોકો પોતાના દેશની સ્થિતિ સુધારી શક્યા છે

જો વખતે તમને એવી શંકા ઉત્પન્ન થાય કે બીજા બધા લોકો પોતાનો સ્વાર્થ જુવે છે, તો પછી એકલો શિક્ષક વર્ગ જ શા માટે સ્વાર્થ ત્યાગ કર્યા કરે ? આ પ્રશ્નનો જવાબ ટુકામા આપી ને મનની શાંતી કરી શકાય તેમ નથી શિક્ષકોને પણ પોતાનુ તેમ જ પોતાના કુટુમ્બનુ પેટ ભરવાનુ હોય છે એ તો નિઃસંશય છે, વળી આપણી આર્ય પ્રજામા, બ્રાહ્મણો અને કેળવાયલા લોકો જ્ઞાનનું દાન મફત આપતા હતા પોતાના ભરણ પોષણ માટે જે કંઇ મળે તે લેતા, પણ તે શિવાય તેમને બીજી અભિલાષા નહોતી આજના વખતમા આવો ઉચ્ચાશય કેટલે દરજ્જે પાળી શકાય તે વિચાર કરવા લાયક પ્રશ્ન છે, પણ જો માણસ થોડો ઘણો આત્મત્યાગ કરીને પરોપકારમા જીવન ગાળી શકે તે દુનીયાદારીમા કુશળ—એટલે સ્વાર્થ સાધનાર માણસો કરતા કેટલો શ્રેષ્ઠ છે તે વિષે મ્હારે તમને કહેવાની જરૂર ક્યાં જ નથી કષ્ટ વેઠીને પણ આપણે આપણી ફરજને પુરી પાડીએ તો તેમા ખરી મોટાઈ છે

સુમન્ત મહેતા

---

# કેળવાએલા માણસોના ધર્મ.†

પ્રમુખ સાહેબ અને મિત્રો,

આજનો વિષય ઘણો વિશાળ લાગે છે, પરતુ હુ એને કાંઇક સંકોચીને કેળવાએલા માણસોના ધાર્મિક ધર્મો વિષે બોલવા ઇચ્છુ છુ તેમ કરતા પહેલા, ધર્મ એટલે શુ, અને કેળવાએલા માણસો કોને કહેવા—એ બે બાબતો કાંઇક સ્પષ્ટ થવી જોઇએ 'ધર્મ'નો

† તા ૧-૫-૧૯૧૫ ને રોજ અમદાવાદની સાહિત્ય સભામા આપેલા ભાષણનો સાર

અતિ વિસ્તીર્ણ અર્થ આમ થાય: જે સનાતન નિયમ (Law) વડે આ સકલ વિશ્વ ટકી રહ્યું છે તે ધર્મ. પરંતુ, આજના વિષયમાં 'ધર્મ' નો આવો વિશાળ અર્થ કરવાનો નથી. સાદી ભાષામાં કહીએ તો 'ધર્મ' એટલે 'ફરજ'. જે જે કામો કર્યા વિના કેળવાએલા માણસો ખરેખર કેળવાએલા ન કહેવાય તે, તે તેમના ધર્મ—આમ સમજવાનું છે. હવે, કેળવાએલા એટલે શું? મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે કેળવાએલા માણસોમાં જે જે ગુણો જોઇએ તેમાંના થોડાએક, પણ મહત્ત્વના, નીચે ગણાવું છું:

(૧) કેળવાએલા માણસોનાં **શરીર,** એક યન્ત્ર જેમ કામ કરી શકે છે તેવી રીતે, સહેલાઇથી અને ઉલ્લાસથી પોતાનું કામ કરવાને શક્તિમાન હોવાં જોઇએ;

(૨) તેમની **બુદ્ધિ** એટલી કુશાગ્ર હોવી જોઇએ કે કોઈ પણ બુદ્ધિવિષયક કામમાં તે સહેલાઇથી પ્રવેશ કરી શકે;

(૩) તેમનું **મન** વિશ્વનાં મહાન અને ત્રિકાલાબાધ્ય સત્યોના જ્ઞાનથી પરિપૂર્ણ હોવું જોઇએ;

(૪) તેમની **ઇન્દ્રિયો** સ્વેચ્છાચારી ન હોતાં મનને વશવર્તી રહેવી જોઇએ;

(૫) તેમને કુદરતના તેમ જ કલાના **સૌન્દર્ય** તરફ સ્વાભાવિક પ્રેમ થવો જોઇએ;

(૬) તેમને દરેક પ્રકારની **અધમતા—નીચતા—**તરફ સ્વાભાવિક અરુચિ થવી જોઇએ; અને છેવટે,

(૭) તેમનામાં બીજાઓને યોગ્ય સંમાન આપવાની સાથે **સ્વમાન** હોવું જોઇએ.

મિત્રો, હાલની આપણી કેળવણી ઘણે અંશે અપૂર્ણ છે એમ વારંવાર આપણે સાંભળીએ છીએ. આપણી કેળવણીની આ અપૂર્ણતાને બને તેટલી દૂર કરી, આપણી પોતાની કેળવણી વધારે ને વધારે સંપૂર્ણતા તરફ વળે એવા પ્રયત્નો કરવા એ કેળવાએલા માણસોનો પ્રથમ ધર્મ છે. શાળાની કેળવણીની અપૂર્ણતા પાછળથી દૂર ન કરી શકાય તેમ નથી. આપણાં શરીરને સાચવવા માટે આહાર અને વિહારમાં યુક્ત રહેવું—મધ્યમસર રહેવું—એ આપણી ગીતાનો ઉપદેશ પાળીશું તો બસ છે. આપણી બુદ્ધિ અને મનના વિકાસ માટે આપણે યાદ રાખવું જોઇએ કે હંમેશ આપણે આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરવી જોઇએ. તેનું મુખ્ય સાધન પુસ્તકોનું ધ્યાનપૂર્વક અધ્યયન છે. હું અત્રે ખાસ ભાર દઈ કહેવા ઇચ્છું છું કે વિદ્વાન થવું એ સહેલું નથી ખરું, પણ વિદ્યાના વિષયોમાં રસ લેવો એ કાંઇ કઠણ નથી. દરેક માણસ વિદ્યાવાન ન થઈ શકે, પણ દરેક જણ ધારે તો વિદ્યારસિક થઇ શકે. આપણી ઇન્દ્રિયો મનને વશ રહે તે કાંઇ પુસ્તકો વાંચવાથી કે ભાષણો સાંભળવાથી બની શકતું નથી. તેને માટે તો દૃઢ નિશ્ચય અને હંમેશનો અભ્યાસ જોઇએ. સૌન્દર્ય તરફ અભિરુચિ થવી એ સૌન્દર્યનો સાત્ત્વિક શોખ અને તે તરફની પૂજ્યબુદ્ધિનું પરિણામ છે.

દરેક પ્રકારની નીચતા તરફ તિરસ્કાર થવો જોઇએ, પણ અત્રે એક વિવેક કરવાનો છે દુર્ગુણી માણસ અને તેના દુર્ગુણો એ બન્નેને છુટા પાડવા જોઇએ. આપણને તિરસ્કાર દુર્ગુણનો થવો જોઇએ, દુર્ગુણી માણસનો નહિ તેવો માણસ તો કેવળ દયાને જ પાત્ર છે ડી કવીન્સીએ કહ્યુ છે કે, * ' મનુષ્યની આકૃતિ ધારણ કરેલા કોઇ પણ મનુષ્યને હું તિરસ્કારી શકતો નથી ' હવે, છેલ્લો ગુણ જે સ્વમાનનો મેં મૂક્યો છે તે આપણા દેશમાં પૂર્વે એવા ઉત્કટ સ્વરૂપમા હતો અને હાલ પણ તેને કેળવવાના પ્રસંગો એટલા બધા ઉપસ્થિત થાય છે, કે તે વિષે આ સ્થળે વિવેચન કરવુ અને જરૂરનું લાગતું નથી

આ પ્રમાણે, ગૃહસ્થો, કેળવાએલા પુરુષોનો પહેલો ધર્મ આપણે જોયો તે એ કે પોતાની જ અધુરી કેળવણીને પુરી કરવા પ્રયત્ન કરવો હવે, બીજો ધર્મ, અને ઘણો મહત્વનો ધર્મ, એ છે કે પોતે લીધેલી કેળવણી સમાજમાના અન્ય બન્ધુઓને પાછી આપવી પહેલો અને બીજો ધર્મ સાથે સાથે જ બજાવી શકાય છે માણસ પોતાના જ્ઞાનમા વૃદ્ધિ કરતો જાય અને સાથે જ પોતાના જ્ઞાનનો લાભ અન્યને આપતો જાય આપણે પ્રાપ્ત કરેલી કેળવણીમા આપણા બન્ધુઓનો હિસ્સો છે એ વાત ભૂલવાની નથી અને તેથી જ કાંઈ પણ પ્રકારે સમાજની સેવા ઊઠાવવા તત્પર થવુ એ કેળવાએલા માણસોનો મોટામા મોટો ધર્મ છે आदान हि विसर्गाय सता वारिमुचामिव । સત્પુરુષોને કવિ વાદળા સાથે સરખાવે છે, અને કહે છે કે જેમ વાદળા સમુદ્રનુ પાણી લઇને પાછુ પૃથ્વી ઉપર આપે છે, તેમ પોતે ગ્રહણ કરેલુ જ્ઞાન સજ્જનો પોતાના બન્ધુઓને પાછુ આપે છે

આપણા દેશમા કામ કરવાનું એટલુ બધુ બાકી છે કે કામ કરનારની સખ્યા ગમે તેટલી વધે તો પણ થોડી જ છે બીજા દેશોમા કેળવણીના બગીચા હોય છે, પણ આપણે ત્યા તો કેળવણીના વિશાળ ઉજ્જડ વેરાન ખેતરો છે આ વણખેડ્યા અને વણવાવ્યા ખેતરોમા કામ કરનાર ખેડુતો જથાબધ જોઇએ છે અને આ જાહેર ખબર જેમ ફેલાય તેમ સારૂં કેળવણીના ક્ષેત્રોમા એમ ખાસ પાડવા જેટલુ પણ આપણા પ્રયત્નથી બની શકે તેમ હોય તો તે પણ કરવા ચૂકવુ નહિ મહાન પ્રસિદ્ધ કાર્લાઇલે એમ કેમણે કહ્યુ છે, કે × ' જો જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિવાળો એક પણ માણસ અજ્ઞાનદશામા મરી જાય, તો તેને હું એક કરુણ વૃત્તાન્ત કહું છુ ' આવા કરુણ વૃત્તાન્તો આપણા દેશમા તો દરરોજ સેંકડો બને છે તે અટકાવવાનો યથાશક્તિ પ્રયાસ કરવો એ કેળવાએલા માણસોનો ખાસ ધર્મ છે પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો, ભાષણો, કથાઓ, કીર્તનો, વગેરે ઉપાયો યોજી અજ્ઞાન તિમિરને ફેડવાનો પ્રયત્ન સતત ચાલુ રહેશે તો ઘણે કાળે પણ મીઠા ફળ આપ્યા વિના રહેશે નહિ

હવે, મિત્રો, આ કેળવણીનુ કામ કરવામા ઘણા અન્તરાયો નડે છે અને નડશે કેટલાક તરફથી અનુદાર આક્ષેપો કરવામા આવે છે, કેટલાક વિઘ્નસંતોષી નવા નવા વિઘ્નો

---

* ' I cannot hate a figure that wears a human shape

× ' That there should one man die ignorant who had capacity for knowledge this I call a tragedy

ઊભાં કરે છે, વગેરે ઘણી મુશ્કીબતો નડે છે. પરંતુ, તે સર્વ ધૈર્ય રાખવાથી એની મેળે દૂર થાય છે. સમુદ્રને મળવા નીકળેલી નદીના માર્ગમાં ઘણા શૈલો, ઘણા ખડકો આવે છે, પણ એ સર્વને શાંત ચિત્તે બાજુ ઉપર રાખી પોતાનો પ્રવાહ તે સમુદ્રગામિની ચાલુ રાખે છે અને અન્તે વિજયી નીવડે છે. ખાસ લક્ષમાં રાખવાની બાબત એ છેઃ આપણા કામમાં **પરમાર્થબુદ્ધિ અને સાચો સ્નેહ** રાખવો.

આ પ્રસંગે 'સરસ્વતીચન્દ્ર' માંનો અર્થદાસનો વૃત્તાન્ત યાદ આવે છે. અર્થદાસની સ્ત્રીને બહારવટીઆઓ લઈ જતા હતા તેના બચાવમાં સરસ્વતીચન્દ્ર ઘાયલ થયો. પરંતુ, તેની પરમાર્થબુદ્ધિ અર્થદાસના મનમાં વસી શકતી નથી. તે તો એને બહારવટીઆઓનો ભેદુ અથવા કોઇક એવો લુચ્ચો જ સમજે છે. આ પ્રસંગે લેખક કહે છે, કે 'સ્વાર્થજાળના માછલાથી પરમાર્થબુદ્ધિ ન કળાઈ." આવાં સ્વાર્થમાં રચ્યાંપચ્યાં માછલાં આપણને ઘણાંએ મળશે, પરંતુ તેમાં પણ સૂક્ષ્મ નજરથી જોતાં માલૂમ પડશે કે કોઈ પણ માણસ કેવળ સ્વાર્થી નહિ હોય. થોડે ઘણે અંશે દરેક જણ સ્વાર્થી અને પરમાર્થી હોય છે. માટે કોઇનો દ્વેષ ન કરતાં કામમાં નિઃસ્વાર્થી સેવાબુદ્ધિ રાખી મંડયા રહેવું એ જ ઇષ્ટ છે.

બીજી જરૂરની લાગણી સ્નેહની છે. ખરા અન્તઃકરણના ઊમળકા વગર સારૂં કામ થતું નથી. માટે જે જે કરવું તે સાચા સ્નેહથી કરવું જોઇએ. સ્નેહ એ એક ઉંચી લાગણી છે, અને આપણા અન્તઃકરણને આઘાત થાય તેવા પ્રસંગ સિવાય સ્નેહીઓના સ્નેહની ક્ષતિ કરવી એ ડહાપણનું કામ નથી.

આપણા દેશની જરૂરિયાતો વિચારતાં, કેળવણીથી બીજે નંબરે આરોગ્યવિદ્યાના જ્ઞાનનો પ્રસાર કરવો એ આવે છે. આને માટે કેળવાએલા માણસોનાં મંડળો સ્થપાવાં જોઇએ, અને તેમણે પોતાની પડોશમાં બને તેટલી રીતે આરોગ્યશાસ્ત્રના નિયમો પ્રસારવા જોઇએ. આ વિષયમાં, મને કહેવું જરૂરનું લાગે છે કે, ડાક્ટરો ઘણી સારી મદદ આપી શકે એમ છે. હું એક સૂચના રૂપે કહું છું, કે પોતાને ત્યાં પચાસ સો દરદીઓ આવે તેમાંથી હંમેશ ફક્ત પાંચને જ તેમના રોગનાં કારણો બતાવી ચેતવણી આપવામાં દરેક ડાક્ટર પોતાનો થોડો વખત ગાળે તો જરૂર એક મોટી સેવા કરી શકાશે. ફલાણું ખાવાથી ફલાણો રોગ આ બાળકને થયો છે, અને આ દરદી આમ નહિ કરે તો તેને આ રોગ ફરીથી નહિ થાય, એવા વ્યવહારૂ ઉપદેશોથી દરદીઓની દિલસોજી મેળવી શકાશે એટલું જ નહિ, પરંતુ આરોગ્ય વિદ્યાના નિયમો ફેલાવવામાં ડાક્ટરો ઘણી મદદ કરી શકશે.

આવી રીતે, ગૃહસ્થો, કેળવાએલા માણસોએ પોતાના ધર્મ સમજી તે બજાવવા તૈયાર થવું જોઇએ એટલી વિનંતિ કરી, બર્કના એક મહત્ત્વના વચનનું સ્મરણ કરાવી, જે મિત્રોની પ્રેરણાથી આપ સમક્ષ હું આટલું બોલવા શક્તિમાન થયો છું તેમનો આભાર માની હું બેસી જવાની રજા લઉં છું. બર્કે કહ્યું છે, * કે 'આપણે આપણી ફરજોમાં નકામી શંકાઓ ઊભી કરવી નહિ."

અમદાવાદ,<br>૧૬-૫-૧૯૧૫

**ઠાકરલાલ અમૃતલાલ દવે.**

* 'Let us not turn our duties into doubts.'

# રસલોકમાં ઉત્પાત.

ઘેરી લીલી તરુઘટાથી છવાયલી ઊંચી ગિરિમાળની લીલા, કાળા, ભૂરા રંગોની રચનામાં, લીલમ અને નીલમણિના જડાવકામની વચ્ચે ગોઠવેલી તેજસ્વી સફેદ હીરાની પંક્તિની પેઠે દીપ્તિ દાખવતો, હાસ કરતો, નૃત્ય કરતો, ગાન કરતો, જળધોધ;—આ રચના તમે જોઈ છે? જેટલાએ જોઈ હશે તેટલા ધન્ય!

વ્યવહારના પ્રસંગને લઇને મારે મુંબઈથી માર્માગાંવ એક વાર જવું પડયુ હતું:* સમુદ્રનો માર્ગ સીધો, ટૂંકો, છતાં, સ્ટીમરોની ગંધાતી હવા, અને દરિયો લાગવાની મારી ટેવ, એ બે કારણોને લઇને રેલવેનો દ્રાવિડી પ્રાણાયામવાળો રસ્તો મેં પસંદ કર્યો. પરંતુ એ દેખાતી ભૂલનો બદલો ઉપર સૂચવેલી ધન્યતામાં મને મળી ગયો; અને તેથી પણ વિશેષ ધન્ય દશા મેં ભોગવી. તે તો હમણાંથી નહિં કહી દઉં. મારી વાર્તા સાંભળો.

કાસલરૉકનુ સ્ટેશન છોડીને અમારી ટ્રેન ઘાટ ઊતરવા માંડી અને થોડીક વારે દૂધસાગર નામનું સ્ટેશન આવ્યું. સ્ટેશનથી ટ્રેન ઊપડી ને થોડી જ વારે અમારા ડાબા હાથ ઉપર પર્વતનાં શિખરોમાંથી સીધો નીચે પડતો દૂધસાગરનો સાર્થક નામવાળો જળ ધોધ દીઠો. શી એની અલૌકિક સુન્દરતા! બોર ઘાટ ઉપરના સૃષ્ટિસૌન્દર્ય કરતાં આ—ઘાટ આગળનુ સૃષ્ટિસૌન્દર્ય અનેક વાતે અત્યન્ત ચઢતું છે તે તો જુદી જ વાત, પણ એમાં પણ આ દૂધસાગરના ધોધને લઇને સવિશેષ સૌન્દર્ય વધી જાય છે. ટ્રેન તો ઝડપથી—ઘાટ ઉતરતે ધીમીધીમી ચાલે છતાં મારી સૌન્દર્યતૃષ્ણાને માટે તો અતિ ઝડપથી-ચાલી ગઈ; અને દૂધસાગરના જળધોધની સૌન્દર્યલક્ષ્મી સ્વપ્નામાં ભમતી દેવીની પેઠે મને—મારા મગજને—ઘેરો ઘાલીને રહી. બીજું કશુ નજરે પડે જ નહિં; એ જળધોધની સુન્દરતા જ જ્યાં ને ત્યાં નજર આગળ ભમ્યા કરે.

મારું વ્યવહારનું કામ ગોવે જઇને આટોપી લીધું. સીધા મુંબઈ જવાને બદલે કૉલૅમના સ્ટેશને હું ઊતર્યો; થોડુંક ભાથું દાબડામાં બાંધી લીધુ અને પાણીની બતક ભરી લીધી; બે ભોમિયા પર્વતવાસીને જોડે લીધા અને હુ પગ રસ્તે દૂધસાગર જઈ પ્હોચ્યો. રસ્તો વિષમ ચઢાવનો, જંગલોમાં થઇને, અને લાંબો છતાં ઇષ્ટ સ્થળે પ્હોચ્યાથી થયેલી આનન્દતૃપ્તિને લઇને બધો શ્રમ ઊતરી ગયો. ભોમિયાઓને પાસેના ગામડામાં ખાવાનું ખાઇ આવવાની રજા આપી મોકલી દીધા; હું ભાથું ખાઇ, પાણી પી, દૂધસાગર તરફ દૃષ્ટિ સ્થિર રાખી

---

* આ લેખ એક ખંડ કાવ્યના રૂપમાં રચવાનો મારો વિચાર હતો; પણ કાર્લાઇલે કહેલું વચન યાદ આવ્યું:—"If you have to say anything, why sing it?" તેમ મારા વ્યવહાર વગેરેની વાત કવિતામાં શી રીતે ગોઠવવી તે પણ ના આવડયું. એટલે આપણે આપણું ગદ્ય જ ભલું—એમ નિર્ણય કર્યો.

જમીન ઉપર પડ્યો પડ્યો જોવા લાગ્યો: જળધોધનો તેજસ્વી હાસભર્યો દેખાવ મારાં નયનોમાંથી મગજમાં ઊંડો પ્રવિષ્ટ થયો; જળધોધનું શિલામાં પડતાં થતું ગાન પણ શ્રવણેન્દ્રિયદ્વારા મારા આત્મામાં ઓતપ્રોત થઇ ગયું; અને હું થોડી વારે નિદ્રાવશ થયો; નિદ્રાવશ થયો કેમ કહું ? ક્યારે જાગૃત અવસ્થા પૂરી થઇ અને નિદ્રાવસ્થા શરૂ થઇ તે મને ભાન જ નહોતું; અને જાગૃત સ્થિતિ ચાલૂ જ હોય તે રીતે મારી નજર આગળ દૃશ્યપરંપરા ચાલવા લાગી. એ સંદિગ્ધ સ્થિતિમાં શું જોઉછું ?

એ જ દૂધસાગરનો ધોધ-પણ શતગુણ સૌન્દર્યવાળો; એની એક બાજૂ ઉપર રમણીય લતામંડપ; એમાં એક દેવી પુષ્પોથી શણગારેલા સ્ફટિકસિંહાસન ઉપર બેઠેલી; એક તુંબડું સૂર્યનું ને બીજું ચન્દ્રનું, ધૂમકેતુના લાંબા પુચ્છનો વીણાદંડ, કમળતન્તુઓની તન્ત્રીઓ, તારા જડેલી ભમરીઓ,–એવી અલૌકિક વીણા ઉછંગમાં લઇને દેવી વગાડતી હતી અને અનુપમ દિવ્ય ગાન ગાતી હતી.

પ્રથમ તો દેવી એકલી જણાઇ; અને અરણ્યમાં એકાન્ત શિવાલયમાં વીણા વગાડતી, ગાતી મહાશ્વેતાનું મને સ્મરણ થયું. પરંતુ થોડીવારે કેટલીક પરિચારિકાઓ નજરે પડી, તે દેવીનો પડતો બોલ ઉપાડી લેતી જણાઇ. એ સર્વ પરિચારિકાઓમાંની એકની મુખમુદ્રા ખાસ ધ્યાન ખેંચનારી હતી. દેવીની સૌમ્ય, શાન્ત, ઉદાત્ત મુખમુદ્રાના પડછામાં આ પરિચારિકાની મુખરેખાઓ સવિશેષ બળમાં જણાઇ આવતી હતી. દૃઢ આગ્રહ, સ્વતન્ત્રતા અને અતન્ત્રતાની વચ્ચે રહેલી કોક વિરલ ભાવદીપ્તિ, ઉત્સાહ, ઉલ્લાસ, ચંચલતા, વગેરે સ્વભાવલક્ષણો કેવળ મુખરેખાઓમાં જ નહિં, પણ અંગે અંગમાં, હાવભાવમાં, ચલનવલનમાં, અંગચેષ્ટામાં, પ્રગટ થતાં હતાં. બીજી પરિચારિકાઓને એ વારંવાર દબાવતી હતી, અને પોતે ઓઠામાં ઓછું કામ કરતી હતી. એને એ બધીઓ મ્હો ઉપર તો રાષ્ટ્રકૂટી કહીને બોલાવતી હતી, પણ એની પરોક્ષ રાઠોડ રાણી કહેતી હતી, અને ટૂંકામાં રાઠોડી પણ કહેતી.

મેં દૂર દૂરથી જ, અદૃશ્ય રહીને, બધી ચર્ચા જોઇ. દેવીનું સંગીત બંધ થયું. રાષ્ટ્રકૂટી બોલી ઊઠી:—

"દેવી! આ બધી પરિચારિકાઓને જુદાં જુદાં વાદ્યો આપી એમને આપના સંગીતમાં શામિલ કરોછો; મેં શો વાંક કર્યો કે મને વેગળી ને વેગળી રાખો છો ?"

દેવી:—"તું કર્યું ભૂલી જાય છે, ન કર્યું સ્મરણમાં સંઘરી રાખે છે. જરાક સ્મૃતિને જાગૃત કર—કેટકેટલી વાર તારા વાદ્યના સુરો મારા સંગીતમાં ભેળવ્યા છે ?"

રાષ્ટ્રકૂટી:—"તે હશે. પણ તે કેટલી થોડી વખત ? અને સ્મરણમાં સંઘરવાનું શેનું ? અત્યારે પણ મને ટાળીતી જ કની ? અને આ બધીઓનાં વાદ્યોમાં કે કંઠમાં મારા વાદ્ય

ને કંઈ જેવુ બગવાનુ માધુર્ય થા છે ? મને તો થાય છે, હું એટલી જ સંગીત ગજવુ, અથવા તો આ બધીઓના ગીતને મારા ગીતગર્જનમા દાબી દઉં,—આપની સાથે અને સેવામા જ ”

દેવી ચૂપ રહી, રાટ્રકૂટીનો ઉચ્છૃંખલ સ્વભાવ એ જાણતી હતી અને ઝરવતી હતી એમ જણાયુ

પરિચારિકામાથી એકે મને દોરી અને દેવીની સમક્ષ ઊભો કર્યો દેવીની પ્રસન્ન મુખચર્યા જોઈ મારામા ધૈર્ય આવ્યુ હું તો માનવલોકમાનો અલ્પ અણુરૂપ છુ તે મેં નિવેદન કર્યું દેવી મધુર સ્વરે બોલી—

“વત્સ ! એમા ત નવીન જ્ઞાન આપ્યુ ના કહેવાય તું અહિ થોડો સમય સ્થિતિ કર, તો તને કાંઈ નવીન જ્ઞાન મળશે ”

હુ તો ધન્યભાગ્ય માનવા લાગ્યો મને એક પાસેના લતામડપમા નિવાસ આપ્યો બીજે દિવસે સવારે દેવીની આગળ જઈને હુ ઊભો એટલે દેવીએ આજ્ઞા કરી પોતાનું વિમાન મગાવ્યુ એમા તે ચઢી, મને આગળી વડે બોલાવ્યો હું આનન્દ, ભય, કુતૂહલ, ઇત્યાદિ મિશ્ર ભાવથી ડગમગતો ગયો, દેવીના ચરણ આગળ નીચા આસન ઉપર બેઠો વિમાન જોતજોતામા ઊડયુ ચા યુ ચાલ્યુ સૂર્યલોક વટાવીને ગયુ સ્વર્ગના સર્વ પ્રદેશ ફરી વળ્યુ નન્દન વનના સૌન્દર્ય, સુગન્ધ, પક્ષીઓના ગાન, સર્વ મેં જોયા, અનુભવ્યા થોડી વારમા જ વિમાન પાછુ પૃથ્વી ઉપર ઊતર્યું દેવીના લતામડપમા દેવી જઈને સિંહાસન ઉપર બેઠી, હુ ઊતરીને એની સમ્મુખ ઊભો દેવીએ પૃથ્વીના સૌન્દર્ય સ્વરૂપો તરફ મારુ લક્ષ દોર્યુ કોમ્પિયરનમા ઉષા, તારા, ચન્દ્ર, ઇન્દ્ર ધનુષ્ય, મેઘ, સન્ધ્યા, સર્વમા—આ અનુભવ પછી પ્રસગે પ્રસગે મને સ્વર્ગના સૌન્દર્યના પ્રતિબિમ્બ જણાવા લાગ્યા દેવીની વીણાના સ્વરના પણ વિશ્વની વીણાના સુરના ભણકારા પ્રત્યક્ષ થયા

આમ અપૂર્વ સુખના અનુભવ સતત ચાલ્યા પછી એક દિવસ હું દૂર જગલમા રખડીને પાછો આવ્યો, તો શુ જોઉં છુ ? દેવી ના મળે ! લતામંડપ તોડી નાખેલો પડયો છે, વીણા ભાગી નાખેલી શતખડ થઇ પડી છે, દેવીનુ વિમાન પણ તોડીનાખેલુ પડયુ છે દેવીની પરિચારિકાઓ પણ અદૃશ્ય થઇ ગઈ જણાઈ

હુ આશ્ચર્યચકિત ઊભો એટલામા કેટલાક કડિયા, મજૂરો, સુનાર, ઇત્યાદિ આવ્યા લતામડપની જગાએ પર્વતની ધારમા એક કિલ્લો ઊભો કરવાનું કામ શરૂ થયુ એક રાક્ષસ ત્યા આવ્યો તે કડિયા મજૂરોને અનેક આજ્ઞાઓ આપવા લાગ્યો રાક્ષસની સાથે એક બીજો કોઈક હતો—તે ઍન્જિનીઅર કિલ્લાની યોજના કરનારો તથા બાધકામ ઉપર દેખરેખ રાખનારો પાછળથી જણાયો

રાક્ષસે મજૂરોના હાથમાં લાંબા લાંબા વાંસ—છેડે સાવરણીઓ બાંધેલા—અપાવ્યા; હુકમ કર્યો—વાદળાંનાં જાળાં ખંખેરી નાંખો; તારા, ચન્દ્ર, સર્વ ઘસી કાઢો; આકાશને કાળું રંગી નાંખો. બીજા મજૂરનાં ટોળાં બે ચાર એકઠાં કર્યાં; એમના હાથમાં ગલોલો, તીરકામઠાં, વગેરે હથિયાર આપ્યાં, અને આજ્ઞા કરીઃ—સર્વે સુન્દર પક્ષીઓ, ગાનારાં પક્ષીઓ અને ખાસ કરીને કોયલો તો સર્વે શોધી શોધીને મારી નાંખો; અને દરેક મારેલું પક્ષી મારી આગળ લાવીને બતાવો. રાક્ષસ અને ઍન્જિનીઅર ગયા પછી મજૂરોએ વાંસડા હલાવી હલાવીને ફેંકી દીધા. પક્ષી મારનારાઓથી જેટલાં મરાયાં એટલાં તેમણે એકઠાં કર્યાં.

આ સર્વ જોઇને મને કંપારી છૂટી. હું તો એ પ્રદેશમાંથી નાઠો. થોડા દિવસ પછી કુતૂહલે મને પાછો તે જ સ્થળે આણ્યો. કિલ્લો બંધાઈ ચૂક્યો હતો. હું દરવાજામાં પેસવા ગયો. દરવાને પરવાનો માગ્યો. પરવાનો નહોતો. મેં આજીજી કરી. મને દરવાને કહ્યુંઃ—"અમારા મહારાજ સાહેબની આણ સ્વીકારવાને તમે કબૂલ છો ?" હું હા કે ના કહું તે પ્હેલાં તો એક સીપાઇ જોડે કોટવાળની આગળ મને ઊભો કર્યો. કોટવાળના હુકમથી એક કારકૂને એક છાપેલા કાગળમાં મારી સહી જોર જબરીથી લીધી. ઝડપથી વંચાયું તેટલું વાંચી લીધું. એમાં તૂટક તૂટક વાક્યો જણાયાં તે આ પ્રમાણે હતાંઃ—

"સૌન્દર્યને હું ધિક્કારીશ."

"નામર્દ સંગીતને હું સેવીશ નહિં."

"અમારી રાષ્ટ્રસૌભાગ્યદેવીનો હું દાસ થઈ રહીશ."

બીજી પ્રતિજ્ઞાઓ સ્મરણમાં આવતી નથી; ચોરીથી જોઇ હતી તેથી છાપ પણ મન ઉપર પૂરી પડી નહોતી. હવે કિલ્લામાં જવાની છૂટ મળી. ચાલ્યો ચાલ્યો દરબારના ખંડમાં હું ગયો. એ ખંડની બાજૂ ઉપર વિશાળ ચોક હતો. ચોકમાં નવ તવા જમીનથી ૭ ફૂટ ઊંચાઇનાં લાકડાં દાટી ટાંગેલા હતા. મને એક દરબારીએ કહ્યું—"આ નવ ગ્રહ છે."

હું:—"કાંઇ તેવા તેજસ્વી જણાતા નથી."

દરબારી:—"નવ ગ્રહ તોડી પાડીને અહિં લાવવાનો હુકમ મહારાજ સાહેબે કરેલો; પણ તે કામ કોઇ પણ અમલદારથી બન્યું નહિં, એટલે વિજ્ઞાનદેવી નામે દાસી મહારાજ સાહેબે કેદ કરેલી છે તેની પાસે આ નવ ગ્રહની નકલો ઘડાવીને ટાંગી છે. એ વિજ્ઞાનદેવી બહુ જ કુશળ છે. આ દરબારમંડપમાં બધે વીજળીના દીવા ને પંખા એણે જ ગોઠવ્યા છે. યુદ્ધસામગ્રી પણ એ જ બનાવી આપે છે. અને એક રસસુન્દરી નામની દેવીને હમણાં જ મહારાજ સાહેબ કેદ કરીને લાવ્યા છે તે એમની આજ્ઞા પાળતી નથી તેથી એને વિવિધ પ્રકારે પીડવાના યન્ત્રો પણ એ વિજ્ઞાનદેવી કને બનાવડાવ્યા છે. આજ એ રસસુન્દરીના પરાજયનો તથા એના મુલકના રાજ્યારોહણનો મહોત્સવ છે. તમે સારે ટાંકણે આવી ચઢ્યા."

"આ રીતે મર્દાની ગીતો ગવાય. હજી તેં જોઇએ તેટલો જીવનાસવ પીધો નથી. સેવકો ! લાવો બીજો જીવનાસવ !"

સેવકો જીવનાસવનો શીસો લાવ્યા; પણ મારી પૂજ્ય દેવીના મુખમાં રેડવાનો પ્રયત્ન એ લોકો આરંભે તે પહેલાં તો સભામાંથી છલંગ મારીને હું દેવીની પાસે જઇને ઊભો અને જીવનાસવનો શીસો ઝૂટવી લઈ શીસો તથા આસવ ભરેલો પ્યાલો ફોડી નાંખ્યાં; આસવ જમીન ઉપર ઢોળાઈ ગયો. મહારાણી કોપાયમાન થયાં, અને એમના આંખના ઇસારાની સાથે હથિયારબંધ રક્ષકોએ મને પકડી લીધો અને મારા હાથપગ દોરડા વડે બાંધીને મને એઓ લઇ ગયા. દેવીને પૂરી હતી તે જ કેદખાનાની કોટડીને જોડેલી કોટડીમાં મને પૂર્યો. ત્યાં દોરડાં છોડી નાંખી મારા પગમાં બેડી નાંખી અને હાથમાં દસકડાં પહેરાવ્યાં.

રાત્રના બાર વાગ્યા તે વખતે મને તથા રસસુન્દરીને અમારી કોટડીઓમાંથી કાઢીને રક્ષકો રાષ્ટ્રસૌભાગ્યદેવીની સમીપ લઇ ગયા. મહારાણીનો આ ખાનગી ખંડ હતો. મહારાણીએ આજ્ઞા કરી એટલે રક્ષકોએ અમારાં શૃઙ્ખલાબન્ધનો છોડયાં, અને ખંડની બહાર ચાલ્યા ગયા. દાસદાસી કોઈ હાજર રહ્યું નહિં. રાષ્ટ્રકૂટી ઊઠી અને ખંડમાં પેસવાનું દ્વાર અંદરથી બંધ કરીને પછી બોલી:—

"શૂર માનવપુત્ર! તું ભય ના રાખીશ. અહિં મારી આજ્ઞા વિના મહારાજાનો પણ પ્રવેશ થતો નથી. કહે, આજ સભા વચ્ચે તેં ધૃષ્ટ વર્તન કર્યું તે શા કારણથી? તારામાં એ શૌર્ય ક્યાંથી આવ્યું? હું તો જાણતી હતી કે આ રસસુન્દરીના ભક્તો બાયલા, ડીચકાગ જ હોય?

હું ઉત્તર શો કહું? તત્કાળ સૂઝ્યો તે ઉત્તર દીધો:—

"હું આ પૂજ્ય દેવીનો ભક્ત છું; ભક્તિની પ્રેરણાએ મને પ્રેર્યો. બીજું કશું હું જાણતો નથી."

મારી પૂજ્ય દેવી બોલી —"રાષ્ટ્રકૂટી ! હું તારી મુખચર્યામાં જોઈ શકું છું; તારે કાંઇક હજી કહેવાનું બાકી છે. તે કહી દે, પછી બધા ઉત્તર હું સામટા આપીશ."

રાષ્ટ્રકૂટી—"રસસુન્દરી ! તેં મારું હૃદય આરપાર જોઈ લીધું ! જો, હવે હું ખુલ્લા મનથી બોલીશ. તારી પરિચારિકા તરીકે રહેવામાં મને સંતોષ ના થયો; હું તને પદભ્રષ્ટ કરું એ લોભે મને ઘેરી લીધી; એક દિવસ આ અહંકાર રાક્ષસ મને જંગલમાં મળ્યો; મેં એની સાથે સંતલસ કરી અને તારો મંડપ તોડાવ્યો, તને કેદ કરાવી, અને તું જાણે છે તે બધું કર્યું. આ અહંકારવર્મા મહારાજની સાથે અર્ધાસને બેસી; પણ મને હજી કાંઇક ઊણું જ લાગ્યા કરે છે. આજ મેં સતાર સાથે ગાયું તે વખતે તું મારી તરફ પ્રેમદયાથી નિહાળતી હતી છતાં હું આંખે આંખ મેળવી ના શકી. અને, દેવી ! મેં ગાયું વગાડયું પણ

એમાં પણ મને કાંઇક કળાય નહિં એવી ઊનતા—સંગીતની ઊનતા—લાગી. આ બધું શાથી હશે વારું ?"

રસસુન્દરી દેવીઃ—"જો, રાષ્ટ્રકૂટી ! તને રહસ્ય બતાવું. મારી સેવામાં તું હતી તે વખતે મારા સંગીતમાં અનેક પરિચારિકાઓનાં ગીતવાદ્યો સંવાદ આપતાં હતાં. આજે તારી એકલીનું જ ગીતવાદ્ય હતું. તેમાં એ સંવાદની ઊનતા હતી. એ ઊનતા પૂરવાની કૂંચી તારા હાથમાં જ હતી. પણ તું જાણતી નહોતી. તું એક જ તાર ઉપર આંગળી દાબીને સ્વરો ઊપજાવતી હતી; અને બીજા બે તારને સ્પર્શ પણ તું કરતી નહોતી. એ બે તાર ઉપર પણ તેં આંગળી વારંવાર વાપરી હોત તો તે ત્રણે તારનો સંવાદ પૂર્ણ થાત. તું તો રાષ્ટ્રના તારને જ અડકતી હતી; સમાજ અને ધર્મ એ બે તાર ઉપર તેં વાદ્યકલા ચલવી જ નહિં. તે ઉપરાંત બ્રહ્માણ્ડતાર અને હૃદયતાર એ બે તાર પ્રસંગાનુસાર સ્પર્શવાની પણ તેટલી જ આવશ્યકતા હતી. મારા આ ભક્તના શૌર્યનું બીજ તને હું કાલે બતાવીશ. હું આ કાગળમાં અમુક સૂચનાઓ લખીને આપું છું તે પ્રમાણે બરોબર કાલે વર્તજે એટલે સર્વ સત્ય કારણ સમજાશે."

સાથે એક સૂચના ઉપર ખાસ ધ્યાન ખેંચીને કહ્યું કે એનો અમલ તો પહો ફાટતા પહેલાં થવાની જરૂર છે. બીજા એક કાગળ ઉપર કાંઇક લખીને દેવીએ પોતાની પાસે રાખ્યો.

રાષ્ટ્રકૂટીએ વીજળીની ઘંટડી વગાડવા પોતાની પાસેની ભીંતમાંનું બટન દાબ્યું. તરત રક્ષકો આવ્યા, અને અમને અમારી કોટડીઓમાં લઇ જઇને પૂર્યા; પણ નીકળતા પ્હેલાં મુખ્ય રક્ષકના હાથમાં એક હુકમ લખીને રાષ્ટ્રકૂટીએ આપ્યો હતો. રસ્તામાં રસસુન્દરી દેવીએ મને પેલો પાસે રાખેલો કાગળ આપ્યો, તેમાં સૂચનાઓ હતી તે સવારે વાંચી તે પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી. કુતૂહલને વશમાં રાખી કાગળ મેં મારી પાસે સુરક્ષિત રાખ્યો.

સવાર થતા પહેલાં કેદખાનાના અધિપતિયે મને બન્ધનમુક્ત કરી ઇચ્છા હોય ત્યાં જવાની આજ્ઞા આપી. તરત જ દેવીની સૂચનાવાળો કાગળ કાઢીને વાંચ્યો. નગરમાં જઇ મેં એક જોશીનો વેશ ધારણ કર્યો, અને દરબાર ભરાય તે સમયે હું—મારા બ્રાહ્મણપણાના હકથી અને વિશેષે જોશીપણાના હકથી—વગર રોકાણે દરબારમાં જઇને બેઠો. રાક્ષસ મહારાજ અને રાષ્ટ્રકૂટી હમેશ પ્રમાણે પધાર્યાં. કેટલીક રાજ્ય સંબન્ધી ચર્ચા ચાલતી હતી એટલામાં રાજદૂતો હાંફતા હાંફતા આવ્યા અને હજૂરમાં જાહેર કર્યું કે આઠ દિવસની મજલ ઉપર દુશ્મનોનું પ્રચંડ દળ આવીને પડ્યું છે અને કિલ્લાને ઘેરો ઘાલવાને આવનાર છે.

રાક્ષસ મહારાજ ગભરાટ કાંઇક સંતાડવાનો વ્યર્થ પ્રયત્ન કરતા બોલ્યાઃ—"કોણ દુષ્ટ શત્રુઓ એવા છે કે આ તરફ દૃષ્ટિપાત કરે ?"

મુખ્ય દૂતઃ—"હુંકાર મહારાજાને ઘણી ખમા ! આપણા દેશની પડોશનો જ રાજા કુલહકન્દલ પોતાની રાણી હારશાદેવીની શીખવણીથી પોતે તથા કુંવર, શવારથશીંઘ, લશ્કર લઇને ચઢી આવ્યા છે."

દરબારમાં ગભરાટ ફેલાયો. સેનાપતિને રાક્ષસ મહારાજે સૈન્ય સજ્જ કરી દુશ્મનની સામે જવાની આજ્ઞા આપી. આ પ્રસંગે રાણી રાષ્ટ્રસૌભાગ્યદેવી બોલી:—

"મહારાજ! આપે ક્ષત્રિયોચિત શૌર્ય દર્શાવી આ તૈયારી કરવાની આજ્ઞા આપી તે બરોબર જ છે. પરતુ મારી એક શાન્તિસાધક સૂચના સાંભળશો?"

મહારાજા:—"દેવી! તારી સૂચના? 'આજ્ઞા' શબ્દ વધારે ઉચિત છે. મેં આજ સુધી તારી સેવા કરી તે સ્મરણમાં આણુ એટલે ખાતરી થશે કે હુ તારી આજ્ઞા તત્કાળ પાળીશ."

રાષ્ટ્રસૌભાગ્યદેવી!—"શત્રુના દળની જોડે યુદ્ધ ભલે કરાવો. પરતુ એમાં વિજય નિશ્ચિત જ મળે તે માટે કાંઇ ધર્મકૃત્ય કરિયે તો ઠીક."

રાક્ષસરાજે તરત રાજગુરુને બોલાવ્યા; રાજગુરુએ સલાહ આપી કે આ કામમાં જ્યોતિર્વિદ્ બ્રાહ્મણની આવશ્યકતા છે, "મહારાજ! આ સભામાં એક અતિ પ્રવીણ જ્યોતિષી પધારેલા છે; એમનો મત પૂછિયે." એમ કહી મને આગળ કર્યો. મેં ગમ્ભીર મુખે અભિપ્રાય આપ્યો કે શાન્તિયજ્ઞ એકદમ આરમ્ભો તો શત્રુદળ આપોઆપ વીખરી જશે. તરત આજ્ઞા થઈ—કાલે સવારમાંથી એ યજ્ઞ આરભવો, ધન સામુ જોવું નહિં. સભા વિસર્જન થઇ.

બીજે દિવસે યજ્ઞનો આરમ્ભ થયો, તે પાંચ દિવસ ચાલ્યો. છઠ્ઠો દિવસ પૂર્ણાહુતિનો હતો. પૂર્ણાહુતિ થતા પ્હેલાં હુ વચમાં પડી બોલ્યો —

"ગ્રહો તપાશીને જોતાં મને જણાયુ છે કે ફલસિદ્ધિ માટે આવશ્યક વાત એક એ છે કે આ જ અમૂલ્ય વસ્તુની આહુતિ આપવી, અને મેં ગ્રન્થો વાંચીને નિર્ણય કર્યો છે કે મહારાજાએ પોતે પોતાનુ મસ્તક છેદીને યજ્ઞકુંડમાં હોમવું, તો જ ઇષ્ટ ફલ પ્રાપ્ત થશે."

રાક્ષસ મહારાજના મુખ ઉપર આ વખતે જે ભય, નિરાશા, ઇત્યાદિ વિકારોની છાયા પડી તે જોવા જેવી હતી. રાષ્ટ્રસૌભાગ્યદેવી બોલી:—

"મહારાજ! મારે ખાતર ગમે તે ખમવાને આપ તત્પર છો એમ અનેક વાર બોલ્યા છો, તો મારી ખાતરી છે કે મારા રક્ષણને અર્થે આ શૂર કૃત્ય કરશો જ."

પણ રાક્ષસ મહારાજ તો મૌનયુક્ત થઈ દિઙ્મૂઢ થઇ બેઠા. રસસુન્દરીદેવીને યજ્ઞમંડપમાં એક ખૂણે બાંધી ઊભી રાખી હતી, તે રાક્ષસ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોઇ રહી, અને રાષ્ટ્રફટી ધિક્કાર અને તિરસ્કારના અંગાર વર્ષતી આંખોથી રાક્ષસને તાકી તાકીને જોતી ઊભી.

આ ક્ષણે એક અદ્ભુત ચમત્કાર થયો. આકાશમાં અલૌકિક ગીતધ્વનિ થયો, અને કાલિદાસ, ભવભૂતિ, શેક્સ્પીઅર, મિલ્ટન, ટેનિસન, ઇત્યાદિ મહાકવિયો પ્રગટ થયા. એમને

જોઇને રાક્ષસે મહારાજ તો પલાયન કરી ગયા તે ગયા! સર્વ કવિગણે સાથે મળી વિજય-ગીત ગાવા માંડ્યું; ગીતની અનેક પંક્તિયે પંક્તિયે દેવી રસસુન્દરીની બન્ધનશૃઙ્ખલાની કડી કડી તૂટતી ગઈ, અને રાક્ષસના કિલ્લાના પથરા ખરી પડવા લાગ્યા. (સારું થયું, યજ્ઞમંડપ કિલ્લાની બ્હાર હતો; નહિં તો અમે બધા ચગદાઇ જાત.) અંતે કિલ્લાનો ઢગલો જમીનમાં શમી ગયો, અને તે સ્થળે દૂધસાગરનો ધોધ, દેવીનો લતામંડપ, સ્ફાટિક સિંહાસન, સર્વ પ્રગટ થયાં. શેક્સપીઅર તથા કાલિદાસે રસસુન્દરી દેવીને સ્ફાટિક સિંહાસને બેસાડી, દિવ્ય પુષ્પો એના ઉપર નાંખ્યાં. રાષ્ટ્રરૂઢી પ્રફુલ્લવદને સિંહાસનની નીચે દેવીના ચરણ સ્પર્શતી બેઠી.

અને હું?—"शेठ, चला ऊठा; किती झोप घेतली! आतां गाडीचा टेम झाला"— એ વાક્ય ભોમિયામાંથી એકે ઉચ્ચારેલું સંભળાતાં એકદમ હું ઊભો થયો. આ સર્વ સ્વપ્ન હતું? હું નથી માનતો. આ બનાવ ઉપર ચિન્તન કરતો કરતો હું દૂધસાગર સ્ટેશને ગયો; અને મારી ટ્રેન આવી એટલે તેમાં બેશીને મુંબઇ તરફ પ્રયાણ કર્યું.

પ્રિય વાચક! મારી સલાહ તને એટલી છે કે દૂધસાગરને રસ્તે તું જાય તો એ જળ ધોધ આગળ એક કલાક તો ભક્તિપુરસ્સર થોભજે જ થોભજે.

"રસદાસ."

---

# ઇસવી સન ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટકો.

(૫)

(અનુસંધાન પૃષ્ઠ ૧૪૧ થી).

આ નાટકની મુખ્ય ભાવનાનું આપણે દર્શન પૂર્ણ રીતે કર્યું. હવે ભાવનાના પ્રવાહમાંથી આગળ જઈ કેટલાંક ગૌણ ભાવનાસ્વરૂપો, અથવા માન્યતાનાં સ્વરૂપો, સંક્ષેપમાં ચર્ચામાં લઇયે. એ માન્યતાઓ ત્રણ વર્ગમાં પડનારી આ નાટકમાં પ્રગટ થાયછેઃ રાજલક્ષણ અને રાષ્ટ્રલક્ષણ, સમાજલક્ષણ, અને ધર્મલક્ષણના અંગે ઉદ્ભવતી માન્યતાઓ. એ નાટકકર્તાની પોતાની માન્યતાઓ છે કે નાટકના દેશકાલને અનુરૂપ ચિત્ર માગી લે હેવી હોઈ નાટક-કર્તા પોતે તેથી અસ્પૃષ્ટ છે એ પ્રશ્ન ઉત્પન્ન થાયછે, અને હેનો ઉત્તર એ માન્યતાઓ કે'વી રીતે દર્શાવાઈ છે તે જોવાથી મળે એમ છે.

પ્રથમ રાજલક્ષણ અને રાષ્ટ્રલક્ષણની માન્યતા લઇયેઃ પૃષ્ઠ ૧૩૯ મે

(૧) આર્યાવર્ત જ છે આદર્શ આજ
નવખંડવાસી આર્ય કુટુમ્બનું;

(૨) ને જ્ઞાન ને ધર્મનગરીનો યુવરાજ
તે સકળ વિશ્વનો યુવરાજ.

અને (૩) આર્યકુટુમ્બના યુવરાજનો જય!

આ ત્રણ વચનો જોઈને એમ નથી થતું કે દેશાભિમાનના સંકુચિત સ્વરૂપને અયોગ્ય વિસ્તાર અને અયોગ્ય મહિમા આપવા જેવું અહિં થયુંછે? નાટકવૃત્તાન્તના સમયમાં આર્યાવર્ત આદર્શરૂપ હતો તે વાત ઉપર ભાર મૂકવા જતા હોવ તેમ નથી એ ગ્લાનિ દશા તરફ આંખ્યો મીંચવા જેવું થતું મ્હને તો લાગેછે વૃથા દેશાભિમાનની મહિમા ગાવા હાલ સમય નથી, હાલ તો દેશની દશા વસ્તુસ્થિત શી છે તે તરફ આંખ્યો ઉઘડાવવા જરૂર છે. તે કાર્ય આ પ્રકારના કથા ઉદ્ગારોથી સિદ્ધ તો નથી જ થતું, પણ આ પ્રકારના ઉદ્ગાર હેમાં અન્તરાયરૂપ બનેછે પ્રાકૃત જનસમૂહની વાહવાહ લેવી હોય, હેમના સંકુચિત ભાવની ખુશામત કરવી હોય, તો આ પ્રકારના વચન ઉપયોગી થાય ખરા તે જ (૨) અને (૩) અંકના ઉતારામાં પણ કાશીરાજનો કુંવર 'આર્યકુટુમ્બનો' યુવરાજ એમ કહેવામાં અત્યુક્તિ આવેછે તેટલેથી સંતુષ્ટ ના થતાં, 'અખિલ વિશ્વનો યુવરાજ' કહી દેવામાં અત્યુક્તિની પરાકાષ્ઠા થવાની સાથે હાસ્યરસના ખાડામાં પડી જવા જેવું થાયછે તે કવિને વિસ્મરણ થયું લાગેછે લક્ષ રાખને કે 'રાજા'ના સ્તુતિવચનો ગાનારા વૈરીઓ હેને જે અત્યુક્તિવચનોની માનશિખરે મૂકેછે તે હેતુ જ અહિં નજરે પડેછે પર એટલું જ નથી આ સ્તુતિવચનો બોલનારા પાત્રની માન્યતાની પછાડી પ્રગટ રૂપે કવિની માન્યતા પણ તે જ પ્રકારની રહેલી જણાઈ આવેછે, તે જરાક શોચનીય લાગેછે

રાષ્ટ્રલક્ષણનો આ નમૂનો જોયો હવે રાજલક્ષણના બે નમૂના આપુંછું—

(૧) "ઘેર ઘેર સંચરીને આપીશ ન્યાય
જે માગશે તેહને"
(પૃષ્ઠ ૧૪૦)

કાશીરાજને રાજા તરીકે આદર્શરૂપ બતાવનારું આ લક્ષણ ખાસું જણાયછે પણ આ ચિત્રમાં તો રાજભાવનાનું અત્યન્ત કાચું આદિ સમયનું, સ્વરૂપ પ્રગટ થાયછે હાલ નગરે નગર આ નાટકવૃત્તાન્તના સમયમાં પણ હોય એ સંભવતું નથી ❋

(૨) "અહર્નિશ નથી ધરાયો હજી દાન દઈ
પ્રજાના પોકાર સુણું
વાયુની લહરી લહરીમાંથી"
(પૃષ્ઠ ૧૪૧)

આપણા ઉપરવાળા જ કાશીરાજ. ઘેર ઘેર ફરીને ન્યાય આપવા જવા છતાં હજી પ્રજા પોકાર તો કાયમ જ છે એ શું? પણ પ્રથમનું વચન તો 'ન્યાય આપીશ' એમ ભાવિ વર્તન માટેનું જણાયછે, અત્યાર સુધી એ ધર્મ બજાવ્યો નહિ હોય, એટલે આ વિરોધ નહિ આ

પરંતુ આ રાજલક્ષણની કલ્પના કેવી કઢંગી અને અણઘડ છે તે જોઈને, તેમ જ આદર્શ કવિનો પોતાનો પણ છે એમ ભાસ થાયછે તેથી, આ સ્થિતિ શોચનીય ન પણ હસનીય જણાયછે

---

❋ કાશીરાજ આ પોતાનું લક્ષણ ભાવિ વર્તન માટે કેમ રાખે છે? આટલા દિવસ એ ધર્મ ચૂક્યા હતા કે શું?

હવે સમાજલક્ષણના અંગની માન્યતાના દાખલા જોઈએ:

(૧) "સ્નેહનાં ઝરણાં આડી પાળ બાંધી
નથી સુખી થતાં માતપિતા,
કે નથી સુખી કરતાં સંતાનોને.
સુણજો એ સજ્જનો જગતના!
હમારી કથાની આ મન્ત્રઘોષણા:
સંતાનના સ્નેહ ઉછેરજો,
વાળજો, *પરિશુદ્ધજો;
પણ ઉચ્છેદશો મા."

(પૃ ૧૪૮)

સંતાનોની લગ્નસંબન્ધે પસંદગીની બાબતમાં માતપિતાના ખરા કર્તવ્ય વિશે આ ઉત્તમ બોધ છે હેમાં સંશય નથી; જે દિશામાં પુત્રપુત્રીની પ્રેમનદી વ્હેતી હોય હેમાં અંતરાય નાંખવો નહિં; પરંતુ હેને યોગ્ય દિશામાં વાળવી, દોષનો પંક પડવાનો સંભવ હોય તો વિશુદ્ધ બનાવવી, એ જ કર્તવ્ય છે. આ વચનમાં બધું કર્તવ્ય આવી જાયછે; છોકરાંને પ્રેમ હેમનો જે તરફ જતો હોય ત્હાંથી પાછો વાળવો નહિં, તેમ હેની ભૂલ થતી હોય તો કાળથી સુધારવી એ બંને ધોરણોનો સમાવેશ થાયછે. આ બોધ માત્ર ગિરિરાજનો જ છે એમ સમઝવાનું નથી: નાટકનો જ આ બોધ કવિને મતે ઉદ્દિષ્ટ છે એમ જણાય-છે. 'હમારી કથાની મન્ત્રઘોષણા'—એ વચનમાં 'હમારી' એટલે જયાનાં માતપિતાની કથા એમ પ્રથમબારી અર્થ થાય ખરો, પરંતુ હેનો લક્ષ્યાર્થ તો 'આ નાટકની કથાની મન્ત્રઘોષણા' એ જ જણાયછે. સમાજશાસ્ત્રના મહાસૂત્રોમાંનું આ સૂત્ર કવિએ સબળ અને સુન્દર શબ્દોમાં અહિં બતાવ્યુંછે. આ સૂત્ર ગિરિરાજના મુખમાં મૂક્યુંછે, છતાં નાટકના બોધ રૂપે કવિની પોતાની માન્યતાનું પ્રતિબિમ્બ હેમાં જણાયછે જ. માત્ર આ સ્થળે એક કહેવું પડેછે: આ નાટકની ઉચ્ચ ભાવનામાં જે ખામી પાછળ હું બતાવી ગયોછું હેનું આ વચનથી પણ આડકતરી રીતે પુષ્ટીકરણ થાયછે. જયા અને જયન્તને સંસારલગ્નમાં—ઉચ્ચ સંસારલગ્નમાં—જોડયાં નહિં તેથી પરિણામ દુઃખનું આવ્યું એમ અહિં સ્વીકાર કર્યા જેવું થાયછે. જયાજયન્તનો આ આત્મલગ્નમાં પરિપાક તે દુઃખરૂપ—એટલે સૂધી ફલિતાર્થ લેતાં અટકવા માટે બચાવ એક છે કે—હતો તો સુખપરિપાક પણ તે સધાયો

* 'પરિશુદ્ધવું' એ નવું ક્રિયાપદ રા. ન્હાનાલાલે સંસ્કૃત ભૂતકૃદન્ત ઉપરથી ઘડ્યું છે, તે કેવળ દૂષિત જ છે. આ પ્રકારના પ્રયોગની દૂષિતતા મ્હેં અન્ય સ્થળે દર્શાવીછે. ('વસન્ત' સંવત ૧૯૬૯, માઘ, 'ગુજરાતી ભાષાનું બંધારણ,' પૃ ૪૯–૫૦ જુવો). રા. ન્હાનાલાલ આ પ્રકારના ઉચ્છૃંખલ વિલાસમાં આનન્દ માનતા જણાયછે, પરંતુ ભાષા-શુદ્ધિના સેવકોની આગળ ઉપહાસપાત્ર જ બનેછે. તોપણ રા. ન્હાનાલાલના સદ્‌ગુણોને લીધે આશા બંધાયછે કે કોક કાળે આ બાબતમાં પણ એઓ સુધરશે ખરા; ભગવદ્‌ગીતાના ભાષાન્તરના ગમ્ભીરઘોષી અને ઉદાત્ત અર્પણકાવ્યમાં પોતે પોતાના પિતાને ખીજવ્યા પજવ્યા માટે પૂર્ણ પશ્ચાત્તાપ દર્શાવ્યોછે, તેમ ગુર્જરભાષા રૂપી માતાને આમ વખતો વખત પજવવા માટે પણ કોક કાળે એઓ પસ્તાશે ખરા.

દુઃખદ્વારા, માટે 'નથી સુખી કરતાં સંતાનોને' એ વચન છે એમ ગણાય; છતાં આ બચાવમાં કાંઇક લૂલાપણું સંતાઈ રહેલું લાગેછે. ગિરિરાજની સંકુચિત દૃષ્ટિયે જોતાં દુઃખ-પરિપાક ગણાય એમ અર્થ લઈ સકાય, પરંતુ અન્ય કારણો મ્હેં ‡પાછળ દર્શાવ્યાંછે તે ધ્યાનમાં લેઇશું તો આ સંકુચિત દર્શનની નીચે–કવિથી પણ અજ્ઞાત–સત્યદર્શન, આ નાટક-ની ભાવનાની ઊંડતાનું તત્ત્વદર્શન, ગૂઢ રહેલું જોઈ સકાય એમ છે.

(૨) તેજબા: હજી કલિયુગ તો આથે છે.
એ યુગના અન્ધકાર ઊતરશે
જગતના ચોકમાં,
ત્હારે વદનના ચન્દ્ર
ને નયનની વીજળીઓ
વેચાશે કે લૂંટાશે ભરવસ્તીમાં ય જો.

જયા શરીર વેચાય કે લૂંટાય,
પણ આત્મા એ વેચાતા હશે ?
સૌન્દર્ય દેહનાં કે દેહીનાં ?

તેજબા સૌન્દર્ય આત્માનાં ય તે,
ને શરીરનાં ય તે.
ઉપવનમાંનાં ફૂલડાંની પેઠે
માનવીનાં ઘાટ રંગ ને ફોરમ
એ ત્રણેનો ભભકાર તે સૌન્દર્ય.
જેમ ફૂલડાંમાં ફોરમ,
તેમ સૌન્દર્યમાં આત્મપ્રભા.*

(પૃષ્ઠ ૮૯).

સમાજભાવનામાં વિશુદ્ધિના તત્ત્વનું શું સ્થાન છે તે આ સચોટ, સુન્દર અને પ્રભાવ-શાળી સંલાપમાં કવિયે સબળતાથી દર્શાવ્યુંછે. એ સંલાપમાંના એકેક શબ્દ સુન્દર મૌક્તિક જેવા છે, અને હેમાં દર્શાવેલા વિચાર પણ 'ઘાટ, રંગ અને ફોરમ' થી સુશોભિત છે.*

(૩) (क) "નથી ઓછાં વીતાડ્યાં
મ્હારે ય માથે સાધુઓએ.
ચાર દિનમાં તો ચાર ભવ થયા.
ગોખરની શય્યામાં સૂવાડ્યો,

‡ ચાલૂ સાલના માર્ગશીર્ષના 'વસન્ત'નાં પૃષ્ઠ ૬૭૨, ૬૭૭, ૬૭૮ જુવો.

* અહિં આટલું કહેવું પડશે: છેલ્લી બે પંક્તિયોમાંના ઉપમિતિના સમીકરણમાં કાંઇક વાણી અને વિચારની શિથિલતાથી ઉત્પન્ન થયેલું દૂષણ છે. કવિને વક્તવ્ય એમ જણાય-છે કે—માનવીમાં સૌન્દર્યઘટક ત્રણ અંગો, ઘાટ, રંગ અને ફોરમ (જે ફૂલમાં પણ છે): હેમાંનાં પ્રથમ બે, ઘાટ તથા રંગ, દેહનાં અને ત્રીજું, ફોરમ, તે આત્માનું, તેથી 'તેમ માનવીમાં આત્મપ્રભા' એમ કહ્યું હોત તો વિવક્ષિત અર્થ પ્રગટ થાત.

ઝાડથી ઊંધે મસ્તકે લટકાવ્યો,
ચિતાની જ્વાલા સોંસરો ચલાવ્યો,
તમસ્રોહની સ્ત્રીમૂર્તિઓને ભેટાડ્યો:
સર્પની કાંચળીની પેઠે
ઉતારી આખીએ મ્હારી ખોળ.

( પૃષ્ઠ ૧૨૦ ).

(ख) "પણ હાશ ! શીળી શીળી લાગેછે
આ મુક્તિપુરીની ધરતી એ.
સાધુઓનાં લોચનમાંથી તો
અમૃતના વરસાદ વરસેછે.

* * *
* * *
* * *

હરિકુંજની સત્સંગગંગામાં ન્હાઇશ,
એટલે ધોવાશે મ્હારો પાપાત્મા એ.
શયતાનના દેવ બને છે ત્હાં."

( પૃષ્ઠ ૧૨૧ ),

પશ્ચાત્તાપદર્શનવાળા પ્રવેશમાં તીર્થગોરનાં આ બે વચનોની સરખામણી કરવા જેવી છે. (क) વાળા ઉતારા ઉપરથી જણાયછે કે પાપનું ભાન થતાં પાપમાંથી મુક્ત થવા માટે પ્રથમ એ સામાન્ય સાધુઓ કને ગયો હશે; એ પાપરોગના ખરા વૈદ્યો ન હોવાથી હેમણે આ દેહકષ્ટના અદ્‌ભુતરસયોગ્ય ઉપાયો વાપર્યા દેખાડ્યાછે. હેમાંના અદ્‌ભુત રસ સાથે હાલ આપણે કામ નથી. પરંતુ પાપનાશનો એ ખરો ઉપાય નથી તે જણાવવા માટે (ख) નિશાનીવાળું વચન બસ છે. તીર્થગોરને થયું કે આ રાક્ષસી ઉપાયોનું ઊટવૈદું વ્યર્થ ગયું. તેથી કાશી તરફ આવી જયન્ત બ્રહ્મર્ષિના આશ્રમમાં આવ્યો; આવતાં વાંત ત્હાંના સાધુઓનાં લોચનમાંથી વરસતો અમૃતનો વરસાદ અને હેમની સત્સંગગંગાનું સ્નાન એ જ હેને પાપના અંગારાનો દાહ મટાડી ઠંડક વાળનારાં ખરાં સાધન જણાયાં. સમાજયોજનામાં પાપનું શાસન કેવું જોઇયે તે ભાવના અહિં સારી રીતે, ઝીણી રીતે, સૂચવાઈ છે.

આ ભાવના સમાજલક્ષણના અંગની માન્યતા અને ધર્મલક્ષણના અંગની માન્યતા એ બંનેમાં એકેક પગ રાખીને ઊભી રહેલી જણાયછે. તેથી હેનો સંગ્રહ ધર્મલક્ષણના વિભાગમાં પણ કરવાને બાધ નથી.

હવે ધર્મલક્ષણ સંબન્ધી માન્યતાઓ જોઇયે. રાજરાણીના મુખમાં કવિયે વચન મૂક્યુંછે:-

"માગી ત્હારે જ અર્પી હોત
એ મહાત્માને મ્હારી મીંડડી,
તો ન ઊગત દુઃખનાં ઝાડ
ત્હારે, હેમને, કે હમારે માથે.

વિધિનાં વાવ્યાં હશે,
હાથે હમે જલ સીંચ્યાં,
ને પીરસ્યા સહુને એ ફાલ."
(પૃષ્ઠ ૧૪૮).

આ વચનના મ્હોટાં ટાઈપે છાપેલા ઉત્તરાર્ધમાં કર્મ, હેનું મૂળ, કર્મ માટેની જવાબદારી, કર્મફળના ભોક્તૃત્વનું વ્યાપારક્ષેત્ર, એ કૂટપ્રશ્નોનો સબળતાથી અર્કરૂપે સમાવેશ કર્યોછે; અલબત, હેમાંની માન્યતાનું સ્વરૂપ સામાન્ય રીતે મનાતા કર્મવાદથી કાંઇક જુદું જણાયછે; અને તે જ અહિં તપાસવા જેવું છે. સામાન્ય રીતે સ્વીકારાયલા મતમાં મનુષ્યના કર્મનો આરમ્ભ ક્‌હાંથી તે મ્હને તો જડતું નથી;—વિધિના લેખ કપાળમાં લખાઈ ચૂકેલા, છઠ્ઠીને દહાડે—એ કર્મવાદના પરિહાસરૂપ સ્વરૂપને કોરાણે મૂકીને વાત કરવાનીછે. કર્મનું મૂળ વિધિના વાવેતરમાં, ઇશ્વરની ગૂઢ પ્રેરણામાં, અહિં મૂક્યું જણાયછે; હેનો અર્થ એમ નહિં કે ઇશ્વરની જ જવાબદારી મનુષ્યનાં નઠારાં કર્મ માટે પણ ગણવાની. ઇશ્વર તો મનુષ્ય આગળ પ્રસંગ મૂકેછે, તે પ્રસંગમાંથી પરિણામે શુભ ઘડી કાઢવાના હેતુથી જ, મનુષ્યે એ પ્રસંગને કે'વી રીતે પકડવો ને વાપરવો તે ઉપર મુખ્ય આધારછે, અને તે પ્રમાણમાં ફળનું ભોક્તૃત્વ અને કર્મ માટે જવાબદારી મનુષ્યનાં છે. માટે જ આ વચનમાં સમાવેલા મતનું બીજું પગલું આ આવેછેઃ—

"હાથે હમે જલ સીંચ્યાં."

અહિં મનુષ્યની સ્વેચ્છાજનિત કૃતિ, પસંદગી સદસતની કરીને કૃતિમાં પ્રવૃત્તિ, પ્રગટ થાયછે; પ્રસંગ અને સંભવનાં બીજ વિધિ વાવે તેટલાથી પાક પાકે નહિં; હેને જલ સીંચનાર ઇચ્છાયુક્ત માનવપ્રાણીના **હાથે** જલસેચન આવશ્યક છે. છેવટે પાક પાકતાં, એ ફાલનો ભોક્તા કેવળ એક માનવપ્રાણી નથી થતો, પરંતુ સહુને એ કર્મનો ફાલ પીરસેછે; અર્થાત્ એક જનના કર્મનું ફળ કર્મના કર્તા ઉપરાંત હેના સંપર્કમાં એ જ અમુક કર્મની જાળમાં ગૂંચવાયલા, અન્ય સંબન્ધીઓને પણ યથોચિત ભોગવવું પડેછે. આ સર્વથા સુશ્લિષ્ટ મત-વ્યવસ્થા ઉપર એક ધર્મવ્યાખ્યાન રચી સકાય એમ છે. આમ અલ્પાલ્પ, અર્થપૂર્ણ, શબ્દોમાં ધર્મમતના એક વિષમ પ્રશ્નનો અર્ક સમાવવામાં કવિની કુશળતા અસાધારણ રૂપની પ્રગટ થાયછે.

પરંતુ એક બીજા વચનમાં આ મતને જરાક અણઘટતો આઘાત લગાડનારી માન્યતા પ્રગટ થઈછે. અદ્ભુત રસ કરતાં વિશેષ ક્રમ ભગ્નાર ચમત્કારના તત્ત્વને પ્રવેશ આપવાનો મોહ આ નાટકના કવિને બહુ હોય એમ જણાયછે. તે મોહને વશ થઈ ગિરિરાજ કને દેવર્ષિને કહેવડાવેછેઃ—

(૨) "આપનું વેણ ઉથાપવા મથ્યું હમે,
પણ વિધિ એ ન ઉથાપી શક્યો
બ્રહ્મમૂર્તિનું એ બ્રહ્મવાક્ય.
જયાની દેહ ન વદલાઈ."
(પૃષ્ઠ ૧૫૦).

જયાને વિશે દેવર્ષિની ભવિષ્યવાણી આપણે નાટકના આરમ્ભના અંકમાં પ્રવેશ સાંભળીછેઃ રાજરાણી અને ગિરિરાજ વચ્ચે જયા જયન્તને આપવી કે કાશીરાજને તે બાબત રકઝક ચાલી રહીછે તે પ્રસંગે ગિરિરાજ પોતાની રાણીને કહેછે

"પણ સ્મરણ છે, રાણીજી !
દેવર્ષિની ભવિષ્યવાણી ?
'જયાનો દેહ નહિં વટલાય,
જયા બ્રહ્મચારિણી રહેશે.'"

(પૃષ્ઠ ૧૫-૧૬).

આ પેણ આ 'બ્રહ્મવાક્ય' આખરે સાચું પડ્યું, જયાનો દેહ ન વટલાઈ તે વાતનું છેવટના મહસ્થાપનપ્રસંગે સ્મરણ કરીને જયાના પિતાનું આ વચન છે. આ વચનમાં વિધિ કરતાં પણ દેવર્ષિને ચઢિયાતા કરાવી દીધાછે એ અગમ્ય વાત છે. દેવર્ષિ પોતાની અદ્ભુત શક્તિથી વિધિની યોજના આગામિભાવે વાંચી શકે એ વાત હજી અમુક માન્યતાને અનુસારે સમજી સકાય; પણ ત્હેમાં પણ વિધિ અને દેવર્ષિની પદવીમાં આમ ઉથલપાથલ કરવામાં અર્થ જ નથી થતો, અને વિધિનો સંપ્રદાયલબ્ધ અધિકાર પણ છીનવી લેવા જેવું થાયછે. આ વાત તો રહી. પણ આ વચનમાં દેવર્ષિએ ભાવિદર્શન કરેલું તે દૃઢ અલોપ્ય સ્વરૂપનું દર્શાવવામાં prodestination પૂર્વનિર્માણવાદનો અચલ નિયમ સ્થાપ્યો જણાયછે, તે હમણાં પ્રથમ જ દર્શાવેલા મતની સાથે વિરોધમાં આવેછે. વાવનાર વિધિ, પણ જલ સીંચનાર તો માનવ પોતે જ, એ રાજરાણીના વચનમાંની સુવ્યવસ્થિત યોજનાનો અહિં ઉચ્છેદ થાયછે; રાજરાણી હેના પતિ કરતાં વધારે બુદ્ધિવાળી અહિં જણાયછે. આ વિરોધના શમનમાં દલીલ કોઇ આણે કે †દેવર્ષિ તે પ્રભુની યોજનાના સામાન્ય સ્વરૂપનું દર્શન કરીને ભાવિ શક્યતાઓ જ અગાઉથી કહેનાર પુરુષ છે, અથવા તો એ યોજનાના મૂર્ત અવતારરૂપ કલ્પેલા છે, અને વિધિ તે તો પ્રભુ કરતાં ઊતરતી શક્તિવાળી કોક વ્યક્તિ—એમ ઉદ્દેશ હશે. પરંતુ આ બચાવ કેવળ પક્ષગુસ્વરૂપનો જ હેના આકારથી જણાઈ આવે હેવો છે. વિધિનો અર્થ જ એ બચાવમાં સુસ્થિત બેશી સકે હેવો થતો નથી. મ્હને તો આ બે વચનોમાંનો વિરોધ અનિવાર્ય લાગેછે.

પણ થોભિયે. વખતે એમ અર્થદર્શન કેમ ના કરાય ?—કે વિધિનું સ્થાન આ પ્રસંગે દેવર્ષિ લેછે, અને વિધિ તે તો કોક શયતાનિયતની શક્તિ છે, જે કાશીરાજ, વામાંગાર્ય, પારધી, તીર્થગોર એ સર્વને સાધનને રૂપે વાપરીને વિઘ્ન આણવાને મથેછે પણ નિષ્ફળ થાયછે. આમ સંભવે; પણ હજી મનમાં કાંઇક ખટકો રહેછે, અને આ અર્થદર્શન બરોબર બેસતું નથી આવતું. તો એક બીજો અર્થદર્શનનો વિકલ્પ જોઇયે: દેવર્ષિનો પ્રભાવ—ભાવિ દર્શનની શક્તિનો પ્રભાવ—કાંઇ ચમત્કાર નથી, માત્ર અસાધારણ પ્રતિભાબળે, પાછળ સૂચવ્યું તેમ, ભાવિની શક્યતાઓ જ અગાઉથી જોનાર મહાપુરુષનું સામર્થ્ય જ છે. આમ માનવાને કારણ કવિના શબ્દોમાંથી જ જડશે:

"કુમારી જયા ! કુમાર જયન્ત !
ન્હાનાં હતાં બીજના દાણા તમે,

† દેવર્ષિ—દેવોના ઋષિરાજ; આમ પાત્રોની યાદીમાં કહેલુંછે; પરંતુ 'દેવર્ષિ'નો ખરો અર્થ રા. ન્હાનાલાલ સોધશે તો જડશે કે અત્રિ, ભૃગુ, ઇત્યાદિ જેવા માનવો તે જ ઋષિ હોઈને દેવવત્ પૂજ્ય પદે મૂકાયલા ઋષિને જ દેવર્ષિ કહેવાયછે; દેવોના ઋષિ એ કલ્પના તો નવીન જ જણાયછે; ઋષિ એ કાંઇ ધંધો કે હોદ્દો નથી.

ત્હારે જોયું હતું ત્હમારી કીકીઓમાં.
પીડો હતો ત્હારે આજનો ઉત્સવ.
આશાના મ્હારા એ આંબા મ્હોર્યા.
જીત્યો હું વિશ્વને;
અને વિશ્વનાં મહાબલોને.
મ્હારાં શિષ્ય મ્હને જીત્યાં.
* * * *
* * * *
આજે મ્હેં એ જીવનસિદ્ધિ સાધી."

(પૃષ્ઠ ૧૫૫-૧૫૬).

આ વચનમાં જણાશે કે, ગ્રહકુંડલીમાં કે હેવાં અન્ય ચિહ્નોમાં નહિં પણ, માત્ર કીકીઓમાં જોઈને ભાવિસંભવ દેવર્ષિયે દીઠો હતો, અલબત પ્રતિભાબળે; નિશ્ચિત ભાવિદ્રષ્ટાનું દર્શન હેમનું હતું એમ અહિં દાવો કર્યો નથી. દેવર્ષિ પણ પોતાની આશાના આંબા મ્હોર્યા જુવેછે, અર્થાત્ હેમનું હૃદય પણ આશાના અશાશ્વત તત્ત્વને વશ હતું; વિશ્વનાં મહાબલો—પુણ્યનાં વિરોધી પાપનાં બળો—ની સ્હામે હેમને પણ વિજય મેળવવાનો પ્રયાસ કરવો પડયો હતો; (જયા અને જયન્તની ભાવનાસિદ્ધિને સંબન્ધે જ આ પ્રયાસ); "મ્હારાં શિષ્ય મ્હને જીત્યાં" :—આ કાંઈક અવિશદ વાક્યનું રહસ્ય એ જણાયછે કે દેવર્ષિને ભય રહેતો હતો કે જયા અને જયન્ત રખેને કોક ક્રમ આગળ સ્ખલન કરે અને ભાવનાસિદ્ધિ મેળવવામાં નિષ્ફળ થાય; તેમ ના થતાં હેમણે આત્મબળે સિદ્ધિ મેળવી, તેથી દેવર્ષિના ભયને ખોટો પાડી દેવર્ષિને જીત્યાં; આમ દેવર્ષિને પણ જીવનસિદ્ધિ મેળવવાનો સંતોષ થયો. (આ સર્વ અર્થ જે શબ્દોમાંથી ઉત્પન્ન થાયછે તે મ્હેં મ્હોટાં ટાઇપમાં મૂકાવ્યાછે). આ સર્વ ઉપરથી જણાયછે કે દેવર્ષિનાં વચનોમાં પોતાની મેળે જ સફળ થવાની ચમત્કારશક્તિ ન્હોતી, પરંતુ એ પણ માનવના લક્ષણવાળા જ હતા, પ્રતિભાશાલી હતા તોપણ માનવ જ હતા. આ રૂપે દેવર્ષિનું સ્થાન વિલક્ષણ પ્રકારનું છે. વિધિ તે વાવનાર, અને દેવર્ષિ તે સીંચનારામાંના એક; નાટકવૃત્તાન્તની પ્રગતિમાં વખતોવખતે દેવર્ષિ આવેછે, કદી આકાશવાણીથી, કદી પ્રગટ થઈને, જયન્તને ચેતવેછે, બોધેછે, પ્રેરેછે, ઉત્તેજન દેછે; આમ દેવર્ષિ છેવટની સિદ્ધિમાં સીંચનાર પણ બનેછે અને તટસ્થ રહી વાવનાર પણ છે. આ રીતે દેવર્ષિ જયા જયન્ત બંનેના, પણ ઘણે ભાગે અને પ્રગટ રૂપે જયન્તના, guardian angel રક્ષક દેવતારૂપ હોઈ, આ નાટકમાં વાવનાર અને સીંચનાર બંનેની મધ્યમાં રહેલી પદવી ભોગવેછે; અથવા તો બંનેમાં અકેક પગ રાખીને ઊભેલી દિવ્ય મૂર્તિનું વિલક્ષણ સ્થાન ધારણ કરેછે.

(૩) ભાવિદર્શનસંબન્ધી માન્યતાનું વિશેષ રૂપાન્તર ફલાદેશના ઉપર શ્રદ્ધા દર્શાવનારાં વચનોમાં જડેછે; હેનાં બે ઉદાહરણો નોંધીશું:—

(ક) રોવતી આવે—આવે, પણ કેટલે !
જન્માક્ષર કહેછે ગંગાને કાંઠડે.

ઈસવી સન ૧૯૧૪ની સાલનાં બે નવાં ગુજરાતી નાટક

પણ ક્‌હાં? ને કોણ
આ કુમારીનો રસજોગી? (પૃષ્ઠ ૩૩ પ્રાપ્તિ)

શેવતીના જન્માક્ષરમાંથી જણાયું હશે કે ગંગાને કિનારે હેનો 'રસજોગી' મળશે; અને તે આ વચન બોલ્યા પછી થોડી વારે જ ફલીભૂત થાયછે, કાશીરાજ આવેછે, પ્રેમમાં પડેછે, ને રસજોગી થઈ રસભોગી પણ થાયછે.

(ખ) રાજરાણીઃ નથી ભૂલી, રાજેન્દ્ર!
જન્માક્ષરમાંના ગ્રહભાવ કે નક્ષત્રલેખ.
(પૃષ્ઠ ૧૬).

અહિં પણ જયાના જન્માક્ષરમાં કહેલાં ફલાદેશનાં વચનો ઉપર શ્રદ્ધાનું દર્શન છે; પરિણામે તે ફલ રૂપાન્તરે સિદ્ધ પણ થાયછે: જયા બ્રહ્મચારિણી થઈને જુદી જ રીતે રાજરાજેન્દ્રોના રાજેશ્વર (જયન્ત)ની હૃદયરાણી બનેછે. દેવર્ષિનું ભાવિદર્શન ગ્રહ-નક્ષત્રોથી સ્વતન્ત્ર છે, ત્હેના ઉપર ગિરિરાજ આશ્રય રાખેછે, ત્હારે રાજરાણી 'ગ્રહભાવ અને નક્ષત્રલેખ' ને સ્વીકારેછે; અને કવિ બંનેનો સમન્વય અર્થ બદલીને કરેછે.

આમ ગ્રહફલના ઉપર શ્રદ્ધા પાત્રોની જણાવીછે એ ખરું, પરંતુ પરિણામ તદનુસાર આવ્યાંછે તે નાટકકર્તાની ઇચ્છાની કૃતિનું ફળ છે, તેથી તે માન્યતા કવિની પણ હોય એમ ભાસેછે. કવિ આ પ્રકારની બાલોચિત માન્યતાને વશ કેમ થયા હશે? જયાના ભાવિસંબન્ધી ફલદર્શનમાં તો કલાહેતુ કારણરૂપ બને ખરો; પરંતુ શેવતીના પ્રસંગમાં તો એ સમાધાન આડુંઅવળું જ સહાયતા કરે એમ છે.

(૪) પરંતુ કલાહેતુ કે એ પ્રકારના કોઇપણ સમાધાનથી બચાવ ના થાય હેવું એક ઉદાહરણ છેઃ—

જયન્તઃ જાત્ર, પૂર્ણિમા ઊગશે પૃથ્વી ઉપર
કે પૂર્ણિમાના ચન્દ્ર સમોવડ
સોળે પાંખડીએ પ્રકાશતો યુવરાજ
અજવાળશે રાજમ્હેલને.
(પૃષ્ઠ ૧૧૨).

આ જયન્તનો કાશીરાજને આશીર્વાદ; તે ફલીભૂત થયો બતાવ્યોછેઃ—
"બ્રહ્મર્ષિનાં આશીર્વચન
અવતર્યાં મ્હારે મહેલ.
(પૃષ્ઠ ૧૩૭).

કાશીરાજનું પુત્રજન્મના ઉત્સવની સભામાં આ વચન.

જયન્તનામાં આ પ્રભાવ અર્પવા માટે કશું પ્રયોજન હશે? પરંતુ આ નાટકમાં આથી પણ વધારે અદ્દભુત ચમત્કારોને કવિએ પ્રવેશ આપ્યોછે તે વિશે ચર્ચા થશે ત્હેમાં આ સમાઈ જશે.

(અપૂર્ણ).

વાંદરા. }
તા. ૬—૨—૧૯૧૫. } નરસિંહરાવ ભોળાનાથ.

કારક," "સ્વાર્થ પરાંગમુખ," ' પ્રતિષ્ટા;" તેરમે પાને " શ્રેયઃરૂપ, " " પ્રાણિ, " "ભવિસ્ય,"
" પ્રાણિનું " [ " પ્રાણીનું " એમ લખતાં છંદ જળવાય પણ અશુદ્ધિદોષ લાગે એમ સ્પષ્ટ
કરવા ]; ચૌદમે પાને " શ્રેષ્ટતા, " " પરમશ્રેયઃરૂપ, " " પ્રતિષ્ટા; " પંદરમે પાને " નિશ્ચિંત, "
" સમિદ, " " આશિર્વાદ; " અઢારમે પાને " ખુટતી ધર્મવિધિ, " ઓગણીસમે પાને " છંદ-
બદ્ધ; " બાવીસમે પાને " તપસ્વિયો; " ચોવીસમે પાને " મૈત્રિ " (ત્રણવાર ); પચીસમે
પાને " આશિર્વાદ; " છવીસમે પાને " મૈત્રિ "; સત્તાવીસમે પાને " સ્મૃતિ ભ્રંશ, " "નિશ્ચિંત;"
અઠ્ઠાવીસમે પાને " કર્કષ; " ઓગણત્રીસમે પાને " મૃત્યુપ્રાયઃ; " એકત્રીસમે પાને " હાની "
ઇ. ઇ. આવો શોચનીય પ્રકાર તો ફક્ત પ્રસ્તાવના વાંચતાં જણાય છે. આમ હોવાથી
ખુદ ભાષાંતરની ભાષાશુદ્ધિના દાખલા વિસ્તારથી આપવાને ધૈર્ય થતું નથી. પણ ટુંકમાં
એમ કહી શકાય કે ભાષાંતરકાર હ્રસ્વ, દીર્ઘ, જોડાક્ષર, સંધિ, ઇ. વિષયમાં કેવળ નિરંકુશ
અને સ્વતંત્ર હોય એમ જણાય છે. એમનો એક સહેલો અને " સલામત " ભાષાશુદ્ધિનો
નિયમ આ દીસે છે કે " ઇ " તેટલી હ્રસ્વ, અને " ઊ " તેટલા દીર્ઘ. જેમકે " મૈત્રિ, "
" આશિર્વાદ. " " નિશ્ચિંત, " " વૈરિ, " " કુલિન, " " પુનિત, " " તપસ્વિ, " "શિતળ,"
" પ્રાણિ, " " પુત્રિ, " " અનુગ્રહિત, " " ગાંભિર્ય, " " સિકર, " " સ્વામિ, " " પત્નિ, "
" તિક્ષ્ણ, " " પરિક્ષા, " " દિક્ષા " ઇ.; તેમજ, " પૂરાણ, " " સંપૂટ, " " અદ્દભૂત, "
" સુવર્ણ, " ઇ. પણ સંસ્કૃત ભાષાજ રહી અપવાદોથી ભરેલી; માટે આ " સુવર્ણ " નિય-
મને પણ નીચે પ્રમાણે અપવાદો છે: " પાણી ગ્રહણ, " " સારથી, " " અપ્રતીમ, "
" રૂચીકર, " " સુચન, " " કુતુહલ, " " સમુહ, " ઈ. વળી કેટલીકવાર તો બેવડો સંસ્કાર
આપીને શબ્દોને વિશેષ શુદ્ધ બનાવ્યા હોય એમ લાગે છે—દાખલા તરીકે, " કર્કષ, "
" દૃપ, " " કૃપાંગી, " " ખેદ, " " ગૃહણ, " " અનુગ્રહિત, " " ગૃહમંડળ, " " નર્ક, "
" કોટિકીર્ણ, " " સ્ત્રગ, " " સમિદ, " " ચિત્તવેધક, " " ધ્વન્યાર્થ, " " નિરાભિમાન, "
" આકસ્માતિક, " ઇત્યાદિ. " વ્રત " શબ્દનાં તો કાંઇ તરેહવાર મનોહર રૂપ સધાયાં છે,—
" પતિવ્રતા, " " શિયળવૃત્ત, " " પાતિવૃત્ય, " ઇ. આ પ્રમાણે સંસ્કૃતમાં સુધારા વધારા
થતા રહે એ અલબત ખુશ થવા જેવું છે; કારણ તેથી સ્પષ્ટ થાય છે કે સંસ્કૃત ભાષા
લોક કહે છે તેમ મૃત કે ( કર્તાના શબ્દ પ્રમાણે ) મૃત પ્રાયઃ નથી. પણ આટલી ઝડપથી
જો એ ભાષા વધી જાય તો પ્રતિપાણિનિ કે પાણિનિનો પિતામહ પણ મુઝવણમાં પડે
ખરો કે આવા ' વ્રત, " " વૃત, " " વૃત્ત, " " વૃત્ય " જેવા આનંદરૂપી શબ્દોને અધિત
કરવા પૂરતું મજબૂત સૂત્ર તે ક્યાંથી લાવવું. હશે.

બીજી જે એક ખુબી ગુજરાતી કવિઓની કવિતામાં જોવામાં આવે છે તે પણ આ
ભાષાંતરમાં પૂર્ણ રીતે ખીલી નીકળે છે. કોણ જાણે શા કારણથી ગુજરાતી કવિઓ ગીતિ
વૃત્તનું બંધારણ શું તે જાણતા હોય એમ દીસતું નથી; કાંતો " કાન "ની ખામીને લઇને,
કે કાંતો આ વૃત્તનો પ્રચાર ગુજરાતીમાં લાંબા કાળનો ન હોવાથી તેમની ઘણી ખરી ગી-
તિઓ લંગડી અથવા નિરંકુશ હોય છે. માત્ર ૧૨, ૧૮, ૧૨, ૧૮, એ પ્રમાણે ચાર પાદમાં
માત્રાની સંખ્યા આવી એટલે ગીતિ વૃત્ત થયું એવો કોઇ વિચિત્ર ભ્રમ એ કવિઓને હોય
એમ લાગે છે. ગીતિનો પહેલો કે ત્રીજો ચરણ "ય" ગણ કે "ર" ગણથી શરૂ થઇ શકે

નહીં એમ જો એ કવીશ્વરોને કહ્યું હોય તો તેમને અજબ લાગ્યા વિના રહે નહીં. તેમજ બીજા કે ચોથા ચરણમાં નવમી અને બારમી માત્રા "લઘુ" જ હોવી જોઇએ, અને એમ નહીં હોય તો ગીતિનું music તુટી જાય, એ પણ એક નવાઇનું તત્ત્વ હોય એમ એમને લાગશે. આશ્ચર્ય તો એ થાય છે કે રા. નરસિંહરાવ જેવા અનુભવી અને ચોક્કસ કવિને પણ ગીતિ કોઇવાર "ભૂલ્સ્" કરાવે છે. દાખલા તરીકે "તદપિ રૂવે અવ્યક્ત જ કંઠે વાણી રહી કાંઇ અટકી" [નૂપુરઝંકાર–પા. ૭૫]. કહેવાની જરૂર નથી કે "નાજુક" કાનને "કંઠ્ઠે" કર્કશ લાગે છે; "કંઠ" વાંચવાથી જ સમાધાન થાય છે. હવે આ ભાષાંતરમાં લગભગ ૫૦ ગીતિઓ છે; પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે હ્રસ્વ દીર્ઘની ગમે એવી ખેંચતાણ કરતાં પણ તેમાંથી ભાગ્યે છ સાત ગીતિ તરીકે વાંચી શકાય એમ છે. "લતા ગેરવી પાંડુ પાંડુ પત્રો," કે 'તેજ હવે આ શાંત કરે સુજને," અથવા "પંચબાણનું એષ બાણુ તું થા," એવા ભયાનક ચોથા ચરણુ લખવા એ ગીતિ જેવાં એક મધુર વૃત્તની બદનક્ષી કરવા બરાબર તથા વાંચનારને "કાન વગરનો" લંબકર્ણ સમજી તેનું અપમાન કરવા જેવું છે.

હવે ભાષાંતર કેવું થયું છે એ પ્રશ્ન તો કોઇ "સમર્થ" અવલોકનકારની "દયા ઉપર" છોડવાનો છે. માત્ર એટલું કહ્યા વિના નથી રહી શકાતું કે નાટકની "અતિ ઉચ્ચ" અને "અતિ ઉદાત્ત" ભાવનાઓને વિશદ કરનારી, તથા "આર્યજીવન" અને "આર્ય સંસાર" ની અવર્ણનીય ઉત્કૃષ્ટતા પુરવાર કરનારી આડંબર તથા વૃથા અભિમાનથી ભરપૂર ટીકા ઉપર લગાર અર્થવિનાનો પરિશ્રમ કરવા કરતાં ભાષાંતરકારે ભાષાશુદ્ધિ ઉપર વધારે મહેનત કરી હોત તો બિચારાં તાલ વિનાનાં ગુજરાતી સાહિત્યને ઘણો વધારે ફાયદો થવાનો સંભવ હતો. અલબત આ "નાજુક" વિષય ઉપર એક અનધિકારી અનાર્યને મત ઉચ્ચારવાનો હક તો નથી જ. પણ આર્ય જીવનની ઉત્કૃષ્ટતા અને આર્ય ભાવનાઓની ઉદાત્તતા ઉપરનાં ભાષાંતરકારનાં ટિપ્પનો લગાર અસ્થાને છે એમ કોઇ કહે તો સાહસ કરેલું નહીં ગણાય. કારણ એ જીવન અને ભાવનાઓમાં ઉત્કૃષ્ટતા અને ઉદાત્તતા સિવાય બીજું કાંઇપણ નહીં જોવાનો દૃઢ નિશ્ચય કરેલો હોવાથી જ કે શું, ભાષાંતરકાર આ નાટક એક pastoral, idyllic, નાટક છે, અને "આર્યજીવન" કે "આર્યસંસાર" નું વાસ્તવિક, realistic, ચિત્ર નથી એ પણ જોઇ શક્યા નથી. કવિએ જે "ઉદાત્ત" અને "ઉચ્ચ" સંસારનું ચિત્ર દોર્યું છે તે તેની કલ્પનાસૃષ્ટિ માત્ર છે. જ્યાં આ માનસ સૃષ્ટિ સાથે વાસ્તવ સંસારનું મિશ્રણ કવિ જાણ્યે કે અજાણ્યે કરે છે ત્યાં તો રાજાનો સાળો માછી સાથે દારૂ પીવા કલાલની દુકાને જાય છે; રાજાની વીંટી ચોરવાના શક ઉપરથી પકડાયલા માછીને માર પડે છે અને તેને "ગીધની ઉજાણી" થવાનો કે "કાક ભૂખ્યા કુતરાને મોંએ" પડવાનો ભય અપાય છે; અને "અતિશય પ્રભાવશાળી બ્રાહ્મણ જીવન"નો નમૂનો માઢવ્ય રાજાના રિસાલા સાથે રખડીને પેટનો ખાડો પુરવા "સોયા ઉપર શેકેલું માંસ" ખાય છે, લઉઆપણું કરે છે, અથવા રાજાના "ઉદાત્ત" પ્રેમવ્યાપારોમાં મધ્યસ્થનું (go-betweenનું) અતિશય પ્રભાવશાળી કામ કરે છે. માઢવ્ય જેમ "અતિશય પ્રભાવશાળી બ્રાહ્મણ જીવન"નો નમૂનો નથીજ તેમ રાજાનો સાળો પણ "પારમાર્થિક" ક્ષાત્રધર્મનો નમૂનો નથી. "અતિશય

પ્રભાવશાળી બ્રાહ્મણ જીવન" તથા "પારમાર્થિક ક્ષાત્ર ધર્મ" એ કવિનાં (કે ભાષાંતરકારનાં) ideals માત્ર છે. કાલિદાસના સમયની વસ્તુ સ્થિતિનાં, real life નાં, નિદર્શક પાત્રો જો કોઇ પણ આ નાટકમાં હોય તો તે વિદૂષક અને, ખાસ કરીને, રાજસ્યાલક, તથા માછીને માર મારી ગુનાહ કબુલાવનારા તથા તેને મળેલાં ઇનામમાં ભાગ પડેનારા હવાલદારોનાં જ છે. જ્યાં પણ કવિ આદર્શરૂપ, ideal, સંસારને ઘડી ભર વિસારી કલ્પનાનાં આકાશમાંથી નીચે ઉતરે છે અને પૃથ્વી ઉપર પગ મેલે છે, ત્યાં તો આવાજ આપણા ગરીબ, અનુદાત્ત અને પ્રાકૃત સંસારના ખરા પ્રતિનિધિઓનો અનુભવ કરાવે છે.

"અત્યારની એમ. એ., અને બી. એ. થએલી તેમની [શકુંતલા અને તેની સખીઓની] બ્હેનો," "હાલનાં કેટલાંક પ્રેમઘેલાંનો વ્યવહાર", "સ્વાર્થપરાયણ હાલના રાજા," "કેવળ અર્વાચીન વિચારની છાયામાં ઉછરેલા" પુરૂષો, "પશ્ચિમના વિચારે કલ્પેલી અંધશ્રદ્ધા" ઇત્યાદિ વિવિધ વિષયો ઉપરની ભાષાંતરકારની બહુજ કીમતી નોંધો, તથા "ઓહો! શું આ રમણીયતા!" "બહુ જ હૃદયવેધક ચિત્ર!" અને એવાજ બીજા Fatuous ઉદ્ગારો વાંચીને હસવું કે શોક કરવો એ પણ એક સવાલ થઇ પડે છે. ભાષાંતરકારની આખી ટીકા ઉપર કોઇ આગળ ઉલ્લેખ કર્યો છે તેવો "સમર્થ" ટીકાકાર વિસ્તૃત ટીકા કરે તો વિશેષ વાંચવા જેવી થાય એમ લાગે છે. એવી ટીકા આપના માસિકમાં આવશે જ એવી આશા કરીને "અત્ર વિરમું છું."

લી: અનાર્ય.

---

૨.

## પ્રેમાનંદના સમયની ભાષા.

રા. રામલાલ ચુનીલાલ મોદીએ ફાલ્ગુન માસના વસન્તમાં ઉપરના મથાળાનો લેખ છપાવી પ્રેમાનંદના વખતની ભાષા હાલની ભાષા કરતાં ભિન્ન હતી એ બતાવવાનો યત્ન કર્યો છે. તેમાં તે જણાવે છે કે "રા. નરસિંહરાવે હાલ વપરાતી ભાષા કરતાં પ્રેમાનંદના સમયની ભાષા ભિન્ન ગણેલી છે, તો પણ તેઓ પોતાનું કથન સપ્રમાણ સિદ્ધ કરી શક્યા નથી." રા. નરસિંહરાવનું અનુમાન સિદ્ધ કરવું એ રામલાલનો હેતુ છે.

"પ્રાચીન કાવ્યો બહુધા આખ્યાન રૂપે હોય છે, અને આખ્યાનો લખવાનો ઉદ્દેશ લોકોમાં તેને ગાઇને કથા કરવાનો હોવાથી દરેક કાવ્યની જેમ જેમ નકલ થએલી તેમ તેમ તે કાળની ભાષાના અનુરૂપ તેમાં ફેરફાર થયેલો. આ બાબત પ્રાચીન કાવ્યોના અભ્યાસકોને સારી રીતે વિદિત છે." એમ જણાવી પૃષ્ટને છેડે રા. અંબાલાલ બુલાખીરામ જાનીનો અભિપ્રાય ટાંકે છે, અને જણાવે છે કેઃ—ભાષાના સમયનો નિર્ણય કરતી વખતે તે કાવ્યની રચ્યા સાલ કરતાં લખ્યા સાલ વિશેષ ઉપયોગી સમજવી જોઇએ. પ્રાચીન કાવ્યો બહુધા આખ્યાન રૂપે હોય છે અને તેનો ઉદ્દેશ કથા કરવાનો હોય છે એમ કહી

પ્રથમ રા. મોદી પ્રાચીન કવિયોને ગેરઇનસાફ આપે છે. ગાઇને કથા કરવાના ઉદ્દેશથીજ તેમણે કવિતા ખાસ કરીને રચી છે, અને તે કથા કરવાના કામમાં આવે છે એ ખરૂં નથી. આદિ કવિ નરસિંહ મહેતાની કવિતા લો, અખાની કવિતા જૂઓ, ધીરાની કવિતા તપાસો, ભોજા ભક્તની કવિતા તરફ દૃષ્ટિ કરો, પ્રેમાનંદનાં આખ્યાનો શિવાયનો મોટો જથો નિહાળો, વલ્લભ (બંને)ની કવિતા તરફ નજર નાખો. એ કવિતાઓ કથા રૂપે ગવાતી જ નથી. ભાલણની કવિતાની કથાઓ થએલી સાંભળવામાં નથી. સામળભટ્ટે એક પણ આખ્યાન કર્યું નથી કે જે કથા રૂપે ગવાતું હોય. કથા કરનારા આખ્યાનોમાં ફેરફાર કરે એટલી વાત માત્ર એમના કથનમાંથી નીકળી આવે છે, પણ તેથી રા. નરસિંહરાવ અને રા. રામલાલના મતને પુષ્ટી મળતી નથી. વળી આખ્યાનોમાં લેખકોએ કેવા ને કેટલા ફેરફાર કર્યા છે તે પણ હજી તપાસવાનું બાકી રહે છે.

ભાષાનો સમય નિર્ણય કરવામાં **લખ્યા સાલ** વિશેષ ઉપયોગી છે એ રા. મોદીનું કથન અમુક અપવાદો સાથે સ્વીકારી શકાય. લખ્યા સાલ સાથે લેખકનું સ્થાન અને તેની આવડત જોવી પડે. સ્થાન વડે પ્રાંતિક ભેદ જણાય અને આવડતથી ઉતારાનુ ખરા ખોટા પણું માલમ પડે. રા. મોદીએ આપેલા ઉતારાથી પ્રાંત ભેદ દીસી આવે છે. મારી પાસે એવા લેખી ગ્રંથો છે કે તે કેવળ બોડીઆ અક્ષરે ઉતારવામાં આવ્યા છે. એવા લેખ ભાષાના સમય માટે શા કામમાં આવે ? જેમ લેખક સુશિક્ષિત તેમ ઉતારા શુદ્ધ હોય. ઉતારા ગમે તેવા હોય, તે છતાં પણ અમુક શબ્દો ને પ્રયોગ વડે મૂળ કવિના સમયની ભાષાનો કેટલોક નિર્ણય થઇ શકે છે, એ વાત પણ લક્ષમાં લેવાની છે.

પ્રેમાનંદના કાવ્યોની નકલો તેનાજ સમયમા થએલી નથી એમ જણાવી તેના સમયમાં લખાએલા ગ્રંથો ઉપરથી જ સમયનો નિર્ણય થાય એમ રા મોદી જણાવે છે, અને એવું પણ અનુમાન કરે છે કે તેના વખતમાં લખાએલી ભાષા પ્રાચીન હોય અને પ્રેમાનંદની ભાષા અર્વાચીન હોય એમ સંભવે નહિ. પ્રથમ તો તેમણે જે ઉતારા આપેલા છે, તે ઉપરથી કશો નિશ્ચય થઇ શકે નહિ. બીજી બાબત એ છે કે રા. મોદી અર્વાચીન ભાષા કોને કહે છે તે જાણવું જોઇએ. અર્વાચીન ભાષાનો જે નિર્ણય રા. કેશવલાલે અને રા. વ્રજલાલ શાસ્ત્રીએ કર્યો છે તે ખોટો માનતો કે કેમ ? રા. મોદી છેવટ જણાવે છે કે અરાઢમા શતકના પૂર્વાર્દ્ધની ભાષા હાલ વપરાતી ભાષા કરતાં ભિન્ન હતી, તો એ શતકના ઉત્તરાર્દ્ધની ભાષા અર્વાચીન હતી એમ તે માને છે? ઓગણીશમા શતકની ભાષા અર્વાચીન હતી એમ તે સ્વીકારે છે? હાલની ભાષા એટલે અંગ્રેજી પદ્ધતિનું શિક્ષણ શરૂ થયા પછી જે ભાષા શાળા–પુસ્તકોમાં ને બીજા ગ્રંથોમાં લખાય તે ગણવી કે કેમ? હાલ જે ભાષા લોકોમાં વપરાય છે તે અર્વાચીન ખરી કે નહિ ? જો ૧૮મા શતકના ઉત્તરાર્ધમાં ને ૧૯મા શતકમાં લખાએલી ભાષા અર્વાચીન કે હાલની ગણાય, તો પછી પ્રેમાનંદના સમયની ભાષા તે કરતાં કેટલી જૂદી પડે છે તે જોવાનું માત્ર રહે

હવે આપણે રા. મોદીએ આપેલા ઉતારા તરફ નજર કરીએ. તેમણે આપેલા ઉતારામાં ઈ ઈ ને ઠેકાણે એ કરીએ તો તે અર્વાચીન જેવી ભાષા થઈ રહે છે. જુઓ એક નમુનો ;—

તેમણે છપાવ્યા પ્રમાણે.

અરે લુંડા મંદ મતિના ઈ, મત્ય કુંણિ તિની આપીજી,
હસતાં મિં હરખી મિં માગ્યૂં તિં વચન મેહેલૂં થાપીજી;
વૈદેહીના જી સમૈયા તિં કાં સાર વિસારીજી? ટેક
અરે જીહ્વા તિ એ શૂં માગ્યૂં? તુજનિ મહેલૂં કાપીજી. વૈ૦
એ જીહ્વા તિનિ કિહી પિરિ કાપૂં માહારિ એ શું કામજી?
અરર નિશાએ માહારી જપવા નિ નિર્મલ રાઘવ રામજી. વૈ૦

સુધાર્યા પ્રમાણે.

અરે લુંડા મંદ મતિના એ, મત્ય કુણે તેને ( તને ) આપીજી,
હસતાં મેં હરખી મેં માગ્યૂં તે વચન મેહેલૂં થાપીજી.
વૈદેહીના જે સમૈયા તે કાં સાર વિસારી જી? ટેક૦
અરે જીહ્વા તેં એ શું માગ્યૂં? તુજને મેહેલૂં કાપીજી. વૈ૦
એ જીહ્વા તેને (તને) કેહી (કઈ) પેરે કાપું માહારે એ શું કામજી?
અરર નિશાળે માહારે જપવાને, નિર્મલ રાઘવ રામજી.

રા. મોદી પાટણના રહીશ હશે અથવા ત્યાં લાંબી મુદત રહેલા હશે, તો તેમના જાણવામાં આવ્યું હશે કે એ તરફ અને આખા ઉત્તર ગુજરાતમાં ( તેમજ ગુજરાતના બીજા ભાગોમાં પણ કેટલેક અંશે ) એને ઠામે ઇ હજી પણ વપરાય છે. ઇને, તિને, ઇમ, તિમ, કરીઇ, જાપછી–જાંયછી એ રૂપો નાગર લોકો વધીક વાપરે છે, તો એ ઇ પ્રાચીન કહેવી કે અર્વાચીન? પાશ્ચાત્ય પદ્ધતિના શિક્ષણ વગરના લોકો હાલમાં કે પૂર્વે હ્રસ્વ દીર્ઘનો તફાવત જોતા નહિ. ઉદાહરણમાં મેહેલ્યૂં મહેલૂં કાપૂં એમ લખ્યું છે તે દીર્ઘ ઊ બનાવે છે. તેમના ઉપર મૂળમાં અનુસ્વાર હશે કે કેમ તે શંકાસ્પદ છે. ઉતારામાં પ્રશ્ન ચિહ્ન છે, તેતો મૂળમાં નહિજ હોય. બીજા ઉતારાઓમાં પણ ઈ એજ મુખ્ય તફાવત બતાવનાર છે.

હવે જે શતકના રા. રામલાલ ઉતારા આપેછે, તે શતકના કેટલાક ઉતારા મેં વસન્તમાં આપેલા છે, અને બીજા જોઇએ તેટલા આપી શકું તેમ છે. અહીં માત્ર એક ઉતારો પાટણથી જે મળેલા ને અરાઢમા શતકમાં લખાએલા ગ્રંથમાંથી આપુંછું. વિષય નરસૈંયાની ચાતુરીનો છે.

અંતર ટલ્યો આલીઘણુ દેતાં અધર અમૃત પીધૂ ઘણૂ॥
શ્રમ જલ માંહિ નિલાંવર ભીનૂ ધીરજ નવ રહ્યુ અમ તણૂ॥
મનનાં મનોરથ પુર્યા ભવસાગરનો ભય ટલ્યો॥
સુપની સીમા સૂ કહૂ નારસહીયાંચો સ્વાંમિ મલ્યો॥
આજ માહારે હઈડે હરખ અપારજી॥
મારગ મલિયા નંદ કુમારજી॥

મેં ત હરી ચાલ્યાં વન મુઝારજી ॥
કુંજ ભુવનમા કીધો નેહારજી ॥

આમાં એક પણ ઠેકાણે એ ને બદલે ઇ નથી. ટલ્યો, મલ્યો ને સામે હિંદીને અનુ-
સરી ટલ્યૌ મલ્યૌ એમ બે માત્રા ક્વચિત્ લખવામાં આવતી હતી. ઉપર કહ્યું તેમ હ્રસ્વ
દીર્ઘ ગમે તેમ લખાતું અને અનુસ્વારનો વાપર ગમે તેમ થતો. આ પ્રમાણે અદ્યાપિ પણ
લોકો કરે છે.

રા. મોદી સ્વ. નારણ ભારથી ઉપર અને તેમણે આપેલા ઉતારાનો મેં ઉપયોગ કર્યો
તે ઉપર ઉતરી પડે છે. પોતે પાટણમાં રહે છે છતાં સ્વ. નારણ ભારથીના લખાણ સંબંધે
તેમણે તપાસ કેમ ન કરી? હજી પણ તે ધારે તો કરી શકે. ભાલણના સમયનો નિર્ણય
કરવામાં મેં કેવળ નારણ ભારથી ઉપર આધાર નથી રાખ્યો. ભારથીએ ભાલણની કવિતામાં
જે તફાવત બતાવ્યો છે તે તફાવત તે સમયના કવિયોને સમગ્રે લાગુ પડે છે; એટલું જ
નહિ પણ જનોય (અને તેથી ઉલટ), ઓ નુ ઉ એનો ઇ આદિ આજ પણ વાપરમાં છે.
ભારથી એ જોડણી ફેરવીને તો ઉતારા નહિ આપ્યા હોય? આવી શંકા લેવામાં આવે તો
પછી રા. મોદીના, મારા પોતાના તેમ સર્વ કોઇના ઉતારા માટે શંકા લઇ શકાય. ફાટક
કાગળોના ટુકડા ભારથીને મળી આવેલા તેમાંના ભાલણે લખેલા પત્ર વિષે. રા. મોદી શંકા
લે છે કે તે બીજા કોઇ પુરૂષોત્તમના હાથનો કેમ ન હોય, તે શ્રીમાળીના પર્વજનો કેમ ન
હોય, અને તે અસલ કોઇએ સાચવી કેમ ન રાખ્યો? બીજો પુરૂષોત્તમ (બાપનું નામ
ભગવાનજી) તેના બાપના નામ સાથે શ્રીમાળી બ્રાહ્મણમાં થયાનું રા. મોદી સાબીત કરશે
તો ઉપકાર થશે. જો કાગળનું પોટલું સરસ્વતીમાં પધરાઇ ગયું નહિ હોય, તો હજી પણ
તેમને હાથ તે લાગશે. તેમને આવી તપાસ કરવાની જીજ્ઞાસા કેમ થઇ નહિ હોય?

છેવટ રા. મોદી લખે છે કે આટલું વિવેચન બસ છે: જાણે કે તેથી તેમનું કે રા.
નરસિંહરાવનું કહેલું સાબીત થઇ ગયું!

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

Rge. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

वर्ष १४, अंक ९. [ मासिक ] आश्विन संवत् १९७२.

तन्त्री अने प्रकाशक,—ऑन. रा. ब. रमणभाई महीपतराम नीलकंठ बी. ए. एल्. एल्. बी.
ऑलिफन्ट रोड—अमदावाद.



---

અમદાવાદ—ટંકશાળ-કાળુપુર ધી યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મા મોતીલાલ
ચામળદાસે છાપ્યું

## લવાજમ.

લવાજમ મર્વે માટે વર્ષે એકના રૂ. ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે. )

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફીસ.—અમદાવાદ.



ઝેલમ નદી, કાશ્મીર

Rge. No. B. 453.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૯. [ માસિક ] આશ્વિન સંવત ૧૯૭૧.

## *કાશ્મીરનો પ્રવાસ.

જવાના જુદા જુદા રસ્તા.

અમદાવાદથી કાશ્મીર સીધા જવું હોય તો સાંજે ચાર વાગે ઉપડતી રજપુતાના રેલ-વેની ગાડી ઘણી સગવડ પડતી છે. તે ગાડી બીજે દીવસે રાત્રે નવ વાગે દિલ્હી પહોંચે છે. દિલ્હીથી ઈ. આઇ. પી. મેલ રાત્રે સાડાનવે અને બી. બી. અને સી. આઇ મેલ રાત્રે સાડા બાર વાગે જુદે જુદે રસ્તેથી લાહોર જવા ઉપડે છે. આ બન્ને ગાડીઓ સવારે નવવાગે લાહોર પહોંચાડે છે. આગળ બાર વાગ્યાને સુમારે ઇતિહાસમાં પ્રખ્યાત થએલું ગુજરાત નગર આવે છે. મોગલ શહેનશાહો ગુજરાત થઇને પીર પંજાળનો ૧૧૦૦૦ ફીટ ઉંચો ડુંગરાવાળો ઘાટ ઉતરીને કાશ્મીર જતા. આ રસ્તે હજુ પણ ઘણા યુરોપીઅન મુસાફરો જતાં કે આવતાં એકવાર મુસાફરી કરવી પસંદ કરે છે, કારણ કે આ રસ્તે અલૌકિક કુદરતી દેખાવો ઘણા આવે છે. ગુજરાતથી આગળ વઝીરાબાદનું સ્ટેશન આવે છે અત્રેથી જમ્મુ જવાની ગાડી જુદી પડે છે. કાશ્મીરના રાજા ૭ મહીના જમ્મુમાં રાજ્યગાદી રાખે છે. જમ્મુથી ઇસ્લામાબાદ થઇને શ્રીનગર તરફ જવાનો જંગલી રસ્તો છે. પણ આ રસ્તે ફક્ત

* મારા મનમાં ઉદ્દ્ભવેલા વિચારો ઉપરથી ચાલુ વર્ષના બે મહીનામાં કાશ્મીર પ્રદેશમાં પ્રવાસ કરી આવ્યા પછી, ગુજરાત સાહિત્ય સભા આગળ તા. ૫-૮-૧૫ ને દિવસે આપેલું ભાષણ.

પગે ચાલનાર પહાડી લોકોજ જાય છે. પાકો રસ્તો બંધાય છે. તે આવતે વરસે ખુલ્લો થશે. તે એકંદર ૧૮૦ માઇલ લાંબો થશે. વઝીરાબાદથી આગળ જેલમનું સ્ટેશન જેલમ નદીને કીનારે છે. જેલમ નદી કાસ્મીરના પ્રદેશમાંથી અત્રે ઇંગ્રેજી મુલકમાં દાખલ થાય છે જેલમથી રેલવેટ્રેન બે કલાકમાં, આશરે સાંજે પાંચ વાગે રાવલપીન્ડી પહોંચે છે. એટલે અમદાવાદથી રાવલપીન્ડી જતાં ૪૮ કલાક થાય છે. થર્ડ ક્લાસનું ભાડું રૂ. ૧૦-૫-૬ છે. રાવલપીન્ડી એક નાનું ગામડું હતું પણ હવે બ્રીટીશ લશ્કરની છાવણી થવાથી છેલ્લાં ચાલીસ વરસમાં મોટું શહેર થયુ છે. સ્ટેશનથી પાંચ મીનીટને રસ્તે ધર્મપુરા નામે હીંદુઓ માટેની દરેક પ્રકારની સગવડવાળી સારી ધર્મશાળા છે ત્યાં મહાત્મા સ્વયંપ્રકાશજી તથા તેમના કર્તવ્ય પરાયણ ભક્ત સેવકરામજી પ્રવાસીઓની યથાશક્તિ સેવા બજાવે છે અને સર્વ પ્રકારની ગોઠવણ કરી આપે છે. આ મુલકમાં પોતાનાં સામાન કપડાં વિગેરે ચીજોનો ઘણો જ બંદોબસ્ત રાખવાની જરૂર છે. શ્રીનગર અત્રેથી ૧૯૬ માઇલ છે, રસ્તો પાકો છે. અને હાલ ત્રીસ વરસ થયાં આજ કાસ્મીર જવાનો જાહેર રસ્તો છે મહારાજા તથા તેમના અમલદારો પણ જામુથી સરકારી હદમાં વઝીરાબાદ આવી રાવલપીન્ડી થઇને જ શ્રીનગર જાય છે અત્રેથી દરેક પ્રકારનાં સાધનો મળી શકે છે. મોટર અથવા મેલ ટાંગા બે દીવસમાં શ્રીનગર લઈ જાય છે. મોટરમાં રૂ. ૫૦ અને મેલ ટાંગામાં રૂ. ૪૨ એક માણસના પડે છે. મેલ ટાંગામાં ત્રણ માણસો બેસાડે છે. બે ઘોડા જોડે છે ચઢાણમાં દર ત્રણ માઇલે અને સપાટ રસ્તાપર દર આઠ માઇલે ઘોડા બદલાય છે. સાદા એક ઘોડાના ટાંગા રૂ. ૪૦ થી ૪૫ માં એટલે ઉતારૂ દીઠ રૂ. ૧૪-૧૫ માં મળે છે. આ ભાડુતી ટાંગાનો ઘોડો બદલાતો નથી અને તે પાંચમે દીવસે શ્રીનગર પહોંચાડે છે. એક ઘોડાના એક્કા પણ રૂ. ૩૦ માં મળે છે. તે પણ ટાંગાની સાથે જ પહોંચાડે છે તથા સામાન અને ઉતારૂ લઈ જાય છે શ્રીનગરથી પાછાં આવતાં ખાલી ભાડુતી ટાંગા ત્રણ ત્રણ રૂપીયામાં ઉતારૂને બેસાડી લાવે છે એટલે અમદાવાદથી શ્રીનગર જવા આવવાનુ ભાડું દર માણસે આશરે રૂ: ૪૦ થાય છે.

રાવલપીન્ડીવાળા રસ્તાનું વર્ણન.

બ્રીટીશ હદ.

આ રસ્તો બારે માસ ખુલ્લો રહે છે રસ્તે બંદોબસ્ત ઘણો જ સારો છે તેમ જ મુસાફરીની ઘણી જ સગવડ છે. દર દસ બાર માઇલે પડાવ આવે છે. દર પડાવે ડાક બંગલો હોય છે ત્યાં માણસ દીઠ રૂ. ૧ લઇને સર્વ પ્રકારની રહેવાની સગવડ પુરી પાડવામાં આવે છે. સાધારણ કુટુંબ માટે ચાર આનામાં સારી ઉતરવાની જગા મળે છે. દર ખાટલાના બે પૈસા જુદા આપવા પડે છે. પડાવ ઉપર સાધારણ ઉપયોગની સામગ્રી મળી શકે છે. એક હીંદુ રોટીવાળાની, એક મુસલમાન રોટીવાળાની તથા એક મીઠાઇવાળાની (જે દૂધ પણ રાખે છે) એમ ત્રણ દુકાનો તો હોય છે જ. બધા મુસાફરો તૈયાર ઉની રસોઈ જમી લે છે. ભાડુતી ટાંગાઓ સવારે ચારથી સાત, અને આઠથી અગીઆર તથા સાંજે ત્રણથી ૭ એમ રોજ ત્રણ પડાવ કરે છે. પહેલા ઓગણીસ માઇલ રસ્તો તદ્દન સપાટ છે. અત્રે પ્રખ્યાત લોહ કાટ તથા ખુરમાની (લીલાં આલુ) નો છતરનો બગીચો છે. અહીંથી રોહથી અબાજીની સડકની માફક ચઢાણ શરૂ થાય છે. હવે વાતાવરણમાં ફેરફાર

લાગે છે. ૩૨ માઇલ પછી રતુ થંડી થવા માંડે છે. અને પુના તરફના બોર ઘાટ જેવા પહાડી રસ્તામાં થઇને ચઢવું પડે છે. ૩૯ માઇલે મરીની શીતળ ટેકરીઓ આવે છે. મરી ૭૦૦૦ ફીટની ઉંચાઇએ છે. ૨૦ માઇલમાં લગભગ ૫૦૦૦ ફીટનું ચઢાણ આવે છે. રસ્તો ઘણા જ થોડા વિસ્તારમાં ચઢ ઉતરનો આવે છે અને ઉપરથી જે રસ્તેથી આવ્યા હોઈએ તે રસ્તાના ચાર પાંચ વિભાગ નીચે નજરે પડે છે. મરી વિભાગમાં ભર ઉનાળામાં પણ ટાઢ ઘણી લાગે છે અને ગરમ પહેરવા ઓઢવાનાં કાઢવાં પડે છે. મરી પણ લશ્કરી મથક છે. હવે પાછો ઉતાર આવે છે. એકાવન માઇલ ગયા પછી દૂર ઉંડી ખીણમાં સર્પાકારે જેલમ નદી નજરે પડે છે. પહેલી નજરે તો કોઈ માનેજ નહિ કે આજ પ્રખ્યાત જેલમ નદી હશે. ત્રેપનમા માઇલથી ઘુંઘવાટો સંભળાય છે અને ચોપનમા માઇલથી રસ્તો જેલમ નદીની ખીણમાં દાખલ થાય છે. બે ઉંચા કોટ જેવા ઉભા પહાડની વચ્ચે જેલમ નદીની ખીણ છે. નદીને કીનારા છે જ નહિ વચ્ચે નદીનાં પાણી ૬૦ ફીટથી પણ વધુ ઉંડાં છે. પહાડની બાજુ કોરીને રસ્તો કાઢયો છે. રસ્તો વારે વારે ધસી પડે છે તે સાફ કરવા ઠેકાણે ઠેકાણે માણસો રાખેલાં છે. નીચે પહાડની બાજુ સાથે બન્ને બાજુએ પાણી અથડાય છે. કાશ્મીર એટલે જેલમ નદીનો પ્રદેશ. હવે જેલમ નદીની સાથે સાથે જ તેના મૂળ તરફ જવાનું છે. માઇલ ૬૪ આગળ રસ્તો છેક જેલમ નદીની સપાટી જેટલો નીચો ઉતરી જાય છે અને કોહાલા નામનું ગામ આવે છે. અત્રેથી પુલ ઓળંગી બ્રીટીશ હદમાંથી કાશ્મીરની હદમાં જવાનું છે માટે વૈદક તથા જકાતી માલ માટેની તપાસ થાય છે આવી તપાસ રસ્તામાં ત્રણ વખત થાય છે. આ બાજુ, પાછળ બ્રીટીશ રાવલપીન્ડી જીલ્લાની હદ પુરી થાય છે અને આગળ હજારા જીલ્લાની હદ છે. સામી બાજુ, પાછળ કાશ્મીરના મહારાજાના પીત્રાઇની પુન્ચ રાજ્યની હદ તથા આગળ કાશ્મીરની હદ છે. નદીમાં પાણી પંચાવન ફીટ વાંચ્યાં. કાશ્મીરી હદમાં ગાડીઓને રૂ. ૨ાા ટોલના ભરવા પડે છે. હવે હળવે હળવે કાશ્મીરના પ્રદેશમાં જઇએ છીએ. સામે કીનારે બ્રીટીશ હજારા જીલ્લો છે.

કાશ્મીરી હદ.

જેલમ નદી ઘણી જ વાંકીચુકી છે અને તેની સાથે રસ્તો પણ વાંકોચુકો છે. બન્ને બાજુએથી પાણીનાં અસંખ્ય ઝરણો તથા ધોધ આવીને જેલમમાં પડે છે. કેટલાંક મોટાં ઝરણો ઓળંગવા અડધો અડધો માઇલ દુર બાજુમાં જઈ પાછું જેલમને કીનારે ફક્ત પંદર કે વીસ વાર સામે આવવું પડે છે. એક જગાએ તો ૩૦૦ વાર સામા જવાને ચાર માઇલનો ચકાવો લેવા જવું પડે છે. સીધી લીટીમાં રાવલપીન્ડીથી શ્રીનગર ફક્ત ૧૬૦ માઇલ છે પણ રસ્તો વાંકો ચુકો ૧૯૬ માઇલનો છે. દર દસ બાર કદમે શીતળ પાણીનાં ઝરણો આવે છે. કેટલીક જગાએ તો ઝરણોના મુખ ઉપર નળી બેસાડી ચકલીઓ નાંખી છે. રસ્તે પાણીની તો ખોટ જ નથી. ઝરણનાં પાણી ઘણાં સ્વચ્છ, થંડાં અને મીઠાં છે. પાણી પીતાં જ મન પ્રસન્ન થાય છે. આડા અવળા જેલમ સાથે અથડાતા આપણે દુમેલ-કૃષ્ણગંગા અને જેલમના સંગમ-આગળ આવી પહોંચીએ છીએ. કેટલાક મુસાફરો રેલવેમાં રાવલપીંડીથી આગળ હસન અબ્દુલ સ્ટેશને જઈ ત્યાંથી અબોટાબાદની છાવણી આગળથી દોમેલ-આવે છે, કારણ

રે વસેલું છે. વચ્ચે મોટો ઝુલતો પુલ છે. રાત્રે મહીને ચાર આના લેખે વિજળીના
આપેલા છે. બજારમાં દરેક ચીજ મળી શકે છે. પોસ્ટ અને તાર ઓફીસ પણ છે.
મૂલાથી આગળ જેલમ નદીની ખીણુ એકદમ પહોળી થાય છે. લગભગ ૧૫ થી ૨૦
લ પહોળું સપાટ મેદાન આવે છે. બારામૂલાથી ઉપર જેલમ નદી તદન શાન્ત છે. નદીમાં
ેા નથી. પાણી તદન કાળાં અને સ્થિર હોય એમ લાગે છે. વેગ ઘણોજ ધીમો છે.
માં બારામૂલાથી ઉપર હોડીઓ ચાલી શકે છે માટે ઘણા મુસાફરો આગળથી બંદોબસ્ત
બારમૂલા પોતાને માટે હાઉસબોટ સામી મંગાવીને જળમાર્ગે શ્રીનગર જાય છે. નદી
સરોવર તરફ થઈને ફેરમાં આવે છે જળમાર્ગ ૪૭ માઇલનો છે જ્યારે જમીનનો
૩૪ માઇલનો છે. જળમાર્ગે બે દીવસ થાય છે. જમીનને રસ્તે પાંચ કલાક થાય છે.
ની બંને બાજુએ દર આઠ ફીટે સફેદ રંગનાં પોપ્લરનાં ઝાડો નરજહાનનાં રોપાવેલાં છે,
૬૦ થી ૮૦ ફીટ બરોબર સીધાં ઉગે છે. નિયમિત રોપેલાં હોવાથી ઘણાં જ સુંદર લાગે
બન્ને બાજુએ મોટાં મેદાન અને દસ બાર માઇલ દૂર બરફના પહાડ છે. આવાં સરસ
મનોહર પોપ્લરો કાપી નાંખવા માટે પ્રસિદ્ધ આંગ્લ કવિ કાઉપરે વિલાપ કર્યો હતો
થાર્થજ હતો એમ કુદરતની રીતે લાગ્યા વિના રહે નહિ. પોપ્લર અને ચિનાર કાશ્મીરની
શોભા વધારે છે. રસ્તામાં અધવચ પાટણ ગામ આવે છે ત્યાં પણ બે અસલી દેવા-
છે. કાશ્મીરી દેવાલયોમાં ખાસ કાંઈ કારીગરી નથી. તારના થાંભલા પણ લાકડાના
છે. કારણ અત્રે લાકડાનો હિસાબ નથી. લીલા ઘાસમાં પણ રંગબેરંગી ફુલો ઉગેલાં
છે. આવા દેખાવો જોવામાં નિમગ્ન થતા આગળ શ્રીનગર આવી પહોંચીએ છીએ.
પીયન મુસાફરોને કાશ્મીર પ્રદેશમાં જવા માટે મહારાજા તરફથી પાસ લેવા પડે છે.

કાશ્મીરના આખા રાજ્યને આપણે કાશ્મીર નામથી ઓળખીએ છીએ. પણ ખરૂં
કાશ્મીર તો—આખા રાજ્યનો છઠ્ઠો ભાગ શ્રીનગર અને તેની આસ-
પાસનો જેલમ નદીની ખીણનો મુલક છે. આ આખા મુલકમાં
હિમાલય પર્વતની હારો ફેલાયેલી છે. કાશ્મીરની સાધારણ જમીન
દરિયાની સપાટીથી ૫૦૦૦ ફીટ ઉંચાણ પર છે. કાશ્મીરી લોકોની

ીર પ્રદેશના ઇતિ-
ાસ ભૂગોળ.

ની સ્થિતિ બરોબર સમજવા માટે તેનો થોડોક જુનો ઇતિહાસ જાણવાની જરૂર છે.
લ ત્યાં હીંદુ રાજ્ય હતું. ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં મહાન રાજા અશોકે તે દેશ જીતી
ા અને લગભગ આઠસેં વરસ સુધી ત્યાં બૌધ રાજ્ય રહ્યું. ત્યાર પછી બૌધોને ટીબેટ
હાંકી કહાડી હીંદુ રાજાઓ પાછા કાશ્મીરની ગાદીએ આવ્યા. આઠમા સૈકામાં લલિ-
દેત્ય નામના પ્રતાપી રાજાએ આગળ પાછળના મૂલક જીતી રાજ્ય વધાર્યું અને દેશમાં
ર ઉદ્યોગ વધ્યો. નવમા સૈકામાં અવંતીવર્મા નામે મોટો શિલ્પશાસ્ત્રી રાજા થઈ ગયો, તેણે
માં મોટા બંધ બાંધ્યા તથા ઘણાં હીંદુ મંદિરો પણ તેના જ વખતમાં હસ્તીમાં આવ્યાં.
મા સૈકામાં મધ્ય એશીયામાંથી તાતાર અને મોંગોલ લોકોનાં ધાડાં ધસી આવ્યાં અને
ઓનાં ધર્મ પુસ્તકો સરોવરમાં નાંખી દીધાં તથા લોકોને મુસલમાન ધર્મ સ્વિકારવાની ફરજ
ી. આથી હિંદુઓ પંજાબમાં નાસી ગયા. દેશમાં ત્રણસેં વરસ અંધાધૂની ચાલી. ઇ. સ.

૧૫૮૭ મા કાશ્મીર પ્રાંત શહેનશાહ અકબરે જીત્યો અને તેને સુવ્યવસ્થિત કર્યો પોતે ત્રણ વાર જાતે ત્યાં જઈ આવ્યો કાશ્મીરમા થોડા વખતની શાન્તી ફેલાઈ જહાંગીર બાદશાહ તથા નુરજહાન પણ વારવાર પીરપંજાળના ઘાટો ઓળંગી કાશ્મીરની સહેલ કરવા જતા. કાશ્મીરના બગીચાઓ અને જળમાર્ગો ઘણા ખરા નુરજહાનનાજ બધાવેલા છે ૧૭૫૨ મા અહમદશાહ અબદલ્લીની સરદારી નીચે પઠાણોએ કાશ્મીર સર કર્યું અને વળી પાછી લોકોની કમબખ્તી જાગી હીંદુઓને તો કોથળામા બાંધીને ડાલ સરોવરમા હોમ્યા મહારાજા રણજીતસીંહના વખતમા ૧૮૧૮ મા શીખ સરદાર દીવાનચંદે પઠાણો પાસેથી કાશ્મીર છોડાવ્યુ પણ તેથી લોકોને લઇયમ શીખ પ્રજાના હાથ નીચે હોલામાંથી ચૂલામા પડવા જેવુ થયુ શીખ લોકોએ પણ હાલ હવાલ કાશ્મીર પ્રદેશ તથા તેની પ્રજાને લૂટાય તેટલા લૂટ્યા છેવટે ૧૮૪૬ મા પહેલા શીખ વિગ્રહ પછી જામુના મહારાજા ગુલાબસિંહને તેની વફાદારી બદલ ઇસ્ટ ઇ ડીઆ કંપનીએ કાશ્મીર એક કરોડ રૂપીયે વેચ્યુ

મહારાજા ગુલાબસિંહે અત્યાર સુધીમા પોતાના જામુના રાજ્ય ઉપરાત ટીબેટ પાસેથી લાડખપ્રાન્ત તથા મોગોલીઅનો પાસેથી બા ટીસ્તાન (સ્કર્ડો) પ્રાન્ત જીતી લીધા હતા અને તેને ઉપર મુજબ જેલમની ખીણ વેચાતી મળવા પછી તેણે ગીલજી પ્રાંત સરહદ પરના તાબેદારવાળા પાસેથી જીતી લીધો આ બહાદુર મહારાજાએ ૧૮૫૭ ના બળવા વખતે પણ ઇંગ્રેજોને કીંમતી મદદ કરી પણ તે પછી તુરત તે મરણ પામ્યો તેના પછી તેનો પુત્ર રણવીરસીંહ ગાદીએ આવ્યો અને ત્યાર પછી હાલના શરીર મહારાજા પ્રતાપસીંહ ૧૮૮૫ થી રાજ્ય કરે છે મહારાજાના નાનાભાઇ રામસીંહ પોતાના ડોગરા લશ્કર સાથે ચીત્રાલની લડાઇ વખતે ઇંગ્રેજ સરકારની મદદે ગયા હતા અને વિજય મેળવી પાછા આવ્યા પછી તુરત એકાએક મરણ પામ્યા હતા વળી રાજ્ય સેનાપતી બાદુર્સીંહ પણ આ લડાઇમા ખપી ગયો હતો મહારાજાને પોતાના કનિષ્ઠબંધુના અકાળ મૃત્યુથી કારી ઘા લાગ્યો હતો મહારાજા પોતે બ્રિટિશ લશ્કરના મેજર જનરલ છે હાલના વિગ્રહમા પણ તેમણે પોતાની બહાદુર ડોગરા રજપુતની પલટણો યૂરોપની રણભૂમી ઉપર મોકલી છે મહારાજાના બીજા ભાઇ અમરસીંહના મૃત્યુ પછી રાજ્યકારોબાર દીવાન બીશનદાસ ચલાવે છે મહારાજાના વખતમા દેશમા ઘણો સુધારો થયો છે કેળવણીમા વધારો થયો છે રાજ્યમા ચોકખુ પાણી પુરુ પાડી કોલેરાને નાબુદ કરવામા આવ્યો છે લોકોને વાજબી સુખશાન્તી અને સ્વચ્છતાનું ભાન કરાવવામા આવ્યુ છે અને હુનર ઉદ્યોગનો વધારો રાજ્યની મદદથી થવા લાગ્યો છે

આ પ્રમાણે કાશ્મીરનો ઇતિહાસ રાજ્યક્રાન્તીનો છે જુદે જુદે વખતે તે પ્રદેશની કુદરતી બક્ષીસો લૂટવા માટે લોકોને પાયમાલ કરવામા આવ્યા છે તેમની હાલત ઘણીજ કંગાલ થઇ ગઇ છે અને તેમને પોતાની ઉન્નતિ કરવાનો ભાગ્યેજ હજુ પૂરતો સમય મળ્યો છે આવી રીતે ઉપરાચેની પ્રજામા કેટલાક સદ્‌ગુણોની ખામી આપણે જોઇએ તો તે ક્ષમ્ય જ ગણાય શ્રીનગરને ફરતા ૨૦ માઇલના પ્રદેશમા ઠેર ઠેર ખંડીયેરો જોવામા આવે છે તેજ

સાક્ષી પૂરે છે કે કેવા કેવા કઠિણ સંજોગોમાંથી દેશને પસાર થવું પડયું છે. કાશ્મીર રાજ્યની હદ હાલ ઉત્તરે રશીયાના પામીરના ઉચ્ચ પ્રદેશને અડે છે. તેની સાથે મધ્ય એશીયાનો તાર્તરીનો મુલક છે. પૂર્વે ટીબેટ અને પશ્ચિમે ચીત્રાલ તથા વાવ્ય સરહદના પ્રાન્તો છે. રાજ્યનો વિસ્તાર એક લાખ ચોરસ માઈલ ઉપર છે અને બાર મહીને કુલ આવક ત્રણ કરોડની છે, રાજ્યના પાંચ પ્રાન્તો છે. કાશ્મીર, જામુ, લાડક (મુખ્ય શહેર લેહ) બાલ્ટીસ્તાન (મુખ્ય શહેર સ્કાર્ડો) અને ગીલગીટ. વળી એક નાની જાગીર જે પુન્ચના રાજ્ય નામે ઓળખાય છે અને જે કાશ્મીરની દક્ષીણે છે તે મહારાજાના પિત્રાઇના તાબા નીચે હવે સ્વતંત્ર છે. બાલ્ટીસ્તાન ૧૫૦૦૦ ફીટ ઉંચો અને લાડક ૧૧૦૦૦ ફીટ ઉંચો મુલક છે, ત્યાં વનસ્પતી ઘણીજ ઓછી થાય છે. પણ ઉન સારૂં થાય છે. સાધારણ પહાડો ૧૬૦૦૦ ફીટની ઉંચાઇના છે અને કેટલાક તો ૨૬૦૦૦ થી ૨૮૦૦૦ ફીટની ઉંચાઇનાં શીખરો છે. આ બધાં ઉપર નિરંતર બરફ રહે છે.

શ્રીનગર શહેર મહારાજા અશોકે વસાવ્યું હતું એમ કહેવાય છે. શહેર જેલમ નદીના બન્ને કીનારા ઉપર વસેલું છે જવા આવવા માટે નદી ઉપર સાત

**શ્રીનગર.**

પૂલ છે. શહેરના જુદા જુદા ભાગમાં જવા આવવા માટે નદીમાંથી મોટી હોડીઓ ચાલી શકે તેવાં નાળાં છે અને નાળાંઓમાંથી નાના ફાંટા છે. એટલે શહેરના કોઈ પણ ભાગમાં જળ માર્ગે જઈ શકાય છે. જમીન માર્ગે પણ રસ્તા છે. શહેરનો દેખાવ તદન નિરાશા ઉપજાવનારો છે ગંદવાડ પુષ્કળ, બજાર મળે નહિ, રસ્તા નાના સાંકડા, ઘર બીસ્માર હાલતમાં, ફક્ત લાકડાનાં કે કાચી તડકે સુકવેલી ઇંટોનાં, એક કે બહુ તો બે માળનાં ભાગી તુટી હાલતમાં હોય. દરેક છાપરે માટી પાથરી ફૂલ ઉગાડવામાં આવે છે. રાજાનો મહેલ સાદા ઘર જેવો છે. શહેર વચ્ચે મહારાજગંજ નામનું બજાર છે. ખાસ જોવા લાયક કંઈ નહી. એકવાર શહેરમાં ગયા હોઇએ તો ફરીથી જવાનું મન થાય જ નહિ. એમ કહે છે કે હાલ તો ઘણો સુધારો થયો છે ત્યારે અસલ ગંદવાડ કેટલોએ હશે. છેલ્લા પૂલ, અમીરા કદલ પછીનો ભાગ યુરોપીયન ક્વાટર્સ કહેવાય છે. અહિંઆં આગળ હાઉસબોટો રહે છે. તેમ જ સાધારણ રીતે મુસાફર લોકો પણ અત્રે જ રહે છે. આ ભાગમાં રસ્તા ઘણા મોટા સમાંતર અને સફાઇદાર છે. એક કીનારે મોટી વેપારીની દુકાનો, યુરોપીયનોના બંગલા, રેસીડેન્ટની કોઠી, પોસ્ટ તથા તાર ઓફીસ વિગેરે છે. સામી બાજુએ રામબાગ તથા અજાયબ ઘર–મ્યુઝીમ–છે. મ્યુઝીયમમાં કાશ્મીરી કારીગીરીના નમુના છે તથા રાજ્ય તરફની લોકો માટેની જાહેર લાઇબ્રેરી છે. અમીરા કદલના બજારમાં દરેક પ્રકારનો સામાન મળે છે. શ્રીનગરમાં અમીરા કદલ આગળ પહોંચતાંજ સર્ટીફીકેટોના થોકડે થોકડા લઇને હાઉસબોટવાળાઓ મુસાફરને વિંટાઈ વળે છે. નદીમાં કીનારા આગળ ચિનારના ઝાડ નીચે હાઉસબોટો રાખે છે. શહેરના વિભાગમાં હાઉસબોટો રહેતી નથી. પણ યુરોપીયન ક્વાટર્સમાં જ હોય છે. દરેકને નંબર હોય છે. મુસાફરોનો મોટો ભાગ હાઉસબોટોમાં રહેવું પસંદ કરે છે. થોડાક તંબુ નાખીને પણ રહે છે. તંબુ પણ ભાડે મળી શકે છે. હાઉસબોટમાં પાંચ ખંડ હોય છે. એક રસોઈ માટે ભંડારીમાવાળો બીજો સરસામાન રાખવાનો ત્રીજો ફરનીચર સાથે બેસવા

ઉઠવાનો ચોથો સુવા માટે, અને પાચમો ન ાવા, સડાસ વિગેરે માટ પાછળની કોરડીમા ઓટવાળો પોતાના કુટુંબ સાથે રહે છે મુસાફરોને કીનારે જવા માટે પાટીયુ નાખેલુ હોય છે હાઉસબોટમા દરેક પ્રકારે ઘર જેવી જ સગવડ મળે છે છાપરા ઉપર અગાસી કહાડી ફ્રેનના કુર્ચી તથા ખુરસીઓ મૂકેલી હોય છે છાપરાના બાજુના ભાગ ઉપર લાકડાના કડમાની મેંગ લોરી નળીયા જેવી ભાત પાડી હોય છે હાઉસબોટો મહીને ૨૫ થી રૂ ૧૫૦ સુધીની નાની મોટી મળે છે કદના પ્રમાણમા તેને ખેંચવા ચાર અથવા એથી વધુ વીસ સુધી માણસો જોઇએ છીએ તે ઘણી જ ધીમી ચાલે છે હોડી વાળા માણસો આપણને હોડીમા જ્યા કહીએ ત્યા લઈ જવા બધાયા હોય છે ફક્ત વધારાના માણસોના પૈસા રોજના દર માણસે ૭ આના દીઠ આપવા પડે છે ફરવા જવા માટે નાના હલકા શિકારા હોય છે દરેક કાસ્મીરીને પોતાનો શિકારો હોય છે તેમા બેસી વેપારીઓ ગાલો, રમકડા, મુરબ્બા, બાગ ફળાદી વેચવા બધે ફરે છે શિકારામા ચાર માણસો બેસી શકે છે બીજા ચલાવનાર કેટલા લેવા તે આપણી મરજી ઉપર છે કાસ્મીરની બધી ખૂબી તેના જળમાર્ગોની છે બધા સરોવરો પણ લાંબે ટુંકે રસ્તે જેલમ સાથે નાળાથી જોડાયેલા છે શહેરમા બધે વિજળીના દીવાછે

કાસ્મીર જવાની ખરી સીઝન ઓગસ્ટ સપ્ટેમ્બર, ઓકટોબર છે આ વખતે સર્વે જાતના ફળ મળી શકે છે શાકભાજી થાય છે ફૂલો પૂર બહારમા

ઋતુએ ખીલી નીકળ્યા હોય છે ખેતરમા પાક પણ તેજ વખતે ઉતર છે

હવાપાણી ગરમી ૪૦ થી ૭૫ ડીગ્રી સુધી—આપણા શિયાળા કરતા પણ ઓછી હોય છે એટલે કાસ્મીર જનારા મુસાફરે પોતાની સાથે ગરમ કપડા તથા ઓઢવાનુ લઈ જવા જોઇએ કુવેરની દાગ ત્યા મળતી જ નથી જાનેવારી—ફેબ્રુઆરીમા તો ૧૫ થી ૪૦ ડીગ્રી સવી જ ગરમી હોય છે રસ્તામા બધે બરફ બાઝી જાય છે ઘોગ દીવસ તો વ્યવહાર પણ બધ પડી જાય છે એપ્રિલમા બરફ ઘણો ખરો પીગળી ગયો હોય છે મે માસમા ટેકરીઓ ઉપરનો બરફ પણ પીગળવા માંડે છે અને જુન—જુલાઇ ઓગસ્ટ ત્યાનો ઉનાળો કહેવાય છે ત્યારે ૫૫–૮૦ ડીગ્રી ગરમી હોય છે એટલે આપણા શિયાળા જેવો મુસાફરો, શ્રીમત વર્ગ તથા ઓફીસરો શ્રીનગરથી ૩૪ માઇલ દૂર ગુલમર્ગની ટેકરી જે દરિયાની સપાટીથી ૮૦૦૦ ફીટ ઉંચાઇએ છે—ત્યા હવા ખાવા જાય છે શ્રીનગર ૫૦૦૦ ફીટની ઉંચાઇએ છે કાસ્મીરમા આવાભર્ગો—ઉંચ પ્રદેશ ઉપરની સપાટ જમીનવાળું બીડ

વખ ે ફરતે ૧૬૦૦૦ ફીટ ઉંચી ટેકરીઓ છે કાસ્મીરમા પાણી ગરમ થતા ઘણી વાર પુર પાડી કાર

બાન કરાવવામા આ યુ છે અને હુન્નર ઉદ્યોગ મરચા તથા સૂંઠ પણ તીખા લાગતા નથી ખોરાક ના પણ થાક લાગતો નથી

આ પ્રમાણે કાસ્મીરનો ઇતિહાસ રાજ્યક્રાન્તીનો છે જુદે ગણે છે તેથી ઘણા ખરાનો કુદરતી બક્ષીસો લૂટવા માટે લોકોને પાયમાન કરવામા આવ્યા છે ણા જેટલો જ ૨૫ ઇન્ચ ગાન થઇ ગઇ છે અને તેમને પોતાની ઉન્નતિ કર નો બાગેજ લઈ ડે છે ઉંચા શિખરો કે આવી રીતે ચરાયેલી નજામા કેટલાક સદ્‌ગુણોની ખામી આપણે તો હોવાથી, લોકોને જ ગણાય શ્રીનગરને ફરતા ૨૦ માઇલના પ્રદેશમા ઠેર ઠેર ખડીરો જોવામાં આવે છે તે

૧૫૦ ચોરસ માઇલના વિસ્તારમાં માણસ કે ઢોર કોઇને પણ રહેવાની મનાઈ છે કે પાણી બગડે નહી. નદીનું પાણી પીવા માટે તદન ના લાયક છે નદીમાં પાણી હમેશાં ઘણું જ થંડું રહે છે. કાસ્મીરમાં ધરતીકંપ ઘણા થાય છે. નીચેથી–પરદેશથી–આવતી ચીજોના ભાવ અત્રેથી બમણા હોય છે પણ ત્યાં ઉગતી ચીજો ઘણી જ સોંઘી મળે છે. હવા પાણી થંડાં હોવાને લીધે લોકોમાં દીવસમાં ત્રણ ચારવાર ચાહ પીવાનો રીવાજ છે.

જોવા લાયક જગાઓ.

શહેરની પાસે જ હરી પર્વત કરીને ઉંચી ટેકરી છે. તે ઉપર શહેરના રક્ષણ માટે અકબરે બંધાવેલો કીલ્લો છે. દક્ષિણે ૧૦૦૦ ફીટ ઉંચો ઘણો જ દમામદાર દેખાવ વાળો પ્રખ્યાત "તખ્તે સુલેમાન" ડુંગર છે. તેની ટોચ ઉપર એક શિવાલય છે. અસલ દેવાલય મહારાજા અશોકે બંધાવ્યું હતું. તખ્તની ટોચ ઉપરથી ચારે બાજુનો દેખાવ ઘણો જ મનોહર લાગે છે. એક તરફ પાંચ વાર આડા અવળાં વળાણ લેતી જેલમ નદી નજરે પડે છે. પાછળ ડાલ સરોવર મોટી પાણીની ચાદર જેવું દેખાય છે. બાજુએ શ્રીનગર શહેરનો નીચાણમાં દેખાવ અને તેની પાછળ હરી પર્વત આવેલાં છે, જ્યારે બીજી બાજુએ લીલાં ખેતરો, ખીણો, ઉચ્ચ પ્રદેશો અને ઘણે દૂર ઝાંખો નંગ પર્વત દ્દષ્ટી આગળ તરી આવે છે. ચિત્રના ડાબા હાથપર પાછળ ઝાંખો "તખ્ત" છે. કિનારે ચિનારનાં ઝાડ છે અને એક શિકારો જેલમના નાળામાં થઇને ડાલ સરોવર તરફ ચિનારબાગમાંથી જતો દેખાય છે. જમણી બાજુએ બરફના પહાડ નજરે પડે છે.

તખ્તે સુલેમાન.

ડાલ સરોવર.

શહેરથી બે માઇલ દૂર તખ્તની પાછળ પ્રખ્યાત ડાલ સરોવર છે, તેમાં જળમાર્ગે પણ જવાય છે. ડાલના દરવાજામાંથી એટલા બધા જોરથી પાણી બહાર નીકળે છે કે બોટો ઉથલાઈ જાય. આ સરોવર કાસ્મીરનું નાક છે. નીચાણની જમીનના મોટા વિસ્તારમાં પાણી ભરાવાથી કુદરતી સરોવર બની રહ્યું છે. દરતે બધે સપાટ જણાય છે. પાણી પારદર્શક છે. તેમાં ઘણા છોડ અને વેલા ઉગેલા છે તેને દૂર કરતો શીકારો આગળ ચાલ્યો જાય છે. જાણે જમીન પર જ હોઇએ એમ ચારે બાજુ જોતાં લાગે છે. સરોવર ૭ માઇલ લાંબુ અને બે માઇલ દૂર પહોળું છે. હરી પર્વતની પાછળ થઇને દૂર સુધી વધેલું છે. ચારે બાજુએ કુદરતી પહાડ આવી રહેલા છે. તે બધામાં "તખ્ત" સૌથી ઉંચો છે. ઝાડ ઉગેલાં હોવાથી જમીન જેવું જ લાગે છે કીનારો છે જ નહી. આગળ જતાં ત્રણ ચાર ગામડાં આવે છે. સરોવરનાં નાળાં ચારે બાજુએ છે. ઠેર ઠેર લોકો થોડે થોડે અંતરે વાંસ દાટી વચ્ચેના છોડવા ભેગા કરીને ઉપર બીજા છોડ ઘાસ વિગેરે પાથરી થોડી માટી નાખી તરતી જમીન બનાવે છે ને તેના ઉપર તડબુચ વિગેરે ઉગાડે છે. આ "જમીન ચોરી" કહેવાય છે તેના ઉપર કર આપવો પડતો નથી. આ જમીન ઉપર ચાલતાં તે ડોલે છે. જતાં પહેલો ડાબે હાથે નસીમ બાગ આવે છે તેમાં ચીનારનાં અને ઝ્લાસનાં ઝાડો છે. પછી સામેના નાળામાં જતાં છેડે કાસ્મીરનો સૌથી સરસ શાલીમાર બાગ આવે છે. નુરજહાનના ૭૭૦ બાગમાં આ શાલીમાર બાગ શ્રેષ્ઠ છે. પાછળ કુદરતી

ઝરણાંનું પાણી ભેગું થાય છે તે ઇચ્છા હોય ત્યારે મોટા ધોધ માફક બાગમાં છોડવામાં આવે છે તે પથ્થરના પાકા બાંધેલા પહોળા રસ્તામાં થઇને ચઢ ઉતર ચાર ભૂમિકાઓ પસાર કરીને બહાર ડાલ સરોવરમાં જાય છે. તેના ઉપર વચ્ચે વચ્ચે છત્રીવાળી આરસની બેઠકો બનાવેલી છે. એકમાંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજી ભૂમીકામાં એમ પછડાતું ઘૂઘવાટા કરતું પાણી પડે છે. વચ્ચે વચ્ચે હજારો ફૂવારામાંથી તે ઉંચે ઉડતું જાય છે. ચારે તરફ રંગબેરંગી મોટાં ગુલાબનાં ફૂલોના હજારો ક્યારા છે. શાલીમારની શોભાનું વર્ણન કરવું અશક્ય છે.

બીજા નાળામાં શાલીમાર જેવો જ પણ નાનો અને તેનાથી ઉતરતો નીશાદ બાગ છે. તેમાં દરવાજામાં થઇને શીકારો જાય છે અને પછી પથ્થરની સીડી પર ચઢીને અંદર જવાય છે. વળી આગળ ચશ્મે શાહીનો કુદરતી જમીનની અંદર વહેતો ઝરો છે. તેના ઉપર ચણતર કરી જુદી જુદી જગાએ બંધ કરવાથી વિવિધ બાજુએથી પાણીના મોટા ધોધ અને ફવારા છૂટે એવી ગોઠવણ કરેલી છે. પાણી સ્વચ્છ, ઠંડું અને રેચક છે. પરીમહાલ આગળ થઇને ડાલના દરવાજા આગળ પાછો શિકારો પાંચ કલાકે આવે છે.

જેલમનીખાણુનીસફર

જેલમ નદીના મૂળ તરફ દક્ષિણ દિશામાં આગળ વધતાં રાજા અવંતીવર્માની રાજ્યધાની અવંતીપુર આવે છે. અત્રે ખોદ કામ કરતાં ધર્તીકંપથી દબાઇ ગયેલાં, કોતર–કામવાળાં બે મંદિરો હાલ નીકળ્યાં છે. મંદિરોમાં ફરતી દેવડીઓ, ધૂમ્મટો અને અસલી કોઠારો છે. આગળ લલિતાદિત્યનું લાટીપુરા (લલિતપુર) આવે છે. અહીંથી કેટલેક દૂર અશોકના વખતના બૌધસ્તુપો છે. શ્રીનગરથી ૬ માઇલ દૂર પંપુર (પ્રેમપુર) નામે ગામ આવે છે કાસ્મીરમાં ફક્ત આ ગામની હદમાં જ કેસર થાય છે, ૨૬ માઇલ જતાં બીજ બીહારા નામનો કસ્બો આવે છે. અત્રે લીડર નદી જેલમને મળે છે. બીજ બીહારની ભાગોળે એક સુંદર હાલના વખતનું મોટું શિવાલય છે. તેની પાસે ૫૪ ફટના થડ આગળથી ઘેરાવાવાળું, મોટું ચિનારનું ઝાડ છે. આગળ ૩૨ માઇલે (જળમાર્ગે ૪૭ માઇલે) કાસ્મીરમાં શ્રીનગરથી વસ્તીમાં બીજા નંબરનું પણ સ્વચ્છતામાં ચઢયાતું ઇસ્લામાબાદ શહેર છે, તેનું દેશી નામ અનંતનાગ છે. કાસ્મીરમાં નાગપૂજા પ્રચળીત છે. નાગનો વાસો પાણીનાં ઝરણાંમાં માનવામાં આવે છે. માટે જે જે જગાએ જમીનમાંથી પાણીનાં ઝરણાં ફૂટી નીકળે છે તે તે જગાઓને–નાગ નામ આપે છે. જળાશયોને વળી–બલ નામ પણ અપાય છે. અનંતનાગનું પાણી રતાશ પડતું છે. પાણી જોસ ભેર પહાડની બાજુમાંથી નીકળે છે. કુંડમાં રાતી માછલીઓ છે. પવિત્ર કુંડોમાં માછલાં મારવાની મનાઈ છે. અનંતનાગથી ૭ માઇલ કાસ્મીરમાં જેનું પાણી સર્વેથી સરસ ગણાય છે તે અછાબલનાગ નામનાં જમીનમાંથી ફૂટતાં અને પહાડની બાજુમાંથી છૂટતાં સુંદર ઝરણાં છે. આખી નદી વહેતી હોય તેમ પાણી નીકળે છે. ફરતો સુંદર બાગ અને ચિનારની ઘટાઓ છે. પાણી બરફ જેવાં ઠંડાં છે. એક નાનું પવાલું ભરીને પાણી પણ ચાર કટકે થઇને જ પી શકાય. સહેજ કડવું લાગે છે. રેચક તથા પાચક છે. અછાબલથી ૧૪ માઇલ દક્ષિણે વેરીનાગ છે ત્યાં જેલમ નદીનું મૂળ છે.

અછાબલથી ઉત્તરે પાંચ માઇલ ઉપર રાજા લલીતાદિત્યનું બંધાવેલું પ્રખ્યાત માર્તંડનું મંદિર છે. તે બે માઇલ પહોળા અને ત્રણ માઇલ લાંબા ઉચ્ચ પ્રદેશમાં કીનારે છે. ત્રણ બાજુ નીચાણમાં દૂર સુધી નજર પહોંચે છે. નીચે ગામમાં મોટાં ઝરણો નીકળે છે અને એક કુંડમાં પડે છે. પાણી આસમાની રંગનું છે અંદર રૂપેરી માછલીઓ છે. આ હિંદુઓનું પવિત્ર ધામ છે. બીજાં તીર્થોની માફક અત્રે પણ પંડ્યાઓ ચોપડાઓ લઇને વિંટળાઇ વળે છે. ચોપડામાં શેઠ ચીનુભાઈ તથા શેઠ લલુભાઈ રાયજીનાં નામ નીકળ્યાં. અહીંઆં બાવાન નામનું ચીનારના ઝાડવાળું મોટું મેદાન છે. તેમાં યુરોપીયન મુસાફરો તંબુ નાખી આસપાસ ફરવા જાય છે.

લીકરની ખીણ.

અત્રેથી ૫૦ માઇલ આગળ અમરનાથની જગપ્રસિદ્ધ ગુફા છે. આખા હિંદમાંથી સાધુઓ અને યાત્રાળુઓ શ્રાવણ સુદી ૧૫ ઉપર ત્યાં જાય છે. રાજ્ય તરફથી સર્વેને સાથે લઇને જવા માટે સંઘ નીકળે છે. સંઘ પડાવ કરતો સાત દીવસે પહોંચે છે. વચ્ચે શેષનાગ નામનું જળાશય આવે છે. બળતણ રાજ્ય તરફથી પુરૂં પાડવામાં આવે છે. બીજી બધી સામગ્રી પણ રાજ્ય તરફથી યોગ્ય દરે મળે છે. મોટા પહાડ ઓળંગી બરફ ઉપર ચાલીને જવાનું છે. ગુફા સેંકડો ફીટ લાંબી છે. અંદર નિરંતર બરફ રહે છે. પહાડી દેખાવોના ચાહનાર અને કુદરતની લીલાના અભ્યાસીને માટે આ લીડલ નદીની ખીણ આખા કાશ્મીરમાં શ્રેષ્ટ ગણાય છે. બીજે નંબરે સીન્ધ નદીની ખીણ છે તે વુલર સરોવર આગળ જેલમને મળે છે. વુલર સરોવર ૧૫ માઇલ લાંબુ છે. બપોર પછી સખત પવન અને તોફાન શરૂ થાય છે. દુર ૮૦ માઇલ ઉપર ૨૬૬૦૦ ફીટ ઉંચો નંગ પર્વત પોતાનું શીખર બીજા નાના પહાડોની ઉપરથી ડોકીયાં કરતો હોય તેમ બતાવે છે. આના જેવો સૌંદર્ય વાળો પર્વત દુનિયામાં બીજો નથી. વારંવાર સ્થિતિમાં ફેર ફેર થતાં આકાર બદલે છે. તેના ઉપર ચઢવાના પ્રયત્નોમાં ઘણા સાહસિકોએ જાન ખોયા છે. માનસબલ અને ગાંદરબલ નામનાં સુંદર સરોવરો પણ સિન્ધ નદીની ખીણમાં છે આ શિવાય કાશ્મીરમાં જૂનાં દેવાલયો, ઝરાઓ, ખીણો મર્ગો અને પહાડો અસંખ્ય છે. બધું બરોબર જોવા માટે ઓછામાં ઓછા ત્રણ મહિના જોઇએ.

અમરનાથ.

કાશ્મીરની જમીન ઘણી જ ફળદ્રુપ છે. થોડી મહેનતે સારો પાક વરસમાં ત્રણવાર લઈ શકાય છે. ઘાસ લીલુંછમ જેવું બધે ઉગે છે. ઘાસમાં પણ આસમાની ફૂલો હોય છે. કબ્રસ્તાનમાં પણ આઇરીસ (Iris) નાં મોટાં આસમાની અને રાતાં ફૂલો ઉગાડે છે. ફૂલો બહુ જ ઝપાટાબંધ ઉગે છે. ગુલાબ આપણી હથેળી જેવાં મોટાં, ગોટાવાળાં અને જુદા જુદા દસ રંગનાં થાય છે. ગુલાબના વેલા પણ ચઢે છે. જંગલમાં પણ ગુલાબ થાય છે. લોકોનાં છાપરાં પર પણ ફૂલ જ ઉગેલાં હોય છે. જંગલી ઝાડોની માફક કાશ્મીરમાં ઠેર ઠેર શેતુર, બદામ આલુ અને અખોડનાં ઝાડો ઉગે છે. શીંગોડાં પણ પુષ્કળ થાય છે. "ચોરીની જમીન" પર તરબુચ ઉગાડવામાં આવે છે. તે શિવાય ખાસ સ્ટ્રોબેરી, પેર, પીચ તથા એપ્રીકોટ વિગેરે ઇંગ્રેજી ફળો પણ સારાં અને સસ્તાં મળે છે. જીરૂં સરસ સુગંધીવાળું થાય છે. પંપુરમાં શુદ્ધ ઉંચું કેસર નીપજે છે,

વનસ્પતી.

તે ત્યાં બાર આને તોલો મળે છે. કેસરની ખેતી હવે ઓછી થઈ ગઈ છે. કાશ્મીરના લોકોનો ગુજારો ખેતી ઉપર છે. ત્યાં મકાઈ આપણા કરતાં ત્રણ ઘણા મોટા થાય છે. ઘઉં, ચોખા હલકી પ્રતિના થાય છે. તે વધારે સારા ઉગી શકે પણ ખેતીની રીતમાં સુધારો થતો નથી તેમજ શાસ્ત્રીય રીતે ઉંચા પ્રકારનું બી વાવીને સારો પાક લેવાનો પ્રયત્ન પણ થતો નથી. હાલમાં પણ ત્યાં ઘઉં ૩૨ શેરના અને ચોખા ૩૫ શેરના મળે છે. રાજ્યની હદની બહાર અનાજ ચઢાવવાનો પ્રતિબંધ હાલમાં કરવામાં આવ્યો છે.

કાશ્મીરના રાજ્યને મુખ્ય આવક લાકડાંની છે. દેવદારની સ્લીપરો વહેરીને જેલમમાં નાખવામાં આવે છે, તે તરતી તરતી જેલમ સ્ટેશને આવે છે ત્યાં કહાડી લેવાય છે. દેવદાર ઇમારતી કામમાં આવે તેવો ઉંચી જાતનો છે. પાઇન અને પોપ્લર વિષે આગળ ઈસારો કરેલો છે. બીજાં ચિનાર નામનાં વડ જેવાં ઘટાદાર ઉંચાં અને ૪૦ થી ૬૦ ફીટના ઘેરાવાનાં થડ વાળાં ઝાડ થાય છે, પાંદડાં હથેળીના આકારનાં મોટાં પાંચ આંગળાં વાળા હોય છે. ચીનારના ઝાડ નીચે ઘણી જ થંડક રહે છે. તેની છાંયામાં પગ મુકતાં જ કમકમી આવે એવી શીતળતા લાગે છે. જ્યાં એક ચિનારનુ ઝાડ હોય ત્યાં નીચે જગા સાફ કરી મોટો ચોતરો મુસાફરો માટે લીલા ઘાસ રૂપી ગાદી વાળો બનાવે છે. અને તેને ચિનાર બાગ કહે છે. આવા ચિનાર બાગ દરેક ગામને ફરતા હોય છે. શ્રીનગરની પાસે તો ચિનારોનું મોટું વન છે. ચિનારની જોડી દુનિયામાં મળવી મુશ્કેલ છે. શ્રીનગરની આ બાજુ ચિનાર કોઈ પણ જગાએ થતાં નથી. ત્યાં ભેંસો હોતી નથી. દૂધ, ઘી ગાયોનું જ મળે છે. ઢોર માત્રને આખા શરીરે પુષ્કળ વાળ હોય છે.

જનસમાજ

આખા રાજ્યની વસ્તી ૩૦ લાખની છે. તેમાંથી ૨૫ લાખ કાશ્મીરમાં છે. ૯૫ ટકા મુસલમાન અને પાંચ ટકા હિંદુ, શીખ, ડોગરા રજપુત વિગેરે થઇને છે. હિંદુઓમાં ઉંચા પડિત લોકો રાજ્યની હલકી પણ નોકરી કરવામાં માન સમજે છે. મુસલમાનોમાં, ગુજ્જર એટલે ઢોર ચરાવી ફરતા ફરનારા દૂધ, ઘી વેચી ગુજરાન ચલાવનારા, ખેડુત, કારીગર તથા બોટવાળામાંજી લોકો એમ ચાર પ્રકાર છે. હાલમાં ઘણા પંજાબી લોકો વેપાર અર્થે ત્યાં જઇને વસ્યા છે. તેથી પ્રજામાં કઇક મીશ્રણ થયુ છે. રાજ્યના મોટા નોકરો બધા જ પંજાબી છે. મુસલમાની વખતથી જ રાજ્ય ભાષા ઉર્દુ છે પણ લોકો કાસ્મીરી ભાષા બોલે છે જે હીંદી ભાષાઓથી તદન ભિન્ન છે. લોકો ચૈત્રથી વરસ શરૂ કરી સંક્રાતે મહિના પૂરા કરીને બાર મહીનાનું સૌર્ય વરસ ગણે છે. એટલે તેમને અધિક માસ આવતો નથી અને અંગ્રેજી ગણતરી માફક તારીખો ગણે છે.

લોકોનો પહેરવેશ બહુ જ સાદો છે. બૈરાંઓ માથે ટોપી અને ફક્ત એક પગ સુધીનો જબ્બો પહેરે છે. પડિતાણીઓ રંગ બેરંગી સુરવાળ પહેરે છે. પંડિતો પારસીઓના ગોર જેવી સફેદ પાઘડીઓ પહેરે છે. માર્તંડથી અમરનાથ સુધીના બ્રાહ્મણો સિવાય બધા હિંદુ

મુસલમાનો (પંડિતો સુદ્ધાં) માંસાહારી છે. દર ત્રીજી કે ચોથી દુકાન ખાટકીની હોય છે. કારણ, ઘેટાં બકરાં પુષ્કળ થાય છે. મુખ્ય ખોરાક ચોખા લાકડાનાં ખાણીયામાં લાકડાના નાના સાંબેલાવતી કુટીને હાથે તૈયાર કરે છે. ગરીબ કે તવંગર બધાંનો ખોરાક ઘણો જ સાદો છે. જ્ઞાતિ-ભેદ વિના સર્વે સાથે જમે છે. પણ હિંદુ મુસલમાનનું પાણી પણ પીતા નથી. લોકો બધા ગૌર વર્ણના છે. પંડિતાણીઓનો દેખાવ આકર્ષક છે. કાશ્મીરીઓમાં બાળ લગ્ન પ્રચલીત હોવાને લીધે તેમના શરીરનો બાંધો નબળો છે. લોકો મોટે ભાગે અર્ધનગ્ન કંગાળ હાલતમાં છે. સાંજ પડે ત્રણ આના મળે તો ખૂશી થઈ જાય. મહીને રૂ. ૬ ના પગારમાં આખો દિવસ હલેસાં મારે કે કીસ્તી ખેંચે. લોકો ઘણા વિનયી, મીઠા અને ગરીબ છે. પણ બ્હીકણ ઘણા છે, સહજ પણ સહન શક્તિ ધરાવતા નથી. જરા વાગતાં મોટેથી રોવા મંડી પડે છે. લોકોના બ્હીકણપણાને લીધે રાજ્યમાં લુંટ કે ચોરી જવલ્લે જ થાય છે. બધો આધાર ઈશ્વર ઉપર રાખે છે અને પૂરેપૂરા નસીબવાદી છે. ભૂત, રાક્ષસની વાતો કર્યા કરે છે. કાશ્મીરી કદી પણ પોતાનો દેશ છોડી બહાર જવાનું પસંદ કરતો નથી.

દારીદ્રયને લીધે પ્રમાણીકપણાનું તેમને ભાન જ રહ્યું નથી. કોઈ ચીજ લેવા એક આનો આપીએ તો આપણી હાજરીમાં પણ બે પૈસા ગજવામાં મૂક્યા સિવાય રહે જ નહિ. પકડાય તો પણ શરમાય નહિ. માંઝી લોકો નીતિમાં બિલકુલ સમજતા જ નથી. તેમની સ્ત્રીઓ પવિત્રતા જાણતી જ નથી. લોકો દરેક ચીજમાં દલાલી ખાય અને વારે વારે બહાનાં કહાડી બક્ષીસ માગે.

કેળવણી.

મનુષ્યો ઘણા જ ચપળ, હોંશીયાર અને કુદરની રીતે તીવ્ર મગજ શક્તિ વાળા છે. પણ મગજ શક્તિ ખીલવવામાં આવી નથી, કેળવણી ઘણી જ ઓછી તદન નહિ જેવી છે. હાલ કેળવણી ફેલાવવાના પ્રયાસો થાય છે. દસ વરસ થયાં કાશ્મીરમાં એક આર્ટસ કોલેજ થઈ છે. પણ વિદ્યાર્થીઓને પરીક્ષા આપવા લાહેર જવું પડે છે. મીશન ખાતાએ હાલ ત્યાં ઘણો જ સુધારો કર્યો છે. મીશન હાઇસ્કુલ ચારીત્ર્ય ઘડવા માટે એક નમુનેદાર સ્કુલ છે. મીશન ઝનાના ઇસ્પીતાલ તથા મનુષ્યોની ઇસ્પીતાલ પણ ઘણું તારીફ લાયક લોકોપયોગી કામ બજાવે છે.

હુન્નર-ઉદ્યોગ.

કાશ્મીરીઓ ફળમાંથી સરસ મુરબ્બા બનાવે છે. માટીનાં વાસણો સુંદર ચળકતાં અને સસ્તાં થાય છે. અખોડના લાકડા ઉપર ઘણું જ ઉત્તમ પ્રતીનું અને કારીગીરી વાળું કોતરકામ કરે છે અને તેના ઉપર ફીનીશ પણ મઝાની કરે છે. ત્યાં આગળ બનતી કોતર કામ વાળી પેટીઓ, ખૂરશીઓ તથા પડદાઓ, ત્રણ ઘણી કીંમત આપતાં પણ અત્રે મળે નહિ. મોટા વેહેપારીઓ ખુદ શ્રીનગરમાં જ યૂરોપીયન ક્વાર્ટસમાં એ જ માલ સહેલાઇથી અમુણે ભાવે વેચી શકે છે. લાકડાનું રંગ કામ, કાગળનાં રમકડાં તથા પથ્થરનાં બટનો પણ સારાં અને સસ્તાં થાય છે. ધાતુ ઉપર કોતર કામ અને મીનાકારી કામ પણ સફાઇબંધ કરવામાં આવે છે. કાશ્મીરી સોના રૂપાનું કોતર કામ ઘણું જ ઉમદા થાય છે અને તે યૂરોપ જાય છે. લાકડું તદન સસ્તું

તેમજ કાસ્મીરી કારીગરની મજુરી પણ રોજની બહુમાં બહુ ૭ આના એટલે આ બધો માલ ઘણો સોંઘો પડે છે. હાલ દર વરસે કાશ્મીર તરફ જતા મુસાફરોની સંખ્યા વધતી જતી હોવાથી કાસ્મીરી કારીગરોને ઉત્તેજન મળે છે અને તેનો ઉઠાવ પરદેશ વધુ પ્રમાણમાં થવા માંડયો છે. રાજ્ય તરફથી હાલમાં યુરોપીયન કારોબાર નીચે રેશમના કીડા ઉછેરી તેમાંથી રેશમી કાપડ બનાવવાનું એક કારખાનું કાઢવામાં આવ્યું છે.

ગરમ કાપડ.

કાસ્મીરીઓનો મુખ્ય હુન્નર ઉનના કાપડનો છે. હલકા જાડા ઉનની સફેદ અથવા કાળા રંગની કામળીઓ બને છે. તેની કીંમત રૂ. ૩ થી ઉપર હોય છે. એથી ઉંચું પુત્તુ નામનું રૂવાંટીવાળું ખડબચડું કાપડ થાય છે તે ઓઢવા તથા પહેરવાના કામમાં આવે છે. યુરોપીયનો શીયાળામાં પહેરવાના જાડા હાફકોટ તેના બનાવરાવે છે. સરમ બારીક ઉન જેને પસ્મીનો કહે છે તે ઘણું ખરૂં લાડક પ્રાંતમાંથી આવે છે. પસ્મીનો દર વારે રૂ. ૪થી ૧૦ સુધીનો આવે છે. તે બહુ જ સુંવાળો, હલકો અને ગરમ છે. આપણે અહીંઆં કાસ્મીરી સાલો આવતી જ નથી વિલાયતી મરીના ઉપર અમૃતસરમાં ભરત ભરી તેને સાલ તરીકે આ બાજુ વેચવામાં આવે છે. અસલ કાસ્મીરી સાલ રૂ. ૪૦ થી હલકી હોઇ શકે નહિ. વજનમાં બહુ જ હલકી અને પોતમાં બારીક તથા મખમલ જેવી સુંવાળી હોય. ભરત કામમાં કાસ્મીરીઓ બહુ જ પ્રવિણ છે. સુતરાઉ સાડી ઉપર રેશમી ભરત રૂ. ૨૦૦ સુધીનુ થાય છે. કામ બહુ જ બારીક અને ખૂબીદાર હોય છે. તકીયાનાં પડ, રૂમાલ વિગેરે સુતરાઉ કાપડ ઉપર ઉનનું ભરતકામ પણ ઘણું થાય છે. હલકા ગાલીચા પણ શ્રીનગરમાં બને છે. પણ ઉંચા તો બાલ્ટીસ્તાનમાં સ્કાર્ડો તથા મધ્ય એશીયામાં યારકંડ તરફથી આવે છે. જમીન માર્ગે તાર્તરી, રૂશીયા અને ટીબેટ સાથે વહેપાર હજુ ચાલુ છે.

ઉપસંહાર.

ચારે તરફ સફેદ ચળકતા બરફથી ઢકાયેલાં શિખરો લીલાંછમ ખેતરો, લાખો ગુલાબનાં ફૂલોનાં વનો, સુંદર બગિચાઓ જળમાર્ગો ધોધમાંથી પડતું રૂપેરી જળ, ખીણોમાં આડી અવળી રમતી જેલમ, સિન્ધ અને લીડર નદીઓ,
ફર.
નિર્મળ અને બરફ જેવાં પાણીનાં સુંદર ઝરણો, પ્લેટફાર્મ પદ્ધતિ પરનાં
એમ ચાર ક ગોપ્લરની હારો, ચિનારનાં ઘટાદાર ઠંડક આપનારાં ઝાડ, સુગંધીદાર મનોહર શિતળ
પ્રજામાં કદિ મીશ્રણ ... ઝરાઓ અને નિરંતર ફળદ્રુપ ભૂમીવાળો આ વર્ણિત પ્રદેશ જ્યારે
વખતથી જ રાજ્ય ભાયા ઉંડું છ ... નાકા કાસ્મીરી બા... ન ભૂલે અને ઈશ્વરની લીલામાં તેનું
થી તદન ભિન્ન છે. લોકો ચૈત્રથી વરસ શરૂ કરી સંક્રાતે મહિ
સોર્ય વરસ ગણે છે. એટલે તેમને અધિક માસ આવતો નથી ·
તારીખો ગણે છે.

સ કેશવલાલ પટવા

લોકોનો પહેરવેશ બહુ જ સાદો છે. બૈરાંઓ માથે ટોપી અ
જભ્ભો પહેરે છે. પંડિતાણીઓ રંગ બેરંગી સુરવાળ પહેરે છે.
જેવી સફેદ પાઘડીઓ પહેરે છે. માર્તંડથી અમરનાથ સુધીના બ

# વિયોગ.

## શિખરિણી છંદ.

પ્રભા ફેલાવંતો, શશી નભ પીઠે સ્વારી જ કરે;
શીળી ચંદ્રિકાથી, જગત શીત રશ્મિ મંહી હુએ.
મૃદુ ધીમો વાયુ, સફર કરતો પાદપ પરે;
હલાવી પત્રોને, નિરવ ચુપકી બંગજ કરે. ૧

ગભીરા ગાઢાકો, ભયકર વિપિને વહી જતું;
સમીપે ઉભેલા, નગ પર થકી રમ્ય ઝરણું.
રમંતો'તો જ્યારે, શતરૂપ કરી તારકપતિ;
કુમુદો ખીલાવી, કહી વગર બોલ્યે નય ગતિ. ૨

ગજારિની ત્રાડો, વનગિરિ ગુહાને ગજવતી;
ભયેથી કંપાવે, વિહગ પશુઓનાં મન અતી.
શિઆળોના શબ્દો, રૂદનમય લાગે કરણને;
ઘુઘુ કેરા નાદે, ઉલૂક સુચવે શોક રવને. ૩

દીસંતા વહ્નિનાં, ભયકર અતિશેય ભડકા;
દવાગ્નિના જેવા, વન દહનનો ભાસ કરતા.
વને આખા દીસે, નયન ફરતા રૂદ્રમયતા;
ભારૂતા ત્યાગીને, દીસતી અતિશે ચારૂમયતા. ૪

જતો'તો કો પંથી, નયન જળથી આર્દ્ર થયલા;
મુખેથી નિઃશ્વાસો, ઉદધિ વિચિ જેવા નીકળતા.
થઈ ખેદે ઝાંખી, રજનિ પતિ જેની મુખ છબી;
પ્રિયાના વિયોગે, હૃદય બધુંએ શૂન્ય જ નકી. ૫

દિશાઓ ચારે એ, જન વિહીનને એક્લી હતી;
નિહાળી પંથીએ, હદ સરથી વાણી સલિલની.
વહાવી નીકાને, ઉતરી પડિયો તે મંહી ઉંડો;
હતું ના કૈં ભાન, સ્થુલ જગતનું એ નકી જ તો. ૬

"ગઈ તું તો દૂરે, મુજ જીવનના માર્ગ પરથી;
અહુશો હૂં તો છું, જીવન દીસતું ના મથી મથી.

કશુંએ સુઝે ના, મન ભ્રમિત ને બ્હાવરૂં થયું;
વિના હારા થાયે, મગજ મુજનું ભાન ભુલતું. ૭

મીઠા સંયોગેથી, પ્રમુદિત હતા હે સહચરી;
રમંતા ખેલંતા, ખબર પડીના રાત્રી દિનની.
કદી જાતાં રંગે, ઉપવન વિષે કુંજ ગૃહમાં;
કુસુમો ચુંટીને, પરસપર શૃંગાર કરતાં. ૮

જતા'તા કોદિએ, સરિત તટમાં વેણુ સુણવા;
વળી બેસી નાવે, નદ ઉપર જાતાં નીરખવા.
નિહાળંતા ભાવ, કદી નિબિડ કાળા ઘન અને;
ઝીલંતાં ફોરાંને, કલપી નભનાં અશ્રુ જ ખરે. ૯

કલાપીનાં યૂથો, ઘન સમીપ નૃત્યો કરી અને;
ટહુકારે ઉંચા, સ્વથકી નિમંત્રે મુદ મને.
કૃતિક્રીડાઓ, સૌ કુદરતની જોઈ ખુશી થતા;
હું તું જે પ્હેલાં તો, તું ગઈ હમણાં છેતરી અહા. ૧૦

અકારી ક્રીડાઓ, રમત ગમતો તો થઈ હવે;
યમે તો આવીને, હરી લીધી તને તો ઝુંટવીને.
જગે તો છૂટયો છે, તુજ મુજ તણો યોગ અધુના;
પરંતુ બન્નેએ, મળીશુ પ્રભુ દ્વારે નકી જ હા. ૧૧

રહ્યો છુ વિશ્વાસે, તુજ મિલન માટે અધીર થઈ;
કદાએ દેખાશે, તુજ મુજ છબીની પ્રતિકૃતિ."
વિરામ્યુ પંથીનું, કરૂણમય વાણી વહનને,
ઉષાનું શાલું ત્યાં, વસન વ્યોમે તો ફરફરે. ૧૨

મધુરાં પંખીડાં, કલકલથી પ્રાતઃ સુચવતાં;
પ્રિયાને શોધંતો, પથિક વિચર્યો અન્ય દિશમાં.
ન દેખાયો ક્યાંયે, ઉરથી વસતા કો મનુજને;
અશેષાયુ પુરી, વિલીન બનિયો વિશ્વ પટલે. ૧૩

**અ. સૌ. લીલાવતી.**

# પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારો.

૩

## પ્રકાશકોને આ નાટકો બાબત માહિતી ક્ય્હારે અને કે'વી હતી?

આ પ્રશ્ન વિશે મ્હેં નીચે પ્રમાણેની હકીકત રજૂ કરી હતીઃ—

† (क) 'દ્રૌપદીહરણ'માં કવિચરિત્રમાં પૃષ્ઠ ૧૧–૧૨ મે પ્રકાશકોએ પ્રેમાનન્દનાં ગ્રન્થોની યાદી આપીછે ત્હેમાં પ્રેમાનન્દનાં નાટકોમાંથી એકનું પણ નામ કે ઇશારો નથી; એટલું જ નહિં, પણ નાટકો રચ્યાં હતાં એમ સામાન્ય ઉલ્લેખ પણ નથી. આ સંવત્ ૧૯૪૫ની વાત.

†(ख) અને તે પછી બે વર્ષે જ (સંવત્ ૧૯૪૭–૪૮માં) બે નાટકો ('રોપદર્શિકા સત્યભામાખ્યાન' અને 'પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન') એકાએક પ્રકાશમાં આવ્યાં.

† (ग) બે વર્ષ પ્હેલાં નાટક વિશે નામ ન્હોતું અને એકાએક ('રોપદર્શિકા સત્યભામાખ્યાન'માં 'ગ્રન્થ વિવેચન' પૃષ્ઠ ૧ માં) જણાવાયુંછે કે પ્રેમાનન્દે ૧૧ નાટકો રચ્યાંછે "એમ સાંભળિયે છિયે."

§ (घ) 'પાઞ્ચાલીપ્રસન્નાખ્યાન'ના 'ગ્રન્થવિવેચન' પૃષ્ઠ ૩૫મે છેલ્લી ચાર પંક્તિયોમાં એ ગ્રન્થને 'પ્રાચીન કાવ્યમાળા'નું છેલ્લું પુસ્તક કરી કહ્યુંછે. અર્થાત્, બીજો કોઇ ગ્રન્થ તે વખતે જાણમાં ન્હોતો. અને ત્હેની બે વર્ષ પછી 'તપત્યાખ્યાન' નાટક એકાએક ખડું થયું.

અને આ વિલક્ષણ સ્થિતિ માટે મનને પ્રકાશ આપનારો ખુલાસો કશો પણ આપવામાં આવ્યો નથી.

* (ङ) વળી, ઈ. સ. ૧૮૯૪–૯૬માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને 'પ્રાચીન કાવ્યમાળા' ઑફિસે મોકલેલી ગ્રન્થોની યાદીમાં નવા ત્રણ નાટકગ્રન્થોનાં નામ છે, બે પ્રેમાનન્દકૃત અને એક વલ્લભકૃત; જે વિશે તે પૂર્વે 'તપત્યાખ્યાન' પ્રગટ થતા સુધી

---

† "પ્રેમાનન્દનાં નાટકો"—વિશે નિબન્ધ, ત્રીજી સાહિત્ય પરિષદ્ આગળ મૂકેલો; પૃષ્ઠ ૪.

§ "આ નાટકો પ્રેમાનન્દનાં હોય ખરાં?" ભરૂચ સાહિત્ય સભા આગળ વાંચેલું ભાષણ; 'વસન્ત', કાર્તિક સંવત્ ૧૯૬૮, પૃષ્ઠ ૪૩૯–૪૪૦.

* 'વસન્ત', પૌષ સંવત્ ૧૯૬૭, પૃષ્ઠ ૫૬૮.

દીવા જેટલું સ્પષ્ટ, સ્વયંપ્રકાશ, ખરું ખરું; પણ શી રીતે ? યાદીમાં નામ નથી માટે હેમને મળ્યાં ન્હોતાં–એમ સાધ્યસ્વીકાર દોષનો આશ્રય કરીયે તો જ. બાકી અન્ય પ્રમાણના વાયુ બળે તો એ દીવો હોલવાઈ જ જાયછે. જે ' દ્રૌપદીહરણ '- ( ગ્રન્થ ૧ લા )ના ' કવિચરિત્ર 'માં પ્રેમાનન્દના ગ્રન્થોની યાદી આપીછે, તે જ ગ્રન્થના ' ગ્રન્થવિવેચન 'માં ( તેમ જ ' કવિપ્રશંસા 'માં ) પ્રેમાનન્દે નાટક રચ્યાં હતાં એ અર્થના સ્પષ્ટ, અસંદિગ્ધ, ઉલ્લેખ છે ! આ સ્થિતિમાં નાટકો તે સમયે મળ્યાં ન્હોતાં એ વચન શી રીતે સ્વીકારાશે ? ' ગ્રન્થવિવેચન 'ના લખનાર અને ' કવિચરિત્ર 'ના લખનાર એ બેની વચ્ચે વિલક્ષણ પડદો હોય તો એકબીજાથી વાત છાની રાખી મનાય. પણ એ માની સકાય હેવી વાત નથી.

(૪) " પ્રકાશકોએ યાદીને સર્વવ્યાપક તરીકે ગણાવી નથી એ સત્ય સૂર્ય જેટલું પ્રકાશમાન છે."

કબૂલ ! હું ક્યહારે તે વાતની ના કહુંછું ? ત્યહારે તો એ સૂર્યનાં જાણી જોઈને આંખ્યમીંચામણાં કરવાનો આરોપ રા 'જ્ઞ' મ્હારા ઉપર મૂકેછે તે માથે ચઢાવવો પડશે ? બિલકુલ નહિં. કેમકે મ્હેં કદી કહ્યું જ નથી કે એ યાદી સર્વવ્યાપક મનાવવાનો ઉદ્દેશ પ્રકાશકોનો હતો. મ્હારુ તો કહેવું એટલુ જ છે કે—એક જ ગ્રન્થના એક ભાગમાં નાટકો રચ્યાનું કહે–સ્પષ્ટ કહે, અને બીજા ભાગમાં આપેલી યાદીમાં ( પછી પ્રકાશકોમાંના બીજાના લખેલા ભાગમાં યાદી આપેલી તે ભલે હોય, પણ બંને લેખકોનુ જ્ઞાન વિશે આ બાબતમાં ઐક્ય જ ગણાય માટે કહુંછું–બીજા ભાગમાં આપેલી યાદીમાં ) નાટકનુ મોઘમ પણ નામ ના મળે એ સ્થિતિ સૃષ્ટિના ચમત્કારોમાં સ્થાન લેવાને યોગ્ય છે, અને યાદી ગમે ત્હેવી શિથિલ હોય તોપણ નાટક પ્રેમાનન્દે લખ્યાં એ અપૂર્વ વાત હોવાને લીધે નાટકને સંબન્ધે યાદીનું મૌન અગમ્ય જ કહેવાય, અને નાટકને સંબન્ધે તો એ યાદીની વ્યાપકતાની અપેક્ષા વાજબી રીતે રખાય ખરી.

(૫) પ્રાચીન કાવ્યમાળાના પ્રથમ વર્ષના પ્રસિદ્ધ થયેલા રિપોર્ટમાં પ્રકાશકોએ નાટકો ગણાવ્યાંછે,—આમ રા. ' જ્ઞ ' કહેછે આમ હોય તો તો મ્હારી શઙ્કા બધી ખોટી ઠરે; અને ભલે ઠરે. પણ રા. ' જ્ઞ ' નાં વચનોને વગર તપાસે સ્વીકારી લેવામાં ભય છે એ અનુભવથી જણાયુ હોવાથી મ્હેં આ રિપોર્ટની છાપેલી પ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાંથી પેદા કરી રિપોર્ટ વાંચી જોયો; તો સ્થિતિ જુદી જ જણાઈ! રિપોર્ટ સંવત્ ૧૯૪૪–૪૫થી ૧૯૪૭–૪૮ (સન ૧૮૮૮–૮૯થી ૧૮૯૧–૯૨) સુધીનો છે; રિપોર્ટની તારીખ ૧૬–૧–૯૩ ની અને પ્રસિદ્ધ કર્યાની સાલ ઈ. સ. ૧૮૯૩–સંવત્ ૧૯૪૯ છે. ( [illegible] ) રિપોર્ટ નીચે હરગોવિન્દાસ D. K., પ્રાચીન કાવ્ય કમિટીના મંત્રીની છે ) આમ [illegible] ત ઇ. સ. '૯૩ } માં લખાયલા રિપોર્ટમાં ઈ. સ. ૧૮૯૧–૯૨ / સંવત્ ૧૯૪૭–૪૮ } માં પ્રગટ

વલ્લભ વિશેની કથા [illegible]

‡ ' વસન્ત ', માઘ [illegible] હોય હેમાં આશ્ચર્ય શું ? પ્રથમ વર્ષનો ( સંવત્ ૧૯૪૪–૪૫,

ઈ. ૧૮૮૮–૮૯ નો ) રિપોર્ટ છે એમ રા. 'જ્ઞ ' લખેછે તે વસ્તુસ્થિતિથી વિરુદ્ધ છે તે આમ જણાઈ આવશે; પ્રસ્તુત રિપોર્ટ તો ઉપર જોયું તેમ ત્રણ વર્ષનો છે. પ્રથમ વર્ષના રિપોર્ટમાં નાટકોનાં નામ હોત તો તો એમ જણાત ખરું કે સંવત્ ૧૯૪૭–૪૮ માં પ્રગટ કરેલાં બે નાટકો પ્રકાશકોની પાસે કાંઇ નહિં તો બે વર્ષ પૂર્વેથી આવેલાં હતાં.§

§ 'સમાલોચક'ના એપ્રિલ ૧૯૧૪ ના અંકમાં તન્ત્રી તરફથી પ્રગટ થયેલા 'પ્રેમાનન્દનાં નાટકો' વિશેના લેખમાં પૃષ્ઠ ૧૪૩–૧૪૪ મે કહ્યું છે "ઠેઠ" સંવત્ ૧૯૪૩ ના આષાઢના 'આર્યજ્ઞાનવર્ધક' માં પ્રાચીન કાવ્યોની વિસ્તૃત યાદી સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇયે આપીછે હેમાં પૃષ્ઠ ૨૦૭ મે પ્રેમાનન્દના ગ્રન્થોની સૂચિમાં "ત્રણ નાટકો (નામ મળ્યાં નથી)" એમ "ડિંડિમ નાદથી" જાહેર થઈ ચૂકેલું હતું. ડિંડિમનાદ આપવા જેવી વિશેષ સ્થિતિ શી હશે તે સમઝાતું નથી. પણ તે વાત બાજૂ ઉપર રાખીશું, અને આ વચનથી સૂચવાતા આક્ષેપનો જ વિચાર કરીશું. એ લેખના લેખક ઉમરેછે કે—કવિ પ્રેમાનન્દ આદિનાં કાવ્યોની યાદી હેના સંગ્રહકર્તાઓ તરફથી જ સ્વ. ઇચ્છારામને મળી હતી. 'સંગ્રહકર્તાઓ' અને પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકો એ બંને એક જ એમ જણાયછે. એટલે જે મૂળથી નાટકો પ્રજા સમક્ષ રજૂ થયાં તેથી ભિન્ન મૂળના પોષક પ્રમાણ તરીકે તો આ વાત રજૂ નથી કરાઈ એમ જણાયછે. વળી, 'સંગ્રહકર્તાઓ' એમ બહુ વચનને લીધે અમુક વ્યક્તિને પકડવી કઠણ પડેછે. સંગ્રહકર્તાઓ તરફથી યાદી મળી હતી એ બાતમી 'સમાલોચક'ના તન્ત્રી પોતાના ખાનગી જ્ઞાનથી જ કહેતા હશે કે કેમ તે ખબર નથી.

(ધ્યાનમાં રાખવાનું છે કે સ્વ. ઇચ્છારામ આ નાટકો પ્રેમાનન્દનાં નથી એમ દૃઢતાથી માનતા હતા).

'આર્યજ્ઞાનવર્ધક' માંના સૂચનથી બહુમાં બહુ એટલું જ દર્શાવાશે કે નાટકો પ્રગટ થયાં હેની બે વર્ષ પૂર્વે 'દ્રૌપદીહરણ'માં 'ગ્રન્થ વિવેચન' માં નાટકો વિશે જે નામ ઠામ વિનાનું ગોપમ સૂચન છે તે જ પ્રકારનું સૂચન તેથી પણ બે વર્ષ પૂર્વે પરોક્ષ રીતે કરવામાં આવ્યું હતું. આથી કાંઇ વિશેષ સાબીતી થતી નથી. જે દોષ પૂર્વની સ્થિતિમાં હતો તે જ હામાં પણ રહેછે. નાટકોની સંખ્યા ત્રણ એમ નિશ્ચિતતાથી કહીછે છતાં નામ જણાવ્યાં ન્હોતાં હેમાં જ સંદેહનાં બીજ છે.

અર્થાત્, સ્થિતિ આમ છેઃ—

સંવત્ ૧૯૪૩ થી ૧૯૪૭–૪૮ સુધી નાટકોનો જન્મ થયાનો "ડિંડિમનાદ" થયો હતો; પણ હજી હેનો નામકરણવિધિ થયો નહિં હોય તેથી એ "ડિંડિમનાદ" બોખરો જ હતો;

પછી ૧૯૪૭ ૪૮ માં બે નાટકો, નામકરણ થઈને, જગત્ આગળ પ્રગટ થયાં;

હજી પણ 'તપત્યાખ્યાન'ના જન્મનો ઇશારો કાંઈ ન્હોતો જ; (માત્ર 'આર્યજ્ઞાન-

નામ એ નાટકોના છે તે જે સાલમા છપાયા તે સાલની યાદીમા જ એ રિપોર્ટમા છે રિપોર્ટમા નીચે પ્રમાણે સ્થિતિ છે—

પૃષ્ઠ ત્રીજે ઈ સ ૧૮૮૯–૯૦ મા પ્રસિદ્ધ કરેલા ૧૧ ગ્રન્થો બતાવ્યાછે (હેમા પ્રેમાનન્દના કે કોઇનાં નાટકનું નામ નથી, 'દ્રૌપદીહરણ' છે)

પૃષ્ઠ ૪ થે બીજા વર્ષમા ( ઈ સ ૧૮૯૦–૯૧ મા ) પ્રસિદ્ધ થયેના ૯ ગ્રન્થોની યાદી છે (હેમા પણ નાટકો નથી, 'અષ્ટાવક્રાખ્યાન' તથા 'માર્કંડેય પુરાણ' ભાગ ૧ થી ૫ છે)

પૃષ્ઠ ૪ થે ત્રીજા વર્ષમા ( ઈ સ ૧૮૯૧–૯૨ મા પ્રસિદ્ધ થયેલા ૧૦ ગ્રન્થોછે (હેમા 'રોહિદર્શિકાસત્યભામાખ્યાન' ( નાટક ), 'પાઞ્ચાલીપ્રસન્નાખ્યાન' ( નાટક ), 'કુન્તીપ્રસન્નાખ્યાન' ( કાવ્ય ), છે, પણ 'તપત્યાખ્યાન' ( નાટક ) નથી એ છપાયુ ઈ સ ૧૮૯૪–૯૫ મા, એટલે ના જ હોય )

પરન્તુ એ યાદીના આરમ્ભમા લખ્યુછે કે—

' ત્રીજા વર્ષમા બાકીનુ કામ પૂરુ કરી નાખવાનુ હોવાથી એ પ્રન્થની તપાસણી કરવામા આવી કેટલીક કવિતા પ્રસિદ્ધ કરવા લાયક ન માલમ પડવાથી તે વખતો વખત કમી કરવામા આવી હતી તે બાદ કરતા બાકી રહેલી કવિતા આ વર્ષમા પ્રકટ થઈ

અર્થાત્, તે પ્રગટ કર્યા પછી કોઇ પણ 'કવિતા' શિલક રહી નહોતી એટલે 'તપત્યાખ્યાન' નાટક શિલક રહેલુ નાહિ જ, 'વખતો વખત' કમી કરેલા ગ્રન્થોમા એ ના હોઈ સકે, કેમકે એ નાટક પ્રગટ કર્યું ત્હારે તો ત્હેો પ્રશસાને શિખરે ચગ્યુ હતુ

આ ઉપરાત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને ઈ સ ૧૮૯૬મા મોકલેની યાદીમા જે નાટકો

(૧) લોપામુદ્રાખ્યાન } ( પ્રેમાનન્દકૃત )
(૨) દુષ્ટભાર્યાનાટક }
(૩) મારુતિવિજય ( વલ્લભકૃત )

---

વર્ધક' માની ત્રણની સખ્યામા ગર્ભ બીજરૂપે હતો તે બાદ ), તે વળી બે વર્ષ પછી નામવિધાન સાથે જ પ્રગટ થયુ અને તે પછી વળી બે વર્ષે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને મોકલેલી યાદીમા નામવિધાન સાથે વળી બે નાટકો પ્રેમાનન્દના કરીને ગણ્યા યા (પણ નજરે પડયા નહિં) અને અદ્ભુત ચમત્કારથી જણાયથી પ્રેમાનન્દના નાટકાની કુલ સખ્યા ૧૧ માના બાકીના ૬ ( અથવા તો ૮ ) નો હજી જન્મ નથી, ( કેમકે છેવટના બેના નામ જન્મ પ્હેલા પણ પડયા હોય ) ગર્ભાધાનસસ્કાર થયોછે કે કેમ તે પણ આપણે જાણતા નથી આમ ઉત્સુક પ્રજાને ટટળાવવાની કૃતિ શા માટે થઈ હશે ? આ ઉપહાસાર્થે ! નથી બોનતો નાટકની સખ્યા નિશ્ચિત રૂપે જણાય અને નામ ઠામ ના જણાય એ સ્થિતિ જ અગમ્ય છે

તા ૧૪–૭–૧૪

છે ત્હેનાં પણ નામ રિપોર્ટમાં નથી. અર્થાત્, ત્હેની સ્થિતિ પણ ‘ તપત્યાખ્યાન ’ જેવી જ. એ ત્રણ નવાં નાટકો તથા ‘તપત્યાખ્યાન ’ મળી ચાર નાટકો પ્રકાશકોની આગળ આ રિપોર્ટની તારીખ ૧૬–૧–૯૩ પછી જ આવ્યાં હશે એમ ગણવું પડશે.

રિપોર્ટ પૃષ્ઠ ૧૭ મે પરિશિષ્ટ નિશાની ઞ માં ટિપ્પણ તા. ૮ મી ૧૮૮૯નું હુ. આ. રા. રા. મણિભાઇ જસભાઇની સહીનું છે; ત્હેમાં ઉપરના અ પત્રક વિશે આમ શબ્દો છેઃ—

( ટિપ્પણ પેરા ૩–૪ )

"આ કવિતામાંથી વડોદરા રાજ્યની હદમાં થઈ ગયેલા કવિયોની કવિતાં જુદી કઢાવી ત્હેની બે યાદીઓ કરાવીછે. તે યાદીઓ અ તથા બ નિશાનીની આ સાથે સામીલ છે.

"બ નિશાનીની યાદી જૂદી એટલા માટે કરાવીછે કે તે યાદીમાં લખેલી કવિતા બાબત હાલ હું કાંઇ ભલામણ કરવા માગતો નથી. કેટલાક કવિયોએ ભાગવત ( ? sic ) રામાયણ અને ભારત એ ગ્રન્થોનાં ભાષાન્તર ગુજરાતી કવિતામાં કરેલાંછે. આ ગ્રન્થો ભારે અને છપાવતાં ખરચ પણ વધારે થવાનો એટલે તે અને હેવા પ્રકારના ગ્રન્થો જે હાલ તુરત છપાવવા એ મ્હારી ભલામણ નથી, ત્હેવા ગ્રન્થો એ બ પત્રકમાં દાખલ કર્યા-છે. અ પત્રકમાં દાખલ કરેલા ગ્રન્થ છપાવતા પ્હેલાં કોઇ સારા કવિ પાસે તે જોવરાવીશું અને કોઇ ગ્રન્થ અથવા ગ્રન્થો બાતલ કરી નાંખવા જેવા જણાશે તો બાતલ કરી નાંખીશું."

આ ઉપરથી જણાશે કેઃ—

(I) રિપોર્ટમાં કહેલું અ પત્રક અને ટિપ્પણનું અ પત્રક એક જ માનવું એમ લાગેછે;

(II) ‘ તપત્યાખ્યાન ’ તથા ગુજરાત વરનાક્યુલર સોસાઇટીને મોકલેલી યાદીમાંનાં નાટકો, તેમ જ ઈ. સ. ૧૮૯૧–૯૨માં પ્રગટ થયેલાં બે નાટકો એ સર્વ બ પત્રકમાં હશે કે કેમ એ પ્રશ્ન ઉત્પન્ન થતો નથી; કારણ "ભારે અને છપાવતાં ખરચ વધારે થવાનો" હેવા એ ગ્રંથ નથી;

(III) અ પત્રક તથા બ પત્રક આ આખા રિપોર્ટમાં કે પરિશિષ્ટોમાં જણાતાં નથી. તથા તર્ક કરવા પડેછે. એ પત્રકો અસલ રૂપમાં રજૂ થાય તો કશું કહેવાય. કેમકે હેમાં જો ‘ રોપદર્શિકા સત્યભામાખ્યાન ’ અને ‘ પાઞ્ચાલી પ્રસન્નાખ્યાન ’ એ નાટકોનાં નામ હોય તો ઈ. સ. ૧૮૮૯માં તે જાણમાં આવ્યાં હતાં એમ ગણાય. પરંતુ ‘તપત્યાખ્યાન ’ તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની યાદીમાંનાં નાટકો તો તે પત્રકની બ્હાર જ રહેશે. અને સંભવ તો ઉઘાડો એ જ છે કે નાટકોમાંનું એક પણ અ પત્રકમાં કે બ પત્રકમાં નહિં હોય. પછી તો પ્રભુ જાણે અને ‘ પ્રાચીનકાવ્યમાળા ’ના વ્યવસ્થાપકો જાણે.

છેવટે એક આશ્ચર્યકારક અસંગતિ રા. ‘જ્ઞ’નાં વચનોમાંની બતાવુંછું. "યાદી

હતા એટલે રાજસ્થાનના રજવાડામાં તેમની પ્રતિષ્ઠા કે ગૌરવ ન્હોતાં—તેમની મહત્તા દર્શાવવા રચ્યો હતો. આમ હોવાથી એ રાસો સમકાલીન સત્ય ઐતિહાસિક વૃત્તાંતો જાણવા માટે નકામો છે.

રાજસ્થાનના રજવાડાઓ સાથે તેઓ સંબદ્ધ છે એવું બતાવવા કોઠારીઆ અથવા બેડલા ચોહાણોના કોઈ સાક્ષર ભાટે આ કાવ્ય રચ્યું હોય એમ દેખાય છે. કર્તાએ મેવાડના રાજવંશની સ્તુતિ સારી પેઠે ગાઈ છે. કાવ્યમાં વર્ણિત વૃત્તાંતો પ્રત્યે તેઓ અનાદર બતાવ્યા વિના તેમનો સ્વીકાર કરે તો બીજા રજપુતો પણ એ વૃત્તાંતોને સાચા માને એવા હેતુથી એ સ્તુતિ કરાયલી છે. ચન્દ બરદાઇના નામથી કાવ્ય પ્રસિદ્ધ કરી સાર્વજનિક વિશ્વાસ મેળવવામાં કર્તા સફળ થયો છે.

૧.

હિન્દીની વ્રજ કે બીજી બોલીમાં નહીં વપરાતાં અને રાજસ્થાની બોલીમાં વપરાતાં કેટલાક શબ્દો:અને રૂઢિઓ પરથી આ કાવ્ય રાજસ્થાની કવિ પ્રણીત લાગે છે.

કાવ્યની શરૂઆતની તૂકોમાં

(क) सत्त फुल्यौं चावद्दिसे, આદિ પર્વ, બીજી છપ્પે.

(ख) तृती भारती व्यास भारत्थ भाष्यौ ।
जिनें उत्त पारत्थ सारत्थ साव्यौं ॥ આદિ પર્વ, ૪થું ભુજંગપ્રયાત

આ લીટીઓમાં **सत्त, चावद्दिसि, भारत्थ, पारत्थ** અને **सारत्थ** રાજસ્થાનની જ કવિતામાં વપરાય છે.

(ગ) આખેત ચૂકના સર્ગમાં

यह घात सद्द गोरी सुबर ।
करूं चूक कै सज्ज रन ॥ ૫ મી છપ્પે

છે, તેમાં **चूककरना**નો જે અર્થ છે—દગાથી મારવું—તે અર્થમાં એ શબ્દપ્રયોગ હિન્દુસ્તાનના બીજા કોઈ ભાગમાં વપરાતો નથી.

ગાથા લખતી વેળા પૃથુરાજરાસામાં તૂકના છેલ્લા અક્ષર ઉપર હમેશ અનુસ્વાર મૂકવામાં આવે છે. આનું કારણ આ પ્રમાણે જણાય છે: કાવ્ય લખાયું તે કાળથી એને પ્રાચીન ઠરાવવું હતું માટે એની ભાષામાં પ્રાચીનતાના અંશ આણવા જોઇએ. એવા પ્રાચીન ગ્રંથોનો લેખકે અભ્યાસ ન્હોતો કર્યો પણ તેમના સ્વરૂપ વિશે કર્ણપરંપરાથી સાંભળ્યું હતું. એટલે એણે અનુસ્વાર મૂકી પોતાની કવિતાને પ્રાચીન ગણાવવાનો પ્રયત્ન કર્યો છે.

આ કાવ્યમાંથી હજારો શબ્દપ્રયોગો અને રૂઢિઓનું અવતરણ કરી બતાવી શકાય એમ છે કે તેમનો પ્રચાર ફક્ત રાજસ્થાનમાં જ છે. શૈલી પણ રાજસ્થાની છે.

( હિન્દી સાહિત્યના વૃત્તાંતનો ગ્રન્થ નામે मिश्रबन्धुविनोद ત્રણ ભાગમાં હમણાં બ્હાર પડ્યો છે તેમાં પૃથુરાજરાસાને ચંદનીજ કૃતિ ગણવામાં આવી છે પણ એ ગ્રન્થના લેખકોએ કવિઓ અને કવિતાની પ્રાચીનતા નિરૂપવામાં અતિશય શિથિલતા દર્શાવી છે. હિન્દી સાહિત્યને અતિશય પ્રાચીન બતાવવાના લોભમાં તેઓએ સત્યની ઉપેક્ષા કરેલી લાગે છે. ર. વા. )

૨.

પૃથુરાજરાસામાં આપેલા સંવત્ અને તિથિ આદિપરથી એ ગ્રંથ પૃથુરાજના સમયમાં નહિ પણ પછીથી લખાયો હતો એવું સ્પષ્ટ સાબીત થઈ શકે છે. પૃથુરાજના જન્મનો સંવત્ નીચે પ્રમાણે આપ્યો છે :

(क) एकादस सें पश्च दह
विक्रम साक अनंद ।
तिहि रिपु पुर जय हरन को
भे पृथिराज नरिंद ॥ १,४६

ભાવાર્થઃ-વિક્રમ સંવ ૧૧૧૫માં રાજા પૃથુરાજ જન્મ્યા હતા.

(ખ) બીજે સ્થળે નીચે મુજબ લખ્યું છે —

दवीर बैठि सोमेस राय ।
लीने हजूर जोतिग बुलाय ॥
कहो जन्म कर्म बालकविनोद ।
सुभ लग्न मुहूरत सुनत मोद ॥
संवत इक्क दस पश्च अग्ग ।
बैसाख तृतीय पक्ष कृष्ण लग्ग ॥
गुरु सिद्ध जोग चित्रा नखत्त ।
गुरु नाम करन सिसु परम हित्त ॥
ऊषा प्रकास इक घरिय राति ।
पल तीस अंस त्रय बाल जाति ॥

गुरु बुद्ध सुक्र परि दसै थान ।
अष्टमे बार शनि फल बिधानं ॥
पश्चमे थान परि सोम भोम ।
ग्यारमे राहु खल करन होम ॥
बारमें सूर सो करन रंग ।
अनमी नमाइ तिन करै भंग ॥

ભાવાર્થઃ—પૃથુરાજના જન્મ વખતે રાજા સોમેશ્વરે જોશીઓને બોલાવી પૃથુરાજની જન્મકુંડળી તૈયાર કરવાનું કહ્યું. સંવત્ ૧૧૧૫ના વૈશાખ વદ ત્રીજ ને રોજ પૃથુરાજનો જન્મ થયો હતો.* ગુરુવાર, સિદ્ધિયોગ, ચિત્રા નક્ષત્ર તે દિવસે હતાં. જન્મકાલે ઉષાકાલનાં એક ઘડી, ૩૦ પળ અને ૩ અંશ વ્યતીત થયાં હતાં. ગુરુ, શુક્ર અને બુદ્ધ દશમા સ્થાનમાં હતા. શનિ આઠમામાં, ચંદ્ર અને મંગળ પાંચમામાં, રાહુ અગીઆરમામાં, સૂર્ય બારમામાં હતા.

(ગ) જોશીઓએ પૃથુરાજનાં આયુષ્યની અવધિ નીચે પ્રમાણે કરી હતીઃ—

चालीस तीन तिन बर्ष साज ।
कलि पुहमि इन्द्र उद्धार काज ॥

આવરદા ૪૩ વર્ષનું જણાવ્યું હતું.

(ઘ) પૃથુરાજના નાના અનંગપાલે એને દત્તક લીધો તેની સાલ રાસામાં નીચે પ્રમાણે આપી છે.

एकादश संवतह–अट्ठ अग्गह ति तीस भनि ।
प्रथम सुरितु तहं हेम–सुद्ध मगसिर सुमास गनि ॥
सेत पष्ष पंचमिय–सकल वासर गुरु पूरन ।
सुदि मगसिर सम इंद–जोग सिद्धहि सिध चूरन॥
पहु अनङ्गपाल अप्पिय पुदनि–पुत्तिय पुत्त पवित्त मन ॥
छंड्यो सुमोह सुख तन तरुनि–पति बद्री सज्जे सरन ॥१८,३१

સંવત્ ૧૧૩૮ના માગસરની સુદિ પાંચમ અને ગુરૂવારે અનંગપાલે પૃથુરાજને ગાદી સોંપી.

*પૃથ્વીરાજ વિજય નામના પૃથુરાજની હયાતીમાં રચાએલા સંસ્કૃત કાવ્યમાં જન્મની સાલ નથી આપી પણ જન્મતિથિ જ્યેષ્ઠ ૧૨ આપી છે અલબત શુક્લ કે કૃષ્ણ પક્ષનું સૂચન નથી કર્યું. ર. વા.

(૬) આધીભટ કથામાં વળી નીચે પ્રમાણે છે :

ग्यारह सै अठतीस भनि–भो दिल्ली पृथीराज।
सुन्यौ साह सुरतान वर–बज्जै बज्ज सुबाज़ ॥
ग्यारह से अठतीसा मान–भो दिल्ली नृप रा चौहानं।
बिक्रम बिन सक बंधी सूरं–तपै राज पृथिराज करूर॥१९,६९

સંવત્ ૧૧૩૮મા પૃથ્વીરાજ દિલ્હીની ગાદીપર બેઠો.

(૫) શહાબુદ્દીન ઘોરીને પૃથ્વીરાજના મંત્રી કૈમાસે જે યુદ્ધમાં હરાવ્યો તે સંબંધીની તિથિ નીચે પ્રમાણે આપવામા આવી છે :

संवत हर चालीस–बदि चैत एकम दीत।
रविवार पुष्पप्रमान–साहावदिय मैलान ॥ ४४,२
ग्यारसै चालीस–चैतं बदि सत्तिय दूजो।
चढ्यौ साह साहाब–आनि पंजाबह पूज्यौ ॥
एरख तीन असवार–तीन सहस मदमत्तह।
चल्यौ साह दर कूच–फटिय जुगिनिघर बत्तह ॥
सामन्त सूर बिकसेउ अर–कायर कपै कलह सुनि।
कैमास मन्त्रि मंत्रह दियो–ढिग बैठे चामड फुनि ॥४४,१४

સંવત્ ૧૧૪૦ના ચૈત્ર વદી એકમ (પડવો બીજ ભેગા હતા) ને રોજ શાહબુદ્દીન હિન્દુસ્તાન પર ચડી આવ્યો.

(૭) વળી,

ग्यारह सै चालीस–सोम ग्यारस बदि चैतह।
भये साह चहुआन–लरन ठाढे बनि खेत ह ॥
पच फौज सुरतान–पच चहुआन बनाइय।
दानव देव समान–ज्वान लरन रिन धाइय ॥
कहि चद दद दुनिया सुनो–वीर कहर चच्चर जहर।
जोधान जोध जंगह जुरत–उमय मध्य चित्यो पहर ॥४४,३८

સંવત્ ૧૧૪૦ના ચૈત્ર વદિ ૧૧ને સોમવારે, ચોહાણ (પૃથીરાજ.) લડવા માટે તૈયાર થયો.

(જ) વળી, ૭ ઋતુનું વર્ણન કરતા સર્ગમાં લખ્યું છે.

ग्यारह सै एकावने–चैत तीज रविवार ।
कनवज देखन कारणे–चल्यौ सुसंभरी वार ॥६१,८४

સમ્ભરીનો નાથ કનોજ જેવા સંવત્ ૧૧૫૧ના ચૈત્ર (વદિ ?) ૩ને રવિવારે નીકળ્યો.

(ઞ) વળી પૃથ્વીરાજ અને શહાબુદીન ઘોરી વચ્ચેના છેલ્લા યુદ્ધનું વર્ણન જે સર્ગમાં છે તેમાં લખ્યું છે.

(१) शाक सुविक्रम सत्तशिव–*अट्ठ अग्र पंचास ।
शनिश्चर संक्रान्ति क्रक–श्रावन अद्धौ मास ॥
(२) श्रावन मावस सुभ दिवस–उभय घटी उदियत्त ।
प्रथम रोस दुइ दीन दल–मिलन सुभर रन रत्त ॥६४,९२

સંવત્ ૧૧૫૮ ના શનિવારે, કર્ક સંક્રાન્તિએ, અર્ધો શ્રાવણ વીત્યે, (યુદ્ધ થયું.)

બન્ને ધર્મના દલ વચ્ચે શ્રાવણની અમાસે પ્હેલી હથીઆરબાજી થઈ.

(ભ) વળી,

(१) एकादश से सत्त–अट्ठ पञ्चास अधिकतर ।
सावन सुकल सुपष्प–बुद्ध एका तिथि वासर ॥
(२) बज्रयोग रोहिनी–करन बालव बिक तैतल ।
प्रहर सेष रस घटिय–आदि तिथि एक पश्च पल ॥
(३) वित्थुरिय वत्त जुद्ध ह सरल–जोगिनिपुर वत्तर विषम ।
संपत्तिथान सुरसत्तिय जुरि–रहसुरषी कीनो विरम ॥

સં. ૧૧૫૮ ના શ્રાવણ સુદ પડવાને બુધવારે, વજ્ર યોગે, રોહિણી નક્ષત્રે, બાલવ અને તૈતિલ કરણે, છેલ્લા પ્રહરની ૬ ઘટિકા બાકી હતી–પ્રતિપદાની એક ઘટિકા ને પાંચ

*કેટલીક પ્રતમાં પશ્ચ હોય છે પણ બન્ને ખોટાં હોવાથી ગમે તે વાંચવાથી ફેર પડતો નથી.

પળ થયાં હતાં ત્યારે યુદ્ધના સમાચાર સહેલાઇથી ફરી વળ્યા; દીલ્હી માટે યુદ્ધનો તે દિવસ વિષમ હતો. જાણે લક્ષ્મી અને સરસ્વતી લડતાં હોય એની સમ્ભ્ર લડાઈ થઈ હતી. યુદ્ધ જોવા સૂર્ય પણ થંભી ગયા હતા.

ઉતારા બહુ થયા. મ્હારા ગ્રંથસંગ્રહમાંના અનેક હસ્તલેખોપરથી આ ઉતારા ચોકસવામાં આવ્યા છે. એક સંવત્ વાળો ઉતારો બસ થતે પણ કદાચ કોઇને એમ લાગે કે એ તો લેખકની ભૂલ હશે. આટલા ઉતારાથી એવો વાંધો ફ્હાડી શકાશે નહીં.

૪.

ઉપરના અવતરણવાળા સંવતની સમીક્ષા કરીએ.

(ક) દીલ્હીમાં પૃથુરાજ રાજ્ય કરતો હતો તે અને શહાબુદ્દીન ઘોરી સાથે લડ્યો સાલો ધ્યાનમાં લઇએ.

'રાસા' પ્રમાણે યુદ્ધની સાલ સં. ૧૧૫૮ છે.

'તબકાત નાશિરિ' (હી. ૬૦૨=ઇસ્વી ૧૨૦૫=વિક્રમ ૧૨૬૨ માં લખાએલ) લેખક શહાબુદ્દીન માટે નીચે પ્રમાણે સાલો આપે છે.

"શહાબુદ્દીન ઘોરીયે હી. ૫૭૧ (=ઇસ્વી ૧૧૭૫ = વિ. ૧૨૩૨)માં મુલ્તાન કર્યું અને ઉર્ચા અને મુલ્તાનને રસ્તેથી નહરવારા તરફ હી. ૫૭૪ (=ઈ. ૧૧૭૮ = ૧૨૩૫)માં ગયો. નહરવારના રાજા ભીમદેવ અથવા બસુદેવનું લશ્કર એની સામે થ સુલ્તાનનું લશ્કર ફતેહ મેળવ્યા વગર પાછું વળ્યું. હી. ૫૭૭ (=ઈ.૧૧૮૧=વિ. ૧૨૩૮ સુલ્તાન મહમૂદના વંશજો પાસેથી લાહોર એણે લીધું.

"હી. ૫૭૮ (= ઈ. ૧૧૮૨ = સં. ૧૨૩૯)માં સુલ્તાન દેવલ તરફ ગયો; દરીઆઈ પ્રદેશ સર કર્યો. ત્યાં ઘણી લૂંટ મેળવી.

"હી. ૫૮૦ (= ઈ. ૧૧૮૪ = સં. ૧૨૪૧) માં સુલ્તાન ફરીથી લાહોર ગયો અને આખો દેશ લૂંટ્યો; મહમૂદના સર્વ વંશજોને કેદ કર્યા અને સિઆલકોટનો ગઢ બાંધ્યો. પોતાના સૈન્યાધિપતિ અલિ કર્માખને લાહોરનો હાકિમ બનાવ્યો અને સિરાજુદ્દીન મિહાજ (તબકાત ના લેખકના પિતા)ને હિંદુસ્તાનમાં વસતા લશ્કરનો કાઝી નીમ્યો.

"હી. ૫૮૭ (= ઈ. સ. ૧૧૯૧ = સં. ૧૨૪૮) માં એણે સરહિન્દનો ગઢ લઈ કાઝી ઝિઆઉદ્દીનને સોંપ્યો. સુલ્તાન આવે ત્યાં લગી ગઢનું રક્ષણ કરવા કાઝીએ ૧૨૦૦ માણસનું લશ્કર ગઢમાં રાખ્યું. પણ રાય કોલા પિથોરા ગઢ પાસે આવ્યો અને સુલ્તાન પણ એમાં આવી પ્હોંચ્યો. હિન્દુસ્તાનના બધા રાજા પિથોરાના પક્ષમાં હતા. હાથીપર બેઠેલા દીલ્હીન

રાજા ગોવિન્દરાય પર સુલ્તાને હલ્લો કર્યો અને પોતાના ભાલાથી તેના બે દાંત તોડી નાંખ્યા. રાજાએ પત્થરો ફેંકી સુલ્તાનના હાથને સખ્ત ઘવાડયો. ઘોડાપરથી પડી જતા ઘવાએલા સુલ્તાનને એક ખિલ્જી સિપાહીએ ટેકો દીધો. સુલ્તાનનાં સર્વે માણસો ન્હાસાં.

"સરહિન્દાના કિલ્લામાં કાઝી તોલકને રાય પિથોરાએ ઘેર્યો. લડાઈ તેર મહિના લગી ચાલુ રહી.

"વૈર લેવા સુલ્તાન હિન્દુસ્તાન આવ્યો. મુઈઝુદ્દીન નામના વિશ્વાસપાત્ર માણસ પાસેથી લેખકે સાંભળ્યું હતું કે મુસલમાન લશ્કરમાં તે વખ્તે ૧,૨૦,૦૦૦ ઘોડેસ્વાર હતા.

"લડાઈ શરૂ કરતાં પહેલાં સુલ્તાને પોતાની ફોજના ચાર ભાગ પાડયા. સર્વે દિશામાંથી તીરોનો વર્ષાદ વરસાવવા અને હિન્દુઓના હાથી અને સિપાહીઓ હુમલો કરે ત્યારે પાછા હઠવવાનો તેમને એણે હુકમ કર્યો.

"સુલ્તાનની ઇચ્છા અને આજ્ઞા પ્રમાણે વર્તી મુસલમાનોએ હિન્દુઓને હરાવ્યા, ઇશ્વરે સુલ્તાનને વિજય આપ્યો અને હિન્દુઓ નાસી ગયા.

"હાથીપરથી ઉતરી ઘોડાપર બેસી પિથોરા એકદમ પલાયન કરી ગયો પણ સરસ્વતીની નજીકની ભૂમિમાં કેદ પકડાતાં એને દોઝખમાં મોકલવામાં આવ્યો. (વધ કરવામાં આવ્યો.)

"યુદ્ધમાં દીલ્હીનો ગોવિંદરાય કામ આવ્યો હતો. સુલ્તાને તોડેલા દાંતથી એનું મડદું રણક્ષેત્રમાં ઓળખવામાં આવ્યું હતું.

"સુલ્તાને પોતાના રાજ્યમાં દીલ્હી, અજ્મેર, હાંસી અને સરસ્વતી જોડી દીધાં. હી. ૫૮૮ (=ઈ. સ. ૧૧૯૨ = સં. ૧૨૪૯)માં આ ફતેહ મળી. કહ્રામના ગઢના ઉપરિ તરિકે સુલ્તાને કુત્બુદ્દીન ઐબકની નિમણુક કરી. એણે મિરથ અને દીલ્હી સર કર્યાં અને હી. ૫૮૯ (= ઈ. ૧૧૯૩ = સં. ૧૨૫૦) માં કોલનો ગઢ લીધો.

"હી. ૫૯૦ ( = ઈ. સ. ૧૧૯૪ = સં. ૧૨૫૦-૫૧ )માં ગઝનીથી સુલ્તાન કનોજ અને કાશી તરફ ગયો અને ચન્દાવલ આગળ રાજા જયચંદને હરાવ્યો. લૂંટમાં ત્રણસોથી વધારે હાથી મળ્યા.

"નહરવારા, કાલેવા, બદાઓ અને બીજા ઘણા દેશો કુત્બુદ્દીને જીત્યા."

હવે, હી. ૫૮૭ = ઈ. સ. ૧૧૯૧ = વિ. સં. ૧૨૪૮.
હી. ૫૮૮ = ઈ. સ. ૧૧૯૨ = વિ. સં. ૧૨૪૯.

શહાબુદ્દીન અને પૃથુરાજ વચ્ચેનું યુદ્ધ અને પૃથુરાજનું મૃત્યુ સં. ૧૨૪૮-૪૯માં થયાં એવું આ ગ્રંથપરથી પ્રતીત થાય છે. 'પૃથુરાજરાસા'ના સં. ૧૧૫૮ થી આ સાલ આસરે ૯૦ વર્ષ વધારે છે.

"તબકાત નાશિરી" નો લેખક પરદેશી હતો છતાં સાલોમાં ભૂલ થવાનો સંભવ નથી; વખતે નામોમાં ચૂક્યો હોય.

સર્વે મુસલમાન તવારીખ પરથી સિદ્ધ થાય છે કે શહાબુદીન, તબકાત નાશિરીએ નિર્દેશેલી સાલોમાં હયાત હતો અને શિલાલેખ આદિ પરથી જયચંદની પણ સાલ મળે છે ગ્રંથોથી મુકરર થતી સાલ અને પૃથુરાજ રાસાની સાલ નિરાળી સાબીત કરી હવે શિલા અને તામ્રના લેખોથી એ વિરોધ વધારે સબળ રીતે બતાવીશ.

મેવાડના તાબેના બીજોલી ગામમાં પાર્શ્વનાથના મંદિર પાસે પહાડ પર લેખ છે. પૃથુરાજના પિતા સોમેશ્વરે ગામ દાન કર્યાની એમાં હકીકત છે. સાલ સંવત્ ૧૨૨૬=ઈ. સ ૧૧૬૯ છે. એટલે 'રાસા'ની સાલ સં. ૧૧૫૮ ખોટી ઠરે છે. આ લેખમાં ચોહાણ વંશા વળી સોમેશ્વર લગી જ આપેલી છે એટલે એ સાલમાં પૃથુરાજ ગાદીનશીન ન્હોતો.

મેવાડમાં મીનાલગઢના મહેલના ઉતરદા દરવાજાના થાંભલા પરના લેખનો સંવત ૧૨૨૬ (=ઈ. ૧૧૬૯) છે. પૃથુરાજ ચોહાણ રાજ્ય કરતો હતો ત્યારે ભાવ બ્રહ્માએ મ બાંધ્યાની એમાં નોંધ છે.

બન્ને શિલાલેખો મેળવતાં જણાય છે કે સંવત્ ૧૨૨૬ ના ફાલ્ગુન વદ અને ચૈત્ર વ દરમ્યાન પૃથુરાજનું રાજ્યારોહણ થયું હશે.

પૃથુરાજ ચોહાણના દરબારી બારોટ ચંદ બરદાઇએ 'પૃથુરાજ રાસો' લખ્યો હોત તે ૯૦ વર્ષની આવી મ્હોટી ભૂલ તે કરત નહીં. બનાવો વર્ણવવામાં અતિશયોક્તિ કરે અથવ સાચી હકીકત છુપાવે પણ વર્ષ તો ખોટાં ન જ લખે.

શહાબુદીન સાથે પૃથુરાજને થએલા યુદ્ધની સાલ ટોડે સં. ૧૨૪૯ ની આપી છે પણ રાસાની સાલ સં. ૧૧૫૮ ખોટી હોવાનું એણે બતાવ્યું નથી.

પૃથુરાજ રાસાની ખોટી સાલોથી રાજસ્થાનના ઇતિહાસમાં ઘણો ઘોટાળો થઈ ગયો છે એના પર આધાર રાખી ટોડે લખેલી હકીકતથી બીજાઓથી પણ ભૂલ થઈ છે. ફાર્બસ (રાસમાળામાં), પ્રિન્સેપ, હન્ટર વગેરે સર્વે ટોડે દોરવેલે રસ્તે ગયા છે.

રાસામાં મેવાડના રાવલ સમરસિંહને પૃથુરાજની બ્હેન પૃથા સાથે પરણાવ્યો છે પ શિલાલેખો પ્રમાણે મેવાડનો ઇતિહાસ ગોઠવતાં રાવલ સમરસિંહ વિ. સં. ના ચૌદમા સૈકા મધ્યમાં થએલા જણાય છે. 'રાસો' એમને સંવતના બારમા સૈકાના મધ્યમાં મૂકે છે તદ્દન ખોટું અને ઇતિહાસવિરુદ્ધ છે.

૪.

ત્યારે સવાલ ઉઠે છે કે ચન્દ બરદાઇનો રચેલો આ રાસો નથી તો કોનો રચેલો છે અને ક્યારે રચાયો ?

(૧) અકબરના સમય પૂર્વે રાજસ્થાનમાં રચાયલા કાવ્યોમાં ફારસી શબ્દો અને શબ્દ પ્રયોગો નથી મળી આવતા. સંસ્કૃત, વ્રજ, માગધી, પ્રાકૃત, રાજસ્થાની બોલીઓ અને કેટલીકવાર ગૂજરાતીના શબ્દો મળી આવે છે.

અકબરના વખતમાં રાજસ્થાનના રજપૂત રાજાઓએ દીલ્હીની સલતનત સાથે પોતાનો સંબંધ બાંધ્યો. પહેલ વહેલા સં. ૧૬૧૯ (ઈ. સ. ૧૫૬૨) માં જયપુરના રાજા તારામલ કછવાહા દીલ્હી ગયા. જેમ જેમ રજપૂત રાજાઓનો વસવાટ અને અવર જવર વધતો ચાલ્યો તેમ તેમ તેમના આશ્રિત કવિઓ પણ તે તરફ જવા લાગ્યા અને સ્વાભાવિક રીતે એમની કવિતામાં ફારસી શબ્દો પ્રવેશ પામ્યા. 'રાસા' માં હિન્દી, મારવાડી અને સંસ્કૃત અથવા બીજી હિન્દી ભાષાઓના શબ્દોના પ્રમાણમાં ફારસી શબ્દોનું પ્રમાણ ૧:૮ કે ૧:૧૦ નું છે.

સં. ૧૬૪૦ (ઈ. સ. ૧૫૮૩) પછી મેવાડનો સંબંધ દીલ્હી સાથે શરૂ થયો. મહારાણા પ્રતાપસિંહથી રીસાઈ અથવા છેડાઈ દીલ્હી ગએલા મેવાડી સરદારો સાથે તેમના આશ્રિત કવિઓ દીલ્હી ગયા અને ત્યારથી ફારસી શબ્દો એમની કવિતામાં પ્રવેશ પામવા લાગ્યા.

કવિરાજ શ્યામળદાસના મત પ્રમાણે પૃથુરાજ રાસો સં. ૧૬૪૦ (=ઈ. ૧૫૮૩) અને સં. ૧૬૭૦ (=ઈ. ૧૬૧૩) ની વચગાળાના ત્રીસ વર્ષની દરમ્યાનમાં રચાયો હશે.

સં. ૧૫૪૦–૪૨ (ઈ. સ. ૧૪૮૪–૮૬) ના અરસામાં રચાયલા હમ્મીર કાવ્યમાં પૃથુરાજ અને શહાબુદીન વચ્ચેના યુદ્ધનું જે વર્ણન આપ્યું છે તે 'રાસા' માં આપેલા વર્ણન સાથે મળતું નથી; તેમ બન્નેમાં આપેલી ચોહાણની વંશાવળી પણ મળતી નથી આવતી. 'પૃથુરાજ રાસા' જેવું વિશ્વાસપાત્ર પુસ્તક હમ્મીરકાવ્ય પૂર્વે રચાયું હોત તો હમ્મીરકાવ્ય એમાંની હકીકતને અનુસર્યા વિના રહેત જ નહીં.

પૃથુરાજના પછી ચાર સૈકાં વીત્યે રાસો લખાયો હોવો જોઇએ.

રાસામાં મેવાડના રાજાઓની પ્રશંસા કરવામાં આવી છે. રાવળ સમરસિંહ માટે એક સ્થળે નીચે પ્રમાણે બિરુદો વાપર્યાં છે.

(અ) કલંકિયાં રાય કેદાર;

(આ) પાપિયાં રાય પ્રયાગ;

(ઇ) હત્યારાં રાય બાણુરસી;

(ઈ) મદનાન રાય રાજાન રી ગંગ;

(ઉ) સુલતાન ગ્રહન મોખન;

(ઊ) સુલતાન માન મતન.

આ સર્વ બિરદો મેવાડના મહારાણા સંગ્રામસિંઘના છે. તે જમાનાના બીજા કવિઓએ પણ મેવાડના મહારાણાઓની આવી રીતે પ્રશંસા કરી છેઃ

૧. દોહા૦ આઇ રે અકવરિયાહ–તેજ તુહાલો તુરકડા ।
નય ર નીસરિયાહ–રાણુ વિનારહ રાજવી ॥

૨. અકબર ઘોર અંધાર–ઊંઘાણુા હિન્દૂ અવર ।
જાગે જગ દાતાર–પોહોરે રાણુ પ્રતાપસી ॥

રાસામાં આપેલા બિરદોમાંનું પાંચમું, હી. ૯૨૪ (=ઈ.સ. ૧૫૧૮=વિ. સં. ૧૫૭૪) માં માળવાના સુલ્તાન મહમૂદને સંગ્રામસિંહે હરાવ્યો અને છોડી મૂકયો તે હકીકતને ઉદ્દેશે છે. ૬ ઠું બિરુદ ગુજરાતના સુલતાનોને ઉદ્દેશી છે. એમને હરાવી એમનો દેશ મહારાણાએ લૂંટયો હતો.

એટલે મહારાણા સંગ્રામસિંહે સં. ૧૫૭૪ માં માળવી સુલ્તાનને હરાવ્યો ત્યાર પછી અને સં. ૧૬૪૦ પછી દીલ્હી સાથે રાજસ્થાનના થયેલા સબંધ પછી ફારસી શબ્દોનો પ્રવેશ રાજસ્થાની કવિતામાં થવા માંડયો એટલે ત્યાર પછી રાસો રચાએલો.

દિલીકી કથા પ્રસ્તાવમાં નીચેનો દોહરો છે.

सोरे से सत्तोतरे–विक्रम साक वरीत ।
दिल्लीधर चीतोड़पत–ले खग्गां बल जीत*॥ ३,३१

સં. ૧૬૭૭ (=ઈ. સ. ૬૬૨૦) માં ચીતાડનો રાજા દિલ્હી લેશે.

સાધારણુ રીતે રાસાની ઉત્પત્તિ આ સાલ પછી માનવામાં આવે પણ કવિરાજ એ સાલને અચોક્કસ સાલ લેખી સં. ૧૬૭૧ પૂર્વે રાસો રચાયાનું નિરુપે છે.

સં. ૧૬૭૧ માં મહારાણા અમરસિંહ ૧ લા અને જહાંગીર બાદશાહ વચ્ચે તહ

થયો હતો. રાસાની ભવિષ્ય વાણી ત્યાર પછી નહીં ઉચરાઈ હોય, કારણ કે ત્યાર પછી દીલ્હી સર કરવાનો વિચાર જ રાણાઓમાંથી લુપ્ત થયો હશે. મહારાણા પ્રતાપસિંહના વખતમાં (એમનો અંત સં. ૧૬૫૮=ઈ. સ. ૧૬૦૧ માં આવ્યો.) રાજાઓએ સોગન ખાધા હતા કે દીલ્હી સર કર્યા વિના માથુ મૂંડાવવું નહીં, ધાતુપાત્રમાં જમવું નહીં, કેડે તરવાર લટકાવવી નહીં, અને સૈન્યના સરઘસની મોખરે નગારૂં ન રાખવું. સં. ૧૬૪૦–૭૦ની દરમ્યાન જે વીર પરાક્રમો મેવાડના રાણાએ કર્યાં હતાં તે અને રાણા સંગ્રામસિંહ અને એમના પૂર્વજોના પ્રતાપથી અંજાએલા લોકો આશા રાખતા હતા કે રાણા અથવા બીજું કોઇ દીલ્હી સર કરશે. આ આશાની અસરમાં ઉક્ત દોહરો લેખકે રાસામાં ઉમેરેલો.

કવિરાજ સ્યામળદાસ પૃથુરાજ રાસાને તદન અનૈતિહાસિક લેખતા નથી પણ તે ચંદ બરદાઇએ પૃથુરાજના સમયમાં લખ્યો ન્હોતો. પૃથુરાજ પછી ત્રણસેં ચારસેં વર્ષે તે લખાએલો અને લેખકે દુષિત આધારોનો ઉપયોગ કરેલો.

પૃથુરાજની સમકાલીન મુસલમાન તવારીખમાં જે સાલો અને નામો આપ્યાં છે તે અને રાસામાંની સાલ અને નામો મળતાં નથી આવતાં એટલે પણ રાસો પૃથુરાજના સમયમાં રચાયો ન્હોતો એવો શક મજબૂત થાય છે.§

રણજીતરામ વાવાભાઇ.

---

* ટોડે चितोड ને બદલે मेवाड લખ્યું છે. § पृथ्वीराज विजयનો જેટલો ભાગ પ્રાપ્ત થયો છે તેમાં પ્રકીર્તિત હકીકત અને રાસાની હકીકત વચ્ચે પણ વિરોધ આવે છે.

ર. વા.

# આઠમી બંગાળી સાહિત્ય પરિષદ્‌ની બેઠક વખતે પરિષદ્‌ના પ્રમુખે આપેલું ભાષણ.*

+ + + ( મહારાજાધિરાજ બહાદૂર વર્ધમાનના મહારાજા માટે થોડા શબ્દો છે ). + + +

હવે મારી પોતાની વાત. આપે મારી સભાપતિ તરીકે નિમણૂક કર્યા પછી આપનું મન કેવી રીતે રંજન કરવું તેના મેં ઘણા દિવસ વિચાર કર્યો, અને અંતે એવા ઠરાવ પર આવ્યો કે બંગાળાની આગલી જાહોજલાલીની ( બંગાળીમાં **गौरव** શબ્દ વાપર્યો છે ) કેટલીક બાબતો લઇ તેના પર વિવેચન કરવું. પુરાણમાંની કથા સૌને સાંભળવી ગમે. છે, અને તે પુરાણની કથા જ્યારે આપણને પોતાને લગતી હોય છે ત્યારે સાંભળવી વધારે સારી લાગે છે. હવે જ્યારે હાલના સમયમાં આપણી જાહોજલાલી કાંઇપણ તરેહની જોવામાં આવતી નથી, અને પૂર્વકાળમાં તે ઘણી વધારે હતી એમ આપણા જાણવામાં આવે તો તે બાબતનું વિવેચન જરૂર લોકોને ઉચ્ચતર બનવા ઉત્સાહી કરી શકે એવું મારૂં ધારવું હોવાથી મારા આ ભાષણમાં માત્ર આપણી આગલી જાહોજલાલીના વિષયજ હું હાથમાં ધરીશ, કારણ આગલા સુખની સ્મૃતિ હમેશાં જ મીઠી-મધુર-લાગે છે

મારા આ ભાષણના ઘણા ભાગ છે. પરંતુ તે દરેકને માટે “ ભાગ ” એવો શબ્દ ન વાપરતાં “ **गौरव** ” જાહોજલાલી એ શબ્દ વાપર્યો છે, જેમકે પહેલું ગૌરવ, બીજું ગૌરવ, વગેરે. ઘણા જૂના વખતથી આજ સુધીમાં મને જે જે બાબતમાં બંગાળાની જાહોજલાલીના વિચાર આવ્યા છે તેના અત્રે સંગ્રહ કર્યો છે.”

## ગૌરવ પહેલું.

### હસ્તિચિકિત્સા અથવા હાથીની ઓળખ.

વેદના વખતના આર્યો જ્યારે ભરતખંડમાં આવ્યા ત્યારે તેઓ હાથીને ઓળખતા નહતા, કારણ ભારતના પશ્ચિમ ભાગમાં હાથીઓ હતા જ નહિ. એ વેદના વખતના આર્યોની કીર્ત્તિના મ્હોટામાં મ્હોટા અંશ એટલે ઋગ્વેદમાં “ હસ્તિ ” શબ્દ પાંચ વખત વપરાયો છે. તેમાંથી ત્રણ જગાએ સાયણાચાર્યે તેના અર્થ હસ્તયુક્ત ( હાથવાળો ) અથવા

---

* વર્ધમાનમાં મળેલી આઠમી બંગાળી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી, એમ. એ., સી. આઇ. ઈ., ના ભાષણનું આ ભાષાન્તર રા. રા. રણજીતરામ વાવાભાઇની સૂચનાથી રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કર્યું છે, અને તે વસન્તમાં પ્રસિદ્ધ કરવા રા. રા. રણજીતરામે અમને મોકલ્યું છે. તન્ત્રી.

તો પદ્યુક્ત (પગવાળો) ઋત્વિક્, બાકીની બે જગાએ "હાથી" એવો અર્થ કર્યો છે. તે બે જગા નીચે મુજબ છે.

"माहिपासो मयिनश्चित्रभानवो गिरयो न स्वतवसो रघुष्यदः ।
मृगाऽइव हस्तिनः स्वादथा वना यदारुणीषु तविषीरयुग्ध्वं ॥"

१-६४-७.

"હે મરુત્ ગણ, તમે મ્હોટા માણસ છો, જ્ઞાનવાન (છો); તમારી દિપ્તી અતિ વિચિત્ર છે; તમે પર્વતની માફક પોતાના બળે બળવાન છો; તમે "હસ્તિ" મૃગની માફક વન ખાઈ જાઓછો; અરૂણવર્ણું દિકસમૂહે તમારા બળની યોજના કરો છો."

'सूरऽउपाके तन्वं दधानो वियत्ते चेत्यमृतस्य वर्पः ।
मृगो न हस्ता तविषी मुषाणः सिंहो न भीमऽआयुधानि बिभ्रत् ॥"

४-१६-१४.

"હે ઇંદ્ર, તમે જ્યારે સૂર્ય પાસે પોતાના રૂપનો વિકાસ કરોછો, ત્યારે તે રૂપ મલિન ન થતાં ઉલટું વધારે તેજવાળું બને છે; પારકાના બળના નાશ કરનાર "હસ્તિ" મૃગની માફક તમે આયુધ ધારણ કરી સિંહના જેવા ભયંકર થાવ."

આ બે જગાએ "હસ્તિ મૃગની માફક" **मृगा इव हस्तिनः । 'मृगो न हस्ती ।'** એવો શબ્દપ્રયોગ થયો છે. આનો અર્થ એજ થાય છે કે તેમણે હાથી તાજો જ અથવા તરતનો જ જોએલો હોવો જોઇએ, અને તેમણે એ જાનવરને એક જાતનો મૃગ-એક જાતનું હરણ-ધારેલો હોવો જોઇએ, અને તેથી જ તેમણે તેનો "મૃગ જાતિમાં હાથી" એવે નામે ઉલ્લેખ કર્યો લાગે છે. પોલીનીશીઆના ટાહીટી ટાપુના લોકો માત્ર સુવર-ડુક્કરને જ જાણતા હતા. યૂરોપીઅન લોકો જ્યારે ત્યાં ઘોડા, કુતરાં, ઘેટાં વગેરે જાનવરો લઈ ગયા, ત્યારે ત્યાંના વતનીઓએ ઘોડાનું નામ ચિંહિહિં સુવર, કુતરાનું નામ ઘેઉ ઘેઉ સુવર, ઘેટાંનું નામ બેં બેં સુવર, એવું પાડ્યું. તેજ પ્રમાણે આર્યો હરણને સારી રીતે ઓળખતા હતા કારણ શિકાર કરવામાં તેઓ એક્કા હતા: જ્યારે ભરતખંડમાં આવીને તેઓએ હાથીને જોયો ત્યારે તેમણે તેનું નામ "હાથવાળું હરણ" એવું આપ્યું.

હાથીનું અસલ વતન બંગાળા, પૂર્વના દ્વીપો, બોર્નીઓ સુમાત્રા વગેરે ટાપુઓ છે. પશ્ચિમમાં દેહરાદૂન, અને દક્ષિણમાં મૈસૂર અને ઠેઠ લંકા સુધી હાથીઓ મળી આવે છે. આફ્રીકામાં પણ હાથી છે, પરંતુ આટલા મોટા તેમ આટલા સુંદર નહિ. આ ઉપરથી એટલું સાબિત થાય છે કે વેદના વખતના આર્યોને હાથીના વિષયનું બહુ થોડું જ્ઞાન હતું.

ઋગ્વેદમાં હાથીનું નામ આ બે ઠેકાણે છે પરંતુ એ નામ હાથીને માટે જ વપરાયું છે કે કેમ તે વિશે સ્હેજ સંદેહ રહે છે. કારણ "હાથવાળો" મૃગ એવું વર્ણન કરવામાં

આવ્યું છે, તેને બદલે "સુંઢવાળો" કહ્યો હોત તો પછી સંદેહનું કાંઈ કારણ રહેત નહિ; વળી શક લઈ જવાનું બીજું કારણ એ છે કે સંસ્કૃતમાં હાથીને માટે ઘણા શબ્દો છે, કરી, ગજ, દ્વિપ, માતંગ: આમાંનો એક પણ શબ્દ ઋગ્વેદમાં નથી એટલુંજ નહિ પરંતુ ઐરાવતનું નામ સરખું પણ નથી, મતલબ કે જેમણે કાળો હાથી સરખો પણ જોયો ન હોય તે ધોળા હાથીને તો ઓળખે જ શી રીતે?

હવે, ઋગ્વેદમાં હાથીનું નામ હોય કે ન હોય પરંતુ તૈત્તિરીય સંહિતામાં તો છે જ. અશ્વમેધની વાત કહેતાં કહેતાં, એમાં કહ્યું છે કે, જ્યારે કયા દેવતાને કયા જાનવરનું બળિદાન આપવું એવો પ્રશ્ન ઉઠયો ત્યારે પ્રથમ એવું ઠરાવવામાં આવ્યું કે અગીઆર દેવતાને તો વનમાં રહેતાં (જંગલી) પશુનું બળિદાન આપવું. કેટલાએકનો એવો મત થએલો કે એ જંગલી પશુની છબી જ માત્ર હોમવી, ત્યારે કેટલાએકે કહ્યું કે, એમ નહિ, :"જેમ ગ્રામ્ય (પાળેલાં) પશુના હોમ વખતે પશુને જ હોમવામાં આવે છે, તેમ આ વખતે પણ તેમ જ થવું જોઇએ." એ દેવતા અને પશુનાં નામ નીચે પ્રમાણે:

રાજા ઇંદ્રને સૂવર, વરણ રાજાને કાળો મૃગ, યમરાજાને ઋષ્યમૃગ, ઋષભદેવને ગાય અથવા નીલગાય, વનના રાજા સિંહને ધોળું હરણ, પુરૂષના રાજાને વાંદરો, પક્ષીના રાજાને બતક, કાળાસર્પરાજને કૃમિ—જંતુ—ઔષધિના રાજા સોમને બગલું, સિંધુરાજ (દરિયા) ને સુસવાટ (મગર), અને હિમવાન દેવતાને હાથી આપવો જોઇએ.

ઋગ્વેદમાં હિમવાન દેવતાની વાત નથી. દશમા મંડળમાં એક વખત હિમવંત શબ્દ વપરાયો છે, ત્યાં તેનો અર્થ બરફનો ડુંગર,—બરફનો એવો ડુંગર કે જે ઇશ્વરનો મહિમા બતાવે તેવો થાય છે. પરંતુ આગળ ચાલતાં તૈત્તિરીય સંહિતામાં હિમવાન દેવતા બની જાય છે, અને હાથી જંગલમાં વસતા પ્રાણી તરીકે ઓળખાય છે. આ ઉપરથી જણાય છે કે આર્યલોકોએ હાથીને સારી રીતે ઓળખ્યો હશે કે જેથી તેનો બળિ તરીકે તેઓએ ઉપયોગ કરવા માંડયો. હિમવાન દેવતા બન્યો અને હાથી તેનું બળિદાન બન્યો તેનો ખરો અર્થ તો એજ કે આર્ય લોકો ભરતખંડમાં ઘણા આગળ વધી આવેલા.

એક વખત હિમવાન દેવતા હતો નહિ અને પાછળથી દેવતા તરીકે ગણાયો તેનું કારણ વિષ્ણુપુરાણમાં આપ્યુ છે. એ પુરાણમાં પ્રજાપતિ કહે છે કે "યજ્ઞનાં સાહિત્ય સોમલતા વગેરેને માટે મેં હિમાલયને ઉત્પન્ન કર્યો છે." આને લઇને જ કાલિદાસે કહ્યું છે કે—**यज्ञाङ्गयोनित्वमवेक्ष्य तस्य**" ઇત્યાદિ, મતલબ કે હિમાલયને પાછળથી પ્રજાપતિએ દેવ બનાવ્યો, અને યજ્ઞ થતી વખતે તેને બળિ આપવાની વાત પણ પછીથી સ્વીકારાઇ, એમ નક્કી થાય છે.

ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં હાથી રાખવાનો ચાલ વધી ગએલો લાગે છે, કારણ બુદ્ધ દેવની પાસે હાથી હતો, તેમ તેના ભાઈ દેવદત્ત પાસે પણ હાથી હતો. બુદ્ધ દેવે કુસ્તી કરતાં ફરતાં એક હાથીને સૂંઢ પકડી ફેંકી દીધો હતો, અને જે ઠેકાણે હાથી પડયો તે

ઠેકાણે એક ફુવારો ઉભરી આવ્યો હતો. વળી ઉદયન રાજા પાસે "નલાગિરિ" નામનો એક પ્રચંડ હાથી હતો. તેનાં પોતાનાં તેમજ ચંડપ્રદ્યોતનાં મ્હોટાં મ્હોટાં હાથીથાન હતાં, અને હાથી પકડવાનો બંદોબસ્ત પણ તે વખતે સારો હતો.

આ તો હાથીને પકડી તેને રાખવાની, પાળવાની, વાત થઇ, પરંતુ ત્હેની ચિકિત્સા, સેવા, યુદ્ધને માટે તેને તૈયાર કરવાની કેળવણી, એ બધું ક્યાંથી આવ્યું ? આ પ્રશ્નનો પણ જવાબ છે. આપણે હાલ જે દેશમાં રહીએ છીએ, જે આપણી માતૃભૂમિ છે, તે જ બંગાળા દેશે એ પ્રચંડ પ્રાણીને વશ કરી શિક્ષણ આપવાની પહેલ કરી છે. જે દેશની એક બાજૂએ હિમાલય, એક બાજૂએ બ્રહ્મપુત્રા, અને એક બાજૂએ દરીઓ છે તે જ દેશમાં હસ્તિવિદ્યાની ઉત્પત્તિ થઇ. એજ દેશમાં એક એવો મહાન પુરૂષ જન્મેલો કે જે નાનપણથી જ હાથીઓની જોડે ફરતો, હાથીઓની જોડે ખાતો, હાથીઓની જોડે રહેતો, હાથીઓની સેવા કરતો, હાથીઓને દરદ થતું તો તેની ચિકિત્સા કરતો, ટૂંકામાં પોતે એક રીતનો હાથી બની ગયો હતો એમ કહીએ તો ચાલે. હાથી જ્યાં જાય ત્યાં પોતે જતો, કોઈ દિવસ પર્વતના શીખર પર, તો કોઈ દીવસ નદીની ખીણમાં, તો કોઈ દીવસ ઘાડા જંગલમાં, એ પ્રમાણે તે હાથીઓની જોડે જ પડી રહેતો. હાથીઓ પણ તેને બહુ ચહાતા હતા, તેની સેવા કરતા હતા, તેને જેવું ગમે તેવું ખાવાનું આણી આપતા હતા અને શરીરે સુખ ન હોય તો તેની શુશ્રુષા ( ચાકરી ) કરતા.

અંગ દેશનો રાજા લોમપાદ બંગાળીઓને સારી પેઠે જાણીતો છે, તે રાજા દશરથનો જમાઇ થતો હતો. તેને એક વખત શોખ થયો કે "હાથીને મારે મારૂં વાહન કરવું છે. ઇંદ્ર જે પ્રમાણે હાથી પર ચઢી સ્વર્ગમાં ફરે છે, તે પ્રમાણે મારે પણ પૃથ્વી પર હાથી પર સ્વારી કરી ફરવું છે." પરંતુ હાથીને કેવી રીતે પકડી વશ કરવો તેની તેને ખબર નહતી, તેથી તેણે સઘળા ઋષિઓને બોલાવ્યા. તેમણે માંહોમાંહે વિચાર કરી, હાથીનું દળ ક્યાં મળી આવશે તેની શોધ કરવા આસપાસ માણસો મોકલ્યાં. તેમને એક મ્હોટો આશ્રમ મળી આવ્યો. તે આશ્રમ "શૈલ્ય રાજાશ્રિત," અને "પુણ્ય" હતો અને "ત્યાંથી લૌહિત્ય બ્રહ્મપુત્રા નદી સાગર તરફ વહેતી હતી." ત્યાં તેમણે ઘણા હાથીઓ જોયા, અને તેની જોડે એક મુનીને પણ જોયા, જોતાં વારને તેમને લાગ્યું કે આ મુની હાથીના એ ટોળાની રક્ષા કરતા હોવા જોઇએ. તેમણે પાછા ફરી રાજા તથા ઋષિઓને એ બાબતની ખબર આપી. રાજા પોતાનું લશ્કર લઇ ત્યાં ગયો, પણ આશ્રમમાં મુનીને જોયા નહિ. હાથીઓની સેવાને લગતા કાંઇ કામસર તે મુની દૂર નીકળી ગયા હતા. રાજાએ હાથીના દળને હાંકી લઈ ચંપાનગર તરફ વાળી દીધું, અને ત્યાં આવી પહોંચ્યા બાદ, ઋષિઓની સલાહ મુજબ હાથીશાળા તૈયાર કરી તેમાં હાથીને બાંધી, ખાવાનું નાંખી, પોતાના નગરમાં પ્રવેશ કર્યો. મુનીએ આવીને જોયું તો આશ્રમમાં હાથી મળે નહિ, તેમણે ચારે તરફ શોધ કરવા માંડી અને રડવા માંડ્યું. ઘણા દહાડા સુધી શોધ કરતાં કરતાં અંતે તે ચંપાનગરમાં આવી પહોંચ્યા, અને ત્યાં જોયું તો પોતાના સઘળા હાથી ત્યાં બાંધી રાખેલા દીઠા, વળી તે બધા હાથી રોગી થઈ ગયા હતા. શરીરે ઘા પડ્યા હતા, અને જુદી જુદી જાતનાં દરદ તેમનામાં ઉભા

નીકળ્યાં હતાં, પોતે તરત જ ઝાડ, મૂળ, વેલા, પાંતરાં વગેરે પાલો ઉપાડી લઇ આવી, વાટી, તેમના શરીર પર લગાડી દીધો. હાથીઓએ પણ જુદી જુદી રીતે તેમની સેવા કરવા માંડી. ઘણે દહાડે મળ્યા તેથી તેમને અને તેમના હાથીઓને ઘણો આનંદ થયો. રાજાને આ બધી બાબતની ખબર પડી તેથી તે મુની કોણ હતા તે જાણી લાવવા પોતે માણસ મોકલ્યાં, પણ મુનીએ કોઇ જોડે કાંઇ પણ વાત કરી નહિ. પછી ઋષિઓને મોકલ્યા તો તેમની જોડે પણ વાતચીત કરી નહિ. છેવટ રાજા પોતે આવ્યો તો તેની જોડે પણ વાત કરી નહિ, આખરે ઘણી માથાકૂટ કર્યા પછી મુનીએ પોતાના સંબંધમાં વાત કરી. તેમણે કહ્યું કે, "હિમાલયની પાસે જ્યાં લૌહિત્ય નદી દરીઆ તરફ વહે છે, ત્યાં સામગાયન નામે એક મુની હતા. તેનાથી એક કરણુ જાતની સ્રીને પેટે મારો જન્મ થયો. હું હાથીઓની જોડેજ રેહતો, હાથીઓ જ મારા સગાં અને હાથીઓ જ મ્હારાં વ્હાલાં હતાં. મારૂં નામ પાલકાપ્ય. હું હાથીઓનું પાલન કરતો તેથી મારૂં નામ પાલ, અને કાપ્યગોત્રમાં મારો જન્મ તેથી મારૂં નામ કાપ્ય. લોકો આથી મને પાલકાપ્ય કહે છે. હાથીઓની બાબતની દરેક બાબતમાં હું ઘણો જ નિપૂણ થઇ ગયો છું." આટલી વાત થયા પછી રાજાએ હાથીની બાબતમાં તેમને બીજી ઘણી વાતો પૂછી, જેના જવાબમાં તેમણે હાથીના આયુર્વેદ શાસ્ત્રનું વ્યાખ્યાન કર્યું. એ શાસ્ત્રનુ નામ "હસ્ત્યાયુર્વેદ" અથવા "પાલકાપ્ય". પ્રાચીનસૂત્રના આકારે તે લખાયું છે. ઘણી જગાએ પદ્ય અને કેટલીએક જગાએ ગદ્ય લખાણ છે. આધુનિક સૂત્રમાં કેવળ વિભક્તિવાળાં પદ જ હોય છે, તેમાં ક્રિયાપદ હોતાં નથી. પ્રાચીનસૂત્રોમાં જ્યાં જોઇએ ત્યાં ક્રિયાપદ હોય છે અને દરેક અધ્યાયની શરૂઆતમાં "व्याख्यास्यामः" એવી પ્રતિજ્ઞા કરેલી હોય છે. પરંતુ પ્રાચીનસૂત્ર અને "પાલકાપ્ય" માં ફેર એટલો છે કે આ શાસ્ત્ર તે રાજા અને મુની વચ્ચે જે કથોપકથન થએલું તે સંબંધમાં લખાએલું છે. ભરતનાટ્ય શાસ્ત્ર સિવાય બીજા કોઇ પ્રાચીનસૂત્રમાં આવી રીતનું કથોપકથન જોવામાં આવતું નથી. વખતે એમ બન્યું હોય કે કોઇ એક પ્રાચીન હસ્તિસૂત્રના પછી પુરાણના આકારમાં આ લખાયું હોય.

ઉપર આપણે કહ્યું છે કે મુનીએ કહ્યું કે કાપ્યગોત્રમાં મારો જન્મ થયો છે. પરંતુ રા. ચેંતસાલરાવ. સી. આઇ. ઈ., જેમણે "**गोत्र प्रवर निबंध कदम्बम्**" નો સંગ્રહ કર્યો છે, તેમાં લગભગ સાડાચાર હજાર ગોત્રનાં નામ આપ્યાં છે, પરંતુ તેમાં કાપ્યગોત્ર નથી. મતલબ કે સઘળાં ગોત્રપ્રવરનો જે ગ્રંથ આ દેશમાં ચાલે છે તેમાં કોઇ પણ જગાએ કાપ્યગોત્રનું નામ જડતું નથી, ત્યારે પછી પાલકાપ્ય શી રીતે કાપ્યગોત્ર કહેવાયા અને તેને કયા કારણથી આર્ય અથવા તો બ્રાહ્મણ તરીકે ગણવા? આના ઉત્તરમાં કહેવાનું એ છે કે જે સઘળા ઋષિઓને લોમપાદ રાજાએ નિમંત્રણ મોકલેલું તે ઋષિમાં કાપ્ય નામે એક મુની હતા, પરંતુ આશ્વાલાયન બૌધાયન આદિ સૂત્રમાં તેમનું નામ જણાતું નથી. આ ઉપરથી અનુમાન એવું થાય છે કે આર્યોમાં પ્રચલિત ગોત્રમાંના તે નહિ હોય, અને એ ગોત્ર માત્ર બંગાળા દેશનુંજ ખાસ હશે. પાલકાપ્ય બંગાળાના રહીશ હોવા જોઇએ. લૌહિત્ય એટલે બ્રહ્મપુત્રાને કિનારે સમુદ્ર અને હિમાલયના મધ્યના પ્રદેશમાં તેમની જન્મ ભૂમિ અને

શિક્ષણનું સ્થાન હોવું જોઇએ. વળી અંગ દેશના ચંપાનગરમાં તેમનો આયુર્વેદ લખાયો અને પ્રચાર પામ્યો, તેથી તેઓ જરૂર અસલ બંગાળાનાજ રહેવાશી હોવા જોઇએ. હાથી જેવા મ્હોટા ભયંકર પ્રાણીને વશ કરી માણસના ઉપયોગમાં આવે તેવું બનાવવું તેની ચિકિત્સા વગેરે કરવું, એ બધું બંગાળાના મુલકમાં જ થએલું. "પાલકાપ્ય" વાંચતાં વાંચતાં ઘણી વખતે એવું લાગે છે, કે કોઇ બીજી ભાષામાંથી એનો સંસ્કૃતમાં તરજુમો થયો છે. ઘણી જગાએ સંસ્કૃત વ્યાકરણને અનુસરી લખાણ થએલું નથી એવું પણ જોવામાં આવે છે. એ ગ્રંથ કેટલો જૂનો છે તે નકી કહી શકાતું નથી. કાળીદાસે એને ઘણું પ્રાચીન શાસ્ત્ર કહ્યું છે. રઘુના છઠ્ઠા સર્ગમાં એની સુનંદા અંગરાજને લક્ષમાં રાખી કહે છે કે, ઘણા કાળ થયા એવું સાંભળવામાં આવે છે કે, સૂત્રકારે પોતે જ તેમના હાથીને શિક્ષણ આપ્યું છે, અને તેથી જો કે પોતે પૃથ્વી પર છે તો પણ [illegible] ઇંદ્રના ઐશ્વર્યનો ઉપભોગ કરે છે.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં "હસ્તિપ્રચાર" નામના અધ્યાયમાં હસ્તિચિકિત્સક કથા છે. રસ્તે ચાલતાં હાથીને કાંઇ હરકત થાય, તે મદ ઝરે, નિરૂપયોગી થઇ પડે તો ચિકિત્સક તેનો કેવી રીતે ઉપાય કરે, તે સંબંધી તેમાં લખાણ છે, તેથી કૌટિલ્યના પહેલાં પણ હાથીના રોગ વગેરે બાબતનું શાસ્ત્ર હશે એવું જણાય છે. જે રીતે પાલકાપ્યનું સૂત્ર લખાયું છે તે રીત જોતાં પણ તે ઘણું જૂનું હોવું જોઇએ એમ સમજાય છે. અને તેથી મેક્સ મૂલર જેને "Sutra Period" કહે છે તે વખતમાં એ લખાયું હોવું જોઇએ. બ્હીલર કહે છે કે આ પરતંબ અને બૌધાયને ઇ.સ.પૂર્વે પાંચમા અને છઠ્ઠા સૈકામાં પોતાનાં સૂત્રો લખ્યાં અને તેમનાં પહેલાં વશિષ્ઠ અને ગૌતમનાં સૂત્રો રચાયેલાં, પાલકાપ્ય પણ તે જ અરસામાં થઇ ગએલા હોવા જોઇએ.

આપણા દેશના પંડિતોના અભિપ્રાય પ્રમાણે તો સૂત્રરચનાનો કાળ એથી પણ વધારે પૂર્વેનો હોવો જોઇએ. પણ તે વાતનો વિચાર કરવાની હાલ જરૂર નથી. ઇ. સ. પૂર્વે પાંચમા યા છઠ્ઠા સૈકામાં હાથીની ચિકિત્સાની આટલી બધી ઉન્નતિ થએલી હતી એટલું જ બંગાળીઓના ગૌરવને માટે કાંઇ ઓછું નથી.

## ગૌરવ બીજું.

### જુદા જુદા ધર્મમત.

અત્યારે પહેલાં ઘણી વખતે મેં એવો મત દર્શાવેલો છે કે, જૈન, બૌદ્ધ, આજીવક અને બીજા જે સઘળા ધર્મો કે જેને બૌદ્ધો તૈર્થિક ધર્મ કહે છે, તે ધર્મ બંગ, મગધ અને ચેર જાતિના પ્રાચીન આચારો, પ્રાચીન વ્યવહાર, પ્રાચીન રીતિ અને પ્રાચીન નીતિ ઉપર ઉપર સ્થપાએલા છે, આર્ય જાતિના ધર્મ ઉપર તેનો તેટલો આધાર નથી. આ મત જો સાચો હોય તો પછી બંગાળા દેશને મગરૂરી લેવાનું કાંઈ નાનું સૂનું કારણ નથી. આ મત ખરો હોવાનાં ઘણાં કારણ છે. આ સઘળા ધર્મની ઉત્પત્તિ પૂર્વ ભારતમાં બંગ, મગધ અને ચેર જાતિના અધિકારવાળા દેશમાં થઈ હતી, અને જે બધા દેશ જોડે આર્યોને ઘાડો

સંબંધ બંધાયો હતો તે એ સિવાયના—એ પ્રદેશ બહારના—દેશ હતા. આ બધા ધર્મ વૈરાગ્યના ધર્મ છે, અને વૈદિક આર્યોનો ધર્મ પૂરેપૂરો ગૃહસ્થનો ધર્મ હતો. ઋગ્વેદમાં વૈરાગ્યના નામની ગંધ સરખી પણ નથી. બીજા વેદોમાં યાગયજ્ઞની કથા ઘણી જોવામાં આવે છે, અને તે પણ ગૃહસ્થના ધર્મને અંગે જ હોઈ શકે, સૂત્રોમાં પણ ગૃહસ્થના ધર્મની વાતો જ છે. એક સૂત્રનું નામ જ ગૃહ્યસૂત્ર છે.

વળી ચારે ચારે આશ્રમ પાળવા સંબંધીની વાત સૂત્રોમાં લખેલી છે, તેમાં છેલ્લો આશ્રમ તે ભિક્ષુનો આશ્રમ કહ્યો છે. એ આશ્રમ સંબંધે પણ વૈરાગ્યને લગતું કાંઈ ખાસ જોવામાં આવતું નથી, માત્ર એટલું જ કહ્યું છે કે એ આશ્રમવાળાએ ભિક્ષા માગી ભોજન કરવું. પરંતુ ઉપર જે સઘળા ધર્મો જણાવ્યા છે તે સઘળામાં એમ કહ્યું છે કે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરો, ગૃહસ્થાશ્રમ એ કેવળ દુઃખ છે, ગૃહસ્થાશ્રમ છોડી જેનાથી જન્મ, જરા (વૃદ્ધાવસ્થા) અને મરણ, એ ત્રણે તાપનો નાશ થાય, તેવું કરો, અને તેનો નાશ કરવાનો વિચાર કરતાં જ, "હું કોણ"? "હું ક્યાંથી આવ્યો"? "હું કેમ આવ્યો"? વગેરે પ્રશ્નોનો વિચાર કરવો પડે છે, એ વિચાર કરતા તેના પરિણામ રૂપે કેટલાક કહે છે કે આત્મા છે, પરંતુ તે "કેવળ" થઈ જાય છે, સંસાર જોડે તેને કાંઈ સંબંધ રહેતો નથી, અને તેથી તે જરા મરણ આદિથી અતીત થાય છે. કેટલાક કહે છે તેને અહંકાર હોતો નથી, અને જ્યારે તેને અહંકાર ન હોય ત્યારે તે સર્વવ્યાપી હોવો જોઇએ, સર્વ ભૂત વસ્તુ સંબંધે સર્વજ્ઞાન હોવો જોઇએ, મહા કરૂણાનો આધાર હોવો જોઇએ. આ બધી બાબત વેદ, બ્રાહ્મણ કે સૂત્રોમાં નથી પરંતુ દર્શનોમાં છે, ચિંતાશક્તિના પુસ્તકોમાં છે, યોગમાં છે.

એ સિવાય બીજી દૃષ્ટિએ જોતાં પણ એ બધા ધર્મના અને આર્ય ધર્મના આચાર વ્યવહારને કશું મળતાપણું નથી તે દેખાઈ આવે છે. આર્યો કહે છે કે ચોખ્ખાં કપડાં પહેરવાં, સદા ચોખ્ખાઇથી જ વિંટળાએલા રહેવું, અને હમેશા સ્નાન કરવું. જૈનો કહે છે કે નવસ્ત્રાં (નાગા) રહેવું, શરીર પરનો મેલ કાઢવો નહિ, અને સ્નાન પણ કરવું નહિ. મહાવીર મલ ભાર જ વહેતા હતા. અનેક જૈન યતિ ગૌરવ ધારણ કરતાં પોતાને "મલધારી" કહેવડાવે છે. આર્યો પાઘડી, પગરખાં અને જનોઈ પહેરે છે, ત્યારે જૈનો ઉઘાડાં માથાં રાખે છે, પગે જોડા પહેરતા નથી, અને માત્ર એક ધોતીઉં અને એક ચાદર જ ઓઢી લઇ ચલાવે છે. આર્યો વખતો વખત હજામત કરાવે છે. ઘણા ધર્મમાં એવું છે કે એક વખત પણ હજામત કરાવવી નહિ, એટલું જ નહિ પણ કેટલાએક તો નખ, વાળ વગેરે પણ કપાવવાની પણ મના કરે છે. આર્યો માથું મુંડાવે છે પણ વચમાં એક લટ—ચોટલી રાખે છે, પણ બૌદ્ધો આખું માથું મુંડાવી નાંખે છે. આર્યો દીવસે એકવાર અને રાત્રે એકવાર જમે છે. બૌદ્ધ લોકોને બાર વાગ્યા પહેલાં જમી જ લેવું પડે છે, તે પહેલાં જો ન જમાય તો પછી આખો દીવસ ભૂખ્યા જ રહેવું પડે છે. રાત્રે રસ અથવા પ્રવાહી પદાર્થ સિવાય બીજું કાંઈ તેમનાથી લેવાતું નથી. આર્યો ખાટલા સિવાય સુતા નથી બૌદ્ધોને ઉંચું આસન, મહાસન સઘળી રીતે વર્જ્ય છે. આર્યો સંસ્કૃત લખતા વાંચતા હતા, જ્યારે આ સઘળા ધર્મવાળાઓ પોતાના દેશની ભાષા લખવા વાંચવામાં વાપરતા.

હવે એ બધાઓને આ જુદી જુદી વાતો મળી ક્યાંથી? કારણ એ બધી રીતભાત વગેરે આર્યોના મતથી જુદી છે, એટલે આર્યો પાસેથી તો તેમને મળી હોવી ન જ જોઇએ. ઉત્તર તરફથી તો એમને મળે નહિ, કારણ તે બાજૂ તો હિમાલય પર્વત આવ્યો, અને હિમાલયની ઉત્તરના પ્રદેશ જોડે તેમને ગાઢો સંબંધ થાય એવું હતું નહિ. દક્ષિણ દિશામાંથી પણ તેમને એ બધું મળી આવે તેમ હતું નહિ, કારણ તે વખતે દક્ષિણ જોડે આર્યોને ગાઢો સંબંધ હતો તેની કશી સાબિતી નથી, તેથી જે કાંઇ એમણે ગ્રહણ કર્યું તે પૂર્વ બાજૂએથી જ તેમને મળ્યું હોવું જોઇએ, એટલું જ નહિ પરંતુ પૂર્વમાં હજુ એમાંની કેટલીક બાબતો આજે પણ આપણા જોવામાં આવે છે.

જૈનોના છેલ્લા તીર્થંકર મહાવીરે ત્રીસ વરસની ઉમરે સંસાર ત્યાગ કર્યો, ત્યાર પછી કેટલોક વખત તેઓ વૈશાલિના જૈન મંદિરમાં રહ્યા, અને પછી બાર વરસ નિરૂદેશનાં જ કાઢ્યાં. એ બાર વરસ તેઓ પૂર્વના પ્રદેશમાં જ ફર્યા કરતા હતા. એ મુદત બાદ જ્ઞાનલાભ કરી તેઓ પાછા વૈશાલિ આવ્યા. તેમની પહેલાના તીર્થંકર પાર્શ્વનાથ કાશીમાં જનમ્યા હતા. તેમણે પણ ત્રીસ વરસની ઉમરે સંસાર છોડયો હતો, અને પછી જુદા જુદા દેશમાં ભ્રમણ કર્યું હતું, અને તેઓ પણ પૂર્વના પ્રદેશમાં ઝાઝું ફર્યા હતા. જીંદગીના પાછલા ભાગમાં પોતે સમેતશિખરપર રહ્યા હતા. તેમની પહેલાંના ૨૨ તીર્થંકરમાંના ઘણા ખરા સમેતશિખરના પહાડ પર જ રહેતા હતા.

સાંખ્ય મત આ સઘળા ધર્મોની પહેલાંનો છે. સાંખ્યની દેખાદેખીને લઇને જૈનોએ પણ કેવલી થવા માગેલું એટલે કે કૈવલ્ય ચાહેલું. બૌદ્ધો કહે છે કે હમારો ધર્મ સાંખ્યથી સ્વતંત્ર છે. પરંતુ સાંખ્ય મત એ આર્યોનો મત નથી, એની ઉત્પત્તિ પણ પૂર્વ પ્રદેશમાં થએલી છે. કેટલીક આધુનિક ઉપનિષદો તથા મનુ જેવા કેટલાક બીજા શિષ્ટ વિદ્વાનો એ મતને વધાવી લે છે, ત્યારે શંકર તેનું ખંડન કરવા ખાસ મથે છે. તેણે ચોપ્ખું કહ્યું છે કે શિષ્ટ વિદ્વાનોને ગ્રાહ્ય(કાયમ રાખવા જેવો) એ મત નથી, એ તો કહે છે કે તેનો અર્થ બીજો થાય છે. સાંખ્યકાર કપિલનું રહેઠાણ તેમ જ પંચશિખનું રહેઠાણ પણ પૂર્વ પ્રદેશમાં હતું. મહાભારતમાં શાંતિપર્વ "अत्राप्युदाहरन्तीमितिहासं पुरातनं" એ રીતે શરૂ થઇ, તે જગાએ જણાવે છે કે પંચશિખે જનક રાજાની સભામાં આવી રાજાને ઉપદેશ આપવા માંડયો. સાંખ્ય મતનું અસલ ઉત્પત્તિ સ્થાન પૂર્વમાં છે એ ઘણી વખત કહેવાએલું છે તેથી અત્રે વિશેષ કહ્યું નથી.

( અપૂર્ણ. )

[ શ્રીહરપ્રસાદ શાસ્રી. ]

( મૂળ કર્તા. )

# ગુજરાતી કન્યા વાંચનમાળામાંની કવિતાઓ.

વાંચનમાળાની અંદરના કવિતાપાઠો વિષે કંઇક ચર્ચા ઘણાં વર્ષો પહેલાં શરૂ કરી હતી—તેમાં ઉઠાવેલી શંકામાંથી એકાદનો ઉત્તર અધિકૃત ગૃહસ્થોમાંથી એક ગૃહસ્થ આપવાના હતા, છતાં હજી સુધી સમય અને પ્રસંગની અનુકુળતા મળી નહિં હોય તેથી તે ઉત્તર મળ્યો નહિં હોય એમ માનું છું.

એટલું જણાવવા જેવું છે કે તે ચર્ચામાં સૂચવેલા ફેરફારમાંથી એકાદ પર લક્ષ ગયેલું જોવામાં આવે છે—પછી તે બીજી રીતે હો કે તે ચર્ચાને પરિણામે હો—પણ કંઇક ષ્ટ ફેરફાર થયો છે એટલું નોંધવા જેવું છે.

આવી ચર્ચા બીજા તરફથી અનુમોદન પામશે એવી આશા તો લગભગ વ્યર્થ જ રહી છે—તો પણ થોડું લખવાની જરૂર જણાતાં કન્યા વાંચનમાળામાંના ત્રણ પુસ્તકોમાંની કવિતા વિષે આ લખનાર પોતાનો નમ્ર અભિપ્રાય રજુ કરવા તૈયાર થાય છે. કેળવાયેલા અને કેળવણી ખાતાંમાં કામ કરનારા ગૃહસ્થોમાંથી કોઇક આવી ચર્ચા ચાલુ રાખે, તો સમસ્ત ગુજરાતનાં હિતને લાભ છે એ સમજાવવા જેવી હકીકત નથી.

કન્યા વાંચનમાળાનો પહેલો ભાગ ચોથાં ધોરણ માટે છે. તેમાંની કવિતાઓમાંથી એક નર્મદાશંકરની, એક દલપતરામની, અને એક ઉદ્ધવદાસની છેઃ તે ત્રણમાં પહેલા બેની સારી, અર્થભરી, શિક્ષણક્ષમ છે ત્રીજી ઉદ્ધવકૃત રામાયણમાંથી છે. શબરીનો પ્રસંગ કન્યાઓને શીખવવા જેવો છે એ ખરૂં. પરંતુ સાહિત્ય વાંચનમાં પ્રવેશ કરનારી કન્યાઓ માટે જરાક સહેલો ભાગ ચુંટી કઢાયો હોત તો વધારે સારૂં. છે તેને સારા તરીકે સ્વીકારવામાં ખાસ દુરાગ્રહ કરવા જેવો તે ભાગ નથીઃ તેમાં નવું શીખવવાનું, શબ્દ જ્ઞાન વધારવાનું, પ્રેમભક્તિની પિછાન આપવાનું એવું એવું સારૂ છે એટલું તો કબુલ કરવું જ જોઇએ. બીજી કવિતાઓમાં એક તો છોકરાઓ માટેની ચોથી ચોપડીમાંની જ છે એટલે તે વિષે ખાસ લખવાનું રહેતું નથી. એક 'કા'ન'ની છે. બાળાઓને આપેલો બોધ કવિતા તરીકે બહુ સારો કહેવાય તેવો તો નથી. 'જગત જંજાળમાં તો ન ફસીએ' એ બોધ જીવનની શરૂવાત કરનારાં બાળકો માટે કેવો કહેવાય? અને 'પાઠ પ્રેમે કરો દાઠ મૂકી દઇ, વગર ઘોંઘાટ જ્યાં આડ વાગે' એ લીટીઓમાં પાઠ, દાઠ, અને આડની સગવડ સિવાય બીજું શું કહ્યું છે એ બહુ સમજી શકાય તેવું નથીઃ 'શું કહ્યું છે' એટલે કવિતારૂપે શું કહ્યું છે એમ પ્રશ્ન છે. દાઠ મૂકી દઇ પાઠ વાંચો અને ઘોંઘાટ વગર પાઠ વાંચો, આડ વાગે પાઠ શરૂ કરો, વગેરે બોધ વગર કવિતાએ પણ આપી શકાય. ઉપદેશનાં વચનોને છંદમેળમાં મૂકી એક સાંકળીયું બનાવવાથી ઉપદેશની કવિતા બની જતી નથી એ ભૂલાઈ જતું જણાય છે. આવી હોવા છતાં આ કવિતા ચાલે તેવી છે એમ કહી શકાશે.

આ સિવાયની કવિતાઓ ખાસ લખાવેલી જણાય છે. પરંતુ દીલગીરી સાથે નોંધ

લેવી પડે છે કે તે કવિતાઓમાં કવિત્વ તો એકેમાં નથી એટલું જ નહિં, પણ સારૂં કહેવાય તેવું પણ લખાણ એકેમાં જણાતું નથી. ડાળે બેસેલો હીંચકો (પાઠ. ૯) ને કવિતા કોણ કહેશે? 'હીંચું હું બહુ વહાલે' 'પણ પ્યારા ઓ હીંચકા' એમાં 'વહાલે હાંચવું' ન બોલાય તેવો પ્રયોગ નથી? અને 'પ્યારા' એ શબ્દ રૂઢીથી અમુક ભાવમાં જ યોજાય છે એ લખનારને માલુમ નહિં હોય? વળી, 'તુટચો જો તું જ્યારે રે' માં 'જો' અને 'જ્યારે' એ બે શબ્દો અર્થવાળા છે? સુગંધી અને સુગંધ એ બંને નામ છે? 'હીંચું હીંચું હીંચું રે મેં રાખીને નીચું' અને 'મારે મૂકું રમવું રે, હવે તો હું ઘર જાઉં' ના જેવી લીટીઓ કવિતા તરીકે વાંચનમાળામાં સ્વીકારાય, તો પછી કવિતાનાં ખરાં ભાન અને ગાનના સંસ્કાર બાળકોને ક્યાંથી જ પડે?

'વરસાદની ઝડીઓ' પાઠ. ૧૯ એ કવિતા પણ જે વિષયનું ચિત્ર આપવા ધારે છે તેમાં સફળ થાય છે એમ ભાગ્યે જ કહી શકાશે. 'આંખો મીચીએ બહુ વીજ થાએ' નો અર્થ સરળ રીતે નિષ્પન્ન થતો નથી; 'ચાલે વળી નાવ જ પૂર પાટે' વરસાદના વખતમાં નદીઓમાં નાવ ઘણું કરી હોતાં નથી; પાંચમી કડીમાંનું વર્ણન સ્વીકારીએ તો પણ કવિતાની મજા આપનારૂં તો નથી જ.

નદીનો પનઘટ પાઠ. ૨૮ પણ નિરાશ કરે તેવી જ કવિતા છે. 'શોભે વળી વિમળ વાંકડી આજ દીને' એમાં 'દીન' જોડણી ખોટી છે; વળી આજ દિને—આજને દિવસે વાંકડી વિમળ વગેરે હોવાનું ખાસ કારણ જણાતું નથી એટલે વૃથા ઉક્તિ જેવું છે.

'છીપે સુખે તરસ મીઠડું પાણી તેવું' લીટીમાં સુખે તરસ છીપે એમ કહેવામાં સુખે શબ્દ તદ્દન નિરર્થક છે; મીઠુંનું મીઠડું કરવાની પણ છંદમેળ સિવાય બીજી જરૂર જણાતી નથી. નારી અને નરો 'કેવા' તરે ગમતમાં રમી રાજી થાયે' એમ કહેવામાં પણ સાર્થક્ય શું! સૌંદર્ય તો નથી જ, પણ સાર્થક્ય પણ ન હોય તેવા શબ્દોની કે વિચારોની યાદીરૂપ યોજનાથી કવિતા બની એમ કોણ કહેશે?

સામાન્ય વર્ણનમાંથી એકદમ રાત્રિનો સમય કલ્પાયો અને ચાંદાનાં પ્રતિબિંબની વાત થઇ; પછી તુરત જ વળી પંખી કૂદી રવ કરે વળી જાય ઉડી એ વર્ણન આવ્યું: વિચારોની પરસ્પર યોગ્યતા ખાસ ઘટાવવા માટે જ સ્વીકારવી હોય તો ભલે—પણ કવિત્વની ગેરહાજરી, વિચારોના ઉલ્લેખમાં અસંસ્કારિતા, વર્ણનનું શૈથિલ્યઃ એવા એવા દોષો બહાર પડતી રીતે તરી આવે છે તે તો દૂર થવા જ જોઇએ.

૨૩ મી લીટીમાં 'તે' સર્વનામ 'નદી' માટે છે, પણ આગળ પાછળ ક્યાંય પણ નદીની વાત સરખી આવી છે? 'નદીના પનઘટ' ની કવિતામાં, આગળ ક્યાંય પણ નામ આવ્યા વિના સર્વનામના પ્રયોગમાં, દોષ ન જ એવો એવો આગ્રહ ભાષા શીખવનારી ટેકસ્ટમાં રાખવામાં આવે, અને સમસ્ત ગુજરાત બેદરકારી, મૂક ભાવ, ધારણ કરી રહે તો પછી સાહિત્યની ખીલવણી સંબંધે કેટલી આશા રાખી શકાય?

કન્યા વાંચનમાળા બીજા ભાગની કવિતાઓ વિષે ઉપરના જેવી ટીકા કરવાનો પ્રસંગ આવતો નથી એ ખુશી થવા જેવું છે. આ ભાગમાંની માત્ર બે જ કવિતા સિવાય બીજી એકે વિષે અસંતોષ દર્શાવનારી કે દોષદર્શી ટીકા કરવાપણું છે જ નહિં; ઉલટું પસંદગી અને લખાણ માટે કાર્ય કરતારી કમીટીને સંતોષકારક કામ માટે ધન્યવાદ આપવો ઘટે છે નર્મદાશંકર તથા રા. નરસિંહરાવની બે સુંદર કવિતા ખરી કવિતાની મજા આપે છે; પ્રેમાનંદનું સુવિખ્યાત 'મારૂં માણકડું' પ્રાચીન કવિની ઉત્તમ કૃતિમાંનું એક કાવ્ય છે; દલપતરામની સાહેલીને શિખામણ તથા પાઠ. ૭ ની પ્રભુ પ્રાર્થના (જે કોની છે એમ જણાવવામાં આવ્યું નથી) તે, તથા માની શિખામણ તથા સ્વદેશ પ્રીતિ એ બધી કવિતા નિર્દોષ તો છે જ, પણ પ્રભુ પ્રાર્થના અને સ્વદેશપ્રીતિ એ ખાસ અસરકારક અને અર્થભરી રીતે લખાયેલી છે. માની શિખામણમાં છે તો માત્ર શિખામણનું સાંકળીયું—તો પણ ચાલે તેવું, દોષ વિનાનું, અયોગ્ય પ્રયોગ કે વિચાર ઘટનાનાં શૈથિલ્ય વિનાનું સાંકળીયું હોઇ સારી રીતે ચાલે તેવું તો છે જ. સીતા સ્વયંવર પાઠ. ૩૨ એકંદર રીતે ખોટું ન કહેવાય, પણ તેમ સારૂં કાવ્ય કહેવાય તેવું પણ નથી. તેવા પ્રસંગ ઉપર એકાદ સુંદર કાવ્ય શોધ્યું હોય તો મળી આવે, નવું લખાવ્યું હોય તો પણ બની શકે તેવું છે.

જે બે કાવ્યોને અપવાદમાં મૂક્યાં છે તે સ્વર્ગ ક્યાં હશે પાઠ. ૨૧ તથા વડ અને તે પાસેની શોભા પાઠ ૨૯ છે. વડ વિષેનું નર્મદાશંકરનું છે; પણ નર્મદાશંકરની ઘણી કવિતા કવિત્વ વગરની છે—તેમાંની આ એક છે, અને વાંચનમાળા માટે તો નકામી જ છે. પાઠ ૨૧ વાળી કવિતા એક સુંદર અંગ્રેજી કાવ્યનું ભાષાંતર છે, પણ મૂળ કાવ્યનું સૌંદર્ય આ ભાષાન્તરમાં જરા પણ નથી એટલું જ નહિં, પણ વિશદ અર્થ, સુવાચ્યતા, અને કવિત્વ બધાથી કમભાગી જ રહેલું છે. 'વાદળાંથી અને કબરથી દૂર જે' તે 'સ્વર્ગ' એ સ્વર્ગની પિછાન બહુ સારી તો નહિં જ કહેવાય. આ બે કવિતા વિષે જરા ફરી વિચાર કરવાની જરૂર સ્વીકરાય તો આ ભાગની કવિતાઓ બધી સારી કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

વધારે ખુશી થવા જેવું છે કે કન્યા વાંચનમાળા ભાગ ત્રીજાની કવિતાની પસંદગી માટે એકલો સંતોષ જ જાહેર કરવાનો છે. ગુજરાતી સાહિત્યમાં સુંદરમાં સુંદર એવી બે ત્રણેક કવિતાઓ આ ભાગમાં જોઇ અતિ આનંદ થાય છે. રા. નરસિંહરાવની કોયલની ગરબી જરૂરના ફેરફાર સાથે મૂકવામાં આવી છે તે, તથા તે પાઠમાં જ દયારામનું વાગે વૃંદાવનમાં વાંસળી રે: એ બે કવિતાઓ ગુજરાતી કવિતા સંગ્રહમાં અલંકાર રૂપે છે એની કોણ ના કહી શકશે? તેમ જ દલપતરામની 'સારૂં કામ કરવા વિષે' અને 'પ્રભાતનું વર્ણન' એ બંને કવિતા સારાં વાંચન તરીકે સ્વીકારી શકાય તેવી છે. સુઘડનો સંસાર અને મેઘરાજાની પધરામણી એ બે આધુનિક પારસી કવિ મી. મલબારી તથા મી. ખબરદારની પસંદ કરવામાં વિષયની પસંદગીનાં ડહાપણ સાથે લેખકની પિછાન કરાવવાનો હેતુ પણ સમાયેલો જાણી શકાય છે. મી. મલબારીની સારી કવિતામાંની એકને પસંદગી મળી છે એમ કહી શકાય તેવું છે, પણ મી. ખબરદારની કવિતાઓમાં તો 'મેઘરાજાની પધરામણી'ના કરતાં બીજી ઘણી સારી

કવિતાઓ માલમ પડે છે અને હવેની આવૃત્તિમાં વધારે સારી કવિતાની પસંદગી કરવામાં આવે તો લેખકને વધારે ન્યાય મળ્યો કહેવાશે, અને વાચનારાને પણ વધારે સારી કવિતા મળશે. તે જ વિષય ઉપરની 'મેઘને' (વિલાસિકા–પા. ૧૮૦) એ કવિતા બધી રીતે વધારે સારી ગણાશે એમ આશા છે. 'વિવેક વિષે' ની કવિતાનો ઉપયોગ જો વિવેક ઉપર નિબંધ લખવામાં કરવામાં આવે, તો, ધારતી છે કે ભાગ્યે જ પાસ માર્ક મેળવે તેવો નિબંધ થાય. વળી, બોધમાં પણ આડું ટેડું વેતરાઇ ગયું છે. 'પ્રભુ કૃપા વિના એ ગુણ આવે નહિં' એ બોધ છોકરાંઓને વિવેકી કરવામાં બહુ મદદ રૂપ થાય એમ લાગતું નથી. નળ દમયંતી પા. ૩૦ ખાસ લખાયેલી કવિતા જણાય છે; ઠીક છે એમ કહી શકાય તેવી છે. 'નરસિંહ મહેતાની ઝુંપડી' પાઠ. ૧૨ અને ઇશ્વર સ્તુતિ પાઠ ૨૨ ની કવિતા જૂના કવિઓનાં લખાણમાંથી સારી કવિતાના નમુના છે. પાઠ. ૨૨ માંની 'હરિ નામ ખરૂં' એ કવિતામાં પાઠ ફેર બહુ માલમ પડે છે. પછી છાપદોષ હોય તો પ્રભુ જાણે. દયારામની તે કવિતા સારી રીતે જાણીતી હોવા છતાં વાંચનમાળામાં દાખલ કરતી વખતે તેના અર્થ અને તેનો પાઠ નિશ્ચિત કરવાની જરૂર જણાય તેવી તે છે. આ જરા લાંબો થયેલો લેખ વધારે લાંબો કરવાની જરૂર નથી એટલે તે વિષે આટલો ઉલ્લેખ જ બસ માની લઇ, અધિકારીઓ આ ચર્ચાને પરીક્ષાની કસોટીએ ધસી જુએ અને યોગ્ય લાગે તો જરૂરના ફેરફાર નવી આવૃત્તિમાં કરે તેટલી વિનંતિ સાથે આ લેખ સંપૂર્ણ કરવામાં આવે છે. પણ તેમ કરતાં પહેલાં પાઠને અંતે આપેલા અર્થ વિષે ટુંકમાં નોંધ લેવાની જરૂર જણાય છે.

પુસ્તક ૧ લું.

પાઠ. ૧૨. પ્રાશન=ખાવું નહિં, પણ ખાવું તે. ખાવું, એ ક્રિયાપદ છે, પ્રાશન નામ છે તે ભેદ જણાવવો જોઇએ.

પાઠ. ૧૯. આંધી—વંટોળીયો. એ બરાબર નથી. બધા વંટોળીયા આંધી નહિં કહેવાય. જે વંટોળીયાથી અંધારૂં થઇ જાય તેને આંધી કહેવાય છે.

પુસ્તક ૨ જું.

પાઠ. ૪. સુરત=ધ્યાન, યાદદાસ્ત. આમાંનો યાદદાસ્ત અર્થ ખરો નથી; 'સારૂં થવા આગળથી સુરત સાંધીએ જો' માં લાગુ પણ નહિં થઇ શકે. સંભાળ, દરકાર, એ વધારે યોગ્ય નહિં કહેવાય?

પાઠ. ૧૦. વજ્રનો અર્થ આપવાની જરૂર છે. ઘણા ખરા શિક્ષકો 'કઠણ' અર્થ કરે કરે છે તે ખરો નથી ઇન્દ્રનું ઘણું મજબૂત હથિયાર, કોઇથી પણ તૂટે ભાંગે નહિં તેવું તે વજ્ર વગેરે, સમજાવાય તો સારૂં.

પાઠ. ૧૪. શ્વસુર=સાસરૂં. આ અર્થ ખોટો છે.
શ્વસુર=સસરો. શ્વસુર ગૃહ=સાસરૂં.

પાઠ. ૨૧. કુદાંનો અર્થ આપવો જોઇએ. ઘણા શિક્ષકો સમજતા નથી.

બિંબ=આકાર એ ખરો નથી. બિંબ કોને કહેવાય તે સમજાવવું જોઇએ.

પાઠ. ૩૨. અતળી ખળ કે અતળી બળ ?

હોએ—છાપભૂલ છે—સ્હોએ જોઇએ.

પુસ્તક ત્રીજામાંની કવિતામાં અર્થ આપ્યા છે, પણ તે બહુ જ થોડા છે. ઉપલાં ધોરણને લીધે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ કોસનો ઉપયોગ કરી અર્થ શોધવા જોઇએ એવા હેતુથી એ પદ્ધતિ ગ્રહણ થઇ હોય તો ખોટી નથી શિક્ષકોએ કોશનો ઉપયોગ કરવો જોઇએ, અને વિદ્યાર્થીઓને કરતાં શીખવવું જોઇએ. પણ તેવા કોશો કેટલા છે ?

પાઠ. ૩૦ લીટી ૯ મી. 'જુગટું રમ્યો નળ સુરા થઇ નિજ બંધુ પુષ્કરથી અરે ' આ કાંઇ છાપદોષ છે? નહિંતર, સુરા એ શબ્દ ક્યા અને કેવી રીતે જોડવો ?

વાંચનમાળામાંનાં લખાણ અને તેની અંદરની ભાષા વિષે જેટલું થયું છે તેટલું હજી ઓછું છે. વધારે ચર્ચા અને વધારે ટીકાની જરૂર છે. વાંચનમાળાની ચોપડીઓ નમુના રૂપ કરવાની સરકારની ઇચ્છા ત્યારે જ સફળ થશે કે જ્યારે શિક્ષકો, ઇન્સ્પેક્ટરો અને અન્ય વિદ્વાનો તે વિષે સાવધાન ઊહાપોહ કરશે.

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

---

Rge. No. B. 4

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भू
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૧૦. [ માસિક ] કાર્તિક સંવત્ ૧૯૭[illegible]

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્એલ્.
ઍલિસ્બ્રિજ રોડ—અમદાવાદ.



---

અમદાવાદ—ટંકશાળ-કાળુપુરે ધી યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ
શામળદાસે છાપ્યું.

## લવાજમ.

લવાજમ મર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ ( પોષ્ટેજ સાથે. )

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફીસ.—અમદાવાદ.

દૂર પડ્યો નિજ ધામથી હું,
ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનિમાં,
નિજ શિશુને સંભાળ્ય;
મ્હારો જીવનપંથ ઉજાળ્ય.

પ્રેમળ૦ ૧

ડગમગતો પગ રાખ્ય તું સ્થિર મુજ,
દૂર નજર છો ન જાય,

---

## *Lead kindly Light.*

I Lead kindly Light, amid the encircling gloom,
Lead thou me on,
The night is dark, and I am far from home,
Lead thou me on

II Keep thou my feet, I do not ask to see
The distant scene; one step enough for me.
I was not ever thus, nor prayed that Thou
Shouldst lead me on,

III. *I loved the garish day, and, spite of fears,*
Pride ruled my will, remember not past years.
So long thy power hath blest me, sure it still
Will lead me on,

IV. O'er moor and fen, o'er crag and torrent, till
The night is gone,
And with the morn those angel faces smile,
Which I have loved long since, and lost a while.

દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
એક ડગલું બસ થાય,
　　મ્હારે એક ડગલું બસ થાય.
　　　　　　　　　　　　પ્રેમલ૦ ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું, ને
　માગી મદદ ન લગાર,
આપબળે માર્ગ જોઈને ચાલવા
　હામ ધરી મૂઢ બાળ;
　　હવે માગું તુજ આધાર.
　　　　　　　　　　　　પ્રેમલ૦ ૩

ભભકભર્યાં તેજથી હું લોભાયો,
ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી,
　સ્ખલન થયાં જે સર્વ;
　　મ્હારે આજ થકી નવું પર્વ.
　　　　　　　　　　　　પ્રેમલ૦ ૪

ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને પ્રભુ!
આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મ્હને તે સ્થિર પગલેથી
ચલવી પ્હોંચાડશે ઘેર,
　દાખવી પ્રેમલ જ્યોતની સેર.
　　　　　　　　　　　　પ્રેમલ૦ ૫

કર્દમભૂમિ કળણ ભરેલી,
　ને ગિરિવરકેરી કરાડ,
ધસમસતા જળકેરા પ્રવાહો,
　સર્વે વટાવી કૃપાળ
　　મુને પ્હોંચાડજે નિજ દ્વાર.
　　　　　　　　　　　　પ્રેમલ૦ ૬

નામ વાચના હતું." (૩) "સંઘ એ ભિક્ષુ વર્ગની સામાન્ય-સમૂહ વાચક સંજ્ઞા હતી. કાર્યવિશેષથી એક સ્થળે મળેલા તેવા એક ભાગનું નામ તે નહોતું, જો કે પાછળથી તે શબ્દ વ્યાપક અર્થમાં વપરાવા લાગ્યો."

આ સમગ્ર કથનમાં ત્રણ બાબત જણાવેલી છે અને તે દરેક સંબંધે જે ખુલાસો કરવો યોગ્ય છે તે આ પ્રમાણે છેઃ—

**મગધ પરિષદ્.**

પ્રથમ જૈન પરિષદ્ મગધમાં મળી ન હતી એ કહેવું અયથાર્થ છે, અને તે મળવાનાં 'વિમલ પ્રબંધ' સિવાય પ્રમાણ નથી એ કહેવું પણ અયોગ્ય છે. પ્રમાણો અનેક છે. વિ. સં. ૧૧૬૬ માં સૂરિપદ પામેલા પ્રસિદ્ધ હેમચંદ્રાચાર્ય પોતાના પરિશિષ્ટ પર્વ નામના ગ્રંથમાં નીચે પ્રમાણે જણાવે છેઃ—

इतश्च तस्मिन्दुकाले कराले कालरात्रिवत् ।
निर्वाहार्थं साधुसंघस्तीरं नीरनिधेर्ययौ ॥ ५५ ॥

अगुण्यमानं तु तदा साधूनां विस्मृतं श्रुतम् ।
अनभ्यसनतो नश्यत्यधीतं धीमतामपि ॥ ५६ ॥

संघोऽथ पाटलीपुत्रे दुष्कालान्ते ऽखिलोऽमिलत् ।
यदंगाध्ययनोद्देशाद्यासीद्यस्य तदा ददे ॥ ५७ ॥

ततश्चैकादशांगानि श्री संघोऽमेलयत्तदा ।
दृष्टिवादनिमित्तं च तस्थौ किंचिद्विचिंतयन् ॥ ५८ ॥

પરિશિષ્ટ પર્વ સર્ગ ૯ પૃ. ૮૮

સ્થૂલિભદ્ર (વીરાત્ ૧૬૬ થી વીરાત્ ૨૧૫) ના સમયમાં અને મગધાધિપ ચંદ્રગુપ્ત મહાધિરાજ કે જેનો રાજ્યાભિષેક વીર નિર્વાણથી ૧૫૫ વર્ષે થયો હતો * તેના સમયમાં અને ભદ્રબાહુ સ્વામિના સ્વર્ગવાસ (વીરાત્ ૧૭૦ વર્ષ) પહેલાં, જ્યારે બાર વર્ષી દુકાળ

* एवं श्री महावीरमुक्ते र्वर्षशते गते । पंच पंचाशदधिके चंद्रगुप्तोभवन्नृपः
प०प०.

પડ્યો હતો ત્યારે "જૈન સાધુઓનો સંઘ સમુદ્ર તીરે નિર્વાહાર્થે ગયો; તે વખતે સાધુઓને શ્રુતનો પાઠ કરતાં વિસ્મૃતિ થતી જણાઈ, કારણ કે અભ્યાસ વગર વિદ્વાનોનું ભણેલું પણ નાશ પામે છે. આથી તે દુષ્કાલને અંતે પાટલિપુત્રમાં આખો સાધુસંઘ મળ્યો અને તેમાં જેને મોઢે (સૂત્ર-આગમ) નાં અધ્યયનો, ઉદ્દેશો ( chapters ) ઇત્યાદિ હતાં તે તેણે કહી આપ્યાં અને તેથી §અગિયાર અંગ સંઘે એકત્રિત કર્યાં, પરંતુ બારમા દૃષ્ટિવાદ નામના અંગ નિમિત્તે કાંઇક વિચારમાં પડ્યા."

સં. ૧૩૨૭ માં ગચ્છાચાર્યપદે આવેલા ધર્મઘોષસૂરિના રચેલા ઋષિમંડલ પ્રકરણ પર સં. ૧૫૫૩ માં પદ્મમંદિર ગણિએ રચેલી વૃત્તિમાં પણ સ્થવિરોનાં વૃત્તાંત આપ્યાં છે ત્યાં સ્થૂલભદ્રનો વૃત્તાંત આપતાં આ પાટલિપુત્રમાં મળેલી પરિષદ્ ( સંઘ ) નો ઉલ્લેખ સ્પષ્ટ કર્યો છે; અને આ ગ્રંથના ઉપયોગી ભાગોનો સાર ડાકટર ભાંડારકરે ઇ. સ. ૧૮૮૩-૮૪ ના સંસ્કૃત હસ્તલેખોની શોધ વિષેના રિપોર્ટમાં અંગ્રેજીમાં ઉતાર્યો છે તેમાં આ સંબંધે પૃ. ૧૩૪ મે નીચે પ્રમાણે ઉપલી બીનાને બરાબર મળતું વચન છેઃ—

On one occasion there was a dreadful famine of 12 years in the land. The *Siddhântas* were forgotten for want of revision, for which the search after food left no time. At the end of the period the Sâdhus assembled in Pâtaliputra and each one repeating what he remembered they succeeded in recovering the eleven Angas but the *Drishtivâda* was forgotten. So they sent Sthûlabhadra and others to Nepal to learn it from Bhadrabâhu. Sthûlabhadra alone persevered in studying it steadily and learnt 8 Pûrvas in as many years. After he had learnt ten Pûrvas with the exception of 2 *Vastus*, he came back with Bhadrabâhu to Pataliputra

સં. ૧૪૨૦ માં આચાર્ય પદ પામેલા જયાનંદ સૂરિ પોતાના 'સ્થૂલભદ્ર ચરિત્ર'+ માં ઉપર્યુક્ત હકીકત જણાવે છે કેઃ—

तस्मिन्नवसरेऽत्रथाभूद् दुष्कालो द्वादशाब्दिकः ।
जग्मुर्मुमक्षवस्तेन तटे वार्द्धेरितस्ततः ॥ ९८६ ॥

---

§ આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતિ, જ્ઞાતધર્મકથા, ઉપાશકદશાંગ, અંતકૃત દશાંગ, અનુત્તરોપપાતિક, પ્રશ્નવ્યાકરણ અને વિપાકસૂત્ર.

+ પ્રકાશક દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડ મૂલ્ય માત્ર બે આના.

तत्रानिक्रम्य दुष्कालं करालं ते महर्षयः ।
सुभिक्षसंभवे भूयः पाटलीपुत्रमाययुः ॥ ९८७ ॥

गुणनाभावतस्तेषां सिद्धान्तो विस्मृतस्तदा ।
शास्त्रे स्वामिनि सुंदर्यां न स्थैर्यं जायते यतः ९८८ ॥

स्मारं स्मारं परावर्त्यैकादशांगी यतिव्रजैः ।
यत्नतो मेलिता यस्मादर्निवण्णं श्रियः ॥ ९८९ ॥

જૈન ધર્મપ્રસારક સભા (ભાવનગર) એ પ્રસિદ્ધ કરેલ ચરિતાવળીમાં આપેલા **સ્થૂલભદ્ર** ચરિત્ર કે જે ઉપરના સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર છે તેમાં ઉપરના શ્લોકોનું ભાષાંતર આ પ્રમાણે આપ્યું છેઃ—

'આ સમયે બાર વરસનો વિષમ દુકાલ પડયો હતો તેથી સર્વે સાધુઓ સમુદ્રના કાંઠા તરફ વિહાર કરી ગયા. તેઓ સુભિક્ષ થયા પછી પાટલિપુત્ર નગરને વિષે આવ્યા. ભણવાના અભાવથી સાધુઓ સિદ્ધાંતને વિસરી ગયા; શાસ્ત્ર, રાજા અને સ્ત્રીને વિષે સ્થિરતા હોતી નથી. ઘણા ઉદ્યમથી તે મુનિઓએ અગ્યાર અંગ તો મેળવ્યા '( પરાવર્ત્તન કરી સંભારી સંભારીને )

વિ. સં. ૧૫૦૯ માં શુભશીળ મુનિએ રચેલા **ભરતેશ્વર** બાહુબલિ વૃત્તિ નામના ગ્રંથમાં **સ્થૂલભદ્ર**ની કથા આપેલી છે તેમાં પણ એ જ વાત આવે છે. તે માટે જુઓ તેનું ગુજરાતી ભાષાંતર પૃ. ૭૮:—

"હવે એકદર બાર વર્ષ સુધી દુકાળ પડયો, તે વખતે સાધુઓનો સંઘ સમુદ્રવાટે શ્રી ગુરૂની પાસે આવ્યો. આવો વિષમ સમય થવાથી સાધુઓ ક્ષુધાથી પીડાતા હોવાથી ભણતા ગણતા બંધ થયા, તેથી સૌ સિદ્ધાંતો વિસરી ગયા. તે ઉપરથી પાટલિપુત્ર નગરમાં **સંઘ** મળ્યો. ત્યાં જેને જેને જે જે સૂત્ર આવડતાં હતાં, તે તે એકઠાં કરીને અગીઆર અંગ પૂર્ણ કર્યાં. ત્યાર પછી શ્રી **સંઘે** બારમા દૃષ્ટિવાદ અંગ માટે બે સાધુઓને શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે મોકલ્યા."

આ રીતે આપણે સં. ૧૧૬૬ થી સં. ૧૫૦૯ સુધીમાં થયેલા પ્રસિદ્ધ ગ્રંથકારો હેમચંદ્રાચાર્યથી માંડીને શુભશીળ મુનિ જે જણાવે છે તે પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે મગધના પાટનગર પાટલિપુત્રમાં પ્રથમ જૈન પરિષદ્ (સંઘ) મળી હતી. આથી પણ પ્રાચીન પ્રમાણ આની સબળતા માટે જોઈતું હોય તો વિક્રમ સંવત્ ૫૮૫ માં સ્વર્ગસ્થ થયેલા શ્રીમાન્ હરિભદ્રસૂરિનો પ્રાકૃત ભાષાનો ઉપદેશપદ નામનો ગ્રંથ છે. તેમાં ગાથામાં જણાવેલું છે કેઃ—

जाओ यतम्मि समए दुक्काले दोय दसय वरिसाणि ।
सव्वो साहुसमूहो गओ तओ जलहितीरेसु ॥

तदुवरमे सो पुणरवि पाडलिपुत्ते समागओ विहिया ।
संघेणं सुयविसया चिंता किं कस्स अत्थित्ति ॥

जं जस्स आसिपासे उद्देसज्झयणमाइ संघडिउं ।
तं सव्वं एक्कारय अंगाइं तहेव ठवियाइं ॥

—"આ વખતે બારવર્ષી દુકાલ પડયો તેથી સાધુઓનો સમૂહ સમુદ્રતીરે ગયો. બાદ દુકાલ મટતાં તેઓ ફરીને પાટલિપુત્ર નગરમાં આવ્યા. એટલે સર્વે સંઘ મળીને તપાસ કરી કે કોના પાસે કયું કયું શ્રુત રહ્યું છે. હવે જેના પાસે કાંઇ ઉદ્દેશ તથા અધ્યયન યાદ હતાં તે સર્વે એકઠાં કરી અગ્યાર અંગ સ્થાપિત કર્યાં."

આ ઉપરથી સમજાશે કે જૈનના પવિત્ર ગ્રંથો—આગમ—સૂત્ર–અંગોને એકત્રિત કરવા અર્થે આખો સાધુ–સંઘ પાટલિપુત્રમાં મળ્યો હતો અને બાર અંગમાંથી અગ્યાર અંગ એકત્રિત કરી શકયો હતો. આનો સમય વીરાત્ ૧૭૦ થી ૧૭૫ લગભગ મૂકી શકાય એટલે ઇ. સ. પૂર્વે ૩૫૬ થી ૩૫૧. આ સર્વે હકીકતોમાં 'પરિષદ્' એવો શબ્દ બિલકુલ વપરાયો નથી પરંતુ 'સંઘ' મળ્યો હતો એમ જ જણાવવામાં આવ્યું છે.

**સંઘનો અર્થ.**

'સંઘ' ને ઉપર્યુક્ત કથનોમાં 'સાધુસમૂહ' એ અર્થ થાય છે, તેથી ઉક્ત લેખક મહાશય જણાવે છે તે જ પ્રમાણે અંગ એકત્રિત કરવા અર્થે મળેલા મંડળનું વિશિષ્ટ નામ સંઘ નથી પરંતુ કોઇ પણ અગત્યનું અને સમસ્ત મંડળને ઉપયોગી કાર્ય કરવા અર્થે ભેગા મળેલા સમૂહને 'સંઘ' એ નામ જ અપાતું. સંઘમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચારેનો સમાવેશ થાય છે. અને તે કેટલીક વાર ખાસ કરી જણાવવા માટે 'ચતુર્વિધ સંઘ' એમ વિશિષ્ટ નામ આપવામાં આવે છે, પરંતુ સામાન્ય રીતે સાંસારિક કાર્ય માટે મળેલા 'સંઘ'નો અર્થ શ્રાવક–શ્રાવિકાનો–વિશેષે કરી શ્રાવકનો સમુદાય એ થાય છે, જ્યારે તેથી પર એટલે સાધુને ઉપયોગી કાર્ય અર્થે મળેલા 'સંઘ' નો અર્થ સાધુનું સંમેલન એવો થાય છે. પરંતુ "સંઘ એ ભિક્ષુ વર્ગની સામાન્ય સમૂહ વાચક સંજ્ઞા હતી, જો કે પાછળથી તે શબ્દ વ્યાપક અર્થમાં વપરાવા માંડયો" એવું કથન ઉક્ત અવલોકનકારનું થાય છે તે યોગ્ય નથી.

વલભી અને મથુરાની પરિષદોનો અવલોકનકાર સ્વીકાર કરે છે એટલે તે સંબંધે પ્રમાણ આપવાની જરૂર રહેતી નથી, પરંતુ તેમાં એટલું જણાવવાનું કે તેમાં પણ સૂત્રો

એકત્રિત કર્યાં તે સાધુઓને એકઠા કરીને, અને તે સાધુસમૂહનું નામ 'પરિષદ્' આપવામાં નહોતું આવ્યું, એટલું જ નહિ પરંતુ તે મંડળને 'વાચના' એ નામ આપવું એ તો કેવલ ભ્રમ છે, અને તે આગળ જતાં આ લેખમાં સિદ્ધ કરવામાં આવશે.

## પરિષદ્‌નો અર્થ.

જૈન પરિભાષામાં 'તીર્થંકર' નો ઉપદેશ સાંભળવા અર્થે બેઠેલા મંડળને 'પરિષદ્, પર્ષદ્, પર્ષદા' એ નામ આપવામાં આવતાં હતાં. સામાન્ય રીતે પર્ષદા એ નામ હતું અને તે પરથી અપભ્રંશ 'પરખદા' એમ ઘણા પ્રાકૃત જૈનો બોલે છે. તીર્થંકરના 'સમવસરણ' માં બાર પર્ષદા (સભા) હોય છે તેમાં(૧-૪)ચાર પ્રકારની દેવીઓની અને (૫) સાધ્વીઓ એ પાંચ પર્ષદા ઉભી થકી પ્રભુની 'દેશના' લે છે, તથા (૬-૯) ચાર પ્રકારના દેવતાની (૧૦-૧૧) મનુષ્ય પુરુષ અને સ્ત્રી એટલે શ્રાવક શ્રાવિકાની અને (૧૨) સાધુઓની એમ સાત પર્ષદા બેસીને શ્રવણ કરે છે એવું સમવસરણ પ્રકરણ અને આવશ્યક સૂત્રની વૃત્તિમાં જણાવ્યું છે, જ્યારે આવશ્યક સૂત્રની ચૂર્ણિમાં એમ જણાવેલું છે કે સાધુઓ ઉત્કટ આસને શ્રવણ કરે છે, સાધ્વીઓ અને વૈમાનિક દેવીઓ ઉભી રહે છે, બાકીની નવ પર્ષદા બેસીને જ જ્ઞાનભાનુની દેશના સાંભળે છે; એમ વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૮૦૮ માં રચેલા લોક પ્રકાશમાં જણાવેલું છે:—

> देव्यश्चतुर्धा साध्व्यश्च शृण्वंत्यूर्ध्वा द्रुमाः क्षणम् ।
> देवा सर्वे नरा नार्यो निविष्टाः श्रमणास्तथा ॥
>
> वृत्तावावश्यकस्येदं चूर्णौ चोत्कटिकासनाः ।
> शृण्वंति साधवोयोर्ध्वाः साध्व्यो वैमानिकांगना ॥
>
> उपविश्यैव शृण्वंति देशनामार्[illegible]नां ।
> पर्षदाऽन्या नेवत्युक्तं वेत्ति तत्त्वं तु तत्त्ववित् ॥

આવી રીતે ઉપદેશનું જૈન પારિભાષિક નામ 'દેશના' છે અને શ્રોતા મંડળનું નામ 'પર્ષદા' છે. હમણાં પણ પર્ષદા શબ્દ સાધુઓ ઉપદેશ આપતી વખતે થતા શ્રોતા મંડળને અપાય છે.

પ્રાચીન શોધખોળ કરતાં પૂર્વે સમિતિ-તંત્ર કેવું હતું તે ઘણી સારી રીતે જાણી શકાય છે. "પ્રાચીન સમાજમાં સર્વેથી વધારે મહત્ત્વપૂર્ણ તંત્ર હિંદુરાજ્યશાસ્ત્ર—(ક્ષાત્રધર્મ, દંડનીતિ, અર્થશાસ્ત્ર, રાજધર્મ, રાજશાસ્ત્ર, રાજનીતિ, નય, નીતિ આદિ અનેક નામ છે) માં સમિતિ-તંત્ર હતું. સમિતિને ઘણી સંસ્થાઓની માતા કહી શકાય તેમ છે.

વેદોના સમયમાં જનસમૂહને 'વિશઃ' કહેવામાં આવતો કે જેમાંથી 'વૈશ્ય' શબ્દની ઉત્પત્તિ થઇ છે. આ વિશઃ (વિટ્) 'જનો' માં વિભક્ત હતા. સાર્વજનિક વાતો પર વિચાર કરવા માટે સંપૂર્ણ વિશઃ એકત્રિત થતા હતા. આને 'સમિતિ' એ નામ આપવામાં આવતું હતું. (જૂઓ ઋક્ ૧,૯૫,૮;૯,૯૨,૬;૧૦,૧૬૬,૪ ઇત્યાદિ). સમિતિથી ઘણી નાની સંસ્થા ૧૦ કે ૧૫ વિશોની એક બીજી સંસ્થા હતી કે જેને 'સભા' એ નામ આપવામાં આવ્યું હતું. અથર્વવેદના એક મંત્રમાં સમિતિ અને સભા બે બ્હેનો હતી એમ કહેવામાં આવ્યું છે (૭,૧૨). એમ જણાય છે કે સમિતિની તરફથી સભા સાર્વજનિક બાબતોનો પ્રબંધ કરતી હતી. સમિતિ અને સભામાં વાગ્મી—વક્તા હોવાની લાલસા બધાને રહેતી હતી. અથર્વવેદમાં આ સંબંધે મંત્ર આપેલા છે (૨,૨૭;૭,૧૨).

પૂર્વોલ્લિખિત 'જનો' પ્રારંભમાં કેવલ પાંચ હતા કે જે સમષ્ટિ રૂપે 'પચજનાઃ' કહેવાય છે. આ પાંચે જન એક જ જાતિનાં અંગ હતાં અને સર્વે પોતાને 'આર્યાઃ' કહેતા હતા. 'પંચજના' ના સમિતિ તંત્ર પરથી પંચાયતનું નામ અત્યાર સુધી ચાલ્યું આવ્યું છે. જેટલી હિંદુ જાતિ પ્રાચીન છે તેટલી પંચાયતી પ્રથા પુરાણી છે એટલે કે એમ પણ કહી શકાય કે વેદ જેવી અનાદિ છે.

સમયે સમયે સમિતિ તંત્રથી નીચે લખેલી સંસ્થાઓની ઉત્પત્તિ થઈ છે.

(ક) વિદ્યાધ્યયનને માટે 'ચરણ' અથવા 'પરિષદ્'

(ખ) ન્યાય અને વ્યવહારને માટે ન્યાય-'સભા'

(ગ) રાજ્ય કાર્યને માટે સચિવોની 'મંત્રિ-પરિષત્'

(ઘ) આર્થિક જીવનમાં 'સંભૂય સમુત્થાન' એટલે વણિક્ જનોની કંપનીઓ, તથા કાર્યકારોની 'શ્રેણિયો'

(ઙ) પારમાર્થિક જીવનમાં ભગવાન્ બુદ્ધ મહાવીર પ્રભૃતિના ધર્મ-'સંઘ' કે જે આધુનિક મઠ-તંત્રમાં-વિહારમાં ચાલ્યા આવ્યા છે.

(ચ) ગ્રામ્યજીવનમાં વૈદિક 'ગ્રામણિ'-તંત્ર કે જેથી સાંપ્રત ગ્રામપંચાયત ઉદ્દભવેલાં છે.

(છ) નાગરિક જીવનમાં શ્રેષ્ઠી-સભા.

(જ) રાજ્યજીવનમાં ગણતંત્ર યા સંઘ રાજ્ય."‡

‡ શ્રીયુત કાશીપ્રસાદ જયસવાલ એમ. એ. બાર-ઍટ-લૉના એક લેખ પરથી.

વાચનાનો ખરો અર્થ.

વાચનાનો અર્થ કદી પણ પરિષદ્ કે એવું મંડળ થતો જ નથી અને જૈનોની પરિભાષામાં પણ તેવો અર્થ નથી, પરંતુ સામાન્ય અર્થ વાંચન (Reading) છે, તે જ જૈનોએ પોતાની પરિભાષામાં સ્વીકારેલો છે. આના પ્રમાણમાં ઉતરતાં આપણને મૂળ મગધ પરિષદ્‌ની ઉપર જણાવેલી વાતને લંબાવવી પડશે.

તે પરિષદ્ (સંઘ) માં બારમું અંગ (દૃષ્ટિવાદ) કોઇની પાસેથી પ્રાપ્ત થયું નહિ તેથી નેપાલમાં ધ્યાનાર્થે સ્થિત થયેલા ભદ્રબાહુ સ્વામી પાસે તે સમગ્ર અંગ કંઠસ્થ હોવાથી તેને સંઘે કહેવરાવ્યું કે અહીં આવી દૃષ્ટિવાદની વાચના દેવી પડશે; પણ તેઓએ બાર વર્ષ ચાલે તેવા મહા પ્રાણ નામના ધ્યાનનો આરંભ કર્યો હતો તેથી બની શકશે નહિ એમ કહેવરાવ્યું, આથી સંઘની 'ઉદ્ઘાટન' એટલે સંઘ બહારની શિક્ષા પોતાને થાય એવું જણાયું ત્યારે તેમણે કહેવરાવ્યું કે:—

मयि प्रसादं कुर्वाणः श्री संघः प्रहिणोत्विह ।
शिष्यान्मेधाविनस्तेभ्यः सप्त दास्यामि वाचनाः ॥ ३७ ॥

तत्रैकां वाचनां दास्ये भिक्षाचर्यात आगतः ।
तिसृषु कालवेलासु तिस्रोऽन्या वाचनास्तथा ॥ ३८ ॥

सायाह्नप्रतिक्रमणे जाते तिस्रोऽपरा पुनः ।
सेत्स्यत्येवं संघकार्यं मत्कार्यस्या विबाधया ॥ ३९ ॥

—પરિશિષ્ટ પર્વ.

—'જો મારા પર કૃપા કરી વિદ્વાન્ શિષ્યોને સંઘ મારી પાસે મોકલાવે તો હું તેને સાત વાચના આપીશ. તેમાંની એક વાચના ભિક્ષાચર્યા કરી આવ્યા પછી, ત્યાર પછીની ત્રણ કાલવેલાએ બીજી ત્રણ વાચના, અને સવાર સાંજના પ્રતિક્રમણ (દૈવસિક અને રાત્રિક) કરવાની વખતે બીજી ત્રણ વાચના ફરી આપીશ કે જેથી મારા કાર્યને બાધા થયા વગર સંઘનું (અભીષ્ટ) કાર્ય પણ થશે.'

આ પછી સંઘે સ્થૂલભદ્રાદિ પાંચસો સાધુને મોકલ્યા કે જેને

तान् सूरि र्वाचयामास तेऽप्यल्पा वाचना इति ।
उदभज्येयुर्निज स्थानं स्थूलभद्रस्त्ववास्थितः ॥ ७१ ॥

—સૂરિએ અલ્પ વાચના વાંચી, આથી તેઓ ઉદ્વેગ પામી નિજ સ્થાને ગયા, જ્યારે સ્થૂલભદ્ર ત્યાં જ–તેમની પાસે જ રહ્યા, અને તે ( બારમાં અંગમાં અંતર્ગત ) દશ પૂર્વ શીખ્યા ( જ્યારે અંગમાં કુલ ચૌદ પૂર્વ છે) વગેરે...

આ જ પ્રમાણે જયાનંદ સૂરિના સ્થૂલભદ્ર ચરિત્રમાં છે. જેમ કે:—

भीतोऽवक् सोपराधं मे संघोऽमुं क्षाम्यतु ध्रुवम् ।
उत्तमानां यतः कोपाः प्रणामान्ताः प्रह्वचिनाः ॥ ९९५ ॥

शिष्यान् प्रेषयतु प्राज्ञान् पाठयाम्यशठो यथा ।
श्री जिनाज्ञेव संघाज्ञा मान्या मानवतामपि ॥ ९९६ ॥

संज्ञाभूम्या गतस्त्वेका मेकां भिक्षाक्षणागतः ।
कालवेलाक्षणे चोभे तिस्त्रश्रावश्यके तथा ॥ ९९७ ॥

एवं सप्ताह्नि दास्येऽहं वाचना· शिष्यसंहतेः ।
ध्यानमध्येऽपि येनोक्त· परार्थ· स्वार्थतोऽधिकः ॥ ९९८ ॥

વગેરે વગેરે.

અને આ સંબંધે પ્રાચીન પ્રમાણુ તરીકે ઉપદેશપદમાં હરિભદ્ર સૂરિ પ્રાકૃત ગાથામાં જણાવે છે કે;—

मा उग्वाह पेसह साहुणो जजुया सुमेहाए ।
दिवसेण सत्त पडिपुच्छणाओ दाहामि जा झाणे ॥

एगा भिक्खाउ सभागयस्स दिवसद्धकाल वेल्लाए ।
बीआ तइया सण्णा वो सग्गे काल वेलाए ॥

दिवस्स भावणीओ चउत्थिगा वासए कए तिन्नि ।

तो थूलभद्दपमुहा मेहावीणं सया पंच॥
पत्ता तस्स समीवे पडिपुच्छाए य वायणं लिंती।
एक्कसि दोहिं तिहिं वा न तरंतव धारिउं जाहे॥

—(ભદ્રબાહુએ કહ્યું) 'મને સંઘ બહાર નહિ કરો, પણ જો સારી બુદ્ધિવાળા-મેધાવી સાધુઓ હોય તેમને અહીં મોકલાવો તો હું મારા ધ્યાન પર્યંત દરરોજ સાતવાર તેમની પૃચ્છાના જવાબ (પ્રતિપૃચ્છા) આપતો રહીશ. એક પ્રતિપૃચ્છા ભિક્ષાએથી પાછા ફરીને કરીશ, બીજી મધ્યાન્હની કાલવેલાએ કરીશ, ત્રીજી સંજ્ઞાના ઉત્સર્ગે કરીશ, ચોથી સાંજની કાળવેળાએ કરીશ, અને બાકીની ત્રણ સૂતી વખતે કરીશ. ત્યારે સંઘે સ્થૂલભદ્ર વગેરે પાંચસો બુદ્ધિમાન્ સાધુઓને ત્યાં મોકલાવ્યા. તેઓ તેમના પાસેથી પ્રતિપૃચ્છા વડે વાચના લેવા લાગ્યા. તેઓમાંના ઘણાઓ એકવાર બેવાર તથા ત્રણવાર સાંભળ્યાં પણ અવધારી શક્યા નહિ.

[ત્યાર પછી બધા ચાલ્યા જાય છે, અને સ્થૂલભદ્ર રહી તેમની પાસેથી દશ પૂર્વથી કંઇક ન્યૂન જેટલું શીખે છે એ વાત આવે છે.]

વાચના આપનાર 'વાચનાચાર્ય' કહેવાય છે. આ સંબંધે વજ્રસ્વામી કે જેનો જન્મ વીરાત્ ૪૯૬ વર્ષે થયો હતો તેના સંબંધની ટુંક કથાનો ભાગ નીચે આપવામાં આવે છે:—

'બાલ્યાવસ્થામાં પદાનુસારિણી લબ્ધિના બળથી સાધ્વી મુખે સાંભળીને અગ્યાર અંગનું જેણે અધ્યયન કર્યું છે, અને જેને આઠ વર્ષની ઉમરે ગુરૂ (સિંહગિરિ) એ દીક્ષા આપેલી છે એવા વજ્રસ્વામી ગુરૂની સાથે વિહાર કરતા હતા. એક દિવસ વજ્રસ્વામીને ઉપાશ્રયમાં મૂકી સર્વ સાધુઓ ગોચરીએ (ભિક્ષાર્થે) ગયા હતા. અવસરે વજ્રસ્વામીએ સઘળા મુનિઓની ઉપધિઓ (આસન વિગેરે ઉપકરણો)ને હારબંધ ગોઠવી તેમાં મુનિઓની 'સ્થાપના' કરીને (મુનિઓ બેઠા છે એમ માનીને) પોતે વચમાં બેસી મોટે સ્વરે આચારાંગાદિની વાચના આપતા હોય તેમ બોલવા લાગ્યા. તે અવસરે 'સ્થંડિલ ભૂમિ'થી (દીર્ઘ શંકા કરી) આચાર્ય આવ્યા. ઉપાશ્રયનાં બારણાં બંધ જોઇને ગુરૂએ ગુપ્ત રીતે અંદર જોયું તો વજ્રસ્વામી સર્વ મુનિઓની 'ઉપધિ' ને એકઠી કરી છાત્રબુદ્ધિથી ભણાવતા હતા. ગુરૂએ ચિંતવ્યું કે 'જો હું એકદમ બારણું ઉઘડાવીશ તો તે શંકિત થશે' એમ વિચારી મોટે સ્વરે 'નિસિહિ' એ પ્રમાણે ત્રણવાર શબ્દોચ્ચાર કર્યો. એ સાંભળી ગુરૂ આવ્યા છે એમ જાણી વજ્રસ્વામીએ લઘુલાઘવી કલાએ એકદમ દરેક ઉપધિને તેને સ્થાને મૂકી દઇને બારણું ઉઘાડ્યું. ગુરૂએ વિચાર્યું કે 'આ પુરૂષ રત્નમાં આટલું બધું જ્ઞાન છે, માટે આનું જ્ઞાન અજાણપણામાં ન જાઓ' એવું વિચારી બીજે દિવસે સિંહગિરિ આચાર્ય કંઈ કાર્યનું મિષ કરીને બીજે ગામ જવાને ઉદ્યુક્ત થયા. તે વખતે સાધુઓએ પૂછ્યું કે 'હે સ્વામી! અમને વા-

ચના કોણ આપશે?'—ગુરૂએ કહ્યું કે 'આ વજ્ર નામના લઘુ મુનિ તમને વાચના આપશે.' તેઓએ કહ્યું 'તહત્તિ' (એટલે તથૈતિ, બહુ સારૂં). તે વખતે 'આ બાલક અમને શું વાચના આપી શકશે?' એવી શંકા પણ તેઓએ કરી નહિ. ગુરૂ બીજે ગામ ગયા. શિષ્યોએ સિદ્ધાંતની વાચના વજ્રમુનિ પાસે લીધી. અધ્યયન બહુ સારી રીતે થયું. પછી ગુરૂ મહારાજ પધાર્યા અને શિષ્યોને પૂછ્યું 'કાંઈ અધ્યયન થયું કે કેમ?' તેઓએ કહ્યું 'અધ્યયન બહુ સારી-રીતે થયું, થોડા દિવસમાં ઘણો અભ્યાસ થયો; માટે હવે પછી આ વજ્રસ્વામી જ અમારા વાચનાચાર્ય થાઓ.' એ પ્રમાણે સાધુઓએ અરજ કરવાથી ગુરૂએ વજ્ર મુનિને આચાર્ય પદ આપ્યું અને વાચનાચાર્ય તરીકે સ્થાપ્યા."

—ઉપદેશમાળા ભાષાંતર પૃ. ૧૫૪–૧૫૫

વાચનાચાર્ય સંબંધે પરિશિષ્ટ પર્વમાં ઉપર્યુક્ત વજ્રસ્વામીના સંબંધેનું નીચે પ્રમાણે કથન શ્રી હેમચંદ્રાચાર્ય કરે છે—

इत्याचार्या विभावर्या शिष्येभ्योऽकथयन्निति ।
यास्यामो ग्रामममुकं द्वित्राहं तत्र नः स्थितिः ॥
व्यजिज्ञपन्गुरुं योगप्रतिपन्नाश्च साधवः ।
'भगवन् ! वाचनाचार्यस्तत्कोऽस्माकं भविष्यति' ॥
'वज्रो वो वाचनाचार्यो भवित' त्यादिशद् गुरुः ।
भक्तत्वादविचार्यैव प्रत्य वद्यन्त ते तथा ॥
प्रात कृत्य कायोत्सर्ग वाचना ग्रहणादिकम् ।
कर्त्तुं ते साधवो वज्रं निषद्यायां न्यपादयन् ॥

વગેરે.

વળી વિશેષમાં જૈન તત્વજ્ઞાન જેમાં સૂત્રબદ્ધ સમાવ્યું છે અને તેથી જેમાં જૈન પરિભાષા સર્વ આવી જાય છે એવા તત્ત્વાર્થ સૂત્ર (રચનાર શ્રીમદ્ ઉમા સ્વાતિ કે જે વીરાત્ ૨૪૫ માં દેહોત્સર્ગ કરનાર આર્ય મહાગિરિના શિષ્ય થતા હતા) માં કર્મનો નાશ કરનાર તપને જણાવેલું છે, પછી તે તપ બાહ્ય અને અંતરંગ એમ બે પ્રકારે જણાવી અંતરંગ તપના ૭ પ્રકારમાં સ્વાધ્યાયને એક પ્રકાર ગણાવી તે સ્વાધ્યાયના પાંચ ભાગમાંથી પહેલા ભાગને વાચના:કહેવામાં આવેલ છે.

वाचनापृच्छनानुप्रेक्षाम्नाय धर्मोपदेशाः—अध्यायः ९ सूत्रं । २५

આના પર ભાષ્ય એ છે કે—

स्वाध्यायः पंचविधः । तद्यथा । वाचना प्रच्छनं अनुप्रेक्षा आम्नायः धर्मोपदेश इति । तत्र वाचनं शिष्याध्यापनम् । प्रच्छनं ग्रन्थार्थयोः । अनुप्रेक्षा ग्रंथार्थयोरेव मनसाभ्यासः । आम्नायो घोषविशुद्धं परिवर्त्तनं गुणनं रूपदानमित्यर्थः । अर्थोपदेशो व्याख्यानमनुयोगवर्णनं धर्मोपदेश इत्यप्यार्यान्तरम् ॥

અને તે પરની સર્વાર્થ સિદ્ધિ નામની ટીકા એમ જણાવે છે કે—

निरवद्यग्रंथार्थोभयप्रदानं वाचना । संशयच्छेदाय निश्चित बलाधानाय वा परानुयोगः प्रच्छना । अधिगतार्थस्य मनसाऽभ्यासोऽनुप्रेक्षा । घोषशुद्धं परिवर्तनमाम्नायः । धर्मकथाद्यनुष्ठानं धर्मोपदेशः । स एष पंचविधः स्वाध्यायः किमर्थः । प्रज्ञातिशयः प्रशस्ताध्यवसायः परमसंवेगस्तपो वृद्धिरतिचार विशुद्धिरित्येवमाद्यर्थः ॥

ઉક્ત ઉમાસ્વાતિકૃત પ્રશમરતિ નામના ગ્રંથની ટીકામાં જણાવ્યું છે કે—

स्वाध्यायः पंचधा–वाचना पृच्छना अनुप्रेक्षा आम्नायः धर्मोपदेशश्च । तत्र वाचना आलापकदानं, संजातसंदेहपृच्छनं ( पृच्छना ), अनुप्रेक्षा मनसा परिवर्तनमागमस्य, आम्नाय आत्मानुयोगकथनं, धर्मोपदेश आक्षेपणी विक्षेपणी संवेदनी निर्वेदनी चेति कथा धर्मोपदेशः ।

દેવગુપ્તાચાર્ય પ્રણીત નવ તત્ત્વ પ્રકરણ પરની ટીકામાં કથન એ છે કે—

वाचना शिष्याणां कालिकोत्कालिक सूत्राद्यालापकप्रदानम् । प्रच्छना सूत्रार्थसंदेहाद्यपनोदाय प्रच्छनम् । परावर्त्तना पूर्वाधीतग्रंथगुणना । अनुप्रेक्षा पुरावगतसूत्रार्थस्य मनसाऽभ्यसनं चिन्तनमित्यर्थः । धर्मकथा धर्मप्रतिबद्धसूत्रार्थकथनं व्याख्यानमिति ॥

આમાં સામાન્ય રીતે અર્થ જણાવીએ તો સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે. (૧) વાચના-પઠન, શાસ્ત્રાધ્યયન (Reading), (૨) પૃચ્છના-પૃચ્છન એટલે ગ્રંથના અર્થ તથા પાઠને પ્રશ્નપૂર્વક સંદેહ દૂર કરવા પૂછવા (Inquiry) (૩) પરાવર્તના-આમ્નાય-શીખેલું સંભારી જવું (Recollection, revision, recapitulation) (૪) અનુપ્રેક્ષા-અર્થચિંતન; ગ્રંથના અર્થ ઉપર મનનો અભ્યાસ-મનનું ચિંતવન-એકાગ્ર મનથી વિચાર કરવો તે (Pondering over the meaning, reflection)—આ ચાર સ્વાધ્યાયમાં વાચન,

મનન અને નિદિધ્યાસનો સમાવેશ થાય છે. શ્રવણનો સમાવેશ જો કે પૃચ્છનામાં અલ્પાંશે થાય છે છતાં તેનો ખાસ વિશિષ્ટ રીતે સમાવેશ કરવા સ્વાધ્યાયનો પાંચમો પ્રકાર કહેલો છે તે (૫) ધર્મોપદેશ—(અર્થોપદેશ, વ્યાખ્યાન, અનુયોગવર્ણન, ધર્મકથા) એટલે ધર્મના વ્યાખ્યાનનુ શ્રવણું કરવુ.

આ પરથી સમજાયું હશે કે પરિષદ્દનું કે એકત્રિત થયેલા મંડળનું જૈન પારિભાષિક નામ 'વાચના' હતું એમ કહેવું એ ભ્રમયુક્ત છે. તેના વાસ્તવિક અર્થો તેની વ્યુત્પત્તિ પ્રમાણે વાંચન (Reading)-પઠન, શિષ્યોને શિખવવું,—સૂત્રનો પાઠ અને અર્થ એમ બન્ને આપવા,—આલાપક એટલે આળાવા (સૂત્રના ખંડો) એક પછી એક શિખવતી વખતે શિષ્યને આપવા વગેરે ઉપર જણાવેલા આધાર પ્રમાણે છે. આની વિશેષ પુષ્ટિમાં 'વાચના' એ જ અર્થમાં ઘણે સ્થળે વપરાયેલ છે, પણ વિસ્તાર ભયથી ઉદાહરણો આપવાનું યોગ્ય નથી ધાર્યું.

આ સાથે ઉમેરવાનું પ્રાસંગિક છે કે ઉપર્યુક્ત પાટલિપુત્રમાં અંગ નિમિત્તે સંઘ (પરિષદ્) મળ્યો ત્યાર પછી તે જ નિમિત્તે મથુરામાં તેમ જ વલભિપુરમાં સંઘ મળ્યો હતો અને તે બંનેની 'વાચના' પ્રકારમાં સ્વાભાવિક રીતે કંઈ ન્યૂનાધિક હોય તેથી તે બંનેનાં વાંચનને 'માથુરી વાચના' અને 'વાલભી વાચના' અનુક્રમે કહેવામાં આવે છે. જો કે ત્યાર પછી તે બંનેનું સંમિશ્રણ થઈ એક વાચના થઈ હતી એટલે બધાના પાઠ એક સરખા કરવામાં આવ્યા હતા.

ઉપર્યુક્ત વલભીપુરમાં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે (વીરાત્ ૯૮૦ અથવા ૯૯૩) **સાધુનું સંમેલન** ભરી જૈન સૂત્રો-અંગોને લેખારૂઢ કર્યાં હતા એમ તે સંબંધી જણાવવામાં આવ્યુ છે. (સં. ૧૯૩૩ ના રચેલા આત્મપ્રબોધનુ ભાષાંતર પૃ. ૮૪)

આમ ત્યારે (૧) 'મગધની પરિષદ્' (૨) 'સંઘ' અને (૩) 'વાચના' એ બાબતોમાં ગુજરાતી પત્રમાંના વિદ્વાન્ અવલોકનકારનો ભ્રમ જણાશે.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.
પર્યુષણ પર્વ. તા. ૯-૯-૧૫

**મોહનલાલ દલીચંદ દેશાઈ.**

# કળા.*

તત્ત્વવેત્તાઓએ આ અખિલ વિશ્વના—અને એ વિશ્વમાં સમાયલી સઘળી વસ્તુઓના—બે મ્હોટા વિભાગ પાડ્યા છેઃ પ્રકૃતિ અથવા કુદરત અને પુરુષ અથવા માનવ આત્મા. આ બન્નેના એકબીજાની સાથેના ગાઢા સમ્બન્ધને લીધે સંસારનો પ્રવાહ અસ્ખલિત વહ્યો જાય છે અને અનેક સારાં માઠાં કર્મો કરાયાં જાય છે. એ સમ્બન્ધ જો ન થયો હોત તો સંસાર હોત નહીં અને માનવીને માટે સત્પ્રવૃત્તિઓ કે દુષ્પ્રવૃત્તિઓનો પ્રસંગ પ્રાપ્ત થાત નહીં. એ સમ્બન્ધનો જો વિચ્છેદ થઈ શકતો હોય તો માનવી સંસારના ધર્મમાંથી મુક્ત થાય અને તેને કંઈ કરવાનું રહે નહીં. એ સમ્બન્ધનો વિચ્છેદ નથી થઈ શકતો, એ સમ્બન્ધ અનિવાર્ય છે તેને લીધે અનેક કૃતિઓ આરંભવાની માણસને ફરજ પડે છે અને અનેક કાર્યો કર્યા વગર માણસથી રહેવાતું નથી. એ અનિવાર્યતાને લીધેજ જુદી જુદી કળાઓનો—ઉપયોગી કળાઓ અને લલિતકળાઓનો—જન્મ થયો છે, અને એ અનિવાર્યતાને લીધેજ માનવી જ્યાં સુધી છે ત્યાં સુધી એ કળાઓ ટકી રહેશે.

પ્રકૃતિ અને પુરુષ.

પ્રકૃતિ અથવા કુદરતની સાથેના અનિવાર્ય સમ્બન્ધને લીધે માનવી અનેક કર્મોનો **કર્તા** બને છે તેનીજ સાથે એ જુદા જુદા કર્મોનાં જે સારાં માઠાં ફળ થાય છે તેનો **ભોક્તા** પણ એ બને છે. મનુષ્ય જે જે વિચારો કરે છે અને જે જે લાગણીઓ અનુભવે છે તે તે વિચારો અને તે તે લાગણીઓ વાણી અને કૃતિદ્વારા પ્રકટ કરવાને તે સ્વાભાવિક રીતે લલચાય છે. જેમ જેમ પોતાના વિચારોની સત્યતા માણસથી વધારે સમજાતી જાય છે, જેમ જેમ પોતાના હૃદયની લાગણીઓ વધારે ને વધારે ઉત્કટ સ્વરૂપ પ્રાપ્ત કરતી જાય છે તમ તેમ તે વિચારો અને લાગણીઓને વાણી અથવા કૃતિદ્વારા પ્રકટ કરવાની પ્રેરણા તેને વધારે ને વધારે મજબૂત થતી જાય છે. વિચાર, વાણી, અને વર્તન એ ત્રણ મનુષ્યમાં પ્રકૃતિની સાથેના સમ્બન્ધને લીધે આવેલા કર્તૃત્વધર્મનાં સ્વાભાવિક પગથિયાં છે. વિચાર એ બીજ છે; વાણી અને વર્તન એ ફળ છે. માણસ વિચાર કરે છે તે શેને માટે? તે વિચારો વાણી અને વર્તનમાં ઉતારવાને માટે. જેમ વિચારનું જોશ વધારે તેમ તેનો વાણી અને વર્તનમાં પરિણામ થવાનો સંભવ પણ વધારે; જેમ લાગણી વધારે ઉંડી તેમ તેનો પ્રાદુર્ભાવ પણ વધારે બળવાન્ હોય છે.

કર્તૃત્વ અને ભોક્તૃત્વ.

"The child not only suffers, but cries; not only hungors, but oats. The man not only thinks, but speaks and acts."

---

* સિડનિ કૉલ્વિન, લેસિંગ, ઇમર્સન, રસ્કિન, ટૉલ્સ્ટૉય વગેરેનાં આ વિષયને લગતાં લખાણો વાંચ્યા બાદ આ નિબંધ લખાયો છે.

(બાળક દુઃખ વેઠીને બેસી રહેતું નથી, પણ રડે છે; ક્ષુધા વેઠીને બેસી રહેતુ નથી, પણ ખાય છે. મ્હોટી ઉમ્મરનો માણસ વિચાર કરીને બેસી રહેતો નથી, પણ તે વિચારોને વાણી અને વર્તનદ્વારા પ્રકટ કરે છે).

શાસ્ત્ર અને કળા.

વિચાર અને લાગણી પ્રકટ કરવાની આત્માની આ અનિવાર્ય જરૂરિયાતને લીધેજ સઘળાં શાસ્ત્રો અને સઘળી કળાઓનો જન્મ થયો છે. શાસ્ત્રના ગ્રન્થો આપણી બુદ્ધિ ઉપર સીધી અસર કરનારા હોય છે; કળાઓ આપણા હૃદયદ્વારા માનવીની ઉંડી લાગણીઓના રમ્ય સંદેશાઓ આપણને પ્હોંચાડે છે. શાસ્ત્રના ગ્રન્થો વિશ્વમાં વ્યાપી રહેલા સત્યનું સંશોધન કરે છે; કળાઓ એ સત્યની સાથેજ જે સૌન્દર્ય સમાયલું છે તેનું આપણને ભાન કરાવે છે. શાસ્ત્રના ગ્રન્થો અમુક નિયમો તારવી કાઢવાનો યત્ન કરે છે: કળાના ગ્રન્થો એ નિયમો કેમ લાગુ પાડવા તેનો વિચાર ચલાવે છે. શાસ્ત્રના ગ્રન્થો શૃંખલાબદ્ધ દલીલો ચલાવે છે, પૃથક્કરણ કરે છે, અમૂર્ત વિચારો ચર્ચે છે; કળાઓ દલીલોને દૂર રાખે છે, પૃથક્કરણનો પરિત્યાગ કરે છે, અને અમૂર્ત વિચારોને અળગા રાખે છે. સૌન્દર્યને મૂર્તિમંત કરવું, સૌન્દર્યનાં મૂર્ત સ્વરૂપો રજુ કરી આપણા હૃદયને આનન્દ આપવો એ કળાનો વ્યાપાર છે.

સૌન્દર્યનો ઉપભોગ.

એ વ્યાપારની સફળતા માટે જરૂરનું છે કે આનન્દ આપનારી જે લાગણીઓ કળાવાન્ અન્યના હૃદયમાં ઉત્પન્ન કરવા માંગે છે તે લાગણીઓ કળાવાનના પોતાના હૃદયમાં પ્રથમ ઉત્પન્ન થઈ હોવી જોઇએ; જે સૌન્દર્યના અન્યને ભોક્તા બનાવવા તે ઇચ્છે છે તે સૌન્દર્યનો ઉપભોગ પ્રથમ તેણે કરેલો હોવો જોઇએ. એ સૌન્દર્યનો ઉપભોગ સઘળા વ્યાવહારિક ઉપભોગ કરતાં તદ્દન જુદાજ પ્રકારનો છે. એ ઉપભોગમાં વિષયવાસનાની ગંધમાત્ર પણ હોતી નથી. એ ઉપભોગમાં અમુક વસ્તુને અથવા અમુક માણસને મેળવવાની તૃષ્ણા હોતી નથી. એ ઉપભોગમાં અમુક વસ્તુને અથવા અમુક માણસને પ્રાપ્ત કરવાના પ્રયત્ન આદરવામાં આવતા નથી. એ ઉપભોગમાં લાલસા હોતી નથી. એ ઉપભોગમાં ગ્લાનિ હોતી નથી. એ ઉપભોગમાં સ્પર્ધા હોતી નથી. એ ઉપભોગમાં ચિન્તા હોતી નથી. એ ઉપભોગમાં નિરાશા હોતી નથી. એ ઉપભોગ સઘળા સંસારના ઉપભોગ કરતાં વધારે નિઃસ્વાર્થ, વધારે વિશુદ્ધ, વધારે ઉંચો હોય છે.

સૌન્દર્યની વ્યાપકતા.

એ ઉપભોગનાં સાધનોનું ક્ષેત્ર આ વિશ્વમાં કેટલું વિશાળ છે! હૃદય ઉપર આવી ગયલાં આવરણોને દૂર ખસેડીને ત્હમે દૃષ્ટિ ફેરવશો તો વિશ્વમાં સ્થળે સ્થળે સૌન્દર્યજ ત્હમારા જોવામાં આવશે. પ્હાડનાં શિખરો ઉપરથી પડતા જળધોધ ત્હમે જુઓ! સમુદ્રનાં ઉછળતાં અને ઘુઘવાટ કરતાં મોજાંઓ ત્હમે જુઓ! આકાશમાં ઉડયા જતાં અને કિલકિલાટ કરતાં પક્ષીઓને ત્હમે જુઓ! રોજ રોજ ત્હમારાં નયન આગળ પ્રકાશતી ઉષાને ત્હમે જુઓ! એ સર્વમાં ત્હમને સૌન્દર્ય નથી જણાતું? કાલાં કાલાં વચનો વદતાં બાળકો ત્હમે જુઓ! નિશાળે જતી કોમળ

કુમારિકાઓ તરફ તમે દષ્ટિ કરો! મ્હોટી વયના આત્મગૌરવવાળા ડોકરાઓની ચાલચાલ તમે નિહાળો! લાગણીઓના વેગમાં તણાતા યુવાનો તરફ તમારી નજર ફેરવો! સૌન્દર્યના પ્રભાવથી તમારો આત્મા કંપી ઉઠશે, તમે સ્તબ્ધ બની જશો, તમે અનેક પ્રોત્સાહન મેળવશો, તમે અવનવું ચેતન પામશો; કારણ કે ઇમર્સન કહે છે તે પ્રમાણે:—

"The most useful man in the most useful world, so long as only commodity was served, would remain unsatisfied. But, as fast as he sees beauty, life acquires a high value."

(આ અત્યન્ત ઉપયોગવાળી દુનિયાનો અત્યન્ત ઉપયોગવાળો મનુષ્ય જ્યાં સુધી માત્ર તેની સ્થૂલ જરૂરિયાતોજ પૂરી પડતી હોય ત્યાં સુધી અતૃપ્ત રહે; પણ જ્યાં સૌન્દર્યનું તેને દર્શન થાય છે કે તેની સાથેજ તેના જીવનનું મૂલ્ય એકદમ વધી જાય છે).

સૌન્દર્ય તરફ મનુષ્યમાત્રનું હૃદય ખેંચાય છે. 'A thing of beauty is a joy for ever.' (Keats). સૌન્દર્ય વાળી વસ્તુ આપણને નિરંતર આનન્દકારી લાગે છે. આપણા દરેક કર્મમાં, આપણી દરેક હીલચાલમાં, આપણી ન્હાની મ્હોટી સઘળી પ્રવૃત્તિઓમાં, આપણા નીતિનિયમોમાં, આપણા આચાર વિચારમાં, આપણી રહેણી કરણીમાં, આપણા વિવેકમર્યાદા અને સભ્યતાના સામાન્ય નિયમોમાં પણ સૌન્દર્યના તત્ત્વને આપણે અગ્રસ્થાન આપીએ છીએ. સૌન્દર્યને આપણે પૂજીએ છિયે. સૌન્દર્યના તત્ત્વને આપણા જીવનના દરેક વ્યાપારની સાથે આપણે જોડી દઇએ છિયે. ઇશ્વરને પોતાને સકળ સૌન્દર્યના અધિષ્ઠાતા તરીકે આપણે બાઝીએ છિયે:

"God is the all-fair"

કુદરત એ કેવળ આ સકળ સૌન્દર્યના અધિષ્ઠાતાની લીલારૂપ છે. કેટલાક તો કુદરતને 'ઇશ્વરની કળા' એવું નામ પણ આપે છે. કળાવાનની રચનાનો મુખ્ય ઉદ્દેશ સૌન્દર્યની નિષ્પત્તિનો છે તેજ પ્રમાણે ઇશ્વરની રચનાનો મુખ્ય ઉદ્દેશ પણ સૌન્દર્યની નિષ્પત્તિનોજ હોય એવું જણાય છે. કુદરતમાં સર્વત્ર સુન્દરતાજ વ્યાપી રહેલી આપણા જોવામાં આવે છે:—

"In Nature, all is useful, *all is beautiful.*"

**કુદરત અને કળા.**

તેજ પ્રમાણે, ખરેખરા કળાવાનની કૃતિમાં પણ સર્વત્ર સુન્દરતાજ આપણા દીઠામાં આવે છે. આ કારણથીજ કેટલાકો 'કુદરત'ને 'કળા'નું અથવા તો 'કળા' ને 'કુદરત'નું નામ આપે છે. બાકી 'કુદરત' અને 'કળા' એ બેનો ભેદ સ્હેલાઇથી સમજી શકાય એવો છે. જે તત્ત્વો માનવપ્રયત્નથી વિકૃતિને પામ્યાં નથી હોતાં તેને આપણે 'કુદરત'માં ગણીએ છિયે: જેમકે, આકાશ, વાયુ, નદી, તારાઓ અને પુષ્પો. જે તત્ત્વો માનવપ્રયત્નને લીધે અસ્તિત્વમાં આવ્યાં હોય તે તત્ત્વોને આપણે કળાજન્ય કહીએ છિયે અને જે કિંવા માનવપ્રયત્નથી થઇ હોય છે તેને

આપણે 'કળા' નું નામ આપીએ છિયે; જેમકે, ઘર, પૂતળું, ચિત્ર અને ગાયન. માણસ જે કંઈ ક્રિયા કરે છે તે ઘણુંખરૂં બુદ્ધિપૂર્વક કરે છે, પણ કેટલીક ક્રિયાઓ માનવીની થાય છે તે કંઈ પણ બુદ્ધિવ્યાપાર ચાલ્યા વિનાજ થાય છે; જેમકે ન્હાના બાળકની સ્તન્યપાનની ક્રિયા. એવી ક્રિયાને કોઈ 'કળા'નું નામ આપતું નથી. તેજ પ્રમાણે, લૌકિક વ્યવહારનાં જે જે કર્મો માનવી કરે છે તેને પણ કોઈ 'કળા' નું નામ આપતું નથી; કારણ કે "સૌન્દર્યનો ઉપભોગ" કરવો એવો એ કર્મોનો હેતુ નથી. સૌન્દર્યની ભાવનાથી પ્રેરાઇને માનવહૃદયમાં જ્યારે જ્યારે અમુક અમુક લાગણીઓ ઉછળવા માંડે અને તે લાગણીઓથી પ્રેરાઇને માનવી જ્યારે જ્યારે અમુક અમુક પ્રવૃત્તિઓ આદરે ત્યારે ત્યારે તે પ્રવૃત્તિઓને કળાની પ્રવૃત્તિ ગણવામાં આવે છે અને એ પ્રવૃત્તિને પરિણામે કળાવાન્ અને બીજાઓની વચ્ચે જે વ્યવહાર ચાલુ થાય છે તે બીજા વ્યાવહારિક આનન્દો કરતાં વધારે ઉંચા આનન્દનો આપનારો અને હૃદયની કોમળ લાગણીઓનો જાગ્રત્ કરનારો હોવાથી તેને 'કળાનો આનન્દ' કહેવામાં આવે છે. પરન્તુ 'કુદરત' અને 'કળા' એ બેનો ભેદ સમજવાને માટે તો એટલુંજ કહેવું બસ થશે કે એકમાં બુદ્ધિપૂર્વક માનવપ્રયત્ન થતો જોવામાં આવતો નથી, અને બીજામાં તે જોવામાં આવે છે, એ કારણથી એકને આપણે 'કુદરત' કહીએ છિયે અને અન્યને આપણે 'કળા' નું નામ આપીએ છિયે.

અન્યોન્ય ઉપકાર.

ઉપર જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે કુદરતમાં સર્વત્ર સુન્દરતા છે; પણ તેનીજ સાથે કુદરતમાં એટલુ વૈવિધ્ય વ્યાપી રહેલું છે કે તેને લીધે કુદરતના અમુક અમુક છૂટા પદાર્થમાં રહેલું સૌન્દર્ય આસપાસના ગચુમચલાને લીધે સ્પષ્ટ નિરખવાનું દરેક માણસથી બની શકતું નથી. કળાવાનજ પોતાની સમગ્ર દૃષ્ટિને એ એક પદાર્થ ઉપર ચોંટાડીને તેમાં રહેલા સૌન્દર્યને પોતાના હૃદય વડે ઝીલી શકે છે, અને પોતાની રચનાદ્વારા એ સૌન્દર્યનો સાક્ષાત્કાર અન્ય જનોને કરાવી શકે છે. આસપાસની વગર જરૂરની ઝીણી ઝીણી વિગતોને એ ભૂલી જાય છે, અને જે તત્ત્વોને લીધે વસ્તુને તેનું ખરૂં સૌન્દર્ય પ્રાપ્ત થયુ હોય છે તે તત્ત્વોને એ આગળ આણે છે. આ પ્રમાણે કળા એ કુદરતની ન્યૂનતાઓને પૂર્ણ કરે છે અને કુદરતની ઉપકારક બને છે. પણ કળા એ જો કુદરતને મદદ કરે છે તો કુદરત જે કળાના ઉપર ઉપકાર કરે છે તે કંઈ જેવા તેવા નથી. કુદરત ઉપરજ કળાની સઘળી પ્રવૃત્તિનો આધાર છે. કુદરતના નિયમો સાચવે તોજ કળાવાનનો કળાવ્યાપાર ચાલી શકે છે. કુદરત જો મદદ કરે તોજ કળા પોતાનું કામ કરી શકે છે. કુદરત એજ કળાના જીવનનો આધાર છે. કળાવાન્ પોતે કુદરતનુંજ બાળક છે. કલ્પનાના પ્રભાવથી કોઈ નવી સૃષ્ટિ રચવાને એ પ્રેરાય છે તોપણ એ નવી સૃષ્ટિના નમૂના તરીકે તો એ કુદરતનેજ પોતાના હૃદયમાં રાખે છે અને કુદરતના નિયમોનું એ કદી વિસ્મરણ થવા દેતો નથી. સર થૉમસ બ્રાઉને કહ્યું છે તે પ્રમાણે —

"Nature is not at variance with Art, nor Art with Nature; they both being the servants of the Providence of God Art is the perfection of Na-

ture: were the world now as it was the sixth day, there were yet a chaos. Nature hath made one world and Art another. In brief, all things are artificial; for Nature is the Art of God."

(કુદરતને કળાની સાથે અથવા કળાને કુદરતની સાથે વિરોધ નથી. કુદરત અને કળા એ બન્ને પ્રભુના સેવકો છે. કળા કુદરતની ન્યૂનતાઓને પૂરી કરે છે: દુનિયા છઠ્ઠે દિવસે જેવી હતી તેવી ને તેવીજ અત્યારે પણ રહી હોત તો હજી સુધી અવ્યવસ્થાજ રહેત. કુદરતે એક દુનિયા બનાવી છે અને કળાએ બીજી દુનિયા બનાવી છે. ટૂંકામાં, સઘળી ચીજો કળાજન્ય છે, કારણ કે કુદરત એ ઈશ્વરની કળા છે).

ઉપયોગી કળાઓ અને લલિત કળાઓ.

આ પ્રમાણે, ઈશ્વરની કળા અને માનવીની કળા સુન્દર રચનાઓ રચી માનવજીવનને પ્રફુલ્લ બનાવે છે. 'સુન્દરતા' તરફજ ખાસ લક્ષ આપીને જે ક્રિયાઓ કરાય છે તેને આપણે 'કળા' નું નામ આપીએ છિયે. એથી ઉલટું 'ઉપયોગિતા' તરફજ ખાસ લક્ષ આપીને જે ક્રિયાઓ કરાય છે તેને આપણે 'હુન્નર'નું નામ આપીએ છિયે. પાશ્ચાત્ય વિદ્વાનો 'કળા' એ શબ્દ કેટલીક વાર વિશાળ અર્થમાં વાપરે છે અને જેને આપણે 'હુન્નર' કહીયે છિયે તેને પણ તેઓ 'કળા' માંજ ગણે છે. 'કળા' ના તેઓ બે વિભાગ પાડે છે: ઉપયોગી કળાઓ અને લલિત કળાઓ. ઘર બાંધવાનું કામ, વહાણ બનાવવાનું કામ, ખેતીનું કામ એ સર્વને તેઓ પ્હેલા વિભાગમાં મૂકે છે, અને સંગીતકળા, વક્તૃત્વકળા, કાવ્યકળા, ચિત્રકળા, શિલ્પકળા, એ સર્વને તેઓ બીજા વિભાગમાં મૂકે છે. 'ઉપયોગી કળાઓ'માં 'લલિત કળાઓ' કરતાં ઓછી ચતુરાઈ જોઇએ છે એવું કંઈ નથી; તેમજ એ કળાઓમાં સૌન્દર્યના તત્ત્વને તદ્દન બાજુ ઉપર મૂકવામાં આવે છે એવું પણ નથી. દાખલા તરીકે, સાંચાકામથી અમુક કાપડ તૈયાર કરવાની ક્રિયા આપણે લઇએ. એ ક્રિયાને માટે પ્રથમ સાંચાઓની જરૂર પડે છે. એ સાંચાઓ તૈયાર કરવાનું કામ ઘણું અઘરું છે અને એમાં ચતુરાઈની જરૂર પડે છે. એ કામ કરનારને કોઈ શિલ્પકાર કે અન્ય કળાવાનના કરતાં ઓછો વિચાર કે ઓછી મહેનત કરવી પડતી નથી. છતાં એના બનાવેલા સાંચાઓ તે લલિતકળાની કૃતિઓ ગણાતા નથી, કારણ કે તે સાંચાઓ અમુક ઉપયોગને લક્ષમાં રાખીને તૈયાર કરવામાં આવે છે. એ સાંચાકામથી તૈયાર કરવામાં આવતું કાપડ કેવી રીતનું હોવું જોઇએ તેનો આગળથી નિર્ણય કરનાર પુરુષ ઉપયોગ ઉપરાંત સૌન્દર્ય તરફ પણ દૃષ્ટિ રાખે છે, અને રાખવીજ જોઇએ, કારણ કે સૌન્દર્યનું તત્ત્વ એવું પ્રતાપી છે કે તેની અવગણના કરીને કરાયલી કોઈ પણ કૃતિ જોઈએ તેવી સફળ નથીજ થતી. તે છતાં, કાપડની બનાવટમાં સૌન્દર્યને પણ સ્થાન આપવામાં આવે છે તોપણ, કાપડને કોઈ લલિતકળાની કૃતિ તરીકે ગણતું નથી, કારણ કે કાપડ બનાવવાની ક્રિયાનું વિશેષ લક્ષ તો ઉપયોગિતા તરફજ હોય છે. તે ઉપરાંત, કાપડની બનાવટ કરવાનું જે સાધન તે જડ અને સૌન્દર્યભાવનાથી વિહીન હોય છે, તે કારણથી કાપડ બનાવવાની કળા 'લલિતકળા' નહીં પણ 'ઉપયોગી કળા' કહેવાય

છે. એથી ઉલટું, અમુક ચિત્ર ચીતરવામાં આવ્યુ હોય અથવા અમુક કાવ્ય રચવામાં આવ્યું હોય તો તેને આપણે 'લલિતકળા'ની કૃતિ તરીકે સ્વીકારીએ છિયે, કારણ કે તેનો મુખ્ય હેતુ સૌન્દર્યની નિષ્પત્તિનો છે. એ ચિત્રમાં શોકની છાયા હોય, એ કાવ્યમાં દુઃખનો ચિતાર આપવામા આવ્યો હોય તોપણુ એ ચિત્ર અથવા એ કાવ્યનું દર્શન અથવા વાચન કરતા આપણને સૌન્દર્યપ્રતીતિ થાય છે અને આપણે આનન્દ અનુભવીએ છિયે

'ઉપયોગી કળાઓ' અને 'લલિત કળાઓ'નો, 'સુન્દરતા' અને 'ઉપયોગિતા'નો આ ભેદ કેટલાકને રૂચતો નથી ઉપયોગિતાને સુન્દરતાથી કે સુન્દરતાને ઉપયોગિતાથી છૂટી ન પાડવી જોઇએ એવું તેઓ કહે છે જ્યા જ્યાં ઉપયોગિતા છે ત્યા ત્યાં સુન્દરતા છે, અને જ્યા જ્યાં સુન્દરતા છે ત્યાં ત્યાં ઉપયોગિતા છે એવુ તેઓ જણાવે છે ઉપયોગિતા અને સુન્દરતાનો ભેદ આપણે ભૂલી જવો જોઇએ એવો આગ્રહ તેઓ કરે છે આ માન જોસ્સાભર્યા વચનો છે. એમા જે સત્યાંશ છે તે એટલોજ છે કે સુન્દરતાનું તત્ત્વ એવુ વ્યાપક છે કે ઉપયોગી કળાની ઘણીખરી કૃતિઓમા એ તત્ત્વ પ્રવેશ પામે છે. આ સત્યાંશ કોઈ પણ ન સ્વીકારે એવો નથી સુન્દરતાના તત્ત્વનો ઉપયોગી કળામાથી સપૂર્ણ બહિષ્કાર થઈ શકે એમ છે પણ નહીં અને થાય એવુ કોઇએ ઇચ્છયુ પણ નથી. પણ એ કળાઓ આપણી સ્થૂલ જરૂરિયાતો પૂરી પાડે છે ત્યારે બીજી કેટલીક કળાઓ આપણા વ્યાવહારિક જીવનથી તદ્દન અલગ રહીને વ્યાવહારિક લાભાલાભની જેમાં ઇચ્છા નથી અને રૂપિયા આના પાઇની જેમાં ગણના નથી એવો કળાવ્યાપાર ચલાવે છે અને સૌન્દર્યનેજ પોતાનું લક્ષ્યબિન્દુ કરીને આપણને આનન્દ આપવાનો પ્રયત્ન કરે છે એ વાત ચોક્કસ છે આ કળાવ્યાપાર ઉપયોગી કળાના વ્યાપારથી જુદી જાતનો છે અને એનું લક્ષ્યબિન્દુ જુદુજ છે એ બે કળાઓની વચ્ચેનો ભેદ લાબા વખતથી ચાલતો આવ્યો છે અને સર્વત્ર સ્વીકારાયો છે એ ભેદ ભૂલી જઇને બે જુદીજ વસ્તુઓની ભેળમેળ કરી નાખવાનો મિથ્યા પ્રયત્ન શા માટે થવો જોઇએ તે સમજી શકાતું નથી.

*સુન્દરતા અને ઉપયોગિતા*

આશ્ચર્યની વાત એ છે કે 'લલિતકળા'ઓ તરફ કેટલાક વિદ્વાનોએ પણ અનાદર બતાવ્યો છે જે ઉપયોગી નહીં તે બીનઉપયોગી એવો કંઇક વિચાર તેઓના મનમા આવેલો જણાય છે પણ ભાષાની અપૂર્ણતાને લીધે અમુક ક્રિયાઓને આપણે 'ઉપયોગી કળાઓ' એવુ નામ આપીએ તેથી કંઈ ઇતર કળાઓ બીનઉપયોગી ઠરતી નથી. આત્માની જરૂરિયાતો અનેક છે. ખાવુ, પીવુ, અને ઉંઘવુ એમા જીવનની પર્યાપ્તિ નથી ઉદરપોષણ નિમિત્તના વ્યવહાર તો સહુ કોઈ ચલાવે છે. પશુઓ અને પક્ષીઓ પણ એ વ્યવહાર ચલાવે છે. સ્વાર્થ તો સહુમાં હોય છે. પોત પોતાના લાભ સાચવવાને માટે બિલાડાઓ અને કૂતરાઓ પણ લડી મરે છે માણસની ભૂખ એવા ક્ષુદ્ર લાભો સચવવામાથીજ તૃપ્ત થતી નથી. એની ભૂખ એથી ઘણી વધારે મ્હોટી છે. એની જરૂરિયાતો એથી ઘણી વધારે ઉંડી છે. એ ઉંડી જરૂરિયાતો

*આત્માની જરૂરિયાતો*

પૂરી પાડવાનું એક અગત્યનું સાધન 'લલિતકળાઓ' છે. એ કળાઓને બીનઉપયોગી કોણ કહેશે ?

સૌન્દર્ય એજ એ કળાઓનું લક્ષ્યબિન્દુ હોય છે. છતાં કેટલાકને 'સૌન્દર્ય' એ શબ્દ તરફ ખાસ અણગમો હોય એવું જણાય છે. 'સૌન્દર્ય' એ શબ્દ કળાની વ્યાખ્યામાં આવવો ન જોઇએ એવું તેઓ કહે છે. કળાની વ્યાખ્યામાંથી 'સૌન્દર્ય'ને તમે કાઢી શકશો; પણ આ વિશાળ વિશ્વમાં સૌન્દર્યનું જે સામ્રાજ્ય વ્યાપી રહેલું છે તેને તમે નાબુદ કેવી રીતે કરી શકશો ? સૌન્દર્ય આગળ કોનું હૃદય નમ્યું નથી ? સૌન્દર્યને જોતાં કોનું હૃદય ધબક્યું નથી ? સૌન્દર્યને પામવાને કોણ મથ્યું નથી ?

*સૌન્દર્યનું સામ્રાજ્ય.*

"કહો ! કોણે રોક્યો હૃદય ધબકારો લવ સુધી,
વહે છે તે જ્યારે ઝળહળિત સૌન્દર્ય પરથી ?" (કલાપી).

એ સૌન્દર્યજ લલિતકળાઓનો વિષય છે. લલિતકળાઓનુ કાર્યક્ષેત્ર પણું વિશાળ છે તેનું કારણજ એ છે કે સૌન્દર્યનું સામ્રાજ્ય ઘણું મ્હોટું છે. એ સામ્રાજ્યનો સ્વીકાર કર્યા વગર તમારે ચાલે એમ નથી. એ સામ્રાજ્યનું ભાન કરાવનારી કળા તે 'લલિતકળા.' એ 'લલિતકળા'ની વ્યાખ્યામાંથી 'સૌન્દર્ય'ને તમે કેવી રીતે બાતલ કરી શકશો ?

ટોલ્સ્ટૉયે પોતાના "What is art?" (કળા શું છે ?) એ નામના પુસ્તકમાં ફિલસુફોએ 'સૌન્દર્ય'નાં જે જુદાં જુદાં લક્ષણો આપ્યાં છે તે એકઠાં કર્યાં છે. એ લક્ષણો ઉપરથી એને એકંદરે એટલુંજ તત્ત્વ નીકળતું જણાયું છે કે "સૌન્દર્ય એ કળાનું લક્ષ્યબિન્દુ છે અને સૌન્દર્યથી આપણને એક પ્રકારનો આનન્દ મળે છે." આનન્દ એ કોઈ પણ વસ્તુ કે ક્રિયાની કિંમત આંકવાને માટે યોગ્ય કસોટી નથી એવું એ માને છે. આપણે ભોજન કરીએ છીએ તેની કિંમત જેમ આનન્દથી થઈ શકતી નથી તેમ કળાની કિંમત પણ તેનાથી મળતા આનન્દથી આપણે કરી શકીએ નહીં. માટે એ એવું સૂચવે છે કે જે ક્રિયા આપણા હૃદયમાં અમુક વિશુદ્ધ લાગણીઓ ઉત્પન્ન કરે તે કળા.

*ટોલ્સ્ટૉયના વિચારો.*

કેટલાક માણસોને 'આનન્દ'ની અવગણના કરવામાંજ આનન્દ મળે છે. પણ આનન્દનું તત્ત્વ એમ છોડયું છૂટી શકે એમ નથી. આનન્દની અવગણના કરીને તેઓ મેળવે છે શું ? આનન્દ. એ સિવાય આનન્દની અવગણનામાં કંઈ ઉંડો અર્થ સમાયો હોય એવું મ્હને જણાતું નથી. 'સૌન્દર્ય' કોને કહેવું એ પ્રશ્ન ચર્ચવો ઘણો અઘરો છે. પણ અગત્યના પ્રશ્નોની ચર્ચામાં જેમ મતભેદ પડે છે તેમ એ પ્રશ્નની ચર્ચામાં પણ મતભેદ પડતો હશે. છતાં 'સૌન્દર્ય' કોને કહેવું તે વિષે કંઈ કામચલાઉ નિર્ણય પણ ન થઈ

*તેની તપાસ.*

લંકારના દાગમાં નહીં, પણ શરીરના આરોગ્યમાં રહેલું છે એમ તેઓ સમજતા હતા. તેઓનાં જીવન તેઓના કળાવાનોની સૌન્દર્યભાવનાને પોષતાં હતાં; તેઓની કળા સમાજની દરેક વ્યક્તિમાં સૌન્દર્યની ભાવનાને પોષતી હતી. જીવન અને કળા એ ઉભયનો પરસ્પરાનુકૂળ વ્યવહાર તેઓમાં હતો, અને કળાથી તેઓને જે આનન્દ મળતો તે તેઓને વધારે વિશુદ્ધ અને વધારે સંસ્કારી બનાવતો.

સરળતા.

એ આનન્દ સર્વ કોઇને મળે છે. જે રચના આપણી બુદ્ધિમાં અમુક જ્ઞાન ઉતારવાના હેતુથી રચાઈ હોય તેની ભાષા કદાચ કઠણ હોય, તેના વિચારો ન સમજી શકાય એવા હોય, તેની દલીલો સમજતાં આપણને શ્રમ પડે એ સઘળું સંભવિત છે. પણ કળાનો જન્મ તો કવિના હૃદયમાં થાય છે, અને હૃદયની ભાષા હમેશાં સર્વથી સમજી શકાય એવીજ હોય છે. જે હૃદયમાંથી નીકળે તે હૃદયમાં બ્હેલું પ્હોંચી જાય છે. જે સાચું સૌન્દર્ય હોય છે તે નિરખવાને માટે કંઈ ખાસ પ્રયત્ન કરવાની જરૂર પડતી નથી. સૌન્દર્યનું તત્ત્વજ એવું છે કે દૃષ્ટિએ પડતાંજ મનુષ્યના હૃદયને તે હલમલાવી મૂકે છે.

સાદાઈ

એ સૌન્દર્યની ખરી ખુબી તેની સાદાઈમાંજ રહેલી હોય છે. સાચો કવિ પોતાના હૃદયની ઊંડી લાગણીઓને કૃત્રિમ અલંકારોના શણગારથી શોભીતી બનાવવાનાં ફાંફાં મારતો નથી. એ લાગણીઓ શોભીતીજ છે. જો ન હોય તો કવિએ તેને પોતાના હૃદયમાંજ રહેવા દેવી. જે સાચી લાગણીઓ છે તેનું ખરેખરૂં સૌન્દર્ય તેની સાદાઈમાં છે. હૃદયની કવિતામાં ભાષાનો ખાલી ભપકો અને અલંકારોની ખોટી ટાપટીપ અસ્થાને છે. ચિત્રોની પણ ખરી શોભા તેની સાદાઈમાંજ છે.—

"Pictures must not be too picturesque. Nothing astonishes men so much as common sense and plain dealing. All great actions have been simple, and all great pictures are." (Emerson)

ચિત્રો અતિશય ભપકાદાર ન હોવાં જોઇએ. સામાન્ય બુદ્ધિ અને સરળ વ્યવહારમાં માણસોને જે ચમત્કાર જણાય છે તે બીજા કશામાં નથી જણાતો. સઘળાં મહત્ત્વનાં કાર્યો સાદાં હોય છે, સઘળાં સારાં ચિત્રો પણ સાદાં જ હોય છે.

જો સૌન્દર્યની રચનાનો હેતુ અમુક નીતિનો ઉપદેશ આપવાનો નથી હોતો. છતાં સૌન્દર્ય અને અનીતિ એ બે સાથે વસી શકતાં નથી. સૌન્દર્ય જ્યાં હોય છે ત્યાં સદ્‌ગુણ પણ હોય છે એવો સામાન્ય નિયમ આપણે મૂકી શકીએ.

"यत्राकृतिस्तत्र गुणा वसन्ति"

એ કાલિદાસના વચનમાં કંઈ પણ સત્ય નથી એવું કોઈથી કહેવાશે નહીં. સૌન્દર્યમાં

નીતિ અને કળા.

અનીતિનો સડો જ્યાં હોય ત્યાં સૌન્દર્ય કદી ટકી શકતું નથી. મનુષ્ય જે જે વિચારો કરે છે તે તે વિચારોની છાપ તેની મુખમુદ્રા ઉપર પડયા વિના રહેતી નથી. જેને સત્યનો પ્રેમ હોય, જે નિખાલસ હૃદયનો હોય, જે કડવું પણ સત્ય નિડરપણે કહી નાંખે એવો હોય તેની મુખમુદ્રા ઉપર-થીજ તેનો સ્વભાવ જણાઈ આવે છે. જે કોઈની સાથે કજીઆમાં ઉતરવાનું પસંદ ન કરતો હોય તેના ચ્હેરા ઉપર એથી જુદીજ જાતની છાપ પડેલી હોય છે. જે અનીતિમાન્ હોય, કપટી હોય, વ્યભિચારી હોય તેનો ચ્હેરો ગમે તેવો ઉજ્જ્વળો હોય તોપણ તેમાં આપણને સૌન્દર્ય જણાતું નથી. નીતિ વગરના સૌન્દર્યને કોઈ પૂજતું નથી. નીતિ વગરનું માનવી ગમે તેવું સુન્દર હોય પણ તેને કોઈ ચ્હાતું નથી; નીતિ વગરની રચના ગમે તેવી સુન્દર હોય પણ તે કોઇને આનન્દ આપતી નથી.

"All high beauty has a moral element in it."

સઘળા ઉંચા પ્રકારના સૌન્દર્યમાં નીતિનું તત્ત્વ રહ્યું હોય છે એમ ઇમર્સન કહે છે. કોઈપણ કળાની રચનામાં અનીતિનું તત્ત્વ તો નજ હોવું જોઇએ એમ આપણે નિર્ભયપણે કહી શકીશું:—

"Art is not morality, because its end is always a work of art, not virtuous action: on the other hand because art is subordinate to morality, all the ends of art are but means to the end of life, and therefore a work of art which offends against morality is opposed to the happiness and the good of men." (Aristotle).

કળા એ નીતિ નથી. કળાનો ઉદ્દેશ હમેશાં કળાની રચના રચવાનો છે, સદાચારનું કૃત્ય કરવાનો નથી. આ કારણથી કળા અને નીતિ એ બે એક નથી. છતાં કળા હમેશાં નીતિને વશ રહે છે; કારણ કે કળાના જે જે ઉદ્દેશો છે તે સઘળા જીવનના ઉદ્દેશનાં માત્ર સાધનોજ છે, એટલે કળાની જે રચના નીતિની વિરુદ્ધ જતી હોય તે માણસના સુખ અને કલ્યાણની પણ વિરુદ્ધજ જાય છે એવું વ્યાજબી રીતે કહી શકાય.

એ રચનામાં સુરુચિનો ત્યાગ પણ થવો ન જોઇએ એની કોણ ના પાડશે? ભરત-નાટ્યશાસ્ત્રમાં રંગભૂમિ ઉપર ન ભજવાવા જોઇએ એવા કેટલાક પ્રસંગોનું લાંબું ટિપ્પણ આપ્યું છે તે એ સુરુચિનો ભંગ થતો અટકાવવાના હેતુથીજ. એ નિયમો તરફ હાલની રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકોમાં જોઇએ તેટલું લક્ષ આપવામાં નથી આવતું એ શોચનીયજ છે.

કળાવાન્ જે રચના રચીને આપણને સૌન્દર્યનું ભાન કરાવે છે તે કળાવાનના પોતાના બુદ્ધિપૂર્વકના પ્રયત્નનુંજ પરિણામ છે. પણ એ સૌન્દર્યની નિષ્પત્તિના કાર્યમાં કુદરત તરફથી એને જે મદદ મળે છે તે ઘણી સંગીન હોય છે. સંગીતકળા, વક્તૃત્વકળા, કાવ્યકળા,

ચિત્રકળા, શિલ્પકળા એ સર્વમાં માનવીને પોતાની બુદ્ધિ ઉપરાંત બીજાં બાહ્ય સાધનોની જોઇતી મદદ મળે છે ત્યારેજ તેનાથી કળાની રચના રચી શકાય છે.

કળાની રચનામાં કુદરતનો હિસ્સો.

કાવ્યકળામાં કવિ જે ભાષા વાપરે છે તે કંઈ કવિ પોતે પોતાની બુદ્ધિથી નવી ઉત્પન્ન કરતો નથી. વક્તૃત્વકળાની સફળતાનો આધાર પણ વક્તાના કુદરતી બંધારણ ઉપર, તેના અવાજની મિઠાશ ઉપર, તેના શરીરના બાંધા ઉપર, તેની આંખ અને તેના વદનની ચેષ્ટા ઉપર ઘણો રહે છે. તેજ પ્રમાણે ચિત્રકળામાં જુદા જુદા રંગોને કળાવાન્ પોતાના સાધન તરીકે વાપરે છે, શિલ્પકળામાં તે આરસ અથવા પત્થરને પોતાના સાધન તરીકે વાપરે છે; અને એ સાધનોમાંજ જે સુન્દરતાનું ભાન કરાવવાનો ગુણ રહેલો છે તે કંઈ કળાવાનના બુદ્ધિપૂર્વકના પ્રયત્નનું ફળ નથી. વળી, પ્રચલિત રૂઢિ અનુસાર જે તત્ત્વોને કળાવાને પોતાની કૃતિમાં દાખલ કર્યાં હોય તે તત્ત્વોની સુન્દરતાથી પ્રાપ્ત થતો યશ કંઈ કળાવાનની બુદ્ધિને આપવાનું કારણ નથી. દહેરાંઓની બાંધણીમાં ઘુમટ આવીજ રીતનો રાખવો, નાટકશાળામાં જુદા જુદા વિભાગની રચના આ પ્રમાણેજ કરવી, પૂતળાંઓને અમુકજ પ્રકારનાં વસ્ત્ર પહેરાવવાં એવી એવી જે રૂઢિ પડી ગઈ હોય તેમાં કંઈ કળાવાન્ પોતાનો સ્વતંત્ર બુદ્ધિવ્યાપાર ચલાવતો નથી. આ કારણથી, એ રૂઢિઓને અનુસર્યાથી જે સૌન્દર્યની નિષ્પત્તિ થાય તેને કળાવાન્‌ની બુદ્ધિનું ફળ ગણવાનું નથી. વળી, કેટલાંક આકસ્મિક કારણોને લીધે અમુક રચનાથી જે આનન્દની પ્રાપ્તિ થાય તેને પણ કળાવાનની કળાનું પરિણામ ગણવું જોઇએ નહીં. અમુક મકાનની બાંધણીથી જે આનન્દ થાય તેમાં સૂર્યના પ્રકાશથી, વાદળાંઓની આવજાથી, આસપાસની કુદરતી લીલાથી, બીજાં એની પાસેનાં મકાનોની, ઝાડોની, અને મિનારાઓની શોભાથી આપણને જે આનન્દ મળતો હોય તે કંઈ કળાવાનના બુદ્ધિપૂર્વક વ્યાપારનું ફળ નથી. અમુક વક્તાના વ્યાખ્યાનથી આપણને જે આનન્દ મળે છે તેમાં વ્યાખ્યાનનો પ્રસંગ જે સંજોગોમાં પ્રાપ્ત થયો હોય તે સંજોગોની મહત્તા, સઘળાની લાગણીઓનું એના તરફ થયલું ખેંચાણ એવાં એવાં અનેક આકસ્મિક કારણોને કળાવાનના વક્તૃત્વથી ઉત્પન્ન થતા આનન્દનાં પોષક તત્ત્વો તરીકે આપણે ગણાવી શકીએ. તેજ પ્રમાણે સંગીતનાં આનન્દમાં પણ જે સ્થળે, જે સમયે, અને જે મંડળીમાં સગીત ચાલતું હોય તેના ઉપર ઘણો આધાર રહે છે. રાતનો સમય હોય, ચાંદની ખીલી રહી હોય, ગાનાર કોઇ સ્ત્રી હોય, તે સ્ત્રીએ આપણા હૃદયમાં સ્થાન મેળવ્યું હોય તો એ સઘળાં આકસ્મિક કારણોને લઇને જે આનન્દની પ્રાપ્તિ થાય છે તે કંઈ કેવળ સંગીતનો આનન્દ નથી. કવિતાની એકાદ પંક્તિ કોઈ અનુકૂળ સ્થળે ટાંકવામાં આવી હોય તો તે ત્યાં આગળ પોતાના મૂળ સ્થાન કરતાં પણ વિશેષ શોભે છે. એ શોભાનો બધો યશ કંઈ કવિને એકલાને ઘટતો નથી. કુદરત, રૂઢિ, અને બીજાં આકસ્મિક કારણો કળાવાનને પોતાના કાર્યમાં મદદ કરે છે, કળાવાનની રચનાને વિશેષ સુન્દરતા અર્પે છે, કળાવાનની રચનાના આનન્દને વધારી મૂકે છે.

( અપૂર્ણ. )

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

## (૮)

ભવિષ્ય કાળના ઇતિહાસકારને ગુજરાતીનું ચોથું અંગ પારસી સાહિત્ય સ્વીકારવું પડશે. તેમનું સ્વતંત્ર સાહિત્ય પૂર્વે ભાગ્યે જ જોવામાં આવતું, પરંતુ નવિન શિક્ષણ દાખલ થયા પછી તે અજબ રીતે વધતું ચાલ્યું છે.

પારસી લોકોને સંજાણમાં વસવાની પરવાનગી આપતાં ત્યાંના રાણાએ દેશી (ગુજરાતી) ભાષાને માતૃભાષા તરીકે વાપરવાનો હુકમ કર્યો હતો એ વાત પાછળ આવી ગઈ છે. તેઓ જે પ્રદેશમાં વસ્યા તે પ્રદેશની ભાષા તેઓ શીખે ને વાપરે એ સ્વાભાવિક હતું. તેઓ જેમના સંગમાં વિશેષ આવે તેમની ભાષાનું અનુકરણ તેઓ કુદરતી રીતે કરે. એવું કહેવાય છે કે તેમનું ટોળું હિંદુસ્તાનમાં આવ્યું તે વખતે તેમની સાથે સ્ત્રીઓની સંખ્યા ઓછી હતી, તેથી તેમને આ દેશની દુબળા વગેરેની છોકરીઓ સાથે સંબંધ બાંધવો પડયો. આ વાત ખરી હોય કે નહિ, તથાપિ તેઓ દુબળા વગેરેના છોકરા છોકરીઓ નોકર રાખતા, તેથી તેમના સહવાસને લીધે તેમની ગુજરાતી ભાષા ગામડીઆ કે અશુદ્ધ બની.

એ સમયે પારસી ભાઇઓને ગુજરાતીનો અભ્યાસ કરવાનાં સાધન નહોતાં. છેક નવું શિક્ષણ શરૂ થયું ત્યાં સુધી તેમને તેમજ ગુજરાતીને તથા મુસલમાનોને ગામડી નિશાળના પંડયાઓ ઉપર આધાર રાખવો પડતો હતો. એ પંડયાઓ ભાષા જ્ઞાન આપતા જ નહિ એમ કહીએ તો ચાલશે. માત્ર વેપારી લોકોને ઉપયોગી થાય તેવું અને તે પણ ઘણીવાર બોડીઆ અક્ષરનું જ્ઞાન અપાતું. પારસીઓ વેપારી હોવાથી તેમને એટલું જ્ઞાન બસ થતું. બહુ કરીને તેમનો પત્ર વ્યવહાર પણ તેમના મહેતા-વાણીઆ બ્રાહ્મણ-ચલાવતા. હિંદુઓ જે કવિતાનાં લેખી પુસ્તકો વાપરતા તે બહુધા ધર્મના અંગનાં હોવાથી તે ઉનારી લેવાની ને વાંચવાની પારસીઓને ઇચ્છા ન થાય એ દેખીતું છે, એમ છતાં પણ કેટલાક સંસ્કૃત સુદ્ધાંનો અભ્યાસ કરતા; અને ગુજરાતીમાં કવિતા રચતા.

પારસીઓની માતૃભાષા પાછલા સમયમાં ફારસી થઈ હતી અને તેમની મૂળ ભાષા ઝુંદ પહેલવીનો અભ્યાસ બહુધા છૂટી ગયો હતો. આ કારણથી તેઓ ફારસી ને બીજા યાવની શબ્દોનો ગુજરાતી વાપરવામાં ઉપયોગ કરે એ સ્વાભાવિક હતું. હિંદની ભાષાઓ સાથે સંબંધ ન હોવાથી અને કેટલાક ફારસી અક્ષરો ને ઉચ્ચારો જૂદી તરેહના હોવાથી તેઓ ગુજરાતી બોલોના વિચિત્ર ઉચ્ચાર કરે એ બનવા જોગ હતું. આ સર્વ કારણોનો વિચાર કરીએ છીએ ત્યારે પારસીઓની ભાષા સુશિક્ષિત હિંદુઓના જેવી ન જ હોય એમ સ્પષ્ટ માલમ પડે છે.

પાશ્ચાત્ય શિક્ષણની શરૂઆત થયા બાદ તેમનું લક્ષ ગુજરાતી ભણી ખેંચાયું; અને દેશી ભાષામાં પ્રથમ માસિકો, વર્તમાનો કાઢવાનું, છાપખાનાં ઉત્પન્ન કરવાનું તથા રિસાલા ને પુસ્તકો લખવાનુ માન મેળવ્યું. શરૂઆતમાં તેઓ અને ગુજરાતી વિદ્વાનો ઘણીવાર સાથે મળીને લખવાનું કામ કરતા. ચરિત્ર નિરૂપણ લખવામાં સ્વ. મહીપતરામના જોડીદાર શેઠ નસરવાનજી ચાંદાભાઈ હતા. ગુજરાતી કવિયોની કવિતા, તથા ગુજરાતીઓને હાથે લખાએલા નિબંધો, પુસ્તકો, માસિકો પારસી લોકો આનંદથી વાંચતા તેમ પારસી ભાઇઓના; તેવા લેખો ગુજરાતીઓ ખુશીથી વાંચતા. પારસીઓનું ચાબુક અને જ્ઞાન પ્રસારક હું પોતે બાલ્યાવસ્થામાં આતુરતાથી વાંચતો હતો. કવિ નર્મદાશંકર અને દલપતરામની કવિતાઓ પારસી કુટુંબોમાં વિસ્તારથી ગવાતી. કવિ ગુલાબી, ગલુરામ, કૃપાશંકર, ભવાનીશંકર વગેરેને પારસીઓ તરફથી સારો આશ્રય મળતો હતો. બીજા ગ્રંથકારોને પણ તેમના તરફથી નાણાની ઘણી મદત મળતી. કવિ નર્મદાશંકરે નોકરી છોડી વિના આશ્રયે સાહિત્ય સેવા બજાવવા માંડી, ત્યારે તેમનાં ગુજરાનનાં સાધન પૂરાં પાડવા માટે તેમના પારસી મિત્રો ટપાલદ્વારા નોટોની નોટો વગર નામે મોકલી આપતા હતા. મારે કહેવું પડે છે કે ગ્રંથકારોને જેટલી મદત પારસીઓ તરફથી મળતી, તેટલી મદત ગુજરાતીઓ તરફથી તે વખતે ભાગ્યે જ મળતી હતી.

પરંતુ, જ્યારથી સંસ્કૃતમય ગુજરાતી લખનારા પેદા થયા, ત્યારથી તેમના ગ્રંથો વાંચવાનો અભાવ સ્વાભાવિક રીતે પારસી ભાઇઓને થયો. શાળોપયોગી પુસ્તકો કઠીણ ભાષામાં રચાવાં અને પરીક્ષકો સંસ્કૃત તરફ ખેંચાઈ ગુજરાતી ભાષાની પરીક્ષામાં એવા પ્રશ્નો કાઢવા લાગ્યા કે જેનો જવાબ ગુજરાતી વિદ્યાર્થીઓ પણ ભાગ્યે જ સંતોષકારક દઇ શકે. આવી પારસી વગેરે ઇતર કોમનો અભાવ એટલો વધી પડયો કે તેઓ ધીમે ધીમે ગુજરાતી ભાષા છોડી દઈ અન્ય ભાષાઓ લેવા લાગ્યા. પારસી ગુજરાતીની ઉછરતા હિંદુઓ ઠેકડી કરવા લાગ્યા. તેમની ભાષા અશુદ્ધ છે, તેઓ યાવની શબ્દોનો બહોળો ઉપયોગ કરે છે, અને તેઓ શુદ્ધ ગુજરાતી શીખી શકનાના જ નથી, એમ કેટલાક ગુર્જરો પ્રસિદ્ધ રીતે જણાવવા લાગ્યા. પારસીઓ અશુદ્ધ ભાષા કેમ વાપરતા થયા અને તેઓ યાવની શબ્દોનો ઉપયોગ કેમ કરવા લાગ્યા તેનાં કારણ ઉપર જણાવ્યાં છે. જેમ સંસ્કૃત જાણનારા હિંદુઓ સંસ્કૃતનો ઉપયોગ કરે, તેમ પારસી મુસલમાન યાવની શબ્દોનો ઉપયોગ કરે, તેમાં તેમને દોષ કેમ દઈ શકાય?

પરિણામ એ આવ્યું કે ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં પારસીઓનો વાડો જૂદો વળ્યો. તેમણે પોતાની ભાષામાં સંખ્યાબંધ પુસ્તકો લખ્યાં, અને તેનો ફેલાવો તેમની કોમમાં ઘણો થવા લાગ્યો. તેઓમાંના ઘણા થોડા હિંદુઓનાં પુસ્તકો વાંચે છે, તેમ તેમના ગ્રંથોનો ઉપયોગ હિંદુઓ પણ ક્વચિત્ જ કરે છે. આમ થવાથી હિંદુ ગ્રંથકારોને પારસીઓ તરફથી મળતો આશ્રય કમી થયો, હિંદુઓની સંખ્યા પારસીઓ કરતાં સો ગણી છતાં, તેમાં ધનવાન લોકો ઘણા છતાં, અને રાજા રજવાડા પુષ્કળ છતાં, તેમના તરફથી ગ્રંથકારોને ઉત્તેજન

એટલું ઓછું મળે છે, કે ઘણાક તો છાપખાનાનું ખરચ કાઢવાને પણ ભાગ્યશાળી થતા નથી, અને કેટલાકના લેખી ગ્રંથો એ જ કારણથી છપાયા વગર પેટી પેટારા સેવે છે. આવાં સાહિત્યનાં તડ ખરેખર દિલગીરી ઉપજાવનારાં અને હાનિકારક છે.

બીજા પ્રાંતો કરતાં ગુજરાતમાં તડ પાડવાનો નાદ વિશેષ જોવામાં આવે છે. જેમ નાતોમાં તડ પડતાં જાય છે, તેમ ધર્મની બાબતોમાં અને ભાષાની બાબતોમાં પણ તડની મારામારી જોવામાં આવે છે. પ્રથમ નર્મદાશંકર અને દલપતરામ વચ્ચે ભાષા સંબંધે કેટલીક ઝપા ઝપી થયેલી, પણ તેમનો ઝગડો દયારામે ગાયું છે તેમ "રસિયાજનનો" હતો. હાલ એવા ઝગડા નિંદા કરવાને, હાંસી કરવાને કે પોતાની સરસાઈ બતાવવાને ચાલે છે, અને તેથી એક બીજાનાં મન ખાટાં થાય છે. સ્થાનિક કે પ્રાંતિક શબ્દો ને પ્રયોગોની નિંદા થાય છે, સુરતીઓની મજાક ચરોતરીઆ કરે, ચરોતરીઆને સુરતી વખોડે, વળી તે બંને કાઠીઆ-ડીઓની ખોડો કાઢે, અને ગુજરાતીઓ પારસી વોહોરાની ભાષાને વખોડી કાઢે. આ તો ઘરની લઢાઇને ઘરમાં જ સળગી કહેવાય. એથી લાભ શો અને ભાષાની એક્તા ક્યારે થવાની? ભાષા કંઈ એક પ્રદેશની કે એક કોમની નથી. તે સર્વ દેશી અને સર્વ કોમની થવી જોઇએ. રા. નરસિંહરાવે આશ્વિન માસના વસંતમાં ગુજરાત શાળાપત્રે ન સ્વીકારેલું એક ચર્ચાપત્ર આપ્યું છે, તેમાં તેઓ જણાવે છે કે "ફૂકાતો પવન" એમાં ફૂંકાતો એ શબ્દ શુદ્ધ ગુજરાતી ભાષાનો નથી. પવન ફૂંકે છે અથવા ફૂંકાય છે એ તો અંગ્રેજી *blows*નું **નિર્જીવ અનુકરણ છે**—ભાષાંતર નથી. એ અંગ્રેજી શબ્દના અન્ય અર્થ જોડે ભ્રમની એક્તા કર્યાનું પરિણામ છે. **પારસી ગુજરાતીમા એ અનિષ્ટ** પ્રયોગ નજરે પડે છે. પણ આવાં ભાષાંતર ને ભૂલો ગુજરાતીઓ ક્યાં નથી કરતા? આ દુષ્ટ પરિણામ ફ્લાણા રિવાજને **આભારી** છે, સમારંભ પૂરો થયો કે સઘળા ગૃહસ્થો ચાપાણીને તથા મેવા મીઠાઇને **ઇનસાફ** આપવા ગયા. અમારા અંગ્રેજી ભણેલામાંના ઘણાક તો લખતી વખતે વિચાર શ્રેણી અંગ્રેજીમાં ગોઠવે છે અને પછી તેને ગુજરાતીમાં ભાષાંતર રૂપે લખવાનો યત્ન કરે છે. તે સમયે દેશી શબ્દો ન જડી આવે તો કોઈ નવો સંસ્કૃત શબ્દ ઉપજાવી કાઢે છે, કે સંસ્કૃત ફારસી કોશમાંથી કોઈ શબ્દ હુંઢી કાઢે છે, અથવા વખતે અંગ્રેજી શબ્દ જ મૂકી દે છે. તેમના યોજેલા સંસ્કૃત શબ્દો કરતાં વખતે પારસીઓ સહેલા ને બંધ બેસતા ગુજરાતી શબ્દો ખોળી કાઢે છે. અંગ્રેજી Indirectને બદલે તેઓ આડકતરી રીતે લખે છે, ત્યારે સંસ્કૃત ભણનાર પરોક્ષ રીતે લખે છે. ગુજરાતી સાક્ષરો ઘણીવાર પોતાના લખાણમાં અંગ્રેજી ઢબછબનો ઉપયોગ કરે છે તેનું એક દૃષ્ટાંત રા. નરસિંહરાવે જ કોઈ ઠેકાણે આપ્યાનું યાદ આવે છે. એથી ગુજરાતી ભાષાની વાક્ય રચના કોઈ કોઈવાર અંગ્રેજી વાક્ય રચનાનું સ્વરૂપ ધારણ કરે છે. વળી ગુજરાતીઓએ તો સંસ્કૃત શબ્દોના મૂળ અર્થ પણ ફેરવી નાખ્યા છે, એટલે સંસ્કૃતમાં કપોલનો અર્થ ગાલ થાય છે, ત્યારે આપણે તે કપાળને અર્થે વાપરીએ છીએ. તિક્તનો અર્થ કડવું છતાં તેનો અપભ્રંશ તીખાશ બતાવે છે, અને એથી ઉલટું કટુનો અર્થ તીખું થાય છે તેને આપણે કડવાના અર્થમાં વાપરીએ છીએ. આગળ, પાછળ, સીધાવવું, પધારવું એમને ઉલટ પાલટ અર્થમાં કે બંને અર્થમાં આપણે લઇએ છીએ, ગુજ-

રાતી ભાષા જ ભ્રષ્ટ છે, અને અપભ્રષ્ટથી ઉતરી આવેલી જૂની ગુજરાતીમાં તો હાલ કરતાં પણ વધારે ભ્રષ્ટતા છે, તો પછી અશુદ્ધતાને માટે અમુક કોમનું હાસ્ય કરવું મુનાસબ નથી.

વળી એક બીજી વાત પણ લક્ષમાં લેવા સરખી છે; કે તે એ કે પારસી મુસલમાનોને સવડ મળે એવાં સાધનો ગુર્જર વિદ્વાનોએ આપ્યાં છે પણ ક્યાં? નથી ગુજરાતીમાં સર્વમાન્ય કોશ કે નથી તેમાં ઉત્તમ પ્રતિનું વ્યાકરણ. પોતાની ભાષાનો ગર્વ ધરનારા ગુર્જરોને તો ઉલટું શરમાવાનું છે. ગુજરાતી પ્રથમ વ્યાકરણ રચનાર દક્ષણી (દાદોબા), બીજું વ્યાકરણ કરનાર અંગ્રેજ (હોપ સાહેબ, જો કે તેમને ગુજરાતીઓની મદત હતી ખરી), અને ત્રીજું મોટું વ્યાકરણ રચનાર પણ અંગ્રેજ (ટેલર સાહેબ)જ * કવિ નર્મદાશંકર એકલાએ ઘણી મહેનત લઇને એક કોશ કર્યો. પરંતુ તેને વધારવા કે પૂર્ણ કરવા કોઈ સાક્ષરો ઉભા થાય છે? અંગ્રેજી ગુજરાતીનો એક કોશ કરવામાં દિ. બ. અંબાલાલભાઇને અંગ્રેજની મદત લેવી પડી હતી, ત્યારે તે કરતાં પણ મોટો કોશ રચવાનું માન એક પારસી વિદ્વાન (નાનાભાઈ રૂસ્તમજી રાણીના)ને ઘટે છે. ગુજરાતીઓ પોતે જ ગમે તેમ જોડણી કરે છે, અને તેથી ઇતર કોમો ઉલટી ગુંચાય છે.

પારસી તેમ ગુજરાતી બાળકો ગુજરાતી ચોથી ચોપડી પૂરી કરીને અંગ્રેજી ભણવા જાય છે, અને અંગ્રેજી વગેરે વિષયો શીખવામાં તેઓ એવાં રોકાય છે કે તેમને ગુજરાતી ભાષાનો વિશેષ અભ્યાસ કરવાને અવકાશ જ નથી મળતો, અને તેથી બંને કોમના પદ્દીઓ પામેલા તરૂણો સારૂં ગુજરાતી લખી શકતા નથી. મારા જોવામાં એવા ઘણા વિદ્વાનો આવ્યા છે કે જેઓ કોઈ લેખ અંગ્રેજીમાં સારો લખે, પણ તેમને ગુજરાતીમાં લખવાનું કહેવામાં આવે તો તેઓ કહે છે, કે અમને ગુજરાતીમાં લખવાનુ નહિ ફાવે! વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરવાની તક મળે તેને માટે કંઈ પણ યોજના થતી નથી એ શોચનીય છે.

હવે ગુજરાતી સાહિત્ય માટે પારસી ભાઇઓએ શુ શુ કર્યું છે તે આપણે તપાસીએ. ગુજરાતીમાં લખનારા, ગુજરાતી મુદ્રા (ટાઇપ) કાઢનારા અને તેનાં છાપખાનાં ઉઘાડનાર પ્રથમ પારસીઓ હતા. જે વખતે ગુજરાતમાં સરકારી નિશાળો પણ સ્થાપન થઈ નહોતી તે સમયે એટલે સન ૧૮૧૪ માં પહેલું છાપખાનુ કાઢનાર અને ગુજરાતી અક્ષરોનાં પોતાને હાથે બીબાં તૈયાર કરનાર મી. ફરદુનજી મરજબાન હતા; અને એ જ ગૃહસ્થે મુબઈ સમાચાર નામનું પ્રથમ વર્ત્તમાન પત્ર સન ૧૮૨૧ માં પ્રસિદ્ધ કર્યું હતું. સન ૧૮૩૨ માં શ્રી મુંબઇનાં ચાબુક અને ૧૮૪૮ માં જ્ઞાન પ્રસારક મંડળીએ જ્ઞાન પ્રસારક માસિક પ્રગટ કર્યું. એ સભામાં ઉપયોગી વિષયો ઉપર ભાષણો અપાતાં હતાં. તેની સન ૧૮૫૫ ની કારોબાર મંડળીમાં નીચેનાં નામ જોવામાં આવે છે.

---

* કવિ નર્મદાશંકરે અને રા. સા. મહીપતરામે નાનાં વ્યાકરણ રચ્યાં હતાં, તેમ મેં તથા સ્વ. લાલશંકરે મળીને શાળોપયોગી એક મોટું વ્યાકરણ લખ્યું હતું; પરંતુ એથી સાક્ષરો તરીકે પંકાતા વિદ્વાનોનો દોષ દૂર થતો નથી.

| | |
|---|---|
| દાદાભાઈ નવરોજજી. | સરનશીન. |
| ખમનજી પેસ્તનજી.<br>અરદેશર ફરામજી.<br>જહાંગીર બરજોરજી.<br>એદલજી નસરવાનજી.<br>કાવસજી સાપુરજી.<br>હોરમસજી એદલજી. | સભાસદો. |

પેસ્તનજી જહાંગીર. ખજાનચી.

કેખુશરૂ હોરમસજી મુનશી. (મંત્રી, સેક્રટરી)

એ પછી આઠ વર્ષે બુદ્ધિવર્ધક હિંદુ સભા સ્થપાઈ, અને તે તરફથી બુદ્ધિવર્ધક ગ્રંથ પ્રસિદ્ધ થવા લાગ્યો, અને તે પણ આપ એખત્યાર નામના પારસી છાપખાનામાં પારસીઓને હાથે છપાતો હતો. એ સભામાં નીચેના ગૃહસ્થો હતા.

| | |
|---|---|
| ગંગાદાસ કીશોરદાસ. | પ્રમુખ. |
| નાનાભાઈ હરીદાસ. | ઉપપ્રમુખ. |
| કરસનદાસ માધવદાસ. | સેક્રટરી. |
| લલુભાઈ કેશવલાલ. | ખજાનચી. |
| મહીપતરામ રૂપરામ.<br>ઝવેરીલાલ ઉમીયાશંકર.<br>હરીવલ્લભદાસ બાળગોવિનદાસ.<br>ચીમનલાલ નંદલાલ. | કારોબારીઓ. |

સન ૧૮૫૭ ના બુદ્ધિવર્ધક ઉપરથી જણાય છે કે તે સાલમાં નીચેનાં પત્રો પ્રગટ થતાં હતાં.

| | |
|---|---|
| જાંમે જમશેદ.<br>મુંબઈ સમાચાર.<br>સમાચાર દર્પણ. | રોજંદાં. |
| ચાબુક.<br>પારસી રીફારમર.<br>બાગે નશીવદ.<br>અખબારે સોદાગર.<br>×સમશેર બહાદર. | અઠવાડીઆમાં બે વખત નીકળનારાં. |
| ×સત્યપ્રકાશ.<br>આપ અખત્યાર.<br>સૂર્યપ્રકાશ.<br>પારસી મિત્ર.<br>પારસી પંચ. | અઠવાડીઆમાં એક વખત નીકળનારાં. |

ઉપરનાં ચૌદ પત્રો પૈકી ગુજરાતી માત્ર બે જ—સત્યપ્રકાશ અને સમશેર બહાદુર—હતાં, અને બાકીનાં સર્વે પારસી ભાઇઓ કાઢતા હતા. સત્યપ્રકાશની ૫૦૦ નકલો મુંબઇમાં ખપતી અને આખરે તે રાસ્તગોફ્તાર સાથે જોડાઈ ગયું હતું. સમશેર બહાદુરનો આ બીજો અવતાર હતો, એટલે પ્રથમ તે અમદાવાદમાં નીકળતું. એની માત્ર ૨૦૦ નકલો છપાતી. અને તેમાંની મુબાઇમાં ફક્ત ૨૦ અને અમદાવાદ ખાતે ૫૦–૬૦ નકલો વહેંચાતી. તેની વિરુદ્ધ એ બુદ્ધિવર્ધકમાં સખ્ત લખાણ થયું હતું, અને તે લાંબુ આયુષ્ય પણ ભોગવી શક્યું નહોતું.

રાસ્તગોફ્તાર સન ૧૮૫૨ માં જન્મ પામ્યું. મુબઈ સમાચાર સૌથી જૂનું પત્ર છે તે અને જામે જમશેદ હજી ચાલે છે. અખબારે સોદાગર (હાલ હિન્દુસ્થાન ને અખબારે સોદાગર) જે અઠવાડીઆમાં બે વખત પ્રસિદ્ધ થતું તે પછીથી રોજંદુ થયું અને સાંજ-વર્તમાને નવો જન્મ આપ્યો છે, એટલે હાલ ચાર દૈનિક પત્રો નીકળે છે અને તેમાંનાં ત્રણ પારસી ભાઇઓ કાઢે છે અને હિંદુ ભાઇઓને હાથે નીકળતું એકલું હિંદુસ્થાન છે.

સ્ત્રીઓને ઉપયોગી ચોપાનીઉં કાઢનાર પણ પ્રથમ પારસીઓ જ હતા. સ્ત્રી બોધનો જન્મ સન ૧૮૫૮ માં થયો હતો. એ માસિક એટલું ઉપયોગી ને લોકપ્રિય છે કે તેના હિંદુ ગ્રાહક ઘણા છે. એની જોડમાં મૂકી શકાય એવું એક પણ માસિક ગુજરાતીઓને હાથે નીકળતું નથી. ગુજરાતીઓને હાથે નીકળતું જૂનામાં જૂનુ પત્ર સમશેર બહાદુર જે તે દમ વગરનું હતું. બુદ્ધિપ્રકાશનો જન્મ સન ૧૮૫૪ મા થયો હતો. અમદાવાદમાં આકાશેઠના કુવાની પોળવાળા બાજીભાઈ અમીચંદનુ શિલા છાપખાનું એ ગુજરાતીઓએ કાઢેલું પ્રથમ છાપખાનું જાણવામાં છે. હાલ પણ વસ્તીના પ્રમાણમાં પારસીઓ કરતાં ગુજરાતીઓનાં પત્ર ઘણાં ઓછાં છે એમ કહી શકાય.

પારસી સાહિત્ય કેવું ને કેટલુ છે તેનો હવે વિચાર કરીએ. એકલા પેટિટ ઇન્સ્ટિટ્યુટમાં પારસીઓને હાથે લખાયેલા ૫૦૦ ગ્રંથો છે, અને તેમાં વાર્તા, કાવ્ય, ધર્મ, હુન્નરકળા, વૈદક, ઇતિહાસ, ચરિત્રો, મુસાફરીઓ, ભૂગોળ, શબ્દકોશ, કાયદા વગેરે વિષયોનો સમાવેશ થયેલો જોવામાં આવે છે. ગ્રંથકારોમાં દશ બાનુઓ અને ૨૫ અનેક ગ્રંથો લખનારા પુરૂષો છે. સ્વ. મલબારી અને તારાપુરવાળા સારૂ ગુજરાતી લખનારા હતા, અને રા. ખબરદાર, મી. દેસાઈ, દા. જીવણજી મોદી, દા. ધનજીશાહ મહેતા, ખા. બા જમશેદજી દલાલ, સ્ત્રી બોધનાં બાનુ તંત્રી, મિસ પાલમકોટ, રતનજીશેઠના અને બીજા ઘણાક લેખકો હિંદુઓના સરખું ગુજરાતી લખનારા છે.

પારસી લોકો પ્રથમ કેવું લખતા અને હાલ તેમાં કેટલો સુધારો થયો છે તે જણાઈ આવવા માટે થોડા ઉતારા નીચે આપ્યા છે. હાલ જેમ વોહોરા લોકો કાગળોમાં શબ્દે શબ્દે ટપકાં મૂકે છે તેમ પારસીઓ કરતા, અને પૂર્ણ વિરામને ઠામે ફુદડી મૂકતા. અક્ષરોમાં એને ઠેકાણે ઈ કરતા, અને કેટલાક અક્ષરોને માટે શરૂઆતમાં તો બીબાં પણ નહોતાં.

ઇન્જિલને બા માએનીમાંથી ઉતારો (સન ૧૮૪૮).

"પાક અને હરવે સપ આગાહીનો ખાવંદ જે દાદાર હોરમજદ છે તેહેનાં હરદમે સેપાસ અને શેકર ઇનસાંન નામ ધરાવનારાં પરાંણીઓને કરવા સજાવાર અને લાએક છે કે જે કુલ પાદશાહઓના પાદશાહ—દાવરોનો દાવર—સરદારોનો સરદાર—દાનાંઓનો દાંના અને તમામ પેદા એશનો બાપ છે કે જેણું પોતાની બોજોરગ કુદરતે આંસમાંન તથા જમીન પેદા કીધી અને પોતાની પાક કુદરતની હેકમતે કરી આસમાંનાંને સેતારાઓનાં બેકીમત ગોહરથી સંનગારેઆં અને કુલ નાંધલા તથા મોહોટા સેતારાઓને ખોરેહ તથા નુર બખશી નીચેની આલંમને રોશેની ભરેલી કીધી અને બંધે જાંહાનની પેદાએશ પેદા કીધા પછે આદંમ જાત પેદા કીધી અને તમાંમ આદમી તથા હેવાંન જાતની શુરત તથા શેકલ પાંણીનાં એક કતરાથી ચીતારી પેદાએશ મોજુદ કીધી" ઇત્યાદિ (અર્ધું વાક્ય).

સન ૧૮૫૪ તારીખ ૧ લી જાનેવારીના રાસ્તગોફતારમાંથી.

"તમારાં તારીખ પચીશમી દીજેમ્બરનાં પતર મધે દશતુરોનાં એલમ તથા ધરમ રેવાજની તેઓની રીતી ઉપર જે મોજાંમતો કીધીચ અને ઇઅરોપ ખંડના કેટલાએક વીદ્વાંનો જે આપનાં ધરમની અવશતાવાનીના એલમની સુધરાઈ કરવા લાગાચ તેઓને કેમ વાંચથા બાએના એક મીતરથી મલેલા પતર પરથી છાપેઉચ તે બોલવું હેવું તો માકુલ છે કે સંઘલા વાંચનારાઓના દેલમાં ચીતારના નકશાની મીશાલે હઇઆમાં ચોકહું હશે કે દશતુરોમાં એલમના નાંદોલ થોદો ને ખાલી દંમર ધનો તેમાં વરી માએ માએ અદેખાઇનો જોર ભારી તેને લીધે દનપરદન આપણા જ તોલામાં સુધરાઇને બદલે ઓર ધરમનો નાશ જોવામાં આવે,ચ તેનો મુખ પાએઓ જોશો તો આપનાં વડા શાએબો ધરમની પછવાડે વાજબી પનાની કાંઈ મેનત લેતા નથી." ઈ.

એજ સાલના ડિસેંબરના અંકમાંથી.

"કીશશે શણુજાન અથવા તવારીખે હીદ પારશીઆન" હેવે નામનું એક નાધલુ ચોપાનીઉ ૫૦ શફાનુ છપાઈ બાહેર પડીઉચ તેની એક નકલ હમારી ઉપર તેના બનાવનારે મોકલીચ તે આદરમાંન સાથે હમોએ કબુલ રાખીચ. એ ચોપાનીઆમાં "ઇરાનથી હાદેશાના મારેઆ પારશીઓ શી રીતે અને કેવી છઆંમતે હીનદુશથાનમાં આવી વશેઆ તેનો ટુક તવરીખનો શાર જાહેર કીધોચ" ઈ. વળી:—

"પરોફેશર પાટંનની કીરતી ગાંમડીઓમાં શારી પેઠે ફેલાએલી છે. એ મરનારની બાબદમાં એકથી વધારે વાર આએ પતરની મારફને લખાઈ ચુકુ છે અને એ મરનારની ઇઆદગારી કાંએમ રાખવાને વાશતે જે ફંનડ કેટલાએક ગાંમઠી ઇઉરોપીઆંન ગરશથોમાં ઊભુ થઇઉ છે તે કેહવી રીતે વાપરવુ તેનો ઠેરાવ કરવાને વાશતે જે સભા ગએઆ બુધવાંરને દીને એલફીનશટંન મદરેશામાં ભરાઈ હતી તેહનો હેવાલ અમો નીચે પરગટ કરીએચ." ઈ.

સન ૧૮૫૫ ના જ્ઞાનપ્રસારકમાંથી.

વેર એ એક જાતનો જંગલી ઇનશાફ છે કે જેની અંદર માણુશનો શવભાવ જેમ વધારે પડતો જાએ તેમ તેમ કાએદાથી તે ચીજ દૂર કરવી જોઇએ કાંએ કે પેહેલા વાંકથી તો જંણે તે વાંકનો કરનાર કાએદાથી ઉલટો જાએચ પણ તે વાંકનું વેર લીધાથી કાએદો ભાગી પડેચ ધઆ નહી શરખો પડેચ. ખચીત જે વારે એક માણુશ બીજા ઉપર વેર લેય, તેઆરે તે પણ તેના જેવો જ ગણાંએચ પણ જો માંફ કરે તો તે પેલાથી શરશ જણા- એચ કાંએકે માફ કરવું એ તો પાદશાહનું કામ છે અને મારી ખાતરી કે " શોલોમન " એમ બોલેચ કે એક વાંક માફ કરવો એમાં તે માણુશની મોહોટાઈ છે. '

જરતોશતી લોકોનાં ધરમ પુશતકો તથા એ પુશતકોની ભાશા અને પુરાતનપણા વીશે નીબંધ ( શેરાબજી શાપુરજી કૃત સન ૧૮૫૮ ) માંથી.

" જંદનાં. શંગલાં. પુશતકો. 'મધેની. હકીકત. ધેઆનમાં. લઇને. તથા. તે. મધે. જણા- વેલી. સંગલી. નીતીની. બાબદો. શારી. પેડે. તપાશીને. તે. ઉપરથી. આપણે હીમતથી. કહી. શકી ૬ ચ. કે. ૬. દફતરો. મધે. માણુસોને. નેક. મારગે. રાખવા. તથા. ચલાવવાની. મોરા- દથી. જેહેવી. શુચણા. કરેઆમાં. આવી. છે. તે. કરતાં. દુનીઆંનાં. હાલનાં. ઇઆ. આ- ગલા. વખતના. કોઇબી. લોકોનાં. ધરમ. પુશતકો. ઇઆ. બીજાં. પુંશતકોમાં. વધારે. શરશ. શુચણા. નથી. " વળી.—

" અશતરીનાં. હક. તથા. દરજજા. વીશે. તપાશ. કરતા. ૬. દફતરો. મધે. કંઇબી. હેવો હરફ. આપણાં. જોવામાં. આવતો. નથી. કે જેથી. અશતરીનો. દરજજાને. મરદ. કરમાં. કોઇબી. રીતે. ઉતરતો. ગણેઓ. હોએ. "

શરૂઆતમાં કેવી ભાષા લખાતી હતી તેના નમુના આપ્યા પછી હાલ કેવી ભાષા લખાય છે તેના થોડા નમુના સરખામણી માટે નીચે આપ્યા છે.

તા. ૨૮ ફેબ્રુઆરી ૧૯૧૫ ના રાસ્તગોફ્તારમાંથી.

" પારસી સુધારા વિશે ગયા અંકમાં કેટલાક વિચારો જણાવતાં અમે ખુદ સુધારા તરફ અમારી પસંદગી બતાવી છે, અને સ્ત્રી સુધારાની હિમાયત કીધી છે. આજે અમો આ બંને બાબતો તરફનો અમારો પક્ષ કાયમ રાખવા જોડે થોડાક વધુ વિચારો આપવા માગિયે છિયે. હરકોઈ વસ્તુ કે સંસ્થા કે સ્થિતિને નાપસંદ કરતી વેળા તે માટેનું કારણ બતાવવું જોઇએ; તેમ હરકોઈ ચીજને તોડી પાડતાં તેની જગા ઉપર નવી ચીજને ઉભી કરી બતાવવી જોઇએ. સુધારાના સંબંધમાં પણ એમજ થવું જોઇએ. એક સ્થિતિ નઠારી છે એમ પ્રથમ કારણો સહિત બતાવી આપ્યા પછી તેને બદલે બીજી સ્થિતિની જરૂરત તેનાં કારણો સાથ દેખાડવી જોઇયે. " વળી એ જ. અંકમાંથી:—

" આ ધમકારાથી બીચારાં ડોસાં સમજ્યાં કે ધરતીકંપ થયો. તેવણુ તો બબે ત્રણ ત્રણ

કૂદિયાં કુદાવીને એક સપાટામાં નીચે ઉતરી આવ્યાં અને બારણું બહુ જોરથી ખખડાવા લાગ્યાં. બીચારી ચાંદનને વાગ્યું થોડું હતું પણ દિલ ધબરાયું ઘણું હતું, માટે તેણીથી બારણું ઉઘાડવા જલદીથી ઉઠાયુ નહિ. ડોસાં તો બહુ રસપર ચહડેલાં હતાં, અને બારણાં એકદમ ઉઘાડવાનો જબરો તકાજો કરતાં હતાં, એટલા માટે ચાંદને ચાનજીને જગાડયો. ગરીબ બીચારો ! આજે કોણનું મ્હોડું જોઇને ઉઠયો હશે ?"

કિયાંની લોહી અથવા ફરજ પર ફીદા નાંમના જાનેવારી ૧૯૧૫ માં રતનજી ફરામજી શેઠનાએ છપાવેલા નાટકમાંથી

"રામસિંહ—તું દૂર દષ્ટી પોંહચાડતો નથી, આથી આમ વદે છે. પણ હવે તો કુંભારના પૈડાં પ્રમાણે મારા વિચાર ફરવા માંડયા છે. જે પ્રમાણે ધુમાડાના ભયથી મધમાખો અને કબુતર દુરગંધીને લીધે પોતાના માળામાંથી નહાશી જાય છે; તે પ્રમાણે મ્હારાણા અજીતસિંહના શુરાતનથી નહિ ! પણ માત્ર પરમેશ્વરના ન્યાયના ભયથી મને મારૂં અંતઃકરણ પાછું વાળે છે.

ચૈત્રપાળ—રાયજી ! ત્યારે તો આપણે આપણા હકનો જે ઝુંડો ઉઠાવ્યો છે ને પરના મુદ્રા લેખને ફાડી નાખો. આજ સુધી મેળવેલી કિર્તી ધુળમાં રગદોળો ! અને જે જંગલમાં સિંહ પેઠે આજ સુધી ત્હમે તમારો ભય ફેરવ્યો હતો ત્યાં બકરાઓને ચરવા દો."

સન ૧૯૧૫ ના જાનેવારીના સ્ત્રીબોધમાંથી.

"લડાઈ જાગતાં વાર જેમ શુરવીરો હથિયાર બંધ થઈ લડવા ગયા તેમ વીર રમણીઓ યુરોપનાં મોટાં શેહેરોમાંથી નર્સ તરીકે તૈયાર થઈ મદદ કરવા નિકળી રણક્ષેત્રમાં ગઈ તે વાંચનારને વિદીત છે. એ રમણીઓમાં મુખ્ય તો પેલી સમાન હક્કોને માટે લડનારી સ્ત્રીઓ હતી, કે જેઓ પોતાની માંગણીઓથી પૂરૂપ વર્ગને વાકેફ કરવા માટે લોકના ઘરને પત્થરો મારતી, જગે જગે બંડ ઉઠાવતી, સારાં સારાં મકાનોને આગથી બાળી મુકતી, સારાં ચિત્રો ફાડી નાંખતી. ટુંકમાં જે જગે શૂરવીરો ઘરે હતા તેટલાં તેમને પીડા દેતી, પજવતી અને અમારૂં સાંભળો—અમારા હક્ક આપો ! એમ કહી કહી ચીડવતી, તેઓ દેશ ઉપર સંકટ આવતાં વાર ખરી માયાળુ માતાઓ બની ગઈ, પોતાના હક્ક માંગવાના તુરત વેળા છોડી દીધા અને સ્ત્રીનો જે એક અચળ હક્ક—માતાપણું—તે ભોગવવા બહાર પડી."

ઉપલા ઉતારાઓથી સુજ્ઞ વાંચનારની ખાત્રી થશે કે પારસીઓના લખાણમાં ધીમે ધીમે સારી સુધરાવટ થતી ચાલી છે. જેમણે એક હજાર વર્ષ સુધી ગુજરાતીને પોતાની માતૃ—ભાષા તરીકે વાપરી છે અને જેઓ કેળવણીમાં ઘણા આગળ પડતા હોઈ અને વિકટ ભાષાઓનો ફતેહમંદીથી અભ્યાસ કરે છે, તેઓ ગુજરાતી જેવી સાદી ને સરળ ભાષાનો બહુ જ થોડા પ્રયાસે અભ્યાસ કરી શકે, તેથી આશા રખાય છે કે પારસી ભાઇઓ આ વાત ઉપર વધુ લક્ષ આપશે.

હરગોવિંદ દ્વારકાંદાસ કાંટાવાળા.

---

# રતિવિલાપ.*

## વિયોગિની વૃત્ત.

પછી મૂર્છિત કામની સ્ત્રીને
સતી શુદ્ધિ વતીને જગાડતો
વિધવા તણું દુઃખ ભૂંડું જે
ખમવાને, વિધિ એ નવું સજી. ૧

મૂરછા પછીથી ઉઘાડીને
નયનોથી દઢ દ્રષ્ટિ માંડતી;
ન ધરાયલી આંખનો મણિ,
પિયુડો, ગુમ થયો ન જાણતી. ૨

અયિ ! જીવિતનાથ ! શુ જીવો ?
વદી એવું ઉઠતાં, સમીપમાં
નિરખી પુરૂષાકૃતિ નીચે
શિવકોપ થકી ભસ્મ એકલી. ૩

પછી તે ફરી ગાભરી બની
ધૂળ માંહી ઢળી વક્ષ રોળતી
રડતી લટ સૌ છૂટી મૂકી
સમદુઃખી ભૂમિને કરંતી શી ! ૪

"ઉપમાન બન્યુ રસિકનું
તનુ તારૂ તુજ કાન્તિને લીધે;
સ્થિતિ હા ! પણ તેની આ બની !
ન મરી હું, નકિ નારી ક્રૂર છે." ૫

---

* કવિકુલગુરૂ ગણાતા કાલિદાસની કરૂણા રચનાઓમાં મુખ્ય ત્રણ ગણાય છે. એક તો શકુંતલા નાટકનો ચતુર્થ અંક, બીજી રઘુવંશનો 'અજવિલાપ' અને ત્રીજી કુમારસંભવનો 'રતિવિલાપ'. શકુંતલા નાટકનાં આપણી ભાષામાં ચાર પાંચેક ભાષાંતરો થવાથી, તેની સાથે ચતુર્થ અંકનું ભાષાંતર થઈ ચૂક્યું છે. રા. રા. કિલાભાઈ ધનસ્યામે કરેલું 'અજવિલાપ'નું ભાષાંતર સુપ્રસિદ્ધ છે. કુમારસંભવમાંના 'રતિવિલાપ'નું ભાષાંતર આપણી ભાષામાં થયેલું નહિ હોવાથી આ એક બાલ પ્રયત્ન છે. સંસ્કૃત ભાષાનાં સમાસલાઘવ અને વાક્યરચનાને ગુજરાતીમાં ઉતારવાં તે અઘરાં અને અસ્થાને હોવાથી વર્જ્ય ગણ્યાં છે. તેથી કોઈ કોઈ ઠેકાણે ઉચિત ફેરફાર કરવો પડયો છે. અને ભાષાંતરકારોએ શિષ્ટ ગણેલા નિયમાનુસાર મૂળનો રસ છાયામાં આણવા યત્ન કર્યો છે.

—ભાષાંતરકાર—

" મુજ જીવન તુંથી જો ટક્યું
  ક્યમ તો પ્રેમ ઘડીક ભૂલીયો
જલઘોઘ શું તોડી પાળને
  નલિનીને કરી દૂર તું ધસ્યો " ૬

" કદિ અપ્રિય તેં ન આચર્યું
  તુજથી હલકું મેં નથી કર્યું;
વિણ કારણ આપતો ન શે
  અકળાતી રતિને તું દર્શને ? " ૭

" સ્મર ! નામ ભૂલ્યે શું સાંભરે ?
  કટિબંધો થકી બાંધતી હતી;
પડી કેશર ચક્ષુમાં દૂણે
  કમલાભૂષણ મારતી તને. " ૮

" ' હૃદયે તું વસી ' કહી મને
  પ્રિય વાણી; શઠતા કળી હવે;
જૂઠું વેણ કહ્યું, ન તેમ તો
  તું વિદેહી રતિ શે બચે કહે ?" ૯

" પરલોક તણા પ્રવાસિ ! ઓ !
  તુજ પંથે હમણાં નહિ પળું;
જન સાથ વિધિ દગો રમે
  મનુજોનાં સુખ તો તું આશરે. " ૧૦

" રજનીતિમિરે છવાયલી
  પુરવાટ બ્હીતી ગાજવીજથી
તું વિના પ્રણયી તણે ગૃહે
  દયિતાને પિયુ ! કોણ મેળવે ? " ૧૧

" નચવી બહુ રાતી આંખડી
  વચનો આ લવતી ડગે ડગે:
નથી તું પ્રિય ! તેથી પ્રેમદા
  મધુ પીને મદ ડોળ દાખવે." ૧૨

' તનુ શબ્દ મહીં રહ્યું ગણી
  તુજ બંધુ તણું ઉગલું વૃથા;
શશી કૃષ્ણ નિશા શમી જતાં
  કૃશતા દુઃખથી હામ ! એ ઝુરે.' ૧૩

"લીલી સુંદર ડાળી રાતી એ
મધુર કોકિલ ગીત જ્યાં લવે;
શરસાધન હાલ કોની તે
નવલી આમ્રની મંજરી બને ?" ૧૪

"ભ્રમરાવલીને બહુ કરી
તુજની કામઠી કેરી દોરડી;
રડતી સ્વરથી દયામણે
મુજ દુઃખે ઉંડી શોકમાં ડુબી." ૧૫

"ફરી મોહન દેહ મેળવી
ઉઠી કોકિલને કાંઈ સૂચવો;
રતિકામ વિષે દૂતી નિમો
ચતુરા જન્મથી મિષ્ટ ભાષણે." ૧૬

"શિરથી નમીને તું માગતો
પરિરમ્ભો, થરથરાટથી થતા,
સ્મરતાં છુપી તે રતિક્રીડા
વળતી મન્મથ ! શાંતિ ના જરા." ૧૭

"રતિનિપુણ' તેં જ આ લખ્યો
મમ અંગે મહિમા વસંતનો;
તુજ ભૂષણુ જેહ ફુલડું
રૂડું ભાસે, પણ દેહના દીસે." ૧૮

"મુજ દક્ષિણ પાદ રંગતાં
અધૂરી ભૂષણની ક્રિયા રહી
ક્રૂર દૈવથી, કિન્તુ વામને
અહિં આવી આળતો લગાડ સે." ૧૯

"જીવતી પડીને ચિતા વિષે
તુજ અંકે ફરી આશરો લઉં;
પ્રિય ! ત્યાં સુધી અપ્સરા થકી
લલચાઇશ ન દેવ ધામમાં." ૨૦

"'પડી છુટી રતિ અનંગથી
ક્ષણ સુધી પણ જીવતી રહી;'
મુજ લાંછન એ સદા રહ્યું
રસિલા ! હું તુજને લઇ મળું." ૨૧

"પરલોક તણા નિવાસિની
કરૂં શી રીતથી અંતની ક્રિયા;

અકલિત ગતિ થઈ અરે
તનુની ને તુજ જીંદગી તણી." ૨૨

" ધનુ અંક મહીં મૂકી યદા
શરની સીધી ગતિ કર્યે જતાં
મધુ સંગ વિનોદી આપણો
તીરછી મીટ થતી હજી સ્મરૂં." ૨૩

" કુસુમો મૂકનાર આયુધે
જીવજાની મધુ મિત્ર ક્યાં ગયો;
અતિ કોપ થકી પિનાકના
ગતિ સુહૃદની તે શું પામયો?" ૨૪

સુણી તે વચનો વિલાપનાં
વિષવાળા શરથી હણ્યા સમો;
અધીરી પર મ્હેર આણવા
રતિ સામે મધુ એ થયો છતો. ૨૫

નિરખી અતિ રોઈ તે રતિ
કુટતી છાતી શિરે પછાડતી;
નિજ આગળ દુઃખડાં બધાં
ઉરનાં દ્વાર ઉઘાડી નાસતાં. ૨૬

પછી દુઃખણી બોલી તેમને
"મધુ! બંધુ તણી આ દશા જુઓ
પડયું ભસ્મ કપોત કાબરૂ
કણીઓ આ અનિલે ઉડાડતો." ૨૭

"અયિ! દર્શન હાલ આપને
સ્મર! આ માધવ જો તને રટે;
નર ચંચળ પ્રેમી સ્ત્રી પ્રતિ
ન કદિ મિત્રની સાથ સૌ કહે." ૨૮

" તુજ આ સહવાસી મિત્રને
કુમળાં પુષ્પ તણાં શરે ભર્યું,
" નલિની ગર્ભની દોરીનું ધનુ
વશવર્તિ સહુ વિશ્વમાં બન્યું." ૨૯

" અનિલે દીપ હોલવ્યા સમો
તુજનો મિત્ર ગયો ન આવશે;
મુજને દીપવાટ જાણજે
દુઃખ દુઃસહથી ધુણી કાઢતી." ૩૦

" વિધિયે અધમુંઇ હા ! કરી
હણીને કામ મને બચાવતાં;
સ્થિર વૃક્ષથી બાઝી વેલડી
તરુ ભાગે ગજ તો પડે ઢળી. " ૩૧

" પછીથી કરવું તને ઘટે
તુજ બંધુ તણું કામ આટલું;
દુઃખીનું મુજ દાન અગ્નિને
કરીને નાથની સાથ મેળવે. " ૩૨

શશી સંગ જતી શશીપ્રભા
ચપલા મેઘ સહિત લોપતી;
પ્રમદા પતિપંથમાં પળે
જડ વસ્તુ પણ એમ જાણતી. " ૩૩

" પ્રિયદેહની ભસ્મ રગોળી
અખિલે અંગ પરે લગાડીને;
નવપલ્લવ શી પથારીયે
શરીરે પાવકમાં સુવાડુ હું. " ૩૪

" કુલસેજડીમાં સહાયતા
બહુ વેળા અમને મધુ ! કરી,
ઝટ આજ ચિતા રચો સખે !
કગરૂ હું પડી તુજ પાવસે. " ૩૫

" મુજ અર્પિત અગ્નિને પછી
મલયાનિલથી વીંઝજો તમે
મુજ વિણ ઘડી ન પામતો
પ્રિય મ્હારો સુખ; એ તું જાણતો." ૩૬

" કરી એટલું તે પછી સખે !
ભરજો એકજ તું જલાંજલી,
તુજ બાંધવ તે પીશે નહિ
મુજ સંગે તહિં એકઠો મળી. " ૩૭

" મૃતતર્પણના વિધિ મંહી
સ્મર નામો ભણી આપજો તમે
ઝુલતી ખીલી આમ્ર મંજરી;
ગમતી એ સહુ વસ્તુ મિત્રની." ૩૮

રતિ તત્પર દેહ છોડવા
સમયે તે થઈ વાણી આભમાં

સર શુષ્કની વીલી માછલી
  પ્રથમાવૃષ્ટિ શી ધીર ધારતી. ૩૯

'બહુ કાળ સુધી હવે રતિ!
  તુજ ભર્તા નહિ વેગળો વસે;
સુણ શે બની એ પતંગીયું
  શિવચક્ષુતણી ઝાળમાં પડ્યું.' ૪૦

વિધિને નિજ પુત્રીમાં ઉઠી
  અભિલાષા ભૂંડી કામ દોષથી;
પણ વૃત્તિવિકાર રોકીયો
  સ્મર શાપ્યો, ફલ તેનું આ મળ્યું. ૪૧

તપથી શિવજી ખુશી થઈ
  વળી જ્યારે વરશે નગાત્મજા,
પછી મેળવી શાંતિ સુખને
  નિજનું અંગ અનંગ ધારશે. ૪૨

અરજી સુણીને સ્વયંભૂતી
  અવધિ શાપ અનંગનો કહ્યો;
સૈદામિની ને સુધા નહિ
  યમીમાં ને ધનમાં સદા વસે. ૪૩

'સુભગે! તનુ રક્ષ તેથી તું
  પ્રિયનો સંગ થશે ભવિષ્યમાં;
સરિતા રવિથી સૂકાયલી
  ફરી પ્રવાહિત વૃષ્ટિથી બને." ૪૪

વસંતતિલકા.

આવી રીતે રહી અદૃશ્ય જ કોઈ સત્વે
વાર્યો વિચાર રતિનો મરવા તણો જે;
વિશ્વાસ રાખી કુસુમાયુધ-મિત્ર તેમાં
સુવાક્યનાં વચનથી બહુ ધૈર્ય દેતો. ૪૫

પુષ્પિતાગ્રા.

મદન વધૂ પછી દુઃખાવધિની,
  દુબળી બની વિપદેથી, વાટ જોતી
દિવસની શશી કેરી ઝાંખી લેખા,
  કિરણ ખૂટેથી, નિશાની જેમ જોતી. ૪૬

"विज्ञानभिक्षु," एम. ए.

---

# *સર ફિરોજશાહ મહેતાનું જીવન.

લોકમત પ્રમાણે પ્રજાહિતનાં કાર્યોમાં મી. દાદાભાઈ કરતા બીજે દરજ્જે ઉતરતી પંક્તિનો જો કોઈ પણ હિન્દી હોય, તો તે ઑનરેબલ સર ફિરોજશાહ એમ. મહેતા જ હતા.

સમાજસેવા

હિન્દની ખરી સ્થિતિ વિષેનું અજ્ઞાન, તથા તે વિષે પ્રથમથી જ ખોટા બંધાયેલા વિચારોને દૂર કરવાને અને સ્વતન્ત્ર અધિકાર ધરાવનારાઓના મતોનું વલણ ફેરવવા માટે દાદાભાઇએ બ્રિટીશ રાજ્યના હૃદયરૂપી ઈંગ્લાંડના પાયતખ્તને પોતાનું કાર્યક્ષેત્ર કરવાનું યોગ્ય ધાર્યું, અને તે પ્રમાણે હિન્દુસ્તાનથી ૭ હજાર માઈલ દૂર પોતાનુ લક્ષ્યબિન્દુ સાધવાને કાર્ય આરંભ્યુ, ત્યારે ફિરોજશાહ મહેતાએ દેશમા જ, રાજ્યકારભાર ચલાવનારા અધિકારી મંડળની નજર તળે જ, પોતાનું કાર્ય દક્ષતાથી, હિંમતથી તથા નિઃસ્વાર્થપણે શરૂ કર્યું

આ પ્રમાણે આવી સર્વમાન્ય યોગ્યતા ધરાવતા પુરૂષોના હસ્તે બન્ને જુદી જુદી દિશાઓમા કાર્યક્ષેત્ર મુકરર કરી કાર્ય આરંભાયલુ હોવાથી, કંઈ પણ વાસ્તવિક ઉન્નતિ થવાનો સંભવ રહે છે. ઈગ્લાંડનુ ચુંટણી કરનાર મંડળ સારી રીતે કેળવાયલુ તથા હિન્દની સ્થિતિ વિષેનું પૂર્ણ વાકેફગાર હોવાનું ખાસ જરૂરનું છે, અને તેટલા માટે ઈગ્લાંડમાં આપણે તે વિષેની આગ્રહી જાગૃતિ રાખી હોય, તો જ આપણો ઉદ્દેશ સાધી શકાય હિન્દના લોકોની શી જરૂરીઆતો છે, તથા તેમની ખરી લાગણીઓ તથા ઇચ્છાઓ કેવી છે તે વિષેની માહિતી દરેક ચુંટણી કરનાર ગૃહસ્થને હોવી જોઈએ એ આવશ્યક છે આ ફરજ ઇંગ્લાંડમાં સર વિલિયમ વેડરબર્ન જેવા અંગ્રેજ મિત્રોની મદદથી મી દાદાભાઈ ઘણી જ પ્રશંસાપાત્ર રીતે પોતાના આત્મભોગે બજાવે છે, તેમ જ હિન્દીઓના વિચારોના હિમાયતીઓ તથા અગ્રેસરોએ હિન્દમા સર ફિરોજશાહ મહેતાની કાર્યકુશળ તથા કાર્યદક્ષ આગેવાની હેઠળ, પોતાની વિવિધ ફરજો ઉપાડી લીધી છે તેઓ અનુકૂળતા તથા સંજોગો પ્રમાણે રાજ્યકારભારી મંડળીનું ધ્યાન, પોતાના દેશબંધુઓની જાજ્વલ્ય તથા વારંવાર જણાતી મુશ્કેલીઓને દૂર કરવા સારૂ, ને પોતાની પૃથક્ પૃથક્ ઇલાકાની ધારાસભાઓ દ્વારા, અથવા વાઇસરૉયની ધારાસભાદ્વારા, કે સમયપરત્વે અન્ય સભાઓના પ્લેટફૉર્મ ઉપરથી તથા પ્રતિવર્ષે હિન્દી રાષ્ટ્રીય સભા મારફતે ખેંચી રહ્યા છે

આ ઉપરથી જણાશે કે રાજ્યના અધિકારી મંડળ ઉપર અત્રે તથા ઈગ્લાંડમાં એમ બન્ને સ્થળોએથી સુમ્ય અસર કરવામાં આવતી હતી. પરિણામમાં એટલું તો સામાન્ય રીતે

* તેમના જીવત પર્યંતના એક મિત્રે થોડા સમય અગાઉ લખેલા અંગ્રેજી લેખ પ્રશંસા ઉપરથી ( બૉમ્બે ક્રૉનિકલની ખાસ પરવાનગી લઈને અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તા. ૬-૧૧-૧૫ તથા ૮-૧૧-૧૫ )

સ્વીકારવામાં આવ્યું છે કે, આપણો ઉદ્દેશ સાધવા નિમિત્તે હિન્દમાં જે કંઈ કરવાનું જરૂરનું છે, તે અર્થે હાલમાં કલકત્તાની સરકારને સર ફિરોજશાહ મહેતાના જેવી કાર્યદક્ષતા, વિવેચકશક્તિ, તથા કુશળતાથી સમજાવનાર તથા લક્ષ પોંચે એવી અસર કરનાર બીજું કોઈ નથી. આ જોખમી તથા કઠણું કામમાં નેતા થવાને માટે જ્ઞાનમાં તથા ચાતુર્યમાં અગ્રેસર ગણાતા હિન્દવાનોમાં તેમનાથી વધારે યોગ્ય કોઇ પણ મળી શકે એમ નથી એ વાત નિર્વિવાદ છે. આ પ્રમાણે તેઓ તેમના કાર્યબંધુઓમાં પ્રથમ પંક્તિ ભોગવવાને સર્વમાન્ય રીતે ભાગ્યશાળી થયા છે. હિન્દના એક પ્રથમ પંક્તિના અગ્રેસર તરીકે તેમને કંઇક ગર્વની લાગણીથી બતાવી શકાય તેમ છે. લોકપ્રિય મી. દાદાભાઇની પેઠે તેમણે પોતાના જીવનનાં પીસતાળીશ વર્ષ એક સરખી રીતે નિઃસ્વાર્થતાથી દેશસેવાના કાર્યોમાં ગાળ્યાં છે. જો કે તેમના સમકાલીન મિત્રો તો, તેમના આ લોકોપયોગી કાર્યોથી જાણીતા છે, તથાપિ નાગરિક જીવનમાં જોડાવાની આપણી ઉછરતી પ્રજા તથા મહાવિદ્યાલયો અને સરસ્વતીગૃહોમાં અભ્યાસ કરતા તરૂણોને, તે વિષેની સંપૂર્ણ માહીતી મળવી જોઇએ, તે ઘણું મહત્વનું છે. તેમનાં કાર્યોની નોંધ લેવાનું આવશ્યક એટલા માટે છે કે ઉપર કહેલી આપણી ભાવી પ્રજા નેતા થવામાં જોઇતા ગુણોનું દિગ્દર્શન કરી શકે.

**એક વક્તા તરીકે.**

દીર્ઘદૃષ્ટિથી અવલોકનોચિત રાજકીય ઉંડા પ્રશ્નો, ભવિષ્યમાં અસર કરનારાં ગુંચવણ ભરેલા કાયદાઓ, પ્રાંતિક રાજ્યવહીવટનાં જૂદાં જૂદાં મહત્વનાં રૂપાન્તરો, તથા મ્યુનિસિપાલિટી અને વિશ્વવિદ્યાલયનાં બંધારણો તથા સુધારા વિગેરે ઘણા જ અગત્યના તથા મહત્વના વિવિધ વિષયો ઉપર સર ફિરોજશાહ અનેક વખત બોલેલા છે, અને આવા પ્રશ્નો તથા વિષયોનું મનન કરવાની તેમની રીતિથી તેમણે સિદ્ધ કરી આપ્યું છે કે, રાજ્યવહીવટ વિષેના પ્રશ્નોના સંબંધમાં એમનું મન ઘણી જ સારી રીતે કેળવાયલું હતું. લૌકિક ચર્ચા માટે વારંવાર મૂકાતા પ્રશ્નોના સંબંધમાં દીર્ઘદૃષ્ટિ પહોંચાડી, તેમાંનું ખરૂં તારણ કાઢીને, તે પ્રશ્નોનું પૃથક્કરણ કરી, તેમાંના મુખ્ય મુદ્દાઓને સરળતાથી સમજાવીને પ્રતિપક્ષીના હૃદયમાં કેવી રીતે ઠસાવવું, તે તેઓ ઘણી જ નિપુણતાથી સમજતા હતા. તેમનાં ભાષણો ઉપરથી જણાય છે કે તેઓ ઘણી જ સરળ, જુસ્સાદાર તથા અસરકારક ભાષા વાપરતા હતા, અને અંગ્રેજી ભાષા ઉપર તેમનો સંપૂર્ણ કાબુ હતો. તેમની વિચાર દર્શાવવાની સરળતા, ભાષા બોલવાની સુંદર ઢબ, તથા તેમાં માધુર્ય મૂકવાનું ચાતુર્ય, એમ પુરવાર કરી આપે છે કે તેઓ એક મહાન્ વક્તા હતા: વળી વિવાદમાં ઉતરતી વખતની તેમની અનુસરતી કહેણીઓ, ઐતિહાસિક તથા બીજા પ્રસંગો, યોગ્ય તુલનાઓ, સમયની સાથે ગમ્મતની વાતો, તથા હાસ્યજનક રમુજ, તેમની સંવાદચતુરતા સિદ્ધ કરી આપે છે. તેમની ભાષણો કરવાની રીતિ તથા તેમાંનો સિદ્ધાન્તો, બન્ને એક સરખા અસરકારક તથા બોધદાયક છે. જાણીતા અંગ્રેજ ગૃહસ્થોએ પણ એમનાં ભાષણોએ આવી જ અસર કરી છે. તેઓએ સર ફિરોજશાહની વક્તૃત્વશક્તિ માટે ઘણો જ ઉચ્ચ અભિપ્રાયો દર્શાવ્યા છે. વર્તમાનપત્રો તથા પુસ્તકોમાં તેમનાં ભાષણો વાંચતાં જેટલો આનંદ પડે છે, તેના કરતાં બમણો આનંદ તેમને સાંભળ-

વાથી મળે છે. બ્રેડલૉ જેવા પાર્લામેન્ટના અનુભવી તથા જાણીતા વક્તા પણ સર ફિરોજશાહ મહેતાને સને ૧૮૮૯ માં સર વિલિયમ વેડરબર્નના પ્રમુખપણા નીચે મળેલી કૉંગ્રેસમાં છટાથી બોલતા સાંભળીને પ્રશંસા કરવા લાગ્યા હતા, અને તે જ પ્રમાણે ગઇ મુંબઇમાં મળેલી કૉંગ્રેસના અધ્યક્ષ સર હેન્રી કૉટન પણ, સ્વાગતમંડળીના પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ સાંભળીને સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા હતા. ઇંગ્લાંડની તથા વૉઇસરૉયની ધારાસભાઓનાં સભાગૃહોમાં, યુનિવરસિટીના હૉલમાં, તથા મુંબઇના મ્યુનિસિપલ કોરપોરેશનમાં તેમને બોલતાં ઘણા માણસોએ સાંભળ્યા હશે, તથા પ્રસંગાનુસાર મુંબઇ, કલકત્તા, અમદાવાદ, અલ્લાહબાદ તથા મદ્રાસ વગેરે શહેરોમાં મળેલી હિન્દી રાષ્ટ્રીય સભાના પ્લેટ ફૉર્મ ઉપરથી ગર્જના કરતાં પણ તેમને અસંખ્ય મનુષ્યોએ જોયા હશે. જો કે વક્તા થવાને માટે ખાસ કેળવણી તેમણે લીધેલી નહતી, છતાં પણ નૈસર્ગિક રીતે તેમનામાં વક્તૃત્વશક્તિ રહેલી હતી, અને તેમનાં કેટલાંક છટાદાર ભાષણો સાંભળીને શ્રોતાજનો સ્તબ્ધ થઇ જતા હતા. શ્રોતાજનોને પ્રથમથી આકર્ષણ કરવાની તેમનામાં કુદરતી શક્તિ હતી, અને સમયાનુકૂલ, કઇ બાબત તેમની સન્મુખ મૂકવી, તથા સારી રીતે સમજાવવી તે તેઓ સંપૂર્ણ રીતે જાણતા હતા. તેમનાં ભાષણોમાંના બોધદાયક તથા અસરકારક ભાગને શ્રોતાજનો તાળીઓ તથા કર્ણભેદી આનંદ ધ્વનિથી વધાવી લેતા હતા દીર્ઘ સમયના અનુભવથી, સર ફિરોજશાહ મ્હેતાએ, રાજ્યકાર્યના વિષયો વિષે જાહેરમાં બોલતાં, શ્રોતાજનો ઉપર કેવી રીતે સરસ અસર ઉપજાવી ફતેહ મેળવવી, તેની યુક્તિ પોતાને હાથ કરી લીધી હતી, અને તેથી સમયાનુકૂલ કયી વખતે સિંહગર્જના કરવી, તથા કયા પ્રસંગે મધુરતા તથા નરમાશથી બોલવું તે તેઓ બરોબર સમજતા હતા. જ્યાં યોગ્ય જણાય ત્યાં તેઓ પોતાના પ્રતિસ્પર્ધીને મશ્કરીમા જ ઉડાવી દેતા, તથા જ્યાં આવશ્યક હોય ત્યાં આનંદી તથા હસમુખા થઇને પોતાની ધારણા પાર પાડતા. જે વિચારો દર્શાવવામાં વિસ્તૃત બુદ્ધિ તથા ગાંભીર્યની જરૂર હોય, તે વિચારો શ્રોતાજનો સન્મુખ મૂકતી વખતે તેઓ ઘણાજ વિચારવંત જણાતા. પોતાના વિચારો કેટલીક વખતે ભૂલભરેલા અથવા તો ખોટા હોય છતા પણ તેમને શ્રોતાજનોની સમક્ષ દર્શાવતી વખતે તેઓ એમના મન ઉપર ઘણી જ ઊંડી અસર ઉપજાવતા. જો કે તેમણે રાજ્યનીતિની ખાસ કેળવણી લીધેલી નહતી, છતાં પણ જરૂર પ્રસંગે એક કાબેલ રાજ્યનીતિજ્ઞ તરીકે પોતાની કુશળતા વાપરવામાં તેમણે પોતાનુ પાણી દેખાડી આપ્યું છે. વિશ્વ વિદ્યાલય અને નાગરિક સભામંડળ ( કૉરપોરેશન ) ના હૉલમાં, તથા ધારાસભાના કાર્યગૃહમાં, તે તે મંડળોનાં બંધારણો તથા કાર્યક્રમમાં ખાંચખુંચો શોધી કાઢનાર દીર્ઘ દૃષ્ટિવાળો બીજો કોઇ પણ સભાસદ તેમના જેવો કાબેલ હજુ સુધી જણાયો નથી. આ વિષયમાં તો પાર્લામેન્ટના અનુભવી ગમે તે જુના સભાસદ જોડે પણ તેઓ ટક્કર ઝીલી શકે તેમ છે. હાઉસ ઑફ કૉમન્સ (ઇગ્લંડની આમની સભા લોકમતનિરૂપણગૃહ)માં પણ તેઓ ઝળકી ઉઠે તેવા હતા. જેઓએ પીસતાળીશ વર્ષના તેમના જાહેર જીવનનું બારીક રીતે અવલોકન કર્યું છે, તેઓ સર ફિરોજશાહ પોતાની એક નેતા તરીકેની ખ્યાતિ મેળવવાને કેટલી ખંતથી તથા ઉદ્યોગથી બહાર પડયા તે સારી રીતે સમજી શકે તેમ છે. હાલમાં તેઓ આખા હિન્દના અગ્રેસરોમાંના

એક પ્રથમ પંક્તિના થઇ પડેલા હોવાથી, આપણને સ્વાભાવિક રીતે એમ જ જણાય છે કે તેમનામાં નેતા થવાની નૈસર્ગિક શક્તિઓ હતી. લોકોના નેતા થવા માટે જે જ્ઞાન, જે શક્તિઓ, જે હિંમત તથા જે કાર્યકૌશલ્ય અને નીતિનિપુણતા જરૂરનાં છે, તે સઘળાં તેમનામાં હતાં. પરંતુ સમાજના નેતાને નિપુણ સહાયકોની પણ જરૂર છે. અનુયાયી વિનાનો નેતા તે વીર સૈનિકો વગરના સેનાપતિ જેવો છે. જાહેરજીવનની જંજાળ તથા ધમાલમાં જે નેતા તરીખે બહાર પડે છે, તેને પોતાનું નેતા તરીખેનું કર્ત્તવ્ય જાળવી રાખવાનું પણ ખાસ અગત્યનું છે. પરંતુ નેતાને જો તેના જેવા કુશળ સહાયકો મળ્યા હોય તો જ આ પ્રમાણે બનવું શક્ય છે. આવા અનુયાયીની સહાયતાથી જ જય મળી શકે કે જયની આશા રાખી શકાય. જગત્ જેનાં અદ્‌ભુત કાર્યોને વખાણે તથા તેમની યોગ્યતા સમજે એવા હરક્યુલસ જેવા આત્મબળ તથા સ્વાશ્રય ઉપર ઝુઝતા વીરની હજુ હિંદના સામાજીક અનુયાયીઓમાં ખોટ છે, અને તદનુસાર હિંદના અગ્રેસરોના એક નેતા તરીખે સર ફિરોજશાહ બહાર પડયા, તેનું માન તેમના અનુયાયીઓ કે જેમણે પોતાનાથી બનતા પ્રયત્ને, તેમનાં કાર્યોમાં મદદ કરી, તેમને ઘટે છે. નેતા તથા તેના અનુયાયીઓ બન્નેનો ઉદ્દેશ એક જ હોવો જોઇએ, કારણ કે દેશની ઉન્નતિના પ્રયાસોમાં જો નેતા તથા તેના સહાયકો વચ્ચે મતભેદ પડે તો તેથી પરિણામે યશ મેળવવામાં વિઘ્ન આવે છે. વિકાસ પામેલાં તથા ઉચ્ચ શ્રેણિનાં મનવાળાં મનુષ્યોમાં અંદર અંદર મતભેદ પડવો એ સ્વાભાવિક છે, કારણ કે તેઓ પોતપોતાના સ્વાનુભવ તથા જ્ઞાન પ્રમાણે અમુક પ્રશ્નનું અવલોકન કરે છે. તથાપિ આવા મતભેદનું અસ્તિત્વ પરિણામે સંતોષકારક ઐક્ય થવાના ઉદ્દેશથી જ હોવું જોઇએ. આપણા દેશના જાહેર જીવનમાં બીજા કોઈ પણ હિંદી કરતાં, સર ફિરોજશાહ મહેતાને વધારે યશ મળ્યો છે, તેનું કારણ એટલું જ છે કે તેમની તથા તેમના સહાયકોની વચ્ચે તેઓ સંપૂર્ણ ઐક્ય જાળવી શકયા હતા.

શરૂઆતની કેળવણી.

સર ફિરોજશાહને મળેલું અગ્રેસરપણું તથા યશ, તેમને તરૂણાવસ્થામાં મળેલી કેળવણીના પ્રકારને અંગે જ હતાં. મી. તેલંગ, મી. રાનડે, તથા સર ફિરોજશાહ અને તેઓનાથી સ્હેજ ઉતરતી પંક્તિના બીજા વિદ્યાર્થીઓનું અહોભાગ્ય કે સન ૧૮૫૮ ની સાલમાં તે વખતે એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સિપાલ તરીખે એરિસ્ટોટલના તત્ત્વજ્ઞાનના ઑક્ષફર્ડના વિવેચક તથા ભાષાન્તરકાર જગદ્‌વિખ્યાત વિદ્વાન સર અલેકઝાંડર ગ્રાન્ટ બિરાજતા હતા. તેમનો પ્રિન્સિપાલ તરીખેનો ચાર વર્ષનો ટૂંક સમય, એ વિદ્યાલયના ઇતિહાસમાં નોંધવા યોગ્ય છે. વસ્તુતઃ તે સમય સ્મૃતિમાં રાખવા યોગ્ય હતો; કારણ કે આ ત્રિપુટીને તે અરસામાં આ જ સ્થળે શાળોપયોગી શિક્ષણ આપવામાં આવ્યું હતું. આ ત્રણે મહાન્ પુરૂષોમાં સામાજીક જીવનનું બીજ રોપી, ભવિષ્યના સામાજીક નેતાઓ તરીખે તેમને તૈયાર કરી, તેમના મનને કેળવનાર આ વિદ્વાન તત્ત્વવેત્તા જ હતા. તેમનામાં તેણે ઉચ્ચ કેળવણીનો ઘણોજ વિશાળ તથા મજબુત પાયો રોપ્યો, અને તેઓએ આત્મપ્રયત્નથી તેનો વિકાસ કર્યો. ઇતિહાસ, તત્ત્વજ્ઞાન તથા ન્યાયશાસ્ત્ર સર અલેકઝાંડર એવી તો ઉત્કૃષ્ટ રીતે સમજાવતા, કે તેમના પછી

તેમના જેવો શિક્ષણ આપનાર, પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થ શિવાય બીજો કોઇ પણ જણાયો નથી. તેમણે રોપણ કરેલાં બીજ યોગ્ય ક્ષેત્રમાં પડતાં તેનાં ઉત્પન્ન થયેલાં ફળોનો લાભ આખા આર્યાવર્તને મળ્યો છે, કારણ કે એ તો સર્વમાન્ય છે કે આ ત્રિપુટીએ પોતાનાં વિવિધ સામાજીક જીવનોથી પોતાના સમકાલીન મિત્રોના મનોનો જે પ્રમાણે વિકાસ કર્યો, તેવો વિકાસ કરવાને બીજા કોઇ પણ નેતાઓ હજુ સુધી શક્તિમાન થયા નથી. એટલું તો નિર્વિવાદ છે કે લોકજીવનનાં કાર્યોમાં, દીર્ઘદષ્ટિ, કાર્યકૌશલ્ય તથા વિશાલતા માટે મુબઇને જે અગ્રસ્થાન આપવામાં આવે છે, તે આ ત્રિપુટીનાં પૃથક્ પૃથક્ જીવને પોતપોતાના કાર્યક્ષેત્રમાં પાડેલા પ્રકાશને અંગે જ છે.

મી દાદાભાઇનું ભવિષ્ય કથન.

આ પ્રમાણે સર ફિરોજશાહના મનનું વલણ તેમની તરૂણ અવસ્થામાં વિશ્વવિદ્યાલયના શિક્ષણ સમયમાં જ એક ઉચ્ચ કોટિની વિચારશક્તિના મનુષ્યથી ઘડાયુ હતું, અને તેથી પ્રથમથી જ તેઓ ભવિષ્યમાં એક મહાન અગ્રેસર થશે એવું સૂચિત થતું હતું. તેમની આવી તીવ્રબુદ્ધિ જોઇને જ પ્રિન્સિપાલ સર અલેકઝાંડર ગ્રાન્ટે તેમને પોતાના એક પ્રિય છાત્રની શ્રેણીમાં મૂક્યા હતા. જેમ મી. દાદાભાઇના વિદ્યાગુરૂઓ તેમની વિદ્યાર્થી અવસ્થામાં જ તેઓ ભવિષ્યમાં એક મહાન નર થશે એમ અગાઉથી કહેતા હતા, તેવી રીતે સર ફિરોજશાહ મહેતાના સંબંધમાં પણ બન્યુ. સર અલેકઝાંડર એક પિતા તુલ્ય તેમની કાળજી લેતા હતા, તથા આગળ ઉપર સર ફિરોજશાહ જે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયા તેનું પ્રથમથી ભવિષ્યકથન તેમણે કરેલું હતું. પરંતુ તે સમયની તથા હાલની ઉચ્ચ કેળવણીમાં કેટલો બધો તફાવત છે? એ આપણું દુર્ભાગ્ય નહીં તો બીજું શું? તે સમયના સર અલેકઝાંડર ગ્રાન્ટ તથા પ્રિન્સિપાલ વર્ડઝવર્થ જેવા સમર્થ વિદ્વાનો ક્યાં અને હાલના શિક્ષાગુરૂઓ ક્યાં! સરસ્વતીના ઉપાસકોને પદવી મેળવ્યા પછીના જીવનમાં જે અંતરાયો નડે છે, તથા મુશ્કેલીઓ ભોગવવી પડે છે, તેમના સામે ટક્કર ઝીલી, પોતાનો માર્ગ સરળ કરી, ઉન્નતિના પથમાં વહન કરી શકે એવી તે વખતમા અપાતી ઉચ્ચ પ્રકારની કેળવણી, અર્વાચીન સમયમાં ક્યાં દષ્ટિગોચર થાય છે?

પોતાના તરૂણ વિદ્યાર્થીની ઉત્કૃષ્ટબુદ્ધિથી સર અલેકઝાંડર એટલા તો પ્રસન્ન થયા હતા કે તેમણે તેને બારીસ્ટર થવા માટે ઇગ્લાંડ મોકલવાને તેમનાં માતા પિતાને સૂચના કરી સર ફિરોજશાહના જીવનમાં આ બનાવ પણ ઘણા મહત્વનો હતો, કારણ કે પરિણામે તેનુ ફળ ઘણુંજ લાભકારી નિવડ્યુ. તેઓ પહેલવહેલા પારસી બારીસ્ટર તથા મુબઈ યુનિવર્સિટીના એમ. એ. હતા. સને ૧૮૬૮ માં તેમણે બારીસ્ટરની ઉપાધિ લીધી હતી. જે દિવસે તેઓ લિંકન ઇન (બારિસ્ટરની કેળવણીની શાળા)ના વાતાવરણમાંથી તરતના આવેલા મુબઇના કિનારે ઉતર્યા, તે દિવસે સાંજરેજ સર અલેકઝાંડરને, દીર્ઘકાળ ઇચ્છીત એડિનબર્ગના વિશ્વવિદ્યાલયના વડાવિદ્યાગુરૂના હુદ્દાનું સ્થાન પ્રાપ્ત થતાં, વિદાયગિરી આપવાને, વિદ્યાર્થીઓ તથા શહેરીઓનો એક ભવ્ય મેળાવડો ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં

ખોલાવવામાં આવ્યો હતો તેમાં જોડાવાનો તથા પોતાના અતિપૂજ્ય ગુરૂને છેવટના પ્રણામ કરવાનો સુલભ યોગ અણધાર્યો પ્રાપ્ત થયો હતો. મુંબઈના બારીસ્ટર મંડળમાં તેમને જે અનુભવ મળ્યો, તે આગળ જતાં તેમના સામાજીક જીવનમાં અતિ ઉપયોગી થઈ પડયો, કારણ કે કાયદાશાસ્ત્રી તરીકેની તેમની વક્તૃત્વશક્તિ, તેમના ભવિષ્યના લોકનેતા તરીકેના જીવનમાં એક મજબૂત ટેકારૂપ થઇ પડી હતી.

તેમનું કાયદાનું જ્ઞાન.

સર ફિરોજશાહ મહેતા પોતાના કાયદાનાં વિસ્તૃત જ્ઞાનને અંગે વિવિધ સુધારાઓ કરવાનું સૂચવી શક્યા હતા, તથા તેમના પોતાના ઇલાકામાં જ માત્ર નહીં, પણ આખા હિંદમાં કાયદાઓનું વલણ ઘડી શક્યા હતા. લોકપક્ષને તથા જુદી જુદી વ્યક્તિઓને ઘણીજ હરકત કરતા નિવડે એવા કાયદાઓ પસાર કરવા સામે તેઓ પોતાનાથી બનતા પ્રયત્નો કરતા હતા. લોકોમાં આપ્રિય થઈ પડેલા જાણીતા 'જમીન મહેસુલી કાયદાના સુધારા'ના ખરડાની સામે પ્રથમ ટાઉન હૉલમાં તથા પાછળથી મુંબઈની ધારાસભામાં તેમણે જે બહાદુરી ભરેલી લડત ચલાવી હતી, તે તેમની એક ધારાશાસ્ત્રીને છાજતી, તથા રાજ્યબંધારણને અનુસરતી લડત ચલાવવાની પદ્ધતિનો નમુનો છે. તે વિષે મી. ચેંબરલેને પણ પોતાના ભાષણમાં સૂચના કરી હતી. વળી સને ૧૮૮૮નો મુંબઈનો મ્યુનિસિપલ એક્ટ, કે જે ઘડવામાં સર ફિરોજશાહનો મુખ્ય હાથ હતો, તે મુંબઈના નાગરિક જીવનમાં સુધારણા માટેના તથા ત્યાંના કર ભરનારાઓના હક્કો જાળવવા માટેના તેમના પ્રયાસનો બીજો દાખલો છે. આ ઉપરાંત વાઇસરૉયની ધારાસભામાં પસાર થયેલો પોલિસ એક્ટ, અમલમાં મૂકતી વખતે હાલમાં છે તેથી પણ વધારે ખરાબ અસર ઉપજાવતો અટકાવવા માટે, આખું હિંદ, આ રાજ્યબંધારણને અનુસરી સુધારા કરવાના હિમાયતીની સમયસૂચક તથા દૂરંદેશી બુદ્ધિને જ આભારી છે. વળી અમુક જ વેપારીને સર્વ હક્ક સ્વાધીન કરવાની સામે સખત લડત ચલાવીને સ્થાનિક ધારાસભામાં તાજેતર ફતેહ તેમણે મેળવી હતી. થોડા સમય અગાઉ મોટર ગાડીઓના સંબંધમાં સર્વ હક્ક સ્વાધીન મેળવવાને પ્રયત્ન કરવામાં આવ્યો હતો, અને આ પ્રયત્ન જો સફળ થાત તો મુંબઈના નાગરિકોને ઘણીજ હાડમારી ભોગવવી પડત, એ નિઃસંદેહ છે.

વડી ધારાસભામાં "ઑફિશિયલ સીક્રેટસ બીલ" તથા "યુનિવ્હર્સિટીઝ બીલ" પસાર થતી વખતે સર ફિરોજશાહ મહેતાની હાજરીની આપણને કેટલી ખોટ પડી હતી? લોકોમાં અપ્રિય અને પરિણામે અનિષ્ટકારક સરકારના આ બંને કાયદાઓનું વલણ સર ફિરોજશાહ મહેતાની વ્યાજબી તથા મજબૂત દલીલોથી ફરી જાત એમાં કંઈ સંદેહ નથી. જાહેર કાર્યોમાં જો લોકોના હક્કો અથવા તો સ્વતંત્રતાને, રાજ્ય તરફથી, યુક્ત મંડળો તરફથી અથવા વ્યક્તિ પરત્વે કોઈ પણ જાતની હરકત કરવામાં આવતી હોય, તો તેના સામે થવાને સર ફિરોજશાહ મહેતાને જે સ્વાભાવિક ઇચ્છા થતી હતી, તેનું મુખ્ય કારણ તેમને મળેલું કાયદાનું જ્ઞાન હતું. મ્યુનિસિપલ કાયદાની અવગણના કરી કાર્ય કરવાને રાજ્ય તરફથી જે જે પ્રયત્નો વારંવાર થતા હતા, તેમના સામે તેઓ જે બહાદુરી ભરેલી ટક્કર

ઝીલતા હતા, તેના હજારો પુરાવા આપણને મળી શકે તેમ છે. મુંબઈ શહેરના કર ભ
નારાઓના નાગરિક તરીકેના હક્કો ઉપર જે દબાણ કરવામાં આવતું હતું, તેની સામે ફતે
મંદ લડત લડવા માટે ત્યાંના શહેરીઓએ તેમનો આભાર માનવો જોઇએ.

આ પ્રમાણે ઉપર વર્ણવેલા સંયોગોમાં સર ફિરોજશાહ મહેતાને કેળવણી તથા કાય
દાનું શિક્ષણ, બંન્ને તેમનાં લોક હિતનાં જુદાં જુદાં કાર્યોમાં ઘણીજ મદદરૂપ નિવડ્યાં હત
આ બન્નેની યુક્ત અસર તેમનાં મુખ્ય ભાષણોમાં ઉપલબ્ધ થાય છે. તેમનાં કાર્યોમાં અ
સહાય થઈ પડેલો ત્રીજો પ્રસંગ, તેમનો ત્રણ વર્ષનો ઈંગ્લાંડનો સહવાસ હતો. ઇંગ્લંડમાં
જનસમાજક્ષોભને અંગે સને ૧૮૬૭નું દ્વિતીય "રીફોર્મ બીલ" રજુ કરવું પડયું હતું,
સમાજક્ષોભના સમયમાં સુસંયોગે તેઓ ત્યાં હતા. બ્રિટિશ જનસમુદાયના રાજ્યનીતિ
ઇતિહાસમાં ૧૮૬૦ ની સાલથી શરૂ થતો દસકો ઘણોજ સ્મરણમાં રાખવા યોગ્ય હતે
સામાજીક મહેસુલ વિષેના પૂર્ણ અભ્યાસી ગ્લૅડસ્ટનના મહેસુલી ખાતાના રાજ્યમંત્રીપણા હેઠ
ઈંગ્લાંડની મહેસુલ સંબંધી રાજ્યનીતિમાં મહાન ફેરફાર તે જ અરસામાં થયો હતો. આ
દસકામાં કૉબડનની વેપાર સંબંધી છૂટની સરત ફ્રાન્સની સાથે થઈ હતી. જૉન સ્ટુઅર્ટમિલ જે
મહાન્ તત્વવેત્તા તથા લોકહિતવાદીઓ પણ આ જ અરસામાં જાહેરમાં બહાર પડયા હત
વળી આ જ સમયમાં હાઉસ ઑફ્ કૉમન્સ માં સામાન્ય લોક તથા ઉચ્ચ વર્ગના પ્રતિનિધિઓ
વચ્ચે વાગ્યુદ્ધો ઉપસ્થિત થવા માંડ્યાં હતાં. જેના પરિણામે, તેમાંનાં એક પક્ષનું અધિકા
ભ્રષ્ટ થયો હતો. તદ્ ઉપરાંત આ દસકામાં "ટોરી "( કન્ઝર્વેટિવ ) પક્ષનો પરાજય થયો હતે
તથા દીર્ઘ સમયથી નષ્ટ થયેલા "વ્હિગ" પક્ષનું ગ્લાડસ્ટનના અગ્રેસરપણા નીચે "લિબરલ
પક્ષના રૂપમાં પુનર્જીવન દૃષ્ટિગોચર થતું હતું. મજુરવર્ગની ઉન્નતિ પણ આ અરસામાં થ
માંડી હતી. ખરેખર તે દશ વર્ષો ઇંગ્લાંડના આર્થિક તથા રાજકીય ઇતિહાસમાં મહા
પરિવર્તનો કરનારાં હતાં, કારણકે તે દશવર્ષોમા જુના વિચારોમાં ઘણાજ ફેરફારો થયા હતા
તથા પુરાતન સમયના "વ્હિગ" તથા "ટોરી" પક્ષની જગ્યા નવા વિચારોથી પૂર્ણ
"લિબરલ" પક્ષે લીધી હતી. જો કે સર ફિરોજશાહ ત્યાં તે વખતે એક પ્રેક્ષક તરીકે
ઉપસ્થિત હતા,તથાપિ આ ઐતિહાસિક તથા ધૈર્યયુક્ત રસાકસીઓ જોવામાં તેમને ગમ્મતની
સાથે જ્ઞાન મળતું હતું. ઇંગ્લાંડની રાજ્યનીતિનું તથા ત્યાંના સમાજક્ષોભોનું આવી રીતે પ્રત્યક્ષ
અનુભવચિત્રો મારફતે જ્ઞાન મેળવવાનુ સાધન બીજી કોઇપણ દિશાએથી તેમને પ્રાપ્ત થવા
અશક્ય હતું. "હાઉસ ઑફ્ કોમન્સ"માં મન્ને પ્રતિસ્પર્ધિપક્ષો, ચુંટણી કરનારાઓનું વલણ
પોતાની તરફ કરવા જે મુદ્દાઓ સમજાવતા હતા, તેમનું તેમણે સંપૂર્ણ અધ્યયન કર્યું. આપ
એમ પણ ધારી શકીએ કે આ મુદ્દાઓમાં ભવિષ્યમાં પોતાને ગ્રહણ કરવા યોગ્ય કયા છે
તેનું પણ તેમણે તારણ કાઢયું હશે. બ્રાઇટ તથા ગ્લૅડસ્ટન જેવાઓના બુદ્ધિપ્રભાવે
આગળ પડેલા તથા સંપૂર્ણ જાહોજલાલી ભોગવતા "લિબરલ" પક્ષે તેમના તરુણ પ
ચિકિત્સક મન ઉપર મજબુત છાપ પાડી હશે, અને તેથી તેમણે તે પક્ષના સિદ્ધાન્તો
પોતાના તરીકે જે ભવિષ્યમાં સ્વીકાર્યા હોય, તો એમ તેમણે સંપૂર્ણ વિશ્વાસ તથા પરીક્ષ
પછી જ કરેલું હોવું જોઇએ. ખાસ કરીને હિંદના સંબંધમાં તો સુધારામાં આગળ વધેલ

"લિબરલ" પક્ષના સિદ્ધાન્તોનો સ્વીકારજ અભિનન્દનીય હતો. ગમે તેમ હોય પરંતુ એટલું તો નક્કી છે કે પોતાના ઇંગ્લાંડના ત્રણ વર્ષના રહેઠાણ દર્મ્યાન, મી. મહેતાને ત્યાં જે જોવાનું તથા શિખવાનું મળ્યું, તે ઉપરથી પોતાને હિંદુસ્તાન પાછા ફરતાં શું શું ઉપયોગનું થઈ પડશે તેનું તારણ તેમણે કાઢ્યું હશે. જો કે તે સમયના તથા અર્વાચીન "લિબરલ"પક્ષના સિદ્ધાન્તોમાં મહાન પરિવર્તન થયું છે, તથા તેનું સ્થાન "રેડીકલ" (મૂળ પરિવર્તનવાદી) પક્ષે લીધું છે, તથાપિ લગભગ ચાળીશ વર્ષ પછી પણ મી. મહેતા પોતાના જુના પક્ષને વળગી રહ્યા છે, તેનું કારણ તે પક્ષના સિદ્ધાન્તોએ તેમના મન ઉપર કરેલી ઉંડી અસર છે. પોતાના લોકજીવનમાં સર ફિરોજશાહ સુધારાપક્ષને જ વળગી રહ્યા છે, તેમાં કંઈ આશ્ચર્ય નથી. તથાપિ આ દેશના રાજ્યવહીવટી મંડળના વિચારોની અસર તેમને પણ કેટલેક અંશે તો થયેલી જ. અર્થશાસ્ત્રના વિષયમાં પણ તેમના વિચારો આગળ વધેલા હતા તથા સમયાનુસાર હતા. જો કે વેપારની સંપૂર્ણ છુટના તેઓ હિમાયતી હતા, તથાપિ હિંદના ઉગતી સ્થિતિના ઉદ્યોગોના સંબંધમાં તેમના વિચારો તેથી જુદા હતા. હિંદની આર્થિક સ્થિતિ એવી છે કે, "ફ્રી ટ્રેડ" (બિન જકાતી વેપારી નીતિ) ના મૂળ સિદ્ધાન્તોને વળગી રહીને, બાકીનામાં કેટલેક ફેરફાર કરવાની અગત્ય છે.

તરુણ મી. મહેતાના ઇંગ્લાંડના સહવાસ દરમ્યાન, દેશહિતનાં કાર્યોમાં, તથા દેશબંધુઓની ઉન્નતિ કરવાના પ્રયાસમાં જીવન ગાળતા મી. દાદાભાઈ નવરોજીના દાખલાએ પણ ઓછો ઉત્સાહ આપ્યો નહીં હોય. પોતાની જન્મભૂમિ પ્રત્યેની ફરજો અદા કરતાં આ સ્વદેશપ્રેમી મહાત્માને તેમણે ઘણી વખત અવલોક્યા હતા. પોતાનું લક્ષ્યબિંદુ સાધવાને તેઓ કેટલો આત્મભોગ આપતા હતા, કેવા ઉચ્ચ આશયો ધરાવતા હતા, તથા પોતાની દેશ પ્રત્યેની ફરજોના સંબંધમાં કેટલા બધા અડગ તથા ઉત્સાહી હતા ? હિંદના પુત્રોમાં તેમના કરતાં વિશેષ ઉચ્ચાભિલાષી તથા સ્વાર્પણ કરનારો બીજો કોઈ થયો નથી. મી. દાદાભાઈ તેમની વૃદ્ધાવસ્થામાં પણ દેશબંધુઓને એક આદર્શરૂપ છે, તથા દેશસેવાના સંબંધમાં સ્વદેશસેવકોના મુગટમણિ છે.

પોતાના જીવનની આ મહત્વાકાંક્ષા પૂર્ણ કરવાના તથા પોતાના સ્વદેશબંધુઓ પ્રત્યેની પોતાની ફરજો યથાશક્તિ બજાવવાના ઉદ્દેશથી મી. દાદાભાઇએ કેટલાક એંગ્લો ઇંડીઅન સદ્ગૃહસ્થોની સહાયતાથી પ્રથમ "લંડન ઇંડીઅન સોસાઇટી" તથા પાછળથી, સ્વાશ્રયી તથા આત્મપ્રયાસથી ફંડો મેળવી "ઇસ્ટ ઇંડીઆ એસોશીએશન" સ્થાપ્યું. મી. ફિરોજશાહના સદ્ભાગ્યે આ બન્ને સોસાઇટીઓમાં જાહેર જીવન વિષેની કેળવણી મેળવવાનો સુયોગ તેમને પ્રાપ્ત થયો, અને તેથી કરીને હિંદમાં પાછા ફર્યા પછી તેઓ પોતાના લૌકિકજીવનમાં ફતેહ મેળવી શક્યા તથા દેશહિતનાં કાર્યો બજાવી શક્યા. હિંદને લગતા વિવિધ વિષયો "ઇસ્ટ ઇંડીઆ એસોશીએશન" માં ચર્ચાતા હતા, અને તેના છપાયેલા કાર્યક્રમ ઉપરથી જણાય છે કે મી. મહેતા તે વિષયોની ચર્ચામાં ભાગ લેતા હતા. આ ઉપયોગી સંસ્થાના કાર્યથી આપણી ઉછરતી પ્રજા તદ્દન અજ્ઞાન છે, એ શોચનીય છે. તે સંસ્થાના જેવું સંગીન કામ ભાગ્યે જ બીજા કોઇએ કર્યું હશે. તેના તરફથી છપાયેલા લેખો હાલ પણ કેળવાયલા

હિંદીઓને જ્ઞાન આપી શકે તેમ છે, કારણ કે એમાં ચર્ચેલા હિંદ વિષેના વિવિધ વિષયો-માંના કેટલાકનું નિરાકરણ હજુ પણ આવ્યું નથી. આ સંસ્થાઓની મીટીંગોમાં મી. મહેતા ભાગ લેતા હતા, તથા ત્યાં તેમને મી. દાદાભાઇના અનુયાયી અને ઉપાસક એક યુવાન બંગાળી ગૃહસ્થનો પરિચય થયો: આ યુવાનનું હૃદય પણ દેશસેવા માટે દ્રવતું હતું. તેમનું નામ ડબલ્યુ. સી. બોનરજી હતું. આ ત્રિપુટી ભવિષ્યમાં વિશ વર્ષ પછી હિંદમાં કોઇ પણ સમય નહીં થયેલી એવી મહાન સંસ્થા સ્થાપવામાં બીજા યોગ્ય હિંદી અગ્રેસરો સાથે જોડાવાને શક્તિમાન થશે એવો સ્હેજ વિચાર પણ તે સમયે કોઇના મનમાં થયો હશે એ કહેવું અશક્ય છે. આ ત્રિપુટીમાં મી. દાદાભાઇ અનુભવી હતા તથા ઈંગ્લાંડમાં વસેલા હતા, અને બીજા બન્ને પોતાનું કાયદાનું શિક્ષણ પુરૂં કરીને પોતપોતાના ઇલાકામાં પાછા ફરવાના હતા, તે વખતે તો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ નહીં આવ્યો હોય કે સને ૧૮૮૫ માં આ ત્રણે મુબઇમાં પાછા મળશે, અને ત્યાં હિંદી રાષ્ટ્રીય સભાનો ઊંડો તથા વિશાળ પાયો નાંખીને તેના પ્રથમ પંક્તિના નેતા થશે! તેમાંનાં દરેકનું તે સમયે એમ ધારવું હતું કે પોતે પોતાને માટે પસંદ કરેલા જીવનમાર્ગમાં વહન કરશે. મી. દાદાભાઈ ઈંગ્લાંડમાં વસીને રાજ્યસત્તાના કેંદ્રસ્થાનમાં માગણી કરવાને મી. ફિરોજશાહ મુંબઇમાં પોતાનો (બારીસ્ટરનો) ધંધો ચલાવવાને, તથા મી. બૉનરજી તે જ ધંધો કલકત્તામાં શરૂ કરવાને હિંદના સુભાગ્યે કેળવાયેલા હિંદીઓના હૃદયમાં ક્ષોભ ઉત્પન્ન થવાના કારણભૂત તથા સુધરે સૌભાગ્યે ગભરાટ અને ચળવળ ઉત્પન્ન કરનારૂં દુર્ભાગી "ઇલબર્ટ બીલ" આ અરસામાં રજુ કરવામાં આવ્યું જેને અંગે ઍંગ્લો-ઇંડીઅનોએ મ્હોટો ખળભળાટ ઉઠાવ્યો, અને તેના પરિણામે હિંદમાં એક નવી જ જાગૃતિ ઉત્પન્ન થઈ. આ બાબતમાં લોકમત એકમાર્ગી તથા અવિચ્છિન્ન હતો. આ સામાન્ય જાગૃતિના પરિણામરૂપ હિંદમાં કોંગ્રેસની સ્થાપના થઈ, તથા કેટલાક બનાવોના સુસંજોગોને યોગે, આ ત્રિપુટી કૉંગ્રેસના પ્લૅટફૉર્મ ઉપર પાછી મળી. આ પ્રમાણે લોકમાન્યતા સિદ્ધ થઈ કે કેટલીક વખત માઠામાંથી સારૂં પરિણામ નિપજે છે.

કહેવત છે કે 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય છે,' તે પ્રમાણે આ બન્ને તરૂણોના "લંડન ઇંડીઅન સોસાઇટી" તથા "ઇસ્ટ ઇંડીઆ એસોશીએશન"

તેમની બાલ્યાવસ્થા.

સન્મુખના સાહિત્યના વિષયોમાં શરૂઆતના પ્રયાસો ભવિષ્યમાં તેઓ મહાન નેતાઓ થશે એવું સૂચવતો હતા. તેમાંના એકે, આગળ જતાં જેમાં ખાસ પ્રવીણતા તથા નામના મેળવ્યાં હતાં એવા "હિંદુ લૉ" ના વિષય ઉપર લેખ વાંચ્યો, તથા બીજાએ, જેમાં ફક્ત રાનડે તથા તેલંગ કરતાં જ તેણે ઉતરતી પંક્તિ મેળવી હતી એવા "મુંબઈ ઇલાકામાં અપાતી કેળવણી" ના વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. તેમનું વય લક્ષમાં લેતાં, જેમાં માનસિક વિકાસ વહેલો ઉદ્ભવ પામ્યો હતો, કારણ કે તેમણે બન્નેએ બાવીશ વર્ષની ન્હાની ઉમરમાં ઉપરના લેખો લખ્યા હતા! જેઓ તેમના ઉપર જણાવેલા લેખો વાંચશે, તેમને એઓનો માનસિક વિકાસ કેટલો વહેલો ઉદ્ભવ પામ્યો હતો તેનો કંઇક ખ્યાલ આવશે. એ લેખો વાંચતાં આપણને એમ લાગે છે કે તે પુખ્ત ઉમરના તથા લાંબા અનુભવી લેખકોથી લખાયા હશે. અતિ તરૂણ અવસ્થામાં દીર્ઘદૃષ્ટિ

તથા કાર્યદક્ષતા બતાવવાનો પ્રસંગ સર ફિરોજશાહના સંબંધમાં તેમણે ૧૮૭૧ ની સાલમાં મુંબઇના મ્યુનિસિપલ કોરપોરેશન સન્મુખ પ્રતિનિધિ મોકલવાની નવીન રીતિ અનુસાર સુધારો કરવાની સૂચના કરી હતી, તે સમયે બન્યો હતો. મી. મહેતા કરતાં શહેરની મ્યુનિસિપાલીટીના વહીવટમાં વધારે લાંબા તથા બહોળા અનુભવવાળા મેંબરોએ સુધારો કરવાના સંબંધમાં લગભગ અડધો ડઝન સૂચનાઓ કરી હતી. પરંતુ તે સૂચનાઓમાં કેટલીક એવી અપૂર્ણતા હતી, કે તે બધી રદ કરવી પડી હતી. કોઈ અમુક મ્યુનિસિપલ કમિશનર કોરપોરેશનના કાયદાનો ઉલ્લંઘન કરે અથવા તો તેના નિયમનો ભંગ કરે માટે તેના બંધારણમાં ફેરફાર કરવો અને એક વ્યક્તિને બદલે વધારે વ્યક્તિઓના હાથમાં સત્તા સોંપીને જોખમદારીને વિભક્ત કરવી એ મી. મહેતાને અતિ વિચાર વગરનું પગલું જણાતું હતું. તેથી ઉપરને અનુસરતા વિચારો દર્શાવીને તેમણે સૂચવેલા સુધારાઓને અમલમાં મૂકવાની અશક્યતા બતાવી આપી. ગ્રેટ બ્રીટન તથા યુનાઇટેડ સ્ટેટસનાં જેવાં મ્હોટાં શહેરોમાં ચાલતા મ્યુનિસિપાલીટીના વહીવટોની તપાસ કરતાં, આ સુધારકોને માલૂમ પડત કે, પ્રજાના સ્થાનિક સ્વરાજ્યને લગતાં કાર્યોને અમલમાં મૂકતાં, સર્વમાન્ય રીતે એમ સ્વીકારાયેલું છે કે, વિવિધ વ્યક્તિઓના હાથમાં વહીવટી સત્તા સોંપી જોખમદારી વિભક્ત કરવી, તેના કરતાં એક જ વ્યક્તિને સંપૂર્ણ સત્તા આપી, પૂર્ણ જવાબદારીમાં મૂકવી એ વધારે ઉત્તમ છે કારણ કે જવાબદારીને વિભક્ત કરવાથી પરિણામે કોઇની પણ જવાબદારી રહેતી નથી. મીલ તથા હરબર્ટ સ્પેન્સર જેવા નાગરિક જીવનના પૂર્ણ અભ્યાસીઓ પણ એવો જ મત ધરાવે છે. અન્ય સુધારકોએ સૂચવેલી ઉપરની સૂચનાઓને જો અમલમાં મૂકી હોત, તો નક્કી પરિણામ અનિષ્ટ આવત, તથા સુધારો ઉલટો એક કુધારો થઈ પડત. ઈંગ્લાંડમાં ચાલતા સ્થાનિક સ્વરાજ્યના કાર્યોના વહીવટનો અનુભવ લઈ તરતના જ આવેલા, તથા જોન સ્ટુઅર્ટ મિલના લાંબા સમયથી ટકી રહેલા અનુભવસિદ્ધ સિદ્ધાન્તોથી ઉત્તેજીત થએલા, મી. મહેતાએ પોતાના કોરપોરેશનના કાર્યબંધુઓને ખાતરી કરી આપી કે આખો દિવસ કામ કરનારા પરંતુ તેમની દેખરેખ નીચેના તથા તાબાના મંત્રીની સહાયતા છતાં પણ બાર મેંબરોની કાંઉસીલ સ્થાપી તેના હાથમાં સત્તા સોંપી દેવાથી મુંબઈ જેવા ગીચ વસ્તિવાળા શહેરની મ્યુનિસિપાલીટીનો વહીવટ ચલાવવો કેટલો અશક્ય થઈ પડત? તેમણે આ પ્રમાણેની કાંઉસીલ નિમવા સામે સખત વાંધો ઉઠાવ્યો, તથા કોરપોરેશનને જવાબદારી હેઠળ ચોકસ શરતો સાથે એક વહીવટી અધિકારી નિમવાની ભલામણ કરી. સુધારકોની આ સૂચનાની નિષ્ફળતાની એટલી તો સંપૂર્ણ ખાતરી હતી કે તેમને આ વિષયમાં વિશેષ માહિતી આપવાનું એમને યોગ્ય જણાયું. આ ઉદ્દેશથી તેમણે ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં "મ્યુનિસિપાલીટીઓની સુધારણા" એ વિષય ઉપર એક જાહેર ભાષણ આપ્યું, તથા તેમાં સુધારકોની સૂચનાઓની સખત ટીકા કરીને પોતાની સૂચના રજુ કરી. પરંતુ શિરસ્તા પ્રમાણે લોકમત સુધારકોની તરફ ઢળ્યો. તરુણ મી. મહેતા જાહેર જીવનમાં એક બીનઅનુભવી જ ગણાતા, અને તેથી તેમનું વજન પડયું નહીં. તેમની દલીલોને લોકોએ હસી કહાડી, તથા તેના જવાબમાં મહેતાએ તેમના દેવરૂપ માની લીધેલા અગ્રેસરોની ટુંકી બુદ્ધિનો ઉપહાસ કર્યો. પરંતુ છેવટે હસે છે, તે સૌથી વધારે હસે છે," એ લોકમાન્યતા આ વિષયમાં ખરી પ

ત્રિપુટીએ જે નામના મેળવી, તથા તેમની દલીલો તથા તર્કશક્તિને બાજુએ મૂકતાં, કેવળ તેમની વાદવિવાદની પદ્ધતિથી જ, ઉશ્કેરાયલા તથા ક્રોધવશ થયેલા કલકત્તા મદ્રાસ તથા અન્ય સ્થળોના રાજ્યનીતિજ્ઞ એંગ્લો ઇંડીઅનો ઉપર જે મજબુત છાપ પાડી, તેનો ખ્યાલ જેઓ તે મીટિંગમાં હાજર હતા, તેમને જ આવી શકે. આ ત્રણે વક્તાઓએ પોતાને જે કહેવાનું હતું, તે એટલી તો શાંતિથી, નિષ્પક્ષતાથી તથા ધૈર્યથી લોકોને સમક્ષ દર્શાવ્યું કે તે ત્રણેનાં એકસરખી રીતે વખાણું થવાં લાગ્યાં, તથા તેમનાં કાર્યમાં તેઓ નિપુણ મનાવા. આ સ્મરણમાં રાખવા યોગ્ય મીટિંગમાં મી. મહેતાએ પોતાના રાજ્યનીતિ વિષેના જે વિચારો દર્શાવ્યા, તે નીચે પ્રમાણે હતા.

"મારા રાજકીય નિશ્ચયોમાં જો કોઈ નિશ્ચય સર્વથી વધારે દૃઢ હોય, તો તે એ છે કે આપણો દેશ અંગ્રેજી રાજ્યની હકુમત તળે આવવાથી, એક એવી પ્રજાના તાબામાં આવ્યો છે કે તેના જેવા ડહાપણથી તથા ઉત્કૃષ્ટ રીતે રાજ્ય ચલાવવાને, બીજી કોઈ પણ પ્રજા શક્તિમાન થાત નહીં. દુનિયાની બધી પ્રજાઓને તમે તપાસો, અને તમને માલૂમ પડશે કે, ખરી ઉન્નતિ તથા સુધારાના માર્ગમાં આપણને સહીસલામત દોરનાર, આ પ્રજાના જેવી યોગ્ય બીજી કોઈપણ પ્રજા નથી............હિંદમાં વસતા અંગ્રેજોના એક ટીકાકાર તરીખે બહાર પડતાં, હું કંઈ તેઓનાથી ચઢતી પંક્તિનો દાવો કરતો નથી, તથા તેમના જેવા સંજોગોમાં તેમના કરતાં વધારે સારું કાર્ય કરત એમ દર્શાવીને આત્મશ્લાઘા કરવા ઇચ્છતો નથી. પરંતુ મને પ્રતીતિ છે કે અંગ્રેજ ગૃહસ્થો એટલું તો માન્ય રાખશે કે આ બનાવ તેમને ટીકામાંથી મુક્ત કરી શકે તેવો નથી. તેમનાં આ દેશમાં કરેલા કાર્યોનું જે સિદ્ધાન્તો પ્રમાણે નિરીક્ષણ થવું જોઇએ એમ તેમણે પોતે જ સ્વીકાર્યું છે તથા સૂચવ્યું છે, તદનુસાર જો તેમનાં કાર્યોને અવલોકવામાં આવે, તો તેમણે અસહનતા ધારણ કરવાનું કંઈ કારણ રહેતું નથી."

દેશના રાજ્યકર્તાઓ વિષેના પોતાના આ રાજકીય સિદ્ધાન્તને તેઓ અડગ રીતે તથા એક સરખા વળગી રહ્યા હતા. તે સમયના ઉપર જણાવેલા આ અતિ મહત્વના વિષય સંબંધમાં મી. મહેતા પોતાના શ્રોતાજનો સમક્ષ જે વ્યાજબી ટીકાઓ [illegible] શક્તિમાન થયા હતા, તેનું મુખ્ય કારણ તેમનો ઉપલો રાજકીય સિદ્ધાન્ત હતો.

સત્તાથી કામ લેવાની રાજ્યનીતિ પરિણામે નિષ્ફળ જ નિવડે છે. આ [illegible] મી. મહેતાએ અન્ય પણ એક મહત્વનું અવલોકન કર્યું હતું, જે આપણા [illegible] બનાવોને લક્ષમાં લેતાં, લગભગ ભવિષ્યકથન જેવું કહી શકાય. તેમ[illegible] [illegible]થી કાર્ય સાધવાની રાજ્યનીતિ 'આગળ જતાં અંગ્રેજ સૈનિકો તર[illegible] [illegible]ની સંખ્યાનો વિસ્તાર વધારવામાં કારણભૂત થઈ પડશે. સમયના વહ[illegible] [illegible]ઓનો પાઠ ભણી અનુભવ પામેલા, તથા સ્વતન્ત્રતાના પવનથી ઉન્મત્ત [illegible]લા [illegible] મ્હોટી સંખ્યામાં પોતાના સ્વદેશ તરફ પ્રત્યાગમન કરશે, જ્યાં તેમને

રાજ્યબંધારણને અનુસરતાં તથા સમાનતાના સિદ્ધાન્તોથી રચાયલા રાજ્યતન્ત્રથી ચલાવવામાં આવતાં કાર્યો અપ્રિય થઈ પડશે'. તેમનો આ તર્ક કંઈ સ્વપ્નકલ્પિત નહતો. દીર્ઘદૃષ્ટિના નિપુણ અંગ્રેજ ચિકિત્સકોએ આવી જાતનાં વલણનાં ચિહ્નો, ગયાં થોડાં વર્ષો દરમ્યાન જ અવલોક્યાં છે. આ પ્રકારના વલણનો જો થોડા સમયમાં અટકાવ નહીં કરવામાં આવે, તો તે એક સ્થાયિ રૂપ ધારણ કરશે, અને સમાનતા તથા રાજ્યબંધારણ માટે પ્રખ્યાત, બીજી પ્રજાઓને આદર્શરૂપ, ઇંગ્લાંડનું રાજ્યતંત્ર ઘણીજ ગુંચવણભરેલી સ્થિતિમાં આવી પડશે. એક સમયે રોમનું રાજ્ય પણ એક પ્રજાસત્તાક તથા સમાન હક જાળવનારા રાજ્યતંત્ર તરીકે આખા વિશ્વમાં ખ્યાતિ ધરાવતું હતું, પરંતુ આ ખ્યાતિ તેણે પોતાના નિરંકુશ સામ્રાજ્યને વધારવામાં ગુમાવી. તથાપિ તેના આ દાખલાએ આપણને એક ઉત્તમ ધડો આપ્યો છે. લોકોની આ સામાન્ય માન્યતા યથાર્થ છે કે 'પોતાની અમુલ્ય ગણાતી સ્વતંત્રતા તથા આદર્શરૂપ સમાજબંધારણને જાળવવા અર્થે બ્રિટને હિંદનો પણ ઉત્કર્ષ કરવો જોઇએ, નહીં તો પરિણામે (સહવાસ યોગે) હિંદ તેને પોતાની (અધમ) સ્થિતિ પ્રતિ ખેંચી જશે'. અત્યારે લગભગ વિસ્મૃત થયેલા 'ઇલ્બર્ટ બીલ'ના ગુણ દોષ તપાસવાનું બાજૂએ મૂકતાં, મી. મહેતાના મનમાં તેથી જે પ્રશંસનીય, ગંભીર તથા દીર્ઘ વિચારો ઉદ્ભવ્યા, તેમની યથાર્થતાનો કોણ અસ્વીકાર કરી શકે તેમ છે? મારે પુનઃ કહેવું પડે છે કે હાલમાં બનતા બનાવો લક્ષમાં લેતાં, તેમના આ અભિપ્રાયો, કેટલા અગમચેતી ભરેલા તથા ભવિષ્યવાદી નિવડયા ! સને ૧૮૮૩ માં કરેલું તેમનું ભવિષ્યસૂચન અત્યારે કેવા દુઃખદ સંજોગોમાં સિદ્ધ થતું જણાય છે ! મી. બાલફરે પાર્લામેન્ટને કેટલી બધી શોચનીય સ્થિતિમાં આણી મૂકી છે ! મી. મહેતાએ 'ઇલબર્ટબીલ' ઉપર કરેલું ભાષણ ઉત્તેજક હોવા ઉપરાંત સ્મરણમાં રાખવા યોગ્ય હતું.

બે વર્ષ પછી સન ૧૮૮૫ના 'જનરલ ઇલેકશન' વખતે ઈંગ્લાંડમાં પ્રતિનિધિઓ મોકલવાના પ્રસંગે કરેલું તેમનું ભાષણ તેટલુંજ લક્ષમાં રાખવા યોગ્ય છે. આ કાર્યને માટે બૉમ્બે પ્રેસિડન્સી એસોશીએશને એક સભા બોલાવી હતી, અને તેમાં મુંબઈ તરફથી મી. એન. જી. ચંદાવરકરને ચૂંટી કાઢવામાં આવ્યા હતા. થોડા સમય ઉપર ઑનરેબલ મી. જી. કે. ગોખલેની પસંદગી વખતે પણ મી. ફિરોજશાહે તે સભાના કાર્યક્રમ વિષે સૂચના કરી હતી. એ સભામાં મી. દાદાભાઈ તથા મી. બી. તૈયબજી કરતાં પણ એક ડગલું આગળ વધીને તેમણે જણાવ્યું હતું કે "(ઇંગ્લાંડમાં) જુદા જુદા પક્ષો વચ્ચે ચાલતાં વાગ્યુદ્ધોનાં દીર્ઘદૃષ્ટિવાળાં તથા શોધક વિવેચનોમાં હિંદને લગતા પ્રશ્નોને રજુ કરવાનો સમય આવી પહોંચ્યો છે. જ્યાં સુધી આ પ્રમાણે નહીં બને, ત્યાં સુધી હિંદને લગતા પ્રશ્નો ઈંગ્લાંડમાં સંપૂર્ણ રીતે રજુ નહીં કરી શકાય, અને તેથી આપણી માગણીઓ બરોબર સમજાશે નહીં અથવા તો તેમનો અસ્વીકાર કરવામાં આવશે. આપણે ઈંગ્લાંડના લોકોને એકલા 'એંગ્લો-ઇંડીયનો'ને નહીં સાંભળતાં, બંન્ને પક્ષોને સાંભળવાને વિનવવા જોઇએ. કદાચિત વિરૂદ્ધ પક્ષોને લીધે ઉપસ્થિત થયેલી ધમાલમાં હિંદના હિતને ધોખો પહોંચશે, તથાપિ નિયમાનુસાર, લાંબે ગાળે, ત્યાંના લોકોની વિવેકબુદ્ધિ તથા અંતઃકરણ ખરી રીતે ઉન્નતિના અને

ત્રિપુટીએ જે નામના મેળવી, તથા તેમની દલીલો તથા તર્કશક્તિને બાજુએ મૂકતાં, કેવળ તેમની વાદવિવાદની પદ્ધતિથી જ, ઉશ્કેરાયલા તથા ક્રોધવશ થયેલા કલકત્તા મદ્રાસ તથા અન્ય સ્થળોના રાજ્યનીતિજ્ઞ એંગ્લો ઇંડીઅનો ઉપર જે મજબુત છાપ પાડી, તેનો ખ્યાલ જેઓ તે મીટિંગમાં હાજર હતા, તેમને જ આવી શકે. આ ત્રણે વક્તાઓએ પોતાને જે કહેવાનું હતું, તે એટલી તો શાંતિથી, નિષ્પક્ષતાથી તથા ધૈર્યથી લોકોને સમક્ષ દર્શાવ્યું કે તે ત્રણેનાં એકસરખી રીતે વખાણ થવાં લાગ્યાં, તથા તેમનાં કાર્યમાં તેઓ નિપુણ મનાયા. આ સ્મરણમાં રાખવા યોગ્ય મીટિંગમાં મી. મહેતાએ પોતાના રાજ્યનીતિ વિષેના જે વિચારો દર્શાવ્યા, તે નીચે પ્રમાણે હતા.

'મારા રાજકીય નિશ્ચયોમાં જો કોઈ નિશ્ચય સર્વથી વધારે દૃઢ હોય, તો તે એ છે કે આપણો દેશ અંગ્રેજી રાજ્યની હકુમત તળે આવવાથી, એક એવી પ્રજાના તાબામાં આવ્યો છે કે તેના જેવા ડહાપણથી તથા ઉત્કૃષ્ટ રીતે રાજ્ય ચલાવવાને, બીજી કોઈ પણ પ્રજા શક્તિમાન થાત નહીં. દુનિયાની બધી પ્રજાઓને તમે તપાસો, અને તમને માલૂમ પડશે કે, ખરી ઉન્નતિ તથા સુધારાના માર્ગમાં આપણને સહીસલામત દોરનાર, આ પ્રજાના જેવી યોગ્ય બીજી કોઈપણ પ્રજા નથી............હિંદમાં વસતા અંગ્રેજોના એક ટીકાકાર તરીકે બહાર પડતાં, હું કંઈ તેઓનાથી ચઢતી પંક્તિનો દાવો કરતો નથી, તથા તેમના જેવા સંજોગોમાં તેમના કરતાં વધારે સારૂં કાર્ય કરત એમ દર્શાવીને આત્મશ્લાઘા કરવા ઇચ્છતો નથી. પરંતુ મને પ્રતીતિ છે કે અંગ્રેજ ગૃહસ્થો એટલું તો માન્ય રાખશે કે આ બનાવ તેમને ટીકામાંથી મુક્ત કરી શકે તેવો નથી. તેમનાં આ દેશમાં કરેલા કાર્યોનું જે સિદ્ધાન્તો પ્રમાણે નિરીક્ષણ થવું જોઇએ એમ તેમણે પોતે જ સ્વીકાર્યું છે તથા સૂચવ્યું છે, તદ્અનુસાર જો તેમનાં કાર્યોને અવલોકવામાં આવે, તો તેમણે અસહનતા ધારણ કરવાનું કંઈ કારણ રહેતું નથી."

દેશના રાજ્યકર્તાઓ વિષેના પોતાના આ રાજકીય સિદ્ધાન્તને તેઓ અડગ રીતે તથા એક સરખા વળગી રહ્યા હતા. તે સમયના ઉપર જણાવેલા આ અતિ મહત્વના વિષય સંબંધમાં મી. મહેતા પોતાના શ્રોતાજનો સમક્ષ જે વ્યાજબી ટીકાઓ રજુ કરવાને શક્તિમાન થયા હતા, તેનું મુખ્ય કારણ તેમનો ઉપલો રાજકી

...સત્તાથી કામ લેવાની રાજ્યનીતિ પરિણામે નિષ્ફળ જ [illegible] ...સંબં-
...મી. મહેતાએ અન્ય પણ એક મહત્વનું અવલોકન કર્યું હતું ...સમીપ
...બનાવોને લક્ષમાં લેતાં, લગભગ ભવિષ્યકથન જેવું કહી ... સૂચવ્યું
...થી કાર્ય સાધવાની રાજ્યનીતિ 'આગળ જતાં અંગ્રેજ ...આ અંગ્રેજ
...ની સંખ્યાનો વિસ્તાર વધારવામાં કારણભૂત થઈ પડશે. ...વહવા સાથે,
...(મૂશોનો પાઠ ભણી અનુભવ પામેલા, તથા સ્વતન્ત્રતાના પગ... ઉન્મત્ત થયેલા
ઉમરની ઘણી મ્હોટી સંખ્યામાં પોતાના સ્વદેશ તરફ પ્રત્યાગમન કરશે,' જ્યાં તેમને

રાજ્યબંધારણને અનુસરતાં તથા સમાનતાના સિદ્ધાન્તોથી રચાયલા રાજ્યતન્ત્રથી ચલાવવામાં આવતાં કાર્યો અપ્રિય થઈ પડશે'. તેમનો આ તર્ક કંઈ સ્વકલ્પિત નહતો. દીર્ઘદૃષ્ટિના નિપુણ અંગ્રેજ ચિકિત્સકોએ આવી જાતનાં વલણનાં ચિહ્નો, ગયાં થોડાં વર્ષો દરમ્યાન જ અવલોક્યાં છે. આ પ્રકારના વલણનો જો થોડા સમયમાં અટકાવ નહીં કરવામાં આવે, તો તે એક સ્થાયિ રૂપ ધારણ કરશે, અને સમાનતા તથા રાજ્યબંધારણ માટે પ્રખ્યાત, બીજી પ્રજાઓને આદર્શરૂપ, ઇંગ્લાંડનું રાજ્યતંત્ર ઘણીજ ગુંચવણભરેલી સ્થિતિમાં આવી પડશે. એક સમયે રોમનું રાજ્ય પણ એક પ્રજાસત્તાક તથા સમાન હક જાળવનારા રાજ્યતંત્ર તરીખે આખા વિશ્વમાં ખ્યાતિ ધરાવતું હતું. પરંતુ આ ખ્યાતિ તેણે પોતાના નિરંકુશ સામ્રાજ્યને વધારવામાં ગુમાવી. તથાપિ તેના આ દાખલાએ આપણને એક ઉત્તમ ધડો આપ્યો છે. લોકોની આ સામાન્ય માન્યતા યથાર્થ છે કે 'પોતાની અમુલ્ય ગણાતી સ્વતંત્રતા તથા આદર્શરૂપ સમાજબંધારણને જાળવવા અર્થે બ્રિટને હિંદનો પણ ઉત્કર્ષ કરવો જોઇએ, નહીં તો પરિણામે (સહવાસ યોગે) હિંદ તેને પોતાની (અધમ) સ્થિતિ પ્રતિ ખેંચી જશે'. અત્યારે લગભગ વિસ્મૃત થયેલા 'ઇલ્બર્ટ બીલ'ના ગુણ દોષ તપાસવાનું બાજૂએ મૂકતાં, મી. મહેતાના મનમાં તેથી જે પ્રશંસનીય, ગંભીર તથા દીર્ઘ વિચારો ઉદ્‌ભવ્યા, તેમની યથાર્થતાનો કોણ અસ્વીકાર કરી શકે તેમ છે? મારે પુનઃ કહેવું પડે છે કે હાલમાં બનતા બનાવો લક્ષમાં લેતાં, તેમના આ અભિપ્રાયો, કેટલા અગમચેતી ભરેલા તથા ભવિષ્યવાદી નિવડયા! સને ૧૮૮૩ માં કરેલું તેમનું ભવિષ્યસૂચન અત્યારે કેવા દુઃખદ સંજોગોમાં સિદ્ધ થતું જણાય છે! મી. બાલફરે પાર્લામેન્ટને કેટલી બધી શોચનીય સ્થિતિમાં આણી મૂકી છે! મી. મહેતાએ 'ઇલબર્ટબીલ' ઉપર કરેલું ભાષણ ઉત્તેજક હોવા ઉપરાંત સ્મરણમાં રાખવા યોગ્ય હતું.

બે વર્ષ પછી સન ૧૮૮૫ ના 'જનરલ ઇલેકશન' વખતે ઈંગ્લાંડમાં પ્રતિનિધિઓ મોકલવાના પ્રસંગે કરેલું તેમનું ભાષણ તેટલુંજ લક્ષમાં રાખવા યોગ્ય છે. આ કાર્યને માટે બૉમ્બે પ્રેસિડન્સી એસોશીએશને એક સભા બોલાવી હતી, અને તેમાં મુંબઈ તરફથી મી. એન. જી. ચંદાવરકરને ચૂંટી કાઢવામાં આવ્યા હતા. થોડા સમય ઉપર ઑનરેબલ મી. જી. કે. ગોખલેની પસંદગી વખતે પણ મી. ફિરોજશાહે તે સભાના કાર્યક્રમ વિષે સૂચના કરી હતી. એ સભામાં મી. દાદાભાઈ તથા મી. બી. તૈયબજી કરતાં પણ એક ડગલું આગળ વધીને તેમણે જણાવ્યું હતું કે "(ઇંગ્લાંડમાં) જુદા જુદા પક્ષો વચ્ચે ચાલતાં વાગ્યુદ્ધોનાં દીર્ઘદૃષ્ટિવાળાં તથા શોધક વિવેચનોમાં હિંદને લગતા પ્રશ્નોને રજુ કરવાનો સમય આવી પહોંચ્યો છે. જ્યાં સુધી આ પ્રમાણે નહીં બને, ત્યાં સુધી હિંદને લગતા પ્રશ્નો ઇંગ્લાંડમાં સંપૂર્ણ રીતે રજુ નહીં કરી શકાય, અને તેથી આપણી માગણીઓ બરોબર સમજાશે નહીં અથવા તો તેમનો અસ્વીકાર કરવામાં આવશે. આપણે ઇંગ્લાંડના લોકોને એકલા 'એંગ્લો-ઇંડીયનો'ને નહીં સાંભળતાં, બંને પક્ષોને સાંભળવાને વિનવવા જોઇએ. કદાચિત વિરૂદ્ધ પક્ષોને લીધે ઉપસ્થિત થયેલી ધમાલમાં હિંદના હિતને ધોખો પહોંચશે, તથાપિ નિયમાનુસાર, લાંબે ગાળે, ત્યાંના લોકોની વિવેકબુદ્ધિ તથા અંતઃકરણ ખરી રીતે ઉન્નતિના અને હિત-

કારક સુધારાના માર્ગ તરફ વળશે. વિરૂદ્ધ પક્ષોની રસાકસિયોના વમળમાં હિંદને લગતા સવાલો નાંખવાથી, આપણને જો કે શરૂઆતમાં થોડો ઘણો આત્મભોગ આપવો પડશે, તથા જોખમ ખેડવું પડશે, તથાપિ મારી સંપૂર્ણ ખાતરી છે કે પરિણામે આપણો જય થશે".

પોતાના આ મતને મી. ફિરોજશાહ મજબુત વળગી રહ્યા હતા. 'ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટ'માં દર્શાવેલા તેમના વિચારો ઉપરથી જણાય છે કે વીશ વર્ષના લાંબા સમય પછી પણ તેમની માન્યતા પ્રથમ પ્રમાણે એવી જ છે કે, હિંદનું હિત જાળવીને તેની અગવડો દૂર કરવી હોય, તથા તેને લગતી ફર્યાદોની યોગ્ય દાદ મેળવવી હોય, તો હિંદ વિષેના પ્રશ્નોને, ઇંગ્લાંડના વિરૂદ્ધ પક્ષોની સમક્ષ રજુ કરવા જોઇએ. ગાઢ અંધકારમાં આચ્છાદિત થયેલા, હિંદને લગતા ઘણા મહત્વના પ્રશ્નોને દૃષ્ટિગોચર કરાવવા માટે, તથા છેવટનો નિર્ણય લાવવાના હેતુથી, ખરી વસ્તુસ્થિતિના અવલોકનાર્થે વિરૂદ્ધપક્ષોના વિવેચનરૂપ શોધક દીપકની જરૂર છે. હિંદને લગતા પ્રશ્નોને વિરૂદ્ધ પક્ષના વાતાવરણમાંથી અલગ રાખવા જોઇએ, એવો નિરર્થક તથા સ્વાર્થી પોકાર કેટલાક એંગ્લો-ઇંડીયનોએ ઉઠાવેલો છે, અને તેના પ્રતિધ્વનિરૂપ લોકમતનાં વિમાર્ગપ્રસ્થિત તથા અજ્ઞાન વાજીંત્રોએ ઉપાડી લીધો છે. પરંતુ, કહેવાની કંઈ અગત્ય નથી કે આ પોકાર અરણ્યરૂદન સમાન છે.

એક શહેર સુધારક તરીકે.

હવે આપણે મુંબઈ શહેરને લગતા મી. ફિરોજશાહના લોકજીવનના એક મહત્વના સમયમાં પ્રવેશ કરીએ છીએ. નિસ્વાર્થતાથી તથા સતત ઉદ્યોગથી મ્યુનિસિપાલીટીનું કાર્ય બજાવતાં તેમને ૧૮૮૮ માં લગભગ ઓગણીશ વર્ષ પૂરાં થયાં હતાં. તેમની મ્યુનિસિપાલીટીને લગતા કાર્ય સંબંધની દૃષ્ટિસીમા વિશાળતાને પામી હતી, તથા તે વિષેનો તેમનો અનુભવ ઘણોજ આગળ વધ્યો હતો. સન ૧૮૭૨ ના પ્રથમ 'રિફોર્મ બીલ'ને અમલમાં મૂકતાં તેમાં ઘણી વહીવટી તથા કાર્યક્રમને લગતી ખામીઓ જણાઈ. તેથી નાગરિક નેતાઓએ લોકોની ઇચ્છાનુસાર તથા વિશાળ દૃષ્ટિથી ઘડાયનું એક નવું અધિકારપત્ર મેળવવાને સરકારને વિનંતિ કરવાનુ યોગ્ય ધાર્યું. પોતાની નાગરિક તરીકેની ફરજો પંદર વર્ષ કરતાં પણ વધારે વર્ષ સુધી પ્રસંશનીય રીતે બજાવી, શહેરને 'હિંદનું પ્રથમ પંક્તિનું નગર' ની ઉપાધિ પ્રાપ્ત કરાવવા માટે અધિકાર પત્ર મેળવવાનો તેમનો સંપૂર્ણ હક્ક હતો. તે સમયના મ્યુનિસિપલ કમિશનર મી. ઓલિવંટે, નવીન 'મ્યુનિસિપલ બીલ' નો એક ખરડો ઘડી કહાડીને, ધારાસભા સન્મુખ રજુ કર્યો હતો, પરંતુ તેના કાનુનો (મુખ્યત્વે કરીને બંધારણને લગતા) એટલા તો અવળા અને પશ્ચાત્‌ગામી હતા, તથા નાગરિક સ્વાતન્ત્ર્યના એવા ઉચ્છેદક હતા, કે શહેરમાં તથા નાગરિક સભા મંડળમાં તેની વિરૂદ્ધ ઘણી ચર્ચા ઉપસ્થિત થઇ. "ખરડાના મુસદાને ફાડી નાંખો" એવો સામાન્ય પોકાર સર્વત્ર સંભળાતો હતો. હિંદીઓની યોગ્ય તથા કાયદેસર માગણીઓ તરફ દિલસોજી બતાવનારા તથા વિશાળ હૃદયના રાજ્યનીતિજ્ઞ પ્રખ્યાત લૉર્ડ રેને, કર-ભરનારાઓ તરફથી તથા સ્થાપિત મંડળો મારફતે આ બીલની વિરૂદ્ધ અરજીઓ મોકલવામાં આવી હતી. મી. ઑલિવંટનાં આ અવિચારી પગલાં

સામે લોકમત કેટલો ઉશ્કેરાયલો હતો, તે વિષે તેમને સંપૂર્ણ માહીતી મળી હતી. અતિ નિષ્પક્ષતાથી તેમને જણાવવામાં આવ્યું હતું કે મુંબઇના નાગરિકોએ મ્યુનિસિપાલીટીને લગતા વહીવટ માટે જે સુધારણા કરી હતી તેને અનુસરીને, તથા તેમની ઇચ્છાઓ અને જરૂરીઆતો ધ્યાનમાં રાખીને જો બીલનું વલણ ફેરવવામાં નહીં આવે તો, સન ૧૮૭૧ ની સાલમાં જે પ્રકારનો સમાજક્ષોભ મુંબઇની સરકારને દૃષ્ટિગોચર થયો હતો, તેવો જ ખળભળાટ ઉપસ્થિત થવાનો સંભવ રહે છે. વહાણના અનુભવી સુકાની જેવી સમયસૂચકતા દર્શાવીને લૉર્ડ રે એ તરતમાં જ ઉઠનારા સમાજ ક્ષોભરૂપી તોફાનનું નિરીક્ષણ કર્યું, અને મી. મહેતા તથા મી. તેલંગ જેવા લાંબા સમયના અનુભવી તથા યોગ્યતાવાળા નાગરિકોની ઇચ્છાનુસાર તે પ્રતિકૂલ મુસદ્દામાં સુધારો કરવાની મંજુરી આપી. ઉપરના બંને નાગરિકોમાં મી. મહેતાને નાગરિક સભા મંડળના પ્રમુખ તરીકેનો વધારાનો અનુભવ પણ હતો. આ હુદ્દો તેમને બે વખત તેમના કાર્યબંધુઓની સર્વાનુમતિથી મળ્યો હતો, અને તેને લગતું કાર્ય તેમણે એટલી તો નિપુણતાથી બજાવ્યું, કે આગળ જતાં 'સર્વોત્તમ અધ્યક્ષ' તરીકેની તેમની ખ્યાતિ સર્વત્ર પ્રસિદ્ધ થઇ. ચાલતા વર્ષમાં ત્રીજી વખત કોરપોરેશનના પ્રમુખ તરીકેની અતિ જોખમી તથા ભારે ફરજો યોગ્યતાથી બજાવીને, પોતાની અધ્યક્ષ તરીકેની નામનાને તેમણે ખરેખર દીપાવી છે.

આ પ્રમાણે તે બીલના મુસદ્દાને પડતો મૂકવામાં આવ્યો અને આ અપૂર્ણ બીલનો અપક્વ સમયે અંત આવ્યો. નવા બીલ વખતે મી. મહેતા 'સીલેક્ટ કમિટી'માં હતા, તથા તે મંડળની સમક્ષ રજુ થયેલા એ બીલના સંબંધમાં તેમણે જે ઉંડો અનુભવ દેખાડી આપ્યો, તેથી લોક ઇચ્છાનુસાર ધારાસભામાં એક કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદો ઘડવામાં મી. મહેતાએ જે અપૂર્વ શ્રમ લઇને પોતાના સમયનો ભોગ આપ્યો છે, તેનું જ્ઞાન ઘણા જ થોડા મનુષ્યોને છે.

કાયદા ઘડનાર તરીકેના તેમના કાર્ય વિષે વિવેચન કરતાં, વાચકને, તેમણે સ્થાનિક ધારાસભામાં તથા વાઇસરાયની ધારાસભામાં કરેલાં અસંખ્ય ભાષણોનું અવલોકન કરવાથી રાજ્યનીતિના સિદ્ધાન્તોનું મનન કરવાને સંપૂર્ણ સાધન મળી શકશે. તે બધાંમાં તેમના સ્વકીય વિચારોની છાપ પડેલી છે. નીડર તથા સ્વતન્ત્ર હોઇને અધિકારી મંડળની કૃપાદૃષ્ટિની અથવા તો તેમની અવકૃપાની તેમણે લેશ પણ દરકાર કરી નથી. અધિકારીઓની પોતાની અથવા તો તેમનાં વહીવટી અને રાજકીય કાર્યોની પ્રશંસા કે ટીકા કરવામાં તેઓ છેવટ સુધી સ્પષ્ટવક્તા રહ્યા છે. મી. ફિરોજશાહના સામાજીક જીવનમાં, તેમનું આ એક ખાસ લક્ષણ હતું, જે અતિ અનુકરણીય તથા આદરણીય છે. કેટલીક વખતે લોકમતથી વિરુદ્ધ પડીને પણ તેઓ પ્રશંસાપાત્ર વાઇસરાયો તથા ગવર્નરોની સ્તુતિ કરવામાં પછાત પડયા નથી, તથા પ્રસંગ પરત્વે અતિ તીક્ષ્ણ તથા સખ્ત વિરુદ્ધ-ટીકા કરવામાં પણ શિથિલ રહ્યા નથી. એક વખત વાઇસરાયની કાંઉસીલમાં, તથા બીજી વખત સ્થાનિક કાંઉસીલમાં એમ બે પ્રસંગે તેમણે પોતાની

એક ધારાશાસ્ત્રી તરીકે.

નિડર સ્વતંત્રતા સિદ્ધ કરી આપી છે. દેશના સામાન્ય રાજ્ય વહીવટ વિષે, તથા માજી સર જેમ્સ વસ્ટલૅંડની મહેસુલી ખાતાના મંત્રી તરીકેની કારકીર્દી દરમ્યાન, રાજકીય મહેસુલ વિષે દર્શાવેલા મી. મહેતાના ખુલ્લા અભિપ્રાયોએ બીન-અધિકારી વર્ગની ટીકા સહન ન કરી શકનાર તે અધિકારી પાસથી એવા ઉદ્ગાર કઢાવ્યા કે મી. મહેતાએ રાજકીય પ્રશ્નોના સંવાદોમાં એક 'નવીન ચૈતન્ય' ઉત્પન્ન કર્યું છે. પરંતુ એટલું તો સર્વે માન્ય રીતે સ્વીકારાયેલું છે કે આ 'નવીન ચૈતન્યે' દેશના રાજ્ય વહીવટી અધિકારી મંડળ ઉપર ઘડો લેવા યોગ્ય અસર કરી છે. ખોટી ખુશામતના શબ્દો સાંભળવાને ટેવાઈ ગયેલા વહીવટી અધિકારીઓના શ્રવણપથમાં મિથ્યા ખડખડાટને બદલે, રાજકીય કાર્યોની સખત ટીકાના શબ્દો પડવા માંડયા હતા. સર ફિરોજશાહે વાઇસરાયની ધારાસભામાં ચાલતા વાદવિવાદોને સુસ્તીમાંથી જાગ્રતિમાં આણીને ઉચ્ચ પંક્તિમાં મૂક્યા હતા, તથા પોતાનાં અર્થ-ગાંભીર્યયુક્ત ભાષણોથી સામ્રાજ્યની રાજ્યધાનીનાં ધારામંડળોમાં પણ વિકળતા ઉત્પન્ન કરી હતી. આ ભાષણો વાચકને બોધદાયક તથા આનંદદાયક છે. સાહિત્યના વિષયમાં તેઓ એક જુદીજ શાખારૂપે છે, અને વાઇસરાયની સભામાં અગ્રપંક્તિ ભોગવવાની ઇચ્છા ધરાવનારા સામાજીક નાગરિકોને મનન કરવા યોગ્ય છે. તેઓ જ્ઞાનનો ભંડાર છે એટલુંજ નહીં પણ હિંદને લગતા વિવિધ વિષયોના સંગ્રહરૂપ છે. રાજા તથા પ્રજા ઉભયનું કલ્યાણ કરનારા માર્ગદર્શક વિશાળ સિદ્ધાન્તોનું તેમાં વિવેચન કરવામાં આવ્યું છે. 'ઇમ્પીરીઅલ કાંઉસીલ' માં વારંવાર જે કાયદાના વિષયો રજુ કરવામાં આવે છે, તેમના સંબંધમાં જાહેર વિચારો તથા લોકમત દર્શાવવામાં સર ફિરોજશાહના જેટલો કોઈપણ હિંદી હજુ સફળ થયો નથી. એમના દેશબંધુઓએ તેમનાં આ દેશહિતનાં કાર્યોની કદર અનેક વખત બુઝી છે.

સ્થાનિક ધારાસભામાં, મુંબઇના મ્યુનિસિપલ કારપોરેશનના પ્રતિનિધિ તરીકે સન્ ૧૮૯૩ ની સાલ પછી તેઓ લાગલાગટ બેઠા હતા, તે દરમ્યાન તેમણે કરેલાં ભાષણો, વૉઇસરાયની ધારાસભામાં કરેલાં ભાષણો જેટલાં જ બોધદાયક, સૂચક તથા જ્ઞાનપૂર્ણ છે.

જાહેરમાં અપ્રિય થઈ પડેલા 'જમીન મહેસુલી કાયદાના સુધારાના ખરડા' વિષેનું તેમનું ભાષણ, તથા તેજ વિષય ઉપર 'ટાઉનહૉલ' માં મળેલી ગંજાવર સભા સમક્ષ આપેલું તેમનું પહેલાંનું ભાષણ, બંને તેમની વિવાદશક્તિના ઉત્કૃષ્ટ નમુના છે, તથા 'હાઉસ ઑફ કોમન્સ' માં રાજ્ય તરફના વિરૂદ્ધ પક્ષના ગમે તે નેતાને પણ શોભાવે તેવાં છે. નિર્ભય સ્વાતંત્ર્ય તથા અડગ હિંમત ઉપરાંત આ ભાષણોમાં વક્તાની ઉચ્ચ પ્રકારની તર્કશક્તિ દૃષ્ટિગોચર થાય છે. સ્થાનિક કાંઉસીલમાં તેમના ભાષણ પછી જે બનાવ બન્યો તે વિષે સુચન કરવું અત્રે આવશ્યક નથી, કારણ કે મુંબઈ ઇલાકાની પ્રજાના સ્મર્ણમાં તે હજુ તાજેજ છે.

ટુંકામાં જે જે વિષયોઉપર સર ફિરોજશાહ બોલેલા છે, તે તેઓ જાતિ અનુભવથી, સંપૂર્ણ માહિતી મેળવ્યા પછી, તથા પોતાની માનસિક શક્તિને આધારે જ બોલેલા છે. તેમનાં કેટલાંક ભાષણો, જાહેર ભાષણોના ઉત્કૃષ્ટ નમુના છે, તથા તેમને સાંભળીને ગ્રેટબ્રિટન કે યુનાઇટેડ સ્ટેટના પરિક્ષક તથા કેળવાયલા શ્રોતા જનો પણ પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યા વગર રહી શકે નહીં. હાલના સમયમાં તેમની સાથે હરીફાઈમાં ઉતરે તેવો રાજ્યનીતિજ્ઞ અથવા જાહેર ભાષણ કરનાર દેશમાં કોઈ નથી એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નહીં ગણાય.

———

[ વસન્ત-ઑફિસ. ]

# આઠમી બંગાળી સાહિત્ય પરિષદ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૨૮ થી. )

## ગૌરવ ત્રીજું.

### રેશમ.

બંગાળાનું ત્રીજું મ્હોટાઇનું કારણ રેશમ સંબંધે છે. યૂરોપીઅન લોકો ચીનથી રેશમના કીડા લઈ આવેલા અને પછી સેંકડો વરસ મહેનત કરી ત્યારે તેઓ રેશમનો ઉદ્યોગ હાથ કરી શક્યા. તેમના કહેવા મુજબ રેશમનું જન્મ સ્થાન તે ચીન દેશ, ચીનાઓ પણ એમ જ કહે છે છે. તેમના કહેવા મુજબ ઈ. સ. પૂર્વે ૨૬૩૦ વરસ પર ચીનની રાણીએ શેતૂરનાં વૃક્ષ વાવેલાં. રેશમના ઉદ્યોગ સંબંધે ઘણા જૂના વખતથી ચીનમાં પુસ્તકો વગેરે લખાએલાં છે. રેશમ કેમ બનાવવું તે ચીનાઓ કોઇને શીખવતા નહતા, તેમ શીખવા દેતા પણ ન હતા. એ તેમની ગુપ્ત વિદ્યા હતી. મહા મુશ્કેલીએ. ઈ. સ. ના ત્રીજા સૈકામાં જાપાની લોકો કોરીના લોકો પાસે રેશમનો ઉદ્યોગ શીખ્યા. આના પછી થોડે વખતે ચીનની એક રાજ-કન્યાએ હિંદુસ્તાનમાં તેની શરૂઆત કરી. ઈ. સ ના પહેલા તથા બીજા સૈકામાં યૂરોપનો ચીન જોડે જમીન માર્ગે રેશમનો વેપાર ચાલવા માંડયો. ઘણાઓનું એવું ધારવું છે કે રેશમના એ જ વેપારને માટે ઘણું ખરૂં પંજાબમાં શક રાજાના સોનાના સિક્કા ચાલતા હતા. તળ યૂરોપમાં રેશમનો ઉદ્યોગ ત્યાર પછી ઘણે દહાડે શરૂ થયો. હવે ચાણક્યના અર્થશાસ્ત્ર પરથી આપણને જણાય છે કે ઈ. સ. પૂર્વે ત્રીજા ચોથા સૈકાની પહેલાં પણ બંગાળાના મુલકમાં રેશમની ખેતી ઘણી થતી હતી. ઉંચામાં ઉંચા રેશમી કાપડનું નામ "પત્રોર્ણું" એટલે પાંતરાંનું પશમ (ઉન યા રૂવાં): કીડા પાંતરાં ખાઈ જે પશમ (ઉન યા રૂવાં) બહાર કહાડે તે પશમના બનેલા કાપડનું નામ "પત્રોર્ણું". એ કાપડ ત્રણ જગાએ થતું હતું; મગધ, પૌંડ્ર દેશ અને સુવર્ણકૂડ્ય. નાગવૃક્ષ, લિકૂચ, બકૂલ અને વડ એ ઝાડમાં એ કીડા જન્મતા. નાગવૃક્ષમાં થતા કીડામાંથી બનતું રેશમ હળદરના રંગનું, લિકૂચના કીડા-માંથી બહાર આવતું રેશમ ઘઉંના રંગનું, બકૂલના રેશમનો રંગ સફેદ, તથા વડ અને બીજા ઝાડના કીડાના રેશમનો રંગ માખણ જેવો નીકળતો. આ બધાં "પત્રોર્ણું"માં સુવર્ણ કૂડ્યનું કાપડ ઉંચું ગણાતું. આના ઉપરથી જ કૌશેયવસ્ત્ર (રેશમી કાપડ) તથા ચીન દેશમાં પેદા થએલા પટ્ટવસ્ત્ર (રેશમનાં કાપડ) નાં નામ પડેલાં.

ઉપર જે લખ્યું છે તે અર્થશાસ્ત્રના ભાષાંતર જેવું છે. એ અર્થશાસ્ત્રમાં રાજભંડા-રમાં કઈ કઈ ચીજો રાખવી જોઇએ તેની યાદી આપી છે, તે અધ્યાયના છેલ્લા ભાગમાં આ વાત કહી છે. અધ્યાયનું નામ "કોશપ્રવેશ્યરત્ન પરીક્ષા" આ ઠેકાણે રત્નનો અર્થ માત્ર હીરા અથવા ઝવેરાત નહિ, પરંતુ દરેક વસ્તુમાં જે ઉત્તમ, તેનું નામ રત્ન. એ "રત્ન"

કાપડ એકલા બંગાળામાં જ સારૂં થતું એમ નહતું. મથુરા, અપરાન્ત, કલિંગ, કાશી, વત્સ દેશ, અને મહિશ દેશનું કાપડ પણ વખણાતું. મથુરા તે પાંચ દેશ, મહિશ દેશ તે નર્મદાની દક્ષિણમાં, અપરાન્ત તે મુંબઈ તરફનો ભાગ. ચાણક્યના પછી સુતરનું કાપડ પણ બંગાળામાં ઘણા ઉંચા પ્રકારનું બનવા માંડયું. ઢાકાના મલમલ માટે એવું કહેવાય છે કે તેને ઘાસ ઉપર પાથરી રાખ્યું હોય ને રાત્રે તેના પર ઝાકળ પડે તો સવારે કાપડ દેખાય સરખું નહિ. એક આખું મલમલનું થાન વીંટીના કાણામાંથી પસાર કરી શકાતું. વણકરને સવારમાં વહેલાં પરોઢીએ ઉઠી હાથમાં વાંસની એક કાપેલી ચીપ લઇને કપાસના ખેતરમાં જવું પડતું અને ફટ કરવું જેવું કપાસના કાલાનું મોઢું ફાટે કે તરત તેના પર ચીપ લગાવી દઈ તેમાંથી નીકળતા રેસા લઈ તે ભેગા કરી લેવા પડતા. એ રેસામાંથી બહુ ઝીણું સુતર બનાવવું પડતું, અને તેમાંથી મલમલ તૈયાર થતું. અકબરે જ્યારે બંગાળા જીતી ત્યાં પોતાનો સુબેદાર નીમ્યો ત્યારે તેની જોડે તેણે એ બંદોબસ્ત કર્યો હતો કે બંગાળાની ખંડણી તરીકે વરસ દહાડે માત્ર પાંચ લાખ રૂપીઆ પોતે લેશે, પરંતુ દિલ્લીના મહેલમાં જોઇતું સઘળું રેશમી તથા સુતરાઉ કાપડ તેણે માલદાહના રેશમી કાપડ તથા ઢાકાના મલમલ વડે પૂરૂં કરવું.

## ગૌરવ પાંચમું.

### નાટકશાળા.

અસલ બંગાળાની જાહોજલાલીનું પાંચમુ કારણ નાટકશાળા છે. તે વખતમાં નાટકશાળાને "પ્રેક્ષાગૃહ" અથવા "પેખણા ઘરઅ" કહેતા હતા. ઘણા યુરોપીઅન વિદ્વાનોનું કહેવું એવું છે કે ભરતખંડમાં નાટકશાળા હતી નહિ, નાટકશાળાની વ્યવસ્થા ગ્રીસથી અહિં આવી, અને નાટકશાળા તે રાજાની નાચ કરાવવાની જગામાં કરવામાં આવતી. આ વાત બિલકુલ સાચી નથી, આપણે તો માત્ર આપણા ગૌરવની વાત જ કરવાની છે. પારકાની નિંદા કરવાનું કાંઈ કારણ નથી.

આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે એક વખતે દેવ અને અસુર વચ્ચે મોટું યુદ્ધ થયું હતું; તે યુદ્ધમાં ઇંદ્રને વિજય મળ્યો અને તેણે એક ધજા ઉભી કરી. તે ધજાની નીચે દેવતાઓનું દલ મોજમઝા કરતું હતું, મઝા કરતાં કરતાં તેમણે દેવ તથા અસુરના યુદ્ધનું નાટક કરવા માંડયું. દેવતાઓએ જોયું કે, વાહ ! આમાં તો ઘણી મઝા પડે છે. જ્યારે શત્રુની ધજા પડશે ત્યારે આવી રીતનું નાટક થશે. અસુરોએ કહ્યું એવી રીતે હમને હલકા પાડવા તમારી કીર્તિનું એક નવું સાધન તમે ઉભું કરો છો, તે હમે થવા દઇશું નહિં. એમ કહી થતું નાટક તોડી પાડવા તેમણે પ્રયત્ન કરવા માંડયા. આ વાત સાંભળી ઇંદ્રે એક બાંબુ હાથમાં લઈ તેમને નસાડી મૂક્યા. અસુરોને મારતાં મારતાં વાંસનો આગલો ભાગ ભાંગી સપાટ થઈ ગયો, અને તેનું નામ પડયુ "જર્જર." તેથી છેવટ "જર્જર" એ નાટકની

નિશાની અન્યું. પ્રેક્ષાગૃહ તૈયાર કરવું હોય તો પહેલાં "જર્જર" દાટવું જોઇએ, અને નાટકનો પ્રારંભ કરતાં પહેલાં "જર્જર" ની પૂજા કરવી જોઇએ. "જર્જર" નાં ૭ પાપ ૭ ચીથરાં વડે બાંધી લેવામાં આવે છે. ૭ મોટા મોટા દેવતા તેમાં વાસ કરે છે, અને તેની ૭ જણને પૂજા કરવી પડે છે. નાટકશાળાનાં મકાન ત્રણ જાતનાં હોય છે. એક લાંબું, એટલે બંને છેડા સાંકડા, અને મધ્ય ભાગ મોટો, તેની લંબાઈ ૧૦૮ હાથ, આ રીતનું મકાન દેવસ્થાનને અંગે હોય છે; બીજું મકાન ચોખંડુ, ૬૪ હાથ લાંબું, ૩૨ હાથ પહોળું. આ મકાન રાજાઓને માટે હોય છે; અને સાધારણ ગૃહસ્થોના ઘરને અંગે જે નાટકશાળા બનાવાય છે તે ત્રીકોણીઆ હોય છે, તેની ત્રણે બાજુઓ સરખી હોય છે, અને દરેક બાજુનું પરિમાણ ૩૨ હાથનું હોય છે. નાટકશાળા બાંધતી વખતે કાણાં, લંગડાં, અપંગ, વગેરે ખામીવાળાં માણસોને ત્યાં જવા દેવામાં આવતાં નથી. એટલું જ નહિ પણ એવા મજુરોને પણ કામે લગાડવામાં આવતા નથી. સન્યાસી કે ભીખારીને પણ જવા દેવામાં આવતો નથી. મકાન બાંધતી વખતે છેક અંદરના ભાગમાં "જર્જર" ને દાટી રાખવામાં આવેલો હોય છે. નાટકશાળાનો અર્ધ ભાગ જોનારાઓ અને અર્ધ ભાગ નાટક કરનારાઓ માટે રાખવામાં આવે છે. નાટકશાળા બે માળની હોય છે, ને જોનારાને માટેની જગાના પણ બે માળ હોય છે. આવી રીતનું બે માળનું સ્ટેજ (રંગભૂમી) દુનીઆના બીજા કોઈ ભાગમાં જોવામાં આવતું નથી. દુનીઆનું કામકાજ એક જ માળના મકાનથી ચાલે છે, માત્ર સ્વર્ગમાં જ બે માળનાં મકાન હોય છે. જોનારને માટે જે અડધો ભાગ રાખવામાં આવ્યો હોય છે તેમાં મોખરાનો ભાગ બ્રાહ્મણ માટે રાખ્યો હોય છે (રીઝર્વ કર્યો હોય છે) તે ભાગના થાંભલા ધોળા તેની પાછળનો ભાગ ક્ષત્રિયોને માટે હોય છે. તેના થાંભલા રંગીન. તેની પાછળનો અર્ધો ભાગ વૈસ્ય, ને અર્ધો ભાગ શુદ્ર માટે હોય છે ને તેના થાંભલા કાળા ને પીળા હોય છે. પહેલી હાર કરતાં પાછલી હાર એક હાથ ઉંચી, તેના પછીની એક હાથ તેના કરતાં ઉંચી, એ પ્રમાણે ગેલરી બનાવી હોય છે. બીજે માળે પણ ગોઠવણ એવી જ હોય છે. રંગભૂમીની પાછળ એકટરને તૈયાર થવાની જગા તથા વાજીંત્રની જગા, તેની પાછળ આરામ લેવાની જગા, અને તેની પાછળ દેવતાની પૂજા કરવાની જગા હોય છે. સ્ટેજના પર ચિત્ર પણ હોય છે. સ્ટેજની દીવાલ પર ચકચકીત રંગથી કોઈ જગાએ નદી, તો કોઈ જગાએ બાગ, તો કોઈ જગાએ ઘર, તો કોઈ જગાએ પર્વત પાડેલા હોય છે. સ્ટેજના ઉપર "જર્જર" ની પૂજા અને નાન્દી પાઠ થાય છે. સ્ટેજની બે બાજુએ બે બારણાં હોય છે અને તેમાંથી એકટરો આવ જા કરે છે.

આ નાટક કરનારા શરૂઆતમાં બ્રાહ્મણ હતા. તેઓએ કેટલાએક ઋષિઓ પર કટાક્ષ કરી તેમના ફારસ કરવા માંડયા, તેથી તેમણે તેમને શાપ દીધો કે "તમે શુદ્ર થઈ જશો" ત્યારથી તેઓ શુદ્ર થઈ ગયા છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાં તેમને શુદ્ર જ ગણેલા છે.

નાટકશાળાની વાત કહેતાં કહેતાં ભરત મુનિએ તેનો કાંઇક ઇતિહાસ આપ્યો છે.

હાન જ્યા મુબઈ છે ત્યા પહેના સુપ્પરાક નામે નગર હતું–જેનું સંસ્કૃતમા નામ સુપરાર્ક અને હાલ જેને સોપારા કહે છે ત્યા આવી પહોચ્યો, ત્યા પણ તેણે લોકો પર જુલમ કરવા માડ્યો, તેથી તેને લોકોએ ત્યાથી નસાડ્યો, તે પાછો વહાણમા બેસી લકા આવી પહોચ્યો. તે જે દીવસે લકા પહોચ્યો તે દીવસે જ કુશી નગરમા બે શાલવૃક્ષની વચમા સુઈ જઇ બુદ્ધદેવ નિર્વાણનો લાભ મેળવતા હતા તેમણે ઇદ્રને બોલાવી કહ્યું કે "આજે વિજય લંકામા ઉતર્યો છે, તે ત્યા મારો ધર્મ પ્રવર્તાવશે, માટે એનું તું રક્ષણ કરજે"

જે ત્રણ વહાણમા આ સઘળો કાફલો વહાય થયો હતો તે ત્રણ વહાણ ખડુ મ્હોટા હતા, તેમા ૧૦૦ માણસનો સમાવેશ થયો હતો, મતલબ કે અઢી હજાર વરસ પહેલા પણ બગાળામા એવા મ્હોટા વહાણ બનતા જે વહાણમા વિજય લકા ગયો તેનું ચિત્ર અજ્તાની ગુફામા છે તે વહાણને ડોલ છે, સઢ છે અને વરાળથી વહાણ ચાલતા થયા તે પહેલાંના વહાણોને જોઇતા સર્વે સાધન તેમા છે કેટલાએકનું કહેવુ એવુ છે કે આ બધી વાત માનવા લાયક નથી, પરતુ એ વહાણનું ચિત્ર આજે પણ જોવામા આવે છે તેનુ શુ? એ ચિત્ર પણ આજકાલનુ નથી, ઓછામા ઓછા ૧૪૦૦ વરસ પરનુ છે તે વખતે પણ લોકો માનતા હતા કે વિજય આ જ રીતે લકામા ઉતર્યો હોવો જોઇએ

બુદ્ધની પહેના પણ હિદુસ્તાનમા બીજી જગાએ મ્હોટા મ્હોટા વહાણ બનતા મુબઇની પાસે ભૃગુકચ્છ અથવા ભરૂચ એ મ્હોટુ બદર હતું, અને ત્યાથી મોટા મોટા વહાણ બાબી લોન તરફ જતા સોપારાથી પણ જતા એક વહાણમા સો માણસ હમરી જતા એ વાત ઘણી જગાએથી સમજાય છે પરતુ તામ્રલિપ્તિ અથવા બગાળાને બદરેથી એવા મોટા વહાણ ઉપડવાની વાત બુદ્ધદેવની પહેલા કે પછી ઘણા વરસ સુધી સંભળાતી નથી છતા યુરોપીઅન પડિતોનુ માનવુ છે કે તામ્રલિપ્તિ એક મ્હોટુ બદર હતુ અર્થશાસ્ત્રમા છે કે રાજાનો "નાવધ્યક્ષ હોય તો તે તેના દરીઆની સફરનો પણ અધ્યક્ષ બનતો હતો તેથી તે વખતે પણ બગાળા, મગધ વગેરે પ્રદેશમા બીજે બદરે જવા દરીઆ રસ્તે વહાણ ઉપડતા તેમા સદેહ નથી, અને જો ત્યાથી વહાણ ઉપડતા તો તામ્રલિપ્તિ સિવાય બીજુ બદર હતું નહિ

દશકુમાર ચરિત જાનો ગ્રથ છે વિલસન સાહેબનો અભિપ્રાય છે કે ઇ સ ના છસો વરસ પર એ લખાએલો હોવો જોઇએ કેટલાએકનું કહેવુ છે કે ઇ સ પૂર્વ એ લખાએલો હોવો જોઇએ એ ગ્રથમા તામ્રલિપ્તિનું વિવરણ છે. ત્યાથી ઘણા વહાણ બગાળી સમુદ્ર તરફ જતા હતા દશકુમારના કુવરમાનો એક એવા એક વહાણ પર ચઢી દૂરના સમુદ્ર તરફ જાય છે, અને રામેનુ નામના એક યવનનુ વહાણ તેના વહાણને ડુબાડી દે છે "રામેનુ" નામ

થી ઇજીપ્તના રાજા રામેસીસનું નામ નજર આગળ આવી ઉભુ રહે છે, જ્યારે દશ કુમાર લખાયુ હશે ત્યારે રામેસીસના નામની સ્મૃતિ કાયમ તાજી હશે

ઈ સ પછી ચારસો વરસે ફાહીઆન નામનો ચીનો તામ્રલિપ્તિથી વહાણમા બેસી

ચીન ગએલો. તે વહાણમાં જુદા જુદા દેશના લોકો હતા. ચીનાઈ સમુદ્રમાં માઠું તોફાન થઇ આવ્યું, વહાણ ડુબું ડુબું થઈ ગયું. અને ફાહીઆને બુદ્ધદેવની પ્રાર્થના કરવા માંડી એટલે તોફાન શમી ગયું.

ત્યાર પછી એ બંદરેથી ચીન અને જાપાન તરફ ઉપડી જતાં વહાણોની વાત સંભળાઇ છે. થોડા વખત પછી આપણા દેશના વતનીઓએ સુમાત્રા, જાવા, બાલી વગેરે ટાપુઓમાં જઈ વસવા માંડયું, અને ત્યાં શૈવ, વૈષ્ણવ અને બૌદ્ધ સંપ્રદાયનો પ્રચાર થવા માંડયો. પરંતુ તે લોકો કલિંગ અને ભરૂચને બંદરેથી ગયા લાગે છે, તામ્રલિપ્તિથી ગયા હોય એમ બને, પરંતુ તેની કાંઈ સાબિતી નથી. બ્રહ્મદેશના પ્રાચીન વૃત્તાંતમાં લખ્યું છે કે મગધમાંથી ઘણી વખત લોકો ત્યાં જતા, અને બ્રહ્મદેશમાં સુધારો તેમણે જ દાખલ કરેલો. ડ્રુસેલ સાહેબના રીપાર્ટમાં છે કે ઘણા વરસ પહેલા મગધમાંથી લોકો પેગુ ગએલા અને ત્યાં તેમણે ભરત-ખંડનો ધર્મ પ્રચાર કરવા માંડયો.

કલિદાસે કહ્યું છે કે બંગાળાના રાજાઓ વહાણ લઈ યુદ્ધ કરવા જતા. પલ રાજાઓ યુદ્ધને માટે ઘણાં વહાણો રાખતા હતા તે બાબતમાં કાંઈ સંદેહ જેવું નથી. આલિમપુરમાં ધર્મપાલનો જે તાંબા પર કોતરેલો લેખ મળી આવ્યો છે તેમાં ધર્મપાલ યુદ્ધને માટે ઘણાં વહાણ તૈયાર રાખતો હતો તે વાત સ્પષ્ટ રીતે લખેલી છે. રામપાલ વહાણનો પુલ બાંધી તેના વડે ગંગા પાર ઉતર્યો એ વાત રામચરિતમાં ચોખ્ખી રીતે લખેલી છે. ઇસ્વી ૧૨૭૬ ની સાલમાં તામ્રલિપ્તિના બંદરેથી વહાણમાં બેસી કેટલાક બૌદ્ધ ભિક્ષુઓ પેગુ ગયા અને ત્યાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કરવા માંડયો એ વાત કલ્યાણી નગરના શિલાલેખ પરથી સ્પષ્ટ થાય છે.

પરંતુ મનસા અને મંગળચંડીના પુસ્તકમાં બંગાળા દેશની નૌકાયાત્રાની બિલ્કુલ સંદેહ વગરની માહીતી આપેલી છે. કોઇ એક સોદાગરની ચૌદ, પંદર, સોળ વહાણ એક નાખોદાના હાથ તળે મૂકી, ગંગા વટાવી મોટા સમુદ્ર પાર હંકારી લઇ જઇ સિંહલદ્વીપમાં ગયાની વાત છે, અને ત્યાંથી નીકળી ૧૫-૧૬ દીવસની મુસાફરી કરી મહા સમુદ્રમાં નાના મોટા ટાપુપર વેપાર કરવા જવાની વાત છે. એ સોદાગરનું નામ ચાંદ અને તેના મુખ્ય વહાણનું નામ મધુકર. કોઇ કોઇ પુસ્તકમાં છે કે મધુકરને ૧૨૦૦ હલેસાં હતાં. દ્વિજ બંસીદાસના મનસા ભાસાનમાં લખ્યું છે કે સિંહલ છોડી તેર દીવસ મુસાફરી કરતાં મહા સમુદ્રમાં પહોંચ્યા પછી એક મ્હોટું તોફાન થયું, તુલા રાશિના જેવી દ્વિણરાશિ વહાણ ઉપર થઇ બીજી બાજુ પડવા લાગી. ચાંદ સોદાગર રડવા બેઠો. "મ્હારૂં સર્વસ્વ આ વહાણોમાં છે. એમાંનું એક પણ નજરે પડતું નથી. મ્હારો પોતાનો પણ જીવ જશે." નાખોદા (કપ્તાન) ને બોલાવી તે કહેવા લાગ્યો કે "આનો કાંઇ ઉપાય કર," કપ્તાને તેને હંડો પાડવા ઘણા પ્રયત્ન કર્યા, પણ તેની કાંઇ અસર થઇ નહિ, ત્યારે મધુકરના ભંડારમાંથી તેણે તેલનાં થોડાં પીપ કાઢી, ખોલી સમુદ્રમાં નાંખી દીધાં અને તેથી એકદમ મોજાં ઉછળતાં બંધ થઇ ગયાં, અને બીજાં વહાણ આઘેથી દેખાવા માંડયાં. આથી ચાંદ સોદાગરને ઘણો આનંદ થયો. આ બધાં પુસ્તકો

લખાયા બાદ જ્યારે કેદારરાય અને પ્રતાપાદિત્ય બહુ પ્રબલ થઇ ઉઠયા ત્યારે તેઓ હમેશા વહાણુ લઇને જ યુદ્ધ કરવા જતા, અને ઘણી વખત બહુ દૂર નીકળી જતા, પરંતુ તે વખતે તેમને ફીરંગી (પોર્ટુગીઝ)ની બમબોટોની મદદ મળતી. ત્યાર પછી જ્યારે આરાકાનના રાજા અને પોર્ટુગીઝોએ પોતાની બમબોટોની મારફતે બંગાળા પર જુલમ કરવા માંડયો, ત્યારે શાયસ્તખાને બંગાળી ખલાસીઓની મદદથી જ તેમને સજા કરેલી, અને ત્યાર પછી બંગાળાના ઉપસાગરમાં તે બોટો અટકી ગઇ.

( અપૂર્ણ. )

શ્રી હરપ્રસાદ શાસ્ત્રી.

---

# ચર્ચાપત્ર.

૧.

## ગીતિમાં પદ્યબન્ધની સુશ્લિષ્ટતા.

'વસન્ત'ના તન્ત્રી

સાહેબ,

ભાદ્રપદ સં. ૧૯૭૧ ના 'વસન્ત'માં 'અનાર્ય' સંજ્ઞાધારી લેખકે રા. મગનભાઇ ચતુરભાઈ પટેલના શાકુન્તલ નાટક ભાષાન્તરની ઝાટકણી કરીછે હેમાં પ્રસંગવશાત્ મ્હારી ગીતિરચનામાં એક સ્થળે દોષ માનીને તે વિશે અરુચિ દર્શાવીછે.

"તદપિ રુવે અવ્યક્ત જ
કંઠે વાણી રહી કાંઇ અટકી."

આ ગીતિના અર્ધમાં બીજા ચરણમાં 'કાંઇ' એ 'રા. રા. અનાર્ય'ને કર્ણકર્કશ લાગેછે. હેનું કારણ હેમણે માનેલા નિયમમાં જણાવ્યુંછેઃ ગીતિના બીજા તથા ચોથા ચરણમાં નવમી અને બારમી માત્રા લઘુ જ હોવી જોઇએ.

આ નિયમની પરીક્ષા કરવાની હામ બીડું?

ગીતિના આ બન્ધનિયમ વિશે મ્હેં ઈ.સ. ૧૮૮૪ના 'બુદ્ધિપ્રકાશ'ના પૃષ્ઠ ૧૨૭ મે ચર્ચા કરીછે તે તરફ રા. 'અનાર્ય'નું લક્ષ ખેંચી અહિં એ ચર્ચાનો સંક્ષેપમાં પુનરુદ્ધાર

હું કરીશ તો બસ છે. કવિ દલપતરામે 'નવમી લઘુ ભુજ ચોથે' (બીજા તથા ચોથા ચરણમાં નવમી માત્રા લઘુ જોઈએ) એ બન્ધન દર્શાવ્યુંછે; તે સાચવવાથી પદ્યબન્ધની શિથિલતા કાંઈક રોકાયછે; એમ મ્હેં તે સ્થળે દર્શાવી એક વિશેષ મર્યાદા મ્હેં ઉમેરી હતી કે નવમી માત્રા લઘુ અને દસમી તથા અગિયારમી માત્રાઓ એક ગુરુમાં એકઠી આવે તો વર્ણોનું ગ્રથન સુશ્લિષ્ટ થઈ શૈથિલ્ય દોષ ટળેછે. આ નિયમના ભંગને લીધે મણિલાલ દ્વિવેદીની ગીતિરચનામાં શૈથિલ્ય આવતું મ્હેં એ પ્રસંગે ('ઉત્તરરામચરિત' ભાષાન્તરનું અવલોકન કરતે) બતાવ્યું હતું. તે પ્રસંગે હું ન્હોતો જાણતો કે આ મ્હારી ટીકાનું પ્રાયશ્ચિત્ત મ્હારે આટલે વર્ષે અન્ય રૂપે આમ ભોગવવું પડશે. પરંતુ રા. 'અનાર્ય'નો નિયમ—૧૨મી માત્રા પણ લઘુ રાખવાનો નવો નિયમ—પદ્યબન્ધની સુઘટના માટે આવશ્યક છે ખરો? મ્હને તો એ નિયમ અનાવશ્યક લાગેછે એટલું જ નહિં, પણ એમ અતિ દૃઢ નિયમનથી પદ્યબન્ધના વિલાસને અયોગ્ય બેડીના બન્ધનમાં નાંખવાનું થાયછે એમ લાગેછે. એ અતિનિયમથી વિવિધતાના તત્ત્વને ક્ષતિ પ્હોચેછે, અને એ નિયમ ન પાળ્યાથી લગાર પણ કર્ણક્ષતિ થતી નથી. રા. 'અનાર્ય'ના નિયમનું ફલિતરૂપ એ જ થશે કે નવમી માત્રાથી શરૂ થતો જગણ આણવો જોઈએ. (દસમી તથા અગિયારમી છૂટી છૂટી લઘુમાં મૂકો તો તો ૯-૧૦-૧૧-૧૨ એમ ચાર સતત લઘુ આવી શૈથિલ્ય બહુ અરુચિકર થવાનું.). રા. 'અનાર્ય'ને મ્હારી રચનામાં ૧૨ મી માત્રા લઘુ ન હોવાથી જે ક્ષતિનો ભાસ થાયછે ત્હેનું બીજ કંઈક જડે એમ છેઃ—

I I I I I
કંઠે વાણી રહી કાંઇ અટકી

આહિં 'કાં' માંની પ્રથમ માત્રા ઉપર નહિં પણ બીજી માત્રા ઉપર તાલ છે, એ વાત રા. 'અનાર્ય'ના ધ્યાનમાંથી જતી રહી હશે; અને બહુધા ગુરુ અક્ષરમાં પ્રથમ માત્રા ઉપર તાલ મૂકવો એ પરિચિત અને રૂઢ હોવાથી એમ જ અપેક્ષા રાખવાની ટેવને લીધે આ ખરી સ્થિતિ તરફથી ધ્યાન ખશી જાય એ સ્વાભાવિક છે. પરંતુ ગુરુ સ્વરની બીજી માત્રા ઉપર તાલ આવવાનાં દૃષ્ટાન્તો અજ્ઞાત નથી; અને એમ તાલ આવવાથી કેટલીક વાર પદ્યબન્ધની ખૂબી વધેછે એ રા. 'અનાર્ય' જેવા રસિકથી અજાણ્યું નહિં હોય. પ્રસ્તુત પ્રસંગમાં આમ તાલ સાચવ્યાથી ક્ષતિ ટળેછે એટલું જ નહિ પણ આભાસક્ષતિ નષ્ટ થાયછે. સ્થિતિ આમ છેઃ કવિ દલપતરામનો નિયમ—૯ મી માત્રા લઘુ રાખવનો નિયમ—તે સુશ્લિષ્ટ

બન્ધ માટે આ પતમ મર્યાદા સ્થાપેછે; મ્હારો નિયમ—૯ મી માત્રા લઘુ અને ૧૦ મી-૧૧ મી મળી એક ગુરુ 'એ નિયમ—સુશ્લિષ્ટબન્ધ પૂર્ણ કરનારો અધિક મર્યાદા બાંધેછે; અને ૯ મીની સાથે ૧૨ મી માત્રા પણ લઘુ જોઇયે (અથવા તો ખરુ જોતાં ૯ મી લઘુ પછી ૧૦–૧૧ મી મળી ગુરુ અને ૧૨ મી લઘુ એમ જગણ સાધવો) એ રા. 'અનાર્ય'નો નિયમ અધિકાધિક હોઈ બન્ધ સાચવવા માટે આવશ્યક જ છે એમ નથી, અને વિવિધતાનો ઘાતક બનેછે.§

વાંદરા,
તા ૫–૧૦–૧૫.

નરસિંહરાવ ભોળાનાથ

---

§ પ્રાચીન છન્દઃશાસ્ત્રોમાં વિવિધ નિબન્ધનો છે ( જેવી બન્ધશૈથિલ્ય વિશે તો જણાય એમ છે), તે હેમચન્દ્રકૃત 'છન્દોનુશાસન', વાગ્ભટકૃત 'પ્રાકૃત પૈઙ્ગલ', ઇત્યાદિમાં જડશે. પરતુ એ સર્વમાં પ્રસ્તુત પ્રશ્ન વિશે નિર્બન્ધ એમ છે કે—ચાર ચાર માત્રાના સાત ગણ અને છેવટે એક ગુરુ, એમ ૩૦ માત્રાના બે અર્ધથી ગીતિ થાયછે; તેમાં છઠ્ઠો ગણ જગણથી અથવા નગણ અને એક લઘુ ( અર્થાત્ ચાર લઘુ ) થી બાંધવો. આ નિયમને પરિણામે, ગીતિનાં ચાર ચરણ ગણનારી પદ્ધતિથી જોતા, બીજા તથા ચોથા ચરણમા નવમી માત્રા લઘુ, ૧૦–૧૧ મળી ગુરુ, તે ૧૨ મી લઘુ, એમ થાય; અથવા તો ૯,૧૦,૧૧,૧૨ એ ચારે માત્રા લઘુ લખાય. પરતુ આ વિશે મ્હારી રુચિ મ્હેં ઉપર બતાવી જ છે.

પણ રા. 'અનાર્ય'નો વાંધો બારીકીથી તપાસતાં જણાયછે કે મ્હારામાં જે દોષ તેમણે જોયોછે તે એ છે કે ૧૩ મી માત્રા ૧૨ મી જોડે (ગુરુમાં) ભેળવી દેવાથી ચાર માત્રાના ગણો પડવામાં ક્ષતિ થાયછે, સંધિભંગથી ઉલટો ક્રમ, સંધિસંકર, બનેછે. આમ કાંઇક તત્ત્વાર્થ છે. પરતુ ગુરુની બીજી માત્રામાં તાલ સધાયો તો એ સંકર દૂષણ રૂપ નથી લાગતો એમ હું માનુંછું.

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું —વસન્ત ઑફીસ.—અમદાવાદ.



---

# આવતો અંક વી. પી.

જે ગ્રાહકો, પુસ્તકાલયો તથા શાળાઓનું ચાલુ વર્ષનું લવાજમ નહીં મળ્યું હોય તેને પોષનો અંક વી. પી. દ્વારા મોકલવામાં આવશે તે સ્વીકારવાની વિનંતિ છે.

વ્યવસ્થાપક.

Rge. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૧૧. [ માસિક ] માર્ગશિર્ષ, સંવત્ ૧૯૭૨.

## સર ફીરોજશાહ મહેતાનો સ્વર્ગવાસ.

સર ફીરોજશાહ મહેતાનો દેહ પડ્યો ! આ માઠા બનાવની હકીકતથી હિન્દુસ્થાનને ચારે ખૂણે—લોકહિત અને રાજ્યહિત સમજનાર સર્વ વર્ગના મનુષ્યોમાં—અસાધારણ ખોટ અને ખેદની લાગણી પ્રસરી છે. ગોખલેના મૃત્યુને હજી આઠેક મહિના ભાગ્યે થયા છે એટલામાં હિન્દુસ્થાન ઉપર આ બીજી આપત્તિ આવી પડી. એક વર્ષમાં ગોખલે અને મહેતા જેવાં બે નરરત્નની ખોટ સહન કરવી કોઈ પણ દેશને માટે મુશ્કેલ છે, તો હિન્દુસ્થાન જેવા અનેકધા વિષમ સ્થિતિ ભોગવતા દેશને માટે એ મુશ્કેલ હોય એમાં શું કહેવું ? તેમાં પણ અત્યારે જ્યારે આખું બ્રિટિશ સામ્રાજ્ય નવું જ કલેવર ધારણ કરવાની સમીપમાં દેખાય છે તે વખતે એ સામ્રાજ્યના અંગ તરીકે હિન્દુસ્થાનમાં અનેક વિકટ પ્રશ્નો વિચારવાના આવશે—તેમાં સર ફીરોજશાહની ખામી ક્યાં નહિ જણાય ? પેલી, અન્ય પ્રસંગે અનેકવાર ટંકાઈ ગએલી, પિટ સંબન્ધી ( સ્કૉટની ) પંક્તિઓ વિરલ યથાર્થતાથી અત્યારે બોલાઈ જાય છે.

> "By thee, as by the beacon-light,
> Our pilots had kept course aright;
> As some proud column, though alone,
> Thy strength had propp'd the tottering throne:

Now is the stately column broke,
The beacon light is quench'd in smoke,
The trumpet's silver sound is still,
The warder silent on the hill!

પ્રભુ—જેણે આ દેશના ભવિષ્યના સુમન ઉપર હમેંશા પ્રેમથી હાથ રાખ્યો છે—એ આ કાલસમુદ્રમા ચોતરફ ખુલ્લા અને ઢાંકયા પડેલા ખડકોમાથી એનુ નાવ સહીસલામત કાઢો'—એવી અગતિકતાની—પણ પૂર્ણ ભાવે—પ્રાર્થના કરવા સિવાય બીજો કાઈ જ ઇલાજ નથી

આપણા અનુભવમા—હિન્દુસ્થાન ઉપર આ જાતની જે આપત્તિઓ આવી પડી છે તેમા આ ત્રીજી જ છે પહેલી રાનડેના મૃત્યુથી, બીજી ગોખલેના મૃત્યુથી, અને ત્રીજી આ ફીરોજશાહના મૃત્યુથી તેમા—રાનડે પ્રતે પ્રજાને અનિર્વચનીય પૂજ્યભાવ હતો, ગોખલેને આખુ હિન્દુસ્થાન બહુમત ચાહતુ પણ એક કુશળ અને વીર સેનાપતિમા સેનાનો જે વિશ્વાસ હોય છે—અર્થાત્ એની અક્કલમન્દી દુરદેશી અને હૃદયબળ સાથે એના સામર્થ્ય અને કાર્યશક્તિ પરત્વે જે નિષ્પ્રશ્ન શ્રદ્ધા હોય છે—તે તો અત્યાર સુધીમા ફીરોજશાહ જેવી ભાગ્યે જ કોઈ પ્રત્યે પ્રજાએ દેખાડી હશે

આ પ્રતાપી લોકનાયકે જેમ એક પાસ—કેટલીક વાર પ્રચડ વાદવિવાદના પ્રહારથી, તો બીજી વાર એક રસિક ઉપહાસના શબ્દથી કે આનન્દી સ્મિતમાત્રથી, અનેક બ્રિટિશ અમલદારોનો અધિકારમદ ઊતાર્યો છે, તેમ બીજી પાસ—અનુપમ દૃઢતા અને દીર્ઘદૃષ્ટિથી, પોતાની શુદ્ધ બુદ્ધિના જય માટે વિશ્વાસ રાખીને અને કર્તવ્યને પ્રસંગે હિમતથી સઘળી જવાબદારી માથે વ્હોરી લઇને લોકને ઉચ્છૃખલ મનોરાજ્યને ઉન્માદે ચઢતા રોક્યા છે આમ રાજા-પ્રજા ઉભય પ્રત્યે વિરલ સમતાથી કર્તવ્ય કરનાર, અને એ કરવામા કેવળ દેશહિત ઉપર જ એક લક્ષ રાખનાર, આવો નિર્ભય દક્ષ અને અપૂર્વ સામર્થ્યવાળો લોકનાયક ફરી મળવો ખરેખર કઠિન છે

સર ફીરોજશાહનુ જીવન અગ્રેજીમા જેને 'public life' કહે છે—અને જેને માટે એ જાતના જીવનની વિરલતાને લીધે ગૂજરાતીમા 'જાહેર જીવન' એવો તરજૂમીઓ શબ્દ યોજવો પડ્યો છે—એનો એક સુન્દર નમૂનો હતો યથાર્થ ઝીણવટથી કહેવામા આવ્યુ છે કે સર ફીરોજશાહે અત્રે 'જાહેર જીવન' ઉત્પન્ન કર્યું એટલું જ નહિ, પણ એ જીવનને પ્રકટ થવાનું ક્ષેત્ર ન હતું તે પણ ઉત્પન્ન કર્યું 'જાહેર જીવન' તે વાસ્તવિક રીતે અહમહમિકાની ધમાલ નથી બલ્કે, અહને પાછળ રાખી, અહમા જે આત્મબળ પ્રકટ થાય છે એનો જ ઉપયોગ કરી, સતત લોકસેવાના કાર્યમા જીવવુ એને એ પવિત્ર શબ્દ લાગુ પડે છે અને એ ખરા અર્થમા સર ફીરોજશાહે પોતાનુ સઘળુ જીવન ગાળ્યુ છે
ફીરોજશાહ એલ્ફિન્સ્ટન કૉલેજમા સર ઍલેક્ઝાંડર ગ્રાન્ટના હાથ તળે ઉત્તમ શિક્ષણ
એ ની પદવી લઈ, બૅરિસ્ટરની કેળવણી લેવા ઇગ્લડ ગયા, અને ત્યાથી એ
અમદાવાદ

કેળવણી લઈ ઈંગ્લંડના 'લિબરલ' ગ્રન્થકારો અને રાજ્યતન્ત્રીઓના વાતાવરણમાં સ્વતન્ત્રતાની અને લોકસેવાની ખુલ્લી હવા ખાઈ અત્રે આવ્યા, અને બંદરે ઊતર્યા તેવા જ પોતાના પૂજ્ય ગુરુની વિદાયગીરીના મેળાવડામાં હાજર થયા—તે ક્ષણેથી માંડી એમનો દેહ પડતાં સુધીનો સઘળો સમય લોકસેવાના મહાન જીવન રૂપે પસાર થયો છે. એ જીવન દરમિઆન સર ફીરોજશાહે દ્રવ્યની દરકાર કરી નથી. એક બાહોશ બૅરિસ્ટર તરીકે એમણે બહુ ઊંચો યશ પ્રાપ્ત કર્યો હતો, પણ એ ધંધાવડે દ્રવ્યોપાર્જન કરવામાં એમણે કૃતકૃત્યતા માની નહોતી; એટલું જ નહિ, પણ એ રીતે દ્રવ્ય મેળવવું તે લોકસેવા કરવા માટે ફુરસદ, અને ખાસ કરીને તો **સ્વતન્ત્રતા,** મેળવવા સારૂ જ હતું, અને તેથી એમણે એમના ધંધાને કદી પણ—અડધી સદીની લાંબી કારકીર્દિમાં એક વાર પણ—લોકસેવાના કાર્યમાં આડે આવવા દીધો નથી.

ઉપર, જે જાતનું 'જાહેર જીવન' કહ્યું તે બરાબર પ્રાપ્ત કરવા માટે દ્રવ્યનો ભોગ આપવા ઉપરાંત—એકલક્ષી **શ્રમ**ની જરૂર છે. સર ફીરોજશાહ દરેક વિષયને હસ્તામલકવત્ કરી લેવા પુષ્કળ શ્રમ લેતા, અને એમની તીવ્ર બુદ્ધિને લીધે એ શ્રમ ત્વરાથી અને બહુ વ્યાપક રીતે સફળ થતો. આ ટેવ અને સહજ સંપત્તિને લીધે, સરકારી અમલદારોની કોટિઓને એ બહુ સારી રીતે પહોંચી વળતા. વળી, વસ્તુનું હાર્દ પકડી લેવાની એમની શક્તિ એવી અદ્‌ભુત હતી કે અધિકારિવર્ગને પણ એમની ટીકામાંથી નવું અજવાળું મળતું. સાદી અને નિર્દોષ જણાતી અમુક કાયદાની કલમમાં કે ઊપજખર્ચની અમુક વ્યવસ્થામાં પ્રજાહિતને હાનિ કરવાનું કેવું અણધાર્યું સામર્થ્ય રહ્યું છે એ એમની દૃષ્ટિ પલકવારમાં જોઈ લેતી—અને આ શક્તિ વડે એમણે ઘણા અધિકારીઓને ચકિત અને અસ્વસ્થ કર્યા છે.

અમલદાર વર્ગને પોતાના વિચાર જણાવવામાં ભય સંકોચ કે ખુશામત શું એ ફીરોજશાહના સિંહહૃદયે કદી જાણ્યું નથી. એમને પોતાના સામર્થ્યમાં એટલો બધો વિશ્વાસ હતો, તથા પ્રજાપક્ષના પ્રતિનિધિપણા માટે એટલું બધું માન હતું કે અમલદારીના તેજમાં એ કદી અંજાયા નથી—અને પૂર્ણ સરખાપણાના ભાવથી અમલદારો સાથે વર્તીને પ્રજાપક્ષના જીવનને એમણે ઉન્નત અને પ્રતિષ્ઠિત બનાવ્યું છે.

સર ફીરોજશાહ જેવી અસાધારણ શક્તિના મહાન પુરુષને કેટલીકવાર પોતાનાથી ઊતરતી શક્તિના સિવિલિયન અમલદારો સાથે વાદવિવાદમાં ઊતરવાનો પ્રસંગ આવતો. પરંતુ આપણા દેશની આ કફોડી સ્થિતિથી ખીજવાઈ ન જતાં, સર ફીરોજશાહ એ સ્થિતિને બહુ આનન્દી રીતે કેળવી લેતા, અને એમનાં ભાષણોના ઉત્તમમાં ઉત્તમ ફકરાઓ તે રમૂજી ઉદ્ગારથી સિવિલ્યનોને મ્હાત કરવા માટેના છે.

દેશની શી સ્થિતિ **હોવી** જોઇએ અને શી છે એ બે વચ્ચેના મહાન અન્તર રૂપ દરિઆ ઉપર દૃષ્ટિ નાંખી સ્તબ્ધ થઈ આ કાંઠે ઊભા રહેવું કે સામે કાંઠે પહોંચવાની તીવ્ર ઇચ્છાથી દરિઆમાં પડતું નાંખવું—બંને ખોટાં કાર્યો છે. આવી સ્થિતિમાં ખરૂં કર્તવ્ય—વહાણ તૈયાર કરવાનું કે એન્જીનિયરિંગ કુશળતાથી એક એક પત્થર મૂકીને સેતુ બાંધવાનું છે.

આ દૃઢ સમજણથી ફીરોઝશાહ અને એમના મિત્રોએ ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસનો પાયો નાંખ્યો હતો—અને અત્યારે એ સંસ્થાનું જે ખાસ રૂપ ઘડાયું છે તે ઘડવામાં આ મહાન પુરુષ જેટલો બીજા કોઇનો ભાગ નથી.

સર ફીરોઝશાહના જીવનની કૂંચી ઉચ્ચ પાશ્ચાત્ય શિક્ષણ અને મિડ-વિક્ટોરિયન લિબરૅલિઝમ (કૉબ્ડન-બ્રાઇટ-મિલ અને ગ્લૅડસ્ટનનું)–એ બે શબ્દોમાં મળે છે. ઉચ્ચ પાશ્ચાત્ય કેળવણીના પ્રેમને લીધે સર ફીરોઝશાહ ગ્રેજ્યુએટો સામે જ્યારે જ્યારે આક્ષેપ થયા છે ત્યારે ત્યારે પૂર્ણ જુસ્સાથી લડત લડવા કદી ચૂક્યા નથી. એ પ્રેમ એમનો એટલો બધો હતો કે ઉચ્ચ શિક્ષણ કરતાં પણ પ્રાથમિક શિક્ષણને વિશેષ મહત્ત્વ આપનાર મિ. ગોખલે વગેરે સાથે એ ભળી શક્યા નથી. આ વિષયમાં એમણે પોતાના વિચાર પચાસ વર્ષ ઉપર જણાવ્યા હતા[1] અને હજી પણ દેશને ઉચ્ચ શિક્ષણ પામેલા ગ્રૅજ્યુએટોની કેટલી બધી જરૂર છે એ દૃષ્ટિબિન્દુથી જોતાં એ વિચારોને જીર્ણ ગણી કઢાય એમ નથી. આમ ઉચ્ચ શિક્ષણ માટે અધિક પ્રેમ છતાં, ગામડાના ખેડૂત માટેની એમની લાગણી થોડી નહોતી. ખેડૂત ઉપર કરનો બોજો થોડો છે, ખેડૂત ઊડાઉ છે–ઇત્યાદિ સરકારી અમલદારો તરફથી થતા આક્ષેપોનો એમણે બહુ જુસ્સાથી પરિહાર કર્યો છે. અને તે જ પ્રમાણે ગામડાનો શાહુકાર જાણે ખેડૂતનો દુશ્મન કે સરકાર અને ખેડૂત વચ્ચે વગર હકથી પેશી ગએલો પરાયો માણસ હોય એ કલ્પનાને એમણે પુષ્કળ ખંડી છે. અંગ્રેજ સિવિલિયન, પોતાની અધિક કાર્યશક્તિ અને વ્યવસ્થાશક્તિનુ અભિમાન રાખવા ઉપરાંત એક એવો દાવો કરે છે કે હિન્દુસ્થાનની રૈયતની ખરી સ્થિતિ પોતે જ જાણે છે, પોતેજ રૈયતનાં 'માબાપ' છે, અને પાશ્ચાત્ય કેળવણી લઇ કૉન્ગ્રેસ અને કાઉન્સિલમાં બોલવા ઊભો થતો

---

1 The question of popular education is perfectly legitimate, as *the* great educational question of the day, in England and other countries of Europe, where means for a high education are simply a patrimony. But it would be perfectly absurd and out of time and place to ascribe to it the same pre-eminence in India. An elementary knowledge of reading, and writing, and arithmetic, however widely diffused, would no more be able to break and loosen the hard ground of traditional prejudice than children's hatchets of paper, however numerous, would suffice to clear a jungle.

*   *   *   *   *

To sum up the conclusions at which we have arrived, namely: 1. That the nature of the Anglo Indian connexion obliges us to subordinate the question of Popular Education to that of a superior Liberal Education. 2. That in case of there being a want of means to carry on both objects concurrently, preference was to be assigned to the latter over the former. 3. That the vernaculars of the country were unsuited to become the vehicles of the requisite high education, and that, consequently, English was to be the principal medium of imparting knowledge

દેશીઓનો વર્ગ અજ્ઞાન બિનઅનુભવી[૨] અને પોતાના જ સ્વાર્થ માટે દરકાર રાખનાર છે. આ મિથ્યાભિમાનનું સર ફીરોઝશાહ મહેતાએ વારંવાર બહુ આનન્દી અને દલીલભરી વક્તત-

---

૨ But as for poor me, every official looked at me as if my case was hopeless. To their minds I was a confirmed Parisian who knew nothing of the provinces and nothing of the country and its village population; I was only a practitioner in the High Court and could never come in contact with the realities of village life. It is a pity, however, that these honourable members have not stopped to ascertain the real facts. Will they be surprised to learn that I make a double claim? I claim to know village life not only intimately and at first hand. I claim to know it far better and far more truly than English officials, including among them the honourable members who have once again ventured to repeat a pretension which has been often exploded. I myself had occasion to expose the real inwardness of this pretension more than once on public platforms. In the first place, let me inform my honourable friends, that I whom they contemn as a mere dweller of cities, have gone from one end of the Presidency to the other, from village to village, from town to town, mixing with people of all classes as no European officials can ever hope to mix with them. My Lord, I have passed a large portion of an active professional life in practice in the mofussil. What that means is, that I was taken from village to village by the peripatetic assistant collectors, collectors, mamlatdars, and mahalkari before whom I happened to have cases. The knowledge and experience which could be thus gained was various. You could guage natures and characters of men with whom you came in contact as clients, witnesses, as parties in these cases, in a way no judicial officers could ever do. Then during your stay, you perpetually come across the various people forming village life, and they would come and talk to you with a freedom and sincerity which no official could ever expect from them I have had all sorts of people, small trades-people, sowcars, ryots, questionable characters, and even the famous outlaw Mr. Sindhuuni among others, come and talk to me and discuss the varied problems of every-day life with freedom and confidence. I could talk to these people in their own language and idiom; and they could talk back to me without laborious attempts to suit English peculiarities of pronunciation and expression. I think my honourable friend Sir Charles Ollivant will remember how he on several occasions took me from village to village in the Jalalpur and Vijalpore and Randeri talukas, and once through those of the Nawab of Sachin. I think Mr. Lely cannot have forgotten my appearances before him in and about Bulsar during the

આપણે સર ફીરોઝશાહ થઈ ન જ શકીએ—છતા એમના જીવનની પદ્ધતિએ ચાર પગલા ન ભરી શકીએ? સર ફીરોઝશાહનું જીવન એક રીતે અદ્વિતીય હોવાછતા બીજી રીતે સૌથી વધારે અનુકરણીય છે. રાનડે જેવી આર્ય પ્રતિભા લઈને જન્મનું પ્રભુએ સર્વ કોઈને આપ્યુ નથી ગોખલે જેવુ સંન્યાસી જીવન સ્વીકારવા જેટલો સ્વાર્થત્યાગ કરનાર વર્ગ પણ બહોળો હોવા સંભવ નથી. પણ આપણો અંગ્રેજી કેળવણી પામેલો વર્ગ સર ફીરોઝશાહની અદ્ભુત બુદ્ધિ અને સમર્થ કાર્યશક્તિ પોતામા ન હોય તો પણ—ધારે તો સર ઍલેક્ઝાંડર ગ્રાન્ટના આ નામાંકિત શિષ્યની પદ્ધતિએ ચાની અંગ્રેજી કેળવણીના બે ઉચ્ચ સંસ્કાર સ્વાતન્ત્ર્ય અને સ્વદેશસેવા—એ તો પોતાના જીવનમા મૂર્તિમન્ત કરી શકે જ અને તે માટે સ્થાનિક સ્વરાજ્યનાં ન્હાના ન્હાના કૃત્યો પણ સર ફીરોઝશાહની માફક મહાન કર્તવ્યરૂપ માનવા જોઈએ.

આ મહાન પુરુષનું મહાન જીવન આપણા યુવક વર્ગ સમીપ આદર્શરૂપ રહો!—એટલી પ્રભુપ્રાર્થના સાથે, હિન્દની અશ્રુમાળામા અમારૂ આ એક અશ્રુ ઉમેરી શાન્ત થઈએ છીએ.

તન્ત્રી.

---

Going beyond Mr Budruddin, and also going a little way beyond Mr Dadabhai, he would say the time was come when they must submit Indian questions to the keen and searching criticism of party warfare Until that was done, Indian questions would never be thoroughly sifted in England, and what they asked for would never be fully understood or granted They must ask the English people not to listen to Anglo Indians only, but to hear both the one side and the other Although no doubt Indian interests would sometimes be sacrificed in the heat of party warfare, the intellect and the conscience of England would move, as it had always done in the long run, in the path of true progress and beneficent reform They might have to incur some incidental risk and make some incidental sacrifice, by submitting Indian questions to party warfare, but he was sure that in the end they would be the gainers.

# તરતનો ગ્રૅજ્યુએટ–મુકુન્દ બી. જોશી

સ્થળ: એક ઑફિસ
પાત્રો: મુખ્ય અધિકારી—લહેરી પ્રસદ સેન
ડેપ્યુટી—કુશાગ્રબુદ્ધિ
હેડ ક્લાર્ક—વજેશંકર
બે બીજા કારકુનો
સિપાઈ
તરતનો ગ્રૅજ્યુએટ – મુકુન્દ બી. જોશી, બી. એસ સી. બી. એ. ( ઑનર્સ )

( ઑફિસમાં એક ખુણે મુખ્ય અધિકારી, વચમાં ડેપ્યુટી, ને નાકે કારકુનો દરજ્જા પ્રમાણે બેઠા છે )

( વજેશંકર મુખ્ય અધિકારી પાસે સહીઓ કરાવવા જાય છે. )

વજેશંકર—સાહેબ, આ સહીના કાગળ.

લહેરી પ્રસાદ સેન—ઓ માઈ લૉર્ડ, કેટલા બધા કાગળ! કાગળો રોજ રોજ ચન્દ્રની કળાની પેઠે વધતાજ જાય છે.

વજેશંકર—સાહેબ, આટલા કાગળ અગત્યના છે. આજે સહી કરો તો સારૂં.

લહેરી૦ સેન—તમને મારો ઊભો હુકમ છે તે ભૂલી ગયા?

વજેશંકર—સાહેબ, ખબર નથી. ઊભો હુકમ તે કયો વટ હુકમ?

લહેરી૦ સેન—Standing order, man! મારો standing order છે: ઊભો હુકમ છે, ઊભો, કે પંદરથી વધુ સહી એકકી દિવસે ન માગવી. Standing order—ઊભો હુકમ, ઊભો ભીમો છે.

વજેશંકર—હા સાહેબ, સ્થાયી ભીમો છે, પણ સહીઓ ચઢી ગઈ છે.

લહેરી૦ સેન—ચઢી ગઈ છે તો પડી જાય ને પડી રહે. જોતા નથી આ પેપર વાંચું છું ને ચહા પીઉ છું તે?

( કારકુન સામું થોડીક વાર ડોળા કાઢ્યા બાદ ખુરશી બીજી બાજુ ફેરવી લહેરી૦ સેન ધીમે ધીમે ચહા પીવામાં રોકાય છે. વજેશંકર પાસેજ કાગળો જોતો બેસે છે. )

(તરતનો ગ્રૅજ્યુએટ મુકુન્દ બી. જોશી સર્ટિફિકેટોનો મોટો ચોકડો લઇ.દાખલ થાય છે.)

જોશી—( ૧ લા કારકુનને ) મિસ્તર લહેરી-પ્રસાદ-સેન, આ ઑફિસના ઉપરી અધિકારી કયાં છે?

કુશાગ્ર—અરે ભલા માણસ ! તમે દુનિયાદારીના માણસ નથી. તમારે તેનું શું કામ છે ?

જોશી—મારે એપોઇન્ટમેન્ટ વિષે મળવું છે.

કુશાગ્ર—તેમને મળીને શું કરશો ? તમારે મનેજ મળવું જોઈએ.

જોશી—છટ્ ! છટ્ ! હું તમને મળીને શું કરૂં ? હું તો ડેઠ સાહેબનેજ મળીશ.

કુશાગ્ર—તો ભલે. કરો કોડ પૂરા, સાહેબ હમણાં ચહા પીએ છે તેમાંથી તે પતે પછી સહીના કાગળો પતાવશે, પછી વખત હોય તો આજે, નહિતર કાલે, સાહેબની રજા મંગાવી તેમને મળજો.

જોશી—( મનમાં ) આ તો ઉડાવે છે. એમ બેસી રહે કંઈ નહિ વળે. એના કહેવાથી સમજાય છે કે પેલા ચહા પીએ છે તેજ સાહેબ છે.

( મોટેથી ) સર !

( ઉધરસ ખાઈ લક્ષ ખેંચતા ) સર !

( ઘણે મોટેથી ) અરે સર ! સર !

લહેરી૦ સેન—એ કોણ છે ? વજ્રેશંકર, કોણ છે ?

જોશી—( એકદમ આગળ વધી ) ગુડ ઇવનીંગ સર !

( શેક-હૅન્ડ કરવા હાથ ધરે છે. )

લહેરી૦ સેન—( ભવાં ચડાવી ) યસ ! તમે કોણ છો ?

જોશી—હું ? હું મિસ્તર મુકુન્દ બી. જોશી એસ્કવાયર, બૅચેલર ઑવ્ સાયન્સ, બૅચેલર ઑવ્ આર્ટ્સ, થર્ડ ક્લાસ ઑનર્સ ગ્રૅજ્યુએટ ઑવ્ ધિ બૉમ્બે યુનિવર્સિટિ ઇન ધિ ઇયર 1914, છું, અને મારી લાયકાતને લાયક તમારી ઑફિસમાં રૂપીઆ ૧૦૦ની હેડ ક્લાર્કની જગા ખાલી પડી છે તેને માટે આપ સાહેબના સમક્ષ ઉમેદવાર છું.

લહેરી૦ સેન—પણ આ ઘોંઘાટ શા માટે કરતા હતા ? મિ. કુશાગ્રબુદ્ધિને અરજી આપી ચાલતા થવું હતું. તમારાં qualifications શું છે, ને તમારે pay શું જોઈશે તે અરજીમાં જણાવ્યું છે?

જોશી—અરજી સાહેબને આપવી કે કારકુનને ? સાહેબનેજ આપવી એ યોગ્ય છે ને સાહેબે જાતેજ લેવી એ તેમની ફરજ છે. તેથી તે હું આપનેજ આપીશ. લો આ અરજી ( અરજી આપે છે. ) તેમાં જોશો તો આપને સ્ફુટતાથી પ્રાદુર્ભૂત થશે—

લહેરી૦ સેન—ભૂત ? ભૂત શેનું ? અહીં કંઈ જાદુગરનું કામ નથી.

જોશી—આપને પ્રાદુર્ભૂત થશે—that is, you will see that, it will appear to you that, આપને માલમ પડશે–માફ કરજો સાહેબ, કૉલેજમાં સંસ્કૃત બહુ શીખ્યા તેથી અમે કેટલીક વાર નિર્પ્રયત્ને વધારે અઘરા શબ્દો વાપરી દઈએ છીએ—

માલમ પડશે કે હું મુંબાઈ યુનિવર્સિટિનો એક બી. એમ સી. છું, ને વધારામાં બી. એ. છું. બી. એ. નવા કોર્સ પ્રમાણેનો થઈ ક્લાસ ઑનર્સ છું. આપ્રવેશાબ્દિગ્મિનાન્ત, કૉલેજમાં શિષ્યવૃત્તિઓ ધારણ કરતો હતો, અને ત્યાંની અનેક પ્રવૃત્તિઓમાં ઉત્સાહપૂર્ણ ભાગ લેતો હતો, જેમકે કૉલેજમિસિલેનીમાં લેખો લખતો હતો ને તે ઘણાજ વખણાતા હતા, ટેનિસમાં પ્રોફેસરો સાથે ટુર્નામેન્ટમાં ઉતરતો હતો ને તેમાં હમેશ પ્રોફેસરોને હરાવતો હતો, ફર્સ્ટ ક્લાસ ડિબેટર હતો, યુનિયનનો સેક્રેટરી હતો, ને મારા સહાધ્યાયીઓનો માનનીય, વંદનીય, પ્રશંસનીય, વર્ષો સુધી નાયક હતો, અને આ કંઈ મારા ધારવા મુજબ, જેવી તેવી લાયકાત ન ગણાય એટલુંજ નહિ પણ.

લહેરી૦ મેન—એ બધી બાબતોનું અહીં શું કામ છે?

જોશી—કેમ સાહેબ! લાયકાત પ્રમાણે નિમણુક કરવાને આપ બંધાયલાજ (હાથ હેઠીને) છોને? જો જોવાં હોય તો આ બધાં સાર્ટિફિકેટો ને આ બધા મારા લેખો-(મોટો થોકડો ટેબલ ઉપર મુકે છે)—સર્ટિફિકેટો ટાઈપ-રિટન છે. એકાદ વાંચી જુઓ. તાર્કિક ક્રમ પ્રમાણે—in logical order—સૌથી પહેલું આ મારા પ્રિન્સિપાલ સાહેબનું સર્ટિફિકેટ મુક્યું છે તે જુઓ.

લહેરી૦ મેન—વજેશંકર! એમને સમજાવો.

વજેશંકર—(જોશીને) મિસ્તર! હવે જરા સમજો.

જોશી—હા સમજ્યો. હું જાતેજ વાંચીશ. સાહેબને તસ્દી નહિ આપું. પ્રિન્સિપાલ સાહેબ લખે છે કે

Mukund B. Joshi was a student of this College for a period of eight or nine years, during which time he distinguished himself in various College activities He is fa rly intelligent, and bears a good moral character despite the fact that at times his name was associated with some College misch'ef.

Signed,

Principal,

Bahauddin College.

લહેરી૦ મેન—(વજેશંકરને ધીરેથી) કોઈ ક્રેક છે. સમજાવીને કાઢો. સર્ટિફિકેટ તો એની વિરૂદ્ધ જાય છે.

વજેશંકર—સાહેબને નવરાશ નથી તે સમજ્યા તો હશો.

જોશી—સાહેબ કહેશે તો જરૂર. તમે તો કારકુન છો.

લહેરી૦ મેન—તમારે કંઈ નોકરી જોઈએ છે તે મિ. કુરાશ, જે મારા ડેપ્યુટી છે, તેમને જણાવી, અરજી તેમને આપી ચાલ્યા જાઓ.

જોશી—હેડ ક્લાર્કની, રૂ. ૧૦૦ની નોકરી જોઈએ છે.

લહેરી૦ સેન—અહીં તો રૂ. ૨૫ની નોકરી પુરવાની છે; બીજી બધી પુરાઈ ગઈ છે. અમે ઑફિસના માણસોનેજ ગ્રેડવાર ચઢાવ્યા છે; તમારા જેવા નવીન, અનુભવ વગરના, ઉદ્ધત ને મગરૂબ ગ્રૅજ્યુએટો કરતાં અમને એ ઠીક પડે છે.

જોશી—Illogical: તર્કવિરુદ્ધ. શું લાયકાતનું વર્ણન કરવું તે મગરૂબી?

લહેરી૦ સેન—મારી સાથે દલીલ કરવા આવ્યા છો?

જોશી—ત્યારે મારા હક્કની તમારી સાથે લડત કેમ થાય?

લહેરી૦ સેન—કેવા અસભ્ય?

જોશી—Illogical: તર્કવિરુદ્ધ: શું ખુલ્લે સ્વરે વાત કરવી તેનું નામ અસભ્યતા?

લહેરી૦ સેન—વજેશંકર! આ માણસ તો કંટાળો આપે છે.

જોશી—ફરજ પ્રમાણે અરજદારને સાંભળવો એનું નામ કંટાળો? તમારાં બધાં લક્ષણો દૂષિત છે. તેમાં અતિવ્યાપ્તિ છે. બીજું તો કંઈ નહિ પણ આપના દરજ્જાના માણસ આમ તર્કશાસ્ત્રનું ઉલ્લંઘન કરે ને મને લાગી આવ છે. With due respect, Sir, your logic is faulty.

લહેરી૦ સેન—વજેશંકર! આને કોણે દાખલ કર્યો?

જોશી—લાયકાતે, મારી લાયકાતે.

લહેરી૦ સેન—લાયકાત પ્રિન્સિપાલના સર્ટિફિકેટથી જણાઈ આવે છે. Please leave the office.

વજેશંકર—સાહેબે કહ્યું તે સાંભળ્યું?

જોશી—સાંભળ્યું, પણ આ સર્ટિફિકેટો તો સાહેબ પાસે રાખવા દો.

વજેશંકર—ગાંધીને ત્યાં આપજો; ત્યાં એની કંઈ પણ કિંમત થશે.

જોશી—What do you mean? you have no business to disrespect me. શું મારું અપમાન કરશો? આખી ઑફિસ સાક્ષી પૂરશે, હું defamationમાં તમને ખેંચીશ.

કુશાગ્ર—(ઘંટડી ઠોકે છે—ફરીથી—ફરીથી—) સિપાઈ! પટાવાલા! આને બહાર કાઢો.

જોશી—હું જાતેજ જઈશ. પટાવાળાને શું કરવા બુમ પાડો છો? તમને કોઈને મારી લાયકાતનું ભાન નથી.

લાયકાત નંબર વન—બી. એસ સી.

લાયકાત નંબર ટુ—ઑનર્સ બી. એ., થર્ડ ક્લાસ.

લાયકાત નંબર થ્રી—૫૦ સર્ટિફિકેટોનો માલીક.

લાયકાત નંબર ફોર—નામાંકિત કૉલેજ મિસિલેનીમાં લેખક.

લાયકાત નંબર ફાઇવ—સહાધ્યાયીઓનો નાયક, એક રીતે જોતાં તમનો

**ખરો ગુરુ, ખરો પ્રોફેસર, અરે! ખરો પ્રિન્સિપાલ.**

It seems none of you respect learning and university degrees. I have still a logical remedy. I shall approach a member of the Legislative Council and try to have a question asked to government in connection with your thus disregarding my claims (જાય છે.)

હજેરી૦ સેન—આવા વિચિત્ર માણસને પટાવાળાએ અંદર આવવા કેમ દીધો ? પટાવાળાને બોલાવો.

વજેશંકર—સિપાઈ ! સિપાઈ !

૧લો કારકુન—સિપાઈ !

૨જો કારકુન—સિપાઈ ! ( બહાર જાય છે, ને સિપાઈને ઉંઘતો જોય છે. તેને જગાડી સાહેબ પાસે મોકલે છે. સિપાઈ ઉંઘેટો સાહેબ પાસે જાય છે. )

હજેરી૦ સેન—Oh ! he is dozing ! પેલાને કેમ આવવા દીધો ?

સિપાઈ—સાહેબ, કોને ?

હજેરી૦ સેન—Damn ! તુમ ઉંઘતા હૈ. વજેશંકર ! એને એક રૂપીઓ દંડ કરો.

સિપાઇ—સાહેબ, મારો જઈશ. પરવરદિગર દયા કરો. પગારમાં પુરૂં નથી થતું તો દંડ ક્યાંથી ભરીશ ?

હજેરી૦ સેન—જંગલી ! ગુન્હા કર કર દયા ચહતી હૈ ! વજેશંકર ! Dismiss him.

વજેશંકર—Sir ! Be pardoned, be pardoned. Peons are difficulter to have than graduates.

હજેરી૦ સેન—( ખુબ હસે છે.) Vajeshankar ! you have given me an intellectual treat ! ( સિપાઈને ) જાઓ માફ કરૂં છું. ફરીથી ઉંઘશે તો કાઢી મુકીશ. ( બાજુએ ) વજેશંકરને હજી અંગ્રેજી ન આવડયું. Be pardoned ! Good God ! and Difficulter ! આવાઓનું અંગ્રેજી સુધારવા માટે તો ફરજિયાત રાત્રીશાળા જોઈએ.

( વજેશંકરને ) લાવો સહીઓની લોથ. ( સહીઓ શરૂ થાય છે. )

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

## એક શંકા.

આપણા દેશના સુપ્રસિદ્ધ ધર્મપુસ્તક ટ્રીરામાયણના યુદ્ધકાંડના ૧૧૫ મા સર્ગમાં શ્રી રામચન્દ્રજી સતી સીતાને માથે, લોકાપવાદના ભયથી, નીચે પ્રમાણે આરોપ મૂકે છે—

> प्राप्तचारित्रसंदेहा मम प्रतिमुखे स्थिता ।
> दीपो नेत्रातुरस्येव प्रतिकूलासि मे दृढा ॥
> तद्गच्छ त्वानुजानेऽद्य यथेष्टं जनकात्मजे ।
> एता दश दिशो भद्रे कार्यमस्ति न मे त्वया ॥

× × × ×

ઈ ગ પાન્ને સંશોધિત કરેલી ને નિર્ણયસાગર પ્રેસમાં ૧૯૦૨ માં છપાએલી પ્રત.

रावणांकपरिक्लिष्टां दृष्टां दुष्टेन चक्षुषा ।
कथं त्वां पुनरादद्यां कुलं व्यपदिशन्महत् ॥

× × × ×

न हि त्वां रावणो दृष्ट्वा दिव्यरूपां मनोरमाम् ।
मर्षयत्यचिरं सीते स्वगृहे पर्यवस्थिताम् ॥

આવાં અતિકઠોર વચનો સાંભળીને ઘણાં જ ખિન્ન થએલાં એવાં **સીતાજી** ઉપલા આરોપનો પછીના જ સર્ગમાં નિરાસ કરે છે—

किं मामसदृशं वाक्यमीदृशं श्रोत्रदारुणम् ।
रूक्षं श्रावयसे वीर प्राकृतः प्राकृतामिव ॥
न तथास्मि महाबाहो यथामामवगच्छसि ।
प्रत्ययं गच्छ मे स्वेन चारित्रेणैव ते शपे ॥
पृथक्स्त्रीणां प्रचारेण जातिं त्वं परिशंकसे ॥

× × × ×

यदहं गात्रसंस्पर्शं गतास्मि विवशा प्रभो ।
कामकारो न मे तत्र दैवं तत्रापराध्यति ॥
मदधीनं तु यत्तन्मे हृदयं त्वयि वर्तते ।
पराधीनेषु गात्रेषु किं करिष्याम्यनीश्वरी ॥

આ પ્રમાણે સીતાજીનું હૃદય કેવળ શુદ્ધ હતું એમ સુસ્પષ્ટ જણાય છે; છતાં આરોપના ઉપર ટાંકેલા છેલ્લા શ્લોક ( **न हि त्वां रावणो दृष्ट्वा** વગેરે ) ની સાથે નિરાસના **સીતાના** મુખમાં મૂકેલા છેલ્લા બે શ્લોક વાંચતાં એક મહત્ત્વની શંકા ઊભી થાય છેઃ શું સીતાજીની મરજી વિરુદ્ધ પણ દુષ્ટ **રાવણે** તેમના ઉપર અત્યાચાર કરેલો? નહિ તો, **पराधीनेषु गात्रेषु किं करिष्याम्यनीश्वरी** અને **यदहं गात्रसं स्पर्शं गतास्मि विवशा प्रभो** એનો અર્થ શો ? આ વચનો **સીતાને** જ મુખે અસંદિગ્ધ રીતે કહેવડાવવાનો વાલ્મીકિનો શો આશય હોઈ શકે ?

કદાચ કોઈ એમ કહેશે કે ગાત્રસંસ્પર્શની વાત **સીતાને રાવણ** હરી ગયો તે પ્રસંગની હશે. એનો ઉત્તર એટલો જ બસ છે કે, પોતે રાવણના ઘરમાં લાંબો કાળ રહ્યાં છતાં વિશુદ્ધ કેમ હોઈ શકે ?—એવા આરોપના ઉત્તરમાં **સીતા** ઉપર પ્રમાણે પોતાનો બચાવ કરે છે. એટલે હરણપ્રસંગના ગાત્રસ્પર્શને આની સાથે સંબન્ધ નથી જ. આવી કફોડી સ્થિતિમાંથી **સીતાજીને** બચાવવાનો એક જ ઉપાય સંભવે છે. તે એ કે ઉપરના **સીતાની** પરવશતાના શ્લોકો ક્ષેપક છે એમ સિદ્ધ કરવું. પણ તેમ કરવાનાં પ્રમાણ શાં?

**સીતાને** આપણે સર્વ સતીઓમાં શ્રેષ્ઠ સ્થાન ઘણાં વર્ષો થયાં આપતા આવ્યા છીએ.

અને જો ઉપરના શ્લોકો ક્ષેપક ન સિદ્ધ કરી શકાય તો, પ્રાચીન ભારતની સતીત્વની ભાવના પ્રમાણે સીતાજીના સતીત્વને કાંઇક આંચ આવે એમ જણાય છે. છેવટે, વિનંતિ છે કે કોઈ વિદ્વાન્ આ બાબત ઉપર પ્રકાશ પાડશે.

અમદાવાદ, ૮-૬-૧૫ } જિજ્ઞાસુ.

---

## સમાધાન.

*** આ શંકા પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને બતાવતાં, એ આનો નીચે પ્રમાણે ખુલાસો કરે છેઃ—

'पराधीनेषु गात्रेषु किं करिष्याम्यनीश्वरी' અને

'यदहं गात्रसंस्पर्शं गतास्मि विवशा प्रभो'—

—એ પંક્તિઓમાં ઉલ્લેખેલી હકીકતનું વર્ણન અરણ્યકાંડના પંચાવનમા સર્ગમાં જોવાથી આ શંકાનું સન્તોષકારક સમાધાન થઈ શકશે. સીતાજી લંકામાં રહેતાં હતાં તે દરમિયાન એમનું મન ભ્રષ્ટ કરવા રાવણે કરેલા યત્નમાંના એકનું વર્ણન એ સર્ગમાં છે.

"स चिन्तयानो वैदेहीं कामबाणैः सपीडितः ।
प्रविवेश गृहं रम्यं सीतां द्रष्टुमभित्वरन्
स प्रविश्य तु तद्वेश्म रावणो राक्षसाधिपः
अपश्यद्राक्षसीमध्ये सीतां दुःखपरायणाम्
... ... ... ...
तां तु शोकवशाद्दीनामवशां राक्षसाधिपः
स बलाद्दर्शयामास गृहं देवगृहोपमम्
... ... ... ...
उवाच वचनं वीरो रावणो रजनीचरः ।
... ... ... ...
एतौ पादौ मया स्निग्धौ शिरोभिः परिपीडितौ ॥"

'અવશાને' 'બળે કરીને'—એ શબ્દો હસ્તસ્પર્શ સૂચવે છે. છતાં શંકા હોય તો તે 'શિરોવડે ચંપાએલા પગ' એ આગળના વર્ણનથી તદ્દન દૂર થાય છે.

'મારાં કામાંગનો સ્પર્શ નહિ, પણ માત્ર સામાન્ય અંગનો જ સ્પર્શ કર્યો છે' એમ સીતાજી પાસે બચાવ કરાવી શકાત—પણ તે ન કરાવવામાં કવિનો આશય સીતાજીમાં પતિવ્રતાધર્મની પરાકાષ્ઠા (ધ્વનિરૂપે) સૂચવવાનો છે. તન્ત્રી.

# કુદરત.

## શિખરિણિ.

પીળાં વસ્ત્રો ધારી, દીનકર પ્રકાશે ગગનમાં;
પડે કાળા પ્હાડે, કનકમય કીર્ણો ચળકતાં.
મુરારી ઉભા છે, સજી પીતાંબર કૃષ્ણતનમાં;
ગિરિને જોતાં તો, ઘડીક ભાસે એવું મનમાં.

વળી દીસે પેલું, સ્ફટીકમય વારી સરતણું;
તૃષાએ પીડેલા, મૃગયૂથ કરે પાન જળનું.
ખીલ્યાં છે પદ્મો જ્યાં, અલિકુલ ભમે ગુંજ કરતાં;
અને પંક્તિ ધોળી, રમતી હંસોની હતી જ ત્યાં.

મૃણાલોના તંતુ, સુરભિમય ને ખાદ્યમય જ્યાં;
હતું મીઠું વારી, પીડતી તૃષાને છીપવવા.
કશીએ પીડાના, મનુજનું નથી બંધન કંઈ;
પુરી સ્વાતંત્ર્યથી, રમતી પંક્તિ હંસની વસી.

ગજાવે ગાનેથી, નુતન રવ કાઢી વન બધું;
ફરે છે આકાશે, વિહગગણ પુરે નભ બધું.
વદે છે સંદેશા, અદ્‌ભુત દીસંતી પ્રકૃતિના;
મને રેલાવે છે, અણઅનુભવ્યાં શાંતિ ઝરણાં.

વળી સામે દીસે, જગત ત્યાગી સંત જનની;
શુચીતા વાળી ત્યાં, અતિ પુનિત છે પર્ણની કુટી.
અરિ આ આત્માના, જીતી લઈ બધા દૂર જ કર્યા.
સ્વદેહે સોહે છે, પ્રતિકૃતિ રૂપી ધર્મ રૂપમાં.

લઈ હસ્તે વીણા, પરમ પદનું કીર્તન કરે;
વળી આત્મા તેમાં, ગળી જઈ અને તનમન થયે.
વહે છે વેગેથી, ઝરણ આત્માનંદ રસના;
પ્રવાહો પ્રીતિના, થકી પુનિત વાતાવરણ ત્યાં.

નિહાળ્યું ભાવેથી, અધિક સ્વર્ગેથી મન હરે;
તપેલા આત્માને, અનહદ ખરે શાંત જ કરે.
મનોહારી એવું, નિર્જન વદે દસ્ય જ અને;
ગાળ્યો મ્હારો આત્મા. નિરખી બીજાઓ સ્વરગને.

અહા સંસારીઓ, શુંય જગમંહી માણી જ રહ્યા;
દીઠું સ્વાર્થીયોએ, કદીય આવું દસ્ય જન ક્યાં.
સુખો ને આનંદો, જગમંહી નથી ક્યાંય દીસતા;
અનાયાસે પામો, દ્વિતીય સ્વર્ગો જ્યાં પ્રકૃતિના.

અ. સૌ. લીલાવતી.

---

# ચર્ચાપત્ર.

## છ વાર 'વન્સમૉર'.

મેહેરબાન સાહેબ,

કેટલાક મહીના ઉપર હું સુરતમાં મ્હારા એક મિત્ર સાથે "શ્રી વિદ્યાવિનોદ" નામધારી નાટકસમાજવાળી કમ્પની તરફથી ભજવાતું 'માલતીમાધવ' નાટક જોવા ગયો હતો. આજકાલ્ય ચાલતુ નાટકો—ગમે તેવી વસ્તુસંકલના કરીને કપોલકલ્પિત મિશ્રિત રાગરાગણીવાળાં ગાયનોથી ભરપૂર, નિરર્થક પ્રાસાનુપ્રાસવાળાં વાક્યો ગોઠવીને બોલતાં પાત્રોવાળાં, અને અયોગ્ય હાસ્ય ઉપજાવવા માટે જ વચ્ચે વચ્ચે ફારસો મૂકાયલાં હોય એવાં નાટકો ભજવાતાં જોવા કરતાં સર્વમાન્ય કવિવર ભવભૂતિકૃત સુપ્રસિદ્ધ માલતીમાધવ નાટક જોવું સારૂં એમ વિચારીને હું ગયો તો ખરો પરંતુ હું મ્હારી ઉમેદમાં નિરાશ થયો. વસ્તુ (Plot) માં કાંઈ મહત્વનો ફેરફાર કર્યો નથી; પરંતુ વર્તમાન રંગભૂમિ ઉપર ભજવાતાં હાલનાં અરસિક નાટકોના વાતાવરણથી આ જગવિખ્યાત નાટક હેવું તો આવિષ્ટ થયેલું જણાયું કે હું 'માલતીમાધવ' નાટકનો પ્રયોગ જોઉછું કે કાંઈ હલકી પ્રતિનો ખેલ

પ્રયોગ કરી બતાવતા હોય એમ જણાતું હતું. ક્યહાં માલતી તથા માધવના ઉચ્ચ, પવિત્ર અને એકનિષ્ઠ પ્રેમની કલ્પના અને ક્યહાં આ પાત્રોની અધમ પ્રયોગશક્તિથી જણાઈ આવતા અશુદ્ધ પ્રેમની ભાવના ! આખા નાટકમાંનાં ગાયનો હાલની પદ્ધતિનાં ઝડઝમકવાળાં ચટકમટકીયાં હોઇને બીલકુલ રસહીન લાગે છે; એક બે ગાયન કાંઇક સારાં છે ત્યહારે તે બરોબર ગાનાર પાત્ર નથી. હલકી વૃત્તિના લોકોને પસંદ પડે તેવાં જ ગાયનો બનાવવા તરફ તથા તે મુજબ જ તે ગાયનો ગાવા તરફ પાત્રોનું લક્ષ રહે છે તે અત્યંત દીલગીરીની વાત છે; દાખલા તરીકે આ નાટકમાંથી માત્ર બે ત્રણ ગાયનો લઇશું:—

૧. મંદારિકા— હાં હાં રે મને ઠગી ઠગી મને ઠગી
ઠગારે મને ઠગી જાણી ને ભોળી નાર

કલહંસક— ખોટાબોલી શાને ખુવે છે ભાર

મંદા૦— આછે ખોટા કરાર

કલ૦— ખોટા ખોટા ?

મંદા૦— હા ખોટા....................મને ઠગી.

મકરંદ૦—અંતર પ્રેમ વિના બધા નિષ્ફળ કોલ કરાર.
એ વિણ કો દંપતી તણો નવ સુધરે;-સંસાર આ છે ખોટા કરાર.

૨. મંદા૦— જુઓ આ વર સુંદિર કેવોરે
જાણે વનના વાનર જેવોરે,
રૂપ વરનું છે કેવું રૂપાળુંરે
હાથ કાળા ને મોઢું કાળુંરે.

કલ૦— માથે ધોળા છે કેશ લગાડી ને મેંશ
આ વેશ ભજવ્યો કેવોરે—

નંદન— નવી વહુને તે જોવા જેવારે.

નવી—નાનકડી નાજુક નાર,
હું બહુ નાનકડી—બહુ નાનકડી—બહુ નાનકડી. મારા લાલાની છું લાડકડી.
(૨) હું લાડકડી આંખતણે મટકે પટકું છું લાલને.

મંદા૦—નાની શું સમજે વ્હાલાના વ્હાલને

નવી૦—હું તો બધુંએ સમજું છું.

મંદા૦—જાણી ભોળો ભરથાર તું—બહુ માથે ચઢી (૩) નાનકડી.

આ ગાયનો હલકી જાતની રૂચિને અનુકૂળ થાય એવાં જ છે તે તો તે ગાયનોની શબ્દરચના તથા રાગના મિશ્રણથી સ્પષ્ટ સમજાય એમ છે; પરંતુ તે હલકી રૂચિને પોષવા

માટે પાત્રો કેટલો પ્રયત્ન કરે છે તે નાટક જોવાથી જ પ્રત્યક્ષ થાય એમ છે; આ પ્રયત્નમાં પાત્રો એટલાં બધાં સફળ થાય છે કે આ દરેક ગાયન પાંચથી છ વાર "વન્સમૉર" થાય છે અને વાસ્તવિક રીતે નાટક જોવા આવનાર કાંઇક ઉંચી જાતની રૂચિવાળા પ્રેક્ષકોનો વૃથા કાલક્ષેપ થાય છે; મંદારિકાનું પાત્ર જે અભિનય કરે છે તે જરૂર કરતાં વધારે—over acting—કરે છે. એટલું જ નહીં પણ એવું બીભત્સ કરે છે કે જોનારને કંટાળો આવ્યા વગર રહે નહીં. ૭ વખત એક ગાયન ફરી ફરીને 'વન્સમૉર' થાય છે અને ૭ વખત તે પાત્ર રંગભૂમિ (stage)ઉપર આવીને ગાય છે તેમાં દરેક વખત તેના શરીરના જૂદા જૂદા અવયવોનો ઉપયોગ કરીને જૂદી જૂદી ચેષ્ટાઓ તથા ચાળા પ્રેક્ષક વર્ગના સ્હામું જોઇને કરી બતાવે છે અને તેજ પ્રમાણે 'નવી' નામની છોકરીવાળું પાત્ર પણ કરે છે. આ બધો દેખાવ એક વેશ્યાની કુચેષ્ટાઓના જેવો દેખાય છે. હું ધારૂં છું કે આ પ્રમાણે થવાથી આખા નાટકમાં સમાએલા પ્રેમરસના ગાંભીર્યનો નાશ થાય છે અને પ્રેક્ષક વર્ગ આગળ શુદ્ધ પ્રેમની ભાવનાને બદલે હવસ, વિષયવાસના અગર કામેચ્છાનું ચિત્ર ખડું થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. આવી સ્થિતિમાં નાટક કમ્પનીઓ તિરસ્કારને પાત્ર થાય તેમાં શી નવાઈ? આવી રીતે ભજવાતાં નાટકો નીતિશિક્ષક બનવાને બદલે નીતિહિંસક બને છે. આ કમ્પનીઓના મેનેજરો તથા માલીકો પોતાનું વાસ્તવિક કર્તવ્ય ભૂલી જાય છે અને માત્ર એક જ દૃષ્ટિબિંદુથી કામ કરે છે એ શોચનીય છે. શું આ સ્થિતિમાં સુધારો થઈ સકે એમ નથી? સ્વ. રા. ડાહ્યાભાઇ ધોળશા એ આ સ્થિતિ સુધારવા તરફ કાંઇક પ્રયત્ન કર્યો હતો પરંતુ ફત્તેહમંદ થતાં અવલ તેમના જીવનનો અંત આવ્યો અને તે પછી કોઇએ એ કામ ઉપાડી લીધુ નહીં એટલે તેમણે કરેલું કામ પણ ધુળમાં ગયું અને આપણી રંગભૂમિની સ્થિતિ, આપણાં નાટકોની સ્થિતિ, જ્હાં ને ત્હાં રહી. શું ત્હારે હવે કંઈ ઉપાય નથી? હું ધારૂં છું કે સાહિત્યપ્રેમી જનો મન ઉપર લે તો આ સ્થિતિ સુધારી સકે; બીજા દેશોમાં પણ નાટકોની તથા રંગભૂમિની આવી જ બલ્કે આથી પણ વિશેષ અધમ સ્થિતિ હતી; પણ તે પ્રયત્નથી ક્રમશઃ ઘણે દરજ્જે સુધરી છે તો આ દેશમાં પણ કેમ બની સકે નહીં? ગુજરાતી સાહિત્ય પરિષદ્ આ સંબંધી ઘણું કરી સકે પણ આજ સૂધીમાં એક બે નિબંધ વંચાયા શિવાય કાંઇ થયું નથી એ દીલગીરીની વાત છે. મ્હારી હાલ તો એટલી જ સૂચના છે કે સાહિત્ય પરિષદે એક ચુનંદા વિદ્વાનોની કમીટી નીમીને આપણાં નાટકો તથા રંગભૂમિની હાલની તથા પૂર્વની સ્થિતિ અને યુરપનાં તથા બીજા દેશો તથા હિંદુસ્થાનના બીજા પ્રાન્તોનાં નાટકો તથા રંગભૂમિની તેવી જ સ્થિતિ સંબંધી બારીકાઇથી અવલોકન કરીને જે જે ખામીઓ જણાય તેનો તથા જે જે ઉપાયોથી બીજે સ્થળે સુધારા થયા હોય તે તે ઉપાયો લાગુ કરવાથી ગુજરાતી નાટક તથા રંગભૂમિની સ્થિતિમાં સુધારો થઈ સકે એમ છે કે કેમ તે વિશે યોગ્ય રીતે સૂક્ષ્મ વિચાર કરીને શા શા ઉપાયો લેવા જોઇએ તેની વ્યવહારમાં કામે લેવાઈ સકે એવી એક યોજના ઘડી કાઢવી જોઇએ: અને તે યોજના એકાદ સારી નાટક કમ્પની મારફત અગર 'ઍમેટ્યુર' કમ્પનીની ગોઠવણ કરીને તેના દ્વારા અમલમાં મૂકવી જોઇએ. અલબત્ત આ કામમાં પૈસાની અને કામ કરનારાની

ભજવાતો જોઉછું તે સંબંધી મ્હને શંકા થઈ. એક પણ પાત્ર સંસ્કાર પામેલું જણાયું નહીં એટલે અસલ નાટકના ઉચ્ચ આશય અને ભાવના સમજ્યા શિવાય હલકા પ્રકારના પ્રેમનો પણ જરૂર પડે પરંતુ સાહિત્યપરિષદ્ જેવી સંસ્થા એટલા પૈસા તથા કામ કરનાર માણસો એકઠાં કરી સકે એવી મ્હારી માન્યતા છે; જો ના કરી સકે તો સાહિત્યપરિષદ્ જેવી સંસ્થાની ઉપયોગિતા હાલ છે તેમ એક 'ડીબેટીંગ સોસાઇટી'—વાદ વિવાદ કરનારી મ્હોટી મંડળી—કરતાં વિશેષ નથી એમ કહ્યા વગર ચાલશે નહીં; અને હું તો આગળ વધીને ત્હાં સુધી કહીશ કે આ પરિષદોના યુગમાં સાહિત્યપરિષદ્ બીજા તમાશા જેવો એક વિશેષ તમાશો કરી બતાવવા શિવાય વધારે કાંઈ કરી સકે એમ નથી એવું અનુમાન કોઈ કાઢે તો અયોગ્ય ગણાશે નહીં. સાહિત્યપરિષદે શું કર્યું છે અને શું કરવું જોઇએ તે સંબંધી વિવેચન કરવું આ સંબંધમાં અસ્થાને છે એટલે હું મૂળ સૂચના ઉપર આવું છું. નાટકો ઘણાં ખરાં નમાલાં હોય છે. જે સારા લેખકોએ લખેલાં છે તે ભજવાતાં નથી અને કેટલાંક ભજવી સકાય કે કેમ તે બાબત શંકા રહે છે,—માટે ભજવવા લાયક નાટકોનું સાહિત્ય પણ ઉત્પન્ન કરવા તરફ સાહિત્યપરિષદે પ્રયાસ કરવાની જરૂર છે; આ નાટકો આપણા પુરાણાદિ ગ્રન્થોના આધારે તથા બીજા દેશોના નાટકોનાં ગ્રન્થોનું અધ્યયન કર્યા પછી તેવાં અગર તેમનાં ભાષાન્તર અથવા અનુવાદ રૂપે ઉત્તમ પ્રતિનાં લખાવાં જોઇએ; અને તે પણ ઇન્દુકુમાર, જયા અને જયન્ત વગેરે જેવાં જો કે રસિક કલ્પનાઓથી ભરેલાં હોય પણ માત્ર કાલ્પનિક સૃષ્ટિનાં ચિત્રો ઝાંખાં ઝાંખાં ખડાં કરે તેવાં જોઇએ નહીં—કેમકે તેવાં નાટકો આ લોક માટે નથી પણ પરલોક માટે, ઐહિક સૃષ્ટિ માટે નહીં પણ આમુષ્મિક સૃષ્ટિ માટે લખાયલાં હોય છે, એટલે વિરલા જનો તેનો રસ પરિપૂર્ણ રીતે અનુભવી સકે છે. આપણે તો હમેશના સાંસારિક, સામાજીક, રાજકીય, ધાર્મિક, નૈતિક વગેરે પ્રશ્નો સંબંધી અતિ રસમય ચિત્રો બતાવે તેવાં અને આપણી નીતિ, રીતિ, કેળવણી વગેરે અનેક ન્હાના મ્હોટા પ્રશ્નોનાં સમાધાન થાય એવી રીતે નિરનિરાળા વિષયો લઇને લખાયલાં નાટકો જોઇએ; તેને માટે સાહિત્યપરિષદે સાધનરૂપ બનવું જોઇએ એમ હું ધારૂં છું; અને તેની સાથે જ જેવી રીતે મરાઠી નાટ્યસંમેલનો થાય છે તેવી રીતે ગુજરાતી નાટ્યસંમેલનો થવાની પણ આવશ્યકતા છે. આવાં સંમેલનોમાં હાલની નાટક કમ્પનીઓના મેનેજરો માલીકો તથા તેમાં ઉત્તમ ગણાતા નટો તથા નટીઓ (actors and actresses) ને ખાસ કરીને આમંત્રણ કરીને બોલાવવા જોઇએ અને તેમને આપણી ભાવનાઓ, આપણા હેતુઓ વગેરે યોગ્ય રીતે સમજાવવા કે જેથી બની સકે તો તેમને જ ઉપરની યોજનામાં કામે લેવાય અને આપણા કામમાં સરળતા આવે. પરિષદ્‌ને અંગે બે વખતથી નાટક ભજવાવીને પરિષદ્‌માં આવેલા લોકોને નાટક બતાવવાનો રીવાજ પરિષદ્‌ના કાર્યવાહકોએ દાખલ કર્યો છે તો પછી હું નથી ધારતો કે આ સૂચનામાં સમાએલી વ્યવસ્થા પરિષદ્‌ના કર્તવ્યની સીમાની બહાર ગણી સકાય.

તંત્રી સાહેબ! ધાર્યા કરતાં વિશેષ લંબાણ થયું છે માટે ક્ષમા કરશો. મ્હેં તો યથા

મતિ એક સૂચના કરીને રેખાદર્શન કરાવ્યું છે; વિગતમાં ઉતરીને આ યોજનાનો વિસ્તારથી ઉલ્લેખ કરવો એ આપના જેવા વિદ્વાનનું કામ છે; તો પણ આ સૂચના વિશે કાંઈ વિચાર થશે અને સાહિત્યવિલાસી રસિકોમાં ચર્ચાશે એવી આશાથી આપના પત્રમાં પ્રસિદ્ધ થવા મોકલ્યું છું તે સ્વીકારશો એવી આશા છે.

વેળાછા. લી૦ સેવક.
તા. ૨૦-૯-૧૫. સત્યેંદ્ર ભીમરાવ.

---

" વસન્ત " તંત્રી મહાશયની સેવામાં,

આપના પત્રના ૧૯૭૦ ના માર્ગશીર્ષ ના અંકમાં રા. નરસિંહરાવનો " કવિતામાં અસંભવ દોષ " એ નામનો એક લેખ પ્રસિદ્ધ થયો છે.

પ્રસ્તુત લેખની શરૂઆતમાં જ રા. નરસિંહરાવ કાલિદાસના રઘુવંશના ૬ઠ્ઠા સર્ગના ૬૪ મા શ્લોકની બે પંક્તિ ટાંકી ટીકા કરે છેઃ—..........." ચંદનના ઝાડને વીંટાયલી એવા ( એલચી )ની લતાઓ વર્ણવી છે. આ પ્રકૃતિમાં જણાતી સ્થિતિથી વિરુદ્ધ જ છે. એલચીના છોડ જ હોય છે વેલા કદી જાણ્યા નથી...કાલિદાસના સમયમાં એલચીના વેલા થતા હશે એમ કલ્પના કરવા માટે કશો આધાર નથી."

ઘણા બન્ધુઓ કબૂલ કરશે કે કાલિદાસ " પ્રકૃતિમાં જણાતી સ્થિતિ "થી વિરુદ્ધ" ન લખે એવો ચોક્કસ કવિ હતો. છતાં તેણે આવી ભૂલ કેમ કરી તે વિષે કોઇને શંકા થઈ જણાતી નથી. કિન્તુ એ ભૂલ છે એવું હમેશ માટે સ્થાપિત થાય તે પૂર્વે તે ભૂલ છે કે નહીં તે જણાવવું આવશ્યક છે.

કૃષ્ણ સ્વામી આયર તેના Purionas in the light of moderu science એ નામના પુસ્તકમાં લતા, વિરુધ, અને ઔષધી એ ત્રણ ઉપર વિવેચન કરતાં Latâs are those that ascend એમ જણાવે છે. એ ન્યાયે જે જે વેલાની શાખા જમીન તરફ નીચી ન જતી હોય તેને લતા ના વર્ગમાં ગણી શકાય.

(૨) બીજું વામન શિવરામ આપ્ટે તેના સંસ્કૃત-ઈંગ્લિશ શબ્દ કોષમાં " સમાસને છેડે સૌંદર્ય, માર્દવ, અને કૃશતા સૂચવવા લતા શબ્દ વપરાય છે એવું લખે છે. અને ખાડ્ગ લતા, સહકાર લતા લવંગ લતા એ શબ્દોથી તો રા. નરસિંહરાવ પણ પરિચિત હશે જ.

(૨ અ) વળી ઈંગ્લિશ-સંસ્કૃત શબ્દકોષ માં પણ તે plant એ શબ્દ માટે લતા શબ્દ યોજે છે. તેથી કાલિદાસે લતા શબ્દ યોગ્ય યોજ્યો છે એ વિષે કશી શંકા રહેતી નથી.

વળી એ ઉપરાન્ત નીચે જણાવેલી પંક્તિઓ.

પણ લતા શબ્દ કેવળ વેલાના અર્થમાં વપરાતો નથી એ વિચારને અનુમોદન આપશે.:—

ललित लवङ्गलता परि शीलन

+ + + गीतगोविन्द

कान्ते विलोक्य सहकार लतानुशक्तं

गुच्छं मरन्द भरितं कुच शङ्कयाकिम्

+ + + +

आलिङ्गय संप्रति लवंगतरु विशाल–

मेला लताति–ललिता कुशला सखीव ।

+ + + +

आलीव चूत लतिका कमलानने त्वां

संबोधयत्यतनु शास्त्र रहस्य मय ॥

ઉપર "લતા" શબ્દ "કોમલતા" વિ. સૂચવવા વપરાયો છે એવું વિચક્ષણ વાંચકો તરત જાણી શકશે.

હવે કદાચ "આલિંગિત" શબ્દનો વાંધો રહેવા સંભવ છે પણ તેને માટે ઇંગ્લિશમાં ગોપાળ રઘુનાથ નાંદરગિર કરે encircle શબ્દ વાપર્યો છે અને તેથી તે ચરણનો અર્થ "એલચીના છોડથી ઘેરાયલાં ચંદનનાં ઝાડ" એવો સ્પષ્ટ રીતે થઇ શકે છે.

રા. નરસિંહરાવ માટે મને માન છે પરન્તુ કાલિદાસના કેટલાંક કાવ્યો માટે વધારે માન હોવાથી જ આ પ્રમાણે સ્પષ્ટ લખવાની જરૂર ધારૂં છું.

M. ભાવનગર.

# સાક્ષર શ્રી નરસિંહરાવની કવિતા અને સમાજ સેવા.

" If thou indeed derive thy light from Heaven
Shine, poet, in they place, and be content!"

સ્વદેશ પ્રેમ એટલે રાજકીય વિષયોમાં ભાગ લઈ ચર્ચા કરવી હેવો કેટલાકનો મત છે; જાણે કદાચ ખુલ્લી રીત્યે તેઓ એ મત પ્રદર્શિત કરતા નથી, પરંતુ તેઓના મનમાં તો એ જ ભાવ રહેલો હોય છે. આપણા ગુજરાતમાં સ્વદેશ પ્રેમનાં બીજાં સ્વરૂપો પ્રત્યે બેદરકારી છે, અને તેવી સામાજિક વિષયોમાં સુધારા કરનાર તથા સૂચવનાર સ્વદેશભક્ત કહીએ તો આપણું હાસ્ય કરવાને ઘણા તત્પર થાય છે. પોતાના દેશને માટે અને દેશનાં દુઃખો નિવારવાને સહૃદય પ્રયત્ન એ સ્વદેશ પ્રેમીનાં લક્ષણો છે, પછી તે સામાજિક, ધાર્મિક કે રાજકીય વિષયોમાં હોય.

રા. નરસિંહરાવે પણ પોતાનાં કાવ્યોની અસરથી સામાજિક દુઃખો નિવારવાને જે પ્રયત્ન કર્યો છે તે અવલોકવા જેવો છે. અને હેમનાં એ કાવ્યોમાં જે હૃદયની લાગણી તરવરે છે, તે ઉપરથી હેમને પણ એક સત્યાગ્રહી સ્વદેશ પ્રેમી કહીએ તો તદ્દન યોગ્ય છે.

રા. નરસિંહરાવની આડત્રીસ વર્ષ પૂર્વે છપાયલી કુસુમમાળા લઇએ તો હેમાં સામાજિક કાવ્ય એક છે. ગુજરાતમાં ર. બા. ભોળાનાથ સારાભાઈ સામાજિક અને ધાર્મિક સુધારણાના એક નેતા હતા એ નિર્વિવાદ છે. અને હેમના શુદ્ધ સંસ્કારો રા. નરસિંહરાવના કવિજીવનમાં પણ સંપૂર્ણ રીત્યે વિકસ્યા છે. કુસુમમાળામાં કવિએ " વિધવાનો વિલાપ " લખી વિધવાની ખરી સ્થિતિનુ ચિત્ર જનસમાજ સમક્ષ મૂક્યું છે; એ કાવ્ય લખાયું ત્ય્હારે વિધવાની સ્થિતિનો વિષય ઘણો જ ચર્ચાતો હતો હાવાં ચિત્રો ક્વચિત્ જ ઉત્તમ પ્રતિનાં હોય છે ઇંગ્રેજી સાહિત્યમાં પણ હેની સાથે સરખામણી કરે હેવાં કાવ્યો ઘણાં જ થોડાં છે. T. Hoodનું " Bridgo of Sighs " કાંઇક હેવી ઉત્તમ પ્રતિનું છે ખરૂં. કુદરતના પૂજક નરસિંહરાવને આ કાવ્યમાં કુદરત પણ જાણે વિધવાની જ સ્થિતિમાં હોય એમ છે. અને જેમ સુધારકના અવાજ સમાજ સાંભળતી નથી તેમ

ભૂતાં ઘાં વડ વૃક્ષ અનંત,
ઉભાં જ્યહાં દૃષ્ટિ તણો અંત;
ત્ય્હાં ચાંદની કંઈ નવ ફાવતી,
અથડાઈ પાછી આવતી.

કુસુમમાળા છપાઈ ત્ય્હારે સમાજની આજ સ્થિતિ હતી, જ્ઞાનની ચાંદની ફાવતી નહોતી,

અને વિધવાને "શીળી ચંદા, કોમળી સરિતા, ઉદાર આકાશ અને સુકુમાર અનિલ" વગર વિશ્વમાં બીજો આધાર નહોતો.

નવ વર્ષ પછી છપાયેલી હૃદયવીણામાં પણ હીન્દુ વિધવાની સ્થિતિ કવિ હૃદયને વ્યથિત કરતી માલમ પડે છે, અને હેમાં પણ કવિએ બાળકીઓનાં અને વિધવાનાં દુઃખોનાં ચિત્રો લોક સમક્ષ મૂક્યાં છે સુધારકોનો નાદ તેથી હેમનાં દુઃખોનાં પ્રત્યક્ષ કારણ દેખાડાય તો વિધવા વિવાહના વિરોધીઓનાં દિલ પીગળે એ હેતુથી હેમાં કવિએ રૂઢી પ્રત્યે પ્રત્યક્ષ આક્ષેપ મૂક્યો છે.

"ફસી પડેલી બાળ વિધવા"નું કાવ્ય લોક લજ્જા અને ઇશ્વર ભીતિ વચ્ચે સપડાયલી એક બાળાનું શોચનીય ચિત્ર છે.

"શું તુચ્છકારી જગદીશ તણી જ ભીતિ?
ને શું સ્વીકારી જગ લોક તણી અધિકી?"

કવિનો પ્રશ્ન અનુત્તર નથી પણ ઉત્તરનું શું વિવેચન કરીએ? ઇશ્વિર ભીતિ કરતાં લોક લજ્જાનું પ્રાબલ્ય વધારે છે. પ્રભુ આજ્ઞા કરતાં રૂઢી બલવત્તર છે. હેને લીધે સમાજની દુર્દશા છે. આપણી સમાજની અધોગતિનાં બીજાં કારણો બતાવવાની જરૂર છે? શું કવિએ એક જ કારણ આપી આપણી આંખ્યો ઉઘાડી નથી? ફસી પડેલી બાળ વિધવા પણ જગલોકની ભીતિ વધારે ગણે છે.

..............................
રે! આ થયો જ ધબકાર નદી જલે શું?
અંધારમાં મલિન નિર્મલ સ્રોત બૂડી;—
આ સર્વ પાપ તુજ જો શિર ક્રૂર રૂઢિ!

રૂઢિને શિર હાવા પાપનાં કેટલાં પોટલાં બંધાતા હશે!

"કાળાગૃહમાંની વિધવા"માં પણ ઉપરનો ભાવ છે. "વિધવા બાળાશ્રમની પાસે"ના કાવ્યમાં પણ એ જ ભાવ કવિએ દર્શાવ્યા છે. હાવા આશ્રમથી થતા પાપના ઘટાડાને લીધે હેની ઉપયુક્તતા કવિએ ગર્ભીત રીતે દર્શાવી છે પરંતુ દુઃખનું તિમિરમય ચિત્ર તો એનું એ જ છે. બિચારી વિધવાઓની પ્રિય બાળક છોડતી વખતની અંતર વ્યથા બહુ જ અસરકારક શબ્દોમાં આલેખી છે.

અને આ કાળી ઘન રાત્યે,
અબલ પર જગના જુલમ માટે;
રૂપેરી આંસુની ધારા,
ત્હમે રેડજો ગગન તારા!

સુદ્દ, સ્વચ્છ, સીત તેજે ઝળકતા તારાઓ પણ બિચારી વિધવાને આંસુ રેડતા લાગે છે. લાગે હેમાં શી નવાઈ?

"ફૂલમણી દાસીનો શાપ" વૈધવ્ય ચિત્ર નથી પરતુ સમાજમાં પ્રચલિત એક દુષ્ટ રિવાજને ભોગ થઈ પડેલી બાળિકાના સત્ય વૃત્તાન્તનું આલેખન છે. અને હાવું અદ્ભુત કરૂણામય ચિત્ર એક કવિની જ કલમ ચિતરી શકે. બાળપણમાં સંતતીનું મુખ્ય કારણ બાળલગ્ન છે. જો બાળલગ્ન થયેલું ના હોય તો બાળપણમાં સંતતી સંભવે નહિ. કવિ સત્ય જ કહે છે કે જો હાવા અનર્થો કાયમ રહેશે તો

દેશે પ્રજાળી સહુ આર્ય પ્રજાની વાડી,
રહેશે પછી અધમતા તણી ઉંડી ખાડી;
ને આ પુરાણુ રૂઢી ભારતભૂમિ અંતે,
થાશે વિલુપ્ત ઇતિહાસ પરેથી સત્યે.

આ વખતે આ દેશપ્રેમી કવિને કેટલું દુખ થયુ હશે! હાવા રૂઢિના પરિણામે અનર્થ થાય અને આર્ય પ્રજાની આંખ્ય ઉઘડે નહિ તો એ દાવાગ્નિ આર્યભૂમિને કેમ ના દહે' રૂઢિ! રાક્ષસી! ત્હારા ખપ્પર નીચે ત્હેં આર્ય પ્રજાને કેવી નિસ્તેજ, નિઃસત્વ, નિર્માલ્ય, નિર્બળ કરી નાંખી છે; પરંતુ આર્ય પ્રજાના સદ્ભાગ્યે, મહાન્ પ્રભુના પ્રતાપે, હાવા કવિઓનાં કાવ્યોથી સત્યાગ્રહી સમાજ સેવકોના પ્રયત્નથી, દિવસે દિવસે ત્હારૂં પ્રાબલ્ય ઓછું થતું જાય છે, આર્ય પ્રજાની આંખ્ય ઉઘડે છે અને કવિ ન્હાનાલાલ લખે છે તેમ.

નયન ઉઘાડ્યુ પેલું ઓજસ્વી નવલ પ્રભાતનું!

કુસુમમાળામાં અને હૃદય વીણામાં કવિએ દુઃખોનાં જૂદાં જૂદાં ચિત્રદર્શન કરાવ્યાં છે. પરંતુ સર્વ દુઃખોનું એકત્ર ચિત્ર બાકી રહ્યું હતું તે ખોટય "નૂપુર ઝંકાર" માં કવિએ પૂરી છે, "ભારત જનનીની અશ્રુમાળા" માં કવિ એક જ દુઃખનું સ્વતંત્ર ચિત્ર ઉતારી મનુષ્યની લાગણીઓને સ્પર્શવાને બદલે સર્વ ચિત્રોનું એક ચિત્ર ચિતરી વાંચક આગળ મુકે છે. એટલું જ કરી કવિ અટકતા નથી પરંતુ ભારત સંતાનને કર્તવ્ય માર્ગ દેખાડે છે. કર્મવીર બનવાનું, બન્ધુઓનો ઉદ્ધાર પોતાના પ્રયત્નથી કરવાનું. વિકટ કર્તવ્ય માર્ગ સેવનનું તપ તપવાનું કહે છે. અને એ માર્ગમાં વિઘ્ન આવે તે વખતે ભારતનાં દુઃખોનું વર્ણન કયા સમાજ સેવકને બળ નહિ આપે! કવિના એ જીવનની ચર્ચા છે, આપણા સમાજ જીવનની પ્રૌઢ ચર્ચા કવિએ કરી છે. ટુંકામાં પણ પૂર્ણ રીતે કરી છે. પોતાના યજ્ઞકુંડમાં બાળકીઓને અને વિધવાઓને હોમાતી જોઈ અટ્ટહાસ્ય કરતી રૂઢી રાક્ષસીની કલ્પના એક કવિ યા ચિત્રકારને છાજતી છે. રૂઢીના અનર્થોનું કેવું તાદશ્ય ચિત્ર એ ખડુ કરે છે. અને ભારત જનનીના મુખે ગવરાવેલું ગીત કવિની સહૃદય દેશ ભક્તી દેખાડે છે. વિશેષમાં અશ્રુ ઠરી સ્ફાટિકમાળા બની હેમાં ઉત્તમ ભાવ અને અલૌકિક કલ્પના છે. અશ્રુ સારવાં એ શોક પૂર્ણ દશા છે. કવિ સ્હમજે

છે કે શોકનું મનન જ કર્યા કરવું એ કાંઈ જીવનનો આશય નથી, અને હેને લીધે કાંઈ જીવનની શક્તિ નથી તેમ શોક ભૂલી જવો હેમાં પણ હિત સમાયલું નથી. મનુષ્યને ઉત્પન્ન થયેલો શોક, શોક તો રહે જ પરંતુ દુઃખ નિવારવામાં ઉત્સાહ રૂપ થાય એમ થવું જોઇયે. અશ્રુનું અને સ્ફાટિકમણિમાં સામ્ય ઘણું છે. બન્ને ગોળ છે. સ્વચ્છ છે. અશ્રુપારદર્શક છે. સ્ફાટિકમણિ અર્ધપારદર્શક ( translucent ) છે. પરંતુ અશ્રુશોકનું ચિન્હ છે. સ્ફાટિકમણિ રત્ન છે એટલે આનંદ, ઉત્સાહનું ચિન્હ છે. આમ અશ્રુનું સ્ફાટિકમણિમાં રૂપાન્તર થવું એટલે શોકનું શોકના તત્વો સાથે ઉત્સાહ રૂપ બનવું. કવિની કલ્પના કોકને સ્વચ્છંદી લાગે. પરંતુ ઉચ્ચ છે, અલૌકિક છે. હેમાંનો ઉચ્ચ ભાવ અને અલૌકિક કલ્પના એકવાર હૃદયમાં પઠી કાંઈક ઓર જ આનંદ થાય છે. એકદમ સ્હમજાઈ જાય અને આનંદ આપે એ જ કલ્પના સારી એમ કેટલાકનું માનવું છે. પરંતુ કવિના દિવ્ય હૃદયમાં સ્ફૂરેલી કલ્પના સ્હમજવા વાંચકને શ્રમ લેવો પડે તેથી કંટાળી એ કલ્પના નકામી છે, એમ કહેવું રસિકજનને છાજે નહિ. રસભોગમાં પરિશ્રમ છે જ.

કવિએ "ઉદ્બોધન" નાં બે કાવ્યો લખ્યાં છે. જો કવિએ સમાજ ચર્ચાના વિષયમાં એ બે જ કાવ્યો લખ્યાં હોત તો એ કાવ્યોની કિંમત અલ્પ અંકાત; કારણ હવે નીતિબોધની કવિતાનો કાલ ગયો છે. પણ આ કાવ્યોને બીજા સમાજ ચર્ચાના કાવ્યોના સંબંધમાં લઇએ છીએ ત્હારે હેની ખરી કિંમત અંકાય છે. કવિ પોતે કહે છે તેમ નૂપુર ઝંકારમાં કવિત્વવૃત્તિ ગંભીર પ્રવાહમાં વહી છે. બાલ્યપણુ, યુવાવસ્થાનો જુસ્સો નરમ થયો છે, અને પ્રૌઢાવસ્થાનું ગાંભીર્ય આવ્યું છે. અને ઉદ્બોધનનાં આ બે કાવ્યો યુવાવસ્થાના સિદ્ધાન્તોનું પ્રૌઢાવસ્થામાં કરેલું સ્વચ્છાણુબંધન (crystallization) છે. કવિનું જીવન, કવિનાં પ્હેલાંનાં કાવ્યો, એ સઘળું જોતાં તો આ બે કાવ્યો કવિના અંતઃકરણના ઉંડાણના ઊભરા લાગે છે. અને કવિને–હેમની કવિતાઓને જ લીધે–પીછાણનારને આ કાવ્યોમાં કવિ હૃદય સ્પષ્ટ જણાયા વગર રહેશે નહિ. "જીવનની ચર્ચા એ કવિતા" એ વચન સત્ય છે. અને રા. નરસિંહરાવે સમાજજીવનની ચર્ચામાં સુન્દર કલ્પના, શબ્દલાલિત્ય, અને ઉત્તમ પ્રતિનો કરૂણારસ પૂરી પોતાનું કવિ કર્ત્તવ્ય બનાવ્યું છે. અને કવિજીવન સફલ કર્યું છે. ગુજરાત હાલ માટે–હેમના ગુજરાત પ્રત્યેના પ્રેમ માટે–હેમની સદા આભારી રહેશે. દૂર ભાવિકાળમાં પણ હેમની સમાજ જીવનની ચર્ચાનાં કાવ્યો હોંસથી વંચાશે જ, અને સમાજને ઉચ્ચતર બનાવવામાં કારણભૂત થશે.

P.

---

# ×ઇતિહાસના અભ્યાસનો હેતુ.

Philosophy is the truth of history and history is the body and substance of philosophy.

આપણા સુધારાનો આધાર મુખ્યત્વે કરીને બે બાબતો ઉપર છે. કુદરતના જ્ઞાનની શોધ અને તેનું અનુકરણ. જનસમાજમાંથી થોડાક મનુષ્ય કુદરતના ગૂઢ નિયમો, અભ્યાસ અને ચિંતનથી શોધી કાઢે છે, અને આપણા સુખનાં સાધન વધારવામાં તેનો ઉપયોગ કરે છે, પણ ઘણા માણસો તો તે જ્ઞાન અને હુન્નરકળાનું ફક્ત અનુકરણ જ કરી શકે છે. આ બે કારણને લીધે જ આપણી પ્રગતિમાં હંમેશાં વધારો થયાં કરે છે; પણ જ્યાં સુધી આપણા પૂર્વજોનું મેળવેલું જ્ઞાન સંઘરી રાખવામાં આવ્યું હોય નહિ, ત્યાં સુધી આપણે તેમાં સુધારો વધારો ઘણો થોડો જ કરી શકીએ છીએ. દરેક માણસ જો પોતાની બુદ્ધિ ઉપર ભરોંસો રાખી બેસી રહે, અને આગળના જમાનામાં કોઈ પણ વિષયનું જે જ્ઞાન મેળવ્યું હોય તેનો ઉપયોગ કરે નહિ, તો તે માણસ જાતે ઘણું થોડું કરી શકે છે, અને જે કંઈ કરે છે, તેમાં મોટી ભૂલો જોવામાં આવે છે. આવી રીતે બીજા માણસની ભૂલનો લાભ લઈ, સુધરવાનું ઉત્તમ સાધન ઇતિહાસ છે, તેથી જ બેકન કહે છે, કે "ઇતિહાસના અભ્યાસથી આપણામાં ડહાપણ આવે છે;"* કારણ કે જ્યાં સુધી કોઈ પણ વિષયનું ઐતિહાસિક જ્ઞાન આપણને હોતું નથી, ત્યાં સુધી તેની ખરી સ્થિતિ સમજી શકાતી નથી, અને તેમાં આગળ કેવી રીતે વધવું તે આપણે જાણી શકતા નથી. જ્ઞાનના ઇતિહાસમાં કેટલાએક યુગમાં વિદ્વાનોએ પ્રાચીન જ્ઞાન અને ઐતિહાસિક દૃષ્ટિનો તિરસ્કાર કરેલો છે, ત્યારે ઘણા વિદ્વાનો, પ્રાચીનતાને દૃઢ વળગી રહી અને પિષ્ટપેષણ કરી, કંઈ નવું શોધી શક્યા નથી. બંને પક્ષમાં સીમા ત્યાગનો દોષ રહેલો છે. સત્ય મધ્યમ માર્ગમાં છે, એટલે ઐતિહાસિક જ્ઞાનના સદુપયોગમાં રહેલું છે.

કોઈ પણ વિષયના ઐતિહાસિક જ્ઞાનની જરૂર છે, અને તે વગર આપણી ઉન્નતિને અવકાશ નથી: કારણ કે મનુષ્ય અને બીજાં પ્રાણીઓ વચ્ચે વિદ્વાનો ગમે તે જાતનો ભેદ જુએ,+ પણ એટલું તો નક્કી જ છે, કે મનુષ્ય ભૂત, વર્તમાન અને ભવિષ્ય

× સાહિત્ય સભામાં વાંચેલો લેખ.

* ફ્યૂલરનું પણ એવું જ કેહવું છે "ઇતિહાસનું જ્ઞાન ઘડપણના ધોળા વાળ કે કરચલી આણ્યા વિના જુવાન માણસને વૃદ્ધ બનાવે છે અને વૃદ્ધાવસ્થાની નબળાઈ કે અડચણ ઉત્પન્ન કર્યા સિવાય ઘડપણનો અનુભવ આવે છે."

+ Man is a laughing animal
Man is an upright walking animal.

ઉપર નજર નાખી શકે છે, ત્યારે પ્રાણીઓનું જીવન મુખ્યત્વે તેમના વર્તમાન અનુભવમાં જ સમાએલું છે. આપણામાં જે યાદશક્તિ છે તેને લીધે આપણે ભૂતકાળનો અનુભવ સંઘરી રાખીએ છીએ, અને પુસ્તકો દ્વારા તે ઇતિહાસના રૂપમાં ભવિષ્યની પ્રજા માટે વારસામાં મૂકી જઇએ છીએ.

આવી રીતે આપણી ઉન્નતિને માટે ઇતિહાસનું જ્ઞાન ખાસ જરૂરનું છે, પણ 'ઇતિહાસ' શબ્દનો આવો અર્થ ઘણો બ્હોળો છે, અને તે તેના શબ્દ વિભાગ ઉપરથી માલમ પડે છે. ઇતિહાસ=ઇતિ+હ+આસ. 'ઇતિ' એટલે તે પ્રમાણે, 'હ' એટલે નક્કી, અને 'આસ' એટલે (અસ્=થવું) થએલું; જેવું થએલું તે પ્રમાણે કોઈ પણ બાબતની હકીકત તેને ઇતિહાસ કહે છે, પણ 'ઇતિહાસ' શબ્દનો રૂઢ અર્થ રાજકીય વૃત્તાંત છે. તેમાં મુખ્યત્વે કરીને રાજાની વંશાવળી, તેમના પરાક્રમ અને વિગ્રહોનું વર્ણન, રાજ્યની ખટપટ, ધર્મનાં યુદ્ધો, વગેરે બાબતો આવે છે. ઘણા માણસો આવી હકીકતને ઇતિહાસ કહે છે. તે ભાવના એક વખત સર્વમાન્ય હતી એ નિઃસંશય છે, પરંતુ હાલમાં ઇતિહાસના આવા વર્ણનને શુષ્ક અને નિરૂપયોગી ગણવામાં આવે છે. જ્યાં સુધી ઇતિહાસનું વર્ણન અમુક દૃષ્ટિબિંદુ તથા અમુક ભાવનાથી કરવામાં આવતું નથી, ત્યાં સુધી ઐતિહાસિક હકીકત નીરસ અને મગજને બોજારૂપ થઈ પડે એ નવાઈ જેવું નથી. જેમ દરેક યુગમાં સુધારાનું દૃષ્ટિબિંદુ બદલાય છે તેમ જ્ઞાનમાં પણ ફેરફાર માલમ પડે છે. જ્ઞાનના બીજા પ્રદેશમાં પણ જેવી રીતે ઉત્ક્રાન્તિ વાદે ફેરફાર કરેલો છે, તેવી રીતે ઇતિહાસના દૃષ્ટિબિંદુમાં પણ ફેરફાર જોવામાં આવે છે. ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી જોતાં ઇતિહાસનો અભ્યાસ વધારે રસિક અને ઉપયોગી થાય એ ઘણું સંભવિત છે.

ઉત્ક્રાન્તિવાદ પ્રમાણે દરેક વસ્તુ તેની મૂળ હાલત કરતાં ધીમે ધીમે વધારે ઉંચી સ્થિતિએ પહોંચે છે. જો આપણે આ દૃષ્ટિથી ઇતિહાસનો અભ્યાસ કરીએ, તો પ્રથમ પ્રશ્ન એ નીકળે છે, કે ઇતિહાસના વર્ણનમાં મૂળ સ્થિતિ કઈ અને છેવટની સ્થિતિ કઈ, તથા ધીમે ધીમે કેવી રીતે ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત થાય છે તે નિયમના જ્ઞાનની જરૂર લાગે છે. જ્યાં સુધી આ બાબતો આપણા ધ્યાનમાં સ્પષ્ટ રહે નહિ, ત્યાં સુધી ઇતિહાસના અભ્યાસનો હેતુ બરાબર રીતે સફળ થતો નથી, પણ આ બાબતનો નિર્ણય થતા પહેલાં ઇતિહાસનો ખરો વિષય શું છે તે જાણવાની જરૂર છે, અને તેને માટે ઇતિહાસને બીજા શાસ્ત્ર સાથે કેવો સંબંધ છે, તે સ્પષ્ટ કરવું આવશ્યક છે.

આપણે ઉપર જોયું કે ઇતિહાસના સામાન્ય અર્થમાં હાલ ઘણો ફેરફાર થયો છે.

---

Man is an animal which can use his thumb
Man is tool using animal
Man is an animal with an idal.

શોપનહારનું કહેવું એવું છે કે જેવી રીતે યાદદાસ્ત વ્યક્તિને ઉપયોગી છે તેવી રીતે ઇતિહાસ જાતિને માટે છે.

જ્ઞાનની વૃદ્ધિ અને જનસમાજની સુધરતી સ્થિતિને લીધે ઇતિહાસની ભાવના પણ બદલાઈ છે. હાલમાં ઇતિહાસના વિષયને અન્યશાસ્ત્રના જ્ઞાન ઉપર ઘણો આધાર રાખવો પડે છે; કારણ કે હાલના ઇતિહાસનું દૃષ્ટિબિંદુ જ જુદું છે, પ્રાચીન ઇતિહાસમાં રાજા અને રાજ્યને લગતી બાબતો ઉપર ધ્યાન આપવામાં આવ્યું છે, પણ હાલમાં આખા જનસમાજની પ્રગતિ કેટલે દરજ્જે થઈ છે, તે દૃષ્ટિથી ઇતિહાસ લખવામાં આવે છે. ઇતિહાસવેત્તા ગ્રીને 'History of English Pehple' એટલે અંગ્રેજ લોકનો ઇતિહાસ લખ્યો છે, ત્યારે જુના ઇતિહાસનાં નામ 'Historyof England' એવાં જોવામાં આવે છે. હાલમાં જનસમાજની ઉન્નત થતી અવસ્થાનું ખરૂં સ્વરૂપ જાણવાને તેનું ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી નિરૂપણ કરવામાં આવે છે. આવી રીતે હાલના ઇતિહાસમાં આખા જનસમાજની સ્થિતિ, તે વિષય છે, અને પદ્ધતિમાં, ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી અનેક વિષયના સિદ્ધાંતોની મદદથી સુધારાની પ્રગતિ સમજવામાં આવે છે.

ઘણા જુના ઇતિહાસો આપણે જોઇશું, તો તેમાં સાહિત્ય, ધર્મ, નીતિ, અને ઐતિહાસિક બીનાઓનું મિશ્રણ માલમ પડે છે, વિચારશક્તિ કરતાં કલ્પનાશક્તિને અનિયંત્રિત અવકાશ આપવામાં આવ્યો હોય છે, સત્ય કરતાં ચમત્કાર ઉપર વિશેષ રૂચિ જોવામાં આવે છે, શાસ્ત્રીય જ્ઞાન કરતાં અદ્‌ભૂત વસ્તુનું વર્ણન વારંવાર વાંચવામાં આવે છે; આવી હકીકતને આપણે ખરો ઇતિહાસ કહેતા નથી. શાસ્ત્રીય ઇતિહાસ મનુષ્ય જ્ઞાનની શરૂઆતમાં હોઈ શકે પણ નહિ; કારણ કે સુધારાની બાલ્યાવસ્થામાં મનુષ્યને અદ્‌ભૂત વસ્તુની વિશેષ રૂચિ હોય છે. બુદ્ધિવ્યાપાર કરતાં કલ્પનાશક્તિ વિશેષ પ્રબળ હોય છે. સૃષ્ટિની ગૂઢતાથી મનુષ્ય મન અંજાઈ જવાને લીધે દેવની ભાવના ડગલે ડગલે જોવામાં આવે છે, દરેક પ્રસંગે દેવની મદદ માગવામાં આવે છે, અને મનુષ્ય આ દુનિયા કરતાં બીજી દુનિયાને વધારે ચાહે છે. જ્યા સુધી કલ્પનાશક્તિને કાબુમાં રાખવામાં આવતી નથી, અને બુદ્ધિ સત્ય શોધવા તરફ વળતી નથી, ત્યાં સુધી કોઇ પણ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન સંભવતું નથી. આપણાં પુરાણો, રામાયણ, ભાગવત અને મહાભારતના ગ્રંથો, તેમ જ ગ્રીક લોકનું ઇલિયડ અને ખ્રિસ્તિ લોકનું બાઇબલ-વગેરે પ્રાચીન ગ્રંથો ધર્મ, નીતિ, કવિતા અને ઇતિહાસની બીના મિશ્રિત વૃત્તાંતો છે.

જ્યારે ઇતિહાસના પ્રાચીન ગ્રંથોમાં જ્ઞાનના જુદા જુદા વિષયો ઓત પ્રોત માલમ પડે છે, ત્યારે હાલમાં કેટલાક ઇતિહાસવેત્તાઓ તેનો અર્થ એટલો બહોળો કરે છે, કે તેને સમાજશાસ્ત્ર તરીકે ગણે છે વળી બીજા કેટલાક વિદ્વાનો ઇતિહાસનું નિરૂપણ પ્રાણીવિદ્યાની દૃષ્ટિથી કરે છે, અને તે એટલે સુધી કે જનસમાજની દરેક પ્રવૃત્તિનો ખુલાસો પ્રજોત્પત્તિ અને આત્મસંરક્ષણની પ્રેરણાશક્તિથી કરે છે. વળી કેટલાક ઇતિહાસવેત્તાઓ ઐતિહાસિક બીનાઓનો ખુલાસો ફક્ત આપણી પરિસ્થિતિથી જ કરે છે.

પ્રાચીન કાળમાં સર્વ જ્ઞાનનું દૃઢ ઐક્ય હતું, તેથી બધાં શાસ્ત્ર સેળભેળ માલમ પડે

છે, અને તેમાં ખાસ કરીને ધર્મની સત્તા વિશેષ માલમ પડે છે. દા. આપણા વૈદકશાસ્ત્ર, ભૂમિતિ, ગણિત, વગેરે શાસ્ત્રોમાં ધર્મની છાયા ખાસ જણાઈ આવે છે, પણ જેમ જેમ જ્ઞાનના વિષયના પ્રદેશ ધર્મથી અલગ રાખવામાં આવ્યા, અને જ્ઞાનના જુદા જુદા ક્ષેત્રમાં તેજ વિષયની દૃષ્ટિથી અવલોકન થવા માંડ્યું, તેમ તેમ જ્ઞાનના વિષયના ઘણા ભાગ થવા માંડ્યા, અને તેનું સ્વતંત્ર શાસ્ત્ર રચાવા માંડ્યું. આવી રીતે દરેક શાસ્ત્રની ઉન્નતિ થવા માંડી હતી, અને તેથી સ્વતંત્રપણે તે પરિપૂર્ણ થતું હતું. જ્ઞાનની વૃદ્ધિના આવા નિયમને લીધે દરેક શાસ્ત્રનો જુદો વિષય માલમ પડે છે, પણ જેમ હાલમાં જ્ઞાનની એકતા ભૂલી જવાય છે, તેમ થવું જોઇએ નહિ. ઇતિહાસને બીજા શાસ્ત્રના જ્ઞાનની પણ જરૂર પડેછે.

મનુષ્ય બીજાં પ્રાણીઓ કરતાં ચઢિયાતું પ્રાણી છે, તેથી પ્રાણી-વિદ્યાના જ્ઞાનની એને જરૂર નથી, એ સમજ ભૂલ ભરેલી છે. પ્રાણી વિદ્યાના નિયમથી ઇતિહાસની બધી બીનાનો ખુલાસો થઇ શકતો નથી† તોપણ એ વાત તો ખરી છે, કે તેનાથી ઘણી બાબતો ઉપર સારૂં અજવાળું પડે છે. તેમજ§ સમાજશાસ્ત્રનો અને ઇતિહાસનો વિષય એકજ નથી. સમાજશાસ્ત્રને જનસમાજની સર્વે પ્રવૃત્તિ જેવી કે ધર્મ, નીતિ, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ભાષા, કાયદા, રીત-રિવાજ, સંસ્થા, વગેરેનું વિવેચન વર્ગીકરણ, અને તેના કાર્યકારણ શોધવાનો છે, પણ ઇતિહાસનો ખરો વિષય રાજ્યની ઉત્પત્તિ, તેની વૃદ્ધિ અને ક્ષયના નિયમો શોધવાનો છે. રાજ્યોદય કેવી રીતે થાય છે, અને કયા કયા નિયમથી તેની વૃદ્ધિ થાય છે, અને તે કયા કારણથી નાશ પામે છે, તેનું જ્ઞાન આપવાનું કામ ઇતિહાસનું છે. સૃષ્ટિના તત્ત્વ સાથે મનુષ્યનો સંબંધ તે ધર્મનો વિષય છે. મનુષ્ય સહવાસમાં તે તત્ત્વનો અનુભવ તે નીતિ-શાસ્ત્રનો વિષય છે. કોઇ વિદ્વાનની વિશિષ્ટ કલ્પના અને વિચાર, અમુક પદ લાલિત્યમાં દર્શાવેલા હોય છે તેને સાહિત્ય કહે છે. સમાજશાસ્ત્રનો વિષય જનસમાજની સર્વ પ્રવૃત્તિનો અભ્યાસ છે, પણ ઇતિહાસનો વિષય તો રાજ્ય (Stato) છે.

એરિસ્ટોટલ દરેક વસ્તુના તત્ત્વ તરીકે ચાર કારણ ગણે છે. (૧) વસ્તુકારણ, (૨) રૂપકારણ, (૩) શક્તિકારણ, અને (૪) હેતુકારણ. ઘર બાંધવાને માટે જે ઇટો, છો, લાકડાં જોઇએ, તે તેનું વસ્તુકારણ છે; તેનો જે આકાર ઉત્પન્ન થાય છે, તે તેનું રૂપકારણ છે; સુથાર, કડીઆ અને મજુર એ તેનું શક્તિકારણ છે, અને ટાઢ, તાપ, વરસાદ અને પવનથી શરીરને સાચવવાનું પ્રયોજન તે તેનું હેતુકારણ છે. આ કારણ ઇતિહાસના વિષય પરત્વે લાગુ પાડીએ તો ઇતિહાસના ખરા સ્વરૂપનો ખ્યાલ આપણને આવી શકે એમ છે. રાજ્યનું

---

† "He (sun) cannot hall nor go astray
But our mortal spirit may."
(Wordsworth.)

§ સીમનના મત મુજબ "History is pastpolitics" પણ હાલમાં History is not only pastpolitics but past economics past ethics &c. એવો બહોળો અર્થ તેનો લેવામાં આવે છે.

વસ્તુકારણ પ્રજા છે, તેનું હેતુકારણ પ્રજાની ઉન્નતિ છે, તેનું રૂપકારણ રાજ્યવ્યવસ્થા છે, અને તેનું શક્તિકારણ અમલ કરનાર સંસ્થા છે; પછી તે રાજા હોય કે પ્રજા. આ ચાર કારણોમાં મુખ્ય કારણ હેતુકારણ છે. પ્રજાની ઉત્પત્તિ એ રાજ્યનો મુખ્ય ઉદ્દેશ છે. પ્રજા રાજ્યને માટે નહિ, પણ રાજા પ્રજાના ઉન્નત જીવનને માટે છે, તે ઇતિહાસ સિદ્ધ વાત છે. જે જમાનામાં રાજાની સર્વોપરિ સત્તા ચાલતી તે વખતના ઇતિહાસમાં રાજા જ સર્વ ધ્યાનનું કેન્દ્ર બને તે નવાઈ જેવું નથી. ફ્રાન્સનો ૧૪મો લુઈ કહેતો કે "હું રાજસત્તા છું." (I am the State.) પ્રજાજીવનની ઉન્નત સ્થિતિ રાજ્યનો મુખ્ય હેતુ હોવાને બદલે રાજ્યસત્તાજ સર્વસ્વ છે, એવી ભાવના ઇતિહાસમાં અપૂર્ણ સત્ય છે એ નિઃસંશય છે, ત્યારે પ્રજાના જીવનની ઉન્નતિને માટે રાજ્યનું અસ્તિત્વ છે એ વાત સ્વીકાર્યા પછી પ્રજાની ઉન્નતિ શેમાં છે તે વાત જાણવાની જરૂર છે; કારણ કે તે જણાયા પછી ઇતિહાસનો હેતુ આપણને વધારે સારી રીતે સમજવાનો સંભવ છે.

રાજ્ય એ વ્યક્તિનો સમુદાય છે, એટલે વ્યક્ત અને રાજ્યને અંગાગીનો (organic) સંબંધ છે. વ્યક્તિજીવન ઉપર રાજ્યનો આધાર છે, તેમજ રાજ્યની વ્યવસ્થાદ્વારાજ વ્યક્તિ પોતાનું જીવન ઉન્નત કરી શકે છે. જેવી રાજ્યની વ્યવસ્થા તેવી રીતનું પ્રજાજીવન ઘડાય છે.

"**राजा कालस्य कारणम**" એ કહેવતમાં રાજા, નો અર્થ રાજ્યના કાયદા, કાનુન અને સેના અમલની વ્યવસ્થા છે. તેની અસર પ્રજાજીવન ઉપર સીધી કે આડકતરી થયા વગર રહેતી નથી, તેથી જ રાજ્યવ્યવસ્થા એ સમાજનું ઘણું ઉપયોગી અંગ છે. રાજ્યસત્તા ઉપર જનસમાજની સર્વ પ્રવૃત્તિનો આધાર છે. જમાનાના પ્રમાણમાં રાજ્યસત્તાનું સ્વરૂપ ઘડાય છે. જનમંડળની શરૂઆતમાં મનુષ્યના વિકારો ઘણા પ્રબળ હોય છે. તેમાં ખાસ કરીને પાશવ વૃત્તિઓનું જોર ઘણું હોય છે. જ્યાં સુધી તે પાશવવૃત્તિઓને અંકુશમાં લાવવામાં આવતી નથી, ત્યાં સુધી જનમંડળની ઉચ્ચતર પ્રવૃત્તિ થવી એ અશક્ય છે. જો રાજસત્તા નબળી હોય છે, તો અમીર વર્ગની સત્તા જામે છે, અથવા રાજ્યમાં અંધેર ચાલે છે. આવી અંધાધુનીમાં વિદ્યા, હુન્નરકળા, વેપાર રોજગાર, વગેરે સામાજિક-વ્યાપાર અસ્તવ્યસ્ત થાય છે, તેવે પ્રસંગે એકહથ્થુ સત્તા ચલાવનાર શખ્સની જરૂર લાગે છે. રાજ્યની શરૂઆતમાં તો આવી આપખુદ સત્તાની ખાસ જરૂર છે. જ્યાં સુધી આપણા મનોવિકારને અમુક પ્રણાલિકામાં વ્યવસ્થિત કરવામાં આવ્યા હોતા નથી, ત્યાંસુધી જનમંડળની દરેક પ્રવૃત્તિમાં સત્તાનો અંકુશ જરૂરનો છે. દરેક રાજ્યના આરંભમાં આ સ્થિતિ માલમ પડે છે; રાજ્યની આપ ખુદ સત્તા તે વખતે દરેક પ્રસંગે માલમ પડે છે.§

મનુષ્યની દરેક પ્રવૃત્તિ-ધર્મના આચારવિચારથી માંડીને તે કપડાં અને ખાવાપીવાના નિયમ સુધી દૃઢ સત્તાને આધીન હોય છે, પણ જ્યારે જનમંડળ વ્યવસ્થિત થાય છે, ત્યારે બાહ્ય સત્તાનું દબાણ ઓછું કરવાને માટે પ્રયત્ન શરૂ થાય છે. આંતર સ્વતંત્રતાની ઇચ્છા

§ Cf Bagehot's Cake of Custom in his Physics & Politics.

અને બાહ્યસત્તાના અંકુશ વચ્ચે ધીમે ધીમે ઝગડો ચાલે છે. જનમંડળમાં જ્યારે આવી રીતનો અહંભાવ પ્રગટ થાય છે, અને સ્વાતંત્ર્યની અભિલાષા જોવામાં આવે છે, ત્યારે પ્રજાની ઉન્નતિનો ક્રમ શરૂ થાય છે. પ્રજા અને રાજા, બાહ્યસત્તા અને આંતર સ્વાતંત્ર્ય વચ્ચે જ્યારે આવો ઝગડો ચાલે છે, ત્યારે ધીમે ધીમે રાજ્યસત્તા કમી થતી જાય છે, અને છેવટે પ્રજાજીવનની ઉન્નતિનો જે હેતુ છે, તે ફળીભૂત થવાને અનુકૂળ પ્રસંગો મળે છે. બાહ્યસત્તાની સર્વોપરિ સત્તા, આંતર સ્વતંત્રતાનું તેની સાથેનું યુદ્ધ અને પ્રજાની સ્વતંત્રતાની પ્રાપ્તિ, એમ ત્રણ અવસ્થા ઇતિહાસમાં જોવામાં આવે છે.× આ ઉપરથી એ ફલિત થાય છે, કે રાજ્યવ્યવસ્થાનો હેતુ પ્રજાની સ્વતંત્રતા છે. ઇતિહાસના અભ્યાસમાં ઉપર બતાવેલી ત્રણ અવસ્થા ધ્યાનમાં રાખવાની છે; કારણ કે નીતિશાસ્ત્રના સિદ્ધાંતનો દૃષ્ટાંતદ્વારા અનુભવ ઇતિહાસમાં માલમ પડે છે. પ્રાણીઓમાં નીતિની ભાવનાનો અભાવ છે; કારણ કે તેમને કોઈ ઉચ્ચ ભાવનાનું (Ideal) ભાન હોતું નથી તેમનું જીવન ઐન્દ્રિય સુખમાં સમાપ્ત થાય છે. તે સુખ પણ ક્ષણિક અને વર્તમાન કાળનું જ છે, પણ જ્યારે મનુષ્ય વર્તમાન કાળ મૂકી ભૂત અને ભવિષ્યનો વિચાર કરે છે, અને તેના તાત્કાળિક અને ક્ષણિક સુખની સાથે ભવિષ્યના અને નિત્યના સુખનો કલહ અનુભવે છે, ત્યારે તેને નીતિનિયમનું ભાન થાય છે. જ્યારે નીતિનિયમ અને બાહ્યસત્તા વચ્ચે, કર્ત્તવ્ય અને સુખ વચ્ચે, ઝગડો ચાલે છે, ત્યારે ખરા નીતિજીવનનો અનુભવ થાય છે. જ્યારે ધીમે ધીમે આસુરી વૃત્તિનો પરાજય થાય છે, ત્યારે મનુષ્ય કોઇપણ બાહ્ય સત્તાના દબાણ સિવાય, અથવા આંતર વિગ્રહની અડચણ વગર, ઉમંગથી કર્ત્તવ્યનો અમલ કરે છે. (A man is a law into himself) જે ઉન્નતિક્રમ વ્યક્તિજીવનમાં જોવામાં આવે છે, તેજ જનમંડળમાં હોવો જોઇએ, ત્યારે પ્રજા જીવનનો હેતુ સ્વતંત્રતા, નૈતિક સ્વતંત્રતા છે. બાહ્ય પરિસ્થિતિની સત્તાથી મુક્ત થવું એ પૂર્ણ સ્વતંત્રતા નથી, અલબત્ત બહારના અનુકૂળ સંજોગો આંતર સ્વતંત્રતાને મદદ કરે છે.

જો દરેક મનુષ્યની આર્થિક, રાજકીય, કેળવણી સંબંધી અને સામાજિક સ્થિતિ અનુકૂળ હોય, તો દરેક વ્યક્તિ પોતાનું જીવન ઊંચે દરજ્જે લઈ જઈ શકે એ સત્ય છે, પણ બાહ્ય સત્તામાંથી છૂટા થવું તે પૂર્ણ સ્વતંત્રતા નથી; કારણ કે આંતર ગુલામગીરી * ઉપર-એટલે મનોવિકાર ઉપર જય મેળવવો એ ખરી સ્વતંત્રતા છે.

---

× પ્રો. ગેડીઝ તેના "સમાજશાસ્ત્રના મૂળ તત્ત્વો"માં નીચે પ્રમાણે સુધારાની ત્રણ અવસ્થાઓ ગણે છે.

૧ Military religious. (Homegeneity).

૨ Libural-legal. (Freedom).

૩ Economico-ethical. (Demo cracy).

* He who conquers self conquers the world;

આપણા મનના વિચારનું પૃથક્કરણ કરીશું તો આપણને માલમ પડશે, કે તેના ઘણા મોટા ભાગનું કારણ અનુભવ, અભ્યાસ, અવલોકન, સંગતિ વગેરે છે, પણ તેના થોડાક વિચાર તો સાહજિક જ ( innate ) માલમ પડે છે. માણસને સ્વતંત્રતા અથવા પરમ સુખની જે ઇચ્છા થાય છે, તે સ્વાભાવિક છે. આપણે તેને પ્રેરણા પણ કહી શકીએ. કારણ કે તે આપણા મનના બંધારણનું એક અંગ છે, તેથી પ્લેટો આવા નૈસર્ગિક વિચારનો ખુલાસો એવી રીતે કરે છે કે આપણે પૂર્વ જન્મમાં, સ્વર્ગીય જીવનમાં તેનો અનુભવ કરેલો છે, અને તે ફરીથી આપણને આ દુનિયામાં યાદ આવે છે, તેથી તેના વિચાર સ્વભાવસિદ્ધ લાગે છે. બાળક જન્મે છે ત્યારે તે પોતાનું અહંત્વ બીજા પદાર્થ ઉપર અજમાવે છે, અને તે અહંત્વના મધ્યબિંદુથી તે પોતાના અનુભવનું કુંડાળું દોરે છે. જેમ જેમ અહંત્વની વૃદ્ધિ થાય છે, તેમ તેમ તેને સુખ મળે છે. અહત્વની ઇચ્છાની પરિતૃપ્તિમાંજ તે સુખ અનુભવે છે. જ્યારે તેનું વ્યક્તિત્વ પ્રગટ થતું નથી, ત્યારે તેને દુઃખ થાય છે. આ અહંત્વ સારૂં તેમ જ નરસું હોઈ શકે છે. બીજાની સ્વતંત્રતા ઉપર તરાપ મારી આપણા અહંભાવની વૃદ્ધિ કરવી તે નરસી જાતનો અહંભાવ છે, પણ સારો અહંભાવ બીજાના હક્કને માન આપે છે, અને સમાજના કાયદા પોતાના આંતર હૃદયના નિયમ છે એમ સ્વીકારી પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરે છે. દરેક મનુષ્યમાં કાંઈ વિશેષતા હોય છે. આ ખાસીયતના વિકાસમાં જ મનુષ્યનું પરમ સુખ રહેલું છે. ખરી સ્વતંત્રતા અને ઉત્તમ સુખ બન્ને એક જ છે. સ્વતંત્રતા એ સ્વચ્છંદાચાર તેમ જ ઉદ્ધતાઈ નથી. આપણને બાહ્ય કાયદા અને નિયમનો તિરસ્કાર કેટલીકવાર આવે છે, અને આપણી તરંગી ઇચ્છા મુજબ કામ કરવાનું મન આપણને થાય છે, પણ આ ખરી સ્વતંત્રતાની ઇચ્છા નથી. મરજી માફક વિચાર કે આચાર કરવો એ સ્વતંત્રતા નથી. સ્વતંત્રતા શબ્દ પરાધીનતા–કાયદા કાનુન–વ્યવસ્થા સૂચવે છે. ફક્ત ફેર એટલો જ છે કે ખરી સ્વતંત્રતામાં જે બાહ્યસત્તા હોય છે, તેને આપણે સ્વેચ્છાએથી સ્વીકારી, તે નિયમને આધીન થઇએ છીએ. નિયમને બાહ્યસત્તાના દબાણથી આપણે તાબે થવાનું નથી, પણ રાજીખુશીથી તેને આપણા પોતાના નિયમ તરીકે કબુલ રાખવાના છે. આને જ આપણે ખરી સ્વતંત્રતા કહી શકીશું-+ પણ આટલા વિવેચનમાં એક વાત સ્પષ્ટ કરવાની છે. "સ્વતંત્રતા એટલે બુદ્ધિ ( Reason ) ના નિયમને સ્વેચ્છાએ તાબે થવું તે." આ વ્યાખ્યા સ્વીકારતા પહેલાં 'બુદ્ધિ' એ શબ્દનો કેટલોક ખુલાસો થવો જોઇએ. જે બુદ્ધિની આજ્ઞાને આપણે તાબે થવાનુ છે, તે આપણી પોતાની એક વ્યક્તિ તરીકેની બુદ્ધિની આજ્ઞા નથી, પણ વિશ્વવ્યાપી ચૈતન્યની આજ્ઞા તે છે. જ્યારે આપણે કંઈ પણ અચકાયા વગર આ વિશ્વવ્યાપી ચૈતન્યની આજ્ઞાને તાબે થઇએ છીએ, ત્યારે નીતિના શિરોબિંદુએ પહોંચીએ છીએ. નીતિશાસ્ત્રમાં જે પરમ હેતુ આપણે સિદ્ધ કરવાનો છે, તે જ ઇતિહાસમાં અથવા રાજ્યની વ્યવસ્થામાં સિદ્ધ કરવાનો છે. જે જમાનામાં સમષ્ટિ ભાવનાને વિશેષ મહત્વ અપાતું હતુ તે વખતે નીતિ અને રાજ્યના નિયમમાં ઘણો જ થોડો ફેર હતો. રાજ્યની આબાદી કરે તે જ વ્યવસ્થા નીતિની બાબતમાં હતી. રાજ્યતંત્રનું એક

+ Freedom is the voluntary subjugation to the law of Reason.

અંગ નીતિ હતી. વ્યક્તિ જીવન જેવી ખાસ બાબત તે વખતે ક્વચિત જોવામાં આવતી. રાજ્યનો લાભ તે જ વ્યક્તિનો લાભ ગણાતો હતો, તેથી ઍરિસ્ટૉટલનું નીતિશાસ્ત્ર તેના રાજ્યતંત્રનું એક અંગ છે, એમ માલમ પડે છે. જે નીતિભાવના નીતિશાસ્ત્રમાં નક્કી કરવામાં આવે છે, તેનો અનુભવ રાજ્યતંત્રમાં કરવાનો છે. નીતિભાવનાના અનુભવનું ક્ષેત્ર રાજકીય વ્યવસ્થા છે, પણ હાલમાં વ્યક્તિજીવનનું વિશેષ પ્રાધાન્ય જોઇએ છીએ, અને રાજ્યતંત્ર વ્યક્તિત્વ ખીલવવાનું સાધન છે એમ સર્વમાન્ય સમજ માલમ પડે છે. આપણા નીતિનાં જૂનાં પુસ્તકોમાં પણ રાજ્યતંત્ર અને નીતિનિયમ મિશ્રિત માલમ પડે છે. દા. ભર્તૃહરિ નીતિશતક, વિદુરનીતિ, ચાણક્યનીતિ આ વગેરે પુસ્તકો ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે, કે જેને આપણે શુદ્ધ નીતિ કહીએ છીએ, તેવું જવલ્લેજ તેમાં માલમ પડે છે. તે પુસ્તકોમાં જીવનને માટેનો સામાન્ય ઉપદેશ છે. કારણ કે ઉપર આપણે કહી ગયા હતા કે જ્યાં સુધી દરેક શાસ્ત્રને અન્ય શાસ્ત્રના વિષયથી અલગ રાખવામાં આવે નહિ, અને તે વિષયનો ખાસ અભ્યાસ થાય નહિ, ત્યાં સુધી તે વિષયનું ઉંચું જ્ઞાન મળતું નથી.

નીતિની ભાવના શું છે, તે આપણે હમણાં જોઈ ગયા છીએ, અને તે જ નીતિ ભાવના ફળીભૂત કરવાને માટે જ વ્યવસ્થા હોવી જોઇએ. એ રાજ્યનો હેતુ છે. મનુષ્યનું શ્રેષ્ઠ જીવન તે જ રાજ્યનો હેતુ તે આપણે ભૂલી જવું ન જોઇએ. રાજ્યતંત્ર એ વ્યક્તિની નીતિમત્તાને માટે છે, એ પ્રાચીન તત્ત્વવેત્તા, પ્લેટો§ અને ઍરિસ્ટૉટલનો સિદ્ધાંત ઇતિહાસના અભ્યાસમાં આપણને ઉપયોગી થઈ પડે છે. જેટલે દરજ્જે વ્યક્તિનું જીવન શ્રેષ્ઠ થાય છે, તેટલે અંશે રાજ્યતંત્ર ઊંચું છે, એમ આપણે સમજવું જોઇએ. ત્યારે ઇતિહાસના અભ્યાસનો હેતુ વ્યક્તિજીવન કેટલે દરજ્જે અમુક રાજ્યતંત્રથી ઉચ્ચત્તર થાય છે તે છે. વ્યક્તિના ઉત્તમ જીવનનું બીજું નામ પરમ સુખ, સ્વતંત્રતા—સુધારો (civilization) પણ આપવામાં આવે છે. આ શબ્દમાં બહુ ફેર નથી. ઉત્તમ જીવન એજ સ્વતંત્રતા છે, અને તે પરમ સુખ છે. દરેક પ્રાણીમાં સુખની ઇચ્છા સાહજિક છે. તે સુખની ઇચ્છા ક્ષણિક સુખની નથી, પણ નિત્ય સુખની છે. આવું નિત્ય સુખ મનુષ્યની ઉત્તમ શક્તિના વિકાસમાં છે. મનુષ્યની ઉત્તમ શક્તિ તે બુદ્ધિ અથવા હૃદય છે. તેથી બુદ્ધિની આજ્ઞાને તાબે થવું અથવા તેની અભિલાષા તૃપ્ત કરવી તે પરમ સુખ છે. આપણે આને નીતિભાવના કહી ગયા છીએ. સ્વતંત્રતા પણ તેને જે કહી છે, તેથી વ્યક્તિનું શ્રેષ્ઠ જીવન એ જ પરમ સુખ છે, અથવા સ્વતંત્રતા છે. હવે સુધારા શબ્દનો અર્થ શું છે, તે સમજવાને પ્રયત્ન કરીશું. કુદરતના નિયમો શોધીને તેનો મનુષ્ય સુખને માટે ઉપયોગ કરવો તેને સુધારો કહે છે. હાલમાં જે સુધારો કહેવાય છે તે આ અર્થમાં છે. પણ આ સુધારો તો બાહ્ય કુદરતનો જય છે, પણ

§ Hegel as Plato before him says that the end of the state is *morality* and *realization of the moral law*." "The State is a combination or association of *men in the form of government* and governed on a definch territory united together into a *moral* organised personality." ( Theory of the state by Bluntchli ).

આંતર પ્રકૃતિના વિજયનો તેમાં કંઈ ઇસારો જણાતો નથી. તેવા સુધારાને આપણે પ્રાકૃતિક અને બુદ્ધિ વિષયક કહી શકીએ; પણ નીતિ અને ધર્મનો સુધારો જેને આપણે કહીએ છીએ, તેનો સમાવેશ તેમાં કરવામાં આવતો નથી. જ્યાં સુધી મનુષ્યના આંતર વિકારને વશ કરવામાં આવ્યા નથી, ત્યાં સુધી ખરા સુધારાને અવકાશ મળતા નથી બાહ્ય વિશ્વનું જ્ઞાન એ આપણા સુખના સાધનનો વધારો કરે છે, અને તે નીતિભાવના ફળીભૂત કરવાને સાધન રૂપ છે. એક વિદ્વાને કહ્યુ છે,‡ કે સુધારાનો હેતુ મનુષ્યની પાશવવૃત્તિ ઉપર જય મેળવવાનો છે. જ્યાં સુધી આપણા મનોવિકારને વશ કરવામાં આવ્યા હોતા નથી, અને તેને અમુક ઇષ્ટ દિશામાં વાળવામાં આવ્યા હોતા નથી, ત્યાં સુધી ખરા સુધારાને અવકાશ રહેતો નથી. ખરો સુધારો પણ આવી રીતે નીતિભાવના અનુભવમાં સમાઇ જાય છે. ઇતિહાસના અભ્યાસનો મુખ્ય હેતુ, વ્યક્તિની ઉન્નતિ કેવે પ્રકારે થાય છે, તે જોવાનો છે. આપણામાં જે નીતિભાવના છે, તે અનુભવવાને માટે કેવી અનુકૂળતા રાજકીય વ્યવસ્થાથી મળે છે, તે ઉપર અમુક રાજ્યતંત્રની સરસાઇનો આધાર છે. જેટલા પ્રમાણમા વ્યક્તિનુ શ્રેષ્ઠ જીવન અનુભવવામાં આવે છે, તેટલા પ્રમાણમા રાજ્યતંત્ર સારૂં ગણાય છે મનુષ્યનુ ખરૂં સુખ તેના વ્યક્તિત્વના વિકાસમા છે. જ્યા સુધી તેની ખાસીયતને પૂરો અવકાશ મળતો નથી, ત્યા સુધી તેને ખરૂં સુખ મળતું નથી. વ્યક્તિજીવનની આવી ભાવના સહેલાઇથી અનુભવવામાં આવે તે માટે રાજ્યના અસ્તિત્વની જરૂર છે રાજ્યતંત્રનો ખાસ હેતુ આજ હોવો જોઇએ તેથી ઇતિહાસની શરૂઆતથી તે અત્યાર સુધી રાજકીય વ્યવસ્થાઓ, સંસ્થાઓ, કાયદાકાનુન, વગેરે બાબતોમા જે જે ફેર માલમ પડે તેની ઉત્કૃષ્ટતા આ કસોટીથી કરવાની છે જગતના ઇતિહાસના જુદા જુદા યુગમા જે રાજકીય ફેરફાર થયા છે, તેના મુખ્યત્વે બે કારણ છે. રાજ્યકીય અને ધાર્મિક સ્વતંત્રતા. સ્વતંત્ર થવાની ઇચ્છા મનુષ્યમાં સ્વાભાવિક છે, અને જ્યા સુધી પૂર્ણ અને નૈતિક સ્વતંત્રતા મનુષ્ય પ્રાપ્ત થતી નથી, ત્યાં સુધી તેનામા અમતોષ જોવામાં આવે છે રાજકીય સ્વતંત્રતા એ તો નૈતિક સ્વતંત્રતાનુ સાધન છે બાહ્ય સાધનની અનુકૂળતાની ખાસ જરૂર છે, પણ તે ઉપરથી તે પરમ ઉદ્દેશ છે એવુ આપણે માનવુ નહિ.

હેગલ ઐતિહાસિક ફેરફારોનો મુખ્ય હેતુ ચૈતન્યની સ્વતંત્રતા (Freedom of spirit) માને છે. આ સ્વતંત્રતા બાહ્ય તેમજ આંતર ગુનામગીરીથી મુક્તિ તે છે ગુલામગીરી એટલાજ માટે કે જ્યાસુધી કોઈપણ નિયમ કે કાયદાને આપણે રાજીખુશીથી સ્વીકારી અમલ કરતા નથી, ત્યા સુધી આપણે તેને તાબેદાર છીએ Possion (L Patior Isuffer) એ શબ્દ આપણી માનસિક પરાધીનતા સૂચવે છે, કારણ કે જ્યારે મનોવિકારના રંગથી આપણે રંગાઈ તેની ... મુજબ ઘસડાઇએ છીએ, ત્યારે આપણે તેમને તાબે છઇએ એ નિ મશય છે, મનુષ્યેચ્છાની આવી સ્વતંત્રતા એ ઇતિહાસના અભ્યાસમાં ખાસ જોવાની છે. જે રાજ્યતંત્રમા દરેક વ્યક્તિને સ્વતંત્ર થવાને અનુકૂળ સાધનો છે, રાજકીય વ્યવસ્થા

‡ "Aim of civilization is to tame the beast in man."

અને સંસ્થાઓ સ્વતંત્રતા અનુભવવાને માટે ગોઠવેલી હોય છે, તે રાજ્ય ઉત્તમ છે. જે જે રાજ્યમાં થોડા માણસને આવી સ્વતંત્રતા મળે છે, તે મધ્યમ છે. જે રાજ્યતંત્રમાં એક જ માણસ સ્વતંત્ર છે તે હલકા પ્રકારનું છે. પહેલા પ્રકારનું રાજ્યતંત્ર તેના ધારવા મુજબ જર્મનિમાં છે, બીજા પ્રકારનું ગ્રીસમાં હતું, અને ત્રીજા પ્રકારની વ્યવસ્થા ફક્ત એશિઆ ખંડના જૂલમી સામ્રાજ્યમાં જ જોવામાં આવી છે, એમ તેનું માનવું છે આ અભિપ્રાય આપ્યા પછી જર્મનિમાં ઘણા રાજકીય ફેરફાર થયા છે. ખરી રીતે યુનાઇટેડસ્ટેટ્સમાં પહેલા પ્રકારની રાજ્યવ્યવસ્થા છે, અને એશિયાના રાજ્યમાં પણ આપખુદ સત્તામાં ઘણો ફેરફાર માલમ પડે છે. તેના ધારવા મુજબ દરેક દેશના સુધારામાં એક વિચારનું પ્રાધાન્ય હોય છે, અને જ્યારે એ વિચાર સમસ્ત પ્રજાની સંસ્થાઓમાં અનુભવવામાં આવે છે, ત્યારે તે પ્રજા નિર્માલ્ય બને છે; કારણ કે જુના વિચાર નવી પરિસ્થિતિને અનુકૂળ નહિ હોવાથી તે સસ્થાઓ ઉણી લાગે છે અને નિઃસત્ત્વ થઈ ગએલી વ્યવસ્થા તેના કરતાં ઉચ્ચતર વિચારનો ભોગ થઈ પડે છે, તેથી નવીન પ્રજાના ઉત્સાહ અને વિચારને લીધે તે પ્રજાના જીવનમાં ફેરફાર થાય છે, અને નવા સંજોગોને અનુકૂળ નવી સંસ્થાઓ ઘડવામાં આવે છે. જગતના જુદા જુદા દેશમાં ઐતિહાસિક ફેરફારનો ખુલાસો આવી રીતે કરવામાં આવે છે. જ્યારે તે પ્રજાનો સુધારો નવા સંજોગોને પહોંચી વળવાને અશક્ત થાય છે, ત્યારે તે પ્રજા નિર્માલ્ય થઈ જાય છે, અને વધારે ઉત્સાહી અને બુદ્ધિશાળી કે નૈતિક પ્રજાને તે તાબે થાય છે. સુધારામાં આવી રીતે પ્રગતિ માલમ પડે છે, અને પ્રગતિ ફક્ત સ્વતંત્રતા મેળવવા તરફ જ હોય છે.

ઇતિહાસના અભ્યાસમાં હેગલનો સિદ્ધાંત ઘણો ઉપયોગી છે. તેનું માનવું એવું છે, કે સૃષ્ટિમાં જ્યાં જ્યાં ચૈતન્ય છે, ત્યાં ત્યાં તે પોતાનું સ્વરૂપ અનુભવવાને માટે પ્રયત્ન કરે છે. દરેક વસ્તુનું ખરૂં સ્વરૂપ તે તેના ચૈતન્યની સ્વતંત્રતા છે તે આપણે જોઈ ગયા છીએ. રાજકીય વ્યવસ્થામાં આ હેતુ સિદ્ધ કરવાને વધારે અનુકૂળતા છે, અને તેમાં પણ ઉત્તમ રાજકીયતંત્રમાં તેને માટે ઉત્તમ વ્યવસ્થા હોય છે. તેનો મૂળ સિદ્ધાંત એવો છે, કે ચૈતન્યમાં કોઈક વિરૂદ્ધ શક્તિ છે, તે તેના ખરા સ્વરૂપના અનુભવમાં અડચણ કરે છે, પણ તેના ઉપર જય મેળવવાને માટે ચૈતન્ય અમુક પદ્ધતિથી પ્રગતિ કરે છે. તે પદ્ધતિમાં પહેલા વિચારની સ્થિરતા–સ્થિતિ thesis હોય છે પછી તેનું પ્રતિયોગી antithesis તત્ત્વ માલમ પડે છે. આ બંને વિચારનો કલહ થોડો વખત ચાલ્યા પછી તેમના ઉત્તમ તત્ત્વનું સંયોગીકરણ (Synthesis) થાય છે. ઐતિહાસિક ફેરફારમાં આજ નિયમ માલમ પડે છે. પહેલા કોઈપણ દેશનો સુધારો તે પ્રજાની સર્વે વ્યવસ્થામાં પ્રસરે છે. જ્યારે તેનું જીવન નિઃસત્ત્વ માલમ પડે છે, ત્યારે તેનો પ્રતિયોગી વિચાર પ્રવેશ કરે છે. તે સુધારાના નિર્માલ્ય તત્ત્વનો તે નાશ કરે છે, અને પછી બન્ને વિચારના ઉત્તમ અંગોનું સંયોગીકરણ થયા પછી પ્રજાના નવીન જીવનની શરૂઆત છે. તે નવીન ચૈતન્યનું બળ જ્યારે ખલાસ થાય છે, ત્યારે ફરીથી પાછા નવીન વિચારની જરૂર માલમ પડે છે. જ્યાંસુધી પ્રજામાં નવીન વિચાર આવ્યા કરે છે, ત્યાંસુધી તેનું જીવન ઉત્સાહ ભરેલું અને પ્રગતિમાન રહે છે, પણ જ્યારે

તે તદ્દન જીર્ણ થાય છે, ત્યારે કોઈ ઉત્સાહભરેલી પ્રજાને તે તાબે થાય છે, અથવા તેની ધીમે ધીમે અધોગતિ થયા કરે છે §

આ સત્યના ઉદાહરણ તરીકે આપણે રોમના અને આપણા દેશના ઇતિહાસ તરફ નજર કરીશુ જેમ ગ્રીકલોક તરફથી સૌન્દર્યની ભાવનાનો વારસો દુનિયાને મળ્યો છે, તેમ રોમનપ્રજા તરફથી રાજકીય વ્યવસ્થાના વિચાર મળેના છે આપણે આ સ્થળે યાદ રાખવુ જોઇએ, કે પ્રાચીન સુધારો શહેરનો સુધારો હતો તે સુધારો લગભગ પદરમા સૈકા સુધી ચાલ્યો ત્યાર પછી દેશના રાજ્ય ( Country States ) અને અઢારમા, ઓગણીમમા સૈકામા દુનિયાના સામ્રાજ્ય થયા છે ( World Statos ) રોમન પ્રજાએ રોમ શહેરને વ્યવસ્થિત કર્યા પછી ગ્રીસ, સ્પેન, ફ્રાન્સ, ઇગ્લેન્ડ અને આફ્રિકા અને એશિઆના દેશો તાબે કર્યા રોમન સુધારાનું બળ ૪ સ પૂર્વે ખલાસ થયુ હોય એમ માલમ પડે છે ત્યાર પછી તેની પડતી શરૂ થામ છે જે વારસો દુનિયાને રોમન પ્રજાએ આપવાનો હતો, તે ઉદ્દેશ સિદ્ધ થયો કે તેમને બીજી પ્રજાને માટે માર્ગ ખુલ્લો કરવાનો હતો રોમનપ્રજાની પડતીમા મદદ કરનાર તે વખતે બે કારણો જોવામા આવે છે એક તો ગોથ, વેન્ડલ અને હન લોકોના હુમલા તેમણે તેમની રાજકીય વ્યવસ્થા તોડવા માડી હતી બીજુ કારણ ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ હતો રોમન ધર્મ અને તેની સામાજિક વ્યવસ્થા તે કાળને માટે સંતોષકારક ન હતી મનુષ્યનો આત્મા ઇશ્વિરને જવાબદાર છે, અને મનુષ્ય બધા ભાઇઓ છે, એમજ ઇશ્વિરની પૂજા અને પાપની ભાવના, અને તેને માટે માણસ પોતે જવાબદાર છે, આવા નવા બળવાન વિચાર આગળ રોમન સુધારો ટક્કર ઝીલી શકયો નહિં તે જમાનામા માણસને ગુલામ તરીકે રાખવો તે સ્વાભાવિક ગણાતું હતું, પણ ખ્રિસ્તિ ધર્મ પ્રમાણે દરેક માણસ આપણો ભાઈ છે, અને તેના ઉપર ઇશ્વિરનીજ સત્તા છે, એ વિચારને લીધે તે પ્રજામા નવુ ચૈતન્ય આવ્યુ તેમજ તે જમાનામા માણસની જીદગી એક પવિત્ર વસ્તુ છે તેનું ભાન પણ ખ્રિસ્તિ ધર્મથી ઉત્પન્ન થયુ, તેથી તે જમાનાની મનુષ્યની રમત ગમતમા જે હિસા થતી હતી તે અટકવા માડી આવી રીતનો ખ્રિસ્તિ સુધારો ધીમેધીમે રોમન પ્રજામા પ્રસરવા માડયો ૩૨૩મા રોમન પાદશાહ ઑગસ્ટસ પ્રથમ ખ્રિસ્તિ રાજા તરીકે ગાદી ઉપર બેઠો, ત્યારે ખ્રિસ્તિ ધર્મના સત્યો યુરોપની બીજી પ્રજામા પ્રસરવા માડયા, અને લડાઇને બદલે શાતિ, વિકાળતાને બદલે દયા અહભાવને બદલે નમ્રતા—એવા શાત જીવન અને યોગ્ય સદ્‌ગુણો દાખલ થયા તેવીજ રીતે ખ્રિસ્તિ ધર્મમા 'પોટેસ્ટન્ટ, પ્યુરેટનિક મેથોડીસ્ટ હીલચાલ અને હાલના જમાનામા વિજ્ઞાન અને ધર્મનો ઝઘડો— એજ સત્યનુ સમર્થન કરે છે

§ આ સત્યનુ ઉદાહરણ ચીનની સ્થિતિ ઉપરથી મળે છે એક વિદ્વાનનુ એવુ માનવુ છે કે જો ગોથ અને વેન્ડલના હુમલાથી રોમન સામ્રાજ્ય અસ્તવ્યસ્ત થયુ ન હોત તો આજે યુરોપની પણ ચીન જેવી સ્થિતિ હોત

દરેક દેશના સુધારામાં અમુક વિચારનું પ્રાધાન્ય હોય છે, એ આપણે જોઈ ગયા છીએ. તે સત્ય આપણે દેશના ઇતિહાસ પરત્વે લાગુ પાડીએ, તો આપણને માલમ પડે છે કે આપણો સુધારો ( Thescracy ) છે. જ્યારે તે સુધારામાં બ્રાહ્મણવર્ગની સત્તા સર્વોપરિ થઈ, અને બીજી પ્રજા તેના ભાર તળે કચરાવા લાગી ત્યારે ગૌતમ બુદ્ધે દયાના મહાન સિદ્ધાંતથી ધર્મ તેમજ સમાજમાં ફેરફાર કર્યો, પણ આ સુધારો એક હજાર વર્ષે આવ્યો. ત્યાર પછી પાછા નિઃસત્વ જીવનમાં શંકરાચાર્યે ફેરફાર કર્યો, પણ તે પ્રજાના સમસ્ત જીવનમાં નવું ચૈતન્ય પેદા કરી શક્યો નહિ. આપણા સુધારાના મૂળ પાયામાં જે ફેરફાર કરવાની જરૂર હતી તે થઈ નહતી. આપણે ઉપર જોઈ ગયા છીએ કે જ્યાંસુધી ધર્મની સત્તામાંથી બીજાં શાસ્ત્રો અલગ રહેતાં નથી, ત્યાંસુધી તેમનો બરોબર વિકાસ થતો નથી. આપણા સુધારાનો પાયો ધર્મનો છે. ધર્મને કેટલેક વખત બીજી પ્રવૃત્તિઓમાંથી અલગ રાખી તેમનો બરોબર વિકાસ કરવાની જરૂર છે. જ્યાંસુધી ધર્મના બંધનમાંથી બીજી પ્રવૃત્તિ નીરાળી થતી નથી, ત્યાંસુધી તેમના વિકાસને યોગ્ય અવકાશ મળતો નથી, તેથી યુરોપી સુધારાના સંબંધમાં આવતા આપણને માલમ પડયું, કે વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવનાને આપણી સંસ્થામાં ઘણુંજ થોડું સ્થાન મળ્યું છે. સામાજીક ઉત્ક્રાન્તિ, સ્થિતિ ( Status ) માંથી કરારઃ-(Contract) ની અવસ્થામાં છે અને તેમાંથી ફરજ ( Duty ) ની અવસ્થામાં આવે છે પણ Statusમાંથી Duty તરફ એકદમ જવાતું વલણ ભૂલભરેલું છે તે માલમ પડે છે. આપણી બધી સામાજિક વ્યવસ્થામાં સતાનોજ અમલ માલમ પડે છે, અને તેથી વ્યક્તિસ્વાતંત્ર્યસિદ્ધાંતના સંમેલનમાંથી બંને સુધારાનો ઝગડો આપણે અનુભવીએ છીએ, અને તેના સંયોગીકરણ રૂપ કોઈ જુદીજ જાતનો પાક પેદા થાય છે, એમ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. આ બંને વિચાર પ્રવાહનો સંગમ થતો જે કલહ ઉત્પન્ન થયો છે તે હજુ શાંત થયો નથી, અને જ્યારે થશે ત્યારે સુધારાનું નવું જ સ્વરૂપ ઘડાશે. આવી રીતે ચૈતન્યની ગતિ ઇતિહાસમાં નહિ, પણ જ્ઞાન તેમજ કર્મના દરેક ક્ષેત્રમાં જોવામાં આવે છે; તેથી જગતના ઇતિહાસમાં જે ફેરફાર થાય છે, તે અકસ્માતને વશ છે, અથવા પ્રાણીશાસ્ત્રવેત્તા કહે છે, તેમ તેમાં ફક્ત જીવનનો કલહ ( Struggle for existence )જ માલમ પડે છે; અને પ્રાણી કરતાં મનુષ્ય વધારે બુદ્ધિમાન છે, તેથી તેનો કલહ વધારે વ્યવસ્થિત અને દુરંદેશી છે, એ સમજ ખરી નથી કારણ કે જરા વધારે ઊંડા ઉતરી વિચાર કરીશું તો માલમ પડશે કે ઉત્ક્રાન્તિવાદનો* સિદ્ધાંત ઇતિહાસના ક્ષેત્રમાં પણ સત્ય છે. કુંભારના ચક્રની ઉપર ફરતી માખીની માફક જગતના ફેરફાર નથી,+ પણ અમુક ગંતવ્ય તરફ જવાના ઉદ્દેશથી તેમાં ફેરફાર માલમ પડે છે. ઐતિહાસિક ફેરફારમાં કંઈક કુદરતનો હેતુ હોય છે, અને તે ફેરફારો વળી અમુક પદ્ધતિથી થાય છે. જ્ઞાનના કોઈપણ પ્રદેશ

---

* *Evolution of spirit and not of nature.*

\+ History never repeals itself but a continuous progress.

" ઇતિહાસની આરસી સાહી મેં જોયુંમાંડી,
થિરથાવર દીઠું ન કોઈ ફરતી છે છાંડી. "

ઉપર આપણે નજર ફરીશું તો તેની મૂળ અને હાલની સ્થિતિમાં જાણવા લાયક સુધારો માલમ પડે છે. પ્રાચીનકાળની ઝાડની છાલ અને હાલના જુદા જુદા ' કટ 'ના પોશાક એ વાત સ્પષ્ટ કરે છે. હવે આપણે ઇતિહાસનો હેતુ શો છે તેનુ અવલોકન કર્યું છે, તથા કઈ પદ્ધિતિથી તેમાં ફેરફાર થાય છે, તે પણ જોયું છે. ઇતિહાસનો હેતુ ચૈતન્યની સ્વતંત્રતા છે એ જોયા પછી " ચૈતન્યની સ્વતંત્રતા " એ શબ્દસમૂહની વિશેષ સમજણ જરૂરની લાગે છે. પહેલો પ્રશ્ન એ થાય છે, કે ચૈતન્ય જે સ્વભાવસિદ્ધ શુદ્ધ છે, તેમાં પરાધીનતા આવી ક્યાંથી ? આ સવાલ તત્ત્વશાસ્ત્રનો છે, માટે આ પ્રસંગે મુલતવી રાખી ચૈતન્ય ગમે તે કારણથી હાલમાં પરતંત્ર અવસ્થામાં છે, અને તે તેનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરવાને મથે છે એ વાત તો સ્પષ્ટ છે. ત્યારે ચૈતન્યનું ખરૂં સ્વરૂપ–તેની સ્વતંત્ર સ્થિતિમાં–વેદાન્તની પરિભાષામાં 'સચ્ચિદાનંદ' છે, અને પ્લેટોનાં સિદ્ધાંત પ્રમાણે આપણી સર્વ પ્રવૃત્તિનું છેવટનું સ્થાન " સત્ય, સાધુતા અને સૌન્દર્યનું " નિદિધ્યાસન છે. જે સ્વતંત્રતા ઇતિહાસનો ખાસ વિષય છે, તે ચૈતન્યના આવા અનુભવ માટે છે. સ્વતંત્રતા, સ્વતંત્રતા તરીકે ઇચ્છવા લાયક નથી, પણ આવા અંતિમ હેતુના સાધન તરીકે જ તેને ગણવાની છે.

આટલા વિવેચન ઉપરથી એ નીકળે છે, કે ઇતિહાસનો વિષય બીજા વિષયની માફક એક શાસ્ત્ર છે. ઇતિહાસનું શાસ્ત્ર પોતે સ્વતંત્ર છે, અને તેની ખીલવણીને માટે બીજા શાસ્ત્રના સિદ્ધાંતની તેને જરૂર પડે છે, પણ તેના સ્વતંત્ર વિકાસમાં તે આડે આવતા નથી. ઇતિહાસનો ખાસ વિષય રાજ્યતંત્ર છે, ને જે બીનાઓ રાજ્યના સંબંધમાં આવતી હોય, તે જ ઇતિહાસના વર્ણનમાં આવી શકે છે, બીજી બાબતનો તેમના પોતાપોતાનાં વિષયમાં ગમે તેટલી ઉપયોગી હોય, પણ ઇતિહાસમાં તો જે રાજ્યને લગતી હોય, તે જ આવવી જોઇએ. ઇતિહાસમાં જે ફેરફાર થાય છે, તે બધામાં કાર્યકરણનો સંબંધ માલમ પડી આવે છે, અને સર્વ ઐતિહાસિક બીનાનો કોઈ એક હેતુ હોય છે. એ હેતુ શો છે તે આપણે જોઈ ગયા છીએ, તેમ જ તેની પદ્ધતિ હાલની ઉત્ક્રાન્તિવાદની પદ્ધતિ છે. તેથી ઇતિહાસના અભ્યાસમાં પ્રગતિની દૃષ્ટિ ઉપયોગી નીવડે છે.

કેટલાક તરફથી એમ કહેવામાં આવશે, કે ઇતિહાસનો આવો અભ્યાસ કરવો એ તો ફીલસુફીનો અભ્યાસ છે, આ કહેવું સત્ય છે, કારણ કે Philosophyis the truth of history એટલે ફીલસુફી જે સત્ય નક્કી કરે છે તે સત્યના અનુભવ માટે આપણા જનમંડળની વ્યવસ્થા છે. જેટલે દરજ્જે જનસમાજની વ્યવસ્થા ઉત્તમ હોય છે, તેટલે દરજ્જે વ્યક્તિને સત્યના અનુભવનો અવકાશ મળે છે. રાજકીય તેમ જ સામાજિક વ્યવસ્થાની ઉત્તમતા આ ધોરણથી થવી જોઇએ. આ વિષયના વિશેષ જ્ઞાનને માટે plato's Republic વાંચવાની જરૂર છે. તે પુસ્તકમાં " Justic " ન્યાય શું છે તેની ચર્ચા ચાલે છે. તેનો નિર્ણય એ આવે છે, કે ન્યાય એ રાજ્યકર્ત્તાનો તરંગ નથી, તેમ જ તેનો સ્વાર્થ નથી. પણ જે વ્યવસ્થા દરેક વ્યક્તિને ' સાધુતા, સત્ય, અને સૌન્દર્યનો અનુભવ કરવાને માટે અનુકૂળતા આપે છે તે ન્યાય છે. આપણી હાલની પરિભાષામાં બોલીએ, તો પરમ

ચૈતન્યની જે સ્ફુરણા આપણા હૃદયમાં આપણે અનુભવીએ છીએ, તે ન્યાય છે, તેથી આવા કાયદાને આપણા પોતાના કરી સ્વીકારવા તે પરાધીનતા નથી, પણ સ્વાતંત્ર્ય છે; કારણ કે જે પરમ ચૈતન્ય વિશ્વમાં વ્યાપેલું છે, તે જ આપણા હૃદયમાં સ્ફુરે છે, તેથી તે એક જ તત્ત્વનો આવિર્ભાવ હોવાથી તેનો અમલ કરવો એ સ્વાતંત્ર્ય છે; .કારણ કે તે Universal Reasonની સ્ફુરણા છે, તેથી ઇતિહાસના અભ્યાસનો હેતુ ચૈતન્યની સ્વતંત્રતા છે. History is body and substance philosophy એ વાક્યનું હાર્દ હવે આપણને સમજાયું હશે.

મુળજીભાઈ હીરાલાલ ચોકશી.

---

# રામાયણ.§

' સામાન્ય રીતે કાવ્યના બે વિભાગ પાડી શકાય. કેટલાંક કાવ્યો એકલા કવની કથા હોય છે, ત્યારે કેટલાંક મહાજનસમૂહની કથા હોય છે.

એકલા કવિની કથા કહેવાનું તાત્પર્ય એવું નથી કે તે કાવ્યો બીજા કોઇથી સમજાય એવાં નથી; તેમ જો હોય તો તે માત્ર બકવાદ જ ગણાય. અર્થ એ છે કે, તેવાં કાવ્યો રચનાર કવિમાં એવી પ્રતિભા હોય છે કે તેના બળે કરીને કવિના પોતાનાં સુખ દુઃખ, પોતાની કલ્પના અને પોતાના જીવનની અનુભૂતિ દ્વારા માનવ જાતિના ચિરન્તન હૃદયાવેગ અને જીવનની મર્મકથા આપોઆપ વાગી ઉઠે છે.

એક પ્રકારના કવિ આવા હોય છે ત્યારે બીજા પ્રકારના કવિ એવા છે કે જેમની રચનાદ્વારા એક સમગ્ર દેશ, એક સમગ્ર યુગ પોતાના હૃદયને, પોતાની અનુભૂતિને વ્યક્ત કરી તેને-માનવી ચિરન્તન સામગ્રી બનાવી દે છે.

*આ બીજા પ્રકારના કવિ મહાકવિ કહેવાય છે. સમગ્ર દેશ વા સમગ્ર જાતિની સરસ્વતી* એઓ દ્વારા પ્રકટ થાય છે, એઓની રચના કોઈ વિશિષ્ટ વ્યક્તિની રચના લાગતી નથી. તેઓની કૃતિ જાણે કોઈ મહા વનસ્પતિ પ્રમાણે દેશના ભૂતલ-જઠરમાંથી ઉદ્ભવ પામી તે દેશને જ આશ્રયચ્છાયા આપે છે. કાલિદાસના શકુન્તલા અને કુમારસંભવમાં વિશેષે કરીને કાલિદાસની નિપુણ કલમનોજ પરિચય મળે છે. પરંતુ રામાયણ મહાભારત તો જાણે જાહ્નવી અને હિમાચલની માફક ભારતનાંજ છે—વ્યાસ વાલ્મીકિ તો ઉપલક્ષ્ય માત્ર છે.

વસ્તુતઃ વ્યાસ વાલ્મીકિ તો કોઇનાં નામ નહતાં. એ તો માત્ર અટકળે કરેલાં નામ

---

§ રવીન્દ્રનાથ ટાગોરના બંગાળીનું ભાષાન્તર.

છે. આવા બે મહાસમર્થ ગ્રન્થો આપણા સમસ્ત ભારતવર્ષ-ગ્રથિત આ બે મહાકાવ્યો પોતાને રચનાર કવિના નામ ખોઈ બેઠાં છે; કવિ પોતાનાં જ કાવ્યના અન્તરાલમાં એટલો બધો લુપ્ત થઈ ગયો છે.

આપણા દેશમાં જેમ રામાયણ મહાભારત હતાં તેમ પ્રાચીન ગ્રીસમાં ઈલિયડ હતું. તે સમસ્ત ગ્રીસનું હૃત્પદ્મોદ્ભૂત અને હૃત્પદ્મસ્થિત હતું. કવિ હોમરે તો પોતાના દેશકાલના કંઠમાં ભાષા દીધી હતી. ફુવારાની માફક તે ભાષા તેના દેશના નિગૂઢ અન્તસ્તલમાંથી ફુટી ઉઠી, અને ચિરકાલ માટે તે દેશ ઉપર રેલી રહી છે.

આધુનિક કોઈ કાવ્યમાં એવી વ્યાપકતા જણાતી નથી. મિલ્ટનના પૅરેડાઇસ લૉસ્ટમાં ભાષાનું ગાંભીર્ય, છન્દનું માહાત્મ્ય, અને રસની ગભીરતા, ગમે તેટલાં હોય તથાપિ તે દેશનું ધન નથી, લાઇબ્રેરીનું ભૂષણ માત્ર છે.

આ કારણથી આટલાં પ્રાચીન કાવ્યોનો તો એક જૂદો જ વર્ગ પાડી તેમને એક જૂદુ જ નામ આપવું પડશે; અને 'મહાકાવ્ય' સિવાય બીજું કયું નામ તેમને આપી શકાશે? પ્રાચીનકાળના દેવો અને દાનવો જેવાં આ કાવ્યો પણ મહાકાવ્ય હતાં; હવે તો તેમની જાત લુપ્ત થઈ ગઈ છે.

પ્રાચીન આર્ય સભ્યતાની એક ધારા યુરપમાં અને એક ધારા ભારતમાં વહી છે. યુરપની એક ધારાએ બે મહાકાવ્યોમાં તેમજ ભારતની ધારાએ પણ બે મહાકાવ્યોમાં પોતાની કથા અને સંગીતને સંગ્રહ્યાં છે.

હું વિદેશી હોઈ સનિશ્ચય કહી શકું નહિ કે ગ્રીસ પોતાની સમસ્ત પ્રકૃતિને પોતાના બંને કાવ્યમાં પ્રકટ કરી શક્યું છે કે નથી, પરંતુ એટલું તો નક્કી કહી શકું કે ભારતવર્ષે રામાયણ મહાભારતમાં પોતાનો અંશ માત્ર પ્રકટ કરવો બાકી રાખ્યો નથી.

અને તેથી જ શતાબ્દી પર શતાબ્દી વહી જાય છે છતાં, રામાયણ મહાભારતનો સ્રોત ભારતવર્ષમાં લેશ માત્ર પણ શુષ્ક થતો નથી. દિનપ્રતિદિન ગામેગામ અને ઘેર ઘેર તે વંચાય છે, મોદીની દુકાનથી માંડીને રાજાના પ્રાસાદ પર્યંત સર્વત્ર તેમને સરખું સન્માન મળે છે. ધન્ય તે કવિયુગલને, જેમનાં નામ કાલના મહા-અરણ્ય મહીં લુપ્ત થઈ ગયા છતાં, જેમની વાણી અનેક કોટિ નરનારીના દ્વારે દ્વારે આજદિન પર્યંત શક્તિ અને શાંતિની અજ-સ્રધારા વહેવરાવે છે, અને શત શત પ્રાચીન શતાબ્દીની મૃત્તિકા (ચરું) સતત વહી લાવી ભારતવર્ષની ચિત્તભૂમિને આજ પણ ફલપ્રદ કરે છે.

આમ છે ત્યારે, રામાયણ મહાભારતને કેવલ મહાકાવ્ય કહેશે ચાલશે નહિ; તેઓ ઇતિહાસ પણ છે; ઘટનાઓનો ઇતિહાસ નહિ, કારણ તેવા ઇતિહાસતો અમુક સમયને અવલમ્બીને હોય છે;—રામાયણ મહાભારત તો ભારતવર્ષનો ચિરકાલનો ઇતિહાસ છે. અન્ય

ઇતિહાસો કાળે કાળે બદલાય છે, પણ આ ઇતિહાસ બદલાયો નથી. ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ તેનોજ ઇતિહાસ આ બે વિપુલ કાવ્યહર્મ્યમાં ચિરકાલના સિંહાસન ઉપર વિરાજમાન છે.

આ કારણથી, રામાયણ મહાભારતની સમાલોચના અન્ય કાવ્યની સમાલોચનાના ધોરણથી ભિન્ન ધોરણે કરવી ઘટે છે. રામનું ચરિત્ર ઉચ્ચ છે કે નીચ, લક્ષ્મણનું ચરિત્ર આપણને સારૂં લાગે છે કે નરસું એટલી જ પરીક્ષા કરવી યથેષ્ટ નથી. સ્તબ્ધ થઈ શ્રદ્ધા સહિત વિચાર કરવો પડશે કે સમસ્ત ભારતવર્ષ અનેક સહસ્ર વર્ષો થયાં એ ગ્રન્થોને કેવા ભાવે ગ્રહણ કરતું આવ્યું છે.

રામાયણમાં ભારતવર્ષ શું બોલે છે, રામાયણમાં ભારતવર્ષે કયા આદર્શને ઉચ્ચ તરીકે સ્વીકાર્યો છે, તેજ આપણે તો, આ પ્રસંગે, સવિનય વિચારવાનું રહે છે.

વીરરસ પ્રધાન કાવ્યનેજ 'એપિક' ( Epic ) કહેવાય એવી સામાન્ય માન્યતા છે; આનું કારણ એ છે કે જે દેશે જે કાળે વીરરસના ગૌરવને પ્રાધાન્ય મળ્યું છે તે દેશે તે કાળે સ્વાભાવિક રીતે ( Epic ) 'એપિક' વીરરસ પ્રધાન થઈ પડયું છે. રામાયણમાં એ યુદ્ધ વ્યાપાર પુષ્કળ છે; રામનું બાહુબળ પણ સામાન્ય નથી; તથાપિ રામાયણમાં જે રસને સર્વના કરતાં પ્રાધાન્ય મળ્યું છે તે વીરરસ નથી. એમાં બાહુબળના ગૌરવનો ઘોષ કરવામાં આવ્યો નથી, યુદ્ધ જ તેનો મુખ્ય વર્ણનનો વિષય નથી.

તેમ દેવતાની અવતારલીલા વર્ણવવાનેજ એ કાવ્ય રચાયું છે એમ પણ નથી. કવિ વાલ્મીકિને મને રામ અવતાર હતા જ નહિ, તે તો મનુષ્ય જ હતા, એમ પંડિતો સપ્રમાણ દર્શાવી આપશે.

આ સ્થાને પાંડિત્યનો અવકાશ નથી, અહીં એટલું જ સંક્ષેપમાં કહીશ કે કવિએ જો રામાયણમાં નરચરિત્ર વર્ણવવાને બદલે દેવચરિત્ર વર્ણવ્યું હોત તો તેથી રામાયણના ગૌરવમાં ક્ષતિ થાત, એટલું જ નહિ પરંતુ તેના કાવ્યત્વમાં પણ ક્ષતિ આવત. રામનું ચરિત્ર માનુષ ચરિત્ર છે એટલે જ તે મહિમાન્વિત છે.

આદિકાંડના પ્રથમ સર્ગમાં વાલ્મીકિએ પોતાના કાવ્યને યોગ્ય નાયક કેવો હોવો જોઇએ તે નક્કી કરી, અનેક ગુણોનો ઉલ્લેખ કરી નારદને પૂછ્યું કેઃ—

समग्रा रूपिणी लक्ष्मीः कमेकं संश्रितानरम्

સમગ્ર ગુણોની મૂર્તિ લક્ષ્મી કયા એક નરને આશ્રય કરી રહી છે ?

ત્યારે નારદે કહ્યુંઃ—

देवेष्वपि नपश्यामि कश्चिदेभिर्गुणैर्युतम् ।
श्रूयतां तु गुणैरेभिर्यो युक्तो नरचन्द्रमाः ॥

એવો ગુણયુક્ત પુરુષ તો દેવતાઓમાં પણ હું દેખતો નથી, પરંતુ જે નરચન્દ્રમામાં એ સકલ ગુણો છે તેની કથા શુણ.

રામાયણ તે જ નરચન્દ્રમાની કથા, દેવતાની કથા નથી. રામયણમાં કોઈ દેવતાએ વામનજી થઇ જઈ મનુષ્યનો અવતાર લીધો નથી, મનુષ્ય જ પોતાના ગુણે કરીને દેવતા થયો છે. મનુષ્યનો જ ચરમ આદર્શ સ્થાપવા માટે ભારતના કવિએ મહાકાવ્ય રચ્યું. અને તે દિનથી તે આજદિન પર્યંત મનુષ્યની એ આદર્શચરિત વર્ણનાને ભારતની પાઠક મંડળી પરમાગ્રહ સહિત પાઠ કરતી આવી છે.

રામાયણનું પ્રધાન વિશેષત્વ એજ છે કે તેણે એક ગૃહકથાને અત્યંત બૃહત્ કરી બતાવી છે. પિતાપુત્ર, ભ્રાતા ભ્રાતા અને પતિ પત્ની વચ્ચે જે ધર્મનું બન્ધન છે, જે પ્રીતિ ભક્તિનો સંબંધ છે, તેને રામાયણે એટલું મ્હોટું સ્વરૂપ આપી દીધું છે કે તે બહુ સહજ રીતે મહાકાવ્યને યોગ્ય વિષય થઇ પડ્યો છે. દેશજય, શત્રુવિનાશ એ પ્રબળ વિરોધી પક્ષોનો પ્રચંડ આઘાત પ્રતિઘાત, એ સઘળો વ્યાપારજ સાધારણ રીતે મહાકાવ્યમાં આન્દોલન અને ઉદ્દીપનનો સંચાર કરે છે. પરંતુ રામાયણનો મહિમા રામ રાવણના યુદ્ધને અવલંબેલો નથી, તે યુદ્ધઘટના તો રામ અને સીતાની દામ્પત્ય પ્રીતિનેજ ઉજ્જ્વલ કરી દેખાડવાની યુક્તિ માત્ર છે. પિતા પ્રતિ પુત્રની આજ્ઞાકારિતા, ભ્રાતા માટે ભ્રાતાનો આત્મત્યાગ પતિપત્ની વચ્ચે અન્યોન્ય પ્રતિ નિષ્ઠા અને પ્રજા પ્રતિ રાજાનુ કર્તવ્ય કેટલે દૂર પર્યંત જઈ શકે છે તે રામાયણે દર્શાવ્યું છે. આવા પ્રકારના વ્યક્તિ વ્યક્તિ પરત્વેના પ્રધાનતઃ ગૃહસંબંધ કોઈ પણ દેશના મહાકાવ્યમાં આવા ભાવે વર્ણનને યોગ્ય વિષય મનાયા નથી.

આથી કેવળ કવિનોજ નહિ પણ ભારતવર્ષનો પરિચય પ્રાપ્ત થાય છે. ગૃહ અને ગૃહધર્મ એ ભારત વર્ષને કેવાં મહત્ત્વનાં છે, તે આ ઉપરથી સમજાશે. આપણા દેશમાં ગૃહસ્થાશ્રમને અત્યન્ત ઉચ્ચ સ્થાન આપવામાં આવતું હતું તે વાતનું આ કાવ્ય સબળ પ્રમાણ
આગે નથી. ગૃહાશ્રમ આપણા નિજના સુખ અને સુગમતાને અર્થે નહતો, ગૃહાશ્રમ સમસ્ત
નધારો વહેવરાવે
ભારતવર્ષની ચિત્તભૂમિને ખમોજ પણ તે મનુષ્યને યથાર્થ ભાવે મનુષ્ય બનાવતો. ગૃહાશ્રમ એ
હતો. રામાયણ તે ગૃહાશ્રમનું કાવ્ય છે. એ જ ગૃહા-
આમ છે ત્યારે, રામાયણ મહાસ્થામાં નાંખી વનવાસ–દુઃખમાં મૂકીને વિશેષ ગૌરવ
ઇતિહાસ પણ છે; ઘટનાઓનો ઇતિહના કઠિન આઘાતે અયોધ્યાના રાજગૃહને વિચ્છિન્ન કર્યા
અવલમ્બીને હોય છે;—રામાયણ મ રામાયણે ઘોષિત કરી છે. બાહુબળને નહિ, જિગીષાને

કોઇ ઐતિહાસિક ગૌરવવાર્તા નહિ પરંતુ પરિપૂર્ણ માનવનો આદર્શ હોય એવું ચરિત શુણુ-વાની આકાંક્ષા કરી હતી, અને આજ પર્યંત તે અશ્રાન્ત આનન્દ સહિત તેણે શુણ્યું છે. તેઓ એમ કહેતા નથી કે એતો એક મ્હોટી અતિશયોક્તિ માત્ર છે કે કાવ્ય કથા માત્ર છે; ભારતવાસીને રામ લક્ષ્મણુ સીતા જેટલાં સત્ય લાગે છે તેટલાં તેનાં ઘરનાં માણુસો તેને સત્ય લાગતાં નથી.

પરિપૂર્ણતા પ્રતિ ભારત વર્ષને એક પ્રકારની પ્રબળ આકાંક્ષા છે. તેને વાસ્તવ સત્યથી અતીત કહી તેવી તે અવગણુના કરતું નથી, અવિશ્વાસ કરતું હથી. પરિપૂર્ણતાને જ તેણે યથાર્થ માની સ્વીકારી છે, અને તેમાંથી તેણે આનન્દ મેળવ્યો છે. તે પરિપૂર્ણતાની આકાંક્ષાને જ જાગ્રત અને તૃપ્ત કરીને રામાયણના કવિએ ભારતવર્ષના ભક્ત હૃદયને ચિરકાલ પર્યંત જીતી લીધું છે.

જે જાતિ ખંડસત્યને પ્રાધાન્ય દે છે, જે જાતિ દષ્ટ સત્યનાજ અનુસરણુમાં રચીપચી રહેલી છે, જે જાતિ કાવ્યને પ્રકૃતિનું દર્પણુ માત્ર કહે છે, તેણે જગતમાં અનેક કાર્ય કર્યાં છે, અને તેમ કરી તે વિશેષ રીતે ધન્ય થઇ છે, માનવ જાતિ તે જાતિની ઋણી છે. ત્યારે, બીજી તરફથી જોઇશુ તો, જેઓ બોલ્યા છે કે —

भूमैव सुखं भूमात्वेन विजिज्ञासितव्यः

જેઓએ પરિપૂર્ણ પર્યાપ્તિની મહીંજ સમસ્ત ખંડતાનું અપૂર્વ સૌન્દર્ય, સમસ્ત વિરોધની શાન્તિ અનુભવવાની સાધના કરી છે, તેઓનું ઋણુ પણુ કોઇ કાલે અદા થઇ રહેનાર નથી. તેઓનો પરિચય વિસ્મૃત થશે તો, તેઓનો ઉપદેશ વિસ્મૃત થશે તો માનવસભ્યતા (human civilisation) પોતાની ધૂળ અને ધુમાડાથી રૂંધાયલા કારખાનાઓની ઘીચ વસ્તીમાં અને નિશ્વાસદૂષિત બંધ વાતાવરણુમા પગે પગે પીડાઇ દશ થઇ મરી રહેશે. રામાયણુ ઉપર કહી તેવા અખંડામૃતની પિપાસાવાળાઓનો ચિરપરિચય આપતું આવ્યુ છે. એમાં જે સૌભ્રાત્ર, જે સત્યપરતા, જે પાતિવ્રત્ય, જે પ્રભુભક્તિ વર્ણવાયાં છે તેની પ્રતિ જો સરળ શ્રદ્ધા અને અંતરની ભક્તિ આપણે અખંડ રાખી શકીએ તો આપણા કારખાનાંઓની બારીઓમાંથી પણુ મહાસમુદ્રના નિર્મળ વાયુની લહરીઓને પ્રવેશનો પથ મળશે.

મહાદેવ હરિભાઈ દેસાઈ.

# “ અભિજ્ઞાનશકુંતલ ” નું ભાષાન્તર.

આપના ભાદ્રપદના વસંતમાં મારા “અભિજ્ઞાનશકુંતલ” ના ભાષાન્તર ઉપરનો ચર્ચાપત્ર વાંચ્યો. તે ભાષાન્તરની પ્રસ્તાવનાને અંતે કેટલાક વિદ્વાનોએ એ ભાષાન્તરના સંબંધે આપેલા અભિપ્રાય ટાંક્યા છે અને તેમાં ભાષાન્તરના કેટલાક ગુણનું એમણે ઉદારભાવે કથન કર્યું છે. આવા ગુણાનુવાદથી આકર્ષાઈ એ વિદ્વાનો સ્હામે એક “અનાર્ય” એ ભાષાન્તરના દુર્ગુણ તપાસવાની એવીજ ઉદાત્ત સ્પર્ધામાં ઉતર્યા છે. જનસ્વભાવની આ રમ્ય સ્પર્ધા જોઈ મને ઘણોક આનંદ થયો. માત્ર હ્રસ્વદીર્ઘ સ્વરની જોડણીની ભૂલો બતાવવા કરતાં ભાષાન્તરના દોષ તથા કાલિદાસનું હૃદય સમજાવવા કરેલા મારા પ્રયત્નની નિષ્ફળતા બતાવવા તરફ જો એમણે પ્રયત્ન કર્યો હોત તો એથી પણ મને વધારે આનંદ થાત, કારણ કે વિદ્વાન વાચક ગણને તો એવાજ દુર્ગુણ જોવાથી ફાયદો થવાનો સંભવ હતો. હ્રસ્વ દીર્ઘની ભૂલો બતાવવાથી તો માત્ર મને એકલાને જ ફાયદો થવાનો હતો અને તે તો માત્ર એક લખાવી લાંબુ કરેલું ટિપ્પણ મારા ઉપર સ્પષ્ટ લખેલા નામ સાથે મોકલાવી આપ્યું હોત તો “અનાર્ય”નો પણ હું કાગળ લખીને ઉપકાર માનત અને સુધારવા જેવી જે ભૂલો રહી ગઇ હોત તે બીજી વખત સુધારી પણ લેત. પણ અનેક સામગ્રીથી ભરેલી થાળીમાંથી સ્વ-ગુણાનુપ્રિય કઇ વસ્તુ ઉંચકી લેવી ! તેની પસંદગી કરવાનો પ્રત્યેક વાચકને સ્વતંત્ર અને અબાધિત હક છે એટલે એ સંબંધમાં ‘અનાર્ય’ ને મારે કાંઇજ કહેવા જેવું નથી; છતાં હું “અનાર્ય” નો એક રીતે ઉપકૃત થયો છું અને એ ઉપકાર મુક્ત કંઠે અહીં પ્રકટ કરૂં છું.

મને જ સુધારવાનો જેમાં પ્રયત્ન છે એવા ચર્ચાપત્રને જ્યારે તંત્રીએ પોતાના માસિકમાં પ્રકટ કર્યું છે ત્યારે એમ અનુમાન થાય છે કે આવી ચર્ચાઓથી એમના વાચક ગણને સારો લાભ છે એમ એમનું માનવું છે; એમ જાણીને જ આ ચર્ચાપત્રનો ઉત્તર એજ માસિકમાં આપવા અહીં સ્હેજ પ્રયત્ન કરૂં છું.

“અનાર્ય”ની હ્રસ્વ દીર્ઘ અને કઠિન સંધીવાળી સંસ્કૃત શબ્દની જોડણી યાદ રાખવાની અતિ તીવ્ર સ્મરણશક્તિ કે પ્રત્યેક શબ્દ માટે કોશ ઉથામી ખરી ખોટી સંસ્કૃત જોડણીની ગુજરાતી વાંચતી વખતે પણ ખાતરી કરી રાખવાનું એમનું ધૈર્ય ખરેખર પ્રશંસાને પાત્ર છે; અને આ શક્તિયો મારામાં એમના કરતાં દશમા ભાગનીજ હોત અને એને જોઇતો અવકાશ હોત તો ‘અનાર્ય’ ને આટલો બધો પરિશ્રમ લઈ મારે અંગે નિષ્પક્ષપાતી વિદ્વાનોના સ્હામે પણ કટાક્ષ કરી પોતાને “અનાર્ય” કહેવરાવવાનો પ્રસંગ સરખો હું નજ આવવા દેત. પણ મને એક આશ્ચર્ય લાગે છે કે આવી સારી સ્મરણશક્તિ છતાં ‘અનાર્ય’ કેમ વિસરી ગયા હશે કે મેં “અભિજ્ઞાનશકુંતલ” નું ભાષાન્તર ગુજરાતીમાં કર્યું છે, સંસ્કૃતમાં નહીં. એટલે ભાષાન્તરમાં વાપરેલા શબ્દો ગુજરાતી ભાષાના નિસર્ગ નિયમોને અનુસરીને લખેલા છે; સંસ્કૃત ભાષાના સંધી આદિ નિયમોને અનુસરીને ખાસ નહીં. વખતે એમ તો નહીં હોય.

કે વિદ્વાનોએ એ ભાષાન્તરના કરેલા ગુણાનુવાદ નહીં સહન થવાના આવેશમાં એમને એ સ્મૃતિભ્રંશ થયો હશે !

સાહિત્ય, ભાષા અને જોડણી અને તેમાંય હ્રસ્વદીર્ઘ સ્વરની જોડણી એ સર્વેમાં 'અનાર્ય' ને કાંઈ ભેદ જણાતો નથી. એમના મતે હ્રસ્વદીર્ઘ સ્વરમાં જ આ સર્વેનો સમાવેશ થાય છે; કારણ કે 'અનાર્ય' વિદ્વાન લખે છે કે "ભાષાન્તરકારે ભાષા શુદ્ધિ ઉપર વધારે મહેનત કરી હોત તો બિચારાં તાલ વિનાનાં ગુજરાતી સાહિત્યને ઘણો ફાયદો થવાનો સંભવ હતો." સાહિત્યનો સમાવેશ ભાષામાં જ થાય છે એવો મત મેક્ષમૂલર જેવા વિદ્વાને પણ એક વખત અણસમજમાં બાંધી દીધો હતો અને માત્ર વ્યાકરણ અને અક્ષરોના જ્ઞાન ઉપરથી મેળવેલા વેદના જ્ઞાન વિશે બોલતાં પક્ષીના ગીતની સાથે વેદના મંત્રજ્ઞાનને એમણે સરખાવ્યું હતું એ જોતાં "અનાર્યો" નો આવો સ્વભાવ જ હશે એમ કહેતાં બહુ સંકોચ થતો નથી. મારી દૃષ્ટિએ આ ત્રણેમાં ઘણો જ ભેદ છે. આત્મોદ્‌ઘાટને પ્રકટેલી માનસિકસૃષ્ટિ એ સાહિત્ય છે; સાહિત્યને પ્રકટ કરવાનું સાધન ભાષા છે; અને શબ્દ એ ભાષાનું એક અંગ છે; શબ્દને લખતી વખતે બીજા શબ્દથી જૂદો કરી ઓળખાવવા માટે વપરાતી જોડણી શબ્દનું વસ્ત્ર છે આ દૃષ્ટિએ સમજાશે કે જોડણી એ ભાષાય નથી તેમ એ સાહિત્ય પણ નથી. વખતે "અનાર્ય" ના જ લેખનું દૃષ્ટાન્ત લઈ સમજાવતાં એમને ઉપરનો ભેદ વધારે સ્પષ્ટ થશે. 'અનાર્ય' લખે છે કે "આ ખેદકારક બાબત ઉપર અનેક વિચાર ઉત્પન્ન થતા હતા **તેટલાં થોડુંક ઉપર** પ્રસિદ્ધ થએલું." આ વાક્યમાં "તેટલાં થોડુંક ઉપર" એ ગુજરાતી "ભાષા" નથી, ગુજરાતી ભાષા તો "તેટલામાં થોડાક વખત ઉપર" છે. પણ 'ઉપર' ને બદલે "ઊપર" એમ લખીએ તો હ્રસ્વદીર્ઘ સ્વરની જોડણીમાં ફેર થાય છે. "ઉ" ને બદલે "ઊ" લખવાથી ભાષાનો દોષ થતો નથી. તેમજ આ બન્નેય દોષ છતાં જો ઇષ્ટ અર્થનું સંપૂર્ણ ગ્રહણ થાય તો સાહિત્યને પણ બાધ આવતો નથી. તેમજ "તાલ વિનાનાં ગુજરાતી સાહિત્યને" એમાં માત્ર વ્યાકરણનો જ દોષ છે. અર્થ સમજાતાંએ સાહિત્યનો દોષ ન કહેવાય. અભિજ્ઞાનશકુંતલનું ભાષાન્તર કરવામાં મારો ઉદ્દેશ ગુજરાતી વાચકને કવિહૃદયનું ગ્રહણ કરાવવાનો જ હતો. ગુજરાતી ભાષાનું જોડણીશાસ્ત્ર કે વ્યાકરણશાસ્ત્ર રચવાનો કે તેના રચનારને દૃષ્ટાન્ત પુરા પાડવાનો નહોતો. "અનાર્ય" રાગદ્વેષ રહિત થઈ શાન્ત ચિત્તે પ્રસ્તાવના જ વાંચી હોત તો એટલું એમને સ્પષ્ટ થયા વિના રહત નહીં.

મારા સમજવા પ્રમાણે અમુક અર્થ વાહક એક શબ્દને બીજા શબ્દથી જૂદો પાડી ઓળખાવવા પુરતો જ જોડણીનો ઉદ્દેશ છે, અને આ ઉદ્દેશ સાધ્ય કરવા જોડણીની સંભાળ રાખવાની આવશ્યકતા મને માન્ય છે. આ ઉદ્દેશ સારી રીતે જળવાઈ રહેતો હોય તો ગુજરાતી જેવી બહોળા પ્રદેશ ઉપર બોલાતી ભાષાને સંસ્કૃત જોડણીના અટપટા નિયમો લગાડી વધારે કઠિન કરવામાં બહુ લાભ નથી એમ મારૂં ધારવું છે. નવીન અર્થવાહક શબ્દનો ભંડોળ તો વધતો જ જશે અને જેમ જેમ એ શબ્દો ગુજરાતીમાં રૂઢ થશે તેમ તેમ ગુજરાતીના જોડણીના નિયમે કદિ એમનું હ્રસ્વ દીર્ઘનું વસ્ત્ર બદલાય છતાં ઉપરના ઉદ્દેશમાં વાંધો ન

આવે તો એવા રૂઢ થયેલા શબ્દને ગુજરાતી ખરા શબ્દ કેમ ન કહેવા એ મારાથી સમજાય તેવું નથી. અને એવો શબ્દ સંસ્કૃતમાંથી જ લીધેલો હોય છતાં "ઉચ્ચાર પ્રમાણે જોડણી" ના નિયમે એના હ્રસ્વ દીર્ઘની જોડણીવાળા વસ્ત્રમાં એકાદ કરચલી વત્તી ઓછી પડે તો એવા ગુજરાતી સંસ્કારવાળા કે "અનાર્ય" ને રૂચે તો ભલે અપભ્રષ્ટ શબ્દને ગુજરાતીમાં પણ ખોટા શબ્દ કહેવાનું શું કારણ? એ સંસ્કૃત શબ્દ નથી અને સંસ્કૃત શબ્દ તરીકે એ ખોટો એતો સમજાય છે; પણ ઉચ્ચાર પ્રમાણે ધારણ કરેલા હ્રસ્વદીર્ઘ સ્વરના વસ્ત્રવાળો એ શબ્દ ગુજરાતી ભાષાનો પણ નથી અથવા ગુજરાતીમાં ખોટો છે એમ કહેવામાં કાંઈ યુક્તિ જણાતી નથી. ગુજરાતીમાં સંસ્કૃતના વૈયાકરણી રા. બા. કમળાશંકરના જોડણીના ભાષણ પ્રસંગે દીવાનબહાદુર અંબાલાલે માત્ર એક જ વાક્યમાં આખા ભાષણની ટીકા સમેટી લેતાં પ્રેમાભાઈ હોલમાં કહેલું બહુ રમુજી સત્યવાક્ય આ સ્થળે યાદ આવે છે. એમણે કહ્યું કે "'નિરભિમાન' એ સંસ્કૃત શબ્દ છે. પણ એજ અર્થનો 'નિરાભિમાન' એ ગુજરાતીમાં રૂઢ થયેલો ગુજરાતી શબ્દ છે. આમાં ખરા ખોટાનો ઝઘડો સમજાય તેવો નથી." તેમજ પ્રતિષ્ઠા, શ્રેષ્ઠ, તત્ત્વ, એ સંસ્કૃત શબ્દો છે પણ પ્રતિષ્ટા, શ્રેષ્ટ, તત્વ, એ ઉચ્ચારે ગુજરાતીમાં રૂઢ થએલાં એમનાં રૂપાન્તરો છે. આ જ દૃષ્ટિબિન્દુ યથાર્થ છે. ગુજરાતી સાહિત્ય પ્રબળ વિચાર, ઉત્કટ મનોભાવના અને પ્રભાવશાલી વાણીના અભાવે નિર્માલ્ય છે. હ્રસ્વ દીર્ઘની જોડણીની એકતાના અભાવે એ નિર્માલ્ય નથી. કોઈ પુસ્તક વાંચતાં વિચારને ગ્રહણ કરતા વાચકની દૃષ્ટિને જો ગ્રહણ કરવા જેવો પુસ્તકમાં વિચાર હોય તો ભાગ્યે જ હ્રસ્વદીર્ઘની જોડણીથી શબ્દાર્થનાં ગ્રહણમાં સ્ખલન થાય છે. અને જ્યાં સુધી આ ઉદ્દેશ સધાય ત્યાં સુધી (original) વિચારના બળથી ગુજરાતી સાહિત્યને બલિષ્ઠ બનાવવા તરફ પ્રયત્નશીલ રહેવામાં જ ફાયદો છે. નકામી તકરારોમાં વખત કાઢવા કરતાં માત્ર વિચાર કરી બેસી રહેવામાંય સાહિત્યની સેવા થાય છે, અને આજ વિચારે મારા ભાષાન્તરમાં જોડણીના સંબંધમાં "અનાર્ય" ના જેટલો તીક્ષ્ણ લાગણીવાળો હું રહ્યો નથી એ વાત પ્રસ્તાવનામાં જોડણી સંબંધે લખતાં મેં સ્પષ્ટ રીતે કહી દીધી છે. આટલું છતાં "અનાર્ય" ને બીજા વિદ્વાનોએ જોએલા ગુણની સ્પર્ધામાં દોષદર્શન કરાવવા માટે બીજા કોઈ દોષના અભાવે એજ હ્રસ્વદીર્ઘ જોડણીનો વિષય લેવાની "ફરજ" પડી જણાય છે.

આ ચર્ચાપત્ર વાંચ્યા પછી સંસ્કૃતમાં પ્રવીણ ગુજરાતી લેખકોએ ગુજરાતીમાં હ્રસ્વ-દીર્ઘની જોડણી લખતાં મેં ઉપર બતાવ્યો તે નિયમ કેટલે દરજ્જે સ્વીકાર્યો છે તે જોવા બે ચાર ગુજરાતી પુસ્તકો મારી પાસે પડ્યાં હતાં તે જોતાં જ મને જણાયું કે જોડણીનો ઉદ્દેશ મેં ઉપર બતાવ્યો તેમ અમુક અર્થના એક શબ્દને બીજાથી જૂદો પાડી ઓળખાવવા પુરતો જ એમણે સ્વીકાર્યો જણાય છે. હવે આ ઉદ્દેશ ઉચ્ચારમાં તેમ લખાણમાં સિદ્ધ કર-વાનો છે. ગુજરાતી ભાષાનો ઉપયોગ સેંકડે પંચાણું ટકા બોલવામાં થાય છે. માત્ર પાંચ ટકા જેટલું જ લખાણ કહીએ તો પણ બહુ પડશે. હવે પ્રશ્ન એ છે કે હ્રસ્વદીર્ઘ સ્વર-લખાણની જોડણી ઉચ્ચાર પ્રમાણે કરવી કે લખાણની જોડણી પ્રમાણે ઉચ્ચાર કરવા અથ-બન્ને ભિન્ન રહેવા દેવાં. ઉચ્ચારના અને લખાણના શબ્દ જૂદા રાખવા તે કૃત્રિમતા છે અ

જ્યાં ભાષા બોહોળા પ્રદેશ ઉપર બોલાતી હોય ત્યાં આ નિયમ પાળી જ શકાતો નથી એટલું તો નહીં પરંતુ તેમ કરતાં લખાતી ભાષા સંકુચિત થઈ જાય છે. ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખવાનો નિયમ સ્વાભાવિક છે, અને એ નિયમમાં લખાણ બહોળું અને વિસ્તારવાળું થાય છે, છતાં એમાં એક મુશ્કેલી એ નડે છે કે બોલીમાં ઘણો ભેદ પડે તો તે પ્રમાણે લખાણમાં શબ્દનું 'સ્વરૂપ' અને 'વસ્ત્ર' બદલાતું જાય છે. શબ્દના સ્વરૂપ અને વસ્ત્રમાં ભેદ છે. "ભરૂચ" અને "ભોચ" એનો અર્થ એક છતાં શબ્દના 'સ્વરૂપ'નો એમાં ભેદ છે અને તે ઉચ્ચાર ઉપરથી જ થયો છે. પણ "ભરુચ" અને "ભરૂચ" એ માત્ર હ્રસ્વદીર્ઘ સ્વરવાળા 'વસ્ત્ર'નો ફેર છે. આમાંનો સ્વરૂપ ભેદ ઘણે અંશે નિયમી શકાય તેવો છે પણ હ્રસ્વદીર્ઘ સ્વરનો ઉચ્ચાર ભેદ એટલો નિયમ સાધ્ય નથી. એટલે જે ભાષા બોલાતી ભાષા છે અને જેમાં ઉચ્ચાર પ્રમાણે લખાણની જોડણીનો સ્વાભાવિક નિયમ પ્રવર્તે છે તેમાં શબ્દનો સ્વરૂપ ભેદ નિયમથી ઘણે દરજ્જે ઓછો કરી શકાય પરંતુ હ્રસ્વદીર્ઘ સ્વર ભેદ ઉચ્ચારમાં ઘણે અંશે રહેવાનો જ. ઉચ્ચાર પ્રમાણે જોડણીના આવા સરળ નિયમમાં આટલી મુશ્કેલી છે. ત્યારે જોડણી પ્રમાણે ઉચ્ચાર કરાવવાનો નિયમ બોલાતી ભાષામાં કેવળ અસાધ્ય જેવો જ છે. સંસ્કૃતમાં એ નિયમ યોગ્ય છે, કારણ કે તે ભાષા મૃતભાષા છે. લોકના વ્યવહારની એ ભાષા નથી. એટલે લખ્યા પ્રમાણે જ લોકો હ્રસ્વદીર્ઘ વાંચે છે. જો એ ભાષા મોટા ભાગે બોલાય તો સ્વાભાવિક નિયમે બોલવાના ઉચ્ચાર પ્રમાણે જ લખાણમાં પણ હ્રસ્વદીર્ઘનો ફેરફાર અનિવાર્ય જ થાય. સંસ્કૃત મૃતભાષા છતાં બોલાતી પ્રાકૃત ભાષાના સંસર્ગે એમાં પણ જયદેવ કવિ પાસે હ્રસ્વદીર્ઘ સ્વરની સ્વાભાવિક અવગણના કરાવી છે, તેમજ નૈયાયિકોની પાસે સંસ્કૃતના કઠિન વ્યાકરણના નિયમોની ઘણે પ્રસંગે અવગણના કરાવી છે. જ્યાં જ્યા મૃતભાષાને બોલવાના બહોળા વ્યવહારમાં મુકવાનો પ્રયત્ન થયો હોય છે ત્યાં સ્વાભાવિક સરળ નિયમો જ પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે અને એવા નિયમ વિરુદ્ધ વર્તવામાં મૂર્ખતા જ છે. સંસ્કૃતમાં હ્રસ્વદીર્ઘની જોડણી આવી સકત રીતે જાળવી રાખવાને માટે બીજું પણ કારણ એ છે કે જોડણીનો શબ્દ ઓળખવાનો ઉદ્દેશ જો એ નિયમ જાળવી રાખવામાં ન આવે તો, સંસ્કૃત વ્યાકરણના એવા અટપટા નિયમોમાં થઇને શબ્દની હ્રસ્વ દીર્ઘની જોડણી વ્યવસ્થિત થઇ છે, કે ઉચ્ચાર પ્રમાણે જોડણી ફેરવવાથી શબ્દના વસ્ત્રમાં સહેજ ફેરફાર થતાં સ્વરૂપમાં જ ફેર થઇ જાય તેવા પ્રસંગ ખડા થાય છે. આવાં કારણોથી સંસ્કૃતમાં લખવામાં આવતી હ્રસ્વદીર્ઘ જોડણીના પ્રમાણે જ ઉચ્ચારમાં પણ હ્રસ્વ દીર્ઘ બોલવું પડે છે અને તે મૃતભાષા હોવાથી જ નભી શકે છે. આ નિયમ ગુજરાતી બોલાતી ભાષામાં કદિ ટકી શકે નહીં અને તેથી ગુજરાતીમાં સંસ્કૃતજ્ઞ વિદ્વાનોને પણ ઉચ્ચાર પ્રમાણે લખાણમાં પણ જોડણીના નિયમને ઘણે અંશે તાબે થવું પડયું છે. એમ થતાં હ્રસ્વ દીર્ઘ સ્વરની જોડણીમાં કરેલા ફેરફારવાળા શબ્દને ગુજરાતીમાં ખોટા કહેતાં અટકાવું જ પડશે. સંસ્કૃતની મૂળ જોડણી પ્રમાણે લખેલો શબ્દ પણ ખરો છે એ શુદ્ધ જ છે છતાં હ્રસ્વદીર્ઘમાં સંસ્કૃત નિયમે અશુદ્ધ પણ ગુજરાતીના ઉચ્ચારે શુદ્ધ ગુજરાતી શબ્દને તે જ પ્રમાણે ખોટો કહી શકાશું નહીં.

ઉપરના નિયમે સંસ્કૃતમાંથી લીધેલા 'સ્વરૂપે' શુદ્ધ પણ હ્રસ્વદીર્ઘના વસ્ત્રમાં સંસ્કૃતના નિયમે અશુદ્ધ છતાં ગુજરાતીમાં ઉચ્ચાર નિયમે રૂઢ થયેલા ઘણાક શબ્દો ગુજરાતી લેખકોએ વાપરેલા જણાશે; અને ગુજરાતીમાં હ્રસ્વદીર્ઘની અનિયમિત જોડણીથી ક્વચિત જ 'સ્વરૂપ' માં ફેર પડે છે કારણ કે અ, આ, ઇ, ઉ, એ, ઓ, ઔ એ સ્વરો સ્વરૂપે ભિન્ન છે પણ પણુ " ઇ–ઈ " કે " ઉ–ઊ " એ સ્વરૂપે ભિન્ન સ્વરો નથી. માન સરના કાળભેદે જ એમાં ભિન્નતા છે. પ્રેમાનંદ અને દયારામ જેવા જૂના લેખકોએ આ લમણાફૂટમાં જીવ જ ઘાલ્યો નથી અને અર્વાચીન વિદ્વાનોને પણ ઉપરના નિયમને સ્વાધીન થવું પડવું છે. કેટલાક વિદ્વાનોએ તો એકનો એક જ શબ્દ સાથે સાથે જ જૂદી રીતે લખ્યો છે અને કવિતામાં તો હ્રસ્વદીર્ઘનો આધાર ઉચ્ચાર ઉપર પણ રાખ્યો નથી અને માત્ર છંદમાં જોઇતા હ્રસ્વદીર્ઘ સ્વરના ઉપર જ શબ્દની જોડણી આંકી છે. " રાઇના પર્વતમાંથી "—' જૂદિ જુદી ' પા. ૨. " સુકા ઝાડની ". ૨; " સુકાઈ ગયેલાં ". ૩. " પ્રાણિનું ". ૩; ' તપસ્વિ ", "પાણિ", ૧૬; " સ્ત્રિઓ ". " સ્ત્રી જાતિની ". ૨૨; " સ્થિતિની " " મેઘનાણાનિ " ૪૪; "થઇથિ; થવાથી " ૫૧; ' પક્ષિનિ '. ૧૦૫; ' નિચું ' " સમારિ ", ' રાખિ ', ' આગાઉ ', ' મુકિ '. ૧૦૯; ' પાણિ ' ૧૧૧, " સાંભિ, પાછિ, પછિ, જઇ, ચોરવિ " ૧૧૦. ' નવિ ' ૧૧૬ ઇત્યાદિ. આ વિદ્વાન મેં ઉપર કહ્યો તેવો જ નિયમ રાખતા જણાય છે અને આ શબ્દો ગુજરાતી નથી એમ કહેતાં ' અનાર્ય 'ને પણ વિચાર પડશે જ. તેમ જ એકાદ બે રણપિંગળમાંથી લઉં. ' નવિન ' ૧–૨–૧૦–૧૫૧; ' વાલ્મિકિ ' પા. ૨. ' છંદરૂડે '. ૨ ' છંદશાસ્ત્ર '. ૪. રણછોડભાઇએ સંભાળીને લખ્યા છતાં ઉચ્ચાર વ્યાપારે એ જ નિયમને એમનાથી અધીન થઈ જવાયું છે. " અદ્ભુત "; " સુધારો " અને છઠ્ઠીનો પ્રત્યય " નૂં " તેમજ ' આનૂં ' ' દીધૂં ' ઈ., અને ' ઈ ' ઘણે ભાગે દીર્ઘજ વાપરતાં પણ કેટલીક જગ્યાએ ' આવિયે '; છિયે '; વાંચિયે; ઓળખિયે; " અભિજ્ઞાની " ૧૦૫ ઇત્યાદિ શબ્દો અમરૂશતકમાંથી પણ મળે છે. ગુજરાતી વાચનમાળાની એક ચોપડીમાંથી જ બે ચાર પાનાં ફેરવતાં મારી દૃષ્ટિએ ચઢેલા " સ્વામિભક્તિ ", ' મુર્ખા "; ' મુગો ', ' વિનંતિ ', ' પિતાજી ', ' રીત ' ઇત્યાદિ શબ્દો પણ એ જ નિયમનું ભાન કરાવે છે. સ્વર્ગસ્થ પંડિત મણિલાલ જેવા સંસ્કૃતમાં પ્રવીણ વિદ્વાન પણ ગુજરાતી લખવામાં સંસ્કૃત શબ્દની જોડણી લખતાં ગુજરાતી ભાષાના નિયમને અધીન થતા જણાય છે. ઉત્તરરામચરિતમાંથી " તત્વને ". ૧. ' આર્યપુત્ર '; 'નિર્મુળ'. ૨૧. " વાલ્મિક " ૨૪. ' દીસે ', ' દિસે '. ૩૧, ' સખિ '. ૩૬. " ગોદાવરી સમિપ " ૪૦; ' બીતીથી '. ૫૦; " કપીન્દ્રમૈતિ " ૫૭; " નવિન ' ૧૨, ૬૬, ૯૫. ' દશરથપ્રિય પત્નિ '. ૬૩, ' વિનતી ' ' ગંભિરતાથી ', ૯૭, ' ગંભીર ', ૯૦, " સર્વગુંભય ", ૧૧૨, ૧૩૧, ૧૪૨. ' આશિર્વાદ ', ' આશિર્વાચક ', ૧૩૬, ૧૩૦ ઇત્યા. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે જ્યાં ખાસ કરી સંસ્કૃતની હ્રસ્વદીર્ઘ જોડણી સંભારીને લખવામાં આવી હોય ત્યાં જ સંસ્કૃત પ્રમાણે જોડણી લખાય છે પણ જ્યાં વાણીના પ્રવાહમાં ગુજરાતી ભાષાના ઉચ્ચાર પ્રમાણે જોડણીના ધારાનું પ્રાબલ્ય વધ્યું છે ( અને વિચારને જ પ્રાધાન્ય આપી લખનાર લેખકમાં આ જ સ્વાભાવિક છે ) ત્યાં આવા સારા સંસ્કૃતજ્ઞ લેખકો ગુજરાતીમાં હ્રસ્વદીર્ઘની જોડણીમાં ગુજરાતી નિયમને સ્વભાવે જ અધીન થયા છે. શબ્દના સ્વરૂપમાં ભૂલ ક્વચિત જ થાય છે. આ નિયમના

અજ્ઞાને જ મને લાગે છે કે 'અનાર્ય' મારી રહી ગએલી જોડણીની ભૂલોનું જેમ બને તેમ એવડાવી એવડાવીને પણ લાંબુ ટિપ્પણ આપવા પ્રયત્ન કર્યો છે; કારણ કે નહિ તો મેં કોઈ જગ્યાએ એવી પ્રતિજ્ઞા લીધી નથી કે હું હમેશાં બધા સંસ્કૃત શબ્દો ગુજરાતીમાં પણ સંસ્કૃતની જ જોડણીના નિયમે લખીશ. આ ઉપરથી હું એમ કહેવા નથી ઇચ્છતો કે સંસ્કૃતના નિયમે હ્રસ્વદીર્ઘ જોડણી ન જ લખવી. એવી રીતે લખાય તો સારૂં છે. પણ એમ ન લખાય અને ગુજરાતીના સહજ નિયમને અધીન થઈ કદિ હ્રસ્વદીર્ઘના ઉપર બહુ ધ્યાન ન અપાય તો ભાષા અને સાહિત્યનું સત્યાનાશ વળી જશે, અથવા સાહિત્યનું જીવન ખીલવતાં કે ભાષાનો પ્રસાદ સાધવા કરતાં માત્ર એવી હ્રસ્વદીર્ઘની જોડણી ઉપર જ ધ્યાન આપવાથી ગુજરાતી ભાષાનો ઉદ્ધાર થશે અથવા એના ઉપર ધ્યાન ન અપાય તો ગુજરાતી લખતા બંધ થવું એવા અજ્ઞાત, પક્ષપાતી અને યુક્તિ રહીત ઉચ્છૃંખલ ઉદ્દગારો કોઈ પણ રીતે ઉપયોગી નથી અને કોક વખત હાનિકારક પણ નીવડે છે. વિચારવાનને આવા ઉદ્દગાર શોભતા નથી અને રાગદ્વેશને અંગે કાઢવામાં આવે તો તો અવશ્ય તિરસ્કારને જ પાત્ર છે. શબ્દનું સ્વરૂપ ફેરવ્યા વિના આવી રિતે ગુજરાતી નિયમને અનુસરી જોડણી લખી હોય તો એ ગુજરાતી શબ્દો ખોટા લખ્યા છે એમ સ્વીકારવા હું તૈયાર નથી; અને ઉપર બતાવ્યા તેવા વિદ્વાનોએ અને સરકારે પણ મંજુર કરી શાળાઓમાં ચાલતી ચોપડીઓમાં આ અભિપ્રાયને જ સબળ કર્યો છે.

'અનાર્ય' જોડણીની ભૂલોનું કરેલુ ટિપ્પણ જો એવડાવીને લખેલા શબ્દો બાદ કરીએ તો ઘણું નાનું થઇ જાય છે એટલે એના સંબંધમાં બહુ કહેવાનું નહી રહે. પણ "અનાર્ય"ની એક રિતિ તો જાણવા જેવી છે। મારા પુસ્તકનો મુખ્ય ભાગ ભાષાન્તર અને તેના ઉપરનાં ટિપ્પણો છે અને એને મેં એકાદ બે વાર તપાસ્યાં હતાં એટલે આ ચર્ચાપત્ર પછી ફરી આંખ ફેરવી જતાં જણાયુ કે પ્રસ્તાવનાની પૃષ્ઠવાર ભુલો ટાંકી બતાવ્યા પછી જે એક સમૂહ એકઠો કર્યો છે તે સમૂહમાં ખરી ખોટી તમામ ભૂલોનો સમાવેશ થાય છે અને ભાગ્યે આખા પુસ્તકમાંથી ખુણે ખોચરે ખોળતાંય કોઈ ભૂલ બાકી રહી ગઇ હશે છતાં જાણે પુસ્તકના મુખ્ય ભાગમાં તો પેસતાં માત્ર ખોટા શબ્દો સિવાય ભાષાન્તરમાં કશું છે જ નહીં એવો ભાવ પ્રકટ કરના "અનાર્ય" લખે છે કે "આમ હોવાથી ખુદ ભાષાન્તરની ભાષા શુદ્ધિના દાખલા વિસ્તારથી આપવાને ધૈર્ય થતુ નથી." ભાષાન્તર વાચનારને જણાશે કે ભુલોનું ટિપ્પણ વિસ્તારથી તો નહીં પણ અતિ વિસ્તારથી લખ્યું છે, ત્યારે આવી ખોટી વસ્તુ સ્થિતિ કેમ જણાવી હશે! 'અનાર્ય'નો સ્વભાવ જ એવો હશે! પણ આ ટિપ્પણ સંબંધે તપાસીએ કે ભાષાન્તરમાં 'અનાર્ય' કહે છે તેવી જોડણી છે કે ખરી સંસ્કૃત જોડણી છે, 'અનાર્ય' આખા પુસ્તની લીટીએ લીટી વાંચી છે અને ટિપ્પણ બનાવ્યું છે એમાં [illegible]શય જ નથી છતાં ભાષાન્તરમા "તીક્ષ્ણ". ૩૪, ૫૬; 'પરીક્ષા', ૩૨, ૩૭, ૫૩; [illegible]ીક્ષ". ૩૦ "પુરાણ" ૧૪. "રૂચીકર" ૪૨. "સૂચન". ૧ "સ્નેહ" ૫૩; "પતિવ્રતા." ૧૧૨. "પાતિવ્રત્ય". પ્રસ્તા. અને "વ્રત" શબ્દ તો સ્થળે સ્થળે આવેલો છે. વળી "શીત", "નવીન" ૪૪, ૨૭. "હાનિ", ૩૧. "ભવિષ્ય". ૧૦૦; "તપસ્વીયો". ૬૬, ૧૦૬; "સસૂર".

૧૮ પાને જણાશે. એટલે આ ખરી જોડણી જોયા છતાં દષ્ટિ દોષથી કોઇ સ્થળે સુધારવાનો હ્રસ્વદીર્ઘ રહી ગયો હશે, કે કવિનામાં સંસ્કૃત જોડણી રાખી તેના ઉપર છંદ પ્રમાણે ચિન્હ મુકવા કરતાં ઉચ્ચારે જોડણી રાખી હશે ત્યાંથી અનાર્યે ખોળાને ટિપ્પણ લંબાવવા આ શબ્દો ધારેલા સ્પષ્ટ જણાશે. નીચેના શબ્દો તો કોઇ જોઇને ખાતરી કર્યા છતાંય "અનાર્યે" પોતે જ ખેરાને ખોટા ગણ્યા છે. " ધર્મવિધિ, "; " પુનિત ", " રુચી " " કુલિન્ " 'મૂર્તિમાન ', ' હિમાચળ ', " સમિદ્ " સામિદાહરણાય. અને એક જ અર્થ સૂચક બૃંશુ, બ્રંશૂ. આ શબ્દોની હ્રસ્વદીર્ઘ જોડણી ખોટી શી રીતે કહે છે તે સમજાય તેમ નથી. હવે સંસ્કૃતમાં કેટલાક શબ્દો વૈરિન્, તપસ્વિન્ સ્વામિન્, પ્રાણિન્ જેવા છે એ મૂળ શબ્દોમાં હ્રસ્વ ' ઇ ' છે. ગુજરાતીમાં અંત ' ન્ ' નો લોપ થાય તો ગુજરાતીમાં ' ઈ ' હ્રસ્વ જ રાખતાં જોડણી ખોટી કહેવાનું શું કારણ ? તેમ જ આશિમૂન્વાદ; છંદસુન્બદ્ધ; શ્રેયસુન્રૂપ, જેવા શબ્દોને ગુજરાતીમાં લાવતાં સંસ્કૃત સંધીના નિયમો નહીં લગાડવામાં કેવડો મોટો દોષ થયો એ સમજવું કઠિણ છે.

આવી રીતે પુસ્તકના મુખ્ય ભાગના ૧૨૮ પાનાં ઉપર ખુણે ખોચરેય શોધી વળતાં અનાર્યને જ્યારે સંતોષ થાય તેવું ભક્ષ્ય જડ્યું નહીં ત્યારે જાણે ખુદ ભાષાન્તરમાં તો ભાષાની અશુદ્ધિએ અડકવું જ યોગ્ય નથી એવું ખોટું અને ' અનાર્ય ' ને છાજે તેવું લખાણ કરી પુનવાર પ્રસ્તાવનામાંથી ટિપ્પણ કરી કાઢ્યું; તે પણ લંબાવી લંબાવીને. વળી કાશ્યપ, પ્રકાર," માહાત્મ્ય જેવા શબ્દો અનેક વાર ખરા લખાયા છે છતાં જ્યાં ' સ્ય ' માં રહેલું બીજુ છાપ તો ઉડી ગયું હશે કે ' આ ' માંનો કાનો ઉડી ગયો હશે તેનો લાભ લઇ ભૂલોના ભેરોળને મોટો કર્યો છે. ' અનાર્યની ' આ કેવળ સાહિત્ય સેવા કરવાની શુદ્ધ બુદ્ધિનું ચિત્ર આથી વધારે દોરવાની જરૂર નથી. છતાં આ નિયમે પણ જ્યાં જોડણી સુધારવી યોગ્ય લાગે છે ત્યાં સુધારી લેવા ઘણી મેહેનતે તૈયાર કરી આ ખરા ખોટા આપેલા ટિપ્પણને માટે હું અનાર્યનો ઉપકાર માની ચર્ચાનો આ ભાગ સદાને માટે બંધ કરું છું.

પાનિનિ જેવા વૈયાકરણીયોની ગુજરાતીમાં જરૂર જ નથી અને અનાર્યને સંભારી આપવાની જરૂર જણાય છે કે સાહિત્યના શિખરે રહેલાં મહાભારત અને રામાયણનાં પુસ્તકો પાનિનિ વૈયાકરણીની હયાતી પૂર્વેનાં છે. વૈયાકરણી વિનાય સાહિત્ય ખીલે છે.

ગીતિ વિષે ' કવીશ્વરોને ' પણ પ્રબોધ કરતા ' અનાર્ય ' ને એટલું જ કહેવું બસ છે કે જ્યાં સુધી એ પોતે કવીન્દ્ર કે સંગીતશાસ્ત્રી તરીકે પ્રમાણભૂત થઈ પૂજાયા નથી ત્યાં સુધી માત્રામેળ છંદમાંય અક્ષર મેળવું અંકુશ મૂકનારા એમણે સ્વચ્છંદે બાંધેલા નિયમો પાળવા બધા બંધાયા નથી. અને ગીતિનું સંગીત ( music ) જો કર્ણે લંબાવી સાંભળવા એમણે પ્રયત્ન કર્યો હોય તો એટલું જ જણાવવું બસ છે કે કર્ણ લંબાવવાં તો એમને સંગીતના વિરોધી જ સૂરનો ભાર સમજાશે. જો કાન કુંડા કરી સંગીત શિખવું હશે તો રા. નૃસિંહરાવ જરૂર તે શિખવાડશે જ.

ભાષાન્તર તથા ટિપ્પણ અને પ્રસ્તાવનામાં કવિ હૃદયનું કરેલું ઉદ્ઘાટન જોઇ 'અનાર્ય'ને કાંઈ અજબ તરેહનો પરિતાપ થઈ આવ્યો જણાય છે! નહી તો બીજી કોઈ રીતે "પ્રસ્તાવનામાં આવેલી અપ્રત્યક્ષ દર્પોક્તિ" તથા "આર્યજીવન અને આર્યસંસારની અવર્ણનીય ઉત્કૃષ્ટતા પુરવાર કરનારી આડમ્બરી તથા વૃથા અભિમાનથી ભરપૂર ટીકા" આવા વસ્તુત ખોટા લખાણનો ખુલાસો થઈ શકે તેમ નથી. આર્ય સંસારને નહીં સમજી શકવા માટે અને પ્રસ્તાવનામાં વર્ણાશ્રમ ધર્મની સંકલના મનુસ્મૃતિની દૃષ્ટિએ સ્પષ્ટ કર્યા છતાં તે ક્યાં ખોટી છે તે બતાવ્યા વિના આખા નાટકની વસ્તુનો ખરો (real) સારાંશ વિદૂષક અને રાજશ્યાલક તથા માછી અને કોટવાળોના જીવનમાં સમાવવા પ્રયત્ન કરવા માટે, "અનાર્ય" જો ખરેખર "અનાર્ય" જ હોય તો. તેમના ઉપર દયા જ ઉપજે છે; પરંતુ એ કોઇ માત્ર નામધારી જ "અનાર્ય" હોય તો ભગવાન કૃષ્ણનુ **ध्यायतो विषयान् पुंसि संगस्तेषूपजायते** એ વાક્ય તેમને યાદ કરાવી કહેવુ જ પડશે કે તેમની મનોવૃત્તિ તિરસ્કારને પાત્ર તો નહીં કહીએ પણ કેવળ ત્યાજ્ય છે. વિદૂષક, સ્યાલ, અને માછીનો વૃત્તાન્ત નાટકનો મુખ્ય ભાગ તો નથી એટલુ તો નહીં પરંતુ એ માત્ર નહીં જેવો જ ભાગ છે. બાપડા વિદૂષકે શકુંતલા દીઠી પણ નથી તો એ "અનાર્ય" નો "( gobetween )" શી રીતે થયો? હાલના પોલીસ અને રાજાના સાળા જેવા ઘણાય ફરતા જોઇએ છીએ તેમના ઉપરથી રાજાઓ અને અત્યારના સંસારનો 'અનાર્ય' ની દૃષ્ટિએ જો અભિપ્રાય બાંધીએ તો જન સમુદાય ભાગ્યે જ વસવા યોગ્ય જણાય. અને ઉચ્ચ સમુદાય સાથે આવાં પાત્રો આવે તો જનસમુદાયનુ ચિત્ર 'અનાર્યની' દૃષ્ટિએ માત્ર માનસિક કલ્પના જ બનાય! પણ આ દોષ 'અનાર્ય' ની દૃષ્ટિનોજ છે! કાલિદાસનાય ભોગ લાગ્યા કે આવા અનાર્ય જેવા એમના વાચક નિકળ્યા! કદાચ ઉચ્ચ સંસારના પરિચયના અભાવે હજુય પણ જે સૂત્રો ઉપર આર્ય જીવન બંધાઈ રહ્યુ છે તેનુ ઉપર ઉપરથી જોતાં એમને ભાન ન થાય એ 'અનાર્ય'માં ક્ષંતવ્ય છે 'અનાર્ય' ને કહીશુ તો વળી રીસ ચડશે કે એક વાત તો એમના પોતાના જ દૃષ્ટાન્તથી સાબીત થાય છે કે સંસ્કૃતની જોડણી કે વ્યાકરણના નિયમો જાણ્યાથી સંસ્કૃત જીવનનો કે તેના સાહિત્યનો વખતે જરાય પણ પાસ બેસતો નથી. કવિ દયારામ ઠીક કહે છે કે

> " શુ જાણે વ્યાકર્ણી વસ્તુને શું જાણે વ્યાકર્ણી,
> દુગ્ધ પર્યન્ત જાણું ઘૃત તદપી સ્વાદ ન જાણે જાર્ણી. "

આમાં જોડણી મૂળ પ્રમાણે જ દયારામની કે નર્મદાશંકરની જ રાખી છે. સાહિત્યદ્વારા જનસમાજના જીવનનો પરિચય કરવો હોય તો પવિત્ર હૃદયે રાગદ્વેષ રહિત થઈ આપણાથી જૂદા જીવનમાં કાંઇ જાણવા જેવું હશે એવી ઉદાર વૃત્તિએ પુસ્તકમાં પ્રવેશ કરવો પડે છે. વિજાતીય છતાં આવી ઉદાર વૃત્તિએ અભ્યાસ કરતાં આર્યજીવનનુ સૂત્ર કેટલુ સારૂં સમજી શકાય છે તેનો નીચેનો દૃષ્ટાન્ત વાંચી "અનાર્ય" ને પણ વખતે આશ્ચર્ય (કે શરમ) લાગશે કે મારા ટિપ્પણ અને પ્રસ્તાવનામાં રહેલા વિચારનો ઘણો ખરો સારાંશ સને ૧૯૧૫ ના સપ્ટેમ્બર માસના "હેરોલ્ડ ઓફ ધી સ્ટાર" ના માસિકને પાને ૪૦૦ મે મેરી વીન્ચેસ્ટર

એબોટ બી. એ. એ ક્યાંથી આપ્યો ! આખો લેખ આ સંબંધી ઉતારવા જેવો છે પરંતુ ઘણું લંબાણ થવાથી બે ટુકડા જ ટાંકું છું.

"When the richest and the most powerful may choose poverty as the highest way; when a king or a High Court Judge at the height of his career may take the yellow robe and the begging bowl; when these were the symbol of Buddha himself who left the life of the perfect prince to become a perfect teacher and gain salvation for his people, poverty necessarily receives a dignity and a glory of its own. When an Emperor may take the dust of the feet of a holy beggar, the fact that the true value of life does not lie in externals is indelibly impressed on the consciousness of a people. It is an expressive symbol of the fact that true greatness is spiritual greatness and that wealth and rank are as nothing in God's sight. It is a recognition of the oneness of life in God................ ...

"That the highest caste of all was not one of worldly power is itself significant, and still more significant is the fact that the Sanyasin is above all caste; thus pointing the truth that caste is for temporal things, a division of labour for most effective development of all the social functions, not a thing in or for itself, to breed pride and arrogance. The duty of all was to serve. The Brahmin was served in material things because he served in spiritual things. That was his duty, his Dharma. Kingship itself was primarily an obligation to protect and help the people, who were the King's children. *And this was by no means simply an ida.* Even the Mogal Emperors—for they too were Easterns.—sold their personal fewels in time of famin to relieve the poor."........ ..............

સાહિત્યમાં 'real' અને 'ideal' જીવન કેટલે કેટલે અંશે આવવા જોઇએ એ વિષય ઉપર લખતાં અહીં ઘણું લંબાણ થાય. આના સંબંધમાં પણ "અનાર્યે" મારું પુસ્તક ધ્યાન દઇને વાંચ્યું જણાતું નથી, એમનું તો સંપૂર્ણ લક્ષ દ્રસ્વદીર્ઘની જોડણીમાં જ ખપી ગયું હતું એટલે આ દોષ ક્ષન્તવ્ય છે. આ સંબંધે વળી બીજે પ્રસંગે જરૂર પડ્યે લખાશે.

"અનાર્યે" ના જેવી ઝીણી દૃષ્ટિએ મારા પુસ્તકમાંથી છેર ખંખેરી લીધા પછી હવે એ તદન સ્વચ્છ થઇ રહ્યું છે એ મને ઘણા સંતોષની વાત છે. આ લેખમાંય કંઇ જોડણીની ભૂલો રહી ગઇ હશે તેનું ટિપ્પણ "રા. અનાર્યે" મારા ઉપર ખાનગી મોકલાવી આપશે તો તે ઉપકાર સાથે સ્વીકારીશ. માસિકના રસિક વાચકોને એવાથી કંટાળો આપવો યોગ્ય નહીં ગણાય.

તા. ૨૫–૧૦–૫૦ } મગનભાઈ ચતુરભાઈ.

# બટુક.

ઝગે બ્રહ્મતેજ શો પુનિત આત્મ
કો અભડાવશો માં
રસ્યુ હૃદય પૂર્ણ શુદ્ધ પ્રેમથી
એને વટાળશો માંઃ
—ઝગે.

રમે રોમ રોમ ભીષ્મવ્રત ભાવના
ભાવ ભૂલાવશો મા
લાધ્યો અનલ શો સમષ્ટિ સ્નેહ, તો
મોહ જગાડશો મા
—ઝગે.

તમ સુખ–વૈભવના ત્યાગી અમે તમ ભોગ–વિલાસ વૈરાગી અમેઃ
તપ–જોગના અખડ રાગી અમેઃ ' ભૂતદયા ' થી દીનના ભાગી અમે.

જાણ્યે–અજાણ્યે બ્રહ્મ બાનકોને તમ
ઉન્હો વાયુ ઢોળશો મા
ઝોળી ભરી, નરી જગ નૂરથી
નૂર હણાવશો મા
—ઝગે

યોગી પીધા ભવ વિષ–કાળને
કાળ અણાવશો માં
ગોઠડી ગોઠી ન આપની અમને તો
આડે આવશો મા.
—ઝગે.

ના દૈહું ધપે તમ હરિયાળા હોદે, ખેલતાં પ્રભુનાં વ્હાલાઓની ગોદે,
સેના ને કલ્યાણ ઝીલશુ પ્રમોદે, વાસનાહિણો આત્મા શાશ્વત શોધે.

શાશ્વત વાંચ્છુને પુણ્યના પન્થની
ઢાળે ઢળાવશો માં—ઝગે.

અમદાવાદ
૧૪: ૮: ૧૫.

કેશવ હ. શેઠ.

Reg. No. B. 46

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्च यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतम पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भू न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૧૨. [ માસિક ] પોષ, સંવત ૧૯૭·

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્‌.એલ્‌.બ
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.



---

અમદાવાદ—ટંકશાળ—કાળુપુર ધી યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી.માં મોતીલાલ શામળદાસે છાપ્યું.

Rgd No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૪, અંક ૧૨. [ માસિક ] પોષ, સંવત્ ૧૯૭૨.

## 'કૉન્ગ્રેસ વીક'

યાને

## સ્વદેશસેવાનો મહાસત્ર.

૧.

આપણે ત્યાં પ્રતિ વર્ષ ડીસેંબર આખર નાતાલની રજામાં સ્વદેશહિતચિન્તનનો જે મહાસત્ર થાય છે તે આ વખતે મુંબાઈમાં કરવામાં આવ્યો છે. અને તે અતિ ઉત્તમ રીતે, ઉલ્લાસ ઉત્સાહ અને કાર્યાકાર્યવિચારપૂર્વક પાર ઊતર્યો છે.

નૅશનલ કૉન્ગ્રેસમાં કલકત્તાના—અરે હિન્દના—અદ્વિતીય બૅરિસ્ટર અને વાઇસરૉયની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના માજી હિન્દી મેમ્બર સર સત્યપ્રસન્ન સિંહ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. એમનું ભાષણ એમની બુદ્ધિશક્તિ અને ગૌરવને શોભતું, તથા સત્ય પ્રસાદ અને નિર્ભયતાથી ભરપૂર હતું. એમાં એમણે સરકારને અને પ્રજાને ઉભયને બહુ સ્પષ્ટ રીતે અને દૃઢતાથી, છતાં તે જ સાથે, શાન્તિથી ખરા કર્તવ્યનો ઉપદેશ કર્યો હતો. વર્તમાન સમયનો મહાન રાજકીય પ્રશ્ન—સ્વરાજ્ય ખપે કે નહિ? અને ખપે તો તે કેવું અને ક્યારે?—એ પ્રશ્ન એમણે નિખાલસપણે

અને ઉત્તમ વાદપદ્ધતિથી તથા નિર્ણાયક રીતે ચર્ચ્યો હતો. સ્વરાજ્ય મેળવવાની, સર સત્ય પ્રસન્ન સિંહ કહે છે કે—ત્રણ રીતો હોઇ શકે× : અનુગ્રહરૂપે મેળવવું, જબરદસ્તીથી મેળવવું, અથવા દિનપરદિન વધતી જતી યોગ્યતા અને તત્સહગામી સુધારા રૂપે મેળવવું: તેમાં પહેલી તરેહનું અનિષ્ટ, બીજું અશક્ય, અને ત્રીજું અનિવાર્ય છે—અર્થાત્ સરકારની મહેરબાની રૂપે મળતું સ્વરાજ્ય આજ મળી જતું હોય તો પણ તે લેવા લાયક નથી,* જબરદસ્તીથી મેળવવું તદ્દન અશક્ય છે એટલું જ નહિ પણ એ માર્ગે થતા મૂર્ખ પ્રયત્નો સ્વરાજ્ય માટે આપણી અયોગ્યતા જ સિદ્ધ કરે છે; પણ જો આપણે આપણી આર્થિક નૈતિક અને માનસિક સ્થિતિ સુધારીએ તો એ સ્વરાજ્ય આવતું અટકાવવાની કોઇની તાકાદ નથી. આ રીતે, આ છેલ્લી પદ્ધતિના સ્વરાજ્યની એમણે હિમાયત કરી અને તેમાં બતાવ્યું કે સ્વરાજ્ય સમીપ છે એ કલ્પના ભૂલભરેલી છે, તેમ 'નાંખી નજર જ્યાં પુગે નહિ' એવું દૂર છે એમ પણ નથી: એ દૂર છે, પણ પ્રતિભાદષ્ટિની મર્યાદાની માંહ્ય છે. આ સંબન્ધમાં સર સત્ય પ્રસન્ન સિંહ સરકારને ખાસ સૂચના કરે છે કે સ્વદેશહિતની આ ભાવના એ જ હિન્દુસ્થાન ઉપરના બ્રિટિશ અમલની પણ ભાવના છે એમ સ્પષ્ટ શબ્દોમાં એમણે લોકને જાહેર કરવું જોઇએ. અને આટલું થશે તો જે નૈરાશ્ય અને રોષવૃત્તિથી—સ્વરાજ્યને પવિત્ર નામે—બૉમ્બ ખૂન લૂટ વગેરે અત્યાચારનાં ઘોર પાપ થાય છે તે થતાં અટકશે. આટલું થાય તો બેશક સરકાર તરફની રાજ્યનીતિમાં આ એક અગત્યનું પગલું થઈ પડે.

સર્વ રાજકીય પ્રશ્નોના પાયા રૂપ આ મહાપ્રશ્ન ચર્ચીને પછી સર સત્ય પ્રસન્ન સિંહ રાજકીય સુધારાનાં ત્રણ મ્હોટાં કર્તવ્યો બતાવે છે :

(૧) તેમાં પહેલું—જે વર્તમાન યુદ્ધના પ્રસંગને લીધે ખાસ મહત્તા ધરાવે છે—તે એ કે દેશીઓને લશ્કરી ખાતામાં મ્હોટી નોકરીઓ આપવી જોઇએ, લોકમાં લશ્કરી શિક્ષણ છૂટથી વિસ્તારવું જોઇએ, અને યોગ્ય વિવેક અને મર્યાદાપૂર્વક પ્રજાને શસ્ત્ર ધારણ કરવાની સારી છૂટ કરવી જોઇએ. દેશમાં અમુક અમુક વર્ગ લશ્કરી ખાતાને લાયક છે અને અમુક નથી એ ભ્રમ, અને એ ભ્રમની પાછળ રહેલી શંકા તથા ખોટી રાજ્યનીતિ—એનું સર સત્ય પ્રસન્ને બહુ ઉત્તમ રીતે ખંડન કર્યું હતું. એમનું એમ કહેવું છે કે અમુક અમુક પ્રૉવીન્સ-વસ્તી લશ્કરી નોકરીને લાયક નથી, એ વાત આ યુદ્ધે

× First, by way of a free gift from the British nation;
Second, by wresting it from them,
Third, by means of such progressive improvement in our mental, moral and material condition as will, on the one hand, render us worthy of it and, on the other, impossible for our rulers to withhold it

* વાચકને સ્મરણ હશે કે ઉદ્દામપક્ષનું નિરાકરણ કરતાં, સ્વ. ગોખલેએ પણ આ જ મત પ્રકટ કર્યો હતો.

ખોટી પાડી છે: જેમ કે (મરાઠાઓ રણમાં બહાદુરીથી લડ્યા છે) અને બંગાળામાંથી પુષ્કળ લોક યુદ્ધમાં કામ કરવા નીકળી પડ્યા છે—વળી મનાય છે તેમ બંગાળાનાં લોક નાહિમ્મત હોત તો ઉપરાઉપરી આટલાં ખૂન થતાં છતાં 'સી. આઇ. ડી' ખાતામાં પુષ્કળ બંગાળીઓ જે હિંમતથી કામ કરે છે તે ન કરતા હોત. આ ઉપરાંત પ્રમુખે એક મ્હોટી વજનદાર દલીલ એ કરી કે રાજ્ય એ દુકાન નથી—કે જ્યાં થોડે પૈસે જ્યાં મળે ત્યાંથી વધારે લાયકાતવાળા ગુમાસ્તા મેળવવા હોય: પ્રજાનો અસન્તોષ ટાળવો તથા પ્રજાને દેશસેવાના કાર્ય માટે, તેમ જ ઊંચું રાષ્ટ્રીય માન જાળવવા માટે, યોગ્ય કરવી એ રાજ્યની ફરજ છે, અને તે માટે ઉપર કહેલું લશ્કરી શિક્ષણ પ્રજામાં છૂટથી દાખલ કરવું જોઇએ.

૨) બીજી ભલામણ સર સત્ય પ્રસન્ન સ્થાનિક સ્વરાજ્ય માટે કરે છે: સ્થાનિક સ્વરાજ્ય ઉપર સર્વ સ્વરાજ્યનો આધાર છે અને તેથી પ્રજાએ પ્રથમ એમાં પોતાની યોગ્યતા સિદ્ધ કરી આપવી જોઇએ. અને તે માટે સરકારની ફરજ એ છે કે સ્થાનિક સ્વરાજ્ય પ્રજાના સ્થાનિક વહીવટમાં પુષ્કળ દાખલ કરવું.

આ સંબન્ધમાં—લૉર્ડ રિપને સ્થાનિક સ્વરાજ્યનો પ્રથમ ઠરાવ કરતી વખતે, નીચેના સિદ્ધાન્તો બતાવ્યા હતા:

(૧) આખા દેશને સ્થાનિક સ્વરાજ્યનાં ન્હાનાં ન્હાનાં મંડળો('લોકલબોર્ડ')થી છાઇ નાંખવો જોઇએ, અને એમને માથે અમુક ફરજો નાંખવી જોઇએ, તથા તે માટે અમુક નાણાંનો વહીવટ સોંપવો જોઇએ.

..... ......................................

(૩) એ મંડળોમાં જેમ બને તેમ પ્રજામતથી ચૂંટાએલા મેમ્બરોની સંખ્યા વધારે રાખવી જોઇએ.

(૪) સરકારે એ મંડળો ઉપર બહારથી દેખરેખ રાખવી; પણ અંદરથી એ મંડળોને પોતાનાં કાર્ય કરવામાં સ્વતન્ત્રતા રહેવી જોઇએ. અને એ મંડળોનો ચેરમેન (અધ્યક્ષ) પ્રજા વર્ગનો અને પ્રજામતથી ચૂંટાએલો હોવો જોઇએ.

એ સિદ્ધાન્તોનો ઉલ્લેખ કરી—તથા ગ્રામ્ય પંચાયતની લૉર્ડ મોર્લિ વગેરેએ હાલમાં જે હિમાયત કરી છે તેમાંથી ઉતારા આપી, છેવટે 'ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન'ની ભલામણને છૂટથી અમલમાં મૂકવા સર સત્ય પ્રસન્ને ભલામણ કરી હતી. આ વિષયને અંગે, હાલમાં 'સહકારી મંડળો' ની સ્થાપના કરવાનું જે કામ શરૂ થયું છે તે વિસ્તારવાથી સ્થાનિક સ્વરાજ્યનું ઘણું કાર્ય થઇ શકશે એમ પોતાનો મત દર્શાવ્યો હતો અને વિશેષમાં જણાવ્યું હતું કે હાલની મન્દ ગતિને હિસાબે તો દેશમાં જોઇતાં મંડળો ચારસો પાંચસો વર્ષે પણ ભાગ્યે પગ વાડી શકાશે—માટે એ કાર્ય પ્રજાએ ઝડપથી ઉપાડી લેવું જોઇએ.

(૩) ત્રીજું સરકારનુ મ્હોટું કર્તવ્ય દેશના ઉદ્યોગ અને હુન્નરોની ખીલવણીનું છે. આ કાર્ય પ્રજાએ જાતે જ કરવાનું છે એવો જે સિદ્ધાન્ત સરકારે પકડયો છે એ આખી પૃથ્વીના બીજા બધા દેશો જે અત્યારે આ વિષયમાં આગળ પડતા થયા છે તેની રીતથી ઊલટો છે. જાપાનમાં રાજ્યે પોતે દેશમાં ઉદ્યોગ અને હુન્નરોની ખીલવણી કરી છે—તેમાં, પ્રજાને માત્ર કેળવણી આપીને જ રાજ્યે બેશી રહેવું એમ પોતાના કર્તવ્યનો પ્રદેશ સંકુચિત કરી નાંખ્યો નથી. પણ આ વિષયની વેપાર અને હુન્નરની પરિષદોમાં વિશેષ ચર્ચા થઇ શકે એમ હોવાથી એ ઉપર વિશેષ ચર્ચા ન કરતાં— આખા ભાષણને અન્તે સર સત્ય પ્રસન્નસિંહે પ્રજાને **સ્વાશ્રયનો** બોધ કર્યો: જિલ્લાઓની કૉન્ગ્રેસ કમિટિઓ વર્ષમાં ત્રણ દિવસ કૉન્ગ્રેસમાં પ્રતિનિધિઓ મોકલી બાકીનો વખત નકામો કાઢવો યોગ્ય નથી, પણ પ્રાથમિક શાળાઓ કાઢવી. વગેરે દેશહિતની પ્રવૃત્તિઓમાં આખું વર્ષ ભાગ લેવો જોઇએ. ઇત્યાદિ કર્તવ્ય નિર્દેશીને, અને હિન્દના ઊજળા ભવિષ્યનુ ધ્યાન કરીને, આ જ સુધીમાં કૉન્ગ્રેસના પ્રમુખપદેથી અપાએલાં ભાષણોમાંનું એક ઉત્તમ ભાષણ સમાપ્ત કર્યું.

૨.

સંસાર સુધારા પરિષદ્‌માં—પ્રમુખસ્થાને પૂનાના 'વિડોઝ હોમ' (વિધવાશ્રમ) અને મહિલાશ્રમના સ્થાપક પ્રો. કર્વે હતા. પ્રો. કર્વે ફર્ગ્યુસન કૉલેજમાં પ્રોફેસર હતા. અને ખાસ કરીને સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન એ બહુ અનુભવપૂર્વક સમજે છે. એમના ભાષણનો મુખ્ય મુદ્દો આપણા દેશમાં સ્ત્રીઓની કેળવણી કેવી હોવી જોઇએ, અને એને માટે કેવી સંસ્થાઓની જરૂર છે એ બાબત હતો. આ વિષેના એમના પોતાના વિચાર બહુ અનુભવ ઉપર સ્થપાએલા હોઇ માનને પાત્ર છે. પ્રો. કર્વે જાતે સાદા અને નમ્ર છે, અને તદનુસાર એમનું ભાષણ કોઇપણ પ્રકારના ચમત્કાર વિનાનું હતું, અને સ્વતન્ત્ર વિચારને માટે પણ અન્ય અનુભવીના વિચારની પુષ્ટિ લેતું હતું. સ્ત્રીઓના શિક્ષણ બાબત નારૂસે (Naruse) નામના એક જાપાની વિદ્વાનનો એવો મત હતો કે જાપાને સ્ત્રીકેળવણીની બાબતમાં યુરોપ કે અમેરિકાનાં ધોરણ અનુસરવાનાં નથી, તેમ પોતાને ત્યાંની પુરુષકેળવણીનું પણ સ્ત્રી પાસે અનુકરણ કરાવવાનું નથી. સ્ત્રી એ પુરુષનુ એક રમકડું કે ઉપકરણ નથી, તેમ સ્ત્રી અને પુરુષ વચ્ચે બિલકુલ ભેદ ન લહેવો એ મત પણ ખોટો છે. સ્ત્રીશિક્ષણમાં ત્રણ વસ્તુ ઉપર ધ્યાન રાખવું જોઇએ* એક તો, એમને **મનુષ્ય** તરીકેનું શિક્ષણ મળવું જોઇએ; બીજું, **સ્ત્રી** તરીકેનું એટલે કે એ સારી પત્ની અને ડાહી માતા થઇ શકે એવી રીતનું શિક્ષણ મળવું

* Thus the principles, which shall govern us in educating women are – First, to educate them as human beings, personalities, secondly, to educate them as women in order to fit them to become good wives and wise mothers; and thirdly, to educate them as members of the nation so that they may always remember that their lives at home are related in an important manner, however hidden, to the prosperity or decay of the nation

જોઇએ; ત્રીજું, એને રાષ્ટ્રના એક અવયવ તરીકેનું શિક્ષણ પણ મળવું જોઇએ, એટલે કે એમનું ગૃહજીવન રાષ્ટ્રના હિત સાથે કેવું સંકળાએલું છે એ એ સમજી શકે એમ થવું જોઇએ.

જાપાની વિદ્વાનના આ સિદ્ધાન્તનો પ્રો. કર્વેએ સંપૂર્ણ અનુવાદ કર્યો, અને ખાસ એ વાત બતાવી કે આપણા દેશમાં સરકાર કેળવણીની બાબતમાં 'ટ્રેઇન્ડ ટીચર' યાને ટ્રેઇનિંગ કૉલેજમાં પસાર થએલા શિક્ષકો જ જોઇએ એવો આગ્રહ ધરાવી કેળવણીને મોંઘી અને વિરલ રાખે છે એ મ્હોટી ભૂલ છે. આપણા દેશમાં ખરી જરૂર કેળવણીનો જેમ બને તેમ વધારે વિસ્તાર કરવાની છે, એને ઊંચી પ્રતિનું બનાવવા માટે દરકાર કરવાની નથી. વળી, પ્રો. કર્વે સ્ત્રીઓ માટે આપણા દેશની જરૂરિયાત પ્રમાણેનું ખાસ શિક્ષણ માગે છે એટલું જ નહિ પણ એ શિક્ષણ માટે દેશી ભાષાનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે. હાલની હાઇસ્કૂલોના અભ્યાસક્રમમાં અત્યારે ઊથલપાથલ કરી નાંખવાની એમની સૂચના નથી, પણ એ અભ્યાસક્રમ એવો ગોઠવવાનું કહે છે કે જેથી એટલા અભ્યાસમાં પણ મધ્યમ પ્રકારનું શિક્ષણ સમાપ્ત કરી શકાય, અને જો કોઇને આગળ વધવાની જરૂર હોય તો તે દેશી ભાષા દ્વારા અપાતી સ્ત્રીકેળવણીની કૉલેજમાં દાખલ થઇ શકે. અથવા ઇચ્છા હોય તો બે વર્ષ વિશેષ અભ્યાસ કરી હાલની મૅટ્રિક્યુલેશન પરીક્ષા પણ પસાર કરી શકે.

આ કાર્ય વિકટ છે, બહુ મતભેદથી સંકુલ છે—પણ પ્રો. કર્વે કાર્ય કરી બતાવનાર ગૃહસ્થ છે, અને એ દિશામાં 'મહિલાશ્રમ'માં એમણે શરૂઆત પણ કરી છે. એ યોજનાનો વિશેષ વિકાસ કેવો થાય છે એ આપણે જોવાનું છે.

૩.

**હિન્દી વેપારી પરિષદ્**નું પ્રમુખસ્થાન મુંબાઇના પ્રસિદ્ધ વેપારી સર ફ્રાન્સલભાઇએ લીધું હતું. આજ સુધી ઔદ્યોગિક પરિષદ્‌ને અંગે વેપાર સંબન્ધી પ્રશ્નોની ચર્ચા થતી, અને ઉદ્યોગ અને વેપારનો આન્તર સંબન્ધ જોતાં એ ગોઠવણ સકારણ હતી. પણ માલ બનાવનાર કારખાનાંવાળાઓ અને માલની આપ લે કરનાર વેપારીઓ ઘણે ભાગે જુદા હોય છે તેથી આ બંને વર્ગ પોતપોતાનો અનુભવ સ્વતન્ત્ર રીતે રજુ કરે તથા ચર્ચે એ ઇષ્ટ છે. અને ઉદ્યોગ અને વેપાર મળી દ્વિતીય પુરુષાર્થની જે મ્હોટી દુનીઆ ઊભી થાય છે તે એવી તો વિશાળ છે કે એની સાંગોપાંગ ચર્ચા માટે એ વિષયને બે જુદી જુદી પરિષદોમાં પાથરી નંખાય, અને ચર્ચાનો બેવડો વખત મેળવી લેવાય એ ખોટું નથી. સર ફ્રાન્સલભાઇના ભાષણમાં બે મુખ્ય મુદ્દા હતા : એક તો આખા દેશનું એક સંયુક્ત હિન્દી વેપારી મંડળ (Associated Chamber of Commerce) સ્થાપવાની જરૂર; બીજું હિન્દની આર્થિક નીતિની બાબતમાં સ્વતન્ત્રતા (Fiscal autonomy). આ સ્વતન્ત્રતા પ્રાપ્ત કરવી અત્યારે સહેલી નથી. તથાપિ એને માટે પ્રયત્ન થવો જોઇએ. પરંતુ સર ફ્રાન્સલભાઇની ઉપર કહેલી પહેલી ભલામણ—સંયુક્ત હિન્દી વેપારી મંડળ સ્થાપવાની—એ બેશક વેપારીવર્ગ વગર ઢીલે ઉપાડી લેવા જેવી છે. એવા મંડળને અભાવે દેશી વેપારીઓના હિતનો પરદેશીઓને હાથે

કેવો સંહાર થાય છે, તથા પરદેશમાં દેશી વેપારના માર્ગો અને બજારો ઊઘાડવામાં આપણે કેટલા પછાત રહીએ છીએ એ હરકોઇ વેપારી સારી રીતે જાણે છે.

૪

**હિન્દી ઔદ્યોગિક પરિષદ્:**—આ પરિષદનું પ્રમુખસ્થાન બહુ જ યોગ્યતાના વિચાર પુરઃસર **સર દોરાબ તાતા** (મર્હૂમ જમશેદજી નસરવાનજી તાતાના જ્યેષ્ઠ પુત્ર)ને આપવામાં આવ્યું હતું. **સર દોરાબ** તાતાના ભાષણમાં ઘણા વિવાદી પ્રશ્નો ચર્ચ્યા હતા, અને જેઓ એમની સાથે એકમત થઇ નહિ શકે તેઓ પણ આ વિષયમાં એમનો મત એમના અનુભવના કારણથી માનપૂર્વક સાંભળવા લાયક છે એમ કબુલ કર્યા વિના રહેશે નહિ. એક સામાન્ય માન્યતા એવી છે કે જાપાને પોતાના ઉદ્યોગ-વેપારને, નાણાંની મદદ પરદેશી માલ ઉપર જકાત વગેરે કૃત્રિમ સાધનોથી ઊભો કર્યો છે પરંતુ એ માનવું કેવળ ભ્રમ છે એમ બતાવતા **સર દોરાબ** કહે છે કે જાપાનથી હિન્દુસ્તાનમાં ચઢાવાતા માલવાળાઓને જાપાની સરકાર 'bounty' યાને ઉપકારક દ્રવ્ય આપે છે એ વાત ખોટી છે. વસ્તુતઃ એ મદદ 'જાપાનના મિલઓનર્સ એસોસિએશન' તરફથી અપાય છે. આ એસોસિએશન માલ વહેવાના માર્ગોનું નૂર ઓછું કરાવવામાં સાધનભૂત થાય છે, તથા નવાં બજારો ઊઘાડી આપી મદદમાં આપેલા દ્રવ્ય પૂરતા નુકસાનનો અનેકગણો બદલો વાળી લે છે. વળી ચીનના બજારમાં જાપાન હિન્દુસ્થાનને હરાવે છે એનું ખરૂં કારણ પણ ઉપર જણાવ્યું તેવું કૃત્રિમ સાધન નથી, પણ વેપારમાં ફતેહ કેમ મળે એ સંબન્ધી જાપાનના વેપારીઓનું અને કારખાનાં વાળાઓનું યથાર્થ જ્ઞાન, તેઓની પોતાના કામમાં અમોઘ કુશળતા, અને એકત્ર મળી દીર્ઘ દૃષ્ટિથી કાર્ય કરવાની શક્તિ એ છે. બીજી એક એમ માનવામાં આવે છે કે જાપાને પરદેશી માલ ઉપર ખાસ જકાત નાંખીને પોતાના ઉદ્યોગો ખીલવ્યા છે. પણ **સર દોરાબ** કહે છે કે આ માન્યતા પણ ખોટી છે. ઇ. સ. ૧૮૬૮થી અર્વાચીન જાપાનની શરૂ આત થઇ ત્યાંથી માંડીને ૧૮૯૮ એટલે ૩૦ વર્ષ સુધી, માત્ર રાજ્યની ઊપજ માટે સામાન્ય પાંચ ટકાની જ જકાત લેવામાં આવતી, છતાં ૧૮૯૮ પહેલાં પણ જાપાન દીવાસળી અને કાચનો માલ અત્રે પુષ્કળ મોકલતું. **સર દોરાબ** તાતા એમના સેક્રેટરી, આપણા યુનિવર્સિટિના એક ઉત્તમ ગ્રેજ્યુએટ, મિ. બરજોરજી બાદશાહની માફક બિનજકાતી વ્યાપારી નીતિના હિમાયતી છે,× તેથી ઉપર જણાવેલા એમના વિચારો આપણને આશ્ચર્ય પમાડતા નથી. એમના પ્રતિપાદનના જવાબમાં એકજણ તરફથી યોગ્ય કહેવામાં આવ્યું છે કે ૧૮૬૮થી ૧૮૯૮ સુધી જાપાનમાં ખાસ જકાત નહોતી તેનુ કારણ કે ત્યાં સુધી જકાતવડે ઉત્તેજન આપવાના હુન્નરો જ અસ્તિત્વમાં આવ્યા નહોતા. નવાં કારખાનાં ઊભાં થવા માંડયાં, અને પરદેશી હરીફાઇ સામે એમને ટેકવી રાખવાની બલ્કે જીત પમાડવાની જરૂર જણાઇ કે તુરત જકાતી નીતિ દાખલ થઇ, અને એના આશ્રય તળે જાપાનનો ઉદ્યોગ ખીલ્યો. તથાપિ **સર દોરાબ** તાતાના

---

× જુવો આ વિષય ઉપર મિ. બાદશાહે ટેક્સ્ટાઇલ જર્નલમાં લખેલા એક લેખનું પ્રો. આનન્દશંકરે **વસન્ત** સં. ૧૯૫૫ના ભાદ્રપદના અંકમાં કરેલું અવલોકન.

કહેવામાં એટલું સત્ય છે જ કે સ્વદેશી ઉદ્યોગો સ્થાપવાની આવડ શક્તિ વગેરે બીજી સામગ્રી વગર માત્ર પરદેશી માલ ઉપર જકાત નાંખવાથી કાંઈ વળે નહિ. પણ આ સામગ્રી ઉત્પન્ન કરવામાં જેટલી જવાબદારી પ્રજાની છે તેથી સરકારની કાંઈ ઓછી નથી.

સર દોરાબ તાતા સરકાર પોતે પોતાની જરૂર સિવાયનાં કારખાનાં કાઢે કે અત્રેનાં કારખાનાંવાળાઓને નાણાંની મદદ આપે એની વિરુદ્ધ છે. પરંતુ સ્વદેશી કારખાનાંનો માલ એણે ખરીદવો જોઇએ એટલી ફરજ તો એ કબુલ કરે છે. પણ સર દોરાબ ઉદ્યોગ હુન્નર અને વેપારના સંબન્ધમાં સરકારને માથેથી સઘળી ફરજ કાઢી નાંખે છે એમ ધારવાનું નથી. એમને મતે, સરકારની મ્હોટામાં મ્હોટી ફરજ પ્રજાને ઔદ્યોગિક શિક્ષણ આપવાની છે; એ શિક્ષણ માટે જોઇતું સાયન્સનું જ્ઞાન દેશમાં પુષ્કળ પ્રસારવાની છે; ઉંચા પ્રકારની સાયન્સના શોધખોળ માટે સંસ્થાઓ અને અનુકૂળતાઓ ઉત્પન્ન કરવાની છે; વેપાર તથા ઉદ્યોગને લગતી પ્રજાને જોઇતી સઘળી માહિતી પૂરી પાડનારાં ખાતાંઓ સ્થાપવાની છે.

સર દોરાબ તાતા જણાવે છે તે કરતાં આ બાબતમાં સરકારની ઘણી વધારે ફરજ છે. પણ એમણે જણાવી છે એટલી પણ સરકાર તરફથી પરિપૂર્ણ રીતે કરવામાં આવે તો બહુ છે. .'

આ પ્રમાણે 'કૉન્ગ્રેસ વીક'માં થએલા સ્વદેશહિતચિન્તનના કાર્યના મુખ્ય મુદ્દા તારવી કાઢી અત્રે રજુ કર્યા. પણ એ ઉપર જોઇતું વિવેચન નહિ જેવું જ કર્યું છે. તે એટલા માટે કે કૉન્ગ્રેસ નાતાલમાં જાગી બાકીનો વખત નિદ્રામાં પડી રહે એ જેમ અનિષ્ટ છે તેમ આપણાં માસિકો પણ આ વિષયની કૉન્ગ્રેસના માસમાં ચર્ચા કરી બાકીના વખતમાં એને વીસરી જાય એ ઠીક નથી. તેથી ઉપર જણાવેલા **વિવિધ વિષયો ઉપર, તેમજ એમાંથી ઉત્પન્ન થતા અને એને લગતા અનેક મહત્ત્વના પ્રશ્નો ઉપર પૃથક્ પૃથક્ લેખ વર્ષમાં વખતોવખત લખાવવા એવો અમારો ઈરાદો છે, અને એમાં ગૂજરાતના વિદ્વાનોની અમે મદદ માગીએ છીએ.**

[ વસન્ત - ઑફિસ. ]

---

# નીતિશિક્ષણ

## પ્રવેશ ૧ લો

**સ્થળ—શાળાનો એક ઓરડો**

**પાત્રો—નીતિશિક્ષકઃ—સત્યેન્દ્ર**

શિષ્યો—રમણ, મદન, મંચેરજી, ગુલામહુસેન, અને બીજાઓ

[ શિષ્યો, પાટલીઓ પર બેઠા છે. નીતિશિક્ષક સત્યેન્દ્ર પ્રવેશ કરે છે. ] [ શિષ્યો ઊભા થાય છે. ]

સત્યેન્દ્ર—બેસી જાઓ, કેવા લાયક શિષ્યો છો! જેમ ઊભા થઈ તમે મને માન આપો છો, તેમજ જે કોઈ વડીલ ને લાયક માણસ હોય તેને પણ તમારે નમન કરવું જોઈએ. સમજ્યા ?

મદન—સાહેબ, કોને ?

સત્યેન્દ્ર—વડીલોને ને લાયક માણસોને.

મદન—સાહેબ, લાયક કોણ ગણાય ?

સત્યેન્દ્ર—જે નીતિમાન્ પુરુષ હોય તે લાયક ગણાય. દાખલા તરીકે હું પોતે. આજે હું તમને નીતિનો બોધ કરવા માગું છું. જુઓ તમારે હમેશ પ્રામાણિક થવું. શું કહ્યું ? પ્રામાણિક થવું. સમજ્યા—

મંચેરજી—સાહેબ, આય શબ્દ કંઈ સમજાતો નથી.

સત્યેન્દ્ર—બેસી જા, બેસી જા, તને તો કંઈ નહિ સમજાય; બાવાને કહેલુંતુંને કે પારસીઓની નિશાળમાં તને મુકે ?

હમેશાં સાચું બોલવું. બોલેલું વચન હમેશ પાળવું; જીવ જાય તો બહેતર પણ વચનભંગ ન થવું. સત્યવાદી રાજા હરિશ્ચંદ્રના જેવા થવું; સમજ્યા ?"

ગુલામહુસેન—હરિસચંદર કોણ તે મને ખબર નથી.

મંચેરજી—એવાઓને વિષે હું બી કંઈ જાનતો નથી. અમુને જરીક સમજાવો.

સત્યેન્દ્ર—બેસી જાઓ, બેસી જાઓ. આટલી ખબર નથી ? હરિશ્ચન્દ્રનું નામ નથી સાંભળ્યું ? બણી રહ્યા. પૂછજો તમારા માબાપને, એવું કંઈ અહીં ન શિખવાય

સ્વભાવે શાન્ત રહેવું. કોઈસાથે લડવું નહિ. શું કહ્યું ? લડવું નહિ. સમજ્યા ? રમણ બોલી જા તો જોઉં, કેટલું યાદ રહ્યું ? મેં શું કહ્યું ?

રમણ—સાહેબ પ્રમાણિક થાઓ, સાચું બોલો, બોલેલું પાળો, શાન્ત થાઓ.

સત્યેન્દ્ર—અરે મૂર્ખ ! પ્રામાણિક થવું, સાચું બોલવું—એમ.સાહેબ થાઓ ને સાહેબ બોલો! મૂર્ખજ રહેશો. મારે થવાનું ને મારે બોલવાનું કે તમારે ?

રમણ—મારા બોલવામાં ભૂલ થઈ. પણ સાહેબ, તમારે ને અમારે બધાએ આમ કરવાનું કેની ?

સત્યેન્દ્ર—બધાએ, આખી દુનિયાએ. દોઢડાહ્યો ન થા. બેસી જા. એક નહિ તો બીજે,

બીજો નહિ તો ત્રીજો, એમ કોઈ કોઈ કંઈ કંઈ બોલ્યાજ કરે છે. શીખી રહ્યા તમે. હમણાં વખત થશે; આવા મૂર્ખાઓને તે શું શીખવે ?

[ ઘંટ વાગે છે. ]

ચલો હવે આવતા સોમવારે.

[ સૌ છોકરાઓ ઊભા થાય છે. શિક્ષક જાય છે; બાદ છોકરાઓ જાય છે. ]

---

## પ્રવેશ ૨ જો

**સ્થળ**—પરચુરણ વસ્તુઓના વેપારી મિ. આદરજીની દુકાન

**પાત્રો**—આદરજી, દુકાનનો માલીકઃ કપુરચંદ, તેનો ગુમાસ્તોઃ મંચેરજી, તેનો નાનો ભાઈ ને સત્યેન્દ્ર.

[ દુકાનમાં શેઠ આદરજી ટેબલ આગળ હીસાબના ચોપડા તપાસતા બેઠા છે. મંચેરજી પાસે બેઠો છે. ગુમાસ્તો સાફસુફ કરે છે. ]

[ સત્યેન્દ્ર દુકાને જાય છે. ]

સત્યેન્દ્ર—પેન્સિલનું બંડલ.

કપુર૦—કયા મેકરની ?

સત્યેન્દ્ર—એચ. બી., એચ. બી.

કપુર૦—તે મેકરની હાલમાં નથી આવતી, લદાઇને લીધે બંધ છે. જાપાનની છે, તે આપું?

સત્યેન્દ્ર—લાવ તે લાવ. નમુનો જોઉં.

કપુર૦—જુઓ આવી છે.

[ સત્યેન્દ્ર નમુનો જોય છે, પસંદ કરે છે, ને તે પેન્સિલ હાથમાં રાખે છે.

સત્યેન્દ્ર—ડઝન લાવ. નોટપેપર બંડલ એક, પાકીટ પચાસ, કારબોલિક સોપ એક બ્લૉટિંગ પેપર ડઝન બે—એટલું બીજું લાવ.

[ કપુરચંદ નોટપેપરનાં બેત્રણ બંડલ, પાકીટ, સાબુઆ, બ્લૉટિંગપેપર બધું જાત જાતનું આણે છે. ]

સત્યેન્દ્ર—નોટપેપર સારા નથી. એ નહિ જોઈએ. બીજું બધું કહ્યું તે પ્રમાણે રાખું છું. ઉતાવળથી બિલ બનાવ. જલદી. મારે કામ છે. જલદી, જલદી.

[ સત્યેન્દ્ર **નમુનાની પેન્સિલ**, તે ઉપરાંત ડઝન પેન્સિલો, **નોટપેપર** બંડલ એક, બે ડઝન બ્લૉટિંગપેપર, પચાસ પાકીટ, ને કારબોલીક સોપ, એટલું રૂમાલમાં વીંટી દે છે. ]

કપુર૦—આ બિલ. [ બિલ આપે છે. ] લાવો સાહેબ બધું બાંધી આપું.

સત્યેન્દ્ર—એવી નાહકની તસ્દી હું કોઈને આપતો નથી. નકામી તમને મહેનત પડે, ને કાગળ ને દોરો બગડે તે વળી જુદાં.

કપુર૦—ઘરાકને ખુશ કરવા એ અમારી ફરજ છે. લાવો સાહેબ, લાવો જલદી બાંધીશ.

સત્યેન્દ્ર—અરે નહિ નહિ. ચાલશે એ તો. અમે ક્યાં મોટા વકીલ બારિસ્ટર છીએ ? અમારે સાદાઈજ સારી. કિમતો તો બરાબર મુકી છેને ? [ બિલ વાંચે છે. ]

કપુર૦—કંઈ એક વારનું ઓછું કામ છે ?

સત્યેન્દ્ર—એક રૂપીઓ ને અડધો આનો. અડધો આનો શેનો ? તે નહિ મળે. લો રૂપીઓ.

કપુર૦—સાહેબ, કમાઇજ અડધો આનો છે. પ્રમાણિક થઇએ તેનું આવું ફળ ? રકઝક ક્યાં કરાવી છે ? નહિતર રૂ. ૧I મુકત.

સત્યેન્દ્ર—હમેશનું કામ પાડવું હોય તો તકરાર નહિ. લે રૂપીઓ ને એક પૈસો. કયા વેપારી પ્રમાણિક થયા ? [ જાય છે. ]

કપુર૦—અરે એ બાપ ! એ ! નહિ ચાલે. એ ભાઈ ! એ !

આદરજી—શું છે ? કપુરચંદ શુ છે ?

કપુર૦—એક પૈસો આપ્યા વિના ઘરાક ચાલ્યો ગયો.

આદરજી—શું શું લીધું ?

કપુર૦—પેન્સિલ ડઝન ૧, બ્લૉટિંગ ડઝન ૨, સાબુ ૧, ને પાકીટ ૫૦ [ બાકીની ચીજો જોય છે, તો નમુનાની પેન્સિલ ને નોટપેપર બંડલ ૧ ઓછાં જણાય છે. ] અરે ! આમાં તો બે ચીજ ઓછી થાય છે ! નોટપેપરનું બંડલ ને નમુનાની પેન્સિલ ! મને ઘરાકે છેતર્યો. હું બંડલ બાંધવાનું કહેતો હતો તે એણે મને ના કહી તે મદારમાંજ હશે.

આદરજી—કોણ હતો ? એને ઓળખે છે કે નહિ ?

કપુર૦—હું એને બીલકુલ ઓળખતો નથી.

મંચેરજી—બધર! હું ઓળખું છું. એ તો અમારા નીતિના માસ્તર.

આદરજી—નીતિના માસ્તર ?

મંચેરજી—એવણ અમુને એવું શીખવે છે કે સાચું બોલવું, પરમાનીક થવું વગેરે.

આદરજી—એ શું શિખવવાનો હતો? આવો ઠગ ને ડિસ્‌હૉનેસ્ટ માણસ? કપુરચંદ ! એ ફરીથી દુકાને આવે તો એને ઊભોજ નહીં રાખતો. આજે દુકાન હવે બંધ કરો.

[ દુકાન બંધ થાય છે. સર્વે જાય છે. ]

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—ન્યાતની વાડી

પાત્રો—ન્યાતનું સાજનું, તેમાં આગેવાનમાં ન્યાતના શેઠ ધનશંકર, તેનો નાનો ભાઈ મદન, મન્ત્રી હીરાશંકર, પ્રેમશંકર, રામશંકર વગેરે, અને સત્યેન્દ્ર

[ સત્યેન્દ્ર ને રેવાશંકર આર્યન બ્રધરહુડના જમણમાં જમી આવ્યા હોવાથી તેમને વિષે વિચાર કરવા માટે સાજનું એકઠું થયું છે. ]

શેઠ ધનશંકર—કેમ ભાઇઓ! ન્યાતના આગેવાનો બધા આવી ગયા ?

બેત્રણ જણ—આવ્યા, આવ્યા. કામ શરૂ કરો.

ધનશંકર—ન્યાતના મન્ત્રી હીરાશંકર આજની ન્યાત મેળવવાનું પ્રયોજન જણાવશે.

હીરાશંકર—જુઓ ભાઇઓ. કૃપાશંકરભાઈએ તેમની પોતાની સહીથી ફરિયાદ આપી છે કે આપણી ન્યાતના બે શખ્સો નામે સત્યેન્દ્ર અને રેવાશંકર આર્યન બ્રધરહુડના ખાણામાં દાખલ થયા હતા તો તેમને વિષે ન્યાતે વિચાર કરવો જોઈએ.

ધનશંકર—પહેલા રેવાશંકરને પતાવો.

પ્રેમશંકર—કૃપાશંકરભાઇની ફરિયાદ બરાબર છે. આપણી ઉંચી ન્યાતનો શખ્સ આમ ખુલ્લી રીતે બીજી ન્યાતો સાથે ભોજન લે તેને ન્યાતબહાર મુકવોજ જોઈએ.

રામશંકર—હું એ મતને ટેકો આપું છું. મુકો એને ન્યાતબહાર.

રેવાશંકર—ભાઈઓ ! મારૂં કહેવું સાંભળો ને પછી જે—

પ્રેમશંકર, રામશંકર—અઘોર પાપ કરીને સંભળાવો છો શું? નીકાલ ચટ ને છટજ થશે. આવાઓને સાંભળે શું?

બે ન્યાતીલા—સાંભળો તો ખરા, એને સાંભળવામાંથી પણુ આપણે ગયા ? ગુન્હેગારને સાંભળવો તો જોઈએ.

પ્રેમશંકર—અરે એને તો અહીં બેસવાએ ન દેવો જોઈએ; અમારે ઘેર જઈને કપડાબોળ નહાવું પડશે.

બે ત્રણ ન્યાતીલા—સાંભળો ! સાંભળો !

રેવાશંકર—ભાઈઓ ! હું તમને જે કંઈ કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળશો તો ઘણોજ ઉપકૃત થઈશ. અને સાંભળીને જે કરવું હોય તે કરજો. આપણામાંના ઘણાઓ જે કંઈ છુપી રીતે કરે છે તે મેં ખુલ્લી રીતે કર્યું છે. જે કંઈ છુપી રીતે થતું હોય તે ખુલ્લી રીતે કરવામાં આવેથી શું ધર્મની વિરુદ્ધ થાય છે ? જરૂર હોય છે ત્યારે છુપી રીતે શું આપણામાંના ઘણાએ જણો ગમે તે ન્યાતના માણસોને ત્યાં નથી જમી લેતા ?

કૃપાશંકર—છુપી રીતે જે થાય તે ન્યાત ક્યાં જોવા જાય છે ? છુપી રીતે તો મેં ગમે તેવી ગડબડો કરી હતી, પણ ન્યાતસઈ રીતે તેમ નહિ કર્યું હોવાથી ન્યાત મારો વાંકો વાળ પણ કરી-શકી નથી, અને હું મારી બહાદુરી માટે મગરૂબ છું. એ તો પોતપોતાની શક્તિની વાત છે.

રેવાશંકર—જો એમજ હોય તો મારે કંઈ કહેવાનું નથી; એટલુંજ કહું છું કે મને તમે લોકો અન્યાય કરો છો, ન્યાતમાંથી એક ન્યાતીલો ખુવો છો, જાતે હેરાન થાઓ છો ને બીજાને હેરાન કરો છો, અને તે ઉપરાંત—

ધનશંકર—એ લાંબું લાંબું ભાષણ નહિ જોઇએ. ગુન્હો કબુલ કરો છો તો પછી આડી-અવળી વાત નહિ. કેમ ભાઇઓ ! પ્રેમશંકરભાઈ ને રામશંકરભાઈની દરખાસ્ત કબુલ છે ને ?

કૃપાશંકર, પ્રેમશંકર, રામશંકર—કબુલ, કબુલ, બસ કબુલ. રેવાશંકરને ન્યાતબહાર મુકવામાં આવે છે.

ધનશંકર—હવે સત્યેન્દ્રની વાત.

કૃપાશંકર—એમણે પણ એમજ કર્યું છે. માટે એમને પણ ન્યાત બહાર મુકવા.

પ્રેમશંકર—હું એ દરખાસ્તને ટેકો આપું છું.

સત્યેન્દ્ર—મારા મુરબ્બીઓ મારૂં સાંભળશો કે નહિ ?

ધનશંકર—બેલાશક.

સત્યેન્દ્ર—[ બાજુએ ] વાત નાકબૂલ કરવા દે. અહીં સત્ય નહિ ચાલે. બીચારો રેવાશંકર સાચું બોલવામાં ફૈસાઈ ગયો. આપણે ઇનકાર કરી દઇએ. ]

[ મોટેથી ] મારા મુરબ્બીઓ ! રેવાશંકરને જે સજા કરી તેથીએ વધારે સજા મારે કબૂલ છે. પણ એટલુંજ જણાવવાને સેવક ઇચ્છા ધરાવે છે કે હું તે જમણમાં હાજરજ નહોતો. જમણમાં હું ગયોજ નહોતો તો પછી મને નાહક શિક્ષા કેવી ?

ધનશંકર—કેમ કૃપાશંકર, આ ખરૂં કહે છે ?

કૃપાશંકર—ખોટું, તદ્દન ખોટું.

સત્યેન્દ્ર—કૃપાશંકરનું કહેવું ખોટું છે, એ તદ્દન જુઠું બોલે છે.

ધનશંકર—કૃપાશંકર ભાઈ! સાબીત કરો કે સત્યેન્દ્ર જમવામાં હતો.

રેવાશંકર સાબીત શું કરવાનું છે ? અમે બે જોડેજ જમ્યા હતા; મારી નિકટમાંજ સત્યેન્દ્ર બેઠો હતો.

સત્યેન્દ્ર—જુઠું છે તદ્દન જુઠું છે.

પ્રેમશંકર—મારા પર મારા મિત્ર મિ. નગીનલાલનો પત્ર છે તેમાં તે લખે છે કે સત્યેન્દ્ર ને રેવાશંકર જમણમાં હતા. તે બન્ને જણ મારી સામેજ ખુબ આનંદથી દુધપાકના દડિયા પર દડિયા ઝોકાવ્યા જતા હતા.

સત્યેન્દ્ર—હું પ્રશ્ન મુકું છું કે આવા પારકી ન્યાતના સખસોના પત્રો ન્યાતસઈ રીતે પુરાવામાં દાખલ કરાય ખરા કે ? એમ તો કોઈને કોઈ દુશ્મન હોય તે ગમે તે બરકી મારે. ન્યાતના કોઈ માણસનો પત્ર હોય તોજ મારી વિરુદ્ધ જાય, નગીનલાલ કંઈ આપણી ન્યાતનો નથી.

ધનશંકર—મને લાગે છે કે સત્યેન્દ્રની દલીલ ખરી છે. બીજી ન્યાતના માણસના હસ્તાક્ષર

આપણી ન્યાતમાં પુરાવા તરીકે નહિ ચાલે. બીજો પુરાવો રજુ કરો.

રેવાશંકર—હું કહું છું કે હું ને એ બન્ને જોડેજ જમવા બેઠા હતા.

સત્યેન્દ્ર—રેવાશંકરને તો ન્યાતે હમણાંજ ન્યાતબહાર મુક્યો છે. જે ન્યાયે બીજી ન્યાતના સખસનો પત્ર ન્યાતસઈ રીતે પુરાવા તરીકે રજુ ન કરાય તેજ ન્યાયે બીજી ન્યાતના શખ્સની જુબાની પણ ન રજુ કરાય. રેવાશંકર હવે ન્યાતબહાર મુકાઇ ગયા તો એનું કહેવાતું કંઈ ન્યાત ધ્યાનમાં લઈ ન શકે.

રેવાશંકર—શું હું જુઠું બોલું છું! અલ્યા સત્યેન્દ્ર ઇશ્વિરનો તો ડર રાખ. તું તો વળી નીતિશિક્ષક છે; આવી નીતિ આચરણમાં મુકે છે?

સત્યેન્દ્ર—જુઠું, જુઠું, હળાહળ જુઠું. તારૂં બોલવું ન્યાત ધ્યાનમાં લઇ શકેજ નહિ, માટે તે જુઠું.

ધનશંકર—ભાઇઓ! એમ જણાય છે કે સત્યેન્દ્રે એ ખાણામાં ભાગ લીધો તે વાત પૂરવાર થતી નથી, માટે હું ધારૂં છું એને વિષે કંઇ કરી શકાય તેમ નથી. જે પુરાવો છે તે ન્યાતસઈ રીતનો નથી; માટે આપણે કંઇ કરતા નથી. કેમ બધા સંમત છો?

મેદન—[ ધીમેથી ધનશંકરને ] મોટા ભાઇ! માસ્તર સત્યેન્દ્ર જુઠું બોલે છે એમ છે, છતાં તમે તેને બચાવો છો કેમ?

ધનશંકર—[ ધીમેથી મદનને ] બેસ! બેસ! તું શું સમજે?

[ મોટે ] કેમ બધા સંમત છો? બોલો ભાઇઓ.

પ્રેમશંકર, રામશંકર, બે ત્રણ બીજા —કબૂલ, કબૂલ, બોલો હરરા! હરરા! મહાદેવ! ચાલો ભાઇઓ ઘેર. ધર્મનો જય થાઓ!

[ સત્યેન્દ્ર ને રેવાશંકર સિવાય બધા જાય છે. ]

સત્યેન્દ્ર—ખાધો, સાચાઇમાં લાડવો?

રેવાશંકર—પણ જમ્યા તો હીંમતથી કહેવું હતું કે જમ્યા, જુઠું શા માટે બોલવું?

સત્યેન્દ્ર—શા માટે તે તો તમે જોયુંજ ને? [ જાય છે બન્ને. ]

---

## પ્રવેશ ૪ થો

### સ્થળ: શાળાનો ઓરડો

પાત્રો : શિષ્યો, રમણ, મદન, મંચેરજી, ગુલામહુસેન અને બીજાઓ: સત્યેન્દ્ર: બેલિફ—ને એક મારવાડી

[ નીતિશિક્ષક સત્યેન્દ્ર નમુનાની પેન્સિલ સાથે વર્ગમાં દાખલ થાય છે. ]

[ શિષ્યો ઊભા થાય છે: મંચેરજી ને મદન ઊભા થતા નથી. ]

સત્યેન્દ્ર—એ! પારસી! બેસી કેમ રહ્યો છે, જંગલી! ઊભો થા. એ! મદન ઊભો થા.

મંચેરજી—તમે શીખવ્યું છે કે લાયક માણસને માન આપવું.

સત્યેન્દ્ર—પણ મેં શું એમ શીખવ્યું છે કે ગુરુ તે લાયક નહિ?

મંચેરજી—સાહેબ, મારા ભાઇની દુકાનમાંથી પેન્સીલ ને નોટપેપરનું બંડલ મફત ઉપાડી ગયા પછી તમને લાયક કેમ કહેવાય? મારા ભાઇ કહેતા હતા કે તમને ફરીથી દુકાને ઊભા નહિ રાખવામાં આવે.

ગુલામહુસેન, રમણ ને બીજા બેત્રણ—હે! હે! [ તાળીઓ પાડે છે ને હસે છે ]

સત્યેન્દ્ર—છોકરાઓ ચુપ રહો. સમજ્યા? શું કહ્યું? ચુપ. સમજ્યા?

મંચેરજી—સાહેબ, એ તમારી પાસે પેન્સીલ છે તેજ અમારી નમુનાની પેન્સીલ. મને પાછી આપશો?

સત્યેન્દ્ર—ચુપ રહો. આજે તમને બધાને નીતિ વિષે ટુંકી વાર્તાઓ કહીશ, ને મને ખાત્રી છે કે તમને ઘણી મઝા પડશે.

મદન—પણ સાહેબ, તમે સાંજનામાં જુઠું બોલ્યા ને અહીં સાચું બોલવાનું કહો છો એનું શું કારણ?

સત્યેન્દ્ર—કારણ ન પુછવું, સમજ્યા? ચલો સાંભળો—[ એક બેલીફ સાથે એક મારવાડી દાખલ થાય છે. ]

વાના—હા. ( વાના ઝભ્ભો કાઢવા જાય છે. પ્રીન્સીવાળી ઇશારાથી અટકાવે છે.)

પ્રીન્સીવોલી—તંબુની સામે ગાડાં તથા પશુના ટોળાંની હાર તમે જોઇ?

વાના—હા.

પ્રીન્સીવોલી—ત્યાં ટસ્કનીના સૌથી સરસ ઘઉંથી ભરેલાં બસો ગાડાં છે; બીજા બસોમાં ઘાસચારો તથા સીન નદી પાસેના પ્રદેશથી આવતો દારૂ ફળફળાદી વગેરે છે; બીજા ત્રીસ જરમન બંદુકના દારૂથી ભરેલાં છે; અને પંદર નાનામાં ગોળીઓ છે. બાજુમાં આપુલીના છસો બળદો તથા બારસો ઘેટાં છે. પૈસામાં જવાને માટે તેઓ તમારા હુકમની રાહ જુએ છે. તેમને જતાં જોવાને તમે ઇચ્છો છો?......

વાના—હા.

પ્રીન્સીવોલી—ત્યારે તંબુના દરવાજા પાસે આવો. ( તે પડદો ઉંચકે છે; હાથથી ઇસારો કરી હુકમ આપે છે. દૂર ફેલાતો અસ્પષ્ટ ઘોંઘાટ સંભળાય છે. મશાલો સળગતી, હાલતી દેખાય છે: ચાબુકના સટાકા થાય છે, ગાડાંઓ ચાલવા માંડે છે. બળદો બરાડે છે, ઘેટાંઓ બેં બેં કરે છે, વાના અને પ્રીન્સીવોલી, તંબુના ઉંબરા પર ઉભા રહી આ તારાવાળી રાત્રે મશાલોના અજવાળાથી આ ગંજાવર સરંજામ જતો જોય છે. આજ સાંજથી, તમારી દયાને લીધે, પૈસા હવે ભૂખ્યું નહિ રહે. તે અદ્ભુત ખબરી, અને જે ફતેહની કોઇને આશા પણ નહોતી, તે ફતેહની ખુશાલીના, મગરૂરીના, મદમાં આજે તે ગાશે...આથી તમે સંતુષ્ટ છો?

વાના—હા.

પ્રીન્સીવોલી—ચાલો, ત્યારે તંબુ બંધ કરીએ...તમારો હાથ મને આપો. હજી સાંજ છતાં ગરમી છે, પણ રાત્રે ટાઢ પડશે. તમે કાંઈ પણ હથીયાર, કાંઈ પણ છૂપા ઝેર વગર આવ્યા છો ને?...

વાના—સપાટ અને ઝભ્ભા સિવાય મારી પાસે કોઈ નથી. તમને દગાની બ્હીક હોય તો મારી ઝડતી લો.

પ્રીન્સીવોલી—હા, બ્હીક છે, પણ મારે પોતાને માટે નહિ, તમારે માટે......

વાના—હું મારા લોકોની જીંદગી કરતાં આ ચીજોને વધારે ગણતી નથી.

પ્રીન્સીવોલી—બરાબર છે. તમે કહો છો તે સત્ય છે—આવો, અહિંયાં બેસો—પણ આ એક સેડવૈયાનું બીછાનું છે, તે કઠણ અને ખરબચડું છે, કબર જેવું સાંકડું છે, તમારે લાયકનું નથી—અહિં આ વાઘના ચામડા પર આરામથી બેસો; પણ એને બિનું

શરીર કેટલું કોમળ, કેટલું કીંમતી હોય છે તેનો ખ્યાલ નથી...આ ચામડું સ્હેજ વધુ સુંવાળું છે, તે પર માથું મૂકો...એક જીતની સાંજે આફ્રીકાના એક રાજાએ મને તે ભેટ આપ્યું હતું...(વાના પોતાનો ઝબ્બો શરીર પર બરાબર લપેટી બેસે છે.) દીવાનું તેજ તમારી આંખો પર પડે છે?...હું તેને બાજુ પર મૂકું?

વાના—કાંઇ જરૂર નથી...

પ્રીન્સીવેલી—(કોચના પાયા આગળ ઘુંટણીએ પડી, વાનાનો હાથ લઇ)—જુઓ વાના! ...(વાના ચમકી ઉઠી તેની સામું જુએ છે)—અરે! વાના! મારી વાના!...કારણ કે, હું, હું પણ તમને એજ નામે બોલાવતો...પણ હવે તે નામ ઉચ્ચારતાં મારી જીભ અચકે છે...મારા હૃદયમાં તે એટલા લાંબા વખત સુધી પૂરાઈ રહેલું હતું કે તે તેનું કેદખાનું ભાંગ્યા સિવાય બહાર નીકળી શકતું નથી...તે મારૂં હૃદય છે, મારૂં સર્વસ્વ છે...તેના દરેક અક્ષરમાં મારૂં આખું જીવન છે. હું તે ઉચ્ચારૂં છું, ત્યારે મને મારો પ્રાણ જતો હોય એમ લાગે છે...તે મને પરિચિત હતું. તે બોલતાં નહીં અચકું એમ હું માનતો. જેનું તે સ્મરણ કરાવતું, તેની સમીપમાં, એક વખત પણ, તે પ્રેમનો મહાન શબ્દ ઉચ્ચારવાની હીંમત આવવી જ જોઇયે તે માટે વર્ષો સુધી દરરોજ હરઘડીયે હું તેનો જપ કરતો...હું માનતો કે મારા હોઠોએ તેનું જ રૂપ પકડયું હતું કે જેથી કરીને તે વાંચ્છીત પળે તેઓ તે નામ એટલી તો મધુરતાથી, એટલા તો માનથી, એવા ઉંડા અને નમ્ર પ્રેમથી બોલે કે તે સાંભળનાર સ્ત્રિ તેમાં સમાયેલું દુઃખ પ્રેમ, સર્વે સમજી જાય......પણ જુઓ. આજે તો તે માત્ર એક છાયા જ ઉભી કરે છે...અરે! એ તે નામ જ નથી. ભયથી, દુઃખથી મગદાઈ કચરાઈ ગયેલું તે મારા મ્હોંમાંથી નિકળ્યું ત્યારે હું તેને ઓળખી જ શક્યો નહીં... મેં તેમાં જે લાગણી જ ભક્તિ પૂરી રાખી છે તેથી મારો જુસ્સો તુટી જાય છે, મારો અવાજ ભરી જાય છે...

વાના—તમે કોણ છો?

પ્રીન્સીવેલી—તમે મને ઓળખતા નથી...તમને કશું યાદ આવતું નથી?...અરે! વખત જાય છે તેની સાથે અદ્‌ભૂત વાતો પણ કેવી ભુંસાઈ જાય છે!... પણ તે અદ્‌ભૂત વસ્તુઓ તો મેં એકલાએ જ જોઇ છે...ખરે, કદાચ તે ભુલાઇ જાય તેમાં જ સારૂં હશે...વધુ આશા નહિં હશે તો દુઃખ પણ ઓછું જ થશે...ના, હું તમારે મન કશું જ નથી...હું તો માત્ર એક ઘડીભર પોતાની જીંદગીનો ઉદ્દેશ પ્રત્યક્ષ જોનાર ગરીબ માનવી છું...કમનશીબ છુ, હું કશું પણ માંગતો નથી, શું માંગવું તે જાણતો જ નથી, પણ બની શકે તો કહેવા ઇચ્છું છું—તમે મને છોડી જાઓ તે પહેલાં તમે જાણો તેટલા જ માટે-કે તમો મારે મન શું હતા, મારી જીંદગીના અંત સુધી શું હશો?

વાના—ત્યારે તમે મને ઓળખો છો?...તમે કોણ છો?

પ્રીન્સીવાલી—દેવતાઓની દુનિયામાં પોતાના સુખના,પોતાના જીવનના આધાર સામે જેમ કોઇ એકી ટશે જોઇ રહે તેમ તમારી તરફ હમણા જોઇ રહેનારને તમે ઓળખતા નથી?...

વાનાં—ના, હું નથી ધારતી...

પ્રીન્સીવોલી—હા, તમે નહિં ઓળખતા હો...અને મારી તો ખાત્રી જ હતી કે તમને કશું પણ યાદ નહિં હોય...—હું તમને પ્રથમ મળ્યો ત્યારે તમો આઠ વર્ષના હતા. અને મને બાર થયા હતા...

વાના—તે ક્યાં?

પ્રીન્સીવોલી—વેનીસમાં, જુન મહીનામાં એક રવીવારે મારા પીતા, તે વૃદ્ધ ઝવેરી, તમારી માને માટે એક મોતીનો હાર લાવ્યા હતા—તે મોતી તેઓ વખાણીને જોતાં હતાં. હું વાડીમાં નીકળી પડયો હતો...પછી, મેં તમને મેંદીની ઝાડી પાસે આરસના એક હોજ આગળ જોયાં...એક ન્હાનકડી સોનાની વીંટી પાણીમાં પડી ગઇ હતી...તમે પાળ પર બેસી રડતા હતા...હું તે હોજમાં ઉતર્યો—ડુબતાં ડુબતાં બચ્યો; પણ મેં તે વીંટી કાઢી, તમારી આંગળીએ પહેરાવી.—તમે ખુશી થયા, મને ચુંમી આપી.

વાના—અરે! તે તો એક ઝીયાનેલો નામનો સુંદર વાળવાળો છોકરો હતો—તું ઝીયાનેલો છે?

પ્રીન્સીવોલી—હા...

વાના—તમને કોણ ઓળખી શકયું હોત?...અને વળી તમારો ચ્હેરો આ પાટાથી ઢંકાયેલો છે...હું તો માત્ર તમારી આંખો જ જોઇ શકું છું...

પ્રીન્સીવોલી—( પાટો ખસેડતાં )—પાટો કહાડી નાંખું તો ઓળખો?

વાના—હા...કદાચ...હું ધારૂં છું...કારણકે તમારા મ્હો પર હજી બાળકનું નિર્દોષ હાસ્ય છે...પણ તમે ઘાયલ છો, તમારા કપાળમાંથી લોહી નીકળે છે.

પ્રીન્સીવોલી—હા! પણ તેમાં કાંઇ નહિં.

વાના—પણ લોહી બહુ નિકળે છે—તમારો પાટો મને ફરીથી બાંધવા દો...તે બરાબર બંધાયો નહોતો. ( પાટો સરખો કરે છે. ) આ લડાઇમાં મેં ઘણીવાર ઘાયલ થયલાઓની સારવાર કીધી છે...હા, હા. મને ખરે યાદ આવે છે...તે અનાર, લોરલ અને ગુલાબની વાડી હું ફરીથી જોઉં છું...ત્યાં તે તડકાથી ગરમ થયેલી રેતીમાં આપણ છેક સાંજ સુધી રમ્યા હતા.

પ્રીન્સીવોલી—બાર વખત, હું ગણતો હતો...આપણી સઘળી રમતો, સઘળા શબ્દો પણ હું તમને કહી શકું...

વાના—તમે વેનીસ છોડી ગયા ત્યારે મોડું નહોતું. જીવનને પૂર્ણ કરનારો પ્રેમ જ્યારે મનુષ્યને મળે છે, ત્યારે કદી પણ વખતનો સવાલ હોતો નથી...તે હીંમત હારતો નથી. આશા આપનારા કોઈ પણ કારણ વગર તે હમેશ આશાવંત હોય છે...અને આશા નષ્ટ થાય છે ત્યારે પણ નાશીપાશ થતો નથી...હું તમારી માફક ચાહતી હતે તો...શું કરતે તે કાંઈ કહી શકાતું નથી...પણ એટલું તો જાણું છું કે કદી પણ હું પ્રયાસ વગર, નશીબને મારી આશા મારી પાસેથી છીનવી લેવા દેત નહિં! રાત દિવસ તેની પાછળ પડતે...નશીબને કહેતે: "દૂર, દૂર, મને રસ્તો આપ..." પથ્થરને પણ મારો પક્ષ લેવાની ફરજ પાડતે; અને જેના પર મારૂં દીલ લાગ્યું હોય તેને તે વાતથી જરૂર માહીત કરતે, તેનાજ મ્હોંથી મારી શીક્ષા સાંભળતે, અને તે પણ એક જ વખત નહીં!...

પ્રીન્સીવેલી—(વાનાનો હાથ લેતાં) વાના, તું તેને ચાહતી નથી?

વાના—કોને?

પ્રીન્સીવેલી—ગીડોને ?

વાના—(હાથ ખેંચી લઇ)—મારા હાથને અડકતો નહિ. હું તે આપતી નથી. તને વધારે સાફ શબ્દોમાં કહેવાની જરૂર છે. ગીડો મને પરણ્યો, ત્યારે હું એકલી હતી. સાવ કંગાલ હતી. નિરાધાર ગરીબ સ્ત્રિ, ખાસ કરીને સુંદર હોય, નીચ હલકી યુક્તિઓથી અજાણ હોય, ત્યારે તે હજારો નીંદાઓનો ભોગ થઇ પડે છે......પણ ગીડોએ તો કશાની દરકાર કરી નહિં. તેને મારામા વિશ્વાસ હતો અને તે વિશ્વાસથી હુ સુખી હતી. વધારે નહિં તો, મનુષ્ય જીવનને માટે નહિં સરજાયેલાં એવાં ઘેલાં સ્વપ્નો તજી દીધા પછી મનુષ્યને જે સુખ મળી શકે તેટલુ સુખ તો તેણે મને આપ્યું છે... અને તમે પણ જૂઓ છો કે જે સુખ દુનિયામાં કોઇએ પણ અનુભવ્યું નથી, તે સુખ મેળવવાના વૃથા પ્રયાસમાં સઘળા દિવસો કાઢયા વગર પણ માણસ સુખી થઈ શકે છે...આજે હું ગીડોને ચાહું છું, કદાચ, તમે જે પ્રેમ તમને પોતાને અનુભવતા માનો છો તે કરતાં મારો પ્રેમ ઓછો અદ્ભૂત હશે, પણ તે વધારે સ્થાયી, વધારે વફાદાર, વધારે વિશ્વાસને પાત્ર છે....તે પ્રેમ મને મારા નશીબે આપ્યો છે, અને મેં પણ તેને આંખ મીંચી સ્વીકાર્યો નથી; મારે માટે બીજો નથીજ; અને આ કદાચ તુટશે, તો તેને તોડનાર હું તો નહિં જ હોઇશ......તમે ભૂલ્યા, અને તમારી ભૂલ બતલાવવા હું બોલી, તે તમારે ખાતર નહિં, આપણે ખાતર નહિં, પણ માત્ર તે પવિત્ર પ્રેમના નામને ખાતર કે જે પ્રેમની કાંઇક ઝાંખી, આપણા હૃદયને જીંદગીની શરૂઆતમાં થાય છે, જે કદાચ દુનિયામાં હશે, પણ જે મારો નથી, તમારો પણ નથી-કારણ કે તેવો પ્રેમ જે કાંઇ કરી શકે તે તમે કરી શક્યા નથી........

પ્રીન્સીવોલી—તમે બહુ સખત નજરે જુઓ છો, વાના, અને તે પણ, તેણે જે કાંઈ ખમ્યું છે, બીજા સર્વ પ્રેમ જ્યાં નાશીપાસ થઈ જાય તેવી આ સુખની ઘડી આખરે લાવવા માટે તેને જે કાંઇ કરવું પડયું છે, તે બરાબર જાણ્યા વગર...કદાચ તેણે કશું પણ કર્યું ન હતે, કાંઈ પણ પ્રયાસ આદર્યો ન હતે, તો પણ તે હુંજ એ ..સારી રીતે જાણું છું, હું કે જે તેનો ભોગ થઈ પડયો છું, હું કે જે તે અનુ...ં છું, હું કે જેના પ્રાણનો તે માલીક છે, અને જેને તે, મનુષ્યને જે સર્વથી સુખ અને કીર્તિ મળે છે, તેનો નાશ કરવા પ્રેરે છે...જ્યારથી હું તેનો ગુલામ થયો છું, ત્યારથી તમને હરકત કર્યા વગર, તમને—મારી નશીબ દેવીને પૂછવાને માટે, એક ઘડીભર પણ તમને મળવાના સિવાય બીજા હેતુથી મેં એક પગલું પણ ભર્યું નથી. એક આંગળી પણ હલાવી નથી...અરે! માનો, વાના, અને તમારે માનવું જ જોઇએ, કારણકે જે કોઇ પણ ચીજની આશા રાખતો નથી, જે કશું પણ માંગતો નથી, તેનું કહેલું તો જરૂર સાચું માનવું જ જોઇએ...હમણાં તમે મારા તંબુમાં છો, મારે આધીન છો...એક શબ્દની સાથે, માત્ર હાથ લંબાવતાં, એક સાધારણ પ્રેમ જે સઘળું મેળવી શકે, તે મને પણ મળે...પરંતુ સાચો પ્રેમ, કે જેને માટે હું તમને કહું છું, તેને તો બીજી વસ્તુની જરૂર છે, તે તમે પણ જાણતા હો એમ જણાય છે; અને માટે જ હું માગી લઉં છું કે તમે સંદેહની નજરે ના જૂઓ...તમારો હાથ મેં લીધો, તેનું કારણ એજ કે મને લાગ્યું કે તમે મારૂં કહેલું માનશો; પણ હવે હું તમો હોઠથી, આંગળીથી પણ નહિં અડકું; છતાં, વાના, હું એટલું તો ઇચ્છું છું કે, આપણે સદાને માટે છૂટા પડીએ તે પહેલાં, તમારી એટલી તો ખાત્રી થાય કે આ દીલ કે જે તમને આટલું બધું ચાહે છે, તે માત્ર અશક્ય આગળ જ અટકી ઉભું હતું!........

વાના—કોઈ પણ વસ્તુ તેને અશક્ય લાગી, તે શું સંદેહ લાવવાને પૂરતું કારણ નથી ?... તેને ભયંકર મુશ્કેલીઓ પાર ઉતરતો જોઈ રાજી થઉં, કે તે મનુષ્ય શક્તિની બહાર એવા પૂરાવા લાવે તે માટે આતુર છું, એમ માનતા નહિં...એમ કહેવાય છે કે પૈઆમાં એક દિવસે, એક સ્ત્રિએ, સિંહના પાંજરામાં, હાથનું મોજું નાંખી, પોતાના પ્રિયતમને તે લઈ આવવા કહ્યું. તે પુરૂષના હાથમાં એક પીતળના ડાંડા સિવાય બીજું કાંઈ પણ હથીઆર નહોતું. છતાં, તે ગયો, સિંહને ખસેડી, મોજું લઈ, તે સ્ત્રિની પાસે ગુંટણીએ પડી તેને આપ્યું; પછી તે કાંઈ પણ બોલ્યા વગર ચાલી ગયો ને કદી પણ પાછો ફર્યો નહિં...મને લાગે છે કે તે બહુ વિવેકી હતો; કારણ કે ડાંડો હાથમાં હતો, તો જે સ્ત્રિએ આ દેવી ભાવની આવી રમત કરી, તે સ્ત્રિને સાચા પ્રેમની ફરજો, તથા હકનો કાંઇક વધુ જીવંત ખ્યાલ આપવાને માટે તેનો ઉપયોગ કરવો જોઇતો હતો...હું તમારી પાસે આવા પૂરાવા માંગતી નથી. હું તો તમે કહો છો તે જ માનવા માંગુ છું...અને તમારા તેમ જ મારા પોતાના પ્રેમને ખાતર જ

હું સંદેહ લાઉં છું...તમારા જેવા અદ્વિતીય પ્રેમમાં કાંઇક એવું તો પવિત્ર છે કે જેથી ગમે તેવી વિરક્ત, પતિવ્રતા સ્રિ પણ અસ્વસ્થ થાય...માટે જ તમે જે કાંઈ કર્યું છે તે હું બારીકીથી તપાસું છું અને કદાચીત જ સુખી નીવડતા આ માનુષી પ્રેમની કાંઇ પણ મોટી સાબેતી તેમાં નહિં મળે તો હું થોડી ઘણી પણ સુખી થઇ શકું... ખરે ! તેમાં એવું કશું પણ નથી એમ લગભગ ખાત્રીથી માનતેજ, પરંતુ તમારૂં છેલ્લું પગલું, મને આ તંબુમાં એક ઘડી પણ લાવવાને માટે, ઘેલપણના એક જુસ્સામાં, તમોએ જે તમારૂ ભૂત, ભવિષ્ય, તમારી કીર્તિ, તમારી ઝીંદગી, તમારા સર્વસ્વનો જે નાશ કર્યો છે, તે, તમો કદાચ ભૂલતા નથી એમ કહેવાની ફરજ પાડે છે...

પ્રીન્સીવોલી—છેલ્લું પગલું, તે જ માત્ર કશું સાબીત કરી શકતું નથી...

વાના—કેમ ?...

પ્રીન્સીવોલી—હું તમને સાચુ કહેવાનું પસંદ કરૂ છુ. તમને અહીંઆ આવવાની ફરજ પાડવામાં, તમારા નામથી પૈઝાને બચાવવામા, મને કશાનો પણ ભોગ આપવો પડચો નથી...

વાના—મને સમજ પડતી નથી—શું તમે તમારા દેશને દગો દીધો નથી ? શું તમે તમારી કીર્તિનો નાશ કીધો નથી ? તમારૂ ભવિષ્ય બગાડયુ નથી ? શું તમારા પોતાના ઉપર દેશનીકાલની કદાચ, મોતની પણ શીક્ષા ખેંચી લીધી નથી ?...

પ્રીન્સીવોલી—પ્રથમ તો, મારે દેશ જ નથી...હોત તો, હું ધારૂં છું કે, ગમે તેવા ઉંડા પ્રેમને ખાતર પણ મારા દેશને વેચત નહિં....પણ હું તો માત્ર એક પગારદાર લડવૈયો છે; વફાદારની સાથે વફાદાર, દગલબાજની સાથે દગલબાજ...ફ્લોરન્સના અધીકારીઓએ મારા પર જૂઠા આરોપ મૂક્યા છે, અને કાંઇ પણ ન્યાય વગર મને તે વેપારીઓના રાજ્યે છે ગૂન્હેગાર ઠેરવ્યો છે. તમે તો એ રાજની નીતી રીતી સારી રીતે જાણો છો. મારો નાશ પાસે જ એ હું જાણતો હતો. અને આજ સાંજના જે કાંઇ કર્યું છે, તેથી કદાચ ઉલટો હું બચી પણ જાઉં–ખરે ! જો કોઇ પણ રીતે હવે બચી શકું એમ હોય તો—

વાના—ત્યારે તમે એમ કહેવા માંગો છો કે તમે કોઇ પણ ચીજનો ભોગ આપ્યો નથી...

પ્રીન્સીવોલી—નહિં જ. મારે તમને સાચું જ કહેવું જોઇએ...તમારૂં એકાદું હાસ્ય પણ હું જૂઠું બોલી મેળવવા ખુશી નથી.

વાના—સત્ય છે, ગીયાનેત્તો, પ્રેમ અને તેની સૌથી સુંદર સાબેતીઓ કરતાં પણ હું આને વધારે ગણું છું...મેં મારો હાથ ખેંચી લીધો હતો, પણ હવે તેને માટે તારે વધુ વખત ભોટી થવું પડશે નહિં. લે. આ રહ્યો...

પ્રીન્સીવેલી—મારો પ્રેમ જ તે મેળવી શક્યો હોત તો હું વધુ સુખી થાત...પણ, કાંઈ નહિં! છેવટે, તે મારો જ છે, વાના. હું તેને મારા હાથમાં ઝાલી રાખું છું, હું તેના સૌંદર્યને જોઈ રહું છું, તે મારો પ્રાણજ છે, હું ઘડીભર એક અતી મધૂર મોહમાં મારૂં ભાન ભૂલી જાઉં છું; હું તે હાથમાં લઉં છું, ઉઘાડું છું, બંધ કરૂં છું, જાણે કે તે મને પ્રેમીઓની છૂપી જાદુઈ ભાષામાં જવાબ આપવાનો હોય તેમ; હું તેને ચુંબનોથી ઢાંકી દઉં છું, અને છતાં તું તેને પાછો ખેંચી લેતી નથી...ખરે! ત્યારે તું આ મારી ત્રાસદાયક સરતને માટે મને માફ કરે છે?...

વાના—હું તારે ઠેકાણે હત. તો કદાચ હું પણ એમ જ કરતે...

પ્રીન્સીવેલી—પણ તેં મારા તંબુમાં આવવાનું સ્વીકાર્યું ત્યારે તને ખબર હતી કે હું કોણ હતો?......

વાના—કોઇને પણ ખબર નહોતી. શત્રુના લશ્કરના સરદાર વિષે અનેક વિચિત્ર ગપાટા ચાલી રહ્યા હતા...કોઈ કહેતા કે તું એક બીયામણો બુઢ્ઢો છે. બીજા કહેતા કે તું એક અદ્દભૂત સૌંદર્યવાળો તરૂણ શાહજાદો છે...

પ્રીન્સીવેલી—પણ ગીડોના પીતાએ તો મને જોયો છે. તેણે પણ તને કશું કહ્યું નહિં...

વાના—ના.

પ્રીન્સીવેલી—ને તેં પૂછ્યું પણ નહિં?

વાના—ના.

પ્રીન્સીવેલી—પણ ત્યારે, તું, રાતના, કોઈ પણ બચાવના સાધન વગર એક અજાણ્યા જંગલી પાસે આવી, ત્યારે તારૂં શરીર કંપારીથી ધ્રુજ્યું નહિ, તારૂં, હૃદય ધડક્યું નહિં...

વાના—ના; આવવાની જરૂર જ હતી...—

પ્રીન્સીવેલી—અને મને જોયો, ત્યારે તું અચકી નહિં?...

વાના—તને યાદ નથી? આ પાટાઓને લીધે, પ્રથમ તો હું કશું જોઈ શકી જ નહોતી...

પ્રીન્સીવેલી—પણ, પછી, વાના, મેં પાટો કાઢી નાખ્યો ત્યારે?...

વાના—પછીની વાત તો જૂદી જ હતી; અને ત્યારે તો હું સઘળું જાણી ચૂકી હતી... પણ તેં મને તંબુમાં આવતી જોઈ ત્યારે તારો શું વિચાર હતો?...શું તું ખરે, તે ભયંકર હદ સુધી જવા માંગતો હતો?...

પ્રીન્સીવેલી—અરે! શું કહું?...હું ખુવાર થયેલો તો હતો જ, અને તેથી એક રીતે સર્વેની ખુવારી કરવાની ભયંકર ઇચ્છા નો ભોગ હતો...અરે! તે પ્રેમને જ લીધે હું તને

ધીક્કારતો હતો...ખચીત જ, તારા સિવાય કોઈ બીજી હતે તો...હું વિચાર કરૂં છું ત્યારે મારૂં મન ભમી જાય છે...બીજીનો એક શબ્દ પણ બસ થાત; તારાથી એક જૂદો ચાળો પણ પૂરતો થતે; મારો ધીક્કાર સળગાવવાને, પશુને છુટો કરવાને, કાંઇ પણ બસ હતું...પણ તને જોતાં ને વારજ હું સમજ્યો કે તે અશક્ય હતું...

વાના—હું પણ તે સમજી અને પછી મને ભય નહોતો; કારણ કે એક શબ્દ પણ બોલ્યા વગર આપણે એક બીજાને બરાબર સમજ્યા હતા. ખરે! અજબ છે, હું તેનો વિચાર કરૂં છું ત્યારે...હું ધારૂં છું કે હું પણ તારી માફક ચાહતી હતે, તો જે સઘળું તેં કર્યું, તે હું પણ કરતે. મને ઘડીભર એમ પણ લાગે છે કે જાણે તુંજ મને સાંભળે છે, અને જે સઘળું તું મને કહે છે, તે હું જ તને કહું છું...

પ્રીન્સીવેલી—અને, વાના, મને પણ પહેલી જ પળે લાગ્યું કે આપણને બીજા સર્વેથી છુટી પાડતી દીવાલ તુટી જતી હતી. એક બ્હેતા નિર્મળ ઝરામાં નજર કરી, હાથ નાખી, તેમને શ્રદ્ધા અને શુદ્ધ ભાવથી તેજસ્વી થયેલાં જાણે પાછા ખેંચી કાઢતો હોઉં એમ મને લાગ્યુ...માણસો પણ જાણે કે બદલાઈ ગયા જ હોય, અને અત્યાર સુધી તેમને મારેના મારા વિચાર પણ જાણે કે સાવ ખોટા જ હોય...વિશેષ તો ખાસ કરીને મને લાગ્યુ કે હું પોતે જ બદલાઈ ગયો હતો, જાણે કે એક લાંબા કેદખાનામાંથી છુટયો હોઉં, બંદીખાનાના દરવાજા ખુલી ગયા હોય, તેના સળીયાઓ ફુલ અને પાંદડાઓથી વીંટાઈ ગયા હોય, નજરમાંથી પથ્થરો દૂર ખસી જતા હોય, અને પ્રભાતની નિર્મળ હવા મારા હૃદયમાં પેસી, મારા પ્રેમને સ્નાન કરાવતી હોય...

વાના—અને હુ પણ કેટલી બદલાઈ ગઈ. પ્રથમ પળથી જ હું તારી સાથે બોલી તેમ બોલી શકવા માટે હું વિસ્મય થાઉં છુ હુ હમેશ બહુ થોડું જ બોલવાનું પસંદ કરૂં છું...ગીડીના પીતા માર્કો સિવાય કોઇની પણ સાથે મેં આમ વાત કરી નથી...અને તેની સાથે પણ, આ પ્રમાણે તો નહિં જ...વળી તે તો તેના હજારો સ્વપ્નોમાં ગુમ થએલો રહે છે, અને અમે માત્ર ત્રણ કે ચાર જ વખત એક બીજા સાથે બોલ્યા છીએ...ને બીજા, બીજાઓની આંખમાં હંમેશ કાંઇક એવી તો વાસના દેખાય છે કે જેને લીધે તેમને એમ કહી શકાય નહિં કે અમે તમને ચાહીએ છીએ, તમારા હૃદયમાં શું છે તે જાણવા માંગીએ છીએ. તારી આંખમાં પણ કાંઇક છે, પણ તેથી જરાએ ત્રાસ છુટતો નથી, ધાસ્તિ લાગતી નથી...તને કદી પણ પહેલા જોયો છે એમ યાદ આવ્યા વગર જ મને એકદમ લાગ્યુ કે હું તને ઓળખતી હતી...

પ્રીન્સીવેલી—મારૂં નશીબ મને મોડું ન લાવ્યુ હત તો તું મને ચાહતે ?

વાના—હા કહું તો, ઝીયાનેલો, હું તને હમણાં જ ચાહું છું એમ કહ્યા બરાબર નથી? અને તું જાણે છે કે મારાથી એમ કહી શકાય જ નહિં. પણ આપણે અહીંઆ એક

ઉજ્જડ ટાપુમાં હોઇએ એમ વાત કરીએ છીએ...હું દુનિયામાં એકલી જ હતે તો કશું કહેવાનું જ નહોતું. પણ ગતકાળને યાદ કરતા આપણે અહીં સુખમાં બેઠા છીએ ત્યારે તે બીજાને જે સઘળું ખમવું પડે છે તે આપણે ભૂલી જઇએ છીએ...પૈઝામાંથી નિકળી, ત્યારે ગીડોનું દુઃખ, તેના અવાજમાં જણાતું કષ્ટ, તેનો ફીક્કો પડી ગયેલો ચહેરો...હવે હું વધુ ખોટી થઈ શકું નહિં?...સ્હવાર પડવા આવી છે અને ઉતાવળ કરવાની જરૂર છે...અરે! કોઇના પગલાં સંભળાય છે...કોઈ તંબુની પાસેથી જતું હોય એમ જણાય છે...દરવાજા આગળ કોઈ ધીમેથી બોલે છે......સાંભળ, સાંભળ. શું?...(તંબુની તરફ ઝડપથી આવતાં પગલાં, તંબુ પાસે ધીમેથી થતી વાતો સંભળાય છે; પછી બહારથી વીડીયોનો અવાજ)

વીડીયો—(બહારથી)—સરદાર!...

પ્રીન્સીવેલી—કોણ? વીડીયો...અંદર આવ! કેમ, શું છે?

વીડીયો—(તંબુના દરવાજા આગળથી) હું દોડતો આવું છું...નાસો, મ્હારા સરદાર, નાસો! નાસો! હજુ વખત છે...માલાટૂરા, ફ્લોરન્સના સુબા...

પ્રીન્સીવેલી—પણ તે બીબીએનામાં હતા...

વીડીયો—તે પાછા આવ્યા છે...તેની સાથે છસેં માણસ છે...તે સર્વે ફ્લોરન્ટીન છે...મેં તેમને આવતાં જોયાં છે...કેમ્પમાં ગરબડ થઈ રહી છે...તેની પાસે રાજ્યનું ફરમાન છે...તે તમને રાજદ્રોહી તરીકે જાહેર કરે છે...તે ટ્રીવુલઝીઓની શોધમાં છે...મને ભય છે કે તે શોધી કાઢશે...તમે...

પ્રીન્સીવેલી—ચાલો, વાના...

વાના—મારે ક્યાં જવાનું છે?...

પ્રીન્સીવેલી—વીડીઓ, બે વિશ્વાસુ સિપાઇઓ સાથે, તને પૈઝામાં મૂકી આવશે...

વાના—અને તું, તું ક્યાં જશે?

પ્રીન્સીવેલી—પ્રભુ જાણે; પણ કાંઈ નહિં, દુનિયા મોટી છે...મારો બચાવ થઈ રહેશે.

વીડીયો—અરે! સરદાર, જરા વિચાર કરો ગામની આસપાસનો સઘળો પ્રદેશ એમના હાથમાં છે; આખુ ટસ્કની જાસુસોથી ભરેલું છે...

વાના—પૈઝા—ચાલો.

પ્રીન્સીવેલી—તારી સાથે?...

વાના—હા.

પ્રીન્સીવોલી—નહિ બને...

વાના—થોડા દિવસ માટે જ...એક વખત તેમના હાથમાંથી છટકવા...

પ્રીન્સીવોલી—પણ તારો પતિ શું કરશે?...

વાના—તે પણ તારી માફક પરોણાગત કેમ કરવી તે જાણે છે...

પ્રીન્સીવોલી—તું કહેશે ત્યારે માનશે?...

વાના—હા—નહિં માને તો—પણ નહિં, માનશે જ...—ચાલો...

પ્રીન્સીવોલી—ના.

વાના—કેમ?-વળી શું છે?...

પ્રીન્સીવોલી—મને તારે માટે ચિંતા થાય છે...

વાના—મારે માટે, હું એકલી હઇશ, કે તું સાથે હશે, તો પણ જોખમ તો સરખું જ છે. વિચાર તો તારે જ માટે કરવાનો છે. તેં પૈઝાને બચાવ્યું છે; પૈઝાએ તારૂં રક્ષણ કરવું જ જોઇએ...વળી તું મારી સાથે આવે છે; હું તારે માટે જોખમદાર છે...

પ્રીન્સીવોલી—હું આવું છું...

વાના—આ કરતાં તારા પ્રેમની વધારે ઉંચી સાબેતી તું આપી શકે નહિં...ચાલો......

પ્રીન્સીવાલી—તારો ધા?...

વાના—તારો વધારે ગંભીર છે...

પ્રીન્સીવોલી—તેની ફીકર નહિ...એ કાંઈ પહેલો ધા નથી...પણ તારો...કોઇ કહેશે કે તે લોહી—(ઝભ્ભો ખસેડવા હાથ લંબાવે છે.)

વાના—(તેને અટકાવી, ઝભ્ભો ગળા પર બરાબર લપેટી)—ના, ના...ગીયાનેલો...આપણે કાંઈ હવે દુશ્મન નથી...—મને ટાઢ વાય છે.

પ્રીન્સીવોલી—અરે! હું ભૂલી ગયો કે તું લગભગ વસ્ત્ર રહિત છે, અને તને આ પ્રમાણે બોલાવનાર જંગલી તે હું પોતે જ છું...—પણ અહીંઆં મોટી પેટીઓમાં મેં તારે માટે લડાઇની લુંટ એકઠી કરી રાખી છે...આ સોનેરી ઝભ્ભાઓ, આ રેશમી.....

વાના—(એક બે લાંબા રૂમાલ લઇ લપેટે છે) ના; આ બસ છે...તને બચાવવાને ઉતાવળ કરવાની જરૂર છે...ચાલ, તંબુ ખોલ...(પ્રીન્સીવોલી દરવાજા તરફ જાય છે, પડદો ખસેડી નાખે છે, વાના પાછળ આવે છે. રાત્રીની શાંતીનો ભંગ કરતા એક

ભારે ઘોંઘાટમાં દૂર હર્ષનાદ કરતા ઘંટાઓનો અવાજ સંભળાય છે; તંબુમાંથી દૂર પૈઝા પૂર રોશનીના બહારમાં ઝળકતું દેખાય છે; છુટકારાની ખુશાલીમાં સળગાવેલી આગના ભડકા ઘેરા આકાશમાં દેખાય છે.)

પ્રીન્સીવેલી—વાના, વાના!...જો!...

વાના—શું છે, ઝીયાનેલો?...અરે, હા! હું સમજી! એ તો તારા ભલા કાર્યની ખુશાલીમાં સળગાવેલી આગના ભડકા છે...શહેર આખું ઢંકઈ ગયું છે, કીલ્લાની દીવાલો ચળકાટ મારે છે, અને દેવળનો મીનારો બળતી મશાલ જેવો લાગે છે!...સઘળા ટાવરો, જાણે કે આકાશના તારાઓને જવાબ આપતા હોય તેમ ઝળકી રહ્યા છે! શહેરના રસ્તાઓ આકાશના તેજસ્વી રસ્તાઓના જેવા થઇ રહ્યા છે!...ટેકરીઓ ઉપરથી દિવસની માફક અત્યારે પણ હું તેમને દરેકને પારખી શકું છું. આ લો પીયાઝો અને તેનો સોનેરી ઘુંમટ; પેલો કાંપો સાંટો, જાણે કે ઝાડની ઘટાવાળો એક ટાપુજ... પોતાને કાળના મોંમા પડેલા માનતા લોકો એકદમ પાછા ઉત્સાહી થઈ જાય છે, તેઓ ભાલા ચમકાવે છે, પથ્થરો પરથી કુદી જાય છે, દિવાલો પર ચઢી જાય છે, આખા પ્રદેશમાં લોકો ઉભરાઇ જાય છે. તેઓ આપણુને મળવાને આવે છે, આપણુને બોલાવે છે...સાંભળ, સાંભળ—તે ખુશાલીના પોકારો, તે હર્ષોન્માદ જાણે કે સમુદ્ર જ પૈઝાની ચારે પાસ ફરી વળ્યો હોય—શું તું સાંભળતો નથી? અરે તે ઘંટાઓનો નાદ, જો તે મારા લગ્નના દિવસની માફક આજે પણ વાગી રહ્યા છે......અરે! કેવું સુખ! હું કેટલી બધી સુખી છું, અને આ સુખ મારા સાચા પ્રેમીને લીધે જ મળ્યું છે તેથી તો ખાસ વિશેષ!...આવ, મારા ઝીયાનેલો (તેને કપાળ પર ચુંબન આપે છે)—હું તને માત્ર આ એકજ ચુંબન આપી શકું છું...

પ્રીન્સીવેલી—અરે! મારી વાના!—પ્રેમ જે સુંદરમાં સુંદર ચુંબનોની આશા કરી શકે તે કરતાં પણ આ વધારે છે!...પણ તને શું થાય છે?...તું ધ્રુજે છે, તારા ઘુંટણ વાંકા વળી જાય છે...આવ, મારા ખભા ઉપર માથું મૂક; તારો હાથ મારી ગરદન પર નાંખ...

વાના—નહિ, કાંઈ નથી...હું આવું છું...સ્હેજ ફેર આવે છે...આખરે હું સ્ત્રિ, મેં મારા પર બહુ જૂલમ કીધો...મને ઝાલી રાખ, લઇ જા, આ મારા સુખના પ્રથમ પગલાં, તે કશાથી પણ નહિં અટકે...આહા! ઉગતા પ્રભાતમાં આ રાત કેવી સુંદર લાગે છે! ચાલ, ચાલ, હજી વખત છે,...બધું શાંત થઈ જાય તે પહેલાં આપણે પહોંચી જવું જોઇએ...

(તેઓ જાય છે.)

મનુ મર્ચંટ.

# ગૂજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય.

## ( પરિશિષ્ટ ૧. )

**કર્ણસુન્દરી**—કાશ્મીરક કવિ બિલ્હણની રચેલી આ ચતુરંકી નાટિકામાં ચાલુક્ય ભીમ દેવના પુત્ર કર્ણદેવને કથા નાયક બનાવીને વિદ્યાધરેન્દ્ર કન્યા કર્ણસુન્દરી સાથે તેના પરિણયનો વૃત્તાંત વિસ્તારેલો છે. મહામાત્ય સંપત્કરે શ્રી શાન્ત્યુત્સવ ગૃહમાં પ્રવર્તાવેલા શ્રી આદિનાથના યાત્રામહોત્સવ વખતે આનો પ્રયોગ થયો હતો. મહામાત્ય સંપત્કરે કર્ણની રાણીના ભાગિનેય જે કર્ણસુન્દરીનો સમાનવયસ્ક હતો તેને પોતાની સાથે લાવીને અને તેને કર્ણસુન્દરીનો વેષ પહેરાવીને તેના જ આવાસમાં કર્ણસુન્દરીને રાખીને કર્ણસુન્દરી અને કર્ણનો સંયોગ સાધ્યો હતો. મહામાત્ય સંપત્કરની બુદ્ધિ યૌગન્ધરાયણાદિ મહામાત્યોની મતિને જીતે એવી હતી. મહામાત્ય સંપત્કર તે પ્રબન્ધ ચિંતામણિ વગેરે ગ્રન્થોમાં વર્ણવેલો સાન્તુ મન્ત્રી હશે. ભીમદેવના વખતમાં ગૂર્જરોએ સિંધુ દેશ ઉપર સ્વારી કરી હતી. આ નાટિકામાં ગર્જન ઉપર ગૂર્જરોએ ચઢાઈ કરીને ત્યાંના લશ્કરને હરાવ્યું એવો જે ઉલ્લેખ કરેલો તે સંબંધમાં એવું ધારી શકાય કે ગૂર્જર સૈન્યે ગીઝનીવંશના પાદશાહના લશ્કર સાથે યુદ્ધ કર્યું હશે. કવિએ નાન્દીમાં પ્રથમ જિનેશ્વરનું આશીર્વાદાત્મક મંગલાચરણ કરેલું છે તેનું કારણ એ લાગે છે કે મહામાત્ય સંપત્કર જે જૈન હતો તેના તરફથી તેને સારો આશ્રય મળેલો હશે. આ સંબંધમાં જાણવું ઉપયોગી થઈ પડશે કે પાટણના ભંડારમાંથી તાડપત્ર ઉપર કવિ બિલ્હણ રચિત જિનેશ્વરની સ્તુતિરૂપ એ બિલ્હણાષ્ટક મળી આવેલું છે. આ અષ્ટકનો કર્તા ભટ્ટ બિલ્હણ પોતે જ છે કે અન્ય કવિ છે તેનો નિશ્ચય કરવાને પુરતાં સાધનો નથી.

**ચંદ્રલેખા નાટિકા**—આ પચાંકી નાટિકા શ્રીહેમચંદ્રના શિષ્ય શ્રીદેવચન્દ્રગણિએ બનાવેલી છે. નાટિકાની નાયિકા ચન્દ્રલેખા વિદ્યાધરી છે.

विद्यांभोनिधिमंथमंदरगिरिः श्रीहेमचन्द्रो गुरुः
सान्निध्यैकरतिर्विशेषविधये श्रीशेषभट्टारकः ।
यस्य स्तः कविपुंगवस्य भविनः श्रीदेवचन्द्रस्य सत्
कीर्तिस्तस्य जगत्रये विजयतात्....लीलायिते ॥
कलयति भुजगेन्द्रो मौलिना यावदुर्वी
प्रमदमुकुलिताक्षा यावदेते कवीन्द्राः ।
नवरसवसतिः श्रीदेवचन्द्रप्रणीत–
प्रकरणमधुधारा श्रोत्रपात्रैः पिबंतु ॥

દેવચંદ્રગણિ કુમારપાલના સમયમાં થયા હતા; પરંતુ કીયા ગચ્છના હતા તે જણાયું નથી. તેમણે **मानमुद्राभंजन** નામનું એક બીજું નાટક સનત્કુમાર ચક્રવર્તિ તથા વિલાસવતીના સંબંધ ઉપર રચેલું છે. પરંતુ તે હજુ ઉપલબ્ધ નથી.

**કૌમુદીમિત્રાનંદ**—આ નાટક હેમાચાર્યના શિષ્ય પ્રબંધશતકર્તૃ રામચન્દ્રસૂરિનું બીજું રૂપક છે. આ દશાંકી રૂપક કૌમુદી અને મિત્રાનંદની કુતૂહલમયી કથાને અવલંબીને રચેલું છે.

अस्ति खलु श्रीसिद्धहेमचन्द्राभिधानशब्दानुशासनविधानवेधसः श्रीमदाचार्यहेमचन्द्रस्य शिष्येण प्रबंधशतविधाननिष्णातबुद्धिना नाट्यलक्षणनिर्माणपातालगाढसाहित्यांभोधिना विशीर्णकाव्यनिर्माणतन्द्रेण श्रीमता रामचन्द्रेण विरचितं कुतूहलसहस्रनिधानं कौमुदी मित्रानंदाभिधानं निःशेषरसभावप्रदीपकं द्वितीयं रूपकम् ।

નટના વચન ઉપરથી જણાય છે કે તે વખતે શબ્દાર્થ ચોરો ઘણા હતા.

परोपनीतशब्दार्थाः स्वनाम्ना कृतकीर्तयः ।<br>
निबद्धारोधुना तेन विश्रम्भस्तेषु कः सताम्<br>
उपनतमित्रकलत्रः संतप्तारामचन्द्रकरविशदाम् ।<br>
आसाद्य यशोलक्ष्मीं परं स्वतन्त्रश्रियं भूयाः ॥

**નલવિલાસ**—આ સપ્તાંકી નાટક હેમાચાર્યના શિષ્ય પ્રબંધશતકર્તૃ રામચંદ્રે રચેલું છે તેની પ્રસ્તાવના ઉપરથી જણાય છે કે કવિએ રઘુવિલાસ અને યદુવિલાસ નાટકો રચ્યા પછી સદર નાટક રચ્યું હતું. આ નાટકમાં નલ દમયંતીનું ચરિત્ર છે. પ્રથમ કવિ નાન્દીમાં કહે છે કે પોતે *વૈદર્ભી રીતિને* પ્રાપ્ત કરે.

वैदर्भी रीतिमहं लभेय सौभाग्यसुरभितावयवाम् ।<br>
दमयंतीवैरस्यं दिशति गिरां या परां लक्ष्मीम् ॥ १ ॥

સૂત્રધાર કવિ તથા નાટકની વસ્તુ વિષે કહે છે કે—

कविः काव्ये रामः सरसवचसामेकवसतिः<br>
नलस्येदं हृद्यं किमपि चरितं धीरललितं ।<br>
समादिष्टो नाट्ये निखिलनटमुद्राप्रटुरहं<br>
प्रसन्नः सभ्यानां कटरिभगवानद्य सविधिः ॥२॥

સૂત્રધાર—રામચન્દ્રની કૃતિમાં સામાજિકોને કોઈ અપૂર્વ આસ્વાદ લાગે છે.

प्रबंधानाधातुं नवमणिनिर्वैदग्ध्यमधुरान्<br>
कवीन्द्रा निस्तन्द्राः कति नहि मुरारिप्रभृतयः ।<br>
ऋते रामान्नान्यः किमुत परकोटौ घटयितुं<br>
रसान्नाट्यप्राणान्पटुरिति वितर्को मनसि नः ॥ ३ ॥

નટ—રઘુચરિત તથા યદુચરિત નિસર્ગતઃ રમણીય હોવાથી તેમાં રસનિવેશ સુકર છે. પરંતુ નલચરિત તેવું નથી તેથી મને શંકા થાય છે.

रघुयदुचरितं निसर्गतोपि रमणीयमतस्तत्र सुकरो रसनिवेशः नलचरितं तु न तथा अतः साशंकोस्मि ।

સૂત્રધાર—નલચરિત તો પણ શ્રોતાઓનાં કર્ણમાં અમૃતનું સિંચન કરવાને સમર્થ છે.

श्रुतीनां पीयूषं कविकुलगिरां कीर्तिपटहो
रसापीतेः पात्रं रघुयदुचरित्रं विजयते ।
परं किंचित्किंचिन्नललिततमप्येतदमृत—
प्रसेकं श्रोतॄणां श्रवसि विनिधातुं प्रभवति ॥ ९ ॥

નટ—આ કવિ પોતે સ્વયં ઉત્પાદક છે કે પારકાના શબ્દાર્થ વગેરે ઉપરથી પોતાના કાવ્યો રચે છે? अयं कवि स्वयमुत्पादकः उताहो परोपजीवकः?

સૂત્ર—આ સંબંધમાં કવિએ પોતે જ કહેલું છે.

जनः प्रज्ञापात्रं पदमथ पदार्थं घटयतः
परान्वाप्यन्यान्नः कथयतु गिरां वर्त्मभिरयम् ।
अमावास्यायामप्यविकलविकासीनि कुमुदा—
न्यय लोकश्चंद्रव्यतिकरविकासीनि वदति ।

વળી શપથથી પ્રત્યય કરાતા શબ્દ અને પદાર્થના સંબંધવાળા પ્રબંધોમાં પ્રીતિ રાખતા જનસમાજને ઉદ્દેશી તે કવિએ નીચે પ્રમાણે બળાપો કરેલો છે.

स्पृहां लोकः काव्ये वहति जरठैः कुंठिततनौ
वचोभिर्वाच्येभ प्रकृतिकुटिलेन स्थपुटिते ।
वयं वीथीं गाढुं कथमपि न शक्ताः पुनरिमा—
मियं चिंता चेतस्तरलयति नित्यं किमपि नः ॥ ८ ॥

નાટકના અંતે કલહંસ નીચે પ્રમાણે આશીર્વાદ આપે છે—

दुरोदरकलंकतः कृतविरामचन्द्रोज्ज्वला—
मवाप्य निजसंपदं पदमनित्यशर्मश्रियः ।
यशोभिरनिशं दिशः कुमुदहासभासः सृजन
नमातगणनाः समाः परमतः स्वतन्त्रो भव ॥ १३ ॥

સી. ડી. દલાલ.

---

# મંત્રી કર્મણનું સીતાહરણ.*

ત્રીજી સાહિત્ય પરિષદમાં પદ્મનાભ કવિનો રચેલો કાન્હડદેપ્રબંધ રજુ કરતી વખતે જૂની ગૂજરાતીમાં એવી જ શૈલીમાં લખાયલા બીજા પ્રબંધો હશે કે નહિ એવી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી. કાવ્યના કરતાં પ્રબંધ શૈલી જૂદી પડે છે. થોડી ઐતિહાસિક બિના અને અદ્‌ભૂત કાલ્પનિક બિના વધારે, એવી આ શૈલી કાંઇ ઓર જ મઝાહ આપે છે. કાન્હડદે-પ્રબંધ અને વિમળપ્રબંધમાં આ શૈલીનો આપણને પરિચય થાય છે. કાન્હડદેપ્રબંધમાં રજપૂતોનો ટેક, તેમનું વીરત્વ અને તેમની ધાર્મિક ભાવના, તેમ જ ભભકભર્યાં સૈન્ય, સ્વારિ, અને યુદ્ધનાં વર્ણનો એની પ્રબંધ શૈલીમાં ખૂબ દીપી રહે છે. તેમાં મુસલમાનોની ચઢાઇની ઐતિહાસિક બિનાની સાથે દેવ દેવીઓનાં સ્વપ્ન અને સાક્ષાત્ દર્શનો, ચમત્કારો, પૂર્વ જન્મનાં વૃત્તાંતો, તેમ જ અદ્‌ભૂત બળ અને પરાક્રમની વાતો ઓતપ્રોત બનાવી દઇને પદ્મનાભે પોતાના પ્રબંધને મનોરંજક કરી દીધો છે.

લગભગ કાન્હડદેપ્રબંધના જેટલો જ જૂનો બીજો પ્રબંધ મળી આવે અને એનો પ્રથમ ઉલ્લેખ સાહિત્ય પરિષદ સમક્ષ જ કરવાનો યોગ મળે એ આનંદ ભરેલું છે. ઘણા પ્રયત્ન છતાં પણ પદ્મનાભ કવિનું બીજું લખાણ મળી શક્યું નથી. મ્હારા મિત્ર 'સાગર' તરફથી પદ્મનાભની છાપવાળી કેટલીક કવિતા મળી છે, પરંતુ ભાષા, શૈલી, અને વર્ણન શક્તિ જોતાં એ કવિતા આ જ પદ્મનાભની છે, કે એ નામનો કોઇ બીજો કવિ થઇ ગયો છે, એનો નિર્ણય થઇ શકતો નથી. આ રીતે કવિનું નામ પદ્મનાભ તેમના પ્રબંધમાં જ જળવાઇ રહેલું છે. જે કવિના પ્રબંધ વિશે આજે હું ઉલ્લેખ કરવા ધારૂં છું તેનું નામ પણ અદ્યાપિ જાહેરમાં આવ્યું નથી. પોતાના લખેલા પ્રબંધ વડે જ આજે ચારસે અને પિસ્તા-ળીસ વર્ષે કવિ કર્મણની સાથે આપણને ઓળખાણ થાય છે. જૂના કાગળો લેનારાની પાસે આવેલા કચરામાંથી તપાસ કરતાં મ્હારા ચિ. ચિતુભાઇને આ પ્રબંધ મળી આવ્યો છે; પદ્મનાભ કવિ ઠેકાણે ઠેકાણે પોતાની નાત તેમ જ પોતે એ પ્રબંધ ક્યાં અને ક્રેમ રચ્યો તે જણાવે છે ત્યારે કવિ કર્મણે પોતાના પ્રબંધમાં પોતાની જાતની કશી હકીકત જણાવી નથી. ઠેકાણે ઠેકાણે છાપમાં 'મંત્રી કર્મણ'- એમ લખી કવિ પોતે કોઇ જગ્યાનો મંત્રી હતો એટલું જ માત્ર સૂચન કરે છે.

આ પ્રબંધ મંત્રી કર્મણે કાન્હડદેપ્રબંધ લખાયા પછી ચૌદ વર્ષે એટલે સં ૧૫૨૬માં લખ્યો છે—

સંવત પંનર છવીસઈ સીતાહરણ વિચાર
કર જોડી કર્મણ તવઇ, ' અંહાક ગિરા આધાર. '

---

* સુરતની પાંચમી સાહિત્ય પરિષદમાં વંચાએલો નિબંધ.

પ્રબંધનું વસ્તુ રામાયણ હોઇ દરેક હિંદુને જાણીતું છે, કાવ્ય તરીકે કાન્હડદેપ્રબંધના કરતાં આ પ્રબંધ ઉતરતો છે.

એમ છતાં એની શૈલીને સાર અને એમાં વપરાયલા શબ્દો અને રૂપોને લીધે આ પ્રબંધ ઘણો ઉપયોગી જણાયો છે. કાન્હડદેપ્રબંધમાં આવી ગયેલા ઘણા શબ્દો સીતાહરણમાં નજરે પડે છે. જેવા કે—

દીહ, ઉપરાઠી, પિયાણૂં, તલારૂં, પોલિપગાર, પવાડા, પઈરી, સીમાડા,

સખાયતિ, સુહુધા, એતૂં, ઢિહિલીદોર, સાહુ, ઉવટ વાટ, બીછ,

અહિનાણુ, જં, તં, તુહ્મ, મઇ, કુણહિ, તઇ.

અવ્યયો—

જુ, પાહિ, જમલા, પાખલિ, જિ,

વળી ક્રિયાપદો—

તવઇ લાભઈ, મોકલાવિયાં, પાઉ ધારુ,

ભણીઇ, દેખીઇ, કહીઇ, સહીઇ, કરેવુ, પુહેવા, જાણીજે, રાખિજ્યો,

પૂછે, કહીજઇ, પુહુતવુ, કીજિસઇ, જાસિઉં, દેસિં, ટાલે

લાયા, ઊધારુ, વેલઇ.

અને પ્રત્યયો અને પ્રત્યયો વાળા શબ્દો:

સુ, હ, તુ, થા, હિં, સમાં (સભામાં).

વગેરે—'રાણા એણિ ભાગા', 'વાલિ તણા પુરૂષારથ બોલ્યા', 'ભણતી તારા', 'અંગદ આવિઉ વિહિનઇ'. એવી એવી રચના પણ નજરે પડે છે. આ પ્રમાણે આ પ્રબંધ તે કાળમાં પ્રચલિત ભાષાનો આપણને સારો ખ્યાલ આપે છે.

એકલી આ બાબત ઉપર જ જૂદો નિબંધ લખવા જેવું છે છતાં અવકાશની ખામીને લીધે અને મ્હારા વિદ્વાન મિત્ર ધ્રુવની પ્રતિજ્ઞામાં મંત્રી કર્મણના સીતાહરણનો સારોદ્ધાર કરવાનું આવી જવાથી હું આ જગાએ માત્ર એ વિશે સૂચન જ કરીને વિરામું છઉં.

પ્રબંધમાં ટુંકાણમાં આખા રામાયણનો સાર છે છતાં કવિ જાતે પોતાના પ્રબંધને સીતાહરણું નામ આપે છે. ઠેકાણે ઠેકાણે કવિ કથાભાગમાં પણ ફેરફાર કરે છે;

કવિ કર્મણ અને કવિ પદ્મનાભની વર્ણન શક્તિની તુલના કરવા માટે પદ્મનાભે કરેલું

ઝાલોરનું અને કવિ કર્મણે કરેલું અયોધ્યાનું વર્ણન વાંચવું અસ્થાને ગણાશે નહિ. કવિ કર્મણ અયોધ્યાનું વર્ણન આ પ્રમાણે કરે છે—

અયોધ્યા નયર સોહામણું; રૂયડા પોલિ-પગાર;
વીસ સહસ વિવહારિયા; પ્રાસાદ ન લાભઇ પાર.

ચૂરાસી ચુહુટાં ભલાં; બહુતરિ સઇ વખાર;
વરણ અઢાર તિહાં વસઇ; અવર ન પર સંસારિ.

ગૂખ ગવાખ નઇ માલિઆં રૂઅડાં ઉત્તમ ઠામ;
દૈત્ય હણણઇ અવતરિ જુ રઘુવંશિ રામ.

દશરથ રાજા રાજિઉ; સાહણ સંખિ ન પાર,
નિતુ નિતુ ઉચ્છવ પેખણાં સવિકહિનઈ સુખકાર.

કવિ પદ્મનાભ ઝાલોરને આમ વર્ણવે છેઃ—

વસઇ નગર ગિરિ ઊપર ઘણું, સ્યૂં વર્ણવૂં તલહટી તણૂં ?
વેદ પુરાણ શાસ્ત્ર અભ્યસઇ, ઇસ્યા વિપ્ર તિહાં વાસિં વસઇ,
વિદ્યાવાદ વિનોદ અપાર, વનય વિવેક લહઇ સુ વિચાર
રાજવંશ વસઇ છત્રીસ, છત્રુ ગુણ, લક્ષણ બત્રીસ.
ચાહુઆણ રા તેણઈ ઠાય; અગલા વિપ્ર માનીઇ ગાય;
છત્રીશઇ દંડાયુધ ધરઇ, હીણ કર્મ નવિ કો આચરઇ.
ચ્યારિ વર્ણ ઉત્તમ જાણીયા, વિવહારિયા વસઇ વાણીયા,
વુહરઇ, વીકઇ, ચાલઇ ન્યાઇ, દેસાઉરે કરઇ વિવસાઈ.
જલવટ થલવટ ચિહુંદસિ તણી, વસ્તું વિદેસિ આણઇ ઘણી,
વીસા દસા વિગતિ વિસ્તરી, એક શ્રાવક નિ એક મહેસરી.
ફૂડીયા, દોસી નઇ જવહરી, નાગિ નેસ્તિ ઠામિ ઠરી;
વિવિધ વસ્તુ હાટિ પામીઇ, છત્રીસઇ કીયાંણા લીઇ.
નગરિ માંડવિ વારુ પીઠ; આછી ખેરા ચોલ મજીઠ,
પાડસૂત પટૂઆ સાલવી, વુહુરિ વસ્તુ અણાવઇ નવી.
કેસારા નિ નાણુટીવા; ઘડિયા ઘાટ વેચઇ લોટીઆ,
કાગલ કાપડ નઇ હથીઆર; સાંથિ સુદાગર તેજી સાર.
તલી સૂખડી તોલઇ માન: નાગવેલિ અણીઆલાં પાન;
ઇણી પરિ વસ્તુ વિકાઇ બહુ, જં જોઇઇ તે વુહુરિ સહુ.
ઘડી ઘડી ઘડીયાલે સાન, રાતિ દિવસનાં લાભઇ માન;
ચુહટા ચૂક ચૂતરાં ઘણાં, ઠામિ ઠામિ માંડયાં પેખણાં.

સેરિ સાંથ મોકલી વાટ, નગર માંહિ છોહ પક્તિ હાટ.
ઘાંચી મોચી સઈ સૂતાર વસઈ નગર માંહિ વર્ણ અઢાર.

ગાંછા છીપા નઇ તેરમા વિનસાઇઆ વસઇ નગરમાં;
આપ આપણી કાજિ સહૂ મિલઇ; ચુહટઇ હઇંઇ હઇંડે દલઇ.

આક પુહરિ નિત પૂજા કરઇ; ધડિ ધજા વસ્ત્ર ફરહરઇ;
વલતિ વારિ હુઇ નિતુ જાત્ર, નાટક નટ નચાવઇ પાત્ર.

પુરઇ પ્રત્ય જે ધ્યાઇં લોક, ભૂખ દુઃખ નઇ ટાલઇ શોક.
જોઇ જીણાલાં ઠામ વિશાલ, વસહી દેહરાં નઇ પોસાલ.

ગઢ ઉપરિ જલ ઠામ વિશાલ, ઝાલર વાવિ કુંડ જાબાલિ,
વારુ વાવિ માંડહી તણી, સાહણુ વાવિ અતિ સોહામણિ,

રાણી તણી વાવિ ગભીર, નવલખ વાવિ નિર્મલ નીર;
શોભિત બુર્જે બુર્જે કાંગરુ, નદી તરુઆર ફૂલવા વરુ.

સાલ્હા વાવિ કરેહડી જાણી, કાન્હમેર રૂયડુ વખાણિ,
સાહમી વાડી તરુઅર ચંગ રાય તણા છઈ મંડપ રંગ.

જેણઇ ખઇસઇ જાલહુરો કાન્હ રાજ રીદ્ધિ છઇ ઇન્દ્ર સમાન.
રામપોલિ અતિ રલિઆમણી, ત્રિણિ પોલિ તલહટિ તણી.

પોલિ ફૂટરી પાટણુ તણી, ચીતુડી નઇ ઢીલી તણી.
બારી પોલિ ભલેરુ ભાવ, કુપર તણુ તલહટિ તલાવ.

સુંદર નામ તલાવઉ જેઉ બોલાઇ બોલીઇ બેઉ.
પાણી તણી જે પરવ અપાર સહુકો માંડઇ શાહુકાર.

જે પહિરઇ મુદ્રા કાંથડી આવિઇ યતિ યોગી કાપડી,
દેશાન્તરી પર્ખીઆ ભાટ અન્ન અવારીઇ પૂછઈ વાટ.

તરુવર છાંહ પરસ ચૂવટિ, રાઉત રમઇ નિતુ જૂઅટઈ;
નગર નાયકા રુપ અપાર, નિતુ નિતુ નવલા કરઇ સિણગાર.

તાસ તણુઇ મંદિર વીસમઇ, ભોગી પુરુષ તેહસ્યૂં રમઈ.
વાવિ, સરોવર, વાડી, કૂઆ, નગર નિવેસિ ઢલાઈ ઢીકૂઆ.

ગઢ ગરુઉ જેસ્યુ કૈલાસ! પુન્યવંતનુ ઊપરિ વાસ!
જિસ્યુ ત્રિકુટ ટાંકણે ઘડિઉ! સમ ધાતુ કોસીસે જડિઉ.

ઘણી ધારકી, વિસમા. માર, જેણિ ઠામિ રહઇ ઝૂઝાર.
ઝૂઝણહારના સમદા વળી વસમી વાટ વહઇ ઢીકલી;

ગોલા યન્ત્ર મગરવે તણા આગઇ ગઢ ઊપરિ છઇ ઘણા,
ઉપરિ અબ તણા કોઠાર બ્યાપારીઆ ન જાણુ પાર.

માણિક મોતી સોનાં સાર, ગઢ માંહિ ગરથ ભરિયા ભંડાર.
ટાંકી વાવ ભર્યાં ઘી તેલ, વરસ લાખ પુહચઇ દીવેલ.

જૂના સાલાં સૂકાં ખડ, ઈંધણ ભણી ઘણાં લક્કડ.
જાલહુર ગઢ વિસમું ઘણું, ચાહુઆણ રાય તણું બઇસણું.

કાન્હડ દેઉ પાટનુ ધણી, બીજી ભૂમિ ભોગવઇ ઘણી.
રાજરિધિનું કસિઉં વખાણ? ચાલઇ પંચવર્ણું કેકાણ.

ચરિઇ સેલડી સાકર, દ્રાખ; અતિ રુયડા તુરંગમ લાખ.
પાણીહરા, પોલિઆ, સૂસાર, દાસ દીકોલી, સંખ ન પાર.

શ્રીગરણા વઇગરણા ભલા, સાણુહિતા મહિતા રાઉલા,
નગર તલહાર દેસ સેલહુત, દેહરાસરિ વિપ્ર પ્રોહિત.

રામાયણમાં મશહૂર થએલા કૈકેયીના પ્રસંગને ગાળી નાખી, યુદ્ધમાં સાથે રહેલી કૈકેયીએ દશરથના રથચક્રમાં હાથ ઘાલી રથ ઉભો રાખેલો, અને તે વીરત્વથી પ્રસન્ન થઈ દશરથે એ વર આપેલા, તેને બદલે કવિ કર્મણ એક ક્ષુલ્લક પ્રસંગ ઓઠવે છે:

દૂખ અંગૂઠઈ ઊપનૂં, દશરથ નાવઇ નીંદ;
પીડ ન ભાજઇ પાપિણી, રાય કરઇ આક્રંદ.

કૌશલ્યા કર ચાંપતાં. અંગૂઠઉ સુખિ લેઉ,
સુખભરિ રાજા પૂછિયા, કઇગઇ નઇ વર દેઉ.

'નારિ! ગમઇ તે માગિજ્યુ,' તૂઠા દશરથ રાય,
'કર જોડી નઇ વીનવૂં, હું સ્વામ લાગૂં પાય.

વર વાંછિત અહ્મિ માગિઉ, અવર નહિં અહ્મ કાજ,
રામચંદ્ર વનિ મોકલું, ભરથ બઇસારુ રાજિ."

રામના વનવાસ પછી દશરથનું મૃત્યુ થયું; કુમાર ભરત મોસાળથી આવી રાજછત્ર ધારણ ન કરતાં રામચંદ્રને વનવાસથી પાછા ફરવા વિનવે છે, તે બન્ને ભાઇઓનો પ્રસંગ કવિ આમ વર્ણવે છે:—

ભરથેશ્વર ઘણું પ્રીછવિઉ, 'તું બાંધવ અજોધ્યાં જાઈ,
રાજવચન સાંભલૂં તુમ્હે દુઃખ મ ધરિસ્યુ ભાઈ!'
'તુહ્મિ આરોગુ પાનડે, અહ્મિ આગુ લિસ્યૂં ત્રાટ?
સ્વામી પૂઢઇ સાથરઇ! હૂં કિમ સઉં ખાટ?'
ભરથેશ્વર રોઇ ઘણું; ઊછંગિ લિ શ્રી રામ,
'નગર ભલી પરિ રાખિજ્યો, રૂડાં કરિજ્યો કામ.'
અનેક બોલ અછઇ ઘણા, કહિતુ ન લહૂં પાર.
બંધવ પાછા વાલિયા, સેન સહિત પરિવાર.

સેરિ સાંથ મોકલી વાટ, નગર માંહિ છોહ પક્તિ હાટ.
ઘાંચી મોચી સઈ સુતાર વસઈ નગર માંહિ વર્ણ અઢાર.
ગાંછા છીપા નઇ તેરમા વિવસાઇઆ વસઇ નગરમાં;
આપ આપણી કાજિ સહૂ મિલઇ; સુહટઇ હઇયિ હઇડિ દલઇ.
આઠ પુહરિ નિત પૂજા કરઇ; ધડિ ધજા વસ્ત્ર ફરહરઇ;
વલતિ વારિ હુઇ નિતુ જાત્ર, નાટક નટ નચાવઇ પાત્ર.
પુરઇ પ્રેત્ય જે ધ્યાઇ લોક, ભૂખ દુઃખ નઇ ટાલઇ શોક.
જોઇ જીણાલાં ઠામ વિશાલ, વસહી દેહરાં નઇ પોસાલ.
ગઢ ઉપરિ જલ ઠામ વિશાલ, ઝાલર વાવિ કુંડ જાબાલિ,
વારુ વાવિ માંડહી તણી, સાહણુ વાવિ અતિ સોહામણિ,
રાણી તણી વાવિ ગંભીર, નવલખ વાવિ નિર્મલ નીર;
શોભિત બુર્જે બુર્જે કાંગરુ, નદી તરુઅર ફલવા વરુ.
સાલ્હા વાવિ કરહડી જાણી, કાન્હમેર રૂયડુ વખાણિ,
સાહમી વાડી તરુઅર ચંગ રાય તણા છઈ મંડપ રંગ.
જેણઇ અઇસઇ જાલહુરો કાન્હ રાજ રીદ્ધિ છઇ ઇન્દ્ર સમાન.
રામપોલિ અતિ રલિઆમણી, ત્રિણિ પોલિ તલહટ્ટિ તણી.
પોલિ ફૂટરી પાટણુ તણી, ચીત્તુડી નઇ ઢીલી તણી.
બારી પોલિ બલેરુ ભાવ, કુયર તણુ તલહટ્ટિ તલાવ.
સુંદર નામ તલાવઉ જેઉ ભોલાઇ બોલીઇ બેઉ.
પાણી તણી જે પરવ અપાર સહુકો માંડઇ શાહુકાર.
જે પહિરઇ મુદ્રા કાંથડી આવિઇ યતિ યોગી કાપડી,
દેશાન્તરી પંખીઆ ભાટ અન અવારીઇ પૂછઈ વાટ.
તરુવર છાંહ પરસ ચૂવટિ, રાઉત રમઇ નિતુ જૂવટઈ;
નગર નાયકા રુપ અપાર, નિત નિતુ નવલા કરઇ સિણગાર.
તાસ તણઇ મંદિર વીસમઇ, ભોગી પુરુષ તેહસ્યૂં રમઈ.
વાવિ, સરોવર, વાડી, કૂઆ, નગર નિવેસિ ઠલઈ ઢીકૂઆ.
ગઢ ગરુઉ જેસ્યુ કૈલાસ! પુન્યવંતનુ ઊપરિ વાસ!
જિસ્યુ ત્રિકુટ ટાંકણે ઘડિઉ સાત ધાતુ કોસીસે જડિઉ.
ઘણી કારકી, વિસમા. માર, જેણિ ઠામિ રહઇ ઝૂઝાર.
ઝૂઝણહારના સમહ વળી[1] વસમી વાટ વહઇ ઢીકલી;
ગોલા યન્ત્ર મગરવે તણા આગઇ ગઢ ઊપરિ છઇ ઘણા,
ઉપરિ અન તણા કોઠાર વ્યાપારીઆ ન જાણુ પાર.

યુદ્ધમાં રાવણ ઘણી બહાદૂરીથી લડે છે અને એ ન મરાવાથી, રામના પુછવાથી વિભીષણ રાવણને શંકરે આપેલા વરદાનની હકીકત કહે છે:—

'બિ કર જોડી દેવ! વીનવું, પ્રીતિ કરી તું પાલું,
સ્વર્ગિ જાઇ નઇ શંકર પૂજિઉ; આદિ વાત સંભાલું.
કરિ પૂજન; નવિ જોઇ સાહમૂં જાણી ઉલગ હીણુ,
નવઇ મસ્તક મેહલ્યાં કાપી તં તીણઇ રસિ લીણુ!
બાંધી હાથ નઇ નસ વજાવી! મહાદેવ તિહાં તૂઠા,
ચૌદ ચૂકડી રાજ ભોગવું! નહીં મરુ વિણુ ખૂટા.
દસ ઇ રુદ્ર દેવ ધારિજે, બીજા મગિ મ સેસ્યુ,
માનવલોક જે છઇ માનવી તે મુઝ વેર મ દેસ્યુ.
બોલ બોલતાં પડિઉ વરાસું; અધ્ય ઊગિઉ! સ્યું કરિસિઇ?
એક રુદ્ર તિહાં ધુરિ વીસારિઉ. માનવ રૂપિ હણિસઇ.

છેવટે રાવણનું મૃત્યુ થાય છે; સીતાને લઇ રામ પાછા ફરે છે; પાછા વળતાં હનુમાને કરેલી સેવા બદલ એને કાંઇ માગવાનું કહેતાં—મેં આવાં આવાં પરાક્રમ કર્યાં છે એમ મનમાં અહંકાર આણીને હનુમાન પોતાને માટે પૂર્ણ પુરૂષોત્તમનું બિરદ માગે છે. રામ હસિને એનો ગર્વ ઉતારવા એને વગડામાં બેઠેલા એક માણસ પાસે જવાનું કહે છે, અને એ માણસ જો કહે તો પૂર્ણ પુરૂષોત્તમનું બિરદ આપવાની હા કહે છે. હનુમાન જઇ હાથ જોડી ઊભો રહી તેને કહેછે કે રામ તમારૂં વચન માને છે અને મને તમે કહો તો પૂર્ણ પુરૂષોત્તમનું બિરદ આપવા ખુશી છે. એ માણસ કહે છે:—

એક કામ અહ્મારઇ આછઇ, તે કરિસ્યું તુ કહિસ્યું પછઇ;
કાનિ અહ્મારઇ કુંડલ હતું, તે લાવઇ તુ કહિસ્યૂં છતું.
જહીંઇ અતિ ઘણા વૂઠા મેહ, કાદવ માંહિ ખૂતું તેહ,
જઈ પરાક્રમ હનમંત કરઇ; તે તુ કુંડલ નવિ નીસરઇ!
દેવ ભણઇ 'કાં લાગી વાર?' હનમંતિ લાભવા કરું અપાર,
'એ તુ કાંઇ ન-આવઇ એવ, જઉ મેલઇ સવિ દાણવ દેવ.
'સિલા લાધી મઇ પર્વત તણી, કારણી વાત આછઇ એ ઘણી,
દ્રોણગિરિ મઇ કીધુ કંધિ, કુંડલ તુહ્મચૂં નાવઇ બંધિ.'
રે વાનર! નવિ જાણે ભેદ, એણઇ વાલ્યા ચાર ઇ વેદ,
દધી મથિઉ નઇ પરણી નારિ, તેહઇ દઇત્ય હણ્યા અપારિ.
મહ્રી ડાઢાગ્રઇ જેણઇ ધરી, હિરણ વિદારિઉ નહરિ કરી,
વામન રૂપિ આવ્યા લઇ, ત્રિહુ ક્રમિ તિહાં પૃથ્વી લઇ.
પગિ પગિ તિહાં વલગા વીસ; તિહાં મનિ હરિ ઊપની રીસ,
એક લાખા ધરિ મંડલિ રડયા; એક દેસ વન માંહિ ધ્રુપડયા.
પરસરામ બહુલા અવતાર ત્યા છાંડી મંસાર,
જમદગ્નિ જે કહીઇ તાત તેહની ખડગિ પડતી ઘાત.

મેપિ ચડી કૂરસી કરિ ધરી સહસભુજ તિહા વીધા હરી,
રાવણ જગ માહૂ મસારિ, તે કારણ લીધુ અવતાર
આદિ વાત ન જાણઇ ભેદ, જેણઇ ઊધર્યા ચ્યાર ઇ વેદ,
એક બોલતા આણઇ સુખિઉ, વાલિ સરિખુ જહીઇ હણિઉ
રે વાનર જઈ પાઈ લાગિ, મૂઢા ! નામ અનેરૂ માગિ.
વાનર આવિઉ ઝાખુ થયુ, 'સ્વામી' વનિ વરાસઇ ગયુ
પૂર્ણ પુરુષોત્તમ તુમચૂ નામ,' આવી હનમંત કરઇ પ્રણામ
તેહાઇ વચણઇ તૂઠા રામ "અતલીબલ" તિહા દીધૂ નામ

અયોધ્યાની પાસે આવતા રામ ભરતનુ હૃદય જાણવા માટે હનુમાનને મોકલે છે —

હનમન ! આવુ અજોધ્યા જઈ, એક પુહર તિહા જોજે રહી
ભરત તણુ જો જ્ને મુખરાગ તુ રહિજે જુ દેખુ લાગ
× × × × × × ×
એમ ધાયા આગનિ દડવડી, વાજઇ ઢોલ અનઇ તડતડી
એમ ધાયા ભરથેશ્વર ભણી, સ્વામી ! માગૂં વદ્ધામણી
સાવિજ એમ અછઇ મહાસાર તેહના રૂપ ન લાભઇ પાર '
ભરથેશ્વર હરિખ્યુ તેણી વાર, ચારણ ભાટ કરઇ જયકાર '
દીઠુ વાનર હઇડઇ હરખ, 'એ તા કોઈ અપૂરવ પુરુષ.'
સ્નેહ ધરી નઇ સાઇ દિઊ રામ તણૂ વૃત્તાત જિ કેહ્યુ
રાજસભા તે મિહૂ જણ ગયા શિર નામી નઇ ઊભા રહ્યા,
રાય ગણા સીમાગ બહુ જુહાર કરેવા આવિઊ સહૂ
મંદિર આવિયા મોટી મડ, ભરથ પૂછવા જમના ખડ,
'રામ તણૂ રખનાનૂ કરૂ, રાતિ દિવસ હરિ હયડઇ ધરૂ
એરી ઊનગ સારૂ વીર' આયુધ, બાણલી તરમ્સ, તીર,'
કૌશલ્યાનઇ મંદિરિ ગયા, શિર નામી નઇ ઊભા રહ્યા
'આયરૂ કૂઅર' બોલઇ હસી માવ ભણઇ, 'વિમાસણ કિસી ?
નિરૂ ન કયોની કુકુમ તણી, આવ્યા રામ અજોધ્યા ધણી'

શ્રીરામચન્દ્રજી અયોધ્યામા પ્રવેશ કરે છે મત્રી કર્મણ રામકથા લખવાની પોતાની અયોગ્યતા છે એમ કહેવાનો વિનય કરે છે

'વાલ્મીક જેણઇ બાધ્યા ગ્રંથ, તે ઋષીશ્વર છઇ સમરથ્થ
જ્ઞાનઇ જેણઇ લાધા ભેદ, મુખિ અનતરિયા ચ્યારિ વેદ,
એ રામાયણ આગઇ હોઇ, ભેદ વિચાર ન જાણઇ કોઇ
અન્ન વિણાસણ જે માનવી, રામકથા કિમ જાણઇ કવી ?
લબોદર સરમતિ આધાર કૂડા સાચા કહ્યા વિચાર '

છેવટે સીતાની પાસે પોતાની સાથે આવેનાઓને "સહુઇ જીવુ કોડિ વરીસ' એવી શિ. દેવરાની કવિ પોતાનુ કાવ્ય પૂરૂ કરે છે હુ પણ એ જ આશિષ આપી આ લેખ પૂરો કરૂ છુ

ડાહ્યાભાઈ પિતામ્બરદાસ દેરાસરી.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

અને

# રા. નરસિંહરાવ.

## ( ૯ )

સંસ્કૃત શબ્દોનો ઉપયોગ અને તદ્દભવ શબ્દોને સુધારવા એ બાબત પૂર્વે લખાઈ ગયું છે. તે ઉપરાંત એક બે બાબત જણાવવા જેવી છે. મરાઠીની પેઠે ગુજરાતીમાં "ળ" અક્ષરનો વાપર પુષ્કળ છે, છતાં તેને નાત બહાર મૂકવાનો કેટલાક યત્ન કરે છે. નિર્મળ, નિર્બળને ઠેકાણે નિર્મલ, નિર્બલ કરવામાં આવે તો કદી સંસ્કૃત શુદ્ધ શબ્દો કર્યા ગણાય (જો કે તેમ કરવાની જરૂર નથી), પણ જ્યારે ગોળીના ગોલી, પોળીના પોલી, કાળુંના [illegible]લું કરવામાં આવે તો હસવા લાયક અર્થનો ફેરફાર થાય, અને લળવુંના લલવું અને [illegible]ળવુંના પલલવું કરે તો તે તોતળાપણું બતાવે.

કોઈ ગુજરાતી લિપિને ઠેકાણે બાળબોધ લિપિ વાપરવાનો આગ્રહ કરે છે, તે એવા [હે]તુથી કે બીજી ભાષાઓ જાણનાર પણ તે વાંચી શકે. વાંચી શકે ખરા, પણ તે સમજી [શ]કે નહિ, એટલે કંટાળીને વાંચવાનું પડતું મૂકે. બાળબોધમાં લખેલું કોઈ મરાઠી પુસ્તક તે [ભ]ાષાની અડાસે પણ ન આવ્યા હોય એવા કાઠીઆવાડના કે અન્ય પ્રદેશના ગુજરાતીના [હા]થમાં મૂકશો, તો તે તુરત કંટાળીને પુસ્તક હેઠું મૂકશે. મતલબ કે પરભાષાવાળા એકલી [લ]િપિ બદલવાથી પુસ્તકોનો લાભ લઈ નહિ શકે. એથી ઉલટું, સામાન્ય લોકો, પારસી[ઓ] ને મુસલમાનો તે વાંચતા બંધ પડશે. જ્યારે એક મદ્રાસી વિદ્વાન ગુજરાતી લિપિથી [આ]નંદિત થઈને હિંદની સર્વ લિપિઓમાં સુંદર છે કહી તેને જ હિંદની સામાન્ય લિપિ કર[વા]ની ભલામણ કરે છે,* ત્યારે તેને ગુજરાતીઓ જ બંધ પાડવા યત્ન કરે એ શું ચલાવા [લા]યક છે?

લખેલી ભાષાના સ્પષ્ટ ઉચ્ચાર થઈ શકે, માટે કેટલાંક ચિન્હો યોજવાની કોઈ ભલા[મ]ણ કરે છે, એટલે ફારસી, અરબી અને અંગ્રેજી ભાષાના કેટલાક અક્ષર આપણી લિપિમાં [ન]થી, માટે તેમને મળતા અક્ષરના પેટમાં કે પગ નીચે એક ટપકું (નુક્તો) કરવું, પહોળા [ઉચ્ચ]ારને માટે માત્રાને વાંકી કરવી કે અર્ધ ચંદ્રકાર જેવી કરવી, અર્ધ હકાર જણાવવા [અલ્]પ વિરામ જેવું ચિન્હ મૂકવું વગેરે. આમ કરવાથી સર્વ જાતના ઉચ્ચાર થઈ શકવાના [નથ]ી, તેમ એથી છાપવામાં ને વાંચવામાં ઘણી ગુંચવણ થશે. સર્વ ભાષામાં સઘળા ઉચ્ચાર[ના]ં અક્ષર હોતા નથી, અને અમુક અક્ષરના જૂદા જૂદા ઉચ્ચાર થતા હોય તે શિક્ષક કે [..] બતાવે તેથી કાર્ય થાય છે.

---

* "East and West" માસિકમાં.

વળી કેટલાક વિદ્વાનો હિંદી ભાષાને દેશની સામાન્ય ભાષા (Lingua Franca) બનાવવાની હીમાયત કરે છે, અને તે ગુજરાત વગેરે પ્રાંતોની નિશાળોમાં ચલાવવાનો યત્ન કરે છે. આ પ્રયત્ન સફળ થવો મુશ્કેલ છે, તેમ તેથી વિશેષ લાભ થવાનો પણ સંભવ નથી.

નવી વાંચનમાળા તૈયાર થતી હતી ત્યારે જોડણીના સંબંધમાં મી. કાવર્નટને ગુજરાતી વિદ્વાનોની એક સભા અમદાવાદમાં ભરી હતી. ચર્ચા ચાલતાં સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા સાક્ષરે અભિપ્રાય આપ્યો હતો કે સંસ્કૃત નહિ એવા ગુજરાતી શબ્દોમાં હ્રસ્વ દીર્ઘ રાખવાની જરૂર નથી! સર્વત્ર દીર્ઘ ઈ અને હ્રસ્વ ઉ લખવામાં આવે તો બસ થશે. આ અભિપ્રાયને હાલના સાક્ષરો કેવો ગણશે?

ઉપસંહાર. ધારવા કરતાં લેખ ઘણો લંબાવવાથી હવે તેનો ઉપસંહાર કરી નાંખું છું.

૧. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ ક્યારથી થઇ તે બાબત કેટલાક પુરાવા મેં પ્રથમ અંકમાં આપ્યા છે, અને મી. બીમ્સના મત પ્રમાણે તે સાતમા શતકમાં ચાલુક્યો ગુજરાતમાં લઈ આવ્યા હતા. પંદરમા શતકની પૂર્વના લેખો જે નવિન હાથ લાગ્યા છે તેના નમુના આપીને ગુજરાતી ભાષા ૧૦ મા શતકમાં ચાલતી હતી એમ બતાવી આપ્યું છે. રા. નરસિંહરાવે ભાષાના યુગ જે રા. કેશવલાલ તથા શાસ્ત્રી મજલાલ તરફથી પાડવામાં આવેલા છે તેમાં પહેલા યુગમાં અંતિમ અપભ્રંશ અને મધ્યકાલિન યુગમાં કવિ પ્રેમાનંદના સમયને લઈ જવાને કરેલી સૂચના નાપાયાદાર છે એમ બતાવવામાં આવ્યું છે. રા. નરસિંહરાવ જે અપભ્રંશનો અર્થ પ્રાકૃત અપભ્રંશ કરે છે તે ખોટો છે, રા. કેશવલાલ પોતે તે અર્થ કરતા નથી, પણ તે વડે તે જૂની ગુજરાતીનો જ અર્થ કરે છે, અને ગુજરાતી ભાષાના યુગમાં પ્રાકૃત અપભ્રંશને લાવવાનું, અને તેને ચૌદમા શતક સુધી લઈ જવાનું કંઈ પ્રયોજન પણ હોય નહિ.

૨. રા. રા. એ પારસી લોકો સંજાણમાં આવ્યા ત્યારે ત્યાંના રાજા તરફથી તેઓને ગુજરાતી ભાષા સ્વીકારવાની ફરજ પાડી એવો ઉલ્લેખ કરેલો, તે ઉપર રા. નરસિંહરાવે લાંબી ટીકા કરી તે બાબતનો પુરાવો માગ્યો છે, તેની વિરૂદ્ધ મેં જોઇએ તેટલો ઐતિહાસિક પુરાવો બીજા અંકમાં આપ્યો છે. સંજાણ ગુજરાતમાં હતું, અને ત્યાં ગુજરાતી ભાષા બોલાતી હતી તે મેં બતાવી આપ્યું છે. સંજાણના રાજાનું નામ જદિ–જાદિ રાણો તે ગુજરાતી અથવા મારવાડ મેવાડનો હોવો જોઇએ, કેમકે રાણો શબ્દ અન્યત્ર પ્રચારમાં નથી. કિસ્સે સંજાણ ઉપર રા. નરસિંહરાવ આધાર રાખે છે, અને તેનો જ આધાર મી. ફરાકાએ પોતાના ઇતિહાસમાં લીધો છે (જે ઉપર રા. મ્રએ આધાર રાખ્યો છે), તેમાં પારસીઓના આગમનની જે સાલો અપાઈ છે, તે પ્રોફેસર હોડીવાળાએ સબળ પૂરાવાથી ખોટી પાડી છે, અને તેમનું આગમન સં. ૯૯૨ માં થયું હતું, અને તે વખતે જદિ રાણો રાજ કરતો હતો એવું શદર પ્રોફેસરે તેમ પંડિત ગૌરીશંકર ઓઝાએ સાબીત કરી બતાવ્યું છે; એટલે પારસીઓ દશમા શતકના આખર ભાગમાં આવ્યા, તેથી રા. કેશવલાલે પ્રથમ પાડેલા યુગમાં તેમનું આગમન થતાં તે વખતે ગુજરાતી ભાષા ચાલતી હતી એ સ્પષ્ટ થાય છે; અને રા. નરસિંહરાવવે લીધેલો વાંધો રદ જાય છે.

૩. રા. નરસિંહરાવને પારસી લેખકોના ઉતારામાંથી છિં, અછિ, હુઈ, વર્તઈ, દીજિ વગેરે રૂપો મળી આવ્યાં, તે ઉપરથી તેઓ એવા અનુમાન તરફ ઢળી પડ્યા કે એ રૂપો ૧૫ મા શતકની અને તેની પૂર્વેની ગુજરાતી ભાષાનું સ્વરૂપ દેખાડે છે. આ તેમનું અનુમાન કેવળ ખોટું છે, એવું મેં દાખલા દલીલથી સાબીત કરી આપ્યું છે. છિ, આછઈ વગેરે રૂપો છેક અઢારમા શતક સુધી ચાલ્યાં આવેલાં છે અને તેનાં ઘણાં રૂપો પ્રવર્તતાં હતાં એમ પણ બતાવી આપ્યું છે, તેની સાથે ભણિ, હૂતિ, આદિ રૂપો પણ જૈન ગ્રંથકારો ૧૭ મા ને ૧૮ મા શતક સુધી વાપરતા હતા તેનાં દૃષ્ટાંત પણ આપેલાં છે. રા. નરસિંહરાવ જણાવે છે તે પ્રમાણે પાછલાં બે ત્રણ સૈકામાં જેમ સંસ્કૃત શિષ્ટ ગણાતી હતી તેમ તે સમયમાં હિંદી પણ શિષ્ટ ગણાતી, અને ચારણી તો તે અગાઉથી કવિતા કરવામાં માન્ય ગણાતી હતી. કેટલાક વાણિયા લોકો ઉપર મનુભાઈને બદલે મણુભાઈ વાપરવાનો દોષ તે મૂકે છે, તેના બદલામાં કેટલાક નાગરો કેવું બોલે છે તેના દાખલા આપ્યા છે. તેઓ પોતે સહે, જહાં, ત્યહાં, વાચવું વગેરે વાપરે છે તે શિષ્ટ છે કે કેમ તે બતાવવામાં આવ્યું છે. બંગાળી મરાઠીને નાદે ચાલીને કેટલાકો અપ્રસિદ્ધ સંસ્કૃત શબ્દોનો અતિ ઉપયોગ કરે છે, યાવની શબ્દોને નાત બહાર મૂકે છે, અને ગ્રામ્ય પ્રાંતિક અશિષ્ટ કહેવાનો કેવો વાયરો વાય છે તેના દાખલા આપ્યા છે. વિનાકારણ અનુસ્વારને બદલે અનુનાસિક વાપરવાનો નવો પવન ચાલ્યો છે, કદાશ, બટાકા, વ્રજલાલને રા. નરસિંહરાવ અશિષ્ટ કહે છે તેના રદીઆ આપી મી. બીમ્સના સાન્વય વ્યાકરણમાંથી જે ઉતારા આપ્યા છે તે તો રા. નરસિંહરાવને તથા તેમના જેવાઓને જરૂર ચોંકાવશે. પ્રાકૃત અને જૂની ગુજરાતી ભાષામાં લખાએલા ગ્રંથોમાં જોડણીનું ઠેકાણું નથી એ વિષે મી. જેકોબિ અને શાસ્ત્રી વ્રજલાલના મત ટાંકી તેમના ઉપર જોડણીની બાબતમાં બહુ આધાર રાખવો ઠીક નહિ પડે એમ બતાવ્યું છે.

૪. રા: નરસિંહરાવે મારા પર એવો આરોપ મૂક્યો છે કે મેં રા. કેશવલાલ અને તેમના મતને મળતા આવનારઓને ઉદ્દેશીને અમુક બાબત લખી છે, પરંતુ તે ખોટું છે તે ચોથા અંકની શરૂઆતમાં બતાવ્યું છે. નરસિંહ મીરાંની ભાષા કેમ ફરી ગઈ, તેનાં ત્રણ કારણ રા. નરસિંહરાવે બતાવ્યાં છે, તે વિષે ટીકા કરીને સુરત સંગ્રામની ભાષા કેવી છે તે બતાવવા તેનું વર્ગીકરણ કર્યું છે. તેમણે "ચો–ચા" મરેઠી ભાષામાંથી લીધાનું જણાવ્યું છે તે ખોટું છે એમ દાખલા પૂરાવાથી સાબીત કર્યું છે, અને એ પ્રત્યયો પ્રથમ બીજાઓએ વાપર્યાના દાખલા આપ્યા છે. કાદંબરીના સંબંધમાં જે તેમણે લખાણ કર્યું છે તે ઉપર ટીકા કરવી પડી છે. ભાલણે, તેના પુત્ર ચતુર્ભુજે અને તેના કુટુંબના બીજે કેવી ભાષા વાપરી હતી, અને ભાલણના કાદંબરી શિવાયના સર્વ ગ્રંથો કેવી ભાષામાં લખાયા છે તે દાખલા દૃષ્ટાંત સાથે જણાવ્યું છે. જૂની ગુજરાતીના કેટલાક શબ્દો અદ્યાપિ કેટલેક સ્થળે ચાલે છે એમ મેં જણાવેલું તે વિષે રા. નરસિંહરાવે લીધેલો આક્ષેપ ખોટો પાડવામાં આવ્યો છે. ઊતરઈ મરઈ, ફિરઈ આદિ દાખલા આપી થી થઈ વિષે મેં લખેલું તેની ઠેકડી કરી રા. નરસિંહરાવ સંસ્કૃત તિ પ્રત્યય ઉપરથી ઈ રૂપ નીકળ્યાનું બતાવ્યું હતું પણ તે સંબંધે તેમણે પોતે આપેલી છકડ દાખલા વડે બતાવી આપી છે.

૫. અંક ૫ માં જૈન અને બ્રાહ્મણી (જૈન નહિ એવા બીજાઓએ વાપરેલી) શૈલી જૂદી શા કારણે પડે છે અને ભાલણ, પદ્મનાભ, ભીમ અને કેટલાક પારસી લેખકોએ જૈન શૈલી કેમ પસંદ કરી હશે તેનાં અનુમાન કરીને બંને શૈલીના શતકવાર ઉતારા આપવામાં આવ્યા છે, તથા પારસી ખતપત્રોમાં કેવી ભાષા વપરાતી હતી તે જાણવા મળે માટે તેના નમુના પણ આપ્યા છે. શરૂઆત ૧૩ મા શતકથી થાય છે, તેમાં બ્રાહ્મણી શૈલી હાથ લાગી નથી. ૧૪ મા શતકમાં પણ એકલી જૈન શૈલી હાથ લાગે છે. ૧૫ મા શતકમાં નરસિંહ મહેતાની બ્રાહ્મણી શૈલી દેખા દે છે. ૧૬ મા શતકની જૈન શૈલીના ઉદાહરણ શ્રી પાળરાસ, કાદંબરી, કાન્હડદે પ્રબંધ, હરિલીલામાંથી અને બ્રાહ્મણી શૈલીના ભાલણકૃત દશમ સ્કંધ, તેની જ રામશતી, અને બે ખતોમાંથી ઉતારા ટાંક્યા છે.

૬. સત્તરમા શતકમાં જૈન શૈલીના ઉતારા શાલિભદ્રરાસમાંથી, પ્રેમલા લચ્છીમાંથી માધવાનળની કથામાંથી અને પ્રદ્યુમ્ન પ્રબંધમાંથી આપવામાં આવ્યા છે, અને બ્રાહ્મણી શૈલીના ઉતારા નાકર કૃત ઓખાહરણમાંથી, મેધજી કૃત હનુમાન ચરિત્રમાંથી, શિવદાસ કૃત નરકાસુર આખ્યાનમાંથી અને અકબર બાદશાહના સમયના એક ખતમાંથી અપાયા છે. ૧૮ મા શતક માટે જૈન શૈલીના ઉતારા કુસુમશ્રી રાસમાંથી, અશોકચંદ્ર તથા રોહિણી રાસમાંથી, કામપચીસીમાંથી અને ઉદયરત્નની કવિતામાંથી આપેલા છે; અને બ્રાહ્મણી શૈલીના ઉતારા પ્રેમાનંદના ઓખાહરણમાંથી, અખેગીતામાંથી, ગોપાળ કૃત જ્ઞાનદર્પણમાંથી, નાથભવાનના ગીતાના ગદ્ય ભાષાંતરમાંથી અને બે દસ્તાવેજોમાંથી આપ્યા છે. સં. ૧૯ મા શતકના જૈન શૈલીના ઉતારા મુનિ ક્ષમા કલ્યાણ અને મુનિ સૌભાગ્ય સાગરની કવિતામાંથી, અને બ્રાહ્મણી શૈલીના ઉતારા કાળીદાસના પ્રલ્હાદ આખ્યાનમાંથી, દયારામ કૃત રૂકમણીજીના વિવાહમાંથી, ગદ્યમાં લખાએલી ગણિતની રીતોમાંથી અને એક દસ્તાવેજમાંથી આપ્યા છે.

૭. સાતમા અંકમા સંવત ૧૧૫૬ ના તામ્રલેખની નકલ, અને રા. નરસિંહરાવે મારો લેખ પૂરો થતા અગાઉ કેટલીક ટીકા કરેલી તે સામેનું લખાણ અને કંઈક પ્રેમાનંદનાં નાટકોના પક્ષકારો વિષેના તેમના લેખમાં મને લાગુ થતી બાબતની સહેજ ટીકા આપી છે.

૮. આઠમો અંક પારસી સાહિત્ય માટે રોક્યો છે. પારસીઓ પ્રથમ કેવું લખતા, તેમને શુદ્ધ લખવામાં કેવી અડચણો પડતી, સાહિત્ય સેવા તેમણે કેવી બજાવી છે, તેમને માટે અભ્યાસ કરવાનાં સાધન ક્યાં છે, તેમના સાહિત્યનો વિસ્તાર કેટલો છે તે વગેરે બતાવી છેવટ શરૂઆતના ને હાલના પારસી લખાણમાં કેટલો ફેર પડ્યો છે તે જાણવા સારૂ બંને સમયના ઉતારા આપવામાં આવ્યા છે.

૯. ગુજરાતી ભાષાના ઇતિહાસ અને બંધારણ સંબંધી નિર્ણય કરવામાં વિદ્વાનોને કંઇ અંશે પણ ઉપયોગી થાય, એ આ લેખ લખવાનો મુખ્ય હેતુ છે. રા. નરસિંહરાવે કેવા ભાવથી લખ્યું છે, તેમાં સચ્ચાઈ કેટલી છે, અને તેમનાં અનુમાન કેવાં છે તે જણાવવું એ બીજો હેતુ છે.

૧૦. રા. નરસિંહરાવે * પાલોના લેખમાં ભૂલો કરેલી બતાંવવામાં આવી છે; પણ તે ઉપરથી તે અજ્ઞાન છે, અને તેમ છતાં એવા વિષયમાં શા માટે માથુ મારે છે, .એમ કહી શકાય નહિ: ભૂલ તો બ્રહ્માથી ઉતરી આવી છે; માણસ માત્ર ભૂલને પાત્ર છે. રા. નરસિંહરાવ સામાનાં ચાંદાં ખોળવામાં વધારે તત્પરતા બતાવે છે, ભૂલો કાઢવી ને ટીકા કરવી .એ ધંધો તેઓ લઈ બેઠા છે, જે કંઈ ધક્કે ચઢયું તે વિષે ઉતાવળે મન બાંધી દેવું અને પકડેલું પૂછડું છોડવું જ નહિ એ તેમની ટેવ છે. × પ્રેમાનંદ પુરાણી જેવું સંસ્કૃત જાણતો હશે (જાણે પોતે તેની પરીક્ષા લીધી હોય) અને વ્રજલાલ શાસ્ત્રી સારૂં સંસ્કૃત નહોતા જાણતા એમ તેઓ કહે છે, તથા એમના કરતાં ચઢતી: પદી ધારણ કરનારા તેમના હિસાબમાં નથી; એથી તેમને પોતાના જ્ઞાનનું અજીર્ણ થયું હોય એમ ભાસે છે. પ્રાચીન કાળમાં કોઈ પંડિતો વિદ્યાના ભારથી પેટ ફાટી જશે એમ સમજી પેટે લોઢાના પાટા બાંધતા તેમ એમને ન કરવું પડે તો સારૂં!

૧૧. દિલગીર છું કે મારા સ્વભાવ વિરૂદ્ધ મારે "એ મોઇને એ દાવ" (To pay him in the same coin) જેવું કરવું પડયું છે. પરંતુ હું રા. નરસિંહરાવને ખાત્રી આપું

---

* તેમના સ્વભાવ પ્રમાણે મારો આખો લેખ પૂરો થાય તેની રાહ પણ ન જોતાં પ્રથમ અંક ઉપર જ ટીકા કરવા મંડી પડયા; પણ તેમણે વારે વારે ખોટી કરેલી ટીકાના જોઇએ તેટલા રદીઆ આ લેખમાં અપાઈ ગયા છે. મારૂં જણાવવું વિશ્વાસપાત્ર તેમને લાગતું નથી એ નવાઈ છે; પણ તેમની પોતાની રહેણી કરણીનું પરાવર્તન કે વદીભવન તેમની નજરે દેખાતું હોય તો ભગવાન જાણે ! સામાના લખાણને મારી મચરડી પોતાના મત તરફ વાળતાં રા. નરસિંહરાવને ઠીક આવડે છે, પરંતુ સુજ્ઞ વાંચનાર તેથી છેતરાશે નહિ. મેં જે પૂર્વે મત આપેલું છે તેને હું હજી પણ સકારણ વળગી રહું છું, અને ફરીથી જણાવું છું કે પ્રેમાનંદના સમયની ભાષા લગભગ હાલની ભાષા જેવી છે, અને પ્રેમાનંદના પૂર્વની બસેં વર્ષની ભાષામાં અને પ્રેમાનંદના વખતની ભાષામાં ઝાઝો ફેર પડયો નથી. ( આ વાત અલબત જૈન શૈલીને લાગુ નથી ).

× "કાશ્મીર મુખ મંડણી" એવો માધવાનળની કથામાં પાઠ છે તેનો જે અર્થ મેં કર્યો છે તે ખોટો છે અને પોતે કરેલો જ અર્થ ખરો છે, એમ તેઓ છેવટ સુધી કહ્યા કરે છે, પરંતુ બીજા લખનારાઓના પુરાવાથી તેમનો અર્થ આ ઠેકાણે બંધ બેસતો નથી એવું સાહિત્ય માસિક વાંચનારા જોઈ શક્યા હશે. જાણે પોતાની જોડણી તે બ્રહ્માના અક્ષર હોય અને તે ઉપર બાદશાહી મોહોર છાપ મારવામાં આવી હોય તેમ તે કાયમ રાખવા-ના ફેરવવા-તેઓ જે માસિકમાં લેખ છપાવા મોકલે છે તેના તંત્રીને લખી જણાવે છે. કદાચ તેઓ એમ માનતા હશે કે આખરે તેમની જોડણી જ સર્વમાન્ય થશે, અથવા પોતાનો ચોકો સૌથી જૂદો જ રાખવામાં તેઓ વડાઈ માનતા હશે. અમારો ચોકો જ ચોખ્ખો, અને બીજા સર્વના ચોકામાં બોળાવાડો એમ પણ હોય ! ખંભાત શબ્દ, ચંદ્ર ચંદ્રિકા, આમંત્રણ નિમંત્રણ, વાયુનું ફૂંકાવું જેવા ઓછા અગત્યના વિષયો પાછળ સમયનો ને બુદ્ધિબળનો વ્યય કરવા કરતાં તેઓ કોઈ મહત્વનાં કામ લઈ બેસે તો કેવું સારૂં ? તેઓ વિદ્વાન છે તેથી તેઓ ધારે તો સાહિત્ય સેવા સારી રીતે બજાવી શકે એમ છે.

છું કે તેઓ હવે પછી મારી વિરુદ્ધ ગમે તેવું ને ગમે તેટલું લખશે, તો પણ મારા મોંમાંથી વરાળ સરખી પણ નીકળશે નહિ. કડવા ઓસડ માટે હું તેમની ફરીથી માફી માગું છું.

૧૨. સંસ્કૃતમય ગુજરાતી ભાષા કરવાની અભિલાષા રાખનાર સામે સામાન્ય રીતે મારે કંઈક સખત લખવું પડયું છે, તેને માટે હું તેમની ક્ષમા માગું છું, અને ઇચ્છું છું કે સાક્ષરોમાં પડેલાં તડ ભેગાં થાય, જોડણી, પ્રાંત પ્રયોગ, ગ્રામ્ય પ્રયોગ, અને અશિષ્ટપણાની ખેંચમખેંચા બંધ પડે તથા નેવનાં પાણી મોભે ચઢાવ્યાને બદલે આપણી વિશાળ, સુકોમળ, અને સરળ ભાષાની ખીલવણી કરવા પાછળ કવીશ્વર પ્રેમાનંદની પેઠે દૃઢ પ્રતિજ્ઞા લઈ સતત પ્રયાસ કરે. દરેક નાટકને છેડે કવિવર્ય પ્રેમાનંદે પોતાની માતૃ ભાષાની ઉન્નતિ માટે કાઢેલા ઉદ્‌ગાર સંબંધે રા. નરસિંહરાવે આક્ષેપ લીધેલો છે, કેમકે તે નાટકો પ્રેમાનંદનાં છે જ નહિ એમ તેઓ માની બેઠા છે. વિશેષમાં પ્રેમાનંદે સ્વભાષાની ખીલવણી માટે લીધેલી પ્રતિજ્ઞા સંબંધે પણ તેઓ પુરાવો માગે છે, તેથી અપભ્રષ્ટ શબ્દોવાળી ગુજરાતી માટે તેઓ કેવું અભિમાન ધરાવતા, તે સંબંધે શામળશાના મોટા વિવાહની અંતે શામળ પાસે તેઓ જે બોલાવે છે તે નીચે આપુ છું:—

રાગ મારૂ.

આ વાણી સુણી એક વિદ્વાને, જે સંસ્કૃતનો પાઠી રે;
શાસ્ત્ર વિરુદ્ધ તમે કેમ બોલો, ડોલો વાણી કહી કેમ માઠી રે. ૧૮
તમો વ્યર્થ બોલો, વ્યર્થ ચાલો, વ્યર્થ બકો' લાગે પાપ રે;
નિત્યની ભાષા શું ભ્રષ્ટ થયેલી, નથી બોલતા આપ રે? ૨૭
મુજ પિતા સંસ્કૃત ન જાણે, એમ તમારા તે મનમાં રે;
જાણે છે તેમાં પણ ગુણ ગાયા નહિ, રખે તપો તમે તનમાં રે. ૨૮
તૃમ હોય તેને તૃમ કરેથી, કહો કંઈ ફળ થાય રે;
સ્વભાષા અપૂર્ણ રાખી, ધાયા તેને કોણ ધાય રે. ૨૯
જો ઇચ્છા હોય તમારી તો, કો' તે વૃત્તમાં શ્લોક કહીએ રે;
જેટલો શ્રમ પ્રાકૃતમાં છે, તેટલો શ્રમ સંસ્કૃતમાં ન લહીએ રે. ૩૦
શબ્દનો સાગર જેમાં ભરિયો, દરિયો મળે કોણ દુઃખી રે;
(પણ) અલ્પ શબ્દના સરોવરમાં ઝીલવું, કો' તમે કોણ સુખી રે. ૩૧
શબ્દ ન્યૂનતાએ શબ્દ પ્રયોગમાં, પોડામાં ન આવે ખૂબી રે;
પણ યુક્તિએ પદ રચેલાં જુઓ, શ્રોતા વક્તા જાઇએ ડુબી રે. ૩૨
કવિ કે' ઇશ્વરની સા'ય વાળો, શામળ ઓધા સંશય ભાગે રે;
હું તો તુચ્છ કવિ કોઈ ન જાણું, બહુ મોટા થઈ જોવા આગે રે. ૩૪
ગણ્યાં ગાંઠયાં વાક્ય ને શબ્દો પડે, નાગર પંડિત નમાવ્યા રે!
તો એ વિષય પર ગ્રંથ કુવેથી, નાગર પંડિત જાત હઠાવ્યા રે. ૩

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળો

# વસન્ત.

## વર્ષ ૧૪ મું.

### સંવત ૧૯૭૧–૭૨.

અનુક્રમણિકા.

# અનુક્રમણિકા.